પ્રકાશક –
શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોધાર
ફંડના મેનેજિંગ ટ્રસ્ટી —
મોતીચંદ મગનભાઇ ચોકસી
C/o ૩૨૭, સરદાર વલ્લભભાઇ રોડ,
મુંબઇ ૪.

નકલ ૧૦૦૧

પ્રથમાવૃત્તિ

કિંમત રૂ 40 00

ઇ સન ૧૯૬૯

વિ સં ૨૦૨૫

વીર સં. ૨૪૯૫

પ્રાપ્તિસ્થાન –
૧ શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોધાર ફંડ,
ઠે બડેખાનો ચકલો, ગોપીપુરા,
સુરત–૨

૨ ચંદ્રકાંત સાકરભાઇ ઝવેરી,
ઠે ૩૧–૩૩, ખારા કુવા, ૩જે માળે,
મુંબઇ–૨

૩ નરેન્દ્ર જગમોહનદાસ,
ઠે માગરોળ મેનશન, ગનબાવ સ્ટ્રીટ,
૨ જે માળે, કોટ
મુંબઇ–૧

મુદ્રક :
ધર્યકુમાર ગી. શાહ
આશા પ્રિન્ટર્સ
૧૦૮, કેશવજી નાયક રોડ,
મુંબઇ–૯

# પ્રકાશકીય નિવેદન

શ્રી જૈન આગમ આદિ ધર્મસાહિત્ય વિપુલ પ્રમાણમા સંશોધનપૂર્વક પ્રકાશિત થાય, તે શુભાશયથી પ. પૂ. આગમોદ્ધારક આનંદસાગર સૂરીશ્વર મહારાજના સદુપદેશથી વિ. સ. ૧૯૬૪ ની સાલમા મુમ્બાપુરીના ચાતુર્માસ દરમ્યાન સૂરતનિવાસી વીસા ઓસવાલજ્ઞાતીય શેઠ ગુલાબચંદ દેવચંદ અને તેમના કુટુમ્બી વર્ગ તરફથી એક લાખ ઉપરાંતની નાદર રકમ અનામત કાયમ રહે અને તેના વ્યાજમાથી દરેક વર્ષે પ્રકાશિત થતા સાહિત્યને લાગત કિંમતથી અર્ધકિંમતે આપવાની ભાવનાથી પોતાના પિતાની સ્મૃતિ–નિમિત્તે 'શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ' એ નામની સંસ્થા સ્થાપન કરી અને આગમ આદિ ધર્મશાસ્ત્રગ્રન્થો વિવરણ સહિત સંપાદિત અને પ્રકાશિત થવા લાગ્યા. આજ સુધીમા આ ગ્રન્થ સાથે કુલ ૧૨૦ ગ્રન્થરત્નો અમારી સંસ્થાએ પ્રકાશિત કર્યા. જેનો ઉપયોગ આજે આચાર્યાદિ મુનિભગવંતો તથા દરેક ભંડારો સારા પ્રમાણમાં કરી રહેલા છે.

પ. પૂ. આગમોદ્ધારક આચાર્ય મહારાજ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજીનો બાલ્યકાળથી નિકટનો પરિચય હોવાથી પ્રેરણા આપતા કે સમય મળે ત્યારે યોગશાસ્ત્રનો સ્વાધ્યાય—વાચન કરતા રહેવુ, અને યોગ મળે ત્યારે સળગ વિવરણ સહિત તેનું સંપૂર્ણ ભાષાન્તર કરાવી પ્રકાશિત કરાવવુ. ઘણા લાંબા સમયથી આ કાર્ય માટે ઘણા આચાર્યાદિ મુનિભગવંતોને વિનંતિ કરતો હતો, પરંતુ સફળતા મળતી ન હતી યોગાનુયોગ મુંબઈમા ગુરુવંદનાર્થે જતા પ. પૂ. આગમોદ્ધારક આચાર્યશ્રીના જ શિષ્ય જેમણે પ્રાકૃત કુવલયમાલા મહાકથા, તથા પ્રા. સમરાદિત્ય મહાકથાના અનુવાદ કર્યા, તે **આ. શ્રી હેમસાગરસૂરિજી મહારાજને** અભ્યર્થના કરતો હતો તેઓએ અભ્યર્થનાનો સ્વીકાર કરી ટુંક સમયમા વિવરણ–સહિત યોગશાસ્ત્રના બારે પ્રકાશનો અક્ષરશ. અનુવાદ લખી આપ્યો અને મુદ્રણકાર્ય શરૂ કરાવ્યુ. આજે અમારી સંસ્થા આવા મહાન ગ્રન્થને અનુવાદ સાથે પ્રકાશિત કરી વાચકવર્ગના કરકમલમા અર્પણ કરતા કૃતાર્થતા અને ધન્યતા અનુભવે છે. આવા ઉત્તમ અને નિત્ય શ્રાવકોપયોગી કર્તવ્યોનો બોધ કરાવનાર તથા યોગવિષયનુ તાત્ત્વિક જ્ઞાન કરાવનાર સવિવરણ યોગ-શાસ્ત્રનો સંપૂર્ણ અક્ષરશ· અનુવાદ કરી આપનાર અનુવાદક મહાશયનો ઉપકાર સંસ્થાને અવિસ્મરણીય રહેશે. તેમજ અનુવાદ લખાયા પછી પ્રાચ્યવિદ્યામંદિર (ઓરિયન્ટલ ઇન્સ્ટિટ્યૂટ) વડોદરારાજ્યના નિવૃત્ત જૈનપંડિતવર્ય **લાલચંદ ભગવાન ગાંધી** જેઓ પ્રાચ્યગ્રન્થોના એક સારા સંશોધક અને સંપાદક છે, તેઓએ આખો અનુવાદ મેળવીને તપાસી આપ્યો છે, પ્રૂફો સમયસર વાંચી આપ્યા છે. તેમને પણ આ સ્થળે અમે ભૂલી શકતા નથી. અને વાચકવર્ગ આ ગ્રન્થનુ વાચન પઠન–પાઠન કરી આત્માનુ ઉત્તરોત્તર કલ્યાણ સાધો–એ જ અભિલાષા.

વિ. સં. ૨૦૨૫ મહા શુદિ ૧૩
તા. ૩૧–૧–૬૯ શુક્રવાર

**મોતીચંદ મગનભાઇ ચોકસી**
ઓન. મેનેજિંગ ટ્રસ્ટી



# શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ

ગોપીપુરા, બડેખાનો ચકલો, સૂરત.

| ગ્રંથાંક | | રૂા. પૈસા |
|---|---|---|
| ૮૫ | આવશ્યકસૂત્ર, મલયગિરિકૃત ટીકાયુક્ત ભા. ૩જો ... ... ... | ૨–૫૦ |
| ૯૫ | વીતરાગસ્તોત્ર અવચૂર્ણિ, વિવરણ અને ભાષાતર સમેત ... ... | ૧–૫૦ |

## વેચાણમાં નવીન પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧૦૧, ૧૧૫ | અલ્પપરિચિત સિદ્ધાન્તકોષ ૧–૨ ... ... ... | ૬/૫ |
| ૧૦૨ | શ્રાવકધર્મપંચાશિકા... .. ... ... . | ૨–૦૦ |
| ૧૦૩ | દશવૈકાલિકવૃત્તિ સુમતિસાધુકૃત .. ... .. ... | ૩–૦૦ |
| ૧૦૪, ૧૧૨ | ઉત્તરાધ્યયન અવચૂરિ ભાગ ૧–૨ ... .. .. | ૪ /૫ |
| ૧૦૫ | પિંડનિર્યુક્તિ અવચૂરિ .. .. . .. | ૩–૦૦ |
| ૧૦૬ | શ્રાદ્ધવિધિ + વિધિકૌમુદી . .. ... ... | ૪–૦૦ |
| ૧૦૭, ૧૧૩ | નદીઅવચૂરિ ભા. ૧–૨ .. ... . .. | પ્રેસમા |
| ૧૦૮ | આવશ્યક અવચૂર્ણિ ભા. ૧–૨ ... .. .. .. | ૫ / ૩ |
| ૧૦૯–૧૧૦ | સૂયગડાગદીપિકા ભા. ૧–૨ .. ... . ... | ૫ / ૩ |
| ૧૧૧ | જમ્બૂદ્વીપપ્રજ્ઞાપ્ત ચૂર્ણિકરણ ... .. . ... | પ્રેસમા |
| ૧૧૪ | જ્ઞાતાસૂત્ર . .. ... | ,, |
| ૧૧૬ | અલ્પપરિચિત સિદ્ધાન્તકોશ ભા ૩ . .. . | ,, |
| ૧૧૭ | ભગવતી–અવચૂરિ . ... .. .. | ,, |
| ૧૧૮ | આચારાગ–દીપિકા .. . .. | ,, |
| ૧૧૯ | જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિવૃત્તિ . .. . | ,, |
| ૧૨૦ | યોગશાસ્ત્ર ( સવિવરણ )નું ભાષાતર અનુ હેમસાગરસૂરિ . | ,, |
| ૧૨૧ | ઓઘનિર્યુક્તિ–અવચૂરિ ... . .. .. | ,, |
| ૧૨૨ | સ્થાનાગ–દીપિકા ... | ,, |
| ૧૨૩ | આવશ્યક અવચૂર્ણિ ભા. ૩જો . . . | ,, |
| ૧૨૪ | ચઉપ્પનમહાપુરિસચરિય પ્રા નુ ભાષાન્તર અનુવાદક–હેમસાગરસૂરિ | ,, |

## શ્રી આગમોદય–પ્રકાશન–સમિતિ

| | | |
|---|---|---|
| ૧ | ભક્તામરસ્તોત્ર–પાદપૂર્તિરૂપ કાવ્ય બીજો ભાગ ભાષાન્તર . | ૩–૫૦ |
| ૨ | જીવસમાસ પ્રકરણ શતક . . | ૧–૫૦ |
| ૩–૪ | સ્તુતિચતુર્વિંશતિકા સચિત્ર સસ્કૃત | ૮–૦૦ |
| | ધનપાલવૃત્તિ . | ૬–૦૦ |
| ૩ | લોકપ્રકાશ વિભાગ બીજો–૧૨ થી ૨૦ ... | ૩–૫૦ |
| ૪ | નયાદિ અનુક્રમણિકા | ૨–૦૦ |



# અનુવાદકીય નિવેદન

**णमोत्थु ते वीयरागाणं।**

સર્વજ્ઞ કેવલી તીર્થંકર ભગવંતે નિરૂપણ કરેલ અનંત-દુ:ખસ્વરૂપ, દુઃખફલ અને દુઃખપરંપરાવાળા, ચાર ગતિ અને ૮૪ લાખ જીવયોનિસ્વરૂપ આ સંસારમાં જીવને ભવિતવ્યતા પરિપક્વ થવાના કારણે, ઉત્તરોત્તર પુણ્યપ્રકર્ષ થવાના યોગે મનુષ્યજન્મ, આર્યક્ષેત્રાદિ ધર્માનુકૂલ સમગ્ર સામગ્રી પ્રાપ્ત થઈ સામગ્રી પ્રાપ્ત થયા છતાં સદ્‌ગુરુ-સમાગમ, ગીતાર્થ ગુરુમુખથી પ્રભુ-વાણીનું શ્રવણ-પરિણમન અત્યન્ત દુર્લભ છે

પૂર્વના મહાગીતાર્થ જ્ઞાની પુરુષોએ ભાવી ભવ્યાત્માઓને અને ચતુર્વિધ શ્રીસંઘને હિતકારક-ઉપકારક થાય, તેવા શુભહેતુથી અનેક શાસ્ત્રો, ગ્રન્થો, પ્રકરણો, ચરિત્રો વગેરેની ચારે અનુયોગગર્ભિત અનુપમ રચનાઓ કરી છે. જો કે તેમાંની સર્વ રચનાઓ વર્તમાનમાં ઉપલબ્ધ નથી, કાલાન્તરે અનેક કારણે એ વિચ્છેદ-નષ્ટ થવા પામી છે, છતાં પણ વર્તમાન કાલમાં અનેક નગરોના પ્રાચીન અને અર્વાચીન જૈન જ્ઞાન-ભંડારોમાં આગમાદિ શાસ્ત્રોના મુદ્રિત અને અમુદ્રિત પ્રતિઓ અને પુસ્તકો હજારોની સંખ્યામાં ઉપલબ્ધ છે

પૂર્વના ઉપકારી મહાપુરુષ શ્રીજિનભદ્રગણિક્ષમાશ્રમણ, ૧૪૪૪ ગ્રન્થકર્તા આ શ્રીહરિભદ્રસૂરિજી મ., કલિકાલસર્વજ્ઞ આ. શ્રીહેમચન્દ્રાચાર્ય મ., મલધારી શ્રીહેમચંદ્રસૂરિજી, નવાંગી ટીકાકાર શ્રીઅભયદેવસૂરિજી મ મલયગિરિજી આદિ વિદ્વાન્ આચાર્યોએ પોતાના જીવનની એક પણ પળ સંયમસાધના સાથે જ્ઞાનોપાસના સિવાયની નિરર્થક ગુમાવી નથી. વર્તમાનમાં આપણે જેમના પઠન-પાઠન-શ્રવણ દ્વારા આનંદરસ આસ્વાદી રહેલા છીએ.

તે પૈકી કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે પણ અનેકાનેક વિષયોની સર્વતોમુખી ગ્રન્થરચનાઓ કરેલી છે જેને સમર્થ વિદ્વાનોએ અનેક સ્થળે પ્રશંસાના પુષ્પોથી સન્માન્યા છે તેમાં વિશેષ કરીને પરમાર્હત કુમારપાલ ભૂપાલને નિરંતર સ્વાધ્યાય કરવા માટે મૂળ ૧૨૦૦ શ્લોકો અને વિવરણ સાથે બાર હજાર શ્લોક-પ્રમાણ બાર પ્રકાશવાળા આ યોગશાસ્ત્રની અપૂર્વ રચના કરી જેમાં આ લોક અને પરલોકનું જીવન કેવી રીતે પવિત્ર બનાવવું ? તે માટે આચાર્યશ્રીએ વિસ્તારથી હૃદયંગમ શૈલીથી વિવેચન કરેલું છે

પહેલા પ્રકાશમાં ભ. મહાવીરની સમભાવવાળી કરુણા દૃષ્ટાંતપૂર્વક સમજાવી સમ્યગ્જ્ઞાન-દર્શન અને ચારિત્ર એ રત્નત્રયીરૂપ યોગને મોક્ષના કારણરૂપે સમજાવેલ છે બીજા અને ત્રીજા પ્રકાશમાં સમ્યક્ત્વ, મિથ્યાત્વનું સ્વરૂપ સમજાવી શ્રાવકોના બાર વ્રતો, ચોથા પ્રકાશમાં ક્રોધાદિ કષાયો પર વિજય અને ઈન્દ્રિયજય, મન.શુદ્ધિ, સમભાવ, ધ્યાન, મૈત્રીઆદિ ચાર અને અનિત્યાદિ બાર ભાવનાઓ, ધ્યાન માટેના સ્થળ અને આસનો, પાંચમા અને છઠ્ઠા પ્રકાશમાં પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, સાતથી અગિયાર સુધીના પ્રકાશમાં પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત, ચાર ધ્યાન ઉપરાંત ધર્મધ્યાન અને શુક્લધ્યાનનું સ્વરૂપ પેટાભેદો સહિત વિસ્તારથી સમજાવ્યું છે બારમા પ્રકાશમાં પોતાના યોગાનુભવ, મનનો જય, પરમાનંદ યોગ, અભ્યાસક્રમ, તત્ત્વજ્ઞાન, ઉન્મનીભાવ જણાવી આત્મોપદેશ આપ્યો છે પાતંજલ યોગદર્શનમાં કહેલ આઠ યોગાંગના ક્રમથી સાધુ અને ગૃહસ્થના જીવનની આચાર-પ્રક્રિયા-યમ-નિયમાદિનું જૈનશૈલી અનુસાર વર્ણન કરેલું છે. તેની સાથે દિગંબરાચાર્ય શુભચંદ્રગણિએ રચેલા જ્ઞાનાર્ણવ તથા કાર્તિકેયની અનુપ્રેક્ષામાંના પદસ્થાદિ ધ્યાનોનું સ્વરૂપ

સરખાવી શકાય.[1] આ સિવાય આયુષ્ય જાણવાની-કાલજ્ઞાનની રીત, નાડી-સ્વરોદયજ્ઞાન, પરકાયપ્રવેશ, તથા છેલ્લે વિક્ષિપ્ત, યાતાયાત, શ્લિષ્ટ અને સુલીન એવા મનના ચાર ભેદોનુ વર્ણન કરી પોતાનો સ્વાનુભવ બતાવ્યો છે.

આ યોગશાસ્ત્ર એ જૈનોના તત્ત્વજ્ઞાનનો અને આચારનો મહત્ત્વનો પાઠ્યગ્રન્થ છે. આ ઉપરાત આમા પ્રસગાનુસાર દૃષ્ટાતો, તથા ચૈત્યવદન, ગુરુવદન, આવશ્યક, પ્રત્યાખ્યાન(પચ્ચક્ખાણ) આદિ સૂત્રોના અર્થો વિસ્તારથી સમજાવ્યા છે આમા શ્રાવકો માટે જન્મથી મરણ સુધીમા કરવા લાયક તમામ અનુષ્ઠાનોનુ નિરૂપણ કરેલુ છે.

ગ્રન્થની મૂળભાષા સસ્કૃત હોવાથી શ્રાવકોને તેટલો અભ્યાસ ન હોવાથી, જો ગુજરાતીમા તેનો અનુવાદ થાય, તો સસ્કૃતભાષાના અનભિજ્ઞ-અજાણને પણ સ્વાધ્યાય-વાચન સુલભ થાય.

જો કે પહેલા અપૂર્ણ ભાષાન્તરો થયા છે, પ. પૂ. આગમોદ્ધારક શાસનસરક્ષક આચાર્ય શ્રીસાગરાનદ સૂરીશ્વરજી મ.ની યોગશાસ્ત્રનો સપૂર્ણ અનુવાદ કરાવી પ્રગટ કરવા પ્રેરણા પામેલા શ્રાદ્ધધર્મપરાયણ મોતીચદ મગનભાઈ ચોકસી તરફથી કેટલાક વર્ષો પહેલા અભ્યર્થના થયેલ, પરતુ પ્રાકૃત ગ્રન્થોના અનુવાદ તરફ વિશેષ લક્ષ્ય જવાથી તે માટે વિલબ થયો.

પ્રા. કુવલયમાલા મહાકથા, તથા પ્રા. સમરાદિત્યમહાકથાના અનુવાદ પૂર્ણ થયા બાદ તેઓએ પુન. સ્મરણ કરાવ્યુ, જેથી તે કાર્યનો આરભ કરી, સતત કાર્યશીલ બની, ધાર્યા કરતા ટૂક સમયમા સમગ્ર અનુવાદ શાસનદેવની સહાયતાથી, તથા સહવર્તી શિષ્યો મુનિરાજ શ્રીમનોજ્ઞસાગરજી, મુનિ શ્રીનિર્મળસાગરજી, મુનિશ્રીનદી-ષેણસાગરજી અને મુનિ શ્રીજયભદ્રસાગરજીના સહકારથી પૂર્ણ કર્યો.

તેમા કોઈ ત્રુટિ ન રહેવા પામે, તે માટે પડિતવર્ય લાલચદ ભગવાન ગાધી પાસે સશોધન કરાવી મુદ્રણકાર્ય શરૂ કરાવ્યુ, તે હાલમા પૂર્ણ થઈ પ્રકાશમા આવે છે

—આજે તે સવિવરણ યોગશાસ્ત્રનો અનુવાદ વાચકવર્ગના હસ્તકમલમા સમર્પણ કરી કૃતાર્થતા અનુભવુ છુ
ગોડીજી જૈન ઉપાશ્રય, મુબઇ સવત ૨૦૨૫ માઘ શુ ૫ લિ. હેમસાગરસૂરિ

---

૧ દિ૰ વિદ્વાન શુભચદ્રનો **જ્ઞાનાર્ણવ**, શ્રી હેમચદ્રાચાર્યના પ્રસ્તુત **યોગશાસ્ત્ર** સાથે ઘણા શ્લોકોમા, સામ્ય ધરાવે છે. કેટલાક શુભચદ્રને શ્રીહેમચદ્રાચાર્ય પહેલા થઈ ગયેલા સમજી તેના ગ્રથમાથી હેમચદ્રાચાર્યે અવતરણો-શ્લોક-પરાવર્તનો કર્યા હશે-તેવી શકા કરે છે, પરતુ અમારી સમજ પ્રમાણે પ યોગી શુભચદ્રનો સમય શ્રીહેમચદ્રાચાર્ય પછીનો છે પ આચાર્ય શ્રીશુભચદ્રે રચેલ **જ્ઞાનાર્ણવ** (યોગપ્રદીપાધિકાર)નુ ૧ તાડપત્રીય પુસ્તક જે સ ૧૨૮૫મા વૈ શુ ૧૦ના ગોમડલમા લખાવીને **જાહિણિ** સયતિકાએ ધ્યાનાધ્યયનશાલી તપશ્રુત-નિધાન તત્ત્વજ્ઞ યોગી મહાત્મા **શુભચદ્ર**ને અર્પણ કર્યું હતુ તે એ જ શુભચદ્ર જણાય છે પાટણ (ગૂજરાત)માં ખેતરવસી પાડાના જૈન ભડારમા ન. ૧૩ની એ પ્રતિનો અતિમ ઉલ્લેખ અમે પાટણ જૈન ભડાર-ગ્રથસૂચીમા દર્શાવ્યો છે. (ગાયકવાડ ઓ. સિરીઝ ન ૭૬; જુઓ પૃ. ૨૭૬-૨૭૭) એથી સભવિત છે કે શ્રીહેમચદ્રાચાર્યના 'સ્વોપજ્ઞ' યોગશાસ્ત્રના આધારે શ્રીશુભચદ્રે જ્ઞાનાર્ણવની રચના કરી હશે.

—લા૰ ભ.

# પ્રસ્તાવના

શ્રીજૈનપ્રવચનના મહાન્ પ્રભાવક, સમર્થ ધર્મોપદેશક 'કલિકાલ-સર્વજ્ઞ' બિરુદથી પ્રખ્યાત આચાર્ય [1]શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી આજથી આઠસો વર્ષો પહેલાં-વિક્રમની બારમી અને તેરમી સદીમા (સંવત ૧૧૪૫ થી ૧૨૨૯મા) વિવિધ સાહિત્યની રચના કરી સમાજ પર શ્રેષ્ઠ ઉપકાર કરી ગયા—એ સુવિદિત છે.

સત્કર્તવ્ય-નિષ્ઠ પરોપકાર-પરાયણ રાજ-માન્ય, લોક-માન્ય, વિદ્વન્માન્ય, શ્રીસંઘમાન્ય, ગૂજરાતનુ ગૌરવ વધારનાર, ગૂજરાતના એ સપૂત ધર્માચાર્યની પ્રસ્તુત શ્રેષ્ઠ કૃતિ સંસ્કૃત યોગશાસ્ત્ર અપરનામ અધ્યાત્મોપનિષદ્‌ને ગૂજરાતી અનુવાદ સાથે વાચી વિચારી જિજ્ઞાસુ સજ્જન વાચકો પ્રમુદિત થશે-એવી પૂર્ણ આશા છે.

ગૂર્જરેશ્વર પરમાર્હત મહારાજા [2]કુમારપાલના પણ આપણે સૌ આભારી છીએ કે, જેમની સદ્‌ભાવનાભરી પ્રાર્થના-પ્રેરણાને અનુસરી ધર્માચાર્ય શ્રીહેમચંદ્રાચાર્યે આવા ઉત્તમોત્તમ શ્રેષ્ઠ શાસ્ત્રની રચના લોક-કલ્યાણ માટે કરી.

પ્રાચીન સમયમા મહર્ષિ પતંજલિએ સંસ્કૃત સૂત્રાત્મક સાંખ્ય-પ્રવચનરૂપ યોગાનુશાસન-યોગશાસ્ત્રની રચના કરી હતી જેમાં ૧ સમાધિપાદ, ૨ સાધનપાદ, ૩ વિભૂતિપાદ અને ૪ કૈવલ્યપાદ એવા ૪ વિભાગો છે. તેના ઉપર વ્યાસનુ ભાષ્ય, તથા વાચસ્પતિમિશ્રની વૃત્તિ અને ધારેશ્વર મહારાજા ભોજદેવની 'રાજમાર્તંડ' નામની વૃત્તિ અન્યત્ર પ્રસિદ્ધ છે.

—એથી જુદી શૈલીમાં જૈનપ્રવચનને અનુસરતી પ્રસ્તુત યોગશાસ્ત્રની રચના શ્રીહેમચંદ્રાચાર્યે ૧૨ પ્રકાશમા વિભક્ત કરી સુગમ સંસ્કૃત પ્રાસાદિક ૧૦૦૯ જેટલા પદ્યોમાં કરી છે. તેના ૧લા પ્રકાશમા અનુષ્ટુપ્ શ્લોકો ૫૬, ૨જામા શ્લો૦ ૧૧૫, ૩જામા ૧૫૬, ૪થામા ૧૩૬, ૫મામા ૨૭૩, ૬ઠ્ઠામા ૮, ૭મામા ૨૮, ૮મામા ૮૧, ૯મામાં ૧૬, ૧૦ મામાં ૨૪, ૧૧ મામાં આર્યા ૬૧ અને ૧૨ મામા ૫૩ પદ્યો, છેલ્લે ૨ શાર્દૂલવિક્રીડિત વૃત્ત-એવી રીતે ૧૦૦૯ પદ્યોમા આ સ્વોપજ્ઞ મૂળ યોગશાસ્ત્રની સરસ સંકલના છે, તેના ઉપર બારહજાર શ્લોક-પ્રમાણ તેમનુ જ સ્પષ્ટ સ્વોપજ્ઞ વિવરણ છે. તેના પ્રારંભમા, પ્રાન્તમા અને પ્રત્યેક પ્રકાશના અંતમા આ રચનાના પ્રેરક, પ્રાર્થના કરનાર, શ્રવણ કરવા ઇચ્છનાર પરમાર્હત મહારાજા કુમારપાલનો ઉલ્લેખ જોઈ શકાય છે.

**યોગશાસ્ત્રની સંકલના**—પ્રસ્તુત યોગશાસ્ત્રના ૧૨ પ્રકાશોની સંકલના આ રીતે છે—

[**૧લા પ્રકાશમાં**—] યોગિનાથ શ્રીમહાવીરનુ મંગલ, અભિધેય, સંબંધ, પ્રયોજન દર્શાવી યોગનુ માહાત્મ્ય-યોગનો પ્રભાવ દર્શાવવા દૃઢપ્રહારી, ચિલાતીપુત્ર, ભરત ચક્રવર્તી, મરુદેવીમાતા વગેરેના દૃષ્ટાન્તો સાથે

---

૧ અનેક પ્રાચીન-અર્વાચીન વિદ્વાનોએ એમના સંબંધમા ચરિત્ર-પ્રબંધ આદિ રચેલ છે, તથા મ્હારો લેખ 'આચાર્ય શ્રીહેમચંદ્ર (ઐતિહાસિક પ્રામાણિક પરિચય) 'સુવાસ' માસિકમા, સંવત્ ૧૯૯૫ ચૈત્રમા ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌ના નિબંધ-સંગ્રહમા, તથા 'ઐતિહાસિક લેખ સંગ્રહ' સયાજી સાહિત્યમાલામા પુષ્પ ૩૩૫, વડોદરા પ્રા. વિ. મ. મ. સ. યુનિવર્સિટી-પ્રકાશનમાં વિ. સં. ૨૦૧૯માં પ્રકાશિત છે. વાચકો અવશ્ય વાંચે.

૨ **રાજર્ષિ કુમારપાલ**' નામનો મ્હારો લેખ, 'સ્વાધ્યાય' ત્રૈમાસિક પુસ્તક ત્રીજાના ચોથા જન્માષ્ટમી અંકમા સં. ૨૦૨૨ મા વડોદરામા પ્રકાશિત છે વિશેષ પરિચય માટે જિજ્ઞાસુઓએ વાચવો લા ભ.

યોગનું સ્વરૂપ સમજાવ્યું છે 'યોગ' અક્ષરરૂપ શલાકા વડે જેના કાન વિંધાયા નથી, તેવા નિષ્ફળ જન્મવાળા, નર-પશુની ઉત્પત્તિ ન થાય-એ બહેતર છે-એમ જણાવ્યું છે ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચાર વર્ગ-પુરુષાર્થોમાં મોક્ષ મુખ્ય છે, તેનું કારણ યોગ છે અને તે સમ્યગ્જ્ઞાન-દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયાત્મક છે એમ જણાવ્યા પછી સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રનું સ્વરૂપ દર્શાવતા પાંચ મહાવ્રતોનું સંક્ષિપ્ત સ્વરૂપ તથા પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનો પરિચય કરાવ્યો છે એ પછી ગૃહિધર્માધિકારી થવા યોગ્ય જીવનમાં જરૂરી માર્ગાનુસારી ૩૫ ગુણોનું આવશ્યક પ્રતિપાદન છે.

[**૨ જા પ્રકાશમાં**—] શ્રાવકના ૧૨ વ્રતોનો પરિચય આપતા, પહેલાં મૂળ સમ્યક્ત્વનું સ્વરૂપ સમજાવતા મિથ્યાત્વનું સ્વરૂપ, એવી રીતે સુદેવ સાથે કુદેવ, સુગુરુ સાથે કુગુરુ અને સુધર્મ સાથે કુધર્મના લક્ષણો દર્શાવ્યા છે, જેથી સુદેવ, સુગુરુ અને સુધર્મને ઓળખી, તેના ઉપર શ્રદ્ધા કરી સમ્યક્ત્વનો સ્વીકાર કરી શકાય. સમ્યક્ત્વના પાંચ ચિહ્નો, ૫ ભૂષણો તથા તજવાના ૫ દૂષણો સમજાવ્યા છે શ્રાવકોએ સમ્યક્ત્વ-મૂલક બાર વ્રતો સ્વીકારવાના હોય છે તેમાંના પાંચ અણુવ્રતો સમજાવ્યા છે—

(**૧લા**) **અહિંસા** અણુવ્રતનું સ્વરૂપ સમજાવતા હિંસા તજવા માટે વિવિધ પ્રકારનો ઉપદેશ, હિંસા કરનારની નિંદા, હિંસા કરનાર સુભૂમ અને બ્રહ્મદત્ત ચક્રવર્તીને નરકમાં જવું પડયું—તેના કથાનકો આપ્યા છે કુલ-ક્રમથી આવેલી હિંસાને તજનાર કાલસૌકરિક કસાઇના પુત્ર સુલસની પ્રશંસાત્મક કથા આપી છે. હિંસા કરનારના દમ, અધ્યયન, તપ વગેરે નિરર્થક જણાવ્યા છે હિંસાના ઉત્તેજક અને ઉપદેશક શાસ્ત્ર રચનારની નિંદા, શિકારીઓ દ્વારા કરાતી હિંસા, લૌકિક શ્રાદ્ધાદિમાં થતી હિંસા, દેવને ભેટ ધરવાના અને યજ્ઞમાં હવન કરવાના બહાને તથા વિઘ્ન-શાંતિ માટે કરાતી-વગેરે સર્વ પ્રકારની હિંસા વર્જનીય જણાવી છે તથા અહિંસાની સ્તુતિ, પ્રશંસા અને તેના શુભ ફલો કહેલા છે

(**૨ જા**) **અણુવ્રત (સત્ય)નું સ્વરૂપ** સમજાવતા અસત્યના અશુભ ફલો આ લોક અને પરલોકમાં કેવી રીતે ભોગવવા પડે છે, તે ઉપર શુભ ફળવાળી કાલકાચાર્યની અને અશુભ ફલ આપનારી વસુરાજની કથા, પર-પીડાકારી સત્ય વિષયક કૌશિકની કથા આપી છે તથા અસત્ય બોલનારની નિંદા અને સત્ય બોલનારની સ્તુતિ કરવામાં આવી છે

(**૩ જા**) **અણુવ્રત (અચૌર્ય)નું સ્વરૂપ** સમજાવતા અપેક્ષાએ હિંસા કરતા પણ ચોરીમાં અધિક દોષ, ચોરી કરનાર મંડિક ચોર અને તેને તજનાર રૌહિણેય ચોરની ક્રમસર અશુભ-શુભ ફળ દર્શાવનારી કથા જણાવી છે

(**૪થા**) **અણુવ્રત (સ્વદારાસંતોષ અને પરદારાગમન-વિરમણ)નું સ્વરૂપ** સમજાવતા મૈથુનના, સ્ત્રીના, વેશ્યાના, પરદાર-ગમનના, પરસ્ત્રીરમણ કરવાની અભિલાષાના પણ દોષો, તે સંબંધી રાવણની અને પરસ્ત્રીનો ત્યાગ કરનાર સુદર્શન શેઠની કથા, નારીએ પરપુરુષમાં આસક્તિ તજવી-તે સંબંધી ઉપદેશ, બ્રહ્મચર્ય-પાલનથી આ લોક અને પરલોકમાં થનાર શ્રેષ્ઠ ફળો દર્શાવ્યા છે

(**૫મા**) **અણુવ્રત (પરિગ્રહ-પરિમાણ)નું** સ્વરૂપ સમજાવતા પરિગ્રહના દોષો, તે સંબંધમાં સગર ચક્રવર્તી, કુચિકર્ણ, તિલક શેઠ અને નંદરાજાની કથાઓ, પરિગ્રહ તજનાર સંતોષી અભયકુમારની કથા જણાવી સંતોષની પ્રશંસા કરી છે

[**ત્રીજા પ્રકાશમાં**—] શ્રાવકના ૩ ગુણવ્રતોનો પરિચય આપ્યો છે ૧લા દિગ્વિરમણ ગુણવ્રત પછી

બીજા ભોગોપભોગ-વિરમણ ગુણવ્રતનો વિસ્તારથી ખ્યાલ કરાવ્યો છે. વર્જવા યોગ્ય વસ્તુઓમાં મદિરા પાનના ત્યાગનો અનેક પ્રકારે બોધ કરાવ્યો છે. માસાહારના દોષો દર્શાવી તેના આહારનો નિષેધ કર્યો છે મતાન્તરનુ ખંડન કર્યું છે માખણ, મધ, પાચ પ્રકારના ઉદુમ્બર-ફલ-ભક્ષણ, અનતકાય, અજ્ઞાત ફલ-ભક્ષણ-નિષેધ, રાત્રિ-ભોજન-વર્જન, કાચા ગોરસ-મિશ્રિત વિદલ, જન્તુમિશ્ર ફલ, ફૂલ આદિ અભક્ષ્ય તજવા ઉપદેશ આપ્યો છે. ૩જા અનર્થદડ-વિરમણ નામના ગુણવ્રતનુ સ્વરૂપ સમજાવતા આર્ત-રૌદ્ર નામના દુર્ધ્યાનને તજવા, પાપોપદેશ અને વિવિધ પ્રકારના પ્રમાદને પરિહરવા સમજાવેલ છે. ત્યાર પછી ચાર શિક્ષાવ્રતોમા ૧લા સામાયિકનુ સ્વરૂપ, તેનાથી થતી કર્મ-નિર્જરા-એ સબધમા ચદ્રાવતસકની કથા, ૨ જા દેશાવકાશિક વ્રતનુ સ્વરૂપ, પૌષધવ્રત નામના ૩ જા શિક્ષાવ્રતનું સ્વરૂપ સમજાવી ચુલનીપિતાની કથા, ૪ થા અતિથિસવિભાગનુ સ્વરૂપ સમજાવતા સુપાત્રદાન વિષયક સગમકની કથા કહેલી છે. શ્રાવકના બાર વ્રતોના અતિચારો સમજાવી ૫દર પ્રકારના કર્માદાનના વેપાર-ધધાનો ત્યાગ કરવા માટે ઉપદેશ આપ્યો છે.

મહાશ્રાવકની વ્યાખ્યા સમજાવતા પોતાનુ શુભ દ્રવ્ય વાવવાના સાત ક્ષેત્રો ( ૧ જિનબિબ, ૨ જિનમદિર, ૩ જિનાગમ, ૪ સાધુ, ૫ સાધ્વી, ૬ શ્રાવક અને ૭ શ્રાવિકા ) વિસ્તારથી સમજાવ્યા છે પ્રાસગિક દિગમ્બરમતની માન્યતાને અયોગ્ય સાબિત કરી છે. મહાશ્રાવકની દિનચર્યા, ચૈત્યપૂજા, જિનવદનની વિધિ સમજાવી છે ઉત્કૃષ્ટ આદિ ચૈત્યવદન-પ્રસગે 'ઈરિયાવહી' આદિ સૂત્રોના, 'નમોત્થુ ણ,' 'અરિહતચેઈયાણ,' 'લોગસ્સ' 'પુક્ખરવરદીવડ્ઢે,' 'સિધ્ધાણ બુદ્ધાણ,' 'જય વીયરાય,' 'વદનક' આદિ પ્રાકૃત સૂત્રોના અર્થ વિસ્તારથી સમજાવ્યા છે ગુરુવદનવિધિ, ઉભયકાલ-પૂજા, ૨૫ આવશ્યકો, ગુરુવદનના ૩૨ દોષો, ગુરુ-શિષ્યના આલાપો, ૩૩ આશાતનાઓ, પ્રતિક્રમણ-શબ્દની વ્યાખ્યા, કાયોત્સર્ગ-વિધિ, કાયોત્સર્ગમા તજવાના ૨૧ દોષો, પ્રત્યાખ્યાનનુ વિસ્તૃત સ્વરૂપ સમજાવ્યુ છે. ત્યાર પછી રાત્રિ-કૃત્ય સમજાવતા સ્ત્રીઓના અગોની વૈરાગ્યાત્મક તાત્ત્વિક વિચારણા પ્રસગે સ્થૂલભદ્રની અને વ્રત-પાલનની દઢતા વિષયક કામદેવ શ્રાવકની કથા, ઉત્તમ મનોરથોનુ ચિતન, શ્રાવકની ૧૧ પ્રતિમાઓનુ સ્વરૂપ, સમાધિ-મરણ તે માટે આનદ શ્રાવકની કથા, શ્રાવકત્વની પ્રશસા, શ્રાવકની શ્રેષ્ઠતા જણાવી છે.

[ **૪થા પ્રકાશમાં—** ] આત્માનુ રત્નત્રયી સાથે ઐક્ય, આત્મજ્ઞાનની સ્તુતિ, ક્રોધાદિ ચાર કષાયોનુ સ્વરૂપ, કષાય અને ઈન્દ્રિયો ઉપર વિજય, મન:શુદ્ધિ વિના તપની નિષ્ફલતા, લેશ્યાઓનુ સ્વરૂપ, રાગ-દ્વેષની દુર્જેયતા, બનેના વિજયના ઉપાય, સમતા(સામ્ય)નો પ્રભાવ, અનિત્ય, અશરણ, ભવ, એકત્વ, અન્યત્વ, અશુચિ, આસ્રવ, સવર, નિર્જરા, ધર્મસ્વાખ્યાતતા, બોધિદુર્લભતા, લોક અને એ બાર ભાવનાઓનુ વિસ્તૃત સ્વરૂપ, સામ્ય-ફલ, ધ્યાનનુ સ્વરૂપ, મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, માધ્યસ્થ્ય ચાર ભાવનાઓ, ધ્યાન કરનાર યોગીનુ સ્વરૂપ સમજાવ્યુ છે

[ **૫મા પ્રકાશમાં—** ] પ્રાણાયામ, રેચક, કુભક, પૂરક વગેરેના ભેદો, તેની વિધિ, તેનુ ફલ, પ્રાણના સ્થાન વગેરે, ગમાગમ પ્રયોગ, ધારણ, અપાન, સમાન, ઉદાન, વ્યાન વાયુનુ સ્વરૂપ, પ્રાણાદિ જયનુ ફળ ધારણા, વિધિ-ફલ, પવનની ચેષ્ટા, પવન-ચાર વગેરે જ્ઞાનનુ ફળ, ભૌમાદિ ૪ મડલ, પુરન્દર વગેરે ૪ વાયુ, તેના જ્ઞાનનો ઉપયોગ, કાર્યને અનુલક્ષી વાયુ-ફળ, નાડી-સ્વરૂપ અને ફળ, કાલ(મરણ)-જ્ઞાન, મૃત્યુકાલ-નિર્ણય માટે બાહ્ય લક્ષણ, બીજા પ્રકારે કાલ-જ્ઞાન, સ્વપ્નદ્વારા, બીજા નિમિત્તો, શકુનો, આતુર- શકુન, ઉપશ્રુતિ, શનૈશ્ચર પુરુષ, પ્રશ્ન-લગ્નને અનુલક્ષી, મેષ વગેરે રાશિઓમા લગ્નાધિપતિઓ, યત્ર, વિદ્યા-દ્વારા કાલ-મૃત્યુજ્ઞાન, જય-પરાજય જાણવાનો ઉપાય, પ્રકારાન્તરે કાલજ્ઞાન, પવન-નિશ્ચય અને બિન્દુ-નિરીક્ષણના ઉપાય, નાડી-પરાવર્તન-શુદ્ધિ, સચાર-ફળ, વેધવિધિ, પરકાય-પ્રવેશ વિષયક વિમર્શ

**[ ૬ ટ્ઠા પ્રકાશમાં— ]** પરકાય-પ્રવેશ અપારમાર્થિક જણાવી, પ્રાણાયામ મોક્ષ-હેતુ નથી-એમ સૂચવેલ છે. **પ્રત્યાહાર** અને **ધારણાના** સ્વરૂપ તથા ફળ દર્શાવ્યા છે

**[ ૭ મા પ્રકાશમાં— ]** ધ્યાન કરવા ઈચ્છનારનો ક્રમ, ધ્યાતા અને ધ્યેયનુ સ્વરૂપ, ૧ પાર્થિવી, ૨ આગ્નેયી, ૩ વાયવી, ૪ વારુણી અને ૫ તત્ત્વભૂ ધારણાનુ સ્વરૂપ, **પિંડસ્થ** ધ્યેયનુ માહાત્મ્ય દર્શાવ્યુ છે.

**[ ૮મા પ્રકાશમાં ]—પદસ્થ** ધ્યેયનુ લક્ષણ, ફળ, પદમયી દેવતા, મંત્રરાજના ધ્યાનનુ ફળ, પરમેષ્ઠિ-વાચક પદમયી દેવતા, તેના પ્રકારો, વ્યુષ્ટિ-સહિત અન્યમંત્ર, તેનુ ફળ, પ્રકારાન્તરે ધ્યાન સમજાવેલ છે

**[ ૯મા પ્રકાશમા ]—રૂપસ્થ** ધ્યેય સમજાવી અશુભ ધ્યાનનો નિષેધ કર્યો છે.

**[ ૧૦મા પ્રકાશમાં ]—રૂપાતીત** ધ્યેય ૧ આજ્ઞાવિચય, ૨ અપાયવિચય, ૩ વિપાકવિચય, ૪ સંસ્થાનવિચયનો પરિચય કરાવી લોકધ્યાન, ધર્મધ્યાનનુ સ્વરૂપ સમજાવેલ છે

**[ ૧૧મા પ્રકાશમાં ]—શુક્લધ્યાન,** તેના અધિકારી, તેના ચાર ભેદો, અમનસ્કપણામા પણ કેવલીની ધ્યાન-સિદ્ધિ, શુક્લધ્યાનના ચાર પ્રકારો, ઘાતિકર્મો, તીર્થંકરના અતિશયો, સામાન્ય-કેવલિનુ સ્વરૂપ, કેવલિ-સમુદ્ઘાત, શૈલેશીકરણ, સિદ્ધાત્માના ઊર્ધ્વગમનના કારણો સમજાવેલ છે

**[ ૧૨ મા પ્રકાશમાં— ]** અનુભવસિદ્ધ તત્ત્વનુ કથન, ૧ વિક્ષિપ્ત, ૨ યાતાયાત, ૩ શ્લિષ્ટ અને ૪ સુલીન ભેદોવાળુ ચિત્ત સમજાવી **નિરાલંબન** ધ્યાન, યોગીનુ સ્વરૂપ, ૧ બાહ્યાત્મા, ૨ અન્તરાત્મા અને ૩ પરમાત્માનુ સ્વરૂપ, આત્મા અને પરમાત્માનુ ઐક્ય, ગુરુ-પારતન્ત્ર્યની આવશ્યકતા અને ગુણવત્તા, ગુરુના ઉપદેશાનુસાર યોગીનુ વર્તન, ઔદાસીન્ય, તેનુ ફળ, ઈન્દ્રિય-રોધ-નિષેધ, મનની સ્થિરતાનો ઉપાય, મન પર જય મેળવવાનો વિધિ, તેનુ ફળ, અમનસ્કપણાનુ ફળ, ઉપદેશનુ સર્વસ્વ, યોગશાસ્ત્રની રચનામા કારણ, ચૌલુક્ય મહારાજા કુમારપાલ ભૂપાલની પ્રાર્થના પ્રકાશિત કરેલ છે

ગૂર્જરેશ્વર મહારાજ કુમારપાલ વિ. સ ૧૧૯૯થી ૧૨૩૦ના રાજ્યકાલ-સમયે રાજર્ષિ, ધર્માત્મા અને પરમાર્હત તરીકે પ્રસિદ્ધ થયા તેમ જ મારિ-અર્થાત્ હિંસાના નિવારક થયા રાજ્યમા સર્વત્ર અહિંસાની ઉદ્ઘોષણા કરાવનાર-પળાવનાર થયા—જીવોને અભયદાન આપનાર-અપાવનાર થયા. તથા રાજ્યમાથી શિકાર, જૂગાર, મદિરાપાન આદિ વ્યસનોને દેશવટો કરાવનાર થયા એમા નિમિત્તભૂત સદ્ગુરુ ધર્માચાર્ય શ્રીહેમચંદ્રાચાર્ય અને તેમનો સદ્ધર્મોપદેશ કહી શકાય એ સદુપદેશને તત્ત્વજ્ઞાનામૃત-જલનિધિરૂપ તેમના પ્રસ્તુત યોગશાસ્ત્રમા સરસ રીતે સંકલિત કરેલ છે, તે સુજ્ઞ વાચકો વાચી-વિચારી શકે છે. મહારાજા કુમારપાલે આ યોગશાસ્ત્રનુ ગૌરવ કરી તેને 'અધ્યાત્મોપનિષદ્' નામનો પટ્ટબંધ કર્યો હતો

વીતરાગસ્તોત્ર-વૃત્તિ, કુમારપાલ-પ્રબંધ વગેરે ગ્રન્થમા જણાવેલ છે કે જૈનધર્મ સ્વીકારતા પહેલા કોઈવાર મહારાજ કુમારપાલે અભક્ષ્ય-ભક્ષણ કર્યું હશે, તેના પ્રાયશ્ચિત્ત તરીકે ગુરુજીએ તેમના માટે રચેલ વીતરાગ-સ્તોત્રના ૨૦ પ્રકાશો અને પ્રસ્તુત યોગશાસ્ત્રના બાર પ્રકાશોનુ પ્રતિદિન પઠન-પાઠન કરવા સૂચવ્યુ હતુ, જેથી ૩૨ દાંતોની શુદ્ધિ સાથે જીવન વિશુદ્ધ બને. તે પ્રમાણે મહારાજા સ્વાધ્યાય કરતા હતા.

મહારાજા કુમારપાલના પઠન-પાઠન માટે વીતરાગસ્તોત્ર, યોગશાસ્ત્ર વગેરેની પ્રતિઓ સોનેરી અક્ષરોથી લખાયેલી હતી-એવા ઉલ્લેખો મળે છે વર્તમાનમા એ અપ્રાપ્ય છે, તેમ છતા તેમના સ્વર્ગવાસ પછી ૨૧મા વર્ષે વિ સ ૧૨૫૧મા ભીમદેવ (બીજા) મહારાજાના રાજ્યમા, દર્ભાવતી ( ડભોઈ )ના શ્રીમાલી શ્રાવક

દેવધરે લખાવેલ અને વટપદ્રક( વડોદરા )ના પ વોસરિના હાથે લખાએલ સવૃત્તિ યોગશાસ્ત્રનુ તાડપત્રીય પુસ્તક ખભાતના શ્રીશાતિનાથ જૈન ભડારમા વિદ્યમાન છે, તેનો અતિમ ઉલ્લેખ પિટર્સનના રિપોર્ટ ૩, પૃ. ૭૭ મા છે. 'વટપદ્ર ( વડોદરા)ના ઐતિહાસિક ઉલ્લેખો ' નામના લેખમા અમે તે દર્શાવ્યો છે. ( જુઓ ' ઐતિહાસિક લેખ સગ્રહ ' સયાજી સાહિત્યમાલા પુષ્પ ૩૩૫, પૃ ૪૧૧-૪૧૨) પાટણ, ખભાત, વડોદરા, જેસલમેર વગેરેના અનેક પુસ્તક-ભડારોમા-જ્ઞાનમદિરોમા સ્વાધ્યાય પુસ્તિકાઓમા, પ્રકરણસગ્રહોમા, યોગશાસ્ત્ર મૂળની તથા સ્વોપજ્ઞ વૃત્તિની અનેક પ્રતિઓ મળી આવે છે. જેસલમેર અને પાટણના જૈન ગ્રથભડારોની વર્ણનાત્મક સૂચી (ગા ઓ. સિ ન ૨૧, ૭૬ ) વગેરેમા અમે સૂચવેલ છે.

મારા સ્મરણ પ્રમાણે ૫૦ વર્ષો પહેલા કલકત્તા-એશિયાટિક સોસાયટી ઑફ બેગાલ તરફથી બિબ્લિઓથેકા ઇન્ડિકામા ઈ સ ૧૯૦૭ થી ઈ. સ. ૧૯૨૧ના ગાળામાં આ યોગશાસ્ત્ર વૃત્તિ સાથે પ્રકાશિત થતુ હતુ, ત્યારે સપાદક સદ્ગત શ્રીવિજયધર્મસૂરિજીએ વિશુદ્ધ સપાદન માટે તેની ૨૭ પ્રતિઓ એકત્ર કરી હતી. સ. ૧૯૭૩ મા તેમના અમરેલીના ચાતુર્માસમા તેમાની કેટલીક પ્રતિયો પાઠાન્તરો મેળવવા મે જોઈ હતી. એ પ્રકાશન પૂર્ણ થયુ જાણવામાં નથી, તેમ છતા તેમના શિષ્ય સદ્ગત શ્રીવિજયભક્તિસૂરિજીના સદુપદેશથી થયેલી આર્થિક સહાય દ્વારા ભાવનગરની જૈનધર્મ-પ્રસારક સભાએ ઈ. સ. ૧૯૨૬, વિ સ ૧૯૮૨ મા વિવરણ-સહિત યોગશાસ્ત્ર પ્રતાકારે પ્રકાશિત કરેલ છે. પ્રસ્તુત અનુવાદમા તેનો ઉપયોગ કરાયો છે.

શ્રીહેમચદ્રાચાર્યે સ્વોપજ્ઞ વિવરણમા પ્રસગાનુસાર સ્તુતિ દ્વાત્રિશિકા, વીતરાગસ્તવ, અભિધાન ચિતામણિ કોશ, શબ્દાનુશાસન, ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર વગેરે પોતાની કૃતિઓના અવતરણો પણ આપ્યા છે

તેનો આ ગૂર્જરાનુવાદ રચી આગમોદ્ધારક સદ્ગત **શ્રી આનંદસાગર સૂરીશ્વરજી**ના શિષ્યરત્ન **આચાર્ય શ્રીહેમસાગરસૂરિજીએ** જન-સમાજ ઉપર ખાસ કરીને ગૂજરાતી વાચકો ઉપર મહાન્ ઉપકાર કર્યો છે.

—આ પહેલા યોગશાસ્ત્રના ભાષાન્તર માટે કેટલાક પ્રયત્નો થયા છે તેમા પ. કેસરવિજયજી ગણિ (પાછળથી આચાર્ય )નો પ્રયત્ન ગણાવી શકાય તેમનુ બારે પ્રકાશનુ બાલાવબોધરૂપ સક્ષિપ્ત ભાષાન્તર સવત ૧૯૬૩ મા પ્રકાશિત થયેલ, જેની સ ૧૯૮૦ મા ચોથી આવૃત્તિ મુબઈમા પ્રકાશિત થઈ હતી, જે હાલ મળતી નથી એ જ અરસામા શ્રીમહાવીર જૈન વિદ્યાલય, મુબઈ તરફથી સક્ષિપ્ત ભાષાન્તર સાથે યોગશાસ્ત્ર મૂળ માત્ર ચાર પ્રકાશો પ્રકાશિત થયેલ છે. જેનો અભ્યાસ શ્રીમહાવીર જૈન વિદ્યાલયમા અને તેની શાખાઓમાં તથા બીજી પાઠશાળાઓમા વિદ્યાર્થીઓને કરાવવામા આવે છે, તથા તેને ધાર્મિક પરીક્ષાઓમા પણ ઊંચુ સ્થાન અપાયુ છે, પરતુ તેમા પણ તે પ્રથમના ૪ પ્રકાશોની જ પરીક્ષા થાય છે. તેમ જ વર્તમાનમા કેટલેક સ્થળે ચાતુર્માસમા મુનિરાજો વ્યાખ્યાન વાચવા માટે યોગશાસ્ત્રની પસદગી કરે છે, તેમા પણ પ્રથમના ચાર પ્રકાશોના વ્યાખ્યાનો વચાય છે

મૂળ શ્લોકો સાથેનો પ્રસ્તુત અનુવાદ, આ શ્રીહેમચદ્રસૂરિએ સ્વોપજ્ઞ વિવરણ સાથે રચેલ સપૂર્ણ યોગશાસ્ત્રના બારે પ્રકાશોનો-લગભગ બાર હજાર શ્લોકોનો અનુવાદ છે એ ક્રાઉન ૮ પેજી સાઇઝ મોટા કદના પૃ ૫૬૮મા પ્રથમ વખત પ્રકાશિત થઈ વાચકો સમક્ષ રજુ થાય છે આ અનુવાદ ઘણી સાવધાનતાથી કરેલો જાણી શકાશે અને વાચતા-વિચારતા શુદ્ધ સ્વરૂપમા જણાશે પઠન-પાઠનમા તેનો સર્વત્ર પ્રચાર થાય-એ આવશ્યક છે એના સદુપદેશ-પ્રચારથી હિસાઓ અટકે, અધિકારીઓ અને પ્રજાજનો સત્યના પક્ષપાતી બને, ચોરીઓથી અટકે, સદાચારી બને, સ્વદારસતોષી, પરસ્ત્રી સહોદર, નીતિમાન બને, પરિગ્રહનુ પરિમાણ કરી ન્યાયમાર્ગે ઉપાર્જન કરેલ દ્રવ્યને ધર્મકર્તવ્યોમા અને સન્માર્ગમા વાપરનાર થાય, શિકાર, જૂગાર, મદિરાપાન આદિ દુર્વ્યસનો-દુર્ગુણોનેને તથા માસાહારને તજનાર થાય, સદ્ગુણી-સુસસ્કારી બને, એથી પોતે સુખી થાય અને બીજાને સુખી કરે-બીજા જીવોને શાતિ આપવાથી પોતે શાતિ મેળવી શકે એ આશા અસ્થાને નથી, સભવિત છે

## THE LATE
## SHETH DEVCHAND LALBHAI JAVERI

**Born 1853 A D, Surat** **Death 13th January 1906 A D, Bombay**



### શ્રેષ્ઠિ દેવચંદ લાલભાઈ ઝવેરી

જન્મ
વિક્રમ સંવત ૧૯૦૯
કારતક સુદ ૧૧ સુરત



સ્વર્ગવાસ
વિક્રમ સંવત ૧૯૬૨
પોષ વદ ૩ મુંબઈ.

/

# ઉપક્રમણિકા

( લે. પ્રો હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. )

'આર્યાવર્ત' તરીકે નિર્દેશાતા અને ભવ્ય ભૂતકાળ તથા ગૌરવાંકિત નૈતિકતાદિ માટે સુપ્રસિદ્ધ એવા આપણા આ દેશનુ 'ભારત' વર્ષનુ એ અહોભાગ્ય છે કે એને સમસ્ત જગતમા મહત્ત્વનુ સ્થાન પ્રાપ્ત કરાવવામા એના 'નન્દન'વન સમાન ગણાતી 'ગૂર્જર' ભૂમિનુ—ગુજરાતનુ સમર્પણ મહામૂલ્યશાળી અને નોંધપાત્ર છે. આ ગુજરાતના અનેક પનોતા—પુણ્યશાલી પુત્ર–પુત્રીઓએ પોતાના સત્કાર્યોથી એને ચિરંજીવી સત્કીર્તિ સંપાદિત કરાવી છે, આવા એક ગૂર્જરરત્ન ધંધુકાના નરવીર અને 'મોઢ' વણિક જ્ઞાતિના શણગારરૂપ ચચ્ચ અને ચાહિણી નામના જન્મદાતાઓના નામોને અમર કરનાર તે 'કલિકાલસર્વજ્ઞ' હેમચન્દ્રસૂરિ છે. આ 'પૂર્ણતલ્લ' ગચ્છના દીપકે સાહિત્યસર્જનદ્વારા જે યશ પ્રાપ્ત કર્યો તે તેમ જ એમની વિદ્વત્તાનો જે પ્રભાવ પડ્યો તે બને જૈન જનતા પૂરતા મર્યાદિત રહ્યા નથી આથી તો ભારતીય તેમ જ અભારતીય અજૈન સાક્ષરોએ પણ એમના જીવન અને કવનને ઉદ્દેશીને વિવિધ ભાષામા અન્યાન્ય દૃષ્ટિકોણથી મનનીય કૃતિઓ રચી છે. આ દિશામા મે પણ નીચે મુજબ નમ્ર પ્રયાસ કર્યો છે—

(૧) સૂરિવર્યના જીવનવૃત્તાન્ત ઉપર પ્રકાશ પાડનારી એક કામચલાઉ સૂચિ મે "ચતુર્વિંશતિપ્રબન્ધનો ગુજરાતી અનુવાદ" (૧) નામની મારી [૧]કૃતિ (પૃ. ૨૩૪)મા આપી છે

( ૨ ) આ આચાર્ય પ્રવરની જીવનરેખા અને વિશેષતઃ એમની અનેક વિધ કૃતિઓના નામાદિ વિષે મે "કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રસૂરિ એટલે?" નામના લેખમા વિચાર કર્યો છે

( ૩ ) એમની પાઇય (પ્રાકૃત) કૃતિઓનો સંક્ષિપ્ત પરિચય **પાઇય (પ્રાકૃત) ભાષાઓ અને સાહિત્ય** નામના મારા પુસ્તકમા મે આપ્યો છે.

( ૪ ) **સિદ્ધહેમશબ્દાનુશાસન** (અ. ૮)ની સ્વોપજ્ઞ વૃત્તિગત 'અપભ્રંશ' મુક્તકો મારા પદ્યાત્મક અનુવાદપૂર્વક મે રજૂ કર્યા છે

( ૫ ) **જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ** (ખડ ૧–૨)મા આ સૂરીશ્વરની સંસ્કૃત રચનાઓની રૂપરેખા સાધનાનુસાર વિષયદીઠ મે આલેખી છે.

( ૬ ) મુબઈ સરકારની માલિકીની અને વર્તમાનમાં "ભાડારકર પ્રાચ્યવિદ્યાસંશોધન મંદિર"મા રખાયેલી જૈન સાહિત્યની વિવિધ હસ્તલિખિત પ્રતિઓનો પરિચય આપતી વેળા મે કેટલીક કૃતિઓ વિષે પણ "Descriptive Catalogne of the Government Collections of Manusrcripts ( Vols XVIII & XIX )" મા—વર્ણનાત્મક સૂચીપત્રમા વિચાર કર્યો છે

( ૭ ) जैनसाहित्य का बृहद् इतिहासના ચતુર્થ ભાગ માટે મે જે આગમિક પ્રકરણો પૂરતુ લખાણ ગુજરાતીમા તૈયાર કર્યું હતુ, તેનો હિન્દી અનુવાદ હાલ છપાય છે આ લખાણમા હૈમ કૃતિઓની અને ખાસ કરીને **યોગશાસ્ત્ર** વગેરે યોગવિષયક કૃતિઓની મે નોંધ લીધી છે

---

૧ આ તેમ જ મારી અન્ય કૃતિઓ તથા મારા લેખો વગેરેના ઘણાખરા પ્રકાશનોની નોંધ મે **હીરક-સાહિત્ય-વિહારમાં** લીધી છે

**જૈ૦ સં૦ સા૦ ઇ૦** (ખંડ ૨, ઉપખંડ ૨, પૃ ૧૪૨-૧૫૬)મા [1]**યોગશાસ્ત્ર** અને એની [2]સ્વોપજ્ઞવૃત્તિ તેમ જ એની [3]**યોગિરમા** વગેરે અન્ય વિવરણાત્મક કૃતિઓ વિષે મે કેટલીક બાબતો રજૂ કરી છે એટલે અહી તો ખપપૂરતી જ બિનાઓ હુ આપુ છુ

જૈનસાહિત્યમા અહિસા, અનેકાન્તવાદ અને કર્મસિદ્ધાતના નિરૂપણની જેમ 'યોગ' પણ વિશિષ્ટ સ્થાન ભોગવે છે એ મોક્ષ મેળવવાનુ એક અનુપમ સાધન છે આથી કરીને આ વિષય હેમચન્દ્રસૂરિના પૂર્વકાલીન તેમ જ ઉત્તરકાલીન શ્રમણોએ અને અમુક અંશે શ્રમણોપાસકોએ પણ હાથ ધર્યો છે. એનો યથાયોગ્ય ઉલ્લેખ તો સ્થળ-સંકોચને લીધે હુ જતો કરુ છુ

પ્રસ્તુત યોગશાસ્ત્રને 'અધ્યાત્મોપનિષદ્' તેમ જ 'અધ્યાત્મવિદ્યોપનિષદ્' પણ કહે છે આ સંસ્કૃત ગ્રન્થ યોગોપાસનાના અભિલાષી પરમાર્હત કુમારપાળની અભ્યર્થનાથી શાસ્ત્ર, સદ્ગુરુની વાણી અને સ્વાનુભવને આધારે સંસ્કૃતમા રચાયો છે એ ગૃહસ્થોને પણ યોગની નિસરણી (નિ શ્રેણિ)એ આરૂઢ કરનારો તેમ જ મુમુક્ષુ જનોને વજ્રકવચ જેવો છે એ ન્યૂનાધિક પદ્યોવાળા બાર પ્રકાશોમા વિભક્ત કરાયો છે પાચમો પ્રકાશ સૌથી મોટો અને છઠ્ઠો સૌથી નાનો છે એમા અનુક્રમે ૨૭૩ અને ૮ પદ્યો છે આશરે ૧૨૦૦ પદ્યોમા 'અનુષ્ટુપ્' છંદમા નિબદ્ધ આ ગ્રથનો મોટો ભાગ ગૃહસ્થોના-શ્રાવકોના ધર્મને અગેનો છે

આ સમગ્ર ગ્રથને બે ખડમા વિભક્ત કરી શકાય. (૧) પ્રકાશ ૧-૪ અને (૨) પ્ર ૫-૧૨ પ્રથમ ખડમા ગૃહસ્થોને ઉપયોગી થાય એવા ધર્મનુ સ્વરૂપ આલેખાયુ છે, તો દ્વિતીય ખડમા પ્રાણાયામાદિનુ નિરૂપણ છે પ્રથમ ખડના બે ઉપખડો હોવાનુ ચતુર્થપ્રકાશની સ્વોપજ્ઞ વૃત્તિનો પ્રારભ જોતા જણાય છે એમા કહ્યુ છે કે પ્ર ૧-૩મા આત્માના જ્ઞાનાદિ ત્રણ રત્નોનો વિચાર ધર્મ અને ધર્મી વચ્ચે ભેદ માની કરાયો છે, તો ચતુર્થ પ્રકાશનુ આલેખન આ બેનો અભેદ માની—બનેની એકતા માનીને કરાય છે આમ હોઈ એ દ્વિતીય ઉપખડ નિશ્ચયના અર્થીને આનન્દજનક અને માર્ગદર્શક થઈ પડે તેમ છે

સમગ્ર ગ્રન્થના અન્ય રીતે પણ બે વિભાગ પડી શકે છે (૧) પ્રણેતાએ પોતાના શ્રુતબળે જાણેલા તેમજ ગુરુમુખથી જાણેલા અને સાભળેલા પદાર્થોનુ નિરૂપણ અને (૨) સ્વાનુભવસિદ્ધ બાબતોની પ્રરૂપણા પ્રથમ વિભાગ પ્ર ૧-૧૧ પૂરતો છે, તો દ્વિતીય વિભાગ ૧૨ મા પ્રકાશરૂપ છે

જૈન સાહિત્ય ચરણ કરણ, ધર્મકથા, દ્રવ્ય અને ગણિત એમ ચાર અનુયોગોનુ નિરૂપણ પૂરુ પાડે છે આ **યોગશાસ્ત્ર** અને એની સ્વોપજ્ઞ વૃત્તિ મુખ્યતયા પહેલા બે અનુયોગો સાથે સબધ ધરાવે છે

આ 'હુડા' અવસર્પિણીમા આપણા દેશમા જે કૌશલિક ઋષભદેવથી માડીને શ્રમણ ભગવાન મહાવીર

---

૧-૨ આ બનેનો તેમજ અન્ય હૈમ-કૃતિઓનો પરિચય **હેમસમીક્ષા**મા અપાયો છે, પ્રસ્તુત લખાણ પૃ ૨૪૮-૨૭૧ મા છે એમા સ્વોપજ્ઞવૃત્તિના પત્રો માટે આત્માનન્દ જૈન સભાનો ઉલ્લેખ છે, તેને બદલે "જૈન ધર્મપ્રસારક સભા" જોઈએ આ હેમસમીક્ષા ઈ સ ૧૯૪૨ મા પ્રકાશિત કરાઈ છે ત્યાર બાદ કેટલીક નવીન બાબતો પ્રકાશમા આવી છે એથી એનુ સશોધિત અને સવર્ધિત સસ્કરણ હવે તો તૈયાર કરાવુ ઘટે

૩ આનો પરિચય શ્રી જુગલકિશોર મુખ્તારે નિમ્નલિખિત લેખ દ્વારા આપ્યો છે—

"આ શ્રી હેમચન્દ્ર કે યોગશાસ્ત્ર પર એક પ્રાચીન દિગબર ટીકા" આ લેખ શ્રમણ (વ ૮, અ, ૧૧)મા છપાયો છે એના આધારે મે કેટલીક વિગતો જૈ સ સા ઈ (ખડ ૨, ઉપખડ ૨, પૃ ૧૫૪)મા આપી છે

સ્વામી સુધી જે ચોવીસ તીર્થંકરો થયા તેમાંના અંતિમ અને એ દૃષ્ટિએ આસન્નોપકારી મહાવીરસ્વામીને પ્રસ્તુત **યોગશાસ્ત્ર**ના આદ્ય પદ્યમા નમસ્કાર કરતી વેળા હેમચન્દ્રસૂરિએ એમને 'યોગિનાથ' કહ્યા છે સાથે સાથે ચારે મૂલાતિશયોથી એઓ વિભૂષિત હોવાનુ એમણે અત્ર દ્યોતન કર્યું છે યોગીનુ એક લક્ષણ તે એમનો અસાધારણ સમભાવ છે, તે એમનામા ચરિતાર્થ થાય છે. એ બાબત એમના જીવનના નિમ્નલિખિત બે પ્રસંગો દ્વારા દર્શાવાય છે.—

(૧) દૃષ્ટિવિષ **ચંડ**કૌશિકને એમણે કરેલો પ્રતિબોધ.

(૨) **સંગમ** દેવે કરેલા જાતજાતના પ્રતિકૂળ અને અનુકૂળ ઉપસર્ગો વચ્ચે પણ એમણે ચાલુ રાખેલુ આદરણીય ધ્યાન અને એ અધમ દેવની દુર્ગતિમા પોતે નિમિત્ત બન્યાનુ એમને થયેલુ દુ:ખ–એમની કરુણાદૃષ્ટિ.

**કથાઓ—યોગશાસ્ત્ર**ની સ્વોપજ્ઞ વૃત્તિમાં મૂળમા બીજરૂપે નિર્દેશાએલી કથાઓ પલ્લવિત કરાઈ છે કથાઓ આદ્ય ત્રણ પ્રકાશ સાથે સબદ્ધ છે. એમા નાની મોટી એકદર ૩૨ કથાઓ છે સૌથી નાની કથા પરપીડાકારી સત્યનો ત્યાગ કરનાર કૌશિકની છે જ્યારે મોટામા મોટી કથા ભરત ચક્રવર્તી અંગેની છે આ કથાઓ કેટલીક વાર આનુષંગિક રૂપે છે. એ મુખ્યતયા વિષયનો બોધ કરાવે છે આ કથાઓ ઋષભદેવ અને મહાવીર સ્વામી એમ બે તીર્થંકરો બ્રહ્મદત્ત, સગર, ભરત, સનત્કુમાર અને સુભૂમ એ પાચ ચક્રવર્તીઓ, રાવણ નામના એક પ્રતિવાસુદેવ, સગમક નામના અધમ દેવ, આદિસિધ્ધ મરુદેવા, સતી સીતા અને વનમાલા એ ત્રણ સ્ત્રીરત્નો, કાલકાચાર્ય અને સ્થૂલભદ્ર એ બે મુનિવરો, રૌહિણેય અને મડિક એ બે ચોરો, શ્રેષ્ઠી સુદર્શન, વસુ નૃપતિ, હિંસક કાલસૌકરિક તેમ જ અહિંસાનુરાગી સુલસ એમ વિવિધ વ્યક્તિઓના જીવનવૃત્તાતો ન્યૂનાધિક પ્રમાણમા પૂરા પાડે છે.

**વર્ણનો**—કાવ્યકળાના કેવળ રસિક જનોને નહિ પણ એના કોવિદોને પણ આસ્વાદ્ય એવા વર્ણનો પ્રસગોપાત્ત આલેખાયા છે. જેમ કે દુષ્ટ દેવે વિકુર્વેલુ વિકરાળ વેતાલનુ રૂપ (પૃ ૪), છ ઋતુઓ (પૃ ૧૧), દેહ, (પૃ ૧૪ અને ૨૦–૨૧), લગ્નમડપ (૨૨), અયોધ્યા (૨૩), સમવસરણ (૨૬–૨૭) અને પિશાચ (૩૬૯)

નગર નગરીઓના વર્ણનોના પ્રારભ ભિન્ન ભિન્ન રીતે કરાયો છે અનેકાર્થ પદ્યો—આ યોગશાસ્ત્ર અનેકાર્થી પદ્યોથી વિભૂષિત છે દા ત આના આદ્ય પદ્યના લાભવિજય ગણિએ ૫૦૦ અને વિજયસેનસૂરિએ ૭૦૦ અર્થો કર્યા છે. પ્રસ્તુત પુસ્તક પ્રમાણે દ્વિતીય પ્રકાશના દસમા અને માનસાગરના મતે બારમા પદ્યના ૧૦૬ અર્થો માનસાગરે કર્યા છે અને તે છપાયા છે. આ અર્થોની નોધ મે જૈ સ. સા. ઈ. (ખડ ૨, ઉપખડ ૧)ના ઉપોદ્ઘાત પૃ ૬૩–૬૪મા લીધી છે આ ઉપરાત આ દ્વિતીય પ્રકાશના ૮૫મા પદ્યને લક્ષીને જયસુન્દરસૂરિએ શતાર્થી રચ્યાનુ તેમ જ કોઈક પદ્યને અંગે અજ્ઞાતકર્તૃક શતાર્થી રચાયાના ઉલ્લેખો મળે પણ તેની વાસ્તવિકતા વિચારવી બાકી રહે છે

---

૧ એમને અંગે 'મુનિરાજ શ્રીસ્થૂલભદ્રના જીવનનો એક પ્રસગ' નામનો મારો લેખ 'જૈ ધ. પ્રકાશ' (પૃ ૫૫ અ ૪)મા છપાયો છે જ્યારે ભદ્રબાહુસ્વામીએ કરેલા 'મહાપ્રાણ' ધ્યાનનો વિચાર મે 'મહપાણ (સ. મહાપાન કિવા મહાપ્રાણ) ધ્યાન' નામના લેખમા કર્યો છે આ લેખ જૈ. ધ પ્ર (પૃ ૭૭, અ ૯) મા પ્રસિધ્ધ થયો છે

**શંકાઓ અને સમાધાનો**—વૃત્તિકાર હેમચન્દ્રસૂરિએ વિષયને વિશદ, રોચક અને સચોટ બનાવવા માટે જાતે કેટલીક વાર પ્રશ્ન ઉપસ્થિત કરી એનો ઉત્તર આપ્યો છે. અન્ય શબ્દોમા કહુ તો શકા રજૂ કરી એનુ સમાધાન કર્યું છે. આ તમામ શકાઓ અને સમાધાનો એકત્ર કરી એ પ્રકાશિત કરાય તો એક મહત્ત્વનુ —ભલે નાનુ પણ પુસ્તક તૈયાર થાય તેમ છે એ શકાઓ અને સમાધાનોનો સક્ષિપ્ત નિર્દેશ અત્ર સ્થળ-સકોચને લીધે કરી શકતો નથી એટલે ફક્ત એને અગેના પૃષ્ઠાકોનો ઉલ્લેખ કરુ છુ. કે જેથી એ ઉપર્યુક્ત પુસ્તક રચનારને સહાયક થઈ પડે—

૫૨, ૫૩, ૭૫, ૮૧, ૮૨, ૮૯, ૯૨, ૨૦૩, ૨૦૭, ૨૧૦, ૨૧૧, ૨૧૩, ૨૧૭, ૨૧૯, ૨૨૬, ૨૨૯, ૨૩૭, ૨૩૮, ૨૪૭, ૨૪૯, ૨૫૩, ૨૬૮, ૨૭૦, ૨૭૨, ૨૭૪, ૨૭૬, ૨૭૮, ૨૭૯, ૨૮૬, ૩૦૧, ૩૦૫, ૩૦૬, ૩૧૦, ૩૧૬-૩૧૮, ૩૨૦, ૩૩૧, ૩૩૨, ૩૪૫, ૩૫૧, ૩૫૩, ૩૫૪, ૩૮૩, ૩૮૪, ૩૯૧, ૪૦૯, ૪૨૧, ૪૨૯, ૪૩૨, ૪૩૩, ૪૩૭, ૪૫૪, ૪૫૭ કોઈ કોઈ પૃષ્ઠમા એક કરતા વધારે શકા-સમાધાનો છે

**અર્થાન્તરો**—પ્રસ્તુત સ્વોપજ્ઞવૃત્તિમા કેટલાક શબ્દોના એક કરતા અધિક અર્થો મતાતરાદિરૂપે અપાયા છે નમૂના તરીકે એ પૈકી થોડાક હુ અત્ર પૃષ્ઠાક પૂર્વક નોધુ છુ .—

| | | |
|---|---|---|
| અનગ ૨૫૪ | તમ ૩૧૨ | રજ ૩૦૯ |
| અપદેશ ૨૭૧ | ધર્મ્યધ્યાન ૫૩૬ | તિમિર ૩૧૨ |
| અભય ૨૯૫ | નિર્વેદ ૮૪ | દગમટ્ટી ૨૮૪ |
| આભ્યતર તપ ૪૩૩ | પ્રતિક્રમણ ૩૩૮-૩૩૯ | વાગ્બલી ૧૭ |
| ઉત્તિગ ૨૮૪ | પ્રાયશ્ચિત્ત ૪૨૯ | વિચિકિત્સા ૮૮ |
| ઉપસર્ગ ૩૭૮ | ભગ ૨૮૯ | શુક્લધ્યાન ૫૫૨ |
| કૌત્કુચ્ય ૨૧૭ | ભોગોપભોગ ૨૨૨ | સવેગ ૮૪ |
| ચક્ષુ ૨૯૫ | મલ ૩૦૯ | સમિતિ ૫૭ |
| છદ્મ ૨૭૮ | માર્ગ ૨૯૬ | સન્માન ૩૦૪ |

આ ઉપરાત લોગસ્સની ગા૦૨-૪ ગત તીર્થંકરોના નામોના સામાન્ય તેમ જ વિશેષ અર્થ અપાયા છે. કેટલાક શબ્દોમા જે વિશેષતા રહી છે તે પણ વૃત્તિકારે દર્શાવી છે દા. ત સ્વયબુદ્ધ અને પ્રત્યેકબુદ્ધમા અતર (૩૧૭) વિદ્યા અને મત્રમા ભેદ (૩૧૫), દિગ્વ્રત અને દેશાવગાસિકમા તફાવત (૨૬૯), શકા અને વિચિકિત્સામા તફાવત (૮૮) તેમજ માન અને મદમા તફાવત (૭૪)

**પાઠાંતરો**—આ વૃત્તિમા કોઈ કોઈ વાર પાઠાતરો અપાયા છે. જેમકે પૃ ૨૫૦મા **रहस्याभ्याख्यान** પૃ ૩૧૦ મા **महिया** અને પૃ ૩૩૭મા **इच्छामि०**

**મતભેદો**— આને લગતા કેટલાક પૃષ્ઠોના અકો નીચે મુજબ છે·

૮૪, ૮૫, ૨૫૬, ૨૫૫, ૨૬૦, ૨૬૪, ૨૮૦, ૨૮૭, ૨૯૫, ૨૯૬, ૩૨૮, ૩૪૩, ૩૫૪, ૩૯૦ અને ૫૦૬.

શંકા અને સમાધાન માટે જે લઘુ પુસ્તક રચાય તેના એક વિભાગરૂપે આ મતાંતરો રજૂ કરાય, તો તેની ઉપયોગિતામાં વૃદ્ધિ થશે. વિશેષમાં આ મતાંતરોને વિશદ બનાવતી તેમ જ સમન્વય સાધતી બીનાઓ જો ઉમેરાશે, તો તે વિશેષ આદરણીય થશે

**ન્યાયો**—આ સંબંધમાં પૃ ૨૬૫, ૩૪૬, ૩૫૫, ૩૭૮, ૪૧૪, ૪૨૧, ૪૨૯, ૪૩૫, ૪૫૫ ઈત્યાદિ જોવા ઘટે.

**સુભાષિતો**—સ્વોપજ્ઞ વૃત્તિમાં કેટલીક વાર સુભાષિતો નજરે પડે છે દા ત. જુઓ પૃ ૯, ૪૨, ૭૯, ૧૦૧ અને ૧૭૮ વિશેષ માટે શ્રીગોપાલદાસ પટેલે કરેલો અનુવાદ જોવો.

**આસનો**—પ્ર. ૪, શ્લો૦ ૧૨૪માં નવ આસનોના નામો શ્લો૦ ૧૩૩ સુધીમાં અને એની સ્વોપજ્ઞ વૃત્તિમાં દર્શાવાયા છે આગળ ઉપર એ પ્રત્યેકનું સ્વરૂપ જણાવાયું છે સ્વોપજ્ઞવૃત્તિમાં બે આસન માટે મહર્ષિ પતંજલિના મતાંતર અને, બે માટે નામાંતરનો ઉલ્લેખ છે. શ્લો૦ ૧૩૩ ની સ્વોપજ્ઞ વૃત્તિમાં થોડાંક અધિક આસનોના નામો છે અમુક આસનોનો મહાવીર સ્વામીએ ઉપયોગ કર્યાની વાત પણ અત્ર જણાવાઈ છે આસનોને અંગે મે **હૈમ** કૃતિઓમાં આસનો નામના મારા લેખમાં કેટલીક વિગતો આપી છે અને એ લેખ **જૈ.** ધ. પ્ર વ. ૮૫, અં ૩ માં છપાયો પણ છે એટલે અહીં તો અન્યત્ર–આગમો વગેરેમાં આસનોના જે કેટલાક ઉલ્લેખો મારા જોવા–જાણવામાં છે, તેની નોંધ લઉં છું **ઠાણ** (ઠા ૫–ઉ. ૧)માં ‘ઉક્કુડાસણિય’ શબ્દ વપરાયો છે. પ્રસ્તુત સૂત્ર પત્ર ૩૦૦માં ગોદોહિયાસણ અને પલિયંકાસણનો ઉલ્લેખ છે. આની વૃત્તિમાં **અભયદેવસૂરિ**એ કેટલાક આસનોનું સ્વરૂપ સમજાવ્યું છે. ‘ઉક્કુડય[1]’ શબ્દ **વિવાહપણ્ણત્તિ** (સ. ૭, ઉ. ૬)મા, **નાયાધમ્મકહા** (સુય૦ ૧, અ ૫)માં તેમ જ **ઓહનિજ્જુત્તિ**ના ભાસ (ગા. ૧૫૯)માં વપરાયો છે. ‘ભદ્દાસણ’ શબ્દ **નાયા.** (સુય ૧, અ. ૫)મા, **પણ્હાવાગરણ** (સુય–૧, દાર, ૪)મા, **ઓવવાઇય** વગેરેમાં નજરે પડે છે એવી રીતે ‘દંડાસણિય’ શબ્દ **કપ્પસુત્ત** નામના છેય સુત્તમા, વીરાસણ **નાયા૦** (પત્ર ૭૨)માં અને પલિયંકાસણ **સુપાસનાહચરિય** (પૃ. ૬૬૫)માં દૃષ્ટિગોચર થાય છે વિશેષમાં **સાગરચંદ્ર** કૃત **મંત્રાધિરાજકલ્પ** (પટલ ૫, શ્લો ૧૦)માં દંડ, સ્વસ્તિક, પંકજ, કુક્કુટ, વજ્ર અને ભદ્ર એ છ આસનોનો ઉલ્લેખ છે

**હઠયોગ–પ્રદીપિકા** અને **ઘેરંડસંહિતા**માં પણ આસનો વિષે નિરૂપણ છે **સંતુલન**–‘યાપનીય’ તંત્રગત પાઠ **લલિતવિસ્તરા**માંથી લીધો લાગે છે. કેમ કે એની પૂર્વેના કોઈ ઉપલબ્ધ ગ્રન્થમાં તો એ નથી. **પંચાસગ** (પંચા ૨, ગા ૮–૧૦)નો તેમ જ **યોગબિન્દુ** (ગા ૧૧૦)નો વૃત્તિમાં (પૃ. ૩૨૧)માં અને **લલિતવિસ્તરા**–ગત ‘શક્રસ્તવ’ના વિવરણનો આ પૂર્વે ઉપયોગ કરાયો છે, છતાં **હરિભદ્રસૂરિ**નો ઉલ્લેખ નથી સંપ્રદાયગમ્ય જે કથાઓ વૃત્તિકારે આપી છે, તે પૈકી કોઈ કોઈ આગમમાં નજરે પડે છે

યોગશાસ્ત્ર (પ્ર ૪)ના શ્લો. ૯૩, ૯૪, ૯૬, ૯૭, ૯૮, ૯૯ અને ૧૧૨ એ **સિદ્ધસેન દિવાકરે** રચેલી મનાતી **મહાવીરદ્વાત્રિંશિકા** નામની ૨૧મી દ્વાત્રિંશિકાના શ્લોક ૧૯થી ૨૪ સાથે સામ્ય ધરાવે છે.

---

૧ આ અર્થમાં ‘ઉક્કુડિય’ શબ્દ પણ વપરાયો છે

જો પ્રસ્તુત દ્વાત્રિંશિકા **સિદ્ધસેન દિવાકરની** જ રચેલી હોય તો એને આધારે યોગશાસ્ત્રમા ઉપર્યુક્ત શ્લોકો રચાયાનુ મનાય સૌધર્મ દેવલોકના ઇન્દ્ર નામે **શક્રે મહાવીર** સ્વામીની પૃ ૩ મા કરેલી એ સ્તુતિ નમુત્થુણનુ સ્મરણ કરાવે છે **ભરત ચક્રવર્તીએ** કૌશલિક ઋષભદેવની બે વાર કરેલી સ્તુતિને પૃ ૨૮ અને ૩૮મા સ્થાન અપાયુ છે આ સ્તુતિઓ તો ગમે તે તીર્થંકરને અગે ઘટી શકે તેવી છે

મહાવીર સ્વામીના છદ્મસ્થપણાનુ પૃ ૫ માનુ આલેખન પજ્જોસણાકપ્પનુ અને માર્ગાનુસારીના ૩૫ ગુણો ધર્મબિન્દુના પ્રારભિક ભાગનુ સ્મરણ કરાવે છે પૃ. ૭૦ તથા ૨૯૬ ગત [1]બુદ્ધિના આઠ ગુણો **વિસેસાવસ્સય ભાષ્ય**ની ગા ૫૬૧ મીમા દર્શાવાયા છે એ **આવસ્સય**ની નિજ્જુત્તિની ૨૧ મી ગાથા જણાય છે 'અગ્નિને અગ્નિ જ બોલવે' એ પૃ ૧૯૮ માનુ કથન ઉત્તરકાલીન **જ્ઞાનસાર** (અ ૨૨, શ્લો ૭)મા પણ જોવાય છે, તો આનો સૌથી પ્રથમ ઉલ્લેખ કયા છે, તેની તપાસ થવી ઘટે "जत्ता मे जवणिज्जं च' બોલતા અક્ષરોના ઉચ્ચારણ માટે [2]અનુદાત્ત [3]સ્વરિત અને [4]ઉદાત્ત સ્વરો (accent)નો નિર્દેશ કરાયો છે, પરતુ આજ-કાલ પ્રચલિત અહો કાય, કાયસફાસ માટે નથી આ 'जत्ता' વગેરેને લક્ષીને મે લેખ લખ્યો છે અને એ જૈન સત્યપ્રકાશ (વ ૧૦, અ ૭) મા છપાયો છે.

યાત્રા, યાપનીય, અવ્યાબાધ અને પ્રાસુક વિહાર પૈકી ઘણાખરા શબ્દો **નાયાધમ્મકહામાં** વપરાયા છે

ઈડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ નાડીઓ પૈકી કઈ નાડીમા પવન કયા સુધી વહે છે, તે ઉપરથી એનુ શુભાશુભ ફલ તેમ જ મૃત્યુની આગાહી વિષે પાચમા પ્રકાશમા માહિતી અપાઈ છે અહી જે કાલજ્ઞાનનો વિસ્તૃત અધિકાર છે, તેની વિગતો કોષ્ટક દ્વારા અપાય તો તે વિશેષ ઉપયોગી નીવડે આઠમા પ્રકાશમા, ૭૫ મા પદ્યમા સિદ્ધચક્રનો ઉલ્લેખ છે આ 'સિદ્ધચક્ર' યત્ર પાદલિપ્તકૃત **નિર્વાણકલિકા** (પત્ર ૩) મા જે 'નિત્યપૂજા' યન્ત્રનુ સ્મરણ કરાવે છે

પ્ર ૧૧, શ્લોક ૨૪-૪૭ મા તીર્થંકરના અતિશયોનો નિર્દેશ છે એ અભિધાનચિન્તામણિ (કા ૧, શ્લો ૫૭-૬૪)મા પણ શ્રીહેમચદ્રસૂરિએ દર્શાવ્યા છે આ વિષય જે વિવિધ કૃતિઓમા આલેખાયો છે, તે બાબત મે 'તીર્થંકરની વિભૂતિ-અતિશયો અને પ્રાતિહાર્યો' નામના મારા લેખમા બીજી પણ કેટલીક વિગતો સહિત રજૂ કરી છે, આ લેખ જૈ ધ પ્ર પુ ૭૬, અ ૧-૭, ૧૨ અને પુ ૭૭ (અ ૧, ૨ અને ૬-૭ મા છપાવ્યો છે આ સબધમા મારી એક કવિતા નામે તીર્થંકરની વિભૂતિ 'દિગબર જૈન' વર્ષ ૫૨, અ ૪મા છપાએલ છે

પ્રકાશ ૧૨ ના શ્લો ૧૨ મા સિદ્ધરસનો ઉલ્લેખ છે, એને અગે મે 'સિદ્ધરસ અને રસકૂપ' નામનો મારો જે લેખ 'જૈન સત્યપ્રકાશ' (વ ૧૪, અ ૭)મા છપાયો છે, તેમા કેટલીક બીના દર્શાવી છે

પ્રસ્તુત વૃત્તિ અનેક રીતે મહત્ત્વની છે એમા પ્રસગોપાત્ત કેટલીક બાબતો જે અપાઈ છે, તે નોધપાત્ર છે જેમકે—

---

૧ આ વાત વૃત્તિમા બેવડાઈ છે ૨ નીચા સ્વરવાળુ ૩ ઉદાત્ત અને અનુદાત્ત બનેના લક્ષણવાળુ ૪. ઊચા સ્વરવાળુ (accute accent) "ताल्वादिषु सभागेषु स्थानेषूर्ध्वं भागे निष्पन्नोऽनुदात्त" S. K. "समाहार स्वरित. —" Pan 1

| પૃષ્ઠાંક | બાબત | પૃષ્ઠાંક | બાબત |
|---|---|---|---|
| ૩૧ | બ્રહ્માંડની કલ્પનાનો આદિકાળ | ૧૨૧ | દેડકાને જાતિસ્મરણ જ્ઞાન |
| ૩૭ | 'સોમ' વંશની ઉત્પત્તિ | ૧૯૪ | મત્રી માટે પરીક્ષા |
| ૩૯ | 'સૂર્ય' વંશની ઉત્પત્તિ | +૩૧૫ | સિધ્ધના ૧૧ પ્રકારો, પ્રત્યેક પ્રકારના સિધ્ધ તરીકે એકેએક વ્યક્તિનુ નામ |
| +૪૬-૪૭ | જીવોના ભેદ-પ્રભેદો | ૩૫૨ | ઉટડીના દૂધનુ દહી થતુ નથી |
| ૪૭-૪૮ | ચૌદ ગુણસ્થાનકો | ૪૧૬ | મૃત્યુ સમયે કીડીઓને પાખ આવે |
| ૪૮-૪૯ | અજીવાદિ તત્ત્વો | ,, | કીડીઓને પાખ મૃત્યુસમય જણાવનાર છે |
| ૪૯ | બધના પાચ કારણો | ૯૧ | સસારમોચક |
| ૯૧,૧૩૮ | ચાર્વાક | ૮૭ | બુદ્ધનો ધર્મ |
| ૧૩૮ | કૌલિક-પાચરાત્રિક | ૧૨૮ | હરણોની જાતિઓ |
| ,, | અસ્પૃશ્ય-અન્ત્યજ | ૧૩૦ | ઉત્કૃષ્ટતાના ઉદાહરણો |
| ૩૩૮ | કૂતરા અને સિહના વર્તનમા ફેર | ૧૪૦ | ચોરના સાત પ્રકારો |
| ૩૬૦ | મેઘજળ વડે અગ્નિ વીજળીનુ વિશેષ ઉદ્દીપન | ૧૪૪ | શેરડી કેમ મોકલાય ? |
| ૩૮૮ | 'જાગુલિ' વિદ્યા | ૩૦૮ | વસુજાતિના આઠ દેવો |
| ૧૨૯ | અજૈન દેવોનાં આયુધો | ૧૫૩ | વિદ્યુદુત્ક્ષિપ્ત કરણ |
| ૮૦ | રુદ્રાદિ દેવોની પત્નીઓના નામ | ૫૦૮ | નીરોગી પુરુષના પ્રાણવાયુના ગમન અને આગમનની એક અહોરાત્ર પૂરતી સખ્યા |
| ૩૬૬-૩૬૭ | બ્રહ્માદિની વિડબના | | |

**નવીનતા**—પ્રતિક્રમણની એક સમયે પ્રચલિત વિધિને અગે જે ૩૩ પદ્યો સ્વોપજ્ઞવૃત્તિમા અપાયા છે તે આ વૃત્તિની નવીનતા-એક પ્રકારની વિશિષ્ટતા પૂરી પાડે છે.

ચિત્તની વિક્ષિપ્ત, યાતાયાત, શ્લિષ્ટ અને સુલીન એ ચાર ભેદોનુ વર્ણન જે સ્વાનુભવને આધારે કરાયુ છે, તે આ **યોગશાસ્ત્ર** પૂર્વેની કોઈ જૈનકૃતિમા મારા જોવામા આવ્યુ નથી તો એ ન જ હોય તો આ **યોગશાસ્ત્ર**ની અપૂર્વતાનુ અને **શ્રીહેમચંદ્રાચાર્ય**ની કુશળતાનુ દ્યોતન કરે છે પિડસ્થાદિ[1] ધ્યાનો તો જ્ઞાનાર્ણવમા જોવાય છે એ એમના પુરોગામીની કૃતિ હોવા વિષે એકવાક્યતા નથી

**પ્રકાશનો**—યોગશાસ્ત્રના પહેલા ચાર તેમ જ એના બારે પ્રકાશો અન્યાન્ય સ્થળેથી, સ્વોપજ્ઞ વૃત્તિ સપૂર્ણ અને અપૂર્ણ એમ ઉભય રીતે છપાએલ છે જૈનધર્મ પ્રસારક સભા તરફથી સપૂર્ણ અને એશિયાટિક સોસાયટી ઑફ બેગાલ તરફથી ૧૯૦૭થી ૧૯૨૧ ના ગાળામા કટકે કટકે પ્રસિદ્ધ થયા બાદ અપૂર્ણ રહેલ છે.

**આંતર શ્લોકો**—યો શા ની સ્વોપજ્ઞ વૃત્તિમા પ્રસગોપાત્ત આતરશ્લોકો છે એ પૈકી જે ઉપયોગી જણાયા, તે સહિત સપૂર્ણ મળકૃતિ આ શ્રીદાનસૂરિ ગ્ર મા તરફથી ઈ સ. ૧૯૩૯મા પ્રકાશિત કરાઈ છે

---

+ આ નિશાનીવાળી બાબતો દ્રવ્યાનુયોગને લગતી છે

૧ આ પૈકી 'રૂપસ્થ' ધ્યાનના નિરૂપણમા ભાવવિજયે કલ્યાણમદિર સ્તોત્રનો શ્લોક ૧૭મો અવતરણરૂપે આપ્યો છે

**અનુવાદો**—યોગશાસ્ત્રના પ્રકાશ ૧–૪ના ગુજરાતીમા વિવિધ અને જર્મનમા એક એમ અનુવાદો ઉપરાત બારે પ્રકાશના ગુજરાતી તેમ જ હિન્દીમા અનુવાદ થયા છે વળી સ્વોપજ્ઞ–વૃત્તિનો એક અપૂર્ણ અનુવાદ તો આ પૂર્વે થયેલો જ છે એટલે પ્રસ્તુત અનુવાદ સપૂર્ણ અક્ષરશ કર્યાનુ જે અનુવાદકશ્રીએ કહ્યુ છે, તે તેમ હોવાથી આનદજનક ગણાય. આ વિવિધ પ્રકાશનો પૈકી ઘણા ખરાની નોધ મે જૈ સ. સા ઈ (ખડ ૨, ઉપખડ ૧, પૃ ૧૪૨–૧૪૪મા લીધી છે 'યોગશાસ્ત્ર એક પરિશીલન' નામનુ પુસ્તક ઉપાધ્યાય અમરમુનિએ રચ્યુ છે અને એ 'સન્મતિ જ્ઞાનપીઠ, આગ્રાથી ઈ સ. ૧૯૬૩ મા પ્રકાશિત કરાયુ છે એમા 'યોગ' અગે નિરૂપણ છે એમા યોગશાસ્ત્રની પ્રકાશ દીઠ સક્ષિપ્ત માહિતી અપાઈ છે

સ્વોપજ્ઞ વૃત્તિનો અનુવાદ આ વૃત્તિ સાથે મેળવવાનુ તેમ જ અન્ય અનુવાદો સાથે આની તુલના કરવાનુ કાર્ય મને સોપાયુ નથી, એટલે આ વાત હુ જતી કરુ તે પૂર્વે નોધીશ કે ચૈત્યનો અર્થ એક હિન્દી અનુવાદમા વૃત્તિકારના મતથી ભિન્ન કરાયો છે.

ભોજ્યાભોજ્યાદિ પદાર્થો—આના નામો પૃ. ૧૮૯, ૧૯૦, ૨૦૯, ૨૧૫, ૨૨૨, ૨૨૬ અને ૨૫૬મા દર્શાવાયા છે એ પૈકી કેટલાકનો ઉલ્લેખ વૃત્તિમા નથી, પરતુ અનુવાદકશ્રીએ ઉમેર્યા છે પુષ્પોના નામો માટે પણ આમ બન્યુ છે આ જાતના ઉમેરા માટે કૌસનો ઉપયોગ કરાયો હોત તો ઠીક થાત એમણે વિસ્તૃત વિષયસૂચી–અનુક્રમણિકા લખી છે તે આ પુસ્તકના માર્ગ–દર્શનની ગરજ સારશે

ભાષાની શુદ્ધિ અને ઝમક, વાક્યોની રચના, આવશ્યક અવતરણોના મૂળનો નિર્દેશ, વિષયનો સત્વર અને સુગમ બોધ કરાવનારી કડિકાઓ સ્વોપજ્ઞ વૃત્તિગત મનનીયતાઓ, વિસ્તૃત અને અભ્યાસપૂર્ણ ઉપોદ્ઘાત, સતુલનરૂપે ટિપ્પણો, પૂર્વાપરના ઉલ્લેખો (Cross references) ઉપર ધ્યાન અપાયુ હોત તો આ અનુવાદની પાછળ શ્રીહેમસાગરસૂરિજીએ જે પરિશ્રમ સેવ્યો, તે વધારે સાર્થક બનત અને પ્રસ્તુત પ્રકાશનની ઉપયોગિતામા નોધપાત્ર વૃદ્ધિ થાત ગમે તેમ પણ સવૃત્તિક મૂળનો સપૂર્ણ અનુવાદ એક પણ થયો જણાતો નથી, ત્યારે તો અનુવાદકશ્રી અને પ્રકાશક સસ્થા પણ ધન્યવાદપાત્ર ગણાય કેમકે પ્રસ્તુત અનુવાદ બે રીતે ઉપયોગી છે (૧) જેઓ સસ્કૃત ભાષાનુ યથાયોગ્ય જ્ઞાન ધરાવતા નથી તેમને આ અનુવાદ આશીર્વાદરૂપ થઈ પડશે અને (૨) જેઓ સસ્કૃત સારી રીતે જાણે છે પરતુ કોઈ કારણસર આ વૃત્તિના લાભથી વચિત રહ્યા છે, તેમને એ વૃત્તિ વાચવા વિચારવાની પ્રેરણા મળશે મને તો આ અનુવાદ મારા બોધને સતેજ કરવામા સહાયક થયો છે એટલે એ બાબત હુ અનુવાદકશ્રીનો આભાર માનુ છુ અતમા અનુવાદકશ્રીએ પોતાના સાસારિક પક્ષ, અભ્યાસ અને સાહિત્યવિષયક પ્રવૃત્તિઓનો નિર્દેશ કર્યો છે, એટલે મારે લખવાનુ રહેતુ નથી એ સૂચવતો અને એઓ આપણને એમની શ્રુતભક્તિનો ઉત્તરોત્તર વિશેષ લાભ આપતા રહે–એ અભિલાષા દર્શાવતો આ ઉપક્રમણિકા પૂર્ણ કરુ છુ

કાયસ્થ મહોલ્લા,
ગોપીપરુ, સુરત ૨
તા ૨૯–૧–'૬૯

હીરાલાલ ર કાપડિયા

☆

પૂ. ધ્યાનસ્થ સ્વર્ગત આગમોદ્ધારક

## આચાર્યશ્રીઆનન્દસાગર સૂરીશ્વરજી મ.



| જન્મ | દીક્ષા | પન્યાસ પદ | આચાર્ય પદ |
|---|---|---|---|
| ૧૯૩૧ | ૧૯૪૭ | ૧૯૬૦ | ૧૯૭૪ |
| અષાડ વદ ૦)) | મહા સુદ ૫ | જેઠ સુદ ૧૦ | વૈશાખ શુદ ૧૦ |
| કપડવંજ | લીંબડી | અમદાવાદ | સુરત |

સ્વર્ગવાસ ૨૦૦૬ વશાખ વદ ૫ સુરત.

હોય એવો કોઈ મનુષ્ય આ માર્ગ ઉપર ન આવે આ માર્ગ ઉપર અંત સુધી ચાલવાની જેની તૈયારી ન હોય તે કૃપા કરીને યોગસાધના શરૂ ન કરે

યોગવિષયક કંઈપણ સાધન સદ્ગુરુના માર્ગદર્શન પૂર્વક કરવું યોગનો પંથ એવો કપરો છે કે જાણકાર સાગ ભોમિયા વગર આ માર્ગમા પ્રવેશ કરવો અહિતકારી નીવડે છે યોગમાર્ગમા પ્રવેશની યોગ્યતા પ્રાપ્ત થાય તે માટે યોગશાસ્ત્રના પ્રારભના પ્રકાશોમા વિશેષ વિસ્તાર કરેલો છે યોગશાસ્ત્રની ભાષામા ઘણુ ઊડાણ ( Depth ) છે યોગની પરિભાષા રહસ્યમયી છે શબ્દો પાછળના ભાવમાત્ર અનુભવગમ્ય હોઈ તેનુ રહસ્યોદ્ઘાટન સદ્ગુરુ વડે જ થઈ શકે છે. કોઈપણ કળાનુ પુસ્તક વાચી જવાથી તે કળા આવડતી નથી જીવનમા સર્વ કળાઓમા શ્રેષ્ઠ કળા હોય તો યોગકળા છે, અને તે સુવિહિત સદ્ગુરુના ગુરુકુલવાસમા રહીને જ શીખી શકાશે

**યોગ એટલે શુ ?**—યોગ શબ્દ 'યુજ્' ધાતુથી તૈયાર થયો છે યુજ્ એટલે યોજવુ–જોડવુ મોક્ષ સાથે યોગ–જોડાણ કરાવે તે યોગ બીજો અર્થ યુજ્ એટલે સમાધિ, સમતામા સ્થિર થવુ તે, સમ્યક્ સ્થાપન તે સમાધિ યુજ્ એટલે સયમન–મનનુ સયમન યુજ્ એટલે સયોગ, મનનો આત્મા સાથે સયોગ તે સમાધિ

લેટિન ભાષામા યોગ માટે Jungere, Jugum, Jungo, Join અને જર્મન ભાષામા goch–yoke, અને ફ્રેંચ ભાષામા goug શબ્દો વપરાયા છે.

**મોક્ષનો માર્ગ**—અનાદિ સસારમા એક આરાધનાનો–સસાર ટૂકો કરનાર માર્ગ છે, જ્યારે તેથી વિપરીત બીજો વિરાધનાનો સસાર વધારનારો માર્ગ છે એક ઉપર લઈ જનારો, બીજો નીચે લઈ જનારો છે એક માર્ગ પરિધિ–ભ્રમણ કક્ષાથી કેન્દ્ર તરફ ઋજુગતિમા લઈ જનાર, બીજો વિરાધનાનો માર્ગ પરિધિ પર સર્વ–૧૮ ભાવદિશામા[1] ભ્રમણ કરાવનાર છે એક માર્ગ સર્વસ્વભાવની સ્ફુરણાનો છે, બીજો ગાઢ અધકારની અવાસ્તવિક ભ્રમણાનો છે એક માર્ગ મૂળ સ્વભાવને પ્રગટ કરાવનાર છે, બીજો અધકારના ઊંડાણને પમાડનાર છે એક માર્ગ અહિસા, અભય, અમૃત અને આત્મ–જાગૃતિનો છે બીજો હિસા, ભય, વિષ અને ગાઢમૂર્ચ્છાનો માર્ગ છે.

યોગશાસ્ત્રનુ અધ્યયન હિસાનો ત્યાગ કરાવી દરેક જીવોને અભય અપાવનાર છે યોગશાસ્ત્રની અમૃત સરખી વાણી મોહવિષને દૂર કરનારી છે અલ્પકાળ ટકનાર ભોગોપભોગના સાધનોમા વિરક્ત બની ચિરસ્થાયી ભાવપ્રકાશક સાધનોનો સગ્રહ કરનાર વિવેકી આત્મા મૃત્યુ પર વિજય મેળવી શાશ્વતી અમરતા પ્રાપ્ત કરનાર થાય છે યોગશાસ્ત્ર અનાદિની ગાઢ મૂર્ચ્છાનો ત્યાગ કરાવી આત્માનુ અસલ–મૂલ વાસ્તવિક જાગૃતિવાળુ જીવન કઈ રીતે સપાદન કરવુ ? એ દર્શાવનાર મહાન્ આધ્યાત્મિક ગ્રન્થ છે

**અસીમ–અનતનુ રહસ્યોદ્ઘાટન**—માનવભવ સાર્થક કરવા શાસ્ત્રમા કહેલા યોગમાર્ગે પ્રયાણ કરનાર જેમ જેમ આગળ વધશે, તેમ તેમ પદાર્થોનુ આતર–રહસ્ય તેની સન્મુખ–નજીક આવશે અને સહજ–નિસર્ગ પ્રભુત્વ પ્રાપ્ત કરશે નિર્મળ વિચારધારા–શુભભાવના યોગે આ મહામનીષી પરાપ્રકૃતિના પ્રાગણમા પહોચીને સમગ્ર દ્રવ્યના સર્વભાવ ( Totality )નો દ્રષ્ટા અને જ્ઞાતા બનશે પરમપરિમાણવાળા આ

---

૧ **૧૮ ભાવદિશા**—સમૂર્ચ્છિમ, કર્મભૂમિ, અકર્મભૂમિ, અતરદ્વીપમા જન્મેલા મનુષ્યો, બે–ત્રણ–ચાર–પાચ–ઇન્દ્રિયવાળા તિર્યચો, પૃથ્વી, અપ્, તેજસ, વાયુ એમ ચાર કાય, અગ્ર મૂલ સ્કધ અને પર્વ બીજ, દેવ તથા નારક મળી ૧૮

અધ્યાત્મ-વિકાસ ( Ultimate Dimension )મા દેશ-કાલનુ કોઈ બધન નથી, એવી કોઈ સીમા નથી, જ્યા પહોચીને અટકાતુ હોય અર્થાત્ આગળનો અવકાશ ન હોય. પ્રકાશની-જ્ઞાનની રેખાને રૂધતો જ્યા કાલપ્રવાહ અટકતો હોય. અહી અસીમ અને અનતનુ રહસ્ય ઉઘડે છે. યોગશાસ્ત્રમા આ પ્રકાશપથની રૂપરેખા છે.

**યોગમાર્ગનો સાધક**—આ શાસ્ત્રમા વર્ણવેલા માર્ગાનુસારીપણાના ગુણો એ માનવતાની કસોટી અને આધ્યાત્મિક વિકાસનો પાયો છે આ પાત્રીશ ગુણોમા વિશ્વના સર્વ નીતિશાસ્ત્રોનુ સત્ત્વ સમાએલુ છે. માનવતાની યોગ્યતા ( Human Fundamentals ) પ્રાપ્ત કરવા પૂર્વક જ શ્રાવકપણુ પ્રગટ થઈ શકે છે અને યોગનો પ્રવેશ સુલભ બનાવી શકાય છે યોગમાર્ગમા રસ લેનાર આત્માએ અનુચિત, લોકવિરુદ્ધ, અયોગ્ય, અપકારી પ્રવૃત્તિઓને તિલાજલિ આપવી જોઈએ પોતાના જીવનવ્યવહારમા ઉદારતા, સૌમ્યતા, શિષ્ટતા, ભદ્રતા, શુભકાર્યની સહાનુભૂતિ, સૌહાર્દ આદિ ગુણો કેળવવા જોઈએ તેમજ નિરર્થક, અનર્થક પ્રવૃત્તિઓનો ત્યાગ, પરોપકારી પ્રવૃત્તિનો સ્વીકાર, સર્વ જીવોનુ પારમાર્થિક હિતચિતવન, પ્રમાદ-પરિવર્જન કરવુ જોઈએ મોહાધકાર આચ્છાદિત વાસનાઓ હૃદયમા રાખીને યોગમાર્ગનુ અવલબન લઈ શકાતુ નથી

**આવશ્યક ક્રિયા**-પુસ્તક વાચન માત્રથી જ આરાધનાના ધ્યાન-માર્ગમાં આગળ વધવાની કોઈ ભ્રમણા ન રાખશો સદ્ગુરુ કે અનુભવી કલ્યાણમિત્ર પાસેથી માર્ગ-દર્શન સ્પષ્ટ કરી લેવુ પરમ આત્મ-વિશુદ્ધિના હેતુને લક્ષ્યમા રાખીને અધ્યવસાયો અધિક નિર્મલ બને, તે માટે વિશ્વોપકારી શ્રીજિનેશ્વર ભગવતની આજ્ઞા દઢપણે અનુસરી સદ્ગુરુએ દર્શાવેલી વિધિ અનુસાર જ સાધકે યોગ-સાધના, ધ્યાન, અધ્યયનાદિક કરવા

યોગશાસ્ત્રમા ચૈત્યવદન, ગુરુવદન, આવશ્યક સૂત્રોના અર્થો વિશેષ વિસ્તારથી સમજાવ્યા છે. આપણે જ્યારે આ સૂત્રોના શબ્દો ઉચ્ચારીએ છીએ, ત્યારે જાણે સ્વર્ગાધિક સુખ અનુભવતા હોઈએ તેવા ભાવથી શબ્દોચ્ચારણ કરવુ જોઈએ શબ્દો જીભ ઉપર મૂક્યા છે, તેમ અનુપયોગે નહિ પણ આપણે એકાગ્રતા સાથે શબ્દોના અર્થોમા પ્રવેશેલા છીએ તે રીતે કહેલા કર દોષ રહિત સૂત્રો ઉચ્ચારવા જોઈએ આવશ્યક ક્રિયા-સમયે આરાધકની આખોમાથી પાપ-પશ્ચાત્તાપના કારણે અશ્રુપ્રવાહ વહેતો હોય, પાપાલોચિત હલકો થએલો આત્મા હર્ષથી પુલકિત-રોમાચિત બની જાય છે અસખ્ય ચદ્રોના તેજથી અધિક શાન્તિદાયક અને અસખ્ય સૂર્યોના તેજથી અધિક પ્રકાશમાન, ઉજ્જવલ, અનત સિદ્ધોની અલૌકિક જ્ઞાન-જ્યોતિ તેમા મન તન્મય બન્યુ હોય, જાણે સમવસરણમા બાર પર્ષદા સન્મુખ શ્રીતીર્થકર પરમાત્મા બિરાજમાન છે, અતિસુદર કમનીય દેહવાળા, કરુણાસમુદ્ર, પ્રસન્ન મુદ્રાવાળા, જેના સર્વાગમાથી અત્યત શુભ્ર સ્નિગ્ધ પ્રકાશ પ્રગટી રહેલો છે, ભગવત એટલા જ્ઞાનાનદમય અને ગુણાતિશયવાળા છે કે ચૌદ રાજલોકમા કોઈની સાથે તેમની તુલના કરવી શક્ય નથી. આવા અનેક ઉત્તમભાવ પ્રગટાવવા માટે યોગશાસ્ત્રની ટીકાનો વિસ્તાર સહાયક બને છે.

**પરમાનદ સપત્તિઓનું બીજ**-જીવન વિકસાવવા માટેનુ એક માત્ર અનિવાર્ય સાધન ધર્મધ્યાન છે તેને જ જીવનનુ મુખ્ય લક્ષ્ય બનાવવુ જરૂરી છે યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ ટીકામાથી પિડસ્થાદિ ધર્મધ્યાનનુ સ્વરૂપ વિસ્તારથી પ્રાપ્ત થાય છે.

ધર્મધ્યાનથી સિદ્ધિ અરિહતો, સિદ્ધો, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ-ભગવતોના અનુગ્રહ વિના, તેમના પ્રત્યેની પૂર્ણ શરણાગતિ વિના કદાપિ થતી નથી, તેથી તે અનુગ્રહ માટે સદા ચિત્ત તલસતુ-ઝખતુ રહેવુ જરૂરી છે અનુગ્રહ પ્રાપ્ત કરવાનુ સર્વશ્રેષ્ઠ પ્રથમ સાધન પચ પરમેષ્ઠીઓ ઉપર પ્રતિક્ષણ પ્રવર્ધમાન, ગાઢ, અવિચળ અને વિનય સહિત પ્રશસ્ત ઉત્તમ ગુણ-અનુરાગ હૃદયમા હોવો જોઈએ ભગવતની ભક્તિ એ મોક્ષનુ બીજ છે ભક્તિયોગમા સર્વસમર્પણભાવ ભરેલો છે

# યોગ–પરિચય

માનવભવની પૂર્ણતા યોગાભ્યાસ વિના નથી, સંયમશક્તિ મનુષ્યને દૈવીમનુષ્ય બનાવે છે સંયમશક્તિનું પૂર્ણ પ્રાગટ્ય અને શ્રેષ્ઠ ઉપયોગ એ જ યોગના અભ્યાસનો ઉદ્દેશ છે મહાત્મા પુરુષોએ કહ્યું છે કે–યોગ જ શ્રેષ્ઠ કલ્પવૃક્ષ છે અને સર્વ ધર્મોમાં પ્રધાન છે. તેમ જ યોગ એ અણિમાદિ સર્વ લબ્ધિઓનું ઘર છે. યોગવિદ્યા એ શક્તિ–સામર્થ્યના અપૂર્વ ભંડારની ગુપ્ત ચાવી છે આત્માનું અનંત ઐશ્વર્ય યોગ દ્વારા પ્રગટ કરી શકાય છે, યોગ એ સિદ્ધત્વને પ્રગટ કરવાનું દ્વાર છે. પૂ. શ્રીહેમચંદ્રાચાર્ય–રચિત યોગશાસ્ત્ર આત્મ–સાક્ષાત્કારના વિજ્ઞાનનો મહાગ્રન્થ છે.

**ચાર અનુયોગ**–યોગશાસ્ત્ર એ લોકોત્તર વિજ્ઞાન છે આમાં આત્મતત્ત્વ વિષયક દ્રવ્યાનુયોગ ( Pure Science )નો વિસ્તાર છે અણુ અને વિશ્વ ( Atom and Cosmos )ના રહસ્યોને ઝાંખા પાડે એવી સૂક્ષ્મ વિચારણાઓની તેમાં છણાવટ છે અહિં જીવત્વની કાચી ધાતુ સિદ્ધત્વના સુવર્ણને કઈ રીતે પ્રગટાવી શકાય તે માટેનો ગણિતાનુયોગ ( Higher Mathematics ) પ્રકાશિત કરાય છે. યોગશાસ્ત્રમાં અહિંસા અને સ્યાદ્વાદના સમન્વયનું ગણિત પરિપૂર્ણપણે ભરેલું છે, જે શોધશે તેને આ ચાવીઓ ( Formulas ) અવશ્ય જડશે. વળી આ શાસ્ત્રમાં ચરણ–કરણાનુયોગ ( Technology )નું સંપૂર્ણ સ્પષ્ટીકરણ છે. શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ કરવાની પદ્ધતિ ( Process ) સ્પષ્ટ કરી છે. આમાં કથાનુયોગ ( History ) સજીવ બને છે. આ પરમ વિજ્ઞાનને અનુસરી મહાપુરુષો ' મહાન્ ' બન્યા છે, આજે બની શકે છે અને ભાવિમાં બનશે.

**પ્રયોગસિદ્ધ વિજ્ઞાન**—યોગ એ બે અક્ષરનો મંત્રમય શબ્દ છે આ શબ્દને શ્રદ્ધા, સંવેગ આદિ શુભ ભાવના અને ઉલ્લાસપૂર્વક શ્રવણ કરનારા પાપનો ક્ષય કરે છે–એમ યોગસિદ્ધ મહર્ષિઓ કહે છે. યોગવડે પાપકર્મો બળીને ભસ્મ થાય છે, વળી તેનાથી પુણ્ય પ્રગટે છે યોગવડે મોક્ષપ્રાપ્તિના સર્વ સાધનો પ્રાપ્ત થાય છે યોગવડે આત્માના ગુણો ઉત્તરોત્તર પ્રકાશિત થાય છે. જેઓ પૂર્ણ માનવતા પ્રાપ્ત કરી સ્વરૂપજ્ઞાન પ્રગટાવવા ઈચ્છના હોય, તેમને યોગ–સાધના અવશ્ય આવશ્યક છે યોગવિષયક જ્ઞાન એ પ્રયોગસિદ્ધ વિજ્ઞાન છે તેમાં જે હકીકતોનું વિવરણ છે, તે સર્વ અનુભવગમ્ય છે જે જે મહાપુરુષોને ધ્યાનનો અનુભવ જેવા જેવા પ્રકારનો થયો, તેવા તેવા પ્રકારે તેમણે તેનું વર્ણન કરેલું છે જે કોઈ સાધક–આરાધક આત્મા આજે પણ કહેલા પ્રકારે અભ્યાસ કરી શકે તો તેને તે પ્રકારનો અનુભવ અવશ્ય પ્રગટે

યોગવિષયક પુસ્તકો વાંચી જવા માત્રથી યોગની સમજણ પ્રાપ્ત થઈ શકતી નથી યોગશાસ્ત્ર જેવા યોગના ગ્રન્થો યોગસાધનાની જવાબદારીનું ભાન કરાવે છે. પુસ્તકો યોગમાર્ગનો નકશો ( Road Map ) નથી, પણ માર્ગના નામનું માત્ર પાટીયું ( Sign board ) છે. યોગવિજ્ઞાનના શ્રવણ–વાચન માત્રથી તેની સાધન–વિધિનું યથાર્થ જ્ઞાન થતું નથી

**સદ્ગુરુની આવશ્યકતા**–યોગસાધના અત્યંત કઠિન છે યોગના આરંભ માટે સાધકે પ્રથમ પોતાની યોગ્યતા કેળવવી પડશે. સર્વપ્રથમ શ્રદ્ધા–વિશ્વાસ અગત્યના છે ત્યારપછી આત્મશુદ્ધિની તાલાવેલી, કર્મથી મુક્ત થવાની ઝંખના, સિદ્ધત્વપ્રાપ્તિની પ્રબલ ભાવના જોઈશે. આ બને સાથે આત્મ–સમર્પણ અનિવાર્ય છે જીવનવ્યવહારમાં સુયોગ્યપણે યોગવિજ્ઞાનનો પ્રયોગ કરવા માટે સાધન–વિધિની સમજણ તેમની પાસેથી મેળવવી જોઈએ કે જેમણે આ તત્ત્વને યથાર્થ જાણી આચરણમાં મૂકીને પોતાના જીવનમાં સફલતા પ્રત્યક્ષ કરી હોય, એવા અનુભવી ગીતાર્થ ગુરુઓ પાસેથી પ્રાપ્ત કરવી જોઈએ આવા અનુભવીઓ યથાર્થ પૂર્ણભાવથી જિજ્ઞાસુને સહજપણે સમજાવી અને શીખવી શકે છે યોગસાધના માટે જેના અંતરાત્મામાંથી અવાજ ઉઠતો ન

" सारमेतन्मया लब्ध, श्रुताब्धेरवगाहनात् । भक्तिर्भागवती बीज, परमानन्दसपदाम् ॥"

પૂ ઉ. શ્રીયશોવિજયજી મહારાજ પોતાની અનુભવ વાણીમા કહે છે કે— શ્રુતસમુદ્રમા અવગાહન કરીને આટલો સાર મે પ્રાપ્ત કર્યો કે- ભગવતની નિષ્કામભક્તિ એ જ પરમાનદ-સપત્તિનુ બીજ છે લોગસ્સની ગાથામા પણ ૨૪ તીર્થંકર ભગવતનુ, ઉપલક્ષણથી ત્રણે કાળના જિનેશ્વરોનુ કીર્તન, વદન, પૂજન-રૂપ પરમભક્તિ મને આરોગ્ય, બોધિલાભ અને સમાધિમરણ આપનાર થાઓ

પરમાર્હત કુમારપાલ મહારાજાને સાભળવાની ઈચ્છાથી તેમના સ્વાધ્યાય માટે રચેલ આ યોગશાસ્ત્રમા યોગની પ્રક્રિયા એવી રીતે દર્શાવાઈ છે કે જેથી જીવન પવિત્ર બનવા સાથે આત્મિક સર્વગુણો પૂર્ણ વિકાસ પામે યોગશાસ્ત્ર આત્મામા છૂપાએલ પરમનિધાનનો પરિચય કરાવે છે

પૂજ્ય આ **શ્રીહેમસાગરસૂરિજીએ** વિવરણ સહિત યોગશાસ્ત્રનો કરેલો આ વિશિષ્ટ અનુવાદ સુદર, સરલ અને સુવાચ્ય છે તેમણે ગુજરાતી વાચકવર્ગ ઉપર મહાન્ ઉપકાર કર્યો છે

મારા લેખનમા સિદ્ધાન્ત-વિરુદ્ધ જો કાઈ લખાયુ હોય, તો તે માટે હુ મિચ્છા મિ દુક્કડ દેવાપૂર્વક વાચકવર્ગને મને જણાવવા વિનતિ કરુ છુ અને આરાધક આત્માઓને આ ગ્રન્થ ઉપકારક બને-એ જ શુભેચ્છા

વિ સ ૨૦૨૫ મહાવદિ શ્રીચદ્રપ્રભ-કેવલજ્ઞાન કલ્યાણક

ઠે અલમબાદ કોર્ટ, ૭૩, મરીન ડ્રાઈવ, **મુબઇ-૨૦** **કિરણભાઇ**

---

### આ. હેમચદ્રાચાર્ય અને કુમારપાલના ફોટાવાળા લખાણની શુદ્ધિ

| અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|
| પ્રાસાદ | પ્રસાદ |
| ૧૨૨૬ | ૧૨૨૯ |
| પરમાર્હત્ | પરમાર્હત |
| ૧૧૪૬ | ૧૧૫૦ |
| ૧૧૬૬ | ૧૧૯૯ |

# સવિવરણ યોગશાસ્ત્રનો ગૂર્જરાનુવાદ

## અનુક્રમણિકા

કુમારપાલ પ્રતિબોધક લબ્ધસરસ્વતીપ્રાસાદ કલિકાલસર્વજ્ઞ

## શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ

| જન્મ | દીક્ષા | સૂરિપદ | કાલધર્મ |
|---|---|---|---|
| વિ સ ૧૧૪૫ | વિ. સ ૧૧૫૪ | વિ સ. ૧૧૬૬ | વિ સ ૧૨૨૯ |



## પરમાર્હત શ્રીકુમારપાલ ભૂપાલ

| જન્મ | રાજ્યાભિષેક | બારવ્રતસ્વીકાર | સ્વર્ગગમન |
|---|---|---|---|
| વિ સ ૧૧૪૯ | વિ સ ૧૧૯૯ | વિ સ ૧૨૧૬ | વિ સ ૧૨૩૦ |

श्रेष्ठि-देवचन्द्र-लालभाइ-जैनपुस्तकोद्धारे ग्रन्थाङ्कः १२० ।

शासनाधिपति-श्रीमहावीरस्वामिने नमः ।
अनन्तलब्धिनिधानाय श्रीगौतमगणधराय नमः ।

કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્રાચાર્ય-રચિત સ્વોપજ્ઞ વિવરણ સહિત

# યોગશાસ્ત્રનો ગૂર્જરાનુવાદ



## પ્રથમ પ્રકાશ

नमो दुर्वाररागादि-वैरिवारनिवारिणे।
अर्हते योगिनाथाय, महावीराय तायिने ॥ १ ॥

### અતિશયગર્ભિત સ્તુતિરૂપ મંગલાચરણ

વ્યાખ્યાર્થ:-શ્રીયોગશાસ્ત્રના પ્રથમ શ્લોકમાં 'મહાવીર' પદ વિશેષ્ય છે. તેમાં વિશેષપ્રકારે કર્મને દૂર કરનાર વીર કહેવાય. કહ્યું છે કે, કર્મને જે વિદારે અને તપથી જે વિરાજમાન થાય, તપસ્યામા વીર્યથી યુક્ત હોય, તે કારણથી વીર કહેવાય છે આ પ્રમાણે લક્ષણ અથવા નિરુક્તથી 'વીર' શબ્દની વ્યાખ્યા જણાવી. બીજા વીરની અપેક્ષાએ ભગવંત મહાવીર તરીકે શાથી ખ્યાતિ પામ્યા? તે વાત જણાવે છે મહાવીર ભગવતના જન્મમહોત્સવ સમયે 'આવા નાના શરીરવાળા આ ભગવંત આટલા જળ-ભારને કેવી રીતે ઝીલીને સહન કરી શકશે? એ ઇન્દ્રની શંકા દૂર કરવા માટે ભગવતે ડાબા પગના અગુઠાથી સુમેરુપર્વતને દબાવ્યો, જેથી પર્વત અને પૃથ્વીતલ કંપવા લાગ્યાં, સમુદ્રો ખળભળવા લાગ્યા, બ્રહ્માડ શંકિત બની ગયું. આ સમયે ઇન્દ્ર મહારાજે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂક્યો એટલે જાણ્યુ કે, આ તો ભગવંતનો પ્રભાવાતિશય છે આ સમયે ઇન્દ્રે ભગવતનુ 'મહાવીર' એવુ નામ સ્થાપન કર્યું. તે વળી અનાદિભવના ગાઢ અને ચીકણાં બાધેલા કર્મોને મૂળમાંથી ઉખેડી નાખવાના સામર્થ્યથી તેઓએ મહાવીર નામની સાર્થકતા કરી માતા-પિતાએ 'વર્દ્ધમાન' એવું નામ પાડ્યુ. લોકોએ 'શ્રમણ' અને 'દેવાર્ય' નામો પાડ્યા. તેમને નમસ્કાર થાઓ. બાકીનાં ચોથી વિભક્તિવાળા વિશેષણપદો અતિશય દ્વારા જણાવે છે. અતરાય-વિઘ્ન-અપાયભૂત રાગાદિક દૂર થવાથી ભગવતને આત્મ-સ્વરૂપ પ્રગટ થયું. સમગ્ર દેવોએ, અસુરોએ, તથા મનુષ્યોએ ઉત્કૃષ્ટ પ્રકારની પૂજા કરેલી હોવાથી

૨ પૂજાતિશયવાળા, અવધિ આદિ જ્ઞાનવાળા યોગીઓ, તેઓના નાથ નિર્મલ કેવલજ્ઞાનના સામર્થ્યથી લોકાલોકના સ્વભાવને જાણનાર ભગવંતો જ હોય છે, તે દ્વારા ૩ જ્ઞાનાતિશય જણાવ્યો. 'તાયી' એટલે સમગ્ર દેવો, દૈત્યો, મનુષ્યો અને તિર્યંચોના રક્ષણ કરનાર હોવાથી ૪ વચનાતિશય જગતના સમગ્ર જીવોને અભયદાન આપવામા સમર્થ, સમગ્ર ભાષામા પરિણમનાર ધર્મદેશના દ્વારા ભગવંત રક્ષણ કરનાર હોવાથી, ભગવંત જ સાચા પાલક ગણાય, નહિ તર વાઘ, સિંહ વગેરે પણ પોતાના બચ્ચાનું તો પાલન કરે છે. આ પ્રમાણે ચારે અતિશયોથી ગર્ભિત ભગવાન મહાવીરની પરમાર્થવાળી સ્તુતિ કરી ૧

હવે યોગ–ગર્ભિત સ્તુતિ કરતા જણાવે છે—

**पन्नगे च सुरेन्द्रे च, कौशिके पादसंस्पृशि ।**
**निर्विशेषमनस्काय, श्रीवीरस्वामिने नमः ॥ २ ॥**

વ્યાખ્યાર્થ:–પૂર્વભવના કૌશિક ગોત્રવાળા સર્પને 'હે કૌશિક! તુ પ્રતિબોધ પામ' એ પ્રમાણે ભગવંતે બોલાવેલ હતો ઇન્દ્રનુ બીજુ નામ 'કૌશિક' છે, કૌશિક સર્પ ડંખવાની બુદ્ધિથી અને ઇન્દ્ર ભક્તિબુદ્ધિથી ચરણ–સ્પર્શ કરે છે, તે બંને પ્રત્યે ભગવંત દ્વેષ કે રાગથી રહિત–મધ્યસ્થબુદ્ધિવાળા હોવાથી સમભાવવાળા તે મહાવીર પરમાત્માને નમસ્કાર થાઓ. તે વાતને દૃષ્ટાંત કહેવા દ્વારા સમજાવે છે—

### ચંડકૌશિકને પ્રતિબોધ

પૂર્વજન્મમા ઉપાર્જન કરેલ ઉત્તમ તીર્થંકર–નામકર્મવાળા, ત્રણ જ્ઞાનથી પવિત્ર આત્માવાળા, શ્રીવીર ભગવંત પ્રાણત નામના દેવલોકના પુષ્પોત્તર વિમાનથી ચ્યવી, સિદ્ધાર્થ રાજાના ઘરે, સરોવરમા જેમ રાજહંસ તેમ ત્રિશલારાણીની કુક્ષિમા આવ્યા તે સમયે ગર્ભના પ્રભાવથી ૧ સિંહ, ૨ હાથી, ૩ વૃષભ, ૪ અભિષેક સહિત લક્ષ્મીદેવી, ૫ પુષ્પમાળા, ૬ ચંદ્ર, ૭ સૂર્ય, ૮ ઇન્દ્રધ્વજ, ૯ પૂર્ણકુંભ, ૧૦ પદ્મસરોવર, ૧૧ સમુદ્ર, ૧૨ દેવવિમાન, ૧૩ રત્નરાશિ, ૧૪ નિર્ધૂમ અગ્નિ એવા ચૌદ મહાસ્વપ્નો ક્રમસર દેવીએ દેખ્યા ત્યાર પછી ઉત્તમ યોગવાળા દિવસે ત્રણે લોકમા ઉદ્દ્યોત કરનાર, દેવો અને દાનવોના આસનને કંપાવનાર, નારકી જીવોને પણ ક્ષણવાર સુખ આપનાર એવા પ્રભુએ સુખપૂર્વક જન્મ પ્રાપ્ત કર્યો અને તરત જ દિક્કુમારીઓએ સૂતિકર્મો કર્યા ત્યાર પછી સૌધર્મેન્દ્ર જન્માભિષેક કરવા માટે મેરુપર્વતના શિખર ઉપર જગતપ્રભુને ખોળામા બેસાડી સિંહાસન પર બિરાજમાન થયા 'આટલો મોટો પાણીનો ભાર સ્વામી કેવી રીતે સહન કરી શકશે?' એ પ્રમાણે ભક્તિથી કોમળ ચિત્તવાળા ઇંદ્રમહારાજાને શંકા થઈ તે સમયે તેની શંકા દૂર કરવા માટે પ્રભુએ લીલાથી ડાબા પગના અંગુઠાથી મેરુપર્વતને દબાવ્યો મેરુના શિખરો જાણે પ્રભુને નમન કરતાં હોય તેમ નમી ગયા. ભગવાનની પાસે આવવાની ઇચ્છા કરતા હોય તેમ કુલપર્વતો ચલાયમાન થયા તથા સમુદ્રો સ્નાત્ર કરવાની ઇચ્છાવાળા હોય તેમ અતિશય ઉછળવા લાગ્યા પૃથ્વી જાણે નૃત્ય કરવાની તૈયારી કરતી હોય તેમ ત્યા એકદમ કંપવા લાગી અરે! અણધાર્યું આ શું? એમ વિચારતા ઇન્દ્ર મહારાજાએ અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને જાણ્યું કે, આ તો ભગવંતની લીલા છે. આવા પ્રકારનુ ભગવંતનુ

સામર્થ્ય જાણી ઇન્દ્રમહારાજા પ્રભુને કહેવા લાગ્યા—"હે સ્વામિ! મારા સરખા સામાન્યજન આપનું આવા પ્રકારનુ માહાત્મ્ય કેવી રીતે જાણી શકે? માટે મેં જે વિપરીત વિચાર્યું, તેની ક્ષમા માગું છું." એમ બોલતા ઇન્દ્રે પ્રભુને નમસ્કાર કર્યો. આનંદપૂર્વક વાજિંત્રો વાગતા હતાં, ત્યારે ઇન્દ્રોએ જગદ્ગુરુનો પવિત્ર તીર્થોના સુગંધીજળથી અભિષેક–મહોત્સવ કર્યો. તે અભિષેકજળને દેવોએ, અસુરોએ અને ભવનપતિ દેવોએ વારંવાર નમન કર્યું, અને સર્વને છાંટયું. પ્રભુના સ્નાત્રજળથી સ્પર્શાએલી માટી પણ વંદનને યોગ્ય બની. કારણ કે, 'મોટાઓની સોબતથી નાનાનું પણ ગૌરવ વધે છે.' ત્યાર પછી સૌધર્મેન્દ્ર, પ્રભુને ઇશાન ઇન્દ્રના ખોળામા બેસાડીને, સ્નાન કરાવીને, પૂજા કરીને આરતિ ઉતારી સ્તુતિ કરવા લાગ્યા "હે અરિહંત ભગવંત! સ્વયંબુદ્ધ, બ્રહ્મા, તીર્થંકર, ધર્મની આદિ કરનારા, પુરુષોમાં ઉત્તમ એવા તમોને નમસ્કાર થાઓ હે લોકને પ્રકાશિત કરનાર! લોકમા ઉદ્દ્યોત કરનાર, લોકમાં ઉત્તમ, લોકના સ્વામી, લોકનું હિત કરનાર એવા તમોને નમસ્કાર હો. પુરુષોમા શ્રેષ્ઠ પુંડરીકકમળ સમાન, સુખ કરનાર, પુરુષોમાં સિંહ સમાન, પુરુષોમા અદ્વિતીય ગંધહસ્તિ સમાન એવા તમોને નમસ્કાર થાઓ ચક્ષુ આપનાર, અભય દેનાર, બોધિ આપનાર, માર્ગ બતાવનાર, ધર્મ દેનાર, ધર્મનો ઉપદેશ આપનાર, શરણ આપનાર તમોને નમસ્કાર થાઓ. હે ધર્મના સારથિ! ધર્મમા દોરનાર, ધર્મના શ્રેષ્ઠ ચક્રવર્તિ! છદ્મસ્થપણાથી રહિત, સમ્યગ્ જ્ઞાન–દર્શન ધારણ કરનાર, રાગાદિ અરિવર્ગને જિતનાર અને જિતાડનાર, સંસાર–સમુદ્રથી તરેલા અને બીજાઓને તારનાર, કર્મથી મુક્ત બનેલા અને બીજાઓને મુક્ત બનાવનાર, બોધ પામેલા અને બોધ પમાડનાર તમોને નમસ્કાર હો હે સર્વજ્ઞ! સ્વામી, સર્વ દેખનારા, સર્વ અતિશયના અધિકારી, આઠે કર્મનો ચૂરો કરનાર, હે ભગવંત! તમોને નમસ્કાર થાઓ. ઉત્તમ પુણ્ય–બીજ વાવવા માટે ક્ષેત્ર, ઉત્તમપાત્ર, તીર્થ, પરમાત્મા, સ્યાદ્વાદ કહેનાર, વીતરાગ મુનિ! તમોને નમસ્કાર હો પૂજ્યોના પણ પૂજ્ય મોટાઓથી પૂજાએલ, આચાર્યોના આચાર્ય, મોટાથી પણ મોટા હે ભગવંત! તમને નમસ્કાર થાઓ કેવલજ્ઞાનથી વિશ્વમા વ્યાપેલા, યોગીઓના નાથ! યોગને ધારણ કરનાર, સ્વયં પવિત્ર અને બીજાઓને પવિત્ર કરનાર, અનુત્તર, ઉત્તર (શ્રેષ્ઠ) એવા તમોને નમસ્કાર હો યોગાચાર્ય, કર્મ–મલ સાફ કરનાર, શ્રેષ્ઠ, અગ્રેસર, વાચસ્પતિ, મંગલસ્વરૂપ હે ભગવંત! તમને નમસ્કાર થાઓ સહુ પ્રથમ ઉદય પામેલા, અપૂર્વવીર સૂર્ય સરખા, 'ॐ भूर्भुवःस्वः' એવા વચનથી સ્તવવા યોગ્ય હે ભગવંત! તમને નમસ્કાર થાઓ સર્વ જનોના હિતકારી સર્વ અર્થ સાધનાર, અમૃત્યુને પામેલા, ઉદય પામેલા, બ્રહ્મચર્યને ધારણ કરનાર, (સંસાર-સમુદ્રનો) પાર પામેલા, કૌશલ્યવાળા, નિર્વિકાર, રક્ષણ કરનાર, વજ્રઋષભનારાચ સંઘયણથી યુક્ત શરીરવાળા, તત્ત્વ દેખનાર!, તમોને નમસ્કાર થાઓ. ત્રણે કાળને જાણનાર, જિનેન્દ્ર, સ્વયંભૂ જ્ઞાન–બલ–વીર્ય–તેજ–શક્તિ–ઐશ્વર્યવાળા! તમોને નમસ્કાર હો ધર્મના આદિપુરુષ, પરમેષ્ઠિ મહેશ (મહાદેવ), જ્યોતિસ્તત્ત્વસ્વરૂપ હે ભગવંત! તમને નમસ્કાર થાઓ એ પ્રમાણે સ્તુતિ કરી, નમસ્કાર કરી પરમેશ્વરને ગ્રહણ કરી પાછા લાવી ઇન્દ્રમહારાજાએ તે જ ક્ષણે માતાને આપ્યા પોતાના વંશની વૃદ્ધિ થવાથી તેને યોગ્ય એવુ પ્રભુનુ 'વર્ધમાન' નામ માતા–પિતાએ પાડ્યુ 'હુ પહેલી સેવા કરુ, હુ પ્રથમ ભક્તિ કરૂં' એ પ્રમાણે સ્પર્ધાથી ભક્તિવાળા દેવોથી અને અસુરોથી સેવા કરાતા, અમૃતવૃષ્ટિ કરનાર આંખો વડે કરીને જાણે પૃથ્વીને સિંચતા હોય તેવા, તેમજ એક હજાર અને આઠ લક્ષણોવાળા, સ્વાભાવિક ગુણો વડે વૃદ્ધિ પામેલા ભગવાન અનુક્રમે વયથી પણ વધવા લાગ્યા.

**દેવદમન** –કોઇક સમયે સરખી વયવાળા રાજપુત્રો સાથે વયને યોગ્ય રમતોની રમત રમતા અતુલ પરાક્રમવાળા ભગવંત ક્રીડા રમવા ગયા. તે સમયે દેવસભામા ઈન્દ્રે અવધિજ્ઞાનથી જાણી 'સર્વ (દુનિયાના) વીરો મહાવીર પ્રભુથી ઉતરતી કોટીના છે' એમ વર્ણવ્યું તે વખતે કોઈ ઈર્ષ્યાળુ દેવ 'હું તેને ક્ષોભ પમાડીશ' એમ કહી જ્યા પ્રભુ ક્રીડા કરતા હતા, ત્યા આવ્યો. રાજપુત્રો સાથે પ્રભુ આમલકી–ક્રીડા રમી રહ્યા હતા ત્યારે, તે દેવ કપટથી સર્પ બની ઝાડ સાથે વીંટળાઈ ગયો તે વખતે તે ભયંકર સર્પને દેખી ત્રાસ પામેલા રાજપુત્રો દરેક દિશામા ભાગી ગયા, પરંતુ પ્રભુએ હાસ્ય કરતા કરતા તેને દોરડાની માફક ભૂમિ પર પટક્યો લજ્જા પામેલા રાજકુમારો ફરી રમવા આવ્યા ત્યારે તે દેવ પણ કુમારનુ રૂપ ધારણ કરી ત્યા આવ્યો અને તે સર્વે વૃક્ષ પર ચડી ગયા પ્રભુ તો પ્રથમથી જ વૃક્ષની ટોચે ચડી ગયા. અથવા તો લોકના અગ્રભાગ પર જનારને આ વૃક્ષાગ્રનો કયો હિસાબ? ત્યા આગળ રહેલા ભગવાન તો મેરુશિખર પર જેમ સૂર્ય શોભે, તેમ શોભવા લાગ્યા જ્યારે બીજા કુમારો ડાળી પર લટકતા હતા, ત્યારે વાનર જેવા દેખાતા હતા આવી રીતે ભગવાન જિત્યા તે રમતમાં એવી શરત નક્કી કરી હતી કે જે કોઈ જિતે તે બીજાની પીઠ પર ચડે અને તેને હારનાર વહન કરે. વીરકુમાર પણ પીઠ પર ચડીને ઘોડા ઉપર સ્વારની જેમ કુમારોના ઉપર સ્વાર બન્યા અનુક્રમે મહાપરાક્રમી ભગવાન દેવની પીઠ પર ચડી બેઠા ત્યાર પછી દુષ્ટબુદ્ધિવાળો દેવ વિકરાલ વેતાલનુ રૂપ કરી પર્વતોને પણ તિરસ્કાર કરતો વધવા લાગ્યો પાતાલ સરખા તેના મુખમા જીભ સર્પસરખી દેખાવા લાગી, તથા મસ્તકરૂપ પર્વત પર પીળા અને ઊંચા કેશોએ દાવાનળનુ અનુકરણ કર્યું. તેની અતિ ભયંકર દાઢાઓ કરવત સરખી દેખાવા લાગી, આંખો બળતા અંગારા ભરેલી સગડી જેવી, નસ્કોરાં તો જાણે મહાઘોર પર્વતની ગુફા જેવા દેખાવા લાગ્યા ભૃકુટી ચડાવેલ ભયંકર બે નાગણીઓ હોય, તેવા ભવા દેખાવા લાગ્યા એમ વૃદ્ધિ પામતો તે દેવ અટક્યો નહિ, ત્યારે મહા બળવાળા એવા પ્રભુએ પીઠ પર મુષ્ટિ–પ્રહાર કરી તેને વામન બનાવ્યો એવી રીતે ઈન્દ્રે વર્ણવેલ ભગવંતના ધૈર્યનો સાક્ષાત્ અનુભવ કરી પોતાનુ મૂળરૂપ પ્રગટ કરી પ્રભુને નમસ્કાર કરી તે દેવ સ્વસ્થાનકે ગયો.

કોઈક દિવસે માતા–પિતા ભણાવવા માટેનો નિશાળ–ઉત્સવ કરતા હતા, ત્યારે ઈન્દ્રમહારાજાએ વિચાર્યું કે, 'શુ સર્વજ્ઞને પણ વિદ્યાર્થીઅવસ્થા!' એમ વિચારી ત્યા આવ્યા ઈન્દ્રે ભગવંતને તે ઉપાધ્યાયના આસન ઉપર બેસારી, પ્રણામ કરી સ્વામીને પ્રાર્થના કરી, એટલે ભગવંતે શબ્દ-પારાયણ એટલે વ્યાકરણ-શાસ્ત્ર કહ્યુ ભગવંતે આ શબ્દાનુશાસન ઈન્દ્રને કહ્યુ, તે સાભળીને ઉપાધ્યાયે લોકોમા તેને 'ઐન્દ્ર વ્યાકરણ' કરીકે પ્રસિધ્ધ કર્યું.

દીક્ષાની ઉત્કંઠાવાળા પ્રભુ અઠ્ઠાવીશ વર્ષ સુધી માતા-પિતાના આગ્રહથી કોઇ પ્રકારે ગૃહવાસમાં રહ્યા. માતા-પિતાનુ આયુષ્ય પૂર્ણ થયુ અને તેઓ દેવપણુ પામ્યા, પછી પ્રભુએ રાજ્ય-સંપત્તિ છોડી દીક્ષા લેવાની ઇચ્છા પ્રગટ કરી એટલે મોટાભાઇ નંદિવર્ધને કહ્યુ, હે ભાઇ! લોહી નીકળતા તાજા ઘા ઉપર ક્ષાર નાખવા સરખુ અત્યારે આ વચન ન બોલો, એમ કહી દીક્ષા લેતાં રોક્યા. પરંતુ પ્રભુ વિવિધ પ્રકારના આભૂષણ પહેરી, ચિત્રશાળામા કાયોત્સર્ગમા રહી ભાવથી સાધુ તરીકે રહ્યા સાધુને કલ્પે તેવા અચિત્ત આહાર-પાણીથી વૃત્તિ કરનારા, મહાઆશયવાળા ભગવંતે કોઇ પણ પ્રકારે એક વર્ષ વીતાવ્યુ તે સમયે લોકાન્તિક દેવોએ આવી પ્રભુને અભ્યર્થના કરી કે, 'હે

સ્વામિ! આપ તીર્થ પ્રવર્તાવો' ત્યાર પછી માગનારાઓની ઈચ્છા પ્રમાણે દાન આપવાનો પ્રારંભ કર્યો. બીજા વર્ષમાં પૃથ્વીને કરજ વગરની કરીને તૃણ સરખી ગણી રાજ્યલક્ષ્મીનો ત્યાગ કર્યો. સર્વ નિકાયના દેવોએ પ્રભુનો દીક્ષા-મહોત્સવ કર્યો. હજાર દેવતાઓથી વહન કરાતી ચન્દ્રપ્રભા નામની પાલખીમાં બેસી જ્ઞાતખંડ નામના ઉદ્યાનમાં જઈ સર્વ પાપવાળા વ્યાપારનો ત્યાગ કરી દિવસના ચોથા પ્રહરે પ્રભુએ દીક્ષા અંગીકાર કરી. તે સમયે ભગવંતને મન સંબંધી ભાવોને જાણનાર એવું ચોથું મનઃપર્યવજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી સંધ્યાસમયે પ્રભુ કુમારગામની પાસે મેરુપર્વત માફક અડોલપણે કાઉસ્સગ્ગમાં ઊભા રહ્યા. રાત્રે નિષ્કારણ ક્રોધાયમાન થએલો આત્મ-શત્રુ ગોવાળીયો ભગવંતને ઉપસર્ગ કરવા લાગ્યો. એટલે ઈન્દ્ર મહારાજે અવધિજ્ઞાનથી પ્રભુને ઉપદ્રવ કરતો જાણી વિચાર્યું કે ખરેખર ઉંદર જેમ મહાપર્વતને ખોદી નાખવા ઈચ્છે, તેમ દુષ્ટવર્તનવાળો આ ગોવાળીયો પ્રભુને ઉપદ્રવ કરવા તૈયાર થયો છે! કલ્યાણ કરનાર ભક્તિથી ઈન્દ્રમહારાજ પ્રભુના ચરણ પાસે પહોંચ્યા એટલે ઉપદ્રવ કરનાર ગોવાળીયો માકડ માફક ક્યાંય ભાગી ગયો ત્યાર પછી ત્રણ પ્રદક્ષિણા કરીને મસ્તકથી પ્રણામ કરી ઈન્દ્રે પ્રભુને વિનંતી કરી કે, 'હે ભગવંત! આપને બાર વર્ષો સુધી ઉપસર્ગોની પરંપરા થવાની છે, તો તે અટકાવવા માટે હું આપની પાસે રહેવા માગુ છું.' સમાધિ પૂર્ણ કરીને ભગવંતે ઈન્દ્રને કહ્યુ, 'હે ઈન્દ્ર! અરિહંતો કદાપિ પારકી સહાયની અપેક્ષા રાખતા નથી' ત્યાર પછી જગદ્ગુરુ ચંદ્ર સરખી શીતલ લેશ્યાવાળા, સૂર્ય માફક તપના તેજથી દુઃખે કરી સામે જોઈ શકાય તેવા, હાથી સરખા બળવાળા, મેરુ માફક અડોલ, પૃથ્વી પેઠે સર્વ સ્પર્શ સહન કરનાર, સમુદ્ર સરખા ગંભીર, સિંહ માફક નિર્ભય, સારી રીતે આહુતિ કરેલ યજ્ઞના અગ્નિ માફક મિથ્યાદૃષ્ટિઓથી દુઃખે કરી જોવા લાયક, ગેંડાના શિંગડા માફક એકાકી, મોટા વૃષભ માફક બળવાળા, કાચબાની જેમ ગુપ્ત ઇન્દ્રિયવાળા, સર્પની જેમ એકાન્ત દૃષ્ટિવાળા, શંખ માફક નિરંજન, સોનાની જેવા ઉત્તમ રૂપવાળા, પક્ષી પેઠે વિપ્રમુક્ત, જીવ માફક સ્ખલના-રહિત ગતિવાળા, આકાશ માફક આલંબન વગરના, ભારુંડપક્ષી જેમ અપ્રમત્ત, કમલિનીપત્ર માફક લેપ વગરના, શત્રુ અને મિત્ર, તૃણ, સ્ત્રી, સુવર્ણ અને પત્થર, મણિ અને માટી, આ લોક અને પરલોક, સુખ અને દુઃખ, ભવ અને મોક્ષ એ તમામ પદાર્થોમા સરખા આશયવાળા, નિઃસ્વાર્થભાવે કરુણા કરવામા તત્પર મનવાળા હોવાથી ભવ-સમુદ્રમા ડૂબી રહેલા જગતના જીવોનો ઉદ્ધાર કરવાની અભિલાષાવાળા પ્રભુ વાયુ માફક અપ્રતિબદ્ધ, સમુદ્રની મેખલાવાળી, વિવિધ પ્રકારના ગામો, નગરો અને વનોવાળી પૃથ્વીમા વિચરવા લાગ્યા કોઈ વખતે દક્ષિણચાવાલ નામના દેશમા પહોચી શ્વેતાંબી નગરી તરફ જતા હતા, ત્યારે ગોવાળીયાના બાળકોએ કહ્યુ, 'હે દેવાર્ય! શ્વેતાંબી નગરી તરફ આ સીધો માર્ગ જાય છે, પરંતુ આની વચમા કનકખલ નામનો તાપસ-આશ્રમ છે અત્યારે ત્યા દૃષ્ટિ-વિષ સર્પ સ્થાન કરીને રહેલો છે, તેથી ત્યા માત્ર વાયુ સિવાય પક્ષીઓ પણ ફરી શકતા નથી, માટે આ માર્ગને છોડીને આ વાકા માર્ગે પધારો કારણ કે કાન તૂટી જાય તેવા સુવર્ણથી સર્યું' ભગવંતે ઉપયોગ મૂક્યો એટલે તે સર્પને ઓળખ્યો કે, આગલા જન્મમાં કોઈ તપસ્વી સાધુ વહોરવા માટે ઉપાશ્રયથી બહાર ગયા માર્ગમા ચાલતા એક દેડકી પર તેનો પગ પડતા તે મૃત્યુ પામી એક નાના સાધુએ આલોચના માટે તેને મરેલી દેડકી બતાવી ત્યારે તે તપસ્વી સાધુએ ઉલટી તેને લોકોએ મારેલી દેડકી બતાવીને કહ્યુ કે, હે અધમ ક્ષુલ્લક! આ સર્વ દેડકીઓ શું મેં મારી નાખી છે? નિર્મલ બુદ્ધિવાળો નાનો સાધુ કંઈપણ જવાબ આપતો નથી, અને એમ માને છે કે અત્યારે આ મહાનુભાવ ભલે ન માને, પણ સાંઝે તો

આલોચના કરશે સાંઝે પ્રતિક્રમણ-સમયે પણ તે આલોચ્યા વગર બેસી ગયા, ત્યારે ક્ષુલ્લકે વિચાર્યું, કે તે વિરાધનાની વાત ભૂલી ગયા જણાય છે તેણે પેલી દેડકીની વિરાધના યાદ કરાવીને કહ્યુ કે, તમે તેની આલોચના કેમ નથી કરતા ? તે સમયે તપસ્વી સાધુ ક્રોધાયમાન બની ક્ષુલ્લક સાધુને મારવા દોડ્યો કોપાન્ધ બનેલો તપસ્વી સાધુ થાભલા સાથે એવો અફળાયો કે ત્યા જ મૃત્યુ પામી શ્રમણપણુ વિરાધિત કરી જ્યોતિષ્ક દેવલોકમા ઉત્પન્ન થયો ત્યાથી ચ્યવી તે કનકખલ આશ્રમમા પાચસો તપસ્વીના કુલપતિની સ્ત્રીનો કૌશિક નામનો પુત્ર થયો ત્યાં કૌશિકગોત્રવાળા બીજા પણ ઘણા કૌશિકો હતા આ કૌશિક ઘણો ક્રોધી હોવાથી લોકોએ તેનુ નામ 'ચ ડકૌશિક' પાડી દીધુ તેના પિતા મૃત્યુ પામ્યા એટલે પછી આ ચ ડકૌશિક કુલપતિ બન્યો તે કુલપતિ વનખ ડની મૂર્છાથી રાત-દિવસ વનમા ભમ્યા કરતો અને કોઈને પણ ત્યાથી પુષ્પ, મૂળ, ફળ કે પાદડા લેવા દેતો નહિ નાશ પામેલા નિરુપયોગી ફળાદિકને પણ જો કોઈ ગ્રહણ કરે તો પરશુ, કુહાડી, લાકડી કે ઢેફાથી તેનો ઘાત કરતો ફળાદિક ન મળવાથી તે તપસ્વીઓ સીદાવા લાગ્યા એટલે ઢેફુ પડવાથી જેમ કાગડાઓ ઊડી જાય તેમ તેઓ જુદી જુદી દિશાઓમા નાસી ગયા કોઇક દિવસે ક ટિકા માટે કૌશિક બહાર ગયો ત્યારે શ્વેતાબીથી આવી રાજકુમારોએ તેનો બગીચો ભાગી-તોડી વેર-વિખેર કરી નાખ્યો કૌશિક ક ટિકા લઇ પાછો આવ્યો ત્યારે ગોવાળોએ તેને તે વાત જણાવી કે જુવો જુવો ! તમારો બગીચો કોઇ વિનાશ કરે છે ઘીથી જેમ અગ્નિ પ્રજ્વલિત થાય, તેમ ક્રોધથી અત્ય ત તપેલો તે કૌશિક તીક્ષ્ણ ધારવાળો કુહાડો ઉગામીને દોડ્યો તે સમયે બાજપક્ષીથી જેમ બીજા પક્ષીઓ નાશી જાય તેની માફક રાજપુત્રો ત્યાથી નાસી ગયા તે તપસ્વી દોડતા દોડતા સ્ખલના પામી યમરાજાના મુખસરખા ઊ ડા કૂવામા પડ્યો પડતા પડતા હાથમા ઉગામેલ તીક્ષ્ણ કુહાડો મુખ સન્મુખ હોવાથી તેનાથી મસ્તકના બે ટૂકડા થઇ ગયા. અહો ! કર્મના વિપાકો કેવા ભોગવવા પડે છે ! તે મરીને આ જ વનમા અતિક્રોધી દૃષ્ટિવિષ સર્પ થયો. 'તીવ્ર અનુબ ધવાળો ક્રોધ ભવાતરમા સાથે જાય છે' 'આ અવશ્ય પ્રતિબોધ પામશે' એમ વિચારી જગદ્ગુરુ પોતાની પીડાની અવગણના કરીને તે જ સરળ માર્ગે ગયા. મનુષ્યોનો પગ-સ ચાર ન હોવાથી સરખી રેતીવાળુ, પાણી પીવાતુ ન હોવાથી પ્રવાહ વગરની નીકવાળુ, સુકા જીર્ણ વૃક્ષવાળુ, જીર્ણ પાદડાના ઢગલાઓથી વ્યાપ્ત, રાફડાના ટેકરાઓથી છવાયેલ, ઝુ પડીઓના સ્થાનો નાશ પામી અવાવરાં સ્થળ બની ગયા હતા એવા અરણ્યમા પ્રભુએ પ્રવેશ કર્યો અને ત્યા યક્ષમાડવીના મધ્યભાગમાં નાસિકાના અગ્રભાગ પર નેત્રદૃષ્ટિ સ્થાપન કરી પ્રભુ કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા ત્યાર પછી અહ કારી સર્પ કાલરાત્રિના મુખની જિહ્વાની જેમ દરમાથી બહાર ફરવા માટે નીકળ્યો તે વનમા ફરતા રેતીમા સ ક્રમણ થતી દેહની લેખાથી પોતાની આજ્ઞાનો લેખ લખતો હોય તેમ ભ્રમણ કરતા સર્પે પ્રભુને જોયા અને વિચાર્યુ કે, મને જાણ્યા વગર કે મારી અવજ્ઞા કરીને નિ શ કપણે અહિ પ્રવેશ કરીને આ શ કુ માફક સ્થિર ઊભો રહ્યો છે, માટે હમણા જ એને બાળી ભસ્મ કરી નાખુ—એમ કોપથી સળગતા તેણે ફણા ચડાવી જ્વાલા-શ્રેણિને વમતી, વેલડી અને વૃક્ષોને બાળતી નજરથી ભય કર ફુ ફાડા મારતો તે પ્રભુને જોવા લાગ્યો આકાશથી પર્વત પર દુ ખે કરી જોઈ શકાય તેવી ઉલ્કા જેવી તેની સળગતી દૃષ્ટિ-જ્વાલા ભગવ તના શરીર પર પડી પર તુ મહાપ્રભાવવાળા પ્રભુને તે ક ઈ નુકશાન કરી શકી નહિ ગમે તેવો મહાન વાયરો મેરુને ચલાયમાન કરવા સમર્થ બની શકતો નથી અરે ! હજુ આ કાષ્ઠ માફક બળ્યો નહિ—એમ ક્રોધથી વધારે તપેલો, તે સૂર્ય તરફ વાર વાર દૃષ્ટિ કરીને ફરી દૃષ્ટિ-જ્વાલા છોડવા લાગ્યો.

પરંતુ તે પણ પ્રભુને જળધારા સરખી બની, એટલે નિર્દય સર્પે પ્રભુના ચરણ-કમળ ઉપર ડંખ માર્યો પોતાનું ઝેર આકરું છે એટલે ડંખ મારી મારીને પોતે ત્યાંથી સરકી જાય છે, કે રખેને મારા ઝેરથી મૂર્છા પામેલો મને ચગદી ન નાખે. વારંવાર ડંખવા છતાં પ્રભુને તેના ઝેરે કશી અસર ન કરી માત્ર દૂધની ધારા સરખું ઉજ્જવલ લોહી ઝરવા લાગ્યું ત્યારપછી આગળ આવી આ શું ? એમ વિચારતો વિલખો બનેલો સર્પ પ્રભુ તરફ જોવા લાગ્યો. પછી જગદ્ગુરુના અનુરૂપ રૂપને નીહાળીને કાન્તિ અને સૌમ્યતા વડે એકદમ તેની બંને આંખો બૂઝાઈ ગઈ. સર્પને ઉપશાંત થએલો જાણી ભગવંતે તેને કહ્યુ, 'હે ચંડકૌશિક ! તું પ્રતિબોધ પામ-સમજ અને મોહ ન પામ.' ભગવંતના તે વાક્યને શ્રવણ કરી મનમા તે ઊહાપોહ કરતો હતો, ત્યારે તેને પૂર્વભવોનુ જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ થયું. ત્યારપછી તેણે ભગવંતને ત્રણ પ્રદક્ષિણા કરીને કષાયોથી મુક્ત બની મનથી અનશન અંગીકાર કર્યું. અનશનકર્મ સ્વીકારનાર પાપકર્મ રહિત, પ્રશમરસમા તરબોળ બનેલા તે મહાસર્પને જાણી પ્રભુએ તેને ઉપદેશ આપ્યો કે 'હવે તારે ક્યાય પણ ન જવું' 'મારી આંખમા ભયંકર ઝેર ભરેલું છે' એમ વિચારી તે દરની અંદર મુખ રાખીને સમતારૂપ અમૃતનુ પાન કરવા લાગ્યો. સ્વામી પણ તેની અનુકંપાથી ત્યા જ રોકાયા. 'મહાપુરુષોની પ્રવૃત્તિઓ બીજાના ઉપકાર માટે હોય છે' તેવી સ્થિતિમા ઉભા રહેલા ભગવાનને દેખી આશ્ચર્ય-ચકિત નેત્રવાળા ગોવાળો અને વાછરડાં ચરાવનારાઓ એકદમ ત્યા દોડી આવ્યા. વૃક્ષોની વચ્ચે સંતાઈને હાથમા જે પથરા-ઢેફા આવ્યા, તે વડે તેઓ મહાત્મા સરખા સર્પને નિર્દયતાથી મારવા લાગ્યા. તો પણ તેને અડોલ અને સ્થિર રહેલ જોઈ વિશ્વાસી એવા તેઓ નજીક આવી તેના શરીર પર લાકડી વડે સ્પર્શ કરવા લાગ્યા ગોવાળોએ આ વાત ગામ-લોકો પાસે કરી એટલે લોકો ભગવંતની અને તે મહાસર્પની પૂજા કરવા લાગ્યા. તે માર્ગેથી ઘી વેચવા જતી ગોવાલણો નાગને ઘી અને માખણ ચોપડી સ્પર્શ કરે છે તે ઘીની ગંધથી આકરા ડંખ દેતી કીડીઓએ તે સર્પના કલેવરને કોરીને ચાલણી સરખું કર્યું. 'મારા કર્મની આગળ આ વેદના કેટલી ?' એ પ્રમાણે આત્માને પ્રતિબોધ કરતો તે મહાનુભાવ સર્પ અતિ-દુઃસહ વેદનાને સહન કરતો હતો આ બિચારી નિર્બલ કીડીઓ દબાઈ ચંપાઈ ન જાય એમ વિચારી તે મહાસર્પ પોતાના અંગને બિલકુલ ચલાયમાન કરતો ન હતો. ભગવંતની કૃપારૂપ અમૃતદૃષ્ટિથી સિંચાએલ આ સર્પ પંદર દિવસે મૃત્યુ પામી સહસ્રાર નામના વૈમાનિક દેવલોકમાં ગયો. પોતાને વિવિધ ઉપસર્ગ કરનાર દૃષ્ટિવિષ ફણિધર અને ભક્તિ કરનાર ઈન્દ્રને વિષે ચરમ તીર્થપતિ ત્રણે જગતના અદ્વિતીય બંધુ મહાવીર પરમાત્માની તુલ્ય-મનસ્કતા કહી. ૨

બીજા પ્રકારે ફરી યોગગર્ભિત સ્તુતિ કરે છે —

कृतापराधेऽपि जने, कृपामन्थरतारयोः।
ईषद्बाष्पार्द्रयोर्भद्रं, श्रीवीरजिननेत्रयोः ॥३॥

વ્યા૦ અપરાધ કરનાર સંગમ વગેરેના વિષે જેની કીકીઓ કરુણાથી નમેલી છે તથા જેની આંખો લગાર અશ્રુ-જળથી ભીંજાએલી બની છે, એવી તે વીરજિનની આંખોનુ કલ્યાણ થાઓ, અર્થાત્ સામર્થ્યથી નમસ્કાર કર્યો તે વૃત્તાન્ત આ પ્રમાણે —

## સંગમ દેવના ઉપસર્ગ–સમયે પ્રભુની ભાવકરુણા

એક ગામથી બીજા ગામે અને એક નગરથી બીજા નગરે વિહાર કરતા પ્રભુ કોઇક સમયે અનેક મ્લેચ્છ કુલોવાળી દૃઢભૂમિમા પધાર્યા પેઢાલ ગામની નજીક પેઢાલ ઉદ્યાનમા તેમણે અઠ્ઠમતપ કરીને પોલાસ નામના ચૈત્યમા પ્રવેશ કર્યો નિર્જીવ શિલાતલ ઉપર ઉભા રહીને ઢીંચણ સુધી હાથ લાબા કરી કઇક નમેલા શરીરવાળા તેઓ અ ત કરણ સ્થિર કરી આખ મીંચ્યા વગર એક રાત્રિ સ બ ધી મહાપ્રતિમા ધારણ કરીને રહેલા હતા તે વખતે સુધર્મા સભામાં ચોર્યાસી હજાર સામાનિક દેવોથી પરિવરેલા, તેત્રીશ ત્રાયસ્ત્રિંશ, ત્રણ પર્ષદા, ચાર લોકપાલ, અસ ખ્યાતા પ્રકીર્ણ દેવો, ચારે દિશામા મજબૂત રીતે બાધેલા બખતર અને હથીયારવાળા ચોર્યાશીહજાર અ ગરક્ષક દેવો, સેનાથી પરિવરેલા સાત સેનાપતિઓ, આભિયોગિક, કિલ્બિષિક વગેરે દેવ–દેવીઓ તથા ત્રણ પ્રકારના વાજિંત્રો વગેરેથી પરિવરેલા, વિનોદથી વખત પસાર કરતા, દક્ષિણ લોકાર્ધનું રક્ષણ કરનાર શક્ર નામના ઇન્દ્ર મહારાજા સિહાસન ઉપર બેઠા. અવધિજ્ઞાનથી ભગવ તને તેવા પ્રકારના રહેલા જાણી ઉભા થઈ પાદુકાનો ત્યાગ કરી, ઉત્તરાસ ગ કરી, ડાબો પગ ભૂમિ પર સ્થાપન કરી, જમણો પગ લગાર ઊ ચો કરી, ભૂતલ પર મસ્તક નમાવી, તેણે શક્રસ્તવથી ભગવાનની સ્તુતિ કરી પછી ઉભા થઈ સર્વા ગે રોમાચ–ક ચુક ધારણ કરનાર ઇન્દ્રમહારાજાએ આખી સભાને સ બોધી કહ્યુ, અરે ! સૌધર્મ દેવલોકવાસી સર્વ ઉત્તમ દેવો ! તમો મહાવીર ભગવંતનો અદ્ભુત મહિમા સાભળો પાચ સમિતિ ધારણ કરનાર, ત્રણ ગુપ્તિથી પવિત્ર થએલા, ક્રોધ, માન, માયા, લોભને વશ કરનાર, આશ્રવ–રહિત, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી મમતા-વગરના, વૃક્ષ કે એક પુદ્ગલમા દૃષ્ટિ સ્થાપન કરી કાઉસ્સગ્ગ ધ્યાનમાં રહેલા વીર ભગવંતને દેવ, દાનવ, યક્ષ, રાક્ષસ, નાગકુમાર, મનુષ્ય કે ત્રણે લોક એકઠા મળે તો પણ તેમને ધ્યાનથી ચલાયમાન કરવા સમર્થ બની શકે નહિ આવા પ્રકારનુ ઇન્દ્રનુ વચન સાંભળી શક્રેન્દ્રનો સામાનિક દેવ લલાટપટ્ટમા ભૃકુટી રચના કરવાથી ભય કર, ક પતા હોઠવાળો, કોપથી લાલ આખવાળો અભવ્ય ગાઢમિથ્યાત્વી સ ગમ નામનો દેવ બોલ્યો, "હે દેવ ! શ્રમણ માત્ર એક મનુષ્યને આટલુ વર્ણન કરી ઊંચી ટોચે ચડાવો છો, તે સત્યાસત્યના વિવાદમા સ્વચ્છદતા–યુક્ત આપનુ પ્રભુપણું જ કારણ છે 'આને દેવો પણ ધ્યાનથી ચલાયમાન કરી શકે તેમ નથી' એવુ સ્વામીનું ઉદ્ભટ વચન હૃદયમા ધારણ પણ કેવી રીતે કરી શકાય ? કદાચ ધાર્યું હોય તો બોલાય કેમ ? આકાશ સુધી પહોચે તેવા ઊચા શિખરવાળા, પાતાલ સુધીના મૂળવાળા મેરુપર્વતને જે દેવો બે હાથથી ઢેફા માફક ફે કી શકે, કુલપર્વતો સહિત પૃથ્વીને ડૂબાડવાની શક્તિવાળા, મહાસમુદ્રને કોગળા સરખો નાનો બનાવવાની તાકાતવાળા, અનેક પર્વતયુક્ત પૃથ્વીને પ્રચ ડ બનેલા એક ભુજદ ડથી જેઓ ઊચકી શકે છે, એવા અસાધારણ ઋદ્ધિવાળા પરાક્રમી અને ઇચ્છામાત્રથી જ જેમની કાર્યસિદ્ધિ થાય છે, તેવા દેવો આગળ આ મનુષ્યમાત્ર ક્યા હિસાબમાં ? હમણા જ હુ તેને ધ્યાનથી ચલાયમાન કરીશ"–એમ કહી હાથ વડે ભૂમિ ઠોકી તે સભામ ડપમાથી ઊભો થયો. 'અરિહ તો પારકી સહાયથી અખ ડિત તપ કરે છે'–એમ રખે ન સમજે, તે કારણથી ઇન્દ્રમહારાજાએ તે દુર્બુદ્ધિ દેવતાની ઉપેક્ષા કરી ત્યાર પછી તેના ચાલવાના વેગના પવનના સપાટાથી વાદળાઓ પડવા લાગ્યા, રૌદ્ર આકૃતિ કરેલી હોવાથી ભય કર દેખાતા તેના ભયથી અપ્સરાઓ આઘી ખસી ગઈ વિશાળ વક્ષ સ્થળ અથડાવા યોગે જેણે ગ્રહમ ડળને એકઠાં કર્યાં એવો તે પાપી ત્યા આવ્યો, જ્યા પરમેશ્વર પ્રતિમા ધારણ કરી કાઉસ્સગ્ગ કરી રહેલા હતા નિષ્કારણ

પ પૂ આગમોદ્ધારક આચાર્યશ્રી
આનન્દસાગરસૂરીશ્વરજી મ ના શિષ્ય



**પૂજ્ય આચાર્ય શ્રીહેમસાગરસૂરિજી**

सविवरण योगशास्त्रनो अनुवाद अनुवादक-आ ९९१
श्रीहेमसागरसूरि

સવિવરણ યોગશાસ્ત્રનો ગૂર્જરાનુવાદ.

આ જૈન પ્રવચનમા રાજ્ય મળવું, ચક્રવર્તી થવું કે ઈન્દ્રપણું મેળવવું દુર્લભ કહ્યુ નથી, પણ બોધિરત્ન પ્રાપ્ત થવું અત્યંત દુર્લભ કહેલુ છે સર્વ જીવોએ જગતના સર્વ ભાવો પહેલા અનંત વખત પ્રાપ્ત કરેલા છે, પણ કદાચિત્ હજુ બોધિરત્ન પ્રાપ્ત કર્યું નથી કારણકે ભવભ્રમણ ચાલુ છે અને અનંતાનંત પુદ્ગલ-પરાવર્તોનો કાળ ગયા પછી અર્ધ અર્ધપુદ્ગલ-પરાવર્ત બાકી રહે, ત્યારે સર્વ સસારના શરીરધારી જીવોને સર્વ કર્મોની અંત કોડાકોડી સ્થિતિ બાકી રહે, ત્યારે કોઈક જીવ ગ્રન્થીનો ભેદ કરીને ઉત્તમ બોધિરત્નને પ્રાપ્ત કરે છે કેટલાક જીવો યથાપ્રવૃત્ત કરણ કરવા વડે ગ્રંથિની નજીકના પ્રદેશમા આવે છે, પરન્તુ બોધિ પ્રાપ્ત કર્યા વગર પાછા ફરી જાય છે કેટલાક બોધિ પ્રાપ્ત કરે છે, પણ પાછા સીદાય છે અને ફરી ભવચક્રમા ભ્રમણ કરે છે કુશાસ્ત્રોનુ શ્રવણ, મિથ્યાદૃષ્ટિઓ સાથે-નો સંગ, ખરાબ વાસના, પ્રમાદ સેવવો—એ વગેરે બોધિના વિઘ્નો સમજવા જો કે ચારિત્ર પ્રાપ્તિ દુર્લભ કહેલી છે, પણ તે બોધિ-પ્રાપ્તિમા સફલ છે, નહિતર નિષ્ફલ સમજવી અભવ્ય જીવો પણ, ચારિત્ર-પ્રાપ્તિ કરીને ગ્રૈવેયક દેવલોક સુધી જાય છે, પરન્તુ બોધિ વગર નિર્વૃત્તિ-સુખ તેઓ પામી શકતા નથી બોધિરત્ન ન પ્રાપ્ત કરનાર ચક્રવર્તી પણ રંક જેવો છે અને બોધિરત્ન પ્રાપ્ત કરનાર રંક પણ ચક્રવર્તીથી અધિક છે (મુદ્રિત પત્ર ૪૫૬) Hemsagarsuri

આ ગ્રંથના અનુવાદક
પૂ આ શ્રીના હસ્તાક્ષરનો નમુનો




યોગશાસ્ત્ર પ્ર ૫, શ્લોક ૨૦૮ થી ૨૧૦મા
સૂચિત યત્ર. મુદ્રિત પત્ર ૫૦૧

જગદ્બંધુ વીર ભગવંતને તેવા પ્રકારના નિરુપદ્રવપણે રહેલા દેખી તેને વધારે ઈર્ષ્યા થઈ. દુષ્ટ એવા તે નીચ દેવે જગત્પ્રભુના ઉપર અણધારી અશુભ ધૂળવૃષ્ટિ વરસાવી. રાહુ જેમ ચંદ્રને, મેઘાંધકાર જેમ સૂર્યને તેમ ધૂળવૃષ્ટિએ પ્રભુના આખા શરીરને ઢાકી દીધું. ચારે બાજુ ધૂળવૃષ્ટિ થવાથી દરેક ઇન્દ્રિયોનાં દ્વારો પૂરાઈ ગયાં અને સ્વામી નિશ્વાસ–ઉચ્છ્વાસ–રહિત થયા. આટલુ થવા છતા જગદ્ગુરુ ધ્યાનથી તલમાત્ર પણ ચલાયમાન ન થયા મોટા હાથીઓથી કુલ પર્વત શું ચલાયમાન થાય ખરા કે? ત્યાર પછી ધૂળ દૂર કરીને સર્વાંગે પીડા કરનારી વજ્ર સરખા મુખવાળી કીડીઓ ઉત્પન્ન કરી. વસ્ત્ર સીવવા માટે જેમ સોય તેમ તીક્ષ્ણ મુખાગ્રવાળી કીડીઓ સ્વેચ્છાથી અંગના એક ભાગ તરફથી પ્રવેશ કરી, અને બીજી તરફથી બહાર નીકળી. નિર્ભાગીની વાંછાઓ જેમ નિષ્ફળ જાય, તેમ કીડીના ઉપદ્રવમાં નિષ્ફળતા મળવાથી તેણે ડાસોની વિકુર્વણા કરી. 'દુરાત્માઓના દુષ્કૃત્યોનો અંત હોતો નથી' તેમના એક ડંખથી ગાયના દૂધ સરખું લોહી વહેવા લાગ્યું, જેથી ભગવાન ઝરણા વહેતા પર્વત સરખા દેખાવા લાગ્યા. તેવા ઉપસર્ગથી પણ પ્રભુ ક્ષોભ ન પામ્યા એટલે તે દુર્મતિ સંગમ દેવે અતિપ્રચંડ ડંખ દેનારી અને દુઃખે કરી જેનુ નિવારણ થાય તેવી (લાલ રંગવાળી) ધીમેલો વિકુર્વી. પ્રભુના શરીર પર તેનાં મુખો એવા ઊંડા ઉતરી ગયાં કે ત્યાર પછી તે ધીમેલોનો દેખાવ એવા પ્રકારનો દેખાવા લાગ્યો કે જાણે પ્રભુના શરીર પર રોમાચ એક સાથે ખડાં થયાં છે. તેવા ઉપસર્ગમાં પણ પ્રભુ પોતાના એકાગ્રતાવાળા યોગમાં અચલ ચિત્તવાળા રહ્યા, ત્યારે ધ્યાન–ભંગ કરવાના નિશ્ચયવાળા તે દેવે મોટા વીંછી વિકુર્વ્યા. પ્રલયકાળના અગ્નિના તણખા સરખી કાન્તિવાળા, તપાવેલા બાણ સરખા ભયંકર પુંછના વાંકા કાટાઓથી પ્રભુનું શરીર ભેદવા લાગ્યા. તેનાથી પણ નાથ ક્ષોભ ન પામ્યા, ત્યારે કૂટ સંકલ્પ કરનાર તેણે દાતવાળા નોળીયા વિકુર્વ્યા ખિ ખિ એવા શબ્દ કરતા તેમણે દાઢો વડે ભગવાનના શરીરમાંથી માંસના ટૂકડા તોડી તોડીને નીચે નાખ્યા તેમાં પણ તેની ઇચ્છા પાર ન પડવાથી કોપ પામેલા તેણે યમરાજના બાહુ સરખા ભયંકર અતિઉત્કટ ફટાટોપવાળા સર્પો બનાવ્યા. મહાવૃક્ષને જેમ કૌવચલતા વીંટાય, તેમ મસ્તકથી માડી પગ સુધી પ્રભુ મહાવીરને ભરડો મારી વીંટળાઈ વળ્યા. તેઓ એવી રીતે ફણા–પ્રહાર કરવા લાગ્યા, જેથી ફણાઓ પણ ત્યાં ફૂટવા લાગી, તેવી રીતે ડંખ મારે કે, જેથી તેના દાત પણ ભાગી ગયા. તેઓ નિર્વિષ બની દોરડા માફક નીચે ઢળી પડ્યા, ત્યાર પછી વજ્ર સરખા કઠણ દાંત–વાળા ઉદરોને તરત જ વિકુર્વ્યા. તેઓ સ્વામીના અંગને કઠોર નખો, દાતો અને મુખોથી કોરી કોરીને ખાવા લાગ્યા અને ઘા પર જેમ ક્ષાર પડે તેમ કોરેલા ઘા ઉપર મૂતરતા હતા તેમાં પણ જ્યારે તે સર્વથા નિષ્ફળ થયો અને ભગવંતને ધ્યાનથી ચલાયમાન ન કરી શકયો, ત્યારે ભૂતનો આવેશ થયો હોય તેમ ક્રોધથી પ્રચંડ દંતૂશળ રૂપી મુશળવાળુ હાથીનુ રૂપ વિકુર્વ્યું. પગલાઓ પાડવા વડે જાણે પૃથ્વીને નમાવતો હોય તથા નક્ષત્રમંડળને અને આકાશને તોડતો હોય તેમ, તે ઊંચી સૂંઢ કરીને પ્રભુ સન્મુખ દોડ્યો. તે હાથીએ પ્રચંડ સૂંઢના અગ્રભાગથી પ્રભુને પકડીને આકાશતલમાં અતિ ઊંચા ઉછાળ્યા પીંખાઈને આના ટૂકડે ટૂકડા થઈ જાવ એવા ખરાબ આશયથી દંતૂશળ ઉંચા કરીને તે આકાશમાંથી પડતા પ્રભુને ઝીલી લે છે. દાંતની અણીમા પડેલા ભગવાનને હાથી વારંવાર વજ્ર સરખી કઠિન છાતીમા વિંધે છે, જેથી તેમાથી તણખા ઉડતા હતા. તે રાકડો હાથી કંઈ પણ કરવા સમર્થ ન થયો એટલે દેવે વૈરિણી સરખી હાથણી બનાવી. તેણે આખી સૂંઢ અને દાંતથી ભગવાનનુ શરીર ભેદી નાખ્યું અને ઈચ્છા

પ્રમાણે વિષ સરખા શરીરના જળ વડે સિંચવા લાગી તે હાથણીનો કરેલો પ્રયોગ ધૂળ ભેગો થયો, એટલે તે સુરાધમે મગરની દાઢ સરખા ઉત્કટ દાતવાળા, અનેક જ્વાળાયુક્ત અગ્નિ-કુંડ સરખા બીહામણા પહોળા ફાડેલ મુખ-કોટરવાળા, યમરાજાના મહેલના તોરણસ્તંભ સરખી લાંબી ભુજાવાળા, ઊંચા તાડ વૃક્ષની ઉપમાવાળા જંઘા-સાથળવાળા, અત્યંત અટ્ટહાસ, ફેત્કાર મોટા શબ્દથી કિલકિલારવ કરતા, ચામડાના વસ્ત્ર પહેરેલ, કટાર ધારણ કરનાર એવા પિશાચના રૂપની વિકુર્વણા કરીને તેણે ભગવંતને ઘણા ઉપદ્રવો કર્યા. ક્ષીણ થએલા તેલવાળો દીપક જેમ ઓલવાઈ જાય, તેમ તે પિશાચનો ઉપદ્રવ નિષ્ફળ ગયો અને ક્રોધે ભરાએલા તે નિર્દય દેવે એકદમ વાઘનુ રૂપ તૈયાર કર્યું હવે તે વાઘ પુંછડું અફળાવવાથી પૃથ્વીને ફાડતો હોય, બુત્કાર શબ્દના પડઘાથી પૃથ્વી અને આકાશને રોવડાવતો હોય, કાટાની શૂળો સરખા નખો અને વજ્ર સરખી દાઢાથી તે વાઘ ભગવંત ઉપર એકસરખા ઉપદ્રવ કરવા લાગ્યો તેમા દાવાનળમા બળી ગએલા વૃક્ષ જેવા તેને નિષ્ફળતા મળવાથી સિદ્ધાર્થરાજા અને ત્રિશલાદેવીનાં રૂપો બનાવ્યા તે કહેવા લાગ્યા—'હે પુત્ર ! આવુ અતિદુષ્કર આપે શુ કરવા માડ્યું ! આ દીક્ષા છોડી દે, અમારી પ્રાર્થનાની અવગણના ન કર. વૃદ્ધાવસ્થામાં નદિવર્દ્ધને અમારો ત્યાગ કર્યો છે અને અમે શરણ વગરના બન્યા છીએ, અમારૂ તું રક્ષણ કર' એમ અત્યંત દીન સ્વરથી વિલાપ કરવા લાગ્યા. તેમના આવા વિલાપોથી પણ પ્રભુનુ મન સ્નેહમા ન લેપાયુ, ત્યારે દુરાચારી તે દેવે ત્યા સૈન્યનો પડાવ વિકુર્વ્યો. ત્યા રસોયાને ચૂલો કરવા પત્થરા ન મળ્યા, એટલે પ્રભુના બે પગનો ચૂલો બનાવી તેના પર હાંલ્લી ગોઠવી. તરત પર્વતની તળેટીમાં જેમ દાવાનલ તેમ પ્રભુના ચરણમા અગ્નિ સળગાવ્યો તે અધિક સળગવા લાગ્યો. તપેલા સુવર્ણની માફક પ્રભુની કાંતિ ઓછી ન થઈ, એટલે અધમ દેવે ભયંકર શબ્દ કરતું ભીલોનુ રહેઠાણ વિકુર્વ્યું ભીલોએ પ્રભુના કંઠ, કાન, ભુજા, અને જંઘાઓ વિષે ક્ષુદ્ર પક્ષીઓનાં પાંજરા લટકાવ્યા પક્ષીઓએ ચાચ અને નખો વડે પ્રભુના શરીરમા કાણા પાડ્યા, જેથી પ્રભુનું શરીર સેંકડો છિદ્રવાળુ જાણે પાંજરુ હોય તેવુ દેખાવા લાગ્યુ તેમા પણ પાકેલા પાદડા માફક દેવે કંઈ સાર ન કાઢ્યો એટલે મહા-ઉત્પાત કરનાર ખરવાતની વિકુર્વણા કરી. મહાવૃક્ષોને આકાશમા તૃણ માફક ઊંચે નીચે ફેરવતો અને દરેક દિશામા પત્થર અને કાકરા ધૂળ માફક ફેંકતો, પૃથ્વી અને આકાશમાર્ગને ધમણ માફક પૂરતો તે પવન ભગવંતને પણ ઉંચકી ઉંચકી નીચે અફાળતો હતો તે ખરવાતથી પણ ન ફાવ્યો એટલે દેવના કુલમા કલંક સમાન એવા તે દેવે વંટોળીયો પવન બનાવ્યો મોટા મોટા પર્વતોને ભમાવવા સમર્થ તે વંટોળીયા પવને પ્રભુને પણ ચક્રપર રહેલા માટીના પિંડ માફક ભમાવ્યા તેવા વંટોળીયા પવનથી સમુદ્રના આવર્તની જેમ ભમવા છતા એકતાનવાળા પ્રભુનુ ધ્યાન લગાર પણ ઓછુ ન થયુ 'વજ્ર-સરખા મનવાળો આ પુરુષ અનેક પ્રકારે કદર્થના કરવા છતા ક્ષોભ પામતો નથી એનુ ધ્યાન ભગ્ન કર્યા સિવાય ભ્રષ્ટ પ્રતિજ્ઞ હુ સભામા કેવી રીતે જાઉ ? માટે એના પ્રાણનો નાશ કરીશ, તો જ ધ્યાન નાશ પામશે, નહીંતર નહિ,' એમ વિચારી અધમ દેવે કાલ-ચક્ર બનાવ્યુ ત્યાર પછી એકહજાર ભાર વજન પ્રમાણ લોઢાના ઘડેલા ચક્રને રાવણે જેમ કૈલાસ પર્વતને ઉંચક્યો, તેમ આ દેવે ઉપાડ્યું પૃથ્વીને સંપુટ કરવા માટે બીજુ પુટ જાણે તૈયાર કર્યું ન હોય તેવું કાલચક્ર ઊંચે ઉપાડીને પ્રભુના ઉપર ફેંક્યુ ઉછળતી જ્વાલાશ્રેણિ વડે સર્વ દિશાઓને ભયંકર કરતુ સમુદ્રમા જેમ વડવાનલ તેમ તે પ્રભુના ઉપર પડ્યુ મોટા પર્વતોનો ચૂરો કરવા સમર્થ આ ચક્રના પ્રભાવથી ભગવંત ઘુંટણ સુધી પૃથ્વીતલમા ખૂતી ગયા આવી સ્થિતિમા પણ ભગવંત વિચાર કરવા લાગ્યા કે, વિશ્વના સમગ્ર જીવોને તારવાની અભિલાષા-

વાળો હોવા છતાં હુ આ બિચારા માટે સંસારના કારણભૂત બનુ છુ.' સંગમદેવે વિચાર્યું કે, છેલ્લામાં છેલ્લો ઉપાય કાલચક્ર તેનાથી હણવા છતાં પણ આ મૃત્યુ ન પામ્યો, માટે હવે શસ્ત્ર કે અસ્ત્રના સિવાય બીજો કયો ઉપાય કરવો? અનુકૂળ ઉપસર્ગ કરવાથી કદાચ કોઈ પ્રકારે ક્ષોભ પામે એવી બુદ્ધિથી વિમાનમા બેઠેલો તે આગળ આવી કહેવા લાગ્યો—'હે મહર્ષિ! તમારા સત્ત્વથી અને પ્રાણોની દરકાર કર્યા વગર આરંભેલાને નિર્વાહ કરેલા તપના પ્રભાવથી હું તમારા પર તુષ્ટ થયો છું. હવે શરીરને ક્લેશ કરાવનાર એવા આ તપથી સર્યું, તમો કહો અને માગણી કરો કે હુ તમને શું આપું? આ વિષયમા શંકા ન કરશો જ્યા ઈચ્છા થતા જ મનોરથ પૂર્ણ થાય છે, એવું સ્વર્ગ તમને આ દેહ દ્વારા જ પ્રાપ્ત કરાવું? અથવા તો અનાદિભવના કરેલા કર્મોથી મુક્ત બનવા સ્વરૂપ, એકાન્ત પરમાનંદવાળા મોક્ષમા તમને લઈ જાઉ? અથવા સમગ્ર રાજાઓ તમારી આજ્ઞા મસ્તકે ધારણ કરે એવુ અખૂટ સંપત્તિવાળું સામ્રાજ્ય તમને આપુ?' આ પ્રમાણે પ્રલોભનના વાક્યોથી પ્રભુનુ મન ક્ષોભ ન પામ્યુ તેમજ પ્રત્યુત્તર પ્રાપ્ત ન થવાથી પાપી દેવે ફરી આ પ્રમાણે વિચાર્યું કે, 'આણે મારી સમગ્ર શક્તિને નિષ્ફળ બનાવી છે, તો હવે માત્ર એક કામશાસનનો સફળ ઉપાય છે, તે અજમાવુ કારણ કે કામના અસ્ત્ર સરખી કટાક્ષ કરનારી કામિનીઓની દૃષ્ટિ પડતાં મહાપુરુષો પણ પુરુષવ્રતનુ ખંડન કરનારા બને છે' એમ ચિત્તથી નિશ્ચય કરીને દેવાંગનાઓ અને તેના વિલાસની સહાયક છ ઋતુઓ પણ સાથે વિકુર્વી મત્તકોકિલાના મધુર શબ્દોથી કરેલી પ્રસ્તાવનાવાળી, કામદેવ–નાટકની મુખ્ય નટી સરખી વસન્તલક્ષ્મી શોભવા લાગી વિકસિત કદંબપુષ્પોના પરાગથી મુખની સુગં-ધને બહેલાવતી દિશા–વધૂઓની કળા શિખેલી દાસી સરખી ગ્રીષ્મઋતુની શોભા ફેલાવા લાગી કામદેવના રાજ્યાભિષેકમા મંગલતિલકરૂપ, કેવડાપુષ્પના બાનાથી રોમાંચિત થએલ સર્વાંગવાળી વર્ષાઋતુ શોભતી હતી નવીન નીલકમળના બાનાથી હજાર નયનોવાળી બની પોતાની ઉત્કૃષ્ટ સંપત્તિને જાણે જોતી હોય તેવી શરદ–લક્ષ્મી શોભવા લાગી. શ્વેત અક્ષર સરખી તાજા મોગરાની કળીઓ વડે જાણે કામદેવની જય–પ્રશસ્તિ લખતી હોય તેવી હેમંતલક્ષ્મી વિકુર્વી. મોગરાનાં અને સિન્દુવારના પુષ્પોથી ગણિકા માફક આજીવિકા કરતી હેમંત સરખી સુગંધીવાળી શિશિરઋતુની શોભા બનાવી આ પ્રમાણે ચારે બાજુ સર્વ ઋતુઓ પ્રગટ થઈ, ત્યારે કામદેવની ધ્વજા સરખી દેવાંગનાઓ ઉત્પન્ન થઈ ત્યારપછી ભગવંત પાસે ખુલ્લા અંગો-પાંગવાળી તેણીઓએ કામદેવને જિતવાનુ મંત્રાસ્ત્ર સરખુ સંગીત શરુ કર્યું કેટલીક દેવાંગનાઓ લયની ગોઠવણીપૂર્વક ગાન્ધાર ગ્રામ વડે મનોહર શુદ્ધ વીણાની જાતિઓ વગાડવાપૂર્વક ગાયન ગાવા લાગી સુલટા–ઉલટા ક્રમવાળા તાન વ્યક્ત વ્યંજન–ધાતુ સહિત સંપૂર્ણ કળાવાળી મધુર વીણા વગાડતી હતી કેટલીક દેવાંગનાઓ પ્રગટ તકાર, ધોકારના પ્રકારોથી મેઘગરખા શબ્દવાળા ત્રણે પ્રકારના મૃદંગો વગાડતી હતી વળી કેટલીક દેવીઓ આકાશ અને ભૂમિ પર ચાલતી આશ્ચર્ય કરાવનાર હાવ-ભાવથી નવા નવા કટાક્ષો કરતી નૃત્ય કરવા લાગી વળી કેટલીક તો અંગના મરોડ કરવા પૂર્વક અભિનય કરે ત્યારે તૂટી જતા તેના કંચુકને અને ઢીલા થઈ ગએલા અંબોડાને બાંધતી પોતાની બગલને બતાવતી હતી કેટલીક લાંબા પગના અભિનયના બાનાથી વારંવાર મનોહર ગોરોચનના લેપવાળા ગૌરવર્ણવાળા સાથળના મૂળને બતાવતી હતી. કેટલીક દેવીઓ ચણીયાની ઢીલી પડેલી ગાઠને મજબૂત કરવાની લીલાથી વાવડી સરખુ નાભિ-મંડલ પ્રગટ કરતી હતી કેટલીક હસ્તિદંત જેવા હસ્તના અભિનયના બાનાથી વારવાર ગાઢ રીતે અંગના આલિંગનની સંજ્ઞા કરતી હતી વળી કેટલીક કમ્મર નીચેના અંદરના વસ્ત્રનુ નાડુ દૃઢ

બાંધવાના બાનાથી ઉપરની સાડી ખસેડીને નિતંબ-બિંબોને પ્રગટ કરવા લાગી. અંગ-મરોડના બાનાથી મનોહર નેત્રવાળી કેટલીક દેવીઓ છાતી પર પુષ્ટ અને ઉન્નત એવા સ્તનોને લાંબા સમય સુધી બતાવવા લાગી. "જો તમે વીતરાગ છો, તો અમોને રાગ કેમ ઉત્પન્ન કરો છો? શરીર તરફ નિરપેક્ષ છો, તો પછી અમને છાતી કેમ અર્પણ કરતા નથી? વળી જો તમે દયાળુ છો, તો પછી અચાનક ખેંચેલા ધનુષ્ય હથીયારવાળા કામદેવથી અમારુ રક્ષણ કેમ કરતા નથી? પ્રેમની લાલસાવાળી અમને જો કૌતુકથી તરછોડતા હો, તો તે અલ્પ સમય કરવુ યોગ્ય ગણાય, પણ મરણ સુધી પકડી રાખવુ યોગ્ય ન ગણાય." કેટલીક દેવીઓ એમ કહેવા લાગી, "હે સ્વામિ! કઠોરપણાનો ત્યાગ કરી કોમળ મનવાળા થાવ, અને અમારા મનોરથો પૂર્ણ કરો અમારી પ્રાર્થનાની ઉપેક્ષા ન કરો." એ પ્રમાણે દેવાંગનાઓના ગીત, વાજિંત્ર, નૃત્ય, વિલાસ, હાવ-ભાવ તેમજ તેમની પ્રેમની મીઠી વાતોથી જગત્પ્રભુ ક્ષોભ ન પામ્યા. આવી રીતે ઉપસર્ગ સહન કરવામા આખી રાત્રિ પૂર્ણ થઈ ત્યારપછી આહાર વગર વિચરતા પ્રભુને સુરાધમ તે સંગમદેવે છ મહિના સુધી ઉપદ્રવ કર્યા. 'હે ભટ્ટારક! તમો સુખેથી રહો અને ઇચ્છા પ્રમાણે ભ્રમણ કરો, હવે હું જાઉ છું' એમ કહી ખેદ પામેલો તે સંગમક છ મહિનાના અંતે ગયો. આવા પ્રકારના પાપકર્મ વડે આ બિચારો ક્યાં જશે? અમારા સરખા તારકો વડે પણ આ તારી શકાય તેવો નથી' એ પ્રમાણે ભગવંત ચિંતા કરતા હતા, ત્યારે તેમની ચલિત બે નેત્ર-કીકીઓ કૃપાથી અશ્રુભીની બની હતી ૩

એ પ્રમાણે ઇષ્ટદેવને નમસ્કાર કરી મુક્તિમાર્ગના કારણભૂત યોગને કહેવાની અભિલાષાવાળા તે શાસ્ત્રનો પ્રસ્તાવ કરે છે—

श्रुताम्भोधेरधिगम्य, सम्प्रदायाच्च सद्गुरोः ।
स्वसंवेदनतश्चापि, योगशास्त्रं विरच्यते ॥४॥

શ્રુતરૂપ સમુદ્રથી, સદ્ગુરુની પરંપરાથી, તેમજ સ્વાનુભવથી જાણીને હું યોગશાસ્ત્રની રચના કરું છું.

અહિં ન નિર્ણય કરેલા યોગની પદ-વાક્યના પ્રબંધવાળી રચના કરવી યોગ્ય નથી, તેથી ત્રણ હેતુવાળા યોગનો નિર્ણય જણાવ્યો ૧ શાસ્ત્રથી, ૨ ગુરુ-પરંપરાથી અને ૩ સ્વાનુભવથી એમ ત્રણ પ્રકારે યોગનો નિર્ણય કરી તે શાસ્ત્રની રચના કરાય છે એ વાતનો નિર્વાહ કરવા કહે છે:— શ્રુત-સમુદ્રથી, સ્વગુરુના મુખથી અને સ્વાનુભવથી યોગને જાણીને, નિર્ણય કરીને તે યોગનુ શાસ્ત્ર રચાય છે એજ અંતમા કહેવાશે—"શાસ્ત્રથી, સ્વગુરુના મુખથી અને અનુભવથી જે ક્યાંક કંઈક યોગની ઉપનિષદ્ જાણી, જે વિવેકીઓની પરિષદ્ના ચિત્તને ચમત્કાર કરનારી છે, તેને શ્રીચૌલુક્યવંશના **કુમારપાલ** રાજાની અત્યંત પ્રાર્થનાથી **આચાર્ય હેમચંદ્રે** વાણીના માર્ગમા સ્થાપન કરેલી છે" ૪

યોગના જ માહાત્મ્યને કહે છે —

योगः सर्व्वविपद्वल्ली-विताने परशुः शितः ।
अमूलमन्त्रतन्त्रं च, कार्म्मणं निर्वृतिश्रियः ॥५॥

યોગ સર્વ આપત્તિરૂપ વેલડીના સમૂહને કાપવા માટે તીક્ષ્ણ ધારવાળા કુહાડા સમાન છે, તેમ જ મૂળ-મંત્ર-તંત્ર વગરનું મોક્ષલક્ષ્મીને વશીકરણ કરવાનું કાર્મણ છે.

આધ્યાત્મિક, ભૌતિક, દૈવિક આપત્તિઓરૂપ વેલડીઓના સમૂહને છેદવા માટે તીક્ષ્ણ પરશુ સમાન યોગ અનર્થફળનો નાશ કરનાર છે. પાછલા અર્ધા શ્લોકથી પરમપુરુષાર્થરૂપ મોક્ષની પ્રાપ્તિ જણાવે છે. જગતમા કાર્મણ કરવા માટે મૂળ, મંત્ર-તંત્રોના વિધાન કરવાં પડે છે, પરંતુ મૂળ, મંત્ર-તંત્ર રહિત યોગ એ મોક્ષલક્ષ્મીને વશીકરણ કરવાનો અમોઘ ઉપાય છે ૫

भूयांसोऽपि हि पाप्मानः, प्रलयं यान्ति योगतः ।
चण्डवाताद् घनघना, घनाघनघटा इव ॥६॥

પ્રચંડ પવનથી જેમ ગાઢ વાદળાની શ્રેણિ વિખરાય જાય છે, તેમ યોગથી ઘણાં પાપો વિનાશ પામે છે ૬

એક જન્મમા ઉપાર્જન કરેલ પાપ યોગથી નાશ પામે, પણ અનેક ભવ-પરંપરામા ઉપાર્જન કરેલાં અનેક પાપોનો વિનાશ યોગથી થવો અસંભવ છે—એવી શંકા થાય, તેના સમાધાનમા જણાવે છે—

क्षिणोति योगः पापानि, चिरकालार्जितान्यपि ।
प्रचितानि यथैधांसि, क्षणादेवाशुशुक्षणिः ॥७॥

જેમ લાંબા કાળથી એકઠાં કરેલાં ઇંધણાંને અગ્નિ ક્ષણવારમાં બાળી નાખે છે, તેમ લાંબા કાળથી અનેક ભવોનાં ઉપાર્જન કરેલાં પાપોને પણ ક્ષણમાત્રમાં ક્ષય કરવા યોગ સમર્થ છે. ૭

યોગનું બીજું ફળ જણાવે છે—

कफविप्रुण्मलामर्श-सर्वौषधिमहर्द्धयः ।
सम्भिन्नश्रोतोलब्धिश्च, यौगं ताण्डवडम्बरम् ॥८॥

કફ, શ્લેષ્મ, વિષ્ટા, કાન, દાંત, નાસિકા, આંખ, જિહ્વા અને શરીરમાં થએલા મેલો, હાથ વગેરે વડે સ્પર્શ કરવો, વિષ્ટા, મૂત્ર, કેશ, નખ વગેરે કહેલા અને નહિ કહેલા આ સર્વ પદાર્થો યોગના પ્રભાવથી ઔષધિઓ બની જાય છે એટલુ જ નહિ, પરંતુ અણિમાદિ, [1]સંભિન્નશ્રોતાદિ વગેરે લબ્ધિઓ પ્રાપ્ત થાય છે, તે યોગનો ઉત્કટ પ્રભાવ છે. તે આ પ્રમાણે—

**સનત્કુમાર ચક્રવર્તીની કથા**

સનત્કુમાર માફક યોગીઓનાં કફ-બિન્દુઓ પણ યોગના પ્રભાવથી સર્વ રોગ દૂર કરનાર બને છે. હસ્તિનાપુર નગરમાં પૂર્વે છખંડ પૃથ્વીને ભોગવનાર સનત્કુમાર નામના ચોથા ચક્રવર્તી થયા કોઈક સમયે સુધર્મા નામની દેવસભામા ઇન્દ્રમહારાજે વિસ્મય પામીને તેની અપ્રતિમ રૂપસંપત્તિનું વર્ણન કર્યું કે, કુરુવંશ-શિરોમણિ સનત્કુમાર ચક્રવર્તીનું જે પ્રકારનું રૂપ છે, તેવું દેવ કે મનુષ્યમા ક્યાંય નથી આવા પ્રકારના રૂપની પ્રશંસા નહીં માનનારા વિજય અને વૈજયન્ત નામના બે દેવો પૃથ્વી પર નીચે આવ્યા ત્યાર પછી

૧ ગમે તે ઈન્દ્રિયથી ગમે તે ઇન્દ્રિયનો વિષય જાણી શકાય તેવી જ્ઞાનશક્તિ

શરીર પર થયેલો યોગીઓના યોગ-પ્રભાવથી બન્ને પ્રકારનો મલ સર્વ રોગીઓના રોગને હર કરનાર તથા કસ્તૂરીના સરખી સુગંધવાળો હોય છે યોગીઓની કાયાનો સંસ્પર્શ અમૃતરસ વડે જાણે સિંચાયો હોય તેમ તે જ ક્ષણે સર્વ રોગોનો વિનાશ કરે છે. યોગીઓના શરીરમાં રહેલા નખો, કેશો અને દાંતો તેમજ બીજા અવયવો ઔષધિપણાને ધારણ કરે છે, તેથી તેને સર્વૌષધિ કહેલી છે તે આ પ્રમાણે-તીર્થનાથના અને યોગ ધારણ કરનારા ચક્રવર્તીઓના દેહના હાડકાના સર્વ સમૂહ સર્વ દેવલોકમાં પૂજાય છે વળી કહ્યુ છે કે:-

## વિવિધ લબ્ધિઓ

જેમના શરીરના સંગમાત્રથી સ્પર્શાએલ વરસાદનું પાણી જે નદી કે વાવડીમાં રહેલુ હોય તે પાણી સર્વ રોગને હરણ કરનાર થાય છે. જેના શરીરના સ્પર્શવાળો વાયરો ઝેર વ્યાપેલા કે મૂર્ચ્છા પામેલાને અડકે તો તેના સ્પર્શ માત્રથી નિર્વિષ અને મૂર્ચ્છા વગરનો બની જાય છે ઝેર-મિશ્રિત અન્ન પણ જેના મુખમા પ્રવેશ કરે, તે અન્ન પણ ઝેર વગરનુ બની જાય છે મહાઝેર અને મહાવ્યાધિથી પીડાતા પણ તેમના વચન શ્રવણથી અને દર્શન માત્રથી પણ ઝેરના વિકારથી મુક્ત બને છે. આ સર્વ સર્વૌષધિનો પ્રકાર છે આ કફ વગેરે મોટી ઋદ્ધિઓ સરખા છે. અથવા તો મોટી ઋદ્ધિઓ જુદી, વૈક્રિય લબ્ધિઓ અનેક પ્રકારની છે અણુત્વ, મહત્ત્વ, લઘુત્વ, ગુરુત્વ, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ, વશિત્વ, અપ્રતિઘાતિત્વ. અંતર્ધાન, કામરૂપિત્વાદિ અનેક ભેદવાળી સમજવી અણુ જેવડુ શરીર વિકુર્વીને તંતુના છિદ્રમા પ્રવેશ કરી શકે અને ત્યા ચક્રવર્તીના ભોગો પણ ભોગવે, મેરુથી પણ મોટુ શરીર કરવાનું સામર્થ્ય. વાયુથી પણ હલકુ શરીર બનાવવાની તાકાત, વજ્રથી પણ વધારે વજનદાર શરીર બનાવી મહાબળવાળા ઈન્દ્રાદિકને પણ દુઃસહ બને, પ્રાપ્તિ=એટલે ભૂમિપર રહેલો આગળીના અગ્રભાગથી મેરુપર્વતના અગ્રભાગને અને સૂર્યને પણ સ્પર્શ કરી શકે, તેવુ સામર્થ્ય હોય પ્રાકામ્ય=એટલે પાણીમા ભૂમિ પર ચાલે તેમ ચાલવાની અને પાણીની માફક ભૂમિ પર તરવાની અને ડૂબવાની શક્તિ ઈશિત્વ-ત્રણે લોકની પ્રભુતા-તીર્થંકર અને ઈન્દ્રની ઋદ્ધિ વિકુર્વણા કરવાની શકિત. વશિત્વ-સર્વ જીવોને વશ કરવાની શક્તિ, અપ્રતિઘાતિત્વ=પર્વતની અંદર પણ રોકાયા વગર ગમન કરવાની શક્તિ, અંતર્ધાન- અદૃશ્ય બનવાની શક્તિ, કામરૂપિત્વ-એકી સાથે અનેક રૂપો કરવાની શકિત-એ વગેરે મહાઋદ્ધિઓ જાણવી

અથવા પ્રકૃષ્ટ શ્રુતાવરણ અને વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમથી પ્રગટ થએલ અસાધારણ પ્રજ્ઞા-ઋદ્ધિના લાભથી બાર અંગો અને ચૌદ પૂર્વો ન ભણવા છતા પણ ચતુર્દશપૂર્વી જે પદાર્થનું નિરૂપણ કરે, તેવા ગંભીર-અઘરા અર્થને નિરૂપણ કરવાની બુદ્ધિવાળા પ્રાજ્ઞ-શ્રમણો સમજવા વળી બીજા વિદ્યાધર-શ્રમણો તેઓ કહેવાય, જેઓ દશ પૂર્વો ભણેલા હોય, રોહિણી, પ્રજ્ઞપ્તિ, વગેરે મહાવિદ્યાઓ અને અંગુષ્ઠ-પ્રસેનિકાદિ અલ્પવિદ્યા જાણનારાઓની અત્યંત ઋદ્ધિને પણ આધીન ન થાય, તેઓના વિષયમા ન આવે, વિદ્યા-વેગ ધારણ કરનાર હોવાથી કેટલાક બીજ, કોષ્ઠ, પદાનુસારી બુદ્ધિની ઋદ્ધિવાળા હોય છે બીજબુદ્ધિવાળા તેઓ કહેવાય, જેઓ બુદ્ધિપૂર્વક સારી રીતે ખેડેલી જમીનવાળા ક્ષેત્રમાં ફળદ્રૂપ જમીન, વરસાદનુ જળ વગેરે અનેક વિશેષ કારણોની અપેક્ષાએ બગડ્યા વિનાનુ એક બીજ જેમ અનેક ક્રોડો બીજને આપનાર થાય છે, તેમ જ્ઞાનાવરણાદિના ક્ષયોપશમના અતિશયપણાની પ્રાપ્તિ યોગે એક અર્થરૂપ બીજ-શ્રવણના યોગે અનેક અર્થરૂપ બીજોની પ્રાપ્તિ કરનાર બીજબુદ્ધિવાળા. કોષ્ઠબુદ્ધિવાળા તેઓ કહેવાય, જેઓ કોષ્ઠાગારિએ સ્થાપન કરેલાં એકબીજા ધાન્યો એક બીજામા ભળી ન જાય,

સડીને બગડી ન જાય, તેવી રીતે ઘણાં ધાન્ય-બીજો કોઠારમા સારી રીતે સચવાઈને જળવાઈ રહે છે, તેમ બીજાની પાસેથી સાભળી અવધારણ કરેલા શ્રુતના અર્થો રૂપ ગ્રંથ-બીજો અનેક હોવા છતાં સ્મરણ કર્યા વગર તેને તે જ પ્રમાણે યાદ રાખવાં, વિસ્મરણ થવા ન દેવા તે રૂપે અર્થનું સ્મરણ રહેલ હોવાથી કોષ્ઠ-બુદ્ધિવાળા પદાનુસારી બુદ્ધિવાળા ત્રણ પ્રકારના-અનુશ્રોત, પ્રતિશ્રોત અને ઉભયપદ પદાનુસારી બુદ્ધિવાળા અનુશ્રોત-પદાનુસારી બુદ્ધિવાળા તેઓ કહેવાય, જેઓ તે ગ્રંથના પ્રથમપદ કે અર્થને બીજા પાસેથી સાંભળી અન્ત્યપદ સુધીના આખા ગ્રંથની વિચારણા કરવા સમર્થ અત્યંત તીવ્રબુદ્ધિ ધરાવે પ્રતિશ્રોત પદાનુસારિ બુદ્ધિવાળા તેઓ કહેવાય, જેઓ અન્ત્યપદના અર્થ કે ગ્રંથને બીજાની પાસેથી સાભળીને આદિપદ સુધીના અર્થ કે ગ્રંથને યાદ કરવાની બુદ્ધિવાળા હોય. ઉભયપદાનુસારિ બુદ્ધિવાળા તેઓ કહેવાય, જેઓ ગ્રંથના વચલા અર્થ કે પદને બીજાની પાસેથી જાણી આદિથી અંત સુધીના તમામ પદોના સમૂહો, પ્રતિનિયત અર્થરૂપી ગ્રંથ-સમુદ્ર પાર પામવા માટે સમર્થ એવી અસાધારણ અતિશય-તીવ્રબુદ્ધિવાળા હોય એક પદનો અર્થ જાણવાથી અનેક અર્થો જાણવાની શક્તિવાળો બીજબુદ્ધિવાળો અને એક પદ જાણીને બીજાં પદોને જાણનાર પદાનુસારી બુદ્ધિવાળો કહેવાય. આટલુ વિશેષ સમજવુ તથા મન, વચન અને કાયાના બળવાળા, તેમા મનોબલી તે કહેવાય, જેઓ ઘણા જ્ઞાનાવરણ અને વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમ-વિશેષથી અંતર્મુહૂર્તમાં સારભૂત તત્ત્વનો ઉદ્ધાર કરી સમગ્ર શ્રુતસમુદ્રમાં અવગાહન કરવા સમર્થ નિર્મળ મનને ધારણ કરનાર હોય એક અંતર્મુહૂર્તમાં સમગ્ર શ્રુતવસ્તુ બોલી જવા સમર્થ હોય, તે વાગ્બલી કહેવાય. અથવા પદ, વાક્ય અને અલંકાર સહિત વચનોનુ ઉચ્ચારણ કરતાં વગર અટક્યે વાણીનો પ્રવાહ ચાલ્યા કરે, કંઠને હરકત ન આવે, તે પણ વાગ્બલી કહેવાય. વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમથી પ્રગટ થએલા અસાધારણ કાયબલયોગે કાઉસ્સગ્ગમાં ઉભા રહેવા છતા થાક અને ક્લેશ વગર એક વરસ સુધી જેમ બાહુબલી વગેરે પ્રતિમા ધારીને રહ્યા, તે કાયબલી કહેવાય તથા ક્ષીર, મધ, ઘી, અમૃત ઝરાવનાર લબ્ધિવાળા પણ હોય. જેમના પાત્રમા પડેલું ખરાબ અન્ન પણ દૂધ, મધ, ઘી અને અમૃતરસ સરખું થઈ શક્તિવર્ધક બને છે, અથવા જેમનુ વચન શારીરિક અને માનસિક દુઃખ પ્રાપ્ત થએલા આત્માઓને દૂધ વગેરેની માફક આનંદદાયક બને છે, ત્યારે તેઓ ક્ષીરાસ્રવ લબ્ધિવાળા, મધ્વાસ્રવ, સર્પિરાસ્રવ, અમૃતાસ્રવ લબ્ધિવાળા કહેવાય કેટલાક અક્ષીણ લબ્ધિવાળા હોય છે તે બે પ્રકારના છે-એક અક્ષીણ-મહાનસ, બીજા અક્ષીણ-મહાલય અસાધારણ અંતરાયકર્મના ક્ષયોપશમ થવાથી જેમના પાત્રમા વહોરાવેલ અલ્પમાત્ર અન્ન પણ ગૌતમસ્વામીની માફક ઘણાને પીરસવામા કે દેવામા આવે તો પણ ખૂટે નહિં, તે અક્ષીણ-મહાનસ લબ્ધિ કહેવાય અક્ષીણ-મહાલયની ઋદ્ધિ પ્રાપ્ત કરી હોય, તેઓ જે પ્રમાણોપેત ભૂમિ-પ્રદેશમા રહેલા હોય, ત્યાં અસંખ્યાતા દેવો, તિર્યંચો કે મનુષ્યો સપરિવાર એક બીજાને અગવડ ન પડે તેમ તીર્થંકરની પર્ષદાની માફક સુખપૂર્વક બેસી શકે. આ પ્રમાણે પ્રજ્ઞાશ્રમણ વગેરેની અંદર મહાપ્રજ્ઞાદિક મહાઋદ્ધિઓ બતાવી જેના પ્રભાવથી એક ઇન્દ્રિય સર્વ ઇન્દ્રિયના વિષયો જાણી શકે, તે સંભિન્નશ્રોતો-લબ્ધિ કહેવાય ૮ તથા—

चारणाशीविषावधि-मनःपर्यायसंपदः ।
योगकल्पद्रुमस्यैताः, विकासिकुसुमश्रियः ॥ ९ ॥

વિદ્યાચારણ, જંઘાચારણ-લબ્ધિ, આશીવિષ-લબ્ધિ, અવધિજ્ઞાન, મનઃપર્યાયજ્ઞાનની સંપત્તિઓ આ સર્વ લબ્ધિઓ યોગરૂપી કલ્પવૃક્ષના વિકસિત પુષ્પોની શોભા છે.

તે બંને દેવો બ્રાહ્મણનુ રૂપ કરી તેના રૂપની ખોળ કરવા માટે રાજાના મહેલના દરવાજા પાસે દ્વારપાળ પાસે રહ્યા તે સમયે સનત્કુમાર પણ નહાવાની તૈયારી કરતો હતો સર્વ વેષનો ત્યાગ કરી સર્વાંગે તેલ માલીસ કરાવી રહેલો હતો દ્વારપાળે દરવાજે ઉભેલા બે બ્રાહ્મણની વાત રાજાને નિવેદન કરી, એટલે ન્યાયવાન ચક્રવર્તિ રાજાએ પણ તરત જ ત્યાં તેમનો પ્રવેશ કરાવ્યો સનત્કુમારને દેખીને વિસ્મયથી વિકસિત બનેલા મનવાળા તે બંને મસ્તક ધૂણાવી વિચાર કરવા લાગ્યા–અષ્ટમી રાત્રિના ચંદ્ર સરખુ લલાટ, કાન સુધી પહોચે તેવા બે નેત્રો, નીલકમળને જિતનાર શરીર–કાતિ, પાકેલા બિલોડા ફળ સરખી કાંતિવાળા બે હોઠ, છીપ સરખા બે કાન, પાચજન્ય શંખથી ચડીયાતો કંઠ, ઐરાવણ હાથીની સૂંઢનો તિરસ્કાર કરનાર બે હાથ, મેરુપર્વતની શિલાની શોભાને લૂટનાર વક્ષઃસ્થલ, સિંહબચ્ચાના ઉદર સરખી કેડ, તેના કેટલા અંગો વધારે વર્ણવવા ? આખા અંગની શોભા વર્ણવવી, તે વાણીના વિષયની બહાર છે અહો ! જ્યોત્સ્ના વડે જેમ નક્ષત્રની પ્રભા તેમ આના અઢળક લાવણ્ય–નદીપ્રવાહમાં અભ્યંગન પણ જાણી શકાતુ નથી ઈન્દ્રમહારાજે જેવુ વર્ણન કર્યું હતું, તે જ પ્રમાણે આનું રૂપ છે–એમા ફેરફાર નથી ‘મહાત્માઓ કદાપિ પણ ખોટુ બોલતા નથી’ હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! તમે બંને શા માટે અહિં આવ્યા છો ? એ પ્રમાણે સનત્કુમારે પૂછ્યુ, ત્યારે તેઓએ કહ્યુ, હે નરસિંહ ! ચરાચર એવા આ ભુવનમાં તમારુ રૂપ લોકોત્તર અને આશ્ચર્ય કરનારુ છે હે પૃથ્વીન્દ્ર ! દૂરદૂરથી તમારા રૂપનુ વર્ણન સાભળી કુતૂહલથી અમે જોવા માટે આવેલા છીએ હે રાજન ! લોકમાં અમે અદ્ભુત રૂપ–વર્ણન સાભળ્યુ, પરંતુ તેથી પણ તમારુ રૂપ વધારે દેખીએ છીએ હાસ્યથી વિકસિત થએલા સનત્કુમારે પણ કહ્યુ, અભ્યંગ કરેલા અંગની આ કાન્તિ કંઇ નથી હે ઉત્તમ બ્રાહ્મણો ! આ બાજુ થોડીવાર બેસો અને મારુ સ્નાનકાર્ય પૂર્ણ થાય ત્યા સુધી થોડી રાહ જુઓ અનેક આશ્ચર્યકારી વિવિધ વેષભૂષાવાળુ, ઘણા આભૂષણો પહેરેલ એવા પ્રકારનુ રત્નજડિત સુવર્ણ સરખું રૂપ ફરી જોજો ત્યારપછી અવનિપતિ સનત્કુમાર સ્નાન કરી વેષભૂષા સજી આડંબરથી ચંદ્ર જેમ આકાશમાં, તેમ સભામા બિરાજ્યા, રાજાએ ત્યાર પછી બંને બ્રાહ્મણોને બોલાવ્યા, એટલે રાજા સામે આવીને રાજાના રૂપને જોઈને બંને વિચારવા લાગ્યા કે, ક્ષણવારમાં ક્યાં તે રૂપ, તે કાન્તિ અને તે લાવણ્ય ક્યાં ગયુ ? મનુષ્યોના સર્વ પદાર્થો ક્ષણિક છે રાજાએ તેમને પૂછ્યુ કે, પહેલા તમો મને દેખીને હર્ષ પામ્યા હતા અત્યારે એકદમ વિષાદથી મલિનમુખવાળા કેમ બની ગયા ? ત્યારે તે અમૃત સરખા વચનથી કહેવા લાગ્યા, હે મહાભાગ્યશાળી ! અમે બંને સૌધર્મ દેવલોકવાસી દેવો છીએ ઈન્દ્રમહારાજે દેવ–પર્ષદામા તમારા રૂપની પ્રશંસા કરી. તેમા અશ્રધ્ધા કરતા અમે મનુષ્યનુ રૂપ ધારણ કરી તમારૂ રૂપ જોવા માટે અહી આવ્યા શક્રમહારાજે વર્ણવેલ રૂપવાળુ શરીર પ્રથમ યથાર્થ જોયુ, પરંતુ હે રાજા ! હાલમા તે વિપરીત બની ગયુ છે. અત્યારે તમારો દેહ નિઃશ્વાસથી જેમ દર્પણ તેમ સર્વકાન્તિ હરણ કરનાર વ્યાધિથી ચારે બાજુ આક્રાન્ત થયો છે સાચી હકીકત જણાવીને તે બંને અદૃશ્ય થયા અને રાજાએ હિમથી બળેલા વૃક્ષ સરખા નિસ્તેજ પોતાના દેહને જોયો અને વિચાર્યું કે ‘હંમેશા રોગના ઘર સરખા આ શરીરને ધિક્કાર થાઓ તુચ્છ બુદ્ધિવાળા ભોળાઓ જ વગર ફોગટની તેની મમતા કરે છે ભયંકર લાકડુ કોરી ખાનાર ઘુણ કીડા–સમુદાયથી જેમ લાકડુ તેમ વિવિધ પ્રકારની વ્યાધિઓ શરીરમા ઉત્પન્ન થઈ આ શરીરને કોરી ખાય છે બહારથી આ શરીર ભલે ગમે તેવુ દેખાય, પણ વડલાના ફળ માફક અંદરથી તો કીડાઓના કુલોથી વ્યાપ્ત હોય છે જેમ સુશોભિત મહાસરોવરને પાણીની સેવાલનો જથ્થો, તેમ કાયાની રૂપસંપત્તિને રોગ તત્કાલ નાશ કરે

છે. શરીર ઢીલુ થાય છે, પણ આશા ઘટતી નથી રૂપ ચાલ્યુ જાય છે, પણ પાપબુદ્ધિ જતી નથી. જરા વધતી જાય છે, પણ જ્ઞાન વૃદ્ધિ પામતુ નથી, આત્માઓના આવા સ્વરૂપને ધિક્કાર થાઓ આ સંસારમાં ઘાસના અગ્રભાગ પર રહેલા જળબિન્દુ સરખા રૂપ, લાવણ્ય, કાન્તિ, શરીર, ધન વગેરે સર્વ પદાર્થો ચચળ છે આજ કે કાલ નાશ પામવાના સ્વભાવવાળા સસારી આત્માઓના શરીરનું મોટુ ફળ હોય તો માત્ર સકામ નિર્જરા કરનારૂ તપ છે આ પ્રમાણે વૈરાગ્યભાવના ભાવતા તે રાજા દીક્ષા લેવાની અભિલાષાવાળો થયો અને તેણે પુત્રનો રાજ્યાભિષેક કર્યો, વિનય-પૂર્વક ઉદ્યાનમા જઇ વિનયધર સૂરિ પાસે સર્વ સાવદ્યવિરતિ-પ્રધાનતાવાળો તપ અગીકાર કર્યો મહાવ્રતોને તેમજ ઉત્તર ગુણોને ધારણ કરનાર એક ગામથી બીજા ગામે વિહાર કરતા સમતાવાળા એકાગ્ર ચિત્તયુક્ત રાજર્ષિ વિચરી રહેલા છે, ત્યારે હાથીનુ ટોળુ જેમ યૂથપતિની પાછળ જાય, તેમ ગાઢ અનુરાગવાળુ પ્રજા-મડળ પાછળ પાછળ ગયું. કષાય વગરના, ઉદાસીન નિર્મમ નિષ્પરિગ્રહ એવા તેમની છ મહિના સેવા કરી તેઓ કોઇ પ્રકારે પાછા ગયા યથાવિધિ ભિક્ષા ગ્રહણ, અકાલે અપથ્ય ભોજન કરવા વડે કરીને સપૂર્ણ દોહલા વડે જેમ ગર્ભ વૃદ્ધિ પામે તેમ આની વ્યાધિઓ વૃદ્ધિ પામવા લાગી. ખરજવું, સોજા, તાવ, શ્વાસ, અરુચિ, પેટનો વ્યાધિ અને આંખની વેદના એવી સાત પ્રકારની વેદના આ મહાત્માએ સાતસો વર્ષો સુધી સમતા-પૂર્વક સહન કરી દુસ્સહ સમગ્ર પરિષહોને સહન કરતાં તેના નિવારણનો ઉપાય ન આચરતા એવા તેમને લબ્ધિઓ પ્રગટ થઈ આ સમયે હૃદયમા ચમત્કાર પામેલા ઈન્દ્ર મહારાજે દેવોને ઉદ્દેશીને તેની પ્રશસા કરી કે "સળગતા ઘાસના પૂળાની માફક ચક્રવર્તિપણાની સપત્તિનો ત્યાગ કરી આ સનત્કુમાર મુનિ દુષ્કર તપ તપે છે તપના પ્રભાવથી સર્વ લબ્ધિઓ પ્રાપ્ત થવા છતાં પોતાના શરીરની પણ અપેક્ષા ન કરતા પોતાના રોગોની ચિકિત્સા કરતા નથી" આ વાતની અશ્રદ્ધા કરતા વિજય અને વૈજયન્ત નામના બે દેવો વૈદ્યનુ રૂપ ધારણ કરી તેની પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે. 'હે ભાગ્યશાળી ! તમે રોગોથી શા માટે હેરાનગતિ ભોગવો છો ? અમે વૈદ્યો છીએ અને અમારા ઔષધ વડે સર્વની ચિકિત્સા કરીએ છીએ, રોગગ્રસ્ત શરીરવાળા તમે અમને રજા આપો., તો તેજ દિવસે તમારા રોગોનો ઉપાય કરી મટાડી દઈએ' તે વખતે સનત્કુમારે પ્રત્યુત્તર આપ્યો કે, "હે ચિકિત્સકો ! જીવને બે પ્રકારના રોગો હોય છે – એક દ્રવ્ય-રોગ અને બીજો ભાવરોગ. ક્રોધ, માન, માયા, લોભ વગેરે ભાવરોગો શરીરધારી પ્રાણીઓને હોય છે, જે હજારો જન્મો સુધી જીવની સાથે જનારા તેમજ અનત દુખ દેનારા છે તેવા રોગોને જો તમે મટાડી શકતા હો તો તમે ચિકિત્સા કરો, અને જો તમે માત્ર શરીરના દ્રવ્યરોગ મટાડનારા હો, તો તમે જુવો" ત્યાર પછી સડી ગએલી, પરુ ઝરતી આગળી ઉપર પોતાના કફના બિન્દુનો લેપ કર્યો એટલે સિદ્ધરસ વડે જેમ તાબાને, તેમ એકદમ તેને સુવર્ણ કાંતિવાળી બનાવી ત્યારપછી સુવર્ણસળી સરખી ચળકતી આગળીને દેખી તેઓ તેના પગમા પડ્યા અને કહેવા લાગ્યા કે, 'પહેલા અમે તમારુ રૂપ જોવા આવ્યા હતા, તે જ અમે બ ને દેવો છીએ ઈન્દ્ર મહારાજાએ કહ્યુ કે, લબ્ધિઓ સિદ્ધ થવા છતા પણ વ્યાધિની પીડાઓ સ્વેચ્છાએ સહન કરતા સનત્કુમાર ભગવાન તપ તપે છે તે કારણે અમે અહીં આવ્યા અને પ્રત્યક્ષ પરીક્ષા કરી,' એમ કહી તે દેવો નમસ્કાર કરી અદશ્ય થયા કફલબ્ધિનુ તો માત્ર તમને દૃષ્ટાત આપ્યુ, ગ્રથ-વિસ્તાર થવાના ભયથી બીજી અનેક લબ્ધિઓ અહિ કહેતા નથી યોગના પ્રભાવથી યોગી પુરુષોની વિષ્ટા પણ રોગોના નાશ માટે થાય છે અને તેમાથી કમળ સરખી સુગધ પણ મહેકે છે સર્વ દેહધારીઓનો મલ બે પ્રકારનો માનેલો છે, એક કાન, નેત્ર આદિમાથી નીકળનારો, બીજો

અતિશયવાળુ ગમન કરવાની લબ્ધિ, તે 'ચારણલબ્ધિ', 'આશીવિષલબ્ધિ' તે કહેવાય કે, જેનાથી બીજા ઉપર અપકાર કે ઉપકાર કરી શકાય મૂર્તદ્રવ્ય-વિષયક 'અવધિજ્ઞાન,' પરિણમેલા મનોદ્રવ્યને જાણી શકવાની શક્તિ, તે 'મનઃપર્યવજ્ઞાન' આ લબ્ધિઓ યોગ-કલ્પવૃક્ષના પુષ્પ સરખી છે ફળ હોય તો કેવલજ્ઞાન અથવા મોક્ષ ભરત અને મરુદેવીનાં ઉદાહરણ વડે ફળ આગળ કહેવાશે

ચારણ મુનિઓ બે પ્રકારના '—જંઘા અને વિદ્યાથી ઉત્પન્ન થએલ શક્તિવાળા તેમાં 'જંઘાચારણ' એક પગલે ઉડીને સહેલાઈથી સીધા રુચકદ્વીપે જાય, પાછા વળતા રુચકદ્વીપથી એક પગલે ઉડીને નન્દીશ્વરદ્વીપે આવે અને બીજા પગલે જ્યાથી ગયા હોય ત્યા મૂળ સ્થાને પાછા આવી જાય વળી તે ઊર્ધ્વગતિથી ઉડીને એક પગલે મેરુપર્વતના શિખર પર રહેલ પાડુકવનમા જાય છે, ત્યાંથી પણ પાછા વળીને એક પગલે નન્દનવનમા આવે છે અને બીજા પગલે ઉડીને પ્રથમ જ્યાંથી ઉડયા હતા, તે મૂળ સ્થાને આવી જાય છે 'વિદ્યા-ચારણ' મુનિઓ તો એક ડગલે ઉડીને માનુષોત્તર પર્વતે જાય અને બીજા ડગલે નંદીશ્વર દ્વીપ જાય, ત્યાંથી એક જ પગલે ઉડીને જ્યાથી ગયા હોય ત્યા પાછા આવી જાય. તથા તિર્છાગતિના ક્રમથી ઊર્ધ્વ-માર્ગમા પણ આવ-જાવ કરી શકે વળી બીજા પણ બહુભેદવાળા ચારણો હોય છે તે આ પ્રમાણેઃ— પલાઠીવાળી બેઠેલા, કાયોત્સર્ગ કરતા હોય, પગોને ઉચા-નીચા કર્યા વગર આકાશમાં ગમન કરી શકે કેટલાક તો જલ, જઘા, ફળ, પુષ્પ, પત્ર-શ્રેણિ, અગ્નિશિખા, ધૂમ, હિમ, ધૂમસ, મેઘ-જળ-ધારા, કરોળિયાની જાળ, જ્યોતિષ-કિરણ, પવન વગેરેનુ આલબન લઈને ગતિ કરવામા કુશળ તેમાં વાવડી, નદી,સમુદ્ર વગેરે જળાશયમા અપ્કાયાદિક જીવની વિરાધના કર્યા વગર પાણીમા જમીન માફક પગ ઉચા-નીચા સ્થાપન કરવામા કુશળ હોય તે, 'જલ-ચારણ' લબ્ધિવાળા જમીન ઉપર ચાર આગળ પ્રમાણ ઉચે આકાશમા જઘાને ઉચે-નીચે કરવામા કુશળ હોય, તે 'જઘાચારણો' કહેવાય જુદા જુદા વૃક્ષના ફળો લઈને, ફળનો આશ્રય કરીને રહેલા પ્રાણીઓને પીડા ન થાય તેવી રીતે, ફળના તલ ઉપર પગ ઉચા-નીચા સ્થાપવામા કુશળ, તે 'ફલ-ચારણો' કહેવાય જુદા જુદા પ્રકારના વૃક્ષ, લતા, છોડના પુષ્પો ગ્રહણ કરીને તેના સૂક્ષ્મ જીવોની વિરાધના કર્યા વગર પુષ્પતલની પાખડીઓનુ અવલબન કરી ગતિ કરનાર, 'પુષ્પ-ચારણો' કહેવાય વિવિધ પ્રકારના છોડ વેલી લતા, જુદા જુદા પ્રકારના અકુરો, નવા કુપળો-તરુણ પલ્લવો વગેરેનુ અવલબન કરીને, પાદડાના બારીક જીવોને પીડા કર્યા વગર ચરણને ઉચો-નીચો મૂકે અને ચાલે તેમા જે કુશળ હોય, તે 'પત્ર-ચારણો' કહેવાય

ચારસો યોજન ઊંચાઈવાળા નિષધ કે નીલપર્વતની છેદાએલી શિખર શ્રેણિનુ અવલબન કરીને ઉપર કે નીચે પગથી ચડવા-ઉતરવામા નિપુણ હોય, તે શ્રેણિ-ચારણો' જાણવા અગ્નિ-જ્વાલાની શિખા ગ્રહણ કરીને અગ્નિકાય જીવોની વિરાધના કર્યા વગર અને પોતે નહી બળતા તેમા પાદ-વિહાર કરવાની શક્તિવાળા, તે 'અગ્નિશિખા-ચારણ' કહેવાય ધૂમાડાની ઊચી કે તિર્છી શ્રેણિનુ અવલબન કરીને અસ્ખલિત રીતે ગમન કરનાર, તે 'ધૂમ-ચારણ' કહેવાય હિમ-બરફની મદદથી અપ્કાયની વિરાધના કર્યા વગર અસગ ગતિને પામેલા, 'નીહાર-ચારણ' કહેવાય અવશ્યાય-ધૂમસને આશ્રીને, તેના આશ્રયે રહેલા જીવોની વિરાધના કર્યા વગર જનારા, તે 'અવશ્યાય-ચારણ' કહેવાય આકાશમાર્ગમા વિસ્તાર પામેલા મેઘ-સમૂહમા, જીવોને પીડા ન થાય તેમ ચાલવાની શક્તિવાળા તે 'મેઘચારણ' કહેવાય. વર્ષાકાળમા વરસાદ વગેરેની જળધારાનુ અવલબન કરીને

પ્રાણિઓને પીડા કર્યા વગર ચાલનારા, તે 'વારિધારા-ચારણ' કહેવાય વિચિત્ર અને જુના વૃક્ષોની બખોલ જેવા સ્થાનમા કરોળીયાના ઘરની જાળના બારીક તાંતણાનું આલંબન લઈને પગ ઉંચકવા-મૂકવાની ક્રિયા કરતા તે તંતુઓને ન તોડતાં ચાલે, તે 'મર્કટતંતુચારણ' કહેવાય ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર વગેરે કોઈપણ જ્યોતિના કિરણ સંબંધથી જમીન માફક તેના આધારે પગથી ચાલવાની શકિતવાળા 'જ્યોતિરશ્મિ-ચારણ' કહેવાય અનેક દિશામાં પ્રતિકૂળ કે અનુકૂળ પવન વાતો હોય, પણ પવન સંબધી પ્રદેશાવલીને ગ્રહણ કરીને ગતિનું સ્ખલન કર્યા વગર પગ સ્થાપન કરી ચાલવાની કુશળતાવાળા, તે 'વાયુ-ચારણ' કહેવાય

તપ અને ચારિત્રના પ્રભાવ સિવાયના બીજા ગુણોથી પણ લબ્ધિઓ અને ઋદ્ધિઓ પ્રાપ્ત થાય છે 'આશીવિષ' લબ્ધિવાળા અપકાર અને ઉપકાર કરવામાં સમર્થ હોય છે મૂર્તિમત રૂપી દ્રવ્ય સંબધી મર્યાદાવાળુ જ્ઞાન સર્વ પ્રકારે થાય, તે 'અવધિજ્ઞાન' કહેવાય મનુષ્ય-ક્ષેત્રવર્તી-અઢી દ્વીપમા રહેલા પ્રાણીઓના મનરૂપે પરિણમેલા મનોદ્રવ્યને પ્રકાશિત કરનાર 'મન.પર્યાયજ્ઞાન' તેના ઋજુમતિ અને વિપુલમતિ એવા બે પ્રકારો છે. વિશુદ્ધ અને આવેલું ન જાય, તેવા પ્રકારનું વિપુલમતિ વિશેષ છે. ૯

કેવલજ્ઞાન-લક્ષણ ફળ બતાવવા દ્વારા યોગની જ સ્તુતિ કરે છે—

**अहो! योगस्य माहात्म्यं, प्राज्यं साम्राज्यमुद्वहन् ।**
**अवाप केवलज्ञानं, भरतो भरताधिपः ॥ १० ॥**

અહો ! યોગનો કેટલો મહાપ્રભાવ છે કે પુષ્કળ સામ્રાજ્યવાળી ચક્રવર્તિની સંપત્તિ ભોગવતાં ભોગવતાં પણ ભરતક્ષેત્રના સ્વામી ચક્રવર્તી ભરત મહારાજાએ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું, તે આ પ્રમાણે-

### ઋષભ ભગવંતનાં ચાર કલ્યાણકો

આ અવસર્પિણીનો એકાંતસુષમ નામનો ચાર કોડા-કોડી સાગરોપમ પ્રમાણવાળો પહેલો આરો, ત્યાર પછી ત્રણ કોટાકોટી સાગરોપમ પ્રમાણવાળો સુષમ નામનો બીજો આરો અને બે કોડાકોડી સાગરોપમ-પ્રમાણવાળા સુષમદુઃષમ નામના ત્રીજા આરામા પલ્યોપમનો આઠમો ભાગ ન્યૂન આટલો કાળ ગયા પછી ૧ વિમલવાહન, ૨ ચક્ષુષ્માન્, ૩ યશસ્વી, ૪ અભિચન્દ્ર, ૫ પ્રસેનજિત્, ૬ મરુદેવ અને ૭ નાભિ નામના સાત કુલકરો થયા તેમા નાભિ કુલકરને ઉત્તમ શીલથી ત્રણ જગતને પવિત્ર કરનાર મરુદેવા નામની પત્ની હતી ત્રીજા આરામા ચોરાશીલાખ પૂર્વ, ત્રણ વર્ષ અને સાડા આઠ મહિના બાકી રહ્યા ત્યારે, તેની કુક્ષિમા સર્વાર્થ નામના વિમાનથી ચૌદ મહાસ્વપ્નોથી સૂચિત પ્રથમ જિનેશ્વર ઉત્પન્ન થયા તે સમયે સ્વપ્નના અર્થને નાભિ અને મરુદેવા યથાર્થપણે ન જાણતા હોવાથી ઇન્દ્ર મહારાજે આવીને હર્ષપૂર્વક કહી સંભળાવ્યા ત્યાર પછી શુભ દિવસે પરમેશ્વરનો જન્મ થયો, ત્યારે છપ્પન્ન દિક્કુમારીઓએ સૂતિકર્મ કર્યું મેરુપર્વત ઉપર પ્રભુને લઈ જઈને ઇન્દ્ર મહારાજે પોતાના ખોળામા બેસાડીને તીર્થના જળથી પ્રભુનો અને હર્ષાશ્રુ-જળથી પોતાનો અભિષેક કર્યો ત્યાર પછી ઇન્દ્ર મહારાજાએ માતાને અર્પણ કરેલા પ્રભુનું સર્વ ધાત્રીકર્મ દેવીઓએ કર્યું પ્રભુના જમણા સાથળમા

ઋષભના આકારનુ લાંછન દેખી માતા-પિતાએ હર્ષથી 'ઋષભ' એવું નામ પાડ્યુ. ચંદ્ર-કિરણ સરખા પ્રભુ અતિશય આનંદ પમાડતા દિવ્ય આહાર વડે પોષણ કરાતા અનુક્રમે વૃદ્ધિ પામવા લાગ્યા. કોઇક વખતે ઇન્દ્ર મહારાજા પ્રભુની સેવા માટે આવેલા, ત્યારે વિચાર્યું કે હવે અહિં ભગવંતનો વંશ કયો સ્થાપન કરવો ? પ્રભુએ અવધિજ્ઞાનથી તેનો અભિપ્રાય જાણીને હાથી જેમ સૂંઢને તેમ તેના હાથમાથી શેરડીનો સાઠો લેવા માટે હાથ લંબાવ્યો. પ્રભુને તે શેરડી અર્પણ કરી પ્રણામ કરીને તે વખતે ઇન્દ્રે 'ઇક્ષ્વાકુ' એવા પ્રકારનું પ્રભુના વંશનું નામ સ્થાપન કર્યું. ટૂંકા કાળમાં બાલ્યકાળ વીતાવીને મધ્યાહ્નકાળના સૂર્ય સરખા પ્રભુ વિભાગવાળા અવયવ જણાવનારી બીજી યૌવન વયનો આશ્રય કરવા લાગ્યા યૌવન વયમા પણ પ્રભુના સરખા તલવાળા બંને પગ કમળ-ગર્ભ સરખા કોમળ અને લાલ ઉષ્ણ કંપ વગરના પરસેવા-રહિત હતા નમન કરનારાઓની પીડા છેદવા માટે હોય, તેમ પ્રભુને પગના તળીયામાં ચક્ર, અભિષેકયુકત લક્ષ્મીદેવી, હાથણીને જેમ પુષ્પમાળા, અંકુશ, ધ્વજા હોય તેવી આકૃતિઓ હતી લક્ષ્મીદેવીના ક્રીડાગૃહ માફક ભગવંતના બંને પાદતલમા શંખ અને કળશ તથા પાનીમા સ્વસ્તિક શોભતા હતા સ્વામીનો અંગુષ્ઠ માંસ ભરેલ હોવાથી પુષ્ટ ગોળ ઊંચો સર્પની ફણા સરખો, વત્સ માફક શ્રીવત્સના ચિહ્નથી યુક્ત હતો પ્રભુના ચરણ-કમળની અંગુલીઓ પવન વિના નિષ્કંપ ચળકતી દીપ-શિખા જેવી છિદ્ર વગરની અને સીધી કમળ-પાંખડીઓ સરખી હતી વળી પ્રભુની પાદાંગુલીઓના તલમાં નંદ્યાવર્ત શોભતા હતા કે જેઓનાં પૃથ્વીમા પડેલા પ્રતિબિંબો ધર્મ-પ્રતિષ્ઠાના હેતુઓને પામ્યાં અંગુલી-પર્વના નીચે રહેલા જવો વાવડી સાથે શોભતા હતા, તે જાણે પ્રભુના જગત્‌લક્ષ્મી સાથે થનારા વિવાહ માટે જવારા વાવ્યા ન હોય ? ચરણ-કમળના કંદ જેવી પાની ગોળ લાંબી પહોળી હતી, અને નખો જાણે અંગુઠો અને આંગળી રૂપી સર્પોના મસ્તક પર રહેલા મણિ જેવા જણાતા હતા પ્રભુના પગની ઘૂંટીઓ સુવર્ણ-કમલના ડોડાની કર્ણિકાની શોભાને અત્યંત વિસ્તારતી હતી. પ્રભુના બંને પાદ ઉપરથી નીચે સુધી અનુક્રમે કાચબા જેવા ઉન્નત જેમા નસો દેખાતી ન હતી, ચળકતી કાંતિવાળા અને રૂંવાટા રહિત હતા. જગત્પતિની જંઘાઓ એવા પ્રકારની હતી કે અંદરના હાડકા માંસમા મગ્ન થઈ દેખાતા ન હતા, માંસથી પુષ્ટ ક્રમસર ગોળ હરણીની જંઘા સરખી અને ગૌરવર્ણવાળી હતી. પ્રભુની માંસપૂર્ણ ગોળાકાર ઘૂંટણો રૂથી ભરેલ ઓશીકાની અંદર દર્પણ જડેલુ હોય તેવા દેખાતા હતા તેમજ તેમના કોમળ ચમકતા અનુક્રમે પુષ્ટ સાથળો કેળના સ્તંભની શોભાને ધારણ કરનાર હતા સ્વામીના બે વૃષણો હાથીની જેમ ગૂઢ અને સરખા તેમજ કુલીન ઘોડાના જેવુ પુરુષચિહ્ન અતિગુપ્ત હતુ વળી તેમા નસો દેખાતી ન હતી, વળી તે નીચુ નહી, ઉંચુ નહી, ટૂંકુ નહી, લાંબુ નહી, શ્લથ નહી, સરળ, કોમળ, રૂંવાટીરહિત ગોળ સુગંધી ઇન્દ્રિયયુકત શીતળ,પ્રદક્ષિણાવર્ત, શબ્દવાળું એકધારયુકત, બીભત્સ નહી તેવા આવર્તાકારયુકત કોશમા રહેલ પિંજર (આવરણ) વાળુ હતુ. તેમજ કેડ લાંબી માંસથી યુક્ત જાડી વિશાલ કઠણ હતી અને મધ્યભાગ પાતળો હોવાથી ઇન્દ્રના વજ્રના મધ્યભાગ જેવો હતો નાભિ ગંભીર અને નદીના આવર્તની શોભા ધારણ કરતી હતી તથા કુક્ષીઓ સ્નિગ્ધ માંસવાળી કોમલ સરળ અને સરખી હતી સુવર્ણશિલા સરખુ વિશાળ અને ઉન્નત શ્રીવત્સરત્નની પીઠિકા સરખુ જાણે લક્ષ્મીદેવીની ક્રીડા કરવાની વેદિકા ન હોય તેવુ વક્ષઃસ્થળ હતુ બળદના ખાંધની ઉપમાવાળી મજબૂત પુષ્ટ અને ઉંચી બે ખાંધો અને અલ્પરોમવાળી, ગંધ, પરસેવો અને મેલરહિત કાખ હતી સર્પની ફણા સરખા પુષ્ટ હાથ, ઘૂંટણ સુધી લાંબી, ચંચળ લક્ષ્મીને વશ કરવા માટે જાણે નાગપાશ ન હોય તેવી બે

ભુજાઓ હતી પ્રભુની હથેલીઓ આમ્રવૃક્ષના નવીન પલ્લવ સરખી લાલ, કાર્ય વગર કઠણ, પરસેવા વગરની છિદ્રરહિત અને ઉષ્ણ હતી. વળી હથેલીના તળમાં દંડ, ચક્ર, ધનુષ, મત્સ્ય, શ્રીવત્સ, વજ્ર, અંકુશ, ધ્વજ, કમળ, ચામર, છત્ર, શંખ, કળશ, સમુદ્ર, મેરુપર્વત, મગર, ઋષભ, સિંહ, અશ્વ, રથ, સ્વસ્તિક, દિગ્ગજ, પ્રાસાદ, તોરણ, હાથી વગેરે લક્ષણો અને ચિહ્નોવાળા હાથ અને પગના તળીયાં હતાં. તેમના અંગુઠા અને આગળીઓ લાલ સરલ લાલ નખવાળી જાણે કલ્પવૃક્ષના અંતભાગમા માણિક્યરૂપી પુષ્પોના અંકુરા ન હોય તેવા શોભતા હતા સ્વામીના અંગુઠાના પર્વમા યવો પ્રગટ શોભતા હતા કે, જે તેમના યશરૂપી ઉત્તમ અશ્વની વિશેષ પુષ્ટિ કરવા માટે જાણે ન હોય? પ્રભુની અંગુલીના ઊર્ધ્વભાગમાં સર્વસંપત્તિ જણાવનાર દક્ષિણાવર્ત શંખ સરખી રેખાઓ હતી. આ ત્રણ જગતનો ઘણા કષ્ટથી ઉદ્ધાર કરવાનો છે, એટલે તેની સંખ્યાના લેખો જ હોય તેવી હસ્તકમળના મૂળમા ત્રણ રેખાઓ હતી તેમનો કંઠ ગોળ બહુ લાંબો નહિં અને ત્રણ રેખાઓથી પવિત્ર ગંભીર શબ્દવાળો શંખનુ અનુકરણ કરતો હતો. પ્રભુનું વદન નિર્મલ ગોળ તેજસ્વી જાણે લાંછન વગરનો બીજો ચંદ્ર ન હોય? તેવું હતુ. પ્રભુના બે ગાલ કોમળ માંસથી ભરેલા ચળકતા જાણે સરસ્વતી અને લક્ષ્મીના સાથે રહેલા બે સુવર્ણ–દર્પણો હોય તેવા જણાતા હતા પ્રભુના બે કાનો અંદર રહેલા આવર્તોથી સુભગ ખાધ સુધી લટકીને રહેલા જાણે પ્રભુના મુખની પ્રભાના સમુદ્ર–કિનારા પર રહેલી બે છીપો ન હોય તેવા શોભતા હતા. પ્રભુના બિંબફળની ઉપમાવાળા બે હોઠ, મોગરાના પુષ્પ સરખા ઉજ્જવળ બત્રીશ દાંત, ક્રમસર વિસ્તારયુકત અને ક્રમસર ઉચી વંશ સરખી નાસિકા હતી. પ્રભુને બહુ લાંબી નહિ, બહુ ટૂંકી નહિ, માંસવાળી ગોળ કોમળ હડપચી તથા કાળી ઘણા કેશયુક્ત, ચળકતી કોમળ દાઢી-મૂછ હતા. નવીન ઉગેલા કલ્પવૃક્ષના પલ્લવ સરખી લાલ અને કોમળ, બહુ જાડી નહિં, બાર અંગના અર્થને કહેનારી પ્રભુની જિહ્વા હતી પ્રભુના બે નેત્રો વચ્ચે કાળા અને ઉજ્જવલ, છેડા લાલરંગવાળા જાણે નીલ, સ્ફટિક અને માણિક્યરત્નના બનાવ્યા હોય તેવા દેખાતા હતા. વળી તે કાનના છેડા સુધી લાંબા અને અંજન સરખી શ્યામ પાંપણવાળા વિકસ્વર કમળોની અંદર ભમરાના કુલો સંતાઈ ગયાં ન હોય તેવા શોભતા હતા. પ્રભુની બે ભમરો શ્યામ વાંકી એવી શોભતી હતી કે જાણે દૃષ્ટિરૂપી વાવડીના કિનારે ઉગેલી લતાની શોભા ન હોય? પ્રભુનું ભાલસ્થલ અષ્ટમીના ચંદ્ર સરખુ વિશાલ માંસયુકત ગોળ સુવાળું અને કઠણ હતુ પ્રભુનુ મસ્તક ક્રમે ક્રમે ઉંચુ જાણે નીચા મુખવાળુ છત્ર હોય તેના સરખુ જણાતુ હતુ પ્રભુના મસ્તક-છત્ર વિષે જગત્‌ના સ્વામીપણાને કહેનાર ગોળ ઊંચું કળશની શોભા સરખું ઉષ્ણીષ–મસ્તક પર રહેલા મધ્યભાગનો આશ્રય કરીને રહેલ હતુ પ્રભુના મસ્તક ઉપર રહેલા કેશો ભમરા સરખા શ્યામ, કાસકાથી ઓળેલા હોય તેવા કોમલ ચળકતા યમુના નદીના તરંગ સરખા દીપતા હતા ત્રણ જગતના સ્વામીના શરીરની ત્વચા ગોરોચનના ગર્ભસરખી ગૌરવર્ણવાળી ચિકાશદાર સ્વચ્છ સુવર્ણના પ્રવાહી રસવડે જાણે લેપ કર્યો હોય તેમ શોભતી હતી સ્વામીના શરીર પર કમળતંતુ કરતાં પણ પાતળા, કોમળ ભમરાના વર્ણ સરખા શ્યામ બીજા ઉદ્ગમન વગરના રૂંવાડા ઉગેલા હતા ખીલેલા કમળની સુગંધ સરખો શ્વાસ અને દુર્ગંધ વગરનુ માંસ તથા ગાયના દૂધની ધારા સરખુ પ્રભુનુ લોહી હતુ આ વગેરે અસાધારણ વિવિધ લક્ષણોથી યુક્ત પ્રભુ રત્નો વડે જેમ રત્નાકર તેમ કોને સેવા કરવા લાયક ન હતા?

કોઈક સમયે બાલપણાને યોગ્ય માહોમાંહે ક્રીડા કરતુ કરતુ કોઈક યુગલીયુ તાલવૃક્ષ

નીચે આવ્યું તે સમયે દૈવના દુર્યોગથી એરંડા પર જેમ વિજળીદંડ પડે તેની માફક તેમાંના પુરુષના મસ્તક ઉપર મોટું તાલફલ પડ્યું. કાકતાલીય-ન્યાયથી મર્મસ્થાનમાં હણાએલો તે બાળક તરત જ ત્યાં પ્રથમ અપમૃત્યુથી મરણ પામ્યો તે બાળક કાળધર્મ પામ્યો એટલે બીજી બાળકી ટોળાથી વિખૂટી પડેલી હરણી માફક 'હવે શું કરવું?' એ મુંજવણમાં મૂકાઈ ગઈ અકાળે વજ્રઘાત સરખા તેના કુમૃત્યુથી બીજા યુગલીયાઓ પણ મૂર્છા પામ્યા પુરુષરહિત તે કન્યાને આગળ કરીને હવે શું કરવું? તે વાતમાં મૂંઝાએલા તે યુગલીયાઓ નાભિ કુલકર પાસે લઈ ગયા 'આ કન્યા વૃષભનાથની ધર્મપત્ની થાવ' એમ કહી નેત્રકમળને વિકસ્વર કરનાર ચંદ્રિકા સરખી તેને ગ્રહણ કરી કોઈક સમયે પ્રભુના પૂર્વે બાંધેલા શુભકર્મના ઉદયરૂપ ભોગકર્મ જાણી અનેક દેવપરિવાર સાથે ઈન્દ્રમહારાજ પ્રભુનો વિવાહ કરવા માટે આવ્યા ત્યારપછી દેવતાઓએ સુવર્ણમય સ્તંભ ઉપર શોભાયમાન રત્ન-પૂતળીઓવાળો, પ્રવેશ અને નિર્ગમનના અનેક દ્વારવાળો મંડપ તૈયાર કર્યો તે મંડપ શ્વેત અને દિવ્ય વસ્ત્રના ચંદ્રવાના બાનાથી જાણે મંડપની શોભા જોવાની ઈચ્છાથી આકાશમાં રહેલી ગંગાથી આશ્રિત કરાયો હોય તેવો હતો ચારે દિશામાં વૃક્ષપલ્લવની શ્રેણિવાળા તોરણો જાણે કામદેવે તૈયાર કરેલા ધનુષ્યો ન હોય તેવા બાંધ્યા હતા આકાશમાં ઊંચે સુધી પહોંચેલી રતિના નિધાન જેવી ચાર રત્નકલશોની શ્રેણિ દેવીઓએ ચારે બાજુ સ્થાપન કરી, મંડપના દ્વારમાં મેઘો વસ્ત્રોનો વરસાદ કરતા હતા અને દેવીઓએ મધ્યભાગની ભૂમિને ચંદનરસ વડે કાદવવાળી કરી વાજિંત્રો વાગી રહેલા છે, મંગલગીતો ગવાય છે, દિશાવધૂઓ તેના પડઘા દ્વારા વાગવાનો અને ગાવાનો શબ્દ કરતી હતી. ઈન્દ્રમહારાજે પ્રભુનો સુમંગલા અને સુનંદા કન્યા સાથે પાણિગ્રહણનો મહોત્સવ કર્યો ત્યારપછી દેવોએ કરેલા મંગલવાળી સુમંગલાદેવીએ ભરત અને બ્રાહ્મીને જોડલારૂપે જન્મ આપ્યો ત્રણે લોકને આનંદ ઉત્પન્ન કરનાર સુનંદાદેવીએ મહાબળવાળા બાહુબલિ અને અતિસુંદર રુપવાવાળી સુન્દરીને યુગલરૂપે જન્મ આપ્યો ફરી સુમંગલાદેવીએ બળવાન ઓગણપચાસ પુત્રોને પુરુષયુગલ રૂપે જન્મ આપ્યો, જેઓ સાક્ષાત્ દેવોના રૂપને અનુસરનારા હતા

એક દિવસ બાહુ ઊંચા કરતા સર્વ યુગલિકોએ એકઠા થઈ નાભિકુલકરને વિનંતિ કરી, અન્યાય થયો એમ પોકારીને કહ્યું હવે અકાર્ય કરનારા લોકો હકાર, મકાર અને ધિક્કાર નામની સુંદર નીતિઓને ગણકારતા નથી ત્યારે નાભિ કુલકરે યુગલીયાઓને કહ્યું કે, આ અકાર્યથી તમારું રક્ષણ કરનાર આ વૃષભ છે, માટે તેની આજ્ઞા પ્રમાણે વર્તો તે વખતે કુલકરની આજ્ઞાથી પ્રગટ રાજ્યસ્થિતિ કરવા માટે ત્રણ જ્ઞાનવાળા પ્રભુએ યુગલોને આવી શિખામણ આપી મર્યાદાનો ભંગ કરનાર ગુનેગારને રોકનાર રાજા હોય અને તેને ઊંચા આસને બેસાડી જળથી અભિષેક કરવો જોઈએ પ્રભુનું આ વચન સાંભળી તે સર્વ યુગલીયાઓ તેમની શિખામણ પ્રમાણે પત્રના પડીયા બનાવી જળ લેવાની અભિલાષાથી જળાશયે ગયા તે સમયે આસન કંપવાથી અવધિજ્ઞાનના ઉપયોગથી ભગવંતના રાજ્યાભિષેકનો સમય જાણીને ઈન્દ્રમહારાજ અહિં આવી પહોંચ્યા ઈન્દ્રમહારાજે પ્રભુને રત્નસિંહાસન પર બેસાડી રાજ્યાભિષેક કરી મુગટ વગેરે આભૂષણોથી શોભાયમાન કર્યા આ બાજુ અંજલિમાં ધારણ કરેલા કમળપત્રના પડીયામાં પોતાના મન સરખું નિર્મળ જળ યુગલિકો પણ લાવ્યા

સૂર્યથી જેમ ઉદયાચલપર્વત તેમ સિંહાસન પર મુગટ વડે શોભાયમાન, શરદના મેઘો વડે જેમ આકાશ તેમ અત્યંત નિર્મળ વસ્ત્રો વડે શોભતા, હંસો વડે જેમ શરદ્કાળ તેમ

મનોહર ઉજ્જ્વળ ચામરોથી વિંજાતા અને અભિષેક કરાએલા પ્રભુને યુગલિયાઓએ આશ્ચર્ય-પૂર્વક જોયા. આવા અલંકૃત ભગવાનના મસ્તક પર જળ નાખવું યોગ્ય નથી એમ માનીને વિનયવાળા યુગલિયાઓએ પ્રભુના ચરણ-કમળમા જળ રેડ્યુ. આ સમયે ઈન્દ્રમહારાજ નવયોજન પહોળી બાર યોજન લાંબી 'વિનીતા' નામની નગરી બનાવવાની કુબેરદેવને આજ્ઞા આપી પોતે સ્વસ્થાને ગયા. ત્યારે કુબેરે પણ માણિક્યના મુગટની ઉપમાવાળી રત્નમય ભૂમિવાળી શત્રુ જિતી ન શકે તેવી 'અયોધ્યા' એવા બીજા નામવાળી નગરી બનાવી. નગરીનું નિર્માણ કરી સરળ સ્વભાવી કુબેર યક્ષરાજે ક્ષય ન થાય તેવા રત્નો, વસ્ત્રો, અને ધન-ધાન્યો વડે ભરી દીધી હીરા, નીલમ, વૈડૂર્યરત્નના બનાવેલ મહેલના વિવિધ રંગનાં કિરણો વડે આકાશમા વગર ભિત્તિવાળું ચિત્ર બની ગયુ. તેના કિલ્લા ઉપર તેજસ્વી માણેકના બનાવેલા કાંગરાની શ્રેણિ લાંબાકાળ માટે ખેચર દેવોની દેવાંગના માટે પ્રયત્ન વગરના આરિસાપણાને પામી. તે નગરના ગૃહોના આંગણાની ભૂમિમા મોતીના સાથીયા આલેખ્યા હતા, તેનાથી બાલિકાઓ સ્વેચ્છાથી કાંકરા રમવાની ક્રીડા કરતી હતી તે નગરીના ઉદ્યાનમાં રહેલા ઊંચા વૃક્ષોની ટોચથી સ્ખલના પામતાં ખેચર દેવીઓનાં વિમાનો હંમેશા ક્ષણવાર પક્ષીઓના માળાપણાને પામતા હતાં.

તે નગરીના બજારમાં અને મહેલમાં મોટા અને ઊંચા રત્ન-ઢગલાઓને દેખીને રોહણાચલ પર્વત એ તો ઉકરડાનો ઢગલો છે-એમ અનુમાન કરવુ પડે છે. ત્યાં જલક્રીડામા એકાગ્ર બનેલી સ્ત્રીઓના તૂટેલા હારના મોતીઓ વડે ઘરની વાવડીઓ તામ્રપર્ણીની શોભાને ધારણ કરતી હતી. ત્યા મોટા ધનાઢ્યો છે, તેમાથી કોઈ એકાદની પાસે વેપાર કરવા માટે વણિકપુત્ર કુબેર ગયો હશે-એમ હું માનું છું. ત્યા રાત્રે ચંદ્રકાન્ત મણિની ભીંતવાળા મહેલમાથી ઝરતાં જળથી માર્ગની ધૂળ સર્વત્ર શાન્ત કરાય છે. અમૃત તુલ્ય જળવાળી લાખો વાવડી, કૂવા, સરોવરો, નવીન અમૃતના કુંડવાળા નાગલોકને પણ પરાભવ પમાડતા હતા તે નગરીને અલંકૃત કરતા તે ઋષભ રાજા પોતાના પુત્રોની માફક પ્રજાનું પાલન કરતા હતા. ત્યાર પછી લોકોના ઉપકારની ઇચ્છાથી ઋષભ રાજાએ એક એકના વીશ પ્રકારવાળી પાચ શિલ્પકળાઓ ઉત્પન્ન કરી. રાજ્યસ્થિતિ માટે ગાયો, ઘોડાઓ હાથીઓ વગેરે એકઠા કર્યા અને સામ વગેરે ઉપાયવાળી રાજ્યનીતિ પણ બતાવી ભરત પુત્રને બોંતેર કળાઓનો સમુદાય શીખવ્યો, અને ભરતે પણ પોતાના ભાઇઓને અને પુત્રોને તથા બીજાઓને પણ ભણાવી ઋષભ રાજાએ બાહુબલિને અનેક ભેદવાળા હાથી, ઘોડા, સ્ત્રી અને પુરુષોના લક્ષણો શીખવ્યા. બ્રાહ્મી પુત્રીને જમણા હાથથી લિપી અને ડાબા હાથથી સુંદરીને ગણિત બતાવ્યુ વર્ણ-વ્યવસ્થાની રચના કરતા, ન્યાયમાર્ગ પ્રવર્તાવતા નાભિપુત્રે ત્યાશી લાખ પૂર્વો પસાર કર્યા.

કામદેવે કરેલ આવાસ સરખા વૈશાખ મહિનામા કોઈક સમયે પરિવારના આગ્રહથી પ્રભુ ઉદ્યાનમા ગયા. ખીલેલા આંબાના મોર વડે આનંદ પામેલા ભમરાઓ ગુંજારવ કરવાના બાનાથી જાણે પ્રભુનુ સ્વાગત કરતા હોય તેવી વસંતલક્ષ્મી પ્રગટ થએલી હતી પંચમ સ્વરથી ટહુકા કરનાર કોયલોએ જાણે નાટકની પ્રથમ પ્રસ્તાવના શરૂ કરી હોય તેમ મલયના સુગંધી વાયરાએ લતાને નૃત્ય કરતી દેખાડી દરેક શાખાઓ ઉપર કુતૂહળથી પુષ્પો એકઠા કરતી સ્ત્રીઓ વડે વૃક્ષો જાણે સ્ત્રી-ફળવાળા હોય તેવા બની ગયા પુષ્પના વાસગૃહમા બેઠેલા, પુષ્પના આભરણોથી ભૂષિત પુષ્પના દડાયુક્ત હસ્તવાળા પ્રભુ જાણે વસંતનો સાક્ષાત્કાર હોય તેવા શોભવા લાગ્યા ત્યા ભરત વગેરે આનંદપૂર્વક રમી રહ્યા હતા, ત્યારે સ્વામીએ વિચાર્યું કે દોગુન્દક દેવોને

આવા પ્રકારની ક્રીડા હશે ખરી? તે સમયે પ્રભુને અવધિજ્ઞાન–યોગે અનુત્તર દેવલોકના સુખો પૂર્વે પોતે ભોગવ્યા હતા–એ વગેરે આગળ આગળના દેવલોકના સુખો જાણ્યા પછી પણ જેમનું મોહ–બંધન ગળી ગયું છે, એવા પ્રભુએ ફરી પણ ચિંતવ્યું કે વિષયાધીન એવા આ આત્માને ધિક્કાર થાઓ કે જે આત્મહિત સમજતો નથી અહો! આ સંસારરૂપી કૂવાને વિષે જીવો કર્મવડે અરઘટ્ટ–ઘટી ન્યાયથી ઊંચા–નીચા સ્થાનમાં ચડવા–ઉતરવાની ક્રિયા કરે છે એ વિગેરે વિચારી મનથી પ્રભુ ભવપરાઙ્મુખ બન્યા તેટલામાં સારસ્વત વગેરે લોકાંતિક દેવો આવ્યા અને મસ્તક પર અંજલિ જોડી જાણે બીજો મુગટ પહેર્યો હોય તેવા થઇ પ્રણામ કરી તેઓએ વિનંતિ કરી કે, 'હે સ્વામિ! તીર્થ પ્રવર્તાવો' તે દેવો ગયા પછી નંદન નામના ઉદ્યાનથી પાછા વળી નગરીમાં પહોચી રાજાઓને બોલાવ્યા મોટાપુત્ર ભરતનો રાજ્યાભિષેક કરીને ત્યાર પછી પ્રભુએ બાહુબલિ વગેરે પુત્રોને પણ રાજ્ય વહેંચીને આપ્યું સંવત્સરી–દાન આપીને પૃથ્વીને તેવા પ્રકારની તૃપ્ત કરી કે, જેથી કરીને 'મને આપો' એવું દીન વચન ક્યાય રહ્યું જ નહિ આસન કંપવાથી સર્વ ઇન્દ્રોએ આવી વૃષ્ટિએ જેમ પર્વતનો તેમ પ્રભુનો અભિષેક કર્યો. પુષ્પમાળા, સુગંધી અંગરાગ, અને દેવોએ સ્થાપન કરેલા સુગંધી પુષ્પ–સમૂહવડે પ્રભુ પોતાના યશવડે જાણે ન હોય તેમ શોભવા લાગ્યા પહેરેલા વિવિધ વસ્ત્રોથી, તથા રત્નજડિત આભૂષણોથી પ્રભુ સંધ્યાસમયના વાદળા અને તારાગણથી જેમ આકાશ શોભે તેવા શોભવા લાગ્યા ઇન્દ્રે આકાશમાં દુન્દુભિનો નાદ કરાવ્યો, જાણે પોતાના આત્મામાથી ઉભરાતો આનંદ જગતને આપતા ન હોય? ઊર્ધ્વલોકગતિનો માર્ગ જગતને બતાવતા હોય તેમ દેવો, દાનવો અને મનુષ્યોથી વહન કરાતી શિબિકામાં પ્રભુએ આરોહણ કર્યું આ પ્રમાણે દેવો સાથે ઇન્દ્રોએ પ્રભુનો દીક્ષા–નિષ્ક્રમણ મહોત્સવ કર્યો, જેને દેખનારાઓએ પોતાની દૃષ્ટિને નિર્નિમેષવાળી બનાવીને કૃતાર્થ બનાવી.

સિદ્ધાર્થ નામના ઉદ્યાનમાં પહોચીને પ્રભુએ કષાયો માફક પુષ્પો અને આભરણોનો સર્વ પ્રકારે ત્યાગ કર્યો ચાર મુષ્ટિથી કેશોનો લોચ કર્યા પછી પ્રભુ પાચમી મુષ્ટિ લોચ માટે તૈયાર કરતા હતા, ત્યારે ઇન્દ્ર મહારાજે વિનંતિ કરી કે, સુવર્ણકાંતિવાળા આપના ખભા ઉપર વર્ણવી ન શકાય તેવી કેશની લટ અતિશય શોભે છે, માટે આ આમ જ રહેવા દો, એટલે સ્વામીએ તેને ધારણ કરી રાખી પોતાના ઉત્તરાસંગ વસ્ત્રમાં સૌધર્મ ઇન્દ્રે પ્રભુના કેશોને ગ્રહણ કર્યા, અને તે કેશોને ક્ષીરસમુદ્રમાં નાખી પાછા આવીને નાટકાચાર્યની માફક મુષ્ટિ–ચપટીની સંજ્ઞાથી લોકોનો કોલાહલ બંધ કરાવ્યો 'હું સર્વ સાવદ્યના પચ્ચક્ખાણ કરું છું' એ પ્રમાણે ઉચ્ચારી પ્રભુ મોક્ષમાર્ગે પ્રયાણ કરવા ઉત્તમ ચારિત્ર–રથ પર આરૂઢ થયા તે સમયે પ્રભુને સર્વ બાજુએથી સર્વ જન્તુઓના મનોદ્રવ્યને જાણનારું એવું ચોથું મનઃપર્યવ જ્ઞાન પ્રગટ થયું પોતાના સ્વામીને અનુસરનારા ચારહજાર રાજાઓએ પણ ભક્તિથી તે વ્રત અંગીકાર કર્યું, કારણ કે કુલીન પુરુષોનો આ જ ક્રમ છે ત્યાર પછી સર્વ ઇન્દ્રો પોતાના સ્થાનમાં ગયા અને હાથીઓ સાથે જેમ યૂથપતિ તેમ તે સર્વની સાથે સ્વામી વિચારવા લાગ્યા ભિક્ષા માટે ભ્રમણ કરતા પ્રભુને ભિક્ષા–સ્વરૂપને નહિ જાણનારા લોકો કન્યા, હાથી, ઘોડા વગેરે વસ્તુઓ સામે ધરે છે 'ખરેખર કોઈ વખત સરળતા પણ તિરસ્કારપાત્ર બને છે' ઉચિત ભિક્ષા નહિ પ્રાપ્ત કરતા, પરિષહોને સહન કરતા, દીન મન વગરના સ્વામીએ મૌનવ્રતનો આશ્રય કર્યો સાથેના ક્ષુધાપીડિત ચાર હજાર સાધુઓએ ભગવાનનો સાથ છોડી દીધો 'ભગવાન જેવા સત્ત્વવાળા બીજા કોણ હોઇ શકે?' વનમાં મૂલ–ફલનો આહાર કરનારા તેઓ તો તાપસો બની ગયા મોક્ષમાર્ગથી ચૂકેલા અને ભવ અટવીના માર્ગને સેવતા એવા તેઓને ધિક્કાર થાઓ

હવે પ્રભુની આજ્ઞાથી ક્યાંક બહાર ગયેલા કચ્છ અને મહાકચ્છના પુત્રો નમિ અને વિનમિ પ્રતિમાપણે રહેલા ભગવંતની પાસે આવ્યા. બંનેએ પ્રભુને પ્રણામ કરી વિનંતિ કરી કે, અમારા સ્વામી બીજા કોઈ નથી, માટે હે સ્વામી! અમને રાજ્ય આપો. પ્રભુ તે બંને સેવકોને પણ તે વખતે કંઈ જવાબ આપતા નથી 'મમત્વ વગરના મહાપુરુષો કોઈની પણ આ લોકની ચિંતાથી લેપાતા નથી' ઉઘાડી તરવાર ખેંચી પહેરેગીર બની જેમ સૂર્ય અને ચંદ્ર મેરુપર્વતની, તેમ બંને હંમેશા સ્વામીની સેવા કરે છે, પ્રભુને વંદન કરવાની ઈચ્છાથી આવેલા ધરણેન્દ્રે તે બંનેને પૂછ્યું કે, અહીં આવવામાં તમને શું કારણ છે? ત્યારે તેઓએ કહ્યું કે, 'આ અમારા સ્વામી છે, અમો તેમના સેવકો છીએ, કોઈક સમયે અમને બહાર મોકલ્યા હતા, તે સમયે પોતાના સર્વ પુત્રોને રાજ્ય વહેંચી આપ્યું જો કે તેમણે સર્વસ્વ આપી દીધું છે, તો અમને રાજ્ય કેવી રીતે આપશે? તેમની પાસે છે કે નથી? એની ચિંતા શી કરવી? સેવકોએ તો હંમેશાં સેવા જ કરવાની હોય?' 'આ સ્વામી તો મમતા વગરના અને પરિગ્રહ-રહિત છે, માટે તમો ભરત પાસે રાજ્યની માગણી કરો આ બાધુ તમને શું આપી શકવાના છે?' આમ તેમને કહ્યુ, ત્યારે તેઓએ ધરણેન્દ્રને કહ્યુ કે-"વિશ્વના સ્વામી એવા પ્રભુને મેળવીને હવે અમે બીજાને સ્વામી કરવાના નથી, કલ્પવૃક્ષને પ્રાપ્ત કરીને કેરડાની સેવા કરવા કોણ જાય? પરમેશ્વરને છોડીને અમે બીજા કોઈ પાસે માગવા જવાના નથી, ચાતક વરસાદને છોડીને બીજા જળની યાચના કરતો નથી, ભરતાદિકનું કલ્યાણ થાઓ, તમારે પણ શા માટે અમારી ચિંતા કરવી જોઈએ? આ સ્વામિથી અમારુ જે થવાનુ હોય તે થાવ, અમારે બીજાનુ શું પ્રયોજન છે?" તેમના પ્રત્યુત્તરો સાભળી ખુશી થએલા ધરણેન્દ્રે કહ્યું કે, હું આ જ સ્વામીનો સેવક પાતાલપતિ ધરણેન્દ્ર છું. એ પ્રમાણે પોતાની ઓળખ આપી. આ જ સ્વામી સેવા કરવા યોગ્ય છે-એ તમારી પ્રતિજ્ઞા બહુ સુંદર છે. સ્વામિસેવાના ફળરૂપ વિદ્યાધરોનું ઐશ્વર્ય હું તમને આપુ છું. તમે સ્વામીની સેવાથી જ આ મેળવ્યુ છે-એમ જાણજ્યો, બીજો વિચાર ન કરતા-એમ સમજાવીને પ્રજ્ઞપ્તિ વગેરે વિદ્યાઓ તેમને આપી ત્યાર પછી તેની રજા પ્રાપ્ત કરેલ તેઓ પચાસ યોજન વિસ્તારવાળા પચીશ યોજન ઊંચા વૈતાઢ્યપર્વત પર આવ્યા ત્યા નમિએ દશ યોજન વિસ્તારવાલી દક્ષિણશ્રેણિના મધ્યભાગમા રહેલી પચાસ નગરીઓ વિદ્યાબલથી બનાવી વળી ઉત્તરશ્રેણિમા વિદ્યાધરપતિ વિનમિએ દશયોજન વિસ્તારવાળી સાઠ નગરીઓ વસાવી તે નમિ અને વિનમિ લાબા કાળ સુધી વિદ્યાધર રાજાઓમા ચક્રવર્તિપણું ભોગવવા લાગ્યા. તેવા પ્રકારની સ્વામિ-સેવાથી શું દુષ્કર હોઈ શકે? એક વરસ સુધી મૌન ધારણ કરનાર અને આહાર વગર વિચરતા વિચરતા ભગવાન ઋષભદેવ પણ પારણાની ઈચ્છાથી ગજપુર-હસ્તિનાપુર પધાર્યા તે સમયે સોમયશના પુત્ર શ્રેયાંસકુમારે સ્વપ્ન દેખ્યુ કે, શ્યામ થયેલા મેરુને મે અમૃતના ઘડાઓથી પખાળીને ઉજ્જવલ બનાવ્યો સુબુદ્ધિ નામના શેઠે પણ સ્વપ્ન દેખ્યુ કે 'સૂર્યથી ખરી પડેલા હજાર કિરણોને શ્રેયાસે ત્યા સ્થાપ્યા, તેથી તે તેજસ્વી થયો' સોમયશ રાજાએ પણ સ્વપ્ન દેખ્યુ કે 'એક રાજા બીજા ઘણા શત્રુઓથી ઘેરાયો હતો, શ્રેયાસની સહાયથી તેણે જય મેળવ્યો' ત્રણેએ પોતપોતાના સ્વપ્નો રાજ્યસભામા એક બીજાને નિવેદન કર્યાં પણ તેનો ફળાદેશ નહી જાણનારા તેઓ પોતપોતાના સ્થાને પાછા ગયા તે સમયે તે સ્વપ્નના નિર્ણય પ્રગટ કરવા માટે જ હોય તેમ ભગવાન પણ ભિક્ષા માટે શ્રેયાસને ત્યા ગયા ચંદ્રને દેખીને જેમ સમુદ્ર ઉછળે, તેમ ભગવંતને આવતા દેખીને શ્રેયાસે કલ્યાણના ભાજનભૂત હર્ષનો આશ્રય કર્યો શ્રેયાસકુમારને સ્વામીના દર્શન-યોગે ઊહાપોહ કરતા પૂર્વે

ખોવાએલ નિધાનની જેમ જાતિસ્મરણ પ્રગટ થયું આગલા જન્મમા આ વજ્રનાભ નામના ચક્રવર્તી હતા, ત્યારે હું તેમનો સારથિ હતો. એમની પાછળ મેં પણ તે વખતે દીક્ષા લીધી હતી એ વગેરે યાદ આવ્યું. ત્યાર પછી બુદ્ધિશાળી શ્રેયાસકુમારે નિર્દોષ ભિક્ષા આપવાની વિધિ જાણી એટલે હર્ષ પામેલા તેણે પ્રભુને કલ્પે તેવો પ્રાસુક શેરડીરસ વહોરાવ્યો ઘણો રસ હતો છતાં પણ ભગવતના હસ્ત–પાત્રમા તે સમાઇ ગયો તે સમયે શ્રેયાસના હૃદયમા હર્ષ ન સમાયો. તે રસ અજલિમા થીજી ગયો હોય અને થભી ગયેલ હોય તેમ આકાશમાં ઊચી શિખાવાળો થયો. કારણ કે પ્રભુનો પ્રભાવ અચિન્ત્ય શક્તિવાળો હોય છે ત્યારપછી તે રસથી ભગવતે પારણુ કર્યું અને દેવો, અસુરો અને મનુષ્યોના નેત્રોએ તેમના દર્શનામૃતથી પારણું કર્યું. આકાશમા દેવોએ મેઘની જેમ દુદુભિનાદ અને જળવૃષ્ટિની જેમ રત્નો અને પુષ્પોની વૃષ્ટિ કરી. પછી પ્રભુ બાહુબલી રાજાની તક્ષશિલા નામની નગરીમા પધાર્યા અને ત્યા તેઓએ બહારના ઉદ્યાનમા એક રાત્રિસબધી પ્રતિમાનો સ્વીકાર કર્યો 'હુ સવારે સ્વામીના દર્શન કરી, લોકોને કરાવી પવિત્ર કરાવીશ' એમ વિચારતા બાહુબલિની રાત્રિ એકમાસના સરખી પસાર થઈ, સવારે તે ત્યા જાય છે, એટલામા તો પ્રભુ બીજે સ્થળે વિહાર કરી ગયા તેથી ચંદ્ર વગરના આકાશ જેવા ઉદ્યાનને નિસ્તેજ દેખ્યુ 'ઉખર–ખારી ભૂમિમા જેમ બીજ તેમ મારા હૃદયનો મનોરથ નાશ પામ્યો પ્રમાદી એવા મને ધિક્કાર થાઓ' એમ કહી તે પોતાની નિંદા કરવા લાગ્યો જ્યા આગળ પ્રભુએ પગલાં સ્થાપન કર્યાં હતા, ત્યા બાહુબલીએ રત્નોની વેદિકા અને હજાર આરાવાળુ, સૂર્ય સરખા તેજવાળું ધર્મચક્ર બનાવ્યુ. વિવિધ અભિગ્રહવાળા સ્વામી આર્યદેશની માફક અધર્મવાળા મ્લેચ્છ દેશોમા વિહાર કરતા હતા. કારણકે યોગીઓ હંમેશાં સમભાવવાળા હોય છે ત્યારથી માંડી પાપકાર્ય કરનારા અનાર્યો પણ ધર્મની આસ્તિક્ય બુદ્ધિથી દૃઢ ધર્માનુષ્ઠાન કરનાર બન્યા આ પ્રમાણે વિહાર કરતાં કરતા પ્રભુને એકહજાર વર્ષો પૂર્ણ થયા, ત્યારે સ્વામી પુરિમતાલ નામના નગરમાં પધાર્યા તેના ઈશાનદિશા–ભાગમા શકટાનન નામના વનમા વડલાના વૃક્ષ નીચે પ્રભુ અઠ્ઠમ તપ કરીને કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા પ્રભુ ક્ષપકશ્રેણિ પર આરૂઢ થઇ અપૂર્વકરણના ક્રમથી નિર્મળ શુકલધ્યાનના મધ્યભાગમા ધ્યાન કરવા લાગ્યા ત્યારપછી મેઘની માફક ઘાતિકર્મો વીખરાઈ ગયા, એટલે સ્વામીને કેવલજ્ઞાન–સૂર્ય પ્રગટ થયો.

અતિ ગીરદી હોવાના કારણે પરસ્પર વિમાનો અથડાવતા અનેક દેવપરિવાર સાથે ત્યા ચોસઠ ઇન્દ્રો આવ્યા પોતાના માનનુ માર્જન કરનાર વાયુકુમાર દેવોએ પ્રભુનું સમવસરણ કરવાના સ્થાનનુ ભૂતલ સાફ અને સપાટ તૈયાર કર્યું મેઘકુમાર દેવોએ સુગધી જળની વૃષ્ટિ કરી પૃથ્વીને સિચી ઋતુઓએ પૃથ્વી ઉપર ઢીંચણ સુધી પુષ્પો પાથર્યાં એમ ઈચ્છીને કે 'ખરેખર પૂજ્યોનો સસર્ગ પૂજા માટે થાય છે' ત્યા વહ્નિકુમાર દેવોએ સ્નિગ્ધ ધૂમના શ્રેણિસમૂહે સુગધમય બનાવેલ આકાશવાળા ધૂપધાણાઓ તૈયાર કર્યાં ઈન્દ્રો અને દેવોએ રગ–બેરગી રત્નકાન્તિ વડે સેકડો ઈન્દ્રધનુષવાળુ હોય નહિ તેવુ સમવસરણ બનાવ્યુ ભુવનપતિ, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોએ રજત, સુવર્ણ અને માણિક્યના બનાવેલા ત્રણ કિલ્લાઓ શોભતા હતા આ માર્ગ સ્વર્ગનો છે, આ માર્ગ મોક્ષનો છે–એમ પ્રાણીઓને જાણે કહેતી ન હોય તેવી કિલ્લા ઉપર ફરકતી પતાકાઓ શોભતી હતી ગઢ ઉપર રત્નની બનાવેલી વિદ્યાધરીઓની પૂતળીઓ શોભતી હતી, જાણે અંદર સમાસ

નહિ થાય તે કારણથી દેવોએ અંદર પ્રવેશ કરાવ્યો નહિં હોય. હર્ષથી લાંબા કાળ સુધી માણિક્યના કાંગરા જોઈ રહેલી મુગ્ધ દેવાંગનાઓ ચાર પ્રકારના ધર્મના ચાર ગવાક્ષો સરખા દરેક ગઢના ચાર દરવાજા શોભતા હતા જ્ઞાનાદિક ત્રણ રત્નોને અનુલક્ષીને હોય તેમ દેવોએ સમવસરણની અંદર ત્રણ કોશ ઊંચો કલ્પવૃક્ષ બનાવ્યો. તે વૃક્ષની નીચે પૂર્વદિશામા દેવોએ સ્વર્ગની શોભા સરખુ શ્રેષ્ઠ પાદપીઠ સહિત રત્નસિંહાસન બનાવ્યું. પૂર્વના દ્વારથી પ્રવેશ કરી '**नमो तित्थस्स**' એમ તીર્થને પ્રણામ કરી પૂર્વાચલ ઉપર જેમ અંધકાર દૂર કરનાર સૂર્ય તેમ પ્રભુ સિંહાસન પર બિરાજમાન થયા. તે જ સમયે દેવોએ બાકીની ત્રણ દિશામા ભગવંતના પ્રતિબિંબો સિંહાસન ઉપર સ્થાપન કર્યાં. પૂર્ણિમાના ચંદ્રમંડળને હરાવનાર, ત્રણે લોકના સ્વામીપણાના ચિહ્નરૂપ ત્રણ છત્રો પ્રભુને શોભતા હતા. 'ભગવાન એક જ અમારા સ્વામી છે.' એમ કહેવાને જ ઈન્દ્રે જાણે હાથ ઊંચો કર્યો હોય તેમ પ્રભુની આગળ રત્નમય ઇન્દ્રધ્વજ શોભતો હતો કેવલજ્ઞાનીઓમા ચક્રવર્તિપણાને સૂચવનાર અતિ અદ્‌ભુત પ્રભાસમૂહથી યુક્ત ધર્મચક્ર પ્રભુ પાસે શોભતું હતું. વળી ગંગાનદીના તરંગ સરખા ઉજ્જવલ બે મનોહર ચામરો પ્રભુના મુખકમળ તરફ દોડતા હંસ ન હોય તેવા શોભતા હતા જેની આગળ સૂર્યમંડલ ખજવાના બચ્ચા જેવું લાગે એવા પ્રકારનુ ભામંડલ પ્રભુના શરીર પાછળ પ્રગટ થયુ જેના પડઘાના શબ્દો વડે ચારે દિશાઓને અત્યંત શબ્દમય કરતી મેઘની જેમ ગંભીર આકાશમાં દુંદુભિ વાગવા લાગી. શાન્તિ પામેલા લોક પ્રત્યે કામદેવ જેમ બીજા શસ્ત્રોનો ત્યાગ કરે, તેમ દેવોએ ચારે બાજુ નીચે ડીંટીયા હોય તેવાં પુષ્પોની વૃષ્ટિ કરી ભગવંતે ત્રણે લોકને ઉપકાર કરનાર પાંત્રીશ ગુણયુક્ત વાણીથી ધર્મદેશના શરૂ કરી.

તે સમયે ભરતરાજાને દૂતે આવી કહ્યું કે, ભગવાનને કેવળજ્ઞાન પ્રગટ થયું છે, બીજા દૂતે આવી કહ્યું કે—આયુધશાલામાં ચક્રરત્ન પણ ઉત્પન્ન થયું છે પિતાજીને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું છે, આ બાજુ ચક્રરત્ન આવ્યુ છે. આ બેમાં પ્રથમ પૂજા કોની કરૂ ? એમ ક્ષણવાર રાજાએ વિચાર્યું. વિશ્વને અભયદાન દેનાર પિતાજી ક્યા! અને પ્રાણિઓનો ઘાત કરનાર ચક્ર ક્યાં! એમ વિચારી તેણે પ્રભુની પૂજા માટે પોતાના પરિવારને હુકમ કર્યો. પુત્રના પરિષહના સમાચારના દુઃખાશ્રુથી ઉત્પન્ન થયેલ નેત્રરોગવાળા મરુદેવા માતા પાસે જઈ નમન કરી ભરતે વિનંતિ કરી કે, હે માતાજી! તમો મને હંમેશા ઠપકો આપતા હતા કે મારો સુકુમાર પુત્ર ચોમાસામા પલ્લવનની માફક પાણીનો ઉપદ્રવ સહન કરે છે, વળી શિયાળામા અરણ્યમા માલતીના છોડની માફક હિમ પડવાના પરિક્લેશવાળી અવસ્થા હંમેશા અનુભવે છે, વળી ઉનાળામા સૂર્યના અતિભયંકર ઉષ્ણ કિરણોથી હાથી માફક અધિક સંતાપ અનુભવે છે. આ પ્રમાણે સર્વકાલ વનવાસી એકલો મારો પુત્ર આશ્રય વગરના તુચ્છજન માફક દુઃખ ભોગવી રહેલો છે, તો હવે અત્યારે ત્રણ લોકના સ્વામીપણાને પામેલા તમારા પુત્રની સંપત્તિ દેખવા ચાલો, એમ કહીને તેમને હાથી ઉપર બેસાડ્યા સાક્ષાત્ લક્ષ્મી સરખા સુવર્ણ, હીરા, માણિક્યનાં આભૂષણો પહેરાવેલા ઘોડા, હાથી, પાયદળ સેના અને રથો સાથે સમોસરણ તરફ ભરત ચાલ્યો આભૂષણથી એકઠા કરેલા જંગમ તોરણ સરખા સૈન્યો સાથે જતાં રાજાએ દૂરથી આગળ એક રત્નનો ધ્વજ દેખ્યો એટલે ભરતે મરુદેવાને કહ્યુ, હે માતાજી! દેવતાઓએ તૈયાર કરેલ આ પ્રભુના સમવસરણને જુવો પિતાજીના ચરણ—કમળોની સેવા ઉત્સવ માટે આવેલા દેવોના જય જયારાવ શબ્દ સંભળાય છે માલવ કૈશિકી વગેરે ગ્રામરાગથી પવિત્ર બનેલી કર્ણા-

મૃત સમાન દેશના-વાણી સંભળાય છે. મોર, સારસ, ક્રૌંચ, હંસ વગેરે પક્ષીઓના અવાજ કરતા અધિક મધુર સ્વરવાળી ભગવંતની વાણી વિસ્મયપૂર્વક એકાગ્રતાથી કાન દઈને સાંભળે છે હે દેવિ ! પિતાજીની એક યોજન સુધી જતી મેઘના શબ્દ સરખી ગંભીર વાણી સાભળીને વાદળા માફક બલવાન મન આ તરફ દોડી જાય છે મરુદેવા માતાએ ત્રણે લોકના સ્વામીની ગભીર, સંસારથી તારનારી, વાયરા વગરના દીપક જેવી સ્થિર વાણી હર્ષથી સાંભળી. પ્રભુવાણી સાભળતા મરુદેવીના નેત્રોના પડલો આનંદ અશ્રુજળના પ્રવાહથી કાદવ માફક સાફ થઈ ગયા તેણે અતિશયવાળી તીર્થંકરની ઋદ્ધિ જોઇ. તે જોવાના આનંદની સ્થિરતાથી તેનાં કર્મો વીખરાઇ ગયા ભગવતના દર્શનથી થએલા આનદ-યોગની સ્થિરતાને પામેલી તેણે તે જ સમયે નિર્મલ કેવલજ્ઞાન મેળવ્યુ આ અવસર્પિણીની અદર આ પ્રથમ સિદ્ધ થયા ત્યાર પછી દેવોએ તેના શરીરને ક્ષીરસમુદ્રમા પધરાવીને મોક્ષનો મહોત્સવ કર્યો. તેનો મોક્ષ થયેલો જાણી રાજા હર્ષ અને શોક સાથે વાદળાનો છાયડો અને સૂર્યનો તાપ એ બંનેનો યોગ હોય તેવા શરદકાળને પામ્યો. રાજ્ય-ચિહ્નોનો ત્યાગ કરી પરિવાર-સહિત પગે ચાલતા રાજાએ સમવસરણમા પ્રવેશ કર્યો. દૃષ્ટિરૂપી ચકોરને ચદ્રસમાન ચારે દેવનિકાયોથી પરિવરેલા પ્રભુને ભરત મહારાજાએ જોયા ભગવતને ત્રણ પ્રદક્ષિણા કરી તેમ જ નમસ્કાર કરી મસ્તક પર અંજલિ જોડી ચક્રવર્તી રાજા આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા—

### ભરતે કરેલી પ્રભુ-સ્તુતિ

હે સમથ જગતના નાથ ! તમારો જય થાઓ, આખા વિશ્વને અભયદાન દેનારા ! તમારો જય હો, હે પ્રથમ જિનેશ ! તમારો જય થાઓ, હે સંસારથી તારનાર ! તમારો જય હો અવસર્પિણીના ભવ્યજીવોરૂપી પદ્મસરોવરને પ્રતિબોધ કરવા માટે સૂર્ય-સમાન હે પ્રભુ ! આજે તમારા દર્શન થવાથી અધકાર નાશ કરનાર પ્રભાતનો ઉદય થયો હે નાથ ! ભવ્યજીવોના મન રૂપી જળને નિર્મળ કરનાર કતકના ચૂર્ણ સરખી આપની વાણી જય પામો હે નાથ ! કરુણાના ક્ષીરસમુદ્ર ! તમારા શાસનરૂપી મહારથમા જેઓ આરૂઢ થાય છે, તેમને લોકાગ્ર દૂર નથી હે દેવ ! નિષ્કારણ જગતના બધુના જ્યા સાક્ષાત્ દર્શન થાય છે, એવા સસારને પણ અમે લોકાગ્ર કરતા અધિક માનીએ છીએ. હે સ્વામી ! તમારા દર્શનના મહાઆનદરસમા સ્થિર બનેલા નેત્રો વડે સસારમા પણ મોક્ષસુખનો આસ્વાદ અનુભવાય છે અભયદાન દેનારા હે નાથ ! રાગ, દ્વેષ, કષાયો રૂપી શત્રુઓ વડે ઘેરાએલા જગતનો ઉદ્ધાર આપનાથી જ થશે હે નાથ ! આપ સ્વય તત્ત્વને સમજાવો છો, જાતે જ મોક્ષમાર્ગ બતાવો છો, સ્વયં વિશ્વનુ રક્ષણ કરો છો, તેથી કરી આપ સિવાય બીજા કોની સ્તુતિ કરૂ ? આ પ્રમાણે ભરત ચક્રવર્તીએ પ્રભુની સ્તુતિ કરીને બે કાનને અજલીરૂપ પ્યાલો બનાવી દેશનારૂપ વાણીનું અમૃત-પાન કર્યું તે વખતે ઋષભસેન વગેરે ચોરાશી ગણધરોને ઋષભદેવ ભગવતે સ્વહસ્તે દીક્ષા આપી ત્યાર પછી બ્રાહ્મીને અને ભરતના પાચસો પુત્રોને, સાતસો પૌત્રોને ઋષભદેવ ભગવતે દીક્ષા આપી પુડરીક વગેરે સાધુઓ, બ્રાહ્મી વગેરે સાધ્વીઓ, શ્રેયાસ વગેરે શ્રાવકો અને સુદરી વગેરે શ્રાવિકાઓ, એ પ્રમાણે તે સમયે પ્રભુએ ચતુર્વિધ શ્રીસઘની સ્થાપના કરી ત્યારથી માડીને શ્રીસઘની તે પ્રમાણેની વ્યવસ્થા ચાલ્યા કરે છે પછી પ્રભુ ભવ્યજીવોને પ્રતિબોધ કરવા માટે પરિવાર સાથે બીજે સ્થળે વિહાર કરી ગયા તેમને પ્રણામ કરી ભરત મહારાજા પણ અયોધ્યા નગરીમા ગયા

## ભરતે કરેલી છ ખંડની સાધના

ઋષભદેવના વંશમાં રત્નાકર પ્રત્યે જેમ ચંદ્ર તેની માફક આહ્‌લાદ કરાવનાર સાક્ષાત્ દેહધારી ન્યાય હોય તેવા ભરત મહારાજાએ પૃથ્વીનું યથાર્થ વિધિથી પાલન કર્યું જેઓની રૂપસંપત્તિઓ આગળ લક્ષ્મી તો દાસીરૂપ હતી, એવી તેને ચોસઠ હજાર સ્ત્રીઓ હતી. તે ઇન્દ્રની સાથે અર્ધાસને બેસતો તે વખતે બંનેના ભેદ ન સમજનારા દેવો સંશયમાં પડતા હતા અન્ય તેજોને જિતનાર એવા તેજથી જગતને પ્રકાશિત કરતો સૂર્ય જેમ પૂર્વમાં ઉદય પામે છે, તેમ તેણે પૂર્વદિશામાંથી દિગ્વિજય કરવાની શરૂઆત કરી.

કલ્લોલરૂપી હસ્તોથી પરવાળા ઉછાળતા, જાણે ધન ઉછાળતા હોય તેવા ગંગાના સંગમથી મનોહર એવા પૂર્વસમુદ્રે તે પહોંચ્યો ત્યાં માગધતીર્થના કુમારદેવનું મનમાં સ્મરણ કરીને તેણે અર્થસિદ્ધિના પ્રથમ દ્વારરૂપ અઠ્ઠમ તપ અંગીકાર કર્યું તરત જ રથમાં બેસીને જળચરોને ત્રાસ પમાડતા મહાભુજાવાળા ભરતે મેરુની જેમ સમુદ્રમાં પ્રવેશ કર્યો. રથની નાભિ સુધીના પાણીમાં રથને ઉભો રાખી પોતાના નામથી અંકિત દૂત સરખા બાણને બાર યોજન દૂર માગધ તરફ મોકલ્યું. અહિં બાણ પડ્યું એટલે માગધતીર્થનો માલિક દેવ ભૃકુટી ચડાવવાથી પ્રગટ ક્રોધયુક્ત બન્યો બાણ ઉપર મંત્રાક્ષર સરખા તેના નામાક્ષર જોઇને નાગકુમાર અતિ શાન્ત મનવાળો થયો. 'આ પ્રથમ ચક્રવર્તી ઉત્પન્ન થયા છે' એમ વિચારતો જાણે મૂર્તિમાન વિજય હોય તેમ તે ભરત પાસે આવ્યો પોતાના મસ્તકમાં રહેલા મણિ સરખું લાંબા કાળે ઉપાર્જન કરેલા તેજ માફક તે બાણ ચક્રવર્તી પાસે પાછું લાવ્યો. હું તમારો સેવક પૂર્વદિશાનો પાલક છું, માટે મારે શું કાર્ય કરવું ? એ પ્રમાણે વિનંતિ કરતો હતો, ત્યારે મહાપરાક્રમવાળા ભરતે તેને જયસ્તંભની માફક માગધના અધિપતિ તરીકે સ્થાપન કરી માન્ય કર્યો તે પૂર્વસમુદ્રના કિનારેથી ભરત મહારાજા પાછા ફર્યા. એક પૃથ્વીથી બીજી પૃથ્વીમાં પર્વતોને પણ કંપાયમાન કરતો ચતુરંગ સેના સાથે તે દક્ષિણસમુદ્રે પહોંચ્યો ભુજાબળવાળા તે ચક્રવર્તિએ અનેક એલાયચી, લવંગ, લવલી–ચારોલી, કક્કોલકની વનસ્પતિવાળા કિનારા ઉપર સૈન્યોનો પડાવ નંખાવ્યો. તેજથી દેખી ન શકાય તેવા, જાણે બીજા સૂર્ય હોય તેવા, મહાબાહુવાળા ભરત રાજા મોટા અશ્વોથી યુક્ત મહારથમાં આરૂઢ થયા ત્યાર પછી ઉછળતા તરંગ સરખા ઊંચા ઘોડા જોડેલા રથમાં બેસી રથની નાભિ સુધીના પાણીમાં સમુદ્રનું લંઘન કર્યું ત્યાં વરદામ નામના દેવ તરફ બાણ તૈયાર કરીને ધનુર્વેદના ઓંકાર સરખો દોરીનો ટંકાર કર્યો, અને કાન સુધી ખેંચેલા ધનુષ પર સુવર્ણના કુંડળ સરખા કમળના નાળ જેવા સોનાના બાણને ધનુષ પર ચડાવ્યું ત્યાર પછી ઇન્દ્ર સરખા બળવાળા ભરત રાજાએ વરદામ નામના તીર્થના સ્વામી પ્રત્યે પોતાના નામથી અંકિત બાણ છોડ્યું. વરદામના સ્વામીએ બાણ જોઈ અને ગ્રહણ કરી પ્રતિ ઉપાય જાણકાર તે ભેટણું લઇ ભરત પાસે ગયો અને ભરતાધિપને કહ્યું કે, 'આપ અહિં મારે ત્યાં પધાર્યા, તેથી હું ધન્ય બન્યો છું, આપ સરખા નાથ વડે હવે હું સનાથ બન્યો છું' ત્યાર પછી તેને પોતાને આધીન બનાવી કાર્યની કદર કરનાર ભરતેશ્વર સૈન્યથી પૃથ્વીને કંપાવતો પશ્ચિમદિશા તરફ ચાલ્યો પશ્ચિમસમુદ્રે પહોંચી પ્રભાસતીર્થના સ્વામી તરફ જાળહળતું વિજળીદંડ સરખું બાણ ભરતે ફેંક્યું 'જો સુખે જીવવાની ઇચ્છા કરતો હોય, તો દંડ આપ અને આજ્ઞાનો અમલ કર' એવા અક્ષરો પ્રભાસપતિએ તે બાણ ઉપર વાંચ્યા ભરત રાજાને પ્રસન્ન કરવા માટે આશ્ચર્યકારી ઘણા ભેટણા તૈયાર કરી તે બાણ લઈને સામે ગયો લાંબા

કાળથી ઉપાર્જન કરેલ પોતાના યશના ઢગલા સરખા સમગ્ર ભરત સરખા ઉજ્જ્વળ મનોહર (મોતીના) હાર, તથા કૌસ્તુભમણિ જેની આગળ પત્થર જેવા દેખાય તેવા પ્રકારનાં મણિઓના નર-શિરોમણિ ભરત મહારાજાને અર્પણ કર્યાં. વળી પોતાના મૂર્ત તેજ સરખા કડા, કંદોરો, મુગટ, કૌસ્તુભરત્ન સુવર્ણ-સિક્કાઓ પણ અર્પણ કર્યા એ પ્રમાણે નિષ્કપટપણે અને ભક્તિભાવથી તેણે ભરતરાજાને પ્રસન્ન કર્યા તે પછી ભરત ત્યાંથી ઉત્તરદ્વારની ડેલી સરખી સિન્ધુનદી તરફ ગયા. ત્યા સિન્ધુદેવીના મંદિર પાસે રાજાએ સૈન્યની છાવણી નાખીને સિન્ધુદેવીને ઉદ્દેશીને અઠ્ઠમ તપ કર્યો પોતાનુ આસન કંપાયમાન થવાથી તેણે જાણ્યું કે, 'ચક્રવર્તી આવેલા છે.' તેથી સિન્ધુદેવી દિવ્ય ભેટણાઓ લઈને આવી અને ભરત મહારાજાની અર્ચા કરી તેની સેવા સ્વીકારી તેને રજા આપીને ભરતે પારણું કર્યું અને તેનો આઠ દિવસનો મહોત્સવ કર્યો તે પછી ચક્રને અનુસરતા ઉત્તર-પૂર્વની વચ્ચેની ઇશાન વિદિશામા જતા ભરતક્ષેત્રના બે વિભાગને જોડનાર વૈતાઢ્ય પર્વત પાસે પહોચ્યો ત્યાં તેના દક્ષિણ વિભાગની તળેટીમા સૈન્ય-છાવણી નાખીને વૈતાઢ્યકુમાર દેવને ઉદ્દેશીને ભરતરાજાએ અઠ્ઠમતપ કર્યો. તે પણ અવધિજ્ઞાનથી જાણી તેવા તેવા દિવ્ય ભેટણા લઈને આવ્યો અને આજ્ઞાનો સ્વીકાર કર્યો. તેને રજા આપીને રાજાએ અઠ્ઠમતપનું પારણુ કર્યું. અને યથાવિધિ તેના નામે અષ્ટાહ્નિકા-મહોત્સવ કર્યો. કાંતિવડે સૂર્ય સરખા તે રાજા તમિસ્રા નામની ગુફા પાસે ગયા અને નજીકમા સૈન્યનો પડાવ નાખ્યો કૃતમાલ નામના દેવને અનુલક્ષીને ત્યા તેણે અઠ્ઠમ કર્યો એટલે આસન કંપવાથી તે આવ્યો અને રાજાની સેવા સ્વીકારી તેને પણ રજા આપીને અઠ્ઠમ તપનું પારણું કર્યું અને ત્યાર પછી તેનો અષ્ટાહ્નિકા-મહોત્સવ કર્યો ભરતની આજ્ઞાથી સુષેણ નામના સેનાપતિએ ચર્મરત્નની સહાયથી સિન્ધુનદી ઓળંગીને દક્ષિણસિન્ધુના નિષ્કુટને તરત જિતી લીધો. વૈતાઢ્ય પર્વતમા વજ્રના દ્વારથી બંધ કરેલી તમિસ્રા નામની ગુફાને ઉઘાડવા માટે સુષેણને ઋષભપુત્ર ભરતે આજ્ઞા કરી શેષાની માફક પ્રભુની આજ્ઞાને મસ્તકે ધારણ કરતો સુષેણ સેનાપતિ પણ તમિસ્રા ગુફાની નજીકના પ્રદેશમા ગયો તેના અધિષ્ઠાયક કૃતમાલ નામના દેવનુ સ્મરણ કરતો વિશુદ્ધ-બુદ્ધિવાળો તે પૌષધશાળામા અઠ્ઠમ કરીને રહ્યો અઠ્ઠમ તપના અંતે સ્નાન કરી બાહ્ય અને અભ્યંતર શૌચ ધારણ કરનાર તેણે પવિત્ર વસ્ત્રો અને વિવિધ આભૂષણો પહેર્યાં. ત્યાર પછી હોમકુંડ સરખા જળતા અગ્નિવાળા ધૂપધાણામા સ્વાર્થ સાધવાની આહુતિની જેમ ધૂપની મુષ્ટિઓને ફેંકતો તે સ્થાનથી તે ગુફાના દ્વાર તરફ જેમ ભંડારના દ્વાર તરફ સાવધાનીથી જાય તેમ ઉતાવળથી ગુફા-દ્વાર ખોલાવવા માટે ગયો નેતાની જેમ તે બારણાના યુગલને જોતા જ નમસ્કાર કર્યો, નહિતર અંદર પ્રવેશ કેવી રીતે થઇ શકે? ત્યાર પછી ગુફા-દ્વારમા આઠ આઠ મંગલોના આલેખન પૂર્વક પોતાના ગૌરવને ઉચિત તેણે અઠ્ઠાઇ-મહોત્સવ કર્યો ઇન્દ્ર જેમ વજ્રને તેમ સેનાપતિએ સર્વ શત્રુના નાશ કરનાર વજ્ર જેવા દંડરત્નને ગ્રહણ કર્યું વક્રગ્રહની માફક કેટલાક પગલાં પાછા હઠીને દંડરત્નથી બારણાને ત્રણ વખત જલ્દી તાડન કર્યું વજ્રથી જેમ પર્વતની પાંખો તેમ દંડરત્નથી અફળાએલા તે બંને બારણાઓ તડ કરતા છૂટા પડી ગયા તે ખુલી ગયેલા ગુફાદ્વારની માફક તરત જ પ્રસન્ન-મુખવાળા સુષેણ સેનાપતિએ ભરતરાજા પાસે જઈ નમસ્કાર કરી વિનંતિ કરી ઘણા તપથી યતિના મુક્તિદ્વાર ખુલી જાય, તેમ આપના પ્રભાવથી આજે ગુફાના દ્વાર અર્ગલા વગરના બની ખુલી ગયા ઐરાવણ પર જેમ ઇન્દ્ર તેમ તરત જ ભરતરાજા ગંધહસ્તી ઉપર આરૂઢ થઈ ગુફાદ્વાર તરફ ગયા રાજાએ ગુફાનો અંધકાર દૂર કરવા માટે પૂર્વાચલ પર સૂર્ય જેવુ મણિરત્ન હાથીના જમણા કુંભસ્થલ પર સ્થાપન કર્યું ત્યાર પછી

જેની પાછળ સૈન્ય ચાલી રહેલ છે, એવા ચક્રને અનુસરતા ભરત મહારાજાએ મેઘની વચમાં સૂર્યની જેમ ગુફાની અંદર પ્રવેશ કર્યો અને તેણે એક એક યોજનના આંતરે આંતરે બંને બાજુ અંધકાર દૂર કરનાર ગો-મૂત્રિકાના આકારવાળાં માંડલાંઓ કાકિણીરત્નથી આલેખ્યાં. કાકિણીરત્નથી કરેલાં સૂર્યમંડલ સરખા ઉદ્યોત કરનાર પ્રકાશવાળા ઓગણપચાસ માંડલાના તેજનુ સુખ તેની સેનાએ અનુભવ્યું. પછી રાજાએ ગુફામા ઉન્મગ્ના અને નિમગ્ના નામની બે નદીઓ જોઈ, જે એક નદીમા પત્થર પણ તરે અને બીજીમા તુબડું પણ ડૂબી જાય. મહામુશ્કેલીથી તરી શકાય તેવી બંને નદીઓ હોવા છતા તે નદીમા વર્દ્ધકિ રત્નવડે નહેરની માફક પગે ચાલી શકાય તેવી નિર્દોષ કેડી બનાવી. કેડી વડે તે બંને નદીનો પાર પામી મહામેઘમંડલમાથી જેમ સૂર્ય નીકળે તેમ ગુફા-મુખથી રાજા બહાર નીકળ્યો. પછી ભરતે ભરતક્ષેત્રના ઉત્તરખંડમા પ્રવેશ કર્યો અને ઇન્દ્રે જેમ દાનવો સાથે તેમ તેણે મ્લેચ્છો સાથે યુદ્ધ કર્યું, ભરતરાજાએ મ્લેચ્છોને હરાવ્યા ત્યારે ફરી જિત મેળવવાની અભિલાષાવાળા મ્લેચ્છોએ મેઘકુમાર વગેરે પોતાના કુલ-દેવતાની ઉપાસના શરૂ કરી ત્યાર પછી મુશલ-પ્રમાણ ધારાવાળો કલ્પાતકાળના જેવો સંવર્તક વરસાદ ચારે બાજુ વરસવા લાગ્યો ભરતરાજાએ નીચે જમીન પર ચર્મરત્ન બાર યોજન સુધી લંબાવ્યુ અને તેની ઉપર છત્રરત્ન અને વચ્ચે સેનાને રાખી. રાજાએ મહાઅંધકારને નાશ કરવા માટે પૂર્વાચલ પર જેમ સૂર્ય હોય તેમ છત્રદંડ ઉપર મણિરત્ન સ્થાપન કર્યું ચર્મરત્ન અને છત્રરત્ન બે રત્નનો સંપુટ તે તરતુ ઈંડુ હોય, તેવું શોભતુ હતુ, તેથી ત્યારથી માડી લોકમા 'બ્રહ્માંડ' એવી કલ્પના શરૂ થઈ. વળી ગૃહપતિરત્ને સવારે રોપેલા ડાંગર સાંજે ઉગીને તૈયાર થઈ જતા, એટલે ભોજન માટે દરેક રહેઠાણે પહોંચાડી દેવાતા વરસી વરસીને કંટાળેલા મેઘકુમારોએ મ્લેચ્છોને કહ્યુ કે, 'આ ચક્રવર્તી છે, અમારા સરખાથી તેને જિતી ન શકાય.' તેમની વાણીથી નિરાશ બનેલા મ્લેચ્છો ભરતને શરણે ગયા. 'અગ્નિથી દાઝેલા હોય, તેમને અગ્નિ એ જ મહાઔષધ છે.' ત્યાર પછી સિન્ધુનદીના ઉત્તર તરફના અજેય નિષ્કુટને યોગી જેમ સંસારને જિતી લે તેમ સ્વામીના હુકમથી સેનાનીએ જિતી લીધો ઐરાવણની માફક લીલાપૂર્વક કેટલાક પ્રયાણો કરતો રાજા નાના હિમવાન પર્વતની દક્ષિણ તળેટીએ પહોંચ્યો ત્યા ભરતરાજાએ ક્ષુદ્રહિમવત્-કુમાર દેવને ઉદ્દેશીને અઠ્ઠમતપ કર્યો કારણ કે તપ એ કાર્યસિદ્ધિનુ પ્રથમ મંગલ છે. અઠ્ઠમ તપના અંતે હિમવાન પર્વત પર જઈને રાજાઓના શિરોમણિ ભરતે આડંબર પૂર્વક રથના મસ્તક વડે ત્રણ વખત તાડન કર્યું.

પછી ભરતરાજાએ નાના હિમવાન પર્વતના શિખર ઉપર બહોતેર યોજન દૂર પોતાના નામવાળું બાણ ફેંક્યુ બાણ દેખીને હિમવત્કુમારે તરત આવીને ભરતની આજ્ઞાને મુગટની પેઠે પોતાનાં મસ્તકે ચડાવી ત્યાર પછી ઋષભપુત્રે ઋષભકૂટ પર્વત પાસે જઈને ઐરાવત હાથી જેમ દંતૂશળથી તેમ રથ-મસ્તકથી ત્રણ વખત તેના દ્વાર ઠોક્યા 'અવસર્પિણીના ત્રીજા આરાના પ્રાન્ત ભાગમાં ભરતમા હુ ચક્રવર્તી છુ.' એમ તે પર્વતના પૂર્વના મધ્યભાગમા કાકિણીરત્નથી અક્ષરો લખ્યા પછી ત્યાંથી પાછા વળી તે રાજાએ પોતાની છાવણીમા આવીને અઠ્ઠમ તપનું પારણુ કર્યું પછી નાના હિમવત્-કુમાર દેવને આશ્રીને ચક્રવર્તીની સંપત્તિને અનુરૂપ અઠ્ઠાઈ-મહોત્સવ કર્યો. ત્યાર પછી ચક્રના માર્ગને અનુસરતો ચક્રવર્તી મહાસૈન્યોથી સિન્ધુ અને ગંગાના અંતરને સાંકડા કરતો પાછો ફર્યો. હવે વૈતાઢ્ય પર્વતના ઉત્તર તરફના તળેટીના સ્થળ પાસે તે પહોચ્યો. ત્યા સ્વસ્થ પરિવારવાળા સૈન્યને સ્થાપન કર્યું ત્યાર પછી નમિ અને વિનમિ નામના, વિદ્યાધરોના બંને સ્વામીઓ તરફ દંડ માગનારૂ બાણ મોકલવા માટે આજ્ઞા કરી. દંડ

માગવાથી કોપાયમાન થએલા, વૈતાઢ્યપર્વતથી નીચે ઉતરી વિદ્યાધર-સૈન્યથી પરિવરેલા તેઓ બંને યુદ્ધ કરવાની ઇચ્છાથી આવ્યા મણિરત્નના વિમાનોથી આકાશને ઘણા સૂર્યવાળું, ચમકતા હથીયારોથી વિજળીમય, પ્રચંડ દુંદુભિના શબ્દથી મેઘ-ગર્જારવ કરતું હોય તેવા વિદ્યાધર-સૈન્યને આકાશમા ભરતે જોયું 'હે દંડાર્થી ! તારે અમારી પાસેથી દંડ લેવો છે ?' એમ બોલતા તે વિદ્યાભિમાનીઓએ ભરતને યુદ્ધ માટે આહ્વાન કર્યું સૈન્ય પરિવારવાળા બંને સાથે તેણે વિવિધ પ્રકારના યુદ્ધોથી જુદા જુદા અને એકીસાથે યુદ્ધ કર્યું. કારણ કે 'જયશ્રી યુદ્ધ કરીને ઉપાર્જન કરાય છે' તે નમિ અને વિનમિ વિદ્યાધરપતિઓ બાર વરસ સુધીના યુદ્ધથી હારી ગયા, એટલે અંજલિ-પૂર્વક નમસ્કાર કરી ભરતરાજાને કહેવા લાગ્યા સૂર્ય કરતા ચડીયાતું બીજુ કયુ તેજ ? વાયુ કરતા વેગવાન શુ ? મોક્ષ કરતા ચડીયાતુ સુખ કયું ? અને તમારા કરતા વધારે શૂરવીર કોણ ? હે ભરત મહારાજા ! આજે તમને દેખવાથી સાક્ષાત ઋષભદેવ ભગવંતના જ જાણે દર્શન થયા. હે કુલસ્વામિ ! અજ્ઞાનથી અમે તમારી સાથે લડ્યા, તેની ક્ષમા આપો હવે તમારી આજ્ઞા મુગટ માફક અમારા મસ્તકનું ભૂષણ છે. કોશ (ધન-ભંડાર), શરીર, પુત્રો અને બાકીનુ સર્વ આપનુ જ છે એ પ્રમાણે ભક્તિ-ગર્ભિત વચનો કહીને અતિ વિનયવાળા વિનમિએ સ્રીરત્ન અને નમિએ રત્નનો રાશિ ભરતને અર્પણ કર્યો ત્યારપછી ભરતની રજા પામેલા અને વૈરાગ્ય પામેલા બંનેએ પુત્રોનો રાજ્યાભિષેક કરી ઋષભદેવ ભગવંતની પાસે જઈ દીક્ષા અંગીકાર કરી ત્યાથી પણ આગળ ચાલતા ચક્રરત્નની પાછળ જતા ભરત રાજાએ ગંગાનદીનો કિનારો પ્રાપ્ત કર્યો સેનાપતિ સુષેણે તરત ગંગાનો ઉત્તરપ્રદેશ જિતી લીધો 'મહાત્માઓને શુ અસાધ્ય હોય ?' રાજાએ પણ અઠ્ઠમતપ કરીને ગંગાદેવીની સાધના કરી દેવીએ પણ દેવતા યોગ્ય ભેટણાથી ભરતની પૂજા કરી ત્યાર પછી કમળોની સુગંધવાળા ગંગાનદીના કિનારે પૃથ્વીના ઇન્દ્ર-ભરત મહારાજા પોતાના વાસભવન માફક રહ્યા. કામદેવના રૂપ લાવણ્યથી અધિક રૂપવાળા ભરત મહારાજાને દેખી ગંગાદેવી પણ ક્ષોભવાળી દશા પામી મુક્તામય આભૂષણોથી સર્વાંગે શોભાયમાન, જાણે વદન-ચંદ્રની ચારે તરફ ચળકતા તારાનો પરિવાર હોય તેવી, કેળના ગર્ભની પાતળી ત્વચા સરખા કોમળ બારીક વસ્ત્ર ધારણ કરતી, પોતાના પ્રવાહ જળનુ જ હોય તેવુ રૂપ-પરિણમાવતી, રોમાંચિત ગાત્રવાળી, સ્તનની પુષ્ટતાના યોગે જર્જરિત કંચુકવાળી, કટાક્ષો કરતી ગંગાદેવી તરત ભરત પાસે ગઈ પ્રેમના ગદ્ગદ શબ્દોથી રાજાને અતિશય પ્રાર્થના કરી તે રાજાની સાથે ક્રીડા કરવાની અભિલાષાવાળી પોતાના ભવને લઇ ગઈ તેની સાથે વિવિધ પ્રકારના ભોગો ભોગવતાં રાજાએ એક દિવસ માફક એક હજાર વર્ષો પસાર કર્યા તે પછી તે સ્થાનથી હાથી એક વનથી બીજા વનમા પહોચે તેમ પરાક્રમી રાજા ખંડપ્રપાત નામની ગુફામા પહોચ્યો કૃતમાલની માફક ત્યા પણ અઠ્ઠમતપ કરીને નાટ્યમાલની સાધના કરી અને તેની માફક તેનો પણ આઠ દિવસનો મહોત્સવ કર્યો સુષેણે ઉઘાડેલા દ્વારોના કપાટવાળી તે ગુફામા પ્રવેશ કર્યો એટલે તેનુ દક્ષિણ દ્વાર પોતાની મેળે જ ઉઘડી ગયું. તે ગુફાના મધ્યભાગમાથી કેસરિસિંહ માફક ચક્રવર્તી બહાર આવ્યો અને ગંગાના પશ્ચિમ કાંઠે સૈન્યનો પડાવ નાખ્યો ગંગા-કિનારે આવી પહોચેલા ચક્રવર્તીને તે વખતે નાગકુમાર દેવોથી અધિષ્ઠિત થએલા નવ નિધિઓ હાજર થઈ કહેવા લાગ્યા કે, હે મહાભાગ્યશાળી ! ગંગાના મુખ પાસે માગધમાં રહેનારા, તમારા ભાગ્યથી વશ કરાએલા અમે તમારી પાસે આવ્યા છીએ. અમને તમારી ઇચ્છા પ્રમાણે નિરંતર ભોગવો, અથવા દાન આપો સમુદ્રમા જળનો કદાચ ક્ષય થશે, પણ અમારો ક્ષય થવાનો નથી તમારા કિંકર સરખા નવ હજાર યક્ષો વડે હંમેશાં પૂરાતા,

આઠ ચક્રોથી પ્રતિષ્ઠિત થએલા, બાર યોજન લાંબા અને નવ યોજન પહોળા તમારા પહેરેગીર માફક રહીને હે દેવ ! અને ભૂમિની અંદર તમારી સાથે ચાલ્યા કરીશું. પછી સુષેણ સેનાપતિ પણ મહાવાયુ જેમ મહાવનને તેમ ગંગાના દક્ષિણ પ્રદેશને વેરાન જેવું બનાવી આવી પહોચ્યા. એવી રીતે સાઠ હજાર વર્ષ છ ખંડ પૃથ્વીને જિતીને ચક્રમાર્ગની પાછળ જતો ભરત ચક્રવર્તી અનુક્રમે અયોધ્યા નગરીમાં આવી પહોચ્યા. ત્યાર પછી રાજાઓએ આવી બાર વરસ સુધી ભરત મહારાજાનો ચક્રવર્તીપણાનો રાજ્યાભિષેક કર્યો પોતાના કુટુંબની સાર સંભાળ કરતા માત્ર હાડકા વાળી દુબળા અંગવાળી સુંદરીને જોવાથી ભરતેશ્વર રાજા ક્રોધે ભરાયા અને નજીક રહેલા સેવકોને કહ્યું, અરે સેવકો ! મારે ત્યાં શું ભોજન નથી કે આ આવા પ્રકારના હાડકા અને ચામડી માત્ર શરીરવાળી થઈ ગઈ ? એમ થવાનું કારણ શું બન્યું ? ત્યારે સેવકોએ કહ્યું, હે સ્વામિ ! જ્યારથી માંડી તમો વિજય-યાત્રાએ ગયા, ત્યારથી માડી સુન્દરીએ પારણું કર્યા વગર લાગલાગટ આબેલનુ તપ ચાલુ જ રાખ્યું છે.

આ સમયે ઋષભદેવ ભગવંત પૃથ્વીમાં વિચરીને અષ્ટાપદ પર્વત ઉપર સમોસર્યા. તે વાત સાંભળી ચક્રવર્તી ભરત મહારાજા પ્રભુને વંદન કરવા માટે ત્યાં આવ્યા. પ્રભુની દેશના સાભળી સુંદરીએ દીક્ષા લીધી તે રાજ્યાભિષેક મહોત્સવમાં ભાઈઓ આવેલા નથી, તે જાણીને ભરત રાજાએ દરેકની પાસે દૂતો મોકલ્યા. અને તેમને કહેવરાવ્યુ કે, 'જો રાજ્યની ઇચ્છા હોય તો ભરતની સેવા સ્વીકારો' આ પ્રમાણે દૂતથી કહેવાએલા તેઓએ એકઠા થઈ વિચાર-વિનિમય કરી જવાબ કહેવરાવ્યો કે, પિતાજીએ અમને અને ભરતને રાજ્ય વહેંચી આપ્યું છે. ભરતની સેવા કરવાથી એ અમને વધારે શુ કરવાનો છે? યમરાજા આવશે ત્યારે શું તેને રોકી શકશે ? દેહને દુર્બળ કરનારી જરા–રાક્ષસીનો નિગ્રહ કરશે ? હેરાનગતિ પમાડનાર વ્યાધિરૂપી શિકારીને હણશે ખરો કે ! અનુક્રમે વૃદ્ધિ પામતી તૃષ્ણાદેવીનું દલન કરશે ? આવા પ્રકારનું સેવાફળ આપવા જો ભરત સમર્થ ન હોય તો, અમારૂં બંનેનુ મનુષ્યપણું સમાન છે તો પછી કોણ કોને સેવા કરવા લાયક છે ? ઘણું રાજ્ય હોવા છતાં અસંતોષથી અને બળાત્કારથી અમારુ રાજ્ય પડાવી લેશે, તો અમે જેના પુત્રો છીએ, એ જ તાતનો તે પણ પુત્ર છે હે દૂત ! પિતાજીને જણાવ્યા વગર સગા મોટાભાઈ અને તારા સ્વામી સાથે અમે યુદ્ધ કરવાના ઉત્સાહવાળા નથી. એ પ્રમાણે દૂતોને કહીને તેઓ ઋષભ પ્રભુ પાસે ગયા અને નમીને ભરતનો જે સંદેશો આવ્યો હતો, તે સર્વ નિવેદન કર્યો જેના નિર્મળ કેવલજ્ઞાનરૂપી આરિસામા સમગ્ર જગત સંક્રાન્ત થએલ છે, એવા કૃપાવાળા આદિનાથ ભગવંતે તેઓને ઉપદેશ આપ્યો કે, અનેક યોનિમા જન્મ થવો, અનંત પીડાનું કારણ, અભિમાન–ફળવાળી આ રાજ્યલક્ષ્મી છેવટે તે પણ ચાલી જવાના સ્વભાવવાળી છે વળી સ્વર્ગના સુખથી જે તૃષ્ણા આગલા ભવમા તૃપ્ત ન થઈ, તે તમારી તૃષ્ણા અંગાર દાહકની માફક મનુષ્યભોગોથી કેવી રીતે તૂટશે ?

### અંગારદાહકનું ઉદાહરણ

કોઈક અંગારા પાડનારો નગરમાંથી પાણીની ચર્મથેલી (મસક) લઈને નિર્જલ જંગલમાં અંગારા પાડવા ગયો તે અંગારાના અગ્નિના તાપથી અને મધ્યાહ્નના સૂર્યના તડકાથી ખેવડો તરસ્યો થવાથી લાવેલ મસક-થેલીનુ સર્વ પાણી પી ગયો, તો પણ તેની તરશ તૃપ્ત ન થઈ

તેની સાથે શું લાગે વળગે ? સીધા માર્ગમાં રથ ચલાવવો તેમા હરકત ન આવે, પણ ઠુંઠાં કે ઝાડના થડ વચમા અથડાય તો સારો રથ પણ ભાગી જાય છે પિતાજીના ભક્ત ઇન્દ્ર કદાચ પિતાના પુત્રને બેસવા માટે અર્ધાસન આપે, તેટલા માત્રમા તે આટલો અહંકારી બની જાય છે! સમુદ્ર સરખા તેના સૈન્ય વિષે સૈન્ય સહિત બીજા રાજાઓ સાથવાના લોટની મુષ્ટિ સરખા છે, પરંતુ હુ તો તેજ વડે દુઃસહ એવા વડવાનલ સરખો છું સૂર્યના તેજમાં બીજા તેજોની જેમ મારા વિષે તેના પાયદળ, ઘોડાઓ, રથો, હાથીઓ, સેનાપતિ અને ભરત પણ પ્રલય પામશે. હે દૂત! તું જા, જો તેને રાજ્યની અને જીવિતની ઈચ્છા હોય તો ભલે લડવા આવે, પિતાજીએ આપેલા રાજ્યભાગથી મને સતોષ છે, મે તો તેની પૃથ્વીની ઉપેક્ષા કરી છે” ત્યાથી પાછા ફરેલા દૂતે સર્વ હકીકત જણાવી એટલે તેજ ક્ષણે બાહુબલી સાથે યુદ્ધ કરવાની અભિલાષાવાળા ભરત મહારાજાએ સેના સાથે પ્રયાણ કર્યું ચોમાસામા વાદળા વડે આકાશની જેમ સૈન્યવડે પૃથ્વીને ઢાકતો મહાપરાક્રમી બાહુબલી પણ ભરત સામે લડવા માટે આવી પહોચ્યો. બનેના સૈન્યોના મહાસુભટો રૂપી જળજતુઓના પરસ્પર શસ્ત્રો અફળાવા રૂપ મોજાઓનો ભયાનક ભેટો થયો તેઓના સૈનિકોનુ માહોમાહે ભાલા સામે ભાલાનુ, બાણો સામે બાણોનુ, યમરાજની હાજરીવાળુ યુદ્ધ પ્રવર્ત્યું ત્યાર પછી મહાબળવાળા બાહુબલિએ રૂના પુંભડાની માફક સમગ્ર સૈન્યને દૂર હઠાવી ભરતને આ પ્રમાણે કહ્યુ, “ અરે! હાથી, ઘોડા, પાયદલ–સેનાનો ઘાત કરી ફોગટ પાપ શા માટે ઉપાર્જન કરે છે? જો તુ એકલો લડવા સમર્થ હોય તો એકલા મારી સાથે યુધ્ધ કર.” ત્યાર પછી બન્નેએ એક અગથી દ્વદ્વયુધ્ધ કરવાની પ્રતિજ્ઞા કરી અને બને પક્ષોના સૈનિકોને યુધ્ધ કરતા નિવારણ કર્યા, એટલે તેઓ સાક્ષીની માફક બને પડખે જોતા ઉભા રહ્યા પ્રથમ દૃષ્ટિયુધ્ધ શરૂ થયુ, એટલે નિર્નિમેષ નેત્રવાળા આ બને નરદેવો ‘ દેવો છે. ’ એમ દેવતાઓએ પણ અનુમાન કર્યું જેમા સાક્ષીઓ દેવતા હતા એવા તે બનેમા ભરત હારી ગયો એટલે પક્ષ અને પ્રતિપક્ષ સ્થાપવારૂપ વાદ-વિવાદરૂપ વાગ્યુધ્ધ કર્યું, તેમા પણ ભરતનો પરાજ્ય થયો એટલે મહાભુજાવાળા બનેએ ભુજાયુધ્ધથી યુદ્ધ શરૂ કર્યું. બાહુબલિએ પોતાની બાહુ લબાવી તેને ભરત વાળવા મડ્યો, પણ મહાવૃક્ષની ડાળી ઉપર વાદરો લટકે તેમ લટકતો દેખાયો ભરતની મોટી ભુજાને બળવાન બાહુબલિએ એક જ હાથ વડે લતાનાલની માફક વાળી નાખી મુષ્ટિયુદ્ધ શરૂ થયુ, એટલે બાહુબલીના ઉપર ભરત પ્રહાર કરવા લાગ્યો, પણ સમુદ્રના મોજા કીનારા પરના પર્વત પર અથડાય, તેની માફક તેની મુષ્ટિઓ નિષ્ફળ થઈ બાહુબલિએ વજ્ર સરખી મુષ્ટિનો પ્રહાર કર્યો, એટલે ભરત પોતાના સૈન્યના અશ્રુજળ સાથે પૃથ્વીમા પડયો, મૂર્છા ઉતર્યા બાદ હાથી દતૂશળથી પર્વતને તાડન કરે તેવી રીતે ભરતે અભિમાનથી બાહુબલિને દડ વડે તાડન કર્યું ત્યાર પછી બાહુબલિએ પણ ભરતને દડથી માર્યો, જેથી તે ભૂમિમા ખોડેલા ખીલા માફક જાનુ સુધી ખૂચી ગયો પછી ભરતને સશય થયો કે શુ આ ચક્રવર્તી હશે? તેટલામા યાદ કરતા ચક્ર તેના હાથમા તરત આવી ગયુ મહાકોપથી ભૂમિમાથી બહાર નીકળીને ભરત મહારાજાએ લશ્કરના હાહારવ સાથે તેવા પ્રચડ ચમકતા ચક્રને ફેક્યુ તે ચક્ર બાહુબલિને પ્રદક્ષિણા કરી પાછુ ફર્યું, કારણકે દેવતાથી અધિષ્ઠિત શસ્ત્રો એકગોત્રવાળા સ્વજનોનો પરાભવ કરતા નથી. તેને અનીતિ કરતા દેખીને કોપથી લાલ નયનવાળા બાહુબલિએ ‘ચક્ર સાથે તેને ચૂરી નાખુ’ એમ વિચારી મુઠ્ઠી ઉગામી ‘ તેની માફક હુ પણ કષાયો વડે ભાઈનો વધ કરવા તૈયાર થયો છુ! માટે ઈન્દ્રિયોને જિતી હુ કષાયોને હણુ ’ એમ વિચારતા ઉત્પન્ન થયેલા વૈરાગ્યવાળા બાહુબલિએ તે જ મુષ્ટિથી મસ્તકના

કેશનો લોચ કર્યો અને તરત સામયિક–ચારિત્ર ગ્રહણ કર્યું. 'સુંદર કર્યું', સુંદર કર્યું" એમ આનંદ–પૂર્વક બોલતા દેવતાઓએ બાહુબલિના ઉપર પુષ્પવૃષ્ટિ કરી. બાહુબલિએ મનમાં વિચાર્યું કે, 'ભગવંતની પાસે જઈ ને જ્ઞાનાતિશયવાળા નાના ભાઈઓને વંદના કેવી રીતે કરુ ? માટે કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછી હું પર્ષદામાં જઈશ' એમ વિચારી કૃતાર્થ બનેલા તે ત્યા જ પ્રતિમા ધારણ કરી મૌનપણે કાઉસ્સગ્ગ ધ્યાને રહ્યા. બાહુબલિને તેવી સ્થિતિમા દેખી, અને પોતાનું ખરાબ વર્તન વિચારી, નમાવેલી ગ્રીવાવાળો ભરત જાણે પૃથ્વીમાં પેસવાની ઈચ્છાવાળો હોય તેવો ઝંખવાણો બની ગયો. સાક્ષાત્ શાન્તરસવાળા બન્ધુને પ્રણામ કર્યા અને બાકી રહેલ કોપનો જાણે ત્યાગ કરતા હોય તેમ લગાર ઉષ્ણ આંસુ નેત્રમા ભરાઈ આવ્યાં પ્રણામ કરતા ભરત મહારાજા અધિક સેવા કરવાની અભિલાષાથી નખરૂપી આદર્શમાં પ્રતિબિંબ પડવાથી જાણે વિવિધરૂપવાળા બની ગયા બાહુબલિ મુનિના ગુણ સ્તવાપૂર્વક પોતાના દોષરૂપ રોગની ઔષધિ સમાન આત્મનિંદા કરવા લાગ્યા. "ખરેખર તમોને ધન્ય છે કે, જેમણે મારી અનુકંપા ખાતર રાજ્યનો ત્યાગ કર્યો ખરેખર હું પાપી, અસંતોષી અને ખરાબ અહંકારવાળો છું કે જેણે તમને ઉપદ્રવ કર્યો જેઓ પોતાની શક્તિ જાણતા નથી, અન્યાય માર્ગે પ્રવર્તે છે અને જેઓ લોભથી જિતાયા છે, તે સર્વમાં હું અગ્રેસર છું. રાજ્ય એ ભવ–વૃક્ષનું બીજ છે, તે વાત જેઓ સમજતા નથી, તેઓ અધમ છે. તેવા રાજ્યને જાણવા છતા તેને ન છોડવાથી હું અધમ કરતા પણ વધારે અધમ છુ. પિતાનો પુત્ર ખરેખર તુ જ ગણાય કે, જે પિતાજીના માર્ગે ગયો. હું પણ તેમનો તો જ પુત્ર થાઉ, જો તમારા સરખો થાઉ" પશ્ચાત્તાપના પાણી વડે વિષાદરૂપી કાદવને સાફ કરી બાહુબલિના પુત્ર સોમયશાને તેની ગાદીએ રાજ્યાભિષેક કર્યો. ત્યારથી માંડીને સેંકડો શાખાઓ યુક્ત તે તે પુરુષ–રત્નોની ઉત્પત્તિના એક કારણરૂપ એવો સોમવંશ ચાલુ થયો. ત્યાર પછી બાહુબલિને પ્રણામ કરી પરિવાર સાથે ભરત રાજા પોતાની રાજ્યલક્ષ્મી સરખી અયોધ્યા નગરીમાં ગયો. દુષ્કર તપ તપતા બાહુબલિમુનિને પૂર્વભવના કર્મ સાથે એક વર્ષનો કાળ પસાર થયો ત્યાર પછી મહાજ્ઞાની ઋષભદેવ ભગવંતે બ્રાહ્મી અને સુંદરીને ત્યાં જવા આજ્ઞા કરી એટલે તેની પાસે આવી તેઓ કહેવા લાગી, "હે મહાસત્ત્વવાળા! સુવર્ણ અને પત્થરમાં સરખા ચિત્તવાળા! સંગ ત્યાગ કરનારને હાથી-સ્કંધ પર આરોહણ કરવુ યોગ્ય ન ગણાય આવા પ્રકારના તમને ખરેખર જ્ઞાન કેવી રીતે પ્રગટ થાય ? નીચે લીંડીનો અગ્નિ હોય એવા વૃક્ષને નવપલ્લવો ઉગતા નથી. માટે જો તમારે ભવ-સમુદ્ર તરવાની ઈચ્છા હોય તો તમો જાતે જ વિચાર કરી લોઢાની નાવ સરખા આ હાથી ઉપરથી નીચે ઉતરો." ત્યાર પછી તે વિચારવા લાગ્યા કે, વૃક્ષ પર ચડેલી વેલડી માફક મારા શરીરને હાથીનો સંગમ કેવી રીતે? કદાચ સમુદ્ર મર્યાદા મૂકે, પર્વત પણ ચલાયમાન થાય, તો પણ ભગવંતની આ શિષ્યાઓ કદાપિ અસત્ય ન બોલે હા જાણ્યુ, અથવા તો આ માન એ જ હાથી છે, અને એણે જ મારું જ્ઞાન–ફળવાળુ વિનય-વૃક્ષ નાશ પમાડ્યુ છે નાના ભાઈઓને હુ કેવી રીતે વંદન કરુ ? એવા ચિંતનને ધિક્કાર હો તેઓ તપ વડે મોટા છે મારુ મિથ્યા–દુષ્કૃત થાઓ દેવો અને દાનવોને નમસ્કાર યોગ્ય એવા ભગવંતની પાસે જઈને તે નાનાભાઈઓના શિષ્યોના પણ પરમાણુ સરખો થઈ હુ તેમને વંદન કરુ જેટલામાં તે મુનિ પગ ઉપાડીને ચાલ્યા, તેટલામાં તેમણે નિર્વાણ-ભવનના દ્વાર સરખુ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હાથમાં રહેલા આમલકની માફક કેવલજ્ઞાન-લક્ષ્મીથી સમસ્ત વિશ્વને જોતા તે બાહુબલિમુનિ ભગવંત સમીપે કેવળીઓની પર્ષદામાં બેઠા

ચૌદ મહારત્નો, ચોસઠહજાર અંતઃપુરની સ્ત્રીઓ, નવ નિધાનોથી પરિવરેલા ભરત મહારાજા પણ સામ્રાજ્ય-સંપત્તિરૂપી વેલડીના ફળસરખા ધર્મ, અર્થ અને કામને યથાકાલે પરસ્પર હાનિ ન પહોચે તેવી રીતે ભોગવતા હતા કોઇક સમયે વિચરતા વિચરતા પ્રભુ અષ્ટાપદ પર્વત પર પધાર્યા, ત્યારે પ્રભુના ચરણ-કમળને વંદન કરવાની ઇચ્છાવાળો ભરત પણ ત્યા ગયો દેવો અને દાનવોને પૂજા કરવા યોગ્ય સમવસરણમા બેઠેલા જગત્પતિને ત્રણ પ્રદક્ષિણા કરી નમસ્કાર કરી ભરતરાજાએ સ્તુતિ કરી.

## ભરતે કરેલી ભગવંતની સ્તુતિ

"હે પ્રભુ! આપ સાક્ષાત વિશ્વાસની મૂર્તિરૂપે રહેલા છો, એકઠા કરેલા સદ્વર્તનવાળા, સમગ્ર જગતના જાણે એક બાજુ રહેલા ન હોય તેવા પ્રસાદ સરખા, પ્રત્યક્ષ જ્ઞાનના ઢગલા જેવા, પુણ્યના સમૂહ સ્વરૂપ, સર્વલોકનુ સર્વસ્વ જાણે એક જગ્યાપર એકઠું કરેલ હોય તેવા, દેહધારી સંયમ સરખા, રૂપવાળા ઉપકાર સરખા, પગે ચાલતા શીલસરખા, દેહધારી ક્ષમાવાળા, યોગના રહસ્ય સરખા, જગતનુ સમગ્ર વીર્ય એકઠુ થઈ એક સ્થાને રહેલું હોય તેવા, સફળ સિદ્ધિના ઉપાય જેવા, સમગ્ર કુશળતાવાળા, મૂર્તસ્વરૂપવાળી મૈત્રી સરખા, દેહવાળી જાણે કરુણા, પિંડ-સ્વરૂપ મુદિતા જેવા, મૂર્તિમાન ઉપેક્ષા હોય તેવા, તપ, પ્રશમ, સત્જ્ઞાન, યોગ વગેરે એકઠા થયા હોય તેવા, સાક્ષાત્ વિનય સરખા, સાધારણ સિધ્ધિ સરખા, સર્વ શાસ્ત્ર-સંપત્તિઓ પ્રત્યે વ્યાપક હૃદય સરખા, નમ , સ્વસ્તિ, સ્વધા, સ્વાહા, વષડ્ વગેરે મંત્રોના અભિન્ન અર્થ સરખા, કેવલ વિશુધ્ધ ધર્મ-નિર્માણના અતિશય સરખા, સમગ્ર તપનું પિંડભૂત સમગ્રફળ હોય તેવા, શાશ્વત સમગ્ર ગુણ-સમૂહ સ્વરૂપ, ગુણોત્કર્ષ સ્વરૂપ, મોક્ષલક્ષ્મીના નિર્વિઘ્ન નજીકના આશ્રય સરખા, પ્રભાવનાના અદ્વિતીય સ્થાન સ્વરૂપ, મોક્ષના પ્રતિબિંબ સરખા, વિદ્યાઓના જાણે કુલગૃહ, સર્વ આશિષોના ફળ સરખા, આર્યોના શ્રેષ્ઠ ચારિત્રોનું આત્મદર્શન કરવા માટે શ્રેષ્ઠ આદર્શ સરખા, જેમણે જગતને દર્શન આપેલા છે, એવા ફૂટસ્થ પ્રશમ સરખા, દુઃખની શાતિના દ્વાર સરખા, બ્રહ્મચર્ય માફક ઉજ્જ્વલ, પુણ્યથી પ્રાપ્ત કરેલ જીવલોકનું જાણે અપૂર્વ જીવિત હોય તેવા, મૃત્યુરૂપ વાઘના મુખમાથી ખેંચી લેવા માટે જાણે કૃપાલુ ભગવંતે હાથ લાબા કર્યા હોય, એવા સમગ્ર જગતને બચાવનાર, જ્ઞાનરૂપી મેરુપર્વતથી વલોવાએલ જ્ઞેય-સમુદ્રમાંથી ઉત્પન્ન થએલ જાણે બીજુ અમૃત હોય, તેમ પ્રાણીઓના અમૃત્યુના કારણ સ્વરૂપ, જેમણે આખા વિશ્વને અભયદાન આપવા વડે ત્રણે લોકને આશ્વાસિત કરેલ છે, એવા હે પરમેશ્વર ! હુ તમારૂ શરણ પામ્યો છુ, તો મારા પર પ્રસન્ન થાઓ" ત્યા આગળ ત્રણ જગતના નાથ ઋષભદેવ સ્વામીને એકાગ્ર મનવાળા બની ભરતે લાબાકાળ સુધી ઉપાસના કરી દીક્ષા લીધા પછી લાખ પૂર્વ જેટલો કાળ ગયા પછી પ્રભુ દશ હજાર સાધુઓની સાથે તે અષ્ટાપદ પર્વત ઉપર મોક્ષે ગયા તે વખતે શક્ર વગેરે દેવતાઓએ પ્રભુનો નિર્વાણ-મહોત્સવ કર્યો મહાશોકવાળા ભરતને પણ ઇન્દ્રમહારાજાએ આશ્વાસન આપી સમજાવ્યા અષ્ટાપદ પર્વત ઉપર ભરત મહારાજાએ બીજા અષ્ટાપદ સરખો સિંહનિષદ્યા નામનો રત્નમય પ્રાસાદ બનાવ્યો તેમા ઋષભદેવ ભગવંતનુ શરીર અને વર્ણ-સંસ્થાનથી શોભિત રત્નપાષાણમય બિંબ ચક્રવર્તીએ સ્થાપન કર્યું, તથા ભાવી ત્રેવીશ તીર્થંકર પરમાત્માઓના શરીર-પ્રમાણ સંસ્થાન અને વર્ણ પ્રમાણવાળા બિંબો ભરાવી સ્થાપન કર્યા નવાણુ ભાઇ મુનિવરોના પણ રત્નપાષાણના અનુપમ સ્તૂપો ભરત મહારાજાએ રચાવ્યા ફરી પોતાની રાજધાનીમા આવીને પ્રજાનુ રક્ષણ કરવા માટે કટીબધ્ધ બની રાજ્ય-શાસન કર્યું. ભોગફલના કર્મવાળો તે ભરત ચક્રવર્તી હંમેશા જાણે સાક્ષાત્ ઇન્દ્ર હોય તેવા વિવિધ ભોગો

ભોગવતો હતો. કોઇક સમયે વસ્ત્ર, આભૂષણાદિક પહેરવા માટે ભરતમહારાજા આરિસા-ભુવનમાં તારાઓ વચ્ચે જેમ ચન્દ્ર તેમ અંતઃપુરની સ્ત્રીઓ વચ્ચે ગયો ત્યાં સર્વાંગે પહેરેલા રત્નાભરણમાં પડેલા પ્રતિબિંબો વડે જાણે એકી સાથે સ્ત્રીવર્ગને પ્રેમથી આલિંગન કરતો હોય તેમ શોભવા લાગ્યો. આદર્શની અંદર પોતાને જોતો હતો, ત્યારે એક આંગળીમાથી વીંટી સરી પડી, ત્યારે દિવસે નિસ્તેજ થયેલી ચંદ્રકળા હોય તેવી શોભા વગરની આગળી જોઇ. ત્યાર પછી ઉત્પન્ન થયેલા વૈરાગ્યથી દરેક અંગેથી આભૂષણો ઉતારી પોતાનુ પ્રતિબિંબ જોતા ખરી પડેલા પાદડાવાળા વૃક્ષ જેવુ શોભા વગરનું દેખાયુ ત્યારે વિચાર્યું કે અહો ! આ આભૂષણો વડે થએલી શરીરની શોભાને ધિક્કાર હો ઉખરભૂમિ જેમ વરસાદના જળને તેમ આ શરીર પણ કપૂર, કસ્તૂરી વગેરે સારા પદાર્થોને દૂષિત કરે છે દુઃખદાયક એવા વિષયોનો ત્યાગ કરી જેઓએ મોક્ષફળ આપનાર તપનું સેવન કર્યું, તત્ત્વ સમજનારા એવા તેઓએ જ આ શરીરનુ ફળ પ્રાપ્ત કર્યું છે આવી સુંદર ભાવના ભાવતા એવા ભરત મહારાજાને શુકલધ્યાનના યોગે કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. અહો યોગનું સામર્થ્ય ! તે જ ક્ષણે વિનીત એવા ઇન્દ્રમહારાજાએ તેમને રજોહરણ પ્રમુખ મુનિ-વેષ અર્પણ કર્યો, પછી વંદન કર્યું. તેના રાજ્ય ઉપર તેમના પુત્ર આદિત્યયશાને સ્થાપન કર્યો, ત્યારથી માડી આજ સુધી રાજાઓનો 'સૂર્યવંશ' ચાલ્યા કરે છે. ૧૦

પૂર્વજન્મમાં ઉપાર્જન કરેલ યોગ – સમૃધ્ધિના બલથી ખપાવેલા અશુભકર્મવાળા ભરત મહારાજાને કર્મ-કલેશ ખપાવવા માટે યોગ–પ્રભાવનું વર્ણન કરવુ યોગ્ય ગણાય, પરંતુ જેણે જન્માંતરમાં દર્શનાદિ ત્રણ રત્નો મેળવ્યા નથી, અને કર્મ નહીં ખપાવેલ હોવાથી જેણે મનુષ્ય-પણું પણ પ્રાપ્ત કર્યું નથી, તે અનંતકાલ સુધી એકઠાં કરેલાં કર્મનો નિર્મૂળ નાશ કેવી રીતે કરી શકે ? આ શંકાનો ઉત્તર આપતાં જણાવે છે :–

**पूर्वमप्राप्तधर्माऽपि, परमानन्दनन्दिता ।**
**योगप्रभावतः प्राप, मरुदेवा परं पदम् ॥११॥**

મરુદેવા માતા અત્યાર સુધીના સંસારમા કોઇ વખત પણ ત્રસપણું પામ્યાં ન હતાં, કોઇ વખત મનુષ્યપણાનો પણ અનુભવ કર્યો ન હતો, તો પણ યોગ–બલની સમૃદ્ધિવાળાં શુકલ-ધ્યાનના અગ્નિ વડે લાંબા કાળના એકઠા કરેલા કર્મેન્ધનો બાળીને ભસ્મ કરનાર બન્યાં. કહેલું છે કે, 'जह एगा मरुदेवा अच्चंतं थावरा सिद्धा' જેમ એકલાં મરુદેવા અનંતકાય સ્થાવરમાંથી નીકળી બીજી કાય અને ગતિમાં રખડયા વગર સીધાં મોક્ષ પામ્યા મરુદેવાનુ ચરિત્ર લગભગ કહેવાઈ ગયું છે. ૧૧

જન્માંતરમાં તેવાં ક્રૂર કર્મ ન કરનાર મરુદેવા વગેરેનો કર્મક્ષય થવો યોગ્ય છે, પરંતુ જેઓ અત્યંત ક્રૂર કર્મ કરનારા છે, તેઓને પણ યોગ સફળતા પ્રાપ્ત કરાવે છે, તે જણાવે છે–

**ब्रह्म-स्त्री-भ्रूण-गो-घात-पातकान्नरकातिथेः ।**
**दृढप्रहारिप्रभृतेर्योगो हस्तावलम्बनम् ॥१२॥**

૧ બ્રાહ્મણ, ૨ બ્રાહ્મણી, તેના ૩ ગર્ભનો, અને ૪ ગાયનો એમ ચાર મહાઘાત એ રૂપ પાપ. જો કે જીવમાત્ર સરખા ગણનારને બ્રાહ્મણ કે અબ્રાહ્મણ, સ્ત્રી કે પુરુષ, ગર્ભનો, બાળકનો

કે યુવાનનો, ગાયનો કે બીજા જાનવરનો ઘાત કરવાથી દરેકમા પાપ તો સામાન્યપણે બંધાય જ. કહ્યું છે કે, "કોઇને પણ ન મારવા જોઇએ, રાજા હોય કે પાણી ભરનાર સેવક હોય, અભયદાન વ્રત ધારણ કરનારે લોકોની ઉપમાવાળા ન બનવુ. તો પણ લોકોમાં બ્રાહ્મણ, સ્ત્રી, બાળક અને ગાય આ ચારની હત્યા કરનાર મહાપાપી ગણાય છે બીજા લોકો બીજા સર્વ જીવોની હિંસામાં તેટલું મહાપાપ નથી માનતા, જેટલુ આ ચારની હિંસામા માને છે. તેથી અહિં આ ચાર હત્યા કહી છે આવા નરકે જવા યોગ્ય દૃઢપ્રહારી વગેરેને યોગ હસ્તાવલંબન થયેલ છે, તે જ ભવે મોક્ષગમન થયું હોવાથી બીજા પણ પાપ કરનાર કે જેમને જિન-વચન સમજાયું છે અને તેનાથી યોગ-સંપત્તિ પ્રાપ્ત કરીને નરક-પ્રાપ્તિ યોગ્ય કર્મોને નિર્મૂલ કરી પરમપદ-મોક્ષ સંપત્તિને મેળવી છે. કહ્યુ છે કે - "સ્વભાવથી ક્રૂર હોય, વિષયાધીન પણ બની જાય, છતાં પણ જો તેઓ જિનવચનથી ભાવિત મનવાળા બની જાય, તો ત્રણે લોકના સુખને ભોગવનારા બની શકે છે." તે આ પ્રમાણે :-

### દૃઢપ્રહારી

કોઇક નગરમાં કોઇક તોફાની બ્રાહ્મણ હતો અને પાપબુદ્ધિવાળો તે પ્રજાને અન્યાય કરી હેરાન કરતો હતો રાજ્ય રક્ષણ કરનાર પુરુષોએ તેને નગરમાથી હાંકી કાઢયો એટલે બાજપક્ષી જેમ શીકારીના હાથમા જાય તેમ આ ચોરપલ્લીમાં ગયો ત્યા નિર્દય ચરિત્રવાળા તેના વર્તનથી પોતાના જેવો જાણી ચોરના આગેવાને તેને પુત્ર સરખો માન્યો તે ચોર સેનાપતિ મૃત્યુ પામ્યો એટલે તેનો પુત્ર જાણી તેના સ્થાને આ મહાપરાક્રમી છે, એમ જાણી તેને સ્થાપન કર્યો. તે દયારહિત બની સર્વ પ્રાણીઓની હત્યા કરતો હતો, તે કારણથી લોકોએ તેનું દૃઢપ્રહારી એવું નામ પાડયુ એક દિવસ આખા વિશ્વને લુટી શકે તેવા સુભટોના પરિવાર સાથે તે કુશસ્થલ નામના ગામને લુટવા માટે ગયો ત્યા આગળ દેવશર્મા નામનો મહાદરિદ્ર બ્રાહ્મણ હતો ફળ વિનાના વૃક્ષ પાસે ફળની જેમ તેની પાસે તેના બાળકોએ ક્ષીર-ભોજનની માગણી કરી આખા ગામમાં રખડી રખડીને માગી માગીને ક્યાયથી ચોખા, ક્યાંયથી દૂધ, ક્યાયથી ખાંડ એમ આજીજી કરીને મેળવ્યા અને ખીર રાધવાનું કહી પોતે જેટલામા નદીએ સ્નાન કરવા ગયો, તેટલામા તેના ઘરે તે ક્રૂર ચોરો આવી પડયા, 'દૈવ દુર્બલનો ઘાત કરનાર હોય છે' તે ચોરોમાથી એક ચોરે તૈયાર થએલી ક્ષીર દેખી એટલે ક્ષુધાતુર પ્રેત સરખો તે લઇને પલાયન થયો. પોતાના જીવિત સરખી ખીર લુટાઇ જવાથી આક્રંદન કરતા બ્રાહ્મણના બાળકોએ પિતાજીને જઇને કહ્યુ કે ફાડેલી આખવાળાનુ કાજળ પવન હરણ કરે, તેમ મોં ફાડીને અમે ખાવાની રાહ જોઈ રહેલા હતા, એટલામાં ચોરો આવી અમારુ ક્ષીર-ભોજન હરણ કરી લઇ ગયા. તેમનું વચન સાંભળી ક્રોધાગ્નિથી સળગેલો બ્રાહ્મણ યમદૂત માફક એકદમ ભુંગળ હથીયાર લઇને દોડયો ક્રોધવાળો તે રાક્ષસ સરખા આવેશથી પોતાનુ બળ હતુ, તે સર્વ એકઠુ કરી પશુ માફક ભુંગળથી ચોરોને મારવા લાગ્યો. ઉકરડાના કચરાને ફેંકે તેમ સાક્ષાત પોતાના સાથીદારો ચોરોને ફેંકાતા જોઇ તેનો સ્વામી તેને હણવા દોઢયો તે દોડતો હતો, ત્યારે દૈવયોગે તેની ગતિને રોકનાર જાણે દુર્ગતિના માર્ગને રોકવા માટે હોય તેમ ગાય વચમા આવી તે બીચારી ગાયને દયા વગરના કસાઇ માફક અધમ એવા તે ચોર અગ્રેસરે ભયંકર તરવારના એક ઝાટકાથી મારી નાખી તેની સામે આવતા દરિદ્ર બ્રાહ્મણના મસ્તકને ફણસવૃક્ષના ફળ માફક તરવારના ફટકાથી ભૂમિ પર પાડી નાખ્યુ 'અરે નિર્દય પાપી ? આ તેં શુ કર્યું ?' એમ બોલતી ગર્ભવાળી

બ્રાહ્મણી તેની સામે આવી, ત્યારે વરુ જેમ ગર્ભવાળી બકરીને તેમ અતિભયંકર એવા તેણે તરવારથી તેને ચીરીને કોળા સરખા પેટના બે ટૂકડા કર્યા. ત્યારે જરાયુથી વીંટળાએલા તેના ગર્ભના પણ બે ટૂકડા થઈ ગયા. વેલડીનું જેમ પાંદડુ તેવા પ્રકારનું તરફડતું બાળક જોયું. આવી રીતે તરફડતા ગર્ભને દેખી દયાવગરના પત્થર સરખા તેના હૃદયમાં પણ પાષાણમાં પલ્લવ ઉગવા માફક કરુણા પ્રગટી. ત્યાર પછી હા પિતાજી! હા પિતાજી! હા માતાજી! માતાજી! એમ કરુણ વિલાપ કરતા બ્રાહ્મણના બાળકો તરત ત્યાં આવી પહોંચ્યા. નગ્ન ભૂખ્યા દુબળા દેહવાળા શરીર પર મેલ લાગેલો હોવાથી કાળા રંગવાળા બાળકોને દેખવાથી પશ્ચાત્તાપવાળા દઢપ્રહારીએ વિચાર્યું કે, નિર્દય એવા મેં આ બ્રાહ્મણ–દંપતીનો ઘાત કર્યો. હવે બિચારા આ તેના બાળકો પાણી વગરના જળાશયમાં જેમ માછલા તેમ કેવી રીતે જીવી શકશે? આ ક્રૂરકર્મ હવે મને દુર્ગતિમા ખેંચી જશે. આ પાપથી ભય પામેલા મને બચવાનો કયો ઉપાય અને હવે મારે કોનુ શરણુ? આમ ચિંતવતો અને વૈરાગી બનેલો હતો, દરમ્યાન પાપરૂપ રોગ માટે ઔષધ સમાન એવા સાધુઓને ઉદ્યાનમા દેખ્યા તેમને નમસ્કાર કરીને દઢપ્રહારી હત્યારાએ કહ્યું કે, હું પાપી છું એટલુંજ નહિ પણ મારી સાથે બોલનાર પણ પાપી બને છે કાદવથી ખરડાએલાને બીજો સ્પર્શ કરે તો, તે પણ કાદવથી ખરડાય છે. બાળક, સ્ત્રી, બ્રાહ્મણ, ગાયનો એકનો ઘાત કરે તો નરકમાં જાય તો પછી નિર્દય એવા મેં આ ચારેનો ઘાત કર્યો! મારા સરખા આવા નિર્દય પાપીને તમો સાધુ ભગવંતો રક્ષણ કરવા સમર્થ છો વરસાદ વરસે ત્યારે આ ફળદ્રૂપ કે ઉખર ભૂમિ છે, તેવો કશો વિચાર કરતો નથી હવે સાધુઓએ તેને યતિધર્મનો ઉપદેશ આપ્યો એટલે ગરમીથી તપેલો જેમ છત્રને તેમ પાપથી ભય પામેલા તેણે તેનો સ્વીકાર કર્યો અને સાથે અભિગ્રહ કર્યો કે જે દિવસે આ પાપ મને યાદ આવશે, તે દિવસે હું ભોજન નહિં કરીશ અને સર્વથા ક્ષમા કરીશ જે કુશસ્થલ ગામમા તેણે પહેલાં ધાડ પાડી હતી, તે જ ગામમા કર્મક્ષય કરવાની ઈચ્છાવાળો મહામનવાળો વિહાર કરીને ગયો. 'આ તે જ પેલો પાપીયોમા પણ ચડીયાતો મહાપાપી અત્યારે કપટથી સાધુ બની ગયો છે' એવા ત્યાના લોકો દરરોજ તે મહાત્માની નિંદા કરતા હતા 'ગાય, બાળક, બ્રાહ્મણ, અને સ્ત્રીની હત્યા કરનાર આ છે' એમ લોકો બોલતા અને ભિક્ષા માટે ઘરોમા પ્રવેશ કરે, ત્યારે જેમ કૂતરાને ઢેફાં ફેંકે, તેમ લોકો તેના ઉપર પણ ઢેફા મારતા હતા આ પ્રમાણે દરરોજ સંભળાવે એટલે તે પાપ તેને યાદ આવે સમતા રાખનાર તે ભોજન કરતો ન હતો 'સાહસિક આત્માને કંઈ દુષ્કર નથી' કોઈક વખત સવારે, કોઈક વાર બપોરે, કોઈકવાર સાંજે તેને ગામલોકો પાપ યાદ કરાવે છે, એટલે કોઈપણ દિવસે તેણે ભોજન ન કર્યું ઢેફા, લાકડી, ધૂળવૃષ્ટિ, મુઠ્ઠી વગેરેથી તેને મારવા છતા તે સમતાભાવથી ઉપદ્રવો સહન કરે છે અને એવી ભાવના ભાવે છે કે, "હે આત્મા! જેવા પ્રકારનું તેં પાપકર્મ કર્યું છે, તેવાજ પ્રકારનું ફળ તું ભોગવ જેવુ બીજ વાવ્યુ હોય, તેવું જ ફળ પ્રાપ્ત થાય છે, આ લોકો સમતાવાળા મારા ઉપર જે આક્રોશ કરે છે, તેથી વગર પ્રયત્ને મને આ સકામ-નિર્જરાની સિદ્ધિ થાય છે જેમ મારા પર આક્રોશ કરવાથી તેમને હર્ષ થાય છે, તેવી જ રીતે હું પ્રીતિથી સહન કરું છું, તેથી મારા કર્મોનો પણ ક્ષય થાય છે, તે પણ મારા પ્રમોદનુ કારણ છે વળી જે મને હેરાનગતિ કરવામા તેઓને સુખ થાય છે, તે પણ આજે ભલે થાઓ કારણ કે સંસારમા સુખ–પ્રાપ્તિ દુર્લભ છે જેમ ચિકિત્સા કરનાર વૈદ્યો ક્ષારથી રોગને તેમ કઠોર વચનો કહેવાથી આ લોકો મારી દુષ્કર્મની ગાઠને મટાડવા પ્રયત્ન કરતા હોવાથી ખરેખર મારા હિતૈષી મિત્રો છે અગ્નિ–યો. ૬

તાપ મેલ દૂર કરી સુવર્ણને સ્વચ્છ કરે છે, તેમ આ લોકો મને તાડન-તર્જના કરી મારા આત્માને કર્મમુક્ત બનાવી નિર્મળ કરે છે. પ્રહારો કરી દુર્ગતિરૂપી કેદખાનામાં પડી રહેલા મને જેઓ બહાર ખેંચી લે, તેવા ઉપકારી ઉપર હું કોપ કેમ કરી શકું ? જેઓ પોતાના પુણ્યના ભોગે પણ મારા પાપો દૂર કરે છે, તેના કરતા બીજા કયા મોટા બંધુઓ ગણાય ? સંસારથી મુક્ત કરાવનાર એવા વધ, બન્ધ વગેરે મને જે હર્ષ માટે થાય છે, પરંતુ તે જ તેઓને માટે અનંત સંસાર-વૃદ્ધિનું કારણ થાય છે-તેનો મને ખટકો થાય છે. કેટલાકો બીજાના આનંદ ખાતર ધન અને શરીરનો પણ ત્યાગ કરે છે, તો પછી તેઓને આનંદ આપનાર આક્રોશ, હનન વગેરે મને કયા હિસાબમા ગણાય ? મારો તિરસ્કાર કર્યો, પણ મને માર્યો નથી, મને માર્યો, પણ જીવિતથી મુક્ત કર્યો નથી, જીવિતથી મુક્ત કર્યો, છતા બાધવોની માફક મને ધર્મથી દૂર નથી કર્યો કલ્યાણના અર્થીએ ક્રોધ કરનાર, દુર્વચન સંભળાવનાર, દોરડાથી બાધનાર, હથીયારથી હેરાન કરનાર કે મૃત્યુ કરનાર સર્વે ઉપર મૈત્રીભાવ રાખી સહન કરવું જોઈએ, કારણ કે, કલ્યાણકારી માર્ગ અનેક દુ:ખવાળો હોય છે" આવી સુંદર ભાવના ભાવતા અને પોતાનાં દુષ્કૃતને નિંદતા તેણે અગ્નિવડે જેમ ઘાસની ગંજી તેમ સર્વપ્રકારનો કર્મરાશિ બાળીને ભસ્મ કરી નાખ્યો અતિદુર્લભ નિર્મલ એવુ કેવળજ્ઞાન મેળવીને અયોગિકેવલિ ગુણસ્થાનક સુધી પહોંચી મોક્ષ પણ પ્રાપ્ત કર્યો યોગના પ્રભાવથી જેવી રીતે દૃઢપ્રહારી નરકનાં દુ:ખથી મુક્ત બની અનંત શાશ્વત સુખ-સ્વરૂપ પરમપદ પામ્યો, તેવી રીતે બીજાઓ પણ સંશય રાખ્યા વગર આ યોગમા પ્રયત્ન કરો ૧૨.

હજુ પણ બીજું દૃષ્ટાંત કહીને યોગની શ્રદ્ધા વૃદ્ધિ પમાડે છે :-

**तत्कालकृतदुष्कर्म-कर्मठस्य दुरात्मनः ।**
**गोप्त्रे चिलातिपुत्रस्य, योगाय स्पृहयेन्न कः ? ॥१३॥**

તે કાળે સ્ત્રીવધ કરવા રૂપ પાપ કરવામાં શૂરવીર દુરાત્મા ચિલાતીપુત્રને દુર્ગતિમા પડતાં રોકનાર એવા યોગની સ્પૃહા કોણ ન કરે ? અર્થાત્ તેવા યોગની સર્વે ઇચ્છા કરે

**ચિલાતીપુત્ર**

ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમા યજ્ઞદેવ નામનો એક બ્રાહ્મણ હતો, જે હંમેશા પોતાને પંડિત માનીને જૈનશાસનની નિંદા કરતો હતો તેને સહન ન કરી શકતા અને તેને જિતવાની ઇચ્છા કરતા એક શિષ્યે ગુરુએ નિવારણ કરવા છતા પણ તેની સાથે વાદ-વિવાદ કરવાનુ નક્કી કર્યું અને તે બંને વચ્ચે એવુ ઠરાવવામા આવ્યુ કે, 'જે હારી જાય તેણે તેના શિષ્ય થવુ બુદ્ધિકૌશલવાળા આ જૈનવાદીએ શાસ્ત્રાર્થ કરી તેને બોલતો બંધ કર્યો અને યજ્ઞદેવને હાર આપી જિતેલા શિષ્યે આગળ કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે યજ્ઞદેવ બ્રાહ્મણને દીક્ષા આપી ત્યાર પછી શાસનદેવીએ યજ્ઞદેવને સમજાવ્યો કે, 'ચારિત્ર પામ્યો છે, તો હવે જ્ઞાન અને શ્રદ્ધાવાળો થા' ત્યારથી માંડી વ્રતનુ યથાર્થ પાલન કરતો હોવા છતા વસ્ત્ર અને અંગના મેલની નિંદા કરતો હતો 'પહેલાના પડેલા સંસ્કાર છૂટવા ઘણા મુશ્કેલ છે' આ મહાત્માના સંસર્ગથી તેના સ્વજનો પણ વર્ષાઋતુના મેઘના સંપર્કથી સૂર્યના કિરણો માફક કોઇ પ્રકારે શાન્ત ન થયા જેની સાથે લગ્ન કર્યા હતાં, તે સ્ત્રી પણ તેના ઉપર અત્યંત અનુરાગવાળી હતી ગળીથી રંગેલી સાડી માફક તેણે તેના પરનો રાગ ન છોડ્યો આ મારે સ્વાધીન થાય એમ ધારીને તેણીએ તેના પારણાના ભોજનમાં

કામણ આપ્યું આ સત્ય છે કે, 'રાગી કે વિરાગી એવી સ્ત્રીઓ મારી નાખ્યા વગર રહેતી નથી.' તે કાર્મણ પ્રયોગથી કૃષ્ણપક્ષના ચંદ્ર માફક ક્ષીણ થતો તે મુનિચંદ્ર સૂર્યના મંડલ જેવા સ્વર્ગમા ગયો. તેના મૃત્યુથી વૈરાગ્ય પામેલી તે પત્નીએ પણ મનુષ્યપણારૂપી વૃક્ષના ફ્લસ્વરૂપ ચારિત્ર અંગીકાર કર્યું પતિને કામણ કર્યું, તેનાથી થએલ પાપની આલોચના કર્યા વગર મૃત્યુ પામી દેવલોકે ગઈ 'તપસ્યાથી શુ મેળવી શકાતુ નથી ?' હવે યજ્ઞદેવનો જીવ દેવલોકથી ચ્યવીને રાજગૃહ નગરમાં ધનસાર્થપતિની ચિલાતી નામની દાસીનો પુત્ર થયો આ ચિલાતીનો પુત્ર છે, તેથી ચિલાતીપુત્રના નામથી તેને લોકો બોલાવતા હતા અને તેથી બીજું નામ પણ ન પાડ્યું યજ્ઞદેવની પત્નીનો જીવ સ્વર્ગમાથી ચ્યવીને પાચ પુત્રો પછી ધનસાર્થપતિની ભાર્યા ભદ્રાની સુસુમા નામની પુત્રી થઇ, ધને પોતાની સુસુમા પુત્રીને સાચવવાના કાર્યમાં તે ચિલાતીપુત્રને રોક્યો આ ચિલાતીપુત્ર લોકોના અપરાધ કરવા લાગ્યો અને રાજ્ય સુધી તેની ફરીયાદ પહોંચી, એટલે શેઠને રાજા તરફથી ભય લાગ્યો કારણ કે સેવકના અપરાધથી સ્વામી દંડપાત્ર બને છે સમજદાર ધન શેઠે હંમેશા ઉપદ્રવ કરનાર તે દાસીપુત્રને ગારુડિક જેમ સર્પને તેમ ઘરમાથી બહાર કાઢી મૂક્યો તે ચિલાતીપુત્ર પણ મોટા ગુનાની વેલડી સમાન સિંહગુફા નામની ચોરપલ્લીમાં ગયો 'સરખા વ્યસનવાળા કે સરખા અપરાધ કરનારાઓની પરસ્પર પ્રીતિ થાય છે' નિર્દય ચોર-મંડળી સાથે તે દુર્જનને સોબત થઈ એટલે વાયરાથી જેમ અગ્નિ વૃદ્ધિ પામે તેમ ભયંકરપણાથી મહાભયંકર બન્યો. ત્યાર પછી સિંહગુફાનો અધીશ ચોર સેનાપતિ મૃત્યુ પામ્યો એટલે તેના માટે જ જાણે આને તૈયાર કર્યો હોય તેમ ચિલાતીપુત્ર હવે ચોર-સેનાપતિ થયો. રૂપ વગેરે ગુણોથી શોભતી સુસુમા પણ યૌવન પામી અને અનેક કળા-સમુદાયથી પૂર્ણ બનેલી જાણે પૃથ્વીની દેવી હોય તેવી દેખાવા લાગી. નવા ચોરસેનાપતિ ચિલાતીપુત્રે પોતાના સેવકોને કહ્યું કે, રાજગૃહ નગરમા અખૂટ ધનવાળો ધનશેઠ છે અને તેને સુસુમા નામની પુત્રી છે હે ચોરો ! આપણે ત્યા જઈએ ત્યાથી જેટલુ ધન મળે તે તમારે સર્વેએ વહેંચી લેવું, અને હું સુસુમા કન્યાને લઇશ એ પ્રમાણે વ્યવસ્થા કરીને રાત્રે ધનને ઘેર ગયા. અવસ્વાપિની નામની વિદ્યાનો પ્રયોગ કરીને લોકોને ઊંઘાડી પોતાનુ આગમન જણાવીને ધન ચોરો પાસે ગ્રહણ કરાવ્યું અને પોતે સુસુમાને ગ્રહણ કરી. પાચે પુત્રો સાથે સમગ્ર પરિવાર સૂતેલો હતો, ત્યારે તે એક બાજુ ખસીને ઉભો રહ્યો, 'ન્યાયવાનોનો આ જ ધર્મ ગણાય' જીવ માફક તેણે સુસુમાને ગ્રહણ કરી, ચોરેલા ધન સાથે ચોરો પણ તેની સાથે પલાયન થયા. ધન શેઠે કોટવાળ વગેરે રક્ષણ કરનાર પુરુષોને બોલાવી કહ્યું કે, ચોરોએ લૂટેલું ધન અને સુસુમા પુત્રીને પાછા લઈ આવો ત્યાર પછી કોટવાળ અને પુત્રોના હાથમા હથીયાર આપીને ધન પણ પોતાતુ મન આગળ સ્પર્દ્ધાથી દોડતું હોય, તેમ ઉતાવળથી પાછળ ગયો જળ, સ્થળ, લતા, વૃક્ષો કે માર્ગમા જે કઈ દેખાય તે સર્વ ધત્તૂરો પીવાથી ઉન્માદ પામેલાને જેમ સર્વ પીળા રંગવાળુ સુવર્ણ દેખાય, તેમ આ સર્વ સુસુમા છે-તેમ તે ધન દેખવા લાગ્યો અહીં જળપાન કર્યું, અહિ ભોજન કર્યું, અહિ બેઠા હતા, અહિથી તે ગયો-એમ બોલતા અને ડગલા ભરતા, ચોરના પગલાના અનુસારે તેઓ ચોરો પાસે ગયા 'અરે હણો હણો, પકડો પકડો' એમ બોલતા રાજપુરુષો ચોરોને મળ્યા ત્યાર પછી ચોરો ધનનો ત્યાગ કરી પકડાવાના ભયથી જુદી જુદી દિશાઓમા નાસી ગયા પરંતુ ચિલાતીપુત્રે વાઘ જેમ પકડેલી મૃગલીને ન છોડે તેમ સુસુમાને ન છોડી કોટવાળ વગેરે રાજ્યાધિકારીઓને પુષ્કળ ધન પ્રાપ્ત થવાથી પાછા ફર્યા નિયમ છે કે, 'સ્વાર્થસરે, એટલે સર્વ લોકોની અવળી બુદ્ધિ થાય છે.' હાથી જેમ લતાને

તેમ ચિલાતીપુત્ર સુસુમાને પોતાના ખભા ઉપર વહન કરતો મોટા અરણ્યમાં પેઠો. રાહુના સુખથી ચંદ્રકળાને તેમ ચોરના પંજામાથી પુત્રીને ખેચી લાવવા માટે પંચાનન (સિંહ) સરખા પાંચ પુત્રો સાથે ધન તેની પાછળ ગયો 'જો ધન મારી નજીક આવી જાય તો, મારી આ સુસુમા રખે તેની થઈ જાય' તેવી બુદ્ધિથી તેણે સુસુમાનુ મસ્તક–કમલ છેદી નાખ્યું. ખેચેલી તરવારવાળો અને મસ્તક જેણે હાથમા સ્થાપન કરેલ છે, એવો તે તે સમયે યમરાજની નગરીના ક્ષેત્રપાલ જેવો બની ગયો આ તરફ ધન સુસુમાના ધડ પાસે ઉભો રહીને રુદન કરતો હતો, ત્યારે અશ્રુપ્રવાહથી નયન જળ અંજલિ અર્પણ કરતો હતો તેણીના ધડનો ત્યાગ કરી ધન પુત્રો સાથે પાછો ફરતો હતો. શોકના કાટાથી ભોકાએલો તે મહાઅટવીમાં ભૂલો પડ્યો. લલાટ પર તપતા સૂર્યના તેજના તાપના ભયથી જ હોય તેમ ચારે બાજુ છાયા સંકેલીને મધ્યાહ્નનો સૂર્ય તે સમયે થયો. ધન અને તેના પાંચ પુત્રો શોક, શ્રમ, ક્ષુધા, તૃષ્ણા અને મધ્યાહ્નનો તાપ આ પાચ અગ્નિવડે જાણે પંચાગ્નિ તપ તપતા હોય તેમ જણાતા હતા માર્ગમા જળ નથી, ખાવા ફળ નથી, તેમ જીવન આપનાર કોઈ બીજુ ઔષધ જોવામાં આવતુ નથી ઉલટા મૃત્યુ આપનાર હિંસક ફાડી ખાનાર શ્વાપદો જોવામા આવ્યા પોતાની તથા પુત્રોની આવી વિષમ અવસ્થા જોતો ધનશેઠ લાંબા માર્ગમાં જતા જતા વિચારવા લાગ્યો કે, "મારા સર્વ ધનનો નાશ થયો, પ્રાણાધિક પ્રિય પુત્રી મૃત્યુ પામી, અમે પણ મૃત્યુના કિનારે આવી પહોચ્યા છીએ અહો ! દૈવના આવા વિલાસને ધિક્કાર હો પુરુષાર્થ કરવાથી કે બુદ્ધિ-સંપત્તિથી જે પદાર્થ સાધી શકાતો નથી, ત્યારે એક માત્ર દૈવ જ અહિ મોટામાં મોટું બળવાન છે આ દૈવ દાનથી પ્રસન્ન કરી શકાતુ નથી, વિનયથી ગ્રહણ કરી શકાતું નથી, સેવાથી વશ કરી શકાતુ નથી આ દૈવને સાધવુ કેટલુ મુશ્કેલ છે ? પંડિતો પણ જેને સમજાવી શકતા નથી, પરાક્રમીઓ પણ જેને રોકી શકતા નથી, તપસ્યા કરનારાઓ પણ જેને સાધી શકતા નથી આ દૈવને જિતનાર બીજો સમોવડીયો કોણ હશે ? વળી આ દૈવ કોઈ વખત મિત્ર માફક મહેરબાની કરે છે, કદાચિત્ શત્રુ માફક નિઃશંકપણે હણી નાખે છે, પિતા માફક દરેક પ્રકારે કોઈ વખત રક્ષણ કરે છે, તો કોઈ વખત દુષ્ટ પિતરાઈ માફક પીડા પણ કરે છે કોઈ વખત દૈવ ખોટા માર્ગે ગયેલાને સારા માર્ગે ચડાવે છે, કોઈ વખત સારા માર્ગમાથી ખોટા માર્ગમાં પ્રવર્તાવે છે, કોઈ વખત દૂર રહેલી વસ્તુને નજીક લાવે છે, અને દૈવ હાથમાં રહેલી વસ્તુનો વિનાશ કરે છે માયા અને ઇન્દ્રજાળ સરખા દૈવની ગતિ વિચિત્ર હોય છે દૈવની અનુકૂળતામા પુરુષોને ઝેર પણ અમૃત બની જાય છે અને પ્રતિકૂળતામા વળી અમૃત હોય તે ઝેર બની જાય છે" આ પ્રમાણે વિચારતા જ તે ધનશેઠ રાજગૃહ નગરે પહોચ્યા અને શોક સહિત સુસુમા પુત્રીના શરીરની ઉત્તરક્રિયાઓ કરી વૈરાગ્ય થવાથી શ્રીવીર પ્રભુની પાસે દીક્ષા લઈ દુષ્કર તપ તપીને આયુ પૂર્ણ થતા સ્વર્ગે ગયા.

ચિલાતીપુત્ર પણ સુસુમાના અનુરાગથી વારંવાર તેનું મુખ જોતો અને માર્ગના થાકને ન ગણકારતો દક્ષિણ દિશા તરફ ચાલ્યો. માર્ગમાં સર્વ પ્રકારના સંતાપને દૂર કરનાર છાયડાવાળા વૃક્ષ સરખા કાયોત્સર્ગ કરતા એક સાધુના આગળ દર્શન થયા પછી પોતાના આ અકાર્યથી ઉદ્વેગ થએલા મનવાળા તેણે તે સાધુને કહ્યુ કે, 'મને ટૂંકાણમા ધર્મ કહો, નહિતર આ જ તરવારથી કેળ જેવી સુસુમાની જેમ તમારુ મસ્તક છેદી નાખીશ ' તે મુનિએ જ્ઞાનથી જાણ્યુ કે, આ આત્મામા રોપેલુ બોધિબીજ ક્યારામા રોપેલા ડાંગરના બીજની માફક જરૂર વૃદ્ધિ

પામશે 'ઉપશમ, વિવેક અને સંવર સમ્યગ્ પ્રકારે કરવો જોઈએ.' એમ કહીને તે ચારણમુનિ પક્ષી માફક આકાશમાં ઉડી ગયા સાભળેલા તે પદોને મંત્ર માફક વારવાર યાદ કરતા અને પરાવર્તન કરતા ચિલાતીપુત્રને તેનો ભાવાર્થ આ પ્રમાણે સમજાયો કે, "ડાહ્યા પુરુષોએ ક્રોધાદિક કષાયોનો ઉપશમ કરવો જોઈએ, અરે રે! સર્પો વડે જેમ ચદન તેમ કષાયરૂપ સર્પોથી હુ ઘેરાએલો છું આજે હવે હું મહારોગની ચિકિત્સા કરવા માફક તે કષાયોને દૂર કરવા માટે ક્ષમા, નમ્રતા, સરળતા અને સંતોષરૂપી મહાઔષધોથી ચિકિત્સા કરીશ. વળી ધન, ધાન્ય, સોનુ વગેરે પદાર્થોના ત્યાગ સ્વરૂપ વિવેક કે જે જ્ઞાનરૂપી મહાવૃક્ષનું અદ્વિતીય બીજ છે, તેને જ સ્વીકારીશ. તેમજ પાપ–સંપત્તિની ધ્વજા સમાન આ સુસુમાનું મસ્તક અને હાથમાં રહેલી તરવાર અને સર્વ ધન તેનો હું ત્યાગ કરું છુ. ઇન્દ્રિયો અને મનના વિષયોથી પાછા હઠવારૂપ સંવર તેમજ સંયમ–લક્ષ્મીના મુગટ સમાન એવો સંવર આજે મેં અગીકાર કર્યો છે સર્વ ઇન્દ્રિયોને વશ કરીને આ પ્રમાણે પદાર્થોનું ચિંતન કરતા એકમાત્ર મનની વિચારણાવાળા સમાધિને તે પામ્યા. ત્યાર પછી દુર્ગંધવાળા લોહીની ગંધથી આવેલી કીડીઓએ કવચ માફક શરીરની ચારે બાજુ વીંટળાઈને ઘુણ કીડાઓ જેમ કાષ્ઠને કોતરી નાખે, તેમ ચિલાતીપુત્રના શરીરમાં સેંકડો છિદ્રો કર્યા આવા કીડીઓના ઉપસર્ગમા થાંભલા સરખા નિશ્ચલ બની અઢી દિવસમા તે દેવલોકે ગયા બીજા સૂત્રોમાં પણ તે માટે અધિકાર જણાવતાં કહેલું છે.—

"ત્રણ પદો વડે સમ્યગ્ પ્રકારે ધર્મ સમજનાર, સયમનો સ્વીકાર કરનાર, ઉપશમ, વિવેક અને સંવર પદવાળા ચિલાતીપુત્રને હું નમું છું લોહીની ગંધથી કીડીઓ જેના પગમાં પ્રવેશ કરી છેક મસ્તક સુધી પહોચી અગ કોતરી ખાધુ, તેવા દુષ્કરકારકને હુ વંદન કરું છું. કીડીઓએ જેના દેહને ચાલણી જેવો છિદ્રવાળો કર્યો અને ડખો માર્યા તો પણ આરાધના માર્ગમાં અડગ રહેનાર એવા ધીર ચિલાતીપુત્રે અઢી દિવસમા અનેક અપ્સરા–સમુદાયથી યુક્ત અમર-ભવન પ્રાપ્ત કર્યું" વર્તનથી ચડાલ માફક ધિક્કાર પદવી પામેલ નરકગતિમા જવા યોગ્ય એવો ચિલાતીપુત્ર આ પ્રમાણે યોગનુ આલંબન પામી દેવલોકના સુખનો અધિકારી બન્યો, એ રીતે સમગ્ર સુખનું મૂળ એવો તે યોગ જ વિજય પામે છે. ૧૩.

ફરી પણ યોગની જ સ્તુતિ કરે છે—

**तस्याजननिरेवास्तु, नृपशोर्मोघजन्मन ।**
**अविद्धकर्णौ यो योग इत्यक्षरशलाकया ॥१४॥**

જે પુરુષના કાન 'યોગ' એવા અક્ષરોરૂપી શલાકા–સળીથી વિધાયા નથી, એવા નિષ્ફળ જન્મવાળા પશુ સરખા મનુષ્યનો જન્મ ન થાય તે જ સુંદર છે

ભલે લોઢાની સોયથી કાન વિધાએલા હોય, પણ 'યોગ' એવા અક્ષરરૂપી શલાકાથી જેના કાન પવિત્ર થયા નથી, એવા પશુ સરખા પુરુષના નિષ્ફળ અને વિડબનાવાળા જન્મ કરતાં તેનો જન્મ ન થાય, તે જ વધારે સુદર ગણાય ૧૪

ફરી પણ અર્ધા શ્લોકથી યોગની સ્તુતિ કરી પાછલા અર્ધા શ્લોકથી યોગનુ સ્વરૂપ કહે છે—

चतुर्वर्गेऽग्रणीर्मोक्षो, योगस्तस्य च कारणम् ।
ज्ञान–श्रद्धान–चारित्ररुपं रत्नत्रयं च सः ॥१५॥

ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચાર વર્ગમા મોક્ષ અગ્રેસર છે. તે મોક્ષનું પણ કારણ યોગ છે અને તે જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રરૂપ રત્નત્રયી સ્વરૂપ યોગ છે

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર વર્ગમા મોક્ષ એ પ્રધાન છે અર્થ ધન એને ઉપાર્જન કરવામા, રક્ષણ કરવામા, નાશ પામે, ખર્ચ થાય ત્યારે દુ ખના સંસર્ગથી દૂષિત થવાથી તે ચાર વર્ગમા અગ્રેસર નથી કામ તો સુખ થોડું અંદર જણાય છે, તેથી અર્થ કરતાં લગાર ચડીયાતું ગણી શકાય, તો પણ તેનો છેડો દુ ખમા આવતો હોવાથી અને દુર્ગતિનું સાધન હોવાથી તે પણ પ્રધાન ન ગણાય ધર્મ તો આ લોક અને પરલોકના સુખનું કારણ હોવાથી અર્થ અને કામ કરતા જો કે ચડીયાતો છે, તો પણ સુવર્ણની બેડી સમાન પુણ્યકર્મ-બ ધનુ કારણ હોવાથી ભવ-ભ્રમણ કરાવનાર છે, તેથી ધર્મ પણ અગ્રેસર નથી મોક્ષ તો પુણ્ય અને પાપના ક્ષય થવા સ્વરૂપ હોવાથી ક્લેશવાળો નથી, ઝેર મિશ્રિત ભોજન માફક ભોગવતી વખતે મનોહર અને પરિણામે દુ ખ આપનાર નથી તેમજ મોક્ષ આ લોક અને પરલોકના ફળની ઈચ્છાના દોષથી દૂષિત નથી, તેથી કરીને પરમ આન દમય મોક્ષ એ ચાર વર્ગમા સૌથી મોખરે રહેલો છે. તે મોક્ષનુ નજીકનું કારણ હોય તો યોગ છે તે યોગ કેવા સ્વરૂપવાળો છે? જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રરૂપ રત્નત્રયીવાળો યોગ કહેલો છે ૧૫

ત્રણ રત્નમાં પ્રથમ જ્ઞાનનું સ્વરૂપ કહે છે—

यथावस्थिततत्त्वानां संक्षेपाद् विस्तरेण वा ।
योऽवबोधस्तमत्राहुः, सम्यग्ज्ञानं मनीषिणः ॥१६॥

યથાવસ્થિત તત્ત્વોનો સ ક્ષેપ કે વિસ્તારથી જે અવબોધ થવો, તેને પ ડિતો સમ્યગ્જ્ઞાન કહે છે

નય, નિક્ષેપ, પ્રમાણથી સિદ્ધ થએલ સ્વરૂપવાળા જે જીવ, અજીવ, આશ્રવ, સ વર, નિર્જરા, બ ધ અને મોક્ષ-લક્ષણ જે તત્ત્વો, તેનુ જે સાચા સ્વરૂપવાળુ જ્ઞાન, ક્ષયોપશમ-વિશેષથી કોઈકને સ ક્ષેપથી, અને કર્મક્ષય થવાથી કોઈકને વિસ્તારથી જે બોધ થાય તે આ પ્રમાણે—

જીવ, અજીવ, આશ્રવ, સ વર, નિર્જરા, બ ધ અને મોક્ષ આ સાત તત્ત્વો પ ડિત પુરુષોએ કહેલા છે. તેમા જીવો મુક્ત અને સ સારી એમ બે ભેદવાળા સમજવા સર્વે જીવો અનાદિ અન ત જ્ઞાન-દર્શન સ્વરૂપવાળા છે કર્મથી સર્વથા મુક્ત થએલા તમામ જીવો એક સરખા સ્વરૂપવાળા છે તેમજ તેઓ કાયમ માટે જન્માદિ ક્લેશ અને દુ.ખોથી રહિત, તેમજ અન ત દર્શન, જ્ઞાન, શક્તિ અને આનંદમય સ્વરૂપવાળા છે

હવે સ સારીજીવો ત્રસ અને સ્થાવર એમ બે ભેદવાળા છે તે બ ને પણ વળી પર્યાપ્તા અને અપર્યાપ્તા એવા બે પ્રકારના વિશેષ ભેદવાળા છે પર્યાપ્તપણાના કારણરૂપ આ છ પર્યાપ્તિઓ છે ૧ આહાર-પર્યાપ્તિ, ૨ શરીર-પર્યાપ્તિ, ૩ ઇન્દ્રિય-પર્યાપ્તિ, ૪ શ્વાસોચ્છ્વાસ-પર્યાપ્તિ, ૫ ભાષા-પર્યાપ્તિ, ૬ મન -પર્યાપ્તિ એક ઇન્દ્રિયવાળા પ્રાણીઓને ચાર, બે, ત્રણ, ચાર ઇન્દ્રિયવાળા વિકલેન્દ્રિ-

યોને પાચ, અને પાંચ ઇન્દ્રિયવાળા પ્રાણીઓને છ પર્યાપ્તિઓ હોય છે એકેન્દ્રિયવાળા સ્થાવર જીવો–પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ તેમાં પહેલાના ચાર સૂક્ષ્મ અને બાદર બે ભેદવાળા હોય અને વનસ્પતિમાં પ્રત્યેક અને સાધારણ. તેમા પ્રત્યેક–વનસ્પતિ બાદર હોય અને સાધારણ–વનસ્પતિ સૂક્ષ્મ અને બાદર એમ બે ભેદવાળી છે. બે, ત્રણ, ચાર અને પાંચ ઇન્દ્રિયવાળા ત્રસજીવો ચાર પ્રકારના છે. તેમાં સંજ્ઞી અને અસંજ્ઞી એવા બે ભેદવાળા પંચેન્દ્રિય જીવો સમજવા. શિખામણ, ઉપદેશ, આલાપ કરવા એ વગેરે સમજે–જાણે તે અહિ સંજ્ઞી જાણવા મનપ્રાણ જેમને ન હોય તે અસંજ્ઞી પચેન્દ્રિય. સ્પર્શન, જીભ, નાસિકા, આખ અને કાન આ પાંચ ઇન્દ્રિયો છે તેના સ્પર્શ, સ્વાદ, ગંધ, રૂપ અને શબ્દ અનુક્રમે વિષયો છે. કરમીયાં, શંખ, કોડા, છીપ, પોરા, જળોકા વગેરે વિવિધ આકાર વાળા બેઇન્દ્રિય જીવો છે જુ, માકડ, મંકોડા, લીખ વગેરે ત્રણ-ઇન્દ્રિય વાળા, પતંગીયા, માખી, ભમરા, ડાસ વગેરે ચારઇન્દ્રિય વાળા બાકીના તિર્યંચયોનિમા થએલા જળચર, સ્થળચર અને ખેચરો, નારકીઓ, મનુષ્યો, દેવો આ સર્વ પાચ ઇન્દ્રિયવાળા જીવો માનેલા છે મન, ભાષા, કાયા રૂપ ત્રણ બળ, પાચ ઇન્દ્રિયો, આયુ અને શ્વાસોચ્છ્વાસ આ દસ પ્રાણો કહેલા છે. સર્વ જીવોને દેહ, આયુ, ઉચ્છ્વાસ અને ઇન્દ્રિયો, વિકલેન્દ્રિય અને અસંજ્ઞીને ભાષા અને પચેન્દ્રિય સંજ્ઞીને મન એ પ્રમાણે પ્રાણો હોય છે. ઉપપાત જન્મવાળા દેવો અને નારકીઓ તેમજ ગર્ભથી જન્મવાવાળા જરાયુ, પોતજ અને ઇડાથી થવાવાળા સંજ્ઞી પચેન્દ્રિય અને બાકીના સંમૂર્ચ્છિમપણે ઉત્પન્ન થનારા અસંજ્ઞી કહેવાય સંમૂર્ચ્છિમ જીવો અને નારકીના જીવો, પાપી નપુંસકો હોય છે દેવો સ્ત્રી અને પુરુષવેદવાળા અને બાકીના મનુષ્યો અને તિર્યંચો ત્રણે વેદવાળા હોય છે સર્વ જીવો વ્યવહાર રાશિ અને અવ્યવહાર–રાશિરૂપ બે ભેદમાં વહેચાએલા છે. સૂક્ષ્મનિગોદના જીવો અવ્યવહારીયા, તેથી બાકી રહ્યા તે સર્વે વ્યવહારીયા સમજવા. સચિત્ત, અચિત્ત, મિશ્ર, સંવૃત્ત વિવૃત્ત અને મિશ્ર, શીત, ઉષ્ણ અને શીતોષ્ણ એ પ્રકારે જીવોની નવ પ્રકારની યોનિ અર્થાત્ ઉત્પત્તિ થવાના સ્થાનકો છે પૃથ્વી, પાણી, વાયુ અને અગ્નિ એ દરેકની સાત લાખ યોનિઓ છે. પ્રત્યેક–વનસ્પતિકાયની દસ લાખ અને અનંતકાયની ચૌદ લાખ, બે, ત્રણ અને ચાર ઇન્દ્રિયવાળા વિકલેન્દ્રિય દરેકની બબ્બે લાખ મનુષ્યોની ચૌદ લાખ, નારકી, તિર્યંચો અને દેવોની દરેકની ચાર ચાર લાખ એ પ્રમાણે દરેકનો સરવાળો કરતા સર્વ જીવોની કુલ યોનિઓ ચોરાશી લાખ સર્વજ્ઞોએ કહેલી છે એકેન્દ્રિય જીવો સૂક્ષ્મ અને બાદર, પચેન્દ્રિયો સંજ્ઞી અને અસંજ્ઞી, બે, ત્રણ અને ચાર ઇન્દ્રિયવાળા પર્યાપ્તા અને અપર્યાપ્તા આ પ્રમાણે જિનેશ્વરોએ જીવોના ચૌદ સ્થાનકો કહેલા છે તેવી રીતે માર્ગણા પણ તેટલી જ સમજવી નામથી માર્ગણાઓ કહે છે. ૧ ગતિ, ૨ ઇન્દ્રિય, ૩ શરીર, ૪ યોગ, ૫ વેદ, ૬ જ્ઞાન, ૭ ક્રોધાદિ કષાયો, ૮ સંયમ, ૯ આહાર, ૧૦ દર્શન, ૧૧ લેશ્યા, ૧૨ ભવ્યત્વ, ૧૩ સમ્યક્ત્વ, તથા ૧૪ સંજ્ઞી એ ચૌદ માર્ગણાઓ છે ૧ મિથ્યાત્વ, ૨ સાસ્વાદન, ૩ સમ્યગ્–મિથ્યાત્વ, ૪ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, ૫ દેશવિરતિ, ૬ પ્રમત્ત, ૭ અપ્રમત્ત, ૮ નિવૃત્તિબાદર, ૯ અનિવૃત્તિબાદર, ૧૦ સૂક્ષ્મસંપરાય, ૧૧ ઉપશાતમોહ, ૧૨ ક્ષીણમોહ, ૧૩ સયોગી કેવલિ, ૧૪ અયોગી. એ ચૌદ ગુણસ્થાનકો છે.

૧ મિથ્યાદર્શનના ઉદયમા 'મિથ્યાદૃષ્ટિ' ગુણસ્થાનક કહેવાય ભદ્રકપણું આદિની અપેક્ષાએ તેને ગુણસ્થાનક કહેલુ છે. ૨ મિથ્યાત્વનો ઉદય ન હોય અને અનંતાનુબંધીની ચોકડીના ઉદયમાં ઉત્કૃષ્ટથી છ આવલિકા સુધી રહેનારૂ 'સાસ્વાદન' નામનુ બીજું ગુણસ્થાનક છે ૩ સમ્યક્ત્વ અને મિથ્યાત્વના યોગથી ત્રીજુ 'મિશ્ર' ગુણસ્થાનક અંતર્મુહૂર્તની સ્થિતિવાળુ છે ૪ અપ્રત્યાખ્યાનના ઉદયમા 'અવિરતિ સમ્યગ્દૃષ્ટિ' નામનું. ૫ પ્રત્યાખ્યાન

કષાયના ઉદયમા 'દેશવિરતિ.' ૬ પ્રાપ્ત થએલા સંયમવાળો જે પ્રમાદ સેવે, તે 'પ્રમત્ત-સયત' ૭ જે સયમી પ્રમાદ ન સેવે, તે 'અપ્રમત્ત-સંયત' આ છઠ્ઠા સાતમા ગુણઠાણાં વારાફરતી અતર્મુહૂર્ત કાળવાળા છે ૮ જેનાથી કર્મોની અપૂર્વ સ્થિતિનો ઘાત વગેરે કરે, તેનાથી 'અપૂર્વકરણ' નામનુ આઠમુ ગુણસ્થાનક કહેવાય અને અહિંથી ક્ષપકશ્રેણિ અને ઉપશમશ્રેણિ શરૂ થાય અથવા તો ઉદયમા આવેલા બાદર કષાયોના પરિણામો માહોમાહે નિવર્તન કરે, તે પણ 'નિવૃત્તિબાદર' કહેવાય ૯ જેમા પ્રયત્ન પૂર્વક માહોમાહે પરિણામો ન નિવર્તે, તે 'અનિવૃત્તિ બાદર' નામનુ નવમુ ગુણસ્થાનક છે તેમા પણ બને શ્રેણિ પ્રવર્તે છે ૧૦ લોભ નામનો સૂક્ષ્મ કિટ્ટી કરેલો કષાય વર્તતો હોય, તે દસમુ 'સૂક્ષ્મસંપરાય' ગુણસ્થાનક કહેવાય. તેમા પણ બને શ્રેણિ હોય ૧૧ મોહનો ઉપશમ કરે, તે 'ઉપશાન્તમોહ' નામનુ અગીઆરમું અને ૧૨ મોહનો ક્ષય કરે, તે 'ક્ષીણમોહ' નામનુ બારમુ ગુણસ્થાનક કહેવાય ૧૩ ઘાતિ-કર્મોનો ક્ષય થવાથી તેરમુ 'સયોગી કેવલી' નામનુ તેરમું અને યોગોનો ક્ષય થાય તો તે 'અયોગી કેવલી' નામનું ચૌદમું ગુણસ્થાનક કહેવાય એ પ્રમાણે જીવતત્ત્વનુ સ્વરૂપ સમજાવ્યુ

**અજીવ તત્ત્વ**

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાલ એટલા પદાર્થો અજીવ કહેવાય આ પાચ સાથે જીવ ભેળવીએ એટલે છ દ્રવ્યો ભગવતે પ્રરૂપેલા છે તેમા કાળ વગર સર્વે પ્રદેશો એકઠા થવા સ્વરૂપ દ્રવ્યો છે અને જીવ વગરના બાકીના દ્રવ્યો ચેતના વગરના અને અકર્તારૂપ માનેલાં છે કાલ વગરના અસ્તિકાય અને પુદ્ગલ વગર બાકીના અમૂર્ત સ્વરૂપ અથવા અરૂપી દ્રવ્યો માનેલા છે. તે સર્વ દ્રવ્યો ઉત્પન્ન થવુ, નાશ પામવુ અને સ્થિર રહેવું-તેવા સ્વરૂપવાળા માનેલા છે પુદ્ગલો સ્પર્શ, રસ, ગધ અને વર્ણવાળા હોય છે તે અણુ અને સ્કધ એમ બે પ્રકારના છે તેમા અણુઓ છૂટા હોય છે બધાએલા અણુઓ સ્કધ કહેવાય છે. અને ગધ, શબ્દ, સૂક્ષ્મપણુ, સ્થૂલપણુ વગેરે આકૃતિવાળા તથા અધકાર, આતપ, ઉદ્દ્યોત, ભેદ, છાયા સ્વરૂપ પણ હોય કર્મવર્ગણા, ઔદારિકાદિ શરીર, મન, ભાષાનુ પરિણમન, શ્વાસોચ્છ્વાસ આપનાર, સુખ, દુખ, જીવિત અને મૃત્યુમાં મદદ કરનાર પુદ્ગલસ્કધો છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશ આ ત્રણ દ્રવ્યો એક એક દ્રવ્ય છે તેમજ તે દ્રવ્યો હમેશા અમૂર્ત, નિષ્ક્રિય અને સ્થિર છે એક જીવ દ્રવ્યના અસખ્યાતા પ્રદેશો હોય તેટલા જ પ્રદેશો લોકાકાશ, ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના હોય. તેમા એક પ્રદેશ વધારે કે ઓછો ન હોય જળચર જીવોને જેમ જવા-આવવામા પાણી સહકાર આપે છે, તેમ ચારે બાજુ જીવ અને અજીવને જવા-આવવામા કે પ્રવૃત્તિ કરવામા ધર્માસ્તિકાય સહકાર આપી જવું-આવવુ વગેરે પ્રવૃત્તિમા મદદગાર થાય છે માર્ગમા ચાલનાર મુસાફરને જેમ છાયડો સ્થિર થવામા સહાયક બને, તેમ જીવ અને પુદ્ગલો જે પોતે સ્થિર બન્યા છે, તેમને સહકાર આપી સ્થિર કરે, તે અધર્માસ્તિકાય સર્વ જગ્યા પર રહેલુ, પોતામા પ્રતિષ્ઠિત, અવકાશ (જગ્યા) આપનાર, તે આકાશ કહેવાય, તે અનત પ્રદેશ સ્વરૂપ લોક અને અલોકમા વ્યાપીને રહેલુ છે લોકાકાશના પ્રદેશમા રહેલા તેનાથી ભિન્ન એવા જે કાલના અણુઓ પદાર્થોનુ પરિવર્તન કરવામા મુખ્ય છે, તે કાલ કહેવાય જેમ કે નવાનુ જુનુ કરવું, યુવાનને વૃદ્ધ કરવો, તે કરનાર કાલ જ્યોતિ શાસ્ત્રમા જે સમય, પલ, વિપલ, ઘડી, મુહૂર્ત, પહોર, દિવસ, રાત્રિ, મહિનો, વર્ષ, યુગ વગેરે કાળના માપ કહેલા છે તે કાળને જાણનારાઓએ તેને વ્યાવહારિક કાલની સજ્ઞા આપી છે. નવીન, જીર્ણ એ વગેરે સ્વરૂપવાળા

પદાર્થો જગતમાં પરિવર્તન પામે છે, તે કાળનું જ સામર્થ્ય સમજવું. કાલક્રીડાથી વિડંબિત થયેલા વર્તમાન પદાર્થો ભૂતપણાને અને ભાવી પદાર્થો વર્તમાનપણાને પામે છે. આવી રીતે અજીવતત્ત્વ પૂર્ણ થયું.

આશ્રવાદિ તત્ત્વો

હવે આશ્રવ તત્ત્વ સમજાવે છે– મન, વચન અને કાયાના યોગથી જીવ જે કર્મ ગ્રહણ કરે, તે આશ્રવ કહેવાય શુભકર્મનો હેતુ શુભ અથવા પુણ્ય અને અશુભકર્મનો હેતુ અશુભ એટલે પાપ કહેવાય. આશ્રવ તત્ત્વ કહ્યા પછી હવે સંવર અને નિર્જરા કહે છે:– સર્વ આશ્રવોને રોકનાર તે સંવર ભવનાં હેતુભૂત કર્મોને આત્માથી વિખૂટાં પાડવા રૂપ નિર્જરા. આ પ્રમાણે સંવર અને નિર્જરા તત્ત્વો સાથે કહ્યાં આશ્રવ, સંવર અને નિર્જરાનું સ્વરૂપ અહિં વિસ્તારથી નથી કહ્યું, કારણ કે આગળ ભાવનાનો વિષય કહીશું, ત્યારે વિસ્તારથી સમજાવીશું; એટલે પુનરુક્તિ થવાના કારણે અહિં ટૂંકમાં જ માત્ર ત્રણે તત્ત્વો કહેલાં છે.

હવે બંધ તત્ત્વ જણાવે છે–કષાય સહિતપણાના યોગે જીવ કર્મને યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે, તે જીવની પરતંત્રતાના કારણસ્વરૂપ બંધ કહેવાય જેમ બેડીમાં જકડાયેલો કેદી પરાધીન બને, તેમ કર્મરૂપ બેડીમાં જકડાયેલો સ્વતંત્ર આત્મા પરવશ બને છે તે બંધના પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશ એવા ચાર ભેદ છે પ્રકૃતિ એટલે કર્મનો સ્વભાવ અને તે જ્ઞાનાવરણીયાદિ આઠ ભેદવાળી છે. ૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુષ્ય, ૬ નામ, ૭ ગોત્ર અને ૮ અંતરાય. કર્મની આ આઠ મૂળ પ્રકૃતિઓ કહેલી છે. મોટી અને નાની એવા પ્રકારની કર્મોની સ્થિતિ અર્થાત્ કર્મ ભોગવવાના કાળનો નિયમ, તે કર્મસ્થિતિ કહેવાય. અનુભાગ એટલે વિપાક રસ અને પ્રદેશ એટલે કર્મનાં દળીયાંનો જત્થો સમજવો. મિથ્યાત્વ, અવિરતિ, કષાય, પ્રમાદ અને યોગ આ પાંચ કારણે જીવ કર્મબંધ કરે છે. એ પ્રમાણે બંધતત્ત્વનું સ્વરૂપ કહ્યું.

હવે છેલ્લું મોક્ષતત્ત્વ કહે છે– કર્મના બંધના હેતુઓનો અભાવ થવાથી ઘાતિકર્મનો ક્ષય થવાના યોગે કેવલજ્ઞાન થાય અને ત્યાર પછી બાકી રહેલાં ચાર કર્મોનો ક્ષય થવાથી જીવનો મોક્ષ થાય આ ત્રણ ભુવનમાં દેવો, અસુરો અને ચક્રવર્તીઓને જે પ્રકારનું સુખ છે, તે મોક્ષ સુખની સંપત્તિના અનંતમા ભાગે પણ નથી. પોતાના આત્મામાં આત્મસ્વરૂપે જે પ્રત્યક્ષ, કાયમી અને જેનો કદાપિ છેડો ન આવે, તેવા પ્રકારનું સુખ હોવાથી તેને ચારે વર્ગમાં અગ્રેસર સ્વરૂપ મોક્ષ કહેલો છે. આ પ્રમાણે મોક્ષતત્ત્વ કહ્યુ.

હવે પાચ જ્ઞાનો કહે છે- મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવલ એમ જ્ઞાનના પાંચ મુખ્ય ભેદો સમજવા એ દરેકના વળી પેટાભેદો પણ કહીશું અવગ્રહ, ઇહા, અપાય, ધારણા, બહુ, બહુવિધ વગેરે ભેદયુક્ત, ઇન્દ્રિય અને મનથી થવાવાળું મતિજ્ઞાન કહેલું છે બીજું શ્રુતજ્ઞાન– પૂર્વો, અંગો, ઉપાંગો, પ્રકીર્ણકો વડે વિસ્તાર પામેલુ 'સ્યાત્' પદથી યુક્ત અર્થાત્ સ્યાદ્વાદ-યુક્ત એવું શ્રુતજ્ઞાન અનેક ભેદવાળુ છે અવધિજ્ઞાન બે પ્રકારનુ, ભવપ્રત્યયિક–દેવતાઓને અને નારકીઓને તે ભવયોગે થનારૂં અને બાકીના મનુષ્યોને અને તિર્યંચને લબ્ધિથી થનારૂ છ ભેદવાળું છે અને તે ક્ષયોપશમથી થનાર છે મનઃપર્યવજ્ઞાનના ઋજુમતિ અને વિપુલમતિ એવા બે ભેદ છે, વિશુદ્ધિવાળું અને આવેલું ન ચાલ્યુ જાય તેવુ વિપુલમતિ મનઃપર્યવજ્ઞાન સમજવું.

જગતના, સર્વકાળના, સર્વદ્રવ્યોના સર્વપર્યાયોના વિષયવાળું વિશ્વલોચન-સમાન અનંત, અતીન્દ્રિય, અપૂર્વ એવુ એક જ્ઞાન, તે કેવલજ્ઞાન કહેવાય એવી રીતે પાંચ જ્ઞાનોથી સર્વતત્ત્વો સમજી શકાય છે. મોક્ષના કારણસ્વરૂપ રત્નત્રયીના પ્રથમ ભેદનો જ્ઞાતા બની શકે. ભવરૂપી વૃક્ષને મૂળસહિત ઉખેડી નાખવા માટે મદોન્મત્ત હાથી સમાન, અજ્ઞાન-અંધકાર નાશ કરવા માટે સૂર્ય સમાન, જગતના તત્ત્વોને પ્રકાશિત કરવામાં અપૂર્વ નેત્ર-સમાન અને ઇન્દ્રિયોરૂપી હરણોને વશ કરવામા જાળ સરખું આ સમ્યગ્જ્ઞાન જ છે ૧૬.

બીજું દર્શન-રત્ન કહે છે-

**रुचिर्जिनोक्ततत्त्वेषु, सम्यक्श्रद्धानमुच्यते ।**
**जायते तन्निसर्गेण, गुरोरधिगमेन वा ॥१७॥**

જિનેશ્વરોએ કહેલા તત્ત્વોમા રુચિ થવી, તે સમ્યગ્ શ્રદ્ધા કહેવાય અને તે સાચી શ્રદ્ધા સ્વય અગર ગુરુના ઉપદેશથી થાય છે

જિનેશ્વરોએ કહેલા જીવાદિક તત્ત્વોમા જે રુચિ, તેનું નામ સાચી શ્રદ્ધા, તે રુચિ વગરનું જ્ઞાન ફળસિદ્ધિ કરનાર બનતુ નથી. શાક, અન્ન વગેરેના સ્વરૂપને જાણનાર હોવા છતા રુચિ વગર મનુષ્ય તેની તૃપ્તિને કે સ્વાદના ફળને મેળવી શકતો નથી શ્રુતજ્ઞાનવાળા અંગારમર્દક વગેરે અભવ્ય કે દુર્ભવ્યો જિનોક્ત તત્ત્વોમાં રુચિ ન હોવાથી કહેલુ ફળ મેળવી શક્યા નથી. તે શ્રદ્ધા ઉત્પન્ન થવાના બે પ્રકાર છે ગુરુના ઉપદેશ વગર સ્વભાવથી આપોઆપ થઈ જાય, તે (૧) નિસર્ગસમ્યક્ત્વ અને ગુરુના ઉપદેશથી કે પ્રતિમાના દર્શનથી થાય, તે (૨) અધિગમ-સમ્યક્ત્વ કહેવાય.

અનાદિ અનંત સંસાર-આવર્તમા ભ્રમણ કરતા જીવોને વિષે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોટાકોટી સાગરોપમની છે, ગોત્ર અને નામની વીશ અને મોહનીયકર્મની સીત્તેર કોટાકોટી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ છે તે સ્થિતિમાથી, પર્વત પરથી વહેતી નદીમા ગબડતા અથડાતા કૂટાતા કેટલાક પત્થરો આપોઆપ સરખા ગોળ ઘાટના બની જાય છે, તે ન્યાયે વગર પ્રયત્ને આપોઆપ દરેક કર્મની સ્થિતિ તેવા પ્રકારના પરિણામના યોગે ઓછી થઇ જાય અને જ્યારે માત્ર એક કોડાકોડી સાગરોપમની પણ અંદર જેટલી બાકી રહે, ત્યારે દરેક સંસારી જીવો યથાપ્રવૃત્તકરણ કરવાના યોગે ગ્રંથિ-પ્રદેશ સુધી આવે છે દુઃખે કરીને ભેદી શકાય તેવો રાગ-દ્વેષનો પરિણામ તે ગ્રંથિ કહેવાય, જે સદા (રાયણના મૂળની) ગાઠ માફક મહામુશ્કેલીથી છેદી શકાય તેવી હોય છે આ ગ્રંથિસ્થાન સુધી પહોચેલા જીવો પણ ફરી રાગાદિકથી પ્રેરાઇને ઉત્કૃષ્ટ કર્મની સ્થિતિનો બંધ કરનાર અને ચારે ગતિમા ભ્રમણ કરનાર થાય છે તેમા કેટલાક ભાવિ કલ્યાણ પામનારા જે ભવ્ય જીવો હોય છે, તેઓ પોતાનુ મહાવીર્ય પ્રગટ કરીને અપૂર્વકરણ કરતાં દુઃખે કરી ઉલ્લંઘન કરી શકાય તેવી તે ગ્રંથિને એકદમ મહા લાબા પંથને કાપી ઇષ્ટસ્થાને મુસાફર પહોચી જાય તેમ, ઉલ્લંઘન કરી આગળ પહોચી જાય છે આ અપૂર્વકરણ કહેવાય. હવે ત્યારપછી અનિવૃત્તિકરણ કર્યા પછી અંતરકરણ કર્યે છતે વેદવા લાયક મિથ્યાત્વના દળીયાંને દૂર કરે તે વખતે, અંતર્મુહૂર્તની સ્થિતિવાળુ ઔપશમિક સમ્યગ્દર્શન પ્રાપ્ત કરે છે આ સમ્યક્ શ્રદ્ધાન, તે નિસર્ગ સમ્યક્ત્વ કહેવાય. ગુરુનો ઉપદેશ કે તેવા પ્રકારનું આલંબન પામી

સર્વ જીવોને જે સમ્યક્ શ્રદ્ધાન થાય, તે બીજું અધિગમ–સમ્યક્ત્વ કહેવાય. આ સમ્યગ્દર્શન યમ અને પ્રશમના ઔષધસમાન, જ્ઞાન–ચારિત્રનું બીજ અને તપ તથા શ્રુતાદિનો હેતુ છે. જ્ઞાન અને ચારિત્રથી રહિત સમ્યક્ત્વ હોય, તે પણ પ્રશંસવા યોગ્ય છે, પણ મિથ્યાત્વ–વિષથી દૂષિત જ્ઞાન અને ચારિત્ર વખાણવા યોગ્ય નથી. જ્ઞાન અને ચારિત્રથી રહિત શ્રેણિક રાજાએ સમ્યક્ત્વના પ્રભાવથી તીર્થંકર–નામકર્મ ઉપાર્જન કર્યું–એમ શાસ્ત્રમાં કહેલું છે જ્ઞાન અને ચારિત્ર નહિં ધારણ કરનાર જીવો પણ જે સમ્યક્ત્વના પ્રભાવથી અનુપમ સુખના નિધાન સરખું મુક્તિ–સુખ પ્રાપ્ત કરે છે ભવ–સમુદ્રમા ડૂબતાને નાવ–સમાન, દુઃખરૂપી વનને બાળવા માટે દાવાનલ–સમાન એવા સમ્યગ્દર્શન–રત્નનો તમે અહિં આશ્રય કરો. ૧૭.

હવે ત્રીજું ચારિત્રરત્ન કહે છે–

सर्वसावद्ययोगानां, त्यागश्चारित्रमिष्यते।
कीर्तितं तदहिंसादि–व्रतभेदेन पञ्चधा ॥१८॥

સર્વ પાપવાળા યોગોના ત્યાગસ્વરૂપ ચારિત્ર કહેલું છે, જે અહિંસા વગેરે પાચ પ્રકારના ભેદવાળું જણાવેલું છે.

સર્વ સાવદ્ય યોગો, નહિં કે કેટલાક માત્ર, એવા પાપ–વ્યાપારનો જ્ઞાન અને શ્રદ્ધાપૂર્વક જે ત્યાગ કરવો, તે સમ્યક્ ચારિત્ર કહેવાય. જ્ઞાન અને શ્રદ્ધા વગર કરેલું ચારિત્ર સમ્યગ્ચારિત્ર ન ગણાય. દેશવિરતિથી જુદું પાડવા માટે સર્વ એમ જણાવેલુ છે. મૂળ અને ઉત્તરગુણ–ભેદવાળુ બે પ્રકારનું ચારિત્ર હોવાથી મૂળગુણરૂપ ચારિત્ર–પાંચ મહાવ્રત ગ્રહણ કરવા સ્વરૂપ સમજવું, નહી કે સ્વરૂપથી. ૧૮.

ચારિત્રના મૂળ ગુણોને જ કહે છે–

अहिंसा–सूनृतास्तेय–ब्रह्मचर्यापरिग्रहाः ।
पञ्चभिः पञ्चभिर्युक्ता, भावनाभिर्विमुक्तये ॥१९॥

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચે મહાવ્રતો દરેકની પાંચ પાંચ ભાવનાઓથી યુક્ત હોય તો મુક્તિ માટે થાય.

અહિંસાદિક પાચ મહાવ્રતો દરેકની પાચ પાચ ભાવના એટલા માટે કહેલી છે કે, જો સતત ભાવનાની જાગૃતિ રહે, તો તેનાથી મુક્તિ પ્રાપ્ત થાય છે. ૧૯

મૂળગુણરૂપ પ્રથમ મહાવ્રત કહે છે–

न यत् प्रमादयोगेन, जीवितव्यपरोपणम् ।
त्रसानां स्थावराणां च, तदहिंसाव्रतं मतम् ॥२०॥

પ્રમાદના યોગથી ત્રસ કે સ્થાવર જીવોના પ્રાણોનો નાશ ન કરવો તે પ્રથમ અહિંસા મહાવ્રત માનેલું છે.

પ્રમાદ એટલે અજ્ઞાન, સંશય, વિપર્યય, રાગ–દ્વેષ, યાદ ન રહેવુ, મન, વચન અને કાયાના યોગનું પ્રતિકૂળપણે વર્તન થવું અને ધર્મનો અનાદર કરવો–એમ આઠ પ્રકારનો પ્રમાદ કહેલો છે. તેના યોગથી ત્રસ કે સ્થાવર જીવોના પ્રાણનો વિયોગ કરવો, તે હિંસા તે ન કરવી, તે અહિંસા ૨૦.

બીજું મહાવ્રત કહે છે–

**प्रियं पथ्यं वचस्तथ्यं, सूनृतव्रतमुच्यते ।**
**तत् तथ्यमपि नो तथ्यम्, अप्रियं चाहितं च यत् ॥२१॥**

પ્રિય હિતકારી અને સત્ય વચન બોલવુ, તે સૂનૃતવ્રત કહેવાય, તથ્ય વચન પણ જો અપ્રિય અને અહિતકર હોય તો, તે સત્ય વચન ન કહેવાય.

અમૃષાસ્વરૂપ સાચુ વચન બોલવુ, તે સૂનૃતવ્રત કહેવાય સાભળતા માત્ર જે આનદ આપે તે પ્રિય અને ભવિષ્યમા હિતકારી તે પથ્ય તેવુ વચન તે તથ્ય કહેવાય અહિ સત્યવ્રતનો અધિકાર હોવાથી તથ્ય એવું એક વિશેષણ બસ છે, પ્રિય અને પથ્ય એવાં વિશેષણોની શી જરૂર છે ? તેનુ સમાધાન કરતા જણાવે છે વ્યવહારથી સત્ય હોવા છતા પણ ચોરને તુ ચોર, કોઢીયાને તુ કોઢરોગવાળો કહે, તે અપ્રિય હોવાથી સાચુ નથી ગણ્યુ સાચુ છતા અહિતકર, જેમકે શિકારીઓ જગલમા પૂછે કે, મૃગલાઓ કઈ તરફ ગયા ? એને ખરી હકીકત કહેવાથી મૃગલાઓને હિસા કરી મારી નાખે, તેથી તેને સત્ય નથી ગણ્યું ૨૧

ત્રીજા મૂળગુણ મહાવ્રતને કહે છે–

**अनादानमदत्तस्यास्तेयव्रतमुदीरितम् ।**
**बाह्याः प्राणा नृणामर्थो, हरता तं हता हि ते ॥२२॥**

વિત્તના સ્વામીએ નહિ આપેલ વસ્તુ ગ્રહણ ન કરવી, તે અસ્તેય નામનુ ત્રીજું મહાવ્રત કહેલું છે ધન એ મનુષ્યના બાહ્ય પ્રાણો છે અને તેનુ હરણ કરવાથી તેઓના પ્રાણોનો નાશ કર્યો સમજવો.

ધનના માલિકે આપ્યા વગર ગ્રહણ ન કરવુ, તે અદત્તાદાનવ્રત ૧ સ્વામી, ૨ જીવ, ૩ તીર્થંકર, અને ૪ ગુરુ–અદત્ત એમ તેના ચાર પ્રકાર છે તૃણની સળી, પત્થર, કાષ્ઠ વગેરે તેના સ્વામીએ ન આપેલા હોય તો તે સ્વામીથી અદત્ત, માલિકે આપવા છતાં જીવ પોતે ન આપે, જેમ કે દીક્ષાના પરિણામ વગરનો જીવ હોય તેને માતા–પિતા ગુરુને આપે તે જીવથી અદત્ત, તીર્થંકરોએ પ્રતિષિદ્ધ એવા આધાકર્માદિ ગ્રહણ કરવા, તે તીર્થંકરથી અદત્ત, માલિકે આપેલ હોય છતા, આધાકર્માદિ દોષ–રહિત હોય, પણ ગુરુની રજા વગર ગ્રહણ કરે તો તે ગુરુથી અદત્ત કહેવાય બાકીના વ્રતો પ્રથમ વ્રતના રક્ષણ કરનારા છે અદત્તાદાનમા હિસા કેવી રીતે ગણાય ? ત્યારે જણાવ્યું કે, ધન એ બાહ્ય પ્રાણો છે ચોરી કરવી તે બાહ્ય પ્રાણો લીધા બરાબર છે. ૨૨

ચોથુ મહાવ્રત કહે છે–

**दिव्यौदारिककामानां, कृतानुमतिकारितैः ।**
**मनो–वाक्–कायतस्त्यागो, ब्रह्माष्टादशधा मतम् ॥२३॥**

દેવ સબંધી અને ઔદારિક શરીર સબધી, કામોના મન, વચન અને કાયાથી, કરવા, કરાવવા અને અનુમોદવાના ત્યાગરૂપ એવા અઢાર ભેદવાળુ બ્રહ્મવ્રત કહેલું છે

દેવતાઈ વૈક્રિય શરીરો અને તિર્યંચો તથા મનુષ્યોના ઔદારિક શરીરોના કામોનો મનથી વચનથી અને કાયાથી કરવા, કરાવવા, અને અનુમોદવાનો ત્યાગ એ પ્રમાણે અઢારભેદવાળું કામના ત્યાગરૂપ બ્રહ્મવ્રત. કહેલુ છે કે.– દેવતાઈ કામના રતિસુખથી ત્રિવિધ ત્રિવિધે વિરતિ

એ પ્રમાણે નવ, તથા ઔદારિક સંબંધી પણ તે જ પ્રમાણે નવ મળીને અઢાર પ્રકારવાળું બ્રહ્મવ્રત, કરવું, કરાવવુ, અનુમોદવુ, મન, વચન અને કાયાથી આ વચલા વ્રતમાં કહેવાથી પહેલા અને પછીના મહાવ્રતમાં પણ આ ભેદો જોડવા. ૨૩.

પાંચમું મહાવ્રત જણાવે છે–

सर्वभावेषु मूर्च्छायास्त्यागः स्यादपरिग्रहः ।
यदसत्स्वपि जायेत, मूर्च्छया चित्तविप्लवः ॥२४॥

સર્વપદાર્થો સંબંધી મૂર્ચ્છાનો ત્યાગ, તે અપરિગ્રહ વ્રત કહેવાય. અછતા પદાર્થોમાં પણ મૂર્ચ્છા થવાથી ચિત્ત અસ્થિર બને છે.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવરૂપ સર્વ ભાવોમાં મૂર્ચ્છા કે આસક્તિનો ત્યાગ, એકલા પદાર્થ-માત્રનો ત્યાગ નહિં, પણ તેની મૂર્ચ્છાનો ત્યાગ, તે અપરિગ્રહવ્રત કહેવાય. શંકા કરે છે કે, પરિગ્રહનો ત્યાગ કર્યો એટલે અપરિગ્રહવ્રત થઈ ગયુ, મૂર્ચ્છાત્યાગરૂપ તેનુ લક્ષણ કેમ કહ્યુ ? તેના સમાધાનમાં કહે છે કે, અવિદ્યમાન પદાર્થમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવમાં મૂર્ચ્છા થવાથી ચિત્તની અશાંતિ થાય છે અને અસ્થિરચિત્તવાળાથી પ્રશમ–સુખનો અનુભવ કરી શકાતો નથી. ધન ન હોવા છતાં ધનની તૃષ્ણાવાળા, રાજગૃહીના દ્રમકની માફક ચિત્તની મલિનતા દુર્ગતિમા પડવાનું કારણ બને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ લક્ષણ સામગ્રીની હાજરી છતા તૃષ્ણારૂપ કાળા સર્પના ઉપદ્રવ વગરના મનવાળાઓને પ્રશમ–સુખની પ્રાપ્તિથી ચિત્તની પૂર્ણ સ્થિરતા હોય છે. આ જ કારણથી ધર્મોપકરણ ધારણ કરનાર યતિઓને શરીર અને ઉપકરણમા મમતા ન હોવાથી અપરિગ્રહપણું જણાવેલુ છે કહ્યુ છે કે, 'જેમ ઘોડાને આભૂષણો હોવા છતાં તેને તેની મૂર્ચ્છા હોતી નથી, તેવી રીતે ઉપકરણવાળા નિર્ગ્રંથો પણ તેમાં રાગ કરતા નથી.' જેવી રીતે મૂર્ચ્છા–રહિત ધર્મોપકરણવાળા મુનિઓને પરિગ્રહદોષ નથી, તેવી રીતે વ્રત ધારણ કરનાર સાધ્વીઓ પણ ગુરુના ઉપદેશ અનુસાર ધર્મોપકરણ ધારણ કરનારી, ત્રણ રત્નવાળી નિર્ગ્રંથીઓને પણ પરિગ્રહપણાનો દોષ નથી, આ કારણથી સાધ્વીઓ માટે 'ધર્મોપકરણ–પરિગ્રહ માત્રથી સ્ત્રીઓને મોક્ષ ન હોય' તેમ કહેનાર (દિગંબર) માત્ર વાચાળ છે.૨૪.

પાંચ પાચ ભાવનાથી યુક્ત હોય તો, તે પાચ મહાવ્રત મુક્તિ માટે થાય છે, તે પૂર્વે કહ્યુ હતું, તેની સ્તુતિ કરે છે–

भावनाभिर्भावितानि, पञ्चभिः पञ्चभिः क्रमात् ।
महाव्रतानि नो कस्य, साधयन्त्यव्ययं पदम् ? ॥२५॥

ક્રમસર પાચ પાંચ ભાવેલી ભાવનાઓથી વાસિત થએલાં મહાવ્રતો કોને અવ્યયપદ સાધી આપતાં નથી ?

વાસિત કરાય–ગુણ–વિશેષોનુ જેમાં આરોપણ કરાય, એવા મહાવ્રતો ભાવનાઓ વડે દૃઢપણે પાલન કરી શકાય છે ૨૫

હવે પ્રથમવ્રતની ભાવનાઓ કહે છે—

मनोगुप्त्येषणादानेर्याभिः समितिभिः सदा ।
दृष्टान्नपानग्रहणेनाहिंसां भावयेत् सुधीः ॥२६॥

સુબુદ્ધિશાળી સાધુએ મનોગુપ્તિ, એષણા-સમિતિ, આદાનભંડ-નિક્ષેપણા-સમિતિ, ઈર્યા-સમિતિ તથા આહાર-પાણી જોવાપૂર્વક ગ્રહણ કરવા વડે કરીને અહિંસા ભાવવી જોઈએ.

આગળ કહીશું તેવા લક્ષણવાળી મનોગુપ્તિ રૂપ એક ભાવના, વિશુદ્ધ-નિર્દોષ પિંડ ગ્રહણ કરવામાં સમ્યગ્ સાવધાની રાખવી, પાટ-પાટલા વગેરે પદાર્થો લેવા-મૂકવામાં જે જયણાવાળી પ્રવૃત્તિ, જવા-આવવામા જયણાવાળી પ્રવૃત્તિ, નજર કરી આહાર-પાણી ગ્રહણ કરવા, તથા ઉપલક્ષણથી ભોજન કરતી વખતે પણ અહિંસા ભાવવી અહિં ગુપ્તિ અને સમિતિઓ મહાવ્રતની ભાવનારૂપે જાણવી. અથવા પંચસમિતિ ઇત્યાદિ ગ્રંથથી ફરી કથન કરવાથી ગુપ્તિ-સમિતિઓનું ઉત્તરગુણપણુ જણાવવા માટે સમજવુ કહેલુ છે કે, 'પિંડની વિશુદ્ધિ, સમિતિઓ, ભાવના, બે પ્રકારનો તપ, પ્રતિમા અને અભિગ્રહ એ ઉત્તરગુણોના પ્રકારો છે' અહિં મનોગુપ્તિને ભાવના જણાવી તે એટલા માટે કે હિંસામા મનોવ્યાપારનુ મુખ્યપણું છે. શાસ્ત્રમા સંભળાય છે કે પ્રસન્નચંદ્ર રાજર્ષિએ મનોગુપ્તિ વડે અહિંસાવ્રતને ન ભાવી તેથી હિંસા ન કરવા છતા પણ સાતમી નરક યોગ્ય પાપ એકઠું કર્યું હતુ એષણા, આદાન અને ઈર્યા-સમિતિઓ તો અહિંસાવ્રતમા અત્યંત ઉપકાર કરનારી છે જ, તેથી તેનું ભાવનાપણુ યોગ્ય જ છે દેખેલા અન્ન-પાણી ગ્રહણ કરવા, તેમાં ત્રસાદિક જીવો સહિત અન્ન-પાણીના પરિહાર કરવારૂપ અહિંસાવ્રતને ઉપકારક થાય છે આ પાચમી ભાવના. ૨૬

બીજા મહાવ્રતની ભાવનાઓ કહે છે—

हास्य-लोभ-भय-क्रोध-प्रत्याख्यानैर्निरन्तरम् ।
आलोच्य भाषणेनापि, भावयेत् सूनृतव्रतम् ॥२७॥

હાસ્ય મશ્કરી, લોભ, ભય, અને ક્રોધના ત્યાગ કરવા પૂર્વક હંમેશાં વિચાર કરી બોલવા વડે સત્યવ્રતને ભાવવું.

હસતા-મશ્કરી કરતા અસત્ય બોલે, લોભાધીન બન્યો કે ધનની આકાક્ષાથી, પ્રાણોની રક્ષાની ઇચ્છાવાળો ભયથી, ક્રોધથી ચંચળ મન થવાના કારણે જૂઠું બોલે હાસ્યાદિકના પચ્ચક્ખાણ-ત્યાગ કરવા રૂપ ચાર ભાવના અને સમ્યગ્જ્ઞાનપૂર્વક બરાબર વિચાર કરીને 'રખેને અજ્ઞાનતાથી ફેરફાર ન બોલી જવાય' એવી રીતે બોલવુ, તે પાચમી ભાવના મોહ એ મૃષાવાદનુ કારણ પ્રસિદ્ધ જ છે કહેલુ છે કે-'રાગથી, દ્વેષથી અને મોહ એટલે અજ્ઞાનથી જે વચન બોલાય, તે અસત્ય કહેવાય' ૨૭

ત્રીજા મહાવ્રતની ભાવનાઓ કહે છે—

आलोच्यावग्रहयाच्ञाऽभीक्ष्णावग्रहयाचनम् ।
एतावन्मात्रमेवैतदित्यवग्रहधारणम् ॥२८॥

समानधार्मिकेभ्यश्च, तथाऽवग्रहयाचनम् ।
अनुज्ञापितपानान्नाशनमस्तेयभावनाः ॥२९॥ युग्मम् ।

મનથી વિચાર કરી અવગ્રહ–સાધુને રહેવા યોગ્ય વસતિની માગણી કરવી. માલિક પાસે વપરાતાં સ્થાનોની વારવાર માગણી કરવી, જરૂર હોય તેટલી જ જગ્યાનો કબજો રાખવો, સાધર્મિક પાસેથી અવગ્રહની માગણી કરી ઉતરવું. ગુરુની રજાથી આહાર-પાણી વાપરવાં–આ અસ્તેયવ્રતની ભાવનાઓ.

મનથી વિચાર કરી સાધુએ રહેવા માટેના અવગ્રહની માગણી કરવી. ૧ ઇન્દ્ર, ૨ ચક્રવર્તી, ૩ માંડલિક રાજા, ૪ મકાન–માલિક અને ૫ સાધર્મિક સાધુ એમ પાંચ પ્રકારના અવગ્રહો કહેલા છે. આગળ આગળના બાધ્ય છે અને પાછળ પાછળના અવગ્રહો બાધક છે. તેમાં દેવેન્દ્રનો અવગ્રહ એવી રીતે સમજવો કે જેમ સૌધર્માધિપતિ દક્ષિણલોકાર્ધના અને ઇશાનાધિપતિ ઉત્તરલોકાર્ધના માલિક ગણાય તેથી દેવેન્દ્રનો અવગ્રહ માલિકી ગણાય. રાજા ચક્રવર્તી તેનો અવગ્રહ ભરતક્ષેત્ર, માડલિક રાજા તેના તાબાનુ રાજ્ય હોય તે, ગૃહપતિનો અવગ્રહ, શય્યાતર વસતિ–મકાનના માલિક તેનો અવગ્રહ, સાધુઓ આગળ આવેલા હોય અને તેમને ગૃહસ્થોએ ઉતારો આપેલો હોય તેવાં ઘરો. આવા અવગ્રહો જાણીને વિધિપૂર્વક ક્રમસર રહેવાના સ્થાનની યાચના કરવી માલિક પાસે યાચના ન કરવાથી માંહો માહે વિરોધ, વગર કારણે અણધાર્યા કલેશ, કંકાસ વગેરે આ લોકસંબધી દોષ ઉભા થાય પરલોકમા પણ વગર આપેલનો ભોગવટો કરવાથી ઉત્પન્ન થએલ પાપકર્મ ભોગવવું પડે આ પ્રથમ ભાવના માલિકે એક વખત આપેલા સ્થાનની વારંવાર માગણી કરતા રહેવું. પહેલા પ્રાપ્ત થએલ અવગ્રહમાં વળી ગ્લાન, વૃદ્ધનાં મળ–મૂત્ર વગેરે પરઠવવા માટે, પાત્રાં, હાથ-પગ ધોવાનાં સ્થાનોની માગણી દાતારના ચિત્તની પ્રસન્નતા રહેવા માટે કરવી. આ બીજી ભાવના આટલા પરિમાણવાળા આ સ્થાનમાં અમને માત્ર આટલી જ જગ્યા જરૂરી છે, વધારેની જરૂર નથી–એ પ્રમાણે અવગ્રહની વ્યવસ્થા કરવા પૂર્વક ધારણ કરવી આવી રીતે અવગ્રહને ધારણ કરવામાં તેની અંદર કાઉસ્સગ્ગ આદિ ક્રિયા કરવામા આવે તો, દાતારને અગવડ કરનાર થતો નથી. પ્રથમ માગણીના સમયે જગ્યાની મર્યાદા નક્કી કરી ન હોય તો, કદાચ દાતારના મનમા ઉદ્વેગ થવાનો વખત આવે અને પોતાને પણ અદત્ત-પરિભોગનો કર્મબધ થાય એ ત્રીજી ભાવના ધર્મ પાલન કરે, તે ધાર્મિકો–સમાન શાસન પામેલા સાધુઓ, પહેલા જેમણે આ ક્ષેત્ર સ્વીકારેલુ હોય, તેઓ પાસેથી રજા મેળવી ત્યા રહેવું, નહિતર ચોરી ગણાય. એ ચોથી ભાવના સૂત્રમા કહેલી વિધિથી અચિત્ત, દોષરહિત, એષણીય અને કલ્પનીય આહાર-પાણી મેળવ્યા હોય, તે લાવીને આલોવી, ગુરુને નિવેદન કરી, ગુરુની રજા મેળવી મંડલીમા કે એકલો વાપરે ઉપલક્ષણથી આ સાથે આ પણ ધ્યાનમા રાખવું કે જે કંઈ ઔધિક, ઔપગ્રહિક ભેદવાળું ઉપકરણ એટલે ધર્મ–સાધન તે સર્વનો ગુરુની રજા મેળવ્યા પછીજ ભોગવટો કરવો–એમ કરનાર ત્રીજા મહાવ્રતનુ ઉલ્લંઘન કરતો નથી. આમ પાચે ભાવના સમજવી ૨૮. ૨૯

ચોથા મહાવ્રતની ભાવનાઓ કહે છે—

स्त्री-पण्ढ-पशुमद्-वेश्मासनकुड्यान्तरोज्झनात् ।
सरागस्त्रीकथात्यागात्, प्रागूरतस्मृतिवर्जनात् ॥३०॥

ઉપર કહેલી પાચ સમિતિ તથા મન, વચન અને કાયાના વ્યાપારનો પ્રવચનવિધિથી નિરોધ કરવો, મન, વચન, કાયાને માર્ગમા પ્રવર્તાવવા, ઉન્માર્ગે જતા ત્રણે યોગને અટકાવવા, તે ગુપ્તિ કહેવાય ૩૫

ઈર્યાસમિતિનું લક્ષણ કહે છે—

**लोकातिवाहिते मार्गे, चुम्बिते भास्वदंशुभिः ।**
**जन्तुरक्षार्थमालोक्य, गतिरीर्या मता सताम् ॥३६॥**

જે માર્ગમા લોકોની અવર-જવર થતી હોય, તેમ જ સૂર્યનાં કિરણો જેના ઉપર પડતાં હોય, તેવા માર્ગમા જીવોની રક્ષા માટે નીચે નજર કરીને ગતિ કરવી, તેને ઈર્યાસમિતિ માનેલી છે.

ઇર્યાસમિતિ—ત્રસ અને સ્થાવર જંતુમાત્રને અભયદાન દેવા માટે દીક્ષિત થએલ મુનિ જરૂરી કાર્ય માટે જતા-આવતા જીવોની રક્ષા માટે, તેમ જ પોતાના શરીરની રક્ષા માટે પગના અગ્રભાગથી માડી ધુસરા પ્રમાણ ક્ષેત્ર સુધી નજર કરીને ચાલે તે. ઈર્યા એટલે ગતિ, તેમાં સમ્યગ્ પ્રવૃત્તિ કરવી, તે ઈર્યાસમિતિ કહ્યુ છે કે '– 'યુગમાત્ર ભૂમિને જોતો બીજ, લીલોતરી, જીવો, જળ, પૃથ્વીકાયને વર્જતો મુનિ જમીન પર ચાલે ખાડા-ટેકરા, ઠુંઠા, કાદવને છોડતો પરાક્રમ હોય તો તેવા માર્ગમા સક્રમણ કરી ચાલે નહિં.'

ગતિ માર્ગમા કરાય છે, તેથી તેને વિશેષિત કરતા કહે છે કે, લોકોના હાલવા-ચાલવાથી અત્યત ખૂદાયેલો અને જે માર્ગ ઉપર સૂર્યના કિરણો સ્પર્શ કરતાં હોય અર્થાત્ માર્ગ બરાબર દેખાતો હોય, પહેલા વિશેષણથી બીજાએ વાપરેલા માર્ગે જતાં મુનિને છકાય જીવની વિરાધના ન થાય ખોટા માર્ગે પણ ન જવુ, તે કહે છે, તેવા પ્રકારના માર્ગમા રાત્રે જતાં ઉડીને આવી પડતા સપાતિમ જીવોની વિરાધના થાય, તેનો પરિહાર કરવા માટે બીજું વિશેષણ કહ્યું. આવા પ્રકારના ઉપયોગવાળા મુનિને ચાલતા ચાલતાં કદાચ પ્રાણિનો વધ થાય તો પણ, પ્રાણવધનું પાપ ન લાગે કહ્યુ છે કે – 'ઇરિયા સમિતિમા ઉપયોગવાળો ચાલવા માટે પગ ઊંચો કરે, તેમ કરતા કદાચ કોઈ બેઇન્દ્રિયાદિ જીવ તે યોગને પામીને મરી જાય તો, શાસ્ત્રમા તે નિમિત્તે સૂક્ષ્મ પણ કર્મબધ કહેલો નથી, કારણ કે સર્વભાવપૂર્વક નિરવદ્ય ઉપયોગથી તે પ્રવર્તે છે' તેમજ 'અજયણા અને અવિધિથી પ્રવૃત્તિ કરનારથી જીવ ન પણ મરે, અથવા મરી જાય તો તેને નક્કી હિસાનુ પાપ લાગે, અને જે સમ્યગ્ પ્રકારના ઉપયોગવાળો અને જયણાનો પ્રયત્ન કરનાર હોય, તેનાથી કદાચ હિસા થઈ જાય, તો પણ તેને તે હિસાથી કર્મબંધ થતો નથી' ૩૬.

હવે ભાષાસમિતિ કહે છે—

**अवद्यत्यागतः सर्व–जनीनं मितभाषणम् ।**
**प्रिया वाचंयमानां सा, भाषासमितिरुच्यते ॥३७॥**

નિર્દોષ, સર્વને હિતકારી, પ્રમાણસર બોલવું, મુનિઓને પ્રિય એવી રીતે સાવધાનીપૂર્વક બોલાય, તે ભાષાસમિતિ કહેવાય

**ભાષાસમિતિ**—[1]વાક્યશુદ્ધિ નામના અધ્યયનમા પ્રતિપાદન કરેલા ભાષાદોષો, જેમકે 'તું ધૂર્ત, કામી, માસ ખાનાર, ચોર, નાસ્તિક છો' આદિ દુર્વચનનો નિષ્કપટભાવે ત્યાગ કરવો. વચનશુદ્ધિવાળી ભાષા બોલાવી

૧ દશવૈકાલિક સૂત્રનું સાતમુ અધ્યયન

સર્વ લોકોને હિતકારી હોય, થોડું પણ એવા પ્રકારનું બોલે, જેથી ઘણા પ્રયોજન સાધનારી બને, તેવા પ્રકારનું બોલવું કહ્યું છે કે, "મધુર, બુદ્ધિવાળું, અલ્પ, કાર્ય સરે તેટલું, ગર્વ વગરનું, ઉદાર આશયવાળું, પ્રથમ બુદ્ધિથી ગોઠવેલુ અને ધર્મયુક્ત હોય, તે જ વચન બોલવું." આ પ્રકારે જે બોલવું, તે ભાષાસમિતિ કહેવાય. બોલવામા સમ્યગ્ પ્રકારે સાવધાની રાખવી, તે ભાષાસમિતિ. આવા પ્રકારની ભાષા મુનિવરોને ઇષ્ટ છે કહેલું છે કે :–'બુદ્ધિશાળીએ તે ભાષા ન બોલવી કે, જે સત્યા, સત્યામૃષા કે મૃષા હોય, અને પંડિતોએ ન આચરેલી હોય, તેવી ભાષા ન બોલે.' ૩૭.

એષણાસમિતિ કહે છે—

द्विचत्वारिंशता भिक्षा-दोषैर्नित्यमदूषितम् ।
मुनिर्यदन्नमादत्ते, सैषणासमितिर्मता ॥३८॥

કહેલા બેતાલીશ દોષોથી રહિત ભિક્ષા મુનિ ગ્રહણ કરે, તેને એષણાસમિતિ માનેલી છે.

**એષણાસમિતિ**—બેંતાલીશ દોષો ત્રણ વિભાગમાં વહેંચાએલા છે ઉદ્ગમ, ઉત્પાદના અને એષણા સ્વરૂપ તેમા ઉદ્ગમ દોષો ગૃહસ્થથી થએલા સોળ દોષો તે આ પ્રમાણે –આધાકર્મ, ઔદ્દેશિક, પૂતિકર્મ, મિશ્રજાત, સ્થાપના, પ્રાભૃતિકા, પ્રાદુષ્કાર-ખરીદેલ, ઉછીનુ લાવેલ, અદલોબદલો કરેલ, સામે લાવેલ, ઉદ્ભિન્ન, માળ પરથી લાવેલ, છીનવી લીધેલુ, અનિસૃષ્ટ, અધ્યવપૂરક સોળમો ભેદ.

૧ **આધાકર્મ**-મનમા સાધુનો સંકલ્પ કરીને સચિત્તને અચિત્ત કરવું, અચિત્ત ધાન્યાદિકને સાધુ માટે રાંધવું, તે નિરુક્ત અર્થથી આધાકર્મ.

૨ ઉદ્દેશ-'સાધુને વહોરાવીશ' એવા સંકલ્પ કરવા પૂર્વક સાધુને ઉદ્દેશીને પહેલા જે રાંધીને તૈયાર કર્યા હોય, તેમા ચોખા, લાડુ, લોટ વગેરે નાખવા, દહિં અગર ગોળ નાખી તેને સંસ્કાર આપવા

૩ **પૂતિકર્મ**-આધાકર્મિ ભોજન સાથે ભળેલું શુદ્ધ હોય તો પણ તે પવિત્ર દ્રવ્ય સાથે અપવિત્ર દ્રવ્ય ભેગું થાય, તે પૂતિકર્મ કહેવાય.

૪ મિશ્રજાત-તે કહેવાય કે જે, પોતા માટે અને સાધુ માટે શરૂથી જ એકઠુ કરી રંધાય.

૫ **સ્થાપના**-સાધુ માગણી કરે તેવા દૂધ વગેરેને જુદા કરી પોતાના ભાજનમા અલગ સ્થાપન કરવું

૬ **પ્રાભૃતિકા**-તે કહેવાય કે સાંસારિક વિવાહાદિક પ્રસંગો જે કાળાંતરે કરવાના હોય, પણ અત્યારે સાધુઓ નજીકમા છે, તેમના પણ ઉપયોગમા આવી શકે તેવી બુદ્ધિથી હમણા જ આ પ્રસંગ ઉભો કરી લાભ લઇએ, તેને શાસ્ત્ર-પરિભાષાથી પ્રાભૃતિકા કહેલ છે અથવા નજીકના સમયમાં હોય તો,સાધુ આવે ત્યારે કરીશુ-એમ કરી પ્રસંગ દૂર લઇ જાય

૭ **પ્રાદુષ્કરણ**-અંધકારમા રહેલ પદાર્થને અગ્નિ, દીવો કે મણિના પ્રકાશ વડે ખોળી લાવવો, ભિંત દૂર કરીને બહાર કાઢી લાવવુ, પ્રગટ કરવું

૮ ક્રીત-સાધુ માટે મૂલ્ય ખરચી વેચાતું લાવવુ.

स्त्रीरम्याङ्गेक्षणस्वाङ्ग-संस्कारपरिवर्जनात् ।
प्रणीतात्यशनत्यागाद्, ब्रह्मचर्यं च भावयेत् ॥३१॥ युग्मम् ।

સ્ત્રી, નપુંસક, પશુઓવાળા રહેઠાણો, સ્ત્રી, નપુંસક, પશુઓ બેઠેલા હોય, તેવા આસનો-સ્થાનો, વચ્ચે ભીંત હોય તેવા સ્થાનો છોડવાથી, રાગ-સહિત સ્ત્રીકથાના ત્યાગથી, પહેલાં કરેલી રતિક્રીડાનું સ્મરણ તેના ત્યાગથી સ્ત્રીઓના મનોહર અંગો જોવા, તથા પોતાના શરીરની શોભા-ટાપટીપ તેનો ત્યાગ, અને અતિરસવાળા ભોજનનો ત્યાગ કરવાથી બ્રહ્મચર્યવ્રતનું રક્ષણ થાય છે. દેવ અને મનુષ્ય એમ બે ભેદવાળી સ્ત્રીઓ, આ સજીવ અચિત્ત તો પૂતળી, લેપથી બનાવેલી, ચિત્રકર્મ કરેલી, અચિત્ત નપુંસક એટલે ત્રીજા વેદના ઉદયવાળા મહામોહકર્મવાળા, સ્ત્રી અને પુરુષ સેવન કરવામા રક્ત, તથા તિર્યંચયોનિવાળા-તેમા ગાય, ભેંસ, ઘોડી, ગધેડી, બકરી, ઘેટી જેમા મૈથુનની સંભાવના હોય, તેવા સ્ત્રી, નપુંસક અને પશુવાળા સ્થાન, આસન કરી જે સ્થાને બેઠેલાં હોય, અગર તેમણે સંથારો વાપરેલો હોય, જેના આંતરે રહેવાથી દંપતીના મોહ ઉત્પન્ન કરનાર શબ્દો સંભળાય, બ્રહ્મચર્યના ભંગના ભયથી તેવા સ્થાનનો ત્યાગ કરવો. આ પ્રથમ ભાવના. રાગપૂર્વક સ્ત્રીઓ સાથે અગર સ્ત્રીઓની કથા, રાગવાળી સ્ત્રીઓની સાથે કથા, તેનો ત્યાગ. રાગ ઉત્પન્ન કરનાર એવી દેશ, જાતિ, કુલ, વેષભૂષા, ભાષા, ચાલ, હાવભાવ, મન પારખવું, હાસ્ય, લીલા, કટાક્ષ, પ્રણય કલહ, શૃંગારરસવાળી વાતચીતો પણ પવન માફક ચિત્ત-સમુદ્રને ક્ષોભ પમાડે છે આ બીજી ભાવના દીક્ષા કે બ્રહ્મચર્ય ધારણ કર્યા પહેલાં ગૃહસ્થપણામા સ્ત્રીઓની સાથે રતિક્રીડા-આલિંગનાદિ કર્યા હોય તેનું સ્મરણ થાય તો, તેનો ત્યાગ કરવો, પૂર્વની રતિક્રીડાના સ્મરણરૂપ ઇન્ધણાથી કામાગ્નિ વધારે સતેજ થાય છે આ ત્રીજી ભાવના અવિવેકી લોકની અપેક્ષાએ સ્ત્રીઓનાં મનોહર સ્પૃહા કરાવનારા આકર્ષક મુખ, નેત્ર, સ્તન, સાથળ વગેરે અપૂર્વ વિસ્મયરસના પૂર્ણપણાથી વિકસ્વર નયન કરીને નિરીક્ષણ ન કરવા રાગ-દ્વેષરહિતપણે માત્ર જોવું તે ખરાબ ગણ્યું નથી કહ્યુ છે કે-'ચક્ષુના વિષયમા આવેલુ રૂપ તેનુ અદર્શન કરવું તે અશક્ય છે, પરંતુ પંડિત પુરુષે તેના રૂપમાં રાગ-દ્વેષ વર્જવા જોઈએ' તથા પોતાના શરીરના સ્નાન, વિલેપન, ધૂપ દેવો, નખ, દાંત, કેશ સરખા કરવા, સાફ કરવા-ઓળવારૂપ સંસ્કાર કરવા, સ્ત્રીઓના રમ્ય અંગો તરફ નજર કરવી, પોતાના અંગોનો સંસ્કાર કરવો, તે બંનેનો ત્યાગ કરવો. સ્ત્રીના મનોહર અંગ તરફ દૃષ્ટિ કરવાથી ચપળ નેત્રવાળો બની જેમ પતંગીયો દીપ-શિખામાં તેમ વિનાશ પામે છે અપવિત્ર શરીરના સંસ્કારમાં મૂઢ બનેલો તેવા તેવા ઉન્માદના વિચારો વડે પોતાના આત્માને નિષ્ફળ ક્લેશ પમાડે છે આ ચોથી ભાવના. રસવાળા, વીર્યવૃદ્ધિ કરનાર, પુષ્ટિ આપનાર, મધુર રસવાળા, અને રસ વગરના હોય તો પણ વધારે પ્રમાણમાં લેવા, લુખા ભોજન પણ કંઠ સુધી દબાવી દબાવી ખાવું તેવા ભોજનનો ત્યાગ કરવો, હંમેશા શરીર પુષ્ટ કરનાર, વીર્યવૃદ્ધિ કરનાર, સ્વાદિષ્ટ ચીકાશવાળા રસવાળા ખોરાક ખાવાથી પ્રધાન ધાતુનુ વિશેષ પોષણ થવાથી વેદોદય જાગ્રત થાય અને અબ્રહ્મ પણ સેવન કરે વધારે પ્રમાણમા ભોજન કરવાથી એકલા બ્રહ્મચર્યનો નાશ નથી, પરંતુ શરીરને પણ નુકશાન કરતુ હોવાથી તે ત્યાગ કરવાનુ છે કહેલુ છે કે, વ્યંજન-'શાક સહિત ખોરાક અર્ધભાગે, પાણીના બે ભાગ, વાયુ ફરવા માટે છઠ્ઠો ભાગ ઉણો રાખે આ પાચમી ભાવના. એવી રીતે નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિનો સંગ્રહ કરીને બ્રહ્મચર્યવ્રતની પાચ ભાવના પૂર્ણ કરી ૩૦ ૩૧

હવે પાચમા મહાવ્રતની ભાવનાઓ કહે છે—

स्पर्शे रसे च गन्धे च, रूपे शब्दे च हारिणि ।
पञ्चस्वितीन्द्रियार्थेषु, गाढं गार्ध्यस्य वर्जनम् ॥३२॥
एतेष्वेवामनोज्ञेषु, सर्वथा द्वेषवर्जनम् ।
आकिञ्चन्यव्रतस्यैवं,भावनाः पञ्च कीर्तिताः ॥३३॥ (युग्मम्)

મનોહર સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દ એ પાંચે ઇન્દ્રિયોના વિષયોમાં અતિ આસક્તિનો ત્યાગ, અને અણગમતા તે સ્પર્શાદિમાં દ્વેષનો ત્યાગ કરવો–અપરિગ્રહવ્રતની આ પાંચ ભાવનાઓ કહેલી છે.

સ્પર્શાદિક જે ગમતા હોય, તેવા વિષયોમાં અતિરાગનો ત્યાગ કરવો, ઇન્દ્રિયોને પ્રતિકૂલ એવા અણગમતા સ્પર્શાદિમાં દ્વેષ ન કરવો. આસક્તિવાળો મનુષ્ય મનોહર વિષયોમાં રાગ અને અણગમતા વિષયોમાં દ્વેષ કરે છે મધ્યસ્થને મૂર્ચ્છા ન હોવાથી નથી ક્યાય પ્રીતિ થતી, કે નથી અપ્રીતિ. રાગ થયા પછી દ્વેષ થતો હોવાથી દ્વેષને પાછળથી ગ્રહણ કર્યો. કિંચન એટલે બાહ્ય અને અભ્યંતર પરિગ્રહરૂપ તે જેને નથી, તે અકિંચન, તેનો ભાવ તે આકિંચન્ય અર્થાત્ અપરિગ્રહતા. તે રૂપ મહાવ્રત, તેની આ પાંચ ભાવનાઓ જણાવી. ૩૨–૩૩.

મૂલગુણરૂપ ચારિત્ર કહીને ઉત્તરગુણરૂપ ચારિત્ર કહે છે—

अथवा पञ्चसमिति–गुप्तित्रयपवित्रितम् ।
चरित्रं सम्यक्चारित्रमित्याहुर्मुनिपुङ्गवाः ॥३४॥

અથવા પાંચ સમિતિઓથી અને ત્રણ ગુપ્તિઓથી પવિત્ર એવા ચારિત્રને મુનિઓમા ઉત્તમ એવા તીર્થંકરોએ સમ્યક્ચારિત્ર કહેલું છે.

સમિતિ એટલે પાચ ચેષ્ટાઓની તાંત્રિક સંજ્ઞા અથવા અર્હત્પ્રવચન અનુસાર પ્રશસ્ત ચેષ્ટા, તે સમિતિ. ગુપ્તિ એટલે આત્માનુ સંરક્ષણ, મુમુક્ષુના યોગ–નિગ્રહ, એ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ; તે બંનેથી પવિત્ર એવી સાધુઓની ચેષ્ટા, તે સમ્યક્ચારિત્ર કહેવાય. સમ્યગ્ પ્રવૃત્તિ-સ્વરૂપ સમિતિ, અને પ્રવૃત્તિથી નિવૃત્તિલક્ષણ ગુપ્તિ. આ બેમા આટલી વિશેષતા છે ૩૪

હવે સમિતિ અને ગુપ્તિઓને નામ કહેવા પૂર્વક જણાવે છે—

ईर्या–भाषैषणाऽऽदान–निक्षेपोत्सर्गसंज्ञिकाः ।
पञ्चाहुः समितीस्तिस्रो, गुप्तीस्त्रियोगनिग्रहात् ॥३५॥

ઈર્યાસમિતિ, ભાષાસમિતિ, એષણા સમિતિ, આદાન–નિક્ષેપ સમિતિ, પારિષ્ઠાપનિકા સમિતિ, આ પાચ સમિતિ અને ત્રણ યોગોના નિગ્રહ કરવા રૂપ મનગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ તીર્થંકર ભગવંતોએ પ્રરૂપેલી છે.

૯ પ્રામિત્યક–સાધુ માટે ઉધાર લાવી અપાય તે

૧૦ પરિવર્ત્તિત–પોતાની ચીજ આપી તેના જેવુ પારકુ દ્રવ્ય લાવી જે અપાય

૧૧ અભ્યાહૃત–ઘરથી કે બીજા ગામથી સાધુ માટે સામે લાવેલા હોય તે.

૧૨ ઉદ્ભિન્ન–બરણી કે તેવા ભાજનમાથી ઘી વગેરે દાન માટે કાઢવા માટે તેના પરની માટી ખોદી દૂર કરવી.

૧૩ માલાપહૃત–માળા ઉપરથી કે માળીયા કે શીકા પરથી અગર ભોયરામાથી લાવીને સાધુને આપે

૧૪ આછેદ્ય પારકી વસ્તુ બલાત્કારે છીનવીને શેઠ, રાજા કે ચોર આપે

૧૫ અનિસૃષ્ટ–ઘણા એકઠા મળીને ઉજાણી કે મડળના જમણમાથી બીજાની મરજી ન હોય અને તેમાથી એક સભ્ય આપે

૧૬ અધ્યવપૂરક–પોતા માટે ખેતરમા ધાન્ય વાવતો હોય, પણ સાધુ ભગવંતો પધારવાના છે, તેમના માટે પણ ફરી ધાન્યાદિ વાવે

ઉત્પાદના દોષો પણ સોળ છે અને તે સાધુથી થવા સંભવિત છે. તે આ પ્રમાણેઃ– (૧) ધાત્રીપિડ, (૨) દૂતીપિડ, (૩) નિમિત્તપિડ, (૪) આજીવન (૫) વનીપક, (૬) ચિકિત્સા, (૭) ક્રોધ, (૮) માન, (૯) માયા, (૧૦) લોભ, (૧૧) પૂર્વ–પશ્ચાત્-સંસ્તવ, (૧૨) વિદ્યા, (૧૩) મંત્ર, (૧૪) ચૂર્ણ, (૧૫) યોગ અને (૧૬) સોળમો મૂળકર્મ દોષ

૧ ધાત્રીપિડ–બાળકને ધવરાવવુ કે દૂધ પાવુ, સ્નાન કરાવવું, વસ્ત્ર-આભૂષણ પહેરાવી શોભા કરવી, રમાડવુ, ખોળામાં બેસાડવુ આ કાર્યો કરનારી ધાવમાતાઓ પાચ પ્રકારની હોય છે ભિક્ષા મેળવવા માટે બાળકને માટે મુનિ આ કાર્યો કરે, તો ધાત્રીપિડ નામનો દોષ લાગે

૨ દૂતીપિડ–ભિક્ષા માટે એક બીજાના સદેશા લઈ જાય

૩ નિમિત્તપિડ–ભૂત, ભાવી અને વર્તમાન કાળમા વેપારાદિ કાર્યમા લાભ-નુકશાન જણાવનાર નિમિત્તનુ કથન કરે દરેકમા ભિક્ષા માટે સમજી લેવુ.

૪ આજીવપિડ–ભિક્ષા મેળવવા માટે જાતિ, કુલ, ગણ, કર્મ, શિલ્પ, કળા આદિ પોતાના તેવા તેવા ગુણોને આગળ કરતો હોય

૫ વનીપકપિડ–શ્રમણ, બ્રાહ્મણ, ક્ષપણ, અતિથિ, શ્વાન વગેરેના ભક્તની આગળ તે તે ભક્તની પાસે જઈ પિડ માટે પોતે દર્શન આપે

૬ ચિકિત્સાપિડ–વૈદ્ય બની ઉલટી, જુલાબ, બસ્તિકર્મ વગેરે કરાવીને ઔષધાદિની પ્રેરણા આપે

૭ ક્રોધપિડ–વિદ્યા તપ પ્રભાવ જણાવવા, રાજા તરફથી થતી પૂજા કહેવી, ક્રોધના ફળ બતાવવા

૮ માનપિડ–લબ્ધિ, પ્રશસા ન પચાવી શકે તેવો છીછરો–અગંભીર, બીજાએ વખાણ કર્યા કે વખોડયો હોય, તો પણ ગૃહસ્થ પાસે અભિમાન કરે

૯ માયાપિડ–ભિક્ષા મેળવવા માટે જુદા જુદા વેષ–પલટા કે ભાષા-પલટા કરે.

૧૦ લોભપિડ–અતિ લાલચ કે લોભથી ભિક્ષા માટે રખડે.

૧૧ **પૂર્વપશ્ચાત્સંસ્તવપિંડ**–પૂર્વપરિચયવાળા, માતા-પિતા વગેરે અને પાછળથી થએલા પરિચયવાળા સાસૂ-સસરા વિગેરે; ભિક્ષા માટે એવી અનુરૂપ ઓળખાણ કરે.

વિદ્યાદિપિંડ વિદ્યા, મંત્ર, ચૂર્ણ, યોગ એ ચારનો ભિક્ષા માટે પ્રયોગ કરે.

૧૨ વિદ્યાપિંડ–સ્ત્રીદેવતાથી અધિષ્ઠિત આધીન મંત્ર. જપ, હોમાદિથી સાધી શકાય તે વિદ્યા.

૧૩ મંત્રપિંડ–પાઠ માત્રથી સિદ્ધ થનાર પુરુષદેવતા અધિષ્ઠાયકવાળો મંત્ર.

૧૪ ચૂર્ણપિંડ–નેત્રમાં અંજન કરવું, અદૃશ્ય થવું એવા ફળવાળાં ચૂર્ણ

૧૫ યોગપિંડ–સૌભાગ્ય-દુર્ભાગ્ય કરનારા, પગે લેપ લગાડી વિસ્મય પમાડવો.

૧૬ **મૂલકર્મપિંડ**–ગર્ભ-સ્તંભન, ગર્ભાધાન, પ્રસૂતિ, સ્નપનક્રિયા, મૂળ ખવડાવવાં કે બાંધવાં, રક્ષા દોરા બાંધવા વગેરે કાર્યો ભિક્ષા મેળવવા માટે કરે

ગૃહસ્થ અને સાધુ બન્નેથી થનારા દશ એષણાદોષો આ પ્રમાણે :—

(૧) શંક્તિ, (૨) મ્રક્ષિત, (૩) નિક્ષિપ્ત, (૪) પિહિત, (૫) સંહૃત, (૬) દાયક, (૭) ઉન્મિશ્ર, (૮) અપરિણત, (૯) લિપ્ત, (૧૦) છર્દિત એ પ્રમાણે એષણાદોષો દશ છે.

૧ **શંકિત**–આધાકર્મ વગેરે દોષોની શંકાથી કલુષિત થઇ જે આહારાદિક ગ્રહણ કરે. જે દોષની શંકા કરે તે દોષ લાગે

૨ **મ્રક્ષિત**–પૃથ્વી, પાણી, વનસ્પતિ, સચિત્ત કે મધ, મદિરા આદિ ખરાબ અચિત્ત પદાર્થો લાગેલા કે ખરડાએલા એવા આહાર અન્નાદિ

૩ **નિક્ષિપ્ત**–પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ કે ત્રસ જીવો વિષે જે અચિત્ત અન્ન વગેરે સ્થાપન કરેલ હોય.

૪ **પિહિત**–સચિત્ત ફળાદિથી ઢાંકેલા.

૫ **સંહૃત**–દાન આપવાના પાત્રમાંથી નકામું, બળેલું, અયોગ્ય હોય એવું, તથા સચિત્ત પૃથ્વી, પાણી, કે અગ્નિમાં નાખેલી એવી કડછી વગેરેથી ભોજન વહોરાવે તે.

૬ **દાયક**–બાળક, અતિવૃદ્ધ, નપુંસક, ધ્રૂજતો, તાવવાળો, અંધ, અહંકારી, ગાડો, હાથ-પગ છેદાએલ હોય, બેડીથી જકડાયેલ, પાદુકા પર ચડેલો, ખાંડતો, દળતો, ભુંજતો, કાતરતો, પિંજતો, વીજતો, ભોજન કરતો, છ જીવનિકાયની વિરાધના કરતો હોય, તેવો દાતાર સાધુને દાન આપવા માટે નિષેધ કરેલ છે નજીકમાં પ્રસૂતિ થવાની હોય તે સ્ત્રી, બાળક ઉચકેલ સ્ત્રી, બાળક ધવરાવતી સ્ત્રી આ દરેક પાસેથી ભિક્ષા વગેરે ગ્રહણ કરવું સાધુને કલ્પે નહિ

૭ **ઉન્મિશ્ર**–આપવા યોગ્ય દ્રવ્ય ખાંડ, સાકર વગેરે સચિત્ત ધાન્યના દાણાઓથી ભળેલા હોય તે

૮ **અપરિણત**-આપવા લાયક દ્રવ્ય અચિત્તપણે ન પરિણમેલ હોય

૯ **લિપ્ત**–ચરબી વગેરેથી ખરડાયેલા હાથ કે પાત્રથી વસ્તુ આપે

૧૦ **છર્દિત**–ઘી વગેરે નીચે ઢોળતા આપે ઘી, દૂધ વગેરે નીચે વેરાય તેવી રીતે આપતા ત્યાં રહેલા કે બીજા આવનાર સર્વ જંતુઓની મધુબિંદુના ઉદાહરણથી વિરાધના થવાનો સંભવ છે

આવી રીતે ઉદ્‌ગમ, ઉત્પાદન અને એષણાના દોષોનો સરવાળો કરતાં બેતાલીશની કુલ સંખ્યા થાય છે તે દોષોથી અદૂષિત અશન, ખાદ્ય, સ્વાદ્ય ભેદવાળા અને ઉપલક્ષણથી સૌવીર

આદિ પાણી, તથા રજોહરણ, મુખવસ્ત્રિકા, ચોલપટ્ટક, પાત્રા વગેરે સ્થવિરકલ્પીને યોગ્ય ચૌદ પ્રકારની ઔધિક ઉપધિ, જિનકલ્પીને યોગ્ય બાર પ્રકારની ઉપધિ, સાધ્વીને યોગ્ય પચ્ચીશ પ્રકારની, અને ઔપગ્રહિક સંથારો, પાટ-પાટીયા, પાટલા, ચર્મ, દંડ, દંડાસણ વગેરે ઉપલક્ષણથી ગ્રહણ કરાય છે. રજોહરણ આદિ ઔધિક ઉપકરણ, કુંડી, પાટ-પાટલા, શય્યા આદિ ઔપગ્રહિક ઉપકરણ વગર, શિયાળા અને ઉનાળામા તથા વર્ષાકાળમાં વરસાદ આદિથી જળમય ભૂમિમા મહાવ્રતનું રક્ષણ કરવુ અશકય છે આ સર્વે કહેલા દોષ વગરના નિર્દોષ વિશુદ્ધ અન્નાદિક મુનિઓ ગ્રહણ કરે, તેના માટે શોધ કરે, તે એષણા. આગમમા કહેલી વિધિથી અન્નાદિકનું અન્વેષણ કરવું. તેને વિષે સમ્યગ્ પ્રકારના ઉપયોગ-પૂર્વક જયણાથી પ્રવર્તવું, તે એષણા–સમિતિ આ ગવેષણા-રૂપ એષણા ઉપલક્ષણથી ગ્રાસૈષણા પણ સમજી તેના પાચ દોષ વર્જવા–

૧ સંયોજના, ૨ પ્રમાણાતિરિક્તતા, ૩ અંગાર, ૪ ધૂમ્ર, ૫ કારણાભાવ. તેમાં સ્વાદ-રસ વધારવાના લોભથી ગોચરીમા આવેલા રાબડી, ઓસામણાદિ પદાર્થમાં ખાંડ, ઘી વગેરે બીજા પદાર્થો ઉપાશ્રયમા કે બહાર ભેળા કરવા તે, ૧ સંયોજના દોષ. ધૃતિ, બળ, સંયમ તથા મન, વચન અને કાયાના યોગોને હરકત ન આવે તેટલો આહાર ગ્રહણ કરવો, તે આહારનું પ્રમાણ ગણાય. વધારે પ્રમાણમા આહાર કરવામાં આવે તો, ઉલટી, વ્યાધિ કે મૃત્યુ માટે થાય, માટે પ્રમાણ કરતા વધારે આહાર ન લેવો. લે તો, ૨ પ્રમાણાતિરિક્તતા દોષ. સ્વાદવાળું ભોજન કે તે દેનારની પ્રશંસા કરતો ભોજન કરે તો, રાગરૂપ અગ્નિ વડે, પાળેલા ચારિત્રરૂપ ઇન્ધણાના અંગારા કરનાર હોવાથી ૩ અંગાર દોષ આહારની નિંદા કરતો વળી ચારિત્ર ઇન્ધનને બાળતો ધૂમાડાવાળું ચારિત્ર કરતો ૪ ધૂમ્ર દોષ ઉત્પન્ન કરે છે આટલા કારણે સાધુને ભોજન કરવાનું હોય :– ક્ષુધાવેદના સહન કરી શકે નહિ, ભૂખ્યો વેયાવચ્ચ કરી શકે નહિ, ઇર્યાસમિતિ વિશુદ્ધ પાલન કરવા માટે, પ્રેક્ષા-ઉત્પ્રેક્ષા સંયમનુ પાલન કરી શકાય નહિ, ક્ષુધાથી પીડા પામેલાને પ્રબલ જઠરાગ્નિના ઉદયથી પ્રાણનાશ થવાની શંકા થાય, આર્ત-રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી ધર્મ-ધ્યાનમાં સ્થિરતા લાવવા માટે, આ સર્વ ભોજન કરવાના કારણો છે. આ કારણો સિવાય ભોજન કરનારને ૫ કારણાભાવ દોષ લાગે છે. કહ્યુ છે કે —

ઉત્પાદન, ઉદ્‌ગમ, એષણા, ધૂમ, અંગાર, પ્રમાણ, કારણાભાવ, સંયોજના દોષોથી રહિત પિંડને શોધતા મુનિઓને એષણાસમિતિ કહેલી છે ૩૮.

આદાન–નિક્ષેપ સમિતિ કહે છે-

आसनादीनि संवीक्ष्य, प्रतिलिख्य च यत्नतः ।
गृह्णीयात् निक्षिपेद् वा यत्, साऽऽदानसमितिः स्मृता ॥३९॥

આસન વગેરે નજરથી જોઇને અને રજોહરણથી પૂંજીને યત્નપૂર્વક જયણાથી લેવા–મૂકવા તે આદાન–સમિતિ કહેલી છે

બેસવાની ભૂમિ કે પાટ, આદિશબ્દથી વસ્ત્ર, પાત્ર, પાટીયા, દાંડા વગેરે ગ્રહણ કરવા તે સર્વે આખથી નજર કરી જોતા જીવ-જંતુ ન દેખાય, તો પણ રજોહરણથી પ્રયત્નપૂર્વક જયણા અને ઉપયોગથી પ્રમાર્જના કરવી જોઈએ એ પ્રમાણે કરવામા ન આવે તો સમ્યગ્ પ્રતિલેખના ન થાય. કહ્યુ છે કે, 'પડિલેહણા કરતો માહોમાહે વાતો કરે, કથા કે દેશની કથા કરે, પચ્ચ-ક્ખાણ આપે, પોતે વાચના આપે કે લે, તો તે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને

ત્રસકાય એમ છએ કાયની વિરાધના કરનાર પડિલેહણમાં પ્રમાદ કરનાર કહેલો છે.' માટે જે કંઈ લે કે મૂકે ત્યારે પ્રથમ દૃષ્ટિથી નજર કરે, પછી ઓઘાથી પ્રમાર્જના કરીને ગ્રહણ કરે કે સ્થાપન કરે, તે આદાન-નિક્ષેપ સમિતિ. ભીમ અને ભીમસેન એ ન્યાયથી 'આદાન' એવા ટૂંકા શબ્દનો પ્રયોગ કર્યો છે ૩૯.

ઉત્સર્ગસમિતિ કહે છે–

कफ–मूत्र–मलप्रायं, निर्जन्तुजगतीतले ।
यत्नाद् यदुत्सृजेत् साधुः, सोत्सर्गसमितिर्भवेत् ॥४०॥

સાધુ કફ, મૂત્ર, મલ વગેરે પરઠવવા યોગ્ય પદાર્થોને જીવ-જંતુ રહિત પૃથ્વીતલ ઉપર જયણાથી વિધિપૂર્વક યત્નથી ત્યાગ કરે, તે ઉત્સર્ગ–સમિતિ કહેવાય.

મુખ અને નાસિકામાંથી નીકળતા કફ શ્લેષ્મ, મૂત્ર, વિષ્ટા, પ્રાય શબ્દ ગ્રહણ કરવાથી પરઠવવા યોગ્ય વસ્ત્ર, પાત્ર, ભોજન, પાણી આદિ સમજવા ત્રસ, સ્થાવર જંતુથી રહિત તેમજ પોતે અચિત્ત હોય તેવી પૃથ્વી, તેના તલમાં જયણાથી ઉપયોગ પૂર્વક સાધુ ત્યાગ કરે–પરઠવે, તે ઉત્સર્ગ–સમિતિ કહેવાય. ૪૦.

હવે ગુપ્તિઓની વ્યાખ્યા કરતાં મનોગુપ્તિ કહે છે–

विमुक्तकल्पनाजालं, समत्वे सुप्रतिष्ठितम् ।
आत्मारामं मनस्तज्ज्ञैर्मनोगुप्तिरुदाहृता ॥४१॥

અહિં મનોગુપ્તિ ત્રણ પ્રકારવાળી આ પ્રમાણે સમજવી. આર્ત અને રૌદ્ર ધ્યાનની પરંપરા સ્વરૂપ કલ્પનાઓનો વિયોગ થવા રૂપ પ્રથમા, શાસ્ત્રાનુસારી પરલોક સાધી આપનાર ધર્મધ્યાન કરાવનારી માધ્યસ્થ્ય–પરિણતિ સ્વરૂપ બીજી, કુશળ–અકુશળ મનોવૃત્તિના નિરોધ કરવા પૂર્વક યોગ–નિરોધની અવસ્થા કરનારી આત્મારામતા ત્રીજી . આ ત્રણેને શ્લોકમાં ત્રણ વિશેષણો જણાવીને કહે છે કે, આર્ત–રૌદ્રધ્યાનનો ત્યાગ કરી આત્માને સમભાવમાં સ્થાપન કરે, અને આત્મ–ગુણોમાં રમણતા કરે, આવા પ્રકારનું મન નિશ્ચલ કરે, તે મનોગુપ્તિ કહેવાય. ૪૧

વાગ્ગુપ્તિ કહે છે–

संज्ञादिपरिहारेण, यन्मौनस्यावलम्बनम् ।
वाग्वृत्तेः संवृतिर्वा या, सा वाग्गुप्तिरिहोच्यते ॥४२॥

હાથની તથા મુખની ચેષ્ટા દ્વારા સંજ્ઞાનો ત્યાગ કરી જે મૌનપણાનું આલંબન કરવું, અથવા વાચાનો નિરોધ કરવો, તે વાગ્ગુપ્તિ કહેવાય.

સંજ્ઞા એટલે મુખ, નેત્ર, ભવાં ચડાવવાં, આગળી બતાવવી, ચપટી વગાડવી, સામાને સૂચન થાય તેવી ચેષ્ટા કરવી, આદિ શબ્દ કહેવાથી કાકરો ફેંકવો, મોટેથી ઉધરસ ખાવી, હુંકાર કરવો, આવી સંજ્ઞાઓનો ત્યાગ કરી જે બોલવાનું બંધ કરવું, મૌન રહેવુ, તેનો અભિગ્રહ કરવો. સંજ્ઞાદિથી પ્રયોજન જણાવે, તો એ મૌન નિષ્ફળ ગણાય આ એક વાગ્ગુપ્તિ આગમ સૂત્રાદિની વાચના આપવી કે તે સંબંધી શકા પૂછવી, પૂછેલાનો જવાબ આપવામાં લોક અને આગમનો વિરોધ ન આવે તેવી રીતે મુખ–વસ્ત્રિકા મુખ પાસે રાખી બોલનારને વાણીનું નિયંત્રણ થતું હોવાથી

બીજી વાગ્ગુપ્તિ. આ બંને ભેદો વડે સર્વથા વાણીનો નિરોધ વાગ્ગુપ્તિથી કરવો–એ સ્વરૂપ પ્રતિપાદન કર્યું. ભાષાસમિતિમાં તો સમ્યગ્ પ્રકારે બોલવું, સમ્યગ્ પ્રકારે વાણીની પ્રવૃત્તિ કરવી. આમ વાગ્ગુપ્તિ અને ભાષાસમિતિ બંનેમાં ફરક છે કહ્યું છે કે–'સમિતિવાળો નક્કી ગુપ્તિવાળો છે, ગુપ્તિવાળો સમિતિ વિષે ભજનાવાળો છે કુશલ વાણીને બોલતો વાગ્ગુપ્તિવાળો એ ભાષાસમિતિવાળો પણ છે. ૪૨

કાયગુપ્તિ બે પ્રકારની છે એક ચેષ્ટાવિનાની અને બીજી નિયમિત ચેષ્ટાવાળી, તેમાં પહેલી જણાવે છે–

उपसर्गप्रसङ्गेऽपि, कायोत्सर्गजुषो मुनेः ।
स्थिरीभावः शरीरस्य, कायगुप्तिर्निगद्यते ॥४३॥

કાયોત્સર્ગવાળો મુનિ ઉપસર્ગના પ્રસંગમાં પણ શરીરની નિશ્ચલતા રાખે, તે કાયગુપ્તિ કહેવાય.

દેવતાઓએ, મનુષ્યોએ અને તિર્યંચોએ કરેલા ઉપદ્રવો, તેમજ ઉપલક્ષણથી ક્ષુધા, તૃષા વગેરે પરિષહોના પ્રસંગમાં, અપિશબ્દથી તેના અભાવના પ્રસંગમાં પણ મુનિની કાયાનો ત્યાગ, કાયાની નિરપેક્ષતા સ્વરૂપ કાયોત્સર્ગ, તેની નિશ્ચલતા, અથવા યોગ–નિરોધ કરે, ત્યારે સર્વથા શરીરચેષ્ટાનો ત્યાગ, તે કાયગુપ્તિ ૪૩

બીજી કાયગુપ્તિ કહે છે–

शयनासन–निक्षेपादान–चंक्रमणेषु यः ।
स्थानेषु चेष्टानियमः, कायगुप्तिस्तु साऽपरा ॥४४॥

સુવું, બેસવું, મૂકવું, લેવું, ચાલવું આ કાર્યોમાં ચેષ્ટામાં નિયમિત બનવું, સ્વચ્છંદવૃત્તિનો ત્યાગ કરવો, તે બીજા પ્રકારની કાયગુપ્તિ છે

આગમમાં કહેલો નિદ્રાકાળ રાત્રે જ છે સાધુને મુખ્યતાએ દિવસે શયન કરવાનું ન હોય માંદગી, વિહારનો થાક, વૃદ્ધપણું આદિ કારણ સિવાય તેમાં પણ રાત્રિનો પ્રથમ પ્રહર પૂર્ણ થયા પછી ગુરુને પૂછીને પ્રમાણવાળી જગ્યામાં નજર કરી ભૂમિને પૂંજીને, સંથારો અને ઉત્તર–પટ્ટો ખોલીને તથા પાથરીને ઉપરની કાયાને મુખવસ્ત્રિકાથી અને પગ સહિત નીચેની કાયાને રજોહરણથી પ્રમાર્જના કરીને સંથારો કરવા માટે ગુરુની રજા લઈને નમસ્કારમંત્ર અને 'કરેમિ ભંતે' સામાયિકસૂત્રનું પઠન કરીને, ડાબા હાથનું ઓશીકું કરી, પગ સંકોચી અથવા કૂકડી માફક આકાશમાં પસારેલ જંઘાવાળો, પ્રમાર્જના કરેલી ભૂમિ પર સ્થાપન કરેલ ચરણવાળો, વળી ફરી સંકોચ કરવાના સમયે રજોહરણની દશિયોથી પ્રમાર્જના કરનારો, પડખા ફેરવતી વખતે મુખવસ્ત્રિકાથી કાયાને પ્રમાર્જતો, અતિ તીવ્ર નિદ્રા ન કરતો શયન કરે. પ્રમાણ–યુક્ત વસતિ તો ત્રણ હાથ પ્રમાણવાળા ભૂમિપ્રદેશમાં દરેક સાધુને પોતાના પાત્રાદિક ઉપકરણો સાથે જ્યાં રહેવાનું થાય અને સકલ અવકાશ તેમાં પૂરાઈ જાય આસન એટલે જે સ્થાનમાં બેસવાની ઇચ્છા કરે, તેને ચક્ષુથી નિરીક્ષણ કરી, રજોહરણથી પ્રમાર્જના કરી બહારનું રજોહરણ સંબંધી નિશીથિયું પાથરી બેસે બેઠા પછી પણ પગ લાંબા કરવા કે સંકોચવા હોય તો આગળ કહ્યા પ્રમાણે નિરીક્ષણ, પ્રમાર્જના કરે ચોમાસાના કાળમાં સાદડી, દર્ભાસન, પાટ વગેરે ઉપર કહેલી

સામાચારીથી બેસે દાંડા વગેરે ઉપકરણના વિષયમાં પણ નજર કરવી અને પ્રમાર્જના કરવી. જરૂરી કાર્ય માટે સાધુને બહાર ગમન કરવું હોય તો, આગળ ધુંસરા-પ્રમાણ પ્રદેશમાં દૃષ્ટિ સ્થાપન કરી અપ્રમત્તપણે ત્રસ અને સ્થાવર જીવોનું રક્ષણ કરતા ઉતાવળ વગર-ધીમી ગતિથી ચાલવું પ્રશસ્ત છે. કાઉસ્સગ્ગ કરીને ઊભા રહેવાના, કે ટેકો દઈને બેસવાના સ્થાને પહેલાં નજરથી પડિલેહણા અને દંડાસણથી પ્રમાર્જના કરેલી હોવી જોઈએ આ સર્વમા ચેષ્ટાનો નિયમ, સ્વચ્છંદ-ચેષ્ટાનો ત્યાગ તે બીજા પ્રકારની કાયગુપ્તિ ૪૪

પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિનુ આગમ-પ્રસિદ્ધ માતાપણુ બતાવે છે-

एताश्चारित्रगात्रस्य, जननात् परिपालनात् ।
संशोधनाच्च साधूनां, मातरोऽष्टौ प्रकीर्तिताः ॥४५॥

આ સમિતિ તથા ગુપ્તિઓને શાસ્ત્રમા આઠ માતાઓ કહેલી છે. માતાપણાના હેતુઓ જણાવતાં કહે છે કે, સાધુઓનું ચારિત્ર એ જ શરીર છે તે ચારિત્ર-શરીરને જન્મ આપનાર હોવાથી, ચારિત્ર-શરીરનો જન્મ થયા પછી સર્વ ઉપદ્રવોનુ નિવારણ કરી પાલન કરનાર હોવાથી તેમજ પોષણ કરી ચારિત્ર-શરીરને વધારનાર હોવાથી, ચારિત્રગાત્ર અતિચારથી મલિન થાય તો, તેને સાફ રાખી નિર્મળ કરનાર હોવાથી આ અષ્ટ પ્રવચનમાતાઓ છે ૪૫

ચારિત્રની વ્યાખ્યા કરી ઉપસંહાર કરે છે-

सर्वात्मना यतीन्द्राणामेतच्चारित्रमीरितम् ।
यतिधर्मानुरक्तानां, देशतः स्यादगारिणाम् ॥४६॥

સર્વ સાવદ્યયોગની વિરતિ સ્વરૂપ ઉપર વર્ણવેલ ચારિત્ર, તે ઉત્તમ મુનિવરોને કહેલું છે. અને યતિધર્મ તરફ અત્યત અનુરાગવાળા ગૃહસ્થોને દેશથી દેશવિરતિ ચારિત્ર હોય છે

સર્વવિરતિ અને દેશવિરતિ એમ બે પ્રકારવાળું ચારિત્ર છે સર્વ સાવદ્ય વ્યાપારનો સર્વપ્રકારે ત્યાગ કરવો, તે સર્વવિરતિ ચારિત્ર મૂળગુણ અને ઉત્તરગુણ સહિત ઉત્તમ સાધુ ભગવંતોને હોય છે. દેશચારિત્રના અધિકારી કોણ ગણાય? તે જણાવતા કહે છે કે, ગૃહસ્થોને એક દેશ-ચારિત્ર હોય છે ગૃહસ્થો કેવા હોય? સઘયણાદિ દોષથી સર્વવિરતિ ન કરી શકતા હોવા છતા સર્વવિરતિ ચારિત્રમા અત્યત અનુરાગવાળા હોય છે કહ્યુ છે કે, દેશવિરતિ-પરિણામવાળો શ્રાવક સર્વવિરતિની અભિલાષાવાળો જ હોય યતિધર્મના અનુરાગ વગરના ગૃહસ્થ શ્રાવકોને કદાચ શ્રાવકના વ્રતો હોય, તો પણ તેનુ શ્રાવકપણુ બરાબર નથી ૪૬

દેશવિરતિ ચારિત્રમા જેવા પ્રકારનો ગૃહસ્થ ધર્માધિકારી બની શકે, તે બતાવવા માટે तथाहि એમ કહીને પ્રસ્તાવના કરે છે-

न्यायसम्पन्नविभवः, शिष्टाचारप्रशंसकः ।
कुल-शील-समैः सार्द्धं, कृतोद्वाहोऽन्यगोत्रजैः ॥४७॥

पापभीरुः प्रसिद्धं च, देशाचारं समाचरन् ।
अवर्णवादी न क्वाऽपि, राजादिषु विशेषतः ॥४८॥

अनतिव्यक्तगुप्ते च, स्थाने सुप्रातिवेश्मिके ।
अनेकनिर्गमद्वार-विवर्जितनिकेतनः ॥४९॥

कृतसङ्गः सदाचारैर्मातापित्रोश्च पूजकः ।
त्यजन्नुपप्लुतं स्थानमप्रवृत्तश्च गर्हिते ॥५०॥

व्ययमायोचितं कुर्वन्, वेषं वित्तानुसारतः ।
अष्टभिर्धीगुणैर्युक्तः, शृण्वानो धर्ममन्वहम् ॥५१॥
अजीर्णे भोजनत्यागी, काले भोक्ता च सात्म्यतः ।
अन्योऽन्याप्रतिवन्धेन, त्रिवर्गमपि साधयन् ॥५२॥

यथावदतिथौ साधौ, दीने च प्रतिपत्तिकृत् ।
सदाऽनभिनिविष्टश्च, पक्षपाती गुणेषु च ॥५३॥

अदेशाकालयोश्चर्यां, त्यजन् जानन् वलावलम् ।
वृत्तस्थ-ज्ञानवृद्धानां, पूजकः पोष्यपोषकः ॥५४॥

दीर्घदर्शी विशेषज्ञः, कृतज्ञो लोकवल्लभः ।
सलज्जः सदयः सौम्यः, परोपकृतिकर्मठः ॥५५॥

अन्तरङ्गारिषड्वर्ग-परिहारपरायण ।
वशीकृतेन्द्रियग्रामो, गृहिधर्माय कल्पते ॥५६॥ (दशभिः कुलकम्)

ન્યાયથી ઉપાર્જન કરેલ વૈભવવાળો, ઉત્તમ આચારોની પ્રશંસા કરનાર, સરખા કુલ-શીલવાળા અન્ય ગોત્રીઓ સાથે વિવાહ કરનાર, પાપથી ડરનારો, પ્રસિદ્ધ દેશાચારને આચરતો, કોઈનો પણ અવર્ણવાદ ન બોલનાર અને રાજા વગેરેનો તો વિશેષ પ્રકારે, અતિગુપ્ત નહિ અને અતિપ્રગટ નહિ એવા સારા પાડોશીવાળા સ્થાનમા તેમજ જવા-આવવાના અનેક દ્વાર-રહિત મકાનમા રહેનાર, સદાચારીઓ સાથે સોબત કરનાર, માતા-પિતાની પૂજા કરનાર, ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરનાર, નિંદનીય કાર્યમા ન પ્રવર્તનાર, આવક પ્રમાણે ખર્ચ કરનાર, વૈભવ અનુસારે વેષ પહેરનાર, બુદ્ધિના આઠ ગુણોથી યુક્ત, હંમેશા ધર્મ શ્રવણ કરનાર, અજીર્ણ વખતે ભોજનનો ત્યાગ કરનાર, ભોજનકાલે સ્વસ્થતાથી પથ્ય ભોજન જમનાર, એક બીજાને હરકત ન આવે તેવી રીતે ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણ વર્ગને સાધતો, સ્વશક્તિ અનુસાર પરોણા, સાધુ, દીન, દુખીઓની સેવા કરનાર, હંમેશા ખોટો આગ્રહ ન કરનાર, ગુણોમા પક્ષપાત કરનાર, અદેશ અને અકાલના આચારનો ત્યાગ કરતો, બલાબલનો જાણનાર, તપ નિયમ કરનાર અને જ્ઞાન-વૃદ્ધોની પૂજા કરનાર, આશ્રિતનું પોષણ કરનાર, દીર્ઘદૃષ્ટિવાળો, વિશેષ જાણનાર, કરેલા ઉપકારને ન ભૂલનાર, લોકોમા વલ્લભ, લજ્જાવાળો, દયા યુક્ત, શાન્ત સ્વભાવી, પરોપકારના કાર્યમા શૂરવીર, કામ-ક્રોધાદિક અંતરંગ છ શત્રુનો ત્યાગ કરવામા તત્પર, ઇન્દ્રિયોના સમુદાયને આધીન કરનાર આ કહેલા ગુણ-સમુદાયવાળો ગૃહસ્થ ધર્મનો અધિકારી બની શકે છે ૪૭થી ૫૬.

વ્યાખ્યાર્થ :–(૧) ન્યાયસંપન્નવિભવ–સ્વામિદ્રોહ, મિત્રદ્રોહ, વિશ્વાસુનો વિશ્વાસઘાત તથા ચોરી વગેરે નિંદનીય ઉપાયોનો ત્યાગ કરી ધન ઉપાર્જન કરવાના કારણભૂત, પોતપોતાના વર્ણને બંધ બેસતા સદાચાર અને ન્યાયથી ઉપાર્જન કરેલ વૈભવવાળો ન્યાયથી ઉપાર્જન કરેલ વૈભવ આ લોકમાં હિતકારી બને છે. કોઈને શંકા ન થાય તે રીતે પોતાના શરીરથી તેના ફળને ભોગવનાર બને છે અને મિત્રો તથા સ્વજનોમા પણ યથાયોગ્ય વહેંચણી કરી શકે છે. કહેલુ છે કે, "પોતાનાં કર્મ અને બલથી ગર્વિત ધીર પુરુષો દરેક સ્થળે પવિત્ર અને નિઃશંક હોય છે, ખરાબ કાર્ય કરનાર અને પોતાના આત્માને કુકર્મથી મલિન કરનાર પાપીઓ દરેક સ્થાનમા શંકાવાળા હોય છે." પરલોકના હિત માટે સાત ક્ષેત્રરૂપ સત્પાત્રમા પોતાના ન્યાયવાળા ધનનો વિનિયોગ કરવાથી તથા દીન, અનાથાદિકને અનુકંપાથી આપવાથી. અન્યાયથી એકઠા કરેલ ધનથી તો બંને લોકનુ અહિત જ થાય છે. લોક–વિરુદ્ધ કાર્ય કરનારાઓને આ લોકમાં વધ, બંધન, અપકીર્તિ અને પરલોકમાં તેવા પાપથી નરકાદિક દુર્ગતિમાં ગમન કરવું પડે છે જો કે કોઈકને પાપાનુબંધી પુણ્યકર્મના યોગે આ લોકમાં વિપત્તિ ન દેખાય, તો પણ ભાવી કાળ કે ભવમાં તે નક્કી વિપત્તિ પામવાનો જ કહ્યુ છે કે, "અર્થમાં રાગાન્ધ બનેલો પ્રાણી પાપ કરીને કોઈ વખત ફળ પ્રાપ્ત કરે છે, પરંતુ કાટામા પરોવેલ માસ માફક તેનો નાશ કર્યા વગર તે પાપનો અંત આવતો નથી." માટે ન્યાય જ પરમાર્થથી ધન ઉપાર્જન કરવાનો શ્રેષ્ઠ ઉપાય છે. જે માટે કહ્યું છે કે, "હવાડા તરફ જેમ દેડકાઓ, પૂર્ણ સરોવર તરફ પક્ષીઓ જાય, તેમ શુભકર્મવાળા તરફ સર્વ સંપત્તિઓ વશ થઈને ચાલી આવે છે." ગૃહસ્થોને વૈભવ એ પ્રધાન કારણ હોવાથી પ્રથમ ન્યાયસંપન્નવિભવ નામનો ગુણ જણાવ્યો તથા

(૨) શિષ્ટાચાર–પ્રશંસક :–વ્રત તપ કરનાર જ્ઞાનવૃદ્ધની સેવા કરતા પ્રાપ્ત કરેલ વિશુદ્ધ શીખામણવાળો શિષ્ટ પુરુષવિશેષ, તેનું સુંદર વર્તન–જેમકે, "લોકના અપવાદથી ડરનારો, દીન-દુઃખીના ઉદ્ધાર કરવામાં આદરવાળો, કરેલા ગુણનો જાણનાર, સારા દાક્ષિણ્ય ગુણવાળો" આ સર્વને સદાચારવાળા કહેલા છે, તેની પ્રશંસા કરનાર. જેમકે –"આપત્તિ–સમયે ઉત્તમ સ્થાનને ન છોડવું, મહાપુરુષોને અનુસરવુ, દરેકને પ્રિય અને પ્રામાણિક વૃત્તિથી જીવન-નિર્વાહ કરવો, પ્રાણોના ત્યાગ પ્રસંગે પણ નિંદનીય કાર્ય ન કરવુ, દુર્જન પાસે કદાપિ પ્રાર્થના ન કરવી, મિત્રો પાસેથી લગાર પણ ધન ન માગવું. દુઃખે કરી નિર્વાહ કરી શકાય તેવા પ્રકારનું અસિધારા પર ચાલવા સરખું આ વ્રત સજ્જન પુરુષોને કોણે શીખવ્યુ હશે ?" તથા–

(૩) સમાન કુલ અને શીલવાળા સાથે વિવાહ :–પિતા, દાદા આદિ પૂર્વ પુરુષોના વંશ તે કુલ, અને મદ્ય, માંસ, રાત્રિભોજનાદિના ત્યાગરૂપ શીલ-રૂપ સરખા આચાર તે સમાન કુલ–શીલ કહેવાય તેવા પ્રકારના એક પુરુષથી થએલ વંશ તેમા જન્મેલા એક ગોત્રવાળા કહેવાય, તેથી ભિન્ન અન્યગોત્રવાળા સાથે વિવાહ કરવો. અગ્નિ દેવતાદિકની સાક્ષીએ પાણિ-ગ્રહણ કરવું, તે વિવાહ કહેવાય. લોકમાં તે આઠ પ્રકારનો કહેલો છે ૧ વસ્ત્રાભૂષણથી શણગાર સજાવટ કરી કન્યાદાન કરવું, તે બ્રાહ્મ નામનો વિવાહ ૨. વૈભવનો વિનિયોગ કરી કન્યાદાન થાય, તે પ્રાજાપત્ય ૩ ગાય, બળદના દાનપૂર્વકનો આર્ષ ૪. યજ્ઞ કરવા માટે યજ્ઞક્રિયા કરાવનારને દક્ષિણામા કન્યાદાન અપાય, તે દૈવ ૫. આ ચાર ધર્મ્ય વિવાહ કહેવાય ૫ માતા–પિતા કે ભાઈઓની રજા સિવાય પરસ્પરના અનુરાગથી માહોમાહે સંબંધ કરવો, તે ગાંધર્વવિવાહ. ૬ શરતથી બંધનમાં આવી કન્યાપ્રદાન કરવુ, તે આસુરવિવાહ.

૭. બળાત્કારે કન્યા ગ્રહણ કરવી, તે રાક્ષસવિવાહ ૮ સૂતેલી કે પ્રમત્તદશામા કન્યાને ગ્રહણ કરવી, તે પૈશાચવિવાહ. આ પાછળના ચારે અધાર્મિક વિવાહ છે જો વર અને કન્યા બને પરસ્પર રાજીખુશી હોય તો, અધાર્મિક વિવાહ પણ ધાર્મિક બની જાય છે શુદ્ધ સ્ત્રીના લાભ–ફળવાળો વિવાહ છે અશુદ્ધ ભાર્યાદિના યોગમા નરક જ મળે છે. વધૂનું રક્ષણ કરનાર, સુદર પુત્રોની સંતતિ, અખડ ચિત્તની શાતિ, ઘરના કાર્યોની સંભાળ કરે, ઉત્તમકુળના આચારની વિશુદ્ધતા જાળવે, દેવ, ગુરુ, અતિથિ, બાંધવો, સગા–વહાલા, મિત્રો આદિનો રૂડી રીતે સત્કાર કરે આ શુદ્ધ કલત્રના ફળો છે વધૂને રક્ષણ કરવાના ઉપાયો જણાવે છે–૧ ઘરના કાર્યોમા જોડી દેવી, ૨ પ્રમાણોપેત ધન સોપવુ, ૩ સ્વતત્રતા ન આપવી, ૪ માતા તુલ્ય સ્ત્રીલોક વચ્ચે રાખવી

(૪) **પાપભીરુ** –દેખાતા અને ન દેખાતા નુકશાન કરનાર પાપકાર્યો, તેથી ડરનાર તેમા ચોરી, પારદારી (જારી), જુગાર રમવો વગેરે આ લોકમા પણ દેખીતા નુકશાન કરનાર સકલ લોકમા પ્રસિદ્ધ પાપો છે વળી અનેક દુન્યવી વિડબના પમાડનાર પ્રત્યક્ષ કારણો છે મદ્યપાન કરવુ, માસાહાર કરવો વગેરેથી નરકમા જવુ પડે છે અને ત્યાની પારાવાર વેદના ભોગવવાની શાસ્ત્રમા પણ કહેલી છે એ પરોક્ષ નુકશાનના કારણો સમજવા

(૫) **પ્રસિદ્ધ દેશાચાર પાળવા** –તથા પ્રકારના બીજા શિષ્ટપુરુષોને માન્ય અને ઘણા કાળથી રૂઢિથી ચાલ્યા આવતા દેશના ભોજન, કપડા પહેરવા વગેરે વિવિધ ક્રિયાત્મક સમગ્ર જ્ઞાતિ મડલનો રીત–રીવાજ સમ્યગ્રીતે આચરતો હોય તે દેશ કે જ્ઞાતિના આચારનુ ઉલ્લઘન કરવાથી તે દેશ કે જ્ઞાતિના લોકોનો વિરોધ થવાથી અકલ્યાણ પ્રાપ્ત થાય

(૬) **ન અવર્ણવાદી** –કોઈનો પણ અવર્ણવાદ ન બોલવો પછી ભલે તે જઘન્ય, મધ્યમ કે ઉત્તમ હોય પારકા (બીજાના) અવર્ણવાદ–નિદા કરવામાં ઘણા દોષો છે પારકાની નિંદા અને પોતાની પ્રશંસા કરવાથી નીચગોત્ર બધાય છે, જે દરેક ભવમા ઉદય આવે છે અને કરોડો ભવે પણ તે નીચગોત્ર છૂટી શકતુ નથી આ પ્રમાણે સકલ લોક સબધી અવર્ણવાદ નુકશાન કરે છે, તો પછી રાજા, પ્રધાન, પુરોહિત વગેરે ઘણા લોકોને માન્ય એવા આગેવાન પુરુષના અવર્ણવાદનો વિશેષ પ્રકારે ત્યાગ કરવો રાજાદિકનો અવર્ણવાદ કરવાથી ધન અને પ્રાણોનો નાશ થાય છે

(૭) **રહેઠાણ સ્થાન કેવુ હોવુ જોઈએ?**–અનેક પ્રવેશ અને નિર્ગમન દ્વારોથી રહિત ઘર હોય. મકાનમા વધારે જવા–આવવાના દરવાજા હોય તો, આપણી જાણ બહાર દુષ્ટ લોકો આવી સ્ત્રી, ધન વગેરેનો વિનાશ કરે અનેક દ્વારનો નિષેધ કહીને વિધિ જણાવે છે કે, ગૃહસ્થે નિયમિત ઓછા દ્વારવાળા સુરક્ષિત ઘરવાળા બનવુ તેવા પ્રકારનુ ઘર પણ યોગ્ય સ્થાનમા વસાવવુ, પણ અસ્થાનમાં વસાવવુ નહિ જે સ્થાનમા હાડકા વગેરે શલ્ય હોય, તેવા સ્થાનથી રહિત તેમજ ઘણી ધ્રો, ઘાસ, પ્રવાલ, છોડવા, પ્રશસ્ત વનસ્પતિ ઉગતી હોય, સારા વર્ણ અને ગધયુક્ત મટોડીવાળી હોય, તથા જ્યા સ્વાદવાળુ પાણી નીકળતુ હોય નિધાનવાળી જગ્યાને સારા સ્થાનમા ગણી છે સ્થાનના ગુણ–દોષો શકુન, સ્વપ્ન અને તે વિષયના શાસ્ત્રો વગેરે નિમિત્તના બલથી જાણી શકાય છે સ્થાનને વિશેષ પ્રકારે વર્ણવે છે અતિપ્રગટ કે અતિગુપ્ત ન હોય, બહુ પ્રગટ હોય તો, આસપાસ નજીકમા બીજા ઘર ન હોવાથી ચારે બાજુ ખુલ્લુ હોવાથી ચોર વગેરે ઉપદ્રવ કરે બહુગુપ્ત હોય તો ચારે બાજુ બીજા ઘરોથી ઘેરાઈ જાય તો, પોતાના ઘરની

શોભા ન દેખાય. આગ લાગે તો મુશ્કેલીથી બહાર નીકળાય ફરી સ્થાન કેવુ હોય? સારા વર્તાવવાળા પાડોશીનો જ્યા વાસ હોય ખરાબ આચારવાળા પાડોશી હોય તો, તેનો વાર્તાલાપ સાંભળી, તેની ચેષ્ટાઓ દેખી ગુણવાળાઓના પણ ગુણોની હાનિ થાય. શાસ્ત્રમા ખરાબ પાડોશીયો આ પ્રમાણે જણાવેલ છે '– વેશ્યા, દાસી, નપુસક, તાલાચર, શ્રમણ, બ્રાહ્મણ, ચાડાલ, જાળ નાખનાર, શિકાર કરનાર, ગારૂડી, અ ત્યજ (હરિજન), ભીલ, માછીમાર વગેરેનો પાડોશ ન કરવો.

(૮) **સદાચારી સાથે સોબત** .– આ લોક અને પરલોકમાં હિતકારી પ્રવૃત્તિ કરનારા સાથે સોબત કરવી, પરંતુ ખલ, ઠગારા, જાર, ભાટ, સૈનિક, ભાડ–ભવાયા, નટ આદિની સાથે સોબત કરવાથી શીલ હોય તે પણ વિનાશ પામે છે. કહ્યું છે કે.– "જો સજ્જન પુરુષનો સમાગમ કરીશ, તો તારો ભવિષ્યકાળ સુધરી જશે અને જો દુર્જન સાથે સોબત કરીશ, તો તારું પતન થશે, પતન થશે. સંગ એ સર્વપ્રકારે ત્યાગ કરવા લાયક છે, પરંતુ તે ત્યાગ કરવા સમર્થ ન બની શકે તો, સજ્જન સાથે કરજે, કારણ કે સગનું ઔષધ સંત પુરુષો છે"

(૯) **માતા–પિતાનો પૂજક** '– ત્રણે સંધ્યા–સમયે માતા–પિતાને પ્રણામ કરી પૂજા કરનાર, તેમજ તેમને પરલોકના હિતકારી ધર્માનુષ્ઠાનમાં જોડનાર, તથા દરેક કાર્યમાં તેમની આજ્ઞાથી પ્રવૃત્તિ કરનાર, સારા વર્ણ અને ગધવાળા પુષ્પ, ફળાદિક તેમને આપ્યા પછી પોતે વાપરનાર, તથા તેમને જમાડીને જમનાર હોય. તેમ ન કરે તો અનુચિત ગણાય. માતા વધારે પૂજનીય હોવાથી પિતા–માતા એમ ન કહેતા 'માતા–પિતા' એમ કહીને માતાને પ્રથમ સ્થાપન કરેલ છે. મનુસ્મૃતિમા કહ્યુ છે કે '– "દશ ઉપાધ્યાય બરાબર એક આચાર્ય, સો આચાર્ય બરાબર એક પિતા, હજાર પિતા બરાબર એક માતા, તે ગૌરવથી વધી જાય છે."

(૧૦) **ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ** :– પોતાના કે શત્રુરાજાનો ભય હોય, દુકાળ, મરકી, રોગ, લોકોનો વિરોધ થવાથી સ્થાન, ગામ, નગર અશાતિવાળુ બની ગયુ હોય, તો તેવા ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરનાર તેવા સ્થાનનો ત્યાગ ન કરે તો પહેલાં ઉપાર્જન કરેલ ધર્મ, અર્થ અને કામ વિનાશ પામે છે અને નવીન ઉપાર્જન ન કરવાથી બને લોક બગડે છે

(૧૧) **નિંદનીય કાર્યમાં ન પ્રવર્તનાર** – દેશ, જાતિ, કુલની અપેક્ષાએ નિદિત કાર્યમા પ્રવૃત્તિ ન કરનાર દેશ–ગર્હિત જેમકે સૌવીરદેશમા ખેતી અને લાટદેશમા મદિરાપાન ખરાબ ગણાય જાતિની અપેક્ષાએ જેમ બ્રાહ્મણ સુરાપાન કરે, કે તલ, લવણ આદિનો વેપાર કરે. કુલની અપેક્ષાએ જેમ ચૌલુક્ય વશમા મદિરાપાન. નિંદનીય કાર્યકરનાર બીજાં સારા ધાર્મિક કાર્યો કરે, તો પણ લોકોમા હાસ્યપાત્ર બને છે. તથા—

(૧૨) **આવક અનુસાર ખર્ચ કરનાર** – પોષણ કરવા યોગ્ય આશ્રિતોનું ભરણ–પોષણ, પોતાનો ભોગવટો, દેવતા અને અતિથિના પૂજન–સત્કારમા દ્રવ્યનો ખર્ચ કરવો તે વ્યય ખેતી, પશુપાલન, વેપાર, નોકરી વગેરેથી જે દ્રવ્ય–પ્રાપ્તિ થાય, તેને અનુરૂપ ખર્ચ કરવો કહ્યુ છે કે– "વેપારાદિકમા જે કમાણી થાય, તેને અનુસારે દાન કરવુ, ઉચિત ભોગવવુ, અને ઉચિત રકમ બચાવીને અનામતરૂપ નિધિ કરે કેટલાકો કમાણીના અનુસારે ચોથા ભાગે વ્યય કરવા કહે છે તે આ પ્રમાણે–"આવકમાંથી ચોથો ભાગ ભડારમા, ચોથો ભાગ વ્યાજ કે વેપારમાં, ચોથો ભાગ ધર્મ અને ઉપભોગમા અને ચોથો ભાગ ભરણ–પોષણ કરવા યોગ્યના પોષણમા વહેચી નાખે." વળી કેટલાક કહે છે કે, "આવક થઈ હોય તેમાથી અર્ધ ઉપરાત ધર્મમા વાપરવુ, બાકી વધેલાથી પ્રયત્ન–પૂર્વક તુચ્છ એવા આ લોકના કાર્યમાં વાપરે. આવકથી જો અનુચિત રીતે

ખર્ચ વધારે કરવામા આવે, તો રોગ જેમ શરીરને દુર્બળ બનાવે છે, તેમ સમર્થ વૈભવ પણ બધા વ્યવહાર માટે પુરુષને અસમર્થ બનાવે છે. કહેલું છે કે–"આવક અને ખર્ચનો હિસાબ ગણ્યા વગર જે કુબેરની માફક મોટો ખર્ચ રાખે છે, તે અહીં ટૂંકા કાળમાં જ ખરેખર ભીખ માગનાર થાય છે" તથા—

(૧૩) **સંપત્તિ અનુસાર વેષ રાખનાર** – વસ્ત્ર, અલંકાર આદિનો ભોગવટો ધન, વય, અવસ્થા, દેશ, કાળ, જાતિ આદિના અનુસારે કરવો. વૈભવ અનુસારે વેષ ન ધારણ કરનાર લોકોમા હાસીપાત્ર થાય છે તેની તુચ્છતા, તેણે અન્યાય કર્યો હશે તેવી સંભાવના થાય વગેરે દોષો છે. અથવા ખર્ચ આવક પ્રમાણે અને વેષ વૈભવ અનુસારે કરતો, એવો બીજો અર્થ કરવો. આવક થતી હોવા છતા જે કજૂસાઈથી ખર્ચે નહિ, વૈભવ હોવા છતા ખરાબ વસ્ત્ર પહેરતો હોય, તે લોકોમા નિંદાપાત્ર બની ધર્મમા પણ અધિકારી ન બને.

(૧૪) **બુદ્ધિના આઠ ગુણવાળો** – શુશ્રૂષા આદિ બુદ્ધિના આઠ ગુણવાળો હોય. તે ગુણો આ પ્રમાણે—૧ શાસ્ત્ર સાભળવાની અભિલાષા, ૨ શ્રવણ કરવુ, ૩ શ્રવણ કરી ગ્રહણ કરવુ, ૪ ભૂલી ન જતા તેને ધારણ કરી રાખવુ, ૫ જાણેલા અર્થના આધારે બીજા અર્થનો તર્ક કરવો. ૬ અપોહ એટલે ઉક્તિ અને યુક્તિથી વિરુદ્ધ અર્થવાળા હિંસાદિક આત્માને નુકશાન કરનારની સંભાવનાથી પાછા હઠવુ અથવા ઊહ–સામાન્યજ્ઞાન અને અપોહ વિશેષજ્ઞાન, ૭ અર્થ–વિજ્ઞાન એટલે ઊહાપોહના યોગથી મોહ અને સંદેહ દૂર થાય, તેથી સમ્યગ્જ્ઞાન પ્રગટ થાય. ૮ તત્ત્વ-જ્ઞાન એટલે ઊહ-અપોહના વિશેષ પ્રકારના જ્ઞાનથી વિશુદ્ધિવાળુ નિશ્ચલજ્ઞાન–આ આમ જ છે, એવો જે નિશ્ચય શુશ્રૂષાદિ ગુણો વડે જેણે બુદ્ધિ–પ્રકર્ષ પ્રાપ્ત કર્યો હોય, તેવો પુરુષ કદાપિ અકલ્યાણ ન પામે. આ આઠ બુદ્ધિગુણો યથાસંભવ દેખવા

(૧૫) **દરરોજ ધર્મ શ્રવણ કરનાર**–અભ્યુદય અને મોક્ષના કારણ સ્વરૂપ ધર્મને હંમેશાં શ્રવણ કરવામા તત્પર ધર્મનુ શ્રવણ કરનાર મનની અશાતિ દૂર કરી આનંદનો અનુભવ કરે છે કહ્યું છે કે, "ધર્મ–વ્યાખ્યાન શ્રવણ, ઉપયોગી સુભાષિત એ કંટાળેલાના ખેદને દૂર કરે છે, તપેલાને ઠંડો કરે છે, મૂઢને બોધ પમાડે છે, અવ્યવસ્થિત–ચંચળને સ્થિર કરે છે" દરરોજ ધર્મ શ્રવણ કરવાથી ઉત્તરોત્તર ગુણોની પ્રાપ્તિમા સહાયભૂત થાય છે બુદ્ધિના ગુણોમા જણા-વેલ માત્ર શ્રવણથી આનો ભેદ છે

(૧૬) **અજીર્ણમાં ભોજન ત્યાગ કરનાર**–પહેલા ભોજન કર્યું હોય, તે પચ્યું ન હોય, ત્યારે નવા ભોજનનો ત્યાગ કરે એવા સ્વભાવવાળો સર્વ રોગોનુ મૂળ હોય તો અજીર્ણ અને તેમા ભોજન કરે તો તેની વૃદ્ધિ કરી ગણાય 'રોગો અજીર્ણથી થવાવાળા છે' એમ વૈદકમાં કહેલુ છે અજીર્ણ તેના ચિહ્નોથી જાણી શકાય છે મલ અને વા છૂટની ગંધ વધારે દુર્ગંધ-વાળી હોય, વિષ્ટાનો ભેદ, શરીર ભારે લાગે, ભોજનની અરુચિ, ખાટા અને ખરાબ ઓડકાર આવે–અજીર્ણના આ છ પ્રગટ ચિહ્નો છે

(૧૭) **નિયમિત કાળે પથ્ય ભોજન કરનાર**–ભૂખ લાગે ત્યારે આહાર લેનાર, આસક્તિ રહિતપણે જઠરાગ્નિ અનુસાર પ્રમાણસર ભોજન કરે વધારે પ્રમાણમા ભોજન કર-વાથી ઉલટી કે ઝાડા અને કદાચ મરણ પણ થઈ જાય, તેથી તે ઠીક ગણ્યુ નથી જે પ્રમાણો-પેત ખાય, તેણે ઘણુ ખાધુ વગર ભૂખમા અમૃત ખાય તો તે પણ ઝેરરૂપે થાય, તથા ક્ષુધાકાલ

વીતી ગયા પછી ખાય તો અન્ન ઉપર દ્વેષ અને શરીર-પીડા થાય છે. અગ્નિ ઓલવાઈ ગયા પછી ઈન્ધણાં શુ કામ લાગે ?

આહાર-પાણી પણ પોતાના શરીરને માફક આવે તેવા જ સુખી થવા માટે ગ્રહણ કરવા યોગ્ય છે અને તે જ સાત્મ્ય કહેવાય. આવા પ્રકારના સાત્મ્ય-લક્ષણથી જીંદગી સુધી માફક સર કરેલું ભોજન વિષ હોય તો પણ હિતકારી બને છે. અતિસાત્મ્ય પણ પથ્યનુ જ સેવન કરે, નહિ કે સાત્મ્ય-માફક હોય તો પણ અપથ્ય-અહિતકારી ન સેવન કરે. 'બળવાનને સર્વ પથ્ય છે.' એમ માની કાલકૂટ ન ખાય વિષતત્રને જાણનારો સારી રીતે નિષ્ણાત થયો હોય, તો પણ, કદાચિત્ વિષથી મૃત્યુ પામે છે

(૧૮) **અબાધિતપણે ત્રણે વર્ગ સાધનાર**-ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગ કહેવાય જેથી અભ્યુદય અને મોક્ષની સિધ્ધિ થાય, તે ધર્મ જેનાથી સર્વ પ્રયોજન સિદ્ધ થાય, તે અર્થ અભિમાનથી ઉત્પન્ન થતા રસ સાથે ભળેલી સર્વ ઈન્દ્રિય-સુખ વિષયક પ્રીતિ, તે કામ આ ત્રણે વર્ગ એક બીજાને પરસ્પર હરકત ન આવે તેવી રીતે ત્રણે વર્ગ સાધવા. પણ એક એક સાધવા એમ નહિ કહ્યુ છે કે-'જે કોઈને પણ ત્રણ વર્ગની સાધના કર્યા વગરના શૂન્ય દિવસો આવે અને જાય છે, તે લુહારની ધમણ માફક શ્વાસ લેવા છતા પણ જીવતો નથી' તેમા ધર્મ અને અર્થનો ઉપઘાત કરીને અતાત્વિક વિષય-સુખમા લુબ્ધ બનેલા વનહાથી સમાન કોણ આપત્તિના સ્થાનને નથી પામતા ? જેને વિષય-ભોગમા અત્યત આસક્તિ હોય છે, તેને ધન, ધર્મ કે શરીર નથી ધર્મ અને કામનો અતિક્રમ થાય તો ઉપાર્જન કરેલ ધન બીજાઓ ભોગવે સિહ હાથીનો વધ કરીને જેમ માત્ર પાપાધિકારી બને છે, તેમ પોતે માત્ર પાપનો અધિકારી બને છે. અર્થ અને કામનુ ઉલ્લઘન કરીને-ધર્મ, અને સેવા સાધુઓનો જ ધર્મ કહી શકાય, ગૃહસ્થોનો ધર્મ ન હોય. ધર્મને હરકત આવે તેમ અર્થ, કામ ન સેવવા વાવવાનાં બીજનું ભોજન કરનાર ખેડૂતના કુટુંબ માફક અધાર્મિકને ભાવી કઈ પણ કલ્યાણ થતુ નથી ખરેખર સુખી તે કહેવાય કે, જે આવતા ભવના સુખને બાધા ન પહોચે તેમ આ લોકના સુખનો અનુભવ કરે એવી રીતે અર્થ ઉપાર્જન કરવામાં બાધા કરીને ધર્મ અને કામ બનેનું સેવન કરનાર દેવું વધારે છે કામને હરકત પહોંચે તેમ ધર્મ અને અર્થનુ સેવન કરનારને ગૃહસ્થપણુ ટકતુ નથી. એવી રીતે તાદાત્વિક, મૂલહર અને કદર્યને વિષે ધર્મ, અર્થ અને કામ એ ત્રણેમા એક બીજાને હરકત આવવી તે સુલભ છે તે આ પ્રમાણે —

તાદાત્વિક તે કહેવાય, જે કઈ પણ વિચાર કર્યા વગર ઉપાર્જન કરેલ ધનને ફાવે તેમ ખરચી નાખે, મૂલહર તે કહેવાય, જે પિતા, દાદા કે પૂર્વજોએ ઉપાર્જન કરેલ ધન અન્યાયથી ભક્ષણ કરી પૂરુ કરે કદર્ય-કંજૂસ તે કહેવાય કે જે, નોકરો અને પોતે અનેક પીડા સહન કરી ધન એકઠુ કરે, પરતુ ક્યાય પણ ખર્ચે નહિ તેમા ધન નાશ પામવાથી, ધર્મ અને કામનો વિનાશ થવાથી તાદાત્વિક અને મૂલહર બનેનુ કલ્યાણ થતુ નથી કજૂસ-લોભીનો અર્થ-સગ્રહ રાજા, પિત્રાઈઓ કે ચોરો માટે તે નિધિ બને છે, પરતુ તે ધન ધર્મ અને કામના હેતુભૂત બની શકતુ નથી આમ કહીને ગૃહસ્થને ત્રણ વર્ગની બાધા કરવી તે અનુચિત છે-એમ પ્રતિપાદન કર્યું હવે કદાચ દૈવયોગે તેમા બાધા ઉભી થવાનો વખત આવે તો, ઉત્તરોત્તરની બાધામા પૂર્વ પૂર્વની બાધાનું રક્ષણ કરવું તે આ પ્રમાણે —કામની બાધામા ધર્મ અને અર્થની બાધાનુ રક્ષણ કરવુ. તે એની હાજરીમા કામ સુખેથી ઉત્પન્ન કરી શકાય છે કામ અને

અર્થની બાધામા ધર્મનું રક્ષણ કરવું, કારણ કે અર્થ અને કામનો હેતુ હોય તો ધર્મ છે કહ્યું છે કે–'ખપ્પર માત્રથી આજીવિકા કરતો હોય અને જો ધર્મ સીદાતો ન હોય તો હું મહાધનાઢ્ય છુ–એમ સમજવુ.' સાધુઓ હમેશા ધર્મ–ધનવાળા હોય છે

(૧૯) અતિથિ આદિનો પૂજક—સતત પ્રવૃત્તિમા સુદર એકાગ્રતા યુક્ત અનુષ્ઠાન કરવાપણાથી તિથિ દિનનો જેને વિભાગ નથી, તે અતિથિ કહેલુ છે કે–"તિથિ અને પર્વોના ઉત્સવોનો જે મહાત્માએ ત્યાગ કર્યો છે, તેને અતિથિ જાણવા, અને તે સિવાય બાકીનાને અભ્યાગત–પરોણા જાણવા" સાધુ ભગવતો સુદર આચારમા તલ્લીન તેમજ સમર્થ લોકને પ્રશસા કરવા યોગ્ય હોય છે 'દી' ધાતુ ક્ષય થવાના અર્થમા હોવાથી જેની ધર્મ અર્થ અને કામની આરાધના કરવાની સમગ્ર શક્તિ ક્ષીણ થઈ છે, તેવા દીન, જણાવેલી વ્યાખ્યાવાળા અતિથિ સાધુ, તેઓને ઉચિત રીતિએ અન્ન–પાનાદિ સત્કાર–ભક્તિ પૂર્વક આપવા કહ્યુ છે કે, 'એક બાજુ એકમાત્ર ઔચિત્ય અને બીજી બાજુ કરોડો ગુણો ઔચિત્ય–રહિત ગુણ–સમુદાય ઝેર સરખુ આચરણ કરે છે એટલે ગુણવાન અતિથિ સાધુભગવતોને ભક્તિથી અને દીન, દુખી, અનાથ, પાગળાને અનુકપાથી આપવુ તે ઉચિત રીતિ

(૨૦) અભિનિવેશથી રહિત—નીતિમાર્ગનો અજ્ઞાત બીજાનો પરાભવ કરવાના પરિણામવાળો કાર્યનો આરભ કરે, તે તુચ્છ માણસને અભિનિવેશ હોય તે માટે કહે છે–'અહકાર નીચ પુરુષોને નિષ્ફળતા, અનીતિ, દુર્ગુણો અને દુષ્કર કાર્યારભ વડે ખેદ પમાડે છે ઉલટા પ્રવાહમા તરવાનો વ્યસની જળચર જતુ વડે હેરાનગતિ પામે છે તેની માફક અભિમાની પોતાના જ દુર્ગુણોથી પરેશાન થાય છે માટે અભિનિવેશ–કદાગ્રહથી રહિત બનવુ. કદાગ્રહથી રહિતપણું પ્રપચથી નીચોમા પણ કોઈક વખત સભવે છે, માટે 'હમેશા' એમ જણાવ્યુ

(૨૧) ગુણ–પક્ષપાત કરનાર—સૌજન્ય, દાક્ષિણ્ય, ઔદાર્ય. સ્થૈર્ય, તથા આવનારને પ્રિય શબ્દોથી પધારો એમ પ્રથમ બોલાવવા વગેરે, તથા સ્વ-પર ઉપકાર કરનાર આત્મ–ધર્મ સ્વરૂપ ગુણો વિષે પક્ષપાત પક્ષપાત એટલે બહુમાન, તેની પ્રશંસા, સહાયક બનવુ વગેરે અનુકૂલ પ્રવૃત્તિ. ગુણોનો પક્ષ કરનાર જીવો અવધ્ય પુણ્યબીજ વાવવા વડે નક્કી પરલોકમાં ગુણસમુદાયની સપત્તિ મેળવનાર થાય છે

(૨૨) પ્રતિષિધ્ધ દેશ–કાળ–ચર્યા–પરિહાર—જે દેશ અને કાળમાં જે આચાર નિષેધ કરેલ હોય, તેને છોડતો તે પ્રમાણે વર્તે તો ચોર, ધાડપાડુ આદિથી નક્કી ઉપદ્રવ પામે છે

(૨૩) બલાબલનો જાણકાર—પોતાની અને બીજાની દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ સ્વરૂપ જે શક્તિ, તેને જાણતો, તેવી જ રીતે નિર્બળતાને, બલાબલનો વિચાર કરીને સર્વ કાર્યનો આરભ કરવો, નહિતર પરિણામ વિપરીત આવે કહ્યુ છે કે–'છતી શક્તિમા સહન કરનારાઓ એ શક્તિ પ્રમાણે સ્થાનમા સહન કરવાથી તેની વૃધ્ધિ અને કસરત કરવાથી શરીર વૃધ્ધિ પામે છે, પરતુ બલ વગરનો કાર્યારભ કરે, તો સપત્તિઓનો ક્ષય કરનાર બને છે'

(૨૪) વૃત્તસ્થોનો અને જ્ઞાનવૃદ્ધોનો પૂજક—વૃત્ત–અનાચારનો પરિહાર અને સારા આચારોનુ પાલન, તેમા રહેલા તે વૃત્તસ્થો ત્યાગ કરવા યોગ્ય, આદરવા યોગ્ય વસ્તુનો નિર્ણય તે રૂપ જ્ઞાન, તેથી મોટા, જે વૃત્તસ્થો સદાચારી હોય, તેમ જ, જેઓ જ્ઞાનવૃદ્ધો હોય, તેઓની પૂજા કરનાર પૂજા તે કહેવાય કે, સેવા કરવી, બે હાથની અજલિ કરવી, આસન

આપવું, ઉભા થવું, વગેરે. વૃત્તસ્થોની અને જ્ઞાનવૃધ્ધોની પૂજા કરવાથી નક્કી કલ્પવૃક્ષ માફક તેમના સદુપદેશાદિ ફળની પ્રાપ્તિ થાય છે.

(૨૫) **પોષ્યનો પોષક** —માતા-પિતા, પત્ની, પુત્ર-પુત્રી વગેરેને યોગ-ક્ષેમ કરવા રૂપ પોષણ કરવું

(૨૬) **દીર્ઘદર્શી**—ભાવી દીર્ઘકાલ સંબંધી લાભ-અલાભનો વિચાર કરનાર

(૨૭) **વિશેષજ્ઞ**—વસ્તુ-અવસ્તુ, કૃત્ય-અકૃત્ય, સ્વ-પર વચ્ચેનો ફરક જાણનાર અને તેનો નિશ્ચય કરનાર એ વચ્ચેનો તફાવત ન સમજનાર પુરુષ અને પશુમા તફાવત નથી. અથવા ખાસ કરીને આત્માના જ ગુણો અને દોષો જાણનાર એ વિશેષજ્ઞ ગણાય. કહ્યું છે કે, 'મનુષ્યે હંમેશાં પોતાનું ચરિત્ર તપાસવું જોઈએ કે, મારૂં આચરણ શું પશુ સરખું છે? કે સત્પુરૂષો સરખું છે?

(૨૮) **કૃતજ્ઞ**—પારકાએ કરેલ ઉપકારને જાણનારો, કૃતજ્ઞ માણસ તેને ભૂલી ન જાય, એવી રીતે ઉપકારી તરફથી જે કલ્યાણનો લાભ થાય, તેનુ બહુમાન કરે, કૃતઘ્નને તો બદલો વાળવાનો હોય જ નહિ કહ્યુ છે કે, 'કૃતઘ્નને બદલો વાળવાનો ન હોય'

(૨૯) **લોક-વલ્લભ**—વિનયાદિક ગુણોવડે વિશિષ્ટ લોકોને પ્રિય બનેલો હોય. ગુણવાન પ્રત્યે કોને પ્રીતિ ન થાય? જે લોકોને વલ્લભ ન થાય, તે માત્ર પોતાને નહિ પણ પોતાનું ધર્માનુષ્ઠાન પણ બીજાવડે દૂષિત કરતો બીજાને બોધિલાભથી ભ્રષ્ટ કરવાના કારણભૂત બને છે.

(૩૦) **લજ્જાવાળો**—લજ્જા એટલે શરમ. લજ્જાવાળો પ્રાણનો નાશ થાય તો પણ અંગીકાર કરેલનો ત્યાગ કરતો નથી. કહ્યુ છે કે, લજ્જા એ ગુણ-સમૂહને જન્મ આપનારી અત્યંત શુધ્ધ હૃદયવાળી આર્ય માતા સરખી છે. અનેક ગુણોને જન્મ આપનારી એવી લજ્જાને પામેલા, સત્ય સિધ્ધાંતને વળગી રહેવાના વ્યસનવાળા સત્ત્વશાળી મહાપુરુષો સુખ અને પ્રાણોનો પણ ત્યાગ કરે છે, પરંતુ અંગીકાર કરેલી પ્રતિજ્ઞાનો ત્યાગ કરતા નથી

(૩૧) **દયાવાળો**—દુખી જીવોના દુ:ખ દૂર કરવાની અભિલાષાવાળો, ધર્મનું મૂળ દયા માનેલી છે, માટે અવશ્ય દયા કરે. કહ્યુ છે કે—"જેમ પોતાના પ્રાણો દરેકને પ્રિય છે, તેવી રીતે દરેક ભૂતોને પણ પોતાના પ્રાણો તેટલા જ પ્રિય છે, માટે મનુષ્યે આત્માની ઉપમાથી દરેક જીવોની દયા કરવી જોઈએ.

(૩૨) **સૌમ્ય**—અક્રૂર આકારવાળો—ક્રૂર એ દરેકને ઉદ્વેગ કરાવનાર થાય છે

(૩૩) **પરોપકાર કરવામાં તત્પર**—પર ઉપકાર કરવા માટે શૂરવીર. પરોપકાર કરનાર માણસ સર્વના નેત્રમાં અમૃતાંજન સરખો છે.

(૩૪) **અંતરંગ શત્રુ-પરિહાર પરાયણ**—અંતરંગ છ શત્રુઓનો પરિહાર કરવા તત્પર બનેલો હોય તેમા અયુક્તિથી અયોગ્ય રીતે કરેલા કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષ તે શિષ્ટ ગૃહસ્થોને માટે અંતરંગ છ શત્રુઓનો વર્ગ કહેલો છે તેમા કામ તે કહેવાય, જે બીજાની માલિકીની અગર વગર પરણેલી સ્ત્રીની ઈચ્છા કરવી. પોતાનુ કે સામાનુ નુકશાન વિચાર્યા વગર

કોપ કરવો, તે ક્રોધ. દાન દેવા યોગ્યને વિષે પોતાનું ધન ન આપવું અને નિષ્કારણ પારકું ધન ગ્રહણ કરવું, તે લોભ. યુક્તિ-પૂર્વક કોઈએ શીખામણ આપી, તો પણ ખોટો આગ્રહ રાખી ન સ્વીકારવી, તે માન. કુલ, બલ, ઐશ્વર્ય, રૂપ, વિદ્યા વગેરે વડે અહંકાર કરવો, અથવા બીજાનો તિરસ્કાર કરવો, તે મદ. વગર કારણે બીજાને દુઃખ ઉત્પન્ન કરીને, તથા જુગાર, શિકાર વગેરે અનર્થકારી કાર્યો કરીને મનનો પ્રમોદ કરવો, તે હર્ષ આ છએ નુકશાન કરનારા હોવાથી ત્યાગ કરવા લાયક છે કહ્યુ છે કે, (૧) કામથી બ્રાહ્મણની કન્યાને બલાત્કારથી સતાવનાર દાંડક્ય નામનો ભોજ બંધુઓ અને રાષ્ટ્ર સાથે વિનાશ પામ્યો હતો અને વૈદેહ કરાલ પણ. (૨) ક્રોધથી બ્રાહ્મણો પર વિક્રમ કરનાર જનમેજય અને ભૃગુઓ પર વિક્રમ દર્શાવનાર તાલજંઘ વિનાશ પામ્યો (૩) લોભથી ચારે વર્ણોને અભ્યાહાર કરાવનાર ઐલ (પુરુરવા) અને સૌવીર (દેશનો) અજબિંદુ વિનાશ પામ્યો. (૪) માનથી પરસ્ત્રીને ન આપતા રાવણ અને દુર્યોધન રાજ્યથી ભ્રષ્ટ થયા (૫) મદથી અંભોદ્ભવ અને ભૂતાવમાની હૈહય (કાર્તવીર્ય) અર્જુન વિનાશ પામ્યો (૬) હર્ષથી અગસ્ત્યને ન પ્રાપ્ત કરતાં વાતાપિ અને દ્વૈપાયનને ન પ્રાપ્ત કરતા વૃષ્ણિ-સંઘ વિનાશ પામ્યો."

(૩૫) **ઈન્દ્રિય-સમુદાયને વશ કરનાર**-વશ કરવી અર્થાત્ જેણે ઈન્દ્રિયો પાસે સ્વચ્છંદ-પણાનો ત્યાગ કરાવ્યો છે અત્યન્ત આસક્તિનો ત્યાગ કરવાપૂર્વક સ્પર્શનાદિ ઈન્દ્રિયોના વિકારને રોકનાર, ઈન્દ્રિયોનો જય કરવો તે પુરુષોને મહાસંપત્તિ માટે થાય છે કહ્યુ છે કે, ઈન્દ્રિયોનો અસંયમ એ આપત્તિનો માર્ગ છે અને તેનો જય કરવો તે સંપત્તિનો માર્ગ છે. જે ઈષ્ટ લાગે, તે માર્ગે જાવ આ ઈન્દ્રિયો છે તે જ સર્વ છે. સ્વર્ગ અને નરક તે બંને પણ તે જ છે, જો વશ કરે તો સ્વર્ગ મળે છે અને છૂટી મૂકે તો નરક મળે છે સર્વથા ઈન્દ્રિયોના રોધરૂપ ધર્મ યતિઓને જ હોઈ શકે, અહિં તો શ્રાવકધર્મને ઉચિત ગૃહસ્થધર્મ-સ્વરૂપનો અધિકાર ચાલે છે, તેથી આ પ્રમાણે કહ્યુ છે

આવા પ્રકારનો પાત્રીશ ગુણવાળો મનુષ્ય ગૃહસ્થ-ધર્મ માટે યોગ્ય અધિકારી ગણાય ૫૬

આ પ્રમાણે પરમાર્હત શ્રીકુમારપાળ ભૂપાલે સાંભળવા ઈચ્છેલ, તેથી આચાર્ય શ્રીહેમ-ચંદ્રસૂરિએ રચેલ, જેને 'અધ્યાત્મોપનિષદ્' નામનો પટ્ટબંધ થયેલ છે, તેવા અપરનામવાળા પોતે રચેલ વિવરણવાળા સ્વોપજ્ઞ શ્રીયોગશાસ્ત્રનો પ્રથમ પ્રકાશ સમાપ્ત થયો.

આગમોદ્ધારક આચાર્ય શ્રીઆનંદસાગર સૂરીશ્વરજીના શિષ્ય આ શ્રીહેમસાગરસૂરિએ ઉપર્યુક્ત સંસ્કૃત સટીક યોગશાસ્ત્રના પ્રથમ પ્રકાશનો ગૂજરાતી અનુવાદ મુંબઈમાં પાયધુની ગોડીજી જૈન ઉપાશ્રયમાં શરૂ કરી સં. ૨૦૨૨, મહા શુદિ ૮ રવિવારે પૂર્ણ કર્યો. (૧)

# દ્વિતીય પ્રકાશ

સમ્યક્ત્વનું સ્વરૂપ—

ગૃહસ્થ-ધર્મ માટે અધિકારી છે, એમ પહેલાં કહી ગયા. ગૃહસ્થધર્મ એટલે શ્રાવકધર્મ અને તે સમ્યક્ત્વ મૂળવાળાં બાર વ્રતો છે. તે જ કહે છે—

सम्यक्त्वमूलानि पञ्चाणुव्रतानि गुणास्त्रयः ।
शिक्षापदानि चत्वारि, व्रतानि गृहमेधिनाम् ॥१॥

સમ્યક્ત્વ મૂળવાળાં પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાસ્થાનો મળીને ગૃહસ્થના બાર વ્રતો છે.

સમ્યક્ત્વ મૂળ કારણ છે જેઓને એવા તે બારે વ્રતો સમ્યક્ત્વસહિત હોય. મહાવ્રતની અપેક્ષાએ નાનાં અહિંસાદિક પાચ વ્રતો તે મૂલગુણો છે. દિશાપરિમાણાદિક ત્રણ ઉત્તરગુણ-સ્વરૂપ ગુણવ્રતો છે શિખવુ અભ્યાસ-મહાવરો પાડવો, તે સ્વરૂપ સામાયિકાદિ હમેશાં અભ્યાસ કરવા લાયક ચાર શિક્ષાવ્રતો છે, તેથી ગુણવ્રતોથી જુદો ભેદ પાડ્યો. ગૃહસ્થોને ગુણવ્રતો ઘણે ભાગે જિંદગી સુધીના હોય છે. સમ્યકત્વ મૂળવાળા વ્રતો એમ કહ્યુ, તેમાં સમ્યક્ત્વનુ સ્વરૂપ સમજાવે છે—

या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः ।
धर्मे च धर्मधीः शुद्धा, सम्यक्त्वमिदमुच्यते ॥२॥

જેમનું સ્વરૂપ આગળ સમજાવીશું, તેવા દેવ, ગુરુ અને ધર્મમાં ક્રમસર દેવબુદ્ધિ, ગુરુબુદ્ધિ અને ધર્મબુદ્ધિ નિર્મળ હોય, તે સમ્યક્ત્વ કહેવાય.

આગળ જણાવીશું તેવા લક્ષણવાળા દેવત્વ ગુરુત્વ અને ધર્મત્વની દેવ, ગુરુ અને ધર્મમાં નિશ્ચયપૂર્વકની શ્રદ્ધા, તે પણ અજ્ઞાન, સંશય અને વિપર્યયથી રહિત એવી નિર્મલ હોય, તે સમ્યક્ત્વ. જો કે જિનોક્ત તત્ત્વમા યતિ અને શ્રાવકોને સરખી જ રુચિ હોય અને તે પણ સમ્યકત્વ-લક્ષણ કહેલુ છે તો પણ ગૃહસ્થોને દેવ, ગુરુ અને ધર્મમા પૂજ્યત્વ ઉપાસના તેના અનુષ્ઠાનોમા ફરક અને ઉપયોગી હોવાથી દેવ, ગુરુ અને ધર્મ તત્ત્વની પ્રતિપત્તિ લક્ષણ સમ્યક્ત્વ ફરી કહેલું છે શંકા કરી કે તત્ત્વભૂત પદાર્થોની રુચિ લક્ષણ સમ્યક્ત્વમા દેવ, ગુરુ અને ધર્મનો કયા તત્ત્વમા સમાવેશ થાય ? સમાધાન કર્યું કે, દેવ અને ગુરુઓ જીવતત્ત્વમાં, અને ધર્મ શુભ આશ્રવ અને સંવરમા સમાઈ જાય ૧ ઔપશમિક, ૨ ક્ષાયોપશમિક અને ૩ ક્ષાયિક એમ સમ્યક્ત્વના ત્રણ ભેદ છે તેમાં રાખથી ઢાકેલા અગ્નિની માફક મિથ્યાત્વમોહનીયકર્મ તથા અનંતાનુબંધી ક્રોધ, માન, માયા અને લોભની અનુદયાવસ્થા, તે ઉપશમ, ઉપશમ જેનું પ્રયોજન છે, તે ઔપશમિક, તે સમ્યક્ત્વ અનાદિના મિથ્યાદૃષ્ટિ આત્માને ત્રણ કરણ પૂર્વક અંતર્મુહૂર્ત-પ્રમાણ કાળ માટે થનારુ ચારે ગતિમા રહેનારા જન્તુને થાય છે અથવા

તો ઉપશમશ્રેણિમા ચડેલાને થાય છે કહ્યુ છે કે, ઉપશમ શ્રેણિમા ચડેલાને ઔપશમિક સમ્યક્ત્વ થાય છે, અથવા જેણે ત્રણ પુંજ નથી કર્યા અને મિથ્યાત્વ ખપાવ્યું હોય, તે સમ્યક્ત્વ મેળવે છે. બીજુ ક્ષાયોપશમિક–ઉદયમાં આવેલા મિથ્યાત્વમોહનીય અને અનંતાનુબંધી ચાર કષાયોનો દેશથી નિર્મૂલ નાશ કરવા રૂપ ક્ષય કરવો અને ઉદયમાં નહિ આવેલાનો ઉપશમ કરવો–ક્ષયથી યુક્ત ઉપશમ, તે ક્ષયોપશમ, તે જેનું પ્રયોજન છે, તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ, તે સમ્યક્ત્વ વેદની રૂપ સત્કર્મના વેદવા સ્વરૂપ હોવાથી વેદક પણ કહેવાય. ઔપશમિક તો સત્કર્મ વેદવાથી રહિત છે, માટે ઔપશમિક અને ક્ષાયોપશમિકમાં આ તફાવત છે કહેલું છે કે–

જ્યારે જીવ ક્ષાયોપશમિકમા સત્કર્મ વેદે છે, પરંતુ તે રસોદયથી નહિં, ઉપશાંત થએલા કષાયવાળો તો ફરી સત્કર્મ વેદતો નથી ક્ષાયોપશમિક સમ્યક્ત્વની સ્થિતિ છાસઠ સાગરોપમથી કંઈક અધિક છે કહેલુ છે કે, બે વખત વિજયાદિકમા ગએલો હોય અથવા ત્રણ વખત અચ્યુત નામના બારમા દેવલોકે ગયો હોય અને વધારાનો નરભવ મળી ઉપર કહેલી સ્થિતિ પૂરી કરે. અને સર્વજીવોને આશ્રીને સર્વકાળ એ સમ્યક્ત્વ હોય ત્રીજું ક્ષાયિક સમ્યક્ત્વ–મિથ્યાત્વમોહનીય અને અનતાનુબધી ચાર કષાયોનો નિર્મૂલ નાશ થાય. ક્ષય જેનુ પ્રયોજન છે, તે ક્ષાયિક સમ્યક્ત્વ સાદિ અનંત છે. અહિં આન્તર શ્લોકોથી સમ્યક્ત્વની ઉત્તમતા જણાવે છે—

આ સમ્યક્ત્વ બોધિવૃક્ષનુ મૂલ, પુણ્ય નગરનું દ્વાર, નિર્વાણ મહેલની પીઠિકા, સર્વ સંપત્તિઓનો ભંડાર, સર્વ ગુણોનો આધાર, રત્નોનો સાગર, ચારિત્ર–ધનનુ પાત્ર, આવા સમ્યક્ત્વની પ્રશંસા કોણ ન કરે ? સમ્યક્ત્વથી વાસિત આત્મામાં અજ્ઞાન રહેતું નથી, જગતમા સૂર્યનો ઉદય થાય, પછી અંધકારનો ફેલાવો કેવી રીતે ટકી શકે ? તિર્યંચ અને નરકગતિના દ્વારમા મજબૂત અર્ગલા હોય તો સમ્યક્ત્વ, અને દેવ, મનુષ્ય તથા નિર્વાણ–સુખના દ્વારની કુંચી હોય તો સમ્યક્ત્વ છે. સમ્યક્ત્વથી વાસિત આત્મા જો તેને વમે નહિ, અગર પહેલા આયુષ્ય–બંધ ન કર્યો હોય, તો અવશ્ય વૈમાનિક દેવગતિ જ પામે જે જીવ એક અંતર્મુહૂર્ત જેટલો પણ કાળ સમ્યક્ત્વની ઉપાસના કરે અને નિર્મલ સમ્યક્ત્વ–રત્નનો તરત કદાચ ત્યાગ કરે, તો પણ તે આત્મા લાબા કાળ સુધી ભવ–માર્ગમા રખડતો નથી, માટે લાંબા કાળ સુધી તેને ધારણ કરી રાખો તમારા સરખા સમજુને વધારે બીજુ શું કહેવું ?

વિપક્ષનું જ્ઞાન હોય તો સમ્યક્ત્વનુ સ્વરૂપ સારી રીતે સમજી શકાય છે, તેથી સમ્યક્ત્વના વિપક્ષ રૂપ મિથ્યાત્વનું સ્વરૂપ કહીએ છીએ—

**अदेवे देवबुद्धिर्या, गुरुधीरगुरौ च या ।**
**अधर्मे धर्मबुद्धिश्च, मिथ्यात्वं तद्विपर्ययात् ॥३॥**

અદેવમા જે દેવબુદ્ધિ, અગુરુમાં જે ગુરુબુદ્ધિ અને અધર્મમા જે ધર્મબુદ્ધિ થાય, તે મિથ્યાત્વ તે સમ્યક્ત્વથી વિપરીત સ્વરૂપ હોવાથી આગળ જેઓનું લક્ષણ કહેવાશે, તેવા અદેવ, અગુરુ અને અધર્મ તેમની માન્યતા સ્વરૂપ મિથ્યાત્વ તેનું લક્ષણ સમ્યક્ત્વથી વિપરીતપણું હોવાથી સમ્યક્ત્વ–વિપર્યય સ્વરૂપ સમજવુ તથા આ પણ ગ્રહણ કરેલુ છે કે દેવમા અદેવત્વ, ગુરુમાં અગુરુત્વ, ધર્મમા અધર્મત્વની માન્યતા.

વળી મિથ્યાત્વ પાચ પ્રકારનુ છે. ૧ આભિગ્રહિક, ૨ અનભિગ્રહિત, ૩ આભિનિવેશિક, ૪ સાંશયિક અને ૫ અનાભોગિક

૧ અભિગ્રહિક—તે કહેવાય કે પાખંડીઓ પોતાના શાસ્ત્રના જ્ઞાનને જાણનારા હોય અને પરપક્ષનો પ્રતિકાર કરવામાં દક્ષ હોય.

૨ અનાભિગ્રહિક—સામાન્ય અકેળવાએલા લોકોને 'સર્વ દેવો વંદનીય છે', તેમની નિંદા ન કરવી, એવી જ રીતે સર્વ ગુરુઓ અને સર્વ ધર્મો સંબંધી સમજે, તેમને અનાભિગ્રહિક મિથ્યાત્વ.

૩ આભિનિવેશિક—યથાર્થ વસ્તુ અંદરથી સમજવા છતાં પણ ખોટા કદાગ્રહને આધીન બની જમાલિ માફક સાચાને ખોટું કહેવાનો કદાગ્રહ કરે.

૪ સાંશયિક—દેવ, ગુરુ અને ધર્મના વિષયમાં આ સાચા હશે કે આ સાચા હશે ? એવા સંશયવાળાને સાંશયિક મિથ્યાત્વ.

૫ અનાભોગિક—એકેન્દ્રિયાદિક વિચાર-શૂન્ય અને વિશેષ જ્ઞાનથી રહિત હોય તેવાને તે હોય છે. કહ્યું છે કે-'આભિગ્રહિક, અનભિગ્રહિક, આભિનિવેશિક, સાંશયિક અને અનાભોગ એમ મિથ્યાત્વ પાંચ પ્રકારનું છે. આંતરશ્લોકો કહે છે-

"મિથ્યાત્વ એ મહારોગ છે, મિથ્યાત્વ મહાઅંધકાર, મિથ્યાત્વ મોટો શત્રુ છે, મિથ્યાત્વ મહાવિષ છે.રોગ, અંધકાર અને ઝેર જન્મની અંદર એક વખત દુઃખ આપનાર થાય, પરંતુ મિથ્યાત્વ રોગની ચિકિત્સા કરવામાં ન આવે તો હજારો ભવો સુધી તેની વેદના ભોગવવી પડે છે. ગાઢ-મિથ્યાત્વથી ઘેરાએલ ચિત્તવાળા જીવો તત્ત્વ અને અતત્ત્વનો ભેદ જાણતા નથી. જે જન્મથી અંધ હોય, તે કોઈ પણ વસ્તુની મનોહરતા કે અમનોહરતા સ્પષ્ટ રીતે કેવી રીતે જાણી શકે ? ૩

હવે દેવ અને અદેવ, ગુરુ અને અગુરુ, તથા ધર્મ અને અધર્મનાં લક્ષણ જણાવતા દેવનું સ્વરૂપ જણાવે છે—

દેવનું સ્વરૂપ—

सर्वज्ञो जितरागादि-दोषस्त्रैलोक्यपूजितः ।
यथास्थितार्थवादी च, देवोऽर्हन् परमेश्वरः ॥४॥

સર્વજ્ઞ, રાગાદિ ૧૮ દોષોથી રહિત, ત્રણે લોકથી પૂજિત, યથાર્થ પદાર્થ સ્વરૂપ કહેનારા, એવા અર્હન્ અરિહંત પરમેશ્વર દેવ કહેવાય. દેવના દેવત્વ વિષયક ચાર અતિશયો વિચક્ષણ પુરુષો કહે છે તે આ પ્રમાણે-૧ જ્ઞાનાતિશય, ૨ અપાયાપગમાતિશય ૩ પૂજાતિશય, અને ૪ વચનાતિશય. તેમાં 'સર્વજ્ઞ' એ શબ્દ જણાવીને સમગ્ર જીવ, અજીવાદિ તત્વને જાણવા પણાથી જ્ઞાનાતિશયને કહે છે. પરંતુ પોતાના રચેલા શાસ્ત્રોમાં પરસ્પર વિરોધ વચન કહેનારા અન્ય દર્શનીઓની માફક નહિ ' સર્વ જુઓ કે ન જુવો, માત્ર ઈષ્ટ તત્વને દેખો, દરમાં કેટલી કીડીઓ છે, તેનું જ્ઞાન આપણને શું ઉપયોગી છે ? દૂર દેખો કે ન દેખો આપણને પ્રયોજન હોય, તેને જ દેખો, દૂર દેખનારાને જો પ્રમાણભૂત ગણતા હો તો આ દૂર દેખનાર ગીધડાની ઉપાસના કરીએ.'

વિવક્ષિત એક ઈષ્ટ પદાર્થનું જ્ઞાન સમગ્ર પદાર્થના જ્ઞાન વગર થઈ શકતું નથી દરેક ભાવો બીજા ભાવોની સાથે સાધારણ અને અસાધારણરૂપે સમગ્ર જ્ઞાન વગર લક્ષણસહિત

અને તેથી વિપરીત અન્વય-વ્યતિરેક સ્વરૂપે એક પણ પદાર્થ જાણી શકાતો નથી. કહેલું છે કે-"જેણે સર્વ પ્રકારે એક ભાવ દેખ્યો છે, તેણે તત્ત્વથી સર્વે ભાવો (દ્રવ્ય-ગુણ-પર્યાયસ્વરૂપ સર્વ ભાવો) જાણ્યા છે જેણે સર્વે ભાવો સર્વ પ્રકારે દેખ્યા છે, તેણે તત્ત્વથી એક ભાવ દેખ્યો છે"

'જેણે રાગાદિ દોષ જિતેલા છે' એમ કહેવા દ્વારા અપાયાપગમાતિશયને કહે છે. તેમા આ વાત સર્વજન-પ્રસિદ્ધ છે કે રાગ-દ્વેષાદિકો તે આત્માને દૂષિત કરનારા હોવાથી દોષો છે પ્રતિપક્ષ સેવન કરવા દ્વારા ભગવંતે તેઓને જિતેલા છે, માટે 'જિતરાગાદિદોષો' એમ કહેલું છે હંમેશા રાગાદિ-રહિત કોઈ પુરુષ છે એમ કહેવું તે તો માત્ર વાણીવિલાસ છે. રાગાદિકને ન જિતેલા હોય એવા આપણા સરખાને દેવપણુ નથી 'ત્રણે લોકથી પૂજાએલા' એ વચનથી પૂજાતિશય કહે છે કેટલાક ઠગાયેલા ભોળી બુદ્ધિવાળાની પૂજામા દેવત્વ ન આવે પરંતુ જ્યારે ચલાયમાન થએલા આસનવાળા દેવો અને અસુરો, વિવિધ દેશભાષા બોલનારા બુધ્ધિશાળી મનુષ્યો, પરસ્પરનુ જાતિવૈર છોડીને મૈત્રીભાવ પામેલા એવા તિર્યંચનો, સમવસરણમા 'હું પહેલો પહોચુ, હું પ્રથમ જઉ' એવી રીતે આવતા સેવા, અંજલિ, પૂજા, ગુણ-સ્તોત્રો, ધર્મદેશનારૂપ અમૃતનો આસ્વાદ કરતા લોકો વડે ભગવાન પૂજાય, ત્યારે તેમનુ દેવપણું છે 'યથાસ્થિત અર્થ કહેનારા' એ પદવડે વાણીનો અતિશય જણાવે છે જે પદાર્થ જે સ્વરૂપે હોય એવા સદ્‌ભૂત પદાર્થને કહેનારા માટે યથાર્થવાદી અમે સ્તુતિ કરતાં કહેલુ છે "પક્ષપાત વિના પરીક્ષા કરતા અમે બન્નેનુ તુલના ન કરી શકાય તેવું પ્રતીતિ પૂર્વક જાણીએ છીએ-તમારૂ આ યથાસ્થિત અર્થ-પ્રથન (યથાયોગ્ય પદાર્થ-પ્રતિપાદન) અને બીજાઓનો અસ્થાને નિર્બન્ધ રસ અથવા- "તમારા પાદપીઠ આગળ સુરેન્દ્રના નમનને અવગણવામા આવે

અથવા બીજાઓની સદૃશ કરવામાં આવે, પરંતુ તમારા આ યથાસ્થિત વસ્તુના કથનને પર-પક્ષીઓ વડે કેવી રીતે અવગણી શકાશે ? સ્તુતિ કરાય, પૂજાય, દિવ્‌ધાતુથી દેવ શબ્દ અને તે સામર્થ્યથી અર્હન્ પરમેશ્વર જ દેવ છે, બીજા કોઈ દેવ હોઇ શકે નહિં. ચાર અતિશયવાળા દેવની ઉપાસના કરવા તેમનુ શાસન સ્વીકારવાને ધ્યાન ધરવા શરણે જવા અધિક્ષેપ(આગ્રહ) પૂર્વક ઉપદેશ આપે છે-

ध्यातव्योऽयमुपास्योऽयम्, अयं शरणमिष्यताम् ।
अस्यैव प्रतिपत्तव्यं, शासनं चेतनाऽस्ति चेत् ।।५।।

આવા પ્રકારના અતિશયવાળા દેવનુ પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ, રૂપાતીત રૂપ ધ્યાનથી શ્રેણિક માફક ધ્યાન કરવુ જોઈએ શ્રેણિકરાજા મહાવીર ભગવંતને વર્ણ, પ્રમાણ, સંસ્થાન, સંઘયણ, ચોત્રીશ અતિશયવાળા યોગી આદિ ગુણો દ્વારા તેમનુ ધ્યાન કરતા હતા તેના પ્રભાવથી તેમનાજ વર્ણ, પ્રમાણ, સંસ્થાન, સંઘયણ અને અતિશયયુક્ત આવતી ચોવીશીમાં પદ્મનાભ તીર્થંકર થશે આગળ અમે સ્તુતિ કરતા કહ્યુ છે, "તમે પહેલા તન્મય મનવાળા થઈ વીર-જિનનુ ધ્યાન કરેલું છે, જેથી તમે નક્કી તેમના જેવાજ સ્વરૂપવાળા ભગવંત થવાના છો અહો ! 'યોગનો પ્રભાવ કેવો છે ?' આગમમા પણ જણાવેલુ છે કે, અરિહંત મહાવીર તીર્થંકર ભગવંત જેવા પ્રકારના શીલ સમાચારવાળા છે, ખરેખર તેવા જ શીલ સમાચારવાળા પ્રભુ

પદ્મનાભ અરિહંત થશે. સેવા કરવી, અંજલિ જોડીને આ જ દેવ ઉપાસના કરવા લાયક છે, આપણે કરેલા દુષ્કૃતની ગર્હા, સુકૃતની અનુમોદના કરવા પૂર્વક આજ માત્ર દેવ ભવના ભયની પીડા દૂર કરનારા છે, એ પ્રમાણે તેમના જ શરણની અભિલાષા કરો કહેલા લક્ષણવાળા દેવના શાસનની આજ્ઞાનો સ્વીકાર કરવો, અતિશય વગરના પુરુષોએ પ્રરૂપેલા બીજાં શાસનો સ્વીકારવા યોગ્ય નથી જો તમારામાં ચેતના હોય તો પૂર્વોક્ત લક્ષણવાળા દેવનું ધ્યાન ધરો, તેની ઉપાસના કરો, તેને શરણે જાવ, તેનુ શાસન સ્વીકારો. ચેતનાવાળાને કરેલો ઉપદેશ સફળ થાય છે, અચેતનવાળા પ્રત્યે કરેલો ઉપદેશપ્રયાસ નિષ્ફળ જાય છે. કહ્યું છે કે–

'અરણ્યમાં કરેલુ રુદન, મડદાના શરીરને માલીશ કરવું, શ્વાનપુચ્છને સીધું કરવું, બહેરા પાસે સંગીત કરવું, સ્થલમાં કમળ રોપવું, ઉખર ભૂમિમા લાબાકાળ સુધી જળવૃષ્ટિ કરવી, અંધના મુખનું મંડન કરવા સમાન અજ્ઞાની જન પાસે ભાષણ નિષ્ફળ થાય છે.

અદેવનું લક્ષણ કહે છે–

**ये स्त्री–शस्त्राक्षसूत्रादि–रागाद्यङ्ककलङ्किताः ।**
**निग्रहानुग्रहपरास्ते देवाः स्युर्न मुक्तये ॥६॥**

જેઓ સ્ત્રી, શસ્ત્ર, જપમાલાદિ રાગાદિ સૂચવનારાં ચિહ્નોવાળા છે, તથા વરદાન અને શ્રાપ આપનારા છે, તેવા દેવો મુક્તિ માટે થતા નથી.

સ્ત્રી એટલે કામિની, શસ્ત્ર ત્રિશૂલાદિવાળા, જપમાલા આદિથી નાટક, અટ્ટહાસ્ય કરનારા હોય. રાગ–દ્વેષ–મોહને સૂચન કરનાર, સ્ત્રી એ રાગ સૂચવનાર છે, શસ્ત્ર દ્વેષનું ચિહ્ન છે, જપમાલા અજ્ઞાનનું ચિહ્ન છે. વીતરાગ હોય તે સ્ત્રીના સંગવાળા ન હોય દ્વેષ વગરના હોય તો શસ્ત્ર શા માટે ધારણ કરે ? અજ્ઞાન–રહિત હોય તે વિસ્મૃતિનાં ચિહ્નસ્વરૂપ જપમાળા શા માટે રાખે ? રાગ, દ્વેષ અને મોહ વડે જ સર્વ દોષો એકઠા થાય છે. સર્વ દોષોનું મૂળ હોય તો તે ત્રણજ છે નિગ્રહ એટલે વધ–બંધન કરવુ, અનુગ્રહ એટલે વરદાન આપવુ, તે કરવામાં તત્પર, નિગ્રહ અને અનુગ્રહ કરવા, તે પણ રાગ–દ્વેષનાં ચિહ્નો છે જે આવા પ્રકારના હોય, તે મુક્તિ માટે કારણભૂત બનતા નથી. ક્રીડા કરનારા પ્રેત, પિશાચાદિકની માફક દેવત્વમાત્રને નિવારી શકાતું નથી. ૬

મુક્તિના કારણનો અભાવ પ્રગટ કરે છે.

**नाट्याट्टहाससंगीताद्युपप्लवविसंस्थुलाः ।**
**लम्भयेयुः पदं शान्तं, प्रपन्नान् प्राणिनः कथम् ? ॥७॥**

નાટક, અટ્ટહાસ્ય, સંગીત આદિ રાગવાળા કાર્યમાં અસ્થિર ચિત્તવાળા તેઓ બીજા પ્રાણીઓને શાન્તપદ સ્વરૂપ મુક્તિસ્થાનને કેવી રીતે પમાડી શકે?

અહિં સમગ્ર સાંસારિક આળ જાળ વગરનુ મુક્તિ કેવળજ્ઞાન વિગેરે શબ્દથી સમજી શકાય તેવું શાન્તપદ મોક્ષ નાટક, અટ્ટહાસ્ય, સંગીત આદિ સંસારિક ઉપાધિથી ડામાડોળ ચિત્તવૃત્તિવાળા દેવો આશ્રિત વર્ગને તે કેવી રીતે પમાડી શકે ? એરંડાનુ ઝાડ કલ્પવૃક્ષની બરાબરી કરી શકે નહિં તેથી રાગ–દ્વેષ–મોહના દોષથી રહિત એવા જિન એકજ મુક્તિ માટે થાય છે. પરંતુ દોષોથી દૂષિત થએલા બીજા દેવો મુક્તિમાટે થતા નથી અહિં તેમાટે ઉપયોગી કેટલાક શ્લોકો જણાવે છે—

ખોટી અયોગ્ય પ્રવૃત્તિઓ કરનાર હોવાથી સામાન્ય મનુષ્ય કરતા પણ ઉતરતી કક્ષાના શંકર, બ્રહ્મા અને વિષ્ણુ સર્વજ્ઞ કે રાગ વગરના નથી. સ્ત્રીનો સંગ કામ, હથીયાર સંગ્રહ દ્વેષ, જપમાળા અજ્ઞાન, અને કમંડળ અશૌચનું સૂચન કરે છે રુદ્રને ગૌરી, બૃહસ્પતિને તારા, બ્રહ્માને સાવિત્રી, શ્રીકૃષ્ણને લક્ષ્મી, ઇન્દ્રને શચી, સૂર્યને રન્નાદેવી, ચંદ્રને દક્ષપુત્રી રોહિણી, અગ્નિને સ્વાહા, કામદેવને રતિ, યમદેવને ધૂમોર્ણા, આમ દેવોને સ્ત્રીઓનો સંગ પ્રગટ છે. વળી દરેક પાસે શસ્ત્ર અને હથીયારો છે. તેમજ દરેકમા મોહનો વિલાસ હોવાથી દેવપણાનો સંદેહ છે તેઓ દેવપદવીને સ્પર્શતા નથી અજ્ઞાનતાથી શૂન્યતા કહેનારા બુદ્ધમાં પણ દેવપણું ઘટતુ નથી, શૂન્યત્વ પ્રમાણથી સિદ્ધ થયા પછી શૂન્યવાદની કથા કરવી નકામી છે. વળી પ્રમાણ હોતે છતે પ્રમાણ વિના પરની પણ શૂન્યસિદ્ધિ થઇ શકે નહિ, તો પોતાના પક્ષની તો સિદ્ધિ શી રીતે થઇ શકે? બુદ્ધો સર્વ ભાવોમા ક્ષણિકતા માનવાવાળા છે, તો સાધકને ફળ સાથે સંબંધ કેવી રીતે જોડાય? ક્ષણિકવાદીઓને વધ કરનાર હિંસાનો હેતુ કેવી રીતે થાય? તેમ તેની સ્મૃતિ તેને ઓળખાવનારી તથા વ્યવહાર કરનારી કેમ થાય? કૃમિ આદિજીવોથી ભરેલી પોતાની કાયાને વાઘણને સોંપી દેતા, દેય-અદેયના વિવેક-શૂન્ય એવા બુદ્ધની દયા પણ કેવી વિચિત્ર છે? વળી પોતાના જન્મ વખતે જ પોતાની માતાનુ ઉદર ચીરનાર તથા માંસ ખાવાનો ઉપદેશ આપનાર એવા બુદ્ધને દયા કેવી રીતે કહી શકાય? વળી જે પ્રકૃતિના ધર્મને નિરર્થક-પણે જ્ઞાન કહે છે, તેમજ નિર્ગુણ, નિષ્ક્રિય અને મૂઢ એવા કપિલને દેવ કેવી રીતે મનાય? સર્વ દોષોના આશ્રય સમાન ગણપતિ, સ્કંદ-કાર્તિકસ્વામી, પવન વગેરેને, દેવો કેવી રીતે કહી શકાય? વળી જે ગાય પશુ છે, વિષ્ટા ખાનારી પોતાના જ પુત્ર સાથે મૈથુન સેવે છે, અને શિંગડાઓથી જંતુઓનો ઘાત કરે છે, તેને વંદન કેમ કરાય? દૂધ આપનાર છે, માટે જો વંદનીય ગણો, તો ભેંશ નમન કરવા યોગ્ય કેમ નહિ? ભેંશ કરતા ગાયમા કંઇપણ વિશેષતા નથી વળી જો ગાયને દરેક તીર્થ, ઋષિ અને દેવોનુ સ્થાનક માનતા હો, તો પછી તેને વેચો છો, દોહો છો, અને હણો છો કેમ? વળી જેઓએ સાબેલા, ખાણીયા, ચૂલો, ઉંબરો, પીપળો, જળ, લિંબડો, આકડો એ વગેરેને દેવસ્વરૂપે જેઓએ કહેલા છે, તેમાથી કોણે તેમનો ત્યાગ કર્યો છે? વીતરાગસ્તોત્રમા પણ અમે કહ્યુ છે-"ઉદર અને ઉપસ્થ-ઇન્દ્રિયવર્ગથી વિડમ્બિત થએલા દેવોથી કૃતકૃત્ય બનેલા અન્ય દેવાસ્તિકો-અમે દેવને માનનારા છીએ-એવી બુદ્ધિ ધારણ કરનારા કુતીર્થિકો-આપના જેવાનો અપલાપ કરે છે એ-ખરેખર દુઃખનો વિષય છે"

ગુરુનુ લક્ષણ કહે છે -

ગુરુનુ સ્વરૂપ—

**महाव्रतधरा धीरा, भैक्षमात्रोपजीविनः ।**
**सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ॥८॥**

મહાવ્રત ધારણ કરનારા, ઉપસર્ગો અને પરિષહોમા ધૈર્ય ધારણ કરનારા, ભિક્ષામાત્રથી આજીવિકા નભાવનારા, સામાયિક-ચારિત્રમા રહેલા, શુદ્ધ મોક્ષમાર્ગનો ધર્મોપદેશ આપનારા ગુરુઓ માનેલા છે

અહિંસાદિક મહાવ્રતોને ધારણ કરનાર, આપત્તિકાળમા ઉપસર્ગ કે પરિષહમા પણ કાય-રતા વગર અખંડિત મહાવ્રતને ટકાવી રાખનારા, મૂળગુણધારીપણુ જણાવીને ઉત્તરગુણ-ધારી-

પણું જણાવવા કહે છે કે અન્ન, પાન, ધર્મોપકરણ માત્ર લોકોની પાસેથી મેળવી ભિક્ષાવૃત્તિથી નિર્વાહ ચલાવનારા, નહિં કે ધન, ધાન્ય, સોનું, ગામ કે નગરાદિકનો પરિગ્રહ રાખનારા મૂલગુણ અને ઉત્તરગુણ ધારણ કરવામા કારણભૂત ગુણને જણાવતા કહે છે કે, સામાયિક ચારિત્રમા રહેલા. સામાયિકમા રહેલા હોય તે મૂલગુણ અને ઉત્તરગુણ ભેદવાળું ચારિત્ર પાળવા સમર્થ થઇ શકે છે. આ સર્વ મુનિઓનું સાધારણ લક્ષણ છે. ગુરુનું અસાધારણ લક્ષણ કહે છે, સંવર-નિર્જરા સ્વરૂપ અગર સાધુ-શ્રાવક-સ્વરૂપ ધર્મનો ઉપદેશ આપનારા; અભિધાન-ચિંતામણિમા અમે કહેલું છે કે—'ગુરુ એમને કહેવાય, જેઓ ધર્મનો ઉપદેશ આપે' સદ્‌ભૂત શાસ્ત્રના અર્થને જેઓ કહે, તે ગુરુઓ. ૮. હવે અગુરુનું લક્ષણ કહે છે–

सर्वाभिलाषिणः सर्वभोजिनः सपरिग्रहाः ।
अब्रह्मचारिणो मिथ्योपदेशा गुरवो न तु ॥९॥

સર્વની અભિલાષા કરનારા, સર્વ પ્રકારના ભોજન કરનારા, સર્વ પ્રકારના પરિગ્રહવાળા, તેથી જ અબ્રહ્મચારી. ખોટો ઉપદેશ દેનારાઓને ગુરુ માન્યા નથી

ઉપદેશ કરવા યોગ્યના સ્ત્રી, ધન, ધાન્ય, સુવર્ણ, ક્ષેત્ર, મકાન, ચોપગાં જાનવર વગેરે સર્વની અભિલાષા કરવાના સ્વભાવાળા, તથા મદિરા, મધ, માંસ, અનંતકાય વગેરે ખાવાની ટેવવાળા હોવાથી સર્વપ્રકારનું ભોજન કરનારા, પુત્ર, સ્ત્રી આદિના પરિગ્રહવાળા, તે કારણે અબ્રહ્મચારી, આ મહાદોષ હોવાથી અબ્રહ્મચારી વિશેષણ જુદુ જણાવ્યુ. અગુરુપણાનું અસાધારણ કારણ કહે છે કે–ખોટો ધર્મોપદેશ આપનારા, આપ્ત પુરુષના ઉપદેશથી રહિત ધર્મોપદેશ હોય, તે ધર્મનો ઉપદેશ ન કહેવાય આવા હોય તે, ગુરુ ન કહેવાય ૯

શંકા કરી કે ધર્મોપદેશ આપે છે, તો તેમનું ગુરુપણું છે, નિષ્પરિગ્રહત્વ આદિ ગુણોની ગવેષણા કરવાની શી જરૂર? તેનું સમાધાન આપતાં જણાવે છે–

परिग्रहारम्भमग्नास्तारयेयुः कथं परान् ? ।
स्वयं दरिद्रो न परमीश्वरीकर्त्तुमीश्वरः ॥१०॥

પરિગ્રહ અને આરંભમા ડૂબી ગએલાઓ બીજાને કેવી રીતે તારી શકે? પોતે દરિદ્ર હોય, તે બીજાને શ્રીમંત બનાવી શકતો નથી.

સ્ત્રી આદિનો પરિગ્રહ, જંતુઓની હિંસાનું કારણ થનારો આરંભ, સર્વની અભિલાષા રાખનાર, સર્વ ભોજન કરનાર હોવાથી, ભવ-સમુદ્રમા ડૂબી ગયેલા હોય, તે બીજાને ભવ-સમુદ્રમાથી તારવા માટે કેવી રીતે સમર્થ બને? ૧૦ હવે ધર્મનુ લક્ષણ કહે છે–

ધર્મનું સ્વરૂપ

दुर्गतिप्रपतत्प्राणि-धारणाद् धर्म उच्यते ।
संयमादिर्दशविधः, सर्वज्ञोक्तो विमुक्तये ॥११॥

દુર્ગતિમાં પડતા પ્રાણીને ધારણ કરી રાખનાર હોવાથી ધર્મ કહેવાય અને તે સર્વજ્ઞોએ કહેલ સંયમ આદિ દશપ્રકારનો છે.

નરક, તિર્યંચ સ્વરૂપ દુર્ગતિમા પડતા પ્રાણીઓને ધારણ કરી રાખનાર હોવાથી ધર્મ કહેવાય. આ શબ્દાર્થ કહ્યો, અને ધર્મનું લક્ષણ પણ આ જ છે. મનુષ્ય, દેવ અને મોક્ષ-સ્થાનમા પ્રાણીઓને સ્થાપન કરે, તે નિરુક્તાર્થથી ધર્મ. કહ્યું છે કે-" દુર્ગતિમાં પડતા જંતુઓને ધારી રાખે અને તેઓને શુભ સ્થાનમાં સ્થાપન કરે, તેથી તેને ધર્મ કહેલો છે." તે તો આગળ કહીશું તેવો સંયમઆદિ દસપ્રકારવાળો છે, તે સર્વજ્ઞે કહેલ હોવાથી મુક્તિ માટે થાય છે. બીજા દેવતાઓનુ અસર્વજ્ઞપણું હોવાથી તેમનુ કથન પ્રમાણભૂત ન ગણાય. ૧૧

અહિ વાદી શંકા કરે છે કે, સર્વજ્ઞે કહેલા વચનનો અભાવ હોવા છતાં પુરુષ વિના કહેલા વેદવાક્યરૂપ ધર્મનુ પ્રમાણપણુ હો કહ્યુ છે કે, પ્રેરણા-ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ, સૂક્ષ્મ, મોટા આતરે રહેલા દૂરના પદાર્થોને જાણવા માટે સમર્થ બની શકે છે, પણ ઇન્દ્રિયો કંઈ જાણવા સમર્થ નથી. પ્રેરણા-વૈદિકધર્મ અપૌરુષેય હોવાથી પુરુષસંબધી દોષોનો તેમા પ્રવેશ નથી, તેથી તે પ્રમાણભૂત જ છે. કહ્યુ છે કે, 'બોલનારને આધીન શબ્દ હોય, તેમા દોષ થવાપણુ છે, કોઇ વખત ગુણવાન વક્તાથી પણ દોષનો અભાવ થાય છે. તેવા ગુણોથી રહિત હોય, તેમના શબ્દમા દોષ સંક્રાન્ત થવાનો સંભવ હોવાથી અથવા વક્તાના અભાવમાં આશ્રય વગરના દોષો રહી શકતા નથી. વળી દોષો છે, અગર નથી, તે પુરુષના વચનોમા સંભવે છે, વેદમા કર્તાનો અભાવ હોવાથી દોષ થવાની અમને બિલકુલ શંકા નથી આ શંકાનુ સમાધાન કરતા કહે છે-

अपौरुषेयं वचनमसम्भवि भवेद् यदि ।
न प्रमाणं भवेद् वाचां, ह्याप्ताधीना प्रमाणता ॥१२॥

પુરુષ વગરનુ વચન અસંભવિ ગણાય, અને કદાચ હોય તો તે પ્રમાણ નથી, કારણ કે વચનોની પ્રમાણતા યથાર્થ વક્તા-આપ્તપુરુષને આધીન છે

પુરુષવડે બોલાએલ તે પુરુષસંબધી વચન, તે નહિ તે અપૌરુષેય વચન કંઠ વગેરે સ્થાન, કરણ, અભિઘાત પૂર્વક બોલાય, તે વચન અપૌરુષેય વચન તેથી પરસ્પર વિરુદ્ધ છે આકાશમા ત્રસરેણુ માફક વચનનો સંભવ નથી તેમજ અમૂર્તનુ અદર્શન કહેવુ યુક્ત નથી, પ્રમાણ ન હોવાથી ચપટી વગાડવા રૂપ શબ્દ-શ્રવણને જ પ્રમાણ ગણતા હો તો, તે ઠીક નથી કારણકે તેમ માનવામા પણ તેની ઉત્પત્તિ સિદ્ધ થાય છે તાળી પાડવી, ચપટી વગાડવી તે રીતે શબ્દની ઉત્પત્તિ માનવામાં તો ઉલટો અપૌરુષેયપણાનો દોષ આવે છે એક શબ્દ માટે કંઠસ્થાન, કરણ, અભિઘાતની જરૂર જણાઈ, ત્યારે તેના જેવા બીજા શબ્દો પ્રગટ કરવા માટે પણ સ્થાનાદિની જરૂર પડે બીજા વ્યંગ્યોમા તે જોવામાં ન આવતી હોવાથી શબ્દોની પ્રતિનિયત વ્યંજક વ્યંગ્યતા નથી

વળી ગૃહસ્થે ઘરમા દહિની મટકી જોવા માટે દીપક પ્રગટાવ્યો, તે વડે કરીને તેના સરખા પુડલાને પણ તે દેખાડે છે તેથી આ રીતે વચનની અપૌરુષેયતા સંભવતી નથી વળી જો અપ્રામાણિકપણાની ટેવના બલથી આકાશાદિ માફક શબ્દની અપૌરુષેયતા માનીએ, તો પણ તે પ્રમાણ નથી કારણ કે, પ્રામાણિક-આપ્તપુરુષના મુખમાંથી નીકળેલી વાણી પ્રમાણભૂત ગણાય, તે સિવાયની પ્રમાણ ન ગણાય કારણ કે 'શબ્દમા ગુણની ઉત્પત્તિ તો કહેનારને આધીન હોય

છે, પણ દોષયુક્ત બોલનારથી તો ગુણનો અભાવ છે. તે દોષોથી રહિતના શબ્દમાં તો સંક્રાન્તિનો અસંભવ છે. અર્થાત્ તેવા શબ્દોની પ્રતીતિ થતી નથી, અથવા કહેનાર ન હોવાથી આશ્રય વગર ગુણો રહી શકતા નથી. વળી આ વચનોમાં ગુણો છે કે નથી, તે પણ પૌરુષેય વચનોમા નક્કી કરી શકાય છે, વેદમાં તો કર્તાનો અભાવ હોવાથી તેમાં ગુણો છે–એવી અમને શંકા પણ થતી નથી" ૧૨

એ પ્રમાણે અપૌરુષેય વચન–કથનની અસંભાવના વગેરે વડે તેનો અભાવ જણાવીને અસર્વજ્ઞ પુરુષે કહેલા ધર્મનું અપ્રામાણિકપણું જણાવે છે–

मिथ्यादृष्टिभिराम्नातो, हिंसाद्यैः कलुषीकृतः ।
स धर्म इति वित्तोऽपि, भवभ्रमणकारणम् ॥१३॥

મિથ્યાદૃષ્ટિઓએ પ્રવર્તાવેલો, હિંસાદિક વડે કલુષિત કરેલો ધર્મ તરીકે પ્રસિદ્ધિ પામવા છતાં તે ભવ–ભ્રમણના કારણ સ્વરૂપ સમજવો.

હરિ, મહાદેવ, બ્રહ્મા, કપિલ, બુદ્ધ વગેરે મિથ્યાદૃષ્ટિઓએ પ્રવર્તાવેલ, જેને ભોળી બુદ્ધિ વાળાઓએ ધર્મ તરીકે સ્વીકાર્યો છે, પરંતુ તે તો ભવ–ભ્રમણનું કારણ હોવાથી અધર્મ જ છે. કેવી રીતે ? તે કહે છે, હિંસા વગેરેથી દૂષિત બનાવ્યો છે મિથ્યાદૃષ્ટિએ બનાવેલાં શાસ્ત્રો હિંસાદિક દોષોથી દૂષિત છે. ૧૩. હવે અદેવ, અગુરુ અને અધર્મના તિરસ્કાર પૂર્વક ખંડન કરે છે–

सरागोऽपि हि देवश्चेद्, गुरुरब्रह्मचार्यपि ।
कृपाहीनोऽपि धर्मः स्यात्, कष्टं नष्टं हहा ! जगत् ॥१४॥

જો સરાગી દેવ હોય, અબ્રહ્મચારી પણ ગુરુ હોય અને જો દયાહીન પણ ધર્મ હોય, તો તો પછી ખેદની વાત છે કે આ જગત્ વિનાશ પામ્યુ છે.

રાગ, દ્વેષ અને મોહવાળા દેવ, પ્રાણાતિપાત વગેરે પાચ મહાપાપો સેવનારા ગુરુ હોય, મૂલ અને ઉત્તરગુણથી રહિત જો ધર્મ હોય તો, અમને પારાવાર ખેદ અને અફસોસ થાય છે કે દેવ, ગુરુ અને ધર્મ વગરનું દુર્ગતિ ગમન કરનાર જગત્ વિનાશ પામ્યુ છે. કહેલું છે કે– "હે સખિ ! જો દેવ રાગી હોય, દ્વેષી દેવ હોય, દેવ શૂન્ય પણ હોય, મદિરાપાનમાં ધર્મ હોય, માંસમા ધર્મ હોય, જીવહિંસામાં ધર્મ હોય, ગુરુઓ વિષયોમા રક્ત, કામમા મત્ત અને કાન્તામાં આસક્ત બનેલા હોય, તેવા પણ વળી પૂજ્ય ગણાતા હોય તો ખેદની વાત છે કે આમ–તેમ ગમે–તેમ વર્તતા લોકો વિનાશ–માર્ગે જઈ રહેલા છે ૧૪

આ પ્રમાણે અદેવ, અગુરુ, અધર્મના પરિહાર–પૂર્વક દેવ, ગુરુ અને ધર્મની પ્રતીતિ સ્વરૂપ સમ્યક્ત્વની સુંદર વ્યવસ્થા સમજાવી તે શુભ આત્મ–પરિણામરૂપ છે, આપણા સરખાને પરોક્ષ, માત્ર તેના ચિહ્નો દ્વારા જાણી શકાય છે, તે જણાવવા કહે છે—

शम–संवेग–निर्वेदानुकम्पाऽऽस्तिक्यलक्षणैः ।
लक्षणैः पञ्चभि· सम्यक्, सम्यक्त्वमुपलक्ष्यते ॥१५॥

સ્થિર બનાવવા, બીજા અન્ય દર્શનીઓની ઋદ્ધિ–સમૃદ્ધિ કે ચમત્કાર દેખીને પણ જિનશાસન પ્રત્યે નિષ્પ્રકંપતા જૈનશાસન ન પામેલાઓને જૈનેન્દ્રશાસનની પ્રભાવના દ્વારા તેઓ પણ આ શાસન પ્રત્યે અનુરાગવાળા થાય, તેવા પ્રકારનાં નિમિત્તોથી તેમને પ્રભાવિત કરવા રૂપ પ્રભાવના. તે આઠ પ્રકારની છે. ૧ પ્રવચની, ૨ ધર્મકથી, ૩ વાદી, ૪ નૈમિત્તિક, ૫ તપસ્વી, ૬ વિદ્યાવાળા, ૭ સિદ્ધ, અને ૮ કવિ એ આઠ પ્રભાવકો છે તેમા પ્રથમ પ્રવચની તે કહેવાય, કે જે દ્વાદશાંગી રૂપ પ્રવચન અથવા ગણિપિટક એવા અતિશયવાળા જ્ઞાનને ધારણ કરનાર, તેને યુગપ્રધાનાગમ પણ કહી શકાય જેને ધર્મોપદેશ આપવાની સુંદર શક્તિ હોય જેની મધુર વાણીથી અનેકને ધર્મનો પ્રતિબોધ થાય, તે બીજો ધર્મકથી વાદી, પ્રતિવાદી, સભ્ય અને સભાપતિ લક્ષણવાળી ચતુરંગી સભામા પ્રતિપક્ષનુ ખંડન કરી પોતાના પક્ષનુ સ્થાપન કરવાના સામર્થ્યવાળો ત્રીજો વાદી ત્રણે કાળ સંબંધી લાભાલાભને જણાવનાર નિમિત્તશાસ્ત્ર ભણેલા હોય, તે ચોથો નૈમિત્તિક. અઠ્ઠમઆદિ વિકૃષ્ટ-કઠોર તપ કરનાર પાચમો તપસ્વી પ્રજ્ઞપ્તિ, રોહિણી આદિ વિદ્યાદેવીઓ જેમાં સહાય કરનાર હોય તેવી પ્રજ્ઞપ્તિ, રોહિણી વિદ્યાવાળો, તે છઠ્ઠો અંજન, પાદલેપ, તિલક કરવાની ગુટિકા, સમગ્ર લોકોને આકર્ષણ કરવાની, આશ્ચર્ય પમાડવાની તથા વૈક્રિય લબ્ધિ વગેરે સિદ્ધિઓ પ્રાપ્ત કરી હોય, તે સાતમો સિદ્ધિ ગદ્ય–પદ્યાદિ વર્ણનાત્મક પ્રબંધો કે કાવ્યોની રચના કરનાર આઠમો કવિ આ પ્રવચની આદિ આઠ પ્રકારે ભગવંતના શાસનની પોતાની શક્તિ અનુસાર, દેશ–કાળાદિકને અનુરૂપ સહાય કરનાર પ્રભાવક, તેઓનુ કર્મ તે પ્રભાવના બીજું ભૂષણ ભક્તિ–વિનય, વૈયાવૃત્ય કરવા રૂપ, સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર દ્વારા ગુણાધિકને વિષે, આવે ત્યારે ઉભા થવું, સામે જવુ, મસ્તકે અંજલિ કરવી, પોતે આસન આપવુ, ગુણાધિકે આસન સ્વીકાર્યા પછી પોતે આસન ગ્રહણ કરવુ વંદના, પર્યુપાસના, અનુગમન–પાછળ ચાલવુ, આઠ પ્રકારના કર્મને દૂર કરનાર હોવાથી આઠ પ્રકારનો ઉપચાર કરવા રૂપ વિનય કરવો વૈયાવચ્ચ–આચાર્ય, ઉપાધ્યાય, તપસ્વી, નવીન સાધુ, માંદો, કુલ, ગણ, સંઘ, સાધુ સમનોજ્ઞ એટલે મનોહર જ્ઞાનાદિકવાળા કહેલા દશને અન્ન, પાન, વસ્ત્ર, પાત્ર, ઉપાશ્રય, પાટ–પાટલા–પાટીયાં, સંસ્તારક વગેરે ધર્મના સાધનો આપવાં, સેવા, ઔષધિ આપવી, મુશ્કેલીવાળા માર્ગમાં સહાયક બનવુ, ઉપસર્ગ–નિવારણરૂપ વૈયાવૃત્ય કરવુ જિનશાસનના વિષયમા નિપુણતાવાળા બનવું, જેમ અનાર્યદેશવાસી આર્દ્રકુમારને શ્રેણિકપુત્ર અભયકુમારે કુશળતાથી પ્રતિબોધ કર્યો નદી આદિ સુખપૂર્વક ઉતરવા માટે જેમ ઘાટ હોય, તેમ સંસાર પાર પામવા માટે સુખેથી પાર પામવાનો માર્ગ તીર્થ કહેવાય. દ્રવ્ય અને ભાવ એમ બે ભેદવાળુ તીર્થ તીર્થંકરોના જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન, નિર્વાણસ્થાન એ દ્રવ્ય–તીર્થ કહેવાય જે માટે કહેલુ છે, "તીર્થંકર મહાનુભાવોના જન્મ, દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ જ્યા થયા હોય, તે સ્થાન દ્રવ્યતીર્થ કહેવાય, તેના દર્શન અવશ્ય કરવા જોઈએ." ભાવતીર્થ તો ચતુર્વિધ સંઘ, શ્રમણસંઘ, કે પ્રથમગણધર કહ્યુ છે કે– "હે ભગવંત ! તીર્થ તીર્થંકર કે તીર્થ ? હે ગૌતમ ! અર્હન્તો તો નક્કી તીર્થંકર છે જ, ચાર વર્ણવાળો શ્રમણસંઘ, અથવા પહેલા ગણધર, તે તીર્થ. આવા તીર્થની સેવા, તે તીર્થ–સેવા ૧૬ આ પ્રમાણે સમ્યક્ત્વના ભૂષણો કહીને તેના દૂષણો કહે છે–

**સમ્યક્ત્વનાં પાંચ દૂષણો**

शङ्का कांक्षा विचिकित्सा, मिथ्यादृष्टिप्रशंसनम् ।
तत्संस्तवश्च पञ्चापि, सम्यक्त्वं दूषयन्त्यलम् ॥१७॥

૧ શંકા, ૨ બીજા દર્શનની અભિલાષારૂપ કાંક્ષા, ૩ દુગંછા કે ફળસંદેહ, ૪ મિથ્યાદૃષ્ટિની પ્રશંસા અને તેનો ૫ પરિચય—આ પાચે સમ્યક્ત્વને અતિ દૂષિત કરે છે

શંકાદિક પાંચે દૂષણો નિર્દોષ એવા સમ્યક્ત્વને અતિશયપણે દૂષિત કરે છે. શંકા—એટલે સંદેહ થવો, તે સર્વવિષય અને દેશવિષય, સર્વવિષય શકા—'ધર્મ હશે કે નહિ?' અને દેશવિષય શંકા—ધર્મ વિષયક કોઈ એકાદ વસ્તુમા શકા થાય. જેમ કે આ જીવ છે, પણ તે સર્વગત કે અસર્વગત? પ્રદેશવાળો કે અપ્રદેશવાળો હશે? આ બને પ્રકારની શંકા અરિહંત ભગવંતે પ્રરૂપેલા પ્રવચનમા અવિશ્વાસરૂપ હોવાથી સમ્યક્ત્વને મલિન કરે છે. માત્ર આગમથી જાણી શકાય તેવા પણ પદાર્થો આપણા સરખાની પ્રમાણ પરીક્ષામા નિરપેક્ષ આપ્ત પુરુષોએ પ્રરૂપેલ હોવાથી શંકા કરવા યોગ્ય નથી જ્યાં કદાચ મોહવશ કોઈક સશય પ્રગટ થાય, તો ત્યા પણ ન તૂટે તેવી અર્ગલા આ પ્રમાણે ધારણ કરવી—

કોઈક તેવા ગંભીર વિષયમા આપણી દુર્બલ મતિના કારણે, તેવા પ્રકારના સમાધાન આપનાર આચાર્યના વિરહમાં, સમજવા યોગ્ય પદાર્થના ગહનપણાને અગે, આપણા જ્ઞાનાવરણના ઉદયથી, હેતુ, ઉદાહરણના અસભવમા, આપણાથી બરાબર તેવો અર્થ ન સમજી શકાય, તો બુદ્ધિશાળી શ્રદ્ધાળુ એમ ચિંતન કરે કે— સર્વજ્ઞ ભગવંતો યથાર્થ પદાર્થ કથન કરનારા હોય છે. કોઈના તરફથી ઉપકારની આશા—અપેક્ષા વગર બીજાઓ પર ઉપકાર કરવામાં પરાયણ, જગતમા સર્વશ્રેષ્ઠ એવા જિનેશ્વરો રાગ, દ્વેષ અને મોહને જિતેલા હોવાથી કદાપિ અન્યથા કથન કરનાર—ફેરફાર કહેનારા હોતા નથી સૂત્રમાં કહેલ એક અક્ષરની પણ અશ્રદ્ધા થાય, તો તે મનુષ્ય મિથ્યાદૃષ્ટિ થાય છે. જિનેશ્વરોએ કહેલ હોવાથી સૂત્ર આપણને પ્રમાણ છે.

કાંક્ષા—એટલે બીજા બીજાં દર્શનની ઈચ્છા, તે પણ સર્વ અને દેશ વિષયવાળી બે પ્રકારે સમજવી. સર્વવિષયક તો સર્વ પાખંડીઓના ધર્મની આકાક્ષા થવારૂપ, અને દેશકાંક્ષા તો એકાદ દર્શન—વિષયક, જેમ કે, 'સુગત બુદ્ધે ભિક્ષુઓને વગર કલેશવાળો ધર્મ ઉપદેશ્યો અને વળી તેમાં પણ સ્નાન કરવાનું, ભાવતા ભોજન—પીણા, વસ્ત્રો, શયન વગેરે સુખનો અનુભવ કરી શકાય, તેવો સહેલો ધર્મમાર્ગ કહ્યો' કહ્યુ છે કે—"કોમળ—સુલાયમ શય્યામા શયન કરવું, સવારે ઉઠીને મીઠી રાબ પીવી, દિવસના મધ્યભાગે ભોજન, પાછલા પહોરે મધુર પીણાં લેવા, મધ્યરાત્રે દ્રાક્ષ અને સાકર, આ સર્વને છેડે શાક્યસિંહે મોક્ષ દેખેલો છે." આ પણ વાત ફાવતી આવતી હોવાથી તેમને ઘટે છે. વળી 'પરિવ્રાજક, ભૌત, બ્રાહ્મણ આદિ વિષયોને ભોગવનાર જ પરલોકમા સુખ સાથે સબધવાળા થાય છે એટલે આ ધર્મ પણ સાધવા યોગ્ય છે.' એવી રીતે કાંક્ષા પણ પરમાર્થથી ભગવત અરિહતોએ પ્રરૂપેલા આગમમા અવિશ્વાસરૂપ હોવાથી સમ્યક્ત્વને દૂષિત કરે છે.

વિચિકિત્સા—એટલે ચિત્તની અસ્થિરતા યુક્તિ અને આગમથી યુક્ત જિનધર્મમા આ રેતીના કવલ સરખા સ્વાદ વગરના મોટા તપના કલેશનુ ફળ મળશે કે તપ નિષ્ફળ જશે? આ તપ તો કલેશ—સ્વરૂપ અને નિર્જરાના ફળથી રહિત છે ખેડૂત માફક આ તપની ક્રિયા સફળ અને નિષ્ફલ બને પ્રકારવાળી દેખાય છે, તેમ આમા પણ થશે તો? કહેલુ છે કે—"પૂર્વના પુરુષો યથોચિત માર્ગનું સેવન કરનારા હતા, તેથી તેમને તો ફલનો યોગ ઘટી શકે, પરંતુ બુદ્ધિ અને સઘયણથી રહિત અમને તેમના સરખા ફળની પ્રાપ્તિ ન થાય."—આ વિચિકિત્સા પણ ભગવતના વચનમા અશ્રદ્ધાસ્વરૂપ હોવાથી સમ્યક્ત્વનો દોષ છે. શકાથી આ

શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય સ્વરૂપ પાંચ લક્ષણો વડે સમ્યક્ત્વ બરાબર ઓળખી શકાય છે.

બીજા આત્મામા રહેલું અગર આપણા આત્મામાં રહેલું પરોક્ષ પણ સમ્યક્ત્વ શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય સ્વરૂપ પાંચ લિંગોથી જાણી શકાય છે.

૧ શમ–એટલે પ્રશમ અર્થાત્ ક્રૂર અનંતાનુબંધી કષાયોનો અનુદય, તે સ્વભાવથી અથવા કષાય–પરિણતિના કડવા ફ્લ જોવાથી કષાયોની ઉદયાવસ્થા રોકે. કહ્યું છે કે– "કર્મ–પ્રકૃતિઓના અશુભ વિપાકો જાણીને આત્માનો ઉપશમભાવ કેળવીને હંમેશા અપરાધ કરનાર ઉપર પણ કોપ ન કરે કેટલાક વળી ક્રોધ–ખજવાળ અને વિષય–તૃષ્ણાના ઉપશમને શમ કહે છે. સમ્યગ્દર્શન પામેલો અને સાધુઓની સેવા કરનાર ક્રોધ ખજવાળ અને વિષયતૃષ્ણાવાળો કેવી રીતે બને ? બીજી બાજુ એ બંનેના ઉપશમને શમ કહીશું, તો પછી અપરાધી અને નિરપરાધી ઉપર ક્રોધ કરનાર કૃષ્ણ અને શ્રેણિક જેઓ વિષયની તૃષ્ણા અને ક્રોધની ખજવાળવાળા છે, તેઓને શમ કેવી રીતે માની શકાય ? શમના અભાવમા સમ્યક્ત્વ ન માનવું ? એમ નહિં. લુહારની ભઠ્ઠીમા ધૂમાડા વગરનો રાખથી ઢંકાએલ અગ્નિ હોય છે, તે અગ્નિમાં લગાર પણ ધૂમાડો હોતો નથી તે સંબંધી નિયમ એવા પ્રકારનો છે કે, ચિહ્ન–લિંગની પરીક્ષા ચોક્કસ કરી હોય તો, લિંગી અવશ્ય હોય જ કહ્યુ છે કે– 'ચિહ્ન હોય તો ચિહ્નવાળો અવશ્ય હોય જ. અને ચિહ્નવાળામા ચિહ્નની ભજના સમજવી' જેમ કે ધૂમ ચિહ્ન હોય, ત્યા ધૂમ ચિહ્નવાળો અગ્નિ હોય જ, પણ લાલ અંગારાવાળો એકલો અગ્નિ ધૂમાડા વગરનો હોય, ત્યા ધૂમ ચિહ્ન હોવાનો નિયમ નથી. લિંગ–લિંગીનો સંબંધ નિયમના વિપર્યાસમા હોય છે કૃષ્ણ, શ્રેણિકને સંજ્વલન કષાયના ઉદયથી ક્રોધખજવાળ અને વિષયતૃષ્ણા થએલ છે સંજ્વલન એવા કષાયો પણ તીવ્રપણાથી અનંતાનુબંધી સરખા વિપાકવાળા હોય છે આ સ્પષ્ટ હકીકત છે

૨ સંવેગ–એટલે મોક્ષની જ અભિલાષા સમ્યગ્દૃષ્ટિ આત્મા રાજાના અને ઇન્દ્રના વિષય-સુખોને દુઃખ–મિશ્રિત હોવાથી દુ ખસ્વરૂપ માનનારો અને મોક્ષસુખને જ સુખસ્વરૂપ માનનારો અને અભિલાષા કરનારો હોય છે. કહ્યુ છે કે–

"મનુષ્યોના અને ઇન્દ્રના સુખને ભાવથી દુ ખ માનતો સંવેગથી મોક્ષ સિવાય બીજી કોઈ પ્રાર્થના કરતો નથી"

૩ નિર્વેદ–એટલે ભવનો કંટાળો. સમ્યગ્દર્શની આત્મા દુઃખ અને દુર્ગતિથી ગહન સ્વરૂપ ભવરૂપી કેદખાનામા કર્મરૂપી દંડપાશિકો વડે તેવી તેવી કદર્થનાઓ સહન કરતો તેનો પ્રતિકાર કરવા અસમર્થ મમત્વ રહિત બનેલો દુ ખથી કંટાળાવાળો થાય છે નારકી, તિર્યંચ, નર અને અમરભવમા પરલોકની સાધના કર્યા વગર મમત્વના ઝેરના વેગરહિત નિર્વેદથી દુ ખ અનુભવતો રહે છે કેટલાક આચાર્યો સંવેગ અને નિર્વેદના અર્થો વિપરીત કરે છે, સંવેગ એટલે ભવનો વૈરાગ્ય અને નિર્વેદ એટલે મોક્ષાભિલાષ

૪ અનુકંપા–એટલે દુઃખી પ્રાણીઓ ઉપર આ મારો સંબંધી છે, એવા પ્રકારના પક્ષપાત–રહિત બની દુ ખીના દુઃખને નાશ કરવાની ઈચ્છા પક્ષપાતથી કરુણા તો વાઘ, સિંહ વગેરેને પણ પોતાના બચ્ચા ઉપર હોય છે. તે અનુકંપા દ્રવ્ય અને ભાવ એમ બે ભેદવાળી છે. દ્રવ્યથી

અનુકંપા તે કહેવાય કે, પોતાની શક્તિ હોય તો સામાના દુઃખનો પ્રતિકાર કરી દુઃખ દૂર કરવું. અને ભાવથી-કોમળ હૃદયથી જે માટે કહ્યુ છે, ભયંકર ભવ-સમુદ્રમાં દુઃખ અનુભવતા જીવસમૂહને દેખી પક્ષપાત વગરની બન્ને પ્રકારની અનુકંપા પોતાના સામર્થ્ય અનુસાર કરવી.

**૫ આસ્તિક્ય**-જીવ, દેવલોક, નારકી, પરલોક, કર્મ, તેના ફળ એ વગેરે છે-એવા પ્રકારની જેની મતિ છે, તે આસ્તિક, તેનો ભાવ કે કર્મ તે આસ્તિક્ય. બીજા ધર્મના તત્ત્વ સ્વરૂપ સાંભળવા છતાં પણ બીજા ધર્મની અભિલાષા ન થાય જીવનો ધર્મ સમ્યક્ત્વ પરોક્ષ હોવા છતાં પણ આસ્તિક્યથી ઓળખી શકાય છે તેવા સમ્યક્ત્વવાળો આસ્તિક કહેવાય છે 'જિનેશ્વરોએ જે પ્રરૂપેલું છે, તે જ સત્ય અને શંકા વગરનું છે'-એવા શુભ પરિણામવાળો અને કાંક્ષાદિ દોષથી રહિત હોય, તે સમ્યક્ત્વી ગણાવેલો છે વળી કેટલાક આચાર્ય શમ આદિ લિંગોની વ્યાખ્યા જુદી રીતે કરે છે સારી રીતે પરીક્ષા કરેલ વક્તાના રચેલા આગમોનાં તત્ત્વોમાં આગ્રહ રાખી મિથ્યા અભિનિવેશનો ઉપશમ કરવો, તે શમ તે સમ્યગ્દર્શનનુ લક્ષણ છે. જે અતત્ત્વનો ત્યાગ કરી તત્ત્વને પામેલો છે, તે સમ્યગ્દર્શનવાળો છે સંવેગ એટલે ભયથી જિન-પ્રવચનને અનુસરનાર અને તેની શ્રદ્ધા કરનાર નરકોમાં શારીરિક, માનસિક, શીત અને ઉષ્ણાદિકથી થએલ વેદના, સંક્લિષ્ટ પરિણામવાળા પરમાધામીઓ અને પૂર્વભવના વેરવાળા બીજા નારકીઓ પરસ્પર ઉદીરણા કરતા અનુભવાતી વેદનાઓ. તિર્યંચગતિમા ભાર ઊંચકવાનું, પરાધીનતા, લાકડી, ચાબુકના માર ખાવા મનુષ્યોમાં દરિદ્રતા, દુર્ભગતા, રોગ વગેરે વિટંબણા દેખીને તેનાથી ભય પામેલા, તેની શાંતિના ઉપાયભૂત ધર્માનુષ્ઠાન કરતા એવાનુ સમ્યગ્દર્શન જણાય છે અથવા આને સમ્યગ્દર્શન વર્તે છે નિર્વેદ એટલે વિષયમા અનાસક્તિ, જેમ કે 'આ લોકમા જીવોને દુરંત કામભોગમા આસક્તિ, તે અનેક ઉપદ્રવ-ફળવાળી છે અને પરલોકમા પણ અતિકટુક નરક, તિર્યંચ, મનુષ્ય જન્મ ફલને આપનાર છે, માટે આ કામભોગોથી સર્યું આ છોડવા લાયક જ છે' આવા પ્રકારના નિર્વેદથી પણ આને સમ્યગ્દર્શન છે-એમ નક્કી કરી શકાય છે. અનુકંપા એટલે કૃપા, જેમ કે સર્વ જીવો સુખના અર્થી અને દુઃખથી દૂર ભાગનારા છે, માટે મારે તેમને પીડા ન કરવી, આથી પણ આનામા સમ્યગ્દર્શન છે-એમ સમજી શકાય છે જિનેન્દ્રના પ્રવચનમા ઉપદેશેલા અતીન્દ્રિય એવા જીવ, કર્મ, પરલોક, પુણ્ય, પાપ આદિક ભાવો નક્કી છે જ-એવા પરિણામ હોય તે આસ્તિક્ય આ આસ્તિક્ય વડે કરીને પણ આ સમ્યગ્દર્શનવાળો છે-એમ નિર્ણય કરી શકાય છે ૧૫. સમ્યક્ત્વના પાંચ લિંગો કહીને હવે તેનાં ભૂષણો જણાવે છે—

**સમ્યક્ત્વનાં પાંચ ભૂષણો**

> **स्थैर्यं प्रभावना भक्तिः, कौशलं जिनशासने ।**
> **तीर्थसेवा च पञ्चास्य, भूषणानि प्रचक्षते ॥१६॥**

૧ જિનશાસનમાં સ્થિરતા, તેની ૨ પ્રભાવના, ૩ ભક્તિ, તેમાં ૪ કુશળતા, તેમ જ ૫ તીર્થસેવા આ પાંચ સમ્યક્ત્વના ભૂષણો કહેલા છે

જેનાથી શોભા કરાય, તે ભૂષણો કહેવાય આ જિનશાસનને શોભાવનાર પાંચ ભૂષણો કહેલાં છે. જૈનધર્મ સંબંધી જે સ્થિરતા, બીજા ચલાયમાન ચિત્તવાળા થયા હોય, તેને પણ

જુદી પડતી નથી એમ ન વિચારવું. શકા હમેશા સમર્થ અને અસમર્થ પદાર્થ વિષયવાળી, દ્રવ્ય, ગુણ સબધી હોય જ્યારે આ તો ક્રિયા સબધી વિચિકિત્સા સમજવી અથવા વિચિકિત્સા એટલે સારા આચારવાળા મુનિ સબધી નિદા કરવી તે જેમ કે, 'આ મુનિઓ સ્નાન વગરના હોવાથી પરસેવાના લીધે મેલવાળા અને દુર્ગંધી દેહવાળા છે જો અચિત્ત પાણીથી અંગ ધોવે, તો તેમા કયો દોષ લાગવાનો હતો ?' આ પણ તત્ત્વથી ભગવંતના ધર્મમા અશ્રધ્ધાસ્વરૂપ હોવાથી સમ્યકત્વનો દોષ છે

**અન્યમત-પ્રશંસા**-જિનાગમથી વિપરીત દર્શનવાળા-મિથ્યાદર્શનવાળાની પ્રશંસા કરવી, તે સર્વથી અને દેશથી એમ બે પ્રકારની છે તેમા સર્વવિષયક પ્રશસા આ પ્રમાણે:-'કપિલ આદિ સર્વદર્શનો યુક્તિયુક્ત છે'-એમ માધ્યસ્થ્ય ભાવ જણાવનારી સ્તુતિ કરવી, તે સમ્યકત્વનુ દૂષણ છે અમે સ્તુતિમા કહેલુ છે—'હે નાથ ! તે વાત અત્યત નિશ્ચયવાળી છે કે, તે પરમતવાળા મત્સર કરનાર લોકની મુદ્રા-આકૃતિ કરતાં તમારી મુદ્રાને અતિશયવાળી માનતા નથી માધ્યસ્થ્ય અગીકાર કરી જેઓ પરીક્ષકો બન્યા છે, તેઓને મણિ અને કાચના કટકામા ફરક જણાતો નથી' દેશવિષયક તો, 'આ બુધ્ધનુ વચન અથવા સાખ્ય, કણાદ વગેરેનુ વચન જ તત્ત્વ છે' આ તો સમ્યકત્વનુ પ્રગટ દૂષણ છે.

**મિથ્યાદષ્ટિ-પરિચય**-તેવા મિથ્યાદષ્ટિઓ સાથે એક સ્થાનમા સવાસ કરવો, પરસ્પર આલાપ-સલાપ વગેરે વ્યવહાર વધારીને તેમનો પરિચય કરવો. એક સ્થાનમા સાથે રહેવામા, તેમની પ્રક્રિયા સાભળવાથી કે દેખવાથી દઢ સમ્યકત્વવાળો પણ દષ્ટિભેદવાળો બની જવા સભવ છે, તો પછી મદબુધ્ધિવાળો કે નવીન ધર્મવાળો તેવો બને, તેની શી વાત કરવી ? તેમનો પરિચય એ પણ સમ્ય ્ત્વનુ દૂષણ છે આવા પ્રકારનુ સમ્યકત્વ વિશિષ્ટ પ્રકારના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવરૂપ સામગ્રી પ્રાપ્ત થઈ હોય તો ગુરુની સમીપે વિધિ પૂર્વક ગ્રહણ કરી યથાર્થપણે તેનુ પાલન કરે કહેલુ છે કે, "શ્રમણોપાસક ત્યા મિથ્યાત્વથી પાછો હઠે, દ્રવ્ય અને ભાવથી પહેલા સમ્યક્ત્વ અગીકાર કરે. તેને પરતીર્થીઓના, તેમના દેવોના, તેઓની માલિકીના ચૈત્યોના પ્રભાવના, વદના, પૂજાદિક કાર્યો કરવા ન કલ્પે. લૌકિક તીર્થોમા સ્નાન, તેમ જ દાન, પિંડપ્રદાન, યજ્ઞ કરાવવા, તેમના વ્રતો, તપ, તથા સક્રાન્તિ, ચદ્ર-ગ્રહણ, સૂર્ય-ગ્રહણ આદિ ઘણા લોકોના પ્રવાહકૃત્યો કરવા ન કલ્પે

આવી રીતે મિથ્યાત્વમોહનીય કર્મની કઈક ન્યૂન એક સાગરોપમ કોટાકોટી સ્થિતિ બાકી રહે, ત્યારે જીવ સમ્યકત્વ પામે છે તે બાકી રહેલી સ્થિતિમાથી વળી બેથી નવ પલ્યોપમની સ્થિતિ જ્યારે ખપાવે, ત્યારે દેશવિરતિ પામે કહ્યુ છે કે-"સમ્યકત્વ પ્રાપ્ત કર્યા પછી પલ્યોપમ-પૃથકત્વમા અર્થાત્ ઉપર કહ્યા પ્રમાણે બેથી નવ પલ્યોપમની સ્થિતિ વળી ખપાવે, ત્યારે વ્રતધારી શ્રાવક થાય ૧૭

સમ્યકત્વ-મૂળવાળા પાચ અણુવ્રતો એમ કહ્યુ હતુ, તેમા સમ્યકત્વનુ સ્વરૂપ વિસ્તારથી કહીને હવે અણુવ્રતોનુ સ્વરૂપ કહે છે-

**विरतिं स्थूलहिंसादेर्द्विविध–त्रिविधादिना ।**
**अहिंसादीनि पञ्चाणुव्रतानि जगदुर्जिनाः ॥१८॥**

મન, વચન અને કાયાથી કરવુ નહિ, કરાવવુ નહિ, એવા છ ભેદવડે સ્થૂલ હિંસાદિકથી વિરમવુ, તેને જિનેશ્વરોએ પાચ અણુવ્રતો કહેલા છે.

મિથ્યાદૃષ્ટિઓમાં પણ હિંસાપણે પ્રસિદ્ધ એવી જે હિંસા, તે સ્થૂલહિંસા, અથવા ત્રસ–જીવોની હિંસા, તે સ્થૂલહિંસા. સ્થૂલ ગ્રહણ કરી ઉપલક્ષણથી નિરપરાધની સંકલ્પ પૂર્વકની હિંસાનું ગ્રહણ અને આદિ શબ્દથી સ્થૂલ જૂઠ, ચોરી, અબ્રહ્મચર્ય અને પરિગ્રહનો પણ સંગ્રહ કરવો. આ પાચે સ્થૂલ હિંસાદિકથી જે વિરમવું અથવા નિવૃત્તિ કરવી, તે અહિંસા, સૂનૃત, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ નામનાં પાચ અણુવ્રતો છે–એમ તીર્થંકરોએ પ્રતિપાદન કરેલ છે શુ સામાન્યપણે વિરતિ જણાવી છે ? નહિ, દ્વિવિધ, ત્રિવિધ એવા ભાંગાઓવાળી વિરતિ, તેમાં દ્વિવિધ એટલે કરવું અને કરાવવુ, ત્રિવિધ એટલે મન, વચન અને કાયાના ભેદવડે, એવી રીતે આ સમજવું કે, સ્થૂલહિંસા હુ કરું નહિ અને બીજા પાસે કરાવું નહિ, મન, વચન અને કાયાથી, આની અનુમતિનો પ્રતિષેધ નથી કર્યો, કારણ કે કુટુંબ, પુત્રાદિક પરિગ્રહનો સદ્ભાવ હોવાથી તેઓ હિંસાદિ કરે, તેમા અનુમતિ આવી જતી હોવાથી. નહિતર પરિગ્રહ અને અપરિગ્રહ વચ્ચે ફરક ન રહેવાથી દીક્ષિત અને અદીક્ષિતનો ભેદ રહે નહિ. શંકા કરે છે કે–ભગવતી આદિ આગમમા શ્રાવકોને પણ ત્રિવિધ ત્રિવિધ પ્રત્યાખ્યાન કહેલું છે. તે તો શાસ્ત્રમાં કહેલ હોવાથી અનવદ્ય જ છે, તો તે કેમ નથી કહેતા ? તેના સમાધાનમાં કહે છે કે, વિશેષ વિષયવાળી હકીકત આ પ્રમાણે છે—જે કોઈ દીક્ષા લેવાની અભિલાષાવાળો છે અને પુત્રાદિકના પરિવારને પાલન કરવા પ્રતિમા અંગીકાર કરે છે, અથવા જે સ્વયંભૂરમણાદિ સમુદ્રમાં રહેલા મત્સ્યાદિનાં માસ તથા તેની સ્થૂલ હિંસાદિકનાં કોઈક તેવી વિશેષ અવસ્થામાં પ્રત્યાખ્યાન કરે, તે આવી રીતે ત્રિવિધ ત્રિવિધ પ્રત્યાખ્યાન કરે છે આ ઘણા ઓછા વિષયવાળું હોવાથી કહ્યું નથી. મોટા ભાગે શ્રાવકને દ્વિવિધ ત્રિવિધનાં પચ્ચકખાણ હોય છે હવે બીજા ભાંગામા દ્વિવિધ દ્વિવિધ આ પ્રમાણે—સ્થૂલહિંસા ન કરે, ન કરાવે, મનથી, વચનથી અથવા મન કે કાયાથી, અથવા વચન કે કાયાથી, તેમા જ્યારે મન અને વચનથી ન કરે, ન કરાવે ત્યારે મનથી અભિ-પ્રાય વગરનો થઈ વચનથી પણ હિંસાને ન બોલતો કાયાથી અસંજ્ઞી જીવની માફક પાપચેષ્ટા કરે છે. જ્યારે મન અને કાયાથી ન કરે, ન કરાવે; ત્યારે મનના હિંસાના અભિપ્રાયથી રહિત થઈ કાયાથી પાપ–ચેષ્ટાનો ત્યાગ કરતો, 'અનુપયોગથી વાચાથી જ ઘાત કરું છું' એમ બોલે. જ્યારે વચન અને કાયાથી ન કરે કે ન કરાવે, ત્યારે મનથી જ અભિપ્રાય કરીને હિંસા કરે કે કરાવે અનુમતિ તો ત્રણે પ્રકારની સર્વમા નથી. આવી રીતે બાકીના વિકલ્પો પણ વિચારવા. દ્વિવિધ—એકવિધ એ ત્રીજો પ્રકાર. દ્વિવિધ કરણ અને કરાવવુ અને એકવિધમા મન, વચન, કાયામાંથી કોઈ એક પ્રકાર

એકવિધ—ત્રિવિધ એ ચોથો પ્રકાર. એકવિધમા કરવુ અગર કરાવવું મન, વચન અને કાયાથી.

એકવિધ—દ્વિવિધ એ પાચમો પ્રકાર – એકવિધમાં કરવુ અગર કરાવવુ, દ્વિવિધમા મન અને વચન, અથવા મન અને કાયા, અગર વચન અને કાયાથી

એકવિધ—એકવિધ એ છઠ્ઠો પ્રકાર એકવિધમાં કરવુ અથવા તો કરાવવુ, એકવિધમાં કા તો મનથી, કા તો વચનથી, અથવા કા તો કાયાથી કહેલુ છે કે—"દ્વિવિધ-ત્રિવિધ એ પ્રથમ ભંગ, દ્વિવિધ–દ્વિવિધ એ બીજો, દ્વિવિધ–એકવિધ ત્રીજો, એકવિધ–ત્રિવિધ એ ચોથો,

એકવિધ-દ્વિવિધ પાચમો અને એક-એક પ્રકારવાળો છઠ્ઠો ભાંગો થાય છે. આ ભાંગાઓ ત્રણ કરણ અને ત્રણયોગ સાથે ગણિતની રીતિએ તો તેના કુલ ૪૯ ભેદો થાય છે તે આ પ્રમાણે-

મન, વચન, કાયાથી, હિંસા ન કરે, મન અને વચનથી, મન અને કાયાથી, વચન અને કાયાથી, મન, વચન અને કાયાથી, આ કરણના સાત ભાગા એવી રીતે કરાવવાના સાત, અનુમતિના સાત આ પ્રકારે—હિંસા ન કરે, ન કરાવે મનથી, વચનથી, કાયાથી, મન-વચનથી, મન-કાયાથી, વચન-કાયાથી, મન, વચન અને કાયાથી. આ કરણ-કારણથી થનાર સાત ભાંગા એવી રીતે કરણ અનુમતિથી સાત ભાગા, કારણ અનુમતિથી સાત, કરણ-કારણ અને અનુમતિથી થનાર સાત, એ સર્વ એકઠા કરતા સર્વ ૪૯ ઓગણપચાસ ભાંગા થાય આ ત્રણે કાળ વિષયક હોવાથી પચ્ચક્ખાણને ત્રણે કાળથી ગુણતા ૧૪૭ એકસો સુડતાલીશ થાય કહેલું છે કે— "જેણે પચ્ચક્ખાણમા ૧૪૭ એકસો સુડતાલીશ ભાગા પ્રાપ્ત કર્યા હોય, તે પચ્ચક્ખાણ-કુશળ ગણાય તેથી ઓછા ભાગાવાળા સર્વ ભાગાઓ અકુશળ પચ્ચક્ખાણરૂપ ગણાય. ત્રિકાળ વિષય આવી રીતે કે—અતીતકાળમા જે પાપો થયા હોય, તેની નિંદા, વર્તમાનકાળનો સંવર કરવો અને ભવિષ્યકાળ માટે પાપના પચ્ચક્ખાણ કરવા કહેલુ છે કે- "અતીત કાળનું નિંદન, વર્તમાનનુ પાપ રોકવુ અને ભવિષ્યકાળના પાપનું પચ્ચક્ખાણ કરુ છું આ ભાંગાઓ અહિંસા-વ્રતને આશ્રીને જણાવ્યા છે, બીજા વ્રતોમા આ પ્રમાણે ભેદો સમજી લેવા. ૧૮

આવી રીતે સામાન્યથી હિસા આદિ સબંધી વિરતિને બનાવી દરેક હિંસાદિકમા તે બતાવવાની ઇચ્છાવાળા હિસાના કેવા ફળ અનુભવવા પડે છે, તે કહે છે—

पंगु-कुष्ठि-कुणित्वादि, दृष्ट्वा हिंसाफलं सुधीः ।
निरागस्त्रसजन्तूनां, हिंसां संकल्पतस्त्यजेत् ॥१९॥

હિસાનુ ફળ લગડાપણુ, કોઢીયાપણુ, હાથ-પગ વગરના થવું વગેરે દેખીને સમજુ પુરુષ નિરપરાધી જીવોની હિસાનો સકલ્પથી ત્યાગ કરે

અહિં પાપનુ ફળ જોયુ ન હોય તો મનુષ્ય પાપથી હઠતો નથી, તેથી પાપના ફળ બતાવીને હિંસાની વિરતિનો ઉપદેશ આપે છે. પગ હોવા છતા ચાલવા માટે અસમર્થ હોય, તે પાગળો-લગડો, ચામડીના કોઢરોગવાળો, હાથ વગરનો ઠુઠો, આદિ શબ્દથી શરીરનો નીચેનો ભાગ ખરાબ હોય, બીજા પણ અનેક રોગવાળો કાયાના ઉપરના ભાગમા નિર્ગુણતાવાળો થાય, તે સર્વ ફળ હિસાનુ છે—એમ દેખી બુદ્ધિશાળી પુરુષ હોય તે તો શાસ્ત્રબલથી આ હિસાનુ ફળ ભોગવી રહેલા છે—એમ નિશ્ચય કરી હિસાનો ત્યાગ કરે કોની? નિરપરાધી ત્રસાદિક બેઇન્દ્રિયાદિક જીવો, તેઓની હિસાનો નિયમ કરે, અપરાધી માટેનો નિયમ નથી કર્યો ત્રસ ગ્રહણ કરવાથી એકેન્દ્રિય વિષયક હિસાનો નિયમ લેવા અસમર્થ છે, તથા સકલ્પથી એમ કહ્યુ, એટલે 'આ જીવને માસાદિની જરૂર માટે હણું' એવા સંકલ્પ કરવા પૂર્વક હિસા છોડે આરભથી થનારી હિસાના પચ્ચક્ખાણ લેવા-પાળવા અશક્ય છે, ત્યા હમેશા યતના કરવી આ વિષયને લગતા શ્લોકોના અર્થ કહે છે—

હવે જેઓ જીવને તથા શરીરને એકાંતે જુદા માનનારા છે, તેમના મતે દેહના વિનાશમા પણ જીવનો વિનાશ કે હિંસા થતી નથી. વળી જીવ તથા શરીરનો એકાંતે અભેદ માનવાથી દેહના નાશમા જીવનો પણ નાશ થાય; એટલે તેનો પરલોક નથી. તેથી સ્યાદ્વાદથી જીવને ભેદાભેદ માનવામાં દેહના નાશમા જે પીડા થાય, તે હિંસા કહેવાય છે. માટે જે હિંસામા મરનારને દુઃખોત્પત્તિ, મનનો ક્લેશ અને તેના પર્યાયનો નાશ થાય, તેવી હિંસાને પંડિત પુરુષ પ્રયત્ન પૂર્વક તજે. જે પ્રાણી પ્રમાદથી બીજાના પ્રાણનો વિનાશ કરે, તેને જ્ઞાની પુરુષોએ સંસારવૃક્ષના બીજભૂત હિંસા કહેલી છે. પ્રાણી મરે કે ન મરે, તો પણ પ્રમાદ કરનારને નક્કી હિંસા લાગે છે, પરંતુ પ્રમાદથી રહિતને તો પ્રાણનાશ થાય, તો પણ હિંસા લાગતી નથી. નિત્ય અપરિણામી જીવની હિંસા થતી નથી, અને ક્ષણિક જીવ ક્ષણમાં નાશ પામતો હોવાથી તેની હિંસા કેવી રીતે લાગે? માટે જીવને નિત્યાનિત્ય અને પરિણામી માનીએ તો કાયાના વિયોગથી પીડા થવાના યોગે પાપના કારણભૂત હિંસા થાય છે કેટલાક એવું કથન કરે છે કે, 'પ્રાણીઓના ઘાત કરનાર એવા વાઘ, સિંહ, સર્પ વગેરેને હણવા જોઈએ, એવા એક હિંસકનો ઘાત કરવાથી ઘણા જીવોનું રક્ષણ થાય છે'—એ વાત અયોગ્ય છે. કારણ કે સર્વ પ્રાણીઓ બીજાનો નાશ કરનારા છે, પોતાના જીવન માટે સર્વની હંતવ્યતા થઈ જાય અને તેમાં થોડો લાભ થતાં મૂલમુડીનો પ્રગટ વિનાશ છે અહિંસાથી થનારો ધર્મ, તે હિંસાથી કેવી રીતે થઈ શકે? જળમાં ઉત્પન્ન થનારા કમળ અગ્નિમા કેવી રીતે ઉગે? પાપના હેતુભૂત વધે, તે પાપને છેદવા માટે કેવી રીતે સમર્થ બની શકે? મૃત્યુના કારણભૂત કાલકૂટ ઝેર જીવન આપનાર બનતુ નથી. સંસાર-મોચક નામનો નાસ્તિક કહે છે કે 'દુઃખીઓનો વધ થાય, તેમ ઇચ્છા કરો, દુઃખીના વિનાશથી નક્કી દુઃખનો વિનાશ થાય છે તે કથન પણ બરાબર નથી, કારણ કે તેવા જીવો મૃત્યુ પામ્યા પછી નરકગામી બને છે, અને અલ્પ દુઃખવાળા અનંતા દુઃખમા જોડાય છે. વળી સુખવાળા પ્રાણીઓનો ઘાત કરવાથી તેઓને પાપથી રોકવાથી ધર્મ થાય છે—આવા તે કુતીર્થિકોના વચનો વિચારીને છોડી દેવા યોગ્ય છે. ચાર્વાક નામનો નાસ્તિક પણ કહે છે કે—"મૂળમા આત્મા જ કોઈ પ્રકારે નથી, તે આત્મા વગર હિંસા કોની? અને તેનુ હિંસાફલ કોણ ભોગવે? પિષ્ટાદિકમાથી જેમ મદ, તેમ પાચ ભૂતોમાથી ચૈતન્ય પ્રગટ થાય છે અને પાચ ભૂતોનો સમૂહ નાશ પામે, ત્યારે પંચત્વ પામ્યો—એમ કહેવાય. આત્માના અભાવમા તેના મૂલરૂપ પરલોક ઘટી શકતો નથી. પરલોકના અભાવમા પુણ્ય-પાપની કથા કરવી નકામી છે તપસ્યા એ વિચિત્ર યાતના ભોગવવા સમાન છે, સંયમ એ મળેલા ભોગોથી ઠગાવા સરખુ છે" આવા આવા નાસ્તિકપણાનાં મંતવ્યો બીજાને ઠસાવે છે. હવે નાસ્તિકને શાસ્ત્રકાર યુક્તિથી ઉત્તર આપી તેને નિરુત્તર કરે છે. પોતાના શરીરમા સ્વાનુભવથી આત્માની સિદ્ધિ થએલી છે, 'હુ દુઃખી છુ, હુ સુખી છુ' એવા પ્રકારની પ્રતીતિના યોગથી. 'હુ ઘટને જાણુ છુ' એમા ત્રણ વસ્તુનુ જ્ઞાન થાય છે. કર્મ, ક્રિયા અને કર્તા તેમા કર્તાનો નિષેધ કેવી રીતે કરાશે? વળી જો શરીરને જ કર્તા માને, તો તે કર્તા અચેતન નથી અને ભૂત તથા ચૈતન્યના યોગથી જો માને, તો તે અસંગત છે વળી તેમને એક કર્તાપણાનો અભાવ હોવાથી 'મે દેખ્યુ, સાભળ્યુ, સ્પર્શ કર્યો, સુંઘ્યું, ચાખ્યું, યાદ કર્યું' એ વગેરે બોલવુ ભૂત અને ચૈતન્યના અભેદ માનનારને ઘટી શકતુ નથી.

આ પ્રમાણે સ્વનુભવથી પોતાના શરીરમાં ચેતનાસ્વરૂપ આત્મા સિદ્ધ થયો, તેમ બીજાના દેહમા પણ તેની સિદ્ધિના અનુમાનથી આત્મા સાધી શકાય છે વળી પોતાના દેહમા બુદ્ધિ-

પૂર્વક થતી ક્રિયાને જોઈને, બીજાઓમા પણ તેવી જ રીતે જાણવી એમ પ્રમાણથી સિદ્ધ થએલી ક્રિયાને કોણ નિવારી શકે? તેથી પરલોકમાં જનાર જીવની સિદ્ધિ થતા પરલોક માનવો દુર્ઘટ નથી. તેવી રીતે પુણ્ય-પાપ વગેરે સર્વ આપોઆપ સ્વીકારી લેવાય છે તપસ્યાઓ તે યાતનાઓ છે-એ વગેરે કથન ઉન્મત્ત અવિવેકીનુ છે, ચેતનાવાળા ક્યા ડાહ્યાને તેનુ કથન હાસ્ય માટે ન થાય? તેથી જીવ આધારહિતપણે સ્થિતિ, ઉત્પાદ અને વ્યયસ્વરૂપ છે અને જ્ઞાતા, દેખનાર, ગુણવાળો, ભોક્તા, કર્તા અને કાયા જેટલા પ્રમાણવાળો છે આ પ્રમાણે આત્માની સિદ્ધિ થતા હિંસા કેમ ન ઘટે? તેના પરિહાર કરવારૂપ અહિંસાવ્રત કહેવાયુ ૧૯ હિંસાના નિયમમા સ્પષ્ટ દૃષ્ટાંત જણાવે છે-

आत्मवत् सर्वभूतेषु, सुख-दुःखे प्रियाप्रिये ।
चिन्तयन्नात्मनोऽनिष्टां, हिंसामन्यस्य नाचरेत् ॥२०॥

જેમ પોતાને સુખ પ્રિય છે અને દુ ખ અપ્રિય છે, તેમ સર્વ ભૂતોને સુખ પ્રિય અને દુ ખ અપ્રિય હોય છે-આમ વિચારતો બીજાને અનિષ્ટ આ હિંસા ન આચરે.

સુખ-શબ્દથી સુખના સાધન અન્ન, જળ, પુષ્પમાળા, ચંદનાદિ ગ્રહણ કરવા, દુ ખ-શબ્દથી દુ ખના સાધન વધ, બંધ, મારણ વગેરે વિચારવા. તેથી જેમ દુ ખ-સાધનો પોતાના આત્માને અપ્રિય છે, તેમ સર્વ જીવોના વિષયમા એ પ્રમાણે વિચારતો દુ ખનાં સાધનો બીજાને પણ અપ્રિય છે, માટે હિંસા ન કરવી સુખ ગ્રહણ દૃષ્ટાત સમજાવવા કહ્યું છે, જેમ પોતાને સુખ-સાધન પ્રિય છે અને દુ ખ-સાધન અપ્રિય છે, લૌકિકો પણ કહે છે-"ધર્મનો સાર તમે સાભળો અને સાભળીને તમે બરાબર અવધારણ કરો કે, 'પોતાના આત્માને જે પ્રતિકૂળ હોય, તે બીજા પ્રત્યે તમે ન આચરો' ૨૦

શંકા કરે છે કે-શાસ્ત્રમા પ્રતિષેધેલ આચરવામા આવે, તો દોષ લાગે. ત્રસજીવોની હિંસા પ્રતિષેધેલ છે, પણ સ્થાવરોની હિંસાનો પ્રતિષેધ કરેલ નથી, માટે તે વિષયમા ગમે તેમ ઇચ્છા પ્રમાણે ગૃહસ્થો હિંસાની ચેષ્ટા કરે, તો વાધો નથી ને? તેના જવાબમાં કહે છે-

निरर्थिकां न कुर्वीत, जीवेषु स्थावरेष्वपि ।
हिंसामहिंसाधर्मज्ञः, काङ्क्षन् मोक्षमुपासकः ॥२१॥

અહિંસા ધર્મને સમજનાર, મોક્ષની ઇચ્છા કરતો શ્રાવક સ્થાવર જીવોને વિષે પણ બિન-જરૂરીઆત હિંસા ન કરે

માટી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિના જીવોની હિંસા ન કરવી જોઈએ શરીર, કુટુંબના નિર્વાહ માટે પણ બિનજરૂરી હિંસાનો નિષેધ કરેલો છે શરીર, કુટુંબના પ્રયોજન વગરની હોય તેવી હિંસા શ્રાવક ન કરે અહિંસા-લક્ષણ ધર્મને જાણનાર પ્રતિષિદ્ધ વસ્તુ વિષયક જ અહિંસા ધર્મ છે, એટલું નહિ, પણ અપ્રતિષિદ્ધમાં તે યતનારૂપ અહિંસા ધર્મ છે, તેથી તથા-પ્રકારે ધર્મને સમજતો સ્થાવરોની પણ બિનજરૂરી નિરર્થક હિંસા ન કરે શંકા કરે છે કે, પ્રતિ-

પેષેલ વિષયવાળી અહિંસા હો, આટલી ઝીણવટવાળી નજર શા માટે કરવી ? મોક્ષની અભિલાષા કરતો શ્રાવક સાધુ માફક શા માટે વગર ફોગટની હિંસા આચરે ? ૨૧

શંકા પૂર્વક કહે છે કે, નિરંતર હિંસા કરવામાં તત્પર બનેલો પોતાનુ સર્વ ધન અને સર્વસ્વ આપીને પાપની વિશુદ્ધિ કરે, આ હિંસા-પરિહારના કલેશથી સર્યું તેના જવાબમા કહે છે-

प्राणी प्राणितलोभेन, यो राज्यमपि मुञ्चति ।
तद्वधोत्थमघं सर्वोर्वीदानेऽपि न शाम्यति ॥२२॥

જીવ જીવવાના લોભથી આખા રાજ્યનો પણ ત્યાગ કરે છે, તેવા જીવનો વધ કરવાથી ઉત્પન્ન થએલ પાપ સર્વ પૃથ્વીનુ દાન કરે તો પણ હિંસાના પાપથી છૂટી શકાતુ નથી. મરતા જીવને સુવર્ણના પર્વતો કે રાજ્ય આપો, તો પણ તે જીવ અનિષ્ટનો ત્યાગ કરી જીવવાની અભિલાષા કરે છે, તેથી જીવન પ્રિય ગણનારા પ્રાણીઓના વધથી ઉત્પન્ન થએલ પાપ, સમગ્ર પૃથ્વીનુ દાન આપવાથી પણ શાન્ત થતુ નથી શ્રુતિમા કહેલુ છે કે, ભૂદાન એ સમગ્ર દાનોમા ચડીયાતુ છે. ૨૨ હવે ચાર શ્લોકથી હિંસા કરનારની નિંદા કહે છે-

वने निरपराधानां, वायु-तोय-तृणाशिनाम् ।
निघ्नन् मृगाणां मांसार्थी, विशिष्येत कथं शुनः ? ॥२३॥

માસ માટે વનમાં નિરપરાધી, વાયુ, જળ અને તૃણનું ભોજન કરનાર મૃગલાઓની હિંસા કરનાર કૂતરાથી અધિક ન ગણાય

વનમા વાસ કરનાર, નહિ કે પારકું પડાવી લેનાર ભૂમિવાસીઓ તેવા પણ કદાચ અપરાધ કરનાર હોય, તે માટે કહે છે કે, પરધન-હરણ, પારકાના ઘર ભાગવા, બીજાને મારવા, લૂટવા વગેરે અપરાધથી રહિત નિરપરાધપણામા હેતુ જણાવે છે કે વાયુ, જળ અને તૃણ ભક્ષણ કરનાર, આ ત્રણે પારકા ન હોવાથી તેનુ ભક્ષણ કરનાર અપરાધી નથી માસાર્થી તે અહિં મૃગના માસનો અર્થી એમ સંબંધ કરવો મૃગ કહેવાથી અહિં અટવીમા ફરતા પ્રાણીઓ ગ્રહણ કરવા. આવી રીતે મૃગના માસ ખાવાનો અર્થી નિરપરાધી મૃગોના વધ કરવામા તત્પર મનુષ્યની પિંડીના માંસમા લુબ્ધ કૂતરાથી કઈ રીતે ઓછો ગણાય ? અર્થાત્ તે કૂતરા સરખો સમજવો. ૨૩

दीर्यमाणः कुशेनापि, यः स्वांगे हन्त ! दूयते ।
निर्मन्तून् स कथं जन्तूनन्तयेन्निशितायुधैः ? ॥२४॥

જો ડાભની અણી પોતાના શરીરમાં ભોકાય છે, તો પોતે ખરેખર તેટલા માત્રથી દૂભાય છે, તો પછી તે તીક્ષ્ણ હથીયારોથી નિરપરાધી જન્તુઓના પ્રાણ કેમ હણી શકે ? આત્માનુસાર પરપીડાને ન જાણનાર નિંદાપાત્ર છે

તેમજ શિકારના વ્યસની ક્ષત્રિયોને કોઈકે કહ્યુ છે કે, "આ વિષયમા પરાક્રમ હોય તે રસાતલ પામો, અશરણ, નિર્દોષ અને અતિનિર્બલને જે અધિક બળવાળો હણે, આ નીતિ કયા પ્રકારની સમજવી ? મહાખેદની વાત છે કે આ જગત્ અરાજકતાવાળું થઈ ગયુ છે" ૨૪

निर्मातुं क्रूरकर्माणः, क्षणिकामात्मनो धृतिम् ।
समापयन्ति सकलं, जन्मान्यस्य शरीरिणः ॥२५॥

ક્રૂર કર્મ કરનાર શિકારીઓ પોતાની ક્ષણવારની તૃપ્તિ માટે બીજા પ્રાણીઓના સમસ્ત જન્મનો નાશ કરે છે

હિંસાદિક રૌદ્ર કર્મ કરનાર પારધી (શિકારી) આદિ પોતાને ક્ષણિક તૃપ્તિ શાંતિ મેળવવા માટે બીજા પ્રાણીઓના જન્મને સમાપ્તિ પમાડે છે કહેવાની મતલબ કે બીજા પ્રાણીના માંસથી થનારી ક્ષણિક તૃપ્તિના કારણે બીજા જીવનું સમગ્ર જીવન સમાપ્ત કરે છે આ એક મહાન ક્રૂરતા છે કહ્યુ છે કે–"જે ક્રૂર મનુષ્ય અને જેનું માંસ ખાય છે, તે બંને વચ્ચેનું આંતરૂં વિચારો, એકને ક્ષણમાત્ર તૃપ્તિ, જ્યારે બીજો સર્વ પ્રાણોનો વિયોગ પામે છે." ૨૫

म्रियस्वेत्युच्यमानोऽपि, देही भवति दुःखितः ।
मार्यमाणः प्रहरणैर्दारुणैः स कथं भवेत् ? ॥२६॥

'તું મરી જા' એટલું જ માત્ર કહેવાએલો પ્રાણી દુઃખી થાય છે, તો પછી ભયંકર હથીયારોથી મરાતા પ્રાણીની કેવી હાલત થાય ?

'તું મૃત્યુ પામ'–માત્ર એ પ્રમાણે કહેવાએલો, નહિ કે મારી ન ખાતો જંતુ, મૃત્યુ સરખા દુઃખને અનુભવે છે અને તે વાત દરેક પ્રાણીને અનુભવ–સિદ્ધ છે તો પછી ભાલા, બરછી આદિક હથીયારોથી મારી નંખાતો તે બિચારો કેવો દુઃખી થાય ? અર્થાત્ મહાદુઃખી થાય. જ્યાં મરવાના વચનથી પણ દૂભાય છે, તો પછી તીક્ષ્ણ હથીયારથી કયો સમજુ તેને મારે ? ૨૬ દૃષ્ટાંત દ્વારા હિંસાનું ફળ કહે છે–

श्रूयते प्राणिघातेन, रौद्रध्यानपरायणौ ।
सुभूमो ब्रह्मदत्तश्च, सप्तमं नरकं गतौ ॥२७॥

આગમમાં સંભળાય છે કે, પ્રાણીઓનો ઘાત કરી રૌદ્રધ્યાન–પરાયણ સુભૂમ અને બ્રહ્મદત્ત ચક્રીઓ નરકે ગયા.

રૌદ્રધ્યાન વગરની એકલી હિંસા નરકગમન હેતુ બનતી નથી, નહિંતર સિંહનો વધ કરનાર તપસ્વી સાધુ પણ નરકે જાય, માટે રૌદ્રધ્યાન–પરાયણ અર્થાત્ હિંસાનુબંધી રૌદ્રધ્યાનવાળા તે બંને જેવી રીતે નરકે ગયા, તે કથાનક દ્વારા બતાવે છે–

### સુભૂમ ચક્રવર્તીની કથા

વસંતપુર નામના નગરમાં જેમના વંશમાં કોઈ રહેલ નથી, જાણે આકાશમાંથી આવીને પડ્યો હોય તેવો અગ્નિક નામનો બાળક હતો કોઈક દિવસે તે સ્થાનથી બીજા દેશ તરફ ચાલી નીકળ્યો. એમ કરતાં સાર્થ વગરનો રખડતો રખડતો તે તાપસોના આશ્રમમાં આવી પહોંચ્યો.

જમ નામના કુલપતિએ તે અગ્નિને પુત્ર તરીકે ગ્રહણ કર્યો, ત્યાર પછી લોકોમા તે જમદગ્નિ એવા નામથી પ્રસિદ્ધિ પામ્યો. સાક્ષાત્ અગ્નિ સરખો તીક્ષ્ણ તપ તપતા દુસ્સહ એવા તેજ વડે પૃથ્વી તલમા પ્રસિદ્ધિ પામ્યો. આ સમયે વૈશ્વાનર નામનો મહાશ્રાવક દેવ અને તાપસ-ભક્ત ધન્વ-તરિ બંને વચ્ચે વિવાદ થયો શ્રાવક દેવે કહ્યુ કે, 'અરિહંતનો ધર્મ પ્રમાણભૂત છે,' જ્યારે બીજા તાપસભક્ત દેવે કહ્યુ કે, 'તાપસનો ધર્મ પ્રમાણ છે' આ પ્રકારના વિવાદમાં બંનેએ એવો નિર્ણય કર્યો કે જૈનોના સાધુમા જે જઘન્ય હોય અને તાપસોમા જે ચડીયાતો ગણાતો હોય તેની આપણે પરીક્ષા કરવી કે ગુણોમા ચડીયાતો કોણ છે? તે સમયે મિથિલા નગરીમા નવીન ધર્મ પામેલો પદ્મરથ નામનો રાજા પ્રયાણ કરતો કરતો શ્રીવાસુપૂજ્ય સ્વામી પાસે દીક્ષા લેવાને માટે ભાવયતિ બની ચંપાપુરી તરફ જઈ રહ્યો હતો, તેને માર્ગમા તે બંને દેવોએ દેખ્યો. પરીક્ષા કરવાની ઈચ્છાથી તે બંને દેવોએ રાજાને પાણી અને ભોજન આપ્યા છતા ક્ષુધા-તૃષાવાળા રાજાએ તેનો ત્યાગ કર્યો 'વીરપુરુષો પોતાના સત્ત્વથી ચલાયમાન થતા નથી' મનુષ્યોમા દેવસમાન તે રાજાના કોમળ ચરણ-કમળમા કરવત સરખા ક્રૂર અણીયાલા કાંકરા અને કાટા વડે પીડા કરે છે. લોહીની ધારા વહેતા એવા બે પગ વડે તેવા માર્ગમા તળા-ઈના તલસરખો જાણે કોમળ માર્ગ હોય તેવી રીતે ચાલે છે ત્યાર પછી રાજાને ક્ષોભ પમાડવા માટે તે દેવોએ ગીત, નૃત્ય વગેરે કર્યાં, પરંતુ એક ગોત્રવાળાને જેમ દિવ્યાસ્ત્ર-ચક્ર તેમ તે ઉપાય પણ નિષ્ફળ નીવડયા ત્યાર પછી તે બંને દેવો સિદ્ધપુત્રના રૂપમા આગળ આવી કહેવા લાગ્યા કે, 'હે મહાભાગ્યશાળી! હજુ તુ મહાઆયુષ્યવાળો અને યુવાન છો, માટે તારી ઈચ્છા પ્રમાણે ભોગો ભોગવ આ યૌવનમા તને તપની બુદ્ધિ કેમ થઈ? ઉદ્યોગી પણ રાત્રિનુ કાર્ય પ્રાતઃકાળમા ન કરે; માટે યૌવન પૂર્ણ થયા પછી હે તાત! દેહ દુર્બળતાના કારણભૂત બીજા ઘડ-પણ સમાન તપ તમે ઘડપણમા કરજો રાજાએ પ્રત્યુત્તર આપ્યો કે, 'જો બહુ આયુષ્ય હશે, તો બહુ પુણ્ય થશે, જળ-પ્રમાણ હશે, તેના અનુસાર કમળ-નાળ પણ વૃદ્ધિ પામશે. ચપળ ઈન્દ્રિયવાળા યૌવનમા જે તપ સેવન કરવામા આવે, તે જ ખરેખર તપ છે. ભયંકર શસ્ત્રવાળા યુદ્ધમા જે શૂરવીર હોય, તે જ સાચો શૂરવીર કહેવાય તે તેના સત્ત્વથી લગાર પણ ચલાયમાન ન થયા, ત્યારે સાબાશ સાબાશ! એમ ધન્યવાદ આપતા બંને દેવો તાપસોમા ચડીયાતા એવા જમદગ્નિની પરીક્ષા કરવા માટે ગયા ત્યા વડલાના વૃક્ષની માફક વિસ્તારવાળી ભૂતલને સ્પર્શ કરતી જટાવાળા અને રાફડાથી ઢંકાએલા પગવાળા તે તપસ્વીને જોયો. તેની દાઢીરૂપી લતા-જાળમા માયાથી માળો બનાવીને તે બંને દેવો ચકલાનુ યુગલ બની તેમા રહ્યા. ચકલાએ ચકલીને કહ્યું કે, 'હું હિમવાન પર્વત ઉપર જાઉ છુ' ત્યારે ચકલીએ કહ્યુ કે, તુ ત્યા જઈ બીજી ચક-લીના પ્રેમમા પડે અને પાછો ન આવે, તેથી જવાની અનુમતિ ન આપુ એટલે ચકલાએ કહ્યુ, 'હે પ્રિયા! જો હુ પાછો ન આવુ તો ગોહત્યા-ગાયના ઘાતનુ પાપ મને લાગે' આ પ્રમાણે સોગન ખાનાર ચકલાને ચકલીએ કહ્યુ કે, 'હે પ્રિય! જો આ ઋષિના પાપના સોગન ખાવ, તો હું તમને રજા આપુ, તમારો માર્ગ કલ્યાણકારી બનો' આ વચન સાભળી ક્રોધવાળા તાપસે બંને પક્ષીઓને બે હાથે પકડયા ત્યારપછી તેઓએ કહ્યુ કે, 'હુ આટલું દુષ્કર તપ કરુ છું, પછી સૂર્યની હાજરીમા જેમ અંધકાર ન હોય, તેમ મારામા પાપ કેવી રીતે હોય?' પછી ચકલાએ ઋષિને કહ્યુ કે, "તમે કોપ ન કરશો, તમારુ તપ નકામુ છે 'પુત્ર વગરનાની ગતિ નથી' એ શ્રુતિ શુ તમે સાભળી નથી?" તે વાતને યથાર્થ માનીને તાપસે વિચાર્યું કે, 'હુ સ્ત્રી અને પુત્ર વગરનો હોવાથી મારુ તપ તો પાણીના પ્રવાહમા તણાઈ ગયુ' ક્ષોભ પામેલા

તાપસને ઓળખીને ધન્વન્તરિ દેવ વિચાર કરવા લાગ્યો કે, ખરેખર તાપસોએ મને ભરમાવ્યો. તેમને ધિક્કાર હો, અને તે શ્રાવક બન્યો. ખાત્રી થયા પછી કોને વિશ્વાસ ન બેસે ? તે દેવતાઓ અદૃશ્ય થયા

આ તરફ જમદગ્નિ નેમિકોષ્ટક નામના નગરમા પહોંચ્યો. ત્યા અનેક કન્યાવાળો જિતશત્રુ રાજા હતો, એક કન્યા મેળવવાની ઇચ્છાવાળો તે મહાદેવ જેમ દક્ષ પાસે જાય, તેમ તેની પાસે ગયો રાજાએ ઉભા થઈ તેનુ સન્માન કર્યું અને અજલિ કરી પૂછ્યું કે, આપને પધારવાનું પ્રયોજન હોય તે કહો અને હુ શુ કરુ ? તે કહો તાપસે કહ્યુ કે, હું કન્યા માટે આવેલો છુ, એટલે રાજાએ કહ્યુ કે, મારી આ સો કન્યા છે, તેમાથી જે તમને ઇચ્છે, તેને ગ્રહણ કરો તે તાપસે કન્યાઓના અતપુરમા જઈને રાજકન્યાઓને કહ્યુ કે, 'તમારામાથી કોઈ મારી ધર્મપત્ની થાવ ' અરે ! જટાધારી અને પળીયા-સફેદ વાળવાળા, દુર્બલ ભિક્ષાથી જીવનારા આમ બોલતા તમને શરમ નથી આવતી ? એમ કહીને રાજકન્યાઓ તેના ઉપર થુકી એટલે પવનની જેમ ક્રોધી બનેલા જમદગ્નિ મુનિએ તે કન્યાઓને ખેચેલા ધનુષ્ય સરખી કૂબડી બનાવી દીધી હવે ત્યા આગણામા ધૂળના ઢગલાથી ક્રીડા કરતી એક કન્યાને દેખી, એટલે તેને રેણુકા કહીને બોલાવી તેણે તેને કહ્યુ કે, 'તુ ઇચ્છે છે ?' એમ કહી માતુલિગ(બીજોરા)નુ ફળ બતાવ્યુ તેણે પણ પાણિગ્રહણ સૂચવનાર હાથ લાબો કર્યો દરિદ્ર જેમ ધનને તેમ મુનિએ પણ બાલિકાને છાતીએ ગ્રહણ કરી એટલે રાજાએ વિધિથી ગાયોના દાન સાથે તેને આપી સાળીઓના સ્નેહ-સબધથી તેણે નવાણુ કન્યાઓને પાછી પોતાની તપશક્તિથી હતી તેવી સારી બનાવી દીધી મૂઢોના તપના વ્યયને ધિક્કાર થાઓ. મુગ્ધ અને સુદર આકૃતિવાળી તેને તે આશ્રમ સ્થાનમા લઈ ગયો અને ચપળ નેત્રવાળી હરણી જેવી તે કન્યાને પ્રેમથી મુનિએ મોટી કરી

આગળીથી ગણતરી કરતા તપસ્વીના દિવસો પસાર થયા અને કામદેવના ક્રીડાવન સરખુ મનોહર યૌવન તે પામી જમદગ્નિ મુનિએ અગ્નિને સાક્ષી કરવા પૂર્વક પાર્વતીને જેમ મહાદેવે તેમ યથાર્થ રીતે લગ્ન કર્યાં ઋતુસમયે મુનિએ તેને કહ્યુ કે, તારા માટે મત્ર-સાધના કરી ચરુ તૈયાર કરુ છુ, જેથી તને બ્રાહ્મણોમા શ્રેષ્ઠ ધન્ય પુત્ર ઉત્પન્ન થાય ત્યારે રેણુકાએ તાપસને કહ્યુ કે, હસ્તિનાપુરમા અનતવીર્ય રાજાની પત્ની મારી બહેન છે, તો તેના માટે પણ ક્ષાત્ર-ચરુની સાધના કરજો ' તેણે પોતાની પત્ની માટે બ્રાહ્મચરુ અને સાળી માટે ક્ષાત્રચરુ પુત્ર ઉત્પન્ન કરવા માટે તૈયાર કર્યા રેણુકાએ વિચાર કર્યો કે, 'હુ તો અટવી-મૃગલી સરખી બની છુ, તો મારો પુત્ર રખે તેવો થાય ' એમ વિચારી તેણે ક્ષાત્રચરુનું ભક્ષણ કર્યું અને બ્રાહ્મ-ચરુ બહેનને આપ્યો બનેને પુત્રો જન્મ્યા, તેમા રેણુકાના પુત્રનુ નામ રામ અને તેની બહેનના પુત્રનુ નામ કૃતવીર્ય પાડ્યુ પિતા ઋષિ હોવા છતા પણ જળમા જેમ વડવાનલ તેમ ક્ષાત્ર તેજ બતાવતો જમદગ્નિનો પુત્ર રામ ક્રમે કરી વૃદ્ધિ પામવા લાગ્યો ત્યા કોઈક દિવસે કોઈ વિદ્યાધર આવ્યો, અતિસાર નામની વ્યાધિપીડાથી તે આકાશગામિની વિદ્યા ભૂલી ગયો રામે ભાઈ માફક ઔષધ આદિથી તેની સારવાર કરી એટલે સેવા કરનાર રામને તેણે પરશુ સબધી પારશવી નામની વિદ્યા આપી શરવનની અદર જઈ તેણે તે વિદ્યાની સાધના કરી, ત્યાર પછી રામ પરશુરામ તરીકે પ્રસિદ્ધિ પામ્યો.

કોઈક સમયે બ્હેનને મળવાની ઉત્કંઠાવાળી રેણુકા પતિને પૂછીને હસ્તિનાપુરે ગઈ. 'પ્રેમીઓને કંઈ પણ દૂર નથી.' આ મારી સાળી છે, એમ ચપળ નેત્રવાળી રેણુકાને લાલન કરતા અનંતવીર્યે તેની સાથે કામક્રીડા કરી. કારણ કે 'કામ એ નિરંકુશ છે' અહલ્યા સાથે જેમ ઇન્દ્રે તેમ ઋષિપત્ની સાથે તેણે ઇચ્છા પ્રમાણે સંભોગ-સુખની સંપત્તિનો અનુભવ કર્યો. બૃહસ્પતિને મમતા પત્નીથી જેમ ઉતથ્ય થયો, તેમ અનંતવીર્યથી રેણુકાને પુત્ર જન્મ્યો મુનિ રેણુકાને તે પુત્ર સાથે લઈ આવ્યો 'સ્ત્રીમાં પ્રેમાસક્ત બનેલો માણસ ઘણેભાગે દોષ દેખતો નથી' અકાળે ફળેલી વેલડી માફક પુત્ર સહિત રેણુકાને ક્રોધ પામેલા પરશુરામે પરશુવડે છેદી નાખી. આ હકીકત તેની બ્હેને અનંતવીર્યને કહી એટલે પવન જેમ અગ્નિને તેમ તેના કોપને ઉત્તેજિત કર્યો. તે પછી અતિપરાક્રમી બાહુવીર્યવાળા અનંતવીર્ય રાજાએ જમદગ્નિના આશ્રમે જઈ મત્ત હાથીની જેમ તેના આશ્રમને વેરવિખેર કરી ભાંગી નાખ્યો. તાપસોને ત્રાસ પમાડી તેની ગાયો વગેરે કબજે કરી કેસરી માફક ધીમે ધીમે ચાલતો પાછો આવ્યો. ત્રાસ પામતા તપસ્વીઓના કોલાહલવાળા યુદ્ધને સાભળી અને તે વાત જાણીને ક્રોધ પામેલો સાક્ષાત્ યમરાજા સરખો પરશુરામ દોડયો અનેક સુભટોના યુદ્ધ જોવા માટે કુતૂહલવાળો જમદગ્નિ પુત્ર પરશુરામે ભયંકર પરશુ વડે કાષ્ઠની માફક તે (અનંતવીર્ય)ના ટૂકડા કરી નાખ્યા. તેની પ્રજાના આગેવાનોએ મહાપરાક્રમી કૃતવીર્યને રાજ્યગાદીએ બેસાડયો તે હજુ નાની વયનો હતો, માતાની પાસેથી પિતાના મૃત્યુની હકીકત સાંભળી આજ્ઞા પામેલા સર્પની માફક તેણે જમદગ્નિને મારી નાખ્યો. પિતાના વધથી ક્રોધ પામેલા પરશુરામે તરત હસ્તિનાપુર જઈ કૃતવીર્યને મારી નાખ્યો. 'યમરાજાને શું દૂર હોય ?' ત્યાર પછી પરશુરામ જાતે રાજ્યગાદી પર બેસી ગયો. 'રાજ્ય એ પરાક્રમાધીન છે, તેમાં પરંપરાગત ક્રમ પ્રમાણ નથી.' પરશુરામે કબજે કરેલી નગરીથી કૃતવીર્યની ગર્ભિણી રાણી વાઘવાળા વનથી હરણી ભાગે તેમ ભાગીને તાપસોના આશ્રમમા ગઈ. કૃપાભંડાર એવા તાપસોએ નિધાનની માફક તેને ભોંયરામા રાખી ક્રૂર પરશુરામથી તેનું રક્ષણ કર્યું. તેને ચૌદ મહાસ્વપ્નોથી સૂચિત પુત્ર જન્મ્યો, તે સુખથી ભૂમિને ગ્રહણ કરતો હોવાથી તેનું 'સુભૂમ' એવું નામ પાડયું. જ્યા જ્યાં ક્ષત્રિયો હતા, ત્યા ત્યાં સાક્ષાત્ કોપાગ્નિ મૂર્તિસ્વરૂપ હોય તેમ પરશુરામનો પર્શું સળગવા લાગ્યો કોઈક વખત પરશુરામ તે આશ્રમમાં ગયો, જ્યાં ધૂમ જેમ અગ્નિને તેમ ક્ષત્ર સૂચવનાર પર્શું ત્યારે સળગવા લાગ્યો ત્યારે તેણે તાપસોને પૂછ્યું કે અહિં કોઈ ક્ષત્રિય છે કે શું ? ત્યારે તેઓએ કહ્યુ કે, અમે ક્ષત્રિયો જ તાપસ થયા છીએ પરશુરામે પણ ક્રોધથી દાવાનલ જેમ પર્વત-ટેકરીને ઘાસ રહિત બનાવે, તેમ પૃથ્વીને સાત વખત નિઃક્ષત્રિય બનાવી વિનાશ પામેલા ક્ષત્રિયોની દાઢાઓથી પરશુરામે પૂર્ણ થએલી ઇચ્છાવાળા યમરાજના પૂર્ણપાત્રની શોભાને ધારણ કરતાં થાલને પૂર્ણ કર્યો.

કોઈક સમયે તેણે નિમિત્તિયાઓને પૂછ્યુ કે, મારો વધ કોનાથી થશે ? 'વૈર ઉભું કરનારાઓને હંમેશા બીજા શત્રુથી મૃત્યુ થવાથી શંકા હોય છે.' ત્યારે તેઓએ કહ્યુ કે, આ દાઢાઓ જ્યારે ખીર બની જશે અને આ સિંહાસન પર બેઠેલો જે તેનુ ભક્ષણ કરશે, તે તારો ભાવીમા વધ કરનાર થશે. હવે રામે એક એવી દાનશાળા કરાવી કે જેમાં કોઇપણ આવી છૂટથી દાન ગ્રહણ કરી શકે આગળ સિંહાસન સ્થાપન કરાવી થાળને ગોઠવ્યો હવે આશ્રમમા પ્રતિદિવસ તાપસો વડે લાલન પાલન કરાતો સુભૂમ આગણામાં રોપેલા વૃક્ષની માફક અદ્‌ભુત વૃદ્ધિ પામ્યો

મેઘનાદ નામના વિદ્યાધરે કોઇ વખત નિમિત્તિયાને પૂછ્યું કે, 'આ મારી પદ્મશ્રી કન્યા કોને આપવી ?' ત્યારે તેઓએ શ્રેષ્ઠ ખભાવાળા સુભૂમ વરને બતાવ્યો, તેને કન્યા આપીને ત્યાર પછી તેનો સેવક બની સાથે રહ્યો હતો કૂવાના દેડકા માફક બીજે સ્થળે ન જવાવાળા સુભૂમે માતાને પૂછ્યુ કે, 'શુ આટલોજ માત્ર લોક છે કે અધિક છે ?' માતાએ કહ્યુ કે, હે વત્સ ! લોક તો છેડા વગરનો છે લોકના મધ્ય ભાગમા માખીના પગલા જેટલો આ આશ્રમ છે આ લોકમા પ્રસિદ્ધ હસ્તિનાપુર નામનુ નગર છે, અને ત્યા મહાપરાક્રમી કૃતવીર્ય નામના રાજા તારા પિતા હતા. તારા પિતાને હણીને પરશુરામ પોતાની મેળે રાજ્ય ઉપર ચડી બેઠો, અને આ પૃથ્વીને તેણે ક્ષત્રિય વગરની બનાવી છે. તેના ભયથી આપણે અહિં રહેલા છીએ તરત જ મ ગલગ્રહ માફક બાળતો વૈરી પર ક્રોધ પામેલો સુભૂમ હસ્તિનાપુર ગયો. 'ક્ષત્રિય–તેજ ખરેખર દુર્દ્ધર હોય છે.' સિ હ માફક તે દાનશાળામા ગયો અને સિ હાસન પર બેઠો દાઢાઓ ક્ષીર સ્વરૂપ બની ગઈ, એટલે પરાક્રમી સુભૂમ તે ખાઈ ગયો યુદ્ધ માટે ઉભા થએલા જે બ્રાહ્મણો ત્યા રક્ષકો હતા, તેઓને વાઘ જેમ હરણોને તેમ મેઘનાદે હણી નાખ્યા. જેની દાઢો અને કેશો સ્ફુરાયમાન થયા છે, એવો દાતથી હોઠ કરડતો પરશુરામ ક્રોધથી જાણે કાળપાશથી ખેચાએલો હોય તેમ ત્યા આવ્યો પરશુરામે રોષથી તે સુભૂમ તરફ નીચે પરશુ છોડી, ત્યારે તેજ ક્ષણે જળમા અગ્નિની જેમ તે ઓલવાઈ ગઈ તે વખતે બીજુ કોઇ શસ્ત્ર ન હોવાથી સુભૂમે પણ દાઢવાળો થાળ ઉચક્યો એટલે તે તત્કાલ ચક્ર બની ગયો 'પુણ્યસંપત્તિથી શુ અસાધ્ય છે ?' પછી તે આઠમા ચક્રવર્તીએ તેજસ્વી એવા તે ચક્રથી કમળને છેદે તેમ પરશુરામનુ મસ્તક છેદી નાખ્યુ જેમ પરશુરામે પૃથ્વીને સાત વખત ક્ષત્રિય વગરની કરી, તેમ સુભૂમે પૃથ્વીને એકવીશ વખત બ્રાહ્મણ વગરની બનાવી સુભૂમે હણેલા રાજાઓ, હાથીઓ, ઘોડાઓ, પાયદળોના સમૂહના લોહીવડે નવી નદીઓ વહેવરાવતા નવીન સેનાને વહન કરતા તેણે પ્રથમ પૂર્વદિશા સાધી અનેક સુભટોના છેદી નાખેલા મસ્તકોથી પૃથ્વીને શોભાયમાન બનાવનાર એવા તેણે જાણે બીજો દક્ષિણદિશાપતિ હોય તેમ દક્ષિણદિશામા પણ જય મેળવ્યો સુભટોના હાડકાઓ વડે કરી જાણે છીપો અને શ ખો ચારે બાજુ પથરાઇ ગયા હોય તેવા સમુદ્રના કિનારાવાળી પશ્ચિમદિશામા પણ તેણે જય મેળવ્યો લીલા માત્રમા વૈતાઢ્યગુફાને ઉઘાડનાર મેરુ સરખા પરાક્રમવાળા તેણે મ્લેચ્છોને જિતવા માટે ભરતના ઉત્તરખ ડમા પ્રવેશ કર્યો, એ પ્રમાણે ચારે દિશામા ભ્રમણ કરતા, ઘરટ્ટ જેમ ચણાને તેમ સુભટો તથા પૃથ્વીને દલન કરતા તેણે છ ખ ડોને સાધ્યા હ મેશા જીવોની હત્યા કરતો રૌદ્રધ્યાન–અગ્નિથી સતત અ તરાત્માને બળતો સુભૂમ ચક્રવર્તી કાલ–પરિણામને આધીન બની સાતમી નારકભૂમિમા ગયો

ઇતિ સુભૂમ ચક્રવર્તીની કથા

### બ્રહ્મદત્ત ચક્રવર્તીની કથા

પહેલા સાકેત નામના નગરમાં ચંદ્રાવતંસકનો પુત્ર ચ દ્ર સરખી મનોહર આકૃતિવાળો મુનિચ દ્ર નામનો પુત્ર હતો ભારથી જેમ ભારવાળો ક ટાળે, તેમ કામભોગથી ક ટાળેલા તેણે સાગરચ દ્ર મુનિ પાસે જઇ દીક્ષા અ ગીકાર કરી જગતને પૂજ્ય એવી પ્રવ્રજ્યાનુ પાલન કરતો કોઈક સમયે દેશાન્તરમા વિહાર કરવા માટે તે ગુરુની સાથે ચાલ્યો ભિક્ષાનિમિત્તે માર્ગના ગામમા તેણે પ્રવેશ કર્યો, પર તુ ટોળાથી વિખૂટા પડેલ હરિણ માફક સાથથી છૂટો પડેલો અટ-

વીમા ભમવા લાગ્યો ત્યાં આગળ ભૂખ–તૃષાથી પરેશાન થએલો તે બિમાર પડ્યો એટલે બાંધવ માફક ચાર ગોવાળોએ તેની સેવા કરી તેમના પર ઉપકાર કરવા માટે તેણે તેમને ધર્મોપદેશ આપ્યો. 'સજ્જન પુરુષો અપકાર કરનાર ઉપર કૃપા કરનાર હોય, તો પછી ઉપકારી પર કેમ ન કરે ?' વૈરાગ્ય પામેલા તેઓ ચાર પ્રકારના ધર્મની ચાર મૂર્તિ હોય તેવા ચારેએ તેમની પાસે દીક્ષા અંગીકાર કરી, તેઓ સમ્યક્ પ્રકારે વ્રતનું પાલન કરતા હતા, પરંતુ તેમાના બે ધર્મની જુગુપ્સા કરતા હતા 'જીવોની મનોવૃત્તિ વિચિત્ર હોય છે' તે બન્ને જુગુપ્સા કરનાર પણ દેવલોકમા ગયા 'એક દિવસનુ કરેલ તપ પણ નક્કી સ્વર્ગ માટે થાય છે' દેવલોકમાથી ચ્યવીને દશપુર નગરમા શાડિલ્ય બ્રાહ્મણની જયવતી નામની દાસીના ગર્ભમા યુગલરૂપે બે પુત્રો થયા. અનુક્રમે યૌવન પામેલા તે બન્ને પિતાએ આદેશ કર્યા પ્રમાણે ક્ષેત્રનું રક્ષણ કરવા માટે જતા હતા 'દાસીપુત્રોને આવાં જ કાર્ય સોપવાના હોય.' તે બંને સૂતેલા હતા, ત્યારે રાત્રે વડલાની બખોલમાથી એક કાળો સર્પ નીકળ્યો અને યમરાજના બંધુ સરખા તેણે એકને ડખ આપ્યો. ત્યાર પછી તે સર્પને મેળવવા માટે બીજો ભાઈ ત્યા ભમતો હતો, ત્યારે વૈરથી જ હોય તેમ તે દુષ્ટ સર્પે તરત બીજાને ડખ માર્યો કોઈએ તેમના ઝેર ઉતારવા માટે તત્કાળ ઉપાય ન કરવાથી બિચારા તે બન્ને મૃત્યુ પામ્યા અને જેવા આવ્યા હતા તેવા જ ગયા. 'નિષ્ફળ જન્મવાળાના જન્મને ધિક્કાર હો' ત્યારપછી કાલિજર પર્વતના સપાટ સ્થળમા મૃગલીના યુગલરૂપે બે મૃગો તરીકે જન્મ્યા અને સાથે વૃદ્ધિ પામી રહેલા હતા. તેઓ પ્રીતિ પૂર્વક સાથે ચરતા હતા, ત્યારે કોઈક શિકારીએ એકજ બાણથી બંને મૃગોને એવી રીતે હણ્યા કે જેથી બંને કાલધર્મને પામ્યા. ત્યાંથી વળી મૃતગગા નદીમા રાજહંસિકાના ગર્ભમાં પૂર્વજન્મ માફક યુગલરૂપે પુત્રપણે ઉત્પન્ન થયા એક પ્રદેશમા બન્ને ક્રીડા કરતા હતા, ત્યારે એક જાળવાળા પારધિએ જાળમા પકડી, ડોક મરડીને તેઓનો ઘાત કર્યો 'ધર્મહીનોની આવી જ ગતિ થાય છે' ત્યાર પછી વારાણસીમાં મહાધનથી સમૃદ્ધ ભૂતદત્ત નામના માતગોના અધિપતિના પુત્રપણે થયા ચિત્ર અને સંભૂતિ એ બે નામના તેઓ માહોમાહે અત્યંત સ્નેહવાળા હતા, નખ અને માંસ માફક સબંધવાળા તેઓ કદાપિ વિખૂટા પડતા ન હતા

તે વખતે વારાણસીમા શંખ નામનો રાજા હતો, તેને પ્રસિદ્ધ નમુચિ નામનો પ્રધાન હતો કોઈક દિવસે મહારાજાએ મોટા અપરાધના કારણે વધ કરવા માટે ભૂતદત્ત નામના વધ કરનારને નમુચિ અર્પણ કર્યો તેણે નમુચિને કહ્યુ, જો તુ મારા પુત્રોને ગુપ્તપણે ભોયરામા ભણાવે, તો હું મારા બધુ માફક તારુ રક્ષણ કરુ નમુચિએ માતગપતિનું તે વચન સ્વીકાર્યું કારણ કે, 'જીવિતાર્થી માણસ એવુ કઈ નથી, જે ન કરે' ચિત્ર અને સભૂતિ બન્નેને તે અનેક પ્રકારની વિવિધ કળાઓ ભણાવતો હતો, દરમ્યાન માતગપતિની ભાર્યા સાથે અનુરાગ પૂર્વક રમણ–ક્રીડા કરવા લાગ્યો. આ વાત ભૂતદત્તના જાણવામા આવી, એટલે તે તેને મારી નાખવા તૈયાર થયો 'પોતાની પત્ની વિષે પારદારિક(જારકર્મ) ઉપદ્રવ કોણ સહન કરી શકે ?' માતગપુત્રોએ આ વાત જાણીને તે નમુચિને દૂર ખસેડી નાખ્યો અને તેને પ્રાણરક્ષણરૂપ દક્ષિણા આપી ત્યાંથી નીકળી નમુચિ હસ્તિનાપુર ગયો અને સનત્કુમાર ચક્રીએ તેને પોતાનો મંત્રી બનાવ્યો આ બાજુ નવયૌવન પામેલા ચિત્ર અને સભૂતિ કોઈપણ કારણથી અશ્વિનીકુમાર દેવોની માફક પૃથ્વીમા ફરતા ફરતા અહિં આવ્યા હાહા–હૂહૂ દેવગાધર્વોથી પણ ચડીયાતુ મધુર ગીત ગાવા લાગ્યા, તુમ્બરુ અને નારદ કરતા પણ ચડીયાતી

વીણા વગાડવા લાગ્યા ગીત–પ્રબંધમા ગવાતા સ્પષ્ટ સાત સ્વરો વડે તેઓ જે વીણા વગાડતા હતા, તેની આગળ કિન્નર દેવો પણ હિસાબમાં ન હતા જ્યારે તે બંને ધીર ઘોષવાળુ મૃદંગ વગાડતા હતા, ત્યારે મુર દૈત્યના કંકાલ–અસ્થિપિંજરરૂપ વાજિંત્રને ગ્રહણ કરેલા કૃષ્ણનુ અનુકરણ કરતા હતા.

મહાદેવ(શિવ), ઉર્વશી, રંભા, મુંજ, કેશી, તિલોત્તમા પણ જે નાટ્યના અજાણ હતા, તેવુ નાટ્ય પણ તે કરતા હતા. સર્વ ગાંધર્વનું સર્વસ્વ હોય તેવુ અપૂર્વ વિશ્વને કાર્મણ કરનારૂ અને જાહેરમાં પ્રકાશિત કરનાર તેઓનુ સંગીત કોના માનસને ન હરણ કરે ? તે નગરીમાં કોઈ સમયે મદન–મહોત્સવ પ્રવર્તતો હતો, ત્યારે સુંદર સંગીત કરનારી નગર–મંડળીઓ ત્યા બહાર નીકળેલી આ સંગીત–મંડળીઓ ત્યા નીકળી, જ્યા ચિત્ર અને સંભૂતિ હતા મૃગલાઓ સરખા નગરલોકો પણ તેના ગીતથી આકર્ષાઇને ત્યા જ ગયા નગરલોકોએ રાજાને વિનંતિ કરી કે બે માતંગો તેવા કોઇ ગીત–ગાન કરીને પોતાની માફક સર્વ લોકોને મલિન કરી રહેલા છે. રાજાએ પણ નગરના મોટા કોટવાલને ઠપકા સાથે આજ્ઞા કરી કે, આ બંનેને કોઈ વખત નગરીમા પ્રવેશ કરવા દેવો નહિ ત્યારથી માડી તે બંને વારાણસીથી દૂર રહેતા હતા, ત્યા નગરમા એક વખત કૌમુદીનો પરમોત્સવ પ્રવર્ત્યો, ત્યારે રાજ–આજ્ઞાનુ ઉલ્લંઘન કરી ચપલ ઇન્દ્રિયવાળા તે બંનેએ હાથીની ગંડસ્થલીમા ભમરાની જેમ નગરીમા પ્રવેશ કર્યો. આખા અંગ પર બુરખો પહેરેલા તે બંને ઉત્સવ જોતા જોતા ચોરની માફક છૂપી રીતે ફરતા હતા. શિયાળના શબ્દથી શિયાળ માફક નગરના ગીતથી તે બંને અત્યંત મધુર કંઠથી ગાવા લાગ્યા 'ભવિતવ્યતા ઉલ્લંઘન કરી શકાતી નથી' નગરના યુવાનો તેના કર્ણ–મધુર ગીત સાભળીને મધપૂડાની આસપાસ મધમાખોની જેમ માતંગોની ચારે બાજુ વીંટળાઈ ગયા. અરે ! આ છે કોણુ ? એ જાણવા માટે લોકોએ તેમના બુરખા ખેંચ્યા 'અરે ! આ તો તે જ પેલા બે ચાડાલો છે' એમ કહી ઠપકો આપ્યો કેટલાક નગર–લોકોએ તો લાકડી અને ઢેફાઓવડે તેમને માર માર્યો, જેથી શ્વાન ડોકી નમાવીને જેમ ઘરમાથી જાય તેમ તેઓ નગરીમાથી બહાર નીકળી ગયા સૈન્યના સસલા માફક લોકો વડે માર ખાતા, પગલે પગલે સ્ખલના પામતા તેઓ મહામુશીબતે ગંભીર નામના ઉદ્યાનમા આવ્યા.

તે બંને ભાઇઓ એમ વિચારતા હતા કે, સર્પે સુંઘેલા દૂધની માફક ખરાબ જ્ઞાતિથી દૂષિત આપણા કળા–કૌશલ્ય, રૂપ આદિને ધિક્કાર હો. ગુણો વડે ઉપકાર થવાની વાત તો દૂર રહી, પરંતુ આપણા ઉપર ઉલટો અપકાર થાય છે આ તો 'શાતિ કરતાં વેતાલ ગુસ્સે થાય છે !' કળા, લાવણ્ય, રૂપ શરીર સાથે જડાએલા છે અને તે તો અનર્થનુ ઘર હોવાથી તૃણની માફક ક્ષણમા તેનો ત્યાગ કરીએ એમ નિશ્ચય કરી પ્રાણ–પરિહાર માટે તૈયાર થએલા જાણે સાક્ષાત્ મૃત્યુને જોવા માટે જ જતા હોય, તેમ દક્ષિણદિશા તરફ ચાલ્યા ત્યાંથી દૂર ચાલતાં ચાલતા તેઓએ એક પર્વત દેખ્યો. જ્યાં ઉપર ચડીને ભૂમિ તરફ નજર કરીએ તો, હાથી ભુંડના બચ્ચા જેટલો દેખાય ભૃગુપાત કરવાની ઇચ્છાથી પર્વત પર ચડતા તેઓએ તે પર્વત ઉપર જંગમ ગુણ–પર્વત સરખા મહામુનિને દેખ્યા પર્વતના શિખર પર વરસાદના વાદળા સરખા મુનિને દેખીને તેઓ બંને શોક–સંતાપથી મુક્ત બન્યા આનંદાશ્રુ-જળના બાનાથી જાણે પહેલાનાં દુઃખોનો ત્યાગ કરતા હોય તેવા તે બંને તરત ભમરા જેમ કમળ ઉપર તેમ મુનિના ચરણ-કમળમા પડ્યા મુનિએ ધ્યાન પૂર્ણ કરી 'તમો કોણ છો ? અહિં કેમ આવ્યા છો ?' એમ પૂછ્યું એટલે તેઓએ પોતાનો વૃત્તાન્ત જણાવ્યો મુનિએ તેમને કહ્યું કે, ભૃગુપાત કરવાથી શરીરનો

વિનાશ જરૂર કરી શકાય છે, પરંતુ પહેલા સેંકડો ભવોનાં ઉપાર્જન કરેલ અશુભ કર્મનો વિનાશ કરી શકાતો નથી જો તમારે આ શરીરનો ત્યાગ જ કરવો હોય, તો પછી શરીરનુ ફળ મેળવો, અને તે તો મોક્ષ અને સ્વર્ગ વગેરેનું મોટુ કારણ એવુ તપ છે એ વગેરે દેશના–વાક્ય રૂપી અમૃત વડે નિર્મળ બનેલા મનવાળા તે બ નેએ તે મુનિ પાસે યતિધર્મનો સ્વીકાર કર્યો અનુક્રમે શાસ્ત્રોનું અધ્યયન કરી ગીતાર્થ થયા. ચતુર પુરુષો આદરપૂર્વક જેનો સ્વીકાર કરે છે, તેનાથી શું પ્રાપ્ત થતું નથી ?' છઠ્ઠ, અઠ્ઠમ આદિ અત્ય ત કઠોર તપ વડે તેઓએ પૂર્વના કર્મ સાથે દેહને પણ દુર્બળ કરી નાખ્યો. ત્યાર પછી એક ગામથી બીજે ગામ અને એક નગરથી બીજે નગરે વિહાર કરતા કરતાં કોઈક વખતે તેઓ હસ્તિનાપુર નગરમા પહોચ્યા ત્યા તે બ ને રુચિર નામના ઉદ્યાનમાં દુષ્કર તપની આરાધના કરતા હતા, શાન્ત ચિત્તવાળાઓને સ ભોગ–ભૂમિઓ પણ તપ માટે થાય છે કોઈક સમયે સ ભૂતમુનિએ માસક્ષપણના પારણે ભિક્ષા માટે જીવોમા યતિ ધર્મની જેમ નગરીમાં પ્રવેશ કર્યો એક ઘરથી બીજા ઘરે ઈર્યાસમિતિ પૂર્વક પરિભ્રમણ કરતા રાજમાર્ગમાં ચાલતા હતા, ત્યારે તેઓ નમુચિ મ ત્રીના જોવામા આવ્યા 'આ તે માત ગપુત્રો છે, કદાચ મારો વૃત્તાન્ત પ્રગટ કરશે' એમ મ ત્રીએ વિચાર્યું. કારણ કે, 'પાપી લોકો હંમેશા શંકાવાળા હોય છે' મારી ગુપ્ત હકીકત અહિં કોઈ પાસે પ્રગટ ન કરે, તે પહેલા હું તેમને નગરમાથી બહાર કઢાવી મૂકુ એમ વિચારી એક સૈનિકને એ કામ સોપ્યુ. જીવિત–દાન આપવા વડે પૂર્વના ઉપકારી હોવા છતાં તે તેમને માર મારવા લાગ્યો, કારણ કે, દુર્જન પર કરેલો ઉપકાર સર્પને દૂધપાન કરાવવા સરખો થાય છે અનાજ–બીજને જેમ ધોકા વડે, તેમ તેમને લાકડીના પ્રહારથી માર્યા એટલે તે સ્થાનથી તે મુનિઓ ઉતાવળા દૂર ચાલ્યા ગયા તે વખતે મુનિઓ બહાર નીકળી રહ્યા હતા છતા પણ મારનારાઓ તેમને છોડતા ન હતા, ત્યારે મુનિ શાન્ત હોવા છતાં પણ કોપાયમાન બન્યા 'શીતળ પાણી પણ અગ્નિના તાપથી ઉકળે છે' ત્યાર પછી મુનિના મુખમાંથી ચારે બાજુ ફેલાતો વાદળી ર ગનો ધૂમાડો નીકળ્યો, જાણે અકાળે આકાશમા ચડી આવેલા વાદળાનો દેખાવ ન હોય!, જ્વાલા–સમૂહવાળી, વીજળી–મંડળથી સ કીર્ણ, આકાશ તરફ વેગથી આગળ વધતી તેજોલેશ્યા ઉલ્લાસ પામી વિષ્ણુકુમારથી પણ અધિક તેજોલેશ્યા ધારણ કરનાર તે મુનિને પ્રસન્ન કરવા માટે ભય અને કૌતુકવાળા નગરલોકો આવ્યા

રાજા સનત્કુમાર પણ આ હકીકત જાણીને ત્યા આવ્યો, કારણકે, 'ડાહ્યો માણસ જ્યાથી અગ્નિ પ્રગટ થયો હોય, ત્યાં જ ઓલવવાનો પ્રયત્ન કરે' રાજાએ મુનિને નમસ્કાર કરી કહ્યુ કે, હે ભગવાન! આ કાર્ય શું આપને ઉચિત ગણાય? સૂર્યકિરણોથી તપેલો હોય તો પણ ચ દ્રકાન્ત મણિ કદાપિ અગ્નિ ઝરાવતો નથી આ સર્વેએ આપનો અપરાધ કર્યો છે, તેથી આપને કોપ થયો છે, ક્ષીરસમુદ્રનું મ થન કરતા શુ કાલકૂટ અ દરથી પ્રાપ્ત ન થયુ? સજ્જન પુરુષોને ખલના સ્નેહ સરખો ક્રોધ થાય નહિ, કદાચ થઈ જાયતો લાબો કાળ ન ટકે, કદાચ લાબો કાળ રહે, તો પણ ફળમા જુદો જ પડે માટે આ વિષયમા આપ સરખાને અમારે શુ કહેવાનુ હોય? તો પણ હે નાથ! આપને હું પ્રાર્થના કરું છું કે અધમને ઉચિત એવા કોપનો આપ ત્યાગ કરો આપ સરખા તો અપકારી અને ઉપકારી ઉપર સમાન દૃષ્ટિવાળા છો આ વખતે ચિત્રમુનિ પણ હકીકત જાણીને સંભૂતિમુનિને શાન્ત કરવા માટે આવ્યા ભદ્રહાથી માફક મધુર વચનોથી શાસ્ત્રાનુસારી વાક્યોથી મેઘના જળસમૂહથી જેમ પર્વતનો દાવાનલ તેમ તેનો કોપ શાત કર્યો પૂર્ણિમાના ચ દ્ર માફક મહાકોપરૂપી અ ધકારથી મુક્ત બનેલા તે મહામુનિ ક્ષણવારમા પ્રસન્ન

સાંભળ. વયથી વૃદ્ધિ પામતો આ કુમાર નક્કી હાથી અને હાથણી માટે જેમ કેસરી તેમ આપણા બન્ને માટે વિઘ્નરૂપ થશે જ્યાં સુધીમા કુમાર યુવાન પરાક્રમી ન થાય, ત્યાં સુધીમાં વિષવૃક્ષ માફક આ બાળકનો ઉચ્છેદ કરવો જોઈએ ચુલનીએ કહ્યુ કે, રાજ્યધર પુત્રનો વિનાશ કેમ કરાય? તિર્યંચો પણ પોતાના પ્રાણની જેમ પુત્રોનુ રક્ષણ કરે છે દીર્ઘે કહ્યુ કે, પુત્ર ઉત્પન્ન કરવાનો તારો કાળ તો આ આવેલો જ છે, તુ ચિ તા ન કર, હુ છુ એટલે તારે પુત્રો દુર્લભ નથી શાકિની સરખી ચુલનીએ પણ પુત્ર–વાત્સલ્યનો ત્યાગ કરી રતિક્રીડા અને સ્નેહમા પરવશ બની તેની વાતનો સ્વીકાર કર્યો ચુલનીએ મ ત્રણા કરી કે, અપકીર્તિ ન થાય તેમ આનો વિનાશ કરવો આબાના વનને સિ ચવુ પણ ખરૂ અને પિતૃતર્પણ પણ કરવુ આ માટે કયો ઉપાય? અથવા આ કુમારના લગ્ન કરવા અને વાસગૃહના બાનાથી તેના માટે ગુપ્ત પ્રવેશ–નિર્ગમન દ્વારવાળુ લાક્ષાઘર તૈયાર કરાવવુ, ત્યાર પછી તેમા વિવાહ પછી તેની પત્ની સાથે પ્રવેશ કરાવવો તેઓ બ ને અ દર ઊ ઘી ગયા હોય, ત્યારે રાત્રે અગ્નિ સળગાવી બાળવો

આ પ્રમાણે બ નેએ ગુપ્ત મ ત્રણા કરી પુષ્પચૂલ રાજાની કન્યા સાથે વિવાહ કર્યો અને વિવાહ કરવાની સર્વ સામગ્રી તૈયાર કરાવી તે બ નેનો ક્રૂર અભિપ્રાય જાણીને ધનુમ ત્રીએ દીર્ઘ રાજાને અ જલિ કરી વિન તિ કરી કે, મારો વરધનુ પુત્ર કલાઓ જાણનાર અને નીતિકુશળ બની ગયો છે અને હવે તે જ તમારી આજ્ઞારૂપી રથધુરાને વહન કરનાર યુવાન વૃષભ સરખો યોગ્ય છે હુ તો હવે ઘરડા વૃષભ જેવો આવવા–જવામા અસમર્થ છુ, તમારી સમ્મતિથી કયાક જઈને છેલ્લી જિ દગીનુ અનુષ્ઠાન કરુ 'આ માયાવી કયાય બીજે જઈને કઈ પણ અનર્થ કરશે' એવી શ કા દીર્ઘ રાજાને થઈ 'બુદ્ધિશાળી માટે કોને શ કા ન થાય?' હવે માયા કરી ધીઠા બનેલા દીર્ઘ રાજાએ પ્રધાનને કહ્યુ કે, ચ દ્ર વગરની રાત્રિ માફક તમારા વગરના આ રાજ્યથી અમને સર્યું, તમે અહિ જ દાનશાળા કરાવી ધર્મ કરો, બીજે ન જશો, સુ દર વૃક્ષોવડે જેમ બગીચો, તેમ તમારા સરખા વડે આ રાજ્ય શોભે છે ત્યાર પછી ભાગીરથી નદીના કિનારે સદ્-બુદ્ધિવાળા ધનુમ ત્રીએ ધર્મના જ મહાછત્ર સરખો પવિત્ર દાનમ ડપ બ ધાવ્યો એવા પ્રકારની ગ ગાના પ્રવાહ માફક અખ ડિત દાનશાલા ચલાવી, જેમા માર્ગના મુસાફરોને અન્ન–પાન વગેરે અપાતા હતા દાન, માન અને ઉપકાર વડે વિશ્વાસુ બનાવેલા પુરુષો દ્વારા તેણે બે કોશ પ્રમાણ લ બાઈવાળી લાક્ષાગૃહ સુધીની સુર ગ ખોદાવી બીજી બાજુ મૈત્રી વૃક્ષને સિ ચવા માટે જળ સરખા ગુપ્તલેખથી આ વૃત્તાન્ત ધનુમ ત્રીએ પુષ્પચૂલ રાજાને જણાવ્યો બુદ્ધિશાળી પુષ્પ ચૂલે પણ સાચી હકીકત જાણીને પોતાની પુત્રીના સ્થાનમા હ સીના સ્થાનમા બગલી માફક એક દાસીપુત્રીને મોકલી રસેલ પિત્તળમા સુવર્ણબુદ્ધિ થાય તેમ 'રત્નમણિજડિત ભૂષણોવાળી આ પુષ્પચૂલની પુત્રી છે' તેમ ઓળખાતી કન્યાએ નગરમા પ્રવેશ કર્યો સુ દર મ ગલગીતો અને વાજિ ત્રોના શબ્દથી પૂર્ણ આકાશતલ બનેલ હતુ એવા હર્ષથી તે કન્યાનાં બ્રહ્મદત્ત સાથે લગ્ન કર્યા. અન્ય સર્વ પરિવારને રજા આપીને ચુલનીએ વધૂ સાથે કુમારને પણ રાત્રિના આર ભ સમયે લાક્ષાઘરમા મોકલ્યો અન્ય પરિવાર–રહિત વધૂ સાથે કુમાર પણ પોતાની છાયા સરખા વરધનુ સાથે ત્યા આવ્યો મ ત્રિપુત્ર સાથે વાર્તા કરવામા જાગતા બ્રહ્મદત્તની અર્ધરાત્રિ પસાર થઇ 'મહાત્માઓને નિદ્રા ક્યાથી આવે?' ચુલનીએ સળગાવવા માટે આજ્ઞા કરેલા સેવકો વડે 'સળગાવો' એટલી માત્ર પ્રેરણા થતા જ વાસગૃહમાં અગ્નિ સળગ્યો ત્યાર પછી ચુલનીના લાબા દુષ્કર્મની અપકીર્તિ ફેલાવવા સરખા ધૂમ–સમૂહે ચારે બાજુ આકાશ પૂરી દીધુ ભૂખ્યો થયો

હોય, તેમ સર્વને ભક્ષણ કરવા માટે જ્વાલા–સમૂહો વડે જે અગ્નિ સાત જિહ્વાવાળો હતો, તે ક્રોડ જિહ્વાવાળો બન્યો "આ શુ ?" એમ બ્રહ્મદત્તે મત્રિપુત્રને પૂછ્યુ, ત્યારે ચુલનીનુ દુષ્ટવર્તન સંક્ષેપથી કહ્યું હાથીની સૂંઢમાંથી સુદરીને તેમ તમને અહિંથી બહાર નીકળવા માટે દાનશાળા સુધીની એક સુરગ પિતાજીએ આપેલી છે અહિ પાટુ મારીને ક્ષણવારમા તે ખોલી નાખ અને યાગી જેમ છિદ્ર દ્વારમા તેમ તરત સુરગના દ્વારમા પ્રવેશ કર માટીના શકોરાના બનાવેલ સંપુટ વાજિંત્ર માફક પગ અફાળીને ભોયરું ખોલીને તે મિત્ર સાથે જેમ રત્નછિદ્રમા દોરો નીકળે તેમ નીકળી ગયો. સુરગના નાકા પર ધનુમત્રીએ બે ઘોડા તૈયાર રખાવેલા હતા તેના ઉપર સૂર્યપુત્રની શોભાને અનુસરતા રાજકુમાર અને મત્રિકુમાર આરૂઢ થયા. પચાસ યોજન એક કોશ માફક પાચમી ધારા ગતિથી એક શ્વાસે ઘોડાઓ દોડતા હતા, ત્યા બંને ઘોડાઓ પચત્વ પામ્યા. તે પછી પગે ચાલતા પ્રાણ–રક્ષણ કરવામા તત્પર બનેલા તેઓ મુશીબતે કોષ્ટક નામના ગામ નજીક પહોંચ્યા ત્યા બ્રહ્મદત્તે કહ્યુ, "હે મિત્ર વરધનુ ! અત્યારે પરસ્પર સ્પર્ધા કરતી હોય તેમ મને ભૂખ અને તરસ બંને અત્યત પીડા કરે છે." મંત્રિપુત્ર રાજપુત્રને 'ક્ષણવાર અહિ તું રોકાઈ જા', એમ કહીને તેના મસ્તકે મુંડન કરાવવાની ઈચ્છાથી ગામમાંથી એક હજામને બોલાવી લાવ્યો મત્રિપુત્રના વચનથી બ્રહ્મદત્તે ત્યાં જ માત્ર એક ચોટી રાખીને હજામત કરાવી નાખી તથા ભગવા રગના પવિત્ર વસ્ત્રોને ધારણ કરતો તે સધ્યા-સમયના વાદળામા છૂપાએલા સૂર્યની શોભાને અનુસરતો હતો. વરધનુએ તેના કંઠમાં બ્રહ્મસૂત્ર ધારણ કરાવ્યું એટલે બ્રહ્મરાજાના પુત્રે બ્રહ્મપુત્ર તરીકેની સરખામણી યથાર્થ વહન કરી. વર્ષાઋતુમા મેઘવડે જેમ સૂર્ય ઢકાઈ જાય, તેમ મત્રિપુત્રે બ્રહ્મદત્તના શ્રીવત્સયુક્ત વક્ષસ્થલને પટ્ટ વડે ઢાકી દીધુ. એવી રીતે સૂત્રધાર માફક બ્રહ્મપુત્રનો વેશપલટો કરાવ્યો અને પડખે રહેનાર મત્રિપુત્રે પણ તે જ પ્રમાણે કર્યું.

ત્યાર પછી પૂર્ણિમાના ચદ્ર અને સૂર્ય સરખા બનેએ ગામમા પ્રવેશ કર્યો. ત્યા કોઈક બ્રાહ્મણે ભોજન માટે નિમંત્રણ કર્યું. તેણે રાજાને અનુરૂપ એવી ભક્તિથી ભોજન કરાવ્યુ. 'ઘણે ભાગે મુખના તેજના અનુસારે સત્કાર થાય છે' બ્રાહ્મણપત્ની કુમારના મસ્તક પર અક્ષત વધાવતી શ્વેતવસ્ત્ર–યુગલ પહેરેલ અપ્સરા સમાન રૂપવાળી કન્યા લાવી. એટલે વરધનુએ તેને કહ્યુ કે, હે મૂઢ ! આખલાના ગળે ગાય વળગાડવા માફક કલાહીન એવા આ બટુકને ગળે આને કેમ બાંધે છે ? ત્યારે ઉત્તમ બ્રાહ્મણે કહ્યુ કે, ગુણોવડે મનોહર આ બધુમતી નામની મારી કન્યા છે અને આના વગર બીજો કોઈ તેને યોગ્ય વર નથી. "આનો પતિ છ ખડ પૃથ્વીનુ રક્ષણ કરનાર ચક્રવર્તી થશે" એમ નિમિત્ત જાણકારોએ કહેલુ છે અને આ તે જ છે તેઓએ વળી એમ પણ મને કહ્યુ હતું કે, શ્રીવત્સની નિશાની પટ્ટથી ઢાકી હશે અને તારા ઘરે જે ભોજન કરશે, તેને આ કન્યા આપવી. તે વખતે તે કન્યા સાથે બ્રહ્મદત્તનો વિવાહ થયો. 'ભોગીઓને વગર ચિતવેલા અત્યત ભોગો પ્રાપ્ત થાય છે' તે રાત્રિ ત્યા રહીને અને બધુમતીને આશ્વાસન આપીને કુમાર બીજે ચાલ્યો ગયો 'જેને શત્રુ હોય, તેમને એક સ્થળે રહેવાનુ ક્યાથી હોય ?' સવારે એક ગામે પહોચ્યા ત્યા તેમણે સાભળ્યુ કે, દીર્ઘરાજાએ બ્રહ્મદત્તને પકડવા માટે સર્વે માર્ગો પર ચોકી પહેરા ગોઠવી રોકેલા છે એટલે આડો માર્ગ પકડી ચાલતા હતા, ત્યારે દીર્ઘના ભયકર સૈનિક સરખા શ્વાપદોવાળી મહાઅટવીમા આવી પડ્યા ત્યા તૃષાવાળા કુમારને વડલાવૃક્ષ નીચે મૂકીને વરધનુ મનસરખા વેગથી પાણી લેવા ગયો એટલે 'આ વરધનુ છે' એમ ઓળખીને વરાહના બચ્ચાને જેમ કૂતરાઓ તેમ દીર્ઘ

થયા પછી વંદન કરી ખમાવીને લોકો તે સ્થાનથી પોતાને સ્થાને ગયા અને ચિત્રમુનિ સંભૂતિમુનિને ઉદ્યાનમાં લઈ ગયા તે બંને મુનિવરો પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે, આહાર ખાતર ઘરે ઘરે ફરવાથી મહાદુઃખ પ્રાપ્ત થાય છે આહારથી પોષેલું આ શરીર ચાલ્યા જવાના સ્વભાવવાળું છે, એવા આ શરીરની અને આહારની યોગીઓને શી જરૂર છે? મનમાં આવા પ્રકારનો નિશ્ચય કરીને તે બંને મુનિઓએ સંલેખના પૂર્વક ચારે પ્રકારના આહારના પચ્ચક્ખાણ કર્યાં હું પૃથ્વીનું પાલન કરનાર હોવા છતાં સાધુનો પરાભવ કરનાર કોણ છે? એ પ્રમાણે જાણવાની ઈચ્છાવાળા રાજાને કોઈકે મંત્રી જણાવ્યો 'જે પૂજવા યોગ્ય છે, તેની પૂજા ન કરે, તે પણ પાપી છે, તો પછી જે તેને હણે છે, તેને કેવો ગણવો?' એમ કહી તેને ચોર માફક જકડીને રાજાએ પોતાની પાસે અણાવ્યો બીજો કોઇ રખે આ પ્રમાણે સાધુને પરેશાન ન કરે તેવી શુદ્ધબુદ્ધિવાળો રાજા નગર વચ્ચેથી બાંધેલા તેને સાધુ પાસે લઈ ગયો નમન કરતા રાજાના મસ્તકના મુગટ રત્નથી જળમય પૃથ્વીને કરતા હોય તેમ ચક્રવર્તી રાજાએ બંને મુનિવરોને વંદન કર્યું. ડાબા હાથમાં ગ્રહણ કરેલી મુખવસ્ત્રિકાથી ઢાંકેલ મુખવાળા, તે બંને મુનિવરો જમણો હાથ ઉંચો કરી રાજાને આશીર્વાદ આપી પ્રશંસા કરવા લાગ્યા રાજાએ કહ્યુ કે, 'જે આપનો અપરાધી છે, તે તેના કર્મનું ફળ ભોગવનાર થાવ' એમ કહી મુનિઓને સનત્કુમારે નમુચિને બતાવ્યો વધ કરવા યોગ્ય છતા ગુરુની આજ્ઞા માન્ય કરવા યોગ્ય હોવાથી રાજાએ તેને છોડી દીધો સર્પ ગરુડ પાસેથી તેમ સનત્કુમાર અને મુનિઓ પાસેથી છૂટીને નમુચિ પંચત્વ પામ્યા સરખી દશાને પામેલો ચંડાલ માફક કર્મચંડાલ નગરમાંથી દેશવટો પામ્યો

ચોસઠહજાર બીજી શોક્યોના પરિવાર સાથે ચક્રવર્તીની મુખ્ય પટરાણી સુનંદા બંને મુનિવરોને વંદના કરવા ગઈ તે સ્ત્રીરત્ન સંભૂતિમુનિના ચરણ–કમળમાં કેશનો સ્પર્શ થાય તેવી રીતે પગે પડી, જાણે પૃથ્વીને ચંદ્રવાળી બનાવતી ન હોય? તે સ્ત્રીરત્નના કેશના સ્પર્શનો અનુભવ કરતા સંભૂતિમુનિ તત્કાલ રોમાંચિત થયા 'કામદેવ હંમેશા છલ શોધનારો હોય છે' હવે અંતપુર સહિત મુખ્ય પટરાણીએ તેમની આજ્ઞા લઇ જવા ઈચ્છા કરી, ત્યારે રાગથી પરાજિત થએલા સંભૂતિમુનિએ આ પ્રમાણે નિયાણું કર્યું કે, દુષ્કર એવા મારા તપનું જો કંઈ ફળ હોય તો ભાવી જન્મમાં હું તેવા પ્રકારના સ્ત્રીરત્નનો પતિ થાઉ ચિત્રે તેને કહ્યુ કે, મોક્ષ આપનાર તપથી તું આવા ફળની ઇચ્છા રાખે છે! મસ્તકને યોગ્ય રત્ન વડે તું પાદપીઠ કેમ કરે છે? મોહથી કરેલું નિયાણું હજુ પણ છોડી દે, તારા સરખાએ આમાં મુંઝાવું ન જોઇએ અને 'મિથ્યા દુષ્કૃત આનું થાઓ' આ પ્રમાણે ચિત્રસાધુએ નિવારણ કરવા છતા પણ સંભૂતિમુનિએ નિયાણાનો ત્યાગ ન કર્યો 'વિષયની ઇચ્છા ઘણી બળવતી હોય છે' અનશન-વિધિનો બરાબર નિર્વાહ કરીને, આયુષ્યકર્મનો ક્ષય કરીને, સૌધર્મ નામના સુંદર વિમાનમાં બંને દેવપણે ઉત્પન્ન થયા

ચિત્રનો જીવ પ્રથમ દેવલોકથી ચ્યવીને પુરિમતાલ નામના નગરમા એક શેઠપુત્ર તરીકે જન્મ્યો સંભૂતિનો જીવ પણ ચ્યવીને કાંપિલ્યનગરમાં બ્રહ્મરાજાની ભાર્યા ચુલનીદેવીની કુક્ષિમાં અવતર્યો ચૌદ મહાસ્વપ્નોથી સૂચિત ભાવી વૈભવવાળો પૂર્વદિશાને જેમ સૂર્ય તેમ તેને પુત્ર જન્મ્યો આનંદથી બ્રહ્મમા મગ્ન હોય તેમ બ્રહ્મરાજાએ બ્રહ્માંડમાં પ્રસિદ્ધ એવું તેનું બ્રહ્મદત્ત નામ પાડ્યું જગતના નેત્રકમળને હર્ષ આપતો તે કળા–સમુદાયથી પોષાતો નિર્મળ ચંદ્રની માફક વૃદ્ધિ પામવા લાગ્યો. બ્રહ્માના ચાર મુખ સમાન બ્રહ્મરાજાને ચાર પ્રિય મિત્રો હતા તેમાં એક

કાશિદેશનો રાજા કટક, હસ્તિનાપુરનો રાજા કણેરુદત્ત, કોશલનો રાજા દીર્ઘ અને ચંપાનો સ્વામી પુષ્પચૂલક તે પાંચે એક બીજાના સ્નેહથી એક એક વર્ષ એક નગરમા નંદનવનમા જેમ કલ્પ વૃક્ષ તેમ સાથે રહેતા હતા કોઇક સમયે બ્રહ્મના નગરમા વારા પ્રમાણે આવેલા હતા, ત્યાં ક્રીડા કરતાં તેમનો કેટલોક કાળ પસાર થયો બ્રહ્મદત્તને બાર વર્ષ થયાં, ત્યારે બ્રહ્મરાજા મસ્તકરોગથી પરલોકની ગતિને પામ્યા બ્રહ્મરાજાની મરણોત્તર ક્રિયા કરીને મૂર્ત ઉપાય સરખા ચારે કટક વગેરે રાજાઓએ મંત્રણા કરી કે, બ્રહ્મદત્ત જ્યા સુધી બાળક છે, ત્યા સુધી અહી આપણે પ્રાહરિક માફક દરેક વર્ષે રક્ષક બનવું મિત્રના રાજ્યની રક્ષા કરવા માટે તેઓએ દીર્ઘને નક્કી કર્યો, બાકીના ત્રણે રાજાઓ તે સ્થાનથી પોતપોતાના સ્થાને ગયા ટૂંકી બુદ્ધિવાળો દીર્ઘ પણ ગોધો જેમ અરક્ષિત ક્ષેત્રને તેમ બ્રહ્મરાજાની રાજ્ય–સંપત્તિને સ્વચ્છંદપણે ભોગવવા લાગ્યો લાંબા કાળથી ગુપ્ત રાખેલો ધનભંડાર પણ દુર્જન પારકા મર્મને ખોળે, તેમ દુર્બુદ્ધિવાળા તેણે તપાસ કરાવી શોધી કાઢ્યો પહેલાના પરિચયથી અંતઃપુરમાં પણ તે નિરંકુશતાથી ફરવા લાગ્યો. ‘આધિપત્ય એ મનુષ્યોને ખરેખર ઘણેભાગે અંધ કરનાર બને છે.’ એકાંતમા ચુલનીદેવી સાથે તે એકલો કામ–બાણોને ફેંકવા સરખા હાસ્ય અને પ્રીતનાં વચનો વડે કરી મંત્રણા કરવા લાગ્યો પોતાની ફરજ, બ્રહ્મરાજાનો ઉપકાર અને લોકની અવગણના કરીને તે ચુલનીમાં આસક્ત બન્યો. ‘ખરેખર ઇન્દ્રિયો વશ કરવી ઘણી મુશ્કેલ છે.’ ચુલનીએ બ્રહ્મરાજાના પતિપ્રેમનો, અને દીર્ઘ રાજાએ મિત્ર–સ્નેહનો ત્યાગ કર્યો ‘ખરેખર કામદેવ સર્વ વિનાશ કરનાર થાય છે’ ઇચ્છા પ્રમાણે સુખે વિલાસ કરતા એવા તેઓના ઘણા દિવસો મુહૂર્ત માફક પસાર થયા બ્રહ્મરાજાના બીજા હૃદય સરખા ધનુમંત્રીની નજરમાં તે બંનેનું ખુલ્લુ ખરાબ વર્તન આવી ગયુ મંત્રીએ વિચાર્યું કે, ચુલની સ્ત્રીસ્વભાવથી અકાર્ય આચરે છે ‘ખરેખર સતી સ્ત્રીઓ બહુ વિરલ હોય છે’ રાજ્યકોષ અને અંતઃપુર વિશ્વાસથી સાચવવા અને રક્ષણ કરવા થાપણ તરીકે અર્પણ કર્યું દીર્ઘરાજા તેનો આજે વિદ્રોહ કરી વિનાશ કરે છે, તેને કંઈ પણ અકાર્ય નથી માટે હવે તે કુમારનું કંઈ વિપરીત કરશે, બિલાડા માફક દુર્જન પોષણ કરનારને પણ પોતાનો ગણતો નથી. એમ વિચારી વરધનુ નામના પોતાના પુત્રને આજ્ઞા કરી કે, હંમેશા તારે સમાચારો જણાવતા રહેવુ અને બ્રહ્મદત્તની સેવા કરવી

મંત્રિપુત્રે જ્યારે કુમારને વૃત્તાન્ત જણાવ્યો, ત્યારે બ્રહ્મદત્ત પણ નવયૌવન હાથી માફક ધીમે ધીમે કોપ દેખાડવા લાગ્યો. ત્યાર પછી બ્રહ્મદત્ત માતાનુ દુશ્ચરિત્ર નહિ સહન કરતો કાગડાને અને કોયલને લઇને અંતઃપુરમા ગયો અને ત્યા માતા અને દીર્ઘ સાંભળે તેવી રીતે બોલવા લાગ્યો કે, ‘વર્ણ–સંકરપણાથી આ બંને અને આવાં બીજા કોઇ હશે તો તે પણ વધ કરવા યોગ્ય છે. નક્કી તેઓને હું શિક્ષા કરીશ’ ત્યાર પછી દીર્ઘ રાજાએ ચુલનીને કહ્યુ કે, હું કાગડો અને તું કોયલ છે. આપણ બંનેને આ કેદ કરશે. ત્યારે દેવીએ કહ્યુ કે, બાળકના બોલવાથી ભય પામવાની જરૂર નથી એક વખતે ભદ્ર હાથણી સાથે ભુંડને લઇ જઈ ઠપકા પૂર્વક કુમારે આગળ માફક શિક્ષાવચનો કહ્યાં એ પ્રમાણે ફરી સાભળીને દીર્ઘે કહ્યુ કે, બાળક આપણુને અભિપ્રાય પૂર્વક સંભળાવે છે ત્યારે ચુલનીએ કહ્યું કે, અરે! તેમ પણ હોય તેથી શું ? કોઇ દિવસે હંસી સાથે બગલાને બાંધીને બ્રહ્મદત્તે સંભળાવ્યુ કે, આ હંસી સાથે આ બગલો ક્રીડા કરે છે, પણ કોઇનું આવા પ્રકારનુ વર્તન હુ સહન નહિ કરીશ. ત્યારે દીર્ઘે કહ્યું, હે દેવી! બાળક એવા તારા પુત્રની અંદર પ્રગટેલ રોષાગ્નિના ધૂમાડા નીકળવા સરખી વાણી

સાંભળ વયથી વૃદ્ધિ પામતો આ કુમાર નક્કી હાથી અને હાથણી માટે જેમ કેસરી તેમ આપણા બંને માટે વિઘ્નરૂપ થશે જ્યાં સુધીમાં કુમાર યુવાન પરાક્રમી ન થાય, ત્યાં સુધીમાં વિષવૃક્ષ માફક આ બાળકનો ઉચ્છેદ કરવો જોઈએ ચુલનીએ કહ્યું કે, રાજ્યધર પુત્રનો વિનાશ કેમ કરાય ? તિર્યંચો પણ પોતાના પ્રાણની જેમ પુત્રોનું રક્ષણ કરે છે દીર્ઘે કહ્યું કે, પુત્ર ઉત્પન્ન કરવાનો તારો કાળ તો આ આવેલો જ છે, તું ચિંતા ન કર, હું છું એટલે તારે પુત્રો દુર્લભ નથી શાકિની સરખી ચુલનીએ પણ પુત્ર–વાત્સલ્યનો ત્યાગ કરી રતિક્રીડા અને સ્નેહમાં પરવશ બની તેની વાતનો સ્વીકાર કર્યો ચુલનીએ મંત્રણા કરી કે, અપકીર્તિ ન થાય તેમ આનો વિનાશ કરવો આંબાના વનને સિંચવું પણ ખરૂ અને પિતૃતર્પણ પણ કરવું આ માટે કયો ઉપાય ? અથવા આ કુમારના લગ્ન કરવા અને વાસગૃહના બાનાથી તેના માટે ગુપ્ત પ્રવેશ–નિર્ગમન દ્વારવાળું લાક્ષાઘર તૈયાર કરાવવું, ત્યાર પછી તેમાં વિવાહ પછી તેની પત્ની સાથે પ્રવેશ કરાવવો તેઓ બંને અંદર ઊંઘી ગયા હોય, ત્યારે રાત્રે અગ્નિ સળગાવી બાળવો

આ પ્રમાણે બંનેએ ગુપ્ત મંત્રણા કરી પુષ્પચૂલ રાજાની કન્યા સાથે વિવાહ કર્યો અને વિવાહ કરવાની સર્વ સામગ્રી તૈયાર કરાવી તે બંનેનો ક્રૂર અભિપ્રાય જાણીને ધનુમંત્રીએ દીર્ઘ રાજાને અંજલિ કરી વિનંતિ કરી કે, મારો વરધનુ પુત્ર કલાઓ જાણનાર અને નીતિકુશળ બની ગયો છે અને હવે તે જ તમારી આજ્ઞારૂપી રથધુરાને વહન કરનાર યુવાન વૃષભ સરખો યોગ્ય છે હું તો હવે ઘરડા વૃષભ જેવો આવવા–જવામાં અસમર્થ છું, તમારી સમ્મતિથી ક્યાંક જઈને છેલ્લી જિંદગીનું અનુષ્ઠાન કરું 'આ માયાવી ક્યાંય બીજે જઈને કંઈ પણ અનર્થ કરશે' એવી શંકા દીર્ઘ રાજાને થઈ 'બુદ્ધિશાળી માટે કોને શંકા ન થાય ?' હવે માયા કરી ધીઠા બનેલા દીર્ઘ રાજાએ પ્રધાનને કહ્યું કે, ચંદ્ર વગરની રાત્રિ માફક તમારા વગરના આ રાજ્યથી અમને સર્યું, તમે અહિં જ દાનશાળા કરાવી ધર્મ કરો, બીજે ન જશો, સુંદર વૃક્ષોવડે જેમ બગીચો, તેમ તમારા સરખા વડે આ રાજ્ય શોભે છે ત્યાર પછી ભાગીરથી નદીના કિનારે સદ્‌-બુદ્ધિવાળા ધનુમંત્રીએ ધર્મના જ મહાછત્ર સરખો પવિત્ર દાનમંડપ બંધાવ્યો એવા પ્રકારની ગંગાના પ્રવાહ માફક અખંડિત દાનશાલા ચલાવી, જેમાં માર્ગના મુસાફરોને અન્ન–પાન વગેરે અપાતા હતા દાન, માન અને ઉપકાર વડે વિશ્વાસુ બનાવેલા પુરુષો દ્વારા તેણે બે કોશ પ્રમાણ લંબાઈવાળી લાક્ષાગૃહ સુધીની સુરંગ ખોદાવી બીજી બાજુ મૈત્રી વૃક્ષને સિંચવા માટે જળ સરખા ગુપ્તલેખથી આ વૃત્તાન્ત ધનુમંત્રીએ પુષ્પચૂલ રાજાને જણાવ્યો બુદ્ધિશાળી પુષ્પચૂલે પણ સાચી હકીકત જાણીને પોતાની પુત્રીના સ્થાનમાં હંસીના સ્થાનમાં બગલી માફક એક દાસીપુત્રીને મોકલી રસેલ પિત્તળમાં સુવર્ણબુદ્ધિ થાય તેમ 'રત્નમણિજડિત ભૂષણોવાળી આ પુષ્પચૂલની પુત્રી છે' તેમ ઓળખાતી કન્યાએ નગરમાં પ્રવેશ કર્યો સુંદર મંગલગીતો અને વાજિંત્રોના શબ્દથી પૂર્ણ આકાશતલ બનેલ હતું એવા હર્ષથી તે કન્યાના બ્રહ્મદત્ત સાથે લગ્ન કર્યા અન્ય સર્વ પરિવારને રજા આપીને ચુલનીએ વધૂ સાથે કુમારને પણ રાત્રિના આરંભ સમયે લાક્ષાઘરમાં મોકલ્યો અન્ય પરિવાર–રહિત વધૂ સાથે કુમાર પણ પોતાની છાયા સરખા વરધનુ સાથે ત્યાં આવ્યો મંત્રિપુત્ર સાથે વાર્તા કરવામાં જાગતા બ્રહ્મદત્તની અર્ધરાત્રિ પસાર થઈ 'મહાત્માઓને નિદ્રા ક્યાંથી આવે ?' ચુલનીએ સળગાવવા માટે આજ્ઞા કરેલા સેવકો વડે 'સળગાવો' એટલી માત્ર પ્રેરણા થતાં જ વાસગૃહમાં અગ્નિ સળગ્યો ત્યાર પછી ચુલનીના લાખા દુષ્કર્મની અપકીર્તિ ફેલાવવા સરખા ધૂમ–સમૂહે ચારે બાજુ આકાશ પૂરી દીધું ભૂખ્યો થયો

હોય, તેમ સર્વને ભક્ષણ કરવા માટે જ્વાલા–સમૂહો વડે જે અગ્નિ સાત જિહ્વાવાળો હતો, તે ક્રોડ જિહ્વાવાળો બન્યો. "આ શું?" એમ બ્રહ્મદત્તે મંત્રિપુત્રને પૂછ્યું, ત્યારે ચુલનીનું દુષ્ટવર્તન સંક્ષેપથી કહ્યું હાથીની સૂંઢમાથી સુંદરીને તેમ તમને અહિંથી બહાર નીકળવા માટે દાનશાળા સુધીની એક સુરંગ પિતાજીએ આપેલી છે અહિ પાટું મારીને ક્ષણવારમાં તે ખોલી નાખ અને યાગી જેમ છિદ્ર દ્વારમા તેમ તરત સુરંગના દ્વારમાં પ્રવેશ કર માટીના શકોરાના બનાવેલ સંપુટ વાજિંત્ર માફક પગ અફાળીને ભોયરું ખોલીને તે મિત્ર સાથે જેમ રત્નછિદ્રમા દોરો નીકળે તેમ નીકળી ગયો સુરંગના નાકા પર ધનુમંત્રીએ બે ઘોડા તૈયાર રખાવેલા હતા. તેના ઉપર સૂર્યપુત્રની શોભાને અનુસરતા રાજકુમાર અને મંત્રિકુમાર આરૂઢ થયા. પચાસ યોજન એક કોશ માફક પાંચમી ધારા ગતિથી એક શ્વાસે ઘોડાઓ દોડતા હતા, ત્યા બંને ઘોડાઓ પંચત્વ પામ્યા. તે પછી પગે ચાલતા પ્રાણ–રક્ષણ કરવામા તત્પર બનેલા તેઓ મુશીબતે કોષ્ટક નામના ગામ નજીક પહોચ્યા. ત્યાં બ્રહ્મદત્તે કહ્યુ, "હે મિત્ર વરધનુ! અત્યારે પરસ્પર સ્પર્ધા કરતી હોય તેમ મને ભૂખ અને તરસ બંને અત્યંત પીડા કરે છે" મંત્રિપુત્ર રાજપુત્રને 'ક્ષણવાર અહિ તું રોકાઈ જા', એમ કહીને તેના મસ્તકે મુંડન કરાવવાની ઈચ્છાથી ગામમાંથી એક હજામને બોલાવી લાવ્યો મંત્રિપુત્રના વચનથી બ્રહ્મદત્તે ત્યાં જ માત્ર એક ચોટી રાખીને હજામત કરાવી નાખી તથા ભગવા રંગના પવિત્ર વસ્ત્રોને ધારણ કરતો તે સંધ્યા-સમયના વાદળામાં છૂપાએલા સૂર્યની શોભાને અનુસરતો હતો. વરધનુએ તેના કંઠમાં બ્રહ્મસૂત્ર ધારણ કરાવ્યુ એટલે બ્રહ્મરાજાના પુત્રે બ્રહ્મપુત્ર તરીકેની સરખામણી યથાર્થ વહન કરી. વર્ષાઋતુમા મેઘવડે જેમ સૂર્ય ઢંકાઈ જાય, તેમ મંત્રિપુત્રે બ્રહ્મદત્તના શ્રીવત્સયુક્ત વક્ષસ્થલને પટ્ટ વડે ઢાંકી દીધું. એવી રીતે સૂત્રધાર માફક બ્રહ્મપુત્રનો વેશપલટો કરાવ્યો અને પડખે રહેનાર મંત્રિપુત્રે પણ તે જ પ્રમાણે કર્યું.

ત્યાર પછી પૂર્ણિમાના ચંદ્ર અને સૂર્ય સરખા બંનેએ ગામમા પ્રવેશ કર્યો. ત્યા કોઈક બ્રાહ્મણે ભોજન માટે નિમંત્રણ કર્યું તેણે રાજાને અનુરૂપ એવી ભક્તિથી ભોજન કરાવ્યુ 'ઘણે ભાગે ગુણના તેજના અનુસારે સત્કાર થાય છે' બ્રાહ્મણપત્ની કુમારના મસ્તક પર અક્ષત વધાવતી શ્વેતવસ્ત્ર–યુગલ પહેરેલ અપ્સરા સમાન રૂપવાળી કન્યા લાવી એટલે વરધનુએ તેને કહ્યુ કે, હે મૂઢ! આખલાના ગળે ગાય વળગાડવા માફક કલાહીન એવા આ બટુકને ગળે આને કેમ બાંધે છે? ત્યારે ઉત્તમ બ્રાહ્મણે કહ્યુ કે, ગુણોવડે મનોહર આ બંધુમતી નામની મારી કન્યા છે અને આના વગર બીજો કોઈ તેને યોગ્ય વર નથી. "આનો પતિ છ ખંડ પૃથ્વીનુ રક્ષણ કરનાર ચક્રવર્તી થશે" એમ નિમિત્ત જાણકારોએ કહેલુ છે અને આ તે જ છે. તેઓએ વળી એમ પણ મને કહ્યુ હતું કે, શ્રીવત્સની નિશાની પટ્ટથી ઢાંકી હશે અને તારા ઘરે જે ભોજન કરશે, તેને આ કન્યા આપવી. તે વખતે તે કન્યા સાથે બ્રહ્મદત્તનો વિવાહ થયો 'ભોગીઓને વગર ચિંતવેલા અત્યંત ભોગો પ્રાપ્ત થાય છે' તે રાત્રિ ત્યા રહીને અને બંધુમતીને આશ્વાસન આપીને કુમાર બીજે ચાલ્યો ગયો 'જેને શત્રુ હોય, તેમને એક સ્થળે રહેવાનું ક્યાથી હોય?' સવારે એક ગામે પહોચ્યા ત્યા તેમણે સાભળ્યુ કે, દીર્ઘરાજાએ બ્રહ્મદત્તને પકડવા માટે સર્વે માર્ગો પર ચોકી પહેરા ગોઠવી રોકેલા છે એટલે આડો માર્ગ પકડી ચાલતા હતા, ત્યારે દીર્ઘના ભયંકર સૈનિક સરખા શ્વાપદોવાળી મહાઅટવીમા આવી પડ્યા. ત્યા તૃષાવાળા કુમારને વડલાવૃક્ષ નીચે મૂકીને વરધનુ મનસરખા વેગથી પાણી લેવા ગયો એટલે 'આ વરધનુ છે' એમ ઓળખીને વરાહના બચ્ચાને જેમ કૂતરાઓ તેમ દીર્ઘ

રાજાના પુરુષોએ રોષથી તેને ઘેરી પકડી લીધો 'અરે! આને પકડો પકડો, મારી નાખો, મારી નાખો' એમ ભયંકર રીતે બોલતા તેઓએ વરધનુને પકડી લીધો અને બાંધ્યો તેણે બ્રહ્મદત્તને એવી સંજ્ઞા કરી કે, તું અહિંથી નાસી છૂટ, કુમાર પણ પલાયન થઈ ગયો 'સમય આવે ત્યારે પરાક્રમની પરીક્ષા થાય છે' ત્યાર પછી તે અટવીથી મહાઅટવીની અંદર વેગથી વગર થાક્યે પહોંચ્યો અને વળી એક આશ્રમથી બીજા આશ્રમે પહોંચ્યો ત્યાં તેણે સ્વાદવગરના અને અણગમતા ફળોનો આહાર કર્યો અને ત્રીજા દિવસે આગળ એક તાપસને દેખ્યો. એટલે હે ભગવંત! આપનો આશ્રમ ક્યાં છે? એમ પૂછયું, એટલે તે તાપસ તેને પોતાના આશ્રમ સ્થાને લઇ ગયો કારણ કે 'તાપસોને અતિથિઓ પ્રિય હોય છે' કુમારે કુલપતિને દેખ્યા એટલે હર્ષથી પિતા માફક વંદન કર્યું 'અજાણી વસ્તુ માટે અંતકરણ પ્રમાણ ગણાય છે' કુલપતિએ કહ્યું, 'હે વત્સ! મારવાડમાં કલ્પવૃક્ષ માફક સુંદર આકૃતિવાળા તારે અહિં આવવાનું પ્રયોજન શું થયું?' ત્યાર પછી તે મહાત્મામાં વિશ્વાસ રાખનાર બ્રહ્મપુત્રે પોતાનો વૃત્તાન્ત જણાવ્યો કારણ કે ઘણે ભાગે તેવાઓ પાસે કંઈ છુપાવવાનું ન હોય. ત્યાર પછી હર્ષિત થએલા કુલપતિએ ગદ્ગદાક્ષરે કહ્યું કે, હું તારા પિતાનો લઘુબંધુ છું, અમે બંને દેહથી ભિન્ન હતા પણ અમારો આત્મા તો એક જ હતો માટે હે વત્સ! તારા ઘર માફક અહિં તારી ઇચ્છા પ્રમાણે રહે, તેમજ અમારા મનોરથો સાથે અમારા તપોવડે પણ તું વૃદ્ધિ પામ. લોકોના નેત્રોને અતિશય આનંદ કરાવતો સર્વને વલ્લભ તે આશ્રમમાં રહેલો હતો, એટલામાં વર્ષાકાળ પણ પ્રાપ્ત થયો ત્યાં રહેલા તેને બલદેવે જેમ કૃષ્ણને તેમ તે કુલપતિએ સર્વ શાસ્ત્રો, શસ્ત્રો અને અસ્ત્રો ભણાવ્યા. બંધુ જેમ સારસ પક્ષીઓના મધુર શબ્દોવાળી વર્ષા વીત્યા પછી શરદઋતુ આવતા તાપસો ફળો લેવા માટે વનમાં ચાલ્યા કુલપતિએ આદરપૂર્વક રોકવા છતાં પણ બચ્ચાઓ સાથે જેમ હાથી તેમ તાપસો સાથે બ્રહ્મદત્ત પણ વનમાં ગયો

વનમાં આમતેમ ભમતા ત્યાં કોઈ હાથીના તાજા મળ અને મૂત્ર જોવામાં આવ્યા, તેથી તેણે માન્યું કે અહિંથી દૂર કોઈ હાથી હોવો જોઈએ તાપસોએ તેને ઘણો રોકવા છતાં તેના પગલે પગલે પાંચ યોજનના અંતે તેણે પર્વત સરખા હાથીને જોયો. નિઃશંકપણે કછોટો વાળી પરાક્રમવાળી ગર્જના કરતો મલ્લ જેમ મલ્લને તેમ મનુષ્યોમાં હાથી સમાન બ્રહ્મદત્તે હાથીને આહ્વાન કર્યું એટલે ક્રોધાયમાન બની સર્વ અંગોને ધૂણાવતો, સૂંઢ લંબાવતો, કાનને સ્થિર કરતો, લાલમુખવાળો હાથી કુમાર તરફ દોડ્યો જેટલામાં હાથી કુમારની પાસે આવી ગયો, તેટલામાં બાળકને છેતરવા માટે હોય તેમ હાથીને છેતરવા માટે તેણે વચમાં એક વસ્ત્ર ફેંક્યું આકાશમાંથી એક આકાશ-ખંડ તૂટવા સરખા ઉજ્જવળ વસ્ત્રને અતિરોષ પામેલા હાથીએ બે દંતૂશળથી ક્ષણવારમાં ઝીલી લીધું આવા આવા પ્રકારની ચેષ્ટા વડે કુમારે તે હાથીને મદારી જેમ સર્પને તેમ લીલાથી ખેલાવ્યો આ સમયે બ્રહ્મદત્તનો બીજો મિત્ર હોય તેમ ગર્જના કરતા વરસાદે જળધારાથી તે હાથીને ઉપદ્રવ કર્યો, ત્યાર પછી વિરસ ચીસ પાડીને હાથી મૃગની ગતિથી નાસી ગયો કુમાર પણ ભમતો પર્વતની દિશા તરફ એક નદી પાસે પહોંચ્યે કુમાર સાક્ષાત્ આપત્તિ સરખી નદી ઉતરી ગયો અને તેના કિનારે એક ઉજ્જડ જૂનું નગર દેખ્યું અંદર પ્રવેશ કરતા કુમારે એક વંશજાળી અને તેમાં ઉત્પાત કરનાર કેતુ અને ચંદ્ર સરખા તરવાર અને ઢાલ દેખ્યા તે બંને ગ્રહણ કરીને શસ્ત્રકૌતુકી કુમારે તરવારથી તે મહાવાંસની જાળીને કેળ માફક છેદી નાખી વાંસની જાળીની અંદર તેણે પૃથ્વીમાં સ્થળકમળ સરખા સ્ફુરાયમાન ઓષ્ઠદલયુક્ત પડેલા મસ્તકને જોયું વળી સમ્યક્ પ્રકારે નજર

કરતાં તેણે ઊંધા મસ્તકે ધૂમ્રપાન કરનાર કોઈકનુ ત્યા ધડ જોયું. 'અરેરે! કોઈક વિદ્યા સાધન કરતા નિરપરાધીને મેં મૃત્યુ પમાડ્યો, ધિક્કાર હો મને' એમ કહી પોતાની નિંદા કરી

જેટલામા આગળ જાય છે, તેટલામા દેવલોકથી પૃથ્વીમા ઉતરેલુ નદનવન ન હોય તેવુ ઉદ્યાન દેખ્યું તેમા પ્રવેશ કરતાં આગળ સાતલોકની શોભાથી મૂર્છા પામેલો હોય તેવો સાત માળવાળો મહેલ જોયો અતિ ઉચા તે મહેલમા આરૂઢ થતા તેમા હથેળીમા મસ્તક સ્થાપન કરીને બેઠેલી ખેચરી સરખી એક નારી જોવામા આવી લગાર આગળ વધીને કુમારે તેને સ્વચ્છ વાણીથી પૂછ્યું કે, 'તુ એકાકી કેમ અને તને શોકનુ કારણ શુ બન્યુ છે?' હવે ભયવાળી તેણે ગદ્ગદાક્ષરે પ્રત્યુત્તર આપ્યો કે, મારી હકીકત ઘણી લાબી છે, પરંતુ તમો કોણ છો? અને કેમ આવ્યા છો? ત્યારે કુમારે જવાબ આપ્યો કે, 'હુ પચાલના બ્રહ્મ-રાજાનો બ્રહ્મદત્ત નામનો પુત્ર છુ' એટલું કહેતાની સાથે જ હર્ષથી તે ઉભી થઈ, જેની લોચન અજલિમાથી આનદાશ્રુજળ ટપકી રહેલા છે, જાણે પાદશૌચ કરતી હોય તેમ તેના પગમા પડી 'હે કુમાર! સમુદ્રમા ડૂબતાને નાવ મળે તેમ અશરણ એવી મને આપ શરણ મળી ગયા' એમ બોલતી તે રુદન કરવા લાગી કુમારથી પૂછાએલી તેણે પણ કહ્યુ કે, 'તમારી માતાના ભાઈ પુષ્પચૂલની હું પુષ્પવતી નામની પુત્રી છુ. હુ કન્યા છું, તમને અપાયેલી છુ વિવાહ દિવસની રાહ જોતી હુ હઞી માફક ઉદ્યાનમા વાવડી કિનારે ક્રીડા કરવા ગઈ હતી કોઈ નાટ્યોન્મત્ત નામનો દુષ્ટ વિદ્યાધર રાવણ જેમ સીતાનુ હરણ કરી લાવ્યો તેમ મને અહિ હરણ કરી લાવ્યો છે મારી નજર સહન નહિ કરી શકતો હોવાથી વિદ્યા સાધવા માટે શૂર્પનખાના પુત્ર માફક તેણે વાસની જાળીમા પ્રવેશ કર્યો છે ધૂમનું પાન કરતો ઉંચા પગ રાખીને જે સાધના કરી રહ્યો છે, તેને આજે વિદ્યા સિદ્ધ થશે એટલે શક્તિવાળો વિદ્યાસિદ્ધ થએલો તે નક્કી આજે મને પરણશે ત્યાર પછી કુમારે તેનો વધ સબધી વૃત્તાન્ત જણાવ્યો એટલે પ્રિયની પ્રાપ્તિ અને અપ્રિયનો વિનાશ થવાથી હર્ષના ઉપર હર્ષની વૃદ્ધિ થઈ એક બીજા પરસ્પર અનુરાગવાળા બનેનો ગાધર્વવિવાહ થયો. ક્ષત્રિયોમા પોત પોતાની ઈચ્છાથી વગર મત્રનો આ વિવાહ ઉત્તમ ગણાય છે વિવિધ પ્રકારના વચનોથી મધુરપણે તેની સાથે રતિક્રીડા કરતા કરતા તેમણે આખી રાત્રિ એક પહોર પ્રમાણ-વાળી હોય તેમ પસાર કરી તે વખતે પ્રભાત સમયે આકાશમા બ્રહ્મદત્તે કુરરી પક્ષિણી સરખો ખેચરસ્ત્રીઓનો શબ્દ સાભળ્યો વાદળા વગરની વૃષ્ટિ માફક અકસ્માત આકાશમા આ શબ્દ કેમ ઉત્પન્ન થયો? આ પ્રમાણે પૂછાએલી ગભરાએલી પુષ્પવતીએ કહ્યુ, "આ તો તમારા શત્રુ નાટ્યોન્મત્તની બે બહેનો ખડા અને વિશાખા નામની વિદ્યાધરકુમારીઓ આવી રહેલી છે વગર ફોગટની તેના માટે વિવાહની સામગ્રી હાથમાં લઈને આવે છે 'જુદા પ્રકારે ચિંતવેલ કાર્ય દૈવ તેની વિપરીત ઘટના કરે છે' તમો થોડો સમય અહિંથી ખસી જાવ, તમારા ગુણ-કીર્તન કરીને તમારા વિષે તેમને રાગ કે વિરાગ થાય છે? એવો તેમનો ભાવ જાણી લઉ જો તેઓ રાગ કરશે, તો હુ લાલ ધ્વજા દેખાડીશ અને તે દેખી તમે પાછા આવજો વિરાગ થશે, તો શ્વેત ધ્વજા ચલાવીશ, તો તમે બીજે ચાલ્યા જજો બ્રહ્મદત્તે તેને કહ્યુ, તુ ભય ન રાખ શુ હુ બ્રહ્મપુત્ર બીકણ છુ? તુષ્ટ થાય કે રુષ્ટ થાય તો પણ તે શું કરી શકવાની છે? પુષ્પવતીએ કહ્યુ કે, તેમનાથી તમને ભય છે, એમ હું નથી કહેતી, પરતુ તેના સબધી એના વિદ્યાધરો તમારા સાથે વિરોધવાળા ન થાય. તેના ચિત્તની અનુવૃત્તિથી તે ત્યાં જ એક બાજુ છૂપાઈ રહ્યો. હવે પુષ્પવતીએ સફેદ ધ્વજા ચલાવી, એટલે કુમાર તે દેખીને ત્યાથી ધીમે ધીમે પ્રિયાના

આગ્રહને આધીન બની ગયો. તેવા પ્રકારના મનુષ્યોને ભય હોતો નથી. આકાશમા જેમ પક્ષી, સાજે સૂર્ય જેમ સમુદ્રમા તેમ અરણ્ય પસાર કરી એક મહાસરોવર પાસે કુમાર પહોચ્યો. ઐરાવણ જેમ માનસ સરોવરમા તેમ કુમારે તેમા પ્રવેશ કરીને સ્નાન કરી ઇચ્છા પ્રમાણે અમૃત સરખુ જળપાન કર્યું બ્રહ્મદત્ત જળમાથી બહાર નીકળી વાયવ્ય દિશાના કિનારે લતાની અદર ગુજારવ કરતા ભમરાઓના શબ્દના બાનાથી સારી રીતે સ્નાન કર્યું ? એમ પૂછતી હોય તેમ આવી પહોચ્યો ત્યા આગળ તેણે વૃક્ષ અને લતાની ઝાડીમા પુષ્પો વીણતી સાક્ષાત વનદેવી સરખી કોઈ સુદરી દેખી કુમાર પણ વિચાર કરવા લાગ્યો કે, બ્રહ્માએ જન્મથી માડી અનેક રૂપો બનાવવાનો અભ્યાસ કર્યો હશે, ત્યારે જ આમા આટલુ રૂપ–કૌશલ્ય લાવી શકયા હશે દાસી સાથે વાતો કરતી તે મોગરા સરખા ઉજ્જ્વલ કટાક્ષો વડે કંઠમા વરમાળા ફેંકતી હોય તેમ તેને જોતી બીજી બાજુ ગઈ કુમાર પણ તેને જોતો જેટલામાં બીજી તરફ જવા પ્રયાણ કરે છે, તેટલામા વસ્ત્ર, ભૂષણ, તાબૂલ સાથે દાસી આવી દાસીએ વસ્ત્ર વગેરે અર્પણ કરીને કહ્યુ કે, આપે અહિં જેને દેખી હતી, તેણે આ સ્વાર્થ–સિદ્ધિના બાના તરીકે આપના ઉપર મોકલ્યુ છે. અને મને આજ્ઞા કરી છે કે એમને પિતાજીના મંત્રીને ત્યાં મહેમાનગતિ માટે લઈ જજે સાચી હકીકત તો તે જ યથાર્થ જાણે છે તે પણ દાસી સાથે નાગદેવમત્રીના ઘરે ગયો અમાત્ય પણ જાણે તેના ગુણોથી આકર્ષાયો હોય તેમ ઉભો થયો. દાસીએ મત્રીને કહ્યુ કે, રાજપુત્રી શ્રીકાન્તાએ રહેવા માટે આ ભાગ્યશાળીને તમારે ત્યાં મોકલ્યા છે, એમ સંદેશો આપીને દાસી ગઈ તે મત્રીએ સ્વામીની માફક તેની વિવિધ પ્રકારની પરોણાગત કરી અને ક્ષણ માફક આખી રાત્રિ ખપાવી. રાત્રિ પૂર્ણ થયા પછી મત્રી કુમારને રાજકુલમા લઈ ગયો જયા રાજાએ બાલસૂર્ય માફક અર્ઘઆદિકથી તેનો આદર કર્યો વંશાદિ પૂછયા વગર રાજાએ કુમારને પુત્રી આપી. તેવા પ્રકારના પુરુષો આકૃતિથી જ સર્વ જાણી જાય છે કુમારે હસ્તવડે હસ્ત–પીડન કરતા તેની સાથે લગ્ન કર્યું જાણે અન્યોન્ય એકબીજાના અનુરાગને સર્વ દિશામા સંક્રમવો ન હોય ?

એક વખત એકાતમા ક્રીડા કરતા બ્રહ્મદત્તે તેને પૂછયુ કે, 'જેના વંશાદિક જાણ્યા નથી, એવા અજ્ઞાતને મને પિતાજીએ તને શા માટે આપી હશે ?' એટલે મનોહર દંતકિરણો વડે સ્વચ્છ થએલા હોઠ દલવાળી શ્રીકાન્તાએ કહ્યુ કે, વસંતપુર પત્તનમા શબરસેન નામના રાજા હતા, તેના પુત્ર મારા પિતાને ક્રૂરગોત્રવાળા રાજાઓએ રાજ્યગાદી ઉપરથી દૂર કર્યા ત્યાર પછી મારા પિતાએ બલ–વાહન–સહિત આ પલ્લીનો આશ્રય કર્યો છે વાયુવેગ જેમ નેતરને તેમ ભિલ્લોને નમાવીને અહીં ગ્રામોનો નાશ કરવો, ધાડ પાડવી ઇત્યાદિ વડે પિતાજી પોતાના પરિવારનુ પોષણ કરે છે. સપત્તિ મેળવવાના ચાર ઉપાય સરખા ચાર પુત્રો પછી પિતાજીને અત્યત વલ્લભ એવી એક પુત્રી જન્મી, જે હું પોતેજ છુ યૌવનવયવાળી મને પિતાજીએ કહ્યુ કે, સર્વ રાજાઓ મારા દ્વેષી છે અહી રહીને તારે વરની તપાસ કરતા રહેવું અને તને જે માન્ય હોય, તે મને જણાવજે, ચક્રવાકી માફક સરોવર–કાઠે હમેશા રહેલી હતી, ત્યારથી માડી માર્ગે આવતા અનેક મુસાફરોને જોયા કરુ છુ કરેલા મનોરથની પ્રાપ્તિ સ્વપ્નમા પણ અત્યત દુર્લભ હોય છે પરતુ હે આર્યપુત્ર ! મારા ભાગ્યની પ્રબળતાથી તમો અહિ આવી પહોચ્યા તે પલ્લીપતિ કોઈક દિવસે ગામનો નાશ કરવા માટે ગયા, ત્યારે તેની સાથે કુમાર પણ ગયો કારણ કે, ક્ષત્રિયોનો આ ક્રમ છે. ગામ લૂટાતું હતુ, ત્યારે સરોવર–કિનારે વરધનુ હસ માફક કુમારના ચરણ-કમળમા આવીને પડ્યો. કુમારના કઠનુ આલબન

કરી વરધનુ મુક્ત કંઠથી રુદન કરવા લાગ્યો. ઇષ્ટના દર્શન થતાં દુખો અંદરથી ઉભરાઈ જાય છે. ત્યાર પછી અમૃતના કોગળા સરખા અતિમધુર વાર્તાલાપ વડે આશ્વાસન આપી કુમારે પૂછેલો તેનો અત્યાર સુધીનો વૃત્તાન્ત કહ્યો કે, હે નાથ! વડના વૃક્ષ તળે તમને તે વખતે મૂકીને હુ તમારા માટે જળની તપાસ કરવા ગયો કંઈક આગળ અમૃતના કુડ સરખુ એક સરોવર જોયું. હું તમારા માટે કમલિનીપત્રના પડીયામા પાણી ભરીને લાવતો હતો, ત્યારે યમના દૂત સરખા બખ્તર પહેરેલા સુભટોએ આવી મને ઘેરી લીધો અને પૂછ્યું, 'અરે વરધનુ! બ્રહ્મદત્ત ક્યાં છે? તે કહે' એમ તેઓએ મને પૂછ્યુ, ત્યારે મે કહ્યું કે, મને ખબર નથી ચોરની માફક નિશકપણે તેઓ મારતા હતા, ત્યારે મેં કહ્યુ કે, બ્રહ્મદત્તને વાઘે ફાડી ખાધો છે તે સ્થાન બતાવ, એમ કહેવાએલા મે કપટથી આમ તેમ ફરતા 'તમારી નજરમા આવી તમને પલાયન થવાની સજ્ઞા કરી' પરિવ્રાજકે આપેલી એક ગુટિકા મુખમા મૂકી એટલે તેના પ્રભાવથી હું ચેષ્ટા અને ભાન વગરનો થઈ ગયો 'આ મરી ગયો' એમ ધારી તેઓએ મને છોડી દીધો તેઓ ગયા પછી લાબા કાળે મેં મુખમાથી ગુટિકા બહાર કાઢી અને ખોવાએલા પદાર્થ માફક તમને ખોળવા માટે હુ કોઈક ગામમા ગયો ત્યા સાક્ષાત તપસ્યાના ઢગલા સરખા એક પરિવ્રાજક મહાત્માના દર્શન કર્યા અને નમસ્કાર કર્યા ત્યાર પછી પરિવ્રાજકે મને કહ્યુ કે, હે વરધનુ! હુ ધનુનો મિત્ર વસુભાગ છુ. પૃથ્વીમા ભાગ્યશાળી એવા બડભાગી બ્રહ્મદત્ત અત્યારે કયા વર્તતા હશે? મે પણ તેના પર વિશ્વાસ રાખી સાચી વાત જણાવી મારી દુખની કથાના ધૂમાડાથી મ્લાનમુખવાળા બની ફરી તેણે મને કહ્યુ—તે સમયે લાક્ષાઘર બળી ગયા પછી દીર્ઘરાજાએ સવારે તપાસ કરાવી તો બળી ગએલ એક શબ મળ્યું, પણ ત્રણ શબ ન જણાયાં ત્યા સુરગ દેખી અને તેમા છેડે અશ્વના પગલા પણ દેખ્યા. આ ધનુની બુદ્ધિથી નાસી ગયા છે, એટલે તે ધનુમત્રી ઉપર કોપાયમાન બન્યો અને આજ્ઞા કરી કે, સૂર્યતેજ માફક અસ્ખલિત પ્રયાણો કરનાર લશ્કરો દરેક દિશામા મોકલી તમને બ નેને બાધીને અહિ લાવે ધનુમત્રી પલાયન થયો અને તારી માતાને તો દીર્ઘરાજાએ નરક સરખા ચાડાલના પાડામા નાખી છે ફોલ્લા ઉપર બીજો ફોલ્લો થાય તેવી વાતોથી દુખ પામેલો દુખ ઉપર બીજુ દુખ ઉત્પન્ન થવાથી હુ કામ્પિલ્ય નગર તરફ ગયો કપટથી કાપાલિક સાધુનો વેષ ધારણ કરી ત્યા ચાડાલના પાડામા સસલા માફક ઘરે ઘરે પ્રવેશ કરતો રહ્યો લોકો મને અહિ ભ્રમણ કરવાનુ કારણ પૂછવા લાગ્યા, ત્યારે મેં કહ્યુ કે, 'મારો માતગી વિદ્યાનો કલ્પ આવા પ્રકારનો છે' ત્યા આ પ્રમાણે ભ્રમણ કરતા કરતા વિશ્વાસપાત્ર એવા કોટવાલ સાથે મૈત્રી થઈ માયાથી શું ન સાધી શકાય?

કોઈક દિવસે કોટવાલ દ્વારા માતાને મે કહેવરાવ્યુ કે, 'તમારા પુત્રના મિત્ર મહાવ્રતી કૌંડિન્ય તાપસ તમને વંદન કરે છે' બીજા દિવસે જાતે જઈને માતાજીને ગુટિકા સહિત બીજોરુ આપ્યુ તે ખાવાથી તે નિશ્ચેતન જેવી જડ બની ગઇ કોટવાળે રાજાને જઈને કહ્યુ કે, તે મૃત્યુ પામી રાજાએ પોતાના સેવકોને અગ્નિ-સંસ્કાર કરવા માટે હુકમ કર્યો તે વખતે હું ત્યા આવ્યો અને મે કહ્યુ કે, 'જો આ ક્ષણે આનો સંસ્કાર કરશો, તો તમારા રાજાને મહાઅનર્થ થશે' એટલે તેઓ પોતાના સ્થાને ગયા પછી કોટવાલને મે કહ્યું કે, જો તું સહાય કરે તો હું સર્વલક્ષણ યુક્ત આના શબથી એક મત્ર સિદ્ધ કરું કોટવાલે તે વાતનો સ્વીકાર કર્યો અને તેની જ સાથે હું માતાને સાઝે સ્મશાનમા દૂર લઈ ગયો એક તેવા ભૂમિસ્થાનમા કપટથી મે મડલાદિક આલેખીને નગરદેવીઓને બલિ આપવા માટે કોટવાલને

મોકલ્યો તે ગયો, એટલે માતાને બીજી ગુટિકા આપી નિદ્રા ઉડી જવા માફક બગાસું ખાતી ચેતનાવાળી તે ઉભી થઈ પોતાની ઓળખાણ આપી રુદન નિવારણ કરી તેને કચ્છ ગ્રામમા પિતાજીના મિત્ર દેવશર્માના ઘરે લઇ ગયો તમને ખોળવા માટે આમતેમ ભટકતો હું અહિ આવ્યો ભાગ્ય–યોગે સાક્ષાત મારા પુણ્યરાશિ સરખા તમારા દર્શન અત્યારે મને થયાં હે નાથ! ત્યાર પછી તમે કયા પ્રયાણ કર્યું ? અને કયા રોકાયા ? એમ તેનાથી પૂછાએલા કુમારે પણ પોતાનો વૃત્તાન્ત નિવેદન કર્યો.

હવે કોઈએ આવીને બંનેને કહ્યુ કે, ગામની અંદર દીર્ઘરાજાના સુભટો તમારા સરખી આકૃતિવાળુ ચિત્રપટ લાવીને બતાવતા કહે છે કે, 'આવી આકૃતિવાળા કોઈ બે માણસ અહિ આવ્યા હતા ?' એમ તેમની વાણી સાભળીને મે તમને બંનેને જોયા, 'હવે તમોને જેમ રુચે તેમ કરો' તે ગયા પછી અરણ્યમા તેઓ હાથીના બચ્ચા સરખા દોડતા દોડતા ક્રમે કરી કૌશાબી નગરીએ પહોચ્યા ત્યા ઉદ્યાનમા સાગરદત્ત શેઠ તથા બુદ્ધિલને લાખની શરતવાળુ કૂકડાનુ યુદ્ધ કરાવતા જોતા હતા તે કૂકડાઓ ઉડી ઉડીને પ્રાણ ખેચનાર અણીયાળા હથીયાર સરખા નખો વડે તથા ચાંચો વડે યુદ્ધ કરી રહેલા હતા. તેમાં સાગરદત્તના ભદ્રહાથી સરખા ઉત્તમ જાતવાન સશક્ત કુકકુટને મધ્યમ પ્રકારના હાથી સરખા બુદ્ધિલના કૂકડાએ હરાવ્યો ત્યારે વરધનુએ કહ્યુ, "હે સાગર! તારો ઉત્તમ જાતિનો કૂકડો હોવા છતા પણ કેમ નાસીપાસ થયો ? આ કારણથી જો તુ ઇચ્છતો હોય તો હુ એની તપાસ કરુ" સાગરની અનુમતિથી તેણે બુદ્ધિલના કુકકુટને જોયો, તો તેના પગમા યમદૂતી સરખી લોઢાની સોચો જોઈ બુદ્ધિલ પણ અંદરથી સમજી ગયો કે, 'મારુ કપટ આ જાણી ગયો છે' એટલે છાની રીતે અર્ધો લાખ આપવા ઇચ્છા જણાવી તેણે પણ આ હકીકત કુમારને એકાતમા જણાવી કુમારે પણ લોહસોય ખેંચી લીધી અને સાગરશેઠના કૂકડાની સાથે ફરી યુદ્ધ કરાવ્યુ, તો સોય વગરનો તે બુદ્ધિલનો કુકકુટ તેની સાથે યુદ્ધ કરતા ક્ષણવારમા હારી ગયો 'કપટ કરનાર હલકા માણસોનો જય કેવી રીતે થાય ?' ખુશ થએલ સાગરદત્ત વિજયદાન અપાવનાર બંનેને પોતાના રથમા બેસાડી પોતાના ઘરે લઈ ગયો ત્યા પોતાના ઘર માફક રહેલા હતા, ત્યારે વરધનુની પાસે આવીને બુદ્ધિલના કિકરે કઈક કહ્યુ તે ગયા પછી વરધનુએ કુમારને કહ્યુ કે, બુદ્ધિલે તે સમયે અર્ધલાખ આપવાની ઈચ્છા કરી હતી, તે વાત આજે તુ જોજે, ત્યાર પછી તેણે નિર્મલ મોટા ગોળ મોતીઓ વડે જાણે શુક્રમંડલની શોભા કરી હોય તેવો હાર બતાવ્યો કુમારે હાર ઉપર બાધેલો પોતાના નામનો લેખ જોયો અને સાક્ષાત વાચિક લેખ હોય તેવી વત્સા નામની તાપસી આવી તેઓ બંનેના મસ્તક અક્ષતો નાખી–વધાવીને આશીર્વાદ આપવા સાથે વરધનુને એક બાજુ લઈ જઈ કઈક કહીને તે ચાલી ગઈ મંત્રિપુત્રે બ્રહ્મદત્તને તે વાત જણાવી કે, હાર સાથે બાધેલા લેખનો પ્રતિલેખ એ માગતી હતી શ્રીબ્રહ્મદત્ત–નામાકિત આ લેખ તેને આપો, મે તેને પૂછ્યુ, 'બ્રહ્મદત્ત કોણ ?' ત્યારે તેણે કહ્યુ.–આ નગરમા પૃથ્વીમા પોતાના રૂપનુ પરિવર્તન કરી રતિ જાણે કન્યાપણુ પામી ન હોય એવી રત્નવતી નામની શેઠપુત્રી છે પોતાના ભાઈ સાગરદત્ત અને બુદ્ધિલના કૂકડાઓના યુદ્ધમા તેણે તે દિવસે આ બ્રહ્મદત્તને જોયો હતો, તે જ છે ત્યારથી માડી ઝૂરતી કામથી પીડાતી ને કોઈ રીતે શાતિ પામતી નથી અને રાતદિવસ 'મને બ્રહ્મદત્તનુ શરણુ છે' એવો જાપ કર્યા કરે છે એક દિવસે 'પોતે લખેલા લેખ સાથે હાર બ્રહ્મદત્તને અર્પણ કરો' એમ

કહી તેણે મને પહોંચાડવા આપ્યો કોઈ સેવક દ્વારા મે લેખ મોકલાવ્યો હતો–એમ કહીને ઉભી રહી. ત્યારે મે પણ પ્રત્યુત્તરનો લેખ અર્પણ કરી તેને રજા આપી તે દિવસથી કુમાર પણ મધ્યાહ્નના સૂર્યકિરણથી તપેલા હાથી માફક દુઃખે નિવારણ કરી શકાય તેવા કામ–સતાપવાળો સુખ પામતો નથી બીજી બાજુ દીર્ઘરાજાએ મોકલેલા કૌશામ્બી નગરીના ગજપુરુષો અંગમા ભરાયેલ શલ્ય સરખા તે બન્નેને ખોળવા માટે આવ્યા રાજાની આજ્ઞાથી કૌશામ્બી નગરીમા તે બન્નેની શોધ ચાલી, ત્યારે સાગરે નિધાન માફક પોતાના ભોયરામા છુપાવીને તેમનુ રક્ષણ કર્યું, રાત્રે બહાર જવાની ઇચ્છાવાળા તેમને રથમા બેસાડી સાગર કેટલાક માર્ગ સુધી સાથે ગયો અને પછી પાછો વળ્યો ત્યાર પછી તેઓ આગળ જતા હતા ત્યારે નંદનવનમાં જેમ અમરીને તેમ ઉદ્યાનમા અસ્ત્રો સાથે રથમા આરૂઢ થએલી એક નારીને તેઓએ જોઈ 'તમને આટલો સમય કેમ થયો?' એમ આદર પૂર્વક તેણે કહ્યુ, ત્યારે આ બન્નેએ પૂછ્યુ કે, 'અમો કોણ છીએ? તે તુ અમને જાણે છે?' ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે, આ નગરમા કુબેરનો બીજો ભાઈ હોય તેવો મહાધનવાળો ધનપ્રવર નામનો શેઠ છે બુદ્ધિના આઠ ગુણો ઉપર જેમ વિવેક તેમ તે શ્રેષ્ઠીના આઠ પુત્રો ઉપર વિવેકશ્રી નામની હુ પુત્રી જન્મી છુ જુવાન એવી મે આ ઉદ્યાનમા યક્ષની ઘણી આરાધના કરી કે, 'મને અતિ ઉત્તમ વરની પ્રાપ્તિ થાઓ.' ઘણે ભાગે સ્ત્રીઓને આ સિવાય બીજો મનોરથ હોતો નથી ભક્તિથી તુષ્ટ થએલા આ ઉત્તમ યક્ષે 'બ્રહ્મદત્ત ચક્રવર્તી તારો ભર્તાર થશે' એ પ્રમાણે મને વરદાન આપ્યુ 'સાગર અને બુદ્ધિલ શેઠના કૂકડાના યુદ્ધમા શ્રીવત્સવાળો સરખા રૂપવાળો જે મિત્ર સહિત આવશે, તેને તારો વર સમજવો મારા મદિરમા તુ વર્તતી હઇશ, ત્યારે બ્રહ્મદત્તની સાથે પ્રથમ મેળાપ થશે' તેથી હુ જાણુ છુ કે, હે સુદર! તે તમે જ છો, માટે ચાલો લાબા સમયથી વિરહાગ્નિથી પીડાતી મને જળના પૂર સરખા સગમ વડે અત્યારે શાતિ પમાડો. 'ઠીક' એ પ્રમાણે કહી તેના અત્યત અનુરાગ માફક તેનો સ્વીકાર કરી તે રથમા આરૂઢ થયો અને કયા જવુ છે? એમ તેણીને પૂછ્યુ ત્યારે તેણે કહ્યુ કે, મગધપુરમા મારો પિતરાઈ ભાઈ ધનાવહ નામનો છે, તે આપણો ઘણો સત્કાર કરશે, માટે અહિંથી ત્યા જવુ–એ પ્રમાણે રત્નવતીના વચનથી મત્રિપુત્ર સારથીએ અશ્વોને પ્રેર્યા બ્રહ્મપુત્ર કૌશામ્બી દેશનુ ઉલ્લંઘન કરી ક્ષણવારમા યમરાજાની ક્રીડાભૂમિ સરખી ભયંકર અટવીમા આવ્યો ત્યા આગળ સુકટક અને કટક નામના ચોર સેનાપતિઓ મહાવરાહને જેમ શ્વાનો તેમ બ્રહ્મદત્તને રોકતા હતા સૈન્ય સાથે એકી વખતે કાલરાત્રિના પુત્ર સરખા ઉત્કટ બન્ને ભાઈઓ બાણો વડે આકાશમડપને આચ્છાદન કરવા લાગ્યા ધનુષ્ય ગ્રહણ કરેલ ગર્જના કરતો કુમાર પણ મેઘ ઘણી ધારાવડે જેમ અગ્નિને તેમ બાણની ધારાવડે ચોર–સેનાને રોકતો હતો કુમાર જ્યારે બાણવૃષ્ટિ કરવા લાગ્યો, ત્યારે બન્ને ચોરો સૈન્ય સાથે નાસી ગયા 'પ્રહાર કરનાર જ્યા સિંહ હોય ત્યા હરણિયા કેવી રીતે ટકી શકે?' મત્રિપુત્રે કુમારને કહ્યુ કે, યુદ્ધ કરીને તમે થાકી ગયા છો, તો હે સ્વામિ! તમે આ રથમા રહી મુહૂર્ત સૂઈ જાવ પર્વતની તળેટીમા જેમ યુવાન હાથણી સાથે હાથી તેમ બ્રહ્મદત્ત પણ રથમા રત્નવતી સાથે સુઈ ગયો જાગ્યો ત્યારે રથમા મત્રિપુત્રને ન દેખ્યો, એટલે શુ પાણી લેવા ગયો હશે? એમ ધારીને ઘણી વખત તેને બૂમ પાડી સામેથી જવાબ ન મળ્યો અને રથનો આગલો ભાગ લોહીથી ખરડાએલો દેખીને અરેરે! હુ હણાયો, એમ વિલાપ કરતો મૂર્છા પામ્યો અને રથમા પટકાયો ચેતના આવી એટલે ઉભો થયો હા હા હે મિત્ર વરધનુ! તુ કયા ગયો? એમ લોક

માફક આક્રંદન કરતા તેને રત્નવતીએ સમજાવ્યો કે "તમારા મિત્ર મૃત્યુ પામ્યા જણાતા નથી હે નાથ! તે માટે અમાંગલિક એવા શબ્દો પણ બોલવા યોગ્ય નથી. તમારા કાર્ય માટે તે ક્યાંય ગયા જણાય છે સંશય વગરની વાત છે કે, 'મંત્રીઓ સ્વામીના કાર્ય માટે પૂછ્યા વગર પણ જાય છે' તમારા વિષયની ભક્તિથી જ રક્ષાએલો તે નક્કી પાછો આવશે જ સ્વામિ–ભક્તિનો પ્રભાવ એવો છે કે, તે સેવકો માટે બખ્તર સરખું કાર્ય કરે છે. સ્થાને પહોંચ્યા પછી સેવકો દ્વારા તેની શોધ કરાવીશું યમરાજાના વનસરખા આ વનમાં રોકાઈ રહેવું યોગ્ય નથી" તેના વચનથી અશ્વોને ચલાવ્યા એટલે મગધરાજાના સીમાડાના ગામે પહોંચ્યા. અશ્વોને અને વાયરાને વળી દૂર શું હોય? મકાનમાં રહેલા ગામના મુખીએ તેમને જોયા એટલે તે પોતાના ઘરે લઈ ગયો. 'અજાણ્યા મહાપુરુષો આકૃતિના દર્શનમાત્રથી પૂજા પામે છે.' ગામ-મુખીએ તેમને પૂછ્યું કે, તમારા ચહેરાથી તમો શોકવાળા જણાવ છો ત્યારે કહ્યુ કે, મારો મિત્ર ચોરો સાથે યુદ્ધ કરતા કરતા ક્યાંય ગયો છે, એટલે મુખીએ કહ્યુ કે, 'હનુમાન જેમ સીતાની તેમ તેની ભાળ શોધી લાવીશ' એમ કહીને ગ્રામજનો આખી મહાઅટવીને ખુંદી વળ્યા ગ્રામ–નેતાએ પાછા આવીને કહ્યુ કે, વનમાં તો પ્રહારથી ઘાયલ થએલો કોઈ દેખાયો નહિ, પરંતુ આ એક બાણ મળ્યું છે નક્કી વરધનુ હણાયો એમ ચિંતવતા બ્રહ્મદત્તને શોક માફક અંધકાર સ્વરૂપ રાત્રિ–સમય થયો રાત્રિના ચોથા પહોરે ત્યાં ચોરો ત્રાટક્યા પરંતુ જેમ કામથી પ્રવાસીઓ તેમ કુમારથી તેઓ ભાગી ગયા ત્યાર પછી ગામ–નેતાથી અનુસરાતો તે ક્રમે કરી રાજગૃહ ગયો અને તેની બહાર તાપસના આશ્રમમાં રત્નવતીને મૂકી નગરમાં પ્રવેશ કરતા તેણે એક મહેલની બારીમાં ઉભેલી સાક્ષાત્ રતિ–પ્રીતિ સરખી નવયૌવનવય પામેલી બે કામિનીઓને દેખી તે બંનેએ કુમારને કહ્યુ કે, 'પ્રેમ રાખનાર જનનો ત્યાગ કરી ચાલ્યા જવું, તે તમારા સરખાને યોગ્ય ગણાય?' કુમારે કહ્યુ કે, પ્રેમ રાખનાર જન કોણ છે? અને મેં ક્યારે તેમનો ત્યાગ કર્યો? અને તમો કોણ છો? 'તમો પ્રસન્ન થાવ હે નાથ! તમો આવો અને વિશ્રામ કરો' એવા વચનો બોલતા તેમણે બ્રહ્મદત્તને મનની માફક ઘરમાં પ્રવેશ કરાવ્યો. પછી સ્નાન, ભોજન કરી રહેલા બ્રહ્મદત્તને તેઓ પોતાની યથાર્થ કથા કહેવા લાગી—

જ્યાં વિદ્યાધરોના આવાસો છે, તે સુવર્ણ(રૂપા) સરખી શિલાવાળો પૃથ્વીના તિલક સમાન વૈતાઢ્ય નામનો પર્વત છે તેની દક્ષિણ શ્રેણીમાં શિવમંદિર નામના નગરમાં અલકામાં જેમ ગુહ્યક તેમ જ્વલનશિખ નામનો રાજા છે તે વિદ્યાધર રાજાને તેજસ્વી મુખકાંતિવાળી મેઘને જેમ વિજળી, તેમ વિદ્યુત્શિખા નામની પ્રિયા હતી તેમના નાટ્યોન્મત્ત પુત્રની પછી જન્મેલી ખંડા અને વિશાખા નામની પ્રાણાધિક પ્રિય એવી બે અમે પુત્રીઓ છીએ કોઈક દિવસે મહેલમાં પિતાજી અગ્નિશિખ મિત્ર સાથે વાર્તાલાપ કરતા હતા, ત્યારે અષ્ટાપદપર્વત પર જતા દેવોને આકાશમાં જોયા ત્યાર પછી મિત્રને સાથે લઈ અમે તીર્થયાત્રા કરવા માટે ચાલ્યા 'સ્નેહીઓ હોય, તેમને ધર્મમાં જોડવા જોઈએ' અમો અષ્ટાપદે પહોંચ્યા ત્યાં મણિરત્નની બનાવેલી પ્રમાણ અને વર્ણયુક્ત તીર્થંકર પરમાત્માઓની પ્રતિમાઓના દર્શન કર્યાં, તેમજ વિધિપ્રમાણે અભિષેક, વિલેપન પૂજા કરીને તેમને ત્રણ પ્રદક્ષિણા કરી એકાગ્રચિત્તે ચૈત્યવંદનરૂપ વંદના કરી મંદિરમાથી અમે બહાર નીકળતા હતા, ત્યારે લાલ અશોકવૃક્ષ નીચે મૂર્તિસ્વરૂપ તપ અને શમ સરખા બે ચારણ–શ્રમણોને જોયા તેમને પ્રણામ કરી તેમની પાસે બેસીને અમે શ્રદ્ધાપૂર્વક અજ્ઞાન–અંધકાર દૂર કરનાર ચંદ્રજ્યોત્સ્ના સરખી

ધર્મદેશના સાભળી ત્યાર પછી અગ્નિશિખે તેમને પૂછ્યું કે, આ બે કન્યાનો પતિ કોણ થશે? તેમણે કહ્યું કે, જે આ બન્નેના ભાઈને મારનાર હશે. તે વાત સાભળીને હિમથી જેમ ચદ્ર તેમ પિતાજી અને અમે બન્ને ઉદાસીન બન્યા, અને વૈરાગ્ય-ગર્ભિત વચનો વડે અમે કહ્યુ કે, હે પિતાજી! સંસારની અસારતાવાળી દેશના આજે જ આપણે સાભળી, તો પછી આ વિષાદરૂપ નિષાદ-ચંડાલથી કેમ પરાભવ પામો છો? આવા પ્રકારના વિષયથી ઉત્પન્ન થએલા સુખથી અમને સર્યું. ત્યારથી માડી અમે અમારા ભાઈનું રક્ષણ કરવામા પ્રવૃત્તિ કરતા હતા એક વખતે અમારા ભાઈએ ભ્રમણ કરતા કરતા તમારા મામા પુષ્પચૂલની પુષ્પવતી નામની કન્યાને જોઈ. અદ્ભુત લાવણ્યવાળા રૂપથી આકર્ષિત થએલા માનસવાળા તે દુર્બુદ્ધિએ તે કન્યાનુ હરણ કર્યું. 'કર્મના અનુસારે બુદ્ધિ ઉત્પન્ન થાય છે.' કન્યાની નજર સહન ન કરવાથી પોતે વિદ્યા-સાધના કરવા ગયો ત્યાર પછીની હકીકત તો આપ જાણો જ છો. તે સમયે પુષ્પવતીએ અમને ભાઈના મરણ સંબધી શોકને દૂર કરનાર ધર્માક્ષરો સભળાવ્યા. વળી પુષ્પવતીએ કહ્યુ કે, તમને ઈષ્ટ ભર્તાર થનાર બ્રહ્મદત્ત તે અહિ આવેલા છે. 'મુનિની વાણીમા ફરક પડેજ નહિ' તે વાતનો અમે સ્વીકાર કર્યો. પરતુ ઉતાવળમા લાલને બદલે ઉજ્જવલ પતાકા ચલાયમાન કરવાથી અમને છોડીને તમે ત્યાથી ચાલ્યા ગયા. અમારા ભાગ્યની પ્રતિકૂળતાથી તમે આવ્યા નહિ કે, પાછા દેખાયા નહિ. અમે દરેક જગ્યા પર રખડી રખડીને કટાળી ગયા, ત્યારે પાછા અહિ આવ્યા પુણ્યયોગે અહિ આપ આવી ગયા. પહેલા પુષ્પવતીના વચનથી અમે તમોને વરેલી જ છીએ અને તમો જ અમારી બન્નેની ગતિ છો ત્યાર પછી તેણે ગાંધર્વ-વિવાહથી બન્ને સાથે લગ્ન કર્યા. 'સરિતાઓનો સાગર તેમ સ્ત્રીઓના ભાજન ભોગીઓ બને છે' ગગા અને પાર્વતી સાથે જેમ મહાદેવ તેમ તે બન્નેની સાથે ક્રીડા કરતા બ્રહ્મદત્તે તે રાત્રિ ત્યા પસાર કરી. 'જ્યા સુધી મને રાજ્ય-પ્રાપ્તિ ન થાય, ત્યા સુધી તમારે પુષ્પવતી પાસે રહેવું' એમ કહીને તેમને રજા આપી. તે પ્રમાણે તેની આજ્ઞાને બન્નેએ માન્ય કરી. ત્યાર પછી ગધર્વનગરની જેમ લોકો સાથે તે મદિર અને સર્વ અદૃશ્ય થયુ

હવે બ્રહ્મદત્ત રત્નવતીની તપાસ કરવા માટે આશ્રમમા ગયો ત્યા ન દેખવાથી શુભાકૃતિવાળા એક પુરુષને પૂછ્યું કે, હે મહાભાગ્યશાળી! દિવ્ય વસ્ત્રો પહેરેલ રત્નાભૂષણોથી શોભાયમાન એવી કોઈ સ્ત્રીને આજે અગર ગઈ કાલે તમે દેખી છે? ત્યારે તેણે કહ્યુ કે, ગઈ કાલે હે નાથ! હે નાથ! એમ રુદન અને વિલાપ કરતી એક સ્ત્રીને મે જોઈ હતી પરંતુ તે ભત્રીજી થતી હોવાથી તેને ઓળખીને તેના કાકાને સમર્પણ કરી દીધી રત્નવતીના કાકાએ પણ બ્રહ્મદત્તને બોલાવ્યો. મોટી ઋદ્ધિવાળા ધનિકોને સર્વ વસ્તુ નજીવી લાગે છે તેની સાથે વિષય-સુખ અનુભવતા હવે એક દિવસે વરધનુનું મરણોત્તર કાર્ય શરૂ કર્યું હવે જ્યારે બીજા દિવસે બ્રાહ્મણોને જમવા બેસાડ્યા, ત્યારે બ્રાહ્મણવેષધારી વરધનુ ત્યા આવી આ પ્રમાણે કહેવા લાગ્યો કે, 'જો મને ભોજન આપશો, તો સાક્ષાત એ વરધનુને' એ પ્રમાણે કાનને અમૃતસમાન એવી વાણી બ્રહ્મપુત્રે સાભળી. તે પણ તેને દેખીને આલિગન કરી જાણે આત્માને એકસ્વરૂપ બનાવતો હોય અને હર્ષાશ્રુ વડે નવડાવતો હોય તેમ ઘરની અંદર લઈ ગયો ત્યાર પછી કુમાર વડે પૂછાએલા એવા તેણે પોતાનો વૃત્તાત કહ્યો કે, તમે સુઈ ગયા પછી દીર્ઘના સૈનિકો માફક ચોરોએ મને ઘેરી લીધો.

વૃક્ષોના આંતરામાં સંતાએલા એક ચોરે એક બાણથી મને એવી રીતે હણ્યો કે જેથી હું પૃથ્વી પર પડ્યો અને લતાની અંદર છૂપાઈ ગયો. ચોરો ગયા પછી વૃક્ષની બખોલમાં જળમાં જેમ આતિપક્ષી તેમ સંતાઈ ગયો. અનુક્રમે ગામમાં પહોંચ્યો. ગામના મુખી પાસેથી તમારા સમાચાર જાણીને હું અહિં આવ્યો અને ભાગ્યયોગે મોર જેમ મેઘને તેમ તમને મેં જોયા. બ્રહ્મદત્તે તેને કહ્યું કે, હવે આપણે પુરુષાર્થ વગર કાયરો માફક ક્યાં સુધી રહીશું ? આ સમયે કામદેવને સામ્રાજ્ય પ્રાપ્ત કરાવનાર, મદિરા માફક યુવાનને મદ કરાવનાર વસંતોત્સવ પ્રગટ્યો. તે વખતે રાજાનો મત્તહાથી સ્તંભ તોડીને સાંકળ રહિત થઈ સમગ્ર લોકોને ત્રાસ પમાડતો મૃત્યુનો જાણે નાનો ભાઈ હોય તેમ બહાર નીકળ્યો. ત્યાર પછી નિતંબના ભારની પીડાથી સ્ખલના પામતી ગતિવાળી કોઈક કન્યાને હાથીએ સૂંઢથી કમલિની માફક પકડી શરણાર્થી આક્રંદન કરતી દીનનેત્રવાળી તે કન્યાની વિષમ સ્થિતિ થવાથી સર્વ દુઃખના બીજાક્ષર સમાન હાહારવ ઉછળ્યો. 'હે માતંગ ! તારૂં માતંગ એટલે ચંડાળ નામ સાર્થક છે, સ્ત્રીને પકડતા તને લજ્જા આવતી નથી ?' એમ કહેવાએલા તે હાથી પાસેથી તેને મુકત કરાવી કુમાર તેની સામે ગયો. એકદમ કુદકો મારીને દાંત ઉપર પગથીયા માફક પગ સ્થાપન કરી સહેલાઈથી કુમારે તેના ઉપર આરોહણ કર્યું અને આસન કરી બેસી ગયો. વાણી અને પગ દબાવવારૂપ અંકુશ વડે યોગ જાણનાર યોગ વડે આત્માને તેમ તે કુમારે તે હાથીને તરત વશ કર્યો. "બહુ સારૂં કર્યું, બહુ સારૂ કર્યું, શાબાશ, શાબાશ !" એ પ્રમાણે લોકોવડે કુમારનો જય જયકાર પ્રવર્ત્યો, કુમારે પણ તેને થાંભલા પાસે લઈ જઈ હાથણી માફક બાંધી દીધો. ત્યાર પછી રાજા ત્યાં આવ્યો અને તેને દેખીને વિસ્મય પામ્યો. તેની આકૃતિ અને પરાક્રમથી કોણ આશ્ચર્ય ન પામે ? આ છૂપો પુરુષ કોણ હશે ? અને ક્યાંથી આવ્યો હશે ? અથવા તો આ સૂર્ય કે ઈન્દ્ર હશે ? એમ રાજાએ કહ્યું, એટલે રત્નવતીના કાકાએ તેને કહ્યું. ત્યાર પછી પુણ્યમાની રાજાએ ઉત્સવપૂર્વક દક્ષરાજાએ જેમ ચંદ્રને તેમ કન્યાઓ બ્રહ્મદત્તને આપી. તેમની સાથે લગ્ન કરીને સુખપૂર્વક તે ત્યાં રહેલો હતો, ત્યારે કોઈક સમયે વસ્ત્રનો છેડો ભમાવીને એક ઘરડી સ્ત્રીએ આવીને કહ્યું કે, આ નગરમાં જાણે લક્ષ્મીથી બીજો કુબેર હોય તેવો ધનાઢ્ય વૈશ્રમણ નામનો શેઠ છે, તેને સમુદ્રને જેમ લક્ષ્મી તેમ શ્રીમતી નામની પુત્રી છે. રાહુથી જેમ ચંદ્રકળાને તેમ તેને તમે હાથી પાસેથી છોડાવી, તે તમને જ મનથી વરેલી છે અને ત્યારથી તે ઝૂરે છે. જેમ તમે હાથીથી ઉગારી, તેમ હવે તેને કામથી પણ બચાવો, જેવી રીતે હૃદયમાં તમને ગ્રહણ કર્યા છે, તેવી જ રીતે તમે તેના હસ્તને સ્વીકારો. વિવાહના વિવિધ મંગલો સાથે કુમાર તેને પરણ્યો. અને સુબુદ્ધિ મંત્રીની નંદા નામની કન્યાને વળી વરધનુ પરણ્યો. શક્તિથી પ્રખ્યાતિ પામેલા તે બંને પૃથ્વીમાં ભ્રમણ કરતા અને ઉદ્યમ કરતા પ્રયાણ કરતા હતા. ત્યાર પછી બ્રહ્મદત્તને વારાણસી તરફ આવતા સાંભળી તેનો રાજા બ્રહ્મા માફક ગૌરવ કરીને સામો જઈને પોતાને ત્યાં લઈ ગયો. તે કટકરાજાએ પોતાની કટકવતી નામની પુત્રી તથા સાક્ષાત જયલક્ષ્મી સરખી ચતુરંગસેના આપી. ચંપાના સ્વામી કરેણુદત્ત, ધનુમંત્રી તથા ભગદત્ત વગેરે રાજાઓ તેનું આગમન સાંભળીને આવ્યા. ભરતે જેમ સુષેણને તેમ વરધનુને સેનાધિપતિ બનાવી દીર્ઘરાજાને લાંબા પંથે મોકલવા માટે બ્રહ્મપુત્રે લડાઈ માટે પ્રયાણ કર્યું. દીર્ઘરાજાના દૂતે કટકરાજા પાસે આવીને આ પ્રમાણે કહ્યું કે, દીર્ઘરાજા સાથેની બાલ્યકાળની મૈત્રી છોડવી યોગ્ય નથી. ત્યારે કટકે કહ્યું કે, બ્રહ્મરાજા સહિત આગળ આપણે સગાભાઈઓ

જેવા પાંચે મિત્રો હતા બ્રહ્મરાજાએ મરણ-સમયે પુત્ર અને રાજ્યનુ રક્ષણ કરવા માટે આપણને સોંપણી કરી હતી. ધિક્કારેલ, સમર્પણ કરેલને શાકિની પણ ખાતી નથી. બ્રહ્મરાજાના પુત્ર-ભાંડ તરફ દીર્ઘ રાજાએ લાંબો વિચાર ન કર્યો અને અતિશય પાપ આચર્યું, તેવુ પાપ ચંડાળ પણ શું આચરે ? માટે તું જા અને દીર્ઘને કહે કે, બ્રહ્મદત્ત તારી સામે આવી રહ્યો છે. યુદ્ધ કર, અથવા તો નાસી જા, એમ કહીને દૂતને રજા આપી ત્યાર પછી રોકાણ વગર પ્રયાણ કરતો કરતો બ્રહ્મપુત્ર કામ્પિલ્યપુર આવ્યો અને મેઘ જેમ સૂર્ય સહિત આકાશને તેમ તેણે દીર્ઘ સહિત નગર પર ઘેરો ઘાલ્યો. દંડથી ઈજા પામેલો મહાસર્પ દરમાથી બહાર નીકળે તેમ દીર્ઘરાજા પોતાના સર્વ પરિવાર સાથે અને યુદ્ધ-સામગ્રી સહિત નગરમાંથી બહાર નીકળ્યો.

ચુલનીએ પછી અત્યંત વૈરાગ્ય પામવાથી પૂર્ણાનામની પ્રવર્તિની પાસે દીક્ષા લીધી અને અનુક્રમે મુક્તિ પામી. નદીના જળચરો જેમ સમુદ્રના જળચરો વડે તેમ દીર્ઘરાજાના આગળ આવેલા સૈનિકો બ્રહ્મદત્તના સૈનિકો વડે ઘાયલ થયા. ક્રોધથી દાંત કચકચાવતો ભયંકર મુખાકૃતિવાળા વરાહ માફક દીર્ઘરાજા દોડીને શત્રુને હણવા માટે પ્રવર્ત્યો. બ્રહ્મદત્તના પાયદળો, રથસૈન્ય અને અશ્વસ્વાર સૈન્યો લાંબા વેગવાળા નદીપૂર માફક ચારે બાજુ ફરી વળ્યા ત્યાર પછી ક્રોધથી લાલનેત્રવાળો બનેલો બ્રહ્મદત્ત ગર્જના કરતા હાથી સાથે જેમ હાથી તેમ ગર્જના કરતા દીર્ઘરાજા સાથે જાતે યુદ્ધ કરવા લાગ્યો. પ્રલયકાળના ખળભળેલા સમુદ્ર સરખા બળવાન તે બંને, મોજાવડે જેમ મોજાંઓને તેમ અસ્ત્રો વડે અસ્ત્રોને ફેંકતા હતા હવે અવસર થયો છે, એમ જાણી સેવક માફક ફેલાતા પ્રકાશવાળુ સર્વ દિશાઓને જીતવાના સ્વભાવવાળું ચક્ર બ્રહ્મદત્તને પ્રગટ થયુ. બ્રહ્મદત્તે તે ચક્રરત્નથી તરત જ દીર્ઘને હણી નાખ્યો. ઘોને મૃત્યુ પમાડવામા વીજળીને કયો પરિશ્રમ-વિલંબ થાય ? સ્તુતિ કરતા માગધો માફક 'આ ચક્રવર્તી જય પામો' એમ બોલતા દેવોએ બ્રહ્મદત્તના ઉપર પુષ્પવૃષ્ટિ કરી. નગરલોકો પિતા, માતા, દેવતા માફક તેને જોવા લાગ્યા. અને ઈન્દ્રે જેમ અમરાવતીમા તેમ તેણે કાંપિલ્યપુરમા પ્રવેશ કર્યો બ્રહ્મદત્ત રાજાએ પૂર્વે પરણેલી પત્નીઓને સર્વસ્થાનેથી તેડાવી અને પુષ્પવતી નામની રાણીને સ્ત્રીરત્ન તરીકે સ્થાપન કરી. જુદા જુદા સ્વામીઓની સીમાઓ નિર્મૂલ કરીને છ ખંડોને સાધીને પૃથ્વી એકખંડ સ્વરૂપ બનાવી અર્થાત્ એક છત્રવાળા ચક્રવર્તીના રાજ્યની સ્થાપના કરી. બાર વરસ સુધી સર્વ દિશાના રાજાઓએ આવી આવીને રાજાઓએ જેમ ભારતનો તેમ તેનો પણ અભિષેક કર્યો ચોસઠ હજાર અંતપુરની સ્ત્રીઓથી પરિવરેલો તે પૂર્વભવમા કરેલા તપ-વૃક્ષના ફળસ્વરૂપ રાજ્યસુખને ભોગવતો હતો.

કોઈક દિવસે નાટક સંગીત ચાલી રહેલા હતાં, ત્યારે તેની દાસીએ દેવાંગનાએ ગુંથેલ હોય તેવો આશ્ચર્યકારી પુષ્પનો દડો સમર્પણ કર્યો. બ્રહ્મદત્તે તેને દેખીને 'મે પૂર્વે કયાંય પણ આવા પ્રકારનો દડો દેખ્યો છે.' એમ મનમા ઊહાપોહ વારંવાર કર્યો પહેલાંના પાંચ જન્મનાં સ્મરણો તત્કાલ ઉત્પન્ન થયાં અને આ સૌધર્મ દેવલોકમા મેં દેખ્યો હતો, તેમ રાજાએ જાણ્યુ તે ચંદનજળવડે સિંચાયો હોઈ સ્વસ્થ બની વિચાર કરવા લાગ્યો કે, મારા પૂર્વભવનો સગોભાઈ મને કેવી રીતે મળશે ? તેને ઓળખવા માટે '**आस्व दासौ मृगौ हसौ, मातंगावमरौ तथा ।**' અર્ધા શ્લોકવાળી સમસ્યા આપી. 'આ મારી સમસ્યાને જે અર્ધાશ્લોકથી પૂર્ણ કરશે, તેને મારું અર્ધું રાજ્ય આપીશ.' એવી નગરમા ઉદ્ઘોષણા કરાવી. સર્વે નગરલોકોએ પણ આ અર્ધ શ્લોકને પોતાના નામ માફક મુખપાઠ કર્યો, પણ તે સમસ્યાને કોઈએ પૂર્ણ ન કરી. તે

સમયે પુરિમતાલથી ચિત્રનો જીવ શેઠ-પુત્ર જાતિસ્મરણવાળો થઈ, દીક્ષા લઈ, વિહાર કરતા કરતા એક વખતે ત્યાં આવ્યો ત્યાં કોઈક ઉદ્યાનમાં નિર્જીવ ભૂમિમાં રહેલા તે મુનિએ કોઈક રેંટ ચલાવતા અને અર્ધો શ્લોક પઠન કરતા પુરુષ પાસે તે પદો સાંભળ્યાં, એટલે બાકી રહેલા પદો તેણે બોલાવીને ગોખાવ્યા 'षष्ठी नौ षष्ठिका जातिरन्योऽन्याभ्यां वियुक्तयोः ।' પછી તે રેંટ ચલાવનાર રાજા પાસે જઈને બોલી ગયો. એટલે રાજાએ પૂછ્યું કે, એ પદ જોડનાર કવિ કોણ છે? એટલે તેણે મુનિનુ નામ આપ્યુ તેને રાજાએ બક્ષિસ આપી અને તે ઉદ્યાનમા ધર્મવૃક્ષ ઉગેલુ હોય તેમ, મુનિને જોવા માટે ગયો. હર્ષાશ્રુ-પૂર્ણ નેત્રવાળા રાજાએ તે મુનિને વંદના કરી. ત્યા પૂર્વજન્મ માફક સ્નેહવાળો તે નજીકમા બેસી ગયો. કૃપારસ-સમુદ્ર મુનિએ આશીર્વાદ આપીને રાજાના ઉપકાર માટે ધર્મદેશના શરૂ કરી—

"હે રાજન! અસાર એવા આ સંસારમા કંઈ સાર નથી સારભૂત હોય તો કાદવમાં જેમ કમળ તેમ માત્ર ધર્મ જ એક માત્ર સાર છે શરીર, યૌવન, લક્ષ્મી, સ્વામીપણુ, મિત્રો અને બંધુઓ એ સર્વે પવનથી ફરકતી ધ્વજા સરખા ચંચળ છે જેવી રીતે પૃથ્વી સાધવા માટે બાહ્ય શત્રુઓને જિત્યા, તેમ મોક્ષ સાધવા માટે અંતરંગ શત્રુઓ પર પણ જય મેળવ બાહ્ય અને અભ્યંતર શત્રુઓનો વિવેક કરી મહાશત્રુ સરખા અભ્યંતર શત્રુઓનો ત્યાગ કરો રાજહંસ જેમ ક્ષીર અને પાણીનો વિભાગ કરી દૂધને જ ગ્રહણ કરે છે, તેમ તમે પણ યતિધર્મને ગ્રહણ કરો" બ્રહ્મદત્તે કહ્યુ, "હે બંધુ! ભાગ્યયોગે આજે તમારા દર્શન થયા આ રાજ્ય તમારૂ જ છે, માટે તમારી ઇચ્છા પ્રમાણે ભોગો ભોગવો તપસ્યાનું ફળ હોય તો ભોગો, તે મળ્યા પછી શા માટે તપ કરવું? પ્રયોજનની સિદ્ધિ આપોઆપ થયા પછી પ્રયત્ન કરવા કોણ ઉદ્યમ કરે?" મુનિએ કહ્યુ કે, "મને પણ કુબેર સરખી સંપત્તિઓ મળી હતી, પરંતુ ભવ-ભ્રમણના ભયવાળા મે તેનો તૃણ માફક ત્યાગ કર્યો છે. સૌધર્મ દેવલોકથી ક્ષીણપુણ્યવાળો આ પૃથ્વીતલમા આવ્યો છે, અને અહિંથી ઘટેલા પુણ્યવાળો હે રાજન! રખે તુ અધોગતિમા જાય આર્યદેશમા, શ્રેષ્ઠ કુલમા, મોક્ષ આપનાર મનુષ્યપણુ પામીને તુ અમૃતથી ગુદાશૌચ કરવા માફક આ જન્મવડે તું ભોગોની સાધના કરે છે! સ્વર્ગમાથી ચ્યવીને ઘટેલા પુણ્યવાળા આપણે કુયોનિઓમાં ભટક્યા, આ વગેરે યાદ કરતો હજુ તું બાળક માફક કેમ મુઝાય છે?" આવી રીતે તેણે પ્રતિબોધ કર્યો. તો પણ રાજા ન સમજ્યો. 'જેમણે નિયાણુ કર્યું હોય, તેને બોધિબીજની પ્રાપ્તિ ક્યાથી થાય?' આ નહિ સમજે તેમ જાણી મુનિ બીજી તરફ વિહાર કરી ગયા કાલદૃષ્ટિજાતિના સર્પે ડંખ્યા હોય, પછી ગારુડિકો રોકાઈને શુ કરે? ઘાતિકર્મોનો ક્ષય કરી ઉત્તમ કેવલજ્ઞાન પામીને ભવ સુધી રહેનારા કર્મોને પણ હણીને તે મુનિ મુક્તિપદ પામ્યા સંસારના સુખાનુભવમા લીન બનેલા બ્રહ્મદત્તે પણ સાતસો વર્ષ અનુક્રમે પસાર કર્યા, ત્યારે કોઈક પહેલાનો પરિચિત એક બ્રાહ્મણ તેની પાસે આવ્યો, અને તેણે કહ્યુ કે, તમે પોતે જે ભોજન કરો છો, તે મને આપો બ્રહ્મદત્તે તેને કહ્યુ કે, 'મારુ ભોજન પચાવવું તારે માટે મુશ્કેલ છે, લાંબા કાળે પચનારૂ અને મહાઉન્માદ કરાવનારૂ છે' 'અન્નદાન દેવામા પણ તમે કૃપણ છો! ધિક્કાર થાઓ તમને' એમ બોલતા તેને તેના કુટુંબ-પરિવાર સાથે રાજાએ પોતાનું ભોજન કરાવ્યુ હવે રાત્રિએ તે બ્રાહ્મણને બીજ માફક તે ભાતના ભોજનથી સો શાખાવાળો કામોન્માદ-વૃક્ષ અતિશય પ્રગટ થયો. માતા, બેન, પુત્રી, પુત્રવધૂ વગેરેના ભેદ

વગર માંહોમાંહે પશુ માફક પુત્ર સહિત બ્રાહ્મણે રતિક્રીડાની પ્રવૃત્તિ કરી રાત્રિ પૂર્ણ થયા પછી તે બ્રાહ્મણ અને ઘરના લોકો શરમથી પોતાનુ મુખ એક બીજાને બતાવવા શક્તિમાન ન બન્યા. 'ક્રૂર એવા રાજાએ મને આખા કુટુબ સહિત વિડબના પમાડ્યો' એમ ચિંતવતો બ્રાહ્મણ ક્રોધથી નગર બહાર નીકળી ગયો બહાર ભ્રમણ કરતા તેણે દૂરથી પીપળાના ઝાડના પાંદડામાં કાંકરાઓ વડે છિદ્ર પાડતા એવા કોઈક બકરાં પાળનાર રબારીને જોયો. 'મારા વેરનો બદલો વાળવા માટે આ સાધન બસ છે.' એમ વિચારી મૂલ્ય જેવા સત્કારથી તેને ખરીદી લઈ કહ્યુ કે, 'આ રાજમાર્ગ ઉપરથી હાથી પર બેસી છત્ર-ચામર સાથે જે જાય, તેની આંખો બે ગોલિકા ફેંકીને ફોડી નાખવી' રબારીએ બ્રાહ્મણનું તે પ્રમાણે વચન સ્વીકાર્યું, કારણ કે, પશુ જેવા પશુપાલો વિચાર કરી કાર્ય કરનારા હોતા નથી. પછી તે રબારીએ બે ભીંત વચ્ચે રહીને બે ગોળી બરાબર ફેંકીને રાજાની બે આંખો ફોડી નાખી 'દૈવની આજ્ઞા નક્કી ઉલ્લંઘન કરી શકાતી નથી' બાજપક્ષી વડે જેમ કાગડો તેમ અગરક્ષકો વડે તે રબારી પકડાયો ખૂબ માર માર્યો ત્યારે અપ્રિય કરાવનાર બ્રાહ્મણને જણાવ્યો તે સાભળી રાજાએ કહ્યું કે, 'બ્રાહ્મણની જાતિને ધિક્કાર થાઓ કે, તે પાપીઓ જ્યા ભોજન કરે છે, ત્યા જ ભાજન ભાગે છે. જે દાતાર પ્રત્યે સ્વામીભાવ રાખે છે, એવા કૂતરાને આપેલું સારૂ, પરંતુ કદાપિ કૃતઘ્ન એવા બ્રાહ્મણોને આપવું ઉચિત નથી ઠગનારા ક્રૂર શ્વાપદો માસાહારી બ્રાહ્મણોની ઉત્પત્તિ જેમણે કરી, તે જ પ્રથમ શિક્ષા કરવા લાયક છે' એમ બોલતા અતિશય ક્રોધવાળા રાજાએ પુત્ર, મિત્ર અને બધુ સહિત તે બ્રાહ્મણનો મુઠ્ઠીમા આવેલા મચ્છર માફક ઘાત કરાવ્યો. આંખે અંધ થયો અને ક્રોધથી હૃદયમાં અધ બન્યો. તેથી પુરોહિત વગેરે સર્વ વિપ્રોનો પણ તેણે ઘાત કરાવ્યો. તેણે પ્રધાનને આજ્ઞા કરી કે, ઘાયલ કરાએલા બ્રાહ્મણોના નેત્રોવડે વિશાલ થાળ ભરીને મારી પાસે સ્થાપન કરવો મત્રીઓ રાજાનો રૌદ્ર અધ્યવસાય જાણી ગુંદાના ફળોથી ભરી થાળને ધરતા હતા 'બ્રાહ્મણોના નેત્રોથી થાળ સારી રીતે પૂર્ણ બન્યો છે' એમ બોલતો બ્રહ્મદત્તરાજા તે થાળને અને નેત્રોને વારંવાર મસળે છે. બ્રહ્મદત્તને સ્રીરત્નરૂપ પુષ્પવતીના સ્પર્શમા જે આનંદ આવતો ન હતો, તેના કરતા વધારે આનદ તે થાળના સ્પર્શમા થતો હતો મદિરાના વ્યસનવાળો જેમ મદિરાપાત્રને તેમ દુર્ગતિના કારણભૂત એવા તે થાળને કદાપિ પણ પોતાની આગળથી ખસેડતો ન હતો ફલાભિમુખ પાપવૃક્ષના દોહલાને તૈયાર કરતો હોય તેમ બ્રાહ્મણોના નેત્રોની બુદ્ધિથી શ્લેષ્મ સરખા ચીકણા અને ચક્ષુ જેવડા ગુદાફળના ઠળિયાને તે મસળતો હતો તેથી પાછો નહીં હઠેલો રૌદ્રધ્યાનનો પરિણામ અત્યત વૃદ્ધિ પામવા લાગ્યો. "શુભ કે અશુભ ગમે તે હોય, પરંતુ તે સર્વ મોટાને મોટુ જ હોય છે" આ પ્રમાણે પાપરૂપ કાદવમા વરાહ સરખા તે ચક્રવર્તીના રૌદ્રધ્યાનની પરંપરાવાળા કર્મ બાધનાર સોળ વર્ષો વીતી ગયાં તે બ્રહ્મદત્ત ચક્રવર્તી સાતસો સોળ વર્ષનુ આયુષ્ય પૂર્ણ કરી હિંસાનુબધી પરિણામના ફળ અનુરૂપ સાતમી નારકી પૃથ્વીમા ગયો. ઇતિ બ્રહ્મદત્ત ચક્રવર્તીની કથા ૨૭

ફરી હિંસા કરનારની નિંદા કરે છે—

कुणिर्वरं वरं पंगुरशरीरी वरं पुमान् । अपि संपूर्णसर्वाङ्गो, न तु हिंसापरायण: ॥२८॥

હિંસા ન કરનાર, ઠુઠા, લગડા, અંગ વગરના કોઢિયા સારા છે, પરતુ સપૂર્ણ અગવાળા હિંસા કરનાર સારા નથી

હાથ-પગ વગરના, ખરાબ દેહવાળા, કુષ્ઠ રોગી, અંગરહિત અહિંસકો સારા છે, પણ સર્વાંગ સંપૂર્ણ હિંસા કરનાર સારો નથી ૨૮

'રૌદ્ર ધ્યાન-પરાયણ પુરુષ જે શાતિ નિમિત્તે પ્રાયશ્ચિત્તભૂત એવી. અથવા કુલક્રમથી ચાલી આવતી માછીમારો વગેરે જે હિંસાઓ કરે છે, તે રૌદ્રધ્યાન વગરની હોવાથી પાપ માટે થતી નથી' આવી શકા કરનારને કહે છે —

**हिंसा विघ्नाय जायेत, विघ्नशान्त्यै कृताऽपि हि। कुलाचारधियाऽप्येषा, कृता कुलविनाशिनी ॥२९॥**

વિઘ્ન-શાતિ માટે કરેલી હિસા પણ વિઘ્ન માટે થાય છે, કુલાચારની બુદ્ધિથી કરેલી પણ આ હિંસા કુલનો વિનાશ કરનારી થાય છે.

રૌદ્રધ્યાન વગરની, અવિવેકથી કે લોભથી જે શાતિ-નિમત્તે કે કુલ-પરપરાથી ચાલી આવેલી હિસા એ એકલા પાપના હેતુ સ્વરૂપ નથી, પરંતુ વિઘ્ન-શાંતિ માટે કરાતી હિંસા સમરાદિત્ય-કથામા કહેલ યશોધરના જીવ સુરેન્દ્રદત્તની જેમ લોટના બનાવેલા કૂકડાના વધ કરવા સ્વરૂપ ભવ-પરપરા વધારનાર વિઘ્નરૂપ થાય છે. 'આ અમારા કુળનો રિવાજ છે' એવી બુદ્ધિથી કરેલી હિસા કુળનો જ વિનાશ કરનારી થાય છે ૨૯.

હવે કુળક્રમથી આવેલી હિસાનો પણ ત્યાગ કરતો પુરુષ પ્રશંસવા યોગ્ય છે તે કહે છે :-

**अपि वंशक्रमायातां, यस्तु हिंसां परित्यजेत्। स श्रेष्ठः सुलस इव, कालसौकरिकात्मजः ॥३०॥**

વંશ અર્થાત કુલ-ક્રમથી ચાલી આવેલી હિસાનો જે ત્યાગ કરે છે, તે કાલસૌકરિક ખાટકીના પુત્ર સુલસ માફક શ્રેષ્ઠ છે

સદ્‌ગતિનો માર્ગ સારી રીતે જાણનાર કસાઇના પુત્ર સુલસની જેમ મરણને ઇચ્છે છે, પણ મનથી પણ પરપીડા કરતા નથી સપ્રદાય-ગમ્ય સુલસની કથા આ પ્રમાણે છે -

**કાલસૌકરિકપુત્ર સુલસની કથા**

મગધદેશમા મહાઋદ્ધિ યુક્ત રાજગૃહ નામનુ નગર હતું ત્યાં વીર ભગવતના ચરણ-કમળમા ભ્રમર જેવો શ્રેણિક રાજા હતો તેને કૃષ્ણપિતા વસુદેવને જેમ દેવકી અને રોહિણી તેમ શીલાલંકારવાળી નદા અને ચેલ્લણા નામની બે પ્રિયતમા હતી વિશ્વરૂપ કુમુદને આનદ આપનાર ચંદ્ર સરખો બને કુળમા ભૂષણસમાન અભયકુમાર નામનો નંદાનો પુત્ર હતો. રાજાએ તેનુ ઉત્કૃષ્ટ બુદ્ધિ-કૌશલ્ય જાણીને સર્વાધિકારીપણે તેની નિમણૂક કરી 'ગુણો એ ગૌરવનુ સ્થાન છે' કોઈક સમયે જગત્પૂજ્ય શ્રીમહાવીર ભગવંત તે નગરમા આવી સમવસર્યા જગમ કલ્પવૃક્ષ સમાન એવા સ્વામીને આવેલા જાણીને પોતાને કૃતાર્થ માનતો હર્ષિત થએલો શ્રેણિક રાજા ત્યા આવ્યો દેવાદિક પર્ષદા પોતપોતાના સ્થાને બેસી ગયા પછી જગદ્‌ગુરુએ પાપનાશ કરનારી ધર્મદેશના શરૂ કરી તે વખતે કોઢની રસી ગળતી કાયાવાળો કોઈક આવીને, પ્રણામ કરીને ભૂમિતલમા જેમ હડકાયો શ્વાન તેમ પ્રભુની પાસે આવીને બેસી ગયો ત્યાર પછી ભગવતના બને પગ ઉપર તે નિશંકપણે ચદનરસ માફક પોતાના ઘણા પરૂરસથી લેપ કરવા લાગ્યો તેને દેખી ક્રોધ પામેલા શ્રેણિકરાજા વિચાર કરવા લાગ્યા કે, જગદ્‌ગુરુની આશાતના કરનાર આ પાપી અહિંથી ઉભો થાય, એટલે વધ કરવાની શિક્ષાને યોગ્ય છે આ વખતે ભગવતે છીંક ખાધી એટલે તે કોઢીયાએ કહ્યુ કે, 'તમે મરી જાવ' શ્રેણિકે છીંક ખાધી એટલે તેને 'જીવો' અભયકુમારે છીંક ખાધી, એટલે 'તમે જીવો અગર મૃત્યુ પામો' અને

કાલસૌકરિકને છીંક આવતા કહ્યુ કે, 'તુ જીવીશ નહિ અને મરીશ નહિ' પ્રભુ પ્રત્યે 'તમે મરી જાવ' એવા વચનથી રોષ પામેલા રાજાએ પોતાના સૈનિકોને આજ્ઞા કરી કે, આ સ્થાનથી ઉભો થાય એટલે તેને પકડી લેવો દેશના પૂર્ણ થયા પછી મહાવીર ભગવંતને નમસ્કાર કરી, કુષ્ઠી ઉભો થયો, એટલે ભાલો જેમ ડુક્કરને તેમ શ્રેણિકના સેવકોએ તેને ઘેરી લીધો. દિવ્યરૂપ ધારણ કરનાર સૂર્યબિબનુ અનુકરણ કરતો તે તેઓના દેખતા જ ક્ષણવારમા આકાશમા ઊડી ગયો. સેવકોએ આ વાત રાજાને કહી, એટલે રાજાએ વિસ્મયથી ભગવતને પૂછ્યુ કે, "આ કોણ છે?" ત્યારે ભગવંતે કહ્યુ કે, 'આ દેવ છે.' ફરી સર્વજ્ઞ ભગવતને પૂછ્યું કે, 'જો દેવ છે, તો પછી કયા કારણથી એ કુષ્ઠી બન્યો?' એટલે ભગવંતે પ્રત્યુત્તર આપ્યો કે, વત્સદેશમા કૌશામ્બી નામની પ્રસિદ્ધ નગરી છે, તેમા શતાનીક નામનો રાજા થઈ ગયો. તે નગરીમા હંમેશનો મહાદરિદ્ર અને મહામૂર્ખ સેડુક નામનો બ્રાહ્મણ હતો કોઇક વખતે તેની ગર્ભિણી પત્નીએ કહ્યુ કે, 'નજીકમા સૂવાવડ આવવાની છે, તો મારા માટે ઘી લાવો, નહિતર મારાથી વેદના સહન નહિ થાય' ત્યારે તેણે બ્રાહ્મણીને જવાબ આપ્યો, 'હે પ્રિયા! મારામાં કોઈ પ્રકારની આવડત કે કળા નથી, જેથી હુ કયાયથી પણ થોડુ મેળવી શકુ. શ્રીમતો કળાથી ગ્રહણ કરી શકાય છે' ત્યારે બ્રાહ્મણીએ કહ્યુ, 'હે સ્વામિ! તમે રાજાની સેવા કરો, આ પૃથ્વીમા રાજાથી બીજો કોઇ કલ્પવૃક્ષ નથી' 'ઠીક' એમ તેની વાતનો સ્વીકાર કરી રત્ન મેળવવાની ઇચ્છાવાળો જેમ સાગરની સેવા કરે, તેમ તે બ્રાહ્મણ પુષ્પ, ફળ આદિથી રાજાની સેવા કરવા લાગ્યો

હવે કોઈક સમયે વર્ષાઋતુ જેમ મેઘોવડે ચારેબાજુથી આકાશને ઘેરે, તેમ ચપાના રાજાએ મોટા સૈન્યથી કૌશાબીને ઘેરો ઘાલ્યો દરમા રહેલો સર્પ જેમ સમયની રાહ જુએ, તેમ લશ્કર સહિત શતાનીક કૌશાબીની મધ્યમા રહીને સમયની રાહ જોતો હતો લાબા કાળે ચંપાનો રાજા પણ સૈનિકો ઘટી ગએલા હોવાથી વર્ષાકાળમા રાજહંસ માફક પોતાના સ્થાને જવા પ્રવર્ત્યો, તે સમયે પુષ્પો લેવા માટે ઉદ્યાનમા ગએલા સેડુકે સવારે નિસ્તેજ ગ્રહ સરખા ઘટી ગએલ સૈનિકવાળા તે રાજાને જોયો તરત જ આવીને તેણે શતાનીક રાજાને નિવેદન કર્યું કે, "ભાગેલા દાતવાળા સપની માફક આપનો શત્રુ જઈ રહ્યો છે જો આજે તમે તેના તરફ યુદ્ધ કરવા જશો તો, તેને સુખપૂર્વક પકડી શકશો. ગમે તેટલો બળવાન હોય પણ ખિન્ન થયા પછી પરાક્રમથી પરાભવ પમાડી શકાય છે" તેના વચનને સારું માનનાર રાજા બાણવૃષ્ટિ વડે સારભૂત અગ્રસૈન્યવાળો હોવાથી ભયકર સવ સૈન્યાદિ સામગ્રી સાથે બહાર નિકળ્યો ત્યાર પછી પાછળ જોયા વગર ચપાના રાજસૈનિકો નાસવા લાગ્યા અણધારી વિજળી પડે, ત્યારે જોવા માટે કોણ સમર્થ બને? 'કઈ દિશામા જવું?' એમ વિચારતો ચપાનો અધિપતિ એકલો જ પલાયન થયો. તેના હાથી, અશ્વો, કોશ વગેરે કૌશાબીના રાજાએ ગ્રહણ કર્યા.

હર્ષ પામેલા મહા આશયવાળા શતાનીક રાજાએ કૌશાબીમા પ્રવેશ કરીને સેડુક વિપ્રને કહ્યુ, બોલ, તને શું આપુ? વિપ્રે તેને કહ્યુ, હુ મારી કુટુબિનીને પૂછીને યાચના કરીશ ગૃહસ્થોને ગૃહિણી વગર બીજુ કોઈ વિચાર કરવાનુ સ્થાન હોતુ નથી હર્ષ પામેલા ભટ્ટ ભટ્ટિણી પાસે જઈ સર્વ હકીકત કહી, ત્યારે બુદ્ધિશાળી એવી તેણે આ પ્રમાણે વિચાર્યું કે, જો આની પાસે રાજા પાસેથી ગ્રામાદિક ગ્રહણ કરાવીશ, તો એ બીજી પત્ની પરણશે કારણ કે, વૈભવ એ અહકાર કરાવનાર થાય છે. 'દરરોજ એક એક ઘરે જઈ ભોજન જમવું, તથા દક્ષિણામા એક

સોનામહોર માગવી ' એ પ્રમાણે પતિને શિખામણ આપી. તે પ્રમાણે વિપ્રે માગણી કરી અને રાજાએ પણ બોલ્યા પ્રમાણે આપ્યુ. ' સમુદ્ર મળવા છતા પણ ઘડો પોતાની યોગ્યતા પ્રમાણે જળપ્રાપ્તિ કરે છે. ' હમેશા તે પ્રમાણે તે પ્રાપ્ત કરતો હતો અને વળી તે સાથે આદર પણ મેળવતો હતો ' રાજપ્રસાદ પુરુષોને મહાગૌરવ કરનાર થાય છે ' આ રાજમાન્ય છે, એમ ધારીને લોકો તેને નિમત્રણ કરવા લાગ્યા જેના પર રાજા પ્રસન્ન થાય, તેનો સેવક કોણ ન થાય ? પ્રથમ ખાધેલુ વમન કરીને તે વારવાર ભોજન કરતો હતો. કારણ કે દરરોજ વધારામા દક્ષિણા મળતી હતી ' બ્રાહ્મણોના લોભને ધિક્કાર થાઓ. ' વિવિધ દક્ષિણાના ધનવડે તે વિપ્ર ધનવાન બન્યો અને જેમ વડલો મૂળ, ડાળ અને વડવાઈ વડે તેમ પુત્ર-પૌત્રોથી તે વિસ્તાર પામ્યો તે વિપ્ર હમેશા અજીર્ણ, અન્ન-વમન, ઓડકાર, આમરસ વડે લાખ વડે પીપળાની જેમ ત ચામડીના રોગવાળો બન્યો. તથી કરીને તે સડેલા નાક, પગ અને હાથવાળો કુષ્ઠી બની ગયો તેમ છતા અગ્નિ માફક અતૃપ્ત ત, રાજાની પાસે જઈને પણ તેવી રીતે ભોજન કરતો હતા.

એક વખત મત્રીઓએ રાજાને વિનતિ કરી કે, હે દેવ ! આ કુષ્ઠી છે અને તેનો રોગ ચેપી છે, માટે અહિં ભોજન કરે છે, તે યોગ્ય નથી તેના પુત્રો નિરોગી છે, તમાથી કોઈને પણ ભોજન કરાવો ' ખડિત થએલી પ્રતિમાના સ્થાને બીજી સ્થાપન કરવી જોઈએ. ' એ પ્રમાણે મત્રીઓએ કહ્યુ, તે વાતનો રાજાએ સ્વીકાર કર્યો. પોતાને સ્થાને પુત્રને સ્થાપન કરી વિપ્ર પોતે ઘરે રહ્યો ક્ષુદ્ર માખીઓના ટોળાથી પરિવરેલ મધપૂડા માફક પિતાને પુત્રોએ ઘર બહાર એક ઝુપડીમા રાખ્યો. બહાર રહેલા પિતાની આજ્ઞાને પુત્રો સાભળતા કે કરતા ન હતા, એટલુ જ નહિ પણ શ્વાન માફક તેને ભોજન કાષ્ઠપાત્રમા આપતા હતા અને પુત્રવધૂઓ પણ જુગુપ્સા કરતી, ભોજન પીરસતી મો ફેરવીને ઉભી રહેતી અને નાક મચકોડતી હતી તેણે વિચાર કર્યો કે, ' આ પુત્રોને મે ધનવાન બનાવ્યા, ત્યારે તેમણે સમુદ્રપાર કરાવનાર વહાણની માફક મારો અનાદર કરી મારો જ ત્યાગ કર્યો. વચનથી પણ તેઓ મને સતાપ આપતા નથી, એટલુ જ નહિ, પણ કુષ્ઠી, ક્રોધી, અસતુષ્ટ, અયોગ્ય એ વિગેરે અનુચિત શબ્દો બોલી આ પુત્રો મને ક્રોધ કરાવે છે. આ પુત્રો, જેવી રીતે મારી ઘૃણા કરે છે, તેમ તેઓ પણ ઘૃણાપાત્ર બને તેમ ગમે તમ કરી હુ કરીશ એમ વિચારી પુત્રોને કહ્યુ કે, હવે હુ જીવવાથી કટાળ્યો છુ, હે પુત્રો ! આપણો કુલાચાર એવા પ્રકારનો છે કે, ' મરવાની ઈચ્છાવાળાએ કુટુમ્બને એક મત્રેલો પશુ આપવો જોઈએ. માટે એક પશુ લાવો ' એ સાભળી અનુમોદન આપનારા પશુસરખી બુદ્ધિવાળા તે પુત્રો પશુ લાવ્યા ત્યાર પછી તેણે પોતાના અગ પરની રસી લુછી લુછીને પશુના ચારામા મિશ્રણ કરીને પશુને ત્યા સુધી ખવરાવ્યુ કે જ્યા સુધી તે પશુ કુષ્ઠી ન બન્યો ત્યાર પછી વિપ્રે પોતાના પુત્રોને પશુ આપ્યો. પિતાનો આશય ન સમજનારા ભોળા પુત્રોએ કોઇક દિવસે તે પશુને હણીને તેનુ ભોજન કર્યુ હવે હુ આત્મ-કલ્યાણ માટે તીર્થભૂમિએ જાઉ છુ ' એમ પુત્રોને પૂછીને ' હવે મારે અરણ્યનુ શરણ છે ' એમ ઉચામુખવાળો વિચારતો તે વિપ્ર ચાલ્યો અટવીમા જતા જતા તેને અત્યત તૃષા લાગી અને પાણી માટે રખડતા રખડતા તેણે વિવિધ વૃક્ષવાળા પ્રદેશમા મિત્ર સરખા દ્રહને દેખ્યો. તે દ્રહના કિનારા પરના વૃક્ષોથી ખરી પડેલા પાદડા, પુષ્પો અને ફળવાળા ઉનાળાના મધ્યકાળના સૂર્યકિરણોથી ઉકળેલા, કઢેલા ઉકાળા સરખા જળનુ પાન વિપ્રે કર્યુ. જેમ જેમ તે પાણી

પીએ છે, તેમ તેમ વારવાર તૃષા વધતી જાય છે અને વારંવાર પાણી પીએ છે, તેમ તેમ તેને કૃમિ સહિત રેચ લાગે છે તે દ્રહના જળપાનથી કેટલાક દિવસે તે નિરોગી થયો અને વસન્તમા જેમ વૃક્ષ તેમ મનોહર સર્વ અવયવવાળો બન્યો આરોગ્ય પામવાથી હર્ષિત થએલો વિપ્ર એકદમ ઘરે પાછો ફર્યો. 'જન્મભૂમિમા પુરુષોને શરીરનો વિશેષ પ્રકારનો ઉત્પન્ન થએલ શણગાર છે,'

તે નગરમા પ્રવેશ કરતો હતો, ત્યારે વિસ્મય પામેલા નગરલોકોએ કાચળી વગરના સર્પ માફક રોગમુક્ત અને દેખાવડા દેખાતા દેહવાળા તેને જોયો નગરલોકોએ પૂછ્યુ કે, ફરી જન્મેલા માફક તું નિરોગી કેવી રીતે થયો ? ત્યારે વિપ્રે કહ્યુ કે, 'દેવતાની આરાધના કરવાથી' પોતાના ઘરે જઈને પોતાના કુષ્ઠરોગવાળા પુત્રોને હર્ષથી દેખ્યા અને તેઓને કહ્યુ કે, 'મારી અવજ્ઞા કરવાનુ ફળ ઠીક મળ્યુ' ત્યારે પુત્રોએ તેને કહ્યુ, 'હે પિતાજી! વિશ્વાસુ અમારા વિષે તમે શત્રુ માફક આ નિર્દય કાર્ય કેમ કર્યું ?' ત્યાર પછી લોકોથી તિરસ્કાર પામેલા આશ્રય વગરના તેણે હે રાજન! તારા નગરમા આવીને જીવિકાના દ્વાર સરખા દ્વારપાળનો આશ્રય કર્યો. તેણે તે સમયે અહિં અમે આવ્યા હતા એટલે દ્વારપાળ અમારી ધર્મદેશના સાભળવા માટે પોતાનુ સ્થાન આ વિપ્રને સોપીને ગયો દ્વાર પાસે બેઠેલા તેણે દ્વાર પાસે આવતા પક્ષીઓ માટે નાખેલ બાલ જાણે જીંદગીમા આવું દેખ્યુ ન હોય તેમ કષ્ટવાળી ભૂખથી ઈચ્છા પ્રમાણે ખાધું ગળાડૂબ કંઠ સુધી ભોજન કરવાથી ગ્રીષ્મના તાપથી મારવાડના મુસાફર માફક ખૂબ તરસ ઉત્પન્ન થવાથી આકુળવ્યાકુળ બની ગયો છતા પણ દ્વારપાળના ભયથી સ્થાન છોડીને પરબડી કે જળાશય તરફ ન ગયો અને તૃષાપીડિત તે જળચર જીવોને ધન્ય માનવા લાગ્યો. 'પાણી પાણી' એમ બૂમ મારતો મારતો મૃત્યુ પામ્યો અને અહિં જ નગરના દરવાજા પાસેની વાવડીમાં દેડકો થયો. અમો ફરી વખત વિહાર કરતા કરતા અહિ આ જ નગરમા આવ્યા એટલે અમને વંદન કરવા માટે લોકો ઉતાવળા ઉતાવળા આવવા લાગ્યા અમારા આગમનના સમાચાર પનીહારીઓના મુખમાથી સાભળી તે દેડકાએ આમ વિચાર્યું કે, આવું પહેલા ક્યાય પણ સાભળ્યુ છે. વાર વાર ઊહાપોહ કરતા તેને સ્વપ્ન–સ્મરણ કરવા માફક તે જ ક્ષણે જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ થયુ. દેડકાએ એમ વિચાર્યું કે પહેલા મને દરવાજામા રોકીને દ્વારપાળ જે ભગવાનને વદન કરવા ગયો હતો, તે અહિં પધાર્યા છે. જેવી રીતે લોકો તેમના દર્શન કરવા જાય છે, તેવી રીતે હુ પણ જાઉ 'ગગા નદી સર્વ માટે સાધારણ છે, એ કોઇના બાપની માલિકીની નથી' અમને વંદન કરવાના કારણથી કૂદી કૂદીને તે માર્ગમા આવતો હતો, એટલામા તમારા ઘોડાની પગની ખરીથી છુદાઈને તે દેડકો મૃત્યુ પામ્યો. અમારી ભકિતથી ભાવિત મનવાળો તે દર્દુરાક દેવપણે ઉત્પન્ન થયો. 'વગર અનુષ્ઠાનની ભાવના પણ ફળવતી થાય છે' ઈન્દ્રરાજાએ સભામા કહ્યુ કે, શ્રાવકોમા શ્રેષ્ઠ શ્રેણિક દૃઢ શ્રદ્ધાવાળો છે, તે કારણે આ દેવ તેની પરીક્ષા કરવા માટે આવ્યો હતો ગોશીર્ષચદન વડે તેણે મારા ચરણની પૂજા કરી તમારી દૃષ્ટિને મુંઝવવા માટે બીજું સર્વ વૈક્રિય સ્વરૂપે કર્યું.

ફરી શ્રેણિક રાજાએ ભગવતને પ્રશ્ન કર્યો કે, આપને છીંક આવી, ત્યારે અમાગલિક શબ્દ અને બીજાઓને છીકો આવી ત્યારે માગલિક અમાગલિક શબ્દ કેમ બોલ્યો ? પછી ભગવતે કહ્યુ કે મને તેણે એમ કહ્યુ કે, 'હજુ સુધી ભવમા તમે કેમ પડી રહેલા છો ? તમે જલદીથી

છે.' સર્વજ્ઞ ભગવતે કહ્યુ, 'હે રાજન! અંધારા કૂવામાં પણ તેણે સ્વયં બનાવીને માટીના પાચસો પાડાઓને હણ્યા છે.' ત્યા જઈને જોયુ, તો તે પ્રમાણે દેખ્યું. ત્યાર પછી પોતે ઉદ્વેગ કરવા લાગ્યા કે, 'મારાં પૂર્વે કરેલાં કર્મને ધિક્કાર થાઓ. ભગવંતની વાણી ફેરફારવાળી હોતી નથી ' દરરોજ પાચસો પાચસો પાડાઓને મારતા આ કાલસૌકરિકને મહાપાપનો ઢગલો વૃદ્ધિ પામ્યો. નરક–પ્રાપ્તિ થઈ ત્યા સુધી આ લોકમા પણ તેને અતિ-ભયંકરમા ભયંકર એવા રોગો ઉત્પન્ન થયા છેડે નરક પ્રાપ્તિની ઉપર ઉકળેલા દારુણ પાપો વડે વધ કરાતા કુક્કર માફક વ્યાધિની પીડાથી કદર્થના પામેલો ઓ બાપ! ઓ મા!' એ પ્રમાણે ચીસો પાડતો હતો.

તે સ્ત્રી, તળાઈ, પુષ્પો, વીણાનો શબ્દ કે, શીખંડની અનુકૂળ સુખ–સામગ્રીને આખ, ચામડી, નાસિકા, કાન, જિહ્વામા શૂલો ભોકવા સરખું દુઃખ માનતો હતો ત્યાર પછી તેના પુત્ર સુલસે તેનુ સમગ્ર સ્વરૂપ જગતમા આપ્ત અને અભયદાન દેનાર એવા અભયકુમારને કહ્યું, ત્યારે અભયે તેને જણાવ્યુ કે, તારા પિતાએ જે હિંસાદિક પાપ કાર્યો કર્યા છે, તેનું આવું ફળ છે એ હકીકત સત્ય છે કે, 'અતિઉગ્ર પાપોનુ ફળ અહિંજ પ્રાપ્ત થાય છે' તો પણ તેની પ્રીતિ માટે આમ કર ઇન્દ્રિયોના વિપરીત પદાર્થોથી તેને શાતિ થશે વિષ્ટાની દુર્ગંધ નાશ કરવાનું જળ ઔષધ નથી હવે સુલસે આવીને તેને કડવા અને તીખા ભોજનો કરાવ્યા, અને તપેલા તાબાના રસ સરખા ઉકળતા પાણીનું પાન કરાવ્યુ. ઘણી વિષ્ટા લાવી તેના આખા શરીર પર લેપો કર્યા, ઉગ્ર કાટાની બનાવેલી શય્યામાં તેને સુવાડ્યો. ગધેડાના અને ઉંટોના કટુ શબ્દો તેને સભળાવ્યા રાક્ષસ, વેતાલ, હાડપિંજર જેવા ભયકર રૂપો તેને બતાવ્યાં. તેવા પ્રકારના પ્રતિકૂળ વિષયોથી ખુશ થએલા તેણે પુત્રને કહ્યુ કે, લાબા કાળે આજે સ્વાદિષ્ટ ભોજન, ઠંડુ જળ, કોમળ શય્યા, સુગંધી વિલેપન, કાનને અમૃત સમાન શબ્દ, આવા પ્રકારનાં સુદર રૂપો દેખવાનુ નેત્રસુખ મને પ્રાપ્ત કરાવ્યુ. આટલા લાબા સમય સુધી તે આવા ભોજનાદિના સુખથી મને વંચિત કેમ રાખ્યો? તે સાભળી સુલસ પુત્રે વિચાર્યું કે, અહો! આ જ જન્મમા પાપનુ ફળ ભોગવે છે, તો નરકમા તેનુ શુ થશે? સુલસ આમ વિચારી રહ્યો હતો, ત્યા તે મરીને અપ્રતિષ્ઠાન નામની સાતમી નારકીમા ભયકર નારકીપણાને પામ્યો

પિતાની મરણોત્તર ક્રિયા પછી સ્વજનોએ સુલસને કહ્યુ કે, 'હવે તું પિતાના સ્થાનનો આશ્રય કર, જેથી કરીને તારા વડે અમે સનાથ બનીએ ' તેઓને સુલસે કહ્યુ કે, 'એ કાર્ય હુ કદાપિ નહિ કરીશ ' પિતાએ અહિ જ લગાર અને આવતા જન્મમા આનું મહાકટુ ફળ મેળવ્યુ છે, જેમ મને મારા પ્રાણો પ્રિય છે. તેવી રીતે બીજા પ્રાણીઓને પણ પોતાના પ્રાણો પ્રિય જ હોય છે. પોતાના પ્રાણ ટકાવવા માટે પારકા પ્રાણોનો નાશ કરનારને ધિક્કાર હો. હિંસાનુ આવા પ્રકારનુ ફળ દેખીને હિંસાની આજીવિકાથી કોણ જીવે? જેનુ એકાત ફલ મરણ છે, તે જાણ્યા પછી કિંપાક-ફળ કોણ ખાય? પછી તે સ્વજનો તેને કહેવા લાગ્યા કે, 'પ્રાણિવધમા જે પાપ થશે, તે જેમ ગોત્રીઓ પિતાનું વારસામા મળેલ સુવર્ણ વહેંચી લે તેની માફક પાપનો ભાગ વહેચી લઈશુ ' તુ પ્રથમ એક પાડાને હણ, બીજાઓને પછી અમે હણીશુ તેથી ખરેખર તને ઘણુ અલ્પ પાપ થશે તે સમયે પિતાનો કુહાડો હાથ વડે ગ્રહણ કરીને સુલસે તેના પોતાની જઘામા માર્યો જેથી મૂર્છા ખાઈને તે નીચે પડ્યો, મૂર્છા ઉતરી અને

ચેતના આવી એટલે આક્રંદન પૂર્વક કરુણ સ્વરથી બોલ્યો કે, અરેરે! કઠોર કુઠારઘાતથી હું બહુ પીડા પામ્યો છું હે બંધુઓ! આ મારી વેદનાને ભાગ પાડીને તમે લઈ લો, જેથી મારી વેદના ઓછી થાય, પીડા પામતા મને બચાવો બચાવો! ખેદ પામેલા મનવાળા તે બંધુઓએ સુલસને કહ્યું કે, 'કોઈની પીડા કોઈ લઈ શકે ખરો?' ત્યારે સુલસે કહ્યું કે, મારી આટલી માત્ર પીડા પણ તમે લઈ શકતા નથી, તો પછી તમે નરકપીડા કેવી રીતે લઈ શકશો? કુટુંબ માટે પાપ કરીને ઘોર નરકવેદના એકલો હું જ પરલોકમા સહન કરીશ, બંધુઓ તો અહિં જ રહેવાના છે માટે ભલે વંશ-પરંપરામા હિંસા ચાલી આવી હોય તો પણ તેવી હિંસા સર્વથા હું નહિં જ કરીશ કદાચ પિતા અંધ થાય, તેથી પુત્રે પણ અંધ બનવું? એ પ્રમાણે કહી રહેલા અતિપીડાવાળા સુલસની સંભાળ લેવા માટે શ્રેણિક-પુત્ર અભયકુમાર ત્યા આવ્યા

સુલસને અભયકુમારે આલિંગન કરી કહ્યુ, બહુ સારૂ બહુ સારૂં, તારી સર્વ હકીકત અમે સાંભળી તેથી હર્ષ પામી અમે આવ્યા છીએ વંશપરંપરાના પાપથી કાદવ માફક દૂરથી જે પાછો હઠ્યો છે, તે માટે ખરેખર તું ધન્ય પ્રશંસાપાત્ર છો અમે ગુણો તરફ પક્ષપાત કરનાર છીએ ધર્મવત્સલ તે રાજકુમાર અભય મધુર આલાપોથી તેનું બહુમાન કરી પોતાને સ્થાને ગયો દુર્ગતિથી ભય પામેલો સુલસ પોતાના બંધુઓનો અનાદર કરી બાર વ્રતો ગ્રહણ કરી દરિદ્ર જેમ ઈશ્વરમા તેમ જૈનધર્મને વિષે સ્થાન પામ્યો કાલસૌકરિકના પુત્ર સુલસની જેમ જેઓ કુલપરંપરાથી થવાવાળી હિંસાનો ત્યાગ કરે છે, તેને સ્વર્ગસંપત્તિઓ દૂર નથી. તે શ્રેયકાર્યનો અધિકારી બને છે ૩૦ હિંસા કરવા છતા પણ દમાદિક કરવાથી પુણ્ય ઉપાર્જન કરે જ છે અને પાપની પણ વિશુદ્ધિ કરે છે?' તે સંબંધમા કહે છે—

दमो देवगुरूपास्तिर्दानमध्ययनं तपः ।
सर्वमप्येतदफलं, हिंसां चेन्न परित्यजेत् ॥ ३१ ॥

જો શાંતિકના કારણભૂત અથવા કુલક્રમથી ચાલી આવતી હિંસાનો ત્યાગ ન કરે તો ઇન્દ્રિયોનો જય કરવારૂપ દમ, દેવ અને ગુરુની સેવા, સુપાત્રમા દાન આપવું, ધર્મશાસ્ત્રાદિકનું પઠન કરવું, ચાંદ્રાયણ આદિ કઠોર તપ કરવા, વગેરે શુભ ધર્માનુષ્ઠાનો પણ પુણ્ય ઉપાર્જન અને પાપક્ષયાદિ ફળ વગરના સમજવા આ પ્રમાણે માંસલુબ્ધ શાંતિકના અર્થી અને કુલાચાર પાલન માટે કરાતી હિંસાનો પ્રતિષેધ કર્યો ૩૧

હવે શાસ્ત્રીય હિંસાનો પ્રતિષેધ કરતા શાસ્ત્રથીજ તેનું ખંડન કરે છે—

विश्वस्तो मुग्धधीर्लोकः, पात्यते नरकावनौ ।
अहो ! नृशंसैर्लोभान्धैर्हिंसाशास्त्रोपदेशकैः ॥ ३२ ॥

નિર્દય અને લોભાંધ એવા મનુ વગેરે હિંસાશાસ્ત્રોનો ઉપદેશ કરનારા, દયાવાળા તો હિંસાનો ઉપદેશ કે તેના શાસ્ત્રો રચે જ નહિ માંસ ખાવાના લોભમા અંધ બનેલાઓ વિશ્વાસવાળા ભદ્રિક જનોને નરકપૃથ્વીમા ફેંકે છે. લોભમા અંધ કેમ કહ્યા? તે માટે જણાવે છે સ્વાભાવિક વિવેક અને વિવેકીના સંસર્ગરૂપ ચક્ષુથી રહિત હોવાથી કહ્યુ છે કે, "સ્વાભાવિક વિવેક એ જ એક નિર્મલ ચક્ષુ છે. તેમ જ તેવા વિવેકવાળા સાથે સંવાસ, તે બીજું ચક્ષુ છે આ બને જગતમા જેને

નથી, તે તત્ત્વથી અંધ છે અને તે ખોટા માર્ગે પ્રવર્તે, તેમા કોનો અપરાધ ગણવો ?" ચતુર બુદ્ધિવાળો કાર્યાકાર્યનો વિવેક રાખનાર છેતરનારના વચનોમા વિશ્વાસ રાખતો નથી ૩૨.

જેમણે હિંસાશાસ્ત્ર કહેલ છે, તે જણાવી તેનો નિર્દેશ કરે છે—

'यज्ञार्थं पशवः सृष्टाः, स्वयमेव स्वयंभुवा।
यज्ञोऽस्य भूत्यै सर्वस्य, तस्माद् यज्ञे वधोऽवधः ॥ ३३ ॥

"બ્રહ્માએ પોતે જ યજ્ઞ માટે પશુઓ બનાવ્યા છે યજ્ઞ આ જગતને માટે કલ્યાણ અને આબાદી કરનાર છે, તે કારણે તેમા થતી હિંસા એ હિંસા નથી. હિંસાથી થનારા પાપની તેમા ઉત્પત્તિ નથી." તેમા એમ કહેવાય છે કે, 'યજ્ઞમા હિંસાનો દોષ કેમ નથી ?' તેના જવાબમા તેઓ કહે છે કે, 'જેની હિંસા કરવામા આવે, તેના પ્રાણવિયોગથી પુત્ર, સ્ત્રી, ધન વગેરેના વિયોગથી મહાનઅપકાર થાય છે અથવા સર્વ અનર્થ ઉત્પન્ન કરનાર દુષ્કૃત–પાપ થાય, નરકાદિક ફળો ભોગવવા પડે; પરતુ યજ્ઞમા હણાએલા જીવો ઉપર ઉપકાર થાય છે, નરકાદિક ફળ ન મળતા હોવાથી અપકાર થતો નથી ૩૩ તે જ કહે છે—

'औषध्यः पशवो वृक्षास्तिर्यंचः पक्षिणस्तथा।
यज्ञार्थं निधनं प्राप्ताः, प्राप्नुवन्त्युच्छ्रितिं पुनः ॥ ३४ ॥

"દર્ભ વગેરે ઔષધિઓ, બકરા વગેરે પશુઓ, યૂપ વગેરે વૃક્ષો, બળદ, ઘોડા વગેરે તિર્યંચો, કપિંજલ વગેરે પક્ષીઓ, યજ્ઞ નિમિત્તે નિધન ( વિનાશ–પીડા ) પામે છે, તે ફરી ઉત્કર્ષને પામે છે દેવ, ગંધર્વ–યોનિપણાને, અને ઉત્તરકુરુ વગેરેમા લાબા આયુષ્યને પામે છે." ૩૪

"मधुपर्के च यज्ञे च, पितृदैवतकर्मणि।
अत्रैव पशवो हिंस्या, नान्यत्रेत्यब्रवीन्मनुः ॥३५॥

एष्वर्थेषु पशून हिंसन्, वेदतत्त्वार्थविद् द्विजः।
आत्मानं च पशूंश्चैव, गमयत्युत्तमां गतिम् ॥ ३६ ॥"

મધુપર્ક એક પ્રકારની ક્રિયા, તેમા ગો–વધનું વિધાન કહેલુ છે, જ્યોતિષ્ટોમ યજ્ઞ વગેરેમા પશુવધ કરવાનુ કહેલુ છે, જેમા માતા–પિતા દેવતાઓ છે, એવા પ્રકારની ક્રિયાઓ તે રૂપ શ્રાદ્ધકર્મ પિતૃઓ તથા દેવતાઓનુ મહાયજ્ઞાદિ કર્મ, આ કહેલા વિધાનમા પશુઓની હિંસા કરવી, તે સિવાય પશુઓની હિંસા ન કરવી તેમ મનુએ કહેલુ છે.

આ કહેલા કાર્યો સાધવા માટે પશુઓની હિંસા કરતો બ્રાહ્મણ પોતાને અને પશુઓને સ્વર્ગ અને મોક્ષ ગતિ પમાડે છે કોણ? વેદના પરમાર્થને જાણનાર દ્વિજ વિદ્વાનોનો આ અધિકાર છે ૩૫, ૩૬

હિંસાશાસ્ત્રની વાત બાજુ પર રાખી તેના ઉપદેશ કરનારાઓ કેવા પ્રકારના છે, તે કહે છે—

ये चक्रुः क्रूरकर्माणः, शास्त्रं हिंसोपदेशकम्।
क्व ते यास्यन्ति नरके, नास्तिकेभ्योऽपि नास्तिकाः ॥ ३७ ॥

મનુ વગેરે જેઓએ નિર્દય ક્રૂર કર્મ કરવાના સ્મૃતિ વગેરે હિંસોપદેશક શાસ્ત્રો કર્યાં છે, તે કઈ નરકમા જશે? તેઓ દેખાવમા આસ્તિક લાગતા છતા નાસ્તિકથી પણ મહાનાસ્તિક છે.

वर वराकश्चार्वाको· योऽसौ प्रकटनास्तिकः।
वेदोक्तितापसच्छद्म–च्छन्नं रक्षो न जैमिनिः ॥ ३८ ॥

પ્રગટ નાસ્તિક દભ વગરનો બિચારો ચાર્વાક કંઈક સારો ગણાય, પરંતુ તાપસના વેષમા છુપાએલ અને વેદમા આમ કહ્યુ છે એમ કહી વેદશાસ્ત્રના નામે લોકોને ભમાવતો રાક્ષસ સરખો જૈમિનિ સારો નથી.

જૈમિનિની અપેક્ષાએ ચાર્વાક કે લોકાયતિક દભ વગરનો હોવાથી અનુકપા કરવા યોગ્ય કઈક ઠીક ગણાય, પરતુ જે વેદ–વચન આગળ કરનાર અને તાપસના વેષમા છુપાએલ સકલ પ્રાણીઓને ઠગનાર તે રાક્ષસ જેવો છે કહ્યુ છે કે, 'યજ્ઞ માટે પશુઓને ઉત્પન્ન કર્યા છે' તે તો માત્ર વાણીનો વિલાસ છે ખરી રીતે તો પોતપોતાના કર્માનુસાર જુદા જુદા પ્રકારની યોનિમા જીવો ઉત્પન્ન થાય છે' આમ હોવાથી કોઈકનો સૃષ્ટિવાદ ખોટો માર્ગ છે વિશ્વની સર્વની આબાદી માટે યજ્ઞ, એમ કહીને અર્થવાદ એ પક્ષપાત માત્ર છે 'વધ વધ નથી' એ હાસ્યવચન સમજવુ યજ્ઞ માટે મારેલા અને ઔષધિ આદિકના જીવોને ઉત્તમગતિની પ્રાપ્તિ તે, માત્ર તેની શ્રદ્ધા કરનારનુ વચન સમજવુ પરતુ સુકૃત કર્યા વગર યજ્ઞના વધ માત્રથી ઉચી ગતિ મળી શકતી નથી અને યજ્ઞમા હણવા માત્રથી જો ઉચી ગતિ મળતી હોય, તો પછી યજ્ઞમા માતા–પિતાદિકનો વધ કેમ કરાતો નથી? એથી કહેલુ છે કે. "હું સ્વર્ગના ભોગની તૃષ્ણાવાળો નથી, મે તમારી પાસે તેવી કોઈ માગણી કરી નથી, હુ તો હંમેશા તૃણ–ભોજનમા સતોષ માનનારો છુ, માટે હે ભલા પુરુષ! આમ કરવુ તને યોગ્ય નથી યજ્ઞની અદર હણાએલા પ્રાણીઓ જો નક્કી સ્વર્ગમા જ જતા હોય તો પછી તમે માતા–પિતા, પુત્ર અને બધુઓથી યજ્ઞ કેમ કરતા નથી?" "મધુપર્કાદિકમા હિસા કલ્યાણ કરનારી થાય છે, બીજામા નહિ" એ સ્વચ્છદીનુ વચન સમજવુ. હિસામા ફરક કેમ પાડ્યો? જેથી એક કલ્યાણ કરનારી અને બીજી તેવી નથી! પુણ્યાત્માઓએ તો સર્વ પ્રકારની હિસા ન કરવી જોઈએ. જેમ કે "સર્વ જીવો જીવવાની જ ઇચ્છા કરે છે, મરવાની નહિ, તે કારણથી નિર્ગ્રંથ મુનિવરો ઘોર પ્રાણિવધ કરતા નથી" વળી પૂર્વે કહી ગયા કે, 'આત્માને અને પશુને ઉત્તમ ગતિ પમાડે છે' આ અતિ સાહસિક સિવાય બીજો કોણ બોલવા તૈયાર થાય? હજુ અહિસક પશુને અકામનિર્જરાથી ઉત્તમ–ગતિની પ્રાપ્તિ થાય, પરતુ યજ્ઞ કરનાર બ્રાહ્મણને તો કસાઈ માફક તીક્ષ્ણ તલવારના પ્રહારપૂર્વક નિર્દયતાથી હિસા કરનારને ઉત્તમગતિની સભાવના પણ કેવી રીતે હોય? ૩૮

આ જ વાતને વિશેષ કહેવા પૂર્વક ઉપસહાર કરતા કહે છે—

देवोपहारव्याजेन, यज्ञव्याजेन येऽथवा।
घ्नन्ति जन्तून् गतघृणा, घोरां ते यान्ति दुर्गतिम् ॥ ३९ ॥

મહાનવમી, માઘઅષ્ટમી, ચૈત્ર અષ્ટમી, શ્રાવણ શુક્લ એકાદશીના દિવસોમા ભૈરવ, ચડિકા, આદિ દેવોને બલિના બાનાથી કે દેવપૂજાના નિમિત્તે દયા વગરના જેઓ જીવઘાત કરનારા છે,

તેઓ ભયંકર નરકાદિ દુર્ગતિમા જાય છે અહિં દેવને ભેટ ધરાવવા રૂપ વિશેષ કથન અને યજ્ઞના બાનાથી ઉપસંહાર જણાવ્યો નિર્દોષ અને સ્વાધીન ધર્મસાધન હોય, પછી સદોષ અને પરાધીન ધર્મસાધન પકડવું—એ હિતકારી ન ગણાય. કહ્યુ છે કે, 'આગણામા જો મધ મળી જતુ હોય, તો પછી તે માટે પર્વત પર જવા કોણ પ્રયાસ કરે?' ૩૯ એ જ કહે છે—

शम-शील-दयामूलं, हित्वा धर्मं जगद्धितम् ।
अहो! हिंसाऽपि धर्माय, जगदे मन्दबुद्धिभिः ॥ ४० ॥

કષાય અને ઇન્દ્રિયોના જયરૂપ શમ, સુંદર સ્વભાવરૂપ શીલ, પ્રાણીની અનુકંપા સ્વરૂપ દયા, આ ત્રણ મૂળ કારણ જેના છે, તે અભ્યુદય અને મોક્ષના કારણરૂપ ધર્મ છે; આવા પ્રકારનો ધર્મ જગતના જીવોને હિત કરનાર થાય છે, પરંતુ ખેદની વાત છે કે શમ, શીલ, દયા આદિ ધર્મના સાધનોનો ત્યાગ કરીને હિંસાદિકને જેઓ ધર્મ-સાધનો ગણાવે છે અને ધર્મના સાધનોની ઉપેક્ષા કરે છે—એવા પ્રકારે પ્રતિપાદન કરનારાઓની મંદ બુદ્ધિ પ્રગટ છે. ૪૦.

આ પ્રમાણે લોભમૂલક, શાંતિ-નિમિત્તે, કુલ-પરંપરાવાળી, યજ્ઞ-નિમિત્તે, દેવને ભેટ આપવા નિમિત્તે જણાવેલી હિંસાનો પ્રતિષેધ જણાવ્યો હવે પિતૃ વિષયક હિંસા બાકી છે, તે બીજા શાસ્ત્રોમાં કહી છે, તેનો છ શ્લોકોમા અનુવાદ કરે છે—

" हविर्यच्चिररात्राय, यच्चानन्त्याय कल्पते ।
पितृभ्यो विधिवद् दत्तं, तत् प्रवक्ष्याम्यशेषतः ॥ ४१ ॥
तिलैर्व्रीहियवैर्माषैरद्भिर्मूलफलेन वा ।
दत्तेन मासं प्रीयन्ते, विधिवत् पितरो नृणाम् ॥ ४२ ॥
द्वौ मासौ मत्स्यमांसेन, त्रीन् मासान् हारिणेन तु ।
औरभ्रेणाथ चतुरः, शाकुनेनेह पंच तु ॥ ४३ ॥
षण्मासांश्छागमांसेन, पार्षतेनेह सप्त वै ।
अष्टावेणस्य मांसेन, रौरवेण नवैव तु ॥ ४४ ॥
दश मासांस्तु तृप्यन्ति, वराह-महिषामिषैः ।
शश-कूर्मयोर्मांसेन, मासानेकादशैव तु ॥ ४५ ॥
संवत्सरं तु गव्येन, पयसा पायसेन तु ।
वार्ध्रीणसस्य मांसेन, तृप्तिर्द्वादशवार्षिकी " ॥ ४६ ॥

"જે હવિ એટલે બલિદાન કરવાથી લાંબાકાળ સુધી અને કેટલીક વખત અનંતા કાળ સુધી એમ બન્ને પ્રકારે વિધિપૂર્વક બલિ આપવાથી પિતાદિક પૂર્વજોને તૃપ્તિ થાય છે, તે સર્વ હું કહુ છું. તલ, ડાંગર, જવ, અડદ, જળ, મૂળ કે ફળ વિધિપૂર્વક આપવાથી મનુષ્યોના

આ વિષયમા શ્લોક જણાવે છે—"પર્વતોમાં મેરુ, દેવોમા ઇન્દ્ર, મનુષ્યોમાં ચક્રવર્તી, જ્યોતિષમા ચન્દ્ર, વૃક્ષોમા કલ્પવૃક્ષ, ગ્રહોમાં સૂર્ય, જળાશયોમા સમુદ્ર, અસુરો, સુરો અને મર્ત્યોના અધિપોમાં જિનપતિ, તેમ સર્વવ્રતોમા અધિપતિનુ સ્થાન અહિંસા પ્રાપ્ત કરે છે. વધારે કેટલુ કહેવુ ?" ૫૨ આ પ્રમાણે વિસ્તારથી અહિંસાવ્રત કહ્યુ

હવે સત્યવ્રતનો અવસર હોવાથી તેને કહે છે જૂઠની વિરતિ વગર તે વ્રત પ્રાપ્ત થઈ શકતું નથી. તેનુ ફળ બતાવ્યા વગર જૂઠથી વિરમવાનુ શકય નથી: માટે ખોટા વચનનું ફળ બતાવીને તેની વિરતિને બતાવે છે—

मन्मनत्वं काहलत्वं, मूकत्वं मुखरोगिताम् ।
वीक्ष्यासत्यफलं कन्याऽलीकाद्यसत्यमुत्सृजेत् ॥५३॥

બીજો સાભળનાર ન સમજી શકે તેવા વચન બોલવાના યોગે તે પુરુષ પણ મન્મન બોબડો કહેવાય, અસ્પષ્ટ બોલવાપણુ, મુંગાપણુ, મુખરોગવાળો કે બીજી જીભવાળો થાય, આ સર્વે અસત્ય વચન બોલવાના ફળ જાણીને શાસ્ત્રબલથી અસત્યનુ સ્વરૂપ સમજીને શ્રાવક મોટા અસત્યો બોલવાનો ત્યાગ કરે કહ્યું છે કે, "અસત્ય વચન બોલનારા મૂગા, જડબુદ્ધિ-વાળા, અગ-વિકલ, બોબડા કે જેનુ બોલેલુ કોઈને ન ગમે તેવા, દુર્ગંધ નીકળતા મુખવાળા થાય છે." ૫૩. કન્યાદિ સબધી અસત્ય જે આગળ કહેવાના છીએ, તે કહે છે—

कन्या-गो-भूम्यलीकानि, न्यासापहरणं तथा ।
कूटसाक्ष्यं च पंचेति, स्थूलासत्यान्यकीर्त्तयन् ॥५४॥

૧ કન્યા-વિષયક, ૨ ગાય-વિષયક, ૩ ભૂમિ-વિષયક, ૪ થાપણ પાછી ન આપવા વિષયક, ૫. ખોટી સાક્ષી પૂરવી, આ પાચને જિનેશ્વરોએ પાચ મોટા અસત્યો કહેલા છે. ૧ કન્યા સબધી અસત્ય તે કહેવાય કે, સારી કન્યાને ખરાબ કહેવી, ખરાબને સારી. જુદીને જુદી નહિ, જુદી નહિ, તેને જુદી કન્યા કહેવી, તે વિષયમા વિપરીત કહેવું, કન્યા શબ્દથી સર્વ કુમારાદિ બે પગવાળા મનુષ્યો સબધી સમજી લેવુ ૨ ગાય સબધી અસત્ય તે કહેવાય કે, અલ્પ દૂધ આપનારીને બહુ દૂધ આપનારી, બહુ દૂધ આપનારી ગાય માટે અલ્પ દૂધ આપનારી—એમ વિપરીત કથન કરવુ ઉપલક્ષણથી ચાર પગવાળા સર્વ માટે સમજી લેવું. ૩ ભૂમિ સબધી અસત્ય તે કહેવાય કે, પારકી જમીનને પણ પોતાની કહેવી અગર વિપરીત કહેવું આ બાકીના વૃક્ષાદિ પદાર્થો સબધી પણ ઉપલક્ષણથી સમજી લેવુ કોઈ શકા કરે કે, બે પગવાળા, ચાર પગવાળા કે અપદ એમ કેમ ગ્રહણ ન કર્યા ? જવાબ આપે છે કે, કન્યાલીકાદિ લોકમા અતિનિંદાપાત્ર તરીકે પ્રસિદ્ધ છે. ૪ રક્ષણ માટે બીજાને સોપવુ, તે ન્યાસ સુવર્ણ આદિ અનામત રાખી મૂકવા માટે આપવા, તે થાપણ રાખ્યા પછી વિપરીત બોલવુ, તે મોટો મૃષાવાદ ૫ આપણને પ્રામાણિક ગણી સ્થાપન કર્યા હોય, પરતુ લાચ-રૂશ્વત કે ઈર્ષ્યા-અદેખાઈથી ખોટી સાક્ષી પૂરવી જેમ કે, 'હુ આમા સાક્ષી છુ' પારકાના પાપનુ સમર્થન કરવારૂપ લક્ષણવિશેષ આશ્રીને પૂર્વથી આ જુદુ જણાવેલુ છે આ પાચે કિલષ્ટ આશયથી ઉત્પન્ન થનારા હોવાથી સ્થૂલ અસત્યો સમજવા ૫૪

આ પાચ મોટાં અસત્યોને વિશેષણ દ્વારા હેતુ સ્થાપીને તેનો પ્રતિષેધ બતાવે છે—

सर्वलोकविरुद्धं यद्, यद् विश्वसितघातकम् ।
यद् विपक्षश्च पुण्यस्य, न वदेत् तदसूनृतम् ॥५५॥

કન્યા, ગાય, ભૂમિ—વિષયક અસત્યો સર્વ લોકમા વિરુદ્ધ હોવાથી ન બોલવા. વિશ્વાસનો
ઘાત કરનાર હોવાથી થાપણ માટે અસત્ય ન બોલવું, પુણ્ય-ધર્મનો વિપક્ષ અધર્મ,
પ્રમાણભૂત ગણીને ભરોસો રાખીને સત્ય કહેવા માટે વિવાદીઓ વડે પ્રાર્થના કરાય, તે રૂપ
ધર્મ, અને ધર્મનો વિપક્ષ અધર્મ હોવાથી ખોટી સાક્ષી ન પૂરે ૫૫

અસત્યના ફળો બતાવના તેનો પરિહાર કરવા માટે ઉપદેશ આપે છે—

असत्यतो लघीयस्त्वम्, असत्याद् वचनीयता ।
अधोगतिरसत्याच्च, तदसत्यं परित्यजेत् ॥५६॥

અસત્ય બોલવાથી આ લોકમા અપકીર્તિ, હલકાઈ અને આવતા ભવમા દુર્ગતિ થાય છે,
માટે અસત્ય બોલવાનો ત્યાગ કરવો. ૫૬.

કિલષ્ટ આશય પૂર્વક અસત્ય બોલવાનો ભલે નિષેધ હોય, પરંતુ પ્રમાદથી બોલી જવાય
તો શી હરકત ? એ સંબધમા કહે છે—

असत्यवचनं प्राज्ञः, प्रमादेनापि नो वदेत् ।
श्रेयांसि येन भज्यन्ते, वात्ययेव महाद्रुमाः ॥५७॥

કિલષ્ટ આશય પૂર્વકના અસત્ય વચનની વાત બાજુ પર રાખો, પરંતુ અજ્ઞાન, સંશયાદિક
પ્રમાદથી પણ અસત્ય ન બોલવું પ્રમાદથી બોલાએલા અસત્ય વચનથી મહાવાયરાથી જેમ
મહાવૃક્ષો તેમ શ્રેય કાર્યો મૂળ સાથે ઉખડી વિનાશ પામે છે. મહર્ષિઓએ કહેલું છે કે :—

“ અતીત, વર્તમાન અને ભવિષ્યકાળમા થયેલા જે અર્થને ન જાણે, તેને “ આ એમ જ છે ”
એમ ન બોલે. અતીત, વર્તમાન અને ભવિષ્યકાળમા થયેલા જે પદાર્થમા શંકા થાય, તેને
“ આ એમ જ છે ” એમ કથન ન કરે અતીત, વર્તમાન અને ભવિષ્યકાળમા થયેલા જે પદાર્થમા
નિ:શંકપણું થયુ હોય, ત્યાં “ આ આમ છે.” એમ નિર્દેશ કરે. આ અસત્ય ચાર પ્રકારનું,
ભૂતનો અપલાપ કરી પદાર્થને છૂપાવવો, ન હોય તેવો પદાર્થ ઉભો કરવો, અર્થાન્તર અને ગર્હા.
ભૂતનિહ્નવ આ પ્રમાણે —“ આત્મા નથી, પુણ્ય-પાપ, પરલોકાદિ નથી.” અભૂતોદ્ભાવન
જેમકે, આત્મા સર્વગત છે, અથવા શ્યામાક જાતિના તંદુલ સરખો આત્મા છે અર્થાન્તર
એટલે બળદને ઘોડો વગેરે કહેવા. અને ગર્હા ત્રણ પ્રકારની—એક પાપવાળા વ્યાપાર પ્રવર્તાવ-
વર્તાવનારી જેમકે, ‘ખેતર ખેડો’ વગેરે. બીજી અપ્રિયા. કાણાને કાણો કહેવા રૂપ ત્રીજી આક્રોશ
કરવા સ્વરૂપ જેમકે, ‘અરે કુલટાપુત્ર !’ વગેરે ૫૭

અસત્ય વચન અતિપરિહાર કરવા યોગ્ય છે, એમ બતાવતા વળી આ લોકના દોષોને
બતાવે છે—

પિતૃઓ એક મહિના સુધી તૃપ્ત થાય છે મત્સ્યમાંસથી બે મહિના, હરણના માંસથી ત્રણ મહિના, ઘેટાના માંસથી ચાર, અને જંગલના કૂકડા પક્ષીઓથી તો પાંચ મહિના, બોકડાના માંસથી છ મહિના, પાર્ષત નામના હરણ વિશેષના માંસથી સાત મહિના, એણ નામના હરણના માંસથી આઠ મહિના, રૌરવ મૃગના માંસથી નવ મહિના, જંગલી ડુક્કરના અને પાડાના માંસથી દશ મહિના સુધી, તથા સસલા અને કાચબાના માંસથી અગીઆર મહિના સુધી પિતાદિક પૂર્વજો તૃપ્તિ પામે છે શ્રુત અને અનુમિત બેમા શ્રુતસંબંધ બળવાન હોવાથી ગવ્ય એટલે દૂધ કે ખીરનો સંબંધ સમજવો, પણ પ્રકરણથી માંસ ન લેવું કેટલાક એમ વ્યાખ્યા કરે છે કે, માંસ સાથે દૂધ અથવા દૂધમાંથી બનેલા દહિં વગેરે, દૂધમાં પકાવેલા ચોખા અથવા ખીર કે દૂધપાક એ પણ પાયસ કહેવાય, ઘરડો બોકડો જળપાન કરતા જેના એક જીભ અને બે કાન, ત્રણ જળ-સ્પર્શ કરે કહેલું છે કે, 'જેનુ ઇન્દ્રિય-બલ ક્ષીણ થયેલું છે, એવા પ્રકારના શ્વેત બોકડાને પિતૃકર્મમાં વાર્ધ્રીણસ યજ્ઞ કરનારાઓ કહે છે તેના માંસથી પિતાદિક પૂર્વજોને બાર વરસ તૃપ્તિ થાય છે ૪૧ થી ૪૬

પિતૃ-નિમિત્તક હિંસાના ઉપદેશ કરનારા શાસ્ત્રો જણાવીને હિંસાના દૂષણ કહે છે—

इति स्मृत्यनुसारेण, पितॄणां तर्पणाय या ।

मूढैर्विधीयते हिंसा, साऽपि दुर्गतिहेतवे ॥ ४७ ॥

પૂર્વે જણાવેલા સ્મૃતિ-ધર્મસંહિતા વગેરેના અનુસારે પિતૃઓ-પિતાના વંશજો— "શ્રુતિમાં કહ્યું છે કે, પિતાને, દાદાને અને વડદાદાને પિંડ અર્પણ કરે" તેઓનુ તર્પણ કરવા માટે મૂઢપુરુષો જે હિંસા કરે છે, તે માત્ર માંસલોભાદિના નિમિત્તવાળી નથી, પણ નરકાદિક દુર્ગતિના કારણવાળી છે થોડી પણ કોઇક હિંસા એ નરક-કારણ નથી થતી એમ ન માનવું વળી જે પિતાદિક પૂર્વજોની તૃપ્તિ માટે વિસ્તારથી વર્ણવેલી, તે ભોળા લોકોની બુદ્ધિમાં ભ્રમ કરાવનારી છે તલ, ડાંગર વગેરે તથા મત્સ્યાદિના માંસથી મૃત્યુ પામેલા પિતાદિકને તૃપ્તિ થાય છે !" તે માટે કહે છે કે 'જો મરેલા પ્રાણીઓને પણ અહિં તૃપ્તિ થતી હોય તો નિર્વાણ પામેલા દીવાનુ સ્નેહ-તેલ દીપકની શિખાને જરૂર વૃદ્ધિ પમાડે' એકલી હિંસા દુર્ગતિના કારણભૂત જ છે, તેમ નહિ, પરંતુ હિંસા કરાતા જંતુઓ સાથે વૈર, વિરોધ થતો હોવાથી આ લોક અને પરલોકમાં હિંસાના કારણથી ભયહેતુ બને છે ૪૭

અહિંસકને તો સર્વ જીવોને અભયદાન આપવામાં શૂરવીર હોવાથી કોઈના પણ તરફથી ભય હોતો નથી, તે જણાવે છે—

यो भूतेष्वभयं दद्यात्, भूतेभ्यस्तस्य नो भयम् ।

यादृग् वितीर्यते दानं, तादृगासाद्यते फलम् ॥ ४८ ॥

જેઓ જીવોને અભય આપે છે, તેને તેમના તરફથી ભય હોતો નથી જેવા પ્રકારનું દાન આપે, તેવા જ પ્રકારનું ફળ મેળવે છે ૪૮

આ પ્રમાણે હિંસામાં તત્પર બનેલા મનુષ્યોને નરકાદિક દુર્ગતિરૂપ હિંસાનુ ફળ જણાવ્યું હિંસક એવા નિંદાપાત્ર ચરિત્રવાળા દેવોના પણ મૂઢજન-પ્રસિદ્ધ પૂજ્યત્વની નિંદા કરે છે—

कोदण्ड-दण्ड-चक्रासि-शूल-शक्तिधराः सुराः ।
हिंसका अपि हा ! कष्टं, पूज्यन्ते देवताधिया ॥ ४९ ॥

અતિશય ખેદની વાત છે કે, રુદ્રાદિક દેવો હિંસા કરનારા હોવા છતાં અજ્ઞાન, અણકેળવાએલા સામાન્ય લોકો વડે વિવિધ પુષ્પ, ફળ, ભેટ વગેરેથી પૂજાય છે, તે પણ દેવતાબુદ્ધિથી. હિંસકપણાના હેતુભૂત વિશેષણ કહે છે ધનુષ્ય, દંડ, ચક્ર, તરવાર, શૂલ અને શક્તિ હથીયાર ધરનાર હોવાથી હિંસા કરનાર હિસા ન કરનારા હોય તો ધનુષાદિક ધારણ કરવુ અયુક્ત છે. ધનુષધારી શંકર, દંડ રાખનાર યમ, ચક્ર અને તલવાર ધારણ કરનાર વિષ્ણુ, શૂલધારી શિવ અને શિવા, શક્તિધર કુમાર, ઉપલક્ષણથી બીજા શસ્ત્રો ધારણ કરનાર દેવો પણ સમજી લેવા ૪૯

આ પ્રમાણે વિસ્તારથી હિંસાનો પ્રતિષેધ કરી પ્રતિપક્ષભૂત અહિંસાવ્રતની બે શ્લોકો વડે સ્તુતિ કરે છે —

मातेव सर्वभूतानाम्, अहिंसा हितकारिणी ।
अहिंसैव हि संसार-मरावमृतसारणिः ॥ ५० ॥

अहिंसा दुःखदावाग्नि-प्रावृषेण्यघनावली ।
भवभ्रमिरुगार्त्तानाम्, अहिंसा परमौषधी ॥ ५१॥

અહિંસા એ માતા માફક સર્વ જીવોની હિત કરનારી છે. અહિંસા એ ખરેખર સંસાર રૂપી મરુભૂમિમા અમૃતની નીક છે અહિંસા એ દુઃખદાવાગ્નિને ઓલવનાર મેઘ-પંક્તિ છે, અને અહિંસા એ ભવભ્રમણરૂપી ચક્રીના રોગથી પીડિતોને પરમૌષધિ સમાન છે ૫૦-૫૧.

અહિંસાવ્રતના ફળને બતાવે છે—

दीर्घमायुः परं रूपम्, आरोग्यं श्लाघनीयता ।
अहिंसायाः फलं सर्वं, किमन्यत् कामदैव सा ॥५२॥

અહિંસા પાલન કરનારને લાંબા આયુષ્યની પ્રાપ્તિ, ઉત્તમ રૂપ, નિરોગતા, પ્રશંસનીયતા વગેરે ફળો મળે છે. વધારે કેટલુ કહીએ ? એ મનોરથ પૂર્ણ કરનાર છે

અહિંસામા તત્પર બનેલો નક્કી બીજાનુ આયુષ્ય વધારતો જન્મ-જન્માતરમા લાબુ આયુષ્ય- ભોગવે છે, તેમજ પારકાના રૂપને નાશ નહિ કરતો તે ઉત્તમરૂપ પ્રાપ્ત કરે છે. અસ્વસ્થતાના કારણભૂત હિંસાનો ત્યાગ કરતો પરમ સ્વાસ્થ્યરૂપ આરોગ્ય મેળવે છે અને સર્વ જીવોને અભય દાન આપનારો થવાથી તેમનાથી પોતાની પ્રશંસા પ્રાપ્ત કરે છે આ સર્વ અહિંસાનું ફળ છે તે અહિંસા જે જે પ્રકારની અભિલાષા થાય, તેને તેને પ્રાપ્ત કરાવે છે. ઉપલક્ષણથી ન ઈચ્છેલ સ્વર્ગ અને મોક્ષ ફળ આપનાર થાય છે

असत्यवचनाद् वैर–विषादाप्रत्ययादयः ।
प्रादुःषन्ति न के दोषाः, कुपथ्याद् व्याधयो यथा ॥५८॥

અસત્ય વચન બોલવાથી વૈર, વિરોધ, પશ્ચાત્તાપ. અવિશ્વાસ, રાજ્યાદિકમા અમાન્ય વગેરે. કુપથ્ય ભોજનથી જેમ વ્યાધિઓ થાય છે, તેની માફક ઉપર કહેલા દોષો ઉત્પન્ન થાય છે. ૫૮

પરભવમા મૃષાવાદનુ ફલ જણાવે છે—

निगोदेष्वथ तिर्यक्षु, तथा नरकवासिषु ।
उत्पद्यन्ते मृषावाद–प्रमादेन शरीरिणः ॥५९॥

અસત્ય બોલવાના પ્રભાવથી પ્રાણીઓ અનંતકાય જીવવાળા નિગોદમા, ગાય, બળદ આદિ તિર્યચયોનિઓમા અને નરક-વાસીઓમા ઉત્પન્ન થાય છે ૫૯. હવે અસત્ય બોલવાના ત્યાગમા સુલટા ઉલટા બે પ્રકારે કાલિકાચાર્યનુ અને વસુરાજાનું એ બે દૃષ્ટાંત કહે છે—

ब्रूयाद् भियोपरोधाद् वा, नासत्यं कालिकार्यवत् ।
यस्तु ब्रूते स नरकं, प्रयाति वसुराजवत् ॥ ६० ॥

મરણાદિક ભય કે કોઈના દાક્ષિણ્યથી કાલિકાચાર્ય માફક અસત્ય ન બોલવુ અને ઉપર કહેલા કારણો ભય કે દાક્ષિણ્યથી અસત્ય વચન બોલે તો. વસુરાજા માફક નરકે જાય તે આ પ્રમાણે—

**સત્ય ઉપર કાલિકાચાર્યની કથા :—**

પૃથ્વીરૂપ રમણીના મુગટમણિ સમાન તુરમણી નામની નગરી હતી, ત્યા નામ પ્રમાણે ગુણવાળો જિતશત્રુ નામનો રાજા હતો ત્યા રુદ્રા નામની પ્રસિદ્ધ બ્રાહ્મણીને દત્ત નામનો પુત્ર હતો દત્ત અત્યંત ઉચ્છૃંખલ, હંમેશા જુગાર રમવો, મદ્યપાન કરવું એમા જ મજા માનતો ઈચ્છા પ્રમાણે છૂટથી વર્તન કરવા માટે તે રાજાની સેવા કરવા લાગ્યો રાજાએ પણ તેને છાયામાફક જોડીદારોમા મુખ્ય બનાવ્યો 'વૃદ્ધિ પામતી વિષવેલડીને આગળ વધવા કે ઉપર ચડવા માટે વૃક્ષ કામ લાગે છે' આ દત્તે પ્રજાને ભેદનીતિથી ગમે તેમ ઉશ્કેરીને રાજાને દેશવટો અપાવ્યો 'પાપાત્માઓ અને કપોતો પોતાના આશ્રયનો ઉચ્છેદ કરનારા હોય છે' તે દુરાત્મા આ રાજાના રાજ્ય પર પોતે જ બેસી ગયો 'હલકા માણસને પગનો અગ્ર ભાગ આપ્યો, તો માથા સુધી ચડી બેસે છે' સાક્ષાત્ પાપરૂપ ધૂમથી વિશ્વને મલિન કરતો હોય તેમ, તે ધર્મબુદ્ધિથી પશુઓની હિંસાવાળા મોટા યજ્ઞો કરવા લાગ્યો કોઈક સમયે સંયમ દેહસ્વરૂપ હોય તેવા, તે દત્તના મામા કાલિકાચાર્ય નામના આચાર્ય વિહાર કરતા ત્યા આવ્યા મિથ્યાત્વ–મોહિત હોવાથી આચાર્યની પાસે જવાની ઈચ્છા ન હતી, છતા પણ માતાએ અતિશય દબાણ કર્યું, જેથી તે મામાની પાસે આવ્યો મદિરાપાન કરેલા માફક પ્રમત્ત સરખા તેણે ઉદ્ભટપણાથી તેમને પૂછ્યુ, 'હે આચાર્ય ! જો જાણકાર હો તો યજ્ઞોનુ ફળ કહો' કાલિકાચાર્યે કહ્યુ કે, જો તુ ધર્મ પૂછે છે, તો તે સાભળ–

'પોતાને જે જે અપ્રિય હોય, તે બીજાને ન કરવુ.' 'અરે! હું તો યજ્ઞનું ફળ પૂછું છું.' એ પ્રમાણે ફરી કહ્યુ, એટલે આચાર્યે કહ્યુ, 'હિંસાદિ એ શ્રેય કરનાર નહિ, પણ પાપ બધાવનાર થાય છે.' ફરી દુર્બુદ્ધિ દત્તે તે જ પ્રશ્ન નિંદાપૂર્વક પૂછ્યો છતા આચાર્યે સજ્જનતા પૂર્વક ઉત્તર આપ્યો કે, 'યજ્ઞોનું ફલ નરક છે' ક્રોધ પામેલા દત્તે કહ્યુ, આ વિષયમા ખાત્રી કઈ? તે કહો આચાર્યે કહ્યુ કે, આજથી સાતમે દિવસે તું ચડાલની શ્વાન-કુંભીમા રંધાઈશ કોપથી ભવા ચડાવીને અને આખ લાલ કરીને ભૂતનો વળગાડ થયો હોય તેવો તે પૂછે છે કે તેમા શુ પ્રમાણ? હવે કાલિકાચાર્યે પણ કહ્યુ કે, 'ચંડાળની શ્વકુંભીમા રંધાવા પહેલા તે જ દિવસે અણધારી રીતે તારા મુખમા વિષ્ટાનો પ્રવેશ થશે.' રોષમાં આવેલા દત્તે કહ્યુ કે, 'તમારુ મૃત્યુ કોનાથી અને કયારે થશે?' ત્યારે આચાર્યે કહ્યુ કે, 'કોઈથી પણ નહિ, પણ પોતાના સમયે હુ સ્વર્ગમા જઈશ' એમ મુનિએ કહ્યુ ત્યારે રોષ પામેલા દત્તે પોતાના સેવકોને આજ્ઞા કરી કે, આ દુર્બુદ્ધિને પકડી લો, એ પ્રમાણે આજ્ઞા પામેલા સેવકોએ કાલિકાચાર્યને પકડી કેદ કર્યા.

હવે પાપકર્મી દત્તથી કટાળેલા સામતોએ પહેલાના રાજાને બોલાવી રાજ્ય અર્પણ કરવા નિર્ણય કર્યો શકાવાળો દત્ત પણ સિંહની ગર્જનાથી ત્રાસ પામેલા અને ઝાડીમા સતાઈ રહેલા હાથી માફક પોતાના ઘરમા છૂપાઈ ગયો દૈવયોગે સાતમો દિવસ કયો? તે ખ્યાલમા ન રહેતાં સાતમા દિવસે બહાર નીકળવા માટે કોટવાળ આદિ પાસે રાજમાર્ગ પર ચોકી પહેરો ગોઠવાવી રાજમાર્ગનુ રક્ષણ કર્યુ. ત્યા આગળ એક માળી પુષ્પનો કરડીયો લઈને પ્રાતઃકાળમા નગર-પ્રવેશ કરતો હતો, ત્યારે એણે ઝાડાના વેગથી માર્ગમા જ વિષ્ટા કરી અને ભય પામેલા તેણે પુષ્પોથી તે ઢાકી દીધી. 'આ જ દિવસે દુષ્ટ મુનિને પશુ માફક હણીશ' એમ વિચારતો દત્ત પણ ઘોડેસ્વારો સાથે બહાર નીકળ્યો દોડતા એક અશ્વની ખરી વડે ઉછળેલી વિષ્ટા દત્તના મુખમા પડી 'વ્રતધારી સયમીની વાણી અસત્ય થતી નથી' શિલા સાથે અફળાયા માફક ઢીલા દેહવાળો હતાશ બની ગયો અને ત્યાર પછી સામતોને કહ્યા વગર પોતાના ઘર તરફ ચાલ્યો હવે પ્રજાલોકોએ 'આણે આપણી મત્રણા જાણી નથી' એમ વિચારી એ ઘરમા પ્રવેશ કરે, તે પહેલા જ તેને બળદ માફક બાધીને પકડ્યો હવે રાત્રિ પૂર્ણ થાય એટલે જેમ સૂર્ય પોતાનું તેજ પ્રગટ કરે, તેમ પહેલાનો રાજા તે વખતે પ્રગટ થયો કરડીયાથી છુટેલા સર્પ માફક દૂરથી ક્રોધથી સળગતા તે રાજાએ નરકની કુભી સરખી ચંડાળની કુભીમાં દત્તને નાખ્યો. કુંભી નીચે અગ્નિ સળગાવ્યો અને કુભી તપતી હતી ત્યારે વચમા શ્વાનો રહેલા હતા પરમાધામિકો જેમ નારકીઓને તેમ દત્તને પીગળાવી મારી નાખ્યો રાજાના ભય અને આગ્રહને આધીન ન થતા સત્યવ્રતનુ રક્ષણ કરવા માટેની પ્રતિજ્ઞાવાળા કાલિકાચાર્ય માફક બુદ્ધિશાળી પુરુષ કદાપિ અસત્ય ન બોલે આ પ્રમાણે કાલિકાચાર્યનુ કથાનક કહ્યુ

અસત્ય ઉપર વસુરાજાની કથા.—

ચેદી દેશમા શુક્તિમતી નદીની ક્રીડાસખી સરખી પ્રસિદ્ધ શુક્તિમતી નામની નગરી હતી પૃથ્વીના મુગટ સમાન તે નગરીમા તેજથી અદ્ભુત માણિક્યરત્ન માફક અભિચદ્ર નામનો રાજા હતો પાડુરાજાને જેમ યુધિષ્ઠિર તેમ તે રાજાને મહાબુદ્ધિશાળી સત્ય વચન બોલનાર વસુ નામનો પુત્ર જન્મ્યો હતો ક્ષીરકદંબક ગુરુ પાસે તેમનો પુત્ર પર્વત, રાજપુત્ર વસુ અને

વિદ્યાર્થી નારદ એમ ત્રણ સહાધ્યાયીઓ પઠન કરતા હતા. ભણનારા આ ત્રણે ભણવાના શ્રમથી રાત્રે મકાનની અગાસીમા ઉંઘી ગયા હતા, ત્યારે આકાશમા જતાં જતા ચારણ મુનિઓ માહોમાહે એમ બોલ્યા કે, 'આમાથી એક સ્વર્ગમાં અને બીજા બે નરકમાં જશે' એ વાત ક્ષીરકદંબકે સાભળી તે સાભળી ખેદ પામેલા ક્ષીરકદંબકે વિચાર્યુ કે, 'હું ભણાવનાર હોઉં અને મારા શિષ્યો નરકે જાય, તે વાત ખેદની ગણાય' આમાથી સ્વર્ગમા કોણ અને નરકમા કયા બે જશે? તે જાણવાની ઈચ્છાવાળા ઉપાધ્યાયે ત્રણેને સાથે બોલાવ્યા અને લાખના રસથી ભરેલા પીઠાલોટના કૂકડા દરેકને એક એક આપીને કહ્યુ કે, 'આનો ત્યા વધ કરવો. જ્યા કોઈ ન દેખે' તેમા વસુ અને પર્વત બંનેએ તેવા શૂન્ય એકાત પ્રદેશમા જઈને પોતાની ગતિ માફક પીઠાના બનાવેલા કૂકડાઓનો વધ કર્યો મહાત્મા નારદે નગર બહાર જઈ ત્યા ઉભા રહીને એકાત પ્રદેશમાં દિશા જોઈને તર્ક કર્યો ગુરુજીએ તે પ્રમાણે આજ્ઞા કરી છે કે, 'હે વત્સ! તારે આનો વધ ત્યા કરવો કે, જ્યા કોઈ આ કૂકડાને ન દેખે,' આ કૂકડાને તે દેખે છે. હું દેખું છુ, ખેચરો દેખે છે, લોક પાલો દેખે છે અને એવા જ્ઞાનીઓ દેખે છે તેવું કોઈ પણ સ્થાન છે જ નહિ કે, જ્યાં કોઈ ન દેખે ગુરુની વાણીનુ તાત્પર્ય ખરેખર કૂકડાનો વધ ન કરવાનુ છે ગુરુ ભગવંતો હંમેશા દયાળુ હોય છે અને હિંસાથી પરાઙ્મુખ છે. અમારી બુદ્ધિની પરીક્ષા કરવા માટે આ આજ્ઞા કરી છે.' એમ વિચારી કૂકડાને હણ્યા વગર જ તે પાછો આવ્યો અને કૂકડાને ન હણવાનુ તે કારણ પણ ગુરુને નિવેદન કર્યુ 'આ સ્વર્ગમા જશે' એમ નિશ્ચય કરીને ગુરુએ નારદને સ્નેહથી આલિંગન કર્યું અને 'બહુ સારુ, બહુ સારુ' એમ કહ્યુ. વસુ અને પર્વતકે પાછા આવીને કહ્યું કે, જ્યા કોઈ દેખતું ન હતુ, ત્યા અમે બે કૂકડાને હણ્યા 'અરે! તમે બંને દેખતા હતા! હે પાપીઓ! ખેચરાદિકના દેખતા તમે બનેને કેમ હણ્યા?' એમ કહી ઠપકો આપ્યો

ત્યાર પછી ખેદથી જેને ભણાવવાની બુદ્ધિ ચાલી ગઈ છે, એવા ઉપાધ્યાયે વિચાર્યું કે, 'વસુ અને પર્વતને ભણાવવાનો મારો શ્રમ નિષ્ફળ ગયો ખરેખર ગુરુનો ઉપદેશ પણ પાત્ર અનુસારે પરિણમે છે' મેઘનું જળ સ્થાનના ભેદથી મુક્તાફલ અને લવણપણાને પામે છે પ્રિયપુત્ર પર્વતક અને પુત્ર કરતા પણ અધિક વસુ નરકે જશે, માટે આવા ગૃહવાસથી શો લાભ? તે વખતે વૈરાગ્યથી ઉપાધ્યાયે દીક્ષા ગ્રહણ કરી અને તેના સ્થાને વ્યાખ્યા કરવામા વિચક્ષણ એવો પર્વત બેઠો. ગુરુ-કૃપાથી સર્વ શાસ્ત્રમા વિશારદ બનીને શરદના મેઘ સમાન નિર્મલ બુદ્ધિવાળો નારદ પોતાની જન્મભૂમિમા ગયો રાજાઓમા ચદ્રસમાન અભિચદ્ર રાજાએ પણ સમયે દીક્ષા લીધી ત્યાર પછી શોભા વડે વાસુદેવ સમાન એવો વસુ રાજા થયો તેણે પૃથ્વીતલમાં સત્યવાદી તરીકેની પ્રસિદ્ધિ મેળવી અને તે પ્રસિદ્ધિનુ રક્ષણ કરવા માટે તે સત્ય જ બોલતો હતો. હવે એક વખતે શિકાર કરવા નીકળેલા શિકારીએ મૃગલા માટે વિન્ધ્યપર્વતમા બાણ ફેકયુ, ત્યારે તે વચમા જ સ્ખલના પામ્યુ. બાણ સ્ખલના પામવાનુ કારણ જાણવા માટે તે ત્યા ગયો તો હાથથી સ્પર્શ કરતાં કરતા આકાશ સરખી સ્વચ્છ સ્ફટિક-શિલા જાણવામા આવી એટલે તેણે વિચાર્યું કે, આ શિલાની બીજી બાજુ ચદ્રની અદર જેમ ભૂમિની છાયા તેની માફક સક્રાન્ત થએલા ચાલતા મૃગલાને મે જોયો હતો હાથથી સ્પર્શ કર્યા વગર કોઈ પણ પ્રકારે સર્વથા આ જાણી શકાય તેમ નથી, માટે અવશ્ય આ શિલા વસુરાજાને માટે યોગ્ય છે' તે શિકારીએ ગુપ્તપણે રાજા પાસે જઈને તે શિલાની હકીકત જણાવી, ખુશ થએલા રાજાએ તે ગ્રહણ કરી અને તેને ઘણું

ધન આપ્યુ. રાજાએ ગુપ્તપણે રાજસભામા બેસવા યોગ્ય તેની વેદિકા ઘડાવી અને ઘડનાર કારીગરોને મારી નંખાવ્યા 'રાજાઓ કદાપિ કોઈના થતા નથી.' તે વેદી ઉપર ચેદી રાજાનુ સિંહાસન સ્થાપન કર્યું અજ્ઞાન લોકો એમ સમજવા લાગ્યા, કે 'સત્યના પ્રભાવથી સિંહાસન આકાશમાં અદ્ધર રહેલું છે. ખરેખર સત્યથી તુષ્ટ થએલા દેવતાઓ આ રાજાનુ સાંનિધ્ય કરે છે' એવા પ્રકારની તેની અતિશય ઉજ્જવલ પ્રસિદ્ધિ દરેક દિશામા ફેલાઇ. તે પ્રસિદ્ધિથી ભય પામેલા રાજાઓ તેને આધીન બન્યા 'સાચી કે મિથ્યા પ્રસિદ્ધિ એ રાજાઓને વિજય આપનારી થાય છે.'

કોઈક સમયે નારદ ત્યા આવ્યા ત્યારે તેણે બુદ્ધિશાળી શિષ્યો પાસે ઋગ્વેદની વ્યાખ્યા કરતા પર્વતને જેયો. 'अजैर्यष्टव्यम्' આ સૂત્રની વ્યાખ્યામા 'અજ' એટલે બકરો એવો અર્થ સમજાવતા પર્વતને નારદે કહ્યુ, હે બંધુ! આ કહેવામા ભ્રાન્તિથી તારી ભૂલ થાય છે. ત્રણ વરસ થયા હોય, તેવા ધાન્યો ઉગતા નથી, તે 'અજો' કહેવાય. ગુરુજીએ આ પ્રમાણે જ આપણને વ્યાખ્યા કરી હતી, તેને તુ કેમ ભૂલી ગયો? ત્યાર પછી પર્વતે કહ્યુ કે, પિતાજીએ આ અર્થ નથી કહ્યો, પણ 'અજો' એટલે બકરા કહ્યા હતા અને એ જ પ્રમાણે કોષોમા પણ અર્થ કહેલો છે પછી નારદે કહ્યુ, 'આ પ્રમાણે શબ્દોના અર્થની ગૌણ અને મુખ્ય બે વિચારણા હોય છે, તેમાં આ વિષયમા ગુરુજીએ ગૌણ અર્થ કહ્યો હતો ગુરુજી ધર્મના ઉપદેશ કરનારા હતા, શ્રુતિ પણ ધર્મસ્વરૂપ જ છે. બંને વિપરીત કરીને હે મિત્ર! તુ પાપ ઉપાર્જન ન કર,' આગ્રહપૂર્વક પર્વતે કહ્યુ કે, ગુરુજીએ अजान्-मेषान् 'અજ' એટલે બકરા કહેલા છે, ગુરુએ કહેલા શબ્દના અર્થનુ ઉલ્લંઘન કરવાથી તું ધર્મ ઉપાર્જન કરે છે ખરો? ખોટા અભિમાનવાળી વાણી મનુષ્યને દંડ કે ભય આપનારી થતી નથી? પર્વતે 'પોતાના પક્ષની સ્થાપના કરવામા જે નિષ્ફળ થાય, તેણે જીહ્વા છેદ સ્વીકારવો—એવી આપણા વચ્ચે શરત હો' આ વિષયમા આપણા બે વચ્ચે સાથે અભ્યાસ કરનાર વસુરાજાને પ્રામાણિક નિર્ણય આપનાર તરીકે માન્ય કરવા નારદે તે વાતનો સ્વીકાર કર્યો, કારણ કે સત્ય બોલનારને ક્ષોભ થતો નથી ખાનગીમા પર્વતની માતાએ પુત્રને કહ્યુ, 'હુ ઘરકાર્યમા પરોવાયેલી હતી, ત્યારે 'અજાઃ' એટલે ત્રણ વરસના ધાન્યો એવો અર્થ મેં તારા પિતાજી પાસેથી સાંભળ્યો હતો તમોએ જિહ્વા-છેદની શરત અભિમાનથી કરી, તે કાર્ય અયોગ્ય કર્યું, વગર વિચાર્યે કાર્ય કરનાર આપત્તિના સ્થાનને પ્રાપ્ત કરે છે પર્વતે કહ્યું, 'આ પ્રમાણે મેં કર્યું તો છે જ, હે માતાજી! મે એક વખત ગમે તે કરી નાખ્યુ, હવે તેનો કંઈ ઉપાય છે કે નહિ? પછી તે પર્વતની આપત્તિની પીડા વડે હૃદયમા શલ્ય પામેલી માતા વસુરાજા પાસે ગઈ. 'પુત્ર ખાતર શુ ન કરાય?' તેણે કહ્યુ, હે માતાજી! તમને દેખવાથી આજે ખરેખર મને ગુરુજી ક્ષીરકદંબના જ દર્શન થયા, બોલો શુ કરુ? અથવા શુ આપુ? ત્યારે તેણે કહ્યુ, હે પૃથ્વીપતિ! મને પુત્રભિક્ષા આપ, હે પુત્ર! પુત્ર વગર ધન, ધાન્ય કે બીજી વસ્તુઓનું મારે શું પ્રયોજન છે? વસુએ કહ્યુ, હે માતાજી! પર્વત મને પૂજ્ય અને પાલન કરવા યોગ્ય જ છે, શ્રુતિ પણ એમ જ કહે છે કે, ગુરુના પુત્ર સાથે ગુરુની જેમ વર્તવુ' અકાલે રોષ કરનાર યમરાજાએ આજે કોની ચિઠ્ઠી ઉચકી? હે માતા! મારા બંધુને મારવાની ઇચ્છાવાળો કોણ છે? તે મને કહો તમે શા માટે ફિકર કરો છો? 'અજ' શબ્દની વ્યાખ્યાની હકીકત તથા પોતાના પુત્રે કરેલી શરત, તમને તેમા નિર્ણય કરનાર પ્રમાણપુરુષ તરીકે માન્યા છે, માટે તમારી પાસે પ્રાર્થના કરુ છુ કે, બંધુનુ રક્ષણ કરવા માટે 'અજ' એટલે બકરો એવો

અર્થ તમારે કહેવો મહાપુરુષો પ્રાણો આપીને પણ પરોપકાર કરનારા હોય છે, તો પછી વાણીથી કેમ નહિ ?' વસુએ કહ્યુ, 'હે માતાજી ! હું અસત્ય વચન કેમ બોલુ ? સત્ય વચન બોલનારા પ્રાણના નાશમા પણ અસત્ય બોલતા નથી વળી બીજું કઈક બોલવુ, પણ પાપથી ડરનારાએ અસત્ય તો ન જ બોલવુ વળી ગુરુ-વચનથી વિરુદ્ધ બોલવાની કે ખોટી સાક્ષી પૂરવાની વાત તો કેવી રીતે કરી શકાય ? ત્યારે માતાએ કહ્યુ, 'ગુરુના પુત્રનુ ધણુ કર્યું ! અથવા તો સત્યવ્રતનો આગ્રહ રાખ' એ પ્રમાણે જ્યારે રોષથી કહ્યું, ત્યારે વસુરાજાએ તેનુ વચન માન્ય કર્યું

ત્યાર પછી હર્ષ પામેલી ક્ષીરકદબની પત્ની ગઈ અને વિદ્વાન એવા નારદ અને પર્વત રાજસભામા આવ્યા, સભામા બને વાદીઓના સત્ય અને અસત્યરૂપ ક્ષીર અને નીરનો સારી રીતે વિભાગ કરનાર ઉજ્જવળ પ્રભાવાળા માધ્યસ્થ્ય ગુણવાળા સભ્યો એકઠા થયા પૃથ્વી અને આકાશ એ બન્ને વચ્ચે જેમ સૂર્ય તેમ આકાશ સરખા સ્વચ્છ સ્ફટિકની શિલાની વેદિકા ઉપર સ્થાપન કરેલ સિહાસનને સભાપતિ વસુરાજાએ શોભાયમાન કર્યું ત્યાર પછી નારદે અને પર્વતે રાજા પાસે પોતપોતાની વ્યાખ્યાની સ્થાપના કરી, અને કહ્યું કે, હવે તમે સત્ય અર્થ કહો બ્રાહ્મણ-વૃદ્ધોએ કહ્યુ કે, સ્વર્ગ અને પૃથ્વી એ બંને વચ્ચે જેમ સૂર્ય તેવી રીતે " આ બને વચ્ચે વિવાદ છે, તે તમારે વિષે પ્રમાણ છે ઘટ વગેરે દિવ્યો ખરેખર આજે સત્યથી જ વર્તી રહેલા છે, સત્યથી વરસાદ વરસે છે અને સત્યથી દેવતાઓ પણ વશ થાય છે, હે રાજન્ ! તમે જ લોકોને સત્યમા સ્થાપન કરો છો, તો આ વિષયમા આપને શુ કહીએ ? સત્યવ્રતને ઉચિત એવો નિર્ણય આપો " વચન ન સાભળ્યું હોય, તેમ પોતાની પ્રસિદ્ધિનો પણ ખ્યાલ કર્યા વગર વસુએ કહ્યુ કે, ગુરુજીએ 'અજાન્' 'મેષાન્' અર્થાત્ 'અજો' એટલે ઘેટા એવી વ્યાખ્યા કરી હતી, એમ કહીને સાક્ષી આપી તેના અસત્ય વચનથી દેવતાઓ ક્રોધાયમાન થયા અને દેવતાઓએ આકાશ જેવી નિર્મલ સ્ફટિકશિલાની વેદિકાવાળુ સિહાસન ચૂરી નાખ્યુ વસુમતીનો સ્વામી વસુરાજા ત્યાર પછી તત્કાલ નરકપાતની પ્રસ્તાવના કરતો હોય તેમ પૃથ્વીતલમા પડ્યો ખોટી સાક્ષી આપનાર ચંડાલ માફક તારુ મુખ કોણ દેખે ? એમ વસુને તિરસ્કારતો નારદ પોતાના સ્થાનકે ગયો અસત્ય વચન બોલવાથી કોપાયમાન થએલા દેવતાઓએ પટકાવેલ વસુરાજા ઘોર નરકમા ગયો અપરાધી તે વસુરાજાનો જે જે પુત્ર રાજ્ય પર બેસતો હતો, તેને તેને દેવતાઓ હણતા હતા, એવી રીતે આઠ હણ્યા હતા આ પ્રમાણે વસુરાજાને અસત્ય વચન બોલવાનુ ફળ સાભળીને જિનવચન શ્રવણ કરેલ આત્માએ કોઈના પણ આગ્રહને વશ ન બનતા પ્રાણોના સશયમા પણ અસત્ય ન જ બોલવુ. ૬૦. ઈતિ નારદ-પર્વત કથા.

'સજ્જનોને હિત કરનાર' તે સત્ય-એવી વ્યુત્પત્તિથી યથાર્થ વચન હોવા છતા પણ બીજાને પીડા કરનાર વચન પણ અસત્ય જ ગણેલુ છે, માટે સત્ય પણ એવા પ્રકારનુ ન બોલવુ જોઈએ-

न सत्यमपि भाषेत, परपीडाकरं वचः ।
लोकेऽपि श्रूयते यस्मात्, कौशिको नरकं गतः ॥६१॥

લોકવ્યવહારથી સત્ય દેખાવા છતા પરમાર્થથી વિચાર કરીએ તો તે પરપીડા કરનાર હોવાથી તે વચન અસત્ય જ છે, તેવા વચનો ન બોલવા જોઈએ તેવુ વચન બોલવાથી

નરકગમન થાય છે લોકોમાં અને બીજામતના શાસ્ત્રોમા પણ તે વાત સંભળાય છે કે, બીજાને પીડા કરનાર સત્ય વચન બોલવાથી કૌશિક નરકમા ગયો કૌશિકની વાત સંપ્રદાયથી આ પ્રમાણે સમજવી—

સત્ય એ જ ધનવાળો કૌશિક નામનો કોઈક તાપસ ગામના સબંધનો ત્યાગ કરી ગગા નદી પાસે રહેવા લાગ્યો કંદમૂળાદિનો આહાર કરનારા, મમત્વ-રહિત, પરિગ્રહ વગરના એવા તેણે સત્યવાદી તરીકે ઘણી નામના મેળવી. એક વખત ગામ લૂંટીને તે તાપસ દેખે તેવી રીતે તે ચોરો દરમા જેમ સર્પ તેમ આશ્રમ નજીકમા વનની ઝાડીમા ભરાઈ ગયા ચોરોના પગલાંના અનુસારે ગામલોકોએ તાપસને પૂછ્યું કે, 'તમે સત્યવાદી છો, કહો કે ચોરો ક્યાં ગયા?' ધર્મતત્ત્વના મર્મને ન જાણનાર કૌશિકે કહ્યું કે, 'આ ગાઢ ઝાડીની અદર ચોરોએ પ્રવેશ કર્યો છે.' તેના કહેવાથી હાથમા હથિયારોથી સજ્જ બની ગામલોકોએ વનમાં પ્રવેશ કરી શિકારીઓ જેમ મૃગલાને તેમ ચોરોને મારી નાખ્યા. 'બીજાને પીડા કરનાર' એવું સત્યવચન બોલનાર પોતાનું આયુષ્ય પૂર્ણ કરીને કૌશિક તાપસ પ્રગટ નારકીમા ગયો. ૬૧.

અલ્પ પણ અસત્ય બોલવાનો પ્રતિષેધ કરીને મહાઅસત્ય બોલનાર માટે ખેદ કરે છે—

अल्पादपि मृषावादाद्, रौरवादिषु संभवः।
अन्यथा वदतां जैनीं, वाचं त्वहह ! का गतिः? ॥६२॥

આ લોકના અલ્પ લાભ કરનાર થોડા અસત્યથી રૌરવ, મહારૌરવ વગેરે નારકીમા ઉત્પન્ન થાય છે. રૌરવ એ નારકી અર્થમા લોકોમા પ્રચલિત છે. નહિતર સર્વ નરકમા એમ કહેતે જિનેશ્વરની વાણીને વિપરીત અર્થમા કહેનાર અને અસત્ય કથન કરનાર કુતીર્થિકો તથા સ્વમતમા નિહ્નવો વગેરેની શી ગતિ થશે! નરક કરતા પણ અધિક અધમ ગતિ પામશે તેઓને રોકવા અશક્ય છે માટે ખરેખર તેઓ શોક અને ખેદ કરવા લાયક છે. કહેલુ છે કે:– "અહાહા! બીજા અન્ય સર્વ પાપો કરતા પ્રભુમાર્ગથી થોડું પણ વિપરીત બોલવું કે પ્રરૂપણા કરવી–એ મહા ભયકર છે મરીચિના ભવમા ઉપાર્જન કરેલા અવશેષમાત્ર પાપના યોગે દેવોથી જેના ગુણોની પ્રશસા થએલી હોવા છતા, ત્રણે ભુવનમા અજોડ મલ્લ સરખા તીર્થંકર હોવા છતા પણ ત્રણ જગતના પ્રભુ! તમે અનેક વખત ગોવાળીયા આદિકથી કદર્થના પામ્યા!" સ્ત્રી, ગાય, બ્રાહ્મણ અને ગર્ભના જીવોની હત્યા કરનાર દૃઢપ્રહારી સરખા કેટલાક ઘણા પાપ કરવા છતાં તે જ ભવમા સિદ્ધિ પામ્યા છે, તે વાત પ્રસિદ્ધ છે ૬૨.

અસત્યવાદીઓને નિંદીને સત્યવાદીઓની સ્તુતિ કરે છે–

ज्ञान-चारित्रयोर्मूलं, सत्यमेव वदन्ति ये।
धात्री पवित्रीक्रियते, तेषां चरणरेणुभिः॥ ६३ ॥

જ્ઞાન અને ચારિત્ર બનેના મૂલકારણ સ્વરૂપ સત્ય જ જેઓ બોલે છે, તેઓના ચરણની રજથી આ પૃથ્વી પવિત્ર થાય છે. જ્ઞાન અને ચારિત્ર એટલા માટે કહ્યુ કે, 'नाण-किरियाहि मोक्खो' એ ભગવાન ભાષ્યકારના વચનનો અનુવાદ કરવા માટે જ્ઞાન ગ્રહણ

કરવાથી દર્શન પણ આવી જાય, દર્શન વગરનું જ્ઞાન એ અજ્ઞાન ગણેલું છે મિથ્યાદષ્ટિ જીવો સદ્ અસદ્ પદાર્થો વિપરીતપણે જાણે છે તેમનુ જ્ઞાન ભવકારણવાળુ અને સ્વચ્છંદપણે અર્થ-કથન કરનારુ નિરપેક્ષતાવાળુ હોવાથી તેમને જ્ઞાનનુ ફળ થતુ નથી કહેલુ છે કે-"સાચા અને ખોટામા તફાવત ન હોવાથી, ભવના કારણભૂત, પોતાની મતિકલ્પના પ્રમાણે અર્થ કરતા હોવાથી, શાસ્ત્રની પરાધીનતા કે સાપેક્ષતા ન હોવાથી, જ્ઞાનના ફળ-સ્વરૂપ વિરતિનો અભાવ હોવાથી, મિથ્યાદષ્ટિનુ જ્ઞાન અજ્ઞાનરૂપે માનેલુ છે" ૬૩ સત્યવાદીઓનો આ લોકમાં પણ પ્રભાવ બતાવે છે-

अलीकं ये न भाषन्ते, सत्यव्रतमहाधनाः ।
नापराद्धुमलं तेभ्यो, भूत-प्रेतोरगादयः ॥ ६४ ॥

ભૂત, પ્રેત, વ્યંતર, કુટુંબીઓ જેઓ પોતાના સંબંધીઓને હેરાન-પરેશાન કરે છે, ઉપલક્ષણથી સર્પો, વાઘો વગેરે પણ સમજવા. પરંતુ સત્યવ્રત રૂપી મહાધનવાળા જેઓ અસત્ય બોલતા નથી, તેમને હેરાન કરવા ભૂતાદિક સમર્થ થઈ શકતા નથી. આને લગતા બીજા શ્લોકો પણ કહે છે—

બીજાં વ્રતો અહિંસા-જળનુ રક્ષણ કરનાર તળાવની પાળ સરખા છે સત્યવ્રતના ભંગ થવા યોગે પાળ તૂટી જાય તો તે અહિંસા-જળ રક્ષણ વગરનુ બની વિનાશ પામે સર્વ જીવોને ઉપકારક એવુ સત્ય જ ડાહ્યા પુરુષે બોલવું, અથવા સર્વ અર્થ સાધી આપનાર મૌનપણાનુ આલંબન કરી રહેવુ કોઈ પૂછે તો પણ, વૈરના કારણભૂત, કોઈની ગુપ્ત વાત પ્રગટ કરનાર, કઠોર, શંકા ઉત્પન્ન કરનાર કે શંકાસ્પદ, હિંસા કરાવનાર, કે ચાડી કરનાર વચન ન બોલવુ, પરંતુ ધર્મનો નાશ થતો હોય, ક્રિયાનો લોપ, સાચા સિદ્ધાંતનો અર્થ માર્યો જતો હોય, તો શક્તિવાળાએ તેના નિષેધ માટે વગર પૂછયે પણ બોલવુ." ચાર્વાક-નાસ્તિકો કૌલિકો, વિપ્રો, બૌદ્ધો, પાંચરાત્રિકો વગેરેએ અસત્યથી આક્રમણ કરી જગતને વિડંબના પમાડયું છે ખરેખર, તેઓના મુખમાથી જે વાણી બહાર નીકળે છે, તે નગરની ખાળ (ગટર)ના પ્રવાહ સરખી કાદવ-મિશ્રિત દુર્ગંધ જળની ઉપમાવાળી છે દાવાનળમા બળીને સળગી ગએલુ વૃક્ષ ફરી ઘટાવાળુ લીલુછમ તૈયાર બની જાય છે, પરંતુ દુર્વચન-અગ્નિથી બળેલો લોક સાચો ધર્મમાર્ગ પામી પલ્લવિત થતો નથી ચંદન, ચંદ્રિકા, ચંદ્રકાન્તમણિ, મોતીની માળાઓ તેટલો આહ્લાદ આપતી નથી, જેટલો આહ્લાદ મનુષ્યોની સાચી વાણી આપે છે શિખાવાળો, મુંડમસ્તકવાળો, જટાવાળો, નગ્ન કે વસ્ત્ર ધારણ કરનાર તપસ્વી એવો પણ જો અસત્ય બોલે, તો તે અસ્પૃશ્ય અંત્યજ કરતા પણ નિંદનીય છે ત્રાજવાના એક પલ્લામા અસત્ય વચનથી ઉત્પન્ન થએલુ પાપ અને બીજા પલ્લામા બાકીનુ સર્વ પાપ તોલ કરવામા આવે, તો પ્રથમનુ પલ્લુ વજનદાર થશે પરદારાગમન, ચોરી એ પાપો છોડવા માટેના પ્રતિવિધાનો કોઈક મળશે, પરંતુ અસત્ય વચન બોલનાર પુરુષોનો પ્રતિકાર કરનાર ઉપાય નથી દેવો પણ જેમનો પક્ષપાત કરે છે, રાજાઓ પણ જેની આજ્ઞા ઉઠાવે છે, અગ્નિ આદિક ઉપદ્રવો પણ જેનાથી શાન્ત બની જાય છે-આ સર્વ સત્ય વાણીનુ જ ફલ સમજવું આ પ્રમાણે બીજું વ્રત પૂર્ણ થયુ. ૬૪

હવે ત્રીજું અસ્તેયવ્રત કહેવાય છે તેમાં પણ ફળ બતાવ્યા વગર મનુષ્ય ચોરીથી અટકતો નથી, માટે ફળ બતાવવા પૂર્વક ચોરીની નિવૃત્તિ કહે છે—

दौर्भाग्यं प्रेष्यतां दास्यम्, अङ्गच्छेदं दरिद्रताम् ।
अदत्तात्तफलं ज्ञात्वा, स्थूलस्तेयं विवर्जयेत् ॥ ६५ ॥

દૌર્ભાગ્ય–બીજાને ઉદ્વેગ પમાડનાર, પારકાને ત્યા નોકર બની તેના કામ કરવા, ડામ આપી ગુલામ બનાવે, શરીરની પરાધીનતા, અગના અવયવોનો છેદ, હાથ, પગ આદિનો છેદ, નિર્ધનતા, વગેરે આ અને પરલોકમાં વગર આપેલી વસ્તુ ગ્રહણ કરવા રૂપ અદત્તાદાનના ફળો શાસ્ત્રથી અને ગુરુના મુખથી જાણીને મોટી ચોરી કરવા રૂપ અને 'ચોર' એવા શબ્દથી વ્યવહાર થાય તેવાં કાર્યો શ્રાવક ત્યાગ કરે ૬૫. તેને જ વિસ્તારથી કહે છે—

पतितं विस्मृतं नष्टं, स्थितं स्थापितमाहितम् ।
अदत्तं नाददीत स्वं, परकीयं क्वचित् सुधीः ॥ ६६ ॥

વાહન જતું હોય તેમાથી પડી ગએલું, માલિકે મૂકયુ હોય, પણ તે ભૂલી ગયા હોય, ખોવાઈ ગયું હોય અને માલિકને તેની ખબર ન હોય, અનામત–થાપણ સાચવવા મૂકી હોય, જમીનમાં દાટેલુ હોય, આ વગેરે પારકી માલિકીની ચીજ વસ્તુઓ વગર આપેલી ગ્રહણ કરવી, તે રૂપ ચોરી બુદ્ધિશાળી ગમે તેવા આપત્તિવાળા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ હોય તો પણ ન કરે. ૬૬. હવે ચોરી કરનારની નિંદા કરે છે—

अयं लोकः परलोको, धर्मो धैर्यं धृतिर्मतिः ।
मुष्णता परकीयं स्वं, मुषितं सर्वमप्यदः ॥ ६७ ॥

પારકા ધનની ચોરી કરનારે પોતાનું સર્વ ગુમાવ્યુ કેવી રીતે ? પ્રત્યક્ષ પ્રાપ્ત થએલ આ લોકનો જન્મ, જન્માતરમા પુણ્ય, ધૈર્ય, આપત્તિમા સહનશીલતા, સ્વસ્થતા, કાર્યાકાર્યનો વિવેક આ રૂપ ભાવધન ગુમાવ્યુ. ૬૭ હિંસા કરનાર કરતા પણ ચોરી કરનારના ઘણા દોષો કહે છે—

एकस्यैकं क्षणं दुःखं, मार्यमाणस्य जायते ।
सपुत्र–पौत्रस्य पुनः, यावज्जीवं हृते धने ॥ ६८ ॥

જેની હિંસા કરવામા આવે છે, તેને બહુ લાંબો કાળ નહિ, પણ એક ક્ષણનું દુઃખ થાય છે, પરંતુ જેનુ ધન હરણ કરવામા આવે છે, તેને તેના પુત્રો, પૌત્રો અને આખા કુટુબને જિંદગી સુધી તે દુખનો ઘા રૂઝાતો નથી ૬૮ ચોરીના ફળને વિસ્તારથી કહે છે—

चौर्य–पापद्रुमस्येह, वध–बन्धादिकं फलम् ।
जायते परलोके तु, फलं नरकवेदना ॥ ६९ ॥

ચોરી રૂપ પાપવૃક્ષનું ફળ આ લોકમા વધ, બન્ધનાદિક છે અને આવતા જન્મમા નરકમા વેદનારૂપ ફળ મળે છે ૬૯. હવે કદાચિત્ ભાગ્યયોગે કે રાજા આદિકના પ્રસાદથી

ન પકડાય, તો પણ મનમા પકડાઈ જવાની બીક, અસ્વસ્થતા, અપકીર્તિ આદિ આ લોકના માઠા ફળ બતાવે છે—

दिवसे वा रजन्यां वा, स्वप्ने वा जागरेऽपि वा ।
सशल्य इव चौर्येण, नैति स्वास्थ्यं नरः क्वचित् ॥ ७० ॥

ચોર રાતે કે દિવસે, સ્વપ્નમા કે જાગતામા પણ શલ્યવાળા માફક ક્યાય પણ ચોરીના કારણે શાતિ અનુભવી શકતો નથી ૭૦ ચોરી કરનારને એકલો શાતિનો અભાવ નથી, પરંતુ બધુવર્ગ પણ તેનો ત્યાગ કરે છે—

मित्र–पुत्र–कलत्राणि, भ्रातरः पितरोऽपि हि ।
संसजन्ति क्षणमपि, न म्लेच्छैरिव तस्करैः ॥ ७१ ॥

મિત્રો, પુત્રો, પત્નીઓ, ભાઈઓ, પિતા, કાકા વગેરે સગા–વહાલાઓ પણ મ્લેચ્છોના સંસર્ગ માફક ક્ષણ વાર પણ તેના સંસર્ગને કરતા નથી. કહ્યુ છે કે, બ્રહ્મહત્યા, મદિરાપાન, ચોરી, ગુરુપત્ની સાથે સભોગ અને આવા પાપકર્મ કરનારા સાથે સસર્ગ કરવો—આ પાચ મહાપાપો કહેલા છે અથવા રાજદડના ભયથી કહેલુ છે કે :—"ચોરી કરનાર અને કરાવનાર, સલાહ આપનાર, રહસ્ય જાણનાર, ચોરીનો માલ ખરીદ કરનાર, કરાવનાર. સ્થાન આપનાર, ભોજન આપનાર આમ સાત પ્રકારના ચોર કહેલા છે ચોરી કરવામાં પ્રવર્તનારના દોષો અને નિવૃત્ત થએલાના ગુણો, દરેકના દૃષ્ટાતથી સમજાવે છે—

संबन्ध्यपि निगृह्येत, चौर्यान्मण्डिकवन्नृपैः ।
चौरोऽपि त्यक्तचौर्यः स्यात्, स्वर्गभाग् रौहिणेयवत् ॥ ७२ ॥

ચોરી કરવાથી સબધી હોય તો પણ રાજા વડે મડિક માફક પકડાય છે અને ચોર છતા ચોરીનો ત્યાગ કરનાર રોહિણીયાની માફક સ્વર્ગસુખ ભોગવનાર થાય છે બન્નેના સપ્રદાયથી આવેલા દૃષ્ટાતો આ પ્રમાણે જાણવા :—

**મૂલદેવ અને મંડિક ચોરની કથા :**

સમુદ્રના જળ માફક જેનો મધ્ય પ્રદેશ જાણી શકાતો નથી, એવું ગૌડદેશમા પાટલિપુત્ર નામનુ પત્તન હતુ ત્યા અનેક કલાઓના આશ્રયસ્થાન સાહસિક બુદ્ધિના મૂલ સમાન મૂલદેવ નામનો રાજપુત્ર હતો. ધૂર્તવિદ્યા – શિરોમણિ કૃપણો અને અનાથોનો બધુ, કૂટ ચેષ્ટા કરનારમા કૃષ્ણ સરખો, રૂપ અને લાવણ્યમા કામદેવ સમાન, તે ચોર સાથે ચોર, સાધુ સાથે સાધુ, વાકા સાથે વાકો, સરળ સાથે સરળ, ગામડીયા સાથે ગામડીયો, ચતુર સાથે ચતુર, જાર સાથે જાર, ભટ સાથે ભટ, જુગારી સાથે જુગારી, વાતોડીયા સાથે વાતોડીયો, સ્ફટિકરત્ન માફક તરત જ બીજાના સ્વરૂપને પકડી લેતો હતો ત્યા આગળ આશ્ચર્યકારી કુતૂહલોથી લોકોને વિસ્મય પમાડતો તે મહાબુદ્ધિશાળી વિદ્યાધરની માફક ઈચ્છા પ્રમાણે ફરતો હતો જુગાર રમવાના વ્યસનના આસક્તિદોષથી પિતાથી અપમાન પામેલો તે દેવતાઈ નગરીની શોભા જિતનારી ઉજ્જયિની નગરીમા ગયો ગુટિકાના પ્રયોગથી તે કૂબડો અને વામન બનીને નગર–લોકોને

આશ્ચર્ય પમાડતો કલાઓથી ત્યા તે ખ્યાતિ પામ્યો તે નગરીમા રૂપ, લાવણ્ય અને કલા-વિજ્ઞાનની કુશળતા વડે રતિને શરમાવનારી દેવદત્તા નામની ઉત્તમ ગણિકા હતી. કળાવાળાઓના જે ગુણ હોય, તેમાં તે નિષ્ણાત બની હતી, ચતુર એવી તેને રંજન કરનાર બીજો સમોવડીયો કોઈ પણ ન હતો તેથી કરી તેના ઘર પાસે મૂળદેવે તેને ક્ષોભ પમાડવા માટે પ્રાત કાળમા સાક્ષાત્ દેવ-ગાંધર્વ તુંબરૂ માફક તેણે ગાવાનુ શરૂ કર્યું દેવદત્તાએ પણ સાભળીને 'આ મધુર સ્વર કોનો છે?' એમ વિસ્મય પામીને બહાર તપાસ કરાવી બહાર તપાસ કરીને આવેલી દાસીએ કહ્યુ, હે દેવી! દેખાવમા વામન પણ પૂર્ણ ગુણોવાળો હોવાથી અવામન એવો કોઈક ગાયન ગાય છે ત્યાર પછી દેવદત્તાએ માધવી નામની કુબડી દાસીને બોલાવવા માટે મોકલી. 'ઘણે ભાગે વેશ્યાઓ કલાપ્રિય હોય છે' તેણે તેની પાસે જઈને કહ્યું, હે ભાગ્યશાળી કલાભડાર! મારી સ્વામિની તમને ગૌરવથી બોલાવે છે મૂલદેવે તેને કહ્યુ, હે કુબ્જિકા! હુ નહિ આવીશ, કુટ્ટિનીને આધીન એવા વેશ્યાના ઘરમા સ્વાધીનતાવાળો કોણ પ્રવેશ કરે? પાછી ફરતી તે દાસીને વિનોદ કરવાની ઇચ્છાથી કલા-કૌશલના યોગથી નીચે અફાળીને કમળના નાળ માફક તે કુબડીને સારી સીધી બનાવી નવીન શરીર મેળવીને આનંદ પામેલી તે દાસીએ દેવદત્તા પાસે પહોચીને તેની ચેષ્ટા જણાવી દેવે આપેલા વરદાન વડે જેમ તેના વડે પણ તે કુબડી દાસીને સારી બનાવેલી દેખીને દેવદત્તા અત્યંત આશ્ચર્ય પામી ત્યાર પછી દેવદત્તાએ કહ્યું કે, આવા ઉપકારીને તારી આગળી છેદીને પણ તે ચતુરને લાવ. ત્યાર પછી સારી રીતે પ્રાર્થના કરીને મધુર અને ચતુર પુરુષોચિત મધુર વચનોથી પ્રાર્થના કરીને દાસીએ તે ધૂર્તરાજને વેશ્યાના ઘર તરફ ચલાવ્યો તેણે બતાવેલ માર્ગે પ્રવેશ કરાવ્યો અને ત્યાર પછી રાધાને ત્યા જેમ માધવ તેમ દેવદત્તાના સ્થાનમા તેને બેસાડ્યો કાન્તિ અને લાવણ્યથી શોભાયમાન તે વામનને દેખીને તેને ગુપ્ત દેવતા સરખા માનતી તેણે આસન પર બેસાડ્યો ત્યાર પછી માહોમાંહે તુલ્ય ચતુરાઇવાળા બન્નેના હૃદયની એકતા સ્વરૂપ વાતોચીતોવાળી સુદર ગોષ્ઠી પ્રવર્તી હવે ત્યા આગળ પ્રવીણ બુદ્ધિવાળો એક વીણા વગાડનાર આવ્યો, એટલે દેવદત્તાએ તેની પાસે અતિકૌતુકથી વીણા વગડાવી. પ્રગટ ગ્રામ અને શ્રુતિ-સ્વરવાળી વીણા તે વગાડતો હતો, ત્યારે દેવદત્તા પણ મસ્તક ધૂણાવતી તેની પ્રશસા કરવા લાગી લગાર હાસ્ય કરતાં મૂલદેવે પણ કહ્યુ કે, ઉજ્જયિનીના લોકો ખરેખર બહુનિપુણ અને ગુણ-અવગુણના તફાવતને સમજનાર છે! શંકાવાળી તેણે કહ્યું કે, શુ આમા કંઈ ખામી છે? 'ચતુરોની ચતુર પ્રશંસામા ઉપહાસની શંકા પ્રગટે છે.' તેણે કહ્યુ કે, તમારા સરખાને શુ ખામી છે, એમ કહેવુ તે નવાઈની વાત છે પરંતુ આ વીણા ગર્ભવાળી અને વળી વાસ પણ શલ્યવાળો છે કેવી રીતે જાણ્યુ? એમ પૂછાએલા તેણે વીણા ગ્રહણ કરીને વાસમાથી પત્થરનો ટુકડો ખેચીને કેશ બતાવ્યો તે વીણાને બરાબર સરખી તૈયાર કરીને શ્રોતાના કાનમા અમૃતના છાટણા ફેંકતો હોય તેમ પોતે વગાડવા લાગ્યો ત્યારે દેવદત્તાએ તેને કહ્યુ, 'હે કલાનિધિ! તમો સામાન્ય નથી, નરરૂપ પામેલા તમો સાક્ષાત્ સરસ્વતી છો' વીણાવાળો તેના પગમા પડીને કહેવા લાગ્યો, હે સ્વામિ! હુ આપની પાસે વીણા વગાડવાનુ શિખીશ, માટે મારા પર કૃપા કરો મૂલદેવે કહ્યુ, હું બરાબર જાણતો નથી, પરતુ જેઓ સારી રીતે વીણાવાદન જાણે છે, તેમને જાણુ છુ. ત્યારે દેવદત્તાએ તેને પૂછ્યુ કે, 'તેઓનુ નામ શુ છે? અને ક્યા રહે છે?' તેણે કહ્યુ, પૂર્વમા પાટલિપુત્ર પત્તન છે તેમા મહાગુણવાળા વિક્રમસેન નામના કલાચાર્ય છે હંમેશા

તેમની પાસે રહેનારો મૂળદેવ નામનો તેમનો સેવક છું. આ સમયે વિશ્વભૂતિ નામના નાટ્યાચાર્ય આવ્યા ત્યારે દેવદત્તાએ તેને કહ્યુ કે, સાક્ષાત્ આ ભરત જ છે મૂલદેવે પણ કહ્યું, બરાબર આ એવા જ હશે તમારા સરખીને તેણે કળાઓ ભણાવી જણાય છે. ત્યાર પછી વિશ્વભૂતિએ ભરત–નાટ્ય વિષયક વાતો ચલાવી ત્યારે તેને તે ઘમંડી જણાયો. 'માત્ર બાહ્ય અર્થ જાણનારા તેવા જ પ્રકારના હોય છે.' મૂલદેવે આ 'પોતાને પોતે વિદ્વાન માને છે,' પરંતુ તાબા ઉપર સુવર્ણરસ ઢોળ્યો હોય, તેના સરખા તેને હું અંદરના દર્શન કરાવુ. સ્વચ્છ દર્પણે વાક્‌ચાતુરી કરતા ભરત સંબંધી તેના વ્યાખ્યાનમા પૂર્વાપરના દોષો ગ્રહણ કર્યા ત્યાર પછી વિશ્વભૂતિ કોપથી વગર સંબંધનુ બોલવા લાગ્યો 'ચતુર કે પંડિતો વડે પૂછાએલા ઉપાધ્યાયો ક્રોધથી પોતાની અજ્ઞાનતા છૂપાવે છે.' 'નાટ્ય વિષયમા તમે સ્ત્રીઓના નાટ્યાચાર્ય છો, પણ બીજે નહિ' એ પ્રમાણે મૂલદેવે હાસ્ય કર્યું, એટલે તે મૌન થઈ ગયો. વિકસિત નેત્રવાળી દેવદત્તા પણ હર્ષથી વામન તરફ નજર કરતી ઉપાધ્યાયજીના પરાભવને દૂર કરવા માટે બોલી કે, હાલ તો તમો થોડા સમયમા જવાની ઇચ્છાવાળા છો, તો આ પ્રશ્નના વિષયમા શાંતિથી વિચાર કરીને આ વિજ્ઞાનશાલી પુરુષને જવાબ આપજ્યો એટલે તેણે કહ્યુ, 'હે દેવદત્તા! નાટક ભજવવાનો સમય થયો છે, એટલે અત્યારે અમો જઈએ છીએ અને તું પણ તૈયાર થા.' એમ કહીને વિશ્વભૂતિ ગયો દેવદત્તાએ દાસીને આજ્ઞા કરી કે. 'અમને બનેને સ્નાન કરવા માટે સારી રીતે કળાપૂર્વક અંગ–મર્દન કરનાર કોઈકને બોલાવી લાવ' ત્યારે આ ધૂર્તરાજે કહ્યુ, હે સુંદર નેત્રવાળી! અંગમર્દકને ન બોલાવો, જો તુ અનુમતિ આપે તો તારૂં મર્દન હું કરીશ શું આ પણ તમે જાણો છો? ત્યારે તેણે કહ્યુ, હુ જાણતો નથી, પણ તેના જાણકાર પાસે રહેલો છું દેવદત્તાની આજ્ઞાથી પકાવેલાં તેલો આવી ગયા, એટલે માયાવી વામને અભ્યંગ કરવાનુ કાર્ય શરૂ કર્યું કોમળ, મધ્યમ અને સખત સ્થાનને યોગ્ય હાથથી મસળતા મૂળદેવે તેના અંગમા એવી રીતે મર્દન કર્યું, જેથી અપૂર્વ સુખનો અનુભવ થયો આણે સર્વ વિષયમા કળાની ચતુરાઈ મેળવી છે, આટલી કળા બીજા કોઈનામા ન હોઇ શકે, આ સામાન્ય માનવી જણાતો નથી તેની કળાથી પ્રભાવિત થયેલી દેવદત્તા પગમા પડીને કહેવા લાગી કે, ગુણો વડે તમે કોઈ ઉત્તમ પુરુષ છો–એમ ખાત્રી થઈ છે, પરંતુ કપટ કરીને વંચક તરીકે આત્માને કેમ છૂપાવો છો? કૃપા કરો અને આત્માને પ્રગટ કરીને દર્શન આપો, વારંવાર મૂંઝવણમા કેમ નાખો છો? દેવતાઓ પણ ભક્તવર્ગના આગ્રહથી સાક્ષાત્ થઈ દર્શન આપે છે. મુખમાથી ગુલિકા બહાર કાઢીને રૂપ બદલીને તેણે તે જ ક્ષણે નટ માફક પોતાનુ રૂપ પ્રગટ કર્યું. કામદેવ સરખા લાવણ્ય–પૂર્ણ સુંદર અંગવાળા તેને દેખીને વિસ્મય પામેલી તેણે કહ્યુ કે, મારા ઉપર સુંદર કૃપા કરી સ્નાન કરવા યોગ્ય વસ્ત્ર તેને આપીને અનુરાગવાળી દેવદત્તાએ પ્રીતિ પૂર્વક પોતાના હાથે તેનું અભ્યંગ કર્યું. પિષ્ટાતક–સુગંધી પદાર્થથી મસ્તક ચોળવા પૂર્વક નવશેકા પાણીની ધારાવડે બનેએ સ્નાન કર્યું દેવદત્તાએ આપેલા બે રેશમી વસ્ત્રો તેણે પહેર્યાં અને બંનેએ સુગંધીયુક્ત સ્વાદિષ્ટ ભોજન સાથે કર્યું મિત્ર બનેલા તેઓનો એકાંતમાં કલાનાં રહસ્યોની માહોમાહે કથા કરવામા સુખમય સમય પસાર થયો ત્યાર પછી તે કહેવા લાગી 'કે, હે નાથ! લોકોત્તર ગુણો વડે તમે મારુ હૃદય હરણ કર્યું છે, તો પણ હું આપની પાસે પ્રાર્થના કરુ છુ કે, હે સુંદર! જેવી રીતે આપે મારા હૃદયમા સ્થાન કર્યું છે, તેવી રીતે હંમેશા આ ઘરે પધારવાની પણ કૃપા કરવી'

મૂલદેવે પણ તેને કહ્યુ કે, 'નિર્ધન, વિદેશી અમારા સરખા પર તમારે આ પ્રમાણે મમત્વભાવ કરવો યોગ્ય નથી. વળી વેશ્યાઓને જો ગુણોના પક્ષપાતના કારણે નિર્ધન ઉપર અનુરાગ થાય, તો કમાણી વગર તમારૂ આખું કુટુબ સીદાય.' દેવદત્તાએ પ્રત્યુત્તર આપ્યો કે, કેસરી જેવા તમારા સરખાને પરદેશ જેવું શું છે? 'ગુણી જનોને સર્વ સ્વદેશ છે' જે મૂર્ખાઓ ધનથી અમને ઈચ્છે છે, તેઓ અમારા માટે બહાર છે. માટે હે ગુણમંદિર! તમારા વગર મારા અંતરમાં કોઈ પ્રવેશ મેળવી શકે નહિ હે સોભાગી! સર્વથા તમારે આ મારું વચન સ્વીકારવું' એ પ્રમાણે મૂલદેવને વિનતિ કરતા તેણે પણ વચનથી સ્વીકાર કર્યો. ત્યાર પછી સ્નેહપૂર્વક વિવિધ વિનોદ વડે તેઓ ક્રીડા કરી રહ્યા હતા, ત્યારે રાજદ્વારપાળે આવીને કહ્યું કે, ચાલો, હવે નૃત્ય કરવાનો સમય થઈ ગયો છે. મૂલદેવને છૂપાવેષમા રાજસભામા સાથે લઈ રાજા પાસે રંભા માફક હાવ-ભાવ વગેરે વડે ઉજ્જવલ કરણવાળું નૃત્ય શરૂ કર્યું ઈન્દ્રના દુદુભિ વગાડનાર જેવા તેના ધ્વનિનો વિસ્તાર કરવામા ચતુર મૂળદેવે પણ નિપુણતાથી દુંદુભિ વગાડી રાજા તેના શાસ્ત્રીય હાવ-ભાવવાળા કરણયુક્ત નૃત્યથી પ્રભાવિત થયો એટલે પ્રસાદ માગવા કહ્યું, ત્યારે તેને થાપણ તરીકે અનામત રખાવ્યુ પછી મૂલદેવ સાથે સંગીત અને નૃત્ય કર્યું. તુષ્ટ થએલા રાજાએ તેને પણ પહેરેલ આભૂષણ આપ્યુ પાટલિપુત્રના રાજાના દ્વારપાળ વિમલસિંહે ખુશ થઈને રાજાને એમ કહ્યુ કે, પાટલિપુત્રમા બુદ્ધિશાળી મૂલદેવનો આ કલાપ્રકર્ષ છે, અથવા તેની પાસેથી ચોરેલ છે, ત્રીજા કોઈનો પણ નથી. તેથી આને મૂલદેવ પછી કળાવાળાઓમા પ્રથમ પ્રમાણપત્ર આપવુ અને નર્તન કરનારીઓમા આને પ્રમાણપત્રની પતાકા આપવી. ત્યાર પછી તે પ્રમાણે રાજા આપવા લાગ્યા ત્યારે દેવદત્તાએ કહ્યુ, 'આ મારા ગુરુ છે, તેથી તેની અનુજ્ઞાથી સ્વીકારીશ' રાજાએ પણ તેને કહ્યું કે, મહાભાગ્યશાળી! તું તેને રજા આપ. ધૂર્તે પણ કહ્યું કે, દેવ જે આજ્ઞા કરે, તેમ કર. આ સમયે જાણે બીજો દેવગાધર્વ હોય તેવી રીતે સર્વના મનને હરણ કરતા ધૂર્તરાજે સ્વયં વીણા વગાડી ત્યાર પછી વિમલસિંહે કહ્યુ, 'હે દેવ! નક્કી આ છૂપાવેલા રૂપવાળા મૂલદેવ જ છે, આવી કળા બીજામા ન સભવે વિજ્ઞાનના અતિશયવાળા આ પ્રકર્ષને મૂલદેવ સિવાય બીજો કોઈ પામી શકે તેમ નથી માટે હે દેવ! સર્વથા આ તે જ છે' રાજાએ કહ્યુ, જો એમ છે, તો તું પ્રગટ થા. રત્ન જેવા મૂલદેવના દર્શન કરવા હુ ઘણો આતુર છુ મૂલદેવે પણ મુખમાથી ગુટિકા બહાર કાઢી એટલે તે જ વખતે મેઘમાથી બહાર નીકળેલા ચદ્ર માફક કાતિવાળો પ્રગટ થયો 'હવે બરાબર તું કળાવાળો છે' એમ જણાયુ એમ બોલતા વિમલસિંહે ધૂર્તસિંહને આલિંગન કર્યું. પછી મૂલદેવ પણ રાજાના ચરણ-કમળમા પડચો રાજાએ પણ તેને પ્રસાદ આપવાપૂર્વક ગૌરવથી પૂજ્યો એ પ્રમાણે તેના પર અનુરાગવાળી દેવદત્તા પણ પુરૂવર સાથે ઉર્વશીની માફક તેની સાથે વિષય-સુખ અનુભવવા લાગી હવે મૂલદેવ પણ દ્યૂતક્રીડા કર્યા વગર રહી શકતો નથી 'ભવિતવ્યતાના યોગે ગુણીઓને પણ કોઈ દોષ વળગેલો હોય છે' દેવદત્તાએ પણ માગણી કરી કે, 'દ્યૂત ધિક્કારવા યોગ્ય છે, માટે તેનો તમે ત્યાગ કરો' મૂલદેવે તેનો ત્યાગ ન કર્યો, કારણ કે સ્વભાવ એ ત્યાગ કરવો મુશ્કેલ છે

તે નગરીમા ધન વડે કુબેર સરખો અચલ નામનો સાર્થવાહ જાણે સાક્ષાત્ કામદેવ હોય તેવા રૂપવાળો હતો. તે મૂળદેવની પહેલા દેવદત્તામા અનુરાગવાળો અને પગારથી તેનો સ્વીકાર કરી

તેની સાથે નિરંતર ભોગ ભોગવતો હતો તે મૂલદેવ પર મોટી ઈર્ષ્યા કરતો હતો અને ઉપદ્રવ કરવાની ઈચ્છાથી તેના વાંક ખોળતો હતો તે શંકા સાથે મૂલદેવ પણ કંઈક બાનાથી તેના ઘરે ગયો. 'અવિહડ રાગીઓનો રાગ ઘણે ભાગે પરવશતા કરાવનાર થાય છે.' માતાએ દેવદત્તાને કહ્યુ કે, હે પુત્રી ! નિર્ધન જુગારી ધૂર્ત મૂલદેવનો તુ ત્યાગ કર. દરરોજ વિવિધ દ્રવ્ય આપનાર આ અચલ ઉપર કુબેરપુત્ર પર જેમ રંભા તેમ તું નિશ્ચલ ગતિવાળી બન ત્યારે દેવદત્તાએ પ્રત્યુત્તર આપ્યો કે, 'હે માતાજી ! હુ એકાન્તથી ધનની અનુરાગિણી નથી, પણ ગુણરાગિણી છુ' ત્યારે કોપથી માતાએ કહ્યુ, આ જુગારીમા વળી ગુણો કેવી રીતે રહી શકે ? એટલે દેવદત્તાએ માતાને કહ્યુ, આ ધીર ઉદાર પ્રિય વાણી બોલનાર વિદ્યા અને કળા જાણનાર, ગુણાનુરાગી પોતે ગુણવાળો વિશેષ સમજનારો શરણ કરવા યોગ્ય છે ખરેખર આનો ત્યાગ મારાથી થઈ શકશે નહિ ત્યાર પછી કપટવાળી કુટ્ટિનીએ વૈરી સરખી ઈચ્છા મુજબ વર્તનારી પુત્રીને ધૂર્તની સાથેની પ્રીતિ છોડાવવા માટે ઉપાયો શરૂ કર્યા.

દેવદત્તા જ્યારે માતા પાસે પુષ્પમાળા માગે, ત્યારે તે વાસી પુષ્પોની કરમાયેલી માળા આપે, શરબત માગે, ત્યારે પાણી આપે, શેરડીના ટુકડા માગે, ત્યારે વાસના નિરસ ટુકડા આપે, સુખડ માગે, ત્યારે કદબનો કટકો આપે કપટી કુટ્ટિનીએ કોપ કરતા કહ્યુ, 'હે પુત્રિ ! તુ કોપ ન કરીશ, કારણ કે જેવો યક્ષ હોય, તેના અનુસારે જ બલિ અપાય જેમ લતા કાટાળા વૃક્ષને, તેમ આને શા માટે વળગીને રહી છે ? માટે અપાત્ર એવા મૂલદેવ પતિનો સર્વથા તું ત્યાગ કર' ત્યારે દેવદત્તાએ કહ્યુ કે, 'હે માતા ! તુ મુઝાય છે શા માટે? પરીક્ષા કર્યા વગર પુરુષને પાત્ર કે અપાત્ર કેમ કહી શકાય?' ત્યારે તિરસ્કારપૂર્વક માતાએ કહ્યુ, 'તો પછી પરીક્ષા કરો' હર્ષ પામેલી દેવદત્તાએ પોતાની દાસીને આજ્ઞા કરી અચલને આ પ્રમાણે કહેવરાવ્યુ કે, દેવદત્તાને આજે શેરડી ખાવાની અભિલાષા થઈ છે, તો તમારે શેરડી મોકલી આપવી દાસીએ જઈને સાર્થવાહને કહ્યુ, એટલે પોતાને ધન્ય માનતા તેણે હર્ષથી શેરડીના સાઠાના ગાડા ભરીને તરત મોકલી આપ્યા હર્ષ પામેલી કુટ્ટિનીએ પુત્રીને કહ્યુ, હે પુત્રિ ! ચિંતામણિ જેવા અચલ સ્વામીના અચિન્ત્ય ઔદાર્ય તરફ તુ નજર કર' ખેદ પામેલી દેવદત્તાએ માતાને કહ્યુ કે, 'શુ હુ હાથણી છુ ? કે મૂળ અને આગળના પાદડા સાથે આખી ને આખી શેરડી ખાવા માટે ફેંકી! હવે તમે મૂલદેવને આ ખાવા માટે કહેવરાવો, એટલે હે માતાજી ! બેના વિવેકમા કેટલુ અંતર છે, તે ખબર પડશે' દાસીએ મૂલદેવને કહ્યુ, એટલે ચતુર એવા તેણે પાચ છ શેલડી લઈને મૂલ અને અગ્રભાગ કાપીને તરત છોલી નાખી, તેના પર્વોની ગાઠ કઠણ હોવાથી તેનો ત્યાગ કર્યો અને બન્ને આગળના ટૂકડાવાળી અમૃત-કુંડિકા સરખી ગંડેરી તૈયાર કરી (તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર) ચતુર્જાત વસ્તુથી સંસ્કાર આપી, કપૂર વડે સુગંધી બનાવી, શૂલમા પરોવી, વર્દ્ધમાન-શકોરાના સંપુટમા ગોઠવીને તેને મોકલાવી દેવત્તાએ પણ તેને જોઈને કુટ્ટણીને કહ્યુ, 'સુવર્ણ અને પિત્તળ માફક ધૂર્તરાજ અને અચલનો આતરો જોઈ લે' કુટ્ટણી વિચારવા લાગી, 'અહો ! મહામોહના અંધકારમાં અટવાતી, મૃગલી જેમ ઝાંઝવાના જળ તરફ તેમ આ પુત્રી પણ ધૂર્ત તરફ દોડી રહી છે ! અતિઉષ્ણ જળ સિંચવાથી દરમાથી જેમ મહાસર્પ, તેમ તેવો કોઈ ઉપાય કરવો, જેથી નગરમાથી તેને હાકી કઢાય કુટ્ટણીએ મૂલદેવને ખસેડવા માટે અચલને વાત કરી અને ખાનગી મંત્રણા કરી નક્કી કર્યુ કે, તારે બહારગામ જવાનુ બનાવટી બાનુ બતાવવુ હે સાર્થવાહ !

તારે ગામ હું જાઉ છું એમ જૂઠું કહીને દેવદત્તાને વિશ્વાસ પમાડવી, ત્યાર પછી તને બહારગામ ગયેલ સાંભળીને તે ધૂર્ત (મૂલદેવ) નિશંક થઈને દેવદત્તા પાસે આવશે જ્યારે તે દેવદત્તા સાથે નિશ્ચિન્ત બનીને ક્રીડા કરતો હોય, તે અવસરે મારા સંકેત પ્રમાણે હે સુંદર! તુ સર્વ સામગ્રી સાથે આવજે, પછી તું કોઈ પણ પ્રકારે તેનું અપમાન કરજે, કે જેથી તે તેતર તેતરીના જેવી દેવદત્તાને ફરી ન ભોગવી શકે. તે પ્રમાણે સ્વીકારી 'હું ગામ જાઉં છું,' એમ દેવદત્તાને કહીને તથા દ્રવ્ય આપીને અચલ નીકળી ગયો ત્યાર પછી તેણે નિર્ભયપણે મૂલદેવનો પ્રવેશ કરાવ્યો એટલે કુટ્ટણીએ તેવા પ્રકારના જારપુરુષના સેવકોથી પરિવરેલા અચલને બોલાવ્યો. અણધાર્યા તેને પ્રવેશ કરતો દેખીને દેવદત્તાએ પાદડાંના કરંડિયા માફક મૂલદેવને પલંગ નીચે સંતાડ્યો. તેવા પ્રકારે રહેલા મૂલદેવને કુટ્ટણીએ અચલને જણાવ્યો, એટલે હસતા મુખવાળો અચલ પલંગ પર પલાંઠી વાળીને બેઠો બનાવટી નાટક કરતાં અચલે કહ્યુ, 'હે દેવદત્તા! હુ થાકી ગયો છુ, સ્નાન કરીશ, માટે તૈયાર થા. વિલખી બનેલી અને કૃત્રિમ હાસ્ય કરતી દેવદત્તાએ કહ્યુ કે, તો પછી આપ સ્નાનને યોગ્ય સ્થાનમા સ્નાન કરવા પધારો, આ પ્રમાણે આદરપૂર્વક દેવદત્તાએ ત્યાથી ઉઠાડવા માટે સમજાવ્યા છતા પણ અચલ પલંગમા જ સ્થિર આસન કરીને બેસી રહ્યો તે વખતે ધૂર્તરાજ ત્યાં રહેવા કે નીકળી જવા માટે અસમર્થ બન્યો 'ઘણે ભાગે મન અસ્વસ્થપણામા વર્તતું હોય, ત્યારે શક્તિઓ પણ ઘટી જાય છે.' અચલે કહ્યું, 'હે દેવદત્તા! અભ્યંગ કરેલા વસ્ત્રસહિત મેં આ પલંગ ઉપર સ્નાન કર્યું, એવું મને સ્વપ્ન આવ્યું છે, તે સ્વપ્નને સાર્થક કરવા માટે હુ આવ્યો છું. સત્ય કરેલ આ સ્વપ્ન શુભ આબાદી કરનારૂં થાય છે ત્યાર પછી કુટ્ટિની કહેવા લાગી, 'હે પુત્રિ! તારા જીવિતેશની આજ્ઞાને માન્ય કેમ કરતી નથી? સ્વામિની ઇચ્છા પ્રમાણે અનુસરવાની વાત તેં શુ સાભળી નથી? દેવદત્તાએ કહ્યુ, 'હે આર્ય! આવી રેશમી દેવદૂષ્યથી બનાવેલી કિંમતી ગાદી વિનાશ કરવી, તે તમને યોગ્ય ગણાય?' અચલે કહ્યુ, 'હે ભદ્રા! આવી કૃપણતા રાખવી એ તને યોગ્ય છે? તારા સરખી સ્ત્રીઓ પતિ ખાતર શરીર પણ અર્પણ કરે છે. જેનો પતિ અચલ છે, એવી તને બીજી તળાઇઓ નહિ મળે? જેનો મિત્ર સમુદ્ર હોય, તે લવણથી સીદાય ખરો?' ત્યાર પછી ભાટી–ધનથી પરાધીન દેવદત્તાએ પલંગ પર બેઠેલા અચલને તેલ–માલીશ તથા સ્નાન કરાવ્યુ ત્યાર પછી સ્વામીને સ્નાન કરાવતા મહાદેવના સેવક ચંડ માફક મૂલદેવ સ્નાનના મલિન જળાદિકથી ચારે બાજુથી ભીંજાઈ ગયો. કુટ્ટણીએ અચલના ભટોને દૃષ્ટિસંજ્ઞાથી બોલાવ્યા અને ધૂર્તને ખેંચી કાઢવાના કાર્ય માટે અચલને પ્રેરણા આપી જેમ કૌરવે દ્રૌપદીને કેશ પકડીને તેમ, કોપાયમાન બનેલા અચલે મૂલદેવને કેશ પકડી ખેચ્યો તેને કહ્યું, 'તુ નીતિ જાણનાર છે, વિદ્વાન બુદ્ધિશાળી છે આજે તારા કર્મને અનુરૂપ કઈ શિક્ષા છે? તે કહે' 'ધનને આધીન શરીરવાળી આ વેશ્યાની સાથે તું ક્રીડા કરવાની અભિલાષા રાખે છે? તો ગામના પટ્ટાની માફક આને તે ઘણા ધનથી કેમ ન ખરીદી?' તે વખતે મૂલદેવ પણ સ્તબ્ધ થઈ, આખો બંધ કરીને રહ્યો હતો જાણે ફાળ ચુકેલો દીપડો હોય તેવી અવસ્થા અનુભવતો હતો. ત્યાર પછી અચલ સાર્થવાહ વિચારવા લાગ્યો આ મહાત્મા દૈવ યોગે આવી દશા પામ્યો છે, તો તે નિગ્રહ કરવા યોગ્ય નથી. તેણે મૂલદેવને

કહ્યુ, 'હુ આ ગુનાથી તને આજે મુક્ત કરુ છુ, તુ કૃતજ્ઞ છે, તો સમય આવે ત્યારે તારે મારા પર ઉપકાર કરવો ' તેણે ધૂર્તરાજને છોડી મૂક્યો, એટલે ઘરથી નીકળીને યુદ્ધમા ઘાયલ થયેલા હાથી માફક ઉતાવળા ઉતાવળા ચાલતા તેણે ગામના છેડે આવેલ મોટા સરોવરમા પહોચી સ્નાન કર્યું. તે જ ક્ષણે ધોએલા વસ્ત્રવાળો તે શરદ–સમય માફક શોભવા લાગ્યો. અચલનો અપકાર કે ઉપકાર કરવાના મનોરથમા આરૂઢ થએલો તે ધૂર્તરાજ વેણાતટ તરફ ચાલ્યો પોતાની દુર્દશાની પ્રિયસખી સરખી, ફાડી ખાનારા જાનવરોવાળી બાર યોજન લાબી અટવી પાસે તે આવી પહોચ્યો. અપાર સમુદ્ર પાર પામવાની ઈચ્છાવાળો જેમ નાવડીને, તેમ આ મહાઅટવીનો પાર પામવા કોઈ સથવારો મેળવવા મૂલદેવ વિચારવા લાગ્યો. તે સમયે જાણે આકાશથી પડ્યો હોય તેમ અણધાર્યો હાથમા ભાતાની પોટલીવાળો ટક્ક નામનો કોઈક બ્રાહ્મણ આવ્યો અસહાયને સહાય–ભૂત એવા તે વિપ્રને આવેલો જાણી, જેમ વૃદ્ધ પુરુષ લાકડીને મેળવીને હર્ષ પામે, તેમ મૂલદેવ હર્ષ પામ્યો મૂલદેવે તે વિપ્રને કહ્યુ, 'અટવીમા સહાયક મેળવવાની ઈચ્છાવાળા મને મારી છાયા સરખો બીજો તુ ભાગ્ય યોગે મળી આવ્યો હે ઉત્તમ વિપ્ર ! આપણે બ ને ઈચ્છા પ્રમાણે વાતો કરતા કરતા માર્ગ કાપીશુ કારણ કે, 'માર્ગમા વાતો એ માર્ગનો પરિશ્રમ દૂર કરનારી વિદ્યા છે' ત્યારે વિપ્રે કહ્યુ, હે બડભાગી ! તારે કેટલે દૂર અને કયે સ્થાને જવાની અભિલાષા છે ? તે કહે અને માર્ગની મૈત્રી વશ કર વળી વિપ્રે કહ્યુ કે, હુ તો આ જ ગલને છેડે રહેલુ વીરનિધાન નામનુ સ્થાન છે, ત્યા જવાનો છુ, હવે તું કયા જવાનો છે ? તે કહે મૂલદેવે કહ્યુ, હુ વેણાતટ નગરમા જવાનો છુ ત્યારે વિપ્રે કહ્યુ, તો ચાલો, ઘણા દૂર સુધી આપણો એક જ માર્ગ છે બ ને મળ્યા પછી તેઓને ચાલતા ચાલતા બરાબર મસ્તક તપાવનાર સૂર્ય મધ્યાહ્નમા આવ્યો, ત્યારે તેમને એક સરોવર પ્રાપ્ત થયુ મૂલદેવ હાથ, પગ અને મુખને જળથી ધોઈને વચમા તડકા વગરની એક સરખી વૃક્ષ–છાયા-વાળા ભૂતલમા બેસી ગયો તે વિપ્ર પોટલીમાથી સાથવો કાઢી પાણી સાથે મસળી ર કની માફક એકલો ખાવા લાગ્યો ધૂર્તે વિચાર્યુ કે, પ્રથમ મને ભોજન આપ્યા વગર ભોજન કરવા મ ડ્યો છે, તેને અતિભૂખ લાગી હશે, એટલે તે જમી રહ્યા પછી મને આપશે પરંતુ વિપ્ર તો પોટલી બાધી ઉભો થયો એટલે ધૂર્તે વિચાર્યુ કે, 'આજે ન આપ્યુ, તો આવતી કાલે આપશે' બીજા દિવસે પણ તે પ્રમાણે આપ્યા વગર ભોજન કર્યું મૂલદેવે તે જ આશાથી ત્રણ દિવસ પસાર કર્યા 'પુરુષોને આશા એ જ જીવિત છે' બ નેનો માર્ગ બદલાવાનો સમય આવ્યો, ત્યારે વિપ્રે ધૂર્તરાજને કહ્યુ કે, હે ભાગ્યશાળી ! તારુ કલ્યાણ થાઓ હવે હુ અહિ થી મારા માર્ગે જઈશ ત્યારે મૂલદેવે તેને કહ્યુ કે, તારી સહાયથી મે બાર યોજન લાબી અટવી એક કોશ માફક ઉલ્લઘી છે હુ વેણાતટ નગરે જઈશ મારુ નામ મૂળદેવ છે, ત્યા મને કઈક કાર્ય હોય તે કહેજે અને તારુ નામ પણ મને કહે લોકોએ 'નિર્ઘૃણશર્મા' એવુ બીજુ નામ પાડેલુ છે અને અસલ નામ તો 'સદ્ધડ' વિપ્ર છે' એમ કહીને તે ટક્ક સાથીદાર જુદો પડ્યો

ત્યાર પછી વેણાતટ તરફ જતા મૂલદેવે માર્ગમા પ્રાણીઓને વિશ્રામસ્થાન સરખા એક ગામને દેખ્યુ ભૂખથી ઊડી કુક્ષિવાળા તેણે ત્યા પ્રવેશ કર્યો અને ભિક્ષા માટે ભ્રમણ કરતા કોઈક ઘરેથી બાફેલા અડદ (બાકળા) પ્રાપ્ત કર્યા ગામમાથી બહાર નીકળતા તેને સામે દેહધારી પુણ્યના ઢગલા સરખા કોઈ માસોપવાસી મુનિ મળ્યા તેમને દેખીને હર્ષ પામ્યો કે, અહો ! મારો પુણ્યકર્મોદય ! ખરેખર ભવસમુદ્રમાથી તારનાર યાનપાત્ર સરખા ઉત્તમ તપસ્વી મુનિનુ પાત્ર મને પ્રાપ્ત થયુ ત્રણ

રત્નવાળા સાધુ ભગવંતને અડદના બાકળાનુ દાન કરીને આજે લાણા કાળના મારા વિવેક-વૃક્ષનુ ફળ મને પ્રાપ્ત થાઓ દાન આપતા તેની ભાવનાથી હર્ષિત થએલા દેવતાએ આકાશ-વાણીથી કહ્યુ કે, 'હે ભદ્ર! તુ અર્ધા શ્લોકથી માગણી કર કે તને શું આપવુ ?' તરત જ મૂલદેવે તે દેવી પાસે પ્રાર્થના કરી કે 'गणिकादेवदत्तेभसहस्रं राज्यमस्तु मे ।' ગણિકા દેવદત્તા અને હજાર હાથીઓવાળુ મને રાજ્ય હો દેવીએ કહ્યુ, 'ભલે એમ હો' મૂલદેવ પણ તે મુનિને પ્રતિલાભીને અને વંદન કરીને ગામમાં જઈ ભિક્ષા લાવીને પોતે જમ્યો આમ માર્ગ વટાવતો ક્રમે કરીને તે વેણાતટ નગરે પહોચ્યો. અને એક ધર્મશાળામા સૂઈ ગયો અને નિદ્રાસુખ પામ્યો સૂતેલા તેણે રાત્રિના છેલ્લા પહોરમાં એક સ્વપ્ન જોયુ કે, પૂર્ણમંડલવાળા ચંદ્રે મારા મુખમા પ્રવેશ કર્યો' તે જ સ્વપ્ન કોઈ બીજા મુસાફરે પણ ત્યારે જ દેખ્યુ. જાગેલા તેણે તે બીજા મુસાફરને કહી દીધુ તે મુસાફરોમાથી એકે એ સ્વપ્ન આ પ્રમાણે વિચાર્યું કે, નજીકના કાળમા તને ખાંડ, ઘી સાથે પુડલો પ્રાપ્ત થશે. હર્ષ પામેલો તે મુસાફર 'એમ હો' એમ બોલ્યો કારણ કે, 'શિયાળને તો બોર મળી જાય, તો પણ મહોત્સવ સરખો આનંદ થાય છે' ધૂર્તરાજે પોતાનુ સ્વપ્ન તે અજ્ઞાનીઓને ન કહ્યુ, 'મૂર્ખાઓને રત્ન બતાવે તો આ પત્થરનો કટકો છે-એમ જ કહે' ઘર ઢાંકવાના પર્વ દિવસે મુસાફરે પુડલો મેળવ્યો 'ઘણે ભાગે વિચારના અનુસારે સ્વપ્ન ફળે છે' ધૂર્ત સવારે બગીચામા જઈ પુષ્પો એકઠા કરવા માટે માળીને સહાય કરવા લાગ્યો, એટલે તે ખુશ થયો. તેવા પ્રકારનું કાર્ય પણ લોકોને પ્રીતિ કરનાર થાય છે તે માળી પાસેથી પુષ્પો અને ફળો ગ્રહણ કરી પવિત્ર થઈ, સ્વપ્ન શાસ્ત્રનિપુણ પંડિતના ઘરે ગયો ત્યાર પછી મૂલદેવ તેના જાણકાર ઉપાધ્યાયને નમન કરી પુષ્પો, ફલો આપીને પોતાનું સ્વપ્ન કહ્યુ હર્ષ પામેલા તે વિદ્વાને કહ્યુ, હે વત્સ! સારા મુહૂર્તે હુ તને સ્વપ્ન-ફલ કહીશ, આજે તું અમારો અતિથિ બન. મૂલદેવને ગૌરવથી નવરાવી, ભોજન કરાવીને ઉપાધ્યાય પરણાવવા માટે કન્યા લાવ્યા. મૂલદેવે પણ કહ્યુ, હે પિતાજી! અજાણ્યા કુળવાળાને તમે કન્યા આપો છો, તો કંઈ વિચાર કેમ કરતા નથી? ઉપાધ્યાયે કહ્યુ કે, તમારી આકૃતિથી જ કુલ અને ગુણો સર્વથા જણાઈ ગયા છે, માટે મારી આ કન્યાને તમે પરણો. તેના વચનથી મૂલદેવે પણ તે કન્યા સાથે લગ્ન કર્યાં, ભવિષ્યમા થનારી કાર્યસિદ્ધિનુ મંગળ શકુન જાણે પ્રગટ કેમ ન થયુ હોય? 'સાત દિવસની અંદર તું અહિં રાજા થશે.' એ પ્રમાણે ઉપાધ્યાયે તેને સ્વપ્ન-ફલ નિવેદન કર્યું હર્ષ પામેલો ત્યા વસતો ધૂર્તરાજ નગર બહાર જઈને પાચમા દિવસે ચંપકવૃક્ષની નીચે સુઈ ગયો તે વખતે તે નગરમાં મૂળ વગરના વૃક્ષ માફક પુત્ર વગરનો આગલો રાજા મૃત્યુ પામ્યો, ત્યારે નવીન રાજાની શોધ માટે મંત્રથી પવિત્ર કરેલા હાથી, ઘોડા, છત્ર, કળશ અને ચામરો સાથે નગરમા ભમ્યા પણ રાજ્ય યોગ્ય કોઈ ન મળ્યો 'તેવા પ્રકારનો પુરુષ પ્રાપ્ત થવો મુશ્કેલ જ હોય' ત્યાર પછી બહાર ફરતા ફરતા તેઓએ ચંપકવૃક્ષ નજીક નરદેવ-પદને ઉચિત મૂલદેવને દેખ્યો ઘોડાએ હેપારવ શબ્દ કર્યો, હાથીએ જોરથી ગર્જના કરી, કળશવડે તેની પૂજા, બે ચામરોથી વીંઝવાનું, સુવર્ણદંડથી શોભાયમાન જાણે વિજળી ન હોય તેમ શરદના મેઘ સરખુ ઉજ્જવલ શ્વેત છત્ર મસ્તક ઉપર શોભવા લાગ્યુ. જયકુંજર હાથીએ તેને પોતાના સ્કંધપ્રદેશ પર બેસાડ્યો, સ્વામીની પ્રાપ્તિથી હર્ષ પામેલા પ્રજાજનો 'જય જય' શબ્દ પોકારવા લાગ્યા મોટા વાજિંત્રોના શબ્દોવડે દિશાઓ પૂરતા કુબેર જેમ અલકામા તેમ મૂલદેવે નગરમા પ્રવેશ

કર્યો, હાથી પરથી નીચે ઉતરી તે રાજમહેલમાં સિંહાસન પર બેઠો. હવે આકાશમા દેવતાએ કહ્યુ, કે, દેવતાઓના પ્રસાદથી કળાઓનો ભંડાર આ વિક્રમરાજ નામનો રાજા થયો છે આ રાજાની આજ્ઞામા જેઓ નહિં વર્તે, તેઓને પર્વતને જેમ વજ્ર ચૂરી નાખે. તેમ હુ શિક્ષા કરીશ. તે દેવતાની વાણીથી સર્વ પ્રકૃતિમંડલ વિસ્મય અને ભય પામ્યુ. અને મુનિઓને જેમ ઈન્દ્રિય-સમુદાય, તેમ હંમેશા તેને વશ બન્યુ ત્યાર પછી વિષયસુખ અનુભવતા તે રાજાએ ઉજ્જયિનીના રાજા સાથે માહોમાહે વ્યવહાર કરતા પ્રીતિ કરી

તે વખતે દેવદત્તાએ પણ તેવા પ્રકારની મૂલદેવની વિડંબના દેખીને તિરસ્કાર પૂર્વક અચલને કહ્યુ કે, 'હે ધનના અહંકારમા અંધ બનેલા ! શુ હુ તારા ઘરની કુલગૃહિણી છું, એમ સમજે છે ? કે મરવાની ઈચ્છાવાળા હે મૂર્ખ ! મારા ઘરમા તેં આવો વ્યવહાર કર્યો ? હવે પછી તારે મારા ઘરે ન આવવુ ' એ પ્રમાણે તેને ઘરમાથી બહાર કાઢી રાજા પાસે ગઈ. અને તેણે રાજા પાસે આગળ આપેલુ વરદાન માગ્યુ. રાજાએ કહ્યું, તારી ઈચ્છા પ્રમાણે માગ, જેથી તે તને આપું. 'હવે આપે મૂલદેવ સિવાય બીજા કોઈને મારા પ્રત્યે આજ્ઞા ન કરવી અને મારે ઘરે આવતા આ અચલને બંધ કરવો.' રાજાએ કહ્યુ, ભલે એમ હો, પરંતુ આમા કારણ શું ? તે પૂછ્યું, એટલે દેવદત્તાએ નેત્રસંજ્ઞાથી માધવીને કહેવા જણાવ્યું, એટલે તેણે સર્વ હકીકત કહી આ સાભળી કોપથી જેની ભ્રૂલતા ચલાયમાન થઈ છે, એવા જિતશત્રુ રાજાએ તે સાર્થવાહને બોલાવી તિરસ્કાર પૂર્વક આમ કહ્યુ કે, મારા નગરના બીજા રત્ન સરખા આ બને આભૂષણો છે, મૂર્ખ એવા તે ધનમા અભિમાની બની પત્થર માફક તેની અવગણના કરી. આ કારણે આ અપરાધની શિક્ષા, તારા પ્રાણનો નાશ કરવા હું આજ્ઞા કરું છુ આ પ્રમાણે રાજાએ કહ્યુ, ત્યારે દેવદત્તાએ તેનુ નિવારણ કરાવ્યુ તને આણે બચાવ્યો છે, તો પણ તારું રક્ષણ ત્યારે થશે કે ગમે ત્યાથી તારે મૂલદેવને પાછો મેળવી આપવો આ પ્રમાણે રાજાએ કહ્યુ. ત્યાર પછી રાજાને પ્રણામ કરીને તે ગયો હવે સાર્થવાહ ખોવાએલા રત્ન માફક ચારેબાજુ મૂલદેવની શોધ કરવા લાગ્યો એક બાજુ દેવદત્તાની ન્યૂનતાથી અને મૂલદેવને ન દેખવાથી તે ભય પામ્યો અને વેપારની વસ્તુઓ વહાણમા ભરીને તરત પારસકૂલ દેશમા ગયો.

આ બાજુ મૂલદેવ પણ વિચારવા લાગ્યો કે, લવણ વગરના ભોજનની જેમ દેવદત્તા વગરની અતિશય રાજ્યલક્ષ્મીથી પણ શું ? ત્યાર પછી તેણે દેવદત્તા માટે જિતશત્રુ રાજા પાસે ભેટણાસહિત ચતુર દૂતને મોકલ્યો દૂતે ઉજ્જયિની નગરીમા પહોચી જિતશત્રુ રાજાને વિનંતિ કરી કે, દેવતાએ આપેલી રાજ્યલક્ષ્મી ભોગવતો મૂલદેવ આપને આ પ્રમાણે સંદેશો કહેવરાવે છે કે, 'દેવદત્તામા મારો પ્રેમ કેટલો છે ? તે આપને વિદિત છે જો તેની ઈચ્છા હોય તો આપ તેને મોકલશો' ત્યારે અવંતી-રાજાએ કહ્યુ, અરે તેણે આટલી પ્રાર્થના કેમ કરી ? વિક્રમરાજા સાથે અમારે રાજ્યમા ભેદ નથી ઉજ્જયિનીપતિએ દેવદત્તાને બોલાવી કહ્યુ, હે ભાગ્યશાળી ! ભાગ્યયોગે લાબા કાળે તારા મનોરથો પૂર્ણ થયા દેવના પ્રસાદથી મૂલદેવ રાજા થયો છે અને તને બોલાવવા માટે પોતાના મુખ્ય પુરુષોને મોકલ્યા છે, માટે તુ ત્યા જા. પ્રીતિથી જિતશત્રુની આજ્ઞાથી દેવદત્તા અનુક્રમે વેણાતટ નગરે પહોચી વિક્રમ રાજા પણ મહોત્સવપૂર્વક પોતાના ચિત્ત સરખા વિશાલ મહેલમા તેને લઈ ગયો જિનભક્તિ કરતા અને પોતાની પ્રજાનુ સમ્યક્ પ્રકારે પાલન કરતા, દેવદત્તાની સાથે ક્રીડા કરતા ત્રણે વર્ગો બાધા પામતા ન હતા

આ બાજુ જલથી પૂર્ણ જેમ મેઘ તેમ પારસકૂલથી ઘણી ખરીદવા લાયક વસ્તુઓ સાથે અચલ ત્યા આવ્યો લક્ષ્મીના મહત્ત્વને કહેનાર રત્ન, મણિ, મોતી, પરવાળા વગેરેથી મોટો થાળ ભરીને તે રાજા પાસે આવ્યો. રાજાએ તો અચલને તરત ઓળખ્યો ચતુર પુરુષોને તો દેખીને પૂર્વજન્મના સબંધ પણ યાદ આવે છે. 'આ મૂલદેવ રાજા છે' તેમ અચલ ઓળખી ન શક્યો, વેષ પહેરેલા નટને અલ્પબુદ્ધિવાળા જાણી શકતા નથી તું કયાથી આવે છે? એમ રાજાએ પૂછતા તેણે પારસકૂલથી એમ જવાબ આપ્યો અને પરદેશથી વેચવા માટે લાવેલા માલને જોવા માટે પંચકુલ–મહાજનની માગણી કરી કૌતુકથી રાજાએ તેને કહ્યું કે, 'હું જાતે જોવા આવીશ' ત્યારે તેણે 'મહાકૃપા' એમ કહ્યુ તેવા પુરુષોના કોપને કોણ સમજી શકે? ત્યાર પછી પંચકુલ સાથે રાજા તેના આશ્રયે ગયો અને તેણે પણ મજીઠ, કાપડ, સૂતર વગેરે લાવેલો માલ જગાત નક્કી કરવા બતાવ્યો. રાજાએ પૂછ્યું, 'શું આટલો જ માલ છે? સત્ય કહી દો' એમ પૂછાએલા શેઠે કહ્યુ, સત્ય જ કહુ છું, આટલો જ માલ છે રાજાએ ફરી કહ્યુ, બરાબર ચોકસાઈ કરી નિવેદન કરો; કારણ કે અમારા રાજ્યમાં દાણ–ચોરી કરનારને શારીરિક શિક્ષા કરવામા આવે છે અચલે કહ્યું કે, અમે બીજા પાસે પણ ફેરફાર બોલતા નથી, તો પછી આપ દેવની પાસે કેમ અન્યથા બોલાય? પછી રાજાએ કહ્યુ, 'આ સત્ય બોલનાર શેઠ પાસેથી અર્ધું દાણ લેવું અને તેના માલની તપાસ બરાબર કરી લેવી' તે પછી પંચકુલે પગના પ્રહાર, વાસ અદર ઉતારીને તપાસ્યુ, તો અસાર માલ વચ્ચે છૂપાવેલા સારભૂત માલની શકા થઈ ઉત્પન્ન થએલી શંકાવાળા રાજપુરુષોએ ક્ષણવારમાં દાણચોરના હૃદયોની માફક ચારે બાજુથી કરિયાણા રાખેલા સ્થાનો ભેદી નાખ્યા તેઓને જેમ માલ માટે શંકા થઈ, તે જ પ્રમાણે ધન માટે શઠતા જણાઈ. 'અધિકારીઓ હમેશા બીજાના નગર અને અંતકરણ સુધી પહોચનાર હોય છે' તે જાણી કોપાયમાન થએલા રાજાએ તરત જ તેને બધાવ્યો સામંતો પણ રાજાના આદેશથી બંધાય, તો પછી આ વેપારી કયા હિસાબમા? ત્યાર પછી તેને મહેલમા લઈ જઈ બંધન છોડાવીને રાજાએ પૂછ્યુ કે, મને ઓળખો છો? ત્યારે અચલે પણ એમ કહ્યું કે, જગતને પ્રકાશિત કરનાર સૂર્યને અને આપને કયો એવો મૂર્ખ–શિરોમણિ હોય કે ન ઓળખે? હવે તારા ખુશામતના વચનો બધ કર, તું બરાબર મને જાણે છે કે કેમ? તે કહે. રાજાએ આ પ્રમાણે અચલને કહ્યુ, ત્યારે જવાબ આપ્યો કે, 'હું જાણતો નથી.' દેવદત્તાને બોલાવીને રાજાએ તેને દેખાડી માનીઓની મનની સિદ્ધિ ઇષ્ટ સ્વજનો દેખે, તો પોતાને કૃતાર્થ થયેલા સમજે છે અચલ દેવદત્તાને દેખીને એકદમ શરમાઈ ગયો અને અતિ–કષ્ટવાળી દશા પામ્યો 'સ્ત્રી આગળ પોતાની અપભ્રાજના થાય, તે પીડા પુરુષને મરણ કરતા પણ અધિક હોય છે' દેવદત્તાએ અચલને કહ્યુ કે, 'આ તે મૂલદેવ છે, જેને તમે તે સમયે આ પ્રમાણે સકટ આપ્યુ હતુ અને મને પણ મુશ્કેલીમા મૂકી હતી આજે દૈવયોગે તમે પણ સંકટ પામ્યા છો જો કે તમે અત્યારે પ્રાણ–સકટ પામ્યા છો, છતા પણ આર્યપુત્ર તમને માફ કરે છે આવા મહાપુરુષો તુચ્છનો ઘાત કરનારા હોતા નથી' ત્યાર પછી શરમાઈ ગએલ તે વેપારીએ તે બનેના પગમા પડીને કહ્યું કે, 'તે વખતે કરેલા મારા સર્વ અપરાધની આપ ક્ષમા આપો, તે અપરાધથી જિતશત્રુ રાજા મારા પર રોષાયમાન બન્યા છે, તે તમારા વચનથી મને ઉજ્જયિનીમા પ્રવેશ કરવા દેશે' મૂલદેવે કહ્યુ કે, જ્યારે દેવદત્તાએ તમારા પર કૃપા કરી છે, ત્યારે જ મે તમને ક્ષમા આપી છે ત્યાર પછી તેના ઉપર રહેમ નજર રાખી સાથે એક દૂત

આપીને રાજાએ ઉજ્જયિની નગરીમા જવા માટે અચલને રજા આપી મૂલદેવના વચનથી અવતિનાથે તેને અવંતિમા દાખલ કર્યો, કારણ કે કોપનું કારણ તે હતો

હવે કોઈક દિવસે દુ ખથી પરેશાન થયેલા વેપારીઓ એકઠા મળીને પ્રજાના કાર્ય કરવા માટે તૈયાર મૂલદેવને વિનતિ કરવા લાગ્યા કે, 'હે દેવ ! આપ પ્રજા-રક્ષણ કરવા માટે રાત-દિવસ જાગ્રત રહો છો, તો પણ ચોર, લુટારા આ નગરને ચારે બાજુથી ચોરી. લુટફાટ કરી ત્રાસ પમાડે છે મોટા ઉંદર માફક દરેક રાત્રિએ આ નગરમા ચોરો મોટુ ખાતર પાડે છે અને કોટવાલો પણ અમારા ઘરનુ રક્ષણ કરવા સમર્થ બની શકતા નથી અજનસિદ્ધ સરખા કોઈથી ન દેખાતા ચોરો પોતાના ઘરની જેમ અમારા ઘરમા ભ્રમણ કરે છે.' "અપયશ કરાવનાર તે ચોરોને ટૂક સમયમા પકડી શિક્ષા કરીશ" એ પ્રમાણે મૂલદેવે વણિકોને કહી સાન્ત્વન આપી વિદાય કર્યા ત્યાર પછી રાજાએ ઠપકા પૂર્વક નગરના અધ્યક્ષને આજ્ઞા કરી કે, સર્વ ચોરોને ખોળીને પકડો અને સજા કરો હવે નગરના મોટા અધિકારીએ કહ્યુ. હે સ્વામી ! એક એવો ચોર છે, જે પિશાચ માફક દેખતા દેખતામા નાસી જાય છે અને તે પકડાવો શકય નથી ક્રોધ પામેલો પરાક્રમી તે રાજા રાત્રે નીલવસ્ત્રધારી બીજા બલદેવ સરખા વાદળી રંગના વસ્ત્ર પહેરી બહાર નીકળ્યો બાહુબળવાળા તે રાજા ચોરને રહેવાના શકા-સ્થાનોમા ફર્યો, તો પણ આકાશમા કે જળમા સર્પના પગલા ન દેખાય, તેમ કોઈ ચોરને ન દેખ્યો રાજા આખા નગરમા ભમ્યો અને થાકેલો હોવાથી ગુફામા જેમ કેસરી તેમ કોઈ એક ખડીયર દેવકુલમા સૂઈ ગયો રાત્રે ફરનારા ભૂત પ્રેત સરખો ભયકર કોઈ મંડિક નામનો ચોરનો આગેવાન અકસ્માત્ ત્યા આવી ચડ્યો ત્યાર પછી ચોરસ્વામીએ કહ્યુ કે, અહિ કોણ છે ? રોષ પામેલા તેણે સૂતેલા વાઘ માફક રાજાને પગથી પાટુ માર્યું. રાજા તેની ચેષ્ટા, સ્થાન અને ધનને જાણવાની ઇચ્છાવાળો હોવાથી કહ્યુ કે, 'હુ પરદેશી મુસાફર છુ' 'તેવા પુરુષો શામાં શામા હોશિયાર હોતા નથી ?' 'હે મુસાફર ! ચાલ, આજે તને હું ધનવાન બનાવી દઉ.' એમ રાજાને ચોરે કહ્યુ 'મહાધોની અજ્ઞાનતાને ધિક્કાર હો' ધનનો અર્થી તે રાજા પગપાળા માફક તેની પાછળ ચાલ્યો. 'ગરજ પડે ત્યારે જનાર્દન પણ ગધેડાના પગનું મર્દન કરે છે' મૃત્યુને જેમ આત્મા તેમ પાસે રહેલા તે રાજાને ન જાણતો તે ઘણી સપત્તિવાળા કોઈ શેઠના ઘરમા દાખલ થયો ત્યા હથીયારથી ઘરમા ખાતર પાડીને તેણે રાહુ જેમ કુડમાથી અમૃતને ગ્રહણ કરે, તેમ સારભૂત દ્રવ્ય ગ્રહણ કર્યું અજાણ ચોરે રાજા પાસે સર્વ દ્રવ્ય વહન કરાવ્યુ, શાકિનીને પેટ બતાવવા માફક મૂઢ બુદ્ધિવાળા તેણે આ બતાવી દીધુ તે ચોરને મૂલમાથી ઉખેડી નાખવા માટે તે ભાર મૂલદેવે વહન કર્યો 'ધૂર્તો કારણ પડે ત્યારે નમ્ર બની જાય અને કાર્ય-સમયે રાક્ષસ પણ બની જાય' જીર્ણ ઉદ્યાનમા પહોચી ગુફા ઉઘાડીને તેણે અદર પ્રવેશ કર્યો છાણામા સ્થાપેલા વીછી માફક રાજાને પણ ત્યા લઈ ગયો ગુફામા નાગકુમારદેવી સરખા રૂપવાળી નવયૌવન, લાવણ્ય અને પવિત્ર સુદર અવયવોથી શોભતી કુમારી તેની એક બેન હતી ભાઈએ બેનને આજ્ઞા કરી કે 'આ પરોણાના બે પગો ધોઈ નાખો' ત્યાર પછી તેણે નજીકના કૂવા પાસે રાજાને એક આસન પર બેસાડ્યા કમલ સરખા નેત્રવાળી તે કન્યા તેના બે ચરણો પ્રક્ષાલન કરતી હતી, ત્યારે તેનો કોમળ સ્પર્શ અનુભવ્યો અને સર્વ અગો તરફ નજર કરી 'અહો ! આ તો સાક્ષાત્ કોઈ કામદેવ જ છે' એમ વિસ્મય પામી તેના તરફ અનુરાગ અને અનુકપાવાળી બની તેણીએ રાજાને કહ્યુ કે, પગ ધોવાના બાનાથી આ કૂવામા ઘણા માણસોને ફેકયા છે, હે

વડભાગી! ચોરોને દયા ક્યાથી હોય? તમારા દેખાવથી પ્રભાવિત થએલી હુ તમને આ કૂવામાં નહિ ફેકુ 'મહાપુરુષોનો પ્રભાવ અદ્ભુત વશીકરણ છે' તેથી કરી મારા આગ્રહ ખાતર હે સુંદર! તમે અહિથી એકદમ છટકી જાવ, નહિંતર હે નાથ! આપણા બંનેનુ કુશળ નહિ થાય' ત્યારપછી રાજા પણ વિચાર કરીને એકદમ ત્યાથી બહાર નીકળી ગયા. 'ચતુર પુરુષો વિક્રમ હોવા છતા પણ શત્રુઓને બુદ્ધિપૂર્વક હણે છે' રાજા ગયા પછી બહેને બૂમ પાડી કે, આ તો નાસી ગયો 'પોતાના પરિચિતો કે સ્નેહીઓને બચાવવા માટે બુદ્ધિશાળીઓને આવા પ્રયત્નો કે પ્રપંચ કરવા પડે છે' ખેચેલ કંકાલ-તલવારવાળો બહાર લબડતી જિહ્વાવાળા વેતાલ માફક ભયકર બનેલો ઉતાવળો ઉતાવળો મંડિક ચોર રાજાની પાછળ દોડ્યો બૃહસ્પતિ-બુદ્ધિવાળા રાજાએ તેને નજીક આવી પહોચેલો જાણીને ચોકમા ઉભા કરેલા પોળીયાના પત્થર પાછળ છુપાઈ ગયો. કોપાન્ધ નયનવાળા તેણે આ એ જ પુરુષ છે-એમ માની કંક જાતિના લોહની તરવારથી પત્થર-સ્તભને છેદીને મંડિક ચોર પોતાના ધામમા ગયો ચોરનો પત્તો લાગવાથી ખુશ થએલ રાજા પણ પોતાના મહેલે ગયો 'હેરાનગતિ કરનાર પકડાઈ જાય, તો કોને સુખ ન થાય?'

સવારે રાજા રાજપાટિકાએ બહાર જવાના બાનાથી તે ચોરને જોવા માટે નીકળ્યો હવે કાપડીયાની દુકાનના દ્વાર પાસે તુણવાનુ કામ કરતો સાથળ અને જઘા ઉપર વસ્ત્રના ચીંથરાના પાટા લપેટી મોલજાગ ખુલ્લુ રાખી તે ચોર બેઠેલો હતો. વાત્સલતાથી યુકત કપટથી દયામણી આકૃતિ બનાવતા ચોરને દેખીને રાત્રે દેખેલ તેના અનુમાનથી રાજાએ ઓળખ્યો રાજા મહેલે પાછા ફર્યા અને સેવકોને નિશાની બતાવી કે, આ ઠેકાણેથી આવા પાટા બાધેલા પુરુષને બોલાવી લાવવા પોતાના સેવકોને મોકલ્યા ત્યાર પછી તે સ્થળેથી તેને લઈ જવા માટે રાજપુરુષો આવ્યા અને કહ્યુ કે, તમને રાજા માન-પૂર્વક બોલાવે છે એટલે તેણે વિચાર્યું કે, નક્કી તે વખતે તે પુરુષ હણાયો નથી, તેનુ જ આ પરિણામ છે 'ચોરો પણ મહારાજાઓને ઓળખનારા હોય છે.' ત્યાર પછી તે રાજકુલમા ગયો રાજાએ તેને પોતાની પાસેના આસન પર બેસાડ્યો 'મારવાની ઇચ્છાવાળા નીતિ સમજનારા પુરુષો મહાપ્રસાદ કરનાર હોય છે.' પ્રસન્નતા ગુણવાળી વાણીથી રાજાએ તેને કહ્યુ, તારી બહેન મને આપ 'કન્યા તો આપવા યોગ્ય જ હોય છે.' જરુર મારી બહેનને આણે પહેલા દેખી છે બીજો કોઈ ત્યાથી ગયો નથી. આ રાજા એ જ છે-એમ મંડિકે મનમા નિશ્ચય કર્યો પછી તેણે કહ્યુ, 'હે દેવ! આપ મારી બેનને ગ્રહણ કરો, તે આપની જ છે બીજું મારી પાસે જે કઈ છે, તે પણ આપનું જ છે' એ પ્રમાણે રાજાને કહ્યું. તે સમયે કૃષ્ણે જેમ રુક્મિણી સાથે તેમ રાજાએ રૂપાતિશયથી શોભતી તેની બહેન સાથે લગ્ન કર્યા રાજાએ તે ચોરને મહાપ્રધાનપદે સ્થાપન કર્યો. સમુદ્રના મધ્યસ્થળ માફક રાજાઓના ભાવો કોણ સમજી શકે? તેની પાસેથી રાજા હમેશા આભૂષણો, વસ્ત્રો વગેરે તેની બહેન દ્વારા મગાવે છે 'અહો! ધૂર્તો વડે જ ધૂર્ત ઠગાય છે' એમ કરતા જ્યારે ઘણું દ્રવ્ય રાજાએ ખેચી લીધુ, ત્યાર પછી પત્નીને પૂછ્યું કે, 'હવે તારા ભાઈ પાસે કેટલુંક બાકી છે?' આ ચોરની બહેને કહ્યુ. 'આટલું જ તેની પાસે ધન હતુ' એ પ્રમાણે રાજાને નિવેદન કર્યું કારણ કે, 'પ્રિયતમ પાસે કઈ છૂપાવવાનુ ન હોય.' ત્યાર પછી કઠોર આજ્ઞાવાળા રાજાએ અનેક વિડબના પમાડી તેને દેહાત દડની શિક્ષા કરી. 'પાપ કરનારાઓને કુશળ ક્યાથી હોય?' અખડ નીતિવાળા વિક્રમરાજાએ ચોરી કરનાર મડિક સાળો હોવા

છતા પણ તેને પકડાવી મરાવી નંખાવ્યો, માટે કોઈ પણ પ્રકારે આ જન્મમા પણ વિરુદ્ધ ફળ પમાડનાર ચોરી ડાહ્યો પુરુષ ન કરે એ પ્રમાણે મૂલદેવ અને મંડિકચોરની કથા પૂર્ણ થઈ.

## રૌહિણેય ચોરની કથા

અમરાવતીની સંપત્તિને જિતનાર રાજગૃહ નામના નગરમા અનેક રાજાઓથી સેવાતો શ્રેણિક નામનો રાજા હતો કૃષ્ણને જેમ પ્રદ્યુમ્ન તેમ નીતિ–પરાક્રમ યુક્ત તે રાજાને અભયકુમાર નામનો પુત્ર હતો આ બાજુ તે નગરની નજીકના વૈભારગિરિની ગુફામા સાક્ષાત્ દેહધારી રૌદ્રરસ હોય, તેવો લોહખુર નામનો ચોર હતો રાજગૃહ નગરમા નગરલોકો ઉત્સવોમાં રોકાએલા હોય, તેવા સમયમા તે હંમેશા લાગ જોઈને પિશાચ માફક ઉપદ્રવ કરતો હતો તે ચોર ત્યાથી દ્રવ્ય ગ્રહણ કરતો અને પરસ્ત્રીઓ ભોગવતો તે નગરને પોતાનો ભંડાર કે ઘર જ માનતો હતો તેને ચોરીવાળી આજીવિકા પ્રીતિ કરનાર થતી હતી, પણ બીજી વૃત્તિ ગમતી ન હતી 'માંસાહારીઓને માંસ છોડીને બીજા ભોજનથી તૃપ્તિ થતી નથી.' તેને રોહિણી ભાર્યાથી રૂપ અને વર્તનથી પોતાના સરખો રૌહિણેય નામનો એક પુત્ર થયો હતો પિતાએ પોતાના મૃત્યુ-સમયે તેને બોલાવીને કહ્યુ કે, 'જો હુ કહુ તે પ્રમાણે જરૂર કરવાનો હોય તો, હુ તને ઉપદેશ આપુ' 'આપ કહો તે પ્રમાણે મારે અવશ્ય કરવાનુ જ, આ જગતમા પિતાની આજ્ઞા કોણ ખંડિત કરે?' તેમ તેણે કહ્યુ. તેના વચનથી હર્ષ પામેલા લોહખુરે તેને હાથથી પંપાળીને નિષ્ઠુર કહ્યુ કે, 'જે દેવતાઓએ બનાવેલા સમવસરણમા બેઠેલા વીર ધર્મદેશના કરે છે, તેનુ બોલેલુ ન સાંભળવું.' તે સિવાય બીજું કોઈ પણ પ્રકારે હે વત્સ! તારે સ્વતંત્રપણે કરવું એ પ્રમાણે લોહખુર ઉપદેશ આપીને મૃત્યુ પામ્યો પિતાનુ મરણોત્તર કાર્ય કર્યા પછી રૌહિણેય ચોર જાણે બીજો લોહખુર પાક્યો હોય, તેમ રાત–દિવસ ચોરી કરવા લાગ્યો. પોતાના જીવિત માફક પિતાની આજ્ઞા પાલન કરતો તે દાસીપુત્ર માફક રાજગૃહ નગરમા ચોરી કરતો હતો તે વખતે નગરો, ગામો અને ખાણો તરફ વિહાર કરતા ચૌદ હજાર મહાસાધુઓથી પરિવરેલા, મનોહર દેવોવડે ચલાવાતા સુવર્ણકમલો પર પગલા સ્થાપન કરતા ચરમ તીર્થપતિ વીર ભગવંત રાજગૃહનગરમા સમવસર્યા વ્યંતરો, અસુરો, જ્યોતિષિ અને વૈમાનિકો એમ ચારે નિકાયના દેવોએ જિનપતિનુ સમવસરણ તૈયાર કર્યું. એક યોજન સુધી સંભળાય, સર્વ ભાષામા પરિણમતી એવી વાણીથી વીર પ્રભુએ ધર્મદેશના શરૂ કરી તે વખતે રૌહિણેય ચોર રાજગૃહ નગર તરફ જતા માર્ગ વચ્ચે સમવસરણ પાસે આવી ગયો અને તે વિચારવા લાગ્યો કે, જો આ માર્ગે હું જઈશ અને કદાચ વીરનુ વચન સાંભળી લેવાય, તો પિતાની આજ્ઞાનો ભંગ થશે પરંતુ અહિંથી જવાનો બીજો માર્ગ પણ નથી એમ વિચારી બે હાથે બે કાન ઢાંકીને એકદમ રાજગૃહ તરફ જવા લાગ્યો એ પ્રમાણે દરરોજ જતા આવતા કોઈક દિવસે સમવસરણ પાસે પગમા કાંટો ભાગ્યો ઉતાવળથી જતા પગમા ઊંડો કાંટો ઉતરી ગયો, બહાર કાઢ્યા સિવાય ક્રમપૂર્વક પગલા માંડી શકાતા નથી હવે બીજો કોઈ ઉપાય નથી એમ વિચારી કાન પર ઢાંકેલા હાથને ઉઠાવીને તે હાથથી કાંટો ખેંચતો હતો, ત્યા પ્રભુની વાણી આ પ્રમાણે સાંભળી કે, 'દેવતાઓ પૃથ્વીતલને પગથી સ્પર્શ કર્યા વગર ચાર આગળ અદ્ધર રહેનારા, આંખો ન મીંચનારા, વગર કરમાએલી પુષ્પમાળાવાળા, પરસેવા વગરના, મેલરહિત શરીરવાળા હોય છે.' બહુ સંભળાઈ ગયુ, આને ધિક્કાર હો, એમ જલ્દી કાંટો કાઢીને હાથથી કાન ઢાંકીને તે જ પ્રમાણે તે ચાલ્યો ગયો.

તે ચોર આ પ્રમાણે દરરોજ નગરમાં ચોરી કરતો હતો, એટલે નગરના મોટા શ્રેષ્ઠીઓએ શ્રેણિક પાસે આવી આ પ્રમાણે વિનંતિ કરી કે, આપ રાજ્ય કરી રહ્યા છો, એટલે અમને બીજો કોઈ ભય નથી, પરતુ હે દેવ! અમારૂ ધન ખેંચીને ચોર માફક અદૃશ્ય ચોરો લઈ જાય છે. તેઓની પીડાથી બંધુ માફક દુ:ખી થએલા રાજાએ આક્રોશવાળા બની કોટવાલને કહ્યુ, 'ચોર કે લેણદાર બનીને મારા તરફથી મળતુ વેતન ગ્રહણ કરો છો. તમે ચોરોની ઉપેક્ષા કરો છો, જેથી તેઓ પ્રજાનું ધન લઈ જાય છે' તેઓએ કહ્યું, 'હે દેવ! રૌહિણેય નામનો કોઈ ચોર નગરજનોને લૂંટે છે, જેને પકડવા માટે દેખવો પણ અશક્ય છે. વાંદરાની જેમ વિદ્યુદુત્ક્ષિપ્ત નામના (વીજળીના ઝબકારાની જેવા) કરણથી તે કૂદી કૂદીને એક ઘરેથી બીજે ઘરે અને ત્યાંથી અહેલાઈથી કિલ્લો ઉલ્લઘન કરે છે જેટલામા અમે તે માર્ગે જઈએ તેટલામા તે દેખાતો નથી. અમે એક ડગલું ચાલીએ ત્યા તો તે સો ડગલા આગળ પહોચી જાય અમે તે ચોરને હણવા કે પકડવા શક્તિમાન નથી માટે આપ અમારો કોટવાલનો અધિકાર પાછો સ્વીકારી લો. ત્યારે રાજાએ ઊચા કરેલા ભવાંની સજ્ઞાથી અભયને કહ્યુ અને તેણે દંડપાશિકને કહ્યું કે, ચતુરંગી સેનાને તૈયાર કરી નગર બહાર રાખો. જ્યારે ચોર નગરમાં પ્રવેશ કરે, ત્યારે નગરને સૈન્યે ચારે બાજુથી ઘેરી લેવું. અંદર વિદ્યુદુત્ક્ષિપ્ત કરણ કરતા ત્રાસ પામેલો હરણ જેમ જાળમાં તેમ એ સૈન્યમા સપડાઈ જશે, તે આવે ત્યારે પોતાના પગલા વડે સાબીતી આપતા આ મહાન ચોરને અપ્રમત્ત સૈનિકોએ પકડી લેવો. 'આપની આજ્ઞા પ્રમાણ' એમ કહીને કોટવાલ નીકળ્યો. બુદ્ધિશાળી તેણે ગુપ્તપણે સેનાને તૈયાર કરી ભોગયોગે તે દિવસે રૌહિણેય બીજે ગામ ગએલો એટલે નગરીના ઘેરાનો અજાણ હાથી પકડવાના ખાડામાં જેમ હાથી તેમ ઘેરાએલી નગરીમા તેણે પ્રવેશ કર્યો તે ઉપાયથી ચોરને પકડી અને બાધીને લાવી કોટવાળે રાજાને અર્પણ કર્યો જેમ ન્યાય એ સજ્જનોનું રક્ષણ કરનાર અને દુર્જનોને શિક્ષા કરનાર છે, માટે 'આને શિક્ષા કરો' એમ રાજાએ આજ્ઞા કરી, ત્યારે અભયકુમારે કહ્યુ કે, હજુ આ ચોરાયેલી ચીજ વગેરે વગરનો એકલો પકડાયો છે, માટે વિચાર કરીને પછી શિક્ષા કરવી હવે રાજાએ તેને પૂછ્યું કે, તું કયાનો? અને તારી આજીવિકા કેવી છે? કયા કારણે અહિ આવ્યો છે? રૌહિણેય તો નથી ને? પોતાના નામથી શંકા પામેલા તેણે રાજાને જવાબ આપ્યો કે, શાલિ નામના ગામમા દુર્ગચંડ નામનો હુ ગૃહસ્થ છું કઈક કારણસર અહિ આવ્યો અને કૌતુકથી એક દેવકુલમા આખી રાત્રિ રોકાયો મારા ઘરે જતો હતો, ત્યારે રાક્ષસ જેવા રાજરક્ષકોએ કિલ્લો ઉલ્લઘન કરતા મને પકડ્યો. કારણ કે, પ્રાણની ભીતિ એ મોટી ભીતિ છે વચલા રાક્ષસથી છૂટેલો માછીમારના હાથથી છટકેલો મત્સ્ય જેમ જાળમા તેમ બહારના રાક્ષસ-ગણ વિષે સપડાઈ ગયો ત્યાર પછી 'નિરપરાધી હોવા છતા આ ચોર જેવો છે' એમ કરીને મને અહિ લાવ્યા છે, માટે આપ ન્યાય કરનારા હોવાથી વિચારો ત્યાર પછી રાજાએ તેને કેદખાનામા રાખી તેની તપાસ કરવા એક પુરુષને તે ગામે મોકલ્યો. તે ચોરે પહેલાં એ ગામને સંકેત આપેલો હતો, કારણ કે ચોરોને પણ ભાવીનો વિચાર હોય છે. રાજપુરુષે ત્યા જઈ તેનું સ્વરૂપ પૂછ્યુ, તો તેઓએ કહ્યુ કે, 'દુર્ગચડ અહિ રહેતો હતો, પણ હવે તે બીજે ગામ ગયો છે.' ત્યાથી આવીને તે પુરુષોએ હકીકત કહી એટલે અભયકુમારે વિચાર્યું કે, 'ચતુરાઈથી કરેલા દંભનો પાર બ્રહ્મા પણ પામી શકતા નથી'

હવે અભયકુમારે મહાકિમતી રત્નજડિત દેવોના વિમાન સરખો સાત ભૂમિકાવાળો મહેલ શણગારી તૈયાર કરાવ્યો અપ્સરા સરખી રમણીઓથી અલંકૃત, જાણે દેવલોકમાંથી અમરાવતીનો એક ખડ છૂટો પડી ગયો કેમ ન હોય? જયા ગંધર્વ-સમુદાયે સંગીત મહોત્સવ પ્રવર્તાવ્યો છે, તે મહેલે અકસ્માત્ અદ્દભુત ગંધર્વનગરની શોભાને ધારણ કરી. ત્યાર પછી અભયકુમારે ચોરને મદિરાપાન કરાવી મૂર્છિત કર્યો અને દેવદૃષ્યના બે વસ્ત્રો પહેરાવી દેવ માફક શય્યામા સૂવડાવ્યો. મદિરાનો નશો પરિણમ્યો અને બેઠો થયો ત્યારે તે ચોરે અકસ્માત આશ્ચર્યકારી અપૂર્વ દિવ્ય સંપત્તિઓ જોઈ આ સમયે અભયે આજ્ઞા કરેલા નરનારી-સમુદાય 'જય જય નદા' ઈત્યાદિ મગલ શબ્દો મોટા ઉચ્ચારો કરવાપૂર્વક બોલ્યા-'આ મહાવિમાનમા હમણા તમે દેવતા-સ્વરૂપે ઉત્પન્ન થયા છો, તમે અમારા સ્વામી છો, અમે તમારા કિકરો છીએ. આ દેવાગનાઓ સાથે ઈન્દ્ર માફક સ્વૈરક્રીડા કરો.' એ પ્રમાણે ચતુરાઈથી સ્નેહ-ગર્ભિત વચનો તેને કહ્યા તે ચોરે એમ વિચાર્યું કે, શુ હું દેવ થયો છું? તેટલામા તો સરખી તાળી વગાડવાપૂર્વક તેઓએ સગીત શરૂ કર્યું. વળી ત્યા તેઓને સુવર્ણ-દંડધારી કોઈ પુરુષ અકસ્માત આવીને કહેવા લાગ્યો કે, આ શુ આરંભ્યુ છે? ત્યારે તે પ્રતિહારીને કહ્યુ કે. અમારા સ્વામીને અમારૂ વિજ્ઞાન-કૌશલ્ય બતાવવા માટે. ત્યાર પછી તેણે પણ કહ્યુ, ઠીક તમારા સ્વામીને પોતાનુ કૌશલ્ય બતાવો અને દેવલોકના આચારો તેમની પાસે કરાવો તેઓએ પૂછ્યુ, કેવા આચાર! એ સાભળી તે પુરુષે રૂઆબથી કહ્યુ, શું આ વાત પણ તમે ભૂલી ગયા? અહિ જે દેવ ઉત્પન્ન થાય છે, તે પોતાનાં પહેલાના કરેલાં સારા કે નરસા કાર્યો કહે છે, પછી સ્વર્ગના ભોગો ભોગવે છે સ્વામીનો લાભ થયો એટલે આ વાત વીસરાઈ ગઈ! હવે હે સ્વામી! અમારા પર પ્રસન્ન થાઓ અને દેવલોકની મર્યાદા અને આચાર છે, તે કરો. તેઓએ રૌહિણેયને કહ્યુ, હે સ્વામિ! આપના પહેલાના શુભાશુભ જે કાર્યો કર્યા હોય, તે આપ અમને કહો અને ત્યાર પછી સ્વર્ગ-ભોગો ભોગવો ત્યાર પછી ચોરે વિચાર્યું કે, શુ આ સત્ય હશે? કે મને ઓળખવા માટે અભયે આ પ્રપંચ રચ્યો હશે? આ કેવી રીતે જાણવું? એમ વિચારતા તેણે કાટો કાઢતા સાભળેલું ભગવંતનું વચન યાદ આવ્યુ 'વીર ભગવતથી દેવસ્વરૂપ સાભળ્યુ છે, તેને જો મળતું આવે, તો સત્ય કહીશ, નહિતર વિપરીત કહીશ' એમ બુદ્ધિ કરીને તેણે તેઓને જોયા તો પૃથ્વીતલને સ્પર્શ કરતા, પરસેવાથી મલિન, કરમાયેલી પુષ્પમાળાવાળા અને આખ મીંચતા દેખાયા ચોરે સર્વ માયાજાળ જાણીને ઉત્તર વિચાર્યો. તેઓએ કહ્યુ, 'હે દેવ! આપ કહો, જાણવા માટે આ સર્વે ઉત્સુક બન્યા છે રૌહિણેયે કહ્યુ કે, મે પૂર્વભવની અંદર સુપાત્રમાં દાન આપ્યા છે અને જિનમદિરો કરાવ્યા છે, તેમા પ્રભુબિબોની પ્રતિષ્ઠાઓ કરાવી છે, અને તે બિબોની અષ્ટપ્રકારી પૂજાઓ કરી છે, અનેક તીર્થયાત્રાઓ અને ગુરુ-ભક્તિઓ પણ કરી છે આ વગેરે સારા ધર્મકૃત્યો મેં કર્યાં છે' એમ તે બોલતો હતો, ત્યારે પહેરેગીરે કહ્યું કે, હવે દુષ્કૃત કાર્યો કર્યા હોય, તે પણ કહો રૌહિણેયે કહ્યુ કે, નિરતર સાધુ-સમાગમ હોવાથી મે કોઈ દિવસ અશોભન કાર્ય તો કર્યું જ નથી પ્રતિહારીએ કહ્યુ, આખો જન્મ એક સ્વભાવવાળો જતો નથી, માટે ચોરી, પરદારા-ગમન આદિ જે ખરાબ કાર્યો કર્યાં હોય, તે કહી નાખો રૌહિણેયે કહ્યુ

કે, શું એવા વર્તનવાળા દેવલોક પામે ખરા ? શું આંધળો પર્વત પર ચડે ખરો ? ત્યાર પછી તેઓ અભય પાસે ગયા અને આ સર્વ હકીકત નિવેદન કરી.

ત્યાર પછી અભયે શ્રેણિકને વિનંતિ કરી કે, આવા ઉપાયો કરવા છતા પણ ચોર જાણી શકાતો નથી. તે કદાચ ચોર હોય, તો પણ છોડી મૂકવો જોઈએ. કારણ કે નીતિ ઉલ્લંઘન કરાય નહિં. રાજાના હુકમથી અભયે રૌહિણેયને છોડી દીધો 'ઠગવામા પ્રવીણ હોય, તેવાથી કોઈ વખત હોશિયાર પુરુષો પણ ઠગાય છે.' ત્યાર પછી ચોર વિચાર કરવા લાગ્યો કે, મારા પિતાની આજ્ઞાને ધિક્કાર હો, કે જેણે મને લાંબા કાળથી ભગવંતના વચનામૃતથી વંચિત રાખ્યો. જો પ્રભુના વચનો મારા કાનમા ન આવ્યાં હતે, તો હું વિવિધ પ્રકારના માર ખાઈને મૃત્યુ જ પામતે વગર ઈચ્છાએ પણ તે સમયે મેં ભગવતનું વચન ગ્રહણ કર્યું, તો રોગીને જેમ ઔષધ તેમ મને જીવાડનાર થયું અરેરે ! અર્હંતના વચનનો ત્યાગ કરીને અત્યાર સુધી ચોરની વાણીમા મેં રતિ કરી ખરેખર આંબાનો ત્યાગ કરી કાગડો લિંબડામા જેમ આનંદ માને, તેમ મે પણ પિતાના વચનમા લાંબાકાળ સુધી આનંદ માન્યો. ઉપદેશમાથી માત્ર એક દેશનું આટલુ ફળ મળ્યું, તો પછી સમસ્ત પ્રકારે તેમના ઉપદેશનું સેવન કરવામા આવે, તો કેટલો મહાન લાભ થાય ? એ પ્રમાણે મનથી શુભ ચિંતન કરતા ભગવંત પાસે જઈને તેમના ચરણકમળમાં નમસ્કાર કરીને રૌહિણેયે વિનંતિ કરી, ભયંકર આપત્તિઓ રૂપ જળચર પ્રાણીઓથી પરિપૂર્ણ એવા સંસાર-સમુદ્રમા આપની યોજનગામિની વાણી મહાયાનપાત્રનું કાર્ય કરનારી થાય છે, અર્થાત્ તારનારી બને છે. પોતાને પ્રામાણિક પુરુષ માનતા એવા અનાર્ય પિતાએ મને આટલો કાળ તમારું વચન સાભળવાનો નિષેધ કર્યો અને તેથી જગદ્ગુરુની વાણીથી હું વંચિત રહ્યો. ત્રણે લોકના નાથ ! તેઓ ખરેખર ધન્ય છે કે, જેઓ શ્રદ્ધાપૂર્વક તમારા વચનરૂપ અમૃતનું કર્ણાંજલિપુટથી હંમેશા પાન કરે છે. હુ તો કેવો પાપી ! કે તમારું વચન ન સાભળવાની ઇચ્છાવાળો કાન ઢાંકીને સ્થાન ઉલ્લઘી ગયો એક વખત અનિચ્છાએ પણ તમારુ એક વચન મે સાંભળ્યુ, તો મંત્રાક્ષરના પ્રભાવથી જ હુ રાજ-રાક્ષસથી બચી ગયો. હે નાથ ! જેવી રીતે મરણથી મારું રક્ષણ કર્યું, તેવી રીતે હે જગતના સ્વામી ! સસાર-સાગરના આવર્તમા ડુબી રહેલા મને બચાવો ત્યાર પછી તેની અનુકંપાથી પ્રભુએ નિર્વાણપદ આપનારી નિર્મલ સાધુધર્મની દેશના કરી. ત્યાર પછી પ્રતિબોધ પામેલો પ્રણામ કરતો રૌહિણેય આ પ્રમાણે બોલ્યો, 'હે પ્રભુ ! હું યતિધર્મને યોગ્ય છું કે કેમ ? તે આપ કહો' ભગવંતે કહ્યુ કે, 'તુ યોગ્ય છે.' તો હે વિભુ ! હું વ્રત અગીકાર કરીશ. વચમા શ્રેણિકે કહ્યુ કે, મારે તેને કંઈક કહેવુ છે એમ કહીને ચોરને કહ્યુ, કોઈ પણ ચિંતા કર્યા વગર અને શંકા રાખ્યા વગર તારે પોતાની જે હકીકત કહેવી હોય તે કહે. એ પ્રમાણે રાજાએ કહ્યુ, ત્યારે લોહખુરના પુત્ર રૌહિણેયે કહ્યુ કે, 'હે દેવ ! લોકો પાસેથી તમોએ જેને સાભળ્યો છે, તે જ તમારા નગરમા ચોરી કરનાર હું રૌહિણેય ચોર છું' નદી જેમ નાવડીથી તેમ દુઃખે કરીને લંઘન કરી શકાય તેવી અભયકુમારની બુદ્ધિ મે ભગવંતના એક વચનથી ઉલ્લંઘન કરી. 'હે રાજ્યના સૂર્ય ! આ નગરમાં મેં જ સર્વ ચોરી કરેલી છે, બીજા કોઈ ચોરની ગવેષણા કરશો નહીં કોઈને પણ મારી સાથે મોકલો, જેથી ચોરેલી સર્વ વસ્તુઓ બતાવી દઉ અને પછી પ્રવ્રજ્યા ગ્રહણ કરીને મારો જન્મ સફલ કરુ'

પછી શ્રેણિકની આજ્ઞાથી અભયકુમાર પોતે અને નગરલોકો કૌતુકથી તે ચોર સાથે ગયા. ત્યાર પછી તેણે પર્વત, નદી, વનઝાડી, સ્મશાન વગેરે સ્થળમા દાટેલુ તે ધન અભયકુમારને બતાવ્યુ અભયે પણ જે જેનુ ધન હતું, તે તેને અર્પણ કર્યું નિર્લોભી અને નીતિ જાણનારા મત્રીઓની સ્થિતિ બીજી હોતી નથી પોતાના સબંધી મનુષ્યોને પરમાર્થ કહીને, તથા પ્રતિબોધ કરીને શ્રધ્ધાવાળો રૌહિણેય ભગવંત પાસે આવ્યો ત્યાર પછી શ્રેણિકરાજાએ તેનો દીક્ષા–મહોત્સવ કર્યો અને શ્રીવીરભગવતના ચરણકમળમા તેણે દીક્ષા અંગીકાર કરી. દીક્ષા લીધા પછી એક ઉપવાસથી માડી છ મહિના સુધીના નિર્મળ તપકર્મ, કર્મનો ઉચ્છેદ કરવા માટે આરંભ્યા તપસ્યાથી શરીર કૃશ કરીને ભાવ–સંલેખના આરાધી શ્રીવીરભગવતને પૂછી પર્વત પર પાદપોપગમ નામનુ અતિમ અનશન કર્યું. શુભ ધ્યાન કરતા, પચપરમેષ્ઠિ–નમસ્કારનુ સ્મરણ કરતા રૌહિણેય મહામુનિ દેહનો ત્યાગ કરી સ્વર્ગમા ગયા ચોરીથી નિવૃત્ત થયેલો રૌહિણેયની માફક ટૂકાકાળમા સ્વર્ગ મેળવે છે, માટે બુદ્ધિશાળી પુરુષ કોઈ પ્રકારે બંને લોક બગાડનાર ચોરી ન કરે એ પ્રમાણે રૌહિણેય–કથા કહી ૭૨.

ચોરીના અતિચારો ત્યાગ કરવા માટે કહે છે :—

दूरे परस्य सर्वस्वम्, अपहर्तुमुपक्रमः ।
उपाददीत नादत्तं, तृणमात्रमपि क्वचित् ॥ ७३ ॥

પારકાના ધન વગેરે સર્વસ્વ હરણ કરવાની વાત તો દૂર રહી, પરન્તુ વગર આપેલ તણખલુ પણ ગ્રહણ ન કરવુ કે તે માટે પ્રયત્ન ન કરવો ૭૩ ચોરીથી વિરમેલાઓને બે શ્લોકથી ફળ બતાવે છે—

परार्थग्रहणे येषां, नियमः शुद्धचेतसाम् ।
अभ्यायान्ति श्रियस्तेषां, स्वयमेव स्वयंवराः ॥ ७४ ॥

પારકુ ધન હરણ કરવાનો નિયમ ગ્રહણ કરનાર નિર્મલ ચિત્તવાળા, નહિ કે બકવૃત્તિ-વાળા–મલિન મનવાળા, તેઓની પાસે સંપત્તિઓ સ્વયવરા કન્યા માફક આપમેળે આવે છે, નહિ કે બીજાની પ્રેરણા કે વેપાર–ધધાથી ૭૪ તથા—

अनर्था दूरतो यान्ति, साधुवादः प्रवर्त्तते ।
स्वर्गसौख्यानि ढौकन्ते, स्फुटमस्तेयचारिणाम् ॥ ७५ ॥

અસ્તેયવ્રત આચરનારાઓને વિપત્તિઓ પાસે હોય તો દૂર ચાલી જાય છે. લોકોમા 'આ પ્રામાણિક છે' એવી પ્રશસા ફેલાય છે આ લોકનું ફળ જણાવીને હવે પરલોકનુ ફળ કહે છે કે, તેઓ જન્માતરમા સ્વર્ગ–સુખો પ્રાપ્ત કરે છે પ્રસગાનુરૂપ આતરશ્લોકો કહે છે :—

અગ્નિશિખાનુ પાન કરવું, સર્પના મુખે ચુબન કરવું, હલાહલ ઝેર ચાટવું સારું, પણ પારકુ ધન હરણ ન કરવુ પારકા ધનમા લોભ કરનારાની નિર્દય બુદ્ધિ ઘણે ભાગે વૃદ્ધિ પામે છે અને ભાઈઓ, પિતા, કાકા, સ્ત્રી, મિત્રો, પુત્રો અને ગુરુઓને હણવા તૈયાર થાય છે. દૂધ

પીવાની ઈચ્છાવાળી બિલાડી ઉપર ઉગામેલી લાકડી માફક પરધન ચોરી કરનાર પોતાના વધ-બંધનને જોતો નથી. શિકારી, માછીમાર, બિલાડી વગેરે કરતાં પણ ચોર આગળ વધી ગયો છે કારણ કે તેને રાજા પકડે છે, પણ બીજાને નહિ. હંમેશા બુદ્ધિશાળી પુરુષો સુવર્ણ, રત્નાદિક પારકું ધન આગળ પડેલું હોવા છતા તેને પત્થર સરખું માને છે. એવા પ્રકારના સંતોષામૃતરસ વડે તૃપ્ત થયેલા ગૃહસ્થો પણ સ્વર્ગ પ્રાપ્ત કરે છે ૭૫.

## સ્થૂલ બ્રહ્મચર્યવ્રત અધિકાર

હવે પરલોક અને આ લોકના અબ્રહ્મચર્યના ફલને બતાવી ગૃહસ્થ-યોગ્ય બ્રહ્મચર્યવ્રત નિરૂપણ કરે છે—

पण्ढत्वमिन्द्रियच्छेदं, वीक्ष्याब्रह्मफलं सुधीः ।
भवेत् स्वदारसंतुष्टोऽन्यदारान् वा विवर्जयेत् ॥ ७६ ॥

સમજુ પુરુષ પરલોકમા નપુંસકપણુ, આ લોકમા રાજાદિકે કરેલ ઇન્દ્રિય-છેદ આદિક અબ્રહ્મનાં કડવા ફળ દેખીને, કે શાસ્ત્રથી જાણીને અન્યની સ્ત્રીઓનો ત્યાગ કરે, અને પોતાની ધર્મપત્નીમા સંતોષ રાખે ૭૬

જો કે ગૃહસ્થ અંગીકાર કરેલ વ્રતને પાલન કરતો હોય, તેને તેટલો પાપ-સંબંધ થતો નથી, તો પણ સાધુધર્મ તરફ અનુરાગવાળો યતિધર્મ પ્રાપ્ત કર્યા પહેલા ગૃહસ્થપણામાં કામ-ભોગથી વિરમેલો થઈ શ્રાવકધર્મ પાલન કરે છે, તેવાને વૈરાગ્યની પરાકાષ્ઠાએ પહોચાડવા માટે સામાન્યપણે અબ્રહ્મના નુકશાન જણાવે છે—

रम्यमापातमात्रे यत्. परिणामेऽतिदारुणम् ।
किम्पाकफलसंकाशं, तत् कः सेवेत मैथुनम् ? ॥ ७७ ॥

કિંપાક નામના ફળ સરખા શરૂઆતમા ભોગવતી વખતે મનોહર લાગતા અને ભોગવ્યા પછીના કાળમાં ભયંકર દુઃખ આપનાર એવા પ્રકારના મૈથુનકર્મનું સેવન કોણ કરે? કિંપાકવૃક્ષના ફલનું સ્વરૂપ જણાવે છે તેના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ કૌતુક ઉપજાવે તેવા સુંદર અને સ્વાદિષ્ટ હોય છે. અને હૃદયને સંતોષ પમાડે છે, પરંતુ તે ખાવામા આવે તો હે પુત્ર ! તેના ફળ જાણી શકાય છે. અર્થાત્ ખાનાર જીવી શકતો નથી, પણ મૃત્યુ પામે છે. કિંપાકના ફલ ખાવા માફક જો કે સેવન કરતી વખતે વિષયો મનની શાંતિ કરનાર જણાય છે, પણ પાછળથી તેનાં પરિણામો ઘણાં ભયંકર હોય છે ૭૭ મૈથુન-સેવનના ભયંકર પરિણામ કહે છે —

कम्पः स्वेदः श्रमो मूर्च्छा, भ्रमिर्ग्लानिर्बलक्षयः ।
राजयक्ष्मादिरोगाश्च, भवेयुर्मैथुनोत्थिताः ॥ ७८ ॥

મૈથુન સેવન કરનારને ધ્રૂજારી, પરસેવા, થાક, મૂર્છા, ચક્કર, અંગ તૂટવું, બલનો વિનાશ, ક્ષયરોગ, ઉધરસ, દમ, શ્વાસ વગેરે રોગો ઉત્પન્ન થાય છે ૭૮ બાકીના વ્રતો અહિંસાના પરિવારભૂત હોવાથી મૈથુનમા અહિંસાનો અભાવ કહે છે—

योनियन्त्रसमुत्पन्नाः, सुसूक्ष्मा जन्तुराशयः ।
पीड्यमाना विपद्यन्ते, यत्र तन्मैथुनं त्यजेत् ॥ ७९ ॥

જીવને જન્મ આપવાનો માર્ગ યોનિ, તે યંત્રાકાર હોવાથી યોનિયંત્ર, તેમાં સ્વાભાવિકપણે ઉત્પન્ન થનારા સંમૂચ્છિમ જીવો અતિસૂક્ષ્મ હોવાથી ચક્ષુથી દેખી શકાતા નથી તે વાત જણાવતા કહે છે—રૂથી ભરેલી ભુંગળીમા તપાવેલ લોઢાનો સળિયો રૂની માફક યોનિમા રહેલા સૂક્ષ્મ જંતુ-સમૂહો પુરુષચિહ્નથી મર્દન થતાં મૈથુનમા વિનાશ પામે છે, માટે અનેક જીવોની હિંસા કરાવનાર મૈથુનનો ત્યાગ કરવો. ૭૯ યોનિમા જંતુઓનો સદ્ભાવ બીજાં શાસ્ત્રોથી પણ દૃઢ કરે છે—

जन्तुसद्भाव वात्स्यायनोऽप्याह ।

કામશાસ્ત્ર રચનાર વાત્સ્યાયન પણ જંતુઓનો સદ્ભાવ માને છે, પણ છૂપાવતા નથી. આથી એમ ન સમજવું કે વાત્સ્યાયનને પ્રમાણભૂત માની તેના શાસ્ત્રનો સ્વીકાર કરવો અહિં એ કહેવા માગીએ છીએ કે, કામની પ્રધાનતા માનનારાઓ પણ જીવોનો સદ્ભાવ સ્વીકારે છે, પણ ઓળવતા નથી. વાત્સ્યાયનનો શ્લોક આ પ્રમાણે :—

'रक्तजाः कृमयः सूक्ष्मा, मृदु-मध्याधिशक्तयः ।
जन्मवर्त्मसु कण्डूतिं, जनयन्ति तथाविधाम्' ॥ ८० ॥

લોહીથી ઉત્પન્ન થયેલા ઓછી, મધ્યમ અને અધિક શક્તિવાળા, સૂક્ષ્મકૃમિ જીવો યોનિમા ખણુ ઉત્પન્ન કરે છે. ૮૦

મૈથુન સેવનને કામજ્વરનો પ્રતિકાર કરનાર ચિકિત્સારૂપ ઔષધ સરખુ માનનાર પ્રત્યે ઉપદેશ આપતા કહે છે—

स्त्रीसंभोगेन यः काम-ज्वरं प्रतिचिकीर्षति ।
स हुताशं घृताहुत्या, विध्यापयितुमिच्छति ॥ ८१ ॥

સ્ત્રી-સંભોગ કરવા દ્વારા જેઓ કામજ્વર શાન્ત કરવા ઇચ્છા કરતા હોય, તેઓ ઘીની આહુતિ આપીને અગ્નિને ઓલવવાની અભિલાષા કરે છે અર્થાત્ તેમ કરવાથી કામજ્વર ઘટતો નથી, પણ વૃદ્ધિ પામે છે. બહારના પણ કહે છે કે, કામો ઉપભોગથી કદાપિ પણ શાંત થતા નથી, ઘીની આહુતિથી અગ્નિ માફક કામો ઉત્તેજિત થાય છે કામજ્વરના પ્રતીકાર કરનાર કંઈક હોય તો વૈરાગ્ય-ભાવના, પ્રતિપક્ષ ક્રિયા-સેવન, ધર્મશાસ્ત્ર-શ્રવણ આદિક છે. ૮૧. કામજ્વર પ્રશાન્ત કરવાના કારણો હોવા છતા ભવભ્રમણના કારણ સ્વરૂપ મૈથુન-સેવન કરવાથી શો લાભ? એ જ કહે છે—

वरं ज्वलदयःस्तम्भ-परिरम्भो विधीयते ।
न पुनर्नरकद्वार-रामाजघनसेवनम् ॥ ८२ ॥

તપાવેલ લાલચોળ લોહસ્તંભનું આલિંગન કરવું બહુ સારું છે, પરંતુ નરકના દ્વાર સરખા સ્ત્રીના સાથળનું સેવન ભયંકર છે. ભાવાર્થ એ છે કે, એક વખત કામજ્વરની શાંતિ માટે મૈથુન એ જ ઉપાય હોય, તો પણ નરકનું કારણ હોવાથી તે પ્રશંસવા યોગ્ય નથી. ૮૧-૮૨. વળી સ્ત્રી-સંબંધના કારણભૂત મ ભોગ કે તેનું સ્મરણ કરવામા આવે, તો પણ સમગ્ર ગુણ-ગૌરવનો વિઘાત થાય છે—

सतामपि हि वामभ्रूर्ददाना हृदये पदम् ।
अभिरामं गुणग्रामं, निर्वासयति निश्चितम् ॥ ८३ ॥

કટાક્ષ કરનાર એવી સ્ત્રીઓનું સ્મરણમાત્ર કરવાથી સજ્જન પુરુષોના ગુણ-સમુદાયને દેશવટો ભોગવવો પડે છે, એ સંદેહ વગરની વાત સમજવી. આ કહેવાનો આશય એ છે કે, જેમ કોઈ ખરાબ રાજ્યાધિકારી કોઈ દેશમા રક્ષણ કરવા નિમેલ હોય, પરંતુ તે રક્ષણ કરવાને બદલે લોભબુદ્ધિથી કે અજ્ઞાનતાથી ગામો ઉજ્જડ કરી નાખે છે. એવી રીતે હૃદયમાં સ્થાન પામેલી કામિની પણ પાલન કરવા યોગ્ય ગુણ-સમુદાયનો મૂળમાથી ઉચ્છેદ કરે છે. અથવા સત્પુરુષોના ગુણ-સમુદાય ઉપર કે તેમના હૃદય પર પગ મૂકીને વામનયના સ્ત્રી ગુણોને દૂર કરાવે છે. ૮૩. હૃદયમા સ્થાપન કરેલી સ્રી ઘણા દોષવાળી હોવાથી ગુણહાનિના કારણભૂત છે, તો પછી તેની સાથે રમણ કેમ કરાય ? તે કહે છે—

वञ्चकत्वं नृशंसत्वं, चञ्चलत्वं कुशीलता ।
इति नैसर्गिका दोषा, यासां तासु रमेत कः ? ॥ ८४ ॥

છેતરવાનો સ્વભાવ, ક્રૂરતા, ચંચળતા, કુશીલતા, ખરાબ સ્વભાવ, યોનિસંયમનો અભાવ આ વિગેરે તેનામા સ્વભાવિક દોષો છે, પણ સકારણ નથી તેવી હલકી સ્ત્રીઓમા કોણ ડાહ્યો રાગબુદ્ધિ કરી રમણ કરે ? ૮૪ માત્ર આટલા જ દોષો સમાપ્ત થતા નથી, પરંતુ માપ વગરના દોષો કહે છે—

प्राप्तुं पारमपारस्य, पारावारस्य पार्यते ।
स्त्रीणां प्रकृतिवक्राणां, दुश्चरित्रस्य नो पुनः ॥ ८५ ॥

જેનો કિનારો દેખાતો નથી, એવા સમુદ્રનો પાર પામવો સહેલો છે, પરંતુ સ્વભાવથી જ કુટિલ ચરિત્રવાળી સ્ત્રીઓના ખરાબ વર્તનનો પાર પામવો અશકય છે ૮૫ દુશ્ચરિત્ર કહે છે—

नितम्बिन्यः पतिं पुत्रं, पितरं भ्रातरं क्षणात् ।
आरोपयन्त्यकार्येऽपि, दुर्वृत्ताः प्राणसंशये ॥ ८६ ॥

નિતંબિની કહેવાથી યૌવનનો ઉન્માદ જણાવવા માટે, દુશ્ચરિત્રવાળી, નાના કાર્યના કે અકાર્યના પ્રસંગમા પણ પતિને, પુત્રને, પિતાને, ભાઈને કે માતાને ક્ષણવારમા સૂર્યકાંતાએ જેમ પ્રદેશી રાજાને તેમ પ્રાણના સંદેહવાળા અકાર્યમા આરોપણ કરે છે કહ્યુ છે કે, ઇન્દ્રિયના દોષે નચાવેલી ભાર્યા પણ સૂર્યકાન્તા રાણીએ જેમ પ્રદેશી રાજાને મારી નાખ્યો, તેમ

પતિવધનું પાપ કરનાર થાય છે ચુલનીએ જેમ બ્રહ્મદત્ત પુત્રને—પોતાની બુદ્ધિથી કલ્પેલા પદાર્થો પૂર્ણ ન થવાથી, ચુલની માતાએ બ્રહ્મદત્ત પુત્રને જેમ સંકટમા નાખ્યો, જીવયશાએ જેમ જરાસંધને, પત્ની પદ્માવતીના કારણે કોણિકે કાલાદિક ભાઈઓને અકાર્યમા જોડી મૃત્યુ પમાડ્યા ૮૬. માટે જ—

भवस्य वीजं नरक–द्वारमार्गस्य दीपिका ।
शुचां कन्दः कलेर्मूलं, दुःखानां खनिरङ्गना ॥ ८७ ॥

આ અંગના સસાર–અંકુરનુ બીજ–સસાર વધારવાનું કારણ સ્ત્રી છે, નરકનુ પ્રવેશદ્વાર, તેનો માર્ગ બતાવનાર દીપિકા સરખી, શોક–વલ્લીનો કદ, કલહ–વૃક્ષનુ મૂલ, શારીરિક, માનસિક દુખોની ખાણ છે આ પ્રમાણે યતિધર્માનુરાગી ગૃહસ્થ માટે સામાન્યથી મૈથુન અને સ્ત્રીઓના દોષો કહ્યા ૮૭. હવે સ્વદારા–સતોષી ગૃહસ્થોને ઉદ્દેશીને સાધારણસ્ત્રીના દોષો પાંચ શ્લોકોથી કહેવાય છે—

मनस्यन्यद् वचस्यन्यत्, क्रियायामन्यदेव हि ।
यासां साधारणस्त्रीणां, ताः कथं सुखहेतवः ? ॥ ८८ ॥

મનમા બીજું, વચનમા ત્રીજું, ક્રિયામા ચોથું હોય, અર્થાત્ જેના મન, વચન અને કાયા જુદા જુદા પ્રવર્તતા હોય એવી વેશ્યા સ્ત્રીઓ વિશ્વાસના કારણભૂત કે સુખ માટે થાય નહિં. સંકેત બીજાને આપે, માગણી બીજા પાસે કરે, સ્તુતિ બીજાની કરે, ચિત્તમાં બીજો હોય, પડખે વળી કોઈ અન્ય હોય. ગણિકાઓનુ ચરિત્ર ખરેખર આશ્ચર્ય કરનાર છે ૮૮ તેમજ—

मांसमिश्रं सुरामिश्रम्, अनेकविटचुम्बितम् ।
को वेश्यावदनं चुम्बेद्, उच्छिष्टमिव भोजनम् ? ॥ ८९ ॥

જલચર, સ્થલચર, ખેચર જીવોના માસ–મિશ્રિત, દુર્ગંધવાળુ, વેશ્યાઓ માંસ ખાનાર હોવાથી, કાષ્ઠ પિષ્ટાદિકની બનાવેલી મદિરાથી મિશ્રિત, તેઓ મદિરા–પાન કરનારી હોવાથી, અનેક પ્રકારની જાતિવાળા વિટ–જાર પુરુષોથી ચુબિત થયેલી, ઘણે ભાગે વિટોમા આસકિતવાળી બનેલી હોવાથી, માસ–મદિરાથી મિશ્રિત ઉચ્છિષ્ટ–એઠા ભોજન સરખી વેશ્યાના મુખને કોણ ચુબન કરે ? ૮૯ તેમ જ—

अपि प्रदत्तसर्वस्वात्, कामुकात् क्षीणसंपदः ।
वासोऽप्याच्छेत्तुमिच्छन्ति, गच्छतः पण्ययोषितः ॥ ९० ॥

ધનિકપણાની અવસ્થામા સર્વસ્વ સમર્પણ કર્યું હોય, પરંતુ પુણ્ય ક્ષીણ થવાથી સંપત્તિઓ ચાલી જાય અને પહેરેલ વસ્ત્ર માત્ર બાકી રહેલું હોય તો બળાત્કારે તે પણ ઝુંટવી લેવાની ઇચ્છાવાળી વેશ્યા હોય છે આમ કહીને તે કેવી કૃતઘ્ન છે ? તે જણાવ્યુ કહેલું છે કે, પોતાની ધર્મપત્ની કરતાં પણ અધિકપણે સારસભાળ કરી હોય, એવી વેશ્યા ક્ષીણ સપત્તિવાળા પુરુષના વસ્ત્ર પર મેળવવાની અભિલાષાથી નજર કરે છે ૯૦ તથા—

न देवान् न गुरून् नापि, सुहृदो न च बान्धवान् ।
असत्संगरतिर्नित्यं, वेश्यावश्यो हि मन्यते ॥ ९१ ॥

વેશ્યાને આધીન બનેલો પુરુષ દેવને, ગુરુને, મિત્રને કે બંધુઓને માનતો નથી, પણ હંમેશા ખરાબ સોબતીઓની સોબતમાં આનંદ માને છે ૯૧ તથા—

कुष्ठिनोऽपि स्मरसमान्, पश्यन्तीं धनकाङ्क्षया ।
तन्वन्तीं कृत्रिमस्नेहं, निःस्नेहां गणिकां त्यजेत् ॥ ९२ ॥

ધન મેળવવાની અભિલાષાથી કોઢિયાને પણ કામદેવ સમાન માની તેની મોટી પ્રતિપત્તિ-સેવા, વિલાસ કરે છે, કારણ કે સ્નેહ બતાવ્યા વગર તેની પાસેથી ધન-પ્રાપ્તિ થતી નથી. આવા પ્રકારનો કૃત્રિમ સ્નેહ કરનારી સ્નેહ વગરની ગણિકાનો ત્યાગ કરવો આ પ્રમાણે સ્વદારા-સંતોષી ગૃહસ્થે પણ્યાગના સ્ત્રીના દોષો જાણી, તેનો ત્યાગ કરવો. ૯૨. હવે પરસ્ત્રી-ગમનના દોષો કહે છે—

नासक्त्या सेवनीया हि, स्वदारा अप्युपासकैः ।
आकरः सर्वपापानां, किं पुनः परयोषितः ? ॥ ९३ ॥

સાધુપણું સ્વીકાર કરવાની અભિલાષાવાળા અને દેશવિરતિ ધર્મના પરિણામવાળા શ્રાવકે ગૃહસ્થપણામાં પણ વૈરાગ્યની અધિકતાથી પોતાની સ્ત્રીના વિષયમાં પણ આસક્તિ ન કરવી જોઈએ, તો પછી પારકી સ્ત્રી તો અત્યંત સેવન કરવા યોગ્ય નથી, માટે શ્રાવકોએ સર્વ પાપોની ખાણ સમાન એવી પરસ્ત્રીઓનો તો અવશ્ય ત્યાગ કરવો જોઈએ ૯૩.
પરસ્ત્રીનું પાપકારિપણું બતાવે છે—

स्वपतिं या परित्यज्य, निस्त्रपोपपतिं भजेत् ।
तस्यां क्षणिकचित्तायां, विश्रम्भः कोऽन्ययोषिति ?॥ ९४ ॥

'ભર્તાર એ જ દેવતા' ગણનારી સ્ત્રીઓ હોય છે, કારણ કે તે શ્રુતિનું વચન છે. એટલે જે પોતાના પતિને દેવસ્વરૂપે ન માનતા તેનો ત્યાગ કરીને નિર્લજ્જ બની બીજા પતિને સેવન કરનારી થાય તેવી ક્ષણિક ચલચિત્તવાળી સ્ત્રીમાં કોણ વિશ્વાસ કરે? ૯૪
હવે પરસ્ત્રીમાં પ્રસક્ત બનેલાને શિખામણ આપે છે—

भीरोराकुलचित्तस्य, दुःस्थितस्य परस्त्रियाम् ।
रतिर्न युज्यते कर्तुम्, उपशूनं पशोरिव ॥ ९५ ॥

પતિ અગર રાજા વગેરેથી ભય પામેલા, 'આ મને દેખી ગયો છે' 'એ મારું પાપ જાણી ગયો છે' તેથી વ્યાકુળ ચિત્તવાળાએ કતલખાના પાસે પશુને જેમ રતિ કરવી યોગ્ય નથી,

તેમ ઘરબાર, શય્યા, આસન વગરના દુ:ખી પુરુષે પણ પરસ્ત્રીમાં રતિ કરવી યોગ્ય નથી. ૯૫. તે કારણથી—

प्राणसंदेहजननं, परमं वैरकारणम् ।
लोकद्वयविरुद्धं च, परस्त्रीगमनं त्यजेत् ॥ ९६ ॥

ઘણે ભાગે બીજાઓ પારકી સ્ત્રીમા પ્રસક્ત બનેલા પુરુષનો નાશ કરે છે, એટલે પ્રાણનો સંદેહ ઉત્પન્ન કરનાર, મોટા વેરનુ કારણ, કહેલુ છે કે, 'જેના મૂલ ઊંડા ગયા છે એવા વૈરવૃક્ષનું મોટુ કારણ સ્ત્રીઓ છે.' આ લોક-વિરુદ્ધ અને પરલોક-વિરુદ્ધ, એવુ પરસ્ત્રીગમન તજવું ૯૬ 'બંને લોક-વિરુદ્ધ' વિશેષણને સ્પષ્ટ સમજાવે છે—

सर्वस्वहरणं वन्धं, शरीरावयवच्छिदाम् ।
मृतश्च नरकं घोरं, लभते पारदारिकः ॥ ९७ ॥

પરદારા-ગમન કરનાર સર્વ ધનનુ હરણ, દોરડા આદિકથી બંધન, શરીરના અવયવો કે પુરુષચિહ્નનો છેદ, વગેરે આ લોકના અને મરીને પરભવમા ઘોર નરકમા મહાદુઃખો પ્રાપ્ત કરે છે. ૯૭ યુકિત-પૂર્વક પરસ્ત્રીગમનનો નિષેધ કરે છે—

स्वदाररक्षणे यत्नं, विदधानो निरन्तरम् ।
जानन्नपि जनो दुःखं, परदारान् कथ व्रजेत् ? ॥ ९८ ॥

પોતાની પત્નીમા બીજો આસક્તિ કરે, તો તેના માટે જેમ પોતાને દુ ખ થાય છે અને પોતાની સ્ત્રીનુ રક્ષણ કરવા માટે ભિત્તિ, વ ડી, કોટ, પહેરેગીર આદિકથી રાત-દિવસ રક્ષણનો પરિકલેશ કરે છે અને તેનુ દુઃખ પોતે સમજે છે, એમ આત્માનુભવથી પરના દુ ખને દેખતો સુજ્ઞ પરદાર-ગમન કેમ કરે ? ૯૮ પરસ્ત્રી-ગમન કરવાની વાત તો દૂર રહો, પરંતુ તેની ઇચ્છા પણ મહાઅનર્થ કરનાર થાય છે, તે કહે છે—

विक्रमाक्रान्तविश्वोऽपि, परस्त्रीषु रिरंसया ।
कृत्वा कुलक्षयं प्राप, नरकं दशकन्धरः ॥ ९९ ॥

પોતાના પરાક્રમથી વિશ્વને ધ્રુજાવનાર રાવણ પણ પારકી સ્ત્રી સાથે રમવાની ઇચ્છાથી કુલનો ક્ષય કરી નરકે ગયો આટલા પરાક્રમવાળાએ પણ અનર્થ મેળવ્યો, તો પછી બીજા માટે શુ કહેવુ ? ૯૯ આ વાત સંપ્રદાયથી આ પ્રમાણે સમજવી—

**રાવણની કથા**

રાક્ષસ નામના દ્વીપમા પૃથ્વીમા મુગટમણિ સમાન ત્રિકૂટપર્વતના શિખર ઉપર સુવર્ણમય લંકા નામની વિશાલ નગરી હતી તે નગરીમા પુલસ્ત્ય કુલમા કૌસ્તુભમણિ સમાન મહાપરાક્રમી વિશ્વને રાડ પડાવનાર રાવણ નામનો વિદ્યાધર રાજા થયો તેને અતિશય બળવાળા જાણે બીજા બે બાહુસ્તંભ હોય તેવા કુંભકર્ણ અને બિભીષણ નામના બે ભાઈઓ

હતા. કોઈક દિવસે તેણે કુલદેવતા જેવી પોતાના પૂર્વજોએ મેળવેલી નવરત્નોની માળા મહેલમાં જોઈ. બાર સૂર્યો સંભળાય છે, તેમાં આ નવ સૂર્યો જ કેમ દેખાય છે? એમ તેણે ત્યાં વૃદ્ધોને પૃછયુ. ત્યારે તેઓએ તેને કહ્યુ કે, આગળ તારા પૂર્વજોએ વરદાનમાં મેળવેલ મહાસારભૂત મહાકિંમતી રત્નમાળા છે. આ માળા જે કંઠમાં નાખશે, તે અર્ધભરતેશ્વર થશે, આ પ્રમાણેનો કુલપરંપરાનો રિવાજ ચાલ્યો આવે છે, તે અનુસાર તારા પૂર્વજો પણ તેની પૂજા કરે છે. ત્યાર પછી તેણે ગળામાં પહેરી એટલે તેના નવ રત્નોમાં તેના મુખની છાયા સંક્રમી, ત્યારથી તેની દશમુખવાળો રાવણ એવી પ્રસિદ્ધિ થઈ. ત્યાર પછી લોકોએ જય જય એવા શબ્દોથી અભિનંદન કર્યું, ત્યારે જગતના વિજય માટે સાક્ષાત્ ઉત્સાહ હોય તેમ તે શોભવા લાગ્યો. તેની પાસે અસાધ્ય સાધનો વડે પ્રૌઢ સેનાઓ સરખી પ્રજ્ઞપ્તિ વગેરે અનવદ્ય વિદ્યાઓ હંમેશા સાથે રહેતી હતી તેથી દુ:સાધ્ય એવો અર્ધભરત એક ગામ જિતવા માફક સહેલાઈથી તેણે જિતી લીધો. છતા પણ બાહુબળની ખણુ અપૂર્ણ રહી. આ બાજુ આગલા જન્મમા ઈન્દ્રપણાની સ્થિતિનો અનુભવ કરનાર અનેક વિદ્યાવાળો ઈન્દ્ર નામનો વિદ્યાધર રાજા વૈતાઢ્ય પર્વત પર હતો. વિશ્વમાં ઐશ્વર્યબલની અધિકતાથી અને આગલા ઈન્દ્રપણાના અભ્યાસથી પોતે પોતાને જ ઈન્દ્ર માનવા લાગ્યો કે બીજો કોઈ ઈન્દ્ર નથી તેણે પોતાની મુખ્ય પટ્ટરાણીનું નામ શચી, અસ્રનુ નામ વજ્ર, પટ્ટહાથીનું નામ ઐરાવણ, અશ્વનું નામ ઉચ્ચૈઃશ્રવા, સારથિનું નામ માતલિ, અને ચાર મહાસુભટોના સોમ, યમ, પાશધર (વરુણ) અને કુબેર એ પ્રમાણે નામો રાખ્યાં. બાહુબલમાં મદોન્મત્ત બનેલો તે પોતાને ઈન્દ્ર માનતો અને બીજાને તણખલા સરખા ગણતો ભયંકર યુદ્ધ કરનાર રાવણને પણ તે ગણકારતો નહિ એટલે તેના પર કોપ પામેલો યમરાજા સરખા બલવાળો રાવણ શ્રાવણના મેઘ સરખી ગર્જના કરતા લડવા ચાલ્યો. વિદ્યાના પ્રભાવથી જળ, આકાશ અને પૃથ્વી પર સરખા વાહનવાળા વિદ્યાધરો અને સૈન્ય સહિત તેણે સમુદ્રનું લંઘન કર્યું, કલ્પાતકાળના મહાવાયરાની જેમ સૈન્યરૂપી વંટોળિયાથી ઊડેલી રજશ્રેણિ વડે આકાશને ઢાંકી દેતો તે એકદમ વૈતાઢ્યે પહોંચ્યો. રાવણને આવતો જાણીને ઈન્દ્ર પણ એકદમ સામે આવ્યો. કારણ કે, 'પુરુષોને મૈત્રી અને વૈર બંનેમા સન્મુખ આવવું એ પ્રથમ કાર્ય છે.' મહાપરાક્રમી રાવણે દૂરથી જ એક દૂત મોકલી ઈન્દ્રને મધુર શબ્દોથી કહેવરાવ્યુ કે 'અહિં જે કેટલાક વિદ્યા અને ભુજાબળથી ગર્વિત રાજાઓ છે, તેમણે ભેટણા આપવા પૂર્વક દશકંધર રાવણ રાજાની પૂજા કરી છે. રાવણની વિસ્મૃતિથી અને તમારી સરળતાથી અત્યાર સુધીનો સમય પસાર થઈ ગયો. હવે તમારે સેવા કરવાનો સમય પાકી ગયો છે. માટે તેમના પ્રત્યે ભક્તિ નહિંતર શક્તિ બતાવો. ભક્તિ અને શક્તિ બેમાથી એક પણ નહિં બતાવો, તો તમો વિનાશ પામશો.' ઈન્દ્રરાજાએ એમ કહ્યું કે, 'બિચારા રાંકડા રાજાઓએ તેની પૂજા કરી, એટલે રાવણ મદોન્મત્ત બની મારી પાસેથી પણ પૂજાની અભિલાષા કરે છે! અત્યાર સુધી તો રાવણનો કાલ જેમ તેમ સુખમાં ગયો, પણ હવે તો કાલરૂપ તેનો સમય પાકી ગયો છે. માટે તુ તારા સ્વામી પાસે જઈને કહે કે, તે મારા પ્રત્યે ભક્તિ કે શક્તિ બતાવે જો તે ભક્તિ કે શક્તિ વગરનો હશે તો આ પ્રમાણે વિનાશ પામશે' દૂતે આવીને રાવણને જ્યારે સમાચાર સંભળાવ્યા, ત્યારે ક્રોધથી ભયંકર બનેલો રાવણ પ્રલયકાળના ખળભળેલા સમુદ્ર સરખા અનંત સૈન્યરૂપી કલ્લોલો સાથે લડવા ચાલ્યો. સંવર્ત

પુષ્કરાવર્ત મેઘ સરખા શસ્ત્રોના વરસાદ કરતા બન્ને લશ્કરોનું માંહોમાંહે અથડામણવાળું યુદ્ધ થયુ. રાવણપુત્રે રાવણને નમન કરીને યુદ્ધ કરવા માટે ઈન્દ્રને બોલાવ્યો વીર પુરુષો યુદ્ધક્રીડામા કોઈને અગ્રપદ આપતા નથી. ત્યારપછી બંને એકાકી વિજય મેળવવાની અભિલાષાવાળા ઈન્દ્ર અને રાવણપુત્ર સૈન્યોને દૂર કરીને દુર્ધ્ધર બની દ્વંદ્વયુદ્ધ કરવા લાગ્યા મદોન્મત્ત બે હાથી દ્વંદ્વયુદ્ધ કરતા હોય તેવા આ બંને માંહોમાંહે યુદ્ધનો પાર પામવા માટે શસ્ત્રોના પ્રહાર કરવા પૂર્વક લડતા હતા એકબીજા વેગથી પરાવર્તન પામી જતા હોવાથી રાવણપુત્ર ઉપર છે કે નીચે ? કે ઈન્દ્ર ઉપર છે કે નીચે છે ? તે જાણી શકાતુ ન હતું. વિજયશ્રી ક્ષણવાર ઈન્દ્રને વિષે, ક્ષણવાર મેઘનાદ વિષે એમ આવજા કરતાં બહાદુર એવા બન્નેથી ભય પામી હોય તેમ જવા–આવવા લાગી ત્યાર પછી ગર્વથી સર્વસામર્થ્ય વડે મેઘનાદે ઉપદ્રવ કર્યો એટલે તે ઈન્દ્ર મશક જેવો નિર્બલ બની ગયો તરત જ રાવણપુત્ર મેઘનાદે તેને નીચે પાડ્યો અને બાંધ્યો ‘જયની ઈચ્છાવાળાઓને જયમા પ્રથમ હેતુ ઉતાવળથી કાર્ય કરવાપણું હોય છે.’ સિંહનાદથી આકાશને પણ ગજાવતા મેઘનાદે મૂર્તિમાન જય માફક તેને અર્પણ કર્યો. રાવણે તેને પ્રબલ રક્ષણવાળા કેદખાનામા નાખ્યો બળવાન બન્ને કાર્ય કરનારા હોય છે હણે પણ ખરા અને રક્ષણ પણ કરે દંડધર, સોમ, પાશવાન (વરુણ) અને કુબેર એ ચારે સુભટોએ ઈન્દ્રને પકડવાથી ક્રોધવાળા થઈ રાવણને ઘેરી લીધો. જિત પામેલો રાવણ પણ ચારે સુભટોની સાથે ચારગુણા ઉત્સાહથી લડયો અને દંડવાળાનો દંડ ભાગી નાખ્યો, ગદાવાળાની ગદા ચૂરી નાખી, વરુણનો પાશ તોડી નાખ્યો, સોમનુ ધનુષ છેદી નાખ્યુ. જેમ મોટો હાથી નાના હાથીઓને, તેમ પ્રહારોથી તેમને નીચે પટકાવ્યા અને વૈરીનો વિનાશ કરનારા રાવણે પકડી તે ચારેને બાધ્યા સાત અંગવાળા રાજ્ય સહિત તે ઈન્દ્રને સાથે રાખી પાતાલલંકા જિતવા માટે રાવણ ચાલ્યો. ત્યાર પછી ત્યા ચંદ્રોદર રાજાને હણીને તેનુ રાજ્ય અને પોતાની બેન ત્રણ મસ્તકવાળા ખર દૂષણમા મોટા ખરને આપ્યા ચંદ્રોદરનું સમગ્ર રાજ્ય કઠોર બળવાળા ખરે ગ્રહણ કર્યું, પરંતુ એક ગર્ભવતી રાણી નાસીને ગમે ત્યા ચાલી ગઈ તે પછી લંકાપતિ રાવણ પાતાલલંકાથી લંકા ગયો અને દેવતાઓને પણ કાટા સમાન તેણે પોતાનુ રાજ્ય નિષ્કંટક બનાવ્યુ. કોઈક સમયે રાવણે પુષ્પક વિમાનમા બેસીને ક્રીડાથી આમતેમ ફરતા મરુત્તરાજાએ પ્રારંભેલા મહાયજ્ઞને દેખ્યો ત્યાર પછી તે યજ્ઞ જોવાની ઈચ્છાથી રાવણ વિમાનથી નીચે ઉતરીને તે સ્થળે ગયો, એટલે તે રાજાએ સિંહાસન પર બેસાડવા ઈત્યાદિકથી સત્કાર કર્યો પછી રાવણરાજાએ મરુત્ત રાજાને કહ્યુ કે, ‘અરે ! નરકે લઈ જનાર આ યજ્ઞ કેમ કરે છે ?’ ત્રણે જગતનુ હિત કરનારા સર્વજ્ઞ ભગવંતોએ અહિંસાથી ધર્મ કહ્યો છે, તો પછી પશુઓની હિંસાવાળા યજ્ઞથી ધર્મ કેવી રીતે થાય ? માટે બંને લોક બગાડનાર શત્રુ સરખો યજ્ઞ તુ ન કરીશ, અને જો કદાચ કરીશ તો આ લોકમા મારા કેદખાનામાં અને પરલોકમા નરકમા તારો વાસ થશે. મરુત્તરાજાએ તરત જ યજ્ઞ બંધ કર્યો કારણ કે વિશ્વને ભયંકર એવી રાવણની આજ્ઞા માનવી જ પડે. મરુત્ત રાજાના યજ્ઞને બંધ કરાવી પવન સરખા વેગવાળો તે સુમેરુ અને અષ્ટાપદાદિક તીર્થોની યાત્રા કરવા ગયો. ત્યા શાશ્વતા–અશાશ્વતા ચૈત્યોમાં યાત્રા કરીને ફરી પાછો રાવણ પોતાના સ્થાને આવ્યો.

### રામ અને રાવણનુ યુદ્ધ

આ બાજુ અયોધ્યા નગરીમાં અસીમ સંપત્તિના સ્થાન સ્વરૂપ મહારથી દશરથ નામનો

રાજા હતો મૂર્તિમાન ચાર દિશાલક્ષ્મી હોય, તેવી તેને કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા અને સુપ્રભા નામની ચાર પ્રિયાઓ હતી કૌશલ્યા રાણીએ રામને, કૈકેયીએ ભરતને, સુમિત્રાએ લક્ષ્મણને અને સુપ્રભાએ શત્રુઘ્ન નામના પુત્રોને જન્મ આપ્યો. ઇન્દ્રના ઐરાવણ હાથીના દાંત માફક રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન શોભતા હતા જનકની પુત્રી અને ભામંડલની બેન સીતા સાથે ધનુષબાણ આરોપણ કરી રામભદ્રે લગ્ન કર્યાં એક દિવસે દશરથ રાજાએ ચારે રાણીઓને મંગલસ્વરૂપ જિનેન્દ્ર–બિંબનું અભિષેકજળ મોકલાવ્યુ પોતાને તે જળ મોડું મળવાથી રીસાએલી સુમિત્રારાણીને મનાવવા માટે રાજા પોતે ગયો. ત્યા આગળ ઘંટના લોલક સરખા હાલતા દાંતવાળા, ચલાયમાન મુખવાળા, આખા શરીર પર શ્વેત કેશવાળા, પાંપણમા બીડાએલી આંખવાળા, ડગલેપગલે ચાલતા સ્ખલના પામતા, મરણની યાચના કરતા, એક ઘરડા–અંતઃપુર સેવકને રાજાએ દેખ્યો તેને જોઈ રાજાએ વિચાર કર્યો કે, જ્યા સુધીમા આપણે આવી દશા ન પામીએ, ત્યાં સુધીમા ચોથા પુરુષાર્થ મોક્ષ માટે પ્રયત્ન કરીએ. વ્રત ગ્રહણની ઇચ્છાવાળા તેણે પોતાના રાજ્ય પર સ્થાપન કરવા માટે રામ અને લક્ષ્મણ પુત્રોને બોલાવ્યા ભરતની માતા કૈકેયીએ ધીમી વાણીથી આગળ આપેલા બે વરદાનની સત્ય પ્રતિજ્ઞાવાળા દશરથ પાસે માગણી કરી તે સમયે એક વરદાનથી સ્થિર પ્રતિજ્ઞાવાળા દશરથ રાજાએ ભરતને રાજ્ય અર્પણ કર્યું અને બીજા વરદાનથી સીતા સાથે રામે અને લક્ષ્મણે ચૌદ વર્ષ સુધી વનવાસ ભોગવવાની માગણી કરી અને તે પ્રમાણે આજ્ઞા આપી સીતા અને લક્ષ્મણ સાથે રામે તત્કાલ દંડકારણ્યમા પંચવટીના આશ્રમમા નિવાસ કર્યો ત્યા આગળ કોઈ બે ચારણમુનિઓ આવ્યા હતા, તેમને રામ–લક્ષ્મણે નમસ્કાર કર્યા અને શ્રદ્ધાળુ સીતાએ અતિથિભૂત બંને મુનિઓને શુદ્ધભિક્ષાથી પ્રતિલાભ્યા એટલે તે વખતે દેવોએ સુગંધી જળવૃષ્ટિ કરી એટલે તેની સુગંધથી ત્યા જટાયુ નામનો ગીધરાજા આવ્યો તે બંને મુનિઓએ ત્યા ધર્મદેશના આપી તેનાથી તે પક્ષી પ્રતિબોધ પામ્યો, જાતિ–સ્મરણ થયુ અને જાનકી પાસે હંમેશા રહેતો રામ ત્યા રહેલા હતા ફલાદિક માટે લક્ષ્મણ બહાર વનમા ગયા હતા, ત્યા આગળ લક્ષ્મણે કુતૂહલથી એક ખડ્ગ દેખ્યુ અને ગ્રહણ કર્યું તેની તીક્ષ્ણતાની પરીક્ષા કરવા માટે તેનાથી તેજ ક્ષણે લક્ષ્મણે નજીકમા રહેલ વાંસજાળીમા પ્રહાર કર્યો એટલે તે વંશજાળીમા અંદર રહેલા કોઈક પુરુષનુ એક મસ્તક–કમળ કમલનાલ માફક છેદાઈને આગળ પડેલુ જોયુ 'યુદ્ધ ન કરતા શસ્ત્ર વગરના કોઈ પુરુષને મે મારી નાખ્યો! આવુ કાર્ય કરવાથી મારા આત્માને ધિક્કાર થાઓ' એમ પોતાની નિંદા કરવા લાગ્યો રામભદ્ર પાસે જઈને બનેલી સર્વ હકીકત જણાવી અને તરવાર પણ બતાવી એટલે રામે કહ્યુ, 'આ સૂર્યહાસ નામની તરવાર છે, એના સાધકને તેં હણી નાખ્યો છે; નક્કી આનો ઉત્તરસાધક કોઈ હોવો જોઈએ' એવી હુ સંભાવના કરુ છું આ સમયે રાવણની ચંદ્રણખા નામની બેન અને ખરની ભાર્યા ત્યા આવી અને હણાએલા પુત્રને દેખ્યો. હે વત્સ શમ્બૂક! તું ક્યા છે? એમ રુદન કરતી તેણે લક્ષ્મણના પગલાની મનોહર પંક્તિ જોઈ. જેની આ પગલાની શ્રેણિ છે, તેણે જ મારા પુત્રને હણ્યો છે, એટલે ચંદ્રણખા પગલાના જ માર્ગે આગળ ગઈ જેટલામા થોડેક ગઈ, તેટલામા તેણીએ વૃક્ષ નીચે નેત્રને મનોહર લાગે તેવા સીતા અને લક્ષ્મણની આગળ બેઠેલા રામને જોયા રામને દેખીને તત્કાલ તેની સાથે રમણ કરવા વિવશ બની ગઈ 'કામિનીઓને શોકની અધિકતામા પણ કામનો અભિલાષ

કોઈ અજાણ હોય છે!' પોતાનુ રૂપ મનોહર બનાવીને તેણે રામને પ્રાર્થના કરી કે, મારી સાથે રમણક્રીડા કરો ત્યારે હસતા હસતા રામે કહ્યુ કે, હુ તો ભાર્યાવાળો છું, માટે લક્ષ્મણની સેવા કર. તેને પ્રાર્થના કરતા તેણે પણ ઉત્તર આપ્યો કે, તું આર્યની નારી છે, તો આવી વાતથી સર્યું. પ્રાર્થનાભગ અને પુત્રવધથી અધિક રોષ પામેલી તેણીએ પોતાના પતિ ખર વગેરેને જઈને કહ્યુ કે, લક્ષ્મણે મારા પુત્રને મૃત્યુ પમાડ્યો. એટલે પર્વતને જેમ હાથીઓ તેવી રીતે ચૌદ હજાર વિદ્યાધરોની સાથે તે રામને ઉપદ્રવ કરવા આવ્યો

ત્યારે લક્ષ્મણે રામને વિનતિ કરી કે, મારી હાજરીમા આપ જાતે આવાની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા રાખો, તે આર્ય માટે યોગ્ય છે? એમ કહીને તેમની સાથે પોતે લડવા જવાની માગણી કરી 'હે વત્સ! ભલે તું જય માટે જા, પરંતુ જો તને કઈ સકટ જણાય, તો મને બોલાવવા સિહનાદ કરજે' એ પ્રમાણે લક્ષ્મણને શિખામણ આપી રામની આજ્ઞા સ્વીકારીને ધનુષ સાથે લક્ષ્મણ તાર્ક્ષ્ય નામનો મોટો ગરુડ જેમ નાના સર્પોને તેમ તેમને હણવા માડ્યા યુદ્ધ આગળ વધવા લાગ્યુ, ત્યારે પોતાના પતિના સૈનિકોની વૃદ્ધિ માટે રાવણની બહેને ઉતાવળથી જઈને રાવણને આ પ્રમાણે કહ્યુ કે, દંડકારણ્યમા પોતાની જાતની અજ્ઞાનતાવાળા રામ–લક્ષ્મણ નામના બે મનુષ્યો આવ્યા છે તેમણે તમારા ભાણેજને યમમદિર પહોચાડ્યો છે આ વાત સાભળી તારા બનેવી નાનાભાઈ અને સૈન્ય સાથે લક્ષ્મણની સામે યુદ્ધ કરવા ગયા છે અને અત્યારે યુદ્ધ ચાલી રહ્યુ છે નાના ભાઈના પરાક્રમથી અને પોતાની શક્તિથી ગર્વવાળો રામ સીતાની સાથે વિલાસ કરતો પાછળ રહેલો છે. સ્ત્રીઓમા રૂપ લાવણ્યની શોભાવડે સીમા સરખી સીતા નથી દેવી, નથી નાગકુમારી, કે નથી માનુષી, પરતુ કોઈક બીજી જ છે ત્રણ લોકમા તેના સરખું રૂપ ક્યાય નથી, એટલુ જ નહિ, પરંતુ સમગ્ર દેવોની અને અસુરોની દેવાગનાઓના રૂપથી પણ અતિચડીયાતા તેના રૂપનું વાણીથી પણ વર્ણન કરવુ અશકય છે હે રાજન્! સમુદ્ર–પર્યંત આ ભૂતલમા જેટલા રત્નો છે, તે સર્વે હે બધુ! તારા માટે અધિકારવાળા છે. જેની રૂપસપત્તિ નેત્રને વગર બીડાયે એકી નજરથી જોયા જ કરીએ તેવી છે, એવા પ્રકારના સ્ત્રીરત્નને જો તું ન ગ્રહણ કરે, તો રાવણ નથી. આ વાત સાભળી તરત પુષ્પક નામના વિમાનમા બેસીને દશકધર રાવણે આજ્ઞા કરી કે, 'હે વિમાનરાજ! ઉતાવળથી ત્યા પહોચાડ, કે જ્યા જાનકી હોય. દશગ્રીવના મનની સ્પર્દ્ધાથી હોય તેમ અત્યત વેગપૂર્વક જતુ વિમાન ત્યા જાનકી પાસે પહોચ્યુ.

અગ્નિથી જેમ વાઘ તેમ તેને દેખીને રાવણ ઉગ્રતેજવાળા રામથી ભય પામી દૂર ઉભો રહ્યો. અને એમ વિચાર્યું કે, આ બાજુ પરાક્રમી રામને જિતવો એ મુશ્કેલ છે અને આ બાજુ સીતાનુ હરણ કરવુ છે એક બાજુ વાઘ છે, બીજી બાજુ પાણીથી ભરેલી નદી છે. ત્યાર પછી તેણે વિચાર કરીને અવલોકની નામની વિદ્યાનુ સ્મરણ કર્યું એટલે તરત અજલિપૂર્વક કિકરી માફક આવીને તે ઉભી રહી. ત્યાર પછી રાવણે તત્કાલ તેને આજ્ઞા કરી કે, 'સીતાનુ હરણ કરતા મને તુ આજે સહાય કર' વિદ્યાદેવીએ તેને કહ્યુ કે, વાસુકીના મસ્તકનો મણિ ગ્રહણ કરવો સહેલો છે, પણ રામ સાથે બેઠેલી સીતાને દેવો કે અસુરો પણ ગ્રહણ કરી શકે નહિ માત્ર એક ઉપાય છે કે, જો આ રામ તેના ભાઈના જ સિહનાદથી લક્ષ્મણ પાસે જાય, કારણ કે બંને વચ્ચે આ સકેત થયેલો છે

તો પછી તેમ કર, એ પ્રમાણે કહેવાએલી તે વિદ્યાદેવીએ ત્યાંથી કંઈક આગળ જઈને સાક્ષાત્ લક્ષ્મણ હોય તેમ સિંહનાદ કર્યો. તે સાંભળી સીતાને ત્યા રાખીને રામ એકદમ દોડ્યા. 'માયાવીની માયા મહાન પુરુષોને પણ મૂંઝવનારી થાય છે.' પછી દશગ્રીવ રાવણ નીચે ઉતરી સીતાને પુષ્પક વિમાનમાં આરોપણ કરીને 'તને હરણ કરનારો હું રાવણ છું.' એમ કહેતો આકાશમા ઉડ્યો. હવે સીતા વિલાપ કરવા લાગી, હે નાથ ! હે રામ ! હા વત્સ લક્ષ્મણ ! હા પિતાજી ! હા મહાભુજાવાળા ભામંડલભાઈ ! અરે ! કાગડો જેમ બલિનુ તેમ આ તમારી સીતાનુ હરણ કરે છે, આ પ્રમાણે જેમ આકાશને રડાવતી હોય તેમ મોટા શબ્દથી સીતા રુદન કરવા લાગી હે પુત્રી ! તું ભય ન પામ, હે રાક્ષસ ! તુ ક્યાં ચાલ્યો ? રોષથી આમ બોલતો જટાયુ પક્ષી તેની પાછળ દોડ્યો ભામંડલના કોઈ નાના એક વિદ્યાધર અગ્રણીએ રાવણને તિરસ્કારતા કહ્યુ કે, 'અરે ! ઉભો રહે, ઉભો રહે' જટાયુ પક્ષી રાવણની છાતીમા પોતાના તીક્ષ્ણ પગના નહોરથી હણવા લાગ્યો ત્યાર પછી 'હે ઘરડા ગીધડા ! હવે તું જીવવાથી તૃપ્ત બન્યો છે કે શુ ?' એમ બોલતા રાવણે ચદ્રહાસ તરવાર ખેંચી તેને મારી નાખ્યો. તે વિદ્યાધરની વિદ્યાનું પણ રાવણે હરણ કર્યું, એટલે પાખ કપાએલા પક્ષી માફક તે પણ ભૂમિ પર પડ્યો ત્યાર પછી રાવણ લંકામા ગયો અને સીતાને બગીચામા રાખી, અને તેને પ્રલોભન કરાવવા માટે ત્યા ત્રિજટા દાસીને મોકલી.

શત્રુને હણનાર લક્ષ્મણ રામને સામે મળ્યા અને કહ્યું કે, 'હે આર્ય ! સીતાને એકલી મૂકીને તમે અહિં કેમ આવ્યા ?' 'તારા સંકટને જણાવનાર સિંહનાદ વડે બોલાવેલો હું અહિં આવ્યો છુ.' એમ જ્યારે રામે કહ્યું ત્યારે લક્ષ્મણે કહ્યુ કે, મેં સિંહનાદ કર્યો જ નથી અને આર્યે સાભળ્યો તો નક્કી આપણને કોઈકે ઠગ્યા છે. સતી એવી આ આર્યાનું હરણ કરવા માટે અને ઉપાયથી તમને દૂર કરવા માટે સિંહનાદ કરવાનું કારણ ઉભુ કર્યું. આ વાતમા લગાર શકા ન સમજવી રામ પણ ઠીક ઠીક એમ બોલતા લક્ષ્મણ સાથે પોતાના સ્થાને ગયા અને સીતાને ન દેખવાથી 'તું કયા છે ?' એમ વિલાપ કરતા મૂર્છા પામી ભૂમિ પર પડ્યા મૂર્છા ઉતરી અને ભાન આવ્યુ એટલે લક્ષ્મણે કહ્યું, હવે રડવાનુ બંધ કરો, 'આપત્તિઓમા પુરુષોએ પુરુષાર્થ કરવો એ જ એનો સાચો ઉપાય છે'

આ સમયે કોઈ એક પુરુષે આવીને તેમને નમસ્કાર કર્યા અને તેમણે પૂછ્યુ એટલે તેણે પોતાનો વૃત્તાન્ત આ પ્રમાણે જણાવ્યો—'પાતાલલકાના સ્વામી ચદ્રોદર નામના મારા પિતાને હણીને અશ્વના સ્થાને જેમ ગધેડાને તેમ તેના સ્થાને ખરને રાજા બનાવ્યો તે સમયે ગર્ભવતી મારી માતાએ ત્યાથી નાસીને બીજી જગ્યા પર મને જન્મ આપ્યો અને માતાજીને કોઈક મુનિએ કહ્યુ કે, જ્યારે ખર વગેરેને દશરથપુત્ર રામ હણશે, ત્યારે તે તારા પુત્રને પાતાલલકાની ગાદીએ બેસાડી રાજા બનાવશે તેમા સશય ન રાખવો. તેથી આજે સમય પ્રાપ્ત કરીને આપનો આશ્રય કરું છુ. અને આપે મને પિતાના વૈરિનો વધ કરીને ખરીદેલો પોતાનો સેવક જાણવો. ત્યાર પછી મહાભુજાવાળા રામે તેને પાતાલલકા અપાવી સમય જાણનારાઓને સ્વામીઓ આપમેળે ફળીભૂત થાય છે લક્ષ્મણ સાથે રામ આને ગાદી પર સ્થાપન કરવા જતા હતા ત્યારે હરાએલી વિદ્યાવાળા ભામડલના સેવકને ભૂમિ પર પડેલો જોયો રામને તેણે નમસ્કાર

કરી પોતાનો, જટાયુ, સીતા અને રાવણનો વૃત્તાન્ત નિવેદન કર્યો હવે લક્ષ્મણને સાથે રાખી રામ પાતાલલંકામા ગયા અને સત્ય પ્રતિજ્ઞાવાળા વિરાધને પિતાના રાજ્યની ગાદીએ સ્થાપન કર્યો

આ બાજુ સાહસગતિ નામનો વિદ્યાધર અગ્રેસર આકાશમા ભ્રમણ કરતા કરતા કિષ્કિંધિ નગરીની નજીકમા આવ્યો તે વખતે કિષ્કિંધિ નગરીનો સુગ્રીવ નામનો રાજા પોતાના પરિવાર સાથે બહાર ક્રીડા કરવા નીકળ્યો કારણ કે રાજાઓ આવી સ્થિતિવાળા હોય છે તે વખતે સાહસગતિએ અંતઃપુરમા રહેલી સુગ્રીવની સુંદર નેત્રવાળી તારા નામની રાણીને દેખી. તે રાણીના લાવણ્ય-નીરમા ક્રીડા કરવાની ઈચ્છાવાળા તેને ગરમીથી પીડા પામેલા હાથી માફક બીજા સ્થાને જવાની ઈચ્છા ન થઈ. એટલે ક્ષણવારમા આગળ ગમન કરવાનો નિષેધ કરીને જાણે સાક્ષાત્ કામદેવની આજ્ઞાને માન્ય કરતો હોય તેમ તે ત્યા જ રોકાયો મનોહર એવી રમણી સાથે મારે કેવી રીતે રમણ કરવુ? એવી ઈચ્છામાં વ્યાકુલ બનેલો તે ક્ષણવાર ચિંતવવા લાગ્યો ત્યાર પછી એકદમ સ્ત્રીવેશ ધારણ કરનાર નટ માફક વેશ અને રૂપ બદલવામા કુશલ એવા તે સાહસગતિએ સુગ્રીવનુ રૂપ ધારણ કર્યું. હવે લંપટી કૃત્રિમ સુગ્રીવને સાચો સુગ્રીવ માનનારા અંગરક્ષકોએ સુગ્રીવના ભવનમા જતો રોકયો નહિં અને અંતઃપુરના દ્વાર પાસે જવા માટે તે જેવો ઉત્સુક બન્યો તેટલામા સાચો સુગ્રીવ ફરીને પોતાના ભવન પાસે આવ્યો પહેરેગીરોએ સુગ્રીવને અંદર પ્રવેશ કરવા ન દીધો અને કહ્યુ કે, 'રાજાએ તો આગળ પ્રવેશ કર્યો છે તું તો કોઈક બીજો છે' ત્યાર પછી પહેરેગીરોએ સાચા સુગ્રીવને ભવનમા પ્રવેશ કરતા સ્ખલના કરી, ત્યારે મથન કરાતા સમુદ્ર સરખું અતુલ કોલાહલવાળુ યુદ્ધ જામ્યુ બીજા સુગ્રીવને દેખીને શંકાથી વાલિપુત્ર અંતઃપુરના ઉપદ્રવનુ રક્ષણ કરવા તેના દ્વાર પાસે ઉતાવળથી પહોચી ગયો

નદીના પૂરને જેમ માર્ગનો પર્વત અટકાવે, તેમ વાલિપુત્રે ખોટા સુગ્રીવને અંતઃપુરમા પ્રવેશ કરતા અટકાવ્યો જગતના સારભૂત એવા ચૌદ રત્નો સરખા ચૌદ અક્ષૌહિણી સેનાઓના સૈનિકો એકઠા મળ્યા બંનેના સૈનિકો તેઓના ભેદને ન સમજી શકતા હોવાથી અર્ધા સાચા સુગ્રીવ તરફ અને અર્ધા બનાવટી સુગ્રીવ તરફ વહેચાઈ ગયા બંનેના સૈન્યોનુ યુદ્ધ પ્રવર્ત્યું, ત્યારે ભાલાઓ અથડાતા હતા, ત્યારે આકાશ ઉલ્કાપાતવાળુ બન્યુ હોય તેવું જણાવા લાગ્યુ અશ્વસ્વારો અશ્વસ્વારો સાથે, હાથી પર બેસનારાઓ, તેની સાથે, પાયદળો પાયદળ સૈનિકો સાથે, રથવાળા રથિકો સાથે યુદ્ધ કરવા લાગ્યા પ્રૌઢ પ્રિય-સમાગમથી જેમ મુગ્ધા રમણી તેવી રીતે ચતુરંગ સેના-સમૂહના મર્દનથી પૃથ્વી કંપવા લાગી 'અરે! પારકા ઘરમા પ્રવેશ કરનાર કૂતરા! તુ મારી સાથે લડવા આવ' તેમ સત્ય સુગ્રીવે જારસુગ્રીવને લડવા બોલાવ્યો ત્યાર પછી અસત્ય સુગ્રીવ તિરસ્કૃત થયેલ મદોન્મત્ત હાથી માફક જોરથી ગર્જના કરતો યુદ્ધ સન્મુખ બન્યો ક્રોધથી લાલ લોચનવાળા તે બંને મહાયોદ્ધાઓ જાણે યમરાજાના બે સગા ભાઈઓ હોય, તેમ જગતને ત્રાસ પમાડતા હતા તે બંને યુદ્ધ-નિષ્ણાતો માહોમાહે તીક્ષ્ણ શસ્ત્રોથી ઘાસ છેદવા જેમ તીક્ષ્ણ શસ્ત્રોને છેદતા હતા બે પાડાના યુદ્ધમા જેમ વૃક્ષ વન તેમ બે યોદ્ધાઓના મહાયુદ્ધમા ઉછળતા શસ્ત્રોના ટુકડાઓથી ખેચર-દેવીઓ ઉપદ્રવ પામતી હતી જંગમ પર્વત સરખા મલ્લયુદ્ધ કરતા તે બંનેના શસ્ત્રો છેદાઈ ગયા, ત્યારે

માંહોમાંહે ક્રોધથી મસ્તક–મુગટો અફાળવા લાગ્યા. ક્ષણવારમા આકાશમા ઉડતા, ક્ષણવાર ભૂમિ પર પડતા તે બંને વીરચૂડામણિ કૂકડા જેવા શોભતા હતા મહાપ્રાણવાળા તે બને એક બીજાને જિતવા સમર્થ ન બન્યા એટલે વૃષભની જેમ ખસીને દૂર ઉભા રહ્યા થાકી ગએલ શરીરવાળો સુગ્રીવ ફરી યુદ્ધ કરવા અસમર્થ બન્યો એટલે કિષ્કિંધાપુરમાથી બહાર નીકળી એક સ્થાને બેઠો. ત્યા જ અસ્વસ્થ માનસવાળો બનાવટી સુગ્રીવ રહ્યો, પણ વાલિપુત્રે અંતઃપુરમા પ્રવેશ કરવા મના કરી. નીચું મસ્તક કરીને સુગ્રીવ વિચારવા લાગ્યો, 'અહો! કોઈક સ્રીલંપટી કપટ કરવામા હોશિયાર એવો મારો આ શત્રુ છે મારા સ્વજનોને પણ શત્રુએ પ્રપંચથી વશ કરી પારકા બનાવ્યા, ખેદની વાત છે કે પોતાના અશ્વોએ જ કપટથી છાપો મરાવ્યો. માયા પરાક્રમ કરવામા સર્વોત્કૃષ્ટ શત્રુનો વધ મારે કેવી રીતે કરવો ? વાલિના નામને લજવનાર પરાક્રમભ્રષ્ટ મને ધિક્કાર થાઓ મહાબળવાળા અખંડ પુરુષવ્રતવાળા વાલિ ખરેખર ધન્ય છે, જેણે તૃણ માફક રાજ્યનો ત્યાગ કરી પરમપદની પ્રાપ્તિ કરી. જો કે મારો પુત્ર ચંદ્રરશ્મિ જગતમા બળવાન છે, પરંતુ બે વચ્ચેના ભેદને ન સમજનાર તે કોનુ રક્ષણ કરે કે કોને હણે ? પરંતુ ચંદ્રરશ્મિએ એટલુ સારુ કર્યું કે, તે પાપીનો અંતઃપુરમા પ્રવેશ થવા ન દીધો. આ શત્રુનો વધ કરવા માટે હુ કયા બળવાનનો આશ્રય કરુ ? કારણ કે, 'શત્રુઓ પોતાથી અથવા બીજા દ્વારા હણવા યોગ્ય છે'

પાતાલ, ભૂમિ અને સ્વર્ગ એ ત્રણે લોકમાં પરાક્રમી મરુત્તના યજ્ઞને બંધ કરાવનાર રાવણનો શત્રુના ઘાત માટે આશ્રય કરું ? પરંતુ એ તો સ્વભાવથી સ્રીલંપટ ત્રણે લોકમા કાંટા સરખો છે. તે વળી પોતે જ તેને અને મને તરત હણીને તારાને સ્વાધીન કરશે. આવા સંકટની પ્રાપ્તિમા તો કઠોર ખર સાહાય્ય કરવામા શક્તિમાન્ હતો, પરંતુ તેને તો રામે હણી નાખ્યો છે માટે તે રામ અને લક્ષ્મણ પાસે જઈ તેમની મૈત્રી કરુ. તે સમયે પ્રાપ્ત થએલા વિરાધને પણ તેઓએ રાજ્ય અપાવ્યુ હતું શક્તિશાળી ભુજાબળવાળા તેઓ બને અત્યારે તો વિરાધના આગ્રહથી પાતાળલંકામા રહેલા છે' આ પ્રમાણે સુગ્રીવે પોતે એકાંતમાં વિચારીને વિશ્વાસવાળા એવા દૂતને વિરાધની નગરીમા મોકલ્યો તે દૂતે પાતાલલંકામાં જઈને વિરાધને પ્રણામ કરીને પોતાના સ્વામીની હકીકત કહીને આ પ્રમાણે જણાવ્યુ કે, 'અમારા સ્વામી આવા પ્રકારના સંકટમાં પડયા છે, તો તે તમારા દ્વારા રઘુનંદનનું શરણ કરવા ઈચ્છા રાખે છે 'સુગ્રીવ અહિ તરત ચાલ્યો આવે, સત્પુરુષોનો સમાગમ પુણ્યથી થાય છે' આ પ્રમાણે તેનાથી કહેવાએલા દૂતે આવીને તે હકીકત સુગ્રીવને જણાવી. ત્યાર પછી અશ્વોના હેષારવના શબ્દોથી સર્વ દિશાઓને મુખરિત બનાવતો વેગથી દૂર ને પાસે કરતો ચાલવા લાગ્યો પાડોશીના ઘર માફક તે પાતાલલંકામા પહોચ્યો અને વિરાધને મળ્યો અને વિરાધ તેને મળ્યો વિરાધે પણ આગળ થઈ રક્ષણ કરનાર રામભદ્રને નમસ્કાર કરાવ્યો, અને તેના દુઃખની હકીકત જણાવી. સુગ્રીવે પણ એ જ પ્રમાણે કહ્યુ કે, આ દુઃખમા તમો જ માત્ર શરણભૂત છો 'છીંક રોકાતા સર્વથા મુઝાઈ ગયા હોઈએ ત્યારે સૂર્ય જ માત્ર શરણ છે' અત્યારે પોતે સંકટમા હોવા છતા પણ તેઓ તેનુ દુઃખ છેદવા માટે ગયા, કારણ કે, 'મહાપુરુષોને સ્વકાર્ય કરતા પણ પરકાર્ય માટે અધિક પ્રયત્ન હોય છે.' વિરાધે સીતાહરણનો વૃત્તાન્ત જણાવાએલા સુગ્રીવે બે હાથ જોડી અંજલિ કરી રામને વિનંતિ કરી.

સમગ્ર વિશ્વને પ્રકાશિત કરતા સૂર્ય જેવા આપ તો સર્વનુ રક્ષણ કરનાર છો. આપને કોઈના કારણ કે સહાયની અપેક્ષા હોતી નથી, તો પણ હે દેવ ! હુ આપને વિનતિ કરુ છું, કે આપની કૃપાથી શત્રુને ઠેકાણે કર્યા પછી મારા આખા સૈન્ય સાથે હું આપને અનુસરનારો બની હું તરત સીતાના સમાચાર લાવીશ. સુગ્રીવ સાથે રામભદ્રે કિષ્કિધા નગર તરફ પ્રયાણ કર્યું. પાછળ આવતા વિરાધને સમજાવીને પાછો વાળ્યો. રામભદ્રે કિષ્કિધા નગર પાસે લશ્કરનો પડાવ નંખાવ્યો અને યુદ્ધ કરવા માટે લંપટ સુગ્રીવને આહ્વાન કર્યું આહ્વાન કરવા માત્રથી બનાવટી સુગ્રીવ ગર્જના કરતો આવી પહોચ્યો કારણ કે, 'ભોજન માટે જેમ બ્રાહ્મણો, તેમ શૂરાઓ યુદ્ધ કરવા માટે આળસુ હોતા નથી' મદોન્મત્ત વનહાથી સરખા તે બને દુર્દ્ધર ચરણ સ્થાપન કરવાથી પૃથ્વીને કંપાવતા યુદ્ધ કરવા લાગ્યા સરખા રૂપવાળા તે બંનેને દેખીને આપણો કયો અને શત્રુ કયો ? એ પ્રમાણે સંશય થવાથી ક્ષણવાર રામ ઉદાસીન જેવા થયા. જે બનવાનુ હોય તે બનો' એમ વિચારી રામભદ્રે વજાવર્ત નામનો ધનુષ્ટકાર કર્યો ત્યાર પછી તે ધનુષ્ટકારથી ક્ષણવારમા સાહસગતિની રૂપ-પરાવર્તન કરનારી વિદ્યા હરણી માફક પલાયન થઈ ગઈ અરે ! સર્વને પ્રપંચથી મુઝવણમા નાખીને પરદારા સાથે રમણ કરવાની ઇચ્છા કરે છે ? હે પાપી ! તારું ધનુષ તૈયાર કર, એમ કહી તેની તર્જના કરી રામે એક જ બાણથી તેના પ્રાણો હરણ કર્યા, હરણ મારવામા સિહને બીજા પજાની જરૂર પડતી નથી વિરાધ માફક સુગ્રીવને રામે રાજ્ય પર સ્થાપન કર્યો, અને સુગ્રીવ પણ પહેલાની જેમ પોતાની પ્રજા વડે નમન કરાયો

આ બાજુ વિરાધ રામના કાર્ય માટે સૈન્ય લઈને આવ્યો, કારણ કે કૃતજ્ઞ પુરુષો સ્વામિ-કાર્ય કર્યા વગર રહી શકતા નથી. ભામડલ પણ વિદ્યાધર-સેના સાથે ત્યા આવ્યો, કુલીન પુરુષોને સ્વામિ-કાર્ય તે ઉત્સવથી પણ અધિક ઉત્સવ છે સુગ્રીવે જાબુવદ્, હનુમાન, નીલ, નલ વગેરે પ્રસિદ્ધ પરાક્રમવાળા પોતાના સામતોને ચારે બાજુથી બોલાવ્યા વિદ્યાધર રાજાઓના સૈન્યો ચારે બાજુથી આવી ગયા પછી સુગ્રીવે રામભદ્ર પાસે આવી આ પ્રમાણે વિનતિ કરી કે, અજના અને પવનનો પુત્ર આ વિજયી હનુમાન આપની આજ્ઞાથી લકામા સીતાના સમાચાર મેળવવા જશે રામથી આજ્ઞા પામેલો અને પોતાને ઓળખાવનાર મુદ્રિકા આપીને પવનપુત્ર હનુમાન પવનની જેમ આકાશ-માર્ગે ગયો ક્ષણવારમા લકામા આવી પહોચ્યો અને ઉદ્યાનમા શિશપાવૃક્ષની નીચે મત્ર માફક રામનુ ધ્યાન કરતી સીતાને જોઈ વૃક્ષશાખામા અદૃશ્ય બનેલા હનુમાને ઉપરથી સીતાના ખોળામા ઓળખ માટે મુદ્રિકા ફેંકી, તેને દેખી તે અત્યત હર્ષ પામી. તરત જ ત્રિજટાએ રાવણ પાસે જઇને વિનતિ કરી કે, આટલો કાળ તો સીતા ચિંતાવાળી હતી, પણ અત્યારે તો આનદમા આવી ગઈ છે ત્યારે તેણે વિચાર્યું કે જરૂર હવે તે રામને ભૂલીને મારી સાથે રમણ કરવાની અભિલાષાવાળી થઈ છે, એમ હુ માનુ છુ, માટે ત્યા જઈ તુ એને સમજાવ, એ પ્રમાણે મદોદરીને આજ્ઞા કરી. ત્યાર પછી પતિના દૂત-કાર્ય માટે મદોદરી ત્યા ગઈ અને સીતાને પ્રલોભન આપતી વિનીત બની આ પ્રમાણે કહેવા લાગી, 'આ રાવણ રાજા અપૂર્વ ઐશ્વર્ય સૌન્દર્યાદિ અનેક ગુણોથી અલકૃત છે રૂપ અને લાવણ્યની સંપત્તિ તારા અનુરૂપ છે, અજ્ઞાની દૈવે તમારા બંનેનો યોગ ન સાધી આપ્યો, તો પણ અત્યારે તે યોગ થાઓ માટે તમારું ધ્યાન કરતા સેવવા યોગ્ય રાવણની પાસે જઇને ક્રીડા કરો, હે સુદર નેત્રવાળી ! હુ અને બીજી સર્વ રાણીઓ તમારી આજ્ઞાને

વહન કરીશું. ત્યારે સીતાએ મંદોદરીને તિરસ્કાર પૂર્વક કહ્યું, અરે! પતિનું દૂત-કાર્ય કરનારી પાપિણી! દુર્મુખિ! તારા પતિ માફક તારુ મુખ કોણ દેખે? હું રામની પાસે જ રહેલી છું એમ જાણ, કારણ કે લક્ષ્મણ અહિં આવેલા છે, જે ખરાદિકની જેમ તારા બાંધવો સહિત તારા પતિને હણશે. હે પાપિણી! તું અહિથી ઉભી થા, ઉભી થા, હવે તારી સાથે મારે વાત પણ કરવી નથી, આ પ્રમાણે તિરસ્કાર પામેલી કોપ કરતી તે ત્યાથી નીકળી ગઈ

હવે હનુમાન નીચે ઉતરી સીતાને નમીને બે હાથની અંજલિ જોડી બોલ્યો કે, "હે દેવિ! ભાગ્યથી લક્ષ્મણ સાથે રામ જયવંતા વર્તે છે રામથી આજ્ઞા પામેલો હું તમારા સમાચાર મેળવવા માટે અહિ આવ્યો છું હુ ત્યા જઈ તમારા સમાચાર કહીશ, એટલે રામ શત્રુનો સંહાર કરવા અહિ પધારશે." પતિના દૂત અને ઓળખ-મુદ્રા અર્પણ કરનાર હનુમાનને તુષ્ટ થએલી સીતાએ અમોઘ આશીર્વાદથી અભિનંદન આપ્યું. હનુમાનના આગ્રહથી તેમજ રામના સમાચાર મળવાથી ખુશ થએલી સીતાએ ઓગણીશ ઉપવાસના અંતે ભોજન કરી પારણુ કર્યું. પવન માફક પવનપુત્ર હનુમાને રાવણના ઉદ્યાનને પોતાનું બળ બતાવવાના કૌતુકથી ભાગી-તોડી વેર-વિખેર કરી નાખ્યું. માન માફક તે ઉદ્યાન તેના વડે ભગાતું જોઇ ઉદ્યાનપાલકોએ રાવણ પાસે આવીને હકીકત જણાવી રાવણે તેમને તે હનુમાનને હણવાની આજ્ઞા કરી, એટલે તેઓ ત્યા આવ્યા, પરંતુ એકલા તેણે તેઓને હણ્યા. 'યુદ્ધમા જયની ગતિ વિચિત્ર હોય છે.' એટલે રાવણે શક્રજિતને તેને બાધવાની આજ્ઞા કરી, તેણે પાશ-બંધન છોડયા, એટલે તે આપોઆપ બંધાઈ ગયો. ત્યાર પછી તેને રાવણ પાસે લઈ ગયા, તો પાશ-બંધન તોડીને પગથી રાવણના મુગટનો ચૂરો કરતો હનુમાન વિજળીદંડ માફક ઉપર કુદ્યો 'અરે! એને હણો, પકડો' એમ રાવણ બોલી રહ્યો હતો, ત્યારે પગથી જેમ ઢેલ તેમ અનાથ હોય તેવી નગરીને તેણે ભાગી નાખી, હનુમાને આ પ્રમાણે ક્રીડા કરીને ગરુડ માફક ઉડીને રામ પાસે આવી નમસ્કાર કરી તે વૃત્તાન્ત જણાવ્યો રામે સ્વપુત્રની જેમ તેને છાતીથી ગાઢપણે આલિંગન કરી સુગ્રીવ વગેરેને લંકા-વિજયની યાત્રા માટે આજ્ઞા કરી રાવણનુ રક્ષણ કરનાર સમુદ્ર ઉપર સેતુબંધ-પૂલ બાંધીને સુગ્રીવ વગેરે સાથે વિમાનમા બેસી રામ લંકા નગરીમા ગયા. ત્યાર પછી હંસદ્વીપમા સૈન્યનો પડાવ નાખી એક નાના માર્ગ માફક સૈન્ય વડે લંકા નગરીને ઘેરી લીધી

આ સમયે બિભીષણે રાવણને પ્રણામ કરી કહ્યું કે, "હે ભાઈ! જો કે હું નાનો છું, તમને કહેવા લાયક નથી, છતા મારું એક વચન માન્ય કરો. અહિ રામભદ્ર આવ્યા છે અને તે પોતાની ભાર્યાની માગણી કરે છે, તો આ સીતાને અર્પણ કરી દો, જેથી ધર્મને પણ બાધા ન પહોંચે" હવે રાવણે રોષથી કહ્યું, 'અરે બિભીષણ! તું ભય પામતો લાગે છે, જેથી મને આમ કાયરપુરુષોચિત ઉપદેશ આપવા આવ્યો છે' એટલે બિભીષણે કહ્યુ, અરે! રામ અને લક્ષ્મણને બાજુ પર રાખો, માત્ર તેનો એક સૈનિક હનુમાન તેને શું દેવે નથી જોયો? એટલે રાવણે કહ્યુ કે, 'તું અમારો શત્રુ અને વિપક્ષનો મળતીયો છે-એ વાત જણાઈ ગઈ તું અહિથી દૂર નિકળ' એમ તિરસ્કારી તેને કાઢી મૂકયો એટલે બિભીષણ રામ પાસે ગયો રામે પણ આને લંકાનુ રાજ્ય આપવાનુ સ્વીકાર્યું કારણ કે 'મહાપુરુષો ઔચિત્ય કરવામાં કદાપિ મૂઝાતા નથી' કાસીતાલ સાથે જેમ કાસીતાલ તેમ બહાર નીકળેલી રાવણસેના રામસેના

સાથે પ્રગટપણે અફળાવા લાગી દેણદાર અને લેણદારની લક્ષ્મી માફક પ્રાણ અને સર્વસ્વ દેનાર બન્ને સેનાઓની વિજયલક્ષ્મી માહોમાહે એકબીજામા આવ-જા કરતી હતી.

ત્યાર પછી મહાસમુદ્રમા જેમ દેવો તેમ શત્રુસૈન્યમાં રામની નેત્રસંજ્ઞાથી આજ્ઞા પામેલા હનુમાન આદિ સુભટો અવગાહન કરવા લાગ્યા દુઃખે કરી વશ કરી શકાય તેવા હાથી સરખા ચારે બાજુ પથરાએલા રામના પરાક્રમી સુભટોએ કેટલાક રાક્ષસોને હણી નાખ્યા, કેટલાકને પકડી કેદ કર્યા, કેટલાકને નસાડી મૂકયા આ સાભળી સળગતા અગ્નિ માફક ક્રોધ પામેલા કુંભકર્ણે અને અહંકારી મેઘનાદે યુદ્ધભૂમિમા પ્રવેશ કર્યો કલ્પાંત સમયના પવન અને અગ્નિ સરખા તે બન્નેએ જ્યારે યુદ્ધમા ઝંપલાવ્યુ, ત્યારે રામની સેનાઓ લગાર પણ તેમને સહન કરી શકી નહિ હવે સુગ્રીવે પણ રોષથી પર્વતને શિલાની માફક ઉપાડીને કુંભકર્ણ ઉપર ફેંકયો તેણે પણ ગદાથી તેનો ચૂરો કરી નાખ્યો ફરી ગદાના પ્રહારથી હનુમાનને નીચે પટકીને કાખમા સ્થાપન કરી રાવણ લંકા તરફ ચાલ્યો. ત્યાર પછી મેઘ માફક ગર્જતો મેઘનાદ પણ હર્ષ પામ્યો અને તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ વડે વાનરોને ભેદી નાખ્યા—અર્થાત્ ઘાયલ કર્યા. હવે લાલ નેત્રવાળા રામે કુંભકર્ણને અને લક્ષ્મણે મેઘનાદને કહ્યું કે. 'ઉભા રહો, ઉભા રહો' સુગ્રીવે પણ જોર કરીને કૂદકો માર્યો, પણ રાવણના નાના ભાઈએ મુઠ્ઠીથી તેને પકડી રાખ્યો, પરંતુ પારો મુઠ્ઠીમા કેટલો સમય પકડી રાખી શકાય ? ત્યાથી વળી કુંભકર્ણ પાછો વળ્યો અને રામની સાથે યુદ્ધ કરવા લાગ્યો અને જગતને ક્ષોભાવતો, કંટાળ્યા વગર મેઘનાદ પણ લક્ષ્મણ સાથે લડવા લાગ્યો પૂર્વ અને પશ્ચિમ સમુદ્ર જેવા રામ અને રાવણ એકઠા મળ્યા અને ઉત્તર અને દક્ષિણ સમુદ્ર સરખા લક્ષ્મણ અને રાવણપુત્ર શોભતા હતા ફરી રાક્ષસોના પણ સાચા રાક્ષસ રામે રાવણના નાના ભાઈને અને લક્ષ્મણે રાવણપુત્રને પાડીને પકડ્યો. હવે ઐરાવણ સરખો ભુવનને ભય પમાડનાર રાવણ રોષથી સમગ્ર વાનરસેના રૂપી હાથીઓને પીસતો યુદ્ધભૂમિમા આવ્યો, ત્યારે લક્ષ્મણે કહ્યુ, 'હે આર્ય ! આપને યુદ્ધમા ઉતરવાની જરૂર નથી' એમ રામને અટકાવીને ધનુષ અફાળતા પોતે શત્રુ સન્મુખ થયો. ત્યાર પછી લાબા સમય સુધી અસ્ત્રવિદ્યામા પ્રવીણ રાવણે સમગ્ર અસ્ત્રોથી લડીને અમોઘશક્તિ નામના અસ્ત્રથી લક્ષ્મણની છાતીમા જલ્દી પ્રહાર કર્યો શક્તિ વડે ભેદાયેલ લક્ષ્મણ પૃથ્વી પર પડ્યો અને રામ પણ જલ્દી શોકાતુર થયા પ્રાણો વડે પણ હિત ઈચ્છનારા સુગ્રીવ વગેરે સુભટોએ રામ અને લક્ષ્મણની ચારે બાજુ સૈનિકો કિલ્લેબંધી કરી વિટળાઈ વળ્યા ત્યાર પછી રાવણે વિચાર્યું કે, આજે લક્ષ્મણ મૃત્યુ પામશે, એટલે તેના અભાવમા રામ પણ એ જ દશા પામશે, તો હવે ફોગટ મારે યુદ્ધ શા માટે કરવુ ?" એમ વિચારીને નગરીમા ગયો રામને કિલ્લાઓ રૂપે સૈનિકો વીટળાએલા છે તેના ચાર દ્વારોની ચોકી રાત્રે સુગ્રીવ વગેરે કરતા હતા દક્ષિણ દિશાના દ્વારનુ રક્ષણ કરનાર ભામંડલને પહેલાના પરિચિત કોઈ વિદ્યાધરાગ્રણીએ આવીને કહ્યુ કે, અયોધ્યા નગરીથી બાર યોજન દૂર કૌતુકમંગલ નામનુ પત્તન છે, ત્યા કૈકેયીનો ભાઈ દ્રોણઘન નામનો રાજા છે, તેની વિશલ્યા નામની કન્યા છે. તેના સ્નાન-જળના સ્પર્શથી તે જ ક્ષણે શલ્ય ચાલ્યુ જાય છે, જો સવાર પહેલા લક્ષ્મણને તે સ્નાન-જળનો છંટકાવ થશે, તો તે શલ્ય વગરનો થઈ જીવી શકશે, નહિતર જીવશે નહિ માટે મારા વિશ્વાસથી રામભદ્રને જલ્દી વિનંતિ કર કે કોઈને પણ તે લાવવા આજ્ઞા આપે આ સ્વામિ-કાર્ય માટે ઉતાવળ કર, સવાર પડી જશે તો શુ થશે ? 'ગાડુ ઉલળી ગયા પછી ગણાધિપ (ગણપતિ) પણ શુ કરે ?'

ત્યાર પછી ભામંડલે રામ પાસે જઈને આ હકીકત નિવેદન કરી એટલે રામે તે માટે હનુમાન સાથે તેને જવા આજ્ઞા કરી પવન સરખા વેગવાળા વિમાન વડે તેઓ બંને અયોધ્યામા આવ્યા, ત્યારે મહેલની અંદર સુતેલા ભરતને જોયો. ભરતને જગાડવા માટે તે બંને મધુર ગીત ગાવા લાગ્યા 'રાજકાર્યમાં પણ રાજાઓને ઉપાય કરીને જગાડાય છે' જાગેલા ભરતે આગળ નમસ્કાર કરતા ભામંડલને જોયો અને કાર્ય પૂછ્યું એટલે ભામંડલે કાર્ય કહ્યું, આપ્ત (હિતૈષી ઈષ્ટ)ને ઈષ્ટ સંબંધમા પ્રરોચના કરવાની ન હોય. 'હું ત્યાં જાને આવીશ, તો કાર્ય સિદ્ધ થશે' એટલે તે વિમાનમા આરૂઢ થઈ કૌતુકમંગલ નગર ગયો દ્રોણઘન રાજા પાસે ભરતે વિશલ્યાની માગણી કરી એટલે તેણે બોલાવી હજાર સ્ત્રી સાથે તેને આપી ભામંડલ પણ ભરતને અયોધ્યામા મુકીને પરિવારવાળી વિશલ્યા સાથે ઉત્સુકતાથી આવી પહોચ્યો પ્રકાશમાન દીપક સમાન વિમાનમા બેઠેલા ભામંડલને ક્ષણવાર સૂર્યોદય થવાની ભ્રાન્તિપૂર્વક ભય પામેલા સ્વજનોએ દેખ્યો પછી ભામંડલ વિશલ્યાને લક્ષ્મણ પાસે લઈ ગયો તેણીએ લક્ષ્મણને હાથથી જ્યા સ્પર્શ કર્યો એટલે ક્ષણવારમા લાકડીથી જેમ મોટી સર્પિણી તેમ શક્તિ નીકળીને ક્યાંય ચાલી ગઈ ત્યાર પછી રામની આજ્ઞાથી તેના સ્નાન-જળથી બીજાને પણ છાટયા એટલે નવો જન્મ પામ્યા હોય તેવા સૈનિકો શલ્ય વગરના થયા કુંભકર્ણ વગેરેને પણ આનુ સ્નાનજળ છંટકાવ કરવા માટે લાવો' એમ રામે આજ્ઞા કરી હે દેવ! તેઓએ તો તેજ ક્ષણે સ્વયં દીક્ષા અંગીકાર કરી છે, એ પ્રમાણે દ્વારપાળોએ રામને વિનતિ કરી અરે! મુક્તિમાર્ગ પર રહેલા તેઓ તો વંદન કરવા લાયક છે અને છોડી દેવા યોગ્ય છે, એ પ્રમાણે રામની આજ્ઞાથી તેજ ક્ષણે રક્ષકોએ નમસ્કાર કરી તેને છોડી દીધા વિશલ્યા કન્યા અને સાથે આવેલી બીજી કન્યાઓ સાથે લક્ષ્મણે ત્યા લગ્ન કર્યા. અને ક્રોધ કરવામાં શિરોમણિ રાવણ યુદ્ધ કરવા માટે આવ્યો. રામને પ્રણામ કરીને ધનુષ્ય-બાણધારી લક્ષ્મણ યુદ્ધમા જવા તૈયાર થયો કારણ કે 'પરાક્રમી વીર પુરુષોને વિવાહના ઉત્સવ કરતા પણ યુદ્ધનો ઉત્સવ મહાન હોય છે' રાવણે જે જે ભયંકર અસ્ત્ર છોડયુ, તે લક્ષ્મણના અસ્ત્રે કેળના થડની જેમ છેદી નાખ્યુ પોતાના હથીયારો ખંડિત થવાથી ક્રોધ પામેલા રાવણે ચક્ર ફેંક્યું, તે ચક્ર લક્ષ્મણની છાતી પર ચપેટા માફક પડ્યુ, પણ ધારથી વાગ્યું નહિં તેજ ચક્ર લઈને લક્ષ્મણે રાવણના મસ્તકનો છેદ કરી નાખ્યો 'કેટલીક વખત પોતાનાજ અસ્ત્રોથી પોતાને પડવાનુ થાય છે.' સુવર્ણની સળી સરખી નિર્મળ શીલથી શોભતી સીતાને રામે ગ્રહણ કરી અને બિભીષણને લંકાની રાજ્યગાદીએ સ્થાપન કર્યો શત્રુનો વિનાશ કરી બંધુ, પત્ની અને મિત્રો સહિત રામ પોતાની અયોધ્યા નગરીમા ગયા અને પારકી સ્ત્રી સાથે રમણ કરવાની ઈચ્છાથી પણ રાવણ કુલનો ક્ષય કરીને નરકે ગયો.

આ પ્રમાણે સીતા રાવણનુ કથાનક પૂર્ણ થયુ ૯૯ તે કારણથી દુસ્ત્યજ એવી પરસ્ત્રીનો પણ ત્યાગ કરવો

लावण्यपुण्यावयवां, पदं सौन्दर्यसम्पदः ।
कलाकलापकुशलामपि जह्यात् परस्त्रियम् ॥ १०० ॥

દુસ્ત્યજપણાના કારણો કહે છે- લાવણ્ય, સ્પૃહણીય રૂપાદિ ગુણોથી પણ વધારે ગુણવાળા પવિત્ર અવયવોવાળી, સૌન્દર્ય-સંપત્તિયુક્ત સ્ત્રીવર્ગને ઉચિત બોતેરકલા-સમૂહમા

કુશળ, પારકી સ્ત્રીઓમાં લાવણ્ય, રૂપ, ચતુરાઈ હોવાથી છોડવી ઘણી મુશ્કેલ છે, તેથી આ હેતુ કહેવા પૂર્વક ત્યાગ કરવા જણાવ્યું. ૧૦૦

પરસ્ત્રી-ગમનના દોષો કહીને પરસ્ત્રીથી વિરમેલાની પ્રશંસા કરે છે:—

अकलंकमनोवृत्तेः, परस्त्रीसन्निधावपि ।
सुदर्शनस्य किं ब्रूमः ?, सुदर्शनसमुन्नतेः ॥ १०१ ॥

પરસ્ત્રી પાસે રહેવા છતા પણ નિષ્કલંક ચિત્તવૃત્તિવાળા સુદર્શન નામના મહાશ્રાવકની અમે કેટલી સ્તુતિ કરીએ ? સુદર્શનની હકીકત આ પ્રમાણે સંપ્રદાયથી સમજવી :—

## સુદર્શનની કથા

અંગદેશમા અલકાપુરી કરતા ચડીયાતી ચંપા નામની નગરી હતી ત્યાં નરવાહન (કુબેર) કરતા અધિક દધિવાહન નામવાળો રાજા હતો તેને દેવાંગનાઓના લાવણ્યને તિરસ્કાર કરનાર કળાઓમા કુશળતાવાળી અભયા નામની મહાદેવી હતી

આ બાજુ તે જ નગરીમા સમગ્ર વેપારીઓમા અગ્રેસર, શ્રેષ્ઠ કાર્યો કરનાર વૃષભદાસ નામનો શેઠ હતો. તેને યથાર્થનામવાળી જૈનધર્મની ઉપાસના કરનાર. શીલ રત્નાભૂષણ ધારણ કરનારી અર્હદ્દાસી નામની ભાર્યા હતી. તે શેઠને સુભગ નામનો એક ભેંશો ચારનાર નોકર હતો, જે હંમેશા ભેંશોને વનમા ચરાવવા લઈ જતો હતો એક વખત મહા મહિને સંધ્યા-સમયે વનમાથી પાછો ફરતો હતો ત્યારે તેણે વસ્ત્ર વગરના ઉઘાડા શરીરવાળા કાયોત્સર્ગ કરતા મુનિને જોયા. આવી શીયાળાની રાત્રિમા ઠુંઠા માફક જે સ્થિરતાથી ઉભા રહી કાઉસ્સગ્ગ કરે છે, ખરેખર આ મહાત્માને ધન્ય છે એમ વિચારતો તે સુભગ ઘરે ગયો. જેમણે હિમની વેદના ગણકારી નથી, એવા તે મહામુનિના ચિંતનથી કોમળ મનવાળા તેણે રાત્રિ પસાર કરી. રાત્રિ પૂર્ણ થતા પહેલા સવારે તે ભેંશોને લઈને ત્યા ગયો, જ્યા કાઉસ્સગ્ગમા રહેલા મુનિ હતા કલ્યાણી ભક્તિવાળો સુભગ તેમને નમન કરી ઉપાસના કરવા લાગ્યો, અહો ! તેવાઓમા પણ કોઈક સ્વાભાવિક વિવેક હોય છે જાણે શ્રદ્ધાથી તેના દર્શન કરવા માટે હોય તેમ આ સમયે સૂર્યે ઉદયાચલ પર આરોહણ કર્યું કાયોત્સર્ગમા રહેલા મુનિ 'નમો અરિહંતાણં' એવા શબ્દોને ઉચ્ચારતા બીજા સૂર્ય હોય તેમ આકાશતલમા ઉડ્યા આ સાભળી સુભગે વિચાર્યું કે, 'નક્કી આ આકાશગામિની વિદ્યા છે' એવી બુદ્ધિથી તેણે નમસ્કાર-પદ હૃદયમા સ્થાપન કર્યું. જાગતા, ઊંઘતા, ઉભા રહેતા, ચાલતા, રાત્રે અને દિવસે, ઘરમા કે બહાર, મલિન વસ્ત્ર કે શરીર હોવા છતા પણ તે 'નમો અરિહંતાણં' પદ બોલવા લાગ્યો 'એક જ ગ્રહણ કરનારા તેવા જ હોય છે' ત્યાર પછી શેઠે તેને પૂછ્યુ કે, જગતમા ઉત્કૃષ્ટ પ્રભાવ કરનાર પંચપરમેષ્ઠિ નમસ્કાર-પદ તને ક્યાથી પ્રાપ્ત થયુ ? એટલે ભેંશ ચારનારે સમગ્ર હકીકત જણાવી. શેઠે બહુ સારું, બહુ સારુ, એમ કહી તેને સમજાવ્યું કે આ માત્ર આકાશગમનના કારણવાળી વિદ્યા નથી, પણ આ વિદ્યા તો સ્વર્ગ અને અપવર્ગ અર્થાત્ મોક્ષના પણ હેતુભૂત છે. ત્રણે જગતમા જે કંઈ સુંદર અને દુર્લભ વસ્તુ છે, તે સર્વ આના પ્રભાવથી સહેલાઈથી મળે છે સમુદ્રના જળનુ માપ કરવા કોઈ શક્તિમાન નથી, તેમ આ પંચપરમેષ્ઠિ-નમસ્કારનો વૈભવ-પ્રભાવ માપવા કોઈ સમર્થ નથી હે ભાગ્યશાળી ! તે પુણ્યયોગે સુંદર પ્રાપ્ત કર્યું, પરંતુ મલિન વસ્ત્ર કે

શરીરવાળા ઉચ્છિષ્ટોએ કદાપિ ગુરુનામ ન બોલવું જોઈએ ત્યારે સુભગે શેઠને કહ્યુ, વ્યસની જેમ વ્યસનને તેમ હુ ક્ષણવાર પણ આ છોડવા શકિતમાન નથી, ત્યારે શેઠે હર્ષપૂર્વક તેને આમ કહ્યુ કે, તું આ આખો નવકારમંત્ર શીખી લે, જેથી આ લોક અને પરલોકમા તારું કલ્યાણ થાય ત્યાર પછી આખો નવકારમંત્ર પ્રાપ્ત કર્યો જાણે નિધાન પ્રાપ્ત કર્યું હોય, તેમ સુંદર આશયવાળા સુભગે તેનુ વારંવાર પારાયણ શરૂ કર્યું. આ ભેંશ ચારનારને આ નમસ્કારમંત્ર ક્ષુધા-તૃષાની વેદના દૂર કરનાર થયો આ પ્રમાણે આ સુભગ પંચપરમેષ્ઠિ-નમસ્કારનો પાઠ કરવામા વ્યસનવાળો બની ગયો, એમ કરતા કેટલેક કાળે વર્ષાકાળ આવ્યો. નિરંતર ફેલાતી મેઘધારા રૂપી બાણની શ્રેણિ વડે જાણે નવીન મેઘ આકાશ અને પૃથ્વીને બાધી દેતો હોય તેમ કરતો હતો આવા સમયે સુભગ પણ ઘરેથી ભેંશો લઈને બહાર ગયો ચરાવીને પાછો ફરતો હતો, ત્યારે વચમાં મહાપૂરવાળી જળપૂર્ણ નદીને જોઈને તે લગાર ભય પામ્યો અને કંઈક વિચારતો ઉભો રહ્યો ત્યાર પછી ભેંશો તો નદી તરીને સામે કિનારે પહોચી. ત્યાર પછી આકાશગામિની વિદ્યાની બુદ્ધિથી નવકાર ભણતો કુદકો મારી તે ઉંચે ઉછળ્યો અને નદીના મધ્યમા પડ્યો ત્યા કાદવની અંદર યમરાજાના દાંત સરખો મજબૂત ખેરના કાષ્ઠનો ખીલો હતો, તે આના હૃદય-સ્થાનમા પેસી ગયો. તો પણ તે જ પ્રમાણે તે પંચપરમેષ્ઠિ-નમસ્કારનુ સ્મરણ કર્યા કરતો હતો તે સમયે ખીલાવડે મર્મસ્થાન વિંધાવાથી તે કાલધર્મ પામ્યો ત્યાર પછી તે શેઠાણી અર્હદ્દાસીની કુક્ષિમાં અવતર્યો નમસ્કારમાં તલ્લીન બનેલાઓની સદ્ગતિમાં વિસંવાદ થતો નથી.

ગર્ભમા આવ્યા પછી ત્રણ મહિના વીત્યા બાદ ભાર્યાએ શેઠને પોતાના દોહલાઓ જણાવ્યા કે, જિનેશ્વરોની પ્રતિમાઓને સુગંધી જળથી અભિષેક કરવાની, વિલેપન કરવાની અને પુષ્પોની પૂજા કરવાની અભિલાષા થઈ છે. તથા મુનિભગવંતોને વસ્ત્રાદિકથી પ્રતિલાભવાની, શ્રીસંઘની પૂજા કરવાની અને દીનોને દાન આપવાની મને ઇચ્છા થઈ છે એ વિગેરે તેના દોહલા સાભળી હર્ષિત મનવાળા શેઠે ચિંતામણિરત્ન માફક પૂર્ણ કર્યા ત્યાર પછી નવ મહિના અને સાડા સાત દિવસ ગયા પછી શેઠાણીએ શુભ લક્ષણવાળા પુત્રને જન્મ આપ્યો. તત્કાળ શેઠે હર્ષપૂર્વક શુભ દિવસે મહોત્સવપૂર્વક પુત્રનું 'સુદર્શન' એવું યથાર્થ નામ પાડ્યુ. માત-પિતાના ઉત્તમ મનોરથ સાથે ક્રમે કરી વયથી વૃદ્ધિ પામતા સુદર્શને યથાયોગ્ય સમગ્ર કળાઓ પણ ગ્રહણ કરી સાક્ષાત્ લક્ષ્મી સરખી મનોરમ કુળ અને આકૃતિવળી મનોરમા નામની કન્યા સાથે તેના લગ્ન કર્યાં. ચંદ્ર જેવો સૌમ્ય આકૃતિવાળો તે માત્ર માતા-પિતાના હર્ષ માટે ન થયો, પણ રાજા અને સર્વલોકના હર્ષ માટે થયો

આ બાજુ આ નગરીમાં રાજાના હૃદયમાં સ્થાન પામેલો વિદ્યા-સમુદ્રનો પારગામી કપિલ નામનો પુરોહિત હતો વસંત ઋતુને જેમ કામદેવ સાથે તેમ સુદર્શન સાથે કપિલને સર્વ કાળની વિનાશ ન પામે તેવી પરમ મૈત્રીવાળી પ્રીતિ થઈ. જેમ બુધ સૂર્યનુ તેમ આ પુરોહિત ઘણેભાગે મહાત્મા સુદર્શનનુ પડખું છોડતો ન હતો કપિલ પુરોહિતને એક દિવસે કપિલા ભાર્યાએ પૂછ્યુ કે, હંમેશના કાર્યોનુ વિસ્મરણ કરીને તમે આટલો વખત કયા પસાર કરો છો? 'હુ સુદર્શનની પાસે રહુ છું' એમ કહ્યુ, એટલે સુદર્શન કોણ? એમ કપિલાએ પૂછતા તેણે જવાબ આપ્યો કે, 'સજ્જન પુરુષોમા અગ્રેસર, જગતમા અદ્વિતીય, પ્રિય દર્શન કરવા

યોગ્ય મારા મિત્ર સુદર્શનને જો તુ નથી જાણતી, તો તું કંઈ જાણતી નથી' તો પછી તમે તેને હવે ઓળખાવો એમ કહ્યુ, એટલે કપિલે કહ્યુ કે, એ ઋષભદાસ શેઠનો બુદ્ધિશાળી પુત્ર છે. વળી આ રૂપથી કામદેવ, કાન્તિથી ચંદ્ર, તેજથી સૂર્ય, ગંભીરતાથી સમુદ્ર, ક્ષમાવડે ઉત્તમમુનિ, દાનમાં ચિંતામણિ, ગુણરૂપી માણિક્યનો રોહણાચલ પર્વત, પ્રિય વચન બોલવામા જાણે સુધાકુંડ, પૃથ્વીના મુખના આભૂષણ સરખા એના સમગ્ર ગુણો કહેવા કોણ સમર્થ છે? તે ગુણ-ચૂડામણિનું શીલ કદાપિ સ્ખલના પામતું નથી" પતિ પાસેથી તેના ગુણો સાભળીને કપિલા કામવિહ્વલ બની અને તેના ઉપર અનુરાગવાળી થઈ. 'ઘણે ભાગે બ્રાહ્મણ સ્ત્રીઓ ચપળ હોય છે' ત્યાર પછી યોગિની જેમ પરબ્રહ્મને તેમ કપિલા હમેશા સુદર્શનના સમાગમના ઉપાયો વિચારવા લાગી.

કોઈક દિવસે રાજાની આજ્ઞાથી કપિલ બીજા કોઈ ગામે ગયો, ત્યારે કપિલા સુદર્શનના ઘરે ગઈ. કપટી એવી કપિલાએ સુદર્શનને કહ્યુ કે, આજે તમારા મિત્રનુ શરીર બરાબર ન હોવાથી અહિ તમને મળવા આવ્યા નથી એક તો શરીરે કુશળતા નથી, બીજું તમારા વિરહથી પણ દૂભાય છે, તે કારણે તમને બોલાવવા માટે તમારા મિત્રે મને મોકલી છે. 'મને અત્યાર સુધી આ ખબર ન હતી' એમ કહીને તરત જ તે તેના ઘરે આવ્યો 'પોતે સરળ હોય તેવા સજ્જનો બીજાના કપટની શંકા કરતા નથી' ત્યા પ્રવેશ કરતા તેણે પૂછ્યું કે, મારો મિત્ર કયા છે? કપિલાએ કહ્યુ, આગળ ચાલો, અંદરના ભાગમાં તમારા મિત્ર સુતેલા છે લગાર આગળ ચાલીને સુદર્શને પૂછ્યુ કે અહિ પણ કપિલ નથી, તો કયાય ગયા છે? ત્યારે કપિલાએ કહ્યુ કે, શરીર બરાબર ન હોવાથી પવન વગરના સ્થાનમા સુતેલા છે માટે અંદરના શયનગૃહમા જઈને ત્યા તમારા મિત્રને મળો ત્યા પણ મિત્રને ન દેખતા પૂછ્યું, હે કપિલા! કપિલ કયા છે? એમ સરળ આશયવાળા સુદર્શને પૂછ્યુ ત્યાર પછી તે દ્વાર બંધ કરીને કામદેવને ઉત્તેજિત કરનાર પોતાના મનોહર અંગો કંઈક ખુલ્લા કરતી અને બારીક વસ્ત્રથી ઢાકતી, મજબૂત બાંધેલી નીવીની ગાંઠને પણ ઢીલી કરતી, ચપળ નેત્રવાળી, ખડા થએલા રોમાંચ કંચુકવાળી કપિલાએ કહ્યુ કે, 'અહિ કપિલ નથી, માટે કપિલાની સંભાળ લો તમને વળી કપિલ કે કપિલામા કયો ભેદ છે?' કપિલાની શુ સંભાળ લેવી જોઈએ? એમ બોલતા સુદર્શનને વળી કપિલાએ કહ્યુ કે, 'જ્યારથી માંડી તમારા મિત્રે અદ્ભુત ગુણવાળા તમારી પ્રશંસા મારી પાસે કરી, ત્યારથી આ કામજ્વર મને હેરાન-પરેશાન કરી રહ્યો છે. ગ્રીષ્મના તાપથી તપેલી પૃથ્વીને જેમ મેઘનો સમાગમ થાય, તેવી રીતે મારા ભાગ્યથી વિરહ-પીડિત મને કપટથી પણ તમારૂ આગમન પ્રાપ્ત થયુ છે હે નાથ! આજે હુ આપના આધીન બની છુ લાબા કાળથી કામદેવના ઉન્માદથી વ્યાકુળ બનેલી મને તમારા આલિંગનરૂપ અમૃતવૃષ્ટિ વડે સાન્ત્વન આપો" ત્યારે સુદર્શને મનમા વિચાર્યું કે, 'દૈવને પણ સુરકેલીમા મૂકનાર એવો આનો પ્રપંચ પણ વિચિત્ર છે, આ સ્રીને ધિક્કાર થાઓ, ત્યાર પછી હાજરબુદ્ધિવાળા તેણે આમ કહ્યુ કે, હે ગાંડી! યુવાનો માટે તારી વાત યોગ્ય ગણાય, પરંતુ હુ તો નપુંસક છુ ફોગટ મારા પુરુષવેષથી તુ ઠગાઈ જણાય છે ત્યાર પછી તત્કાલ વિરક્ત બનેલી તેણે 'ઠીક જાઓ જાઓ,' એમ બોલતા દ્વાર ઉઘાડયા, એટલે સુદર્શન તેના ઘરમાથી બહાર નીકળી ગયો 'આ નરકદ્વારમાથી મારી થોડામા મુક્તિ થઈ' એમ વિચારતા સુદર્શન ઉતાવળા પગલે પોતાના ઘરે પહોચ્યા. 'ખરેખર આ સ્રીઓ કૂડ કરવામા રાક્ષસીઓ કરતા પણ ચડી જાય તેવી છે, પ્રપંચમા શાકિની જેવી, ચપળતામા વીજળી સરખી ભયંકર છે

આવા પ્રકારની કુટિલ કપટી ચપળ જૂઠી સ્ત્રીથી મને ભય લાગે છે એ પ્રમાણે નિર્ણય કરી નક્કી કર્યું કે, હવે કોઈના ઘરે કદાપિ એકલા ન જવું. શુભ આકરા ધર્મકાર્યો કરતો જાણે સાક્ષાત્ મૂર્તસ્વરૂપે સજ્જનનો આચાર હોય તેવો તે કોઈ દિવસ ખોટો આચાર આચરતો ન હતો.

એક દિવસ તે નગરમા તેના યોગ્ય સમયે સમગ્ર જગતને આનંદના સ્થાનરૂપ ઈન્દ્ર–મહોત્સવ પ્રવર્તી રહ્યો હતો. ચંદ્ર અને અગસ્તિથી વિરાજિત સાક્ષાત શરદકાળ હોય તેવા સુદર્શન અને પુરોહિત સાથે રાજા ઉદ્યાનમા આવ્યો. આ બાજુ વિમાનમા જેમ દેવી તેમ પાલખીમાં આરૂઢ થઈ કપિલા સાથે અભયા રાણી રાજાની પાછળ ચાલી. દેહધારી સતીધર્મની જેમ છ પુત્રો સાથે સુદર્શનની પત્ની મનોરમા પણ વાહનમા બેસીને ત્યા ઉદ્યાનમાં ગઈ. તેને જોઈ કપિલાએ અભયારાણીને પૂછ્યુ કે, 'સ્વામિનિ! રૂપ અને લાવણ્યના સર્વસ્વ ભંડાર સરખી સુદર વર્ણવાળી આગળ જનારી આ કોણ છે?' ત્યારે અભયા રાણીએ કહ્યું કે, શું તું આને ઓળખતી નથી? આ પોતે ગૃહલક્ષ્મી સરખી સુદર્શનની ધર્મપત્ની છે. તે સાભળી વિસ્મય પામેલી કપિલાએ કહ્યું, હે દેવિ! જો આ સુદર્શનની ગૃહિણી હોય તો તેનું કૌશલ્ય મોટુ ગણાય. રાણીએ પૂછ્યું કે, તેનુ કૌશલ્ય મોટું કેવી રીતે? ત્યારે કપિલાએ કહ્યુ કે, તેણે આટલા પુત્ર ભાડરણાઓને જન્મ આપ્યો તે. અભયાએ કહ્યું કે, સ્વાધીન પતિવાળી સ્ત્રી પુત્રોને જન્મ આપે, તેમા કૌશલ્ય કયુ? ત્યારે કપિલાએ કહ્યુ કે, વાત સાચી કે પતિ પુરુષ હોય તો તેમ બને, પણ સુદર્શન તો પુરુષવેષ ધારણ કરનાર નપુંસક છે. તે વાત તને કેવી રીતે ખબર પડી? એમ રાણીએ પૂછ્યુ, ત્યારે કપિલાએ પોતાને સુદર્શનનો જે અનુભવ થયો હતો, તે જણાવ્યો. અભયા રાણીએ કપિલાને કહ્યુ કે, આવી રીતે થયુ હોય તો તુ છેતરાઈ છે, હે મૂર્ખી! તે પારકી સ્ત્રીમા નપુસક છે, પણ પોતાની સ્ત્રીમા તેવો નથી. ત્યાર પછી વિલખી થએલી કપિલાએ ઈર્ષ્યાથી કહ્યુ કે, હુ તો મૂર્ખી ઠગાઈ, પણ તમે ચતુર છો, તો તમારામા કેટલી અધિકતા છે, તે જોઈશું. ત્યારે અભયાએ જણાવ્યુ કે, હે ભોળી! રાગથી હાથ વડે પકડેલો જડ પત્થર પણ પીગળી જાય, તો પછી સજીવ પુરુષની મારી પાસે કેટલી તાકાત? ઈર્ષ્યાપૂર્વક કપિલાએ પણ કહ્યુ કે, આમ ફોગટ ગર્વ ન કરો, અને ગર્વ વહન કરતા હો તો હે દેવિ! તે સુદર્શનની સાથે ક્રીડા કરી બતાવો. એટલે રાણીએ અહંકારપૂર્વક તેને જણાવ્યુ કે, અલિ! મેં સુદર્શન સાથે રમણ કરી જ લીધું એમ જાણ ચતુર રમણીઓ વડે કઠોર વનવાસી તપસ્વીઓ પણ સ્વાધીન બની ગયા, તો પછી કોમળ મનવાળો ગૃહસ્થ કયા હિસાબમા? 'જો હું એની સાથે સમાગમ ન કરુ, તો મારે અગ્નિમાં પ્રવેશ કરવો' એમ વાતચીતો કરતાં કરતા તેઓ ક્ષણવારમા ઉદ્યાનમા પહોચ્યા. ત્યાં નદનવનમા જેમ અપ્સરાઓ ઈચ્છા પ્રમાણે ક્રીડા કરે, તેમ અભયા અને કપિલાએ ક્રીડા કરી અને થાકી ગએલા બંને પોત પોતાના સ્થાનકે ગયાં

હવે અભયા રાણીએ પોતાની પ્રતિજ્ઞા સર્વ વિજ્ઞાનમા નિપુણાત એવી પડિતા નામની ધાવમાતાને જણાવી. ત્યારે પડિતાએ કહ્યું, અરે ઓ પુત્રિ! તેં આ મંત્રણા યોગ્ય કરી નથી, હે અજ્ઞ! તું મહાત્મા પુરુષોની ધૈર્યશક્તિ હજુ જાણતી નથી. જિનેશ્વરોની અને મુનિઓની સેવા–ભક્તિમાં નિશ્ચલ મનવાળો આ સુદર્શન છે. આ તારી પ્રતિજ્ઞા તેની આગળ નિષ્ફળ

અને તિરસ્કારપાત્ર છે. 'બીજો' સામાન્ય શ્રાવક પણ હંમેશા પરનારી-સહોદર હોય, તો પછી આ મહાસત્ત્વ-શિરોમણિ માટે તો શું કહેવું ? હંમેશા બ્રહ્મચર્યધનવાળા સાધુઓ જેના ગુરુઓ છે, એવા મહાશીલ આદિ વ્રતની ઉપાસના કરનાર તેને અબ્રહ્મનું સેવન કેવી રીતે કરાવાય ? હંમેશા ગુરુકુલમાં રહેનાર સદા ધ્યાન અને મૌનનો આશ્રય કરનાર હોય તેને લાવવા કે તેની પાસે જવા માટે કોણ સમર્થ થઈ શકે ? સર્પની ફણાના મણિને ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા સ્વીકારવી સારી, પરંતુ તેના શીલનુ ખંડન કરવાની પ્રતિજ્ઞા કદાપિ પણ સારી નથી. હવે અભયાએ ધાવમાતાને કહ્યું કે, કોઈ પ્રકારે એક વખત તું એને અહિં લાવ, ત્યાર પછી જે કંઇ પણ કરવાનુ હશે, તે સર્વ હુ જોઈ લઈશ, તારે છલ કરવાનુ નથી. પંડિતા મનમાં કંઈક વિચારીને બોલી કે, જો તારો આ નિશ્ચય જ છે, તો પછી આ એક ઉપાય છે કે, પર્વદિવસે તે અવાવરા ખાલી મકાન વગેરે સ્થળમાં કાઉસ્સગ્ગમા રહે છે, તે સ્થિતિમાં હોય ત્યારે જો લાવવો હોય તો લાવી શકાય, પરતુ તે સિવાય તો લાવી શકાય નહિં. આ ઉપાય બરાબર છે અને તારે હંમેશા આ વિષયમા પ્રયત્ન કરવો. આ પ્રમાણે રાણીએ કહ્યુ, ત્યારે ધાવમાતાએ પણ તે કરવાનુ સ્વીકાર્યું. ત્યાર પછી કેટલાક દિવસો વીત્યા બાદ જગતને આનંદ કરાવનાર કૌમુદી-મહોત્સવ આવી પહોચ્યો. એટલે અધિક ઉત્સવ કરાવવાની ઇચ્છાવાળા, ઉત્સુક ચિત્તવાળા રાજાએ રાજ્યરક્ષક પુરુષોને આજ્ઞા કરી કે પડહો વગાડીને નગરલોકોને જણાવો કે, 'સર્વ લોકોએ સર્વઋદ્ધિ સાથે આજે કૌમુદી-મહોત્સવ જોવા માટે ઉદ્યાનમા આવવુ' એવો રાજાનો હુકમ છે 'આવતી કાલે પ્રાતઃકાળમા ચતુર્માસની ધર્મક્રિયાઓ કરીશ' એવા મનવાળા સુદર્શને આ રાજશાસન સાભળી ખેદ-પૂર્વક વિચાર્યું કે, 'પ્રાતઃકાલે મન તો ચૈત્યવદન કરવા ઉત્સુક થાય છે અને પ્રચંડ રાજઆજ્ઞા ઉદ્યાનમા જવા માટે થઈ છે, હવે કયો ઉપાય કરવો ? જે થવાનુ હોય તે થાવ.' એમ વિચારી તેણે રાજાને ભેટણુ આપી વિનંતિ કરી, કે તમારી કૃપાથી આવતી કાલે પર્વદિવસ હોવાથી હુ દેવાર્ચનાદિ કરૂ રાજાએ તેની વિનતિ માન્ય રાખી. બીજા દિવસે જિનેશ્વરોનુ ભક્તિથી સ્નાત્ર, વિલેપન અને પુષ્પોથી અર્ચન કરી ચૈત્ય-પરિપાટી કર્યો ત્યાર પછી સુદર્શન રાત્રે પૌષધવ્રત અગીકાર કરી નગરના કોઈક ચોકમા કાયોત્સર્ગ કરી રહ્યો ધાવમાતા પંડિતાએ અભયાને કહ્યુ કે, તારા મનોરથો કદાચ પૂર્ણ થશે ? પરતુ આજે તું ઉદ્યાનમા ન જઈશ. 'આજે મારુ મસ્તક દુખે છે' એમ રાજાને કહીને રાણી રોકાઈ ગઈ 'સ્ત્રીઓ ખરેખર પ્રપચ કરવાની વિદ્યાને તો વરેલી જ હોય છે' ત્યાર પછી લેપની બનાવેલી કામદેવની મૂર્તિને વસ્ત્રથી ઢાકીને વાહનમા સ્થાપન કરી પડિતા રાજમહેલમા પ્રવેશ કરવા ગઈ ચોકીદારોએ પૂછ્યુ કે, 'આ શું છે ?' એમ કહી તેને રોકી ત્યારે કૂટ-કપટની સપત્તિની ભાડાગારિણી પંડિતાએ સ્ખલના પામતા જણાવ્યુ કે, શરીર-કારણે દેવી આજે ઉદ્યાનમાં નથી ગયા અને કામદેવ આદિકની પૂજા પણ મહેલમા જ કરવાના છે, તેથી આ કામદેવની મૂર્તિનો પ્રવેશ કરાવીએ છીએ તેમજ આજે બીજા દેવોની મૂર્તિઓનો પણ પ્રવેશ કરાવાશે દ્વારપાળે તેને કહ્યુ કે, આ પ્રતિમા બતાવીને જ જા, એટલે કામદેવની મૂર્તિ ખુલ્લી કરી બતાવી અને ગઈ પડિતાએ પ્રતિહારને ગફલતમા નાખવા માટે બેત્રણ બીજી મૂર્તિઓ લાવી પ્રવેશ કરાવ્યો 'અહો ! નારીઓની છેતરવાની કળા-કુશળતા કેવી હોય છે !' સુદર્શનને વાહનમા સ્થાપન કરી ખેસથી ઢાકી ચોકીદારોથી સ્ખલના નહિ પામેલી પડિતાએ લાવી અભયાને અર્પણ કર્યો ત્યારપછી વિકારો પ્રદર્શિત કરતી મદનાતુર બનેલી તેણે સુદર્શનને અનેક પ્રકારે ક્ષોભ પમાડવા પ્રયત્ન

કર્યો અને કહ્યું, "હે નાથ! આ કામદેવ તીક્ષ્ણ બાણોથી નિ:શંકપણે મને હેરાન કરે છે, આ કંદર્પના જેવા તમે હોવાથી મેં તમારું શરણ સ્વીકાર્યું છે હે સ્વામિ! શરણ કરવા લાયક! શરણે આવેલી પીડિત એવી મને બચાવો. 'મહાપુરુષો પારકા કાર્ય માટે અકાર્ય પણ જરૂર કરે છે.' તમને કપટથી અહિં લાવ્યા છીએ, તો તે વિષયમાં તમારે કોપ ન કરવો પીડા પામેલાના રક્ષણ-કાર્યમાં કપટ તે કપટ ગણાતું નથી." ત્યાર પછી ઉંચા પ્રકારે પરમાર્થ વિચારવામા વિચક્ષણ સુદર્શન પણ દેવતાની પ્રતિમા માફક કાયોત્સર્ગમા નિશ્ચલ ઉભો રહ્યો. ફરી પણ અભયાએ કહ્યું, "હે નાથ! હું મનોહર હાવભાવથી તમને બોલાવું છું, તો મૌન બની ઉપેક્ષા કેમ કરો છો? હવે કષ્ટવાળા વ્રતનો ત્યાગ કરો અને હવેથી તમે આવું કષ્ટ કાર્ય કરશો નહિં. મારી પ્રાપ્તિથી તમને વ્રતનું ફલ અને આત્માનું કાર્ય સિદ્ધ થયેલું સમજવું હે માનદ! ઝુરતી, યાચના કરતી, નમ્ર બનેલી મને સ્વીકારો, સ્વીકારો. દૈવયોગે ખોળામા આવી પડેલા રત્નને શા માટે ગ્રહણ કરતા નથી? હજુ ક્યાં સુધી સૌભાગ્ય-ગર્વનું નાટક કરશો?" એ પ્રમાણે બોલતી તેણે તેના હાથ વડે ગોળ પુષ્ટ ઉંચા સ્તન સખત ગ્રહણ કરાવ્યા અને પદ્મિનીના કમળના દાંડા સરખી કોમળ બે ભુજાઓથી ગાઢપણે આલિંગન કર્યું. તેના આવા અનુકૂળ ઉપસર્ગોમા પણ ધીર બુધ્ધિવાળો તે અડોલ રહ્યો. 'મેરુ કોઈ દિવસ ચલાયમાન થાય ખરો?' સુદર્શને વિચાર્યું કે, જો કોઈ પ્રકારે આનાથી મુક્ત થાઉં, તો જ કાયોત્સર્ગ પારવો, નહિંતર મને અનશન હો. "મરવાની ઈચ્છાવાળા હે મૂર્ખ! માન્ય કરવા યોગ્યનું મારું તું અપમાન ન કર, મનુષ્યોને શિક્ષા કરવી કે ઉપકાર કરવો-એવાં કાર્ય કરવામા સમર્થ માનવાળી નારીને શુ તું જાણતો નથી? હે જડ! કામદેવને આધીન થયેલી મને તું આધીન થા, નહિતર તું યમરાજાનો મહેમાન બનીશ, એ વાતમા સંદેહ ન રાખીશ." આ પ્રમાણે આવેશની હદમા જેમ જેમ ચડવા લાગી, તેમ તેમ મહાત્મા સુદર્શન ધર્મધ્યાનમાં ચડવા લાગ્યા આ પ્રમાણે આખી રાત્રિ તેણે કદર્થના કરી, તો પણ તે ધ્યાનથી ચલાયમાન ન થયા. 'નાવડીના દંડ તાડન કરવાથી મહાસમુદ્ર કોઈ દિવસ ક્ષોભાયમાન બને ખરો?' ત્યાર પછી પ્રભાત જોઇ તેણે નખોવડે પોતાનું શરીર વલોર્યું અને મોટા શબ્દથી ચીસો પાડી કે, 'કોઇ પુરુષે મારા પર બલાત્કાર કર્યો.' તે પછી ત્યા ઉતાવળા ચોકીદારો આવ્યા, ત્યારે તેઓએ કાયોત્સર્ગમાં રહેલા સુદર્શનને જોયા 'આમાં આ સંભવતું નથી.' એમ માની ચોકીદારોએ તરત રાજાને નિવેદન કર્યું એટલે તેણે આવી અભયાને પૂછ્યુ. તેણે રાજાને જણાવ્યું કે, "હે દેવ! આપને પૂછીને અમે અહિ રોકાયા, ત્યારે પિશાચ સરખો આ અકસ્માત્ અહિ આવ્યો એટલે તેને અમે જોયો. બોકડા જેવા ઉન્મત્ત કામ વ્યસનવાળા આ પાપીએ રમણ કરવાની ઇચ્છાથી મીઠા વચનો વડે મારી માગણી કરી, ત્યારે મેં તેને કહ્યુ, અરે! અસતી માફક સતીની ઈચ્છા ન કર. 'ચણા માફક મરી ચાવી શકાતા નથી.' તે પછી તેણે બળાત્કારથી મારી આ સ્થિતિ કરી. તરત જ મેં પોકાર કર્યો. 'અબળામાં બીજું બળ ક્યાંથી હોય?' 'સુદર્શનમાં આ વાત અસંભવિત છે' એમ માનીને રાજાએ સુદર્શનને વારવાર પૂછ્યું કે, 'આ શી હકીકત છે?' રાજાએ પૂછવા છતાં પણ સુદર્શન કૃપાથી કંઈપણ ન બોલ્યો. 'અતિશય ઘસેલું પણ ચંદન બીજાના તાપની શાન્તિ માટે થાય છે' 'પરદારા-ગમન કરનાર ચોરોનું મૌન એ પણ લક્ષણ છે.' એમ વિચારી રાજાએ તેનામા પણ દોષની સંભાવના કરી. અને ક્રોધથી રાજાએ આખા નગરમા તેના દોષની ઘોષણા કરાવી કે, 'આ પાપી છે.' અને તેનો

વધ કરવા માટે હુકમ કર્યો. રાજપુરુષોએ બે હાથે પકડી તેને ઉપાડ્યો. 'રાજાઓની કાર્યસિદ્ધિ વચનથી અને દેવોની મનથી જ થાય છે.' તેના મુખ પર મેશ ચોપડી, શરીર પર લાલચંદન, મસ્તક પર કણેર પુષ્પોની માળા, ગળામા કંકોલની માળા, ગધેડા પર સ્વારી કરાવી, સૂપડાનુ છત્ર ધરાવ્યું', ઢોલ વગાડતાં વગાડતાં નગરમાં ભ્રમણ કરાવે છે. 'આણે રાજાના અંતઃપુરમા ગુનો કર્યો હોવાથી તેનો વધ કરવામા આવે છે, આ બાબતમાં રાજાનો અપરાધ નથી.' એવી આઘોષણા તેઓએ કરી. 'આ વાત કોઈ પ્રકારે સાચી માની શકાય તેવી નથી, તેમ આમા આ કાર્ય સંભવતું નથી.' આ પ્રમાણે લોકો હાહારવયુક્ત પોકાર કરવા લાગ્યા. એ પ્રમાણે ફેરવતાં ફેરવતાં તેને પોતાના ઘરના દ્વાર ભાગમા લાવ્યા, એટલે મહાસતી મનોરમાએ તેને જોયો તે વિચારવા લાગી કે, "મારા પતિ તો સદાચારવાળા છે. રાજા પણ આચાર તરફ પ્રેમ રાખનાર છે. આમા નક્કી દૈવ જ દુરાચારી છે. આ પણ ખરાબ છે, અથવા તો નક્કી આ મહાત્માના પહેલાનાં અશુભ કર્મોનુ ફળ જ પ્રાપ્ત થયું છે આનો કોઈ પ્રતિકાર નથી, તો પણ આ થશે એમ નિશ્ચય કરી ઘરની અંદર પ્રવેશ કરી જિનેશ્વરની પૂજા કરી, ત્યાર પછી કાયોત્સર્ગ કરીને શાસનદેવીને વિનંતિ કરી, "હે ભગવતીઓ! મારા પતિમાં દોષની બિલકુલ સંભાવના નથી, માટે આ પરમશ્રાવકનુ જો તમો સાનિધ્ય કરશો, તો જ હું આ કાઉસ્સગ્ગ પારીશ, નહિંતર આ સ્થિતિમા જ હું નક્કી અનશન કરીશ. ધર્મના ધ્વંસમા કે પતિના ધ્વંસમા કુલીન સ્ત્રીઓ કેવી રીતે જીવી શકે? આ બાજુ રાજ્યરક્ષક પુરુષોએ સુદર્શનને શૂલિકા પર સ્થાપન કર્યો. કારણ કે સેવકોને રાજઆજ્ઞા ભયંકર અને ઉલ્લંઘન ન કરવા લાયક હોય છે. પરંતુ આ મહાત્માની શૂલી પણ સુવર્ણનું કમલાસન બની ગયુ. 'દેવતાના પ્રભાવથી યમરાજાની દાઢા પણ બુઠ્ઠી બની જાય છે' તેનો વધ કરવા માટે રાજપુરુષોએ તીક્ષ્ણ તરવાર દૃઢપણે વાપરી, પરંતુ ગળામા પડતા તે પુષ્પમાળા બની ગઈ. તે દેખી ચમત્કાર પામેલા તે પુરુષોએ રાજાને નિવેદન કર્યું' એટલે રાજા હાથણી પર આરૂઢ થઈ ઉતાવળો ઉતાવળો સુદર્શન પાસે આવ્યો રાજાએ તેને આલિંગન કરી પશ્ચાત્તાપપૂર્વક કહ્યુ કે, "હે શ્રેષ્ઠિ! ભાગ્યયોગે તારા પોતાના પ્રભાવથી જ તું મૃત્યુ ન પામ્યો, ખરેખર પાપી અધમ કહેવાતા રાજાએ તો શું તારો વિનાશ નથી કર્યો? અનાથ સજ્જન પુરુષોનો નાથ ધર્મ સર્વ પ્રકારે જાગતો જ છે. સ્ત્રીઓના માયા–પ્રધાનતાવાળા વચનોમાં વિશ્વાસ રાખી વગર વિચાર્યે જે તને મારી નાખે તેવો દધિવાહન સિવાય બીજો કોઈ પાપી નથી. બીજું કંઈક આ પાપ તે પણ મારી પાસે કરાવ્યુ છે કારણ કે મે તને વારંવાર પૂછવા છતા પણ હે સાધુપુરુષ! તે મને જવાબ ન આપ્યો. આ પ્રમાણે વાર્તાલાપ કરતા રાજાએ તેને હાથી પર બેસાડ્યો અને મહેલે લઈ જઈ સ્નાન કરાવી, ચંદનથી વિલેપન કરાવ્યું વસ્ત્રો, અલંકારો પહેરાવીને રાજાએ સુદર્શનને પૂછ્યુ, એટલે રાત્રે જે બન્યુ હતું, તે યથાર્થ રીતે કહ્યુ. પછી રાણી પ્રત્યે ક્રોધ પામેલા અને રાણીને શિક્ષા કરવા તૈયાર થએલા રાજાને સુદર્શને પગમા પડી અટકાવ્યો ત્યાર પછી ન્યાયથી રક્ષણ કરનાર રાજાએ શેઠને હાથી પર બેસાડી નગર વચ્ચેથી મહાવિભૂતિથી ઘરે પહોચાડ્યો અભયાએ આ વાત સાભળી ગળે ફાસો બાધી આત્મહત્યા કરી 'પરદ્રોહ કરનારા પાપીઓ પોતાની મેળે જ પતન પામે છે.' પંડિતા પણ ત્યાથી ભાગીને પાટલિપુત્ર પત્તને પહોચી દેવદત્તા ગણિકા પાસે રહી. ત્યા પણ પંડિતા હંમેશા સુદર્શનની પ્રશંસા કરતી હતી, જેથી દેવદત્તાને તેના દર્શનની અતિઉત્કંઠા ઉત્પન્ન થઈ સંસારથી વિરક્ત બની સુદર્શને પણ દીક્ષા અંગીકાર કરી. સમુદ્રથી જેમ રત્ન

તેમ ગુરુની પાસેથી નીકળી તપથી કૃશકાયાવાળા એકાકી વિહાર–પ્રતિમામાં રહેલા તે મુનિ અનુક્રમે વિહાર કરતા કરતા પાટલિપુત્ર નગરે આવ્યા. ભિક્ષા માટે ફરતા ત્યા પંડિતાએ દેખ્યા, દેવદત્તાને કહ્યુ, એટલે તેની મારફત ભિક્ષાના બાનાથી બોલાવ્યા મુનિ પણ લાભ–નુકશાનનો વિચાર કર્યા વગર જ ત્યા ગયા. પછી દેવદત્તાએ દ્વાર બંધ કરી આખો દિવસ અનેક પ્રકારે કદર્થના કરી, પણ મુનિ ક્ષોભ ન પામ્યા હવે સાંઝે દેવદત્તાએ છૂટા કર્યા, ત્યારે તે ઉદ્યાનમા ગયા, જ્યા અભયા મરીને વ્યંતરી થઈ હતી, તેણે દેખ્યા પૂર્વના કર્મના સ્મરણથી તેણે પણ કદર્થના શરૂ કરી. કારણ કે, 'જંતુઓને દેવું અને વૈર જન્માંતરમાં પણ નાશ પામતું નથી.' તે વ્યંતરીએ મહાસત્ત્વવાળા સુદર્શનને ઘણા હેરાન–પરેશાન કર્યા, પરંતુ તે તો શુભ ધ્યાન–યોગે અપૂર્વકરણના ક્રમથી ક્ષપકશ્રેણિમાં ચડ્યા. ત્યાર પછી ભગવાને ઉજ્જવલ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. તત્કાલ દેવોએ અને અસુરોએ તેમના કેવળજ્ઞાનનો મહોત્સવ કર્યો. ભવ–સમુદ્રથી જીવોને ઉદ્ધાર કરવાની ઇચ્છાવાળા કેવળજ્ઞાનીએ ધર્મદેશના કરી તેવા 'મહાપુરુષોનો અભ્યુદય લોકોના ઉદય માટે થાય છે.' તેમની ધર્મદેશનાથી એકલા અન્ય પ્રાણીઓ જ નહિ, પરંતુ દેવદત્તા, પંડિતા અને વ્યતરી પણ પ્રતિબોધ પામી. સ્ત્રીની નિકટમા રહેવા છતાં પણ જેનો આત્મા દૂષિત થયો નથી, તેવા સુદર્શનમુનિ શુભ દેશનાથી જીવોને પ્રતિબોધ પમાડી ક્રમે કરી પરમપદને પામ્યા. 'જિનેન્દ્ર–શાસન પામેલાને તે સ્થાન પ્રાપ્ત થવુ મુશ્કેલ નથી'
આ પ્રમાણે સુદર્શનમુનિની કથા પૂર્ણ થઇ. ૧૦૧

ધર્મકાર્યોમા પુરુષો જ એકલા અધિકારી નથી, પરતુ સ્ત્રીઓ પણ અધિકારી છે; કારણ કે ચારવર્ણવાળા સઘમાં તેઓને પણ એક અગ માનેલુ છે. તેથી પુરુષને પરદારાના નિષેધ માફક સ્ત્રીઓને પરપુરુષનું ગમન નિષેધ કરે છે—

ऐश्वर्यराजराजोऽपि, रूपमीनध्वजोऽपि च ।
सीतया रावण इव, त्याज्यो नार्या नरः परः ॥ १०२ ॥

ઐશ્વર્યથી કુબેર જેવો હોય, રૂપથી કામદેવ જેવો હોય, તો પણ સ્ત્રીએ પોતાના પતિ સિવાયના બીજા પુરુષનો, જેમ સીતાએ રાવણનો ત્યાગ કર્યો, તેમ ત્યાગ કરવો ૧૦૨.

સ્ત્રી અને પુરુષ બનેને બીજાનો પતિ કે કાન્તામા આસક્ત થયા હોય, તેનું ફલ કહે છે—

नपुंसकत्वं तिर्यक्त्वं, दौर्भाग्यं च भवे भवे ।
भवेत् नराणां स्त्रीणां, चान्यकान्तासक्तचेतसाम् ॥ १०३ ॥

બીજાની સ્ત્રી કે બીજાના પતિમા આસક્તિ કરનાર પુરુષ કે સ્ત્રીઓ નપુસકપણુ, તિર્યંચપણું, દુર્ભાગ્ય, વચન માન્ય ન કરે તેવી અનાદેયતા જન્માતરમા પ્રાપ્ત કરે છે. જ્યારે સ્ત્રીનો અધિકાર હોય ત્યારે બીજાનો પતિ પુરુષ અને પુરુષનો અધિકાર હોય તો અન્યની સ્ત્રી સમજવી ૧૦૩.

અબ્રહ્મની નિંદા કરીને બ્રહ્મચર્યના આ લોક સંબંધી ગુણો જણાવે છે—

प्राणभूतं चरित्रस्य, परब्रह्मैककारणम् ।
समाचरन् ब्रह्मचर्यं, पूजितैरपि पूज्यते ॥ १०४ ॥

દેશવિરતિ કે સર્વવિરતિ ચારિત્રના જીવિત સ્વરૂપ, મોક્ષનુ અપૂર્વ કારણ એવા બ્રહ્મચર્યનુ પાલન કરતો મનુષ્ય, એકલા સામાન્ય મનુષ્યોથી નહિં, પરંતુ સુરો, અસુરો અને મનુષ્યોના ઈન્દ્રોથી મન, વચન, કાયા તથા ઉપચાર પૂજા વડે પૂજાય છે ૧૦૪.

બ્રહ્મચર્યના પરલોક સંબંધી ગુણો કહે છે—

चिरायुषः सुसंस्थाना: दृढसंहनना नराः ।
तेजस्विनो महावीर्याः भवेयुर्ब्रह्मचर्यतः ॥ १०५ ॥

અનુત્તર સુરાદિક સ્થાનમા ઉત્પન્ન થનાર હોવાથી લાબા આયુષ્યવાળા, સમચતુરસ્ર સુસંસ્થાન-વાળા, મજબુત હાડકાના સચયરૂપ વજ્રઋષભનારાચ નામના સંઘયણવાળા, આ સંઘયણ મનુષ્યભવમા ઉત્પન્ન થનારને હોય છે, દેવોને સહનન હોતા નથી બ્રહ્મચર્યના પ્રભાવથી તેજસ્વી શરીર કાન્તિવાળા, તીર્થંકર, ચક્રવર્તી આદિ પણે મહાબળવાળા થાય છે

બ્રહ્મચર્ય વિષયક ઉપયોગી શ્લોકો :—

મનુષ્ય, સ્ત્રીઓની સર્પાકારવાળી કાળી વાંકીચુકી કેશ–કબરીને દેખે છે, પણ તેના રાગથી ઉત્પન્ન થએલી દુષ્કર્મની પરપરાને જોતો નથી સિદૂર–રજથી પૂર્ણ સીમન્તિનીના કેશનો સેંથો એ સીમન્ત નામનો નરકનો માર્ગ છે, તે ખ્યાલમા રાખવુ. સુન્દર વર્ણવાળી રમણીઓની ભવાની વલ્લરી મોક્ષમાર્ગે પ્રયાણ કરી રહેલાઓની આગળ આ સર્પિણીને વર્ણવે છે, તે શું તમે નથી જાણતા? અંગનાઓના મનોહર નયનના કટાક્ષોનું નિરીક્ષણ કરાય છે, પરંતુ નિર્ભાગી પોતાના નાશ પામતા જીવિતને જોતો નથી સ્ત્રીઓના સરળ અને ઉન્નત નાસિકાવંશની પ્રશસા કરાય છે, પરતુ અનુરાગ કરીને ભ્રષ્ટ કરાતા પોતાના વશ તરફ જોતા નથી સ્ત્રીઓના ગાલરૂપી આરિસામા પડેલા પોતાના પ્રતિબિંબને જોઇને ખુશ થાય છે, પરંતુ તે જડભરત સસાર–તલાવડીના કાદવમા ડૂબતા પોતાને જાણતો નથી રતિક્રીડાના સર્વસુખ સમાન બુધ્ધિથી સ્ત્રીઓના લાલ હોઠનુ પાન કરે છે, પરતુ યમરાજા રાતદિવસ આયુષ્ય–પાન કરે છે, તે સમજતો નથી મોગરાની કળી સમાન ઉજ્જવલ સ્ત્રીઓના દાતને આદરથી જુએ છે, પણ વૃધ્ધાવસ્થા બલાત્કારથી પોતાના દાત ભાગી નાખે છે, તે દેખતા નથી સ્રીઓના કાનપાશને કામદેવના હિંડોળાની બુધ્ધિથી દેખે છે, પરતુ પોતાના કંઠ અને ગરદન પર લટકતા કાલ-પાશોને જોતો નથી નષ્ટબુધ્ધિવાળો મનુષ્ય રમણીઓના મુખને દરેક ક્ષણે જોયા કરે છે, પરંતુ ખેદની વાત છે કે, તેને યમરાજાનુ મુખ જોવા માટે સમય નથી કામદેવથી પરાધીન બનેલો માણસ સ્ત્રીના કંઠનું અવલબન કરે છે, પરતુ આજ કે કાલ માત્ર અવલબન કરનારા પોતાના પ્રાણને જાણતો નથી. દુર્બુદ્ધિ માનવ યુવતીઓના ભુજારૂપી લતાના બધનને મનોહર જાણે છે, પરતુ કર્મ-બંધનથી પોતાનો આત્મા જકડાઈ ગયો, તેનો શોક કરતો નથી રમણીઓના હસ્ત–કમળથી સ્પર્શાએલો ખુશ થએલો પુરુષ રોમાચ–કટકોને ધારણ કરે છે, પરતુ તે નારકીના કૂટ શાલ્મલિવૃક્ષના કાટાને યાદ કરતો નથી. જડબુદ્ધિવાળો પુરુષ યુવતીના સ્તન–કળશોનુ આલિગન કરી સુખપૂર્વક શયન કરે છે, પરતુ નક્કી તે કુંભીપાકની વેદનાથી થતી વ્યથા ભૂલી જાય છે અલ્પબુધ્ધિવાળા પ્રાણીઓ ક્ષણે ક્ષણે કટાક્ષ કરનારી સ્ત્રીઓના મધ્યસ્થાનમાં સ્થાન કરે છે, પરંતુ એ ભવસમુદ્રનું મધ્ય છે, તેનો તે વિવેક કરતા

નથી. મનુષ્ય રમણીઓની ત્રણ કરચલીરૂપ ત્રિવલીના તરંગોથી આકર્ષાય છે, પરંતુ ત્રિવલીના બાનાથી ખરેખર એ ત્રણ વૈતરણી નદી છે. પુરુષોનું કામદેવથી પીડિત મન સ્ત્રીની નાભિરૂપી વાવડીમા સ્નાન કરે છે, પરતુ આ મન હર્ષના સ્થાન સ્વરૂપ સામ્ય-જળમાં પ્રમાદથી પણ મજ્જન કરતું નથી. સ્ત્રીઓની રોમલતાને કામદેવને ચડવાની નિસરણી જાણે છે, પર તુ તે મનુષ્યો તેને સંસાર-કેદખાનામા જકડી રાખનાર લોહસાકળ છે, તેમ જાણતા નથી. અધમપુરુષો સ્ત્રીઓના વિશાળ જઘનનું હર્ષથી સેવન કરે છે, પરંતુ તેઓ આ સંસાર-સમુદ્રનો કિનારો છે, એમ નક્કી જાણતા નથી. મંદબુદ્ધિવાળો કરભ સરખા સાથળવાળી યુવતીઓના સાથળનુ સેવન કરે છે, પરતુ તે સ્ત્રીઓ સદ્ગતિ મેળવવામાં વિઘ્નભૂત છે, તેમ જાણતા નથી. સ્ત્રીઓના પાદપ્રહારથી હણાએલો પુરુષ પોતાને અતિ ભાગ્યશાળી માને છે, પરંતુ હતાશ તે સમજી શકતો નથી કે તેઓ મને અધોગતિમાં ધકેલે છે. જેનાં દર્શન, સ્પર્શન અને આલિંગનથી મનુષ્યનું શમ-જીવન હણાઈ જાય છે, તેવી સ્ત્રીઓનો ઉગ્ર ઝેરવાળી નાગિણી માફક વિવેકીઓએ ત્યાગ કરવો જોઈએ ચંદ્રલેખા જેવી કુટિલ, સંધ્યા જેવી ક્ષણરાગી, અને નદી જેમ નીચગતિ કરનાર નિતંબિની વર્જવા યોગ્ય છે મદનમાં અ ધ બનેલી વામાઓ પ્રતિષ્ઠા, સૌજન્ય, દાન, ગૌરવ, સ્વહિત કે પરહિત કઇ દેખતી નથી. મનુષ્યને ક્રોધ પામેલા સિંહ, વાઘ કે સર્પ જે નુકશાન નથી કરતા, તેના કરતા પણ અતિ નુકશાન નિરંકુશ નારી કરે છે. પ્રગટ થએલા કામોન્માદવાળી હાથણી સરખી સ્ત્રીઓ વિશ્વને ઉપઘાત કરનારી હોઈ દૂરથી ત્યજવા યોગ્ય છે. તેવા કોઈ પણ મંત્રનું સ્મરણ કરો, કોઈ પણ તે દેવની ઉપાસના કરો, જેથી આ સ્ત્રી-પિશાચી શીલ-જીવિતનો કોળીયો કરી ન જાય શાસ્ત્રોમા જે સંભળાય છે, તેમ જ લોકોમાં જે ગવાય છે કે નારીઓ દુઃશીલ અને કામવિહ્વલ હોય છે, તે વાતમાં સર્વ એકમતવાળા છે. જગતને હણવાની ઇચ્છાવાળા ક્રૂર બ્રહ્માએ સર્પોની દાઢો, અગ્નિ, યમની જીભો, વિષના અંકુરો એકઠા કરીને જાણે નારી બનાવી ન હોય ! દૈવયોગે કદાચ વિજળી સ્થિર થાય, જો વાયુ સ્થિર રહે, તો પણ નારીનુ મન સ્થિરતાવાળું કદાપિ ન થાય. ચતુર પુરુષો મ ત્ર, તંત્ર આદિ વગર પણ જેનાથી ઠગાય છે, તેવું આ ઇન્દ્રજાળ નારીઓ ક્યાં ભણી હશે ? રમણીઓની જૂઠ બોલવાની અપૂર્વકળા છે કે, જે પ્રત્યક્ષ કરેલા અપકૃત્યોને પણ ક્ષણવારમા વાતનો પલટો કરી છૂપાવે છે જેને કમળાનો રોગ થયો હોય અગર જે ગાડો બન્યો હોય તેવો મનુષ્ય જેમ ઢેફાને સુવર્ણ માને, તેવી રીતે મોહાન્ધ માનસવાળો સ્ત્રીસ ગથી થયેલા દુ ખમાં સુખ-બુદ્ધિ કરે છે. જટાધારી, મસ્તક મુ ડાવનાર, ચોટલી રાખનાર, મૌનવ્રત કરનાર, નગ્નવ્રતી ઝાડની છાલરૂપ વસ્ત્ર પહેરનાર, તપસ્વી કે બ્રહ્મા, ગમે તે હોય પરંતુ તે જો અબ્રહ્મચારી હોય, તેઓ મને ગમતા નથી ખણનાર ખૂજલીને ખણતાં ખણતા જેમ દુ ખને સુખ માને છે, તેવી રીતે દુ ખે કરી નિવારણ કરી શકાય તેવા કામદેવને પરાધીન બનેલા પ્રાણી દુ ખસ્વરૂપ મૈથુનને સુખરૂપ માને છે. જે કવિઓ નારીઓને સુવર્ણપ્રતિમા, આદિ સાથે તુલના કરે છે, તેઓ તે વસ્તુઓને આલિંગન કરી કરીને તૃપ્તિ કેમ પામતા નથી ? સ્ત્રીઓના જે અ ગો દુગછા કરવા યોગ્ય અને છૂપાવવા યોગ્ય છે, તેમા જ માણસ રાગ કરે, તો પછી બીજા કયા પદાર્થથી વૈરાગ્ય પામે ? અરેરે ! દુઃખની વાત તો એ છે કે માનવો અજ્ઞાન અને મોહથી માસ અને હાડકાના બનેલા અંગો સાથે ચદ્ર, કમળ, મોગરા આદિની સરખામણી કરી સુદર પદાર્થોને દૂષિત કરે છે ! નિતંબ, સાથળ, સ્તન આદિના મોટા ભારવાળી નારીને મૂઢબુધ્ધિવાળા કામીઓ સુરતક્રીડા માટે વક્ષ-

સ્થળ ઉપર આરોપણ કરે છે, પરંતુ સંસાર-સમુદ્રની અંદર ડૂબવા માટે પોતાના કંઠે બાંધેલી આ શિલા છે, તેમ સમજતા નથી. હે બુદ્ધિશાળી શ્રાવકો ! ભવ-સમુદ્રની ભરતી માફક ચપળ, કામરૂપી શિકારીની લક્ષ્યભૂત હરિણી સરખી, મદની અવસ્થા કરાવવામા મંદિરા જેવી, વિષયો રૂપી મૃગતૃષ્ણા-ઝાંઝવાના જળ માટે મારવાડની ભૂમિ જેવી, મહામોહરૂપી અંધકારના સમૂહ માટે અમાવાસ્યાની રાત્રિ જેવી, વિપત્તિઓની ખાણ જેવી નારીનો તમે પરિહાર કરો. ૧૦૫.

**પાંચમું અણુવ્રત**

હવે મૂર્છાના ફલને બતાવી તેને નિયંત્રણ કરવારૂપ પાંચમા અણુવ્રતને જણાવે છે—

**असन्तोषमविश्वासम्, आरम्भं दुःखकारणम् ।**
**मत्वा मूर्च्छाफलं कुर्यात्, परिग्रहनियन्त्रणम् ॥ १०६ ॥**

દુઃખના કારણભૂત અસંતોષ, અવિશ્વાસ અને આરંભ એને મૂર્છાનું ફલ માનીને પરિગ્રહની વિરતિરૂપ નિયંત્રણ કરવું.

શ્રાવકે દુઃખના નિમિત્તભૂત, મૂર્છાના ફલસ્વરૂપ પરિગ્રહનુ પરિમાણ કરવું. તેમાં અસંતોષ એટલે ગમે તેટલુ મળે તો પણ તૃપ્તિ ન થાય, તે દુઃખનુ કારણ, મૂર્છાવાળાને ઘણું ધન મળી જાય તો પણ સંતોષ થતો નથી. એટલું જ નહિં, પણ ઉત્તરોત્તર અધિક અધિક મેળવવાની આશામા ને આશામા કદર્થના પામતા દુઃખનો જ અનુભવ કરે છે પારકાની અધિક સંપત્તિ દેખીને ઓછી સંપત્તિમા અસંતોષ માની દુઃખ પામે છે. જે માટે કહ્યુ છે કે— 'અસંતોષવાળા પુરુષને ડગલે પગલે અપમાન થાય છે, અને સંતોષરૂપી ઐશ્વર્યના સુખવાળાઓને દુર્જનભૂમિઓ દૂર હોય છે' અવિશ્વાસ પણ દુઃખનું કારણ છે અવિશ્વાસુ હોય તે અશંકનીય પુરુષોથી પણ શંકા કરતો, સ્વધનની રક્ષા કરતો કોઈનો પણ વિશ્વાસ કરતો નથી તે માટે કહે છે- "ઉખેડે, ખોદે, સ્થાપન કરે, રાત્રે ઉંઘે નહિ, દિવસે પણ શંકા કરતો ઊંઘે, છાણથી લિંપે, સ્થાપન કરે, હંમેશા નિશાની કરે, અવળી નિશાની કરે મૂર્છા પામેલો પ્રાણાતિપાતાદિક આરંભ કરવાનો પણ સ્વીકાર કરે તે આ પ્રમાણે- પુત્ર પિતાને, પિતા પુત્રને, ભાઈ સગાભાઈને હણે છે. લાંચ લઈને ખોટી સાક્ષી આપનાર બની ઘણુ જૂઠું બોલે છે. વધારે બળ હોવાથી મુસાફરોને પકડે છે, લૂંટે છે, ખાતર પાડે, ધનલોભથી પરદારા-ગમન કરે. તથા નોકરી, ખેતી, પશુ-પાલન, વેપાર વગેરે કરે, મમ્મણ વણિકની માફક નદી આદિકમા પ્રવેશ કરી કાષ્ઠો બહાર ખેંચી લાવે" શિષ્યે શંકા કરી કે, દુઃખ-કારણ મૂર્છાફલ સમજીને પરિગ્રહનુ નિયંત્રણ કરવું-આ કેવા પ્રકારની વાણીની યુક્તિ સમજવી? અહિં તેનુ સમાધાન આપે છે કે મૂર્છાનું કારણ હોવાથી પરિગ્રહ પણ મૂર્છા જ છે. અથવા '**मूर्च्छा परिग्रहः**' એ સૂત્રકારના વચનથી મૂર્છા એ જ પરિગ્રહ-એ નિશ્ચયનય મતથી કહેવાય મૂર્છા વગર ધન-ધાન્યાદિક અપરિગ્રહ છે જે માટે કહ્યુ છે કે, 'મમકાર વગરનો પુરુષ વસ્ત્ર, આભૂષણ આદિથી અલંકૃત હોય તો પણ અપરિગ્રહ છે, અને મમકારવાળો નગ્ન હોય તો પણ પરિગ્રહવાળો છે તથા ગામ કે ઘરમા પ્રવેશ કરતો કર્મ કે નોકર્મ (અલ્પકર્મ)ને ગ્રહણ કરવા છતા પણ તે પરિગ્રહ વગરનો-મમતા વગરનો છે, તે સિવાય અપરિગ્રહવાળો હોઈ શકે નહિં તથા જે વળી વસ્ત્ર કે પાત્ર, કંબલ, કે આસન ધારણ કરે કે વાપરે છે, તે સંયમ અર્થે અને લજ્જા ટાળવા માટે છે, સંસાર-સમુદ્રથી તારનાર એવા મહર્ષિ વીર ભગવંતે તેને પરિગ્રહ

કહ્યો નથી, પરંતુ જો તે સંયમનાં સાધનોમાં મમત્વબુદ્ધિ થાય, તો તેને પરિગ્રહ જણાવ્યો છે. આ સર્વ સ્પષ્ટ હકીકત છે ૧૦૬, બીજા પ્રકારે પરિગ્રહનું નિયંત્રણ જણાવે છે.—

परिग्रहमहत्त्वाद्धि, मज्जत्येव भवाम्बुधौ ।
महापोत इव प्राणी, त्यजेत् तस्मात् परिग्रहम् ॥ १०७ ॥

વધારે ભારવાળું વહાણ જેમ સમુદ્રમાં ડૂબી જાય છે, તેમ પરિગ્રહની અધિકતાથી પ્રાણી ભવસમુદ્રમાં નક્કી ડૂબી જાય છે. જેમ અમર્યાદિત ધન-ધાન્યાદિકના ભારથી ભરેલું વહાણ સમુદ્રમા ડૂબી જાય, તેમ જીવ પણ અમર્યાદિત ધન, ધાન્ય, ઘર, દુકાન, જમીન, ખેતર આદિની અધિકતાથી ગજા ઉપરાતના પરિગ્રહના ભારથી નરકાદિક દુર્ગતિમા ડૂબી જાય છે. કહેલું છે કે —"મહાઆરંભ, મહાપરિગ્રહ, માસાહાર અને પંચેન્દ્રિય જીવોનો વધ કરવાથી જીવો નારકાયુષ્ય ઉપાર્જન કરે છે." તથા બહુ આરંભ બહુ પરિગ્રહથી નારકનુ આયુષ્ય બંધાય છે, આ પ્રમાણે હોવાથી ધન ધાન્યાદિ સ્વરૂપ પરિગ્રહનું મૂર્છાના ત્યાગ કરવારૂપ નિયંત્રણ કરે અર્થાત્ વગર જરૂરીઆતવાળા, પરિમાણથી અધિક પરિગ્રહનો ત્યાગ કરે. ૧૦૭.

સામાન્યથી પરિગ્રહના દોષો જણાવે છે–

त्रसरेणुसमोऽप्यत्र, न गुणः कोऽपि विद्यते ।
दोषास्तु पर्वतस्थूलाः, प्रादुष्षन्ति परिग्रहे ॥ १०८ ॥

પરિગ્રહમાં સૂર્યના કિરણો વચ્ચે ઉડતા બારીક રજ-પરમાણુ જેટલા પ્રમાણવાળો કોઈ પણ ગુણ નથી, પરંતુ પરિગ્રહમા પર્વત જેવડા મોટા દોષો તો ઉત્પન્ન થાય જ છે.

પરિગ્રહથી ઘરમા જાળીની અંદરથી આવતા સૂર્યકિરણોમા જણાતા ઘણા બારીક અસ્થિર રજકણો હોય તેટલો પણ કોઈ લાભ તો નથી, પરિગ્રહના બલથી પરભવમા પણ કોઈ પુરુષાર્થની સિદ્ધિ થતી નથી ભોગ-ઉપભોગાદિ કરવામા આવે છે, તે ગુણ નથી, ઉલટુ તેની આસક્તિથી નુકશાન જ થાય છે. જે વળી જિનભવન, ઉપાશ્રયાદિ કરાવવા રૂપ પરિગ્રહનો ગુણ શાસ્ત્રમા વર્ણવેલો છે, તે ગુણ નથી, પરંતુ તે તો પરિગ્રહ હોય, તેનો સારા ક્ષેત્રમા વ્યય કરી નાખી, પરિગ્રહ-બુદ્ધિ ઘટાડવી, પરંતુ જિનભવનાદિક બંધાવવા માટે પરિગ્રહ ધારણ કરવાનો આશય કલ્યાણકારી નથી કહેલું છે કે —"ધર્મકાર્ય માટે જેઓ ધનની ઈચ્છા રાખે છે, તેના કરતાં તેવી ઈચ્છા ન રાખવી તે વધારે સારી છે, કાદવમા પગ ખરડીને સાફ કરવો, તેના કરતા દૂરથી સ્પર્શ જ ન કરવો તે વધારે સુંદર છે" તથા- "સુવર્ણ મણિરત્નના પગથીયાવાળુ, તેવા હજારો થાભલાવાળુ સુવર્ણ ભૂમિતલયુક્ત, જે કોઈ જિનમંદિર બંધાવે, તેના કરતા પણ તપ, સંયમ [1]અધિક છે." બીજી રીતે કહેતા જણાવે છે કે, પરિગ્રહ રાખવામા આગળ જણાવીશુ તેવા પર્વત જેવડા મોટા દોષો ઉત્પન્ન થાય છે. પર્વત જેવા મોટા દોષો કહ્યા, તેને વિસ્તારથી સમજાવે છે—

---

[1] આ જ વાત સંબોધસત્તરિ-વૃત્તિમા જણાવી છે, 'તે કરતા તપ સંયમ અનંત ગુણવાળા છે'

सङ्गाद भवन्त्यसन्तोऽपि, रागद्वेषादयो द्विषः ।
मुनेरपि चलेच्चेतो, यत्तेनान्दोलितात्मनः ॥ १०९ ॥

પરિગ્રહના સંગથી ઉદયાવસ્થામા ન આવેલા રાગ-દ્વેષાદિક શત્રુઓ ન હોવા છતાં પણ પ્રગટ થાય છે તેના સંગવાળાને તેના સંબધી રાગ ઉત્પન્ન થાય છે. તેમા વિઘ્ન કરનાર કે નુકશાન કરનાર તરફ દ્વેષ, તેમ જ મોહ, ભયાદિક, વધ-બંધનાદિક અને નરકગમનાદિક દોષો પ્રગટ થાય છે અછતા રાગાદિક કેમ થાય? તેનો જવાબ આપે છે કે, બીજાની વાત તો દૂર રાખીએ, પરંતુ સમભાવી મુનિના ચિત્તમા રહેલી પ્રશમ અવસ્થાને પણ ચલાયમાન કરે છે. તે પરિગ્રહના સગ વડે મન અસ્થિર બની જાય છે, સંગવાળા મુનિ પણ મુનિપણાથી ભ્રષ્ટ થાય છે કહેલુ છે કે '—"અર્થથી છેદન, ભેદન, સંકટ, પરિશ્રમ, કલેશ, ભય, કડવા ફળ, મરણ, ધર્મથી ભ્રષ્ટ થવાપણુ, માનસિક અરતિ વગેરે દુઃખો પ્રાપ્ત થાય છે. "સેંકડો દોષોના મૂળનું જાળુ, પૂર્વના મહર્ષિઓએ નિષેધેલુ એવું અનર્થ કરનાર ધન તે એક વખત વમન કરી નાખ્યુ છે અને વળી જો હવે તુ તે વહન કરવાની ઇચ્છા રાખે છે, તો પછી નિરર્થક તપ સંયમ શા માટે કરે છે?" પરિગ્રહમા વધ, બંધન, માર ખાવો વગેરે કઈ હેરાનગતિ નથી? અને આવો પરિગ્રહ છતાં યતિધર્મ કરવો, તે તો ખરેખર પ્રપંચ છે ૧૦૯

સામાન્યપણે પરિગ્રહના દોષો કહીને ચાલુ શ્રાવકધર્મ સાથે તેને જોડે છે—

संसारमूलमारम्भास्तेषां हेतुः परिग्रहः ।
तस्मादुपासकः कुर्याद्, अल्पमल्पं परिग्रहम् ॥ ११० ॥

પ્રાણીઓનું ઉપમર્દન, પીડા આદિ થવારૂપ આરભ, તે સંસારનુ મૂલ છે આમાં કોઈને પણ વિવાદ નથી, તે આરભમા કારણ હોય તો પરિગ્રહ, તે કારણથી શ્રાવક ધન-ધાન્યાદિક પરિગ્રહ નિયત પરિમાણથી અધિક ન રાખે ૧૧૦.

ફરી પણ સિંહાવલોકન કરતા પરિગ્રહના દોષોને જણાવે છે—

मुष्णन्ति विषयस्तेनाः, दहति स्मरपावकः ।
रुन्धन्ति वनिताव्याधाः, संगैरंगीकृतं नरम् ॥ १११ ॥

ધન, સુવર્ણાદિક પરિગ્રહવાળા પુરુષને જગલમા ચોરો લુંટારા લૂટે છે, તેમ સસારરૂપી અરણ્યમા રહેલા પ્રાણીઓને શબ્દાદિક વિષયો સયમ-સર્વસ્વને લૂટીને ભીખારી બનાવે છે, અથવા તો અગ્નિ સળગ્યો કે આગ લાગી હોય ત્યારે ઘણા પરિગ્રહવાળો નાસી જવા માટે અશક્ત બની જાય છે તેવી રીતે સસાર-અટવીમા રહેલો ચિંતા આદિ દશ પ્રકારના કામદેવના અગ્નિથી શેકાય છે અથવા તો ઘણા પરિગ્રહવાળો અરણ્યમા ગયો હોય, ત્યા ધન, શરીરના લોભથી લૂટારાઓ તેને રોકી રાખે છે, આગળ મુસાફરી કરવા દેતા નથી, તેવી રીતે ભવરૂપી અરણ્યમા ધન-લુબ્ધ કામિનીઓ શરીરના ભોગની ઇચ્છાવાળી સ્વાતત્ર્ય વૃત્તિ રોકીને પરિગ્રહના સગવાળા પુરુષને અટકાવી રાખે છે, સયમ માર્ગે આગળ વધવા દેતી નથી.

ગમે તેટલો પરિગ્રહ હોય તો પણ તેની ઇચ્છાની તૃપ્તિ થતી નથી, એટલું જ નહિં પણ અસંતોષ વધતો જ જાય છે :—

"કૈલાસ–હિમાલય સરખા સુવર્ણ અને ચાંદીના અસંખ્યાત પર્વતો થઈ જાય અને કદાચ તે લુબ્ધ મનુષ્યને પ્રાપ્ત થઈ જાય, તો પણ તેટલા પરિગ્રહથી પણ ઇચ્છા પૂર્ણ થતી નથી, કારણ કે જેમ આકાશનો છેડો નથી, તેમ ઇચ્છાઓ પણ અંતવગરની અનંત છે"

પશુઓ સાથે ડાંગર, યવો, સુવર્ણવાળી સંપૂર્ણ પૃથ્વી મળી જાય તો પણ તે એકની ઇચ્છા પૂર્ણ કરવા સમર્થ બની શકતી નથી–એમ સમજી તપશ્ચર્યાનું સેવન કરવું. કવિઓએ પણ કહેલું છે, "આ તૃષ્ણાનો ખાડો એટલો અગાધ છે, કે અંદર પૂરવા માટે ગમે તેટલું નાખીએ, તો પણ પૂરાતો નથી. વળી નવાઈની વાત એ છે કે, તે પૂર્ણ કરવા માટે મોટા મોટા પૂરણો નાખીએ તેમ તેમ અંદર ખોદાતું જાય છે અને ખાડો વધતો જાય છે, તથા ઘણા મોટા અતિઉન્નત વૈભવો મેળવીને પણ તૃષ્ણા અખંડિત જ રહે છે, મહાપર્વત પર આરૂઢ થએલો 'હવે ગગનમાં આરૂઢ થાઉં' એવી ઇચ્છા રાખે છે. ૧૧૧. એ જ કહે છે.—

तृप्तो न पुत्रैः सगरः, कुचिकर्णो न गोधनैः ।
न धान्यैस्तिलकश्रेष्ठी, न नन्दः कनकोत्करैः ॥ ११२ ॥

બીજો ચક્રવર્તી સગર સાઠહજાર પુત્રોથી તૃપ્તિ ન પામ્યો, કુચિકર્ણ ઘણા ગાયોના ગોકુલોથી પણ તૃપ્ત ન થયો, તિલકશેઠ ધાન્યોથી તૃપ્ત ન થયો નંદરાજા સુવર્ણની ટેકરીઓ મળવા છતા પણ તૃપ્તિ ન પામ્યો—તેથી પરિગ્રહ એ અસંતોષનું જ કારણ છે. સગરાદિકની સંપ્રદાયથી આવેલી કથા આ પ્રમાણે જાણવી—

## સગર ચક્રવર્તીની કથા

અયોધ્યા નગરીમાં જિતશત્રુ નામનો રાજા અને સુમિત્ર નામનો યુવરાજ બંને પૃથ્વીનું રક્ષણ કરતા હતા જિતશત્રુ રાજાને અજિતસ્વામિ તીર્થંકર પુત્ર હતા અને મહાભુજાવાળા સુમિત્રને સગર ચક્રવર્તી નામના પુત્ર હતા. જિતશત્રુ અને સુમિત્ર બંનેએ દીક્ષા અંગીકાર કરી ત્યાર પછી અજિતસ્વામી રાજા થયા અને સગર યુવરાજ થયો કેટલોક કાળ ગયા પછી અજિતસ્વામિએ દીક્ષા લીધી અને ભરત માફક સગર ચક્રવર્તી રાજા થયો આશ્રય કરનાર મુસાફરના થાકને દૂર કરનાર મહાવૃક્ષની શાખા માફક તે ચક્રવર્તીને સાઠ હજાર પુત્રો થયા સગરના સર્વ પુત્રોમાં જહ્નુ નામના મોટા પુત્રે એક વખત પિતાને ગમે તે કારણે સંતોષ પમાડી વરદાન પ્રાપ્ત કર્યું અને વરદાનથી ચક્રવર્તીના દંડાદિક રત્નો સાથે પોતાના બાંધવો સહિત પૃથ્વીના પર્યટન કરવાની ઇચ્છા જહ્નુકુમારે પ્રગટ કરી સગરે પણ તે રત્નો આપ્યા અને પિતાની રજા મેળવી તેઓએ ત્યાથી પ્રયાણ શરૂ કર્યું. તેઓ સૂર્યથી પણ અધિક તેજસ્વી હજારો છત્ર મંડળવાળી મહાઋદ્ધિથી, મહાભક્તિથી દરેક જિનચૈત્યોની પૂજા કરતા કરતા અને વિચરતા વિચરતા અનુક્રમે અષ્ટાપદ પર્વત પાસે આવ્યા આઠ યોજન ઊંચા, ચાર યોજન પહોળા એવા તે પર્વત ઉપર પોતાના બંધુઓ અને પરિમિત પરિવાર સાથે જહ્નુએ આરોહણ કર્યું તેના ઉપર એક યોજન લાંબું, અર્ધ યોજન પહોળું, ત્રણ ગાઉ ઉંચું અને ચાર દ્વારવાળું ચૈત્ય હતું, તેમાં પ્રવેશ

કર્યો. તે ચૈત્યમા વર્તમાન ચોવીશીમા થએલા ઋષભાદિક ચોવીશે અરિહંતોના તેઓના પોતપોતાના સંસ્થાન–પ્રમાણ વર્ણવાળા બિંબો સ્થાપન કરેલાં હતાં, તેની ક્રમસર પૂજા કરી ત્યાર પછી ભરતના સો ભાઈઓના પવિત્ર સ્તૂપોને વંદના કરી અને શ્રદ્ધાવાળા તેણે કંઇક વિચારીને આમ કહ્યુ કે, 'અષ્ટાપદ સરખું સ્થાન કયાય નથી' એમ માનુ છું માટે હું પણ આના જેવું બીજુ ચૈત્ય કરાવુ. ભરત ચક્રવર્તી મુક્તિ પામવા છતા પણ હજુ ભરતખંડનુ ચક્રવર્તીપણુ ભરતખંડના સારભૂત આ પર્વતના શિખર પર રહેલ ચૈત્યના બહાનાથી ટકી રહેલું છે એમણે આ ચૈત્ય કરાવ્યુ હવે ભવિષ્યમા થનારા રાજાઓ આનો વિનાશ કરે નહિ, માટે આપણે તેનુ રક્ષણ કરવાનો ઉપાય કરીએ ત્યાર પછી, હજાર દેવતાઓથી અધિષ્ઠિત દંડરત્ન હસ્તથી ગ્રહણ કરી તેણે અષ્ટાપદની ચારે બાજુ ભમાવ્યુ, એટલે કહોળા માફક એક હજાર યોજન ભૂમિ ઊંડી ખોદાઇ અને એવી રીતે તેનાથી દંડ ભમાવતા નાગદેવોના ભવનો પણ ભાગી ગયા. તે દેવો ભય પામી પોતાના સ્વામી જ્વલનપ્રભને શરણે ગયા તેણે અવધિજ્ઞાનથી જાણી જહ્નુ પાસે આવી ક્રોધથી એમ કહ્યુ, "અરે! મત્ત બની તમે નિષ્કારણ અનંત જંતુઓના ઘાતને કરનારૂં ભયંકર ભૂમિ–વિદારણ કેમ કર્યું? અજિતસ્વામિના ભત્રીજા અને સગર ચક્રીના પુત્રોએ આવું અકાર્ય કરાય? કુલને કલંક લગાડનારા! તમે આ શુ પાપ કર્યું?" જહ્નુકુમારે કહ્યુ કે, 'મેં તો અહિં આવી ચૈત્યના રક્ષણ માટે આ કર્યું, તમારા ભવનો વિનાશ પામ્યા, તે મારા અજાણમા થયુ છે, તો એ સહી લેવા વિનંતિ કરુ છું' જ્વલનપ્રભ દેવે કહ્યુ કે, 'અજ્ઞાનથી આ તારી આ ભૂલ થઈ છે, તે હું સહી લઈ જતો કરૂં છુ, હવે ફરી આવી ભૂલ ન કરીશ.' એમ કહીને તે પોતાના સ્થાને ગયો

બંધુ સહિત જહ્નુકુમારે વિચાર્યુ કે, આ ખાઈ તો કરી પણ વખત જશે, તેમ તે ધૂળથી પાછી પૂરાઈ જશે. તેથી તે દંડથી ગંગાનદીને ખેંચી લાવ્યો અને તેનો પ્રવાહ ખાઇમાં વહેવડાવ્યો એટલે તેના જળથી નાગકુમારોના ભવનો ફરી ઉપદ્રવવાળા બન્યા નાગકુમારો સાથે ક્રોધ પામેલા જ્વલનપ્રભે ત્યા આવીને દાવાનલ જેમ વૃક્ષોને તેમ તેઓ સર્વને બાળી ભસ્મ કરી નાખ્યા 'કાયર સરખા આપણા દેખતા જ આપણા સ્વામીને બાળી નાખ્યા. આપણને ધિક્કાર થાઓ.' એમ ચિંતવતા શરમથી સૈનિકો અયોધ્યા નજીક આવીને રહેલા હતા આપણા સ્વામીને હવે મુખ પણ કેવી રીતે બતાવવુ? અને આ વાત પણ કેવી રીતે કહેવી? એ પ્રમાણે તેઓ મંત્રણા કરતા હતા, ત્યારે કોઈક બ્રાહ્મણે તેમને આમ કહ્યુ કે, 'આ વાત રાજાને હું એવી રીતે કહીશ, જેથી તેમને મોહ નહિ થાય અને તમારા પ્રત્યેનો રોષ પણ ઉતરી જશે તમે ગભરાશો નહિ' એમ તે સૈનિકોને કહીને એક અનાથ મૃતક લાવીને તે બ્રાહ્મણ રાજદ્વારે ગયો અને પોતાનો પુત્ર મૃત્યુ પામ્યો હોય એમ વિલાપ કરવા લાગ્યો. રાજાએ વિલાપનું કારણ પૂછતા તેણે કહ્યુ કે, મારો એકનો એક પુત્ર સર્પ કરડવાથી ચેષ્ટાવગરનો બની ગયો છે માટે હે દેવ! આને જીવતો કરો પછી રાજાએ સર્પનુ ઝેર ઉતારનાર એવા નરેન્દ્રોને આજ્ઞા કરી એટલે તેઓએ પણ પોતાના મંત્ર–કૌશલ્યનો પ્રયોગ કર્યો, પરંતુ રાખમા નાખેલા ઘીની માફક તે નિષ્ફળ ગયો. આ મરેલાને જીવતો કરવો શકય નથી, તેમજ આ બ્રાહ્મણ પણ સીધી રીતે સમજાવી શકાય તેવો નથી એમ વિચારી તેઓએ કહ્યુ કે, 'અત્યાર સુધીમા પહેલા જેને ઘરે કોઈ મૃત્યુ પામ્યો ન હોય ત્યાથી તુ ઘણી રાખ લાવ તો તેનાથી અમે આને જીવતો કરીએ' ત્યાર પછી રાજાના હુકમથી દ્વારપાળો નગરીઓમા, ગામોમા તપાસ કરવા ગયા, પણ એવુ એક ઘર ન મળ્યુ કે અત્યાર

સુધી જેને ત્યા કોઈ મૃત્યુ પામ્યા ન હોય રાજાએ પણ કહ્યુ કે, 'મારા કુલમા પણ કુલકરો મૃત્યુ પામ્યા છે. ભગવાન ઋષભસ્વામી, ભરત ચક્રવર્તી, રાજા બાહુબલી, સૂર્યયશા, સોમયશા અને બીજા અનેક મૃત્યુ પામીને કોઈ મોક્ષે અને કેટલાક સ્વર્ગમા ગયા જિતશત્રુ મોક્ષે ગયા, સુમિત્ર દેવલોકે ગયા મૃત્યુ સર્વ માટે સાધારણ છે, તો પછી તારા પુત્રનુ મૃત્યુ કેમ સહન કરી લેતો નથી?' બ્રાહ્મણે કહ્યું, તમારી વાત સત્ય છે, પણ મારે આ એક જ પુત્ર છે, માટે તમારે બચાવવો જ જોઈએ 'દીન અનાથનુ રક્ષણ કરવું એ સત્પુરુષોનો નિયમ છે.' હવે ચક્રવર્તીએ કહ્યુ, હે બ્રાહ્મણ! તું મુંઝા નહિ, મરણના દુ ખમા ભવ–વૈરાગ્ય ભાવના જ માત્ર શરણ છે ત્યારે બ્રાહ્મણે પણ એજ પ્રમાણે કહ્યુ કે, હે પૃથ્વીનાથ! જો આ પ્રમાણે તમે સમજેલા જ છો તો, સાઠ હજાર પુત્રોના મરણથી તમે પણ મોહ ન પામશો ત્યાર પછી રાજાએ જેટલામા પૂછ્યું કે, 'આ શી હકીકત છે?' તેટલામા સ કેત કરેલા સૈનિકોએ આવી બનેલી સર્વ હકીકત કહી સ ભળાવી. ભય કર એવા આ સમાચારથી સગરરાજા મૂર્ચ્છા પામ્યા અને વજ્ર વડે જેમ પર્વત તેમ રાજા ભૂમિ પર ઢળી પડયા. મૂર્ચ્છા ઉતરી અને રાજાને ભાન આવ્યુ, ત્યારે સામાન્ય માનવી માફક ક્ષણવાર રુદન કરીને સ સાર તરફ વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તે વિચારવા લાગ્યા—'મારા પુત્રો મારા વ શની શોભા વધારશે, મને આન દ કરાવશે–એવા પ્રકારની આશા સ સારને અસાર જાણવા છતા પણ મેં કરી, તો મને ધિક્કાર હો. આટલા પુત્રોથી મને તૃપ્તિ ન થઈ, તો પછી બીજાને બે ત્રણ કે ત્રણ–ચાર કે ચાર–પાચ પુત્રોથી કેવી રીતે થાય? મારા જીવતા આ પ્રમાણે અણધાર્યા તૃપ્તિ પામ્યા વગરનાની આ ગતિ થઈ તે આટલા મારા પુત્રો હોવા છતા પણ મને તૃપ્ત કેવી રીતે કરી શકે?' પુત્રોથી અતૃપ્તિવાળા તે આ પ્રમાણે વિચારી, તે મોટાપુત્રના પુત્ર ભગીરથનો રાજ્યાભિષેક કરી અજિતનાથ ભગવ તની પાસે દીક્ષા અંગીકાર કરી અક્ષયપદ પામ્યા એ પ્રમાણે સગર ચક્રવર્તીની કથા પૂરી થઈ

## કુચિકર્ણની કથા

મગધદેશમા સુઘોષા નામનુ ગામ હતું ત્યા કુચિકર્ણ નામનો પ્રસિદ્ધ ગ્રામવાસી હતો. ક્રમે કરીને તેને એક લાખ ગાયો એકઠી થએલી. ટીપે ટીપે સરોવર આખું ભરાઈ જાય. જુદાજુદા ગોવાળોને પાળવા માટે તે ગાયો અર્પણ કરી, પર તુ બહાર તે ગોવાળીયાઓ આ સારી ગાય મારી છે, આ તારી નથી–એમ માહોમાહે એક બીજા લડવા લાગ્યા. કુચિકર્ણે ગાયોના વિભાગ પાડી કોઈકને ધોળી, કોઈકને કાળી, કોઈકને રાતી, કોઈકને પીળી ગાયો એવી રીતે જુદા જુદા અરણ્યોમા ગોકુળો સ્થાપન કર્યા અને ત્યા વાસો કરીને તે દહીં–દૂધનું ભોજન કરતો રહેતો હતો. દરરોજ દરેક ગોકુળોમા ગોધનની વૃદ્ધિ કરતો હતો. મદિરાનો વ્યસની જેમ મદિરાથી, તેમ દહીં–દૂધથી તે અતૃપ્ત બન્યો એમ કરતા તેને નીચે ઉંચે ફરતા રસવાળું અજીર્ણ થયુ અને આગની અ દર પડયો હોય તેવો, અ દર દાહ ઉત્પન્ન થયો. 'અરે! મારી ગાયો! નવા વાછરડાઓ! અરે મારા બળદો! તમને હું પાછા કયારે મેળવીશ" એ પ્રમાણે ગોધનમા અસ તોષ પામેલો મરીને તે તિર્યચગતિ પામ્યો એ પ્રમાણે કુચિકર્ણની કથા

## તિલક શેઠની કથા

પૂર્વકાલમા અચલપુર નામના નગરમા તિલક નામનો શેઠ હતો. તે નગરોમાં અને ગામડાઓમા ધાન્યનો સ ગ્રહ કરતો હતો. તે ગ્રાહકોને અડદ, મગ, તલ, ડાંગર, ઘઉ, ચણા

વગેરે દોઢુ લેવાની શરતથી વેચતો હતો અને મોસમ આવે ત્યારે દોઢું વસુલ કરતો હતો. ધાન્યથી ધાન્ય, ધનથી ધાન્ય, પશુથી ધાન્ય એમ ગમે તે ઉપાયોથી તત્ત્વની માફક ધાન્યનું ધ્યાન કરતો ધાન્ય ખરીદ કરતો હતો દુકાળના સમયમા ધાન્યના વેપારમા ઉપાર્જન કરેલા ઘણા ધન વડે ચારે તરફ ધનની જેમ ધાન્યના કોઠારો ભરી દીધા. વળી સુકાળ સમયમા ધાન્ય ખરીદી ખરીદી એકઠુ કર્યું. 'પુરુષે એક વખત સ્વાદ ચાખ્યો હોય, પછી તેની આસક્તિ છૂટતી નથી' ધાન્ય-સંગ્રહમા ક્રોડો કીડાઓનો વધ પણ આ ગણકારતો ન હતો, તેમજ પંચેન્દ્રિય જાનવરો અને મનુષ્યોના ઉપર અનાજના ભાર ઉપાડવાની પીડા થાય તો પણ તેને દયા આવતી ન હતી કોઈ નિમિત્ત જાણનારે તેને કહ્યું કે, 'આવતા વર્ષે દુકાળ પડવાનો છે.' એટલે તેણે પોતાના સર્વ ધનથી ધાન્ય ખરીદ કર્યું, તો પણ તેને સંતોષ ન થયો, એટલે વ્યાજે દ્રવ્ય ઉછીનુ લઈને અનેક પ્રકારનું ધાન્ય ખરીદ કરી સંગ્રહ કર્યું. સ્થાનના અભાવમા ઘરમા પણ ધાન્ય નાખ્યુ 'લોભી માણસ શુ ન કરે?' ઉદાસીનતાવાળો જગતના શત્રુ આ દુકાળની મિત્રની જેમ ઈચ્છા કરતો હંમેશા તેની રાહ જોયા કરતો હતો. વર્ષાકાળની શરૂઆતમા પણ વરસાદ તેના હૃદયને ચીરતો હોય તેમ મોટી ધારા વડે ચારે દિશામા વરસ્યો. એટલે 'પોતે સંગ્રહેલા ઘઉ, મગ, ચોખા, ચણા, મકાઈ, અડદ, તલ તથા બીજાં ધાન્યો વિનાશ પામી અત્યારે મારા હાથમાથી ચાલ્યા જશે' એમ હાય હાય કરતો અતૃપ્ત થયો થકો હૃદય ફાટી જવાથી મરણ પામી નરકે ગયો. એ પ્રમાણે તિલક શેઠની કથા

## નંદ રાજાની કથા

પૂર્વકાલમા અતિમનોહર ઈન્દ્રનગરીનુ અનુકરણ કરતુ પાટલિપુત્ર નામનુ શ્રેષ્ઠ નગર હતુ. ત્યા શત્રુવર્ગને સ્વાધીન કરવામા ઇન્દ્ર જેવો ત્રણ ખંડનો સ્વામી નંદ નામનો રાજા હતો. તેણે કર ન હતા, ત્યા કરો નાખ્યા કર હતા, ત્યાં મોટા કર કર્યા અને મોટા કર હતા, ત્યા થોડો વધારો કરી રાજ્યની આવક વધારી તે ગમે તે કોઈક દોષ ઉભા કરીને ધનિકોનું ધન પડાવી લેતો હતો રાજાઓના છિદ્રો શોધીને 'ન્યાયમા આમ ચલાવી ન લેવાય' એમ કહીને તેમની પાસેથી પણ ધન ગ્રહણ કરતો હતો 'જળનુ પાત્ર જેમ સમુદ્ર છે, તેમ અર્થનુ પાત્ર રાજા છે, પણ બીજા નથી,' એમ બોલતો તે કૃપા વગરનો બની સર્વ ઉપાયથી લોકો પાસેથી ધન પડાવી લેતો હતો લોકો પાસેથી ધન લઈ લેવાથી લોકો પણ નિર્ધન બની ગયા ઘેટા બકરાએ ચરેલી ભૂમિમાથી તણખલુ પણ મેળવી શકાતુ નથી તેણે લોકોના લેવડ-દેવડ વ્યવહારમા સુવર્ણનાણાંનુ નામ પણ ઉડાવી દીધુ અને ચામડાના નાણાનો વ્યવહાર પ્રવર્તાવ્યો તે પાખંડીઓનો અને વેશ્યાઓનો દંડ કરીને પણ ધન ગ્રહણ કરતો હતો 'સર્વભક્ષી અગ્નિ કંઈ પણ છોડતો નથી' લોક-વાયકા એવી ચાલી કે, 'શ્રીવીર પરમાત્માના નિર્વાણ પછી ઓગણીશસો વર્ષ પછી કલ્કી રાજા થવાનો છે, તે તો આ નહિ?' આના ગુસ્સાને દેખીને લોકો વાસણમા ભોજન કરવાને બદલે ભૂમિને ભાજન બનાવી ભોજન કરતા હતા, કેટલાકે નિર્ભયતા માટે ભાજન આપી દીધા, કારણ કે ભાજન હોય તો ભય થાય ને તેણે સુવર્ણના પર્વતો બનાવ્યા, તથા કૂવાઓમા પણ સુવર્ણ પૂર્યું ભંડારો પણ સુવર્ણથી ભરી દીધા, છતા પણ ઈચ્છા અપૂર્ણ રહી. અયોધ્યાના હિતૈષી રાજાએ આ સર્વ હકીકત સાંભળીને તેને સમજાવવા માટે એક સારી રીતે બોલનાર દૂતને મોકલ્યો અને તે આવ્યો. સર્વ પ્રકારે સર્વની લક્ષ્મીનું હરણ

કરવા છતા પણ શોભા વગરના તે રાજાને તેણે જોયા અને તે નમસ્કાર કરી આગળ બેઠો. રાજાની રજા લઈને તેણે કહ્યું કે, "મારું કથન સાભળી આપે કોપ ન કરવો, 'મીઠુ બોલનારા હિતકારી હોતા નથી.' લોક-પરંપરાથી આપનો અવર્ણવાદ સાંભળ્યો હતો અને આજે તે પ્રત્યક્ષ અનુભવ્યો. લોકવાયકા સર્વથા નિર્મૂળ હોતી નથી 'અન્યાયથી મેળવેલ ધનનો અંશ પણ રાજાના સર્વ યશનો વિનાશ કરનાર થાય છે' તુંબડી ફળનું એક બીજ, ભાર પ્રમાણ વજનના ગોળનો પણ વિનાશ કરે છે રાજાઓએ પ્રજાને પોતાના આત્મા સરખી ગણવી જોઈએ રાજાએ પ્રજાનો છેદ કરવો યોગ્ય ન ગણાય માંસાહારીઓ પણ કદાપિ પોતાનુ માસ ખાતા નથી માટે પ્રજાનું પોષણ કરો પોષેલી પ્રજા રાજાનુ પોષણ કરે છે. ગરીબ અને સ્વાધીન હોવા છતા પણ પોષણ કર્યા વગરની ગાય દૂધ આપતી નથી. સર્વ દોષોને ઉત્પન્ન કરનાર લોભ છે, સર્વ ગુણોનો નાશ કરનાર પણ લોભ છે, માટે તેનો ત્યાગ કરો, એમ તમારા હિત માટે અમારા રાજાએ સંદેશો કહેવરાવ્યો છે" દાવાગ્નિથી બળેલી ભૂમિને પાણી જેવી તે દૂતની વાણીથી નંદરાજાએ પણ એકદમ જાણે તેને બાળવાની ઈચ્છાથી હોય તેમ અતિ ઉષ્ણ વચન-વરાળ બહાર કાઢી અને તેને સંભળાવ્યું કે, 'તું રાજદૂત હોવાથી અવધ્ય છે' પછી નદરાજા ઊભા થઈને મસ્તકપીડાવાળાની જેમ ગર્ભગૃહની અદર ગયો. ત્યાર પછી 'જવાસો જેમ જળને તેમ આ સદ્દુપદેશને યોગ્ય નથી'- એમ વિચારતો દૂત પણ પોતાના રાજા પાસે ગયો અન્યાયના પાપ વડે ઉત્પન્ન થયેલા ભયંકર વેદના આપનારા રોગો વડે તે નદરાજાને અહિ પણ પરમાધામીઓએ કરેલી વેદના જેવી વેદના પ્રાપ્ત થઈ ભયકર વેદનાથી પીડાતો નંદ જેમ જેમ આક્રંદ કરતો હતો, તેમ તેમ પ્રજા લોક પણ આનદ અનુભવવા લાગ્યા જાણે અગ્નિમા રધાતો હોય, ચણા માફક રેતીમા ભુજાતો હોય, દાઝતો હોય તેવી વેદના નંદે અનુભવી 'તેવા પ્રકારના પાપી મનવાળાને માટે આ સર્વ અલ્પ જ ગણાય.' આ પૃથ્વી પર મે મારા સુવર્ણના પર્વતો ઉભા કર્યા, તેમ જ બીજા પણ સુવર્ણના ઢગલાઓ સ્થાપન કર્યા છે, હવે તેનો માલિક કોણ થશે ? આ પ્રમાણે મૂર્છા કરતો તૃપ્તિ વગરનો નદરાજા મરીને અત વગરના ભવના દુ:ખને પામ્યો - એ પ્રમાણે નદકથાનક ૧૧૨

લોભની ઈચ્છાવાળા પરિગ્રહ ગ્રહણ કરતા યોગીઓને પણ મૂલવ્રતોને હાનિ પહોચે છે, તે જણાવતાં કહે છે :—

तपःश्रुतपरिवारां, शमसाम्राज्यसंपदम् ।
परिग्रहग्रहग्रस्ताः, त्यजेयुर्योगिनोऽपि हि ॥ ११३ ॥

સામાન્ય માનવીની વાત બાજુ પર રાખીએ, પરતુ જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ રત્નત્રયવાળા યોગીઓ પણ પરિગ્રહના અલ્પ સુખમા લુબ્ધ બને તો પિશાચના વળગાડવાળાની જેમ સ્વાધીન એવી તપ-ચારિત્ર શ્રુતજ્ઞાન-પરિવારવાળી સતોષ-સામ્રાજ્યની સપત્તિનો ત્યાગ કરે છે. મૂલનો ઉચ્છેદ કરી લાભની ઇચ્છા કરે છે ૧૧૩

હવે અસતોષના ફલને દેખાડવા પૂર્વક સતોષના ફળને જણાવે છે :—

असन्तोषवतः सौख्यं, न शक्रस्य न चक्रिणः ।
जन्तोः सन्तोषभाजो, यदभयस्येव जायते ॥ ११४ ॥

અસંતોષવાળા ચક્રવર્તી અને ઇન્દ્રને જે સુખ નથી, તેવા પ્રકારનું સુખ, સંતોષવાળા અભયકુમાર જેવા સંતોષી આત્માને હોય છે સંપ્રદાય–ગમ્ય તે કથાનક કહે છે —

## સંતોષવાળા અભયકુમારની કથા

આ ભરતક્ષેત્રમા કયારા સરખા સુંદર વિશાળ કોટથી શોભાયમાન રાજગૃહ નામનુ નગર છે. ત્યા સમુદ્ર સરખો ગંભીર, સમગ્ર રાજાઓને વશ કરનાર પ્રસેનજિત્ નામનો રાજા હતો. શ્રીપાર્શ્વનાથ જિનેશ્વરના શાસનમા અત્યંત અનુરાગવાળો સમ્યગ્દર્શન અને અણુવ્રતધારી તે પરમશ્રાવક હતો તેને બળ, તેજ અને કાન્તિ વડે દેવકુમાર સરખા શ્રેણિક વગેરે અનેક પુત્રો હતા 'આ સર્વ પુત્રોમા રાજ્ય–યોગ્ય કોણ છે?' તેની પરીક્ષા માટે રાજાએ એક દિવસ એક જગ્યા પર ભોજન માટે ક્ષીર–ભોજનના થાળો આપ્યા કુમારો જ્યારે ભોજન કરવા પ્રવર્ત્યા, ત્યારે બુધ્ધિશાળી રાજાએ વાઘ સરખા મો ફાડેલા કૂતરાઓને છોડી મૂકયા 'શ્વાનો દોડી આવ્યા, એટલે બુદ્ધિ–નિધાન શ્રેણિક સિવાયના તમામ કુમારો એકદમ ઉભા થઈ ગયા અને બહાર નીકળી ગયા શ્રેણિકકુમારે બીજા થાળોમાથી થોડુ થોડુ ક્ષીરભોજન કૂતરાઓને આપ્યુ અને કૂતરાઓ જેટલામા ચાટયા કરે, તેટલામા તેણે પોતે ભોજન કરી લીધું. 'આ કુમાર કોઈ પણ ઉપાયથી શત્રુઓને વશ કરીને આ પૃથ્વી સ્વયં ભોગવશે' તે કારણે રાજા આનંદ પામ્યો રાજાએ ફરી પુત્રોની પરીક્ષા કરવા કોઈ દિવસે સીલબંધ લાડવાના કરંડીયા અને પાણીના ભરેલા માટીના ઘડા આપ્યા અને રાજાએ તેમને કહ્યુ કે, 'આ કરંડીયાનુ ઢાંકણુ કે તેની મુદ્રા (સીલ) તોડ્યા વગર આ લાડવાનુ ભોજન કરો. અને ઘડાનુ ઢાકણુ ખોલ્યા વગર કે છિદ્ર કર્યા વગર પાણી પીઓ' શ્રેણિક વગર તેમાથી કોઈ પણ ખાઈ કે પી શકયા નહિં. 'ગમે તેવા બળવાળા હોય તો પણ બુદ્ધિથી કરી શકાય તેવા કાર્યમા શુ કરી શકે?' હવે શ્રેણિકે કરંડીયો ખંખેરી ખંખેરીને લાડવાનો ભૂકો સળીના પોલાણમાથી બહાર ખરી પડે તેને એકઠો કરી ભોજન કર્યું અને પાણીના ઘડા નીચે પાણીના બિંદુઓ ટપકતા હતા, તેને ચાદીની છીપ વડે ઝીલી લીધા એમ કરીને તેણે પાણી પણ પીધુ 'સુબુદ્ધિશાળીઓની બુદ્ધિને દુઃસાધ્ય શુ હોય?' તે દેખીને ખુશ થએલા રાજાએ એક દિવસે મહેલમા આગ લાગી ત્યારે પુત્રોને કહ્યુ કે, 'મારા મહેલમાંથી જેના હાથમા જે આવે તે લઈ જાવ અને તેની માલિકી લઈ જનાર પુત્રોની' ત્યારે દરેક પુત્રો રત્નોને ગ્રહણ કરીને બહાર નીકળી ગયા અને શ્રેણિક તો ભંભાને લઈને ત્વરાથી બહાર નીકળ્યો શ્રેણિકને રાજાએ પૂછ્યુ, 'આ શુ ખેંચી લાવ્યો? ત્યારે શ્રેણિકે કહ્યુ કે, 'રાજાઓના જયનુ પ્રથમ ચિહ્ન આ ભંભા છે, આના શબ્દથી રાજાઓની વિજયયાત્રા સફળ થાય છે, માટે હે સ્વામિ! રાજાઓએ પોતાના આત્માની માફક આ ભંભાનુ રક્ષણ કરવુ જોઈએ' પરીક્ષામા પાર પામવાથી તેની બુદ્ધિ માટે ખાત્રી થવાથી પ્રીતિ પામેલા રાજાએ તેનુ બીજુ નામ 'ભંભાસાર' પાડ્યુ પોતાને રાજ્યયોગ્ય માનનારા બીજા પુત્રો રખે આને રાજ્યયોગ્ય જાણી જાય, આ કારણે રાજા શ્રેણિક તરફ બહારથી અવજ્ઞા બતાવતો હતો બીજા કુમારોને જુદા જુદા દેશો રાજાએ આપ્યા, પણ 'ભવિષ્યકાળમા આ રાજ્ય એનુ થાવ' એમ વિચારી શ્રેણિકને કંઈ પણ ન આપ્યું.

ત્યાર પછી અરણ્યમાથી જેમ યુવાન હાથી–બાળક તેમ અભિમાની શ્રેણિક પોતાના નગરથી નીકળીને તરત વેણાતટ નામના નગરમા ગયો. ત્યા પ્રવેશ કરતાં જ ભદ્ર નામના શેઠની દુકાને સાક્ષાત્ લાભોદય કર્મ હોય તેમ આવીને બેસી ગયો. તે વખતે

તે નગરમા કોઈ મોટો મહોત્સવ પ્રવર્તતો હોવાથી નગરલોકો નવીન ઉત્તમ વસ્ત્રો, અંગરાગના સુગંધી પદાર્થો આદિ ખરીદ કરવામા વ્યાકુળ બન્યા હતા ઘણા ગ્રાહકો આવવાથી તે વખતે શેઠ વ્યાકુળ બની ગયા એટલે કુમાર પણ તેને પડીકા વગેરે બાધી બાધીને ઝડપી સહાય કરવા લાગ્યો કુમારના પ્રભાવથી શેઠે ઘણુ દ્રવ્ય ઉપાર્જન કર્યું. 'ખરેખર પુણ્યશાળી પુરુષોને પરદેશમા પણ સંપત્તિઓ સાથે જ ચાલનારી થાય છે' શેઠે શ્રેણિકને પૂછ્યું કે, 'આપ આજે કયા પુણ્યવંત ભાગ્યશાળીના અતિથિ છો?' ત્યારે તેણે 'આપના જ' એમ ઉત્તર આપ્યો શેઠે મનમા વિચાર્યું કે, આજ રાત્રે સ્વપ્નમા મે નંદાયોગ્ય વર દેખ્યો, તે જ સાક્ષાત્ આ છે. તેણે કહ્યું કે, 'તમે મારા પરોણા થયા, તેથી હું ધન્ય બન્યો. આ તો આળસુને ત્યા ગંગાનો સમાગમ થયા જેવું થયુ' દુકાન બંધ કરીને તેને ઘરે લઈ જઈને શેઠે સ્નાન કરાવી, કપડાં પહેરાવી, ગૌરવ-પૂર્વક ભોજન કરાવ્યું એ પ્રમાણે તેને ત્યાં રહેતા કુમારને કોઈ દિવસે શેઠે યાચના કરી કે, નંદા નામની મારી આ કન્યા સાથે તમે લગ્ન કરો શ્રેણિકે તેને કહ્યુ કે, અજ્ઞાત કુલવાળા મને તમે પુત્રી કેમ આપો છો? ત્યારે શેઠે કહ્યુ કે, 'તમારા ગુણોથી કુલ જણાઈ ગયુ છે' ત્યાર પછી તેના આગ્રહથી હરિએ જેમ સમુદ્રની પુત્રી (લક્ષ્મી) સાથે તેમ શ્રેણિકે ધવલ-મંગળ પૂર્વક તે કન્યા સાથે લગ્ન કર્યાં તે પ્રિયા સાથે વિવિધ ભોગો ભોગવતો શ્રેણિક વૃક્ષઘટામા જેમ હાથી તેમ ત્યા રહ્યો પ્રસેનજિત્ રાજાએ શ્રેણિકની તે હકીકત તરત જાણી લીધી કારણ કે રાજાઓ દૂતોના લોચનો વડે હજાર આંખવાળા હોય છે પ્રસેનજિત્ રાજાને ઉગ્ર રોગ ઉત્પન્ન થયો, પોતાનો અંત-સમય નજીક જાણીને પુત્ર શ્રેણિકને લાવવા માટે ઉતાવળા ઊંટવાળાને આજ્ઞા કરી ઊંટવાળાઓએ ત્યા પહોચી પિતાની છેલ્લી માદગીના સમાચાર આપ્યા, એટલે સ્નેહવાળી નંદાને સમજાવી ત્યાથી શ્રેણિકે પ્રયાણ કર્યું 'અમે સફેદ ભીંતવાળા રાજગૃહ નગરના ગોપાલ છીએ' એમ બોલાવવા માટેના મંત્રાક્ષરો અર્પણ કર્યા રખે પિતાજીને રોગની પીડામાથી વળી મારી ગેરહાજરીથી પીડા ન થાય, તે કારણે ઉતાવળથી ઊંટડી પર બેસી રાજગૃહ નગર પહોચી ગયો રાજા તેને દેખી ખુશી થયો અને હર્ષાશ્રુ સાથે સુવર્ણકલશના નિર્મળ જળથી તેનો રાજ્યાભિષેક કર્યો પછી પ્રસેનજિત્ રાજા પણ શ્રીપાર્શ્વનાથ ભગવંતનું અને પંચપરમેષ્ઠિ નમસ્કારનું સ્મરણ કરતા ચાર શરણ સ્વીકારતા સમાધિ-મરણ પામી દેવલોકે ગયા.

ત્યાર પછી શ્રેણિકે પણ સમસ્ત રાજ્યનો ભાર ધારણ કર્યો, તેણે પીયરમા મૂકેલી ગર્ભિણી નંદા પણ દુર્વહ ગર્ભને ધારણ કરતી હતી તે દરમ્યાન તેને એવા દોહલા ઉત્પન્ન થયા કે, 'હું હાથી પર બેસી મહાવિભૂતિથી પ્રાણીઓને અભયદાન આપનારી અને ઉપકાર કરનારી થાઉ' તેના પિતાએ રાજાને વિનંતિ કરી તેના દોહદો પૂર્ણ કર્યા અને પૂર્વદિશા જેમ સૂર્યને તેમ તેણે પૂર્ણ સમયે બાળકને જન્મ આપ્યો શુભ દિવસે તેના દોહલાના અનુસારે માતાના પિતાએ 'અભયકુમાર' એવું નામ પાડ્યુ અનુક્રમે મોટો થયો એટલે નિર્દોષ વિદ્યાઓ ભણ્યો અને આઠ વરસની વયમા બોત્તેર કળાઓમા પ્રવીણ બન્યો સરખી વયવાળા સાથે રમત રમતા તેને કોઈએ કોપથી તિરસ્કારતા કહ્યુ કે, જેનો પિતા જણાતો નથી, એવો તું મને શું કહે છે? ત્યારે અભયકુમારે તેને કહ્યું કે, મારા પિતા ભદ્ર છે, ત્યારે પેલાએ પ્રત્યુત્તરમા જણાવ્યુ કે.

તે તો તારી માતાના પિતા છે ત્યાર પછી અભયે નંદાને પૂછ્યું, ત્યારે તેણે આ ભદ્રશેઠ તારા પિતા છે, એમ નંદાએ કહ્યું ત્યારે 'ભદ્ર તો તારા પિતા છે, મારા પિતા હોય તે કહે.' આ પ્રમાણે પુત્રે કહેવાએલી નંદાએ ઉદાસીન થઈ કહ્યુ કે, દેશાન્તરમાથી આવેલા કોઈક સાથે મારા લગ્ન કર્યા અને તું ગર્ભમા હતો, ત્યારે કેટલાક ઊંટવાળાએ આવી એકાંતમા કાઈક કહ્યુ, તેની સાથે જ ક્યાક ગયા અત્યાર સુધી મને ખબર નથી કે તે કોણ અને ક્યાના હતા? અભયે પૂછ્યુ કે, જતા જતા તને કંઈ પણ કહ્યું હતું ખરું? ત્યારે આ અક્ષરો મને લખીને આપી ગયા છે એમ કહીને પત્ર બતાવ્યો તે પત્રાક્ષરો વિચારીને ખુશ થએલા અભયે કહ્યુ કે, 'મારા પિતા તો રાજગૃહમા રાજા છે, હવે તો આપણે ત્યા જઈશું' ભદ્ર શેઠને પૂછીને કેટલીક સામગ્રી સાથે નંદાનો પુત્ર નંદા સાથે રાજગૃહ નગરે ગયો પરિવાર સાથે માતાને નગર બહાર ઉદ્યાનમા મૂકીને પોતે અલ્પપરિવાર સાથે નગરમા પ્રવેશ કર્યો

આ બાજુ તે સમયે શ્રેણિક રાજાએ ચારસો નવાણું મંત્રીઓ એકઠા કર્યા હતા રાજા પાચસોની સંખ્યા પૂર્ણ કરવા માટે લોકોમા કોઈક ઉત્કૃષ્ટ પુરુષની શોધ કરતા હતા એટલે તેની પરીક્ષા કરવા માટે મૂકાએલા ખાલી કૂવામા પોતાની મુદ્રિકા નાખી રાજાએ એવો આદેશ કર્યો કે, કિનારા પર રહેલો જે કોઈ આ મુદ્રિકાને હાથથી ગ્રહણ કરે, તો તેના બુદ્ધિ–કૌશલ્યે આ માગ મંત્રીઓની સર્વોપરિતા ખરીદ કરી લીધી સમજવી તેઓ કહેવા લાગ્યા કે, અમાગ સરખા માટે આ અશક્ય અનુષ્ઠાન ગણાય જે કોઈ તારાને હાથથી ખેંચે, તે જ આ મુદ્રિકાને પણ ગ્રહણ કરી શકે તે સમયે ત્યાં આગળ હસતો હસતો અભયકુમાર પણ પ્રાપ્ત થયો અને કહ્યું કે, 'શુ આ ગ્રહણ કરી શકાતી નથી? શું આ પણ દુષ્કર છે?' તેને દેખીને લોકોએ વિચાર્યું કે, આ કોઈ અતિશયવાળી બુદ્ધિનો સ્વામી છે સમય આવે ત્યારે મનુષ્યનો મુખરાગ પણ પરાક્રમ જણાવનાર થાય છે તેઓએ કહ્યું કે. 'હે મહાભાગ્યશાળી! કહેલી શરત પ્રમાણે તમે મુદ્રિકા ગ્રહણ કરો અને આ મુદ્રિકા ખેંચવાની શરત પ્રમાણે સર્વમંત્રીઓને વિષે અગ્રેસરતા સ્વીકારો' ત્યાર પછી અભયકુમારે કૂવાના મધ્યભાગમા રહેલી મુદ્રિકા ઉપર કાઠા પર ઉભા રહીને લીલુ ગાયનું છાણ જોરથી ફેંક્યું, તરત જ તેના ઉપર સળગતો ઘાસનો પૂળો નાખ્યો, અને તે બુદ્ધિશાળીએ તે છાણને સૂકાવી નાખ્યુ નંદાના પુત્રે તરત પાણીની નીક કરાવી અને પાણીથી કૂવો ભરી દીધો તે દેખી લોકો વિસ્મય પામ્યા અને વીંટી સાથે છાણું ઉપર તરતું આવી ગયુ એટલે શ્રેણિકપુત્ર અભયે તરત જ હાથથી તે મુદ્રિકાવાળુ છાણુ પકડી લીધુ 'બુદ્ધિશાળીઓ સુંદર ઉપાયની યોજના કરે, તો તેમને કંઈ પણ દુષ્કર નથી' આ સર્વ હકીકત કોટવાળ વગેરેએ જઈને રાજાને જણાવી, એટલે વિસ્મય પામેલા તેણે અભયકુમારને પોતાની પાસે બોલાવ્યો પુત્ર સરખા સ્નેહથી શ્રેણિકે અભયને આલિંગન કર્યું 'સંબંધ ન જાણવા છતા પણ સગપણવાળાને દેખીને મન પ્રફુલ્લિત થાય છે.' શ્રેણિક રાજાએ પૂછ્યુ કે. 'તું ક્યાથી આવ્યો છે? એટલે અભયે કહ્યું કે, 'હુ વેણાતટથી આવ્યો છુ' રાજાએ પૂછ્યુ, 'હે ભદ્રમુખ! ત્યા ભદ્ર નામના પ્રસિદ્ધ શેઠ છે, તેને નંદા નામની પુત્રી છે. તેઓ મજામા છે?' 'હા મજામા છે' એમ કહ્યા પછી ફરી પણ રાજાએ પૂછ્યું કે, નંદા ગર્ભવાળી હતી, તેને શુ જન્મ્યુ હતું? એટલે મનોહર દંતકિરણની શ્રેણિવાળા શ્રેણિક-પુત્રે એમ કહ્યુ કે, 'હે દેવ! અભય નામના પુત્રને તેણે જન્મ આપ્યો. રાજાએ પૂછ્યું કે, તે કેવા

રૂપ અને ગુણવાળો છે ?" અભયે કહ્યુ કે, 'તમે એમ જ માની લો કે તે જ હું છુ ' એટલે તેને આલિંગન કરી ખોળામા બેસાડી મસ્તક સૂંઘીને સ્નેહથી જાણે નવરાવતો હોય તેમ હર્ષના નેત્રજળથી તેને સિંચ્યો તારી માતાને કુશળ છે ને ? એ પ્રમાણે રાજાએ પૂછતા બે હાથની અંજલિ કરવા પૂર્વક અભયે વિનંતિ કરી કે, 'હે સ્વામી ! ભમરીની જેમ આપના ચરણકમળના સંગનું વારંવાર સ્મરણ કરતી દીર્ઘાયુષ્યવાળી મારી માતા અત્યારે બહારના ઉદ્યાનમા જ વર્તે છે ત્યાર પછી તેને લાવવા માટે અતિ આનંદથી રોમાંચિત થએલા રાજાએ સર્વ સામગ્રીની સજાવટ કરી, અભયને આગળ કરીને પોતે પણ અતિ ઉત્કંઠિત માનસવાળો બની રાજહંસ જેમ કમલિની પ્રત્યે તેમ રાજા નંદા સામે ગયો ઢીલા પડેલા વલયવાળી, કપાળ પર લટકતા કેશવાળી. નેત્રમા અંજન આંજ્યા વગરની. અંબોડાવાળી, મલિન વસ્ત્ર પહેરેલી, બીજના ચંદ્રની કળા સરખી, શરીરની દુર્બળતાને ધારણ કરતી ઉદ્યાનમા વાસ કરતી નંદાને જોતા રાજા આનંદ પામ્યો. નંદાને આનંદ કરાવી રાજા પોતાને મહેલે લઈ ગયો અને રઘુનંદન રામે જેમ સીતાને તેમ તેને પટ્ટરાણી પદે સ્થાપન કરી પિતા વિષે ભક્તિવાળા અને તેમની આગળ પોતાને પદાતિ-પરમાણું સમાન માનતા અભયે દુઃખે કરી સાધી શકાય તેવા રાજાઓને પણ વશ કરી તાબે કર્યા

કોઈક સમયે ઉજ્જયિની નગરીથી ચંડપ્રદ્યોત રાજા સર્વ સામગ્રી સાથે રાજગૃહ નગરને ઘેરો ઘાલવા ચાલ્યો. પરમાધાર્મિક સરખા ચૌદ મુગુટબદ્ધ બીજા રાજાઓ સાથે પ્રદ્યોત રાજાને આવતો લોકોએ જોયો ચાલતા દોડતા અશ્વો જાણે પૃથ્વીને ચીરતા હોય તેમ આવતા પ્રદ્યોતને ચર-પુરુષો દ્વારા શ્રેણિકે સાભળ્યો, ત્યારે તે કંઈક વિચારમા પડ્યો કે ક્રૂરગ્રહ માફક ક્રોધ પામેલા અને સામા આવતા આ રાજાને બોખરો કેવી રીતે કરવો ? ત્યાર પછી ઔત્પાતિકી આદિ બુદ્ધિના સમુદ્ર સરખા અભયકુમારના મુખ તરફ અમૃત સરખી મીઠી નજરથી જોયું, એટલે યથાર્થ નામવાળા અભયે રાજાને વિનંતિ કરી કે, 'ઉજ્જયિનીનો સ્વામી આજે મારો યુદ્ધનો પરોણો થાય, એમા આટલી ચિંતા કેમ ? બુધ્ધિસાધ્ય કાર્યમા શસ્ત્ર–અસ્ત્રની કથા કરવી નકામી છે ' 'બુદ્ધિબળનો જ હું પ્રયોગ કરીશ,' તે બુધ્ધિ જય આપવામા કામધેનુ છે.' પછી તેણે નગર બહાર શત્રુ–સૈન્યના પડાવની ભૂમિમા લોઢાના ડાબડાની અંદર સુવર્ણ–મહોરો દટાવી સમુદ્ર–જળ જેમ ગોળાકાર ભૂમિને તેમ પ્રદ્યોતરાજાના સૈન્યે રાજગૃહ નગરને ઘેરી લીધુ પછી અભયે પ્રદ્યોતરાજાને મીઠું બોલનાર ગુપ્ત જાસુસો દ્વારા આ પ્રમાણે લેખ મોકલાવ્યો કે, લખીને 'શિવાદેવી અને ચેલ્લણાની વચ્ચે મને લગાર પણ જુદાઈ નથી, તેથી શિવાદેવીના સંબંધથી તમે મને હંમેશા માન્ય જ છો, તો હે અવન્તિનરેશ ! હું તમને એકાંત હિતબુદ્ધિથી સલાહ આપુ છું કે, ' આ શ્રેણિક રાજાએ તમારા સર્વ રાજાઓને ભેદી નાખ્યા છે તેઓને પોતાને તાબે કરવા માટે સોનામહોરો મોકલી છે, તે સ્વીકારી તમને બાંધીને મારા પિતાને તેઓ અર્પણ કરશે તેની ખાત્રી માટે તમને જણાવુ છું કે તેમના માટે તેમના આવાસ–સ્થળની નીચે સોનામહોરો દાટેલી છે, માટે ખોદાવીને તપાસ કરજો.' દીવો હાજર હોય, પછી અગ્નિથી કોણ દેખે ?' આ જાણીને એક રાજાના પડાવ નીચે ખોદાવ્યું, તો તે પ્રમાણે સોનામહોરો મળી ગઈ, તે દેખી તે એકદમ પલાયન થયો તે નાસી ગયો, એટલે સમગ્ર સમુદ્રને જેમ વલોવે તેમ તેના સમગ્ર સૈન્યને ચારે બાજુથી ઘેરી લઈ તેના સારભૂત હાથી, અશ્વો વગેરે શ્રેણિકે કબજે કર્યા નાક પર આવી ગયેલા જીવવાળો પ્રદ્યોતરાજા વાયુવેગવાળા અશ્વથી કોઈ પ્રકારે પોતાની નગરીએ પહોચી ગયો

જે ચૌદ રાજાઓ હતા, તેમ જ જે બીજા મહારથીઓ હતા, તેઓ પણ કાગડાની માફક નાસી ગયા કારણ કે ‘ નાયક વગરનું સૈન્ય હણાયેલુ જ છે ’ વીખરાએલા ઉડતા કેશવાળા, છત્ર વગરના મસ્તકવાળા, તે રાજાઓ પ્રદ્યોતરાજાની પાછળ ઉજ્જાયિની નગરીએ પહોચ્યા ‘ આ તો બધા અભયના કારસ્થાનો છે, અમે એમ કરનારા નથી ’ એમ કહી તેઓએ સોગનપૂર્વક પ્રદ્યોતરાજાને વિશ્વાસ કરાવ્યો

કોઈક સમયે અવ તિનરેશે સભામા ક્રોધ કરતા કહ્યુ કે, ‘ જે અભયને બાધી મને અર્પણ કરે, તેને ઈચ્છા પ્રમાણે ધન આપીશ ’ કોઇ એક ગણિકાએ પતાકા સરખો હાથ ઉચો કરીને પ્રદ્યોતને વિન તિ કરી કે, ‘ આ કાર્ય કરવામા હુ સમર્થ છું ’ રાજાએ તે કાર્યની તેને અનુમતિ આપી કે આ કાર્ય તું કર અને આમા ધન વગેરે જે સહાયની જરૂર હોય તે કહે તેણે વિચાર કર્યો કે, અભય બીજા ઉપાયોથી પકડી શકાય તેમ નથી, માટે ધર્મના પ્રપ ચથી મારા કાર્યની સિદ્ધિ કરુ ત્યાર પછી તે ગણિકાએ બીજી વયવાળી બે પ્રૌઢ સ્ત્રીઓની માગણી કરી. તે તથા પુષ્કળ દ્રવ્ય પણ રાજાએ આપ્યુ હ મેશા સ યત સાધ્વીઓની ઉપાસના કરતા કરતા આદરવાળી, ઉત્કટ બુદ્ધિવાળી ત્રણે સ્ત્રીઓ બહુશ્રુતવાળી બની ગઈ ત્રણ જગતને ઠગવા માટે માયાની જાણે મૂર્તિઓ હોય તેવી તે ત્રણે સ્ત્રીઓ શ્રેણિકથી અલ કૃત રાજગૃહ નગરમાં આવી નગર બહાર ઉદ્યાનમા તેઓએ પડાવ નાખ્યો અને ગણિકા–શિરોમણિ ચૈત્ય–પરિપાટી કરવાની ઇચ્છાથી નગરમા ગઇ રાજાના કરાવેલા ચૈત્યમા અતિશય વિભૂતિ–પૂર્વક તેણે તે બ નેની સાથે ત્રણ ‘ નિસહી ’ કહેવા પૂર્વક પ્રવેશ કર્યો પ્રભુની પૂજા કરીને તેણે માલવકૈશિકી મુખ્ય ભાષામા મધુર વાણીથી દેવવ દન કરવાનુ શરૂ કર્યું તે સમયે ત્યા અભયકુમાર પણ પ્રભુની પૂજા કરવાની અભિલાષાથી ગયો, ત્યારે એ ત્રણેને આગળ દેવવ દન કરતા દેખ્યા એટલે જો હુ અ દર પ્રવેશ કરીશ, તો તેમને દેવદર્શનમાં અ તરાય થશે, એમ ધારીને અભયે ર ગમ ડપમા પ્રવેશ ન કર્યો અને દ્વારમા જ ઉભો રહ્યો મુક્તાશુક્તિ મુદ્રાથી પ્રણિધાન સ્તુતિ કરીને જ્યારે તે ઉભી થઈ પછી અભય પણ તેની સામે આવ્યો તેની તેવા પ્રકારની ભાવના અને શાતવેષ દેખીને અભયે પણ જોરથી પ્રશ સા કરતા આન દપૂર્વક તેમને કહ્યુ, ‘ હે ભદ્રે ! ભાગ્યયોગે આજે તમારા સરખા સાધર્મિકોનો સમાગમ થયો આ સ સારમા વિવેકી આત્માઓને સાધર્મિકથી અધિક બીજો પ્રેમ તે દેખી નથી. તમો કોણ છો ? કેમ આવ્યા છો ? તમારી વાસભૂમિ કઈ ? સ્વાતિ અને જેમ અભયે નક્ષત્રથી જેમ ચ દ્રલેખા તેમ જે બ નેથી તમો શોભી રહ્યા છો, તે આ સાથેના બે કોણ છે, તે '' તે બનાવટી શ્રાવિકાએ કહ્યુ. ‘હું અવ તિવાસી એક મોટા શેઠની વિધવા પત્ની છું, એટલે પુત્રોના મરણથી નિરાધાર બનેલી ભાગેલા વૃક્ષની છાયા વગરની લતા સરખી આ બે શ્રેણિકે વિધવા પુત્રવધૂઓ છે વિધવા થયા પછી વ્રત લેવાની ઇચ્છાવાળી તે બ નેએ મારી રજા માગી,’ કારણ કે ‘વિધવા સતી સ્ત્રીઓને દીક્ષા જ શરણ છે’ મે પણ કહ્યું કે. ‘હું નિર્વીરા બની છું, તો પણ ગૃહસ્થપણાના ફળરૂપ વ્રત અ ગીકાર કરીશ, પર તુ ‘ તીર્થયાત્રા કરીને પછી વ્રત ગ્રહણ કરો.’ વ્રતમા તો ભાવ–પૂજા જ કરી શકાય, પર તુ દ્રવ્યપૂજા દીક્ષામા ન હોય, તેથી બ ને સાથે હું તીર્થયાત્રાએ નીકળી છું’ આ હકીકત સાંભળી અભયે કહ્યું કે, ‘ આજે તમે અમારાં મહેમાન થાઓ, સાધર્મિક તીર્થયાત્રા કરનારની પરોણાગતિ તે તીર્થથી પણ વધારે પવિત્ર કરનારી છે.’ તેણે પણ અભયકુમારને પ્રત્યુત્તર આપ્યો કે, ‘આપે યોગ્ય વાત કરી, પર તુ આજે તીર્થમાં

ઉપવાસ કરેલો હોવાથી હું અતિથિ કેવી રીતે બની શકું? તેની ધર્મભાવનાથી ખુશ થએલા અભયે ફરીથી કહ્યુ કે, 'તો આવતી કાલે પ્રાતઃકાળમાં મારા ઘરે તમારે જરૂર આવવું ?' તેણે પણ કહ્યું કે, 'એક ક્ષણમા પણ જ્યા જન્મ પૂરો થઈ જાય છે, એવી સ્થિતિમાં 'હું સવારે આ કરીશ' એમ બુદ્ધિશાળી કેવી રીતે બોલી શકે ?' 'અત્યારે આ વાત ઠીક છે, ફરી આવતીકાલ માટે નિમત્રણ કરું છું.' એમ રજા આપી પોતે ચૈત્યને વંદન કરી ઘરે ગયો તેને નિમંત્રીને અભયે સવારે ગૃહચૈત્યોને વંદન કરાવી, ભોજનોથી અને વસ્ત્રદાનાદિથી ભક્તિ કરી. તેઓએ પણ એક દિવસ અભયને નિમંત્ર્યો વિશ્વાસી બની તે એકલો ગયો સાધર્મિકના આગ્રહથી તેવાઓ શુ ન કરે ? તેણે પણ વિવિધ પ્રકારના ભોજનોથી ભોજન કરાવ્યુ અને ચદ્રહાસ મદિરા–મિશ્રિત, જળપાન કરાવ્યું ભોજન કરીને ઉઠ્યા પછી અભય તરત ઊંઘી ગયા, કારણ કે મદ્યપાનની પ્રથમ સહચરી નિદ્રા હોય છે આગળથી કરેલી વ્યવસ્થા પ્રમાણે સ્થાને સ્થાને સ્થાપેલા રથો વડે ન જાણી શકાય તેવા કપટના ઘર સરખી ગણિકાએ અભયને અવંતી પહોચાડ્યો ત્યાર પછી અભયને ખોળવા માટે શ્રેણિકે માણસો મોકલ્યા દરેક સ્થાને તપાસ કરતા કરતા ખોળનારાઓ ત્યા પણ આવ્યા. અભય અહિ આવ્યો છે? એમ પૂછતા ગણિકાએ જણાવ્યુ કે, હા આવ્યા તો હતા, પણ તરત જ ગયા તેના વચનમા વિશ્વાસ રાખી ખોળનારા બીજે સ્થળે ગયા અને તેના માટે પણ સ્થાને સ્થાને સ્થાપન કરેલા અશ્વો પર બેસી તે પણ અવતી પહોચી ગઈ ત્યાર પછી પ્રચડ કપટ ચતુરાઈવાળી તેણે પણ અભયને ચંડપ્રદ્યોતને અર્પણ કર્યો અને કેવી રીતે લાવી, તેનુ સ્વરૂપ પણ જણાવ્યુ ચંડપ્રદ્યોતે તેને કહ્યુ કે, 'ધર્મના વિશ્વાસવાળા આને ધર્મનું કપટ કરીને લાવી, તે કામ ઠીક ન કર્યું' 'સ્રસ્તિર કથા કહેનાર પોપટને બિલાડી જેમ પકડે, તેમ નીત જાણનાર એવા પણ તને આણે પકડ્યો છે' એમ તેણે અભયને કહ્યુ અભયે પણ કહ્યું કે, 'તમે પણ ખરેખર બુદ્ધિવાળા જ છો કે, આવા પ્રકારની બુદ્ધિથી રાજધર્મ પ્રવર્તાવો છો.' લજ્જા અને કોપ પામેલા તે ચડપ્રદ્યોતે જેમ રાજહસને, તેમ અભયને કાષ્ઠ–પજરમા પૂર્યો

ચડપ્રદ્યોત રાજાને પોતાના રાજ્યમા અગ્નિભીરુ રથ, શિવાદેવી, નલગિરિ હાથી, લોહજઘ લેખવાહક રત્નો હતા. લોહજંઘને વારવાર રાજા ભૃગુકચ્છ મોકલતો હતો તે આવે અને જાય તેમા નવા નવા હુકમો લાવે તેથી ત્યાના લોકોએ કંટાળીને એવી મત્રણા કરી કે આ લેખવાહક એક દિવસમા પચીશ યોજન મુસાફરી કરે છે અને વારંવાર આપણને હેરાન–પરેશાન કરે છે, માટે હવે તેને હણી નાખીએ ત્યાર પછી તેઓએ એવો વિચાર કરીને તેના માર્ગના ખાવાના ભોજનમા( ભાતામા ) ઝેર મિશ્રિત લાડુઓ આપ્યા, અને તેની પાસેનુ શંબલ અને બીજું પણ સર્વ હરાવી લીધુ હવે તે લોહજઘ લેખવાહક કેટલોક માર્ગ કાપીને એક નદી કિનારે ભાતું ખાવા માટે બેઠો, પણ તે સમયે અપશકુન થયા શકુન સમજનાર તે ત્યાથી બીજે દૂર ગયો અને ભૂખ્યો થએલો હોવાથી ખાવાની ઈચ્છાવાળાને ફરી પણ શકુન એટલે પક્ષીઓએ રોકયો વળી દૂર જઈને ખાવાની ઈચ્છાવાળાને પણ પાછો શકુનોએ રોકયો ત્યાર પછી ચંડપ્રદ્યોત પાસે પહોચી સર્વ હકીકત નિવેદન કરી તે પછી રાજાએ અભયકુમારને બોલાવી પૂછ્યુ, એટલે થેલીમા રહેલ ભોજનને સૂઘીને બુદ્ધિશાળીએ આ પ્રમાણે કહ્યુ કે, આમા અમુક દ્રવ્યોના સયોગથી ઉત્પન્ન થએલ દૃષ્ટિવિષ સર્પ છે, જો આ ચામડાની થેલી ઉઘાડે તો નક્કી જ બળીને ભસ્મ થઈ જાય. ત્યાર પછી અભયકુમારના કહેવા પ્રમાણે અવળું મુખ રાખી તેને જગલમા છોડી દીધો એટલે તરત ત્યા રહેલા વૃક્ષો બળી ભસ્મ થઈ

એક દિવસ શ્રેણિકે તેને કહ્યું, હે વત્સ! હવે આ રાજ્ય તુ ગ્રહણ કર, જેથી હુ હમેશા શ્રીવીર ભગવતની સેવા કરુ ’ પિતાની આજ્ઞાના ભંગ અને સંસાર બંનેના ભીરુ એવા અભયે કહ્યુ કે, આપે આજ્ઞા સુદર કરી છે, પરતુ થોડો સમય રોકાઈ જાવ. આ બાજુ વીર ભગવંત ઉદાયન રાજાને દીક્ષા આપીને મરુભૂમિથી રાજગૃહમા આવી સમવસર્યા ત્યા જઈને અભયે નમસ્કાર કરી ચરમ જિનેશ્વરને પૂછ્યુ કે, છેલ્લા રાજર્ષિ કોણ? તેના ઉત્તરમા પ્રભુએ ‘ઉદાયન’ને છેલ્લા રાજર્ષિ જણાવ્યા તરત શ્રેણિક પાસે જઈને કહ્યું કે, જો હુ રાજા થાઉ તો ઋષિ ન થાઉ, કારણ કે શ્રીવીર ભગવતે છેલ્લા રાજર્ષિ તો ઉદાયનને જણાવેલ છે વળી શ્રીવીર ભગવત સરખા સ્વામીને પ્રાપ્ત કરીને તમારા સરખાના પુત્ર થઈને જો હુ ભવદુઃખનો છેદ ન કરુ, તો પછી મારા જેવો બીજો અધમ કોણ? હે પિતાજી! હું નામથી અભય છું, પરતુ હવે ભવથી અત્યત ભયવાળો બન્યો છું, માટે મને રજા આપો, જેથી ભુવનને અભય આપનાર એવા વીર ભગવંતનો આશ્રય કરું અભિમાન-સુખના કારણભૂત એવા રાજ્યથી મને સર્યું. કારણ કે મહર્ષિઓ સંતોષસારવાળા હોય, તેને જ સુખ કહે છે આગ્રહથી ગ્રહણ કરાવે છે, તો પણ જ્યારે તેણે રાજ્ય ન ગ્રહણ કર્યું, ત્યારે શ્રેણિકે હર્ષથી દીક્ષા લેવાની અનુમતિ આપી. તણખલા માફક રાજ્યનો ત્યાગ કરી સતોષ–સુખને ભજનારા તેણે ચરમ તીર્થંકર મહાવીર પરમાત્માના ચરણ–કમળમા દીક્ષા અગીકાર કરી સુખ આપનાર સતોષને ધારણ કરનાર અભય મૃત્યુ પામી સર્વાર્થસિદ્ધ નામના દેવલોકમા ગયા આ પ્રમાણે સતોષ–સુખનુ અવલંબન કરનાર બીજો મનુષ્ય પણ તેવા ઉત્તરોત્તર સુખની પ્રાપ્તિ કરે છે એ પ્રમાણે અભયકુમાર રાજર્ષિની કથા ૧૧૪

ચાલુ અધિકારવાળા સતોષની જ સ્તુતિ કરે છે—

**सन्निधौ निधयस्तस्य, कामगव्यनुगामिनी ।**

**अमराः किङ्करायन्ते, सन्तोषो यस्य भूषणम् ॥११५॥**

જેનુ હૃદય–કમલ સતોષ આભૂષણથી અલકૃત હોય, એને મહાપદ્માદિક નવ નિધિઓ સાનિધ્ય કરે છે, કામધેનુ ગાય અનુસરનારી થાય છે, દેવો પણ સેવક માફક હાજરાહજુર સેવામા ખડે પગે ઉભા રહે છે તે આ પ્રમાણે — સતોષવાળા મુનિઓ શમના પ્રભાવથી તણખલાના અગ્રભાગથી પણ રત્નઢગલાને વરસાવે છે, ઈચ્છા પ્રમાણે ફળ આપનાર થાય છે અને દેવતાઓ પણ તેની ‘હુ પ્રથમ સેવા કરુ, હુ પ્રથમ સેવા કરુ, એવી હરીફાઈ કરે છે આ વિષયમા કંઈ શંકા નથી

આ વિષયને લગતા શ્લોકો કહે છે—

ધન, ધાન્ય, સુવર્ણ, રૂપુ, બીજી ધાતુઓ, ખેતર, મકાન, બે પગવાળા મનુષ્યો અને ચાર પગવાળા પશુ એમ નવ પ્રકારનો બાહ્ય પરિગ્રહ હોય છે રાગ, દ્વેષ, ચાર કષાયો, શોક, હાસ્ય, રતિ, અરતિ, ભય, જુગુપ્સા, વેદ અને મિથ્યાત્વ એમ ચઉદ અભ્યતર પરિગ્રહ કહેલા છે. વરસાદ. ઉદર, હડકાયા કૂતરા, ઝેરથી થએલા ઉપદ્રવોની માફક બાહ્ય પરિગ્રહથી ઘણેભાગે અભ્યંતર કષાયો કોપાયમાન થાય છે જેના મૂળ ઊંડા ગયા હોય અને સ્થિર બની ગયા હોય, એવા વૈરાગ્ય આદિ મહાવૃક્ષોને પણ પરિગ્રહરૂપી મહાવાયુ મૂળમાથી ઉખેડી નાખે છે પરિગ્રહ ઉપર બેસીને જે મોક્ષની અભિલાષા રાખે છે, ખરેખર લોહના નાવમા બેસી સમુદ્ર તરવાની

અભિલાષા કરે છે. ઇન્ધણાથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ પુરુષોને ધર્મના ધ્વંસ કરવાના કારણો પણ બાહ્ય પરિગ્રહોથી ઉત્પન્ન થાય છે. જે નિર્બળ મનુષ્ય બાહ્ય એવા સંગોને પણ નિયંત્રણ કરવા સમર્થ બની શકતો નથી, તે બિચારો આ અભ્યંતર પરિગ્રહ–સેનાને કેવી રીતે જિતી શકશે? પરિગ્રહ એ અવિદ્યાઓને ક્રીડા કરવા માટે ઉદ્યાન, દુઃખરૂપી જળનો સમુદ્ર, તૃષ્ણારૂપી મહાવેલડીનો અદ્વિતીય કંદ હોય તો પરિગ્રહ છે. અહો! આશ્ચર્ય થાય છે કે સર્વ સંગના ત્યાગ કરનારા મુનિઓને પણ ધન રક્ષણ કરવામા તત્પર બનેલાઓ ધનના અર્થીપણાની શકા કરે છે રાજા, ચોર, કુટુંબી, અગ્નિ, પાણી આદિનો ભય રાખનારા ધનમા એકતાન બનેલા ધનવાનો રાત્રે પણ ઉઘતા નથી દુકાળ કે સુકાળમાં, વનમા કે વસ્તિમા પણ શંકાના રોગથી સબડતા ધનવાનો દરેક સ્થાનોમા દુ ખી હોય છે નિર્દોષ હોય કે દોષવાળા હોય, તેવા નિર્ધનો સુખેથી જીવે છે, પરતુ ધનિકો લોકમાં ઉત્પન્ન કરેલા દોષો વડે દુ ખી થાય છે. મનુષ્યોને ધન ઉપાર્જનમા, રક્ષણ કરવામા, નાશ પામે કે ખર્ચ કરવામા દરેકમા દુ ખ આપનાર થાય છે, કાનથી પકડેલ રીંછની લીલાને ધારણ કરે છે. માસના એક ટુકડાને ગ્રહણ કરવાની ઇચ્છાવાળા શ્વાનો વડે જેમ શ્વાનો તેમ સ્વજનો વડે પણ ધનવંતો પીડા પામે છે; તેવા ધનને ધિક્કાર થાઓ 'હું આ પ્રમાણે અર્થની પ્રાપ્તિ કરુ, આમ રક્ષણ કરીશ, આ પ્રમાણે તેમા વધારો કરીશ,' યમરાજાના દાતયત્રમા રહેલો હોવા છતા ધનવાન તેની આશા છોડતો નથી. પિશાચી સરખી આ ધનની આશા જેટલી ઉચ્છુંખલ થાય છે દરમ્યાન માણસોને અનેક વિડંબનાઓ બતાવે છે જો તમે સુખ, ધર્મ અને મુક્તિ–સામ્રાજ્યની અભિલાષા રાખતા હો, તો આત્મા સિવાયના પર પદાર્થોનો ત્યાગ કરીને એક માત્ર આશા–તૃષ્ણાને સ્વાધીન કરો. સ્વર્ગ અને અપવર્ગરૂપ નગરના પ્રવેશને અટકાવનાર વજ્ર સરખી ધારવાળી કુહાડીથી ભેદી ન શકાય તેવી આશારૂપ મહાઅર્ગલા છે. પુરુષોને આશા જ રાક્ષસી છે, વિષમ જરી અને જુની મદિરા છે, સર્વ દોષ ઉત્પન્ન કરનારી આશાને ધિક્કાર હો. તે મહાત્માઓને ધન્ય છે, તેઓ જ પુણ્યવંત છે અને તેઓ દુ.ખસમુદ્ર તરી ગયા છે, જેઓએ જગતને મૂર્ચ્છા ઉત્પન્ન કરનારી આશા–સર્પિણીને જિતેલી છે. તેઓ સુખેથી રહી શકે છે કે, જેઓએ પાપની વેલડી સરખી, દુઃખની ખાણ, સુખનો નાશ કરનાર અગ્નિ સરખી, અને અનેક દોષો ઉત્પન્ન કરનારી આશા–તૃષ્ણાને નિરાશ બનાવી છે તૃષ્ણા–દવાગ્નિનો મહિમા કોઈક અલૌકિક છે કે જે ધર્મમેઘ સરખી સમાધિને તે જ ક્ષણે ઓલવી નાખે છે તૃષ્ણા–પિશાચીથી પરાધીન બનેલા પુરુષો ધનવંતો આગળ દીનવચનો બોલે છે, ગાયન કરે છે, નૃત્ય અને હાવભાવ કરતા પણ શરમાતા નથી. જ્યા આગળ વાયરો કે સૂર્ય–ચદ્રનાં કિરણો પ્રવેશ કરી શકતા નથી, ત્યા પુરુષોના રોકટોક વગરના આશારૂપી મહાતરંગો પહોચી જાય છે જે પુરુષ આશાને આધીન બન્યો છે, તેણે પોતાનું દાસપણુ મેળવ્યું છે, અને જેણે આશાને પોતાની દાસી બનાવી છે, તેનુ ત્રણે જગતમા સ્વામીપણુ છે. પુરુષને વિષે આશા નૈસર્ગિકી અર્થાત્ સ્વાભાવિક નથી, કારણ કે પુરુષ ઘરડો થાય તો પણ તે ઘરડી થતી નથી આ તૃષ્ણા એવો કોઈ ઉત્પાત કરાવે છે કે, તેની હાજરીમાં કોઈ સુખ મેળવી શકતું નથી પુરુષોને શરીરની કરચલીઓ વલય સરખી બની ગઈ હોય, તેમ જ શ્યામ કેશો સફેદ પલિયા થઈ ગયા હોય, તેને પુષ્પની માળા કરી, આ મ ડન કરીને કૃતાર્થ બનેલી આશા બીજુ કયુ મ ડન કરે? આશાએ જે પદાર્થોનો ત્યાગ કર્યો, તે

ગયા અને તે સર્પ મૃત્યુ પામ્યો. ત્યારે ખુશ થએલા ચંડપ્રદ્યોતે અભયને કહ્યું કે, 'બંધન-મુક્તિ સિવાય તું મારી પાસે વરદાન માગ' ત્યારે અભયે કહ્યું કે, 'મારું વરદાન હાલ અનામત રહેવા દો'

હવે કોઈ વખત બાંધવાના સ્તંભને મૂળમાંથી ઉખેડી તથા બે મહાવતોને ભોય પર પટકીને ઈચ્છા પ્રમાણે નગરમાં ભમતા નલગિરિ હાથીએ નગરલોકોને ક્ષોભ પમાડ્યો 'અસ્વાધીન હાથીને વશ કેવી રીતે કરવો ?' એમ રાજાએ અભયને પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે, 'ઉદયન રાજા સંગીત સંભળાવે તો વશ કરી શકાય' વાસવદત્તા નામની પુત્રીને ગાંધર્વવિદ્યા ભણાવવા માટે કેદ કરેલા ઉદયને વાસવદત્તા સાથે ત્યાં સંગીત ગાયું તેનાં ગીત સાંભળવા માટે આકર્ષાએલા નલગિરિ હાથીને બાંધ્યો. ફરી રાજાએ વરદાન આપ્યું, તેને પણ અભયે અનામત થાપણ તરીકે રખાવ્યું એક વખતે અવંતિમાં ઓલવાય નહિં તેવો અગ્નિ પ્રગટ્યો અભયને પ્રદ્યોતે પ્રતિકાર પૂછ્યો તો કહ્યું કે, 'ઝેરને ઝેર મારે, તેમ અગ્નિને અગ્નિ જ ઓલવે માટે બીજો સામે અગ્નિ સળગાવો, જેથી આગ ઓલવાઈ જાય' તે પ્રમાણે રાજાએ કર્યું એટલે તે નગરનો અગ્નિ ઓલવાઈ ગયો તે કારણે ત્રીજું વરદાન અભયને આપ્યું, તેને પણ આગળ પ્રમાણે અનામત થાપણ તરીકે રખાવ્યું. કોઈક સમયે ઉજ્જયિની નગરીમાં મરકીનો રોગ ફાટી નીકળ્યો તેની શાંતિ માટે રાજાએ અભયને પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે, સર્વ રાણીઓ વિભૂષિત બની તમારી પાસે અંતઃપુરમાં આવે અને જે રાણી દૃષ્ટિથી તમને જિતે, તે મને જણાવવી તે પ્રમાણે રાજાએ કર્યું, તેમાં દરેક હારી ગઈ, પણ શિવાદેવીએ રાજાને જિત્યો અને તે વાત અભયને જણાવી અભયકુમારે કહ્યું કે, શિવા મહાદેવી રાત્રે જાતે કૂરબલિથી ભૂતોનું અર્ચન કરે. અને જે જે ભૂત શિયાળનું રૂપ કરી ઉઠે અને શબ્દ કરે, તેના તેના મુખમાં દેવીએ જાતે કૂરબલિ નાખવો તે પ્રમાણે શિવાદેવીએ કર્યું, એટલે અશિવની શાંતિ થઈ રાજાએ અભયકુમારને ચોથું વરદાન આપ્યું હવે અભયકુમારે માગણી કરી કે, 'નલગિરિ હાથી ઉપર તમે મહાવત બનેલા હો અને હું શિવાદેવીના ખોળામાં રહેલો હોઉં એ રીતે અગ્નિભીરુ રથના કાષ્ઠોથી કરેલી ચિતામાં હું પ્રવેશ કરું' ત્યાર પછી વરદાન આપવા અસમર્થ મૂઝાએલા પ્રદ્યોતે હાથની અંજલિ કરી શ્રેણિકપુત્ર અભયને પોતાની નગરીમાં જવા રજા આપી તે સમયે અભયે પણ ચંડપ્રદ્યોતને આ પ્રમાણે પ્રતિજ્ઞા સંભળાવી કે, તમે મને કપટથી પકડી મંગાવ્યો છે, પણ 'ધોળા દિવસે રાડ પાડતા તમને હું નગરમાંથી લઈ જઈશ' ત્યાર પછી અનુક્રમે અભય રાજગૃહ નગરે ગયો. મહામતિવાળો તે કોઈ પણ પ્રકારે કેટલોક કાળ એમને એમ બેસી રહ્યો

હવે અભયકુમાર રૂપવતી બે ગણિકા-પુત્રીઓને લઈને વેપારીના વેષમાં અવંતિમાં ગયો અને રાજમાર્ગ પાસે એક ઘર ભાડે રાખ્યું માર્ગમાં જતાં જતા પ્રદ્યોતે બંનેને દેખી તે બંને ગણિકાએ પણ વિલાસવાળી નજરથી પ્રદ્યોત તરફ જોયું પ્રદ્યોત તેના તરફ અનુરાગવાળો થયો એટલે મહેલે જઈ તે બંનેને સમજાવવા માટે દૂતી મોકલી, પરંતુ તે બંનેએ તેનો તિરસ્કાર કર્યો વળી બીજા દિવસે રાજા માટે પ્રાર્થના કરતી હતી, ત્યારે રોષવાળી બનેએ દૂતિકા તરફ કંઈક અનાદર બતાવ્યો ત્રીજા દિવસે પણ નિર્વેદથી આવીને દૂતિકાએ યાચના કરી, ત્યારે તે બંનેએ કહ્યું કે સદાચારવાળો અમારો ભાઈ અમારું રક્ષણ કરે છે આજથી સાત દિવસ પછી તે બહાર ગયો

હશે, ત્યારે ગુપ્ત રીતે રાજા અહિં આવશે, તો સમાગમ થશે. ત્યાર પછી અભયકુમારે પ્રદ્યોતના રૂપ સરખા પોતાના એક પુરુષને ગાડો બનાવ્યો અને તેનુ નામ પણ 'પ્રદ્યોત' રાખ્યુ. અરે! મારો ભાઈ મને આમતેમ ભમાવ્યા કરે છે અરેરે! મારે એનું રક્ષણ કેવી રીતે કરવું? એમ લોકોને કહેવા લાગ્યો હવે અભયકુમાર તેને માચા પર સુવરાવી રોગથી પીડાતો હોય તેમ વૈદ્યના ઘરે લઈ જવાના બાનાથી દરરોજ બહાર લઈ જાય છે. એ ગાડાને જ્યારે ચૌટેથી લઈ જાય છે, ત્યારે બરાડા પાડતો અને આસુ પાડી રડતો તે કહે છે, 'અરે! હું પ્રદ્યોત છું, મારુ હરણ થાય છે.' એમ બરાબર સાતમે દિવસે ગુપ્તપણે કામાધ હાથી જેવો એકલો રાજા ત્યા આવ્યો અને અભયના માણસોએ એને બાધ્યો 'હું આને વૈદ્યને ત્યા લઈ જાઉં છુ' એમ બોલતા અભયે પલગ સાથે નગરમા દિવસે તે બૂમ પાડતો હતો, તે સ્થિતિમા તેનુ હરણ કર્યું કોશ કોશ પર આગળથી ગોઠવણ કર્યા પ્રમાણે સારા અશ્વોથી જોડાએલા રથોથી નિર્ભય અભય પ્રદ્યોતરાજાને રાજગૃહે લાવ્યો ત્યાર પછી અભય તેને શ્રેણિક પાસે લઈ ગયો એટલે શ્રેણિકરાજા તરવાર ખેચીને તેના તરફ દોડ્યા. એટલે અભયકુમારે શ્રેણિકરાજાને સમજાવ્યા એટલે સન્માન કરી વસ્ત્ર, આભૂષણ આપી હર્ષથી પ્રદ્યોતરાજાને છોડી દીધા

કોઈક સમયે સુધર્મા સ્વામી ગણધરભગવત પાસે કોઈક વૈરાગી કઠિયારાએ દીક્ષા લીધી તે જ્યારે નગરમા વિચરતો હતો, ત્યારે તેની પૂર્વાવસ્થા યાદ કરતા નગર–લોકો તેને પગલે પગલે તિરસ્કારતા, ઠઠ્ઠા–મશ્કરી કરતા અને નિંદા કરતા હતા. ત્યારે તેણે સુધર્મા સ્વામીને વિનતિ કરી કે, અહિ હું અવજ્ઞા સહન કરી શકતો ન હોવાથી બીજા સ્થાને વિચરું. હવે આ કારણે સુધર્મા સ્વામી બીજી જગ્યાએ વિહાર કરવાની તૈયારી કરતા હતા, ત્યારે અભયે પૂછતા ગણધર ભગવતે વિહારનું કારણ જણાવ્યું. ત્યારે અભયકુમારે પ્રણામ કરી વિનતિ કરી કે એક દિવસ વધારે રાહ જોવા કૃપા કરો, ત્યાર પછી આપને જે યોગ્ય લાગે તે કરશો. અભયકુમારે પણ રાજભડારમાંથી ક્રોડ ક્રોડની કિમતવાળા ત્રણ રત્નના ઢગલા બહાર બજારમા ગોઠવ્યા અને ત્યાર પછી પડહો વગડાવી એવી ઉદ્‌ઘોષણા કરાવી કે હે લોકો! આ રત્ન–ઢગલાઓ મારે દાનમા આપવાના છે. ત્યારે સર્વ લોકો ત્યા આવ્યા એટલે અભયે તેમને કહ્યુ કે, 'જલ, અગ્નિ અને સ્ત્રીનો ત્યાગ કરનાર હોય, તેને આ રત્ન–ઢગલો આપવો છે' ત્યારે તેઓએ કહ્યું કે, 'હે સ્વામી! આ ત્યાગ કરવો ઘણો મુશ્કેલ છે આ લોકોત્તર ત્યાગ કરવા કોણ સમર્થ છે?' આ પ્રમાણે જ્યારે તેઓ બોલ્યા, ત્યારે અભયે તેમને કહ્યું કે, જો તમે કોઈ તેવા નથી, તો પછી આ ત્રણ કોટીના રત્નો જલ, અગ્નિ, સ્ત્રી છોડનાર, કાષ્ઠ કાપનાર કઠીયારા મહામુનિના થાઓ આવા પ્રકારના આ સાધુ દાન માટે સુપાત્ર છે, એની તમો નકામી મશ્કરી શા માટે કરો છો? એમ કહી અભયકુમારે લોકોને સમજાવ્યા કે 'હવેથી તમારે તેનો તિરસ્કાર, અવગણના કે હાસ્યાદિક ન કરવા આ પ્રમાણે આજ્ઞા કરાએલા લોકો તેનુ વચન સ્વીકારી પોતપોતાના સ્થાનકે ગયા આ પ્રમાણે બુદ્ધિનો મહાસમુદ્ર, પિતૃભક્તિમા તત્પર, નિસ્પૃહતાવાળો, ધર્મ તરફ અનુરાગવાળો અભયકુમાર પિતાના રાજ્યનું શાસન પ્રવર્તાવતો હતો 'જે પોતે ધર્મમા પ્રવર્તતો હોય, તે પ્રજાને પણ પ્રવર્તાવે છે' પ્રજાની અને પશુઓની પ્રવૃત્તિ નેતાને–ગોપને આધીન હોય છે. તેણે જેવી રીતે રાજ્ય–કારભારમા રાજાને નિશ્ચિંત કર્યો, તેવી રીતે તે બાર વ્રતવાળા શ્રાવક–ધર્મમા પણ અપ્રમત્ત માનસવાળો બન્યો જેવી રીતે તેણે દુર્જય એવા બહારના શત્રુઓને જિત્યા, તેવી રીતે બને લોકને સાધનાર તેણે અતરગ શત્રુઓને પણ જિત્યા

પ્રાપ્ત થયેલ અર્થથી પણ વધી જાય છે આશા જે અર્થોને સ્વીકારે છે, તે તો સ્વપ્નમા પણ દુર્લભ છે પુરુષ જે પદાર્થોને ઘણા પ્રયત્નથી મેળવવાની અભિલાષા કરે છે, તે જ પદાર્થો આશાને તિલાજલિ આપનારને વગર પ્રયત્ને પ્રાપ્ત થાય છે. જો પુરુષનો પુણ્યોદય જાગતો હોય તો આશા-પિશાચિકી નકામી છે અને જો પુણ્યોદય નથી, તો પણ આશા-પિશાચિકા નકામી છે જ જેણે તૃષ્ણાનો ત્યાગ કરી સંતોષવૃત્તિ સ્વીકારી છે, તે જ ભણેલો, પડિત, ડાહ્યો, પાપભીરુ અને તપોધન છે સતોષામૃત ધારણ કરનારને પોતાને સ્વાધીન જે સુખ છે, તે પરાધીન વૃત્તિવાળા-અસતોષવાળાને કયાથી હોય? સંતોષ બખ્તર ધારણ કરનાર ઉપર તૃષ્ણાના બાણોની શ્રેણિ પણ વ્યર્થ જાય છે તેને કેવી રીતે આવતી અટકાવવી એ વિષયમા તું આકુલ ન થઈશ કરોડ વાકયોથી જે વાત કહેવાની છે, તે હુ તમને એક જ વાકયથી કહુ છુ કે, જેની તૃષ્ણા-પિશાચી શાન્ત બની, તેણે પરમપદ પ્રાપ્ત કરી લીધુ આશાની પરાધીનતાનો ત્યાગ કરી પરિગ્રહનુ પ્રમાણ ઘટાડી સાધુધર્મમા અનુરાગવાળી બુદ્ધિ કરી ભાવસાધુપણાના કારણરૂપ દ્રવ્યસાધુપણુ અર્થાત્ શ્રાવકપણુ સેવન કરવા તત્પર બનો મિથ્યાદૃષ્ટિઓ કરતા સમ્યગ્દર્શનવાળા જૈનો ચડીયાતા ગણેલા છે, અને તેઓ કરતા પણ પરિમિત આરભ-પરિગ્રહવાળા દેશવિરતિ-ધર્મવાળા શ્રાવકો ઉત્તમ છે તીવ્ર તપ સેવન કરનારા અન્યતીર્થિકો જે ગતિને પામે છે, તે ગતિને સોમિલ માફક શ્રાવકધર્મ પાલન કરનારા અગર શ્રાવકધર્મ લગાર મલિનપણે કે દોષોવાળો પણ પાળ્યો હોય તો પણ પામી શકે છે અન્યમતવાળા અજ્ઞાનીઓ મહિને મહિને ડાભના અગ્ર ભાગ પર રહેલ જેટલુ ભોજન કરી પારણું કરતા હોય, પરંતુ તેઓ સતોષવ્રતવાળા શ્રાવકની સોળમી કળાની તુલનામા આવી શકતા નથી. અદ્‌ભુત તપસ્યા કરનાર તામલિ કે પૂરણ પણ સુશ્રાવકને યોગ્ય ગતિ કરતા પણ હીનગતિને પામ્યા છે હે ચેતન! તુ તૃષ્ણા-પિશાચીના વળગાડ સરખુ ઉન્મત્ત ચિત્ત ન કર, પરિગ્રહની મૂર્છા ઘટાડીને સંતોષ ધારણ કર, યતિધર્મની ઉત્તમતા વિષે શ્રદ્ધા કર, જેથી આઠભવની અદર અપવર્ગ અર્થાત્ મોક્ષની પ્રાપ્તિ કરી શકે.

ઈતિ પરમાર્હત શ્રીકુમારપાલ રાજાને સાભળવાની ઇચ્છાથી આચાર્ય શ્રીહેમચદ્રસૂરિએ રચેલ, જેને 'અધ્યાત્મ-ઉપનિષદ્' નામનો પટ્ટબધ થએલો છે, તે યોગશાસ્ત્રના પોતે રચેલા વિવરણના બીજા પ્રકાશનો આગમોદ્ધારક આ શ્રીઆનદસાગરસૂરીશ્વરજીના શિષ્ય આ શ્રીહેમસાગરસૂરિએ કરેલ ગૂર્જરાનુવાદ સમાપ્ત થયો [ ૨ ]

## બીજો પ્રકાશ પૂરો થયો



# સવિવરણ યોગશાસ્ત્રનો તૃતીય પ્રકાશ

અણુવ્રતોની વિસ્તારથી વ્યાખ્યા સમજાવ્યા બાદ હવે ગુણવ્રતોનો અવસર પ્રાપ્ત થયો, તેમા પ્રથમ ગુણવ્રત જણાવે છે—

दशस्वपि कृता दिक्षु, यत्र सीमा न लङ्घ्यते ।
ख्यातं दिग्विरतिरिति, प्रथमं तद् गुणव्रतम् ॥ १ ॥

પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈઋત્ય, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર, ઈશાન, ઉર્ધ્વ, અધોરૂપ દશે દિશાઓ કે ઓછી દિશા માટે જે જવાની મર્યાદા નક્કી કરી નિયમ અંગીકાર કરવો, તે ઉત્તરગુણરૂપ હોવાથી ગુણવ્રત કહેવાય અણુવ્રતોના રક્ષણ કરનાર કે ગુણ અથવા ઉપકાર કરનાર હોવાથી દિશા–પરિમાણ વિરતિ નામનું પ્રથમ ગુણવ્રત કહેવાય ૧.

હિંસાદિક પાપસ્થાનકોની વિરતિરૂપ અણુવ્રતો કહ્યા, તે તો યુક્ત કહેવાય, પરંતુ દિગ્વ્રતમા કયા પાપસ્થાનકની નિવૃત્તિ કહી છે, જેથી તેને વ્રત કહી શકાય? આ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે, અહિ પણ હિંસાદિક પાપસ્થાનકોની વિરતિ છે, તે વાત કહે છે—

चराचराणां जीवानां, विमर्दननिवर्त्तनात् ।
तप्तायोगोलकल्पस्य, सद्व्रतं गृहिणोऽप्यदः ॥ २ ॥

તપેલા લોહગોલક સરખા ગૃહસ્થને નક્કી કરેલી દિશા–મર્યાદા બહાર રહેલા ત્રસ, સ્થાવર જીવોને જતાં–આવતા જે મર્દન થાય, તે રૂપ હિંસાની નિવૃત્તિ કરવી હિંસાનો પ્રતિષેધ કરનાર હોવાથી ગૃહસ્થને પણ આ ગુણવ્રત કહેવાય. હિંસાના પ્રતિષેધ સાથે અસત્ય આદિ બીજાં પાપોની પણ નિવૃત્તિ થાય છે. શંકા કરી કે, એવી રીતે સાધુઓને પણ દિગ્વિરમણ વ્રત લેવાનો પ્રસંગ આવશે તે માટે જણાવ્યુ કે ગૃહસ્થ આરંભ–પરિગ્રહવાળો હોવાથી જ્યા જ્યા ચાલે, બેસે, ઉઠે, ખાય, સૂવે કે કોઈ પણ કાર્ય કરે, ત્યા તપેલા લોઢાના ગોળા ગબડવા માફક જીવની વિરાધના કરે છે કહ્યુ છે કે, તપેલો લોઢાનો ગોળો જ્યા ગબડે, ત્યા બાળ્યા સિવાય ન રહે, તેમ પ્રમાદી ગૃહસ્થ તેવા કારણને પામીને દરેક સ્થાનમા કયુ પાપ ન કરે? સમિતિ–ગુપ્તિ સહિત પ્રધાન વ્રતવાળા સાધુઓને આ દોષ લાગતા નથી, તેથી તેમને દિગ્વિરતિની જરૂર નથી ૨

લોભ–લક્ષણ પાપસ્થાનની વિરતિ કરાવનાર પણ આ વ્રત છે, તે કહે છે—

जगदाक्रममाणस्य, प्रसरल्लोभवारिधेः ।
स्खलनं विदधे तेन, येन दिग्विरतिः कृता ॥ ३ ॥

જે પુરુષે દિશા–પરિમાણ વ્રત અંગીકાર કર્યું, એટલે તેને બહાર ન જવાથી, ત્યા રહેલ સુવર્ણ, રૂપું, ધન–ધાન્યાદિકને વિષે ઘણે ભાગે તેને લોભ થતો નથી. લોભાધીન બનેલો

ઊર્ધ્વલોકમા દેવની સંપત્તિ, મધ્યલોકમા રહેલી ચક્રવર્તી વગેરેની સંપત્તિ અને પાતાલ લોકમા રહેલા નાગકુમારાદિ દેવોની સંપત્તિની અભિલાષા કરતો ત્રણે ભુવનને પણ મનોરથો વડે ઈચ્છા કરે છે, તેથી લોભને જગતનો આક્રમણ કરનાર જણાવ્યો. વળી લોભને સમુદ્રની ઉપમા આપી જેમ અનેક પ્રકારના વિકલ્પો રૂપી કલ્લોલોથી આકુળ અને જેનો પાર પામવો મુશ્કેલ છે, એવા પ્રકારના આગળ વધતા લોભને સ્ખલના કરનાર દિગ્વિરતિ વ્રત છે

આ વ્રતને લગતા આંતર શ્લોકો :—

ગૃહસ્થોને આ વ્રત જીંદગી–પર્યંત, ચાર મહિના કે ઓછા કાળનું પણ હોય છે. હંમેશા સામાયિકમા રહેલા, આત્માને વશ કરનાર સાધુઓને તો કોઈ પણ દિશા–વિષયક વિરતિ–અવિરતિ હોતી નથી ચારણ–મુનિઓને તો ઊર્ધ્વમા મેરુશિખર ઉપર, તિર્યગ્દિશામાં રુચકપર્વત ઉપર પણ ગમન કરવાનુ થાય છે, તેથી તેમને દિગ્વિરતિ હોતી નથી સુંદર બુદ્ધિવાળો જે દરેક દિશામા જવાની મર્યાદા કરે, તે સ્વર્ગાદિકમા અખૂટ સંપત્તિઓનો સ્વામી બને છે ૩ બીજુ ગુણવ્રત કહે છે —

भोगोपभोगयोः संख्या, शक्त्या यत्र विधीयते ।
भोगोपभोगमानं तद्, द्वैतीयीकं गुणव्रतम् ॥ ४ ॥

જેનાં લક્ષણો આગળ જણાવીશું, તેવા ભોગ અને ઉપભોગની જે વ્રતમા શારીરિક કે માનસિક શક્તિ અનુસાર સંખ્યાનું પરિમાણ કરાય, તે ભોગોપભોગ–માન નામનું બીજું ગુણવ્રત કહેવાય ૪. ભોગ અને ઉપભોગની વ્યાખ્યા સમજાવે છે— .

सकृदेव भुज्यते यः, स भोगोऽन्न–स्रगादिकः ।
पुनः पुनः पुनर्भोग्यः, उपभोगोऽङ्गनादिकः ॥ ५ ॥

ઓદનઆદિ અન્ન, પુષ્પમાળા, તાંબૂલ, વિલેપન, ઉદ્વર્તન, ધૂપ, સ્નાન–પાન વગેરે જે એક જ વખત ભોગવાય, તે ભોગ સ્ત્રી, વસ્ત્ર, આભૂષણ, ઘર, પથારી, ખુરશી, કોચ, વાહનાદિક અનેક વખત ભોગવાય, તે ઉપભોગ કહેવાય ૫ આ ભોગોપભોગ–વ્રત ભોગવવા યોગ્ય વસ્તુનું પરિમાણ કરવાથી થાય છે. બે શ્લોકોથી ત્યાગ કરવા યોગ્ય અભક્ષ્ય વસ્તુઓ જણાવે છે—

मद्यं मांसं नवनीतं, मधूदुम्बरपञ्चकम् ।
अनन्तकायमज्ञात–फलं रात्रौ च भोजनम् ॥ ६ ॥

आमगोरससंपृक्तं, द्विदलं पुष्पितौदनम् ।
दध्यहर्द्वितयातीतं, कुथितान्नं च वर्जयेत् ॥ ७ ॥

કાષ્ઠ[1] અને પિષ્ટની[2] બનેલી મદિરા–દારૂ, જળચર, સ્થલચર અને ખેચર જીવોનું માંસ,

---

૧ તાડ વિગેરે ઝાડના રસ–તાડી, ૨ લોટ વિગેરે પદાર્થો કહોવડાવીને

માંસ સાથે ચામડું, લોહી, ચરબી, હાડકાં પણ સમજવાં. ગાય, ભેંશ, બકરી, ઘેટી એમ ચારનું માખણ, માખી, ભમરી, કૌન્તક એમ ત્રણ પ્રકારનાં મધ, ઉદુમ્બર આદિ પાંચ, અનંતકાય, અજાણ્યાં ફલ, રાત્રિભોજન, કાચા ગોરસ સાથે કઠોળ, વાસી ભાત, પલાળેલા ફણગા-અંકુર ફૂટેલા કઠોળ, બે દિવસ ઉપરાંતનું દહિં, સડેલું અન્ન વગેરેનો ત્યાગ કરે ૬-૭

તેમાં દશ શ્લોકોથી મદિરા છોડવાના કારણો જણાવે છે—

**मदिरापानमात्रेण, बुद्धिर्नश्यति दूरतः ।**
**वैदग्धीवन्धुरस्यापि, दौर्भाग्येणेव कामिनी ॥ ८ ॥**

ઘણા ચતુર પુરુષની પણ નિર્ધન અને દૌર્ભાગ્યના દોષથી કામિની જેમ પલાયન થાય, તેમ મદિરાપાન માત્રથી બુદ્ધિ સર્વથા ક્ષય પામે છે. ૮. તથા-

**पापाः कादम्वरीपान-विवशीकृतचेतसः ।**
**जननीं हा ! प्रियीयन्ति, जननीयन्ति च प्रियाम् ॥ ९ ॥**

મદિરા-પાન કરવાથી વિહ્વલ ચિત્તવાળા પાપીઓ ભાન ગુમાવવાથી માતા સાથે પ્રિયાનુ અને પ્રિયા સાથે માતાનું વર્તન એમ અવળા વર્તનવાળા બની જાય છે. ૯. તથા-

**न जानाति परं स्वं वा, मद्याच्चलितचेतनः ।**
**स्वामीयति वराकः स्वं, स्वामिनं किङ्करीयति ॥ १० ॥**

મદ્ય-પાન કરવાથી અવ્યવસ્થિત ચિત્તવાળો પોતાને કે બીજાને ઓળખી શકતો નથી. બિચારો રાંકડો પોતાને શેઠ માને છે અને શેઠને સેવક માની કામ કરવાની આજ્ઞા કરે છે. ચૈતન્ય-હીન બનેલો હોવાથી અનુકંપા કરવા લાયક હોવાથી વરાક અર્થાત્ બિચારો-રાંકડો એવું વિશેષણ વાપર્યું ૧૦. તથા—

**मद्यपस्य शवस्येव, लुठितस्य चतुष्पथे ।**
**मूत्रयन्ति मुखे श्वाना, व्यात्ते विवरशंकया ॥ ११ ॥**

મુડદા માફક માર્ગ વચ્ચે ચોકમા આળોટતા દારૂડીઆના ખુલ્લા મુખમા ખાડાની શંકાથી કૂતરાઓ મૂતરે છે. ૧૧. તથા—

**मद्यपानरसे मग्नो, नग्नः स्वपिति चत्वरे ।**
**गूढं च स्वमभिप्रायं, प्रकाशयति लीलया ॥ १२ ॥**

મદિરા-વ્યસની માણસ બજાર વચ્ચે પણ પોતાના કપડાનું પણ ભાન રાખી શકતો નથી નાગો થઈને સૂવે છે, એટલુ જ નહિ, પરતુ રાજદ્રોહાદિક ગુના કર્યા હોય, તો તે બંધન, તાડન વગર પણ સહેલાઈથી કહી નાખે છે. ૧૨ તથા—

**वारुणीपानतो यान्ति, कान्ति-कीर्ति-मति-श्रियः ।**
**विचित्राश्चित्ररचनाः, विलुठत्कज्जलादिव ॥ १३ ॥**

સુંદર કળામય ચિત્રામણની રચના જેમ કાજળથી વિનાશ પામે છે, તેમ મદિરાપાનથી શરીરનુ તેજ, યશ, તત્કાલ જવાબ આપવાની બુધ્ધિ અને સંપત્તિઓ દૂર થાય છે. ૧૩ તથા—

भूतात्तवन्नरीनर्त्ति, रारटीति सशोकवत् ।
दाहज्वरार्त्तवद् भूमौ, सुरापो लोलुठीति च ॥ १४ ॥

મદિરા-પાન કરનારો ભૂત-પ્રેતના વળગાડ માફક વારંવાર અત્યંત નાચે કૂદે છે, મરી ગએલાના શોક માફક વારવાર રુદન કરે છે અને દાહજવરની પીડાવાળાની માફક વારંવાર ભૂમિપર આળોટે છે ૧૪ તથા—

विदधत्यङ्गशैथिल्यं, ग्लपयन्तीन्द्रियाणि च ।
मूर्च्छामतुच्छां यच्छन्ती, हाला हालाहलोपमा ॥ १५ ॥

હાલાહલ નામના ઝેરની ઉપમાવાળો દારૂ શરીરના અંગોની શિથિલતા કરનાર, આંખ વગેરે ઇન્દ્રિયોની કાર્યશક્તિને ઘટાડનાર, અતિશય મૂર્ચ્છા પમાડનાર થાય છે ઝેર અને દારૂ બનેને સર્વ વિશેષણો લાગુ પડે છે ૧૫ તથા—

विवेकः संयमो ज्ञानं, सत्यं शौच दया क्षमा ।
मद्यात् प्रलीयते सर्वं, तृण्या वह्निकणादिव ॥ १६ ॥

અગ્નિના એક માત્ર કણથી ઘાસની મોટી ગંજીઓ વિનાશ પામે, તેમ આદરવા લાયક અને છોડવા લાયક પદાર્થના જ્ઞાનરૂપ વિવેક, ઇન્દ્રિયોને વશ કરવા સ્વરૂપ સંયમ, સત્યવાણી, આચાર-શુદ્ધિરૂપ શૌચ, કરુણા, ક્ષમા, આ સર્વ ગુણો મદ્યપાન કરવાથી વિનાશ પામે છે ૧૬

दोषाणां कारणं मद्यं, मद्यं कारणमापदाम् ।
रोगातुर इवापथ्य, तस्मान्मद्यं विवर्जयेत् ॥ १७ ॥

રોગી માણસ જેમ અપથ્ય ભોજનનો ત્યાગ કરે, તેમ ચોરી, પરદારાગમન આદિ દોષોને ઉત્પન્ન કરનાર મદિરાપાનનો ત્યાગ કરવો મદિરાવ્યસની કયું અકાર્ય કરવામા બાકી રાખે? વળી તેના કારણે બીજા પણ વધ-બંધન વગેરે સંકટો ઉત્પન્ન થાય છે એમ સમજી કોઈ પ્રકારે મદિરાપાનનો સર્વથા કાયમી ત્યાગ કરવો આને લગતા આતર શ્લોકો કહે છે—

મદિરામા તેના રસથી ઉત્પન્ન થનારા અનેક જંતુઓ હોય છે, માટે હિસાના પાપથી ડરનારાએ હિસાના પાપથી બચવા માટે મદ્યપાન ન કરવુ. અસત્ય બોલનારની માફક મદ્યપાન કરનાર સ્વચ્છંદતાથી રાજ્ય આપ્યું હોય, તેને નથી આપ્યુ, ગ્રહણ કર્યું હોય, તેને ગ્રહણ નથી કર્યુ, કર્યું હોય તેને નથી કર્યું, એમ અવળું બોલે છે મદ્યપાન કરનારો નિર્બુદ્ધિ વધ-બંધનાદિમા નિર્ભય બની ઘરમા કે બહાર, માર્ગમા પરદ્રવ્યોને ખૂચવીને ગ્રહણ કરે છે બાલિકા, યુવતી, વૃદ્ધા, બ્રાહ્મણી કે ચાંડાલસ્રીને કે ગમે તે પરસ્રીને મદ્યપાનના ઉન્માદથી કદર્થિત તત્કાલ ભોગવે છે મદિરાપાન કરનાર પાપી નટની માફક બબડતો, ગાતો, આળોટતો, દોડતો, કોપ કરતો, ખુશ થતો, રોતો, હસતો, અભિમાન કરતો, નમન કરતો, કુદડી ફરતો, ઉભો રહેતો,

અનેક પ્રકારના નાટક કરે છે સંભળાય છે કે, મદ્યપાનથી કૃષ્ણપુત્ર શાંબે આખા યદુકુલનો વિનાશ કર્યો અને પિતાની દ્વારિકા નગરીનો સર્વથા બાળીને વિનાશ કરાવ્યો. જીવમાત્રનો કોળીયો કરનાર યમરાજા માફક હંમેશા વારંવાર મદિરાપાન કરતો હોવા છતા તેને તૃપ્તિ થતી નથી અન્ય-મતવાળા પૌરાણિકો અને લૌકિકો પણ મદ્યપાનમા ઘણા દોષો અને પરિહારપણું જણાવે છે—કોઈક ઋષિને તપ તપતા દેખી ઈન્દ્રાસન જવાના ભયથી તે ઋષિને ક્ષોભ પમાડવા માટે ઈન્દ્રે તેની પાસે દેવાંગનાઓ મોકલી. તેની પાસે આવીને, તેઓએ તે ઋષિને વિનયથી સારી રીતે પ્રસન્ન કરીને, વરદાન આપવા સન્મુખ થએલા તેને કહ્યું કે, જો અમારી સાથે અબ્રહ્મની ઈચ્છા હોય તો મદ્ય અને માંસનું સેવન કરો. નરકનાં બે કારણોની આલોચના કરી શુદ્ધકારણ મદિરાનો સ્વીકાર કરી તે ભોગોમા લપટાયો. મદથી ધર્મની મર્યાદા નાશ પામી એટલે વિષય–મદાંધે માંસ ખાવા માટે બકરાને હણીને સર્વ કુકૃત્યો કર્યા. પાપનુ મૂળ, નરકની કેડી, સર્વ આપત્તિનુ સ્થાન, અપકીર્તિ કરાવનાર, દુર્જનો વડે સેવવા યોગ્ય, ગુણીઓથી નિંદિત એવું મદ્ય હંમેશા શ્રાવકે વર્જવું ૧૭. હવે માંસના દોષો જણાવે છે—

**માંસના દોષો**

चिखादिषति यो मांसं, प्राणिप्राणापहारतः ।
उन्मूलयत्यसौ मूलं, दयाऽऽख्य धर्मशाखिनः ॥ १८ ॥

પ્રાણીના પ્રાણનો નાશ કર્યા વગર માંસ મળવાનો સંભવ નથી અને એવા પ્રકારના માંસને ખાવાની અભિલાષા જે કરે છે, તે ધર્મવૃક્ષના દયા નામના મૂળને ઉખેડી નાખે છે ૧૮. માંસ ખાવાની ઈચ્છા કરનાર પણ પ્રાણિ–દયા કરશે–એમ કહેનારને સમજાવે છે—

अशनीयन् सदा मांसं, दयां यो हि चिकीर्षति ।
ज्वलति ज्वलने वल्लीं, स रोपयितुमिच्छति ॥ १९ ॥

હંમેશા માંસ ખાવાનું કાર્ય ચાલુ રાખે અને વળી દયાની ઈચ્છા રાખે, તે સળગતા અગ્નિમા વલ્લી રોપવાની ઈચ્છા જેવું છે, તેમ માંસભક્ષીઓએ દયા કરવી અશક્ય છે ૧૯ શંકા કરે છે કે, પ્રાણી–ઘાતક બીજો છે અને માંસભક્ષક બીજો છે, તો પછી માંસભક્ષકને પ્રાણીના પ્રાણ અપહરણનું પાપ કેવી રીતે લાગે ? તેના જવાબમા જણાવે છે કે, ભક્ષક પણ ઘાતક છે જ, તે વાત જણાવે છે—

हन्ता पलस्य विक्रेता, संस्कर्ता भक्षकस्तथा ।
क्रेताऽनुमन्ता दाता च, घातका एव यन्मनुः ॥ २० ॥

શસ્ત્રાદિકથી પ્રાણ હરણ કરનાર, માંસ વેચનાર, માંસની વાનગી બનાવનાર, માંસ ખાનાર, ખરીદ કરનાર, તેની અનુમોદના કરનાર, અતિથિ આદિકને માંસ આપનાર આ સર્વે સીધા કે આડકતરા સાક્ષાત્ કે પરંપરાએ પ્રાણીના પ્રાણોનું હરણ કરનાર ઘાતક જ છે. એમ મનુમુનિએ કહેલ છે ૨૦. કહેલું જ સિદ્ધ કરે છે—

'अनुमन्ता विशसिता, निहन्ता क्रय-विक्रयी ।
संस्कर्ता चोपहर्ता च, खादकश्चेति घातकाः ॥ २१ ॥

હણનારની અનુમોદના કરનાર, અંગના વિભાગ કરનાર, મારનાર, લેનાર, વેચનાર, માંસ પકાવનાર, પીરસનાર, ખાનાર આ સર્વે ઘાતકો છે. ૨૧ બીજો તેનો જ શ્લોક કહે છે—

नाकृत्वा प्राणिनां हिंसां, मांसमुत्पद्यते क्वचित् ।
न च प्राणिवधः स्वर्ग्यः, तस्मान्मांसं विवर्जयेत्' ॥ २२ ॥

અતિશય દુઃખ આપનારી હિંસા કર્યા વગર, પ્રાણીનો ઘાત કર્યા વગર માંસ ઉત્પન્ન થઈ શકતુ નથી તેમજ પ્રાણીવધ સ્વર્ગ આપનાર થતો નથી, પણ નરકના દુઃખનું કારણ છે, માટે માંસનો ત્યાગ કરવો. ૨૨

હવે બીજાનો ત્યાગ કરી માંસ-ભક્ષણ કરનાર જ વધકાર છે, તેની સાબિતી કરતા કહે છે—

ये भक्षयन्त्यन्यपलं, स्वकीयपलपुष्टये ।
त एव घातका यन्न, वधको भक्षकं विना ॥ २३ ॥

પોતાના માસની પુષ્ટિ માટે જેઓ બીજાનુ માસ ખાનારા છે, તે જ ખરેખર પરમાર્થથી ઘાતકો છે, નહિ કે હણનાર, લેનાર, વેચનાર. કારણ કે, ભક્ષણ કરનાર વગર વધ કરનાર હોતા નથી તેથી હણનાર, લેનાર, વેચનાર આદિ કરતા પણ ભક્ષણ કરનાર મોટો પાપી છે. કેટલાક સમયના પોતાના જીવિત માટે કે પોતાના માસની પુષ્ટિ માટે પારકાના જીવિતનો નાશ કરનાર હોવાથી કહેલું છે કે—"પરના પ્રાણોને હણીને જેઓ પોતાને પ્રાણવાળા બનાવે છે, તેઓ અલ્પ દિવસો માટે પોતાના આત્માનો ભાવી વિનાશ નોતરે છે. તથા એકના પોતાના અલ્પ જીવન ખાતર ઘણા જીવ-સમુદાયને દુઃખમા સ્થાપન કરે છે, તેઓ શુ પોતાના જીવને શાશ્વતો-અજરામર માને છે?" ૨૩ એ જ વાત દુગછા સાથે જણાવતા કહે છે—

मिष्टान्नान्यपि विष्टासादमृतान्यपि मूत्रसात् ।
स्युर्यस्मिन्नङ्गकस्यास्या, कृते कः पापमाचरेत्? ॥ २४ ॥

ચોખા, મગ, અડદ, ઘઉ વગેરેના સ્વાદિષ્ટ ભોજનો પણ છેવટે વિષ્ટાપણે પરિણમે છે, દૂધ વગેરે સુંદર પીણાઓ પિશાબરૂપે બની જાય છે, આ શરીર પણ અશુચિમય છે, તો પછી કયો સમજુ આ શરીર માટે પ્રાણિઘાત કરવાનું પાપ આચરે? ૨૪.

હવે 'માસભક્ષણમા દોષ નથી' એમ કહેનારને નિંદે છે—

मांसाशने न दोषोऽस्तीत्युच्यते यैर्दुरात्मभिः ।
व्याध-गृध्र-वृक-व्याघ्र-शृगालास्तैर्गुरूकृताः ॥ २५ ॥

જે દુરાત્માઓ 'માસ ખાવામા દોષ નથી' કહે છે જેમ કે—"માસભક્ષણ કરવામા, મદ્યપાન કરવામા અને મૈથુન-સેવનમા દોષ નથી; કારણ કે આ તો જીવોની પ્રવૃત્તિ છે, જેઓ તેની

નિવૃત્તિ કરે છે, તે મહાફળવાળી છે' આ પ્રમાણે કથન કરનારાઓએ ખરેખર શિકારીઓ, ગિધડાઓ, જંગલી કૂતરા, વાઘ, શિયાળ આદિને પોતાના ઉપદેશક ગુરુઓ બનાવ્યા જણાય છે.' કહેલા શિકારીઓ આદિ ગુરુઓ સિવાય આવા પ્રકારનો ઉપદેશ કે શિક્ષણ બીજા કોઈ સજ્જન તો ન જ આપે. મહાજનને પૂજ્ય હોય તે આવો ઉપદેશ કે શિક્ષણ ન આપે. 'નિવૃત્તિ તો મહાફળવાળી છે' એમ બોલનારને 'પ્રવૃત્તિ દોષવાળી નથી' એમનુ પોતાનું વચન આપોઆપ વિરોધ પ્રગટ કરે છે. આવાને વધારે શુ કહેવું? ૨૫

નિરુક્ત-બલથી પણ માસ ત્યાગ કરવા લાયક જણાવે છે—

'मां स भक्षयिताऽमुत्र' यस्य मांसमिहाद्म्यहम् ।
एतन्मांसस्य मांसत्वे, निरुक्तं मनुरब्रवीत् ॥ २६ ॥

મનુએ પણ માંસ શબ્દના અક્ષરો છૂટા પાડીને નિરુક્ત અર્થ આ પ્રમાણે કહેલો છે કે, 'જેનું માંસ હું અહિ ખાઉં છું, તે આવતા ભવમા મને ભક્ષણ કરનારો થશે.' ૨૬.

માસ-ભક્ષણના મહાદોષ કહે છે—

मांसास्वादनलुब्धस्य, देहिनं देहिनं प्रति ।
हन्तुं प्रवर्तते बुद्धिः, शाकिन्या इव दुर्धियः ॥ २७ ॥

જેમ શાકિની જે જે પુરુષ કે સ્ત્રીને કે અન્ય પ્રાણીને દેખે છે, તેને તેને હણવાની તેની બુદ્ધિ પ્રવર્તે છે; તેવી રીતે માસના સ્વાદમા લંપટ બનેલા દુર્બુદ્ધિવાળા પુરુષને જે જે મત્સ્યાદિક જળચર, મૃગલા, ડુક્કરાદિક, ઘેટા, બકરાં, વગેરે સ્થળચર અને તેતર, લાવક આદિ ખેચર કે ઉંદર આદિને પણ મારવાની બુધ્ધિ થાય છે ૨૭ વળી માસાહારીઓ ઉત્તમ પદાર્થોનો ત્યાગ કરી હલકા પદાર્થ ગ્રહણ કરે છે, તેની બુધ્ધિની અધમતાને બતાવતા જણાવે છે—

ये भक्षयन्ति पिशितं, दिव्यभोज्येषु सत्स्वपि ।
सुधारसं परित्यज्य, भुञ्जते ते हलाहलम् ॥ २८ ॥

સર્વ ધાતુઓને પોષણ કરનાર, સર્વ ઈન્દ્રિયોને પ્રીતિ આપનાર દૂધ, દૂધપાક, માવો, બરફી, પેંડા, શિખંડ, દહિ, લાડવા, પુડલા, ઘેબર, ગોળપાપડી, વડી, પૂરણપોળી, વડા, પાપડ, શેરડી, ગોળ, સાકર, દ્રાક્ષ, આંબા (કેરી), કેળા, દાડમ, નાળિએર, નારંગી, ખજૂર, અખરોટ, રાયણ, ફણસ આદિ અનેક દિવ્ય સામગ્રી હોવા છતાં તેનો અનાદર કરીને મૂર્ખ મનુષ્યો ખરાબ ગંધવાળા, દેખવા પણ ન ગમે તેવા, ઉલટી થાય તેવા, ડુક્કર વગેરેના માસ ખાય છે, તેઓ ખરેખર જીવિતની વૃદ્ધિના હેતુ અમૃતરસનો ત્યાગ કરીને જીવિતનો અત કરનાર હલાહલ ઝેરનું પાન કરે છે. નાનો બાળક પણ પત્થરનો પરિહાર કરી સુવર્ણને જ પકડે છે, તેવા બાળકથી પણ માસ ભક્ષણ કરનાર વધારે બાલિશ છે ૨૮. બીજા પ્રકારે માસભક્ષણના દોષ કહે છે—

न धर्मो निर्दयस्यास्ति, पलादस्य कुतो दया ? ।
पललुब्धो न तद् वेत्ति, विद्याद् वोपदिशेन्नहि ॥ २९ ॥

ધર્મનું મૂલ દયા છે, તેથી કૃપા-રહિતને ધર્મ હોતો નથી. માસ ખાનારને પણ વધ કરનાર કહેલો હોવાથી તેને પણ દયા નથી, તેથી તેમાં પણ નિર્ધર્મતા નામનો દોષ છે. પ્રશ્ન થયો છે કે ચેતનાવાળો પુરુષ પોતાના આત્મામાં ધર્મોના અભાવનો આક્ષેપ કેવી રીતે સહન કરી શકે ? તેનો જવાબ આપતા જણાવે છે કે, માંસલપટને દયા કે ધર્મ કશી ખબર પડતી નથી કદાચ જાણતો પણ હોય, તો પણ પોતે માસ છોડી શકતો નથી. એટલે સર્વે મારા જેવા માંસ ખાવાવાળા થાવ, એ કારણે આજિણક માફક બીજાને માસ ન ખાવાનો ઉપદેશ આપતો નથી. સાભળીએ છીએ કે, કોઈક ગ્રામડીયો માર્ગમા જતો હશે, તેને એક સાપણે ડંખ્યો. આ 'આ સર્વેને કરડો' એમ ધારીને બીજા કોઈને તે માર્ગે જતાં અટકાવ્યા નહિ, બીજાને કરડી, તેણે પણ બીજા જનારને કહ્યુ નહિં, એવી રીતે સાતને ડંખ્યા. માંસ-ભક્ષણ કરનાર પણ માંસભક્ષણના પાપથી પોતે નરકે પડતો 'દુષ્ટાત્માઓ પોતે નાશ પામે અને બીજાઓને પણ નાશ પમાડે છે' એથી બીજાઓને પણ ઉપદેશ આપી માંસાહારથી રોકતા નથી. ૨૯

હવે માસ ભક્ષકોની મૂર્ખતા જણાવે છે—

**केचिन्मांसं महामोहादश्नन्ति न परं स्वयम् ।**
**देव–पित्रतिथिभ्योऽपि, कल्पयन्ति यदूचिरे ॥ ३० ॥**

કુશાસ્ત્રોથી ઠગાએલા કેટલાક અજ્ઞાનતાથી એકલા પોતે માંસ ખાય છે, એટલું જ નાહ, પરંતુ દેવતાઓને, મૃત્યુ પામેલા પિતાદિક પૂર્વજોને અને આમંત્રેલા બ્રાહ્મણ અતિથિઓને કલ્પના કરી ધરાવે છે તેમના ધર્મ શાસ્ત્રકારોએ કહેલું છે, તે વાતનું સમર્થન કરે છે ૩૦

**'क्रीत्वा स्वयं वाऽप्युत्पाद्य, परोपहृतमेव वा ।**
**देवान् पितॄन् समभ्यर्च्य, खादन् मांसं न दुष्यति' ॥ ३१ ॥**

'ખરીદીને, અગર પોતે ઉત્પન્ન કરીને, કે બીજા પાસેથી મેળવીને, દેવોની પિતૃઓની પૂજા કરીને માસ ખાય, તે દૂષિત નથી'

કસાઈની દુકાનેથી વેચાતું લે, તે માસ દેવની પૂજામા લઈ શકાતું નથી એટલે શિકાર કરનાર કે જાળથી પક્ષીઓ પકડનાર પાસેથી મૃગ કે પક્ષીઓના માસ ખરીદ કરીને તથા પોતે ઉત્પન્ન કરીને, બ્રાહ્મણ માગીને, ક્ષત્રિય શિકાર કરીને અથવા બીજાએ તેમને ભેટ આપ્યુ હોય, તે માસથી દેવતાનુ અને પિતૃઓનુ અર્ચન કરીને પછી ખાય તો દોષ નથી—આ કથન મહાઅજ્ઞાનતાનું છે, તે અમે પહેલા ખડન કરી સમજાવેલુ છે પ્રાણીના ઘાતનુ કારણ માસ પોતે ખાવુ તે અયુક્ત હોવાથી, દેવતાને ધરાવવાની વાત તો કરી જ કેમ શકાય ? દેવતાઓએ તો પૂર્વના સુકૃત પુણ્યયોગે ધાતુરહિત વૈક્રિય શરીર મેળવેલુ છે, તેમ જ કવલ આહાર વગરના છે, તે માસ કેવી રીતે ખાય ? ન ભક્ષણ કરનાર પાસે તેને ધરાવવાની કલ્પના કરવી, તે નર્યું અજ્ઞાન જ છે પિતૃ આદિ પૂર્વજો પોતપોતાના સુકૃત-દુષ્કૃત પ્રમાણે ગતિ પામેલા હોય અને કર્માનુસારે ફલ અનુભવતા હોય છે, પરતુ પુત્રાદિકોના સુકૃતથી તેઓ તરી શકતા નથી તેઓને વળી માસ ધરાવવાના પાપથી બચાવી કે તારી શકાતા નથી પુત્રાદિકોએ કરેલુ સુકૃત-પુણ્ય તેઓને મળતું નથી આબાને સિંચવાથી નાળીએરી કે બીજા વૃક્ષો ફળતા નથી અતિથિને કે

પરોણાગત કરવા યોગ્યને નરકમા પાડનાર માંસ આપવું એ મહાઅધર્મ માટે થાય છે. આ પ્રમાણે તેઓનું વર્તન ઘણુ અજ્ઞાન ભરેલું છે હવે કદાચ તમે કહેશો કે 'શ્રુતિ-સ્મૃતિમાં વિધાન કરેલું હોવાથી તેમાં શંકા ન કરવી અને ખંડન ન કરવું.' તેનો પરિહાર કરતાં જણાવે છે કે નહિં, શ્રુતિના અપ્રામાણિક વચનોમાં શ્રદ્ધા કરવી અશક્ય છે. અને તેનાં આ વચનો કેવી રીતે શ્રદ્ધા કરી માનવા? જેમ કે, ગાયનો સ્પર્શ પાપનાશ કરે છે, વૃક્ષોની પૂજા, ઘેટાં-બકરાનો વધ સ્વર્ગ આપનાર થાય છે, બ્રાહ્મણોને ભોજન કરાવવાથી પિતાદિક પૂર્વજોને તૃપ્તિ કરનાર થાય છે, કપટ કરનાર દેવો એ આપ્તો છે અગ્નિમાં હવન કરે, તો દેવતાને પ્રીતિ કરનાર થાય છે, એવા પ્રકારનાં શ્રુતિ-વચનોમાં યુક્તિ સમજનારા કેવી રીતે શ્રદ્ધા કરે? કહેલું છે કે, "વિષ્ટા ભક્ષણ કરનારી ગાયોનો સ્પર્શ પાપ હરણ કરનાર થાય છે, જ્ઞાન વગરનાં વૃક્ષો પૂજવા યોગ્ય છે, બોકડાનો વધ સ્વર્ગ પ્રાપ્ત કરાવે છે, બ્રાહ્મણોને ભોજન કરાવવાથી પિતૃઓ ધરાઈ જાય છે, કપટ કરનાર દેવો આપ્ત ગણાય છે, અગ્નિમાં હવન કરેલ દેવોને પહોચી જાય છે. આવા પ્રકારની શ્રુતિની અસાર વાણીની લીલા-કોણ પામી શકે?" તેથી કરી માસથી દેવપૂજા આદિક શાસ્ત્ર-વિધાનો એ નર્યું અજ્ઞાન છે. વિસ્તારથી હવે સર્યું. ૩૧.

કોઈ શંકા કરે કે, મંત્રથી સંસ્કારિત કરેલો અગ્નિ બાળતો કે પકાવતો નથી, તેમ મંત્રથી સંસ્કાર કરેલું માસ દોષ માટે થતું નથી. મનુએ કહેલું છે કે, 'શાશ્વત વેદ-વિધિમા આસ્થાવાળાએ કોઈ પ્રકારે મંત્રોથી સસ્કાર કર્યા વગરના પશુઓનું ભક્ષણ ન કરવુ, પણ મંત્રોથી સંસ્કાર કરેલાનું જ ભક્ષણ કરવું.' તે માટે અહીં જણાવે છે—

मन्त्रसंस्कृतमप्यद्याद्, यवाल्पमपि नो पलम् ।
भवेज्जीवितनाशाय, हालाहललवोऽपि हि ॥ ३२ ॥

જવ જેટલું અલ્પ પણ માસ, મંત્રથી પવિત્ર કરેલુ હોય તો પણ ન ખાવું, અગ્નિની દહનશક્તિને મંત્રો રોકી શકે છે, તેમ નરકાદિ ગતિ પ્રાપ્ત કરાવનાર માસની શક્તિને મંત્રો રોકી શકતા નથી. જો એમ જ બની શકતું હોય તો સર્વ પાપો કરીને પાપ નાશ કરનાર મંત્રનુ વારંવાર સ્મરણ કરીને કૃતાર્થ બની શકાય, અને મત્રથી જ સર્વ પાપો નાશ થતા હોવાથી એવી રીતે સર્વ પાપોનો પ્રતિષેધ પણ નકામો બની જાય હવે કદાચ કહેશો કે, 'થોડી મદિરા લીધી હોય, તો તે મૂર્છા પમાડતી નથી, તેમ અલ્પમાસ પાપ માટે થતુ નથી, તેના જવાબમાં કહે છે કે, ઝેરનો કણીયો પણ જીવિત નાશ કરનાર થાય છે, તેમ અલ્પમાસ પણ દુર્ગતિમા લઈ જનાર બને છે. ૩૨.

હવે માંસનો મોટામા મોટો દોષ બતાવીને ઉપસંહાર કરે છે.-

सद्यः संमूर्च्छितानन्त–जन्तुसन्तानदूषितम् ।
नरकाध्वनि पाथेयं, कोऽश्नीयात् पिशितं सुधीः? ॥ ३३ ॥

પ્રાણીને કાપતા કે વધ કરતાની સાથે જ તરત તેની (માસની) અંદર નિગોદરૂપ અનંતા સંમૂર્છિમ જીવો ઉત્પન્ન થાય છે અને તેની વારંવાર ઉત્પન્ન થવાની પરંપરા ચાલુ જ રહે છે. શાસ્ત્રમા કહેલું છે કે, 'કાચા કે રાધેલા માસ કે રંધાતી માસ-પેશીઓમા નિગોદના સંમૂર્છિમ જીવોનો ઉત્પાત સતત જણાવેલો છે' માટે નરકના માર્ગનું આ પાથેય (ભાતું)

છે આ કારણે કયો સમજુ નરકના ભાતા સરખું માંસ-ભક્ષણ કરે?

માસને લગતા ઉપયોગી શ્લોકો કહે છે—

નિયંત્રણ વગરના અલ્પજ્ઞ નાસ્તિક માસ-લંપટ કુશાસ્ત્રોને રચનારાઓએ ધીઠાઈથી માંસ-ભક્ષણ કરવાનુ કહેલુ છે. તેના કરતા બીજો કોઈ નિર્લજ્જ નથી કે જે નરકાગ્નિમાં ઈન્ધન થનારા પોતાના માંસને પારકા માંસથી પોષણ કરવાની ઈચ્છા કરે. ખરેખર હજુ તે ભુંડ ઘણો સારો ગણાય કે, જે મનુષ્યની વિષ્ટાથી પોતાની કાયાને પુષ્ટ કરે છે, પરતુ પ્રાણિઘાત કરીને તેના માંસથી પોતાનુ અંગ વધારનાર નિર્દય માણસ સારો નથી. જેઓએ મનુષ્યોને બાકી રાખી બાકીના સર્વ જંતુઓના માસને ભક્ષ્ય જણાવેલુ છે તેમા મને એમ શંકા થાય છે કે, તેમાં તેને પોતાના વધનો ભય લાગ્યો હોય મનુષ્યમાસ અને પશુમાસમા જે તફાવત માનતો નથી, તેના જેવો કોઈ અધાર્મિક નથી અને તેના જેવો કોઈ મોટો પાપી નથી. મનુષ્યના વીર્ય અને સ્ત્રીના રુધિરથી ઉત્પન્ન થએલું, વિષ્ટાના રસથી વૃદ્ધિ પામેલું, થીજેલા લોહીવાળું માસ કીડા સિવાય કોણ ખાય? અહો! ખેદ અને આશ્ચર્યની વાત છે કે, બ્રાહ્મણો-દ્વિજાતિઓ શૌચમૂલ ધર્મ કહે છે, છતા તે અધમો સાત ધાતુઓથી ઉત્પન્ન થએલા માંસને ખાય છે ઘાસ ખાનાર એવા જે પશુઓ તેમને માસ અને અન્ન સમાન છે, તેઓને જીવિત આપનાર અમૃત અને મૃત્યુ આપનાર ઝેર સમાન છે. 'સત્પુરુષોને ઓદનની માફક પ્રાણીનું અંગ હોવાથી માસ ભક્ષણ કરવા યોગ્ય છે,' એ પ્રમાણે જે અજ્ઞાની જડભરતો યુક્તિથી કહેનારા છે, તો પછી ગાયથી ઉત્પન્ન થનાર ગોમૂતરને તેઓ દૂધની માફક કેમ પીતા નથી? ઓદનાદિકમાં પ્રાણીના અગનું નિમિત્ત તે ભક્ષ્યપણાનુ કારણ નથી પવિત્ર શંખો અને પ્રાણીના અંગસ્વરૂપ હાડકાદિક જેમ સરખા નથી, તેમ ઓદનાદિ ભક્ષ્ય અને માસાદિક અભક્ષ્ય કહેલાં છે. જે પ્રાણીના અંગ માત્રથી માસ અને ચોખા સમાન ગણાવનારા છે, તેઓ સ્ત્રીપણાના અંગે માતા અને પત્નીમા સમાનતાની કલ્પના કેમ નથી કરતા? એક પણ પંચેન્દ્રિય જીવના વધમાં કે તેના માસ-ભક્ષણમા જેવી રીતે નરક-ગમન જણાવેલુ છે, તેમ ધાન્ય-ભોજન કરનારને નરક જણાવેલ નથી રસ અને લોહીના વિકારને ઉત્પન્ન કરનાર ધાન્ય માંસ ન ગણાય. તેથી માસ ન ખાનારા અને ધાન્યનું ભોજન કરનારા પાપી નથી ધાન્ય પકવવામા જો કે એક પ્રાણિવધ રહી જાય છે, પરતુ દેશવિરતિવાળા શ્રાવકોને તે એટલો અત્યંત બાધક નથી. માસાહારીની ગતિ વિચારનાર અને ધાન્ય-ભોજનમા સતોષ માનનાર સંત પુરુષો જૈનશાસન પામેલા ગૃહસ્થો હોવા છતા પણ ઉચા પ્રકારની સુર-સપત્તિઓને પ્રાપ્ત કરે છે. ૩૩

હવે ક્રમપ્રાપ્ત માખણ ભક્ષણના દોષ કહે છે—

अन्तर्मुहूर्त्तात् परतः, सुसूक्ष्मा जन्तुराशयः ।
यत्र मूर्च्छन्ति तन्नाद्यं, नवनीतं विवेकिभिः ॥ ३४ ॥

જેમા બે ઘડીની અદરના સમયમા અતિ બારીક જતુઓના સમૂહો ઉત્પન્ન થાય છે, તેવા માખણને વિવેકીઓએ ન ભક્ષણ કરવુ ૩૪. એ જ વાત વિશેષ વિચારે છે—

एकस्यापि हि जीवस्य, हिंसने किमघं भवेत्? ।
जन्तुजातमय तत् को, नवनीतं निषेवते? ॥ ३५ ॥

માત્ર એક જ જીવના વધમાં શુમાર વગરનું પાપ થતું હોય, તો પછી અનેક જીવોના સમૂહના ઘાતવાળું માખણ કયો સમજુ ભક્ષણ કરે? ૩૫.

ત્યારપછી ક્રમસર આવતા મધ-ભક્ષણના દોષો કહે છે—

अनेकजन्तुसंघात–निघातनसमुद्भवम् ।
जुगुप्सनीयं लालावत्, कः स्वादयति माक्षिकम्? ॥ ३६ ॥

અનેક જંતુઓના સમૂહના વિનાશથી તૈયાર થએલુ અને મુખની લાળ સરખું જુગુપ્સનીય, માખીઓના મુખની લાળ-થુંકથી બનેલું મધ કયો વિચારવંત પુરુષ ભક્ષણ કરે? ઉપલક્ષણથી ભ્રમરાદિકનું મધ પણ સમજી લેવું ૩૬ હવે મધ ભક્ષણ કરનારાનું પાપીપણું જણાવે છે—

भक्षयन् माक्षिकं क्षुद्र–जन्तुलक्षक्षयोद्‌भवम् ।
स्तोकजन्तुनिहन्तृभ्यः, शौनिकेभ्योऽतिरिच्यते ॥ ३७ ॥

હાડકા વગરના હોય તે ક્ષુદ્ર જંતુ કહેવાય, અથવા તુચ્છ હલકા જીવોને પણ ક્ષુદ્ર ગણેલા છે, તેવા લાખો કે અનેક જીવોના વિનાશથી ઉત્પન્ન થવાવાળું મધ ખાનાર થોડા ગણતરીના પશુ હણનારા ખાટકીઓ કરતાં પણ વધી જાય છે. ભક્ષણ કરનાર પણ ઘાતક જ છે. ૩૭. એઠા ભોજનના ત્યાગ કરનાર લૌકિકોને પણ મધ એઠવાડ સરખું હોવાથી પરિહાર કરવા જણાવે છે—

एकैककुसुमक्रोडाद्, रसमापीय मक्षिकाः ।
यद् वमन्ति मधूच्छिष्टं, तदश्नन्ति न धार्मिकाः ॥ ३८ ॥

એક એક પુષ્પમાથી મકરંદરસનું પાન કરીને મધમાખો તેને વમન કરે છે, તેવા મધને એઠા ભોજનને ન ખાનારા ધામક પુરુષો ખાય નહિં. લોકોમા પણ 'એઠું ન હોય તેવું પવિત્ર ભોજન કરવું' એવો શિષ્ટાચાર ગણેલો છે. ૩૮

શંકા કરી કે, 'મધ ત્રણ દોષ શમાવનાર છે, રોગની શાતિ માટે આના કરતા ચડિયાતું બીજું ઔષધ નથી, તો પછી મધ ખાવામાં કયો દોષ? તેના પ્રત્યુત્તરમાં જણાવે છે—

अप्यौषधकृते जग्धं, मधु श्वभ्रनिबन्धनम् ।
भक्षितः प्राणनाशाय, कालकूटकणोऽपि हि ॥ ३९ ॥

રસ-લોલુપતાની બાબત બાજુ પર રાખીએ, પરંતુ ઔષધ ખાતર-રોગ મટાડનાર મધ હોય તો પણ મધ ભક્ષણ કરનાર નરકે જાય છે, પ્રમાદથી કે જીવવાની ઇચ્છાથી પણ કાલકૂટ ઝેરનો નાનો કણીયો પણ ખાધો હોય તો તે પ્રાણ નાશ કરનાર થાય છે. ૩૯. વળી પ્રશ્ન કર્યો કે, ખજૂર દ્રાક્ષાદિના રસ માફક મધ મધુર સ્વાદવાળુ અને ઇન્દ્રિયોને આનંદ આપનાર હોવાથી કેવી રીતે ત્યાગ કરવું? તેના ઉત્તરમાં જણાવે છે કે—

मधुनोऽपि हि माधुर्यमबोधैरहहोच्यते ।
आसाद्यन्ते यदास्वादाच्चिरं नरकवेदनाः ॥ ४० ॥

વાત સાચી છે કે, વ્યવહારથી મધ પ્રત્યક્ષ મધુર લાગે છે, પરંતુ પરમાર્થથી વિચારતા નરકવેદનાનુ કારણ હોવાથી અત્યંત કડવું છે ખેદની વાત છે કે, પરિણામે કડવાં એવા મધને મધુર કહેનારા અજ્ઞાની છે, કે મધનો સ્વાદ કરનારા નારકીની તીવ્ર વેદના લાંબા કાળ સુધી ભોગવશે. ૪૦ 'મધ પવિત્ર હોવાથી દેવોના અભિષેકમાં ઉપયોગી છે' એમ માનનારા પ્રત્યે હાસ્ય કરતા જણાવે છે—

मक्षिकामुखनिष्ठ्यूतं, जन्तुघातोद्भवं मधु ।
अहो ! पवित्रं मन्वाना, देवस्नाने प्रयुञ्जते ॥ ४१ ॥

અહો ! આશ્ચર્યની વાત છે કે, માખોના મુખમાથી વમન થએલા અને અનેક જંતુઓના ઘાતથી તૈયાર થએલા અપવિત્ર મધને પવિત્ર માનનારા શંકર વગેરે દેવોના અભિષેક કરવામા વાપરે છે અહો ! શબ્દ ઉપહાસ–મશ્કરી અર્થમા, જેમકે 'ઊંટોના વિવાહમા ગધેડાઓ સંગીતકાર તરીકે આવેલા છે, માહોમાહે તેઓ એકબીજાની પ્રશંસા કરે છે, કે 'અહો ! તમારુ રૂપ !' અહો ! તમારો શબ્દ !' ૪૧. હવે ક્રમ પ્રમાણે આવેલા પાંચ ઉદુમ્બરના દોષો જણાવે છે—

उदुम्बर–वट–प्लक्ष–काकोदुम्बरशाखिनाम् ।
पिप्पलस्य च नाश्नीयात्, फलं कृमिकुलाकुलम् ॥ ४२ ॥

અહિં ઉદુમ્બર શબ્દથી પાચ પ્રકારના વૃક્ષો સમજવા, તે આ પ્રમાણે—વડ, પીપળો, પારસ પીપળો, ઉબર, પ્લક્ષ–પીપળાની એક જાત આ પાચેય પ્રકારના વૃક્ષના ફ્લ ન ખાવાં, કારણ કે એક ફળની અંદર એટલા કીડાઓ હોય છે કે, જેની ગણતરી કરી શકાતી નથી. લૌકિક શાસ્ત્રોમા પણ કહેલું છે કે—

"નથી સમજી શકાતું કે ઉદુબરના ફ્લમા રહેલા જીવોની સાથે રહેલો કોઈ જીવ (ફ્લ–ભક્ષણના બાનાથી જીવ–ભક્ષણ કરનારા) તે મનુષ્યના ચિત્તમા ક્રમથી કે ક્રમ વિના, કયારે, કયા માર્ગે અને કેવી રીતે પ્રવેશ કરે છે—(તે ભક્ષણ કરનારનુ) ચિત્ત ફાટી જાય, ટુકડા થાય, ફૂટી જાય, તૂટી જાય, ચૂરાઈ જાય, અત્યત ગળી જાય કે વિદારણ થઈ જાય, તો પણ તે જીવ તેના ચિત્તમાથી નીકળે કે ન પણ નીકળે" ૪૨ પાચ ઉદુમ્બર–ફ્લના પચ્ચકખાણ કરનારની સ્તુતિ કરે છે—

अप्राप्नुवन्नन्यभक्ष्यमपि क्षामो बुभुक्षया ।
न भक्षयति पुण्यात्मा, पञ्चोदुम्बरजं फलम् ॥ ४३ ॥

સુલભ ધાન્ય અને ફળ–સમૃદ્ધ દેશ કે કાળમા જે પાચ ઉદુમ્બર ફ્લને ખાતા નથી, તે વાત તો બાજુ પર રાખીએ પરંતુ દેશ અને કાલના કારણે ભક્ષ્ય ધાન્ય કે ફ્લની પ્રાપ્તિ

ન થાય, ભૂખથી લેવાયો હોય અને દુબળો થયો હોય, 'સ્વસ્થતાવાળાને વ્રત–પાલન કરવું બહુ મુશ્કેલ નથી' તો પણ તે પુણ્યાત્મા પાંચ ઉદુમ્બર–ફ્લોનું ભક્ષણ કરતો નથી. ૪૩.

હવે ક્રમસર આવેલા અનંતકાયને ત્રણ શ્લોકોથી દર્શાવે છે—

आर्द्रः कन्दः समग्रोऽपि, सर्वः किशलयोऽपि च ।
स्नुही लवणवृक्षत्वक्, कुमारी गिरिकर्णिका ॥ ४४ ॥

शतावरी विरूढानि, गुडूची कोमलाम्लिका ।
पल्यङ्कोऽमृतवल्ली च, वल्लः शूकरसंज्ञितः ॥ ४५ ॥

अनन्तकायाः सूत्रोक्ताः अपरेऽपि कृपापरैः ।
मिथ्यादृशामविज्ञाताः वर्जनीयाः प्रयत्नतः ॥ ४६ ॥

નહિ સુકાએલા સર્વ જાતિના કંદ, સુકાએલામાં તો નિર્જીવ થવાથી અનંતકાયપણુ રહેતું નથી કન્દ એટલે વૃક્ષના થડની નીચે જમીનમા રહેલો ભાગ, આ સર્વ લીલા કંદો અનંતકાય છે. તેમા કેટલાકના નામો જણાવે છે. સુરણ કન્દ, જેનાથી હરસ રોગની શાતિ થાય છે. આદુ–લીલી સૂંઠ, લસણ, વજ્રકંદ, દરેક જાતની નહિ સુકાએલી હળદર, લીલો–તીખો કચૂરો, કમલકન્દ, ગાજર, પદ્મિનીકંદ, કસેરૂ–ખરસઈનો કંદ, સુર્ગુર, સુસ્તા(મોથ), મૂળાના કંદ, બટાકા, ડુંગળી, રતાળુ, હસ્તિકંદ, મનુષ્યકંદ વગેરે; કિશલય એટલે દરેક વનસ્પતિનાં પ્રૌઢ પાદડાની પૂર્વાવસ્થાના કોમળ પાદડા કે દરેક બીજમાથી પ્રથમ નીકળતા અંકુરાઓ અનંતકાય હોય છે. જ્યારે તે વૃદ્ધિ પામે, કોમળતા ન રહે અને રૂઢ બને ત્યારે તે પ્રત્યેક વનસ્પતિ કહેવાય બાકી દરેક વનસ્પતિકાયની પૂર્વાવસ્થા અનંતકાય–સ્વરૂપ હોય. સ્નુહી એટલે વજ્ર તરુ, થોરીયા, હાથીયા–કાંટાળા વાડમા ઉપયોગી થાય છે, તે અનતકાય છે. લવણ નામના વૃક્ષની છાલ, એકલી છાલ જ અનંતકાય છે, બાકીના અવયવો પ્રત્યેક વનસ્પતિ છે કુમારી–કુંઆર પ્રસિદ્ધ છે, જેના પત્રો બે ધારોમા કાટાવાળા લાબાં પરનાળના આકારના હોય છે. ગિરિકર્ણિકા એક જાતની વેલડી, જેને ગરમર કહે છે શતાવરી વેલડી વિશેષ, વિરૂઢ એટલે કઠોળમાંથી નીકળતા અંકુરા, કઠોળને પલાળી રાખે એટલે તેમાં અકુરા નીકળે તે ગડૂચી એટલે દરેક જાતના ગળોના વેલા, જે લીમડા વિગેરે વૃક્ષો ઉપર હોય છે કોમળ આબલી–બીજ ન થયા હોય તેવી કુણી આંબલી અનંતકાય છે, જે ચિચિણિકા પણ કહેવાય છે. પલ્યંક–એક જાતનુ પાલખનું શાક, અમૃતવેલી નામની વેલડી, શૂકરવાલ–શૂકરવેલી, જેની જંગલમા મોટી વેલડીઓ થાય છે, પરંતુ ધાન્યમા જે વાલ ગણાવ્યા છે, તે અનંતકાય નથી આ નામો આર્યોમા પ્રસિદ્ધ છે. મ્લેચ્છોમા પ્રસિદ્ધ એવા નામો જીવાભિગમ નામના સૂત્રમા કહેલા છે બીજા ભેદોવાળી અનતકાય પણ કૃપાવત શ્રાવકોએ વર્જવી જોઈએ. મિથ્યાદૃષ્ટિઓને તો વનસ્પતિમા જ જીવની શ્રદ્ધા ન હોવાથી અનતકાયપણાની માન્યતા તો કયાથી હોઈ શકે? ૪૪, ૪૫, ૪૬. હવે અજ્ઞાતફલ વર્જવા માટે જણાવે છે—

स्वयं परेण वा ज्ञातं, फलमद्याद् विशारदः ।
निषिद्धे विषफले वा, मा भूदस्य प्रवर्तनम् ॥ ४७ ॥

પોતે કે બીજાએ ન ઓળખેલું ફળ બુદ્ધિશાળી ભક્ષણ ન કરે. અજાણ્યાં ફળ ખાવાનો દોષ જણાવે છે કે નિષેધ કરેલા, વિષફળ અને અજાણ્યાં ફળ અને ઉપલક્ષણથી અજાણ્યાં પત્ર, ફૂલ વગેરે પણ અભક્ષ્ય સમજવાં તે ખાવાથી વ્રતભંગ થાય છે અને વિષફલ ખાવાથી જીવિતનો નાશ થાય છે ૪૭ હવે રાત્રિભોજન-નિષેધ કહે છે—

अन्नं प्रेत-पिशाचाद्यैः, संचरद्भिर्निरङ्कुशैः ।
उच्छिष्टं क्रियते यत्र, तत्र नाद्या द्दिनात्यये ॥ ४८ ॥

નિરંકુશ પ્રેત, વ્યંતર, પિશાચ, રાક્ષસ વગેરે રાત્રે ફરનારા અધમજાતિના દેવતાના સ્પર્શાદિકથી ઉચ્છિષ્ટ બનેલું ભોજન રાત્રે ન ખાવું. કહેલું છે કે, 'રાત્રિએ રાક્ષસો વગેરે પૃથ્વી ઉપર સર્વત્ર ગમે ત્યા રખડે છે, અને તેઓ ભોજનને અભડાવી એઠું કરે છે અને રાત્રિભોજન કરનારને ઉપદ્રવ કરે છે.' ૪૮. તથા—

घोरान्धकाररुद्धाक्षैः पतन्तो यत्र जन्तवः ।
नैव भोज्ये निरीक्ष्यन्ते, तत्र भुञ्जीत को निशि? ॥ ४९ ॥

પ્રબલ અંધકારમા જ્યા આખથી ઘી, તેલ, છાશ વિગેરે ભોજનમા પડતા કીડી, કીડા, માખ કે ઉડતા જીણા જંતુઓ જ્યારે દેખાતા નથી, એવા રાત્રિકાળમાં કયો ચેતનાવાળો સમજુ ભોજન કરે? ૪૯ રાત્રિભોજનમાં દેખેલા દોષો ત્રણ શ્લોકોથી કહે છે—

मेधां पिपीलिका हन्ति, यूका कुर्याज्जलोदरम् ।
कुरुते मक्षिका वान्तिं, कुष्ठरोगं च कोलिकः ॥ ५० ॥

कण्टको दारुखण्डं च, वितनोति गलव्यथाम ।
व्यञ्जनान्तर्निपतितस्तालु विध्यति वृश्चिकः ॥ ५१ ॥

विलग्नश्च गले वालः, स्वरभङ्गाय जायते ।
इत्यादयो दृष्टदोषाः, सर्वेषां निशिभोजने ॥ ५२ ॥

ભોજનમા કીડી આવી અને તે રાત્રે દેખાય નહિ અને ખવાઈ જાય, તો તેથી ખાનારની બુદ્ધિ હણાઈ જાય તેમજ જૂ ખવાઈ તો જલોદર નામનો પેટનો રોગ ઉત્પન્ન થાય, માખીથી ઊલટી થાય, કરોળીયો ખવાય તો કોઢરોગ, બોરડી આદિનો કાટો કે લાકડાનો ટુકડો ગળાની વ્યથા કરે, શાકની અંદર ડીંટાના આકાર સરખો વિછી ખવાઈ જાય, તો તાળવુ વિધી નાખે, શંકા કરી કે, કીડી વગેરે બારીક હોવાથી ન દેખાય, પરંતુ વિછી તો મોટો હોવાથી દેખાય જ અને તે કેવી રીતે ભોજનમા ખવાય? તેના જવાબમાં જણાવે છે કે, વૃંતાકના ડીંટા વિછીના

આકાર સરખા હોય છે, અને કદાચ ભોજનમા વિંછી આવી પડ્યો હોય અને તેનો ખ્યાલ ન આવે તો ખવાઈ જવાનો સંભવ ગણાય ગળામાં વાળ ચોંટી જાય આ વિગેરે દોષો તો દરેક અન્યદર્શનકારો પણ માને છે. વળી રાત્રિભોજન કરો એટલે રસોઈ કરવામા છ જીવનિકાયનો વધ થવાનો, વાસણ સાફ કરવામા ધોવામા પણ પાણીમા રહેલા જીવોનો વિનાશ થવાનો, પાણી ફેંકો એટલે ભૂમિપર રહેલા કુંથુ, કીડી આદિ જીવોનો ઘાત થવાનો. તે જીવોના રક્ષણ ખાતર પણ રાત્રિભોજન ન કરવું કહેલુ છે કે—"રાત્રિભોજન કરવાથી કુંથુઆદિ જીવોનો ઘાત તેમજ ભાજન સાફ કરવા-ધોવા વગેરે રાત્રિકાર્યમા હિંસા લાગે છે. એવા રાત્રિભોજનના દોષોને કહેવા કોણ સમર્થ થઈ શકે તેમ છે? ૫૦, ૫૧, ૫૨

પ્રશ્ન કર્યો કે, જેમા અન્ન પકાવવું ન પડે કે ભાજન ધોવા વગેરે દોષનો સંભવ નથી તેવા તૈયાર લાડુ આદિ કે ખજૂર, દ્રાક્ષાદિનું ભક્ષણ કરનારને કયો દોષ લાગે? તે કહે છે—

नाप्रेक्ष्य सूक्ष्मजन्तूनि, निश्यद्यात् प्रासुकान्यपि ।
अप्युद्यत्केवलज्ञानैर्नादृतं यन्निशाऽशनम् ॥ ५३ ॥

દિવસે બનાવેલા-પ્રાસુક અને ઉપલક્ષણથી તે સમયે નહીં પકવેલા હોવા છતાં પણ મોદક કે ફળ વિગેરે રાત્રે ન ખાવા, શાથી? તો કે ગમે તેટલા બીજા પ્રકાશમા તેવા સૂક્ષ્મ જંતુઓ કુંથુ, પનક વિગેરે દેખી શકાતા નથી. એથી ઉત્પન્ન થએલા કેવલજ્ઞાનવાળા ભગવંતોએ કેવળજ્ઞાનના બલથી જાણ્યુ છે કે, ઘણા બારીક ઉડતા અને આવી પડતા જંતુ વગરના ભોજનનો અભાવ હોવાથી તેમણે રાત્રિભોજનનો આદર કર્યો નથી નિશીથ-ભાષ્યમા કહેલું છે કે—

"જો કે લાડુ વિગેરે પ્રાસુક પદાર્થો રાત્રે તૈયાર ન કર્યા હોય, દિવસે બનાવ્યા હોય, તોપણ રાત્રે કુંથુઆ, લીલ, ફુગ આદિ નાના જંતુઓ દેખી શકાતા નથી તેથી પ્રત્યક્ષજ્ઞાનવાળા કેવલજ્ઞાનીઓ સ્વજ્ઞાન-બલથી તે સૂક્ષ્મજીવોને જાણી શકે તેમ હોવા છતા રાત્રિભોજન કરતા નથી જો કે દીવા વગેરેના પ્રકાશમા કીડી વિગેરે જીવો દેખાય છે, તો પણ વિશિષ્ટજ્ઞાનીઓએ મૂલવ્રતની વિરાધના થતી હોવાથી આચર્યું નથી" ૫૩ લૌકિક દર્શનોમા પણ રાત્રિભોજનનો નિષેધ છે—

धर्मविन्नैव भुञ्जीत, कदाचन दिनात्यये ।
बाह्या अपि निशाभोज्यं, यदभोज्य प्रचक्षते ॥ ५४ ॥

જૈનશાસન નહિ પામેલા બીજા લોકો પણ રાત્રે ભોજન કરવાની ના કહે છે, તો પછી ધર્મ સમજનાર શ્રાવક કદાપિ સૂર્યાસ્ત થયા પછી ભોજન કરે નહિ. ૫૪. જે શાસ્ત્રોથી અન્ય મતવાળા રાત્રિભોજનની મના કરે છે, તે શાસ્ત્રપાઠ આ પ્રમાણે—

'त्रयीतेजोमयो भानुरिति वेदविदो विदुः ।
तत्करैः पूतमखिल, शुभं कर्म समाचरेत् ॥ ५५ ॥

વેદના જાણકારો ઋગ્, યજુ અને સામ લક્ષણ ત્રણના તેજવાળો સૂર્ય માને છે, અને

'ત્રયીતનુ' એવું સૂર્યનું નામ જાણે છે તે સૂર્યના કિરણોથી પવિત્ર કરેલ સર્વશુભ કાર્યો કરવા, તેના અભાવમાં શુભ કાર્યો ન કરવા ૫૫. તે જ કહે છે—

नैवाहुतिर्न च स्नानं, न श्राद्धं देवताऽर्चनम् ।
दानं वा विहितं रात्रौ, भोजनं तु विशेषतः ॥ ५६ ॥

અગ્નિમા સમિધ આદિની આહુતિ આપવી, સ્નાન, શ્રાદ્ધ, દેવપૂજા, દાન, આદિ શુભ કાર્યો અને ખાસ કરીને ભોજન રાત્રે ન કરવા પ્રશ્ન કર્યો કે, 'નક્તભોજન તો કલ્યાણકારી છે, એમ સાભળ્યું છે અને રાત્રિભોજન વગર તે સંભવે નહિ' તેના જવાબમા જણાવ્યું છે કે, નક્ત શબ્દના અર્થને ન સમજવાથી આમ બોલાય છે ૫૬. તે જ કહે છે—

दिवसस्याष्टमे भागे, मन्दीभूते दिवाकरे ।
नक्तं तु तद् विजानीयात्, न नक्तं निशि भोजनम् ॥ ५७ ॥

દિવસના આઠમા ભાગમાં પાછલા અર્ધ પ્રહરમા જે ભોજન કરાય, તે નક્તભોજન કહેવાય શબ્દની મુખ્યા અને ગૌણી એમ બે પ્રકારની પ્રવૃત્તિ છે તેમા કોઈ વખત મુખ્યથી વ્યવહાર કરવો, કોઈક વખત મુખ્યાર્થની બાધા થાય, તો ગૌણ પ્રવૃત્તિ કરવી. નકતનો અર્થ રાત્રિભોજન લક્ષણ મુખ્યાર્થની બાધામા રાત્રિભોજનનો ત્યા ત્યા પ્રતિષેધ કરેલો હોવાથી નકત શબ્દનો ગૌણઅર્થ દિવસ થોડો બાકી રહ્યો હોય, તે સમયે ભોજન કરવુ એવા અર્થમા નકત-ભોજન શબ્દ લેવો ત્યા નિમિત્ત જણાયુ કે, સૂર્ય ઠ ડો પડે ત્યારે એટલે મુખ્ય અર્થનો પ્રતિષેધ થવાથી નકત એટલે રાત્રિભોજન અર્થ ન કરવો ૫૭ રાત્રિભોજનનો નિષેધ બીજા શાસ્ત્રોમા જણાવેલો છે, તે બે શ્લોકોથી જણાવે છે—

'देवैस्तु भुक्त पूर्वाह्णे, मध्याह्ने ऋषिभिस्तथा ।
अपराह्णे च पितृभिः, सायाह्ने दैत्य-दानवैः ॥ ५८ ॥
सन्ध्यायां यक्ष-रक्षोभिः, सदा भुक्तं कुलोद्वह ! ।
सर्ववेलां व्यतिक्रम्य, रात्रौ भुक्तमभोजनम् ॥ ५९ ॥'

દિવસના પ્રથમ પ્રહરમા દેવોએ ભોજન કર્યું, મધ્યાન્હ સમયે ઋષિઓએ, પાછલા દિવસે પિતૃઓએ, સાજે-વિકાલ સમયે દૈત્યોએ અને દાનવોએ ભોજન કર્યુ સન્ધ્યા એટલે રાત્રિ-દિવસને પ્રવેશ અને નીકળવાનો સમય તેમા યક્ષોએ અને રાક્ષસોએ ભોજન કર્યુ હે યુધિષ્ઠિર! સર્વે દેવાદિકની વેળાનો સમય ઉલ્લઘન કરી રાત્રે ભોજન કરવુ, તે અભોજન ગણાય ૫૮, ૫૯ આયુર્વેદમા પણ કહેલુ છે—આ પ્રમાણે પુરાણમાં રાત્રિભોજનનો પ્રતિષેધ કહીને આયુર્વેદ સાથે સમ્મત થતા જણાવે છે આયુર્વેદમા આ પ્રમાણે જણાવેલું છે—

हृन्नाभिपद्मसंकोचः, चण्डरोचिरपायतः ।
अतो नक्तं न भोक्तव्यं, सूक्ष्मजीवादनादपि ॥ ६० ॥

આ શરીરમાં નીચા મુખવાળું હૃદયપદ્મ અને ઊંચા મુખવાળું નાભિપદ્મ એ બે કમળો છે, તે રાત્રે સંકોચ પામે છે, શાથી ? તો કે સૂર્યનો અસ્ત થવાથી આ કારણે બંને કમળો સંકોચાઈ જાય છે, તેથી રાત્રે ભોજન ન કરવું, સૂક્ષ્મ જીવોનું ભક્ષણ પણ થઈ જાય, આ બીજું કારણ ૬૦. પરપક્ષની સાક્ષી આપીને સ્વમતની સિદ્ધિ કરે છે—

संसजज्जीवसंघातं, भुञ्जाना निशि भोजनम् ।
राक्षसेभ्यो विशिष्यन्ते, मूढात्मानः कथं नु ते ? ॥ ६१ ॥

રાત્રે ભોજન સાથે આવતા સંસક્તસબંધ જીવોના સમૂહનું ભોજન કરતા મૂઢ–જડ મનુષ્યો ખરેખર રાક્ષસો છે. જૈનધર્મયુક્ત મનુષ્યત્વ પ્રાપ્ત થયા પછી વિરતિ ગ્રહણ કરવી, તે જ ઉચિત ગણાય. વિરતિ વગરનો શિંગડા–પૂંછડા વગરનો પશુ જ છે ૬૧. એ જ વાત કહે છે—

वासरे च रजन्यां च, यः खादन्नेव तिष्ठति ।
शृङ्ग–पुच्छ–परिभ्रष्टः, स्पष्टं स पशुरेव हि ॥ ६२ ॥

દિવસ કે રાત્રિનો ભેદ રાખ્યા વગર જે ખાધા જ કરતો હોય, તે શિંગડા અને પૂંછડા વગરનો ચોક્ખો પશુ જ છે. ૬૨ રાત્રિભોજનનો ત્યાગ કરનાર કરતા પણ અધિક પુણ્યશાળીને દેખાડે છે—

अह्नो मुखेऽवसाने च, यो द्वे द्वे घटिके त्यजन् ।
निशाभोजनदोषज्ञोऽश्नात्यसौ पुण्यभाजनम् ॥ ६३ ॥

દિવસના આરંભમા અને છેડાના ભાગમા રાત્રિના નજીકના કાળમા બબ્બે ઘડીને છોડીને ભોજન કરતો હોય, તે પુણ્યશાળી આત્મા છે, તે મહાનુભાવ રાત્રિભોજનના દોષો જાણનાર હોય અને તેથી રાત્રિ પાસેના મુહૂર્ત મુહૂર્ત કાળ પણ દોષવાળા સમજે છે આ કારણથી આગમમા સર્વ જઘન્ય પ્રત્યાખ્યાન મુહૂર્ત કાળ–પ્રમાણ નમસ્કાર–સહિત(નોકારશી) કહેલું છે. શ્રાવક છેલ્લા મુહૂર્તની પહેલા ભોજન પતાવી નાખે અને ત્યાર પછી તેવિઆહાર કે ચોવિહાર-રૂપ રાત્રિભોજનનુ પચ્ચક્ખાણ કરે. ૬૩ પ્રશ્ન કર્યો કે જે દિવસે જ ભોજન કરે છે, તેને રાત્રિ-ભોજનના પચ્ચક્ખાણનું ફળ નથી, અથવા જો કંઈપણ ફળ મળતુ હોય તો કહી સમજાવો, તેના જવાબમા જણાવે છે—

अकृत्वा नियमं दोषा–भोजनाद् दिनभोज्यपि ।
फलं भजेन्न निर्व्याजं, न वृद्धिर्भाषितं विना ॥ ६४ ॥

દિવસે ભોજન કરનાર હોવા છતા તે રાત્રિભોજનનો નિયમ કર્યા વગર વાસ્તવિક ફળ મેળવી શકતો નથી. કેમ ન મેળવે ? તો કે કોઈને ત્યા વ્યાજે રકમ મેલી, પણ નક્કી કર્યા વગર મૌનપણે રકમ આપી, વ્યાજ નક્કી ન કર્યું, તો વગર બોલેલી રકમનુ વ્યાજ કોઈ આપતું નથી આ વાત લોકોમા પણ જાણીતી છે કે, જે બોલ્યા હોય તે પ્રમાણે વ્યાજ મળે ૬૪ કહેલી વાતને ઉલટી રીતે જણાવે છે—

ये वासरं परित्यज्य, रजन्यामेव भुञ्जते ।
ते परित्यज्य माणिक्यं, काचमाददते जडाः ॥ ६५ ॥

જેઓ દિવસનો ત્યાગ કરીને રાત્રે જ ભોજન કરે છે, જડ સરખા તેઓ માણિક્ય રત્નનો ત્યાગ કરી કાચને ગ્રહણ કરે છે ૬૫ પ્રશ્ન કરે છે કે, નિયમ સર્વ સ્થાનમા ફળ આપનાર થાય, તેથી જેને 'રાત્રે જ મારે ભોજન કરવુ', પણ દિવસે નહિ' એવા નિયમવાળાની કઈ ગતિ થાય? તે કહે છે—

वासरे सति ये श्रेयस्काम्यया निशि भुञ्जते ।
ते वपन्त्यूषरे क्षेत्रे, शालीन् सत्यपि पल्वले ॥ ६६ ॥

જેઓ કલ્યાણ માટે દિવસે ભોજન હોવા છતાં પણ કુશાસ્ત્રના સંસ્કારથી કે મોહથી શ્રેયની ઇચ્છાથી રાત્રે જ ભોજન કરે, તેઓ ડાગર રોપવા યોગ્ય ફળદ્રૂપ ક્યારો હોવા છતા પણ ઉખર-ભૂમિમા ડાગર વાવે છે જેમ ઉખર ભૂમિમા શાલિધાન્ય વાવવુ નિરર્થક છે, તેમ 'રાત્રે જ મારે ભોજન કરવુ' એવો નિયમ પણ નિષ્ફળ છે. અધર્મ રોકનાર નિયમ હોય, તે ફળવાળો ગણાય, આ નિયમ તો ધર્મ રોકનાર હોવાથી નિષ્ફળ કે વિપરીત ફળવાળો ગણાય ૬૬ રાત્રિભોજનનુ ફળ કહે છે—

उलूक–काक–मार्जार–गृध्र–शम्बर–शूकराः ।
अहि–वृश्चिक–गोधाश्च, जायन्ते रात्रिभोजनात् ॥ ६७ ॥

રાત્રિભોજન કરનાર ભવાંતરમા ઘુવડ, કાગડા, બિલાડા, ગીધ, સાબર, મચ્છ, ભૂડ, સાપ, વિછી, ઘો, નોળિયા, ગીરોલી, અને પાપબંધ થાય તેવી અધમ જાતિમાં ઉત્પન્ન થાય છે ૬૭. વનમાલાનુ ઉદાહરણ આપીને રાત્રિભોજન-દોષની મહત્તા બતાવે છે—

श्रूयते ह्यन्यशपथान्, अनादृत्यैव लक्ष्मणः ।
निशाभोजनशपथं, कारितो वनमालया ॥ ६८ ॥

સંભળાય છે કે, વનમાલાએ બીજા સોગનનો અનાદર કરીને લક્ષ્મણજીને રાત્રિભોજનના સોગન કરાવ્યા હતા.

રામાયણમા સંભળાય છે કે, દશરથપુત્ર લક્ષ્મણે પિતાની આજ્ઞાથી રામ અને સીતા સાથે દક્ષિણાપથ તરફ પ્રયાણ કરતા વચમા કૂબરનગરમા મહીધર રાજાની પુત્રી વનમાલા સાથે લગ્ન કર્યાં ત્યારપછી રામ સાથે આગળ દેશાન્તરમા જતા તેની પત્ની વનમાલાને ત્યા મૂકતો જાય છે, તેના વિરહથી દુખી બનેલી તેનુ ફરી આગમન નહિં થાય તેમ સભાવના કરતા તેણીએ લક્ષ્મણને સોગન અપાવ્યા 'હે પ્રિયા! રામને તેના ઇચ્છેલા દેશમા સ્થાપન કરીને જો હુ તને મારા દર્શન આપીને ખુશ ન કરુ, તો પ્રાણાતિપાત આદિ પાપ કરનારની જે ગતિ થાય, તે ગતિને હુ પામુ.' વનમાલાને તે સોગનોથી સતોષ ન થયો અને 'જો તમે રાત્રિભોજન કરનારાની

ગતિના સોગન કરો, તો જ હું તમને રજા આપું, નહિંતર નહિં ' એમ કહ્યું, એટલે તે પ્રમાણે સ્વીકારી તેણે આગળ બીજા દેશ તરફ પ્રયાણ કર્યું આ પ્રમાણે બીજા સોગનનો અનાદર કરી વનમાલાએ લક્ષ્મણને રાત્રિભોજન સંબંધી સોગન કરાવ્યા આ વિષયની વધારે હકીકત ગ્રંથ વધી જાય તે કારણે અહીં લખી નથી ૬૮

શાસ્ત્ર-નિદર્શન વગર સમગ્ર લોકનુ અનુભવસિદ્ધ રાત્રિભોજન-વિરતિનુ ફળ કહે છે—

करोति विरतिं धन्यो, यः सदा निशि भोजनात् ।
सोऽर्द्धं पुरुषायुषस्य, स्यादवश्यमुपोषितः ॥ ६९ ॥

જે કોઈ ધર્મારાધક રાત્રિભોજનના પચ્ચકખાણુ કરે તે પુરુષનું અર્ધ આયુષ્ય તો ઉપવાસવાળું ગણાય એક ઉપવાસ પણુ નિર્જરાનુ કારણુ હોવાથી મહાફળવાળું છે. સો વર્ષના આયુષ્યવાળાને લગભગ પચાસ વર્ષ ઉપવાસનો સરવાળો થાય, તો તેને કેટલું ફળ થાય? આ તો સો વર્ષવાળાની વાત કરી, પરંતુ પૂર્વકોટી વર્ષ જીવનારને તો અર્ધો કાળ ઉપવાસ રાત્રિભોજન-વિરતિમાં થાય ૬૯. આ પ્રમાણે રાત્રિભોજનના ઘણા દોષો જણાવ્યા, તેના ત્યાગમા જે ગુણો છે, તેને કહેવા એ અમારી શક્તિની બહારની વાત છે—

रजनीभोजनत्यागे, ये गुणाः परितोऽपि तान् ।
न सर्वज्ञाद् ऋते कश्चिदपरो वक्तुमीश्वरः ॥ ७० ॥

રાત્રિભોજન ત્યાગ કરવાના જે સર્વ પ્રકારના ગુણો છે, તેને કેવળી સિવાય બીજો કોઈ કહેવા સમર્થ નથી. ૭૦

હવે ક્રમપ્રાપ્ત કાચા દૂધ, દહિં, છાશ આદિ-ગોરસ સાથે ભેગા થએલા કઠોળના બનેલા ભોજનનો પ્રતિષેધ જણાવે છે—

आमगोरससंपृक्त-द्विदलादिषु जन्तवः ।
दृष्टाः केवलिभिः सूक्ष्मास्तस्मात् तानि विवर्जयेत् ॥ ७१ ॥

કાચા ગોરસમાં કઠોળ કે તેના અવયવો ભેગા થાય, તો તેમાં કેવળી ભગવંતોએ સૂક્ષ્મજીવો દેખેલા છે, માટે તેનો ત્યાગ કરવો.

આ જૈનશાસનની આવા પ્રકારની મર્યાદા છે કે, આગમથી જાણી શકાય તેમા હેતુઓને પ્રતિપાદન કરે, અને હેતુઓથી જાણી શકાય તેવા પદાર્થોમા માત્ર આગમને આગળ કરી પ્રતિપાદન કરે, તેમ પદાર્થોનું પ્રતિપાદન કરનાર આજ્ઞા-વિરાધક કહેલો છે 'જે હેતુવાદ પક્ષમા હેતુથી, અને આગમમા આગમથી એ પ્રમાણે પ્રભુ-શાસનના સિદ્ધાતો પ્રરૂપે, તે આજ્ઞાઆરાધક છે, અને તેથી વિપરીત રીતે પ્રરૂપણા કરનાર સિદ્ધાત-વિરાધક છે' આ નિયમાનુસાર કાચા ગોરસમા ભળેલા કઠોળ આદિમાં હેતુથી જાણી શકાય તેવા જીવોનો સદ્ભાવ નથી, પણ તે જીવો આગમથી જ જાણી શ્રદ્ધા કરવા યોગ્ય છે તે ગોરસમા ભળેલા કઠોળ, આદિશબ્દથી રાધેલા વાસી ભાત, બે દિવસ ઉપરાતનુ દહિં, કોહાએલ કે વાસી અન્ન, તેમા

જે જંતુઓ છે, તે કેવળી ભગવંતોએ દેખ્યા છે, તેથી તે જંતુ-મિશ્રિત તથા કાચા ગોરસ સાથે કઠોળ મિશ્રિત ભોજનની વાનગીનો ત્યાગ કરવો. તેવું ભોજન કરવાથી પ્રાણાતિપાત નામનુ પ્રથમ પાપસ્થાનક લાગે છે કેવળીઓના વચનો નિર્દોષ હોવાથી આપ્ત-પ્રામાણિક પુરુષોના વચનથી વિપરીત ન હોય ૭૧ તેમજ એમ ન સમજવું કે મદ્ય વિગેરેથી માડી કોહેલું, સ્વાદ વિગેરે બગડી ગયા હોય કે વાસી અન્ન સુધી કહેલાં જ અભક્ષ્ય છે, પરંતુ ઘણા જીવોના સબંધવાળા હોય તેવા બીજાં પણ અભક્ષ્યોને આગમથી જાણીને ત્યાગ કરવાં જોઈએ, તે કહે છે—

जन्तुमिश्रं फलं पुष्पं, पत्रं चान्यदपि त्यजेत ।
सन्धानमपि संसक्तं, जिनधर्मपरायणः ॥ ७२ ॥

જૈનધર્મ-પરાયણ દયાળુ શ્રાવક બીજા જીવોના સંસર્ગવાળા ફળ, ફૂલ, પાંદડા, કે તેવી બીજી વસ્તુઓ તથા બોળ અથાણાનો ત્યાગ કરે

ફળ સિવાયના બીજા ત્રસ જીવોથી યુક્ત મહુડા, બીલીફળ આદિક ફળો, અરણિ, સરગવો કે મહુડા આદિ પુષ્પો, ચોમાસામા તાજલીયા આદિક ભાજી તથા પાદડા તેમ જ બીજાં પણ મૂળ આદિકનો ત્યાગ કરવો કેરી આદિકના અથાણામા જો લીલ ફૂલ કે બીજા સસક્ત જીવ હોય તો ત્યાગ કરવો, કારણ કે જીવદયા પાલન કરનાર શ્રાવક જીવ-વિરાધના થાય તેવા અભક્ષ્યનુ ભક્ષણ કરતો નથી આ ભોજનથી ભોગોપભોગ-વ્રત કહ્યુ ભોગોપભોગનું કારણ ધનોપાર્જન પણ ભોગોપભોગ ઉપચારથી કહેવાય, તેનું પરિમાણ પણ ભોગોપભોગવ્રત કહેવાય, તેથી શ્રાવકને ખરકર્મનો પરિહાર કરીને બીજા નિર્દોષ કાર્યથી આજીવિકા કરવાની હોય આ અહિં સંક્ષેપમા જણાવ્યુ, અતિચારના અધિકારમા વિશેષ કહીશું ભોગોપભોગ-વ્રત સમજાવ્યુ ૭૨

## ત્રીજું ગુણવ્રત અનર્થદંડ-વિરમણ

હવે અનર્થદંડ-વિરમણ નામનુ ત્રીજુ ગુણવ્રત કહેવાનો અવસર થયો, તેના ચાર પ્રકાર બે શ્લોકોથી સમજાવે છે—

आर्त्तं रौद्रमपध्यान, पापकर्मोपदेशिता ।
हिंसोपकारिदानं च, प्रमादाचरणं तथा ॥ ७३ ॥

शरीराद्यर्थदण्डस्य, प्रतिपक्षतया स्थितः ।
योऽनर्थदण्डस्तत्त्यागस्तृतीय तु गुणव्रतम् ॥ ७४ ॥

આર્ત-રૌદ્ર સ્વરૂપ અપધ્યાન કરવુ, પાપકાર્યોનો ઉપદેશ કે પ્રેરણા આપવી, હિંસાના સાધનો બીજાને આપવા અને પ્રમાદ સેવવો આ ચાર પ્રકારના અનર્થદંડ કહેવાય શરીર આદિકના કારણે જે પાપ કરવું પડે, તે અર્થદંડ અને જેમા પોતાને કે બીજાને કંઈ લાભ ન થાય અને વગર કારણે આત્મા પાપથી દંડાય તે અર્થદંડથી વિપરીતપણે રહેલો અનર્થદંડ, તેનો ત્યાગ કરવો, તે ત્રીજુ ગુણવ્રત કહેવાય

ખરાબ ધ્યાન કરવુ તે અનર્થદંડનો પ્રથમભેદ તેના આર્ત અને રૌદ્ર એવા બે ભેદ છે. ઋત એટલે દુ:ખ, તેમા થવાવાળુ અથવા અર્તિ, પીડા, યાતના તેમા થવાવાળુ ધ્યાન તે આર્તધ્યાન, તેના ચાર પ્રકાર છે ૧. અણગમતા શબ્દાદિક વિષયોના સયોગમા તેના વિયોગ ચિતવવા સ્વરૂપ અને વળી તેના અસંયોગની પ્રાર્થના, તે પ્રથમભેદ ૨ શૂલ વિગેરે રોગ થયા હોય ત્યારે તેના વિયોગ સબધી વિચારો કરવા અને ફરી તેની પ્રાપ્તિ ન થાય તેની ચિતા કરવી, તે આર્તધ્યાનનો બીજો ભેદ ૩ મનગમતા ઈષ્ટ શબ્દાદિક વિષયો તથા શાતાવેદનીયના અવિયોગના પરિણામ–સ્વરૂપ સંપ્રયોગ અભિલાષ નામનો ત્રીજો ભેદ ૪ દેવેન્દ્ર, ચક્રવર્તી આદિના વૈભવની પ્રાર્થનારૂપ નિયાણુ, તે ચોથા પ્રકારનુ આર્તધ્યાન. જે માટે કહેલું છે.—

## આર્તધ્યાન

દ્વેષમલિનતાવાળા જીવને શબ્દાદિક વિષયવાળા અણગમતા પદાર્થો માટે અતિશય વિયોગ ચિતવન અને ફરી તેનો સયોગ ન થાય તેવી ચિતા કરવી. તથા પેટનુ શૂલ, મસ્તક આદિ વેદનાનો વિયોગ થાય, તેનુ એકાગ્રપણે ધ્યાન કરવું અને તેના અસંયોગની ચિંતા, તેના પ્રતિકાર માટે આકુળ મનવાળા બનવું, ઈષ્ટ અનુકૂળ વિષયો અને શાતાવેદનીયમા રાગવાળા બની તેના અવિયોગનું ધ્યાન કરવુ તથા તેના સયોગની અભિલાષા કરવી. દેવેન્દ્ર, ચક્રવર્તી આદિના ગુણોની સમૃદ્ધિની પ્રાર્થના સ્વરૂપ અત્યંત અજ્ઞાનભૂત અધમ નિયાણુ ચિતવવું રાગ, દ્વેષ, અજ્ઞાન યુક્ત જીવને આ ચારે પ્રકારનું આર્તધ્યાન સંસાર વધારનાર અને તિર્યચગતિનુ કારણ છે

## રૌદ્ર ધ્યાન

બીજાને રોવડાવે તે રુદ્ર–દુખનુ કારણ, તેનાથી કરેલુ અથવા તેનું કર્મ તે રૌદ્ર ધ્યાન ચાર પ્રકારનું છે. ૧ હિસાનુબંધી, ૨. મૃષાનુબંધી, ૩. સ્તેયાનુબંધી અને ૪ ધન–સરક્ષણાનુબધી. તે માટે કહેલુ છે—૧. "જીવનો વધ, બધન, ડામ દેવો, નિશાની કરવી, મારવા વિષયક ચિતવવું, અતિક્રોધરૂપી ગ્રહથી ગ્રસ્ત થએલુ, નિર્દય મનવાળુ, અધમવિપાકવાળું, હિંસાનુબંધી રૌદ્રધ્યાન કહેવાય ૨. ચાડી ખાવી, અસદ્ભૂત, ખોટા આળ આપવા, પ્રાણિઘાત આદિ વચનનુ પ્રણિધાન કરવુ, માયાવી છૂપા પાપ કરનાર, પ્રતિજ્ઞા તોડનારને આ ધ્યાન હોય ૩. તથા તીવ્ર ક્રોધ અને લોભાકુલ ચિત્તવાળાને પ્રાણીને મારવાના અનાર્ય પરિણામ થવા, પરદ્રવ્ય હરણ કરવાનુ ચિત્ત કરવુ, પરલોકના નુકશાનના વિચાર વગરનાને આવા પરિણામ થાય ૪ શબ્દાદિક વિષયના સાધનો તથા ધન રક્ષણ કરવામા સાવધાની રાખનાર, દરેક તરફથી તેના હરણની શકા અને લઈ જનારને મારી નાખવાના ક્રૂર પરિણામવાળુ ચિત્ત કરવું રાગ, દ્વેષ અને મોહના વિકારવાળા જીવને નરકગતિના કારણરૂપ સસાર વધારનાર એવું આ ચાર પ્રકારનુ રૌદ્રધ્યાન હોય છે" આ પ્રમાણે આર્ત અને રૌદ્ર સ્વરૂપ અપધ્યાન, તે અનર્થદડનો પ્રથમ ભેદ પાપકર્મનો ઉપદેશ અથવા પ્રેરણા આપવી, તે બીજો ભેદ હિસાના ઉપકરણો–છરી, ચપ્પુ, તરવાર, અગ્નિ, ઘટી આદિ અધિકરણ બીજાને આપવા તે ત્રીજો ભેદ, અને ગીત, નૃત્ય આદિ રાગાદિ વધારનાર પ્રમાદનુ સેવન કરવુ, તે અનર્થદડનો ચોથો ભેદ શરીર, કુટુબાદિ નિમિત્તે પ્રાણી દંડાય, તે પ્રયોજન– કારણવાળો હોવાથી અર્થદડ કહેવાય અને જેમા કંઈ પ્રયોજન ન હોય. અર્થદંડથી જે પ્રતિપક્ષરૂપે હોય, તે અનર્થદંડ, તેનો જે ત્યાગ, તે અનર્થદંડ–વિરતિ નામનું

ત્રીજું ગુણવ્રત કહેવાય, કહ્યુ છે કે - "જે ઈન્દ્રિય અને સ્વજન આદિને નિમિત્તે પાપ કરવું પડે, તે અર્થદંડ, અને તેથી જે બીજો તે અનર્થદંડ કહેવાય ૭૩-૭૪
અપધ્યાનનુ સ્વરૂપ અને પરિમાણ કહે છે—

वैरिघातो नरेन्द्रत्वं, पुरघाताग्निदीपने ।
खेचरत्वाद्यपध्यान, मुहूर्त्तात् परतस्त्यजेत् ॥ ७५ ॥

શત્રુનો ઘાત કરવાનો સંકલ્પ, તેમ નગર-નાશ, અગ્નિ-દાહ દેવાનો વિચાર તે રૂપ રૌદ્ર-ધ્યાન. ચક્રવર્તી કે આકાશગામિની વિદ્યાવાળો થાઉં. દેવ-ઋદ્ધિ, અપ્સરા-દેવાંગના, વિદ્યાધરીઓ ભોગવનારો થાઉં, તે રૂપ આર્તધ્યાન, તેના પરિણામ-વિચાર-ધ્યાનના ત્યાગરૂપ જે વ્રત, એક મુહૂર્તથી વધારે કાળ માટે જે ત્યાગ કરવો, તે અપધ્યાન-વિરતિરૂપ અનર્થદંડ-વિરતિનો પ્રથમ ભેદ ૭૫ હવે પાપોદેશ-સ્વરૂપની વિરતિ જણાવે છે—

वृषभान् दमय क्षेत्रं, कृप पण्ढय वाजिनः ।
दाक्षिण्याविपये पापोपदेशोऽयं न कल्पते ॥ ७६ ॥

'તારે ત્યા નાના વાછરડા છે, તેને કેમ દમતો નથી? દમન કર' 'અરે! હવે વરસાદ સમય નજીક આવ્યો, એટલે ધાન્ય વાવવા માટે ખેતર ખેડીને તૈયાર કર, વરસાદ વરસ્યો, વાવણીની મોસમ ચાલી જશે, ખેતરો પાકી ગયા છે, તો લણી લો, સાડાત્રણ દિવસમા ડાગર વાવી દો, હવે નજીકના સમયમા રાજાને ઘોડાની જરૂર પડશે, તો ખસી કરી દમન કરો' ઉપલક્ષણથી ગ્રીષ્મકાળમા ખેતરમાં અગ્નિ દેવરાવવો, આવા પ્રકારનો પાપોપદેશ શ્રાવકથી ન કરાય, બંધુ, પુત્ર આદિકના વિષયમા દાક્ષિણ્યના કારણે તેમ પ્રેરણા આપવી પડે, તો તે અશક્ય-પરિહાર દાક્ષિણ્યના પ્રસંગ સિવાય જેમ આવે તેમ બોલી મુખરતાથી પાપ-પ્રેરણા ન કરવી ૭૬
હવે હિંસાના સાધનભૂત અધિકરણો ન આપવા માટે જણાવે છે—

यन्त्र-लाङ्गल-शस्त्राग्नि-मुशलोदूखलादिकम् ।
दाक्षिण्याविपये हिस्रं, नार्पयेत् करुणापरः ॥ ७७ ॥

ગાડા, યંત્ર, હળ, તરવાર આદિ શસ્ત્ર, અગ્નિ, સાંબેલું, ખાંડણીઓ, દસ્તો, આદિ શબ્દથી ધનુષ, ધમણ આદિ હિંસા કરનારી વસ્તુઓ, દયાવંત શ્રાવક દાક્ષિણ્યતાના વિષયને છોડી બીજાને ન આપે. ૭૭ હવે પ્રમાદાચરણરૂપ અનર્થદંડના ચોથા ભેદને તથા તેના પરિહારને ત્રણ શ્લોકોથી સમજાવે છે—

कुतूहलाद् गीत-नृत्त-नाटकादिनिरीक्षणम् ।
कामशास्त्रप्रसक्तिश्च, द्यूत-मद्यादिसेवनम् ॥ ७८ ॥
जलक्रीडाऽऽन्दोलनादि-विनोदो जन्तुयोधनम् ।
रिपोः सुतादिना वैरं, भक्त-स्त्री-देश-राट्-कथाः ॥ ७९ ॥

સાધ આદિક અને ૧૦ ત્યાગ કર૯

रोग–मार्गश्रमौ मुक्त्वा. स्वापश्च सकलां निशाम् ।
एवमादि परिहरेत्, प्रमादाचरणं सुधीः ॥ ८० ॥

કૌતુકથી તે તે ઈન્દ્રિયોના વિષયોનો યથાયોગ્ય ભોગ કરવો, અર્થાત્ કુતૂહલથી ગીત સાંભળવા, નાટક–સરકસ આદિ જોવા, કુતૂહલ ગ્રહણ કરવાથી નિમિત્ત વિના જિનયાત્રાદિ કારણે કે લગ્નાદિ પ્રસંગે ઔચિત્ય ખાતર પ્રાસંગિક જોવામાં પ્રમાદાચરણ નથી, તથા વાત્સ્યાયન આદિએ કરેલાં કામશાસ્ત્રને વારંવાર વાચવું, તેમા વધારે રસ લઈ આસક્તિ કરવી, તથા પાસા આદિકવડે દ્યૂત-જુગાર રમત રમવી, માદરાપાન, આદિશબ્દથી શિકાર ખેલવો, આ વગેરેનુ સેવન, તથા જલક્રીડા–તળાવ, નદી, ફૂવારામા તરવું, કૂદવું, પિચકારીઓ છાટવી, વૃક્ષની ડાળીઓ ઉપર હિંચકા ખાવા, પુષ્પો ચૂંટવા વિગેરે તથા કૂકડા વગેરે હિંસક પ્રાણીઓને પરસ્પર લડાવવા, શત્રુના પુત્ર–પૌત્રો સાથે વેર ટકાવી રાખવું હવે કોઈ સાથે વૈર ચાલ્યુ આવે છે, તેનો કોઈ રીતે ત્યાગ કરી શકતો નથી, એટલે તેના પુત્ર–પૌત્રાદની સાથે જે વૈર રાખવું, તે પ્રમાદાચરણ, તથા ચાર પ્રકારની વિકથા કરવી, તેમા પ્રથમ ભક્તકથા–'આ પકાવેલ માસ, અડદ, લાડવા વિગેરે સારું ભોજન છે, આણે સારું જમણ જમાડ્યુ, હુ પણ તેમ ભોજન કરાવીશ એ વિગેરે બીજી સ્ત્રીકથા–સ્ત્રીનો પહેરવેષ, તેનાં અંગોપાગની સુંદરતા, કે હાવભાવના વખાણ કરવા, 'કર્ણાટક દેશની સ્ત્રીઓ કામકળામા હોશીયાર અને લાટદેશની સ્ત્રીઓ ચતુર અને પ્રેમાળ હોય છે' એ વિગેરે કથા, તે સ્ત્રીકથા કહેવાય તથા ત્રીજી દેશકથા–'દક્ષિણદેશમાં અનાજ–પાણી ઘણાં સુલભ હોય છે, અને ત્યાંના વતનીઓ સ્ત્રીસંભોગ કરનારા વિશેષ હોય છે પૂર્વદેશમા વિવિધ વસ્ત્રો ગોળ, ખાડ, ચોખા, મદ્ય વિગેરે ઘણા મળે છે ઉત્તરદેશમા લોકો શૂરવીર, ત્યાના ઘોડાઓ વેગવાળા હોય છે. ઘઉં ઘણા પાકે છે અને કેસર વિગેરે પદાર્થો સસ્તા સુલભતાથી મળે છે. ત્યાની દ્રાક્ષા અને દાડમો, કોઠા મધુર સ્વાદવાળા હોય છે પશ્ચિમ તરફના દેશમાં વસ્ત્રો કોમળ સુવાળાં હોય છે. શેરડી ઘણી મળે છે પાણી પણ ઠડુ હોય છે' વિગેરે કથન કરવું, તે દેશકથા. ચોથી રાજકથા–જેમકે અમારા રાજા બહાદુર છે, ચૌડદેશનો રાજા ઘણા ધનવાળો છે ગૌડદેશના રાજા પાસે હાથીઓ ઘણા છે તુર્કસ્તાનના રાજા પાસે તુર્કી ઘોડા ઘણા છે' આ વિગેરે તથા પ્રતિકૂલ પણ ભોજન આદિની કથા કરવી તે સર્વ વિકથા કહેવાય તથા રોગાદિ કારણ વગર કે માર્ગના થાક વગર આખી રાત્રિ નિદ્રા કરવી રોગ અને માર્ગશ્રમમા પ્રમાદા-ચરણ ન કહેવાય આ કહેલા અને તેવા પ્રમાદાચરણનો શ્રાવકે ત્યાગ કરવો વળી બીજા પ્રકારે પ્રમાદાચરિત જણાવે છે- "મદ્યપાન, વિષયો, કષાયો, નિદ્રા, વિકથા આ પાચ પ્રમાદો જીવને સસારમા ગબડાવે છે" આ પ્રમાણે પાચ પ્રકારના પ્રમાદનો વિસ્તાર કહ્યો. ૭૮, ૭૯, ૮૦.

દેશવિશેષમા પ્રમાદનો ત્યાગ કહે છે:—

विलास–हास–निष्ठ्यूत–निद्रा–कलह–दुष्कथाः ।
जिनेन्द्रभवनस्यान्तराहारं च चतुर्विधम ॥ ८१ ॥

શ્રીજિનભવનમા કામચેષ્ટાના વિલાસ કરવા, ખડખડ હાસ્ય કરવું, થુંકવું, નિદ્રા કરવી, કજીયો કરવો, ચોર–પારદારિકની કથા કરવી, અશન, પાન, ખાદ્ય, સ્વાદ્ય ચારે પ્રકારનો આહાર

કરવો, આ સર્વ કાર્યો પણ પ્રમાદાચરણ કહેવાય, શ્રાવકે તેનો ત્યાગ કરવો તેમા અશન ચોખા વિગેરે, મગ વિગેરે કઠોળ, સાથવો, રાબડી, મોદક, દૂધપાક, સૂરણ વિગેરે કંદો, પુડલા આદિ, કહેલુ છે કે—

'ચોખા, સાથવો, મગ, જુવાર, રાંધેલો ખોરાક, ખીર, દૂધપાક, સૂરણકંદાદિ, પુડલા, વડા વિગેરે અશન જાણવા સૌવીર રાબડી-કાંજી, જવાદિકનુ ધોણ, મદિરા, સર્વ પ્રકારના અપ્કાય, કાકડી આદિ ફળના રસોને પાન જાણવા. શેકેલા ધાન્ય, ગોળપાપડી, ખજૂર, નાળીયેર, ફળ, દ્રાક્ષ, કાકડી, કેરી, ફણસ આદિ દરેક જાતના ફળો, આદિ ખાદ્ય સમજવા દાતણ, તંબોલ, તુલસિકા, જેઠીમધ, અજમો, પીપર, સુઠ, મરી, જીરુ, હરડે, બહેડા, આમળા વિગેરે સ્વાદ્ય કહેવાય આ પ્રમાણે ત્રણ ગુણવ્રતો કહ્યા.

## ચાર શિક્ષાવ્રતો

હવે ચાર શિક્ષાવ્રતો કહેવાય છે તે સામાયિક, દેશાવકાશિક, પૌષધોપવાસ, અતિથિ-સંવિભાગ લક્ષણ, તેમા પ્રથમ સામાયિક શિક્ષાવ્રત કહેવાય છે—

त्यक्तार्त्तरौद्रध्यानस्य, त्यक्तसावद्यकर्मणः ।
मुहूर्त्तं समता या तां, विदुः सामायिकव्रतम् ॥ ८२ ॥

આર્ત અને રૌદ્ર બન્ને પ્રકારના અશુભ ધ્યાન દૂર કરી, મન, વચન, કાયાના સર્વ પાપ-વ્યાપાર છોડી, બે ઘડી સમભાવ રાખવો, તે સામાયિક કહેવાય

એક મુહૂર્ત એટલે બેઘડી કાળ સુધી સમભાવ એટલે રાગ અને દ્વેષ ન કરવા રૂપ મધ્યસ્થ-ભાવમા રહેવુ, તે સામાયિક વ્રત કહેવાય સામાયિક શબ્દની વ્યુત્પત્તિ કરી તેના અર્થની વ્યાખ્યા કરે છે-સમ એટલે રાગ-દ્વેષથી મુક્ત બનનારને આય એટલે જ્ઞાનાદિકનો લાભ થાય અર્થાત્ પ્રશમ-સુખ અનુભવાય, તે સમાય, સમાય એ જ સામાયિક, વ્યાકરણના નિયમથી ઈકણ્ પ્રત્યય આવ્યો, એટલે સામાયિક એવુ નિયમથી રૂપ તૈયાર થયુ તે સામાયિક મન, વચન, કાયાની ચેષ્ટાનો પરિહાર કર્યા સિવાય ન બની શકે, તે માટે આર્ત રૌદ્ર ધ્યાન ત્યાગ કરનારને સામાયિક થાય છે, તેમ જ વાચિક અને કાયિક પાપકર્મ ત્યાગ કરનારને જ સામાયિક હોય છે સામાયિકમા રહેલો શ્રાવક પણ યતિ સરખો જ થાય છે જે માટે કહેલુ છે કે-"શ્રાવક જ્યારે સામાયિકમા હોય ત્યારે સાધુ માફક નિષ્પાપવૃત્તિવાળો બની જાય છે, આ કારણથી શ્રાવકે વારવાર સામાયિક કરવુ જોઈએ આ જ કારણથી તેને સામાયિકમા દેવ-સ્નાત્ર-પૂજાદિકમા અધિકાર નથી

પ્રશ્ન કર્યો કે, 'દેવ-સ્નાત્ર કે પૂજા-કાર્ય ધર્મકાર્ય ગણાય છે, તો તે કાર્ય સામાયિકમા કરવાથી કયો દોષ લાગે? સામાયિક તો પાપ-વ્યાપાર નિષેધ કરવા રૂપ અને નિરવદ્ય વ્યાપાર સેવવારૂપ છે, તો સ્વાધ્યાય ભણવુ, પરાવર્તન કરવુ, ઇત્યાદિ માફક દેવપૂજાદિ ધર્મકાર્ય કરવામા કયો દોષ લાગે?' એમ નથી, સાધુ માફક સામાયિકમા રહેલા શ્રાવકને દેવ-સ્નાત્ર-પૂજાદિકમા અધિકાર નથી ભાવપૂજા માટે દ્રવ્યપૂજા એ કારણ છે સામાયિકમા હોય ત્યારે

ભાવસ્તવ પ્રાપ્ત થએલ છે, તેને દ્રવ્યસ્તવનુ પ્રયોજન નથી કહેલું છે કે-"પૂજા બે પ્રકારની. એક દ્રવ્યસ્તવ અને બીજી ભાવસ્તવ સ્વરૂપ. તેમા જો 'દ્રવ્યસ્તવ ઘણા ગુણવાળું છે' એવી બુદ્ધિ થાય તો 'આ અજ્ઞાની જનનું વચન છે' એમ છ જીવનિકાયના હિતકારી જિનેશ્વરોએ કહેલ છે

અહિં સામાયિક કરનાર શ્રાવક બે પ્રકારના હોય. ઋદ્ધિવાળો અને ઋદ્ધિ વગરનો, જે ઋદ્ધિ વગરનો છે તે ચાર સ્થાનમાં સામાયિક કરે જિનમંદિરમા, સાધુ-સમીપમા, પૌષધશાલામા, કે પોતાના ઘરે, અથવા જ્યા વિસામો લેતો હોય કે વ્યાપાર વગરનો હોય ત્યા પણ કરે. તેમા સાધુ સમીપે કરે, ત્યારે આ વિધિ—જો કોઈ તરફથી ભય ન હોય, કોઈ સાથે વિવાદ ન હોય, દેવાદાર ન હોય, તે નિમિત્તે બોલાચાલી, ખેંચતાણ કે ચિત્ત-સંકલેશ ન થાય તેમ હોય તો પોતાના ઘરે પણ સામાયિક કરીને ઈર્યાસમિતિ શોધતો, પાપવાળી ભાષા પરિહરતો, કાષ્ઠ, ઢેફું કે જરૂરી વસ્તુનુ કાર્ય પડે તો માલિકની રજા લઈ ચક્ષુથી પ્રતિલેખન અને ચરવળાથી પ્રમાર્જન કરી ગ્રહણ કરતો, થુંક, બળખો કે નાસિકાના મેલનો જયણાપૂર્વક ત્યાગ કરતો, જગ્યાને બરાબર તપાસી પ્રમાર્જના કરવા પૂર્વક પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનુ યથાર્થ પાલન કરતો, સાધુ રહેલા ઉપાશ્રયમા જઈને સાધુને નમસ્કાર કરી સામાયિક કરે તે આ પ્રમાણે—અહિં આખું 'કરેમિ ભંતે સૂત્ર' બોલવું.

સામાયિક સૂત્ર—**करेमि भंते! सामाइयं। सावज्ज जोगं पच्चक्खामि। जाव नियम पज्जुवासामि। दुविहं, तिविहेणं। मणेण वायाए काएणं, न करेमि, न कारवेमि। तस्स भंते! पडिक्कमामि, निंदामि, गरिहामि। अप्पाण वोसिरामि॥**

હવે અહિં સામાયિકસૂત્રનો અર્થ કહે છે- 'કરેમિ' કહેતા હું સ્વીકાર કરુ છુ. 'ભંતે' એ ગુરુનુ આમંત્રણ છે, હે ભદંત! ભદંત એટલે, હે સુખવાળા-કલ્યાણવાળા! '**भदुङ्**' ધાતુ સુખ અને કલ્યાણ અર્થમા રહેલો છે તેને ઔણાદિકનો 'અન્ત' પ્રત્યય લાગ્યો નિપાતનથી 'ભદન્ત' રૂપ તૈયાર થયુ આમંત્રણ પ્રત્યક્ષ ગુરુ હોય તેને કરાય, અથવા પરોક્ષ હોય તો પોતે બુદ્ધિથી પોતાની સામે પ્રત્યક્ષ છે, એમ કલ્પના કરી હોય, આ રીતિએ ગુરુને પોતાની સન્મુખ રાખવામા સઘળો ધર્મ ગુરુની નિશ્રામા અને સાક્ષાત્ ગુરુના અભાવે, જેમ જિનેશ્વરોના અભાવમા જિન-પ્રતિમામા જિનત્વનો આરોપ કરી સ્તુતિ, પૂજા, સંબોધનાદિક થાય છે, તેમ સાક્ષાત્ ગુરુના અભાવમા તેઓની સ્થાપના સમક્ષ કરેલો ધર્મ ફળીભૂત થાય છે દરેક ધર્મક્રિયાઓ તેમની આજ્ઞાપૂર્વક કરવાની હોય, તે બતાવવા માટે 'ભંતે' શબ્દ આમંત્રણમાં વાપર્યો જે માટે કહેલુ છે—"જે આત્મા ગુરુકુલ-વાસમા રહે છે, તે જ્ઞાનપાત્ર બને છે અને દર્શન તથા ચારિત્રમા અતિસ્થિર બની જાય છે. તેથી ભાગ્યશાળી ઉત્તમ આત્માઓ જાવજ્જીવ સુધી ગુરુકુલવાસ-ગુરુની નિશ્રાને છોડતા નથી." અથવા '**भन्ते**' પદ પૂર્વ મહર્ષિઓએ કહેલુ હોવાથી પ્રાકૃતના નિયમ પ્રમાણે '**आर्षम्**' સૂત્રના આધારે 'ભવાન્ત' પદના વચ્ચેના વર્ણનો લોપ કરતા અને શ્રીસિદ્ધહેમના ૮-૪-૨૮૭ સૂત્રના આધારે અર્ધમાગધીમા પ્રથમા વિભક્તિના એકવચનમા એકાર થાય છે તે પ્રમાણે કરતા 'ભવાન્ત'નું પણ '**भन्ते**' થઈ શકે છે, એ પ્રમાણે એનો બીજો અર્થ '**भन्ते**' = 'ભવાન્ત' એટલે 'સંસારના પારને પામેલા' એવો પણ થાય છે

'**सामाइअं करेमि**'નો અર્થ પહેલાં કહેવાઈ ગયો છે, તે પ્રમાણે 'આત્માને સમભાવમા સ્થિર કરુ છુ' એમ જાણવો હવે આત્માને સમભાવમા કેવી રીતિએ સ્થિર કરું છું, તે કહેવાય છે—

'**सावज्जं जोग पच्चक्खामि**'—સાવદ્ય એટલે પાપયુકત જે યોગો, (–મન, વચન અને કાયાની પાપપ્રવૃત્તિરૂપ વ્યાપાર) તેનો 'પચ્ચક્ખામિ' એટલે 'ત્યાગ કરુ છું'—સાવદ્ય પ્રવૃત્તિની વિરુદ્ધમા નિર્ણય કરૂ છું' અથવા તેને નહિ કરવાનો આદરપૂર્વક નિર્ણય કરૂ છું. કયા સુધી ? તે નિયમ બતાવે છે કે—

'**जाव साहू पज्जुवासामि**'–જ્યા સુધી સાધુની પર્યુપાસના કરુ, ત્યાં સુધી (અહીં સાધુની પર્યુપાસના કરું ત્યા સુધી, એમ કહેવાથી સામાયિકમા સાધુની આજ્ઞા–પાલનરૂપ ઉપાસના કરવી એ એક મુખ્યતા કહેલી છે અને બીજી કાળની મર્યાદા કહી છે. આ કાળમર્યાદા માટે હાલમા '**जाव नियम**' બોલાય છે વૃધ્ધ–પરંપરાથી તે પ્રમાણ ઓછામા ઓછું એક મુહૂર્ત જેટલું હોવાથી સામાયિકનો કાળ વર્તમાનમા વ્યવહારથી બે ઘડીનો ચાલુ હોય એમ સમજાય છે, માટે બે ઘડી સુધી) તે પાપ–વ્યાપારને છોડુ છું અહિ 'ત્યા સુધી' માટે જે યાવત્ કહ્યુ છે, તેના ત્રણ અર્થો થાય છે. એક પરિમાણ, બીજો મર્યાદા અને ત્રીજો અવધારણા–નિશ્ચય. એ ત્રણેય અર્થો અહીં આ રીતે સમજવા પહેલા પરિમાણ અર્થમા 'જ્યા સુધી સાધુની પર્યુપાસના કરુ ત્યા સુધી' પાપ–વ્યાપારને ત્યજુ છું, એમ સમજવું, બીજા મર્યાદા અર્થમા 'સાધુની પર્યુપાસના શરૂ કરૂ તે પહેલા' એટલે કે સામાયિક શરૂ કરતા પહેલાથી પાપ–વ્યાપારને ત્યજુ છુ અને ત્રીજા અવધારણા અર્થમા 'સાધુની પર્યુપાસના કરૂ ત્યાં સુધીને માટે જ' પાપ–વ્યાપાર તજુ છુ, તે પછી નહિ એમ 'જાવ' શબ્દના ત્રણ અર્થોથી એમ સમજવું કે-સામાયિક લેતા પહેલાથી શરૂ કરીને સામાયિક પૂરુ થાય, ત્યા સુધી પાપ–વ્યાપારનો ત્યાગ કરવામા આવે છે, તે પછીના માટે નહિ

હવે તે પાપવ્યાપાર કેવી રીતે તજુ છુ, તેનો આકાર–મર્યાદા બતાવે છે '**दुविह तिविहेण**' અર્થથી દ્વિવિધ એટલે બે પ્રકારના પાપવ્યાપારને અને ત્રિવિધેન એટલે ત્રણ પ્રકારે ત્રણ સાધન દ્વારા તજુ છુ તેમા પહેલા ત્રણ પ્રકાર બતાવે છે. '**मणेण वायाए काएण**' એટલે મનથી, વચનથી અને કાયાથી, અર્થાત્ મન, વચન અને કાયા એ ત્રણ પાપના સાધનો છે તે ત્રણેય સાધનો પૈકી એક પણ સાધનથી પાપ નહિ કરું, તે પછી બે સાધન બતાવે છે '**न करेमि, न कारवेमि**' એટલે હુ સ્વય પાપવ્યાપાર કરીશ નહિ અને બીજા પાસે કરાવીશ નહિ એમ પોતે અને બીજા પાસે કરાવવા રૂપ બે પ્રકારના પાપવ્યાપારનો ત્યાગ કરું છુ અનુમોદનરૂપ પાપ–વ્યાપારનો નહિ, કારણ કે પોતે નહિ કરવા છતા પણ પુત્ર, નોકર વિગેરે જે પાપકર્મ કરે, તેની અનુમોદનાનો ત્યાગ ગૃહસ્થને કરવો અશકય છે

અહી એ પ્રશ્ન થાય કે સૂત્રમા તો પહેલા '**दुविह**' શબ્દથી પાપના બે પ્રકારો કહીને પછી '**तिविहेण**' કહી ત્રણ સાધનો કહ્યા છે એ અનુક્રમથી તો '**न करेमि, न कारवेमि,**

**મણેણં, વાયાએ, કાએણ** ' એમ પાઠ રાખવો જોઈએ, કારણ કે— ' **યથોદ્દેશં નિર્દેશ:** ' એ વ્યાખ્યા કરવાનો ન્યાય છે, તેને છોડીને અહિં ઉલટો ક્રમ કેમ રાખ્યો છે? તેના સમાધાનમા જણાવે છે કે સાધનોની પ્રાધાન્યતા જણાવવા પહેલા કહ્યા છે, અને પાપવ્યાપારની ગૌણતા જણાવવા પછી કહ્યા છે. વસ્તુત: પાપવ્યાપાર પાપસાધનોને આધીન છે, કારણ કે સાધન હોય તો પાપવ્યાપાર થાય અને સાધન ન હોય તો પાપવ્યાપાર થઈ શકે નહિ અહિ ' **મણેણ, વાયાએ, કાએણં** ' એમ કહી મન, વચન અને કાયા દ્વારા ' **न करेमि, न कारवेमि** ' એમ કહ્યુ, તેમાં મન, વચન અને કાયાની પાપવ્યાપારમા મુખ્યતા છે. પાપવ્યાપારો તે તે યોગને આધીન છે—એમ જણાવવા ઉત્ક્રમ રાખેલો છે

હવે એ પાપ–વ્યાપારના ત્રણ કાળની અપેક્ષાએ ત્રણ વિભાગો–અવયવો થાય છે તેમા ભૂતકાળમા કરેલા પાપવ્યાપારને અંગે કહે છે કે—' **तस्स भंते ! पडिक्कमामि निंदामि गरिहामि** ' અર્થાત્ ભંતે એટલે હે ભગવંત ! તસ્સ એટલે તે પાપવ્યાપારના ત્રણે કાળ આશ્રીને ત્રણ અવયવો પૈકી ભૂતકાળમા કરેલા પાપવ્યાપારનુ ' પ્રતિક્રમામિ ' એટલે પ્રતિક્રમણ કરુ છુ તેનાથી પાછો હઠું છું–દૂર થાઉં છું અથવા તે પાપને દૂર કરુ છું. અને ' ગર્હામિ ' એટલે તેને આપ ગુરુની સાક્ષીએ પ્રગટ કરુ છુ

અહિ પ્રશ્ન થશે કે સૂત્રની શરૂઆતમા એક વાર ' **भंते** ' શબ્દથી ગુરુમહારાજને આમંત્રણ તો કર્યું છે, તો ફરી ભંતે ! શબ્દ કેમ કહ્યો ? તેના સમાધાનમા જણાવે છે કે ' ગુરુ પ્રત્યે ભક્તિ બતાવવાના આશયથી ફરી આમંત્રણ કર્યું.' અથવા તો પ્રત્યર્પણ એટલે સામાયિકનું કાર્ય મેં આપની કૃપાથી કર્યું, તેનો યશ આપને ઘટે છે ઈત્યાદિ કૃતજ્ઞતા જણાવવા પુનઃ આમંત્રણ કર્યું છે ભાષ્યકાર ભગવંતે કહ્યુ છે કે— ' અથવા આ ભદંત–ભંતે શબ્દ સામાયિકના પ્રત્યર્પણનો પણ વાચક છે એમ સમજવું આ પ્રત્યર્પણ શબ્દથી એમ જણાવ્યુ કે સર્વ ક્રિયાને અંતે પ્રત્યર્પણ કરવું જોઈએ તથા ' **अप्पाण वोसिरामि** ' = ' **आत्मान व्युत्सृजामि** ' એટલે ભૂતકાળમાં પાપવ્યાપાર કરનારા તે મારા આત્માને વિવિધ કે વિશેષ પ્રકારે તજું છું.

અહિં સામાયિક કરવાના સમયે આત્માનો પાપયુક્ત જે પૂર્વપર્યાય તેનો ત્યાગ અને જ્ઞાન–દર્શન–ચારિત્ર એ રત્નમય આત્માનો નવો પર્યાય તેની ઉત્પત્તિ થતી હોવાથી ' તે પૂર્વપર્યાયી આત્માને તજું છું ' એમ કહી શકાય છે કારણ કે પર્યાયો એટલે ભિન્ન ભિન્ન ક્રમશ પ્રગટ થતી આત્માની અવસ્થાઓ અને પર્યાયી એટલે તે અવસ્થાઓનો આધાર આત્મા એ પર્યાયો અને પર્યાયી બન્ને અપેક્ષાએ ભિન્ન હોવાથી મારા ' આત્માને હું તજુ છુ '– ' હું નવો ઉત્પન્ન થયો ' એમ કહેવુ, તે અસત્યરૂપ નથી

આચારાગસૂત્રમા કહ્યુ છે કે, ' **आया खलु सामाइअं** ' અર્થાત્–' આત્મા એ જ સામાયિક છે ' તાત્પર્ય કે જેમ સામાયિક એ આત્માનો એક પર્યાય છે અને પોતાના એ પર્યાયથી આત્મા કથંચિત્ અભિન્ન છે એમ માની ત્યા આત્માને જ સામાયિકરૂપ કહ્યો છે, તેમ અહિ અપેક્ષાએ પર્યાયનો ભેદ માનીને ' હું મારા તે આત્માને વોસિરાવું છુ ' એમ કહ્યુ છે. તેમા તાત્પર્ય એ છે કે–હું મારા પૂર્વના તે પાપી પર્યાયને વોસિરાવું છું

આ સામાયિકના સૂત્રથી ત્રણ કાળવિષયક પાપવ્યાપારનુ પચ્ચક્ખાણુ કેવી રીતિએ થાય છે,

તે બતાવે છે ' करेमि भंते ! सामाइयं ' એ પાઠથી વર્તમાનકાલ સબંધી પાપવ્યાપારનો, ' पच्चक्खामि ' એ પાઠથી ભવિષ્યકાળના પાપવ્યાપારનો અને ' तस्स भंते ! पडिक्कमामि ' વિગેરે પાઠથી ભૂતકાળમા કરેલા પાપવ્યાપારનો એમ ત્રણે કાળના પાપવ્યાપારનો ત્યાગ થાય છે કહ્યુ છે કે—' अइय निन्दामि, पडुप्पन्न संवरेमि, अणागय पच्चक्खामि અર્થાત્– ભૂતકાળના પાપની નિંદા, વર્તમાનકાળ માટે સવર, અને ભવિષ્યકાળ માટેના પાપવ્યાપારનો ત્યાગ કરુ છુ.

એ રીતિએ પોતાના ઘરેથી સામાયિક લઈને આવેલો શ્રાવક ગુરુની સમક્ષ પણ પુન: સામાયિક ઉચ્ચરીને ઈરિયાવહી પ્રતિક્રમણ કરે તે પછી ' ગમણાગમણે ' આલોઈને યથાક્રમ આચાર્યમહારાજ વિગેરે સર્વ મુનિવર્યોને વંદન કરે અને ફરી પણ ગુરુમહારાજને વંદન કરીને પડિલેહણા કરેલા આસન–કટાસણા પર બેસી ધર્મશ્રવણ કરે નવું ભણે કે ધર્મ વિષયક પ્રશ્નો કરે. એવી રીતે જિનમંદિર કે સભામડપમા કે જ્યા સામાયિક કરે ત્યા આ વિધિ સમજવો. પરતુ જ્યારે પૌષધશાલા કે પોતાના ઘરે સામાયિક લઈને ત્યા જ રહે ત્યારે તો અન્યત્ર જવાનું હોય નહિં એ પ્રમાણે સામાન્ય શ્રાવકનો સામાયિક–વિધિ જણાવ્યો

રાજા આદિ મહર્દ્ધિક શ્રાવક માટે તો એવો વિધિ છે કે—રાજા હાથી આદિ ઉત્તમ વાહન પર બેસીને છત્ર, ચામરાદિ રાજચિહ્નો તથા અલકારોથી સુશોભિત થઇ, હાથી, ઘોડા, રથ અને પાયદળ રૂપ ચતુરગી સેના સહિત ભેરી વિગેરે ઉત્તમ વાજિત્રોના નાદથી આકાશ ગજવતો, દાન લેનારાને હર્ષ કરાવતો, બિરુદાવલી–પ્રશસાના કોલાહલથી આકાશતલને વ્યાકુલ કરતો, અને તેમને દાન આપતો, અનેક સામંત મંડલેશ્વર રાજાઓ સ્પર્ધાપૂર્વક જેના દર્શન કરતા હોય એવા આડંબરપૂર્વક, વળી ' આ મહાનુભાવ શ્રદ્ધાળુ અને ધર્માત્મા છે એમ પોતાની આગળીથી પ્રજાજનો બીજાને ઓળખ કરાવતા હોય, અમે પણ કયારે આવી રીતિએ ધર્મ કરીએ'–તેમ તેને જોઇને લોકો ધર્મના મનોરથો કરતા હોય, હાથ જોડીને પ્રણામ કરતા–અક્ષતાદિકથી વધાવતા, તે લોકોના પ્રણામોથી પોતે પણ ધર્મની અનુમોદના કરતો, સામાન્ય મનુષ્યો દ્વારા ' અહો ! આ ધર્મને ધન્ય છે કે, જેની આવા મહાન આત્માઓ પણ સેવા કરે છે ' એ પ્રમાણે ધર્મની પ્રશંસા કરાવતો, એમ મોટા ઠાઠથી પોતાના સ્થાનેથી સામાયિક કર્યા વિના જ શ્રીજિનમદિરે (સભામંડપમા) કે સાધુ મહારાજનો નિવાસ હોય, તે સ્થાને જાય ત્યા જઈને છત્ર, ચામર, પગરખા, મુગટ અને ખડ્ગ એ રાજ્ય–ચિહ્નો તજે જિનાર્ચન કે સાધુવદન કરે, જો સામાયિક કરીને જાય તો હાથી, ઘોડા આદિથી અધિકરણ થાય, સામાયિકમા તે કરવું ઉચિત ન ગણાય તથા સામાયિક કરીને તો પગે ચાલીને જ જવાય અને તે રાજા માટે અનુચિત ગણાય આ પ્રમાણે આવેલો હોય તે શ્રાવક હોય તો કોઈએ ઉભા થઈ સત્કાર ન કરવો, હવે જો યથાભદ્રક હોય તો તેના માટે અગાઉથી બેસવા માટે આસન તૈયાર કરાવી રાખવું અને તે રૂપ સત્કાર પૂજા કરવી આચાર્યોએ તો પહેલાથી ઉભા થઈ તેટલામા ફરવુ, જેથી રાજા આવે ત્યારે ઉભા થયા ન થયા તે વિષયની ચર્ચા કે દોષ ઉભો ન થાય આ પ્રમાણે આવેલા તે રાજા કે મહર્દ્ધિક પૂર્વે જણાવેલી વિધિથી સામાયિક કરે ૮૨

સામાયિકમા રહેલાને મહાનિર્જરા થાય, તે દૃષ્ટાત દ્વારા જણાવે છે—

सामायिकव्रतस्थस्य, गृहिणोऽपि स्थिरात्मनः ।
चन्द्रावतंसकस्येव, क्षीयते कर्म संचितम् ॥ ८३ ॥

ગૃહસ્થ હોવા છતા પણ સ્થિર મનવાળા સામાયિક કરનાર ચંદ્રાવતસક રાજા માફક પૂર્વના એકઠા કરેલા કર્મનો ક્ષય કરે છે. તે ઉદાહરણ ગુરુ-પરપરાથી આ પ્રમાણે છે—

લક્ષ્મીના સકેતના સ્થાન સરખું ઉજ્જવલ જિનચૈત્યોની ધ્વજાવડે ઈન્દ્રપુરીની શોભા તરફ હાસ્ય કરનાર સાકેતનગર નામનુ નગર હતું ત્યા આગળ લોકોની દૃષ્ટિને આનદ આપનાર બીજના ચદ્ર સરખો જાણે પૃથ્વીનો મુગટ હોય તેવો ચદ્રાવતંસ નામનો રાજા હતો તે બુદ્ધિશાળી જેવી રીતે રક્ષણ માટે શસ્ત્રો ધારણ કરતો હતો, તેવી જ રીતે ચાર તીક્ષ્ણ કઠોર શિક્ષાવ્રતોને પણ ધારણ કરતો હતો એક દિવસ મહા મહિનામા રાત્રે પોતાના વાસભવનમા 'દીવો સળગતો રહે ત્યા સુધી સામાયિકમા રહીશ' એમ સકલ્પ કરીને કાઉસ્સગ્ગ કરવા ઉભા રહ્યા આ બાજુ શય્યાપાલિકાએ વિચાર્યું કે સ્વામીને અંધારૂ ન થાય એમ સમજી રાત્રિના પ્રથમ પહોરમા દીવામા તેલ રેડયુ એમ બીજા પહોરમા પણ સ્વામીની ભક્તિથી જાગતી રહી તેણે ફરીથી તેલ પૂર્યું. તેવી જ રીતે રાત્રિના ત્રીજા પહોરે કાઉસ્સગ્ગ ચાલુ હોવાથી અને તેને અભિગ્રહનો ખ્યાલ ન હોવાથી દીપકના પાત્રમા તેલ પૂર્યા કર્યું. રાત્રિ પૂર્ણ થઈ, સવાર પડી ત્યારે શ્રમથી થયેલી વ્યથાથી પરેશાન રાજા દીપક માફક ઓલવાઈ ગયો—અર્થાત્ મૃત્યુ પામ્યો. જેમ સામાયિકવ્રત પ્રાપ્ત કરી કર્મને વિનાશ પમાડી ચન્દ્રાવતંસક રાજા સ્વર્ગે ગયા, તેવી રીતે ગૃહસ્થ પણ જે સામાયિકવ્રતને અગીકાર કરે તો તત્કાલ કર્મસમૂહનો ક્ષય કરી સદ્ગતિ મેળવે છે ઈતિ ચદ્રાવતસક રાજર્ષિની કથા ૮૩

બીજું દેશાવકાશિક નામનુ શિક્ષાવ્રત કહે છે—

दिग्व्रते परिमाणं यत्, तस्य संक्षेपणं पुनः ।
दिने रात्रौ च देशावकाशिकव्रतमुच्यते ॥ ८४ ॥

દિશાવ્રતમા-દશ દિશામા ગમન- પરિમાણ નક્કી કરેલુ હોય તે આ વ્રતમા દિવસે, રાત્રે કે એક પહોર માટે વિશેષ સક્ષેપ કરવો, તે દેશાવકાશિક નામનુ બીજું શિક્ષાવ્રત કહેવાય અહિ દિશાવ્રતનો સક્ષેપ કહેવાથી ઉપલક્ષણથી બીજા અણુવ્રતોનો પણ સક્ષેપ કરવો. દરેક વ્રતમા સક્ષેપ કરવાનું કહીએ તો જુદા જુદા વ્રતોની સખ્યા વધી જાય, અને બાર વ્રતની સંખ્યાનો વિરોધ થાય ૮૪. હવે ત્રીજુ પૌષધ શિક્ષાવ્રત કહે છે—

चतुष्पर्व्यां चतुर्थादि, कुव्यापारनिषेधनम् ।
ब्रह्मचर्यक्रियास्नानादित्यागः पौषधव्रतम् ॥ ८५ ॥

અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા, અમાવાસ્યા રૂપ ચાર પર્વોના દિવસોમા ઉપવાસ આદિ તપ, પાપવાળા વ્યાપાર બધ કરી, બ્રહ્મચર્ય વ્રત ધારણ કરી તેમજ સ્નાનાદિ, શરીરની ટાપટીપ આદિનો ત્યાગ અને આદિ શબ્દથી તેલ ચોળવુ, વિલેપન, પુષ્પ, ગધ, વિશિષ્ટ વસ્ત્ર-અલકારાદિનો ત્યાગ કરવો, તે રૂપ આ પૌષધવ્રત નામનુ શિક્ષાવ્રત છે

આઠમ, ચૌદશ, પૂર્ણિમા અને અમાવાસ્યારૂપ ચાર પર્વો, તેમા ઉપવાસ આદિ તપ, પાપવ્યાપાર બધ કરવા, બ્રહ્મચર્ય-પાલન, સ્નાનાદિક શરીર-સસ્કાર કરવાનો ત્યાગ, આદિ શબ્દથી તેલ માલીશ કરાવવુ, મેદી વગેરેથી રગવુ, ચદન, બરાસ લગાડવુ, માથામા પુષ્પો કે તેના હાર પહેરવા, અત્તર, સુગધી પદાર્થ લગાડવા, ઉત્તમ કોટીના વસ્ત્ર,

અલંકાર પહેરવારૂપ શરીર–સંસ્કાર કે ટાપટીપનો ત્યાગ કરવો, અને જેમાં ધર્મની પુષ્ટિ થાય તેવું આ પૌષધવ્રત છે તે પૌષધવ્રત દેશથી અને સર્વથી એમ બે પ્રકારે કહેલું છે તેમા આહારપૌષધ દેશથી તે કહેવાય કે જેમા અમુક વિગઈનો ત્યાગ, આંબેલ, એકાસણું, બેસણું કરાય એક દિવસ–રાત ચારે આહારના ત્યાગરૂપ ઉપવાસ તે સર્વથી, બીજા દિવસના સવાર સુધીના પચ્ચક્ખાણ કરવા દેશથી પાપવ્યાપાર–નિષેધ પૌષધ તે કહેવાય કે જેમા કોઈ પણ ચોક્કસ એક કે બે પાપવ્યાપારનો ત્યાગ કરાય ખેતી, નોકરી, વેપાર, પશુપાલન, ઘરકામ આદિ સર્વ પાપવ્યાપારનો ત્યાગ, તે સર્વથી વ્યાપાર–પૌષધ, બ્રહ્મચર્ય–પૌષધ પણ દેશ અને સર્વથી, તેમા એક કે બે વખત સિવાય વધારે સ્ત્રી–સેવાના ત્યાગરૂપ, અને આખો દિવસ–રાત સર્વથા બ્રહ્મચર્ય પાળવું તે અનુક્રમે દેશ અને સર્વથી બ્રહ્મચર્ય–પૌષધ સ્નાનાદિક દેશથી એકાદ બે વખત સિવાયનો ત્યાગ અને સર્વથા એક રાત્રિદિવસ સ્નાન આદિ શરીર–સંસ્કારનો ત્યાગ કરવો અહિં દેશથી કુવ્યાપાર–પાપવ્યાપાર–નિષેધરૂપ પૌષધ જ્યારે કરે ત્યારે સામાયિક કરે કે ન પણ કરે, પરંતુ સર્વથી ત્યાગ કરે ત્યારે તો સામાયિક નક્કી કરે જ, ન કરે તો તેના ફળથી વંચિત રહે છે. સર્વ પ્રકારે પૌષધવ્રત કરે ત્યારે જિનમંદિર, સાધુવાળા ઉપાશ્રયે, કે પૌષધશાળા કે ઘરના એકાંત સ્થલમા રત્ન–સુવર્ણના અલંકારોનો ત્યાગ કરવા પૂર્વક, પુષ્પમાળા, વિલેપન વગેરે તથા હથિયારનો ત્યાગ કરીને તે વ્રત અંગીકાર કરે સર્વથી પૌષધવ્રત અંગીકાર કરીને નવો ધાર્મિક અભ્યાસ, ધાર્મિક પુસ્તકનું વાચન કે ધર્મધ્યાન કરે, અને ભાવના ભાવે કે, 'હું હજુ મંદ ભાગ્યવાળો છું કે હજુ આ સાધુપણાના ગુણો ધારણ કરવા માટે સમર્થ બની શકતો નથી'

અહિં એટલું વિશેષ સમજવું જરૂરી છે કે જો આહાર–ત્યાગ, શરીર–સંસ્કારત્યાગ, અને બ્રહ્મચર્ય પૌષધની જેમ કુવ્યાપાર–પૌષધ પણ 'અન્નત્થણાભોગેણં' વિગેરે આગારો સહિત અંગીકાર કરેલો હોય, એટલે કે–આગારો રાખેલા હોય તો તેને સામાયિક કરવું સાર્થક છે, અન્યથા નહિ. કારણકે પૌષધનું પચ્ચક્ખાણ આગાર–સહિત સ્થૂલરૂપે છે, અને સામાયિકવ્રત તો નિરાકાર હોવાથી સૂક્ષ્મરૂપે છે પૌષધમા સાવદ્ય વ્યાપારનો સર્વથા ત્યાગ કર્યો હોય, તો પણ સામાયિક નહિ કરવાથી તેના લાભથી વંચિત રહે (માટે પૌષધ સાથે સામાયિક કરવું) છતા જેણે સામાચારીની વિશેષતાથી પૌષધ પણ સામાયિકની જેમ 'दुविहं तिविहेणं' એમ મન, વચન અને કાયાથી કરવા અને કરાવવાના ત્યાગરૂપે અંગીકાર કર્યો હોય, તેને સામાયિકનું કામ પૌષધથી જ સરે છે, માટે સામાયિક ખાસ વિશેષ ફલ માટે થતું નથી, છતાં 'મેં પૌષધ અને સામાયિક–એમ બે વ્રતો અંગીકાર કર્યા છે' એવો કરનારના હૃદયમા અભિપ્રાય હોય, તો પૌષધ અને સામાયિક બંનેનું ફળ મળે છે એટલે બંને કરવા સાર્થક છે ૮૫

હવે પૌષધવ્રત કરનારની પ્રશંસા કરે છે—

गृहिणोऽपि हि धन्यास्ते, पुण्यं ये पौषधव्रतम् ।
दुष्पालं पालयन्त्येव, यथा स चुलनीपिता ॥ ८६ ॥

સાધુ ભગવંતો તો હંમેશા ધન્ય છે જ, પરંતુ તે ગૃહસ્થો પણ ધન્ય છે કે જેઓ દુઃખે પાલન કરી શકાય એવું પવિત્ર પૌષધવ્રત ચુલનીપિતાની માફક પાલન કરે છે સંપ્રદાયગમ્ય તે દૃષ્ટાંત આ પ્રમાણે સમજવું—

## ચુલનીપિતાનુ દૃષ્ટાન્ત

ગંગાનદીના કિનારા પાસે વિચિત્ર રચનાઓથી મનોહર પૃથ્વીના તિલક સરખી શોભાવાળી વારાણસી નામની શ્રેષ્ઠ નગરી હતી. અમરાવતીમા જેમ ઇન્દ્ર, તેમ તે નગરીમાં મહાપરાક્રમી જિતશત્રુ નામનો શ્રેષ્ઠ રાજા હતો. તે નગરીમા મનુષ્યપણામાં જેમ ધર્મ તેમ તે કોઈ પણ પ્રકારે મનુષ્યપણુ પામી કોઈ શેઠના કુટુંબમા આવ્યો છે અને ચુલનીપિતા તરીકે નામથી પ્રસિદ્ધિ પામ્યો જગતને આનંદ આપનાર ચંદ્રને જેમ શ્યામા એટલે રાત્રિ તેમ તેને મળતાવડી રૂપવંતી શ્યામા નામની ધર્મપત્ની હતી. તેને આઠક્રોડ સોનૈયા ભૂમિનિધાનમાં, આઠ ક્રોડ વ્યાજમાં અને આઠ ક્રોડ વેપારમા મળી ચોવીશ ક્રોડ સોનૈયાની મૂડી હતી દશ હજાર ગાયનુ એક ગોકુળ એવાં આઠ ગોકુળો તેમ જ ઘર વિગેરેની અઢળક સંપત્તિ હતી તે નગરીમા કોઈક સમયે કોષ્ટક નામના ઉદ્યાનમા ચરમજિનેશ્વર વીર ભગવંત વિચરતા વિચરતા સમવસરેલા હતા ત્યાર પછી ભગવંતના ચરણકમળમાં વંદન કરવા માટે સુરો, અસુરો સહિત ઇન્દ્રમહારાજા તથા જિતશત્રુ રાજા ત્યા આવેલા હતા. ઉચિત આભૂષણ પહેરી પગે ચાલતા ચુલનીપિતા આનંદમનવાળા થઈ ભગવંતને નમસ્કાર કરવા આવ્યા ભગવંતને નમસ્કાર કરી ત્યા બેસી ચુલનીપિતાએ બે હાથ જોડી પરમ ભક્તિથી પ્રભુની ધર્મદેશના સાંભળી. હવે પર્ષદા ઉઠી ગઈ એટલે વિનયવાલા ચુલનીપિતાએ ભગવંતના ચરણમા પ્રણામ કરી વિનંતિ કરી કે હે સ્વામિ! જેમ સૂર્યને ફરવામાં માત્ર જગતને અજવાળું કરવુ તે સિવાય બીજું કોઈ પ્રયોજન નથી તેમ અમારા સરખાને પ્રતિબોધ કરવો એટલા માટે જ આપ પૃથ્વીમા વિચરી રહેલા છો દુનિયામાં દરેક પાસે પ્રાર્થના કરાય છે, તેમાથી કોઈ આપે, કોઈ ન પણ આપે, પણ આપ તો સામે આવીને ધર્મ આપો છો–એમાં માત્ર કૃપા જ હેતુ છે હું જાણુ છુ કે આપની પાસે હુ યતિધર્મ ગ્રહણ કરું, પરંતુ નિર્ભાગી મારામાં હજુ એટલી યોગ્યતા આવી નથી માટે હે સ્વામી! હું આપની પાસે શ્રાવકધર્મની યાચના કરુ છું, તો મારા પર કૃપા કરી તે ધર્મ આપો સમુદ્ર જળથી પરિપૂર્ણ હોવા છતા ઘડો પોતે પોતાના પ્રમાણમાં જ જળ ગ્રહણ કરી શકે છે ત્યારે 'તારી ઈચ્છા પ્રમાણે ગ્રહણ કર' એ પ્રમાણે સ્વામીથી આજ્ઞા પામેલા તેણે સ્થૂલ હિંસા, મૃષા, ચોરીના તથા પોતાની શ્યામા ભાર્યા સિવાય પારકી સ્ત્રીના પચ્ચક્ખાણ કર્યા, નિધિ આદિમાં રહેલા આઠ આઠ કોટીથી અધિક સુવર્ણ, આઠથી વધારે ગોકુલોના પણ પ્રત્યાખ્યાન લીધા પાચસો હળથી ખેડી શકાય તે ઉપરાતની જમીન પણ ન રાખવી, પાચસો ગાડા દેશાન્તરમા વેપાર માટે જતાં અને પાચસો ગાડા ભાર વહન કરનારા તેથી અધિકના તે મહામતિવાળાએ પચ્ચક્ખાણ કર્યા ચાર મોટાં વહાણ સિવાયના દિગ્યાત્રા કરનારા વહાણ રાખવાના પણ નિયમ અંગીકાર કર્યા ગંધકષાય વસ્ત્ર સિવાય શરીર લુછવાના (ટુવાલ) વસ્ત્રનો ત્યાગ કર્યો

મહુડાવૃક્ષના લીલા દાતણ સિવાય બીજાના પચ્ચક્ખાણ કર્યા, આમળા સિવાયના ફલો, સહસ્રપાક અને શતપાક સિવાયના તેલ ચોપડવાના તથા ગંધાઢ્ય સિવાય શરીર ચોળવાના, આઠ ઊંટોથી ભરીને પાણીના ઘડાથી અધિક જળમા મજ્જન–સ્નાન કરવાના પચ્ચક્ખાણ કર્યા સૂતરાઉ બે વસ્ત્ર સિવાયના વસ્ત્રોના, કેસર, અગર, ચંદન સિવાયના વિલેપનના

પચ્ચક્ખાણ કર્યાં. કમળ, જાતિપુષ્પો સિવાયની પુષ્પમાળાના તથા કાનનું આભૂષણ તથા નામવાળી મુદ્રિકા સિવાય ઘરેણાના પચ્ચક્ખાણ કર્યાં અગર અને તુરુષ્ક સિવાયના ધૂપ, કાષ્ઠના ઉકાળા સિવાયના બીજા પીણાનો સર્વપ્રકારે ત્યાગ કર્યો ખાજાં અને ઘેબર સિવાયના ખાદ્ય તથા કલમ સિવાયના સર્વ ઓદનોનો પણ ત્યાગ કર્યો વટાણા, મગ અને અડદ કઠોળ સિવાયનું બાકીનું સૂપ ત્યાગ કર્યું શરદ્કાળ સિવાયના કાળમા થએલા ગાયના ઘી સિવાયના તમામ ઘીનો ત્યાગ કર્યો પલ્યક અને મડૂકીશાક સિવાયનાં અન્ય શાક તજ્યાં, તથા સ્નેહામ્લ અને દાલ્યમ્લ સિવાયનાં સર્વ તીમનોને પણ તજ્યા હતા

આકાશજળ–વરસાદના જળ સિવાયના જળનો, પાંચ પ્રકારના સુગંધી તામ્બૂલ સિવાયના તામ્બૂલનો ત્યાગ કર્યો આર્ત–રૌદ્ર ધ્યાન, હિંસાના ઉપકરણો આપવાં, પ્રમાદ આચરિત. પાપકર્મનો ઉપદેશ કે પ્રેરણા આપવી તે રૂપ અનર્થદંડનો ત્યાગ કર્યો આ પ્રમાણે ભગવતની પાસેથી સર્વ અતિચાર–રહિત સમ્યક્ત્વ–પૂર્વક શ્રાવકધર્મ તેણે અંગીકાર કર્યો પછી ભગવંતને નમસ્કાર કરી પોતાના ઘરે જઈ પોતે અંગીકાર કરેલો ધર્મ પોતાની ધર્મપત્નીને જણાવ્યો તેણે પણ તે વ્રતો સ્વીકારવાની પતિની રજા માગી એટલે રજા પામેલી શ્યામાએ પણ તરત જ રથમાં બેસીને ભગવંતની પાસે આવી, શ્રાવકધર્મના વ્રતો સ્વીકાર્યા તે સમયે ગૌતમસ્વામીએ ભગવતને પૂછ્યુ કે, આ ચુલનીપિતા મહાવ્રત ધારણ કરનાર કેમ થતો નથી? એટલે સ્વામીએ કહ્યુ કે, સાધુધર્મ અંગીકાર કરશે નહિ, પરંતુ શ્રાવકધર્મમા તલ્લીન બની મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમા જશે ત્યા અરુણાભ વિમાનમા ચાર પલ્યોપમની સ્થિતિવાળો દેવ થશે અને ત્યાથી ચ્યવી વિદેહમાં જન્મી નિર્વાણ પામશે હવે ચુલનીપિતા પોતાના ઘરનો ભાર પુત્ર પર નાખીને પૌષધશાલામા પૌષધવ્રત પાલન કરતો રહેલો હતો હવે કોઈ માયાવી મિથ્યાત્વી દેવે રાત્રે આવી તેના પૌષધવ્રતનો ભંગ કરાવવાની ઈચ્છા રાખી ભયંકર બીહામણી રાક્ષસી આકૃતિવાળા બનીને આગળ આવી ભીષણ ખડ્ગ ખેંચીને ચુલનીપિતાને આ પ્રમાણે કહ્યુ કે, ન કરવાની પ્રાર્થના કરનાર હે શ્રાવક! આ તે શું આદર્યું છે? મારી આજ્ઞાથી આ શ્રાવકના વ્રતનો ત્યાગ કર અને જો આ વ્રતનો ત્યાગ નહિ કરે તો, તારા મોટા પુત્રને કોળા માફક તરવારથી ટુકડે ટુકડા કરીને મારી નાખીશ અને તારા દેખતા જ તારી સન્મુખ તેના માસના કટકા ઉકળતા કડાયામા રાધીશ અને તે જ ક્ષણે શૂલમા પરોવીને ભક્ષણ કરીશ તેમ જ તેના માસનુ રુધિર–પાન પણ હમણા જ કરીશ કે જેને દેખીને તુ મૃત્યુ પામીશ' ત્યા આગળ આ પ્રમાણે દેવે કહ્યુ, છતા પણ મેઘની ગડગડાટ ગર્જના થતી હોય, તેમા સિંહ કંપાયમાન ન થાય, તેમ ચુલનીપિતા દેવની ડફાસમા ડઘાયા નહિ ચુલનીપિતાને અડોલ દેખી તે દેવ તેજ પ્રમાણે બીહડાવવા માટે વારવાર કહેવા લાગ્યો આ પ્રમાણે બીહડાવતા દેવની સામે હાથી જેમ શ્વાન તરફ તેમ ચુલનીપિતાએ નજર ન કરી ત્યાર પછી ચુલનીપિતાની સામે મોટા પુત્રને વિકુર્વી નિર્દય ક્રૂરાત્માએ પશુ માફક ચીરી નાખ્યો ત્યાર પછી તેના કટકા કટકા કરીને ઉકળતા તેલના કડાયામા પકાવીને વળી કેટલાક માસ–ટૂકડા તવામા શેકીને, તીક્ષ્ણ શૂલો વડે વીંધીને તે દેવતા ખાવા લાગ્યો તત્ત્વ સમજનાર ચુલનીપિતાએ આ સર્વ કષ્ટ સમતાથી સહન કર્યું, કારણ કે અન્યત્વ ભાવના ભાવવાવાળા આત્માઓને પોતાનુ અંગ છેદાય, તો પણ પીડા કરનાર થતું નથી હવે તે દેવે કહ્યુ કે, જો હજુ પણ તુ આ વ્રત નહિ છોડે, તો તારા મોટા પુત્ર માફક વચલા પુત્રનો પણ હું વધ કરીશ ત્યાર પછી તેજ પ્રમાણે વચલા પુત્રને

તે જ પ્રમાણે હણ્યો અને વારંવાર તેના સામું જોયુ, પરંતુ તે ક્ષોભ ન પામ્યો એટલે નાના પુત્રને પણ તે પ્રમાણે હણ્યો તેમાં પણ તેને ક્ષોભ ન થયો એટલે ક્રોધ પામેલા તે દેવે તેને કહ્યુ કે હજુ પણ તારું પાખંડ છોડતો નથી તો પછી તારી માતાને પણ આ પ્રમાણે હણી નાખીશ. હવે ચુલનીપિતાની ભદ્રા નામની માદગી ભોગવી રહેલી અને રુદન કરતી કરુણ હરિણી સરખી વૃદ્ધ માતાને વિકુર્વી ફરી તે દેવે કહ્યુ કે, આ તારા વ્રતનો ત્યાગ કર, પોતાના કુટુબને જીવાડવા સરખું આ વ્રત છે નહિતર કુલના આધારભૂત હરણી સરખી તારી માતાને હણી, ભુંજીને અને રાધીને ક્ષણવારમા ભોજન કરીશ તો પણ અડોલ ચુલનીપિતાને દેખી તે દેવ ખાટકી જેમ બકરીને, તેમ હૃદયફાટ રુદન કરતી ભદ્રામાતાને વિકુર્વીને કહ્યુ કે, 'જેણે તને ભાર માફક ઉદરથી વહન કર્યો, તો હે પેટ ભરનારા એકલપેટા ! આ તારી માતાને હણાતી જો જો' એમ ફરી ફરી પણ કહ્યુ હવે ચુલનીપિતા મનથી આ પ્રમાણે વિચારવા લાગ્યા કે, અહો ! આ પરમાધાર્મિકની ઉપમાવાળો કોઈક દુરાત્મા છે કે. જે મારા ત્રણ પુત્રોને મારીને ખાઈ ગયો અને હવે કસાઈ માફક મારી માતાને પણ હણવા તૈયાર થયો છે ત્યારે આ માતાને ન હણે ત્યા સુધીમા. તેનુ રક્ષણ કરું એવી રીતે ચલાયમાન થયો એટલે મહાશબ્દ કરતો તે દેવ આકાશમા ઉડ્યો તે કોલાહલ સાભળી ભદ્રામાતા તરત ત્યા તેની પાસે આવ્યા અને પૂછ્યું કે, આ શું હતું ? એટલે તેણે સર્વ વૃત્તાન્ત જણાવ્યો. તે પછી ભદ્રામાતાએ તેને કહ્યુ, 'કોઈક મિથ્યાદૃષ્ટિ દેવે બનાવટી ભય બતાવીને તારા પૌષધવ્રતમા વિઘ્ન કર્યું છે, માટે પૌષધવ્રત-ભગની આલોચના કર વ્રતભગની આલોચના કરવામા ન આવે તો અતિચારનુ પાપ લાગે છે' ત્યાર પછી નિર્મલબુદ્ધિવાળા તે ચુલનીપિતાએ તેનુ વચન સ્વીકારી વ્રતભંગના દોષની આલોચના કરી ત્યાર પછી તેણે સ્વર્ગરૂપી મહેલમા ચડવાના પગથીયા સરખી શ્રાવકની અગીઆર પ્રતિમા ક્રમસર આરંભી અને ભગવંતના વચનાનુસાર અખડિત તીક્ષ્ણધારા સરખી, લાબા સમય સુધી તે પાલન કરી. ત્યારપછી બુદ્ધિશાળી તેણે સંલેખના કરવાપૂર્વક અનશન અંગીકાર કર્યું ત્યારપછી આરાધનાપૂર્વક સમાધિમરણ પામી અરુણપ્રભ નામના દેવલોકમાં તે ઉત્પન્ન થયો આ પ્રમાણે ચુલનીપિતાએ દુષ્પાલ પૌષધવ્રતનુ જેવી રીતે પાલન કર્યું, તેવી રીતે બીજાઓ પણ જો પાલન કરશે, તો દૃઢ વ્રતવાળા તે નક્કી મુક્તિ પામનારા થશે ૮૬ આ પ્રમાણે ચુલનીપિતાનુ કથાનક સંપૂર્ણ થયુ

## અતિથિ-સંવિભાગ શિક્ષાવ્રત

હવે અતિથિ-સવિભાગ નામનુ ચોથું શિક્ષાવ્રત કહે છે —

दानं चतुर्विधाहार-पात्राच्छादन-सद्मनाम् ।
अतिथिभ्योऽतिथिसंविभागव्रतमुदीरितम् ॥ ८७ ॥

સાધુ ભગવંતરૂપ અતિથિઓને ચારે પ્રકારના આહાર, પાત્ર, વસ્ત્ર અને મકાન આદિ સંયમ-સાધનોનુ દાન, તેને અતિથિ-સવિભાગ નામનુ ચોથું શિક્ષાવ્રત કહેલું છે.

તિથિ પર્વ-ઉત્સવ રહિત એવા ભિક્ષાકાલે પધારેલા સાધુ ભગવંતોને અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્યરૂપ ચતુર્વિધ આહારનુ દાન. તુબડું આદિ પાત્રોનુ, વસ્ત્ર કે કાબલીનુ, રહેવા મકાનનું અને ઉપલક્ષણથી પાટ-પાટલા, શય્યા-સંથારા આદિકનું દાન, આમ નામ-નિર્દેશ

કરીને સુવર્ણ-દાનનો નિષેધ જણાવ્યો, કારણ કે સાધુને તે રાખવાનો કે લેવાનો અધિકાર નથી આ દાન તે અતિથિ-સંવિભાગ વ્રત કહેવાય 'અતિથિ-સંવિભાગ' એ શબ્દની વ્યુત્પત્તિ પૂર્વકની વ્યાખ્યા આ પ્રમાણે સમજવી-'અતિથિ' એટલે તિથિઓ પર્વ-દિવસો કે ઉત્સવાદિને જે મહાત્માઓએ ત્યજ્યા છે, તેને અતિથિ સમજવા, બાકીનાને અભ્યાગત જાણવા તેવા અતિથિ અર્થાત્ 'સાધુને' 'સં' એટલે સમ્યક્-આધાકર્મ વિગેરે બેતાળીશ દોષોથી રહિત 'વિ' એટલે વિશિષ્ટ રીતિથી-સાધુને પશ્ચાત્કર્મ ન લાગે ઇત્યાદિ દોષ-રહિત-પણે, 'ભાગ' એટલે દેય વસ્તુ-માંથી અમુક અંશ આપવાનું જે વ્રત, તે અતિથિસંવિભાગ વ્રત કહેવાય આહારાદિક દેય પદાર્થો પણ ન્યાયોપાર્જિત ધનથી મેળવેલા હોય, અચિત્ત, ૪૨ દોષરહિત, અને સાધુ-ગુણોને પોષણ કરનારા. તેમજ દેશ, કાલ, શ્રદ્ધા, સત્કાર વિધિપૂર્વક આત્માના ઉપકારબુદ્ધિથી યતિઓને દાન કરવું. તે અતિથિ-સંવિભાગ વ્રત કહેવાય કહેલું છે કે —'ન્યાયથી મેળવેલા અને સાધુઓને કલ્પે તેવા અન્ન, પાણી વિગેરે વસ્તુનું દેશ, કાળ, શ્રદ્ધા, સત્કાર ક્રમથી ઉત્તમ ભક્તિના પરિણામ પૂર્વક સ્વ-પર કલ્યાણની બુદ્ધિથી સંયમીઓને દાન કરવું, તે અતિથિસંવિભાગ વ્રત કહેવાય'

વધારામાં જણાવે છે —

"સાધુને નિમિત્તે હનન, પાચન, ક્રયણ ન થયું હોય એ પ્રકારે શુદ્ધ, અચિત્ત, સાધુને લગતા બેંતાલીશ દોષોથી રહિત, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી સાધુને કલ્પે તેવા, પોતાની જાતે પાણી, આહારાદિક સામગ્રી વડે યોગ્ય અવસરે ઘર-આંગણે પધારેલા મુનિ ભગવંતોને ઉત્કટ શ્રદ્ધા પૂર્વક દાનવિધિ સાચવવા પૂર્વક કોઈ ભાગ્યશાળી ધન્યો જ સન્માન કરે છે સમગ્ર ભોજન-સામગ્રી રૂપ અશન, ફલ, મેવા, ભુંજેલા કે શેકેલા સ્વાદ્ય, ચૂર્ણ, સોપારી, એલચી આદિ મુખશુદ્ધિ કરનાર સ્વાદ્ય તથા પાણી, સાધુગુણ-હિતકારી વસ્ત્ર, પાત્ર, કામળી, આસન, ઔષધ, રહેવાની જગા, પાટ-પાટલાદિ ચારિત્રવૃદ્ધિનાં સાધનો અત્યંત પ્રીતિ પૂર્વક શ્રાવકોએ સાધુઓને પ્રતિલાભવા જોઈએ જિનેશ્વરની આજ્ઞાના પાલક ધીર ઉત્તમ શ્રાવકો સાધુઓને કલ્પે તેવી ચીજો અલ્પ માત્ર પણ વહોરાવવી જોઈએ કોઈ મુનિ ભગવંતોને વહોરાવી ન હોય, તેનો કદી પોતાના માટે ઉપયોગ કરતા નથી રહેવા માટે સ્થાન, શય્યા, આસન, આહાર-પાણી, રજોહરણ, નિષદ્યા, વસ્ત્ર, પાત્ર વગેરે ઉપકરણો શ્રાવક પોતે વિપુલ સંપત્તિવાળો ન હોય તો થોડામાં થોડા પણ મુનિને પ્રતિલાભવા"

વાચકમુખ્ય શ્રીઉમાસ્વાતિ મહારાજે તો કહ્યું છે કે — "આહારાદિ પિંડ, શય્યા, વસ્ત્ર, પાત્ર, ઔષધ વગેરે કોઈ પણ વસ્તુ નિર્દોષ અને કલ્પ્ય હોય, તો પણ અપેક્ષાએ અકલ્પ્ય બને છે, અને અકલ્પ્ય હોય, તો પણ અપેક્ષાએ કલ્પ્ય બને છે કારણ કે દેશ, કાળ, લેનાર, દેનાર વ્યક્તિ, તેની અવસ્થા, સંયોગ, વસ્તુની જરૂરીઆત અને હૃદયના ભાવો વગેરેની અપેક્ષાએ લેનાર-દેનારને લાભનું સંયમનું પોષક બને છે તે સર્વ દાન અકલ્પ્ય કે કલ્પ્ય હોય તો પણ કલ્પ્ય જાણવું, અને જે સંયમ-ઘાતક બને, તે કલ્પ્ય હોય તો પણ અકલ્પ્ય જાણવું"

શંકા કરી કે, શાસ્ત્રમાં આહાર-દાન કરનારા જેમ સંભળાય છે, તેમ વસ્ત્રાદિના દાન કરનારા સંભળાતા નથી, તેમ જ વસ્ત્રાદિના દાનનું ફલ પણ શાસ્ત્રમાં સંભળાતું નથી, તો વસ્ત્રાદિકનું દાન કેવી રીતે યોગ્ય ગણાય? તેનું સમાધાન આપતા જણાવે છે કે. તેમ નથી,

કારણ કે ભગવતીજી આદિ આગમગ્રંથોમાં વસ્ત્રાદિકનું દાન સ્પષ્ટ જણાવેલું છે એ પાઠ આ પ્રમાણે કહેલો છે—

**"समणे णिग्गथे फासुएण एसणिज्जेण असण-पाण-खाइम-साइमेण वत्थ-पडिग्गह-कवल-पायपुञ्छणेण पीढ-फलग-सेज्जा-संथारएण पडिलाभेमाणे विहरइ।"**

"શ્રમણ નિર્ગ્રંથોને અચિત્ત અને નિર્દોષ આહાર, પાણી, ખાદ્ય, સ્વાદ્ય, વસ્ત્ર, પાત્ર, કામળ, રજોહરણ, પાટ, પાટીયા, શય્યા, સંથારા વિગેરેનું દાન કરવા પૂર્વક ઉત્તમ શ્રાવકો પોતાનો કાળ નિર્ગમન કરે છે"

માટે આહાર-પાણી વિગેરેની જેમ સંયમના આધારભૂત શરીરને ઉપકારક વસ્ત્ર આદિ પણ સાધુઓને પ્રતિલાભવા જોઈએ વસ્ત્રનું સંયમમા ઉપકારીપણું એ કારણે જણાવેલુ છે કે-તૃણ-ગ્રહણ કે અગ્નિ-સેવનના નિવારણ માટે તથા ધર્મ, શુકલ ધ્યાન કરવા માટે, ગ્લાન સાધુની પીડા દૂર કરવા માટે, સાધુ મૃતકને પરઠવવા માટે વસ્ત્ર સંયમમા ઉપકારી ગણાય છે કહેલુ છે કે '—"તૃણ-ગ્રહણ, અગ્નિ-સેવનના નિવારણ માટે, ધર્મ-શુકલ-ધ્યાન સાધવા માટે, ગ્લાન સાધુની પીડા દૂર કરવા માટે. સાધુના મૃતકને ઢાકવા માટે વસ્ત્ર ગ્રહણ કરવાની આજ્ઞા છે" ઉમાસ્વાતિ વાચકે પણ જણાવ્યુ છે કે —'વસ્ત્ર વગર ઠંડી, વાયરો, તાપ, ડાંસ, મચ્છર આદિથી કંટાળેલાને રખેને સમ્યક્ત્વ આદિમા સમ્યગ્ ધ્યાનનો વિક્ષેપ થાય' ઇત્યાદિ પાત્રનો ઉપયોગ પણ એટલા માટે જણાવેલો છે કે. અશુદ્ધ અન્નાદિક આવી જાય, તો તેમા જુદું કરીને પરઠવી શકાય, બીજા જીવયુક્ત અન્નમા જીવની વિરાધના ટાળવા માટે, પ્રમાદથી પોરાવાળુ. ચોખાનું ઓસામણ કે જળ આવી ગયુ હોય તો સુખેથી જયણાપૂર્વક પરઠવી શકાય એ વિગેરે બીજા પણ પાત્ર રાખવાના ગુણો છે કહેલુ છે કે —જિનેશ્વર ભગવંતોએ છકાય જીવોના રક્ષણ માટે પાત્ર ગ્રહણ કરવાની આજ્ઞા આપેલી છે સંભોગમા-આહારમા જે ગુણો છે, તે પાત્ર-ગ્રહણમા પણ સમજવા "અશક્તિવાળા સાધુ, બાલ, વૃદ્ધ, નવીનસાધુ, પરોણાસાધુ, ગુરુ, અસહિષ્ણુ વર્ગ. એક વસતિમાં રહેનારા લબ્ધિ વગરના ઇત્યાદિક કારણે પાત્ર ગ્રહણ કરવા"

પ્રશ્ન કર્યો કે, તીર્થંકરોને વસ્ત્ર-પાત્રનો પરિભોગ સંભળાતો નથી, તીર્થંકરોના ચરિત્રનું તેના શિષ્યોએ અનુકરણ કરવુ યોગ્ય ગણાય કહેલુ છે કે—'જેવા પ્રકારનુ ગુરુનુ લિંગ હોય, શિષ્યે પણ તેવા જ બનવુ જોઈએ' તેના ઉત્તરમા જણાવે છે કે—'એમ ન કહીશ તીર્થંકરોના હસ્તકમલ છિદ્ર-વગરના હોય છે, એટલુ જ નહિં, પરંતુ તેમના ખોબામાથી કે તેના છિદ્રમાથી એક જલબિન્દુ પણ નીચે પડતુ નથી વળી જે ખોબામા પડે તેની શિખા ચંદ્ર-સૂર્ય સુધી ઊંચે વધતી જાય, પણ બહાર નીચે ન પડે વળી ચારજ્ઞાનના સ્વામી હોવાથી જીવ-સંસક્ત કે જીવ વગરના અન્ન, ત્રસ જીવવાળું કે વગરનુ જલ વિગેરે જાણીને જ નિર્દોષ હોય, તે જ ગ્રહણ કરે આ કારણે તેમને પાત્ર ધારણ કરવામા ગુણ નથી વસ્ત્ર તો દીક્ષાકાલે તીર્થંકરો પણ ગ્રહણ કરે છે કહેલુ છે કે —

'ચોવીશે પણ જિનેશ્વરોએ એક વસ્ત્ર સહિત દીક્ષા લીધી છે, તેઓ અન્યલિંગમા કે ગૃહસ્થલિંગમા કે કુલિંગમા હોતા નથી' પૂર્વ મહર્ષિઓએ કહેલુ છે કે —"ભૂતકાલમા જે જિનેશ્વરો થયા, ભવિષ્યમા થશે અને વર્તમાન-કાલમા વિચરી રહેલા છે, તે સર્વેએ સવસ્ત્ર-પાત્ર

ધર્મનો ઉપદેશ આપવાનો હોવાથી એક દેવદૂષ્ય ગ્રહણ કરીને દીક્ષા લીધી, લેશે અને લે છે, તેમની સેવા કરું છુ ' દીક્ષા લીધા પછીના કાળમાં સર્વ પરિષહ, ઉપસર્ગ પીડા સહન કરતા હોવાથી વસ્ત્રનુ તેમને પ્રયોજન નથી અને કોઈ પ્રકારે તે વસ્ત્ર ચાલ્યુ જાય છે શિષ્યે ગુરુના લિંગને અનુસરવાની વાત જે જણાવી. તે તો સામાન્ય હાથીને ઐરાવણના અનુકરણ કરવા જેવી વાત છે વળી તીર્થંકરનુ અનુકરણ કરવા ઈચ્છનારાઓએ મઠ, વસતિ કે ઉપાશ્રયમા વાસ કરવો. કારણે આધાકર્મી ભોજન કરવુ, માદગીમા તેલ ચોળવુ. અંગારાની સગડીનુ સેવન. તૃણપટી ધારણ કરવી, કમંડલ રાખવુ. સાધુઓને સાથે વાસ કરવાપણુ, છદ્મસ્થોએ ધર્મદેશના કરવી, સાધુ–સાધ્વીને દીક્ષાદાન–આ સર્વ કરી શકાશે નહિં અને આ તો કરે જ છે

વળી કબલ રાખવાની એ કારણે જરૂર છે કે, વરસાદ વરસતો હોય, બહાર ગયા હોય, ત્યારે તરત પડેલા વરસાદના અપકાયના જીવોના રક્ષણ માટે કામળી જરૂરી છે. બાલસાધુ, વૃદ્ધ કે માદા સાધુ માટે વરસતા વરસાદમા ભિક્ષા લેવા નીકળવું પડે તો શરીર પર કામળી ઓઢેલી હોય તો તેવી અપ્કાય જીવોની વિરાધના નહિં થાય લઘુ કે વડી શંકા–નિમિત્તે બહાર જવુ પડે તો વરસાદ કે કાળના સમયે બહાર જનારને તેવી વિરાધના કામળીથી રોકી શકાય છે શંકા કરી કે, 'આ કરતા તો છત્રાદિકથી શરીર ઢાકી દેવાય, તો કામળી વગર ચાલી શકે છે એમ કરે તો શો દોષ ?' એવા પ્રશ્નના ઉત્તરમા જણાવે છે કે '**छत्तस्स य धारणट्ठाए**' એમ કહીને આગમમા છત્ર ધારણ કરવાનો નિષેધ જણાવેલો છે રજોહરણ તો સાક્ષાત્ જીવરક્ષા માટે પ્રતિલેખના કરવામા ઉપયોગી હોવાથી તેમા કોઈ વિવાદ કરી શકે તેમ નથી મુખવસ્ત્ર અર્થાત્ મુહપત્તિ પણ ઉડતા જીવોના રક્ષણ માટે. મુખમાથી ગરમ વાયુથી બહારના વાયુકાયના જીવોનુ રક્ષણ કરવા માટે મુખમા ધૂલનો–રજનો પ્રવેશ અટકાવવા માટે ઉપયોગી છે. પાટ–પાટીયાનો ઉપયોગ એ કારણે કરવાનો છે કે, વર્ષાકાળમા લીલ ફૂલ. કુંથુ આદિ વિવિધ સંસક્ત જીવોવાળી ભૂમિમા શયન કરવાનો નિષેધ હોવાથી શયન કરવુ. આસન કરવુ, તેમા તે ઉપયોગી છે શિયાળા અને ઉનાળામા શય્યા, સથારા આદિકનો શયનમા ઉપયોગ થાય છે વસતિ–ઉપાશ્રય રહેવાનુ સ્થાન તો સાધુને માટે અત્યંત ઉપકારી છે કહેલુ છે કે —

'જે ભાગ્યશાળી અનેક ગુણ ધારણ કરનારા મુનિ ભગવંતોને વસતિ–ઉપાશ્રય કે રહેવા માટે સ્થાન આપે છે તેણે વસ્ત્ર, અન્ન, પાણી, શયન. આસન આદિ દરેક આપ્યુ છે–એમ સમજવુ કારણ કે ત્યા રહેનાર તે સર્વે મુનિવરો તે વસતિનો ઉપયોગ કરે છે, વળી ઉપાશ્રયમાં પોતાનુ અને ચારિત્રનું પણ રક્ષણ થાય છે. જ્ઞાન–ધ્યાનાદિકની સાધના થાય છે, આ કારણથી વસતિ આપનારે સર્વ આપ્યુ ગણાય ઠડી. તાપ, ચોર. ડાંસ, મચ્છરોથી મુનિઓનુ રક્ષણ કરનાર સુરલોકના સુખને સ્વાધીન કરે છે " એવી રીતે બીજા પણ ઔઘિક અને ઔપગ્રહિક ધર્મોપકરણ ધારણ કરવામા સાધુને દોષ નથી તેના દાતારને તો નક્કી પ્રગટ ગુણ–લાભ છે જ. ઉપકરણનુ વ્યક્તિવિશેષ આશ્રી પ્રમાણ જણાવે છે –'જિનકલ્પીઓને બાર પ્રકારના, સ્થવિરોને ચૌદ પ્રકારના, અને આર્યાઓને પચીસ ઉપકરણો રાખવાની અનુજ્ઞા છે. તે ઉપરાત હોય તે ઉપગ્રહ કહેવાય આ સર્વ હકીકત પિંડનિર્યુક્તિ. ઓઘનિર્યુક્તિ આદિ આગમથી સમજી લેવુ. અહિં ગ્રંથ–પ્રમાણ વધી જવાના ભયથી વિસ્તારથી કહેતા નથી.

અહિં વૃદ્ધોએ કહેલી સામાચારી આ પ્રમાણે જણાવે છે- શ્રાવકે પૌષધ પાર્યા પછી નક્કી સાધુને પ્રતિલાભ્યા પછી ભોજન કરવું. કેવી રીતે? જ્યારે પોતાનો ભોજન-સમય થાય ત્યારે વિભૂષિત બની ઉપાશ્રયે જઈ સાધુઓને ભિક્ષા ગ્રહણ કરવા માટે નિમંત્રણ કરે આ સમયે સાધુઓની શી મર્યાદા? તે કહે છે- એક સાધુ પલ્લા, બીજો મુહપત્તિ, ત્રીજો પાત્રાં એમ પડિલેહણ ઉતાવળે કરે, તે ઉપવાસી પૌષધવાળાને પારણામા વિલંબ કે અંતરાય રખે ન થાય, અગર તો સ્થાપના-દોષ ન થાય શ્રાવક જો પહેલી પોરસીમા નિમંત્રણ કરતો હોય તો અને તેને નવકારશીનુ પચ્ચક્ખાણ હોય તો વહોરી લેવું જો નવકારશી પચ્ચક્ખાણ ન હોય તો ગ્રહણ ન કરવું કારણ કે તે સાચવી રાખવું પડે અને જો વધારે દબાણથી વિનંતિ કરે તો વહોરી લાવી સાચવી રાખે અને પોરસી પચ્ચક્ખાણ પારનાર કોઈ હોય, તો તેને કે બીજાને તે આપી દેવું પાત્રાં, પલ્લાદિક પડિલેહણ કર્યા પછી વહોરવા જનાર સાધુ-સંઘાટક(બે) શ્રાવક સાથે જાય. એકલાને મોકલવો નહિ, શ્રાવક માર્ગમા સાધુની આગળ ચાલે ત્યાર પછી શ્રાવક તેમને ઘરે લઈ જાય અને આસન માટે નિમંત્રણ કરે જો બેસે તો ઠીક, અને જો ન બેસે તો પણ વિનયનો આચાર જાળવવો જોઈએ ત્યાર પછી શ્રાવક જાતે આહાર-પાણીથી પ્રતિલાભે અથવા બીજા વહોરાવે તો પોતે વસ્તુઓનું ભાજન હાથમા રાખી ગુરુમહારાજ વહોરે, ત્યાં સુધી ઉભા રહે સાધુ પણ પશ્ચાત્કર્મ દોષ ન લાગે તે માટે ગૃહસ્થના ભાજનમાથી સંપૂર્ણ વસ્તુ ન વહોરતા તેમાં બાકી રાખે ત્યાર પછી વંદન કરી કેટલાક ડગલાં સુધી પાછળ વળાવવા જાય, પછી શ્રાવક પોતે ભોજન કરે જો તે ગામમા સાધુ ભગવંતોનો યોગ ન હોય, તો ભોજન-સમયે દરવાજા બહાર સાધુ મહારાજને આવવાની દિશામા નજર કરે અને વિશુદ્ધભાવથી ચિંતવે કે, 'જો સાધુ ભગવંતો હોત, તો હું કૃતાર્થ થાત' આ પૌષધના પારણાનો વિધિ. તે સિવાયના કાળમા સાધુને વહોરાવીને ભોજન કરવું, અથવા તો ભોજન કર્યા પછી પણ વહોરાવવું

આને લગતા આંતરશ્લોકો :—

ધર્મમા સહાય-ઉપકાર કરનાર અન્ન, જળ, વસ્ત્ર, આદિકનુ દાન કહેલું છે, પરંતુ ધર્મમા ઉપકાર ન કરનાર હોય. તેવા સુવર્ણાદિકનુ દાન માનેલું નથી જેનું દાન દેવાથી ક્રોધ, લોભ, કામાદિકની વૃદ્ધિ થાય, તેવા, ચારિત્રનો નાશ કરનાર સુવર્ણાદિક ચારિત્રવંત મુનિઓને ન આપવું જે પૃથ્વીને ખોદવા-ખેડવાથી અનેક જંતુઓ મૃત્યુ પામે છે, તેવી પૃથ્વીના દાનની કરુણાવાળા પ્રશંસા કરતા નથી જે જે શસ્ત્રોથી મહાહિંસાઓ થતી હોય, તે તે શસ્ત્રોનું કારણ લોહ તેનુ દાન કેવી રીતે કરે? જેમાં હંમેશા અનેક ત્રસ જંતુઓ આપમેળે ઉત્પન્ન થાય છે, તેવા તલના દાનનુ લગાર પણ અનુમોદન કોણ કરે? લૌકિક પર્વ દિવસે પુણ્ય માટે જેઓ મૃત્યુદશા અનુભવતી હોય, તેવી અર્ધવીયાએલી ગાયનુ દાન કરે છે! ખેદની વાત છે કે તે પણ ધાર્મિકપણાની પ્રશંસા પામે છે! જેની ગુદામા તીર્થો માનેલા છે અને જે મુખથી અશુચિ પદાર્થનું ભક્ષણ કરે છે, તેવી ગાયને પવિત્ર માનનારા અજ્ઞાનીઓ ધર્મ માટે તેનુ દાન કરે છે દરરોજ તેને દોવે ત્યારે તેનો વાછરડો અત્યંત પીડા પામે છે અને પોતાની ખરીથી જંતુઓનો વિનાશ કરતી ગાયનું દાન પુણ્ય માટે કોણ કરે? સુવર્ણ, ચાદી, તલ અને ઘીની એમ જુદી જુદી ગાયો બનાવીને તેનો ભોગવટો કરે તેવી ગાયનું દાન કરનારને શુ ફળ મળે? કામાસક્તિ કરનાર, બંધુસ્નેહ-વૃક્ષને બાળવામા દાવાનલ સરખી, કલિયુગનુ કલિવૃક્ષ, દુર્ગતિના દ્વારની કુંચિકા સરખી, મોક્ષદ્વાર અટકાવનાર

ભુંગલ સરખી, ધર્મધનને ચોરનારી, આપત્તિ કરનારી એવી કન્યાનું દાન તે પુણ્ય બંધાવનાર છે, એમ કથન કરનાર તે શાસ્ત્ર કેવા પ્રકારનું? વિવાહ–સમયે મૂઢ પુરુષો ધર્મબુદ્ધિથી જે વર–કન્યાને પહેરામણી તરીકે દાન કરે છે, તે તો રાખમાં ઘી હોમવા સરખું સમજવું જે સંક્રાન્તિમાં, વ્યતિપાતમાં, વૈધૃતિ પૂનમ અને અમાસ પર્વમાં લોભી પેટભરાઓએ દાન પ્રવર્તાવ્યું છે. તે ખરેખર ભદ્રિક જનોના ધનભારને ઓછું કરનારું સમજવું. અલ્પબુદ્ધિવાળાઓ મરેલાની તૃપ્તિ માટે જે દાન દેવડાવે છે, તે ખરેખર નવા પાંદડા ઉગાડવા માટે મુશલને પાણી છંટકાવ કરે છે બ્રાહ્મણોને ભોજન કરાવવાથી જો પૂર્વજો પ્રીતિ પામતા હોય, તો પછી એક ભોજન કરે તો બીજો પુષ્ટ કેમ ન થાય? પિતાઆદિકની પાપ–મુક્તિ માટે પુત્રો જો દાન આપે, તો પછી પુત્ર તપ કરે તો પિતા પણ મુક્તિ પામે ગંગા, પ્રયાગ, ગયા આદિકમાં દાન કરવાથી પિતૃઓ તરી શકતા હોય તો બળેલા વૃક્ષોને પણ નવપલ્લવ કરવા માટે આંગણામાં રોપવા ગતાનુગતિક લોકો વડે માનતા કરી જે માગણી કરવામાં આવે તે આપી શકતા નથી, ખરેખર પુણ્ય કે ભાગ્ય હોય તે જ ફળે છે. પુણ્ય ન હોય તો તે માગણી નિષ્ફલ જાય છે સોના–ચાંદીના દેવના બિંબો કરાવી માનતા માનો અને તેના બિંબો તમારું રક્ષણ કરશે, તે મહાઅદ્ભુત છે, કારણ કે કાલ પૂર્ણ થાય, ત્યારે દેવો પણ રક્ષણ કરવા શક્તિમાન નથી મોટો બળદ કે મોટો બોકડો કદાચ તમે શ્રોત્રિય બ્રાહ્મણને આપો, તો દાતા પોતાને અને લેનાર પાત્રને બંનેને નરકના કૂવામાં પાડે છે ધર્મબુદ્ધિથી દાન આપતો દાતા તેવા પાપથી લેપાતો નથી કે દોષ જાણવા છતાં પણ માંસલુબ્ધ એવો લેનારો તેવા પાપથી લેપાય છે અપાત્ર પ્રાણીઓને હણીને જેઓ વળી પાત્રને પોષણ કરે છે, તે અનેક દેડકાનો ઘાત કરીને સર્પને ખુશ કરે છે 'સુવર્ણાદિક દાનો પાત્રને આપી શકાતા નથી' એવો જિનેશ્વરોનો મત છે. માટે પંડિત પુરુષોએ સુપાત્રમાં આગળ જણાવ્યા પ્રમાણે કલ્પે તેવા અન્નાદિકનું દાન આપવું

## કેવા ગુણવાળા ઉત્તમ, મધ્યમ, જઘન્ય પાત્ર ગણાય ?

જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નયુક્ત, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ ધારણ કરનારા. મહાવ્રતના મહાભાર ધારણ કરવા સમર્થ, પરિષહ, ઉપસર્ગરૂપી શત્રુ–સેના પર વિજય મેળવનાર મહાસુભટ, પોતાના શરીર પર પણ મમતા વગરના પછી બીજી વસ્તુના વિષયમાં તો મમતા ક્યાંથી હોય? ધર્મોપકરણ સિવાય પરિગ્રહના ત્યાગી, બેંતાલીશ દોષોથી રહિત ભિક્ષાવૃત્તિથી ગ્રહણ કરનાર, શરીરને માત્ર ધર્મયાત્રામાં પ્રવર્તાવવા માટે જ આહારાદિ ગ્રહણ કરનારા, બ્રહ્મચર્યની નવ ગુપ્તિથી શોભાયમાન, દાંત ખોતરવાની સળી જેટલી પણ પરવસ્તુમાં સ્પૃહા વગરના, માન–અપમાનમાં, લાભ કે અલાભમાં, સુખ કે દુઃખમાં, પ્રશંસા કે નિંદામાં હર્ષ કે શોકમાં સમાન વૃત્તિવાળા, કૃત, કારિત, અનુમતિ ભેદવાળા આરંભથી રહિત, એકમાત્ર મોક્ષ મેળવવાની જ પૂર્ણ અભિલાષાવાળા યતિ ભગવંતો જ ઉત્તમ સુપાત્ર છે

સમ્યગ્દર્શન અને બારવ્રત ધારી કે તેથી ઓછા વ્રત ધારણ કરનાર દેશવિરતિવાળો યતિધર્મ મેળવવાની અભિલાષાવાળો ગૃહસ્થ મધ્યમ પાત્ર ગણાય એકમાત્ર સમ્યક્ત્વ ધારણ કરનાર, બીજા વ્રત–પાલન કે શીલ ધારણ કરવા અસમર્થ, તીર્થની પ્રભાવના કરવામાં ઉદ્યમવાળા જઘન્ય પાત્ર ગણાય

## કુપાત્રની ઓળખાણ

કુશાસ્ત્ર સાંભળવાથી ઉત્પન્ન થયેલા વૈરાગ્યથી નિષ્પરિગ્રહવાળા. બ્રહ્મચર્ય-રસિક, ચોરી, જૂઠ, હિંસા ન કરનારા, પોતાની લીધેલી પ્રતિજ્ઞાનું પાલન અખંડિતપણે કરનારા, મૌન ધારણ કરનારા, કંદ-મૂલ-ફલનો આહાર કરનારા, ભિક્ષાવૃત્તિ કરનારા, ભૂમિ પર કે ખેતરમા પડેલા દાણા એકઠા કરી વૃત્તિ કરનારા, પત્રમાં ભોજન કરનારા, રંગેલાં ભગવા વસ્ત્ર પહેરનારા કે વસ્ત્ર વગરના નગ્ન, ચોટલી કે જટા ધારણ કરનારા કે મુંડમસ્તકવાળા, એકદંડ કે ત્રિદંડ ધારણ કરનારા, મઠ કે અરણ્યમાં વાસ કરનારા, ઉનાળામા પંચાગ્નિ તપની સાધના કરનારા ઠંડી ઋતુમાં પાણી ઝરતા પાત્રને ધારણ કરનારા, શરીરે ભસ્મ ચોળનારા, પાયા, કોડા, ખોપરી, હાડકાનાં આભૂષણ ધારણ કરનારા, પોતાની બુદ્ધિમા પોતે ધર્મવાળા છે, પણ મિથ્યાદર્શનથી દૂષિત, જિનધર્મનો દ્વેષ કરનારા, મૂઢ એવા કુતીર્થીઓ કુપાત્ર ગણાય

પ્રાણીઓના પ્રાણ હરણ કરનારા, અસત્ય વચન બોલનારા, પારકું ધન હરણ કરવાના ઉદ્યમવાળા, અતિકામાસક્ત ગધેડા સરખા, પરિગ્રહ-આરંભમા રક્ત, કદાપિ પણ સંતોષ ન પામનારા, માંસાહારી, મદિરાપાનના વ્યસની, ક્રોધ કરનારા, કજીયો કરવામાં આનંદી, માત્ર કુશાસ્ત્રના પાઠ ભણેલા, હંમેશા પોતાને પંડિત માનનારા, તત્ત્વથી નાસ્તિક એવાને અપાત્ર જણાવેલા છે. આ પ્રમાણે અપાત્ર અને કુપાત્રનો ત્યાગ કરીને મોક્ષાભિલાષી સુબુદ્ધિવાળા વિવેકી આત્માઓ પાત્ર-દાન કરવામાં પ્રવર્તે છે પાત્રમાં દાન આપે તો સફળ થાય, કુપાત્ર કે અપાત્રમા કરેલુ દાન સફળ થતું નથી. પાત્રમાં કરેલુ દાન ધર્મ માટે અને બાકી બેમાં કરેલુ દાન અધર્મ કરાવનારું થાય છે સર્પને જેમ દૂધનુ પાન કરાવીએ તો વિષ-વૃદ્ધિ માટે તેમ કુપાત્ર કે અપાત્રમાં કરેલુ દાન ભવ-વૃદ્ધિ માટે થાય છે જેમ મધુર દૂધ કડવા તુંબડામા ભર્યું હોય તો પીવા માટે નકામું બની જાય છે, તેમ કુપાત્ર કે અપાત્રમાં શુદ્ધ પણ દાન આપવામા આવે તો તે સફળ બનતું નથી, પણ દૂષિત બને છે. કુપાત્ર કે અપાત્રને આખી પૃથ્વીનુ પણ દાન આપવામાં આવે તો ફલ દેનાર બનતુ નથી, પણ શ્રદ્ધાથી પાત્રને અલ્પ આહાર આપવામાં આવે તો મહાફળ આપનાર થાય છે મોક્ષફળ આપનાર આ દાનમા પાત્ર અપાત્રની વિચારણા છે, પરંતુ દયાથી દાન કરવાનુ તત્ત્વ જાણનારાઓએ ક્યાય પણ નિષેધેલુ નથી પાત્ર અને દાનના શુદ્ધિ અને અશુદ્ધિથી કરેલા ચાર ભાગાઓમાં પ્રથમ ભાગો શુદ્ધ છે બીજો વિકલ્પવાળો, બાકીના બે ભાંગા નષ્ફળ સમજવા 'દાન કરવાથી ભોગોની પ્રાપ્તિ થાય છે' એ વચન વિચાર-શૂન્ય સમજવુ ઉત્તમ પાત્રમાં કરેલા દાનનું ફળ જો ક્ષુદ્ર ભોગો જ હોય, તો તે કેટલુ માત્ર ફળ ગણાય? ખેતી કરવામા જેમ મુખ્ય ફળ ધાન્ય-પ્રાપ્તિ છે, તેમ પાત્રદાનમા મુખ્ય ફળ મોક્ષ માનેલો છે પલાળ (ઘાસ) સરખા ભોગો તો વચ્ચે આવી મળતું આનુષંગિક ફળ છે આ ચોવીશીમાં પ્રથમ તીર્થંકરના પ્રથમભવમા થયેલા ધનાસાર્થવાહે દાનધર્મ કરવાથી સમ્યક્ત્વ-બીજ ઉપાર્જન કરી યાવત્ મોક્ષફળની પ્રાપ્તિ કરી તે ઋષભદેવ ભગવંતના પ્રથમ પારણામા ભિક્ષા આપનારના રાજમન્દિરમા હર્ષમા ચકચૂર બનેલા દેવોએ તત્કાલ પુષ્પવૃષ્ટિ કરી આ પ્રમાણે ઘણા વિસ્તારથી અતિથિ-સંવિભાગ વ્રત કહ્યુ, માટે દેય, અદેય, પાત્ર અપાત્રને યથાર્થ સમજી યથોચિત દાન કરવુ ૮૭

જો કે વિવેકવાળા શ્રદ્ધાળુઓને તો સુપાત્ર-દાન કરવામાં સાક્ષાત્ કે પરંપરાએ મોક્ષ-ફળ જ માનેલુ છે, તો પણ ભદ્રિક પરિણામવાળા મધ્યમ પ્રકારના જીવોને ઉપકારક થાય તે માટે પાત્રદાનનુ પ્રાસંગિક ફળ જણાવે છે—

पश्य संगमको नाम, संपदं वत्सपालकः ।
चमत्कारकरी प्राप, मुनिदानप्रभावतः ॥ ८८ ॥

મુનિદાનના પ્રભાવથી પશુપાલક સંગમકે જે ચમત્કાર કરનારી સંપત્તિ પ્રાપ્ત કરી, તે તરફ નજર કરો

નજર કરો એમ જણાવીને ભદ્રિકજનોને દાન સન્મુખ કરે છે, અહિં જો કે સંગમકે પરંપરાએ મોક્ષફલ પણ મેળવ્યુ જ છે, તો પણ પ્રાસંગિક ફલ કહેવાના પ્રસંગમા તે કહ્યુ નથી સંગમકનુ ચરિત્ર સંપ્રદાયથી આ પ્રમાણે જાણવું—

### દાનફલ ઉપર સંગમકનું ચરિત્ર

મગધનામના દેશમા ઘણા રત્ન-સમૂહથી દેદીપ્યમાન લક્ષ્મીના કુલગૃહ સરખું સમુદ્ર સરખું રાજગૃહ નામનુ નગર હતુ સ્વર્ગનગરીમા જેમ ઈન્દ્ર તેમ બીજા રાજાઓએ જેનુ શાસન માન્ય ગણ્યુ હતુ, એવો શ્રેણિક રાજા ત્યા રાજ્ય કરતો હતો આ બાજુ શાલિગ્રામ નામના ગામમા કોઈ અલ્પપરિવારવાળી દરિદ્ર બનેલી ધન્યા નામની સ્ત્રી સંગમક નામના બાળકને સાથે લઈને અહિ આવી હતી તે નગરમા નગરલોકોના વાછરડાંઓને ચરાવતો પોતાની આજીવિકા ચલાવતો હતો ખરેખર ગરીબ બાળકોને માટે આ અનુરૂપ કોમળ આજીવિકાનુ સાધન ગણાય હવે એક દિવસે કોઈક તેવા પર્વ ઉત્સવમા દરેક ઘરમાં ખીરનુ ભોજન બનાવાતુ સંગમે જોયુ પોતાના ઘરે પહોચી તેણે પણ માતા પાસે ક્ષીરભોજનની માગણી કરી ત્યારે બીચારી માતાએ પુત્રને કહ્યુ કે, હું તો નિર્ધન છુ મારા ઘરમા વળી ક્ષીર ક્યાથી હોય? અજ્ઞપણાથી તે બાળક વારવાર માતા પાસે ક્ષીરભોજનની માગણી કરે છે, એટલે પોતાનો આગળનો ગૃમાવેલો વૈભવ યાદ કરીને તે એકદમ જીણુ જીણું રુદન કરવા લાગી તેના રુદનના દુઃખથી જાણે હૃદયો વિંધાયા ન હોય તેમ પાડોશણ સ્ત્રીઓએ આવી દુઃખ-કારણ પૂછ્યુ એટલે ગદ્ગદ અક્ષરે પોતાનુ દુઃખ તેમને જણાવ્યુ એટલે તેઓએ દૂધ, ખાંડ, ચોખા આદિ તેને આપ્યા અને ત્યાર પછી તેની ખીર રાંધી ખાંડ, ઘી, દૂધથી બનાવેલી ખીરની થાળી ભરીને તે બાલકને આપીને કોઈ પણ કારણથી માતા ઘરમા ચાલી ગઈ આ સમયે આને ભવસમુદ્રથી તારવા માટે નાવડી સમાન એવા મહિનાના ઉપવાસવાળા મુનિ પારણાની ભિક્ષા લેવા આવ્યા આ સમયે બાળકે ચિંતવ્યુ કે, શુ આ ચેતનવંતુ ચિંતામણિરત્ન કે જંગમ કલ્પવૃક્ષ કે અપશુ એવી આ કામધેનુ છે? અહો! બહુ સારુ, બહુ સારુ થયુ કે મારા ભાગ્યથીજ મહાસાધુ ભગવંત પધાર્યા, નહિતર મારા સરખા ગરીબને આવા પાત્રનો યોગ કેવી રીતે બને? મારા કોઈક પ્રબળ પુણ્યોદયથી મને આજે ચિત્ત, વિત્ત અને પાત્રરૂપ ત્રિવેણીનો સંયોગ પ્રાપ્ત થયો એ પ્રમાણે થાલ ઊંચકીને તપસ્વી સાધુને ક્ષીર વહોરાવી અને આના ઉપર ઉપકાર કરવાની બુદ્ધિથી મહાકરુણાવાળા સાધુએ પણ તે ગ્રહણ કરી તે મુનિ તો વહોરીને ચાલી ગયા પછી ધન્યામાતા

ઘરમાંથી બહાર નીકળી અને માન્યું કે પુત્ર બધી ખીર જમી ગયો છે, એટલે વળી ફેરી પીરસી તે ખીર ગળાડૂબ ખૂબ ખાધી, તેથી અજીર્ણથી રાત્રે સાધુને દાન આપ્યાનું સ્મરણ કરતો કરતો મૃત્યુ પામ્યો તે દાન–પ્રભાવથી તે રાજગૃહ નગરમા ગોભદ્ર શેઠની ભદ્રા ભાર્યાની કુક્ષિમા ઉત્પન્ન થયો ભદ્રાએ સ્વપ્નમાં શાલિનું ક્ષેત્ર ભરપૂર પાકેલુ જોયુ અને તે પતિને કહ્યુ એટલે પતિએ 'તને પુત્ર જન્મશે' એમ કહ્યુ 'હું દાન–ધર્મનાં કાર્યો કરું' એવા પ્રકારના દોહલા થયા અને ભદ્રબુદ્ધિવાળા ગોભદ્ર શેઠે પણ તે પૂર્ણ કર્યા. ભદ્રાએ પૂર્ણ સમયે દિશામુખને વિકસ્વર કરનાર જેમ પર્વતભૂમિ વૈડૂર્યરત્નને તેમ પુત્રરત્નને જન્મ આપ્યો દેખેલા સ્વપ્નના અનુસારે શુભદિવસે માત–પિતાએ તે પુત્રનું શાલિભદ્ર એવું શુભ નામ પાડયુ પાચ ધાવમાતાથી પાલન કરાતો અનુક્રમે તે વૃદ્ધિ પામતા કંઈક ન્યૂન આઠ વર્ષનો થયો એટલે પિતાએ કલાભ્યાસ કરાવ્યો યૌવનવય પામ્યો અને યુવતીજન–વલ્લભ બન્યો ત્યારે નવો પ્રદ્યુમ્ન હોય તેમ સમાન-વયવાળા મિત્રો સાથે રમવા લાગ્યો. તે નગરના બત્રીશ શેઠીયાઓએ આવી ભદ્રાના પતિને જણાવ્યુ કે અમે અમારી બત્રીશ કન્યાઓ આપવાની તમારી પાસે યાચના કરીએ છીએ હર્ષ પામેલા ગોભદ્રશેઠે આદરપૂર્વક સર્વ લક્ષણથી પૂર્ણ કન્યાઓ શાલિભદ્ર સાથે પરણાવી ત્યાર પછી શાલિભદ્ર મનોહર વિમાનમા જેમ ઈન્દ્ર તેમ પોતાના મનોહર મંદિરમા તેમની સાથે વિલાસ કરવા લાગ્યો. તેના આનંદમાં મગ્ન બનેલા તેને દિવસ કયા ઉગે છે અને રાત્રિ ક્યારે પડે છે, તેની પણ ખબર પડતી નથી તેની ભોગ–સામગ્રી માતા–પિતા પૂર્ણ કરે છે ગોભદ્રશેઠે વીરપ્રભુના ચરણકમલમા દીક્ષા અંગીકાર કરી, અનશન કરી મૃત્યુ પામી દેવલોકે ગયા અવધિજ્ઞાનથી શાલિભદ્રને પોતાનો પુત્ર જાણીને તેના પુણ્યથી આકર્ષાએલો પુત્ર પ્રત્યે વાત્સલ્યવાળો બન્યો તે પિતા–દેવે કલ્પવૃક્ષ માફક પ્રતિદિન તેના માટે અને તેની બત્રીશ ભાર્યાઓ માટે દિવ્ય વસ્ત્રાદિક અર્પણ કર્યાં મનુષ્યને ઉચિત જે કાર્ય હોય, તે ભદ્રા પૂરા કરતી હતી. પૂર્વે આપેલા દાનના પ્રભાવથી તે માત્ર ભોગો ભોગવવા લાગ્યો કોઈક સમયે કોઈક પરદેશી વેપારીઓ રત્નકબલ લઈને શ્રેણિક પાસે વેચવા આવ્યા, પરંતુ બહુ કિંમતી હોવાથી શ્રેણિકે તે ખરીદ ન કરી ત્યાર પછી તે વેપારીઓ શાલિભદ્રના મહેલે ગયા, ભદ્રાએ કહેલી કિંમત આપીને તે સર્વ રત્નકંબલો ખરીદી ચેલ્લણાને રત્નકંબલની ખબર પડી, એટલે શ્રેણિકને કહ્યુ કે, મહાકિંમતી હોય તો પણ મારા માટે એક રત્નકંબલ લઈ આપો ત્યારે શ્રેણિક રાજાએ પણ પૂર્વે જણાવેલ મૂલ્યથી રત્નકંબલની માગણી કરી, ત્યારે વેપારીઓએ કહ્યુ કે, સર્વ રત્નકંબલો ભદ્રા શેઠાણીએ ખરીદી લીધી શ્રેણિકે એક હોશીયાર પુરુષને મૂલ્ય આપીને રત્નકબલ લાવવા માટે ભદ્રામાતા પાસે મોકલ્યો ભદ્રા પાસે માગણી કરી ત્યારે કહ્યુ કે, રત્નકબલના ટૂકડા કરી શાલિભદ્રની પત્નીઓને પગ લૂંછવા આપી દીધા હવે જો તેવુ જરૂરી કાર્ય હોય તો, વાપરેલી જીર્ણ રત્નકામળીઓ છે, માટે રાજાને પૂછીને આવીને લઈ જજે પેલાએ આવીને રાજાને વાત જણાવી, જોડે બેઠેલી ચેલ્લણાએ રાજાને કહ્યુ કે, પિત્તળ અને સુવર્ણની જેમ આપણામા અને વણિકોમા તફાવત કેટલો છે ? તે જુઓ. તે જ પુરુષને શ્રેણિકે કુતૂહલથી શાલિભદ્રને બોલાવવા માટે મોકલ્યો એટલે ભદ્રાએ રાજા પાસે આવીને વિનતિ કરી કે, હે દેવ ! ક્દાપિ મારો પુત્ર બહાર જતો નથી, માટે આપ મારે ત્યા પધારવા કૃપા કરો કુતૂહલથી શ્રેણિકે પણ આવવાનુ સ્વીકાર્યુ તેમને થોડો વખત રોકાઈને આવવા કહ્યુ પોતે આગળ જઈને વિચિત્ર રંગ–બેરંગી વસ્ત્રોથી અને માણિક્ય રત્નોથી પોતાના ઘરથી માંડી રાજમહેલ સુધીના રાજમાર્ગોની દુકાનોની શોભા કરાવી દેવોએ તત્કાલ કરી હોય તેવી દુકાન–શોભાને વિચારતો વિચારતો

આમંત્રેલો રાજા ભદ્રાના મંદિરે આવ્યો પૃથ્વી પર જાણે દેવવિમાનનું બીજું પ્રતિબિંબ હોય, તેવા સુવર્ણના સ્તંભ ઉપર ઈન્દ્રનીલ રત્નના વીંઝાતા તોરણવાળું, મોતીઓના સાથીઆ કરેલ દ્વારભૂતલવાળુ, દિવ્ય વસ્ત્રોના બાંધેલા ચંદ્રવાવાળું, સુગંધી દ્રવ્યથી કરેલા ધૂપવાળું, એવુ ભદ્રાનુ મંદિર દેખી વિસ્મયથી વિકસિત લોચનવાળા રાજાએ તેમાં પ્રવેશ કર્યો અને ચોથા માળ પર આવી સિંહાસન પર બેસી ગયા સાતમા માળ પર રહેલા શાલિભદ્ર પાસે આવી માતાએ કહ્યુ કે, આપણે ત્યા તને જોવા માટે શ્રેણિક આવ્યા છે, તો ક્ષણવાર નીચે ચાલ એટલે પુત્રે કહ્યુ, 'હે માતાજી ! તમને બધી ખબર છે, જે કાર્ય હોય તે તમો જ જાતે પતાવી નાખો, એમા વળી મારે શુ કરવાનુ છે?' ત્યારે ભદ્રાએ તેને કહ્યુ, આ કંઈ ખરીદ કરવાની વસ્તુ નથી, પરંતુ આ તો સર્વ લોકોના અને તારા પણ સ્વામી છે તે સાભળીને શાલિભદ્રે પણ વિષાદપૂર્વક વિચાર્યું કે, આવા સાંસારિક ઐશ્વર્યને ધિક્કાર હો, કે મારા પણ વળી બીજા સ્વામી છે ! સર્પની ફેણા સરખા આ ભોગોથી હવે મને સર્યુ હવે તો જલ્દી વીરપ્રભુના ચરણ–કમળમાં દીક્ષા અંગીકાર કરીશ આવી રીતે સંવેગયુક્ત હોવા છતા માતાના આગ્રહથી સર્વ ભાર્યાઓ સાથે આવીને વિનયવાળા તેણે રાજાને પ્રણામ કર્યા પોતાના ખોળામા બેઠેલા તેને શ્રેણિકે પુત્ર માફક આલિંગન કર્યું અને સ્નેહથી મસ્તક સૂંઘ્યું ક્ષણવારમા તો તેણે આસુ પાડ્યા ત્યાર પછી ભદ્રાએ કહ્યુ, હે દેવ ! હવે તેને છોડી દો, કારણ કે મનુષ્ય છતા પણ મનુષ્યની પુષ્પમાળાની ગંધથી પણ આ પુત્ર બાધા પામે છે દેવગતિ પામેલા તેના પિતા હંમેશા તેના માટે અને તેની ભાર્યાઓ માટે દિવ્ય પહેરવેશ, વસ્ત્ર, અલંકાર, અંગરાગાદિક પદાર્થો આપે છે ત્યાર પછી રાજાએ તેને છોડી દીધો, એટલે સાતમા માળે પહોચી ગયો. ભદ્રાએ અહીં જ આજે ભોજન કરવા રાજાને પ્રાર્થના કરી ભદ્રાના દાક્ષિણ્યથી રાજાએ સ્વીકાર કર્યો તેણે પણ તત્કાલ સર્વ તૈયારી કરાવી 'શ્રીમંતોને ધનથી શું સિદ્ધ નથી થતુ ! ' ત્યાર પછી સ્નાન કરવા યોગ્ય તેલ, ચૂર્ણ ચોળી જલ્દી સ્નાન કર્યું એમ કરતા કરતા રાજાની આગળીએથી વીંટી ક્રીડાવાવડીમાં પડી રાજા જેટલામા આમતેમ ખોળે છે, ત્યારે ભદ્રાએ દાસીને આજ્ઞા કરી કે વાવડીમાથી પાણી બીજે વાળી ખાલી કરો. તેણે તેમ કર્યું એટલે આશ્ચર્યકારી દિવ્ય આભૂષણોની વચ્ચે લાલચોળ સળગતા અંગારા વચ્ચે કાળો કોયલો દેખાય તેવી પોતાની વીંટી દેખી રાજા વિસ્મય પામ્યો રાજાએ દાસીને પૂછ્યુ કે, 'આ શું છે?' ત્યારે દાસીએ કહ્યુ કે દરરોજ શાલિભદ્ર અને તેની ભાર્યાના નિર્માલ્યો આમા નંખાય છે 'ખરેખર આ ધન્ય છે, અત્યારે હુ પણ ધન્ય છુ કે જેના રાજ્યમા આવા ભાગ્યશાળીઓ પણ છે' એ પ્રમાણે રાજાએ વિચાર્યું ત્યારપછી પરિવાર સાથે રાજાએ ત્યાં ભોજન કર્યુ ભદ્રાએ આશ્ચર્યકારી અલંકાર, વસ્ત્રાદિકથી સત્કાર કર્યો એટલે રાજા ઘરે ગયા હવે શાલિભદ્રે પણ સંસારથી છૂટવા અભિલાષા કરી, તેટલામાં ધર્મમિત્રે આવી આ પ્રમાણે વિનંતિ કરી કે, સુરાસુરથી નમસ્કાર કરાએલા સાક્ષાત્ ધર્મની મૂર્તિ હોય તેવા ચારજ્ઞાનવાળા ધર્મઘોષ નામના મુનિ ઉદ્યાનમાં પધાર્યા છે ત્યાર પછી હર્ષથી શાલિભદ્ર રથમા બેસી ત્યા ગયો અને આચાર્યના ચરણમા વંદન કરી તેમજ સાધુઓને વાંદી આગળ બેઠો દેશના કરતા તે સૂરિને તેણે પૂછ્યુ, 'હે ભગવંત ! ક્યા કર્મથી બીજો પ્રભુ ન થાય? ભગવંતે કહ્યુ, 'જે જનો દીક્ષા લે છે, તે સમગ્ર જગતના સ્વામીભાવને પામે છે' હે નાથ ! જો એમ છે, તો મારા માતાજીની રજા લઈને હુ વ્રત અંગીકાર કરીશ–એ પ્રમાણે શાલિભદ્રે વિનંતિ કરી ત્યારે સૂરિએ કહ્યુ કે, પ્રમાદ ન કરવો ત્યાર પછી શાલિભદ્રે ઘરે જઈને માતાને નમસ્કાર કરી કહ્યુ કે, આજે સમગ્ર જગતના દુ ખથી મુક્ત કરાવનાર મોક્ષના ઉપાય સ્વરૂપ ધર્મ મેં ધર્મઘોષ આચાર્યના મુખકમલથી સાંભળ્યો

'હે વત્સ ! ધર્મ શ્રવણ કર્યો, તે બહુ સારું કર્યું. તેવા પિતાનો તું પુત્ર છે. એ પ્રમાણે ભદ્રાએ પણ હર્ષથી શાલિભદ્રની પ્રશંસા કરી તેણે પણ કહ્યુ, 'હે માતાજી ! જો હુ તે પિતાનો પુત્ર છું અને જો એમજ હોય તો મારા પર પ્રસન્ન થા, હું દીક્ષા ગ્રહણ કરીશ' માતાએ પણ કહ્યુ, હે વત્સ ! આ વ્રત લેવાનો તારો ઉદ્યમ યુક્ત છે, પરંતુ આ દીક્ષામા હંમેશાં લોઢાના ચણા ચાવવાના છે તુ સ્વભાવથી પણ સુકુમાર શરીરવાળો છે, વળી દિવ્યભોગોથી લાલન-પાલન કરાયો છે, જેમ વાછરડો રથને, તેમ તું વ્રતને કેવી રીતે વહન કરી શકશે ? શાલિભદ્રે પણ જવાબ આપ્યો કે, શુ જેમણે ભોગો ભોગવેલા હોય, તેવા પુરુષો વ્રતનાં કષ્ટ સહન કરવામાં અશક્ત હોય અને શુ બીજા કાયર હોતા નથી ? ત્યારે માતાએ કહ્યુ કે, ક્રમે ક્રમે ભોગોનો ત્યાગ કર અને મર્ત્યલોકની માલ્ય-ગંધ સહન કરવાની ટેવ પાડ, એમ અભ્યાસ પાડીને હે વત્સ ! દીક્ષા ગ્રહણ કર. ત્યાર પછી શાલિભદ્ર પણ માતા ભદ્રાનુ વચન માનીને એક એક ભાર્યા તથા તળાઈ દરરોજ છોડવા લાગ્યો

આ બાજુ તે જ નગરમા શાલિભદ્રની નાની બેનનો પતિ મહાધનભંડારવાળો ધન્ય નામનો રહેતો હતો. અશ્રુવાળી શાલિભદ્રની બેન ધન્યને નવડાવતી હતી, ત્યારે તેણે પૂછ્યું કે કેમ રુદન કરે છે ? ત્યારે આ હકીકત ગદ્ગદ સ્વરે જણાવી કે, દીક્ષા લેવાની અભિલાષાવાળો મારો ભાઈ દરરોજ એક એક ભાર્યા અને તળાઈનો ત્યાગ કરે છે, તે કારણે રડવું આવી જાય છે ત્યારે મશ્કરી કરતાં ધન્યે એમ કહ્યુ કે, જે આમ થોડો થોડો ત્યાગ કરે, તે શિયાળ માફક બીકણ અને હીનસત્ત્વવાળો છે. ત્યારે ધન્યને બીજી પત્નીઓ પણ મજાકમા કહેવા લાગી કે, જો વ્રત ગ્રહણ કરવું સહેલુ હોય તો તમે કેમ નથી કરતા ? ધન્યે તેઓને કહ્યુ કે, તમે જ વ્રતમાં વિઘ્ન કરનારી હોવાથી ગ્રહણ કરતો ન હતો. પુણ્યયોગે આજે તમે મને અનુમતિ આપી, તેથી હવે વિલંબ વગર હું દીક્ષા અંગીકાર કરીશ ત્યારે તેઓએ કહ્યુ કે, 'હે સ્વામી ! આ તો અમે મજાકમા બોલ્યા છીએ, માટે કૃપા કરીને આ હંમેશાં લાલન કરેલી લક્ષ્મીને અને અમને તમે ન છોડશો' આ સ્ત્રી અને ધન અનિત્ય છે, માટે તેનો ત્યાગ કરી શાશ્વતપદની ઈચ્છાથી હું અવશ્ય દીક્ષા લઈશ' એમ કહીને ધન્ય ઉભો થયો ત્યારે તેઓએ ધન્યને કહ્યુ કે, 'તમારું અનુકરણ કરી અમે પણ દીક્ષા ગ્રહણ કરીશુ' પોતાને ધન્ય માનતા મહામનવાળા ધન્યે તેમને અનુમતિ આપી.

આ બાજુ વૈભારપર્વત ઉપર શ્રીવીરભગવંત સમવસર્યા એટલે ધન્યને તેના ધર્મમિત્રે તરત તે સમાચાર આપ્યા સ્નાન કરીને પોતાની પત્નીઓ સાથે શિબિકામા બેસી ભવનો ભય પામેલો ધન્ય મહાવીર ભગવંતના ચરણકમળમા ગયો પત્નીઓ સહિત તેણે ભગવંત પાસે દીક્ષા અંગીકાર કરી તે સાભળી શાલિભદ્ર પણ 'પોતે પાછળ રહી ગયો' એમ માની દીક્ષા માટે ત્વરા કરવા લાગ્યો મહાપરાક્રમી શ્રેણિકરાજાથી અનુસરાતા શાલિભદ્રે શ્રીમહાવીર પ્રભુ પાસે આવી તેમના ચરણકમળમાં દીક્ષા અંગીકાર કરી ત્યાર પછી ટોળા સહિત જેમ હસ્તિરાજ તેમ સિદ્ધાર્થ-નંદન વીર પ્રભુ પરિવાર સાથે વિહાર કરતા કરતા બીજે ગયા ધન્ય અને શાલિભદ્ર બને બહુશ્રુત જ્ઞાની બન્યા, તેમજ ખડ્ગધારા સરખું મહાતપ કરવા લાગ્યા શરીરની મમતા રહિત બને પક્ષ, મહિનો, બે મહિના, ત્રણ મહિના, ચાર મહિના આદિના ઉગ્ર તપ કરી પારણુ કરતા હતા તેવી ઉગ્ર તપસ્યા કરતા કરતા તે બંનેનાં શરીર માંસ-લોહી વગરની

ચામડાની ધમણ સરખાં બની ગયા. કોઇક સમયે શ્રીમહાવીર ભગવંતની સાથે તે બંને મુનિવરો પોતાની જન્મભૂમિ રાજગૃહ નગરે આવ્યા ત્યાર પછી સમવસરણમાં રહેલા ભગવંતને વંદન કરવા માટે અખંડિત શ્રદ્ધાતિશય યોગે નગરલોકો નગરથી આવવા લાગ્યા આજે ધન્ય અને શાલિભદ્ર બનેને પારણુ હોવાથી ભિક્ષા લેવા નીકળવાની આજ્ઞા માટે ભગવંત પાસે આવી પ્રણામ કરતા હતા 'આજે તારી માતા પારણુ કરાવશે' એમ પ્રભુ વડે કહેવાએલા શાલિભદ્ર ધન્યમુનિ સાથે વહોરવા નીકળ્યા ભદ્રાના મહેલના દરવાજા પાસે જઈ બંને ઉભા રહ્યા, પરતુ તપથી દુર્બળ દેહવાળા બનેલા તેમને કોઈએ ઓળખ્યા નહિ આજે ભદ્રા પણ શ્રીવીર પ્રભુ, શાલિભદ્ર અને ધન્યને વદન કરવા જવાની ઉત્સુકતા અને વ્યાકુલતામા હોવાથી બંને મુનિઓને ન ઓળખ્યા ક્ષણવાર ત્યા રોકાઈને ત્યાથી બને મુનિઓ નીકળી ગયા અને નગર દરવાજાની શેરીમાથી નીકળતા હતા, ત્યારે તે નગરમાં દહિ અને ઘી વેચવા માટે આવતી શાલિભદ્રની પૂર્વભવની માતા ધન્યા સામે મળી શાલિભદ્રને દેખતા જ તેના સ્તનમાથી દૂધ ઝરવા લાગ્યુ બંને મુનિઓને વંદન કરી ભક્તિથી બનેને દહિં વહોરાવ્યુ ત્યાર પછી વીર ભગવતની પાસે જઈ ગોચરી આલોવી બે હાથની અજલિ કરી શાલિભદ્રે કહ્યુ, 'હે ભગવંત ! માતાથી પારણુ કેવી રીતે ?' સર્વજ્ઞ ભગવતે કહ્યુ, હે શાલિભદ્ર મહામુનિ ! તારા આગલા જન્મની ધન્યામાતા અને બીજા પણ જન્મમાં થએલી માતા દહિથી પારણુ કરીને પ્રભુને પૂછીને ત્યાર પછી ધન્યમુનિ સાથે શાલિભદ્ર મુનિ વૈભારગિરિ ઉપર ગયા ધન્ય સાથે શાલિભદ્રે શિલાતલનુ પ્રતિલેખન કરી ત્યા પાદપોપગમન નામનુ અનશન આદર્યુ તે વખતે તેની માતા ભદ્રા અને શ્રેણિક રાજા ભક્તિથી વીર ભગવતના ચરણકમળ પાસે આવ્યા ભદ્રામાતાએ પૂછ્યુ કે, ધન્ય અને શાલિભદ્ર મુનિઓ ક્યા છે ? હે પ્રભુ ! અમારે ત્યાં ભિક્ષા માટે કેમ ન પધાર્યા ? સર્વજ્ઞ પ્રભુએ કહ્યુ. તમારે ઘરે બને મુનિઓ આવ્યા હતા, પરતુ અહિ આવવામાં વ્યગ્ર બનેલા તમે તેમને ઓળખ્યા નહિ પૂર્વજન્મની ધન્યા માતાએ તમારા પુત્રને સામે મળીને દહિં વહોરાવ્યુ તેનાથી બનેએ પારણુ કર્યુ મહાસત્ત્વવાળા બંને આ ભવનો ત્યાગ કરવા માટે વૈભારપર્વત પર ગયા છે અને ત્યા અનશનનો સ્વીકાર કર્યો છે શ્રેણિક સાથે ભદ્રા વૈભાર પર્વત ઉપર પહોચી અને ત્યા પત્થરના ઘડેલા પૂતળા જેવા બનેને તથા પ્રકારના કાઉસ્સગ્ગમા રહેલા દેખ્યા કષ્ટથી તેના સામું જોઈને તેના આગલા સુખો યાદ કરતી એવુ રુદન કરવા લાગી કે તેના પડઘાથી વૈભારગિરિને જાણે રડાવતી ન હોય હે વત્સ ! તુ ઘરે આવ્યો છતા અલ્પભાગ્યવાળી મેં તને ઓળખ્યો નહિં, મારા પ્રમાદથી તુ મારા પર ગુસ્સો ન કરીશ 'જો કે તે અન્નનો તો ત્યાગ કર્યો છે, તો પણ તુ તારા પોતાના દર્શનથી અમારા નેત્રોને આનંદ કરાવશે' એવો મને મનોરથ હતો પરંતુ હે પુત્ર ! શરીર–ત્યાગના કારણભૂત આ અનશનના આરભથી તે મારો મનોરથ પણ અત્યારે ભગ્ન કરવા તૈયાર થયો છે ! તેં જે પ્રકારનું તપ આરભ્યુ છે, તેમા હુ તને વિઘ્ન કરનારી નથી બનતી, પરતુ આ અત્યંત ખરબચડી શિલાતલથી આ તરફ થા હવે અહિ શ્રેણિકે ભદ્રાને કહ્યુ કે, "હે માતાજી ! તમે હર્ષસ્થાને રુદન કેમ કરો છો ? જેને આવો પુત્ર છે, તેથી કરી સ્ત્રીઓમા તમે એક જ પુત્રવતી છો આ મહાસત્ત્વવાળા, તત્ત્વને જાણનારા, તૃણ માફક લક્ષ્મીનો ત્યાગ કરી સાક્ષાત્ મોક્ષ સરખા સ્વામીના ચરણકમળને પામ્યા આ જગતના સ્વામીના શિષ્યને અનુરૂપ તપ તપી રહેલા છે, તમે ફોગટ સ્ત્રી–સ્વભાવથી મનમા દુ ખ પામો છો " આ પ્રમાણે રાજાએ પ્રતિબોધેલી દુ ખી હૃદયવાળી ભદ્રા બંને મહામુનિઓને

વંદન કરીને પોતાના ઘરે જાય છે અને સાથે શ્રેણિક પણ ગયો કાળધર્મ પામી બંને સર્વાર્થ-સિદ્ધ નામના વિમાનમા તેત્રીશ સાગરોપમ-પ્રમાણ આયુષ્યવાળા ઉત્તમ દેવ થયા જેવી રીતે ભવિષ્યમાં વૃદ્ધિ પામતી એવી અજોડ સંપત્તિ સુપાત્રદાનના ફળથી સંગમકે પ્રાપ્ત કરી, તેવી રીતે પુણ્યના અર્થી પુરુષોએ યથાર્થ રીતિથી અતિથિસંવિભાગ વ્રતમા સતત પ્રયત્ન કરવો જોઈએ સંગમકની કથા સંપૂર્ણ. ૮૮.

આ પ્રમાણે બાર વ્રતોનો અધિકાર જણાવ્યો હવે તેમાં થતા અતિચારનું રક્ષણ કરવા સ્વરૂપ કથન કરતા જણાવે છે :—

**व्रतानि सातिचाराणि, सुकृताय भवन्ति न ।**
**अतिचारास्ततो हेयाः, पञ्च पञ्च व्रते व्रते ॥ ८९ ॥**

વ્રતો અતિચાર-સહિત પાલન કરવામાં આવે તો સુકૃત-પુણ્ય માટે થતા નથી, તેથી દરેક વ્રતમાં પાચ પાચ અતિચારોનો ત્યાગ કરવો

અતિચાર એટલે વ્રતની મલિનતા, મલિનતાવાળા વ્રતો સુકૃત (પુણ્ય) માટે થતાં નથી, તે માટે એક એક વ્રતમા પાચ પાચ અતિચારો છોડવા જોઈએ શંકા કરી કે સર્વવિરતિમા જ અતિચારો હોય, તેમને જ સંજ્વલનનો ઉદય કહેલો છે. કહેલુ છે કે —'સર્વ પણ અતિચારો સંજ્વલનના ઉદયથી થાય છે, બાર કષાયોથી તો વળી મૂલવ્રતનો છેદ થાય છે' 'સંજ્વલન કષાયનો ઉદય સર્વવિરતિવાળાને જ હોય, દેશવિરતિવાળાને તો પ્રત્યાખ્યાનાવરણનો ઉદય હોય છે, તેથી દેશવિરતિવાળા શ્રાવકને અતિચાર સભવતા નથી આ વાત ઘટતી છે તેનુ અલ્પપણુ હોવાથી, કંથવાના શરીરમાં છિદ્રના અભાવ માફક તે આ પ્રમાણે—

પ્રથમ અણુવ્રતમા સ્થૂલ, સંકલ્પ. નિરપરાધ, દ્વિવિધ, ત્રિવિધ આદિ વિકલ્પોવાળી ઘણી છૂટછાટ રાખેલી હોવાથી અતિસૂક્ષ્મપણાને પામેલી દેશવિરતિ હોવાથી તેમા દેશનો અભાવ હોવાથી દેશવિરાધનારૂપ અતિચારો તેમા કેવી રીતે લાગે? માટે તેનો સર્વનાશ જ થાય છે મહાવ્રતમા તો મોટા વ્રત હોવાથી અતિચાર થવા સંભવે છે હાથીના શરીરમા ગુમડાનાં છિદ્રો પર મલમપટ્ટો બાધવા માફક' આ શકાના સમાધાનમા સમજાવે છે કે—"દેશવિરતિમા અતિચારો સંભવતા નથી, તે વાત અસગત સમજવી ઉપાસકદશા આદિમા દરેક વ્રતના પાચ પાચ અતિચારો જણાવેલા છે. હવે કદાચ તમે તેને ભંગો કહેતા હો અને અતિચાર ન કહેતા હો, પણ એમ નથી આગમમા ભંગો અને અતિચારો જુદા રૂપે માનેલા હોવાથી જે વળી કહેલું છે કે—સર્વે અતિચારો સજ્વલન કષાયના ઉદયથી જ થાય છે, તે વાત સત્ય છે પરતુ તે હકીકત સર્વવિરતિ ચારિત્રને આશ્રીને જ કહેલી છે, પણ સમ્યક્ત્વ અને દેશવિરતિને આશ્રીને કહેલી નથી કારણ કે 'સર્વે અતિચારો સજ્વલનના ઉદયમા' ઈત્યાદિક ગાથામા આ પ્રકારે વ્યાખ્યા છે—કે સંજ્વલન કષાયના ઉદયમા સર્વવિરતિમા અતિચારો લાગે છે અને બાકીના બાર કષાયોના ઉદયમા તો તે સર્વવિરતિના મૂલવ્રતનો છેદ આ રીતે દેશવિરતિમા અતિચારનો અભાવ નથી" ૮૯

તેમા પ્રથમ વ્રતના અતિચારો કહે છે —

क्रोधाद् बन्ध–च्छविच्छेदोऽधिकभाराधिरोपणम् ।
प्रहारोऽन्नादिरोधश्चाहिंसायां परिकीर्त्तिताः ॥ ९० ॥

અહિંસારૂપ પ્રથમ અણુવ્રતમા આ પાચ અતિચારો—ગાય, ઢોર આદિને દોરડા, સાકળ આદિથી બાંધી નિયત્રણ કરવુ, વિનય ગ્રહણ કરાવવા માટે, ઉન્માર્ગે જતા રોકવા માટે પોતાના પુત્રાદિકને પણ બંધનમાં નાખવા પડે, તે અતિચાર નથી, માટે ક્રોધથી એમ કહ્યુ, પ્રબલ કષાયના ઉદયથી જે બાધવું, તે પહેલો અતિચાર શરીરની ચામડીનો છેદ કરવો–છૂટી પાડવી, તે પુત્રાદિકને પગમા વલ્મીક–રસોળી દરદ થયું હોય અને ચામડીનો છેદ કરી કાપવી પણ પડે, આ કારણથી ક્રોધથી એની અનુવૃત્તિ દરેક અતિચારમા સમજવી. ક્રોધથી ચામડીનો છેદ કરવો, તે બીજો અતિચાર ગાય, ઉટ, ગધેડા, માણસ આદિકના ખાધ કે પીઠ પર કે માથા પર અથવા ગાડા–ગાડીના વાહનમા વહન કરી શકે તે કરતા વધારે ભાર લાદવો અહિ પણ ક્રોધથી વધારે ભાર લાદવો અને ઉપલક્ષણથી લોભથી પણ વધારે ભાર ભરવો તે ત્રીજો અતિચાર ક્રોધથી લાકડી, ચાબુક, લોઢાની અણીવાળી લાકડી ભોકવી, ચાબુક મારવો, ઢેફાથી માર મારવો ઇત્યાદિક ચોથો અતિચાર ક્રોધથી અન્નાદિક, જળ, ઘાસ–ચારો ન આપવો, તે પાચમો અતિચાર આ વિષયમા આવશ્યક–ચૂર્ણિમા કહેલો વિધિ –બધ બેપગવાળા મનુષ્યને કે ચાર પગવાળા પશુને હોય, તે પણ સાર્થક અને નિરર્થક તેમા અનર્થક બંધ કરવો યોગ્ય નથી સાર્થક બધ વળી બે પ્રકારનો, અપેક્ષાવાળો બધ અને અપેક્ષા વગરનો બધ, તેમાં જે સાપેક્ષ બંધ, ઢીલી દોરડાની ગાઠ બાધવી, જેથી કરીને કદાચ અણધારી આગ લાગી હોય તો સહેલાઈથી ગાઠ છોડી શકાય કે તેને મુક્ત કરી શકાય નિરપેક્ષ એ કહેવાય કે, ઘણા પ્રયત્ને પણ ગાઠ છોડવી મુશ્કેલ પડે અને આગ લાગે તો ન છૂટવાથી બળી મરે આ ચાર પગવાળા માટેનો બંધ કહ્યો બે પગવાળા દાસ–દાસી, ચોર, ભણવામા પ્રમાદી પુત્રાદિકને જે બાધવા પડે, ત્યારે સહેલાઈથી છૂટી શકે તેવી રીતે બાંધવા અને રક્ષણ કરવુ, જેથી અગ્નિના ભય આદિ પ્રસગમા વિનાશ ન પામે તેમ જ શ્રાવકે બે પગવાળા અને ચાર પગવાળા એવા જ સંગ્રહ કરવા, જેથી તે વગર બાધેલા રહી શકે ચામડી છેદવી. પણ તે જ પ્રમાણે સમજવુ માત્ર નિરપેક્ષ તે કહેવાય, જેમા હાથ, પગ, કાન, નાક, આદિ અવયવો નિર્દયપણે છેદે, સાપેક્ષ તો વળી ગુમડા થયા હોય, તેમાથી પરૂ કે પાકેલો ભાગ કે નકામા ભાગને છેદી કે બાળી નાખે તથા અધિક ભાર આરોપણ કરવો પ્રથમ તો શ્રાવકે બે કે ચાર પગવાળા વાહનની આજીવિકા છોડી દેવી, કદાચ બીજી આજીવિકા ન હોય, ત્યારે બે પગવાળો પોતાની જાતે ભાર ઉચકે, જાતે ઉતારે, તેટલો જ ભાર તેની પાસે વહન કરાવવો ચાર પગવાળા પાસે તો યથોચિત ભાર કરતા પણ કંઈક ઓછો ભાર વહન કરાવવો હળ, ગાડા, રથ આદિમા જોડ્યા હોય, તો યોગ્ય નિયત–સમયે તેમને છોડી મુકવા જોઈએ પ્રહાર પણ તેવી જ રીતે, પરતુ નિરપેક્ષ પ્રહાર–નિર્દયતાથી તાડન કરવું, સાપેક્ષ પ્રહાર તો શ્રાવકે હમેશા શરૂથી જ પોતાના આશ્રિતો પોતાથી ડરતા રહે અને અવિનયવાળા ન બને, તેની તકેદારી રાખવાની હોય કદાચ કોઈ વિનય ન કરે, કહ્યુ ન માને, તો મર્મસ્થાન છોડી લાતથી કે દોરડીથી એક કે બે વખત જ તાડન કરે તેમજ કોઈને પણ અન્ન–પાણી આદિનો રોધ–નિષેધ ન કરવો, કારણ કે તીવ્ર ભૂખવાળો કદાચ

મૃત્યુ પામે. પોતાના ભોજન–સમયે તાવવાળા કે તેવા રોગવાળા આદિને છોડીને તેમજ બીજા ગાયેલા કે કાર્યમાં રોકી રાખેલા હોય, તેવાને ભોજન કરાવ્યા પછી પોતે ભોજન કરવું અન્નાદિકનો રોધ પણ બંધ માફક સાર્થક અને અનર્થક એમ બે ભેદોવાળો સમજવો. પરંતુ સાપેક્ષ રોગની ચિકિત્સા માટે હોય, અપરાધ કરનારને માત્ર વાણીથી કહે કે, આજે તને ભોજનઆદિ નહિં અપાય, શાંતિ–નિમિત્તે ઉપવાસાદિક કરાવે વધારે કેટલુ કહેવું? અહિંસા–લક્ષણ મૂલગુણના અતિચારો ન થાય, તે પ્રકારે જયણાથી વર્તવું

શંકા કરી કે, 'શ્રાવકે તો હિંસાનાં જ પચ્ચક્ખાણ કર્યાં છે, તેથી બંધાદિક કરે તો પણ દોષ નથી, હિંસાની વિરતિ તો અખંડિત રહેલી છે હવે જો બધાદિકનાં પચ્ચક્ખાણ કર્યાં હોય તો વધ–બંધાદિક કરે તો વિરતિનુ ખંડન થવાથી વ્રતભંગ થાય જ વળી બંધાદિકના પચ્ચક્ખાણ કરવાનુ સ્વીકારીએ, તો વ્રતની મર્યાદા તૂટી જાય દરેક વ્રતમા અતિચાર વ્રતની અધિકતા થઈ જાય, એમ થવાથી બંધાદિકોની અતિચારતા રહેતી નથી' આના સમાધાનમા જણાવે છે કે—તારું કથન સત્ય છે કે હિંસાના જ પચ્ચક્ખાણ કર્યાં છે, પણ બંધાદિકના નહિં, માત્ર તેના પચ્ચક્ખાણમા અર્થાપત્તિથી તો તેનાં પણ પચ્ચક્ખાણ કરેલા સમજવા હિંસાના તે ઉપાયો–કારણો છે બંધાદિક કરે તો વ્રતનો ભંગ નથી, પરંતુ અતિચાર જ છે કેવી રીતે? અહિં વ્રત બે પ્રકારનુ. અંતર્વૃત્તિથી અને બહિર્વૃત્તિથી તેમા 'હું મારું' એવા વિકલ્પ વગર જો કોપ કે આવેશથી પારકા પ્રાણને ગણકાર્યા વગર બંધાદિકમા પ્રવર્તે, અને હિંસા ન થાય, ત્યારે નિર્દયતા કે વિરતિની નિરપેક્ષતાથી પ્રવર્તતો હોવાથી અંતર્વૃત્તિથી વ્રતનો ભંગ થયો, હિંસાનો અભાવ હોવાથી બહિર્વૃત્તિથી દેશનું પાલન, દેશનુ પાલન અને દેશથી ભંગ થયો હોવાથી અતિચારનો વ્યપદેશ–વ્યવહાર પ્રવર્તે છે. તે માટે કહેલુ છે કે—"હુ ન મારું એ પ્રમાણે કરેલા વ્રતવાળાને મૃત્યુ પામ્યા વગર અહિં કયો અતિચાર લાગે? કોપથી જે વધાદિક કરે છે, તે નિયમની અપેક્ષા રાખતો નથી, તેને નિરપેક્ષ કહેવાય મૃત્યુ થયુ ન હોવાથી તેનો નિયમ રહેલો છે, પરંતુ કોપથી દયાહીનપણાથી તો તે ભંગ થયો છે દેશથી ભંગ અને દેશથી પાલન થયુ હોવાથી પૂજ્યો તેને અતિચાર કહે છે."

જે કહ્યુ હતુ કે બાર વ્રતની મર્યાદા તૂટી જાય, તે વાત યોગ્ય નથી વિશુદ્ધ અહિંસાના સદ્‌ભાવમા બંધાદિકનો અભાવ જ છે, તેથી નક્કી થયું કે બંધાદિકો અતિચાર જ છે બંધાદિક ગ્રહણ કરેલ હોવાથી ઉપલક્ષણથી મંત્રપ્રયોગ આદિ બીજા પણ અતિચારપણે જાણવા

હવે બીજા વ્રતના અતિચારો કહે છે—

**मिथ्योपदेशः सहसाऽभ्याख्यानं गुह्यभाषणम् ।**
**विश्वस्तमन्त्रभेदश्च, कूटलेखश्च सूनृते ॥ ९१ ॥**

ખોટો પાપનો ઉપદેશ કે પ્રેરણા આપવી, વગર વિચાર્યે કોઈના ઉપર ખોટા દોષનું આરોપણ કરવું, કોઈની ગુપ્ત વાત કે મર્મ હકીકત ખોલીને પ્રગટ કરવી, આપણા વિશ્વાસે કરેલી વાત બીજાને કહી દેવી, ખોટા દસ્તાવેજ કરવા–આ બીજા વ્રતના પાચ અતિચારો છે

મિથ્યા ઉપદેશ એટલે અસદુપદેશ, સત્યના પચ્ચક્ખાણવાળાને પરપીડા કરનારું વચન અસત્ય જ છે તેથી પ્રમાદથી બીજાને પીડા કરનાર ઉપદેશમાં અતિચાર લાગે છે, જેમકે "ગધેડા, ઊટોને બેસાડી કેમ રાખ્યા છે ? તેની પાસે કામ કરાવો, ભાર ઉચકાવો, ચોરોને હણો" અથવા તો યથારિથત અર્થ, તે તથોપદેશ તે સાધવા યોગ્ય ગણાય વિપરીત તે અયથાર્થોપદેશઃ જેમકે-બીજા કોઈ સંદેહવાળાએ પ્રશ્ન કર્યો, તેને સરખો જવાબ ન આપવો, સાચી વાત ન કહેવી અથવા તો વિવાદમા પોતે કે બીજા દ્વારા આડા-અવળા કોઈ જુદા અભિપ્રાયવાળા જવાબ આપવાની પ્રેરણા કરવી, તે પ્રથમ અતિચાર વગર વિચાર્યે કોઈના ઉપર ખોટા દોષ કે કલંકનુ આરોપણ કરવું, જેમ કે 'તુ ચોર કે પરસ્ત્રી-ગમન કરનાર છો' કેટલાક વળી સહસા અભ્યાખ્યાનના સ્થાનમા રહસ્યાભ્યાખ્યાન કહે છે તેઓનુ કથન જણાવે છે—રહ એટલે એકાંત, તેમા થવાવાળું, એકાંતમાં કહેવું, ખોટી પ્રશંસા કરવી. કે ખોટા કલંક ચડાવવા, રહસ્યાભ્યાખ્યાન આ પ્રમાણે સમજવું કે, જો કોઈ વૃદ્ધસ્ત્રી હોય તેને એકાતમા કહે કે, આ તારો ભર્તાર તરુણી સ્ત્રીમા બહુ પ્રેમ કરનારો છે હવે જો તરુણી હોય તો તેને એમ કહે કે, આ તારો પતિ કામકળામાં કુશલ પ્રૌઢ ચેષ્ટાવાળી મધ્યમ વયવાળી સ્ત્રીમા અનુરાગી બન્યો છે તથા આ તારો પતિ બહુ વિષય-વાસનાવાળો છે અથવા મર્દાનગી વગરનો છે, એમ હાસ્ય કરે તથા સ્ત્રી માટે ખોટી વાત ઉભી કરી તેના પતિ પાસે કહે કે, મને એકાંતમા તારી પત્ની કહેતી હતી કે, તારા અતિશય વિષય-સેવનથી તે બિચારી કંટાળી ગઈ છે અથવા તો તે કહેતી હતી કે, હું મારા પતિને પણ વિષય-ક્રીડામા થકવી નાખુ છુ અથવા દંપતિ-યુગલમાથી કોઈ સ્ત્રી કે પુરુષને જે પ્રકારે રાગની અધિકતા વધે, તે પ્રકારે તેવા પ્રકારના એકાતમા અનેક રીતે વિષયની ગુપ્ત વાતો મશ્કરી કે વિનોદ ખાતર કરવી, તે અતિચાર છે જાણી-સમજી દુરાગ્રહથી જૂઠ બોલવામા આવે, તો વ્રતનો ભંગ થાય કહેલુ છે કે—'સહસા અભ્યાખ્યાન વિગેરે જો જાણવા છતા કરવામા આવે, તો વ્રતભંગ થાય, અને જો ઉપયોગ વિના હાસી કે મજાકમા વગર વિચાર્યે આળ-કલંક ચડાવે, તો તે અતિચાર સમજવો' આ બીજો અતિચાર હવે 'ગુહ્ય ભાષણ' નામનો અતિચાર સમજાવતા કહે છે કે-સર્વને ન જણાવવા યોગ્ય. જેમ કે, રાજાદિકના કાર્ય સંબંધી ગુપ્ત વાતો જાણવાનો અધિકાર નથી, પણ ઈંગિત, આકારથી કે બીજા કારણે તે વાત જાણી કે અનુમાનથી સમજી બીજાને કહી દે કે, અમુક માણસો રાજ્ય-વિરુદ્ધ ચોક્કસ કાર્યો કરવાનો વિચાર કરી રહ્યા છે અથવા તો ગુહ્ય ભાષણ એટલે ચાડી કરવી, જેમ કે, કોઈ બે માણસો પરસ્પર પ્રીતિવાળા હોય, તેમાથી એકના મુખ-ચહેરાના અને વર્તાવના આધારે એકનો અભિપ્રાય બીજાને તેવી યુક્તિપૂર્વક જણાવે, જેથી તેની પ્રીતિ તૂટી જાય આ ત્રીજો અતિચાર તથા વિશ્વાસુની ગુપ્ત મંત્રણા જાહેર કરવી, વિશ્વાસી મિત્ર, કલત્ર વગેરે તેઓની ગુપ્ત-ખાનગી વાતો જાહેર કરવી જો કે તેના અનુવાદવાળી સત્ય હોય, તેથી અતિચાર ન લાગે, તો પણ ગુપ્ત રાખવાની હકીકત જાહેર કરી અને તેથી મિત્ર, કલત્રને લજ્જાથી મરણ પામવાનો પ્રસંગ આવે તે કારણે પરમાર્થથી તે અસત્ય છે કથંચિત્ ભંગરૂપ હોવાથી અતિચાર જ લાગે ગુહ્ય ભાષણમાં ઈંગિત, આકારાદિથી અધિકાર ન હોવા છતા ગુહ્ય પ્રગટ કરે છે અહિ તો પોતે મંત્રણા કરીને જ ગુપ્ત મંત્રણા પ્રગટ કરી-આ બંને વચ્ચે ફરક છે અર્થાત્ એક વિશ્વાસઘાતરૂપ અને એક કલંક કે ચાડીરૂપ છે એ પ્રમાણે વિશ્વાસઘાત નામનો ચોથો અતિચાર જણાવ્યો તથા 'કૂટ લેખ' ખોટુ લખાણ, ખોટા દસ્તાવેજ કે બીજાના હસ્તાક્ષર જેવા અક્ષરો લખવા આ અતિચારમાં જેણે 'કાયાથી અસત્ય ન બોલવું' એવા ભાગે વ્રત લીધુ હોય,

કે' કાયાથી અસત્ય બોલુ નહિં, કે બોલાવું નહિ' એવા ભાગે વ્રત લીધું હોય, તેઓને તો આ વ્રત ખોટો લેખ લખવાથી ભંગ થાય જ છે, તો પણ વગર વિચાર્યે અજાણતા કે અતિક્રમઆદિથી અતિચાર લાગે છે અથવા તો મારે અસત્ય બોલવાનો નિયમ છે, અને આ તો લખાણ છે, તેથી મારા વ્રતને બાધ નથી–એવી સમજવાળાને વ્રતપાલન કરવાની બુદ્ધિ હોવાથી અતિચાર જ છે. એમ આ પાંચમો અતિચાર બીજા વ્રતમાં જણાવ્યો ૯૧

હવે ત્રીજા વ્રતના અતિચારો કહે છે—

स्तेनानुज्ञा तदानीतादानं द्विड्राज्यलङ्घनम् ।
प्रतिरूपक्रिया मानान्यत्वं चास्तेयसंश्रिताः ॥ ९२ ॥

ચોરે ચોરેલી વસ્તુ વેચાતી લેવી, તેને સહાય કરવી, શત્રુના રાજ્યમાં જવું, સરખા દેખાવવાળી હલકી વસ્તુ ભેળવી સારા તરીકે આપવી, ખોટા તોલ–માપ રાખવા આ અસ્તેય નામના ત્રીજા વ્રતના પાંચ અતિચારો

ત્રીજા સ્થૂલ અદત્તાદાન–વિરમણના પાચ અતિચારો કહેલા છે ચોરોને 'ચોરી કરો' એમ પ્રેરણા કરવી, અથવા તો ચોરને જરૂરી હથીયારો કોશ, કાતર, શારડી આદિ મફત કે વેચાતા આપવા અહિ જો કે 'હું ચોરી કરું નહિ કે કરાવુ નહિં' એ પ્રમાણે વ્રત અંગીકાર કર્યું હોય, તેને આ અતિચારથી વ્રત–ભંગ થાય જ, છતાં પણ 'તમે હમણા ઉદ્યમ વગરના કેમ બેસી રહેલા છો ? જો તમારી પાસે ભોજનાદિ ન હોય તો હું તમને આપું, તમારા ચોરેલા માલનો ખરીદનારો કોઈ નહિં હશે, તો હું ખરીદી લઈશ' એવાં વચનોથી ચોરોને પ્રેરણા આપે પોતાની કલ્પનાથી એમ માને કે, હુ ચોરી કરવાની પ્રેરણા નથી આપતો. પણ તેઓની આજીવિકાની પ્રેરણા કરું છુ. તો તેની વ્રતપાલનની બેદરકારી નહિં હોવાથી આ અતિચાર ગણ્યો આ પ્રમાણે આ પ્રથમ અતિચાર તથા ચોરે સુવર્ણાદિક ચોરેલી વસ્તુ આણી હોય, તેને મૂલ્ય આપી કે ફોગટ લેવી, તે કે ચોરેલી વસ્તુ છાની ગ્રહણ કરે, તે ચોર કહેવાય. તેથી ચોરી કરવાથી વ્રતનો ભંગ થયો

'હું તો વેપાર કરું છું, પણ ચોરી નથી કરતો' એ પરિણામથી વ્રતનુ સાપેક્ષપણુ હોવાથી વ્રત–ભંગ થતો નથી. તેથી દેશથી પાલન અને દેશથી ભંગરૂપ ભંગાભંગરૂપ અતિચાર થયો એમ બીજો અતિચાર 'શત્રુના રાજ્યમા ગમન' રાજયની બાધેલી હદ કે સેનાનો પડાવ હોય. તેનુ ઉલ્લઘન કરવું, નિષેધ છતા શત્રુના રાજ્યમાં જવુ, એક–બીજા રાજ્યોએ પરસ્પર કરેલી વ્યવસ્થા, તેનું લંઘન કરવું એક રાજ્યનો નિવાસી બીજા રાજ્યમાં પ્રવેશ કરે, બીજા રાજ્યનો નિવાસી નિષેધ છતા આહ પ્રવેશ કરે, તે સ્વામિ–અદત્ત, જીવ–અદત્ત, તીર્થંકર–અદત્ત અને ગુરુ–અદત્ત આ ચાર અદત્તો પૈકી સ્વામિ–અદત્તરૂપ છે, એ રૂપે રાજાના નિષેધ છતા જાય તો જનારને ચોગ જેટલો દંડ થાય છે માટે વસ્તુત રાજાની ચોરીરૂપ હોવાથી વ્રત–ભંગ થાય, છતા જનારના મનમાં 'હુ તો વ્યાપારાદિ અર્થે જ ગયો છુ,' 'મે ચોરી કે જાસુસી કરી નથી,' એમ વ્રતની સાપેક્ષતા–સમજણ હોવાથી વ્રત રક્ષણ કરવાની અપેક્ષા ગઈ નથી. તેમ જ લોકમા પણ તે ચોર કહેવાતો નથી, તેથી તેને અતિચાર કહેલો છે. એમ ત્રીજો અતિચાર કહ્યો

સરખી હલકી વસ્તુ સારામાં સેળભેળ કરી આપવી કે સારી વસ્તુના બદલે હલકી સેરવી દેવી જેમ કે ઊંચી જાતના કમોદ ચોખામાં હલકા જાતના ચોખા, ઘીમાં ચરબી, હિંગમા ખેરનો ભુકો, તેલમા મૂતર, ઉત્તમ સુવર્ણમા ભળતી ધાતુ, તેવી જ રીતે ચાંદીમા પણ, એ વિગેરેમા તેના સરખા પદાર્થો ભેળવી તેને વેચે, અથવા ગાય વિગેરે બીજા રાજ્ય કે ગામમાંથી હરણ કરી લાવ્યા હોય, તેના શિંગડાને અગ્નિમાં પકવેલા કાલિંગિના ફલ અને વરાળથી નીચા મુખવાળા બનાવી અથવા તિર્છા બનાવી ગમે-તેમ ફારફેર કરી નાખી માલિક ન ઓળખી શકે તેમ, સુખેથી પોતે રાખી કે વેચી શકે તે તત્પ્રતિરૂપક નામનો ચોથો અતિચાર તથા જેનાથી માપ કરાય, તે માપ, કુડવ, પલ, તોલા, પળી, ભાર, મણ (ગ્રામ, કીલો, મીટર) વિગેરે ઓછા-વધારે માપના રાખે હીન માપથી આપે, અધિક માપથી લે, આ પાચમો અતિચાર પ્રતિરૂપક્રિયા અને ખોટા માપ એ બીજાને ઠગવા રૂપ હોવાથી અને પરધન ગ્રહણ કરવા સ્વરૂપ હોવાથી વ્રતભગ જ છે માત્ર ખાતર પાડવુ વગેરે ચોરી તરીકે પ્રસિદ્ધ છે. 'મેં તો વેપારની કળા કરી છે' એ ભાવનાથી વ્રતરક્ષણ કરવા ઉદ્યમવાળો હોવાથી બંને અતિચારો જ છે અથવા તો ચોરને સહાય આપવી આદિ પાચે ય કાર્યો સ્પષ્ટ ચોરીરૂપ જ છે તો પણ જ્યારે વગર વિચાર્યે કે સમજ વિના અજાણતા અસાવધાનીથી તે કાર્યો થાય કે તે વિષયમા અતિક્રમ, વ્યતિક્રમ કે અતિચાર થાય, ત્યારે તે પાચેય અતિચારો સમજવા આ પાચેય અતિચારો (માત્ર વેપાર કરવામા થાય છે) રાજ્યની નોકરી આદિમા નથી થતા એવુ નથી પહેલા બે અતિચારો તો સ્પષ્ટ રીતિએ રાજ્યની નોકરી વિગેરેમા નથી થતા એવું નથી પ્રથમના બે અતિચારો રાજ્યની નોકરી આદિમા પણ થાય તેવા છે શત્રુરાજ્યમા જવારૂપ ત્રીજો અતિચાર પણ, જ્યારે રાજાનો સામંત વિગેરે કોઈ પોતાના રાજાથી આજીવિકા-આવક પોતે ઓળવે કે પોતાના રાજાના વિરોધી કોઈ શત્રુરાજાને સહાય કરે, ત્યારે લાગે છે માપ-તોલના ફેરફાર તથા પ્રતિરૂપક્રિયા એ બે અતિચારો અન્યને તો શુ? રાજાને પણ, જ્યારે પોતાના ભડારમાં માપોનો ફેરફાર કરાવે કે વસ્તુનો ફેરબદલો વિગેરે કરાવે, ત્યારે અતિચાર લાગે છે. આ પ્રમાણે અસ્તેયવ્રત સંબંધી પાચ અતિચારો કહ્યા ૯૨

હવે ચોથા વ્રતના અતિચારો કહે છે —

इत्वरात्तागमोऽनात्तागतिरन्यविवाहनम् ।
मदनात्याग्रहोऽनङ्ग–क्रीडा च ब्रह्मणि स्मृताः ॥ ९३ ॥

૧ અમુક કાળ માટે પોતે રાખેલી, તથા ૨ પોતાની પરણેલી નહિ એવી, સ્ત્રી સાથે મૈથુન સેવવુ, ૩ બીજાના વિવાહ કરવા, ૪ કામક્રીડામા તીવ્ર રાગ કરવો, તથા અનંગક્રીડા કરવી, એ પાચ બ્રહ્મચર્યવ્રતના અતિચારો કહેલા છે

બ્રહ્મચર્ય વ્રતના પાચ અતિચારો કહેલા છે થોડા કાલ માટે રાખેલી હરકોઈ પુરુષ સાથે ગમન કરનારી અર્થાત્ વેશ્યા. ભાડુ કે પગાર આપી થોડા કાલ માટે રાખેલી અગર રોકેલી સમાસમા કાલશબ્દનો લોપ થવાથી 'ઈત્વરાત્તા' તેની સાથે મૈથુન સેવવું અહિં તાત્પર્ય એ સમજવુ કે રખાત સાથે વિષય-સેવનમા તો ભોગ ભોગવનાર જ્યારે ભાડુ આપી થોડા કાલ માટે પોતાની સ્ત્રી તરીકે સ્વીકાર કરી વેશ્યાને ભોગવતો અને મનમા સ્વસ્ત્રીની કલ્પના કરતો

વ્રતની સાપેક્ષતા હોવાથી તેના વ્રતનો ભંગ થતો નથી અલ્પકાલ માટે સ્વીકારેલ હોવાથી વસ્તુસ્વરૂપથી બીજાની સ્ત્રી હોવાથી ભંગ થાય છે એ પ્રમાણે ભંગાભંગરૂપ 'ઈત્વરાત્તા-ગમ' નામનો પ્રથમ અતિચાર જાણવો અનાત્તા એટલે અપરિગૃહીતા-માલિક વિનાની સ્ત્રી અર્થાત્ વેશ્યા, સ્વચ્છંદચારિણી, પતિ પરદેશ ગયો હોય તેવી, કુલવતી વિધવા, કે કન્યા હોય, એ સર્વ માલિક વિનાની ગણાય તેની સાથે વિષય-સેવન કરવું આ વગર સમજણ આદિથી કે અતિક્રમાદિથી અતિચાર લાગે સ્વદારા-સંતોષી હોય તેને આ બે અતિચાર, પણ પરદારા-વર્જકને નહિં, વેશ્યા થોડા કાલ માટે સ્વીકારેલી હોવાથી અને બાકીની સ્વનાથપણાથી બીજાની દારા હોવાથી, બાકીના અતિચારો બંનેને સમજવા, આ મૂલસૂત્રને અનુસરતું છે 'સ્વદારા-સંતોષ વ્રતવાળાએ આ પાચ અતિચારો જાણવા, પણ આચરવા નહિ.

બીજા આચાર્યોના મતે આગળ જણાવ્યુ તેવી સમજપૂર્વક રખાતને ભોગવવાથી સ્વદારા-સંતોષીને અતિચાર લાગે છે અને માલિક વિનાની સ્ત્રીને ભોગવવાથી પરદારાનો ત્યાગ કરનારને અતિચાર લાગે છે તેમનુ માનવું એ પ્રમાણે થાય છે કે-વેશ્યા માલિક વિનાની છતા, જો કોઈકે અમુક કાળ માટે પોતાની રખાત બનાવી હોય, તો તેટલા કાળ માટે પણ તે પરસ્ત્રી હોવાથી વ્રતભંગ થાય છે, અને વસ્તુત તે પરદારા ન હોવાથી વ્રતભંગ થતો નથી-એમ ભંગાભંગરૂપ અતિચાર છે આ બીજો અતિચાર તથા પોતાના સિવાય બીજાના પુત્ર, પુત્રી આદિકના વિવાહ કરવા, કન્યાફળની ઈચ્છાથી કે પોતાના પુત્રને પણ કન્યા મળે અથવા સ્નેહ-સંબંધથી પરણાવવાની ક્રિયા કરે, તે 'પરવિવાહ-કરણ' કહેવાય આ અતિચાર તેને લાગે છે, કે જેણે આ વ્રતમા 'મારે મારી પોતાની સ્ત્રી સિવાય બીજી સાથે મૈથુન સેવવું-સેવરાવવું નહિ' એ ભાંગે સ્વદારાસંતોષ વ્રત લીધું હોય, અથવા 'પોતાની સ્ત્રી કે વેશ્યા સિવાય મૈથુન સેવવુ-સેવરાવવું નહિ' એ ભાંગે પરદારાનો ત્યાગ કર્યો હોય જો કે એ રીતિએ સ્વદારા-સંતોષવ્રતીને કે પરદારાત્યાગીને પોતાના નિયમમા બીજાનો વિવાહ કરવો, તે વસ્તુત મૈથુન કરાવવારૂપ હોવાથી તેનો ત્યાગ જ કરેલો છે અને તેથી તેને વ્રતનો ભંગ થાય છતાં તે એમ સમજે છે કે—'હુ તો વિવાહ કરું છુ, કાંઈ મૈથુન કરાવતો નથી, માટે મારું વ્રત ભાગતું નથી', જ્યારે એમ પોતાના વ્રતની રક્ષા કરવાની ભાવના હોય, ત્યારે તેને આ અતિચાર સમજવો 'પરવિવાહ કરીને કન્યા મેળવું' એવી ઈચ્છા સમ્યગ્દૃષ્ટિ જો પોતે અજ્ઞાન હોય તો તેને સંભવે, અગર તો સમ્યક્ત્વ વગરના ભદ્રક જીવને ઉપકાર બુદ્ધિથી વ્રત ઉચ્ચરાવ્યુ હોય, તેવા મિથ્યાદૃષ્ટિને સંભવે

પ્રશ્ન કર્યો કે—'બીજાના સંતાનના વિવાહની જેમ પોતાના પુત્ર-પુત્રી વિગેરેનો પણ વિવાહ-લગ્નાદિ કરવામા સરખો જ દોષ છે, તો તેથી અતિચાર કેમ નહિ?' તેના ઉત્તરમાં જણાવે છે કે, તમારી વાત સાચી છે, પણ પોતાની કન્યાને જો ન પરણાવે, તો સ્વચ્છંદચારિણી-વ્યભિચારિણી બની જાય, અને તેથી જૈનશાસનની તથા પોતે લીધેલ વ્રતની હાંસી-અપભ્રાજના થાય તેને પરણાવ્યા પછી તો તે પોતાના પતિને સ્વાધીન હોવાથી તેમ ન બને અને બને તો પણ પોતાના વ્રત કે ધર્મની નિંદા ન થાય બીજાઓ પણ કહે છે કે—"કુમારિકા હોય ત્યારે પિતા, યુવતી હોય ત્યારે પતિ, અને વૃદ્ધા હોય ત્યારે પુત્રો સ્ત્રીની રક્ષા કરે છે. એમ સ્ત્રી કોઈ અવસ્થામાં સ્વતંત્રતાની અધિકારિણી નથી"

વળી જે દશાર્હ કૃષ્ણ, તથા ચેટક મહારાજાને પોતાના સંતાનોના પણ વિવાહનો નિયમ હતો–એમ શાસ્ત્રમાં સંભળાય છે. તે પણ તેઓનાં સંતાનોનાં વિવાહ વિગેરેનું કામ સંભાળનારા બીજાઓ હોવાથી તેઓએ નિયમ કરેલો હતો, એમ સમજવું. આને અંગે બીજા આચાર્ય વળી એમ કહે છે કે—'પર એટલે બીજી સ્ત્રી' એવો અર્થ, અર્થાત્ પોતાની સ્ત્રીમાં પૂર્ણ સંતોષ ન મળતો હોવાથી બીજી અન્ય સ્ત્રી સાથે પોતે વિવાહ કરે તો 'પરવિવાહ કરણ' નામનો અતિચાર છે–એમ કહે છે. તેમના મતે આ અતિચાર સ્વદારા-સંતોષીને આશ્રીને સમજવો. એ પ્રમાણે ત્રીજો અતિચાર 'હવે કામક્રીડાના તીવ્ર રાગ' નામના અતિચારના બીજા સર્વ કાર્ય વ્યાપાર છોડીને માત્ર વિષયને જ સેવવાની ચિંતાવાળો મનુષ્ય સ્ત્રીના મુખ, કક્ષા, સાથળ કે યોનિમાં પુરુષચિહ્ન ગણીને અતૃપ્તિપણે લાંબા કાળ સુધી મુડદા માફક નિશ્ચલ પડી રહે. અથવા તો ચકલા-ચકલીના મૈથુન માફક વારંવાર સ્ત્રી ઉપર આરૂઢ થાય અથવા નિર્બળ થઈ જવાથી વિષય-સેવન કરવાની શક્તિ મેળવવા માટે વાજીકરણ-રસાયણોનું સેવન કરે. એમ ધારીને કે આવા ઔષધાદિનું સેવન કરવાથી પુરુષ હાથીને પણ દબાવે અને ઘોડાઓની માફક પરાક્રમ કરે, તેવો બળવાન બને છે. આ ચોથો અતિચાર તથા 'અનંગ-ક્રીડા' કરવી. અનંગ એટલે ઇચ્છા વેદોદયથી પુરુષને સ્ત્રી, પુરુષ કે નપુંસકને ભોગવવાની ઇચ્છા. સ્ત્રીને પુરુષ, સ્ત્રી કે નપુંસક ભોગવવાની ઇચ્છા, અને નપુંસકને પણ સ્ત્રી, પુરુષ કે નપુંસકને ભોગવવાની ઇચ્છા. અગર બીજી વ્યાખ્યા ત્રણેયની હસ્તકર્મ વિગેરેની ઇચ્છા. આ બંને ઇચ્છા, તે અનંગ-ક્રીડા, દૂર આવા કે ચેષ્ટા કરવી તે અનંગ-ક્રીડા. બીજી વ્યાખ્યા પ્રમાણે પોતાની ઇન્દ્રિય આદિથી ભોગ ભોગવવા છતાં અસંતોષથી કાષ્ઠના, પુસ્તના અર્થાત્ અમુક પદાર્થો એકઠા કરી ઘાટ બનાવવામાં આવે, તે પુસ્તના બનાવેલા, કે કોઈ વૃક્ષના તેવા આકૃતિવાળા ફળો અથવા માટી કે ચામડા(રબ્બર)થી બનાવેલા યોનિ કે પુરુષચિહ્ન જેવા સાધનો કે જે અંગરૂપ નથી. તેનાથી સ્ત્રીના યોનિપ્રદેશને વારંવાર મર્દન કરે, સ્ત્રીના મસ્તકના કેશ ખેંચવા, પગથી કોમળ લાત મારવી, દાંત, નખથી કદર્થના વિગેરે પ્રકારે મોહનીયકર્મના ઉદયથી એવી ક્રીડા કરે, જેથી વિષયેચ્છા અને બળવાન કામરાગ પ્રગટ થાય. અથવા અંગ એટલે યોનિ અને પુરુષલિંગ એ મૈથુન સેવવાના અંગો છે. તે સિવાયના સ્તન, બગલ, સાથળ, મુખ, ગાલ, હોઠ વિગેરે અંગો તેમાં ક્રીડા કરવી, તે અનંગ-ક્રીડા સમજવી.

અહિ શ્રાવક અત્યંત પાપથી ડરનારો હોવાથી મુખ્યપણે બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છાવાળો હોય, છતાં જ્યારે મોહનીયકર્મ અને વેદોદયના વિકારને તે સહન ન કરી શકે, ત્યારે કેવળ વિકારની શાંતિ માટે પોતાની સ્ત્રી સિવાય અન્ય સર્વ સ્ત્રીઓનો ત્યાગ કરે, અથવા તેથી પણ વધારે ઇચ્છા રહે તો પરદારાને તજે, તેમાં પણ માત્ર મૈથુનક્રિયા – યોગ – રોગના આકારે વિષય-સેવન કરવાથી જ વિકાર તો શમી જાય, માટે નિષ્કારણ તે અનંગ-ક્રીડા કે વિષયમાં તીવ્ર રાગ ન રાખે. આવી ચેષ્ટાઓ કરવી શ્રાવકને અનુચિત ગણાય, કારણ કે અકરણીય છે. અનંગ-ક્રીડા કે તીવ્ર આસક્તિ–બંનેથી કોઈ લાભ તો છે જ નહિ, ઉલટું તે કાળે શક્તિનો નાશ અને પરિણામે ક્ષયરોગ સરખા મહાવ્યાધિઓ વગેરે ઘણા દોષો ઉત્પન્ન થાય છે. એવી રીતે નિષેધ કરેલાનું સેવન કરવાથી વ્રતભંગ થાય છે, પણ બીજી બાજુ નિયમને અબાધા હોવાથી અતિચાર લાગે છે. અર્થાત્ મૈથુન-ક્રિયારૂપ ન હોવાથી વ્રત ભાંગતું નથી. એમ ભંગાભંગરૂપ એ બન્ને અતિચારો છે. બીજા કેટલાક આચાર્યો તો આ બંનેના અતિચારોનું સ્વરૂપ જુદા સ્વરૂપે

જણાવે છે—તે સ્વદારસંતોષ વ્રતવાળો વેશ્યા કે અન્ય સ્ત્રી સાથે મારે મૈથુનસેવનનો ત્યાગ છે, મેં કાંઈ આલિંગન આદિનો ત્યાગ કર્યો નથી–એમ માને, અને પરદાર–સેવનનો ત્યાગ કરનાર પણ માને કે–મારે મૈથુન–સેવનનો ત્યાગ છે, આલિંગન આદિ કરવાનો મને ત્યાગ નથી એમ માનતો હોવાથી બંનેને વ્રત–પાલન કરવાની કંઈક અપેક્ષા હોવાથી અતિચાર સમજવા એ પ્રમાણે સ્વદાર–સંતોષીને પાંચ અને પરદાર–વર્જકને તો પાછલા ત્રણ જ અતિચાર લાગે એમ નક્કી થયું વળી કેટલાક બીજા આચાર્યો જુદા પ્રકારે આ અતિચારો વિચારે છે, તે આ પ્રમાણે–'પરદારાનો ત્યાગ કરનારને પાંચ અને સ્વદાર–સંતોષીને ત્રણ અતિચારો લાગે, તથા સ્ત્રીને ત્રણ કે પાંચ અતિચારો વિકલ્પે લાગે'

તેઓ એમ માને છે કે–અમુક કાળ માટે રખાત રાખેલી વેશ્યાનો ભોગ કરવાથી અમુક અંશે તો રખાત હોવાથી પરસ્ત્રી ગણાય, માટે વ્રતનો ભંગ થાય, અને લોકમાં તે બીજાની સ્ત્રી ગણાતી નથી માટે વ્રત ભંગ ન થાય, એમ પરદાર–સેવીને તે ભંગાભંગરૂપ અતિચાર લાગે સ્વદાર–સંતોષીને તો વ્રતભંગ જ થાય અને માલિક વિનાની વિધવા, જેનો પતિ પરદેશ ગયો હોય, જે સ્વપતિને માનતી ન હોય, તેવી સ્ત્રીઓની સાથે ભોગ ભોગવવાથી પરદારા–વર્જન–કરનારને અતિચાર લાગે, કારણ કે લોકોમાં તે અમુકની સ્ત્રીઓ છે–એમ પ્રસિદ્ધ છે, અને બીજી બાજુ તેઓને તે કાળે પતિ–માલિક નથી, તેથી કંઈક અંશે પરસ્ત્રી નથી, જેથી તેને ભોગવતા અતિચાર લાગે, પણ વ્રતભંગ ન થાય એમ એ બંને અતિચારો પરદાર–ત્યાગ કરનારને જ ઘટે અને બાકીના પરવિવાહ, અનંગ–ક્રીડા અને તીવ્ર રાગ કરવો–એ ત્રણ અતિચારો તો બંનેને ઘટે

આ સર્વ પુરુષને આશ્રીને જણાવ્યું સ્ત્રીને આશ્રીને તો જે સ્વદાર–સંતોષીને ત્રણ અતિચારો કહ્યા, તે સ્ત્રીને તો લાગે જ, કારણ કે–સ્ત્રીઓને તો સ્વપતિ–સંતોષ કે પરપતિ–ત્યાગ એવા ભેદે આ વ્રત નથી. તેણીને તો સ્વપુરુષ સિવાય વિધુર કે અન્ય ગમે તે સર્વ પરપુરુષો જ છે એટલે સ્વપુરુષ–સંતોષ વ્રત જ હોય અને તેથી ત્રણ અતિચારો લાગે. બાકીના બે તો લાગે અગર ન પણ લાગે. કારણ કે, જો પોતાને શોક્ય હોય અને પતિએ વારા બાંધ્યા હોય, તો પોતાની શોક્યના વારામાં તે પોતાનો પતિ છતાં પણ તે સમયે પરપતિ છે અને બીજી બાજુ સ્વપરિણીત પણ છે, તેથી શોક્યના વારામાં પોતાના પતિ સાથે ભોગ ભોગવતા વ્રત ભાગે અને ન પણ ભાગે–એમ ઈત્વર આત્ત–ભોગરૂપ અતિચાર લાગે અને અનાત્ત–ગમનરૂપ અતિચાર તો તેણીને, પરપુરુષને ભોગવવાની ઈચ્છા કે ઉપાયો વિગેરે કરતા જ્યાં સુધી ભોગવ્યો ન હોય ત્યાં સુધી અતિક્રમ, વ્યતિક્રમ કે અતિચાર દ્વારા લાગે, અગર અજાણતા, નહિં ઓળખવાથી જો ભોગવાય તો અનાભોગ વિગેરે કારણોથી અતિચાર લાગે સ્વપતિ કે સ્વપત્નીનો ત્યાગ કરનાર બ્રહ્મચારી સ્ત્રી–પુરુષને તો પોતાના પતિ કે સ્ત્રીને પણ સેવવાની ઈચ્છારૂપ અતિક્રમ વિગેરેથી પાંચેય અતિચારો લાગે–જે જે અતિચારોની ઈચ્છા આદિ કરે, તે તે અતિચારો લાગે–એમ સમજવું એ પ્રમાણે બાકીના ત્રણ સ્ત્રીઓને પૂર્વ માફક સમજવું ૯૩

હવે પાંચમા વ્રતના અતિચારો કહે છે :—

धन–धान्यस्य कुप्यस्य, गवादेः क्षेत्र–वास्तुनः ।
हिरण्य–हेम्नश्च संख्याऽतिक्रमोऽत्र परिग्रहे ॥ ९४ ॥

અહિં શ્રાવકધર્મને ઉચિત પાંચમા પરિગ્રહ–વિરમણ( પરિમાણ ) વ્રતમાં ધન, ધાન્ય, હલકી ધાતુઓ, ગાય આદિ ચાર–બે પગવાળા, ખેતર, મકાન, સુવર્ણ, ચાંદી આદિનુ, જે પ્રમાણે નિયમ લેતી વખતે નક્કી કર્યું હોય, તેથી અધિક એકઠું કરવુ તે રૂપ પાચ અતિચારો

આ શ્રાવકધર્મોચિત પરિગ્રહવ્રતમા જે ધારેલી સંખ્યાનુ ઉલ્લઘન કરવું, તે અતિચાર

તેમા ધન, ધાન્યાદિકનુ સ્વરૂપ આ પ્રમાણે —

ધન ચાર પ્રકારનુ છે ગણતરીથી લેવાય, વેચાય તે ગણિમ, તોળીને, માપીને અને પરીક્ષા કરીને આપી લઈ શકાય તે 'તેમા જાયફલ, સોપારી, ફળ વિગેરે ગણિમ, કંકુ, ગોળ આદિ તોલ કરીને લેવાય, વેચાય તે ધરિમ, ચોપડ તેલ, ઘી લૂણ વિગેરે માપીને લેવાય, વેચાય તે મેય, અને રત્ન, વસ્ત્રાદિક પરીક્ષા કરીને લેવાય, વેચાય તે પરીક્ષા કરવા યોગ્ય ' આમ સર્વ વસ્તુઓ આ ચાર પ્રકારમા સમાતી હોવાથી ધનના આ ચાર પ્રકાર જણાવ્યા ધાન્ય સત્તર પ્રકારનુ છે તે આ પ્રમાણે ·— ૧ શાલ નામના ડાગરના ચોખા, ૨ જવ, ૩ મસુર, ૪ ઘઉં, ૫ મગ, ૬ અડદ, ૭ તલ, ૮ ચણા, ૯ બટી, ૧૦ કાગ, ૧૧ કોદ્રવા, ૧૨ મઠ, ૧૩ કલમી ચોખા, ૧૪ તુવેર, ૧૫ વટાણા, ૧૬ કલથી, ૧૭ અળશી આ સિવાય પણ બાજરો, જુવાર, મકાઈ, ચોળા, વાલ આદિ ચોવીસ પ્રકારો પણ ગ્રથાન્તરમા જણાવેલા છે આ પ્રમાણે ધન અને ધાન્ય ભેગા મળીને એક અતિચાર ગણ્યો પરિગ્રહ નવ પ્રકારે ગણેલો હોવા છતા અહી બબ્બે ભેગા કરી બધા પાચમા સમાવ્યા છે બીજો પ્રકાર કુપ્ય એટલે રૂપુ અને સોના સિવાયની હલકી ધાતુ જેવી કે કાસું, લોઢુ, ત્રાબુ, સીસુ જસત વિગેરે ધાતુઓ કે તેના વાસણો વિગેરે, માટીના વાસણો, વાસના ટોપલા, ખાટલા, માચો–માચી, ચામડાના કુડલા, પલગ, ખુરશી, સોફા, ટેબલ, હિંચકા, કબાટ, ચાકળા, ગાદી, રજાઈ, શેત્રંજી, તળાઈ, રથ, ગાડા, મોટર, હળ, ટ્રેક્ટર આદિ ખેતીના સાધનો આ સર્વ રાચ–રચીલુ ( ફરનીચર ) કુપ્ય નામના ભેદમા સમાવેશ કરવો ગાય આદિમા પશુ અને મનુષ્ય ચાર અને બે પગવાળા, તેમા ગાય, બળદ, ભેસ, પાડા, બકરા, ઘેટા, ગધેડા, ઉટ, શરભ, હાથી, ઘોડા વગેરે સર્વ ચાર પગવાળા પશુઓ સમજવા અને મનુષ્યશબ્દથી પુત્ર, સ્ત્રી, દાસી, દાસ, ચાકર વગેરે મનુષ્યો પોપટ, મેના, હસ, મયૂર, કૂકડા, પારેવા, ચકોર વગેરે પક્ષીઓનો સગ્રહ ખેતર એટલે ધાન્ય ઉગાડવાની ભૂમિ, તે ત્રણ પ્રકારની–સેતુ, કેતુ અને ઉભય જે ક્ષેત્રમાં કૂવા, વાવડી વિગેરે જળાશયોમા રેંટ, કોશ કે પંપ દ્વારા પાણી ખેંચીને ધાન્ય ઉગાડાય, તે સેતુ, વરસાદના ધાન્યથી ઉગાડાય, તે કેતુ અને ચોમાસામા વરસાદથી અને પછી સેતુ માફક ધાન્ય ઉગાડાય બનેનો ઋતુ પ્રમાણે ઉપયોગ કરે, તે સેતુ–કેતુ ક્ષેત્ર કહેવાય વાસ્તુ એટલે ઘર અને ગામ, શહેર જેમા વસવાટ થાય તેમા ઘર–મકાનો ત્રણ પ્રકારના એક જમીનમા ભોયરું હોય તે ખાત, બીજુ ઘર, દુકાન, હવેલી તે જમીનના ઉપરના ભાગમા હોય, તે ઉચ્છ્રિત અને ત્રીજુ ભોયરા સાથે ઊંચી હવેલી હોય તે ખાતોચ્છ્રિત એમ ત્રણ પ્રકારના ઘર, તથા રાજા વિગેરેને ગામ, શહેર સર્વ વાસ્તુ સમજવુ એ ક્ષેત્ર અને વાસ્તુ બને મળી ક્ષેત્ર–વાસ્તુ નામનો ચોથો પરિગ્રહ–પ્રકાર સમજવો તથા હિરણ્ય એટલે ઘડેલું રજત અને તેવી જ રીતે સોનુ, બને મળી પાચમો પરિગ્રહ હિરણ્ય–સુવર્ણ નામનો ભેદ સમજવો વ્રત લેતી વખતે આ પાચે સબધી જેટલા પ્રમાણમા સખ્યા નક્કી કરી હોય, તે ચોમાસા માટે કે જીદગી માટે તે પરિમાણનુ ઉલ્લંઘન કરવું, તે સખ્યાતિક્રમ નામનો અતિચાર સમજવો ૯૪.

શંકા કરી કે, સ્વીકારેલ પ્રતિજ્ઞાની સંખ્યાનો અતિક્રમ કરે, તો વ્રતભંગ જ થાય, તો પછી અતિચાર કેમ જણાવ્યો ? તે કહે છે—

वन्धनाद् भावतो गर्भाद्, योजनाद् दानतस्तथा ।
प्रतिपन्नव्रतस्यैष, पञ्चधाऽपि न युज्यते ॥ ९७ ॥

પૂર્વે કહ્યા પ્રમાણેના પાચ પ્રકારના પરિગ્રહમા અનુક્રમે ધન–ધાન્યના બંધનથી, ક્ષેત્ર–વાસ્તુને ભેગા કરવાથી, રૂપા–સોનાનુ દાન કરવાથી, દ્વિપદાદિના ગર્ભથી અને કુપ્યમાં ભાવથી–એમ પાંચ અતિચારો લાગે છે, ઈચ્છા પરિગ્રહના પરિમાણ કરનારે આ અતિચારો સેવવા યોગ્ય નથી.

આગળ જણાવેલ ધન–ધાન્યાદિક પરિગ્રહની સંખ્યાનું સાક્ષાત્ ઉલ્લંઘન કરનારને તો અતિચારો મનાતા નથી, પણ વ્રતભંગ જ થાય છે, પરંતુ વ્રતરક્ષણની ભાવનાવાળો વ્રતધારી બંધન, યોજન વિગેરે કરી સ્વબુદ્ધિથી માને કે–હું વ્રતનું પાલન કરું છું, તેને તે અતિચારો ગણાય તે બંધન વિગેરે આ પ્રમાણે થઈ શકે છે જેમકે કોઈ વેપારીએ ધન–ધાન્યનુ ચોક્કસ પરિમાણ નક્કી કર્યા પછી કોઈ દેવાદાર દેવું આપવા આવ્યો કે ભેટ લાવ્યો અને જો સ્વીકારે તો નિયમ–પ્રમાણ વધી જાય, તેથી વિચાર્યું કે, મારો નિયમ અમુક મહિના સુધીનો છે, તે પછી સ્વીકારીશ, અગર મારી પાસેનુ થોડું વેચાયા પછી લઈશ, એમ વિચારી આપનારને થોડા મહિના પછી લેવાનુ જણાવે, અગર તેના ઉપર દોરડા બાધી આપનારને ત્યા અનામત મૂકાવે અને પોતાની પ્રતિજ્ઞાનો કાળ પૂરો થાય એટલે લેવાનુ નક્કી કરે આ બંધન કરી ધન, ધાન્ય પોતાના નિયમથી વધારે રાખે, અને એમ માને કે એ તો એના થકી છે, મારું નથી, વગેરે વ્રતપાલનની અપેક્ષા હોવાથી આને અતિચાર કહ્યો કુપ્યનો ભાવથી સંખ્યાતિક્રમ આ પ્રમાણે '— કુપ્ય એટલે ઘર–વપરાશની વસ્તુઓ તે ચોક્કસ પ્રમાણથી વધારે ન રાખવી, એવો નિયમ કર્યા પછી લાણામાં કે વારસામા ભેટ મળ્યા પછી સંખ્યા–પ્રમાણ વધી ગયુ બમણા થઈ ગયા–એટલે વ્રત ભંગના ભયથી ભાવથી ભાગી–તોડીને બે નાનીમાથી એક મોટી બનાવે, તેનો ઘાટ બદલાવી સંખ્યા ઘટાડી નાખે, પરંતુ કિંમત પ્રમાણ તો વધી જવાથી વાસ્તવિક વ્રતભંગ ગણાય–એમ ભંગાભંગરૂપ આ અતિચાર સમજવો અથવા ભાવથી તેનો અર્થી હોવાથી અત્યારે નિયમભંગના ભયથી ગ્રહણ કરતો નથી, પણ તેને કહે કે, ' અમુક સમય પછી હુ જરૂર લઈ લઈશ, માટે તારે બીજાને ન આપવું '—બીજાને ન આપવાના અભિપ્રાયથી પોતા માટે સંગ્રહ કરાવે છે એ રીતે અતિચાર કહ્યો તથા ગાય ભેંશ, ઘોડી આદિના ગર્ભ ન ગણવાથી અતિચાર થાય છે, કોઈએ એક કે બે વર્ષ માટે ગાય, ભેંશ કે પશુ માટે નિયમ લીધો કે અમુક સંખ્યાથી વધારે ન રાખવા, પછી વિચાર કરે કે હાલમાં જો ગાય કે ભેંશને ગર્ભ રહેશે તો મારી મુદ્દત પૂર્ણ થયા પહેલા વાછરડા કે પાડા વિગેરે જન્મવાથી મારા નિયમની સંખ્યા વધી જશે તો અમુક મુદ્દત પછી ગર્ભવાળા થાય તો મારા નિયમને વાંધો ન આવે એમ વિચારી કેટલોક કાળ ગયા પછી ગર્ભ ગ્રહણ કરાવે એમ કરવાથી ગર્ભમા તે વાછરડા હોય છે, તેથી વ્રતભગ થાય છે છતાં બહાર પ્રત્યક્ષ નહિ હોવાથી તે માને છે કે–નારી

નિયમ-સંખ્યા વધી નથી, મારો નિયમ અખંડ છે એમ ભંગાભંગરૂપ અતિચાર છે તથા ક્ષેત્ર-વાસ્તુનુ જોડાણ કરે જેમકે કોઈએ 'મારે ચોક્કસ સંખ્યામાં ઘર કે ખેતર રાખવા' પછી તે વધવાના સંયોગ થયા, તેથી પોતાનો નિયમ ન તૂટે, તે કારણે પાડોશનુ ઘર લઈ વચ્ચેની ભીંત તોડી ભેગું કરી એક કર્યું, તેવી જ રીતે પડોશમાં બાજુનું ખેતર ખરીદી વચ્ચેની આડ તોડી એક બનાવ્યું એમ સમજીને કે નિયમની સંખ્યા વધી ન જાય,—તેથી વ્રતભંગ ન થયો, છતા ઘર-ખેતરની કિંમત તો વધી જ ગઈ છે, તેથી ભંગાભંગરૂપ અતિચાર વ્રતની સાપેક્ષતા રાખેલી હોવાથી સોના-રૂપાનુ દાન કરવાથી અતિચાર લાગે તે આ પ્રમાણે—અમુક પ્રમાણથી વધારે સોનુ, રૂપું ન રાખવાની પ્રતિજ્ઞા કરી અને સાથે ચાર મહિના આદિ કાળની પણ મર્યાદા રાખી તુષ્ટ થએલા રાજાએ તેને આપ્યુ, તેથી પ્રતિજ્ઞાના પ્રમાણથી વધી ગયુ લોભને અંગે વિચાર કર્યો કે લઈને ઘરમા રાખીશ, તો નિયમ તૂટી જશે; માટે વ્રતની કાળ-મર્યાદા પૂર્ણ થશે, ત્યારે ઘરમા લાવીશ—એમ ધારણા કરી બીજાને ત્યા રાખ્યુ એ પ્રમાણે બીજાને આપવા છતા માલિકી પોતાની હોવાથી વ્રત-ભંગ થાય, અને પોતે સમજે છે કે. મે તો મારા નિયમથી વધારે રાખ્યુ નથી, તેથી વ્રત-પાલન થાય એમ ભંગાભંગરૂપ અતિચાર સમજવો આ પ્રમાણે પાચ પ્રકારના પણ નિયમ ગ્રહણ કરનાર શ્રાવકે તેનુ ઉલ્લંઘન ન કરવું કારણ કે તેમ કરવાથી વ્રતની મલિનતા થાય છે ઉપલક્ષણથી તે સિવાયના વગર વિચાર્યે કે અજાણના અથવા અતિક્રમ વિગેરેથી પણ અતિચારો લાગે છે, તેમ સમજવું આ પ્રમાણે પાચ અણુવ્રતના દરેકના પાંચ પાચ અતિચારો કહ્યા ૯૫

હવે ગુણવ્રતના અવસરમા દિશાવિરતિ-લક્ષણ પ્રથમ ગુણવ્રતના અતિચારો જણાવે છે .—

स्मृत्यन्तर्धानमूर्ध्वाधस्तिर्यग्भागव्यतिक्रमः ।
क्षेत्रवृद्धिश्च पंचेति, स्मृता दिग्विरतिव्रते ॥ ९६ ॥

ઉપરની, નીચેની અને તિર્યગ્ એવા વિભાગવાળી દરેક દિશાઓમા જવા-આવવાના નિયમમા ધારેલી મર્યાદાનુ ઉલ્લંઘન કરવું, એ ત્રણ અને દિશાની વૃદ્ધિ કરવી તથા ભૂલી જવુ એમ પ્રથમ ગુણવ્રતના પાચ અતિચારો સમજવા

પૂર્વાચાર્યોએ દિગ્વિરમણ વ્રતના પાચ અતિચારો આ પ્રમાણે જણાવેલા છે 'સ્મૃતિ-ભ્રંશ' નામનો પ્રથમ અતિચાર છે તે એ પ્રમાણે સમજવાનો કે પોતે જે પ્રમાણ ધાર્યુ હોય તેને જવાના સમયે અતિવ્યાકુલપણાથી, પ્રમાદથી, તેટલી યાદશક્તિ ન રહેવાથી ભૂલી જાય જેમકે કોઈએ પૂર્વ દિશામા સો યોજન સુધી જવાની મર્યાદા રાખી, જવાના સમયે સ્પષ્ટપણે તે યાદ ન રહ્યુ કે, મે સો કે પચાસ યોજનનુ પ્રમાણ કર્યું છે? તેની શંકા પડી, તેમા પચાસ યોજન ઉપર જાય તો અતિચાર અને સો ઉપર જાય તો ભંગ, સાપેક્ષ અને નિરપેક્ષપણાથી માટે ગ્રહણ કરેલુ વ્રત યાદ રાખવુ, કારણ કે સર્વ ધર્માનુષ્ઠાન એ સ્મરણ રાખવા યોગ્ય છે આ પ્રથમ અતિચાર તથા પર્વત અને વૃક્ષના શિખરોરૂપ ઊર્ધ્વગમન, અધોગમન-ભોયરા, કૂવા, આદિરૂપ નીચે અને પૂર્વ વિગેરે દિશાઓરૂપ તિર્યગ્દિશા, તેમા જેટલુ પ્રમાણ નક્કી કરેલું હોય તેનુ ઉલ્લંઘન કરવુ, આ ત્રણ અતિચારો, તે માટે સૂત્રમા કહેલુ છે કે—"ઊર્ધ્વદિશાના પ્રમાણમા અતિક્રમ થવાથી, અધો-દિશાના પ્રમાણમા અતિક્રમ થવાથી અને તિર્યગ્દિશાના પ્રમાણમા

અતિક્રમણ થવાથી ત્રણ અતિચારો જાણવા" આ અનાભોગ કે અતિક્રમ આદિથી અતિચારો અને જાણી જોઈને કરે, તો વ્રતભંગ થાય આ વ્રતમા જેઓ સ્વયં કરીશ નહિ, અથવા અન્ય પાસે કરાવીશ નહિ—એવા ભાંગે નિયમ કરે, તેઓને તો ધારેલા પ્રમાણ કરતાં વધારે ભૂમિમા સ્વયં જવાય નહિ અને બીજા દ્વારા કંઈ ચીજ મોકલાવાય કે મંગાવાય નહિં, માટે તેઓને અતિચાર લાગે જેને માત્ર પોતાના જ અંગે અર્થાત્ 'હું ન કરું' એ ભાગે પચ્ચક્ખાણ કર્યું હોય, તેઓને મોકલવાનુ કે મંગાવવાનું પચ્ચક્ખાણ ન હોવાથી બીજા પાસે મંગાવવા કે મોકલવામા દોષ નથી આમ બીજો, ત્રીજો અને ચોથો એમ ત્રણ અતિચારો જણાવ્યા તથા 'ક્ષેત્ર-વૃદ્ધિ' નામનો પાંચમો અતિચાર તે કહેવાય કે, એક દિશામા ઘટાડી બીજી દિશામા વૃદ્ધિ કરવી જેમકે કોઈએ દિશિ-પરિમાણ બંને કે સર્વદિશાનુ નક્કી કર્યુ, તેણે પૂર્વમા ઘટાડી પશ્ચિમ દિશામા વૃદ્ધિ કરી, તે પાચમો અતિચાર તે આ પ્રમાણે—કોઈકે દરેક દિશામા સો યોજન જવાનુ પ્રમાણ નક્કી કર્યુ એક દિશામાં વધારે દૂર જવાનુ પ્રયોજન ઉભું થવાથી એક દિશામાં થોડા યોજનો ઘટાડી બીજી દિશામાં તેટલા યોજનો ઉમેરીને જાય બંને બાજુ બસો યોજનનુ માપ કાયમ રાખ્યુ આમ ક્ષેત્ર-મર્યાદા સાચવી વ્રત ટકાવવાના સાપેક્ષપણાથી તેને અતિચાર લાગ્યો કદાચ અનાભોગથી અજાણતા ક્ષેત્ર-પ્રમાણથી આગળ ચાલ્યો ગયો, ત્યારે પાછા ફરી જવું જાણ્યા પછી આગળ ન વધવું બીજાને પણ ન મોકલવો વગર આજ્ઞાએ કોઈ ગયો અને તેણે જે મેળવ્યું હોય, પોતે વિસ્મૃતિ યોગે ગયો અને મેળવ્યુ હોય તો મેળવેલાનો ત્યાગ કરવો ૯૬

હવે ભોગોપભોગ નામના બીજા ગુણવ્રતના અતિચારો કહે છે —

**सचित्तस्तेन संबद्धः, सम्मिश्रोऽभिषवस्तथा ।**
**दुष्पक्वाहार इत्येते, भोगोपभोगमानगाः ॥ ९७ ॥**

૧ સચિત્ત એટલે જીવસહિત, ૨ સચિત્ત સાથે લાગેલુ અચિત્ત, ૩ થોડુ સચિત્ત અને થોડુ અચિત્ત અર્થાત્ મિશ્ર, ૪ ઘણી વસ્તુઓ એકઠી કરી તેમાથી કાઢેલા આસવો—સત્ત્વો વગેરે, ૫ અર્ધુ કાચું—અર્ધું પાકું, આ પાચ પ્રકારની વસ્તુનો ઉપયોગ કરવો આ પાચ અતિચાર બીજા ગુણવ્રતના જાણવા.

ચિત્ત એટલે ચેતના—જીવ તે સાથે રહેલુ હોય અર્થાત્ જીવ યુક્ત હોય, તે સચિત્ત કહેવાય. વળી તે 'સચિત્ત' આહાર કહેવાય વળી તેવા સચિત્ત સાથે જોડાએલુ હોય, તે 'સચિત્ત-પ્રતિબદ્ધ,' મિશ્ર એટલે કંઈક અંશમા સચિત્ત અને કઈક અંશમા અચિત્ત એવી ભેળસેળ વસ્તુ, તે 'મિશ્ર' કહેવાય, અનેક ચીજો મેળવવાથી બનેલા જે આસવો વગેરે, તે 'અભિષવ' કહેવાય અને જે પૂર્ણ પાકેલુ ન હોય, તે 'દુષ્પકવ' કહેવાય એ પાચ વસ્તુનો આહાર કરવો, તે બીજા ભોગોપભોગવિરમણ વ્રતના પાંચ અતિચાર જાણવા તેમા સચિત્ત કંદ, મૂળ, ફલાદિક, સચિત્ત માટી, મીઠું વગેરે તથા દરેક જાતના આખા—કાચા અનાજ વગેરે સચિત્ત સમજવા જો કે અહિં જેના પચ્ચક્ખાણ કર્યાં હોય, તેનો આહાર કરે, તો વ્રતભંગ જ થાય, છતા અહિં અતિચારો કહ્યા છે, તે અજાણતા, ઉતાવળથી, વગર વિચાર્યે વાપરવાથી અથવા તે તે વાપરવાની ઈચ્છા કે

પ્રવૃત્તિ વગેરે અતિક્રમ, વ્યતિક્રમ કરવાથી અતિચારો કહ્યા છે – એમ સમજવું. તેમાં પણ જેમણે સર્વથા સચિત્તનો ત્યાગ કર્યો હોય, તેમને તેવી રીતે સચિત્ત વપરાઈ જવા વગેરેથી કે જેમણે સચિત્તનું અમુક પરિમાણ રાખ્યું છે, તેમને પરિમાણથી વધારે વપરાઈ જવા વગેરેથી 'સચિત્ત આહાર' નામનો પ્રથમ અતિચાર લાગે. બીજો અતિચાર 'સચિત્ત-પ્રતિબદ્ધ આહાર' એટલે સજીવ વૃક્ષ વગેરેમા વળગેલા ગુંદર આદિ કે વૃક્ષોને વળગેલા પણ અચિત્ત થઈ ગયેલાં પાકાં ફળો, વગેરે તથા જેની અંદર બીજ, ગોટલી વગેરે સચિત્ત હોય તેવા ખજૂર, કેરી વગેરે, ઉપલક્ષણથી લુબમા વળગેલા પાકા કેળા, બીજવાળી પાકી રાયણ, બીજવાળા પાકા ફળો. વગેરે સચિત્ત-પ્રતિબદ્ધ કહેવાય છે સચિત્ત ત્યાગ કરનારને અનાભોગ વગેરેથી એટલે કે અજાણતા, ઉતાવળથી કે ભૂલી જવાના કારણોથી ખવાઈ જાય, તો સાવદ્ય આહારનો ઉપયોગ થવાથી અતિચાર લાગે અથવા તો સચિત્તનો ત્યાગ કરનાર બીજ સચિત્ત છે, માટે કાઢીને ગર્ભનો અચિત્ત ભાગ ખાઇશ—એમ વિચાર કરીને પાકેલા ખજૂર વગેરે ફળોને મુખમાં નાખે તો અતિચાર લાગે, એ 'સચિત્ત-પ્રતિબદ્ધ આહાર' નામનો બીજો અતિચાર કહ્યો ત્રીજો અતિચાર 'સંમિશ્ર આહાર' એટલે અર્ધ ઉકળેલ-ત્રણ ઉકાળા વગરનું પાણી વગેરે, લીલા દાડમ, બીજોરાં, ચીભડા વગેરે સચિત્ત વસ્તુઓથી બનાવેલા પૂરણ વગેરે અથવા સચિત્ત તલથી મિશ્ર થએલા અચિત્ત જવ, ધાણા વગેરે, અજાણતાં કે ઉતાવળથી ખવાઇ જાય, તો સચિત્તના ત્યાગ કરનારને અતિચાર લાગે અથવા તો તરતનો કાચો લોટ, ભરડેલા કઠોળની દાળો વગેરે. (કે જેમા સચિત્ત નખીયા વગેરે હોવાનો સંભવ છે) વસ્તુ 'આ તો દળેલુ ભરડેલુ છે'–એમ સમજી વાપરે, તો સંમિશ્ર છતા વ્રતરક્ષાની ભાવના હોવાથી અતિચાર ગણાય છે ચોથો અતિચાર 'અભિષવ આહાર' નામનો છે. અભિષવ એટલે અનેક દ્રવ્યો એકઠા કરીને, કહોવડાવીને તેમાથી કાઢવામા આવતા દરેક જાતિના રસો, આસવો તથા દારૂ. સૌવીર આદિ, માસના પ્રકારો કે ગોળ આદિ મીઠી વસ્તુઓ દારૂ, તાડી વગેરે જેમાથી માદકરસ ઝરતો હોય, તે મહુડા વગેરે વીર્ય-વિકારની વૃદ્ધિ કરનારી ચીજો અજાણતા કે સહસાત્કાર વગેરેથી ખવાઇ જાય, તો સાવદ્ય આહારના ત્યાગ કરનાર વ્રતવાળાને અતિચાર લાગે ઇરાદા પૂર્વક ખાવાથી વ્રતભંગ થાય. આ ચોથો અતિચાર કહ્યો હવે પાંચમા અતિચારમા 'દુષ્પકવાહાર' અધ પાકેલો અર્થાત્ સેકાએલ પોક, અડધો રાંધેલો તાન્દલજો, એ પ્રમાણે ઘઉ, જવ, જાડો મડક-રોટલો, કાચી કાકડીની કચુંબર, અહીં કાચું ખાવાથી શરીરને પણ હાનિ કરનાર તથા જેટલા અંશમા સચેતન હોય, તેટલા અંશમા પરલોક પણ બગાડનાર થાય છે અર્ધપાકેલા પોક, પોપટા વગેરે અચિત્ત-બુદ્ધિથી ખાનારને અતિચાર જાણવો આ પાચમો અતિચાર જાણવો કેટલાક તો અપકવાહારને–સર્વથા કાચી વસ્તુને ખાવામા પણ અતિચાર કહે છે, પણ તે અગ્નિથી પકાવેલી નહિ હોવાથી સચિત્ત હોય, તેથી 'સચિત્ત આહાર' નામના પહેલા અતિચારમા જ આવી જાય છે કેટલાક તુચ્છ ઔષધિ ભક્ષણને પણ અતિચાર કહે છે તુચ્છ ઔષધિઓ તે મગ વિગેરેની કુમળી શીંગો, ફળીયો વગેરે ગણાય છે તે જો સચિત્ત હોય તો પ્રથમાતિચારમા જ આવી જાય છે અને અગ્નિઆદિથી અચિત્ત થએલી હોય તો પછી કયો દોષ ? એ પ્રમાણે રાત્રિભોજન, મદિરાપાન જે જે અભક્ષ્ય આદિનો ત્યાગ કર્યો હોય, તે તે અજાણતા કે ઉતાવળથી કે ભૂલથી વપરાઈ જાય, તો અતિચાર સમજવા આ પાચે અતિચારો ભોગોપભોગ-પરિમાણ વ્રતના સમજવા ૯૭

હવે ભોગોપભોગના અતિચારોનો ઉપસંહાર કરતા તે વ્રતનું બીજું લક્ષણ અને તેના અતિચારો બતાવવા માટે કહે છે —

अमी भोजनतस्त्याज्याः, कर्मतः खरकर्म तु ।
तस्मिन् पंचदश मलान्, कर्मादानानि संत्यजेत् ॥ ९८ ॥

ઉપર જણાવેલા પાચ અતિચારો ભોજનને અંગે જણાવ્યા. તેનો ત્યાગ કરવો હવે ભોગોપભોગ–પ્રમાણ વ્રતની બીજી વ્યાખ્યા કહે છે ભોગ–ઉપભોગનાં સાધનો ઉત્પન્ન કરવા માટે જે વ્યાપાર કરવો પડે. તેને પણ ભોગોપભોગ શબ્દથી વ્યવહાર કરાય છે કારણમાં કાર્યનો આરોપ કર્યો, તેથી તે કર્મને આશ્રીને આજીવિકા માટે કોટવાલપણુ, ફોજદાર, સિપાઈ, જેલ સાચવનાર વગેરેની આકરી શિક્ષા કરવી પડે અને જેનાથી જીવોને ત્રાસ થાય, તેવાં કઠોર કાર્યના ત્યાગ લક્ષણ ભોગોપભોગ વ્રતના પંદર અતિચારો ત્યાગ કરે, તે પંદર કર્માદાન કહેવાય છે કર્મ એટલે પાપપ્રકૃતિના કારણભૂત હોવાથી, તે કર્માદાન કહેવાય ૯૮

તેને નામ–પૂર્વક બે શ્લોકોથી કહે છે —

अङ्गार–वन–शकट–भाटक–स्फोटजीविका ।
दन्त–लाक्षा–रस–केश–विप–वाणिज्यकानि च ॥ ९९ ॥
यन्त्रपीडा निर्लाञ्छनमसतीपोषणं तथा ।
दवदानं सरःशोपः, इति पञ्चदश त्यजेत् ॥ १०० ॥

૧ અંગારકર્મ, ૨ વનકર્મ ૩ ગાડાકર્મ, ૪ ભાડાંકર્મ, ૫ ફોડણકર્મ, આ કર્મોથી આજીવિકા મેળવવી, તે કર્મરૂપ પાચ અતિચારો ૬ દાંત, ૭ લાખ, ૮ રસ, ૯ કેશ, ૧૦ વિષ આ પાંચનો વેપાર કરવા રૂપ પાંચ અતિચારો તથા ૧૧ યંત્ર–મશિનરીથી ધંધો કરવો, તે યંત્ર પીલણ કર્મ, ૧૨ અંગોપાંગાદિ–છેદ વગેરે કરવા, તે નિર્લાંછન કર્મ, ૧૩ અસતી–પોષણ, ૧૪ દવ–અગ્નિ સળગાવવો, તે દવાગ્નિ–દાન કર્મ, ૧૫ તળાવ સુકવવાં આદિનો ધંધો કરવો–આ પંદર કર્માદાનરૂપ અતિચારોનો ત્યાગ કરવો ૯૯–૧૦૦

હવે ક્રમપૂર્વક પંદરે અતિચારોની વ્યાખ્યા કરતાં અગારકર્મરૂપ આજીવિકાનું સ્વરૂપ કહે છે–

अङ्गारभ्राष्ट्रकरणं, कुम्भायःस्वर्णकारिता ।
ठठारत्वेष्टकापाकाविति ह्यङ्गारजीविका ॥ १०१ ॥

કાષ્ઠો બાળીને અંગારા પાડવા અને તેને વેચવા, અંગારા પાડવામાં છએ જીવનિકાયની વિરાધનાનો સંભવ થાય છે એવી રીતે અગ્નિવિરાધના–સ્વરૂપ જે જે આરંભો થાય, તેનો અંગારકર્મની અંદર સમાવેશ થાય આ એક ભેદ વિસ્તારથી સમજાવ્યો બાકીના ભેદો તેની માફક સમજી લેવા અનાજ શેકવાનો અર્થાત્ ભાડભુંજાનો ધંધો, કુંભાર, લુહાર. સોનીનો ધંધો, કંસારાનો, ઈંટ–નળિયાં–માટીના વાસણો બનાવી, પકાવી વેચવાનો ધંધો, મીઠાઈ–

ફરસાણ બનાવવા માટે ભઠ્ઠી કરી આજીવિકા ચલાવવી, તે 'અંગારકર્મ જીવિકા' સમજવી તેમા લોહ, સોનુ, રૂપું આદિ ગરમ કરવા, ગાળવા, ઘાટ ઘડવા, તેના કુંભ, દાગીના આદિ ઘડી આપવા તથા ઠઠારપણુ એટલે ત્રાણું, સીસું, કલાઈ, કાંસું, પિત્તળ વગેરે બનાવવાં, તેના ઘાટ ઘડાવવા વગેરેથી આજીવિકા ચલાવવી આમ કંસારાનો ધધો પણ અગારકર્મનો ગણાવેલો છે (આથી વર્તમાનકાળમા જેમા અગ્નિકાયની વિશેષપણે વિરાધના થતી હોય તેવા એન્જીન ચલાવવા, કોલસા પડાવવાનો ઈજારો રાખવો મહાભઠ્ઠીઓવાળા મોટા ધધા કરવા બોયલરોમાં બળતણ પૂરવુ ગ્યાસતેલ, પેટ્રોલ, ક્રુડ ઑઈલ, છાણા લાકડા. ફોતરા વગેરે બળતણના ધંધા કરવા પેટ્રોમેક્ષ, ઈલેક્ટ્રીક વગેરે બત્તીઓ, ગ્યાસના ચૂલા, દીવાસળી આદિનો ધંધો કરવો, તે સર્વ 'અગારકર્મ-જીવિકા' સમજવી ) ૧૦૧

હવે વનજીવિકા કહે છે :—

छिन्नाच्छिन्न-वन-पत्र-प्रसून-फल-विक्रयः ।
कणानां दलनात् पेषाद्, वृत्तिश्च वनजीविका ॥ १०२ ॥

કાપેલા કે નહિ કાપેલા જગલો, ઝાડો, પાદડા, ફૂલો કે ફળો વગેરે વેચવા, તથા અનાજ દળવા, પીસવા વગેરેથી આજીવિકા મેળવવી. તે 'વનકર્મ-જીવિકા' કહી છે (ઉપલક્ષણથી વેપાર માટે જગલના બીડ લેવા, વેચવા, કપાવવા, વાવવા, બગીચા-વાડીઓ વવરાવવા-ઉછેરવા કઠોળની દાળો, મેંદો-સોજી બનાવરાવવા, આટો દળવાની ઘંટી, મગફળી પીલવાની મીલ ચલાવવી, કેળા, શેરડી, પોપૈયા, ચાના બગીચા આદિથી આજીવિકા ચલાવવી ઈત્યાદિ પણ વનકર્મ-જીવિકામા સમાઈ જાય ) મુખ્યતાએ જેમા વનસ્પતિકાય જીવોની હિંસા ઘણી થાય, તેવા ધધા તે વનકર્મ કહેવાય અને આવા કાર્યોમા વનસ્પતિકાય જીવો તથા તેને આશ્રિને રહેલા બીજા ત્રસ-સ્થાવરથી માડી યાવત્ પચેન્દ્રિય જીવોની પણ હિસા સંભવિત છે ૧૦૨

शकटानां तदङ्गानां, घटनं खेटनं तथा ।
विक्रयश्चेति शकट-जीविका परिकीर्त्तिता ॥ १०३ ॥

હવે શકટકર્મ એટલે ગાડા કે તેના અવયવો ધુસરી, પૈડાં વગેરે ઘડવા-ઘડાવવા, વહન કરવા-કરાવવા, વેચવા-વેચાવવા ઈત્યાદિ શકટકર્મ-જીવિકા કહેવાય સકળ જીવોને ઉપમર્દન કરવાના કારણભૂત ગાય, બળદ આદિના બધ, વધના કારણભૂત 'શકટજીવિકા' છે (ઉપલક્ષણથી ટાગા, વીક્ટોરીયા, ટ્રામ, બસ, મોટર, લોરી, રીક્ષા, સાઈકલ, પ્લેન, વહાણ, રેલ્વેના ડબ્બા વગેરે ઘડવાં, ઘડાવવા વેચવા વગેરેનો શકટ-જીવિકામા સમાવેશ કરવો ) ૧૦૩

હવે ભાટક-આજીવિકા કહે છે —

शकटोक्ष-लुलायोष्ट्र-खराश्वतर-वाजिनाम् ।
भारस्य वाहनाद् वृत्तिर्भवेद् भाटकजीविका ॥ १०४ ॥

ભાટક-જીવિકા —ગાડા, બળદ, ઊંટ, પાડા, ગધેડાં, ખચ્ચર, ઘોડા વગેરે ભાડેથી બીજાને ભાર ખેંચવા કે ભાર ઉપડાવવા, તેનાથી જે આજીવિકા, તે 'ભાટક-જીવિકા' કહેવાય ૧૦૪

હવે સ્ફોટક-જીવિકા કહે છે :—

**सरः-कूपादि-खनन-शिलाकुट्टन-कर्मभिः ।**
**पृथिव्यारम्भसंभूतैर्जीवनं स्फोटजीविका ॥ १०५ ॥**

સરોવર, કૂવા, વાવડી આદિ માટે જમીન ખોદવી, હળ આદિથી ખેતર આદિની ભૂમિ ઉખેડવી, ખાણમાથી પત્થર ખોદી કઢાવવા, કે ઘડવા, જેનાથી પૃથ્વીકાયનો આરંભ-મર્દન થાય, ઉપલક્ષણથી ભૂમિ ખોદવામા તે સાથે રહેલા વનસ્પતિ અને ત્રસ જંતુઓનો પણ ઘાત થાય. આવા કાર્યોથી જે આજીવિકા, તે 'સ્ફોટક-આજીવિકા' (ઉપલક્ષણથી સોના, ચાંદી, લોઢુ આદિ ધાતુઓ, હીરા, કોલસા, ગ્યાસતેલ, ખનીજ તેલ આદિ માટે કૂવા, ખાણ, પંપો, બોરીંગો વગેરે કરાવવાનો ધંધો પણ આમા જ સમાઈ જાય) ૧૦૫

હવે દંત-વાણિજ્ય કહે છે :—

**दन्त-केश-नखास्थि-त्वग्-रोम्णो ग्रहणमाकरे ।**
**त्रसाङ्गस्य वणिज्यार्थं, दन्तवाणिज्यमुच्यते ॥ १०६ ॥**

હાથીના દાત ઉપલક્ષણથી ત્રસ જીવોના શરીર અવયવો પણ સમજી લેવા તે જે સ્થાનમાં મળતા હોય ત્યા જઈ ખરીદ કરવા, તેને 'દંત-વાણિજ્ય' નામનો અતિચાર કહેલ છે ગોરોચન, અંબર, સાબરસિંગ, હરણસિંગ આદિના વેપાર, ચમરી ગાયના વાળ, વાઘનુ ચર્મ, કસ્તૂરી. સમુદ્રના શંખ, છીપ, મોર-પીંછ આ સર્વ વેપાર પણ દંત-વાણિજ્યમા સમજવા

મનુષ્ય અને પશુના વાળ, પક્ષીઓની રૂવાટી, નખ, હાડકા, ચામડા વેચવા કે ઊન માટે, ઘેટા, બકરાં આદિનો વેપાર, હાથીદાત આદિ વસ્તુઓ જે સ્થળે મળતી હોય ત્યા જઈ દાત આદિ ખરીદ કરવા માટે ભિલ્લ આદિને પ્રથમથી મૂલ્ય આપી સરત કરે કે, અમુક મુદતમા આટલો માલ પૂરો પાડવો, તેથી તેઓ પણ તે વેચવા માટે હાથી આદિ પ્રાણીઓનો વધ કરે આકર-ખાણ ઉત્પત્તિસ્થાન કહેવાથી વગર ઉત્પત્તિ-સ્થાને ખરીદ કરવામા દોષ નથી ૧૦૬

**लाक्षा-मनःशिला-नीली-धातकी-टङ्कणादिनः ।**
**विक्रयः पापसदनं, लाक्षावाणिज्यमुच्यते ॥ १०७ ॥**

લાક્ષા અને ઉપલક્ષણથી તેના જેવા બીજા સાવદ્ય મનશિલા, ગળી, ધાતકી વૃક્ષ કે જેની છાલ-પુષ્પમાથી દારૂ બને છે તે, ટંકણખાર, સાબુ બનાવવાના ક્ષાર, આ સર્વ ક્ષારો પાપના કારણ હોવાથી તેનો વેપાર પણ કરવા લાયક નથી ટંકણખાર. મનશિલા બીજા જીવોનો નાશ કરે છે જંતુના ઘાત સિવાય ગળી બની શકતી નથી ધાતકી વૃક્ષ મદ્યનું કારણ હોવાથી તેના

ઊકાળામાં કીડાઓ થતા હોવાથી પાપનું ઘર છે, તેથી તેનો વેપાર પણ પાપનું ઘર હોવાથી ત્યાગ કરવા લાયક છે. આ 'લાક્ષા-વાણિજ્ય' કહેવાય. ૧૦૭

હવે રસ અને કેશવાણિજ્ય એક શ્લોકથી કહે છે —

नवनीत–वसा–क्षौद्र–मद्यप्रभृतिविक्रयः ।
द्विपाच्चतुष्पाद्विक्रयो, वाणिज्यं रस–केशयोः ॥ १०८ ॥

માખણ, ચરબી, મધ, દારૂ, મજ્જા વગેરેનો વેપાર કરવો, તે 'રસ-વાણિજ્ય' ઉપલક્ષણથી દરેક પ્રકારના આસવો, સ્પીરીટ, તેજાબ, અથાણા, મુરબ્બા, ક્વીનાઈન, પ્રવાહી પદાર્થો પણ આમા આવી જાય તથા બે પગવાળા મનુષ્યો દાસ-દાસીઓ, ચાર પગવાળા-પશુઓનો વેપાર કરવો, તે 'કેશ-વાણિજ્ય' કહેવાય. કેટલાક વાળ, ઊન, ચમરી ગાયના વાળ, કન્યા-વિક્રય, વરવિક્રયને પણ આમા ગણે છે રસ એટલે મધ, દારૂ, માંસ, માખણ, ચરબી, હાડકામા થતો ચીકણો રસ, મજ્જા, દૂધ, દહિં, ઘી, તેલ વગેરે રસવાળા પદાર્થોનો વેપાર કરવો, તે અતિચાર છે છાશમાથી માખણ છૂટું પડતા જ તેમા અનેક સમૂચ્છિંમ જતુઓ ઉત્પન્ન થાય છે ચરબી અને મધ જીવોની હિંસાથી જ પ્રાપ્ત થાય છે દારૂથી ઉન્માદ થાય છે, તેમજ તેમા રહેલા અનેક કૃમિજીવોનો ઘાત થાય છે દૂધ વગેરે પ્રવાહી વગેરેમા પડતા ઉડતા જીવોનો નાશ થાય છે દહીં જમાવ્યા પછી બે દિવસ અર્થાત્ બે રાત્રિ પૂર્ણ થતા જ અસખ્ય અદૃશ્ય જીવો ઉત્પન્ન થાય છે આ રસ-વાણિજ્ય અનેક જીવોની હિસાનુ કારણ હોવાથી વર્જ્ય છે બે પગવાળા મનુષ્યો અને ચાર પગવાળા જાનવરોનો તેના વાળ માટે વેપાર કરવો તેમા પણ તેઓને પરાધીનતા, વધ, બંધન, ભૂખ, તરશની પીડા થાય છે આ રસ અને કેશવાણિજ્યનો વેપાર ત્યાગ કરવા લાયક છે ૧૦૮

હવે વિષવાણિજ્ય કહે છે -

विषास्त्रहल–यन्त्रायो–हरितालादिवस्तुनः ।
विक्रयो जीवितघ्नस्य, विषवाणिज्यमुच्यते ॥ १०९ ॥

શૃગિક આદિ ઝેરો, તરવાર આદિ શસ્ત્રો, હળ, રેંટ, કોશ, કોદાળા, પાવડા આદિ, હરતાલ અને આદિશબ્દથી વચ્છનાગ, સોમલ આદિ ઝેરી ચીજો, પાણીથી ભીંજાએલી હરતાલમા માખીઓ પડતા જ મરી જાય છે, આ સર્વ 'વિષ-વાણિજ્ય' કહેવાય અને શ્રાવકે આ વેપાર કરવાનો ન હોય ૧૦૯ હવે યત્ર-પીડન કર્મ જણાવે છે –

तिलेक्षुसर्षपैरण्ड–जलयन्त्रादिपीडनम् ।
दलतैलस्य च कृतिर्यन्त्रपीडा प्रकीर्त्तिता ॥ ११० ॥

તેલ કાઢવાની ઘાણી, શેરડી પીલવાના કોલ, સરસવ, એરંડા, મગફળી વગેરે પીલવાના સચા-યત્રો, જળયત્રો, તલ નાખીને તેલ મેળવાય તેવા યત્ર તે યંત્ર-પીડા, તલ આદિ પીલતા તેમા રહેલા ત્રસ જતુઓનો વધ થતો હોવાથી યંત્ર-પીડનકર્મ પાપવાળુ હોવાથી શ્રાવકે કરવા લાયક નથી લોકોમા પણ એક ઘાણી કે ચક્રયંત્ર ચલાવવામા દશ ખાટકી જેટલુ

કર્મ બંધાવાનુ માન્યું છે (અત્યારે વરાળ, ક્રુડઓઈલ, પેટ્રોલ કે વીજળીના બલથી ચાલતી હરકોઈ ફેક્ટરીઓ-મીલ, જીન, પ્રેસ, ખેતીનાં યંત્રો એ સર્વ યંત્રપીલણકર્મમા ગણી શકાય)
૧૧૦. હવે નિર્લાંછન-કર્મ કહે છે :-

नासावेधोऽङ्कनं मुष्क-च्छेदनं पृष्ठगालनम् ।
कर्ण-कम्बलविच्छेदो, निर्लाञ्छनमुदीरितम् ॥ १११ ॥

સ્પષ્ટપણે ઓળખી શકાય તે પ્રમાણે અંગ અવયવનો છેદ કરવો, તે રૂપ આજીવિકા, તે 'નિર્લાંછન- કર્મ'નો વ્યાપાર કહેવાય, તેના ભેદો કહે છે:- બળદ, પાડાના નાક વિંધવા, બળદ, ઘોડાને ડામ આપી નિશાની કરવી, તેઓના અંડકોષ કાપવા, ઊંટની પીઠ ગાળવી, બળદ-ગાયના કાન, ગલકંબલ કાપવાં, આમા જીવોને પીડા પ્રગટ રીતે થાય છે, તેથી શ્રાવકને આ ધધો કરવો બિલકુલ યોગ્ય નથી

(પ્રસંગોપાત્ત આવા બીજા ધધા પણ ન કરવા, જેવા કે પ્રાણીઓના કાળજાં, અંડકોષ કાઢવા. માછલીમાથી તેલ, વાછરડા આદિના લોહી ખેંચી તેમાંથી દવા બનાવવી, ગર્ભ ગળાવવા-પાડવા, સંતતિ થતી અટકાવવાના પ્રયોગ કરાવવા, મડદાની ખાપણ વેચવાનો ધંધો કરવો, ઉંદરો, વાંદા, વાંદરા, કૂતરા, તીડ આદિને મારી નંખાવવાનો ધંધો, મચ્છર, માખી વગેરેને ડી. ડી ટી વગેરે દવાથી મારી નાખવા, ફીનાઈલ છાટવા, કૂટણખાનાં ચલાવવા, આવા ધંધા પોતે કરવા, કે તેમાં બીજાને સહાય કરવી, ફાંસીની સજા કરવી, ચોર આદિને કાતિલ માર મારવો. આ દરેકને આ કર્માદાનમાં ગણી શકાય. પહેલા વ્રતના અતિચારમાં હિંસા કરવી, તે અતિચાર અને અહિં આજીવિકા માટે ધંધો કરવો, તેવો ભેદ સમજવો.) ૧૧૧
હવે અસતી-પોષણ કહે છે :—

सारिका-शुक-मार्जार-श्व-कुर्कुट-कलापिनाम् ।
पोषो दास्याश्च वित्तार्थमसतीपोषणं विदुः ॥ ११२ ॥

અસતી એટલે દુષ્ટાચારવાળાઓનુ પોષણ, 'કેટલાક શબ્દોનું લિંગ અનિયત હોય છે' એ ન્યાયે પુરુષલિંગવાળા પોપટ, સૂડા, કૂતરા, બિલાડા, કૂકડા, મોર આદિ તિર્યંચોનુ પોષણ કરવું તથા ભાડું ઉપજાવવા માટે વ્યભિચારિણી સ્ત્રીનું પોષણ કરવું—એમ હિંસક અને દુરાચારીઓનુ પોષણ કરવું, તે દોષરૂપ હોવાથી 'અસતીપોષણ' વર્જન કરવા યોગ્ય છે
૧૧૨ હવે દવદાન અને સરોવર સૂકાવવા રૂપ બે અતિચારો એક શ્લોકથી કહે છે -

व्यसनात् पुण्यबुद्ध्या वा, दवदानं भवेद् द्विधा ।
सरःशोषः सरः-सिन्धु-ह्रदादेरम्बुसंप्लवः ॥११३॥

વ્યસન-કુટેવથી અને અજ્ઞાનવાળી પુણ્યબુદ્ધિથી એમ દવદાન બે પ્રકારનુ છે, તથા સરોવરો, નદીઓ, ધરાઓ, દ્રહો વગેરેમાંથી પાણીનુ શોષણ કરવુ.

'ગામ, નગર આદિમાં આગ લગાડીએ, તો લોકો તેમા રોકાઈ જાય, તો ચોરી-લૂંટ સહેલાઈથી કરી શકાય, જગલમા જૂનુ ઘાસ સળગાવવાથી નવો પાક સારો થાય, તો ગાયોને ચારો સારો મળે, ખેતરમા સૂડ કરવાથી કાંટા-ઝાંખરા બાળી નાખવાથી ધાન્ય સારૂં પાકે.' એવી બુદ્ધિથી અગ્નિ સળગાવે કેટલાક ખેડૂતો પુણ્યબુદ્ધિથી મરણકાળે મારા કલ્યાણ માટે તમારે આટલા ધર્મ-દીપોત્સવ કરવા એટલે ખેતરોમા અગ્નિદાહ દેવો આવા દવમાં અનેક જીવો બળીને મરી જાય, તથા જલાશયે જેવા કે સરોવર, નદી, દ્રહોમા જે પાણી હોય, તેને નીક દ્વારા કે નહેરથી ધાન્ય ઉગાડવા વહેવડાવવું વગર ખોદેલુ સરોવર અને ખોદેલુ તે તળાવ કહેવાય. તેમ કરવામા પાણીમા રહેલા જળજંતુઓ તેમા તણાઈ ગએલા બહારના ત્રસ-જંતુઓ અને છએ જીવનિકાયોનો વધ થાય છે આ પ્રમાણે સરોવર-શોષણનો દોષ જણાવ્યો આ પ્રમાણે સંક્ષેપથી દિશામાત્ર ૫૬૨ કર્માદાન જણાવ્યા, પણ ગણનારૂપે નહિ, કારણ કે આ સિવાય પણ આવા પાપકર્મો અનેક છે

આ પ્રમાણે સાતમા વ્રતમા કુલ વીશ અતિચારો કહ્યા તેમા તાત્પર્ય એ છે કે બીજાં વ્રતોમા પાચ પાચ અતિચારો કહ્યા છે, તે તેટલા જ માત્ર નથી, પણ તે તે અતિચારો જેવા વ્રતના પરિણામને કલુષિત કરનારા બીજાં પણ પાપકાર્યો છે, તેને અતિચારરૂપે ગણવા અર્થાત્ પાચથી વધારે પણ અતિચારો સંભવી શકે છે તેથી વિસ્મૃતિ કે અજાણપણે ભૂલ થાય, તે સર્વે પણ યથાયોગ્ય દરેક વ્રતમા અતિચારો જાણવા શંકા કરી કે, અંગારકર્મ વગેરે કર્માદાનોને ખરકર્મમા અર્થાત્ કર્માદાનોમા અતિચારો કેમ કહ્યા ? કારણ કે, તે કાર્યો સ્વરૂપે ખરકર્મરૂપ-કર્માદાન રૂપ જ છે આનુ સમાધાન કરતા જણાવે છે કે, વસ્તુત તે ખરકર્મરૂપ જ છે, માટે જો અજાણતા, કે સ્મૃતિભેદ આદિ કારણો જણાવ્યા છે, તે કારણોથી થાય તો જ ખરકર્મના ત્યાગરૂપ વ્રત અગીકાર કરનારાઓને તે અતિચારો ગણાય જે ઈરાદાપૂર્વક તેવા કાર્યો કરે, તેને તો વ્રતભંગ જ થાય ૧૧૩ હવે અનર્થદંડ-વિરતિ વ્રતના અતિચારો કહે છે—

**संयुक्ताधिकरणत्वमुपभोगातिरिक्तता ।**
**मौखर्य्यमथ कौत्कुच्यं, कन्दर्पोऽनर्थदण्डगाः ॥ ११४ ॥**

અનર્થદંડ-વિરતિ નામના ત્રીજા ગુણવ્રતમા અધિકરણો જોડેલા રાખી મૂકવા, વગર જરૂરીઆતના ઉપભોગના સાધનો વધારે રાખવા, વાચાળતા, કૌત્કુચ્ય અને કંદર્પ એ પાચ અતિચારો જણાવેલા છે

અનર્થદંડની વિરતિવાળાને આ પાચ અતિચારો કહેલા છે, તે આ પ્રમાણે-જેનાથી આત્મા દુર્ગતિનો અધિકારી બને, તે અધિકરણ કહેવાય, તેવા ખાડણીઓ અને સાંબેલું હળ સાથે કોશ, ગાડા સાથે ધુસરૂ, ધનુષ સાથે બાણ, આમ આ અધિકરણો જોડેલાં કે નજીક રાખવા શ્રાવકે આવા અધિકરણો જોડેલા ન રાખી મૂકવા, પણ છૂટા પાડી નાખવા જોડેલા અધિકરણ પડેલા હોય અને કોઈ માગણી કરે તો ના પડાય નહિ અને આડા અવળા પડેલા હોય, તો સુખેથી ના પાડી શકાય, અનર્થદંડનો 'હિંસ્ર-પ્રદાન' નામનો આ અતિચાર સમજવો ત્યારપછી 'ભોગોપભોગના સાધનોની અધિકતા' નામનો બીજો અતિચાર તેને કહેવાય કે સ્નાન, પાન, ભોજન, ચંદન, કેસર, કસ્તૂરી, વસ્ત્રો, આભૂષણ આદિ વસ્તુઓનો પોતાને કે કુટુબને જરૂરીઆત

કરતા વધારે સંગ્રહ કરવો તે આ 'પ્રમાદાચરણ' નામનો અતિચાર છે આ સંબંધમાં આવશ્યક ચૂર્ણિ આદિ વૃદ્ધ-પરંપરા એવા પ્રકારની છે કે જો વધારે પ્રમાણમાં તેલ, આમળાં, સાબુ આદિ તળાવ વગેરે સ્થાને સ્નાન કરવા જતા વધારે પ્રમાણમાં સાથે લઈ જાય, તો મફતીયા મળવાના લોભથી તળાવ પર ઘણા લોકો સ્નાન કરવા આવે. અને તેથી જલમાં રહેલા પોરાઆદિ જીવોની તથા અપ્કાયની ઘણી વિરાધના થાય શ્રાવકને આમ કરવું કલ્પે નહિ તો પછી કયો વિધિ છે? તેમાં મુખ્યતાએ શ્રાવકે ઘરે જ સ્નાન કરવું. તેમ સગવડ ન હોય તો તેલ ચોળવું, મસ્તકે આંબળાનો ભૂકો ચોળવો. તે ઘરે કરીને જ જળાશયે જવું. અને તળાવ આદિ સ્થાને પહોંચી હાથથી ઘસીને ભૂકો ખંખેરી નાખવો અને તળાવ આદિકના કિનારા ઉપર બેસીને અંજલિ ભરી ભરીને સ્નાન કરે, નહીં કે આખા જળાશયમાં બેસીને તથા વાપરવાનાં પુષ્પોમા કુંથુઆ આદિ ત્રસજીવો હોય તો તેનો ત્યાગ કરવો. એ પ્રમાણે ભોગોપભોગનાં બીજાં સાધનમા પણ સમજવું આ બીજો અતિચાર જણાવ્યો. મુખરતા એટલે વગર વિચાર્યે બોલવું, તેવું બોલનાર મુખર-વાચાળ કહેવાય, ધીઠાઈથી અસભ્ય-અસંબદ્ધ બોલવું અને વગર પૂછ્યે અતિશય બોલ બોલ કરવું આ પાપોપદેશ નામનો ત્રીજો અતિચાર જાણવો હવે 'કૌત્કુચ્ય' નામનો ચોથો અતિચાર જણાવે છે ભાંડ-ભવાયા માફક ભવા, નેત્ર, હોઠ, નાસિકા, હાથ-પગ અને મુખના ખોટા ચાળા-ચટકા કરવા, અવયવોનો સંકોચ કરવો એવા અર્થમાં 'કૌત્કુચ્ય' એવો પણ પાઠ છે. જેથી બીજાને હસવું આવે, પોતાની લઘુતા થાય, તેવું બોલવું કે વર્તન કરવું, તે પ્રમાદાચરણનો ચોથો અતિચાર છે તથા કંદર્પ-એટલે વિષયવાસના ઉત્પન્ન થાય, તેવા વિકારી વચનો બોલવા કે વિષયની વાતો કરવી, તે 'કંદર્પ' નામનો અતિચાર આ વિષયમા આ પ્રમાણે સમાચારી છે કે-શ્રાવકે તેવી વાતો કરવી નહિ, જેથી બીજાને મોહ કે વિષય-રાગ વધે. આ બંને પ્રમાદાચરણના અતિચારો સમજવા આ પ્રમાણે ગુણવ્રતોના અતિચારો સમજાવ્યા. ૧૧૪. હવે શિક્ષાવ્રતો સમજાવતા તેમા પ્રથમ સામાયિકના અતિચારો કહે છે-

**काय-वाङ्-मनसां दुष्प्रणिधानमनादरः ।**
**स्मृत्यनुपस्थापनं च, स्मृताः सामायिकव्रते ॥ ११५ ॥**

મન, વચન અને કાયા એ ત્રણ યોગોને પાપ-વ્યાપારમા જોડવા, એટલે મન-દુષ્પ્રણિધાન, વચન-દુષ્પ્રણિધાન અને કાયાનું દુષ્પ્રણિધાન, સ્મૃતિ-ભ્રંશ થવો અને અનાદર એમ સામાયિક વ્રતના પાચ અતિચારો છે

કાયાને પાપવ્યાપારમા પ્રવર્તાવવારૂપ શરીરના અવયવો-હાથ, પગ આદિને સંકોચીને ન રાખતા વારંવાર જેમતેમ લાંબાટૂંકા કર્યા કરવા, તે 'કાય-દુષ્પ્રણિધાન' બોલવામાં શબ્દોની, વાક્યોની કે અર્થની યથાસ્થિત ગોઠવણ ન હોય ન સમજાય તેમ બોલવુ, ભાષા-ચાપલ્યથી ચીપીચીપીને બોલવુ, તે 'વાગ્-દુષ્પ્રણિધાન' તથા મનમા ક્રોધ, લોભ, દ્રોહ, ઈર્ષ્યા, અભિમાન વગેરે કરવા, સાવદ્ય-પાપવ્યાપારમા ચિત્તને આકર્ષક કરવુ, તથા મનમા સંભ્રમ પેદા કરવો વગેરે 'મનોદુષ્પ્રણિધાન' સમજવું આ ત્રણ અતિચારો કહ્યુ છે કે-"જોયા કે પ્રમાર્જ્યા વગરની ભૂમિમા બેસવું, ઉઠવું, ઉભા રહેવું, વગેરે કરનારને હિંસા ન થાય તો પણ, પ્રમાદ સેવન કરવાથી તેનુ સામાયિક ગણાતું નથી સામાયિક કરનાર પ્રથમ બુદ્ધિથી વિચાર કરીને હમેશા

નિરવદ્ય વચન બોલે, નહિતર સામયિક થાય નહિં જે શ્રાવક સામાયિક કરીને ઘરની ચિંતા કરે, તે આર્તધ્યાન પામેલો હોવાથી તેનું સામાયિક નિરર્થક છે" તથા અનાદર એટલે સામાયિક કરવામા અનુત્સાહ સંયોગ છતા નિયમિત સમયે સામાયિક ન કરવુ, અથવા જેમતેમ જ્યારે ત્યારે કરવુ, અથવા પ્રબલ પ્રમાદાદિ દોષથી લીધા પછી તરત જ પારી લે કહેલુ છે કે :— "સામાયિક ઉચ્ચરીને તસ્ત પારે. અથવા નિયમિત સમયે નહિં કરતા સ્વેચ્છાથી જ્યારે–ત્યારે કરે, એવા અનવસ્થિત–ઠેકાણા વગરના પુરુષને અનાદરના કારણે સામાયિક શુદ્ધ થતું નથી." આ ચોથો અતિચાર, પ્રબળ પ્રમાદાદિના કારણે સામાયિક કરવાના સમયને ભૂલી જાય, મેં સામાયિક કર્યું છે કે નહિ? અથવા કરવાનુ છે કે હજુ બાકી છે? એ ભૂલી જાય આ 'સ્મૃતિ–ભ્રંશ' નામનો અતિચાર ગણાય, કારણ કે મોક્ષ–સાધક અનુષ્ઠાનો એ સ્મરણના ઉપયોગ અને એકાગ્રતાવાળા છે માટે તે વિસ્મરણ થાય તો અતિચાર લાગે કહ્યુ છે કે– 'જે પ્રમાદી પોતાને સામાયિક ક્યારે કરવાનુ છે, અગર કર્યું છે કે નહિ? ઈત્યાદિ ભૂલી જાય, તેણે સામાયિક કર્યું છતા પણ તે નિષ્ફલ સમજવું' ઉપલક્ષણથી સામાયિક લીધું કે નહિં? ક્યારે લીધું, ક્યારે પૂર્ણ થશે? એ ભૂલી જાય તો તેને પણ અતિચાર સમજવો 'આ સ્મૃતિ–અનુપસ્થાપન' નામનો પાચમો અતિચાર કહ્યો

પ્રશ્ન– કાય–દુષ્પ્રણિધાન આદિથી સામાયિક નિરર્થક છે–એમ ઉપર કહ્યુ, તેથી તો ખરેખર સામાયિકનો જ અભાવ થયો, અને અતિચારો તો વ્રતમા મલિનતા રૂપ જ હોય છે, જો સામાયિક નથી, તો અતિચાર કેમ કહેવાય? માટે આ અતિચારો નહિ, પણ સામાયિકનો ભંગ જ છે. એમ કહેતા હો તો તેને જવાબ આપે છે કે તમારો પ્રશ્ન ઠીક છે, પરંતુ જાણી–સમજી નિર્ધ્વંસપણાથી એમ કરે, તો ભગ થાય, પણ અજાણતા અનુપયોગથી થાય તો અતિચાર લાગે

પ્રશ્ન–દ્વિવિધ–ત્રિવિધથી પાપવ્યાપાર–ત્યાગરૂપ સામાયિકવ્રત છે તેમા 'કાય–દુષ્પ્રણિધાન' વગેરેથી પચ્ચક્ખાણ–ભગ થતો હોવાથી સામાયિકનો જ અભાવ થાય છે, અને તેના ભગથી થયેલ પાપનુ પ્રાયશ્ચિત્ત કરવુ જોઈએ વળી 'ચંચળ મનને સ્થિર કરવુ અશક્ય છે માટે સામાયિક કરવા કરતા ન કરવુ વધારે સારુ છે' કહ્યુ પણ છે કે—'અવિધિથી કરવા કરતા ન કરવું સારુ'

ઉત્તર— તમારી વાત બરાબર નથી, કારણ કે, સામાયિક દ્વિવિધ–ત્રિવિધથી લીધુ છે તેમા મન, વચન, કાયાથી પાપ–વ્યાપાર કરવો નહિ અને કરાવવો નહિ, એમ કુલ છ પચ્ચક્ખાણો થયા તેમાથી એકાદનો ભગ થયો, તો પણ બાકીના અખડિત રહે છે–અર્થાત્ સામાયિકનો સપૂર્ણ ભગ થતો નથી, અને દેશભગને તો અતિચારની 'મિચ્છા દુક્કડ' કહી શુદ્ધિ કરી શકાય છે અને મનના વિચારો બગડવા છતા તેવો ઈરાદો ન હોવાથી 'મિચ્છામિ દુક્કડં' દેવાથી શુદ્ધ થાય છે એમ સામાયિકનો સર્વથા અભાવ નથી, સર્વવિરતિ સામાયિકમા પણ તે જ પ્રમાણે સમજી લેવુ કારણ કે ગુપ્તિ–ભગમા પણ સાધુઓને 'મિથ્યા દુષ્કૃત' નામનુ બીજું પ્રાયશ્ચિત્ત કહેલુ છે વળી ભૂલવાળી ક્રિયા પણ અભ્યાસ વધવાથી લાબે કાળે શુદ્ધ બને છે બીજાઓ પણ કહે છે કે—'અભ્યાસથી કાર્યની કુશળતા આગળ આગળ વધતી જાય છે' જળબિન્દુ એક વખત માત્ર પડવાથી પત્થરમાં ખાડો પડી જતો નથી (માટે શુદ્ધ ક્રિયા કરવાની ભાવનાએ પ્રથમ અતિચારવાળી પણ ક્રિયા થાય, તે અનુચિત ન ગણાય) 'અવિધિથી કરવું તે કરતા નહિ

કરવું સારું' એ વચન ક્રિયાની અરુચિથી બોલાયેલુ છે, માટે યોગ્ય ન ગણવું કહેલુ છે કે—"અવિધિથી કરવા કરતાં નહિં કરવું તે વધારે સુંદર છે'—એ વચન (અનુષ્ઠાન પ્રત્યે અણગમો કે) ઈર્ષ્યાથી બોલાએલુ છે—એમ સિદ્ધાંત જાણનારાએ કહેલુ છે, કારણ કે અનુષ્ઠાન નહિ કરનારને મોટું પ્રાયશ્ચિત્ત અને અવિધિએ કરનારને નાનુ પ્રાયશ્ચિત્ત કહેલું છે અર્થાત્ ક્રિયા ન કરનારને પ્રભુ આજ્ઞા—ભંજનો મહાદોષ અને ક્રિયા કરનારને માત્ર અવિધિદોષ લાગે છે"

વળી કોઈક એમ કહે છે કે- 'પૌષધશાલામા એકલાએજ સામાયિક કરવું, પણ ઘણાએ સાથે મળી ન કરવું' 'एगे अबीए' આ વચન—પ્રમાણથી આ એકાંત ન સમજવું, બીજાં વચનો પણ સંભળાય છે વ્યવહારભાષ્યમાં કહેલુ છે કે-' રાજપુત્રાદિક પાંચે પૌષધશાલામા એકઠા થયા' વધારેથી સર્યું. ૧૧૫ આ પાચ અતિચારો સામાયિકના કહ્યા

હવે દેશાવકાશિક વ્રતના અતિચારો કહે છે :—

**प्रेष्यप्रयोगानयने, पुद्गलक्षेपणं तथा ।**

**शब्द-रूपानुपातौ च, व्रते देशावकाशिके ॥ ११६ ॥**

દેશાવકાશિક વ્રતમા નક્કી કરેલી ભૂમિમાથી બહાર મોકલવું, કે મંગાવવું, પુદ્ગલ—પદાર્થ કંઈકને જણાવવુ કે, હું આ વ્રતમા છું, ખોખારાદિક શબ્દ કરીને કે રૂપ બતાવીને બીજાને વાકેફ કરવા—આ પાચ અતિચારો કહેલા છે

દિશિપરિમાણ વ્રતની વિશેષતા એ જ દેશાવકાશિક વત છે આમા આટલો ફરક સમજવો કે—દિગ્વ્રત જાવજ્જીવ, વર્ષ કે ચોમાસા પૂરતું હોય અને દેશાવકાશિક તો દિવસ, પ્રહર, મુહૂર્ત આદિના પ્રમાણવાળું હોય તેના પાચ અતિચારો આ પ્રમાણે —પોતે નિયમ કરેલા ક્ષેત્રની બહાર કાર્ય કરવાની જરૂરીઆત ઉભી થતા પોતે ન જતા બીજાને મોકલ્યો, પોતે જાય તો વ્રતભંગ થાય, તેથી બીજાને મોકલ્યો દેશાવકાશિક વ્રત ગ્રહણ એટલા માટે કરાય છે કે જવા—આવવાના વ્યાપારથી થતી જીવવિરાધના ન થાય તે બીજા પાસે કરાવે, કે પોતે કરે, તેમા ફરક નથી ઉલટો પોતે ઈર્યાસમિતિ—પૂર્વક જાય તો વિરાધના—દોષથી બચે, બીજાને તો સમિતિનો ખ્યાલ ન હોવાથી અજયણા આદિક દોષો લાગે આ પ્રથમ અતિચાર નક્કી કરેલા નિયમના બહારના ક્ષેત્રમા રહેલા પદાર્થને બીજાને મોકલી મંગાવવો એ બુદ્ધિથી કે પોતે જાતે જાય તો વ્રતભંગ થાય અને નોકર પાસે જો મંગાવે, તો અતિચાર લાગે એ બીજો અતિચાર તથા પરમાણુઓ એકઠા બની તૈયાર થએલા પુદ્ગલ—સઘાતો જેવા કે ઢેફા, ઈંટ, કાષ્ઠ, સળી આદિ ફેંકવા તેમ કરવાથી સામો સમજી જાય અને નજીક દોડી આવે, એટલે તેને કાર્ય ભળાવે, પણ પોતે તે કાર્ય ન કરે આ ત્રીજો અતિચાર 'શબ્દાનુપાત'—એટલે પોતે જે મકાનમા રહેલો હોય, તેની વાડ કે કોટની બહાર ન જવાનો નિયમ રાખ્યો એમ છતા બહારનુ કાર્ય આવી પડે ત્યારે 'હું જાતે જો જઈશ, તો મારા નિયમનો ભંગ થશે' એવી સમજથી પોતે જઈ શકે નહિ, તેમ બહારથી બીજાને બોલાવી શકે નહિ એટલે ત્યા ઉભો રહી બહારનાને બોલાવવાના ઉદ્દેશથી છીંક, ઉધરસનો શબ્દ કરી તેને જણાવે, એટલે નજીક આવે, તે 'શબ્દાનુપાત' નામનો ચોથો અતિચાર અને આમા તેવા જ કારણે બહારનાને પોતાનું રૂપ બતાવે, તેથી પેલો નજીક આવે, તે 'રૂપાનુપાત' નામનો પાચમો અતિચાર આનુ તાત્પર્ય એ છે કે—વતની મર્યાદા બહાર

રહેલા કોઈક પુરુષને વ્રતભંગના ભયથી બોલાવવા અસમર્થ થાય, ત્યારે પોતાનો શબ્દ તે સાભળે, અગર પોતાનું રૂપ જુએ, તે બાનાથી તેને નજીક બોલાવે, ત્યારે વ્રતનું સાપેક્ષપણું હોવાથી 'શબ્દાનુપાત' અને 'રૂપાનુપાત' નામના બે અતિચારો સમજવા આ વ્રતમાં પ્રથમના બે અતિચાર પ્રેષણ અને આનયન તેવી શુદ્ધ સમજણ ન હોવાથી અગર સહસાત્કાર વગેરેથી થાય છે, અને છેલ્લા ત્રણ માયાવીપણાથી થાય છે આટલો ભેદ સમજવો દરેકમાં વ્રત–રક્ષણબુદ્ધિ હોવાથી અતિચારો છે અહિં પૂર્વાચાર્યો કહે છે કે, દેશાવકાશિક માત્ર દિગ્વ્રતના સંક્ષેપરૂપ નથી, પણ પાંચેય અણુવ્રતો વગેરે સર્વ વ્રતોનો સક્ષેપ કરવો, તે દેશાવકાશિક વ્રત છે, કારણ કે અણુવ્રતો આદિ વ્રતોનો પણ સક્ષેપ કરવો જોઈએ. આ વિષયમા એક પ્રશ્ન ઉત્પન્ન થશે કે–અતિચારો માત્ર દિગ્વ્રતના જ જણાવ્યા છે બીજા વ્રતોનો સક્ષેપ કરવા સંબંધી અતિચારો જણાવ્યા નથી તો પછી સર્વ વ્રતોના સક્ષેપરૂપ દેશાવકાશિક વ્રત છે–એવો વૃદ્ધવાદ કેવી રીતે માની શકાય ? તેના સમાધાનમા જણાવે છે કે–પ્રાણાતિપાતાદિ બીજાં વ્રતોના સંક્ષેપરૂપ આ દેશાવકાશિક વ્રતમા તે તે વ્રતોને અગે જણાવેલા વધ, બંધન વગેરે અતિચારો પણ સમજવા દિગ્વ્રતને સક્ષેપ કરવામા તો ભૂમિની મર્યાદાનો સક્ષેપ કરાતો હોવાથી પ્રેષણ, આનયન વગેરે જુદા અતિચારો કહ્યા છે અને દિગ્પરિમાણવ્રતના અતિચારો ઉપરાત આ અતિચારોનો સંભવ હોવાથી કહ્યા છે, માટે જ પ્રગટપણે દિગ્વ્રતના સક્ષેપને દેશાવકાશિક વ્રત કહેલુ છે તાત્પર્ય એ કે બીજા વ્રતોમા સક્ષેપ કરવાથી દેશાવકાશિક વ્રત કહેવાય અને તેના અતિચારો તે તે વ્રતમા જણાવ્યા છે, તે તે સમજી લેવા ૧૧૬ હવે પૌષધવ્રતના અતિચારો કહે છે —

उत्सर्गादान–संस्तारानवेक्ष्याप्रमृज्य च ।
अनादरः स्मृत्यनुपस्थापनं चेति पौषधे ॥ ११७ ॥

પૌષધ નામના અગીઆરમા વ્રતમા જોયા કે પ્રમાર્જન કર્યા વગર પરઠવે, તેજ પ્રમાણે અજયણાથી ચીજ વસ્તુ ગ્રહણ કરે કે મૂકે, અજયણાથી જોયા–પ્રમાર્જ્યા વગર સથારો પાથરે, અનાદર રાખે, સ્મરણ ન રાખે એ પાચ અતિચારો છે

ઝાડો, પેશાબ, થુક, કફ, શ્લેષ્મ ઈત્યાદિક જે જગો પર પરઠવે, ત્યા નેત્રથી નજર કરવી, વસ્ત્રના છેડા કે પૂજણીથી જગ્યાને પૂજવી પછી જયણાથી પરઠવે અર્થાત્ વિવેકથી ત્યાગ કરે એમ ન કરતા પૂજ્યા–પ્રમાર્જ્યા વગર વગર જયણાએ પરઠવે, તે પ્રથમ અતિચાર આદાન એટલે લાકડી, પાટલો, પાટિયા આદિ ઉપયોગી ચીજ–વસ્તુઓ જયણા વગર, જોયા–પ્રમાર્જ્યા વગર લેવી–મૂકવી તે રૂપ બીજો અતિચાર તથા દર્ભ, કુશલ, કબલ, વસ્ત્ર આદિ રૂપ સંથારો કરે, તે જોયા કે પ્રમાર્જન કર્યા વગર પાથરે, તે રૂપ અતિચાર અહીં સથારા સાથે શય્યા અને મકાન પણ સમજી લેવા સંથારો અઢી હાથ–પ્રમાણ હોય, શય્યા સાડાત્રણ હાથ–પ્રમાણ હોય ત્રણેયને આંખથી જોયા વગર અને ચરવલાથી કે દંડાસણથી પાટ, વસતિ–પૌષધશાલાનુ પ્રમાર્જન કર્યા વગર વાપરવુ તેને 'સંસ્તારક અપ્રત્યુપેક્ષણ અને અપ્રમાર્જન' નામનો ત્રીજો અતિચાર અહીં જોયા વગર એટલે બેદરકારીથી ગમે તેમ ઉતાવળથી જુએ તથા પ્રમાર્જન કર્યા વગર એટલે ગમે તેમ પ્રમાર્જન અધુ઼ં ન થાય તે રૂપ દુષ્પ્રમાર્જન અને દુરવેક્ષણ પણ સાથે સમજી લેવુ પ્રમાર્જન અને અવેક્ષણ

શબ્દમા નિષેધ-અર્થવાચક નઞ્ અર્થાત્ અ કહેલો છે. ને કુત્સાઅર્થમાં હોવાથી જેમ કુત્સિત બ્રાહ્મણને અબ્રાહ્મણ પણ કહેવાય. તેમ સમજવું મૂળ આગમ ઉપાસકદશાંગ સૂત્રમા આ વાત કહેલી છે કે —

" અપ્રતિલિખિત-દુષ્પ્રતિલિખિત શય્યા-સંથારો, અપ્રમાર્જિત-દુષ્પ્રમાર્જિત શય્યા-સંથારો અપ્રતિલિખિત-દુષ્પ્રતિલિખિત સ્થંડિલ-માત્રું પરઠવવાની ભૂમિ, અપ્રમાર્જિત-દુષ્પ્રમાર્જિત સ્થંડિલ-માત્રું પરઠવવાની ભૂમિ " હવે ચોથો અતિચાર કહે છે —

'અનાદર'-પૌષધવ્રત લેવામાં અને તેના કર્તવ્ય-અનુષ્ઠાનોમા અનાદર કરવો, અર્થાત્ ઉલ્લાસ-રહિતપણે, વિધિ તરફ અનાદર, અનિચ્છાએ, જેમ-તેમ વેઠ તરીકે વ્રત-અનુષ્ઠાન કરે, તે 'અનાદર' નામનો ચોથો અતિચાર તથા પૌષધ કરવાનુ ભૂલી જવું, અમુક વિધિ-અનુષ્ઠાન મેં કર્યું કે નહિ? તે યાદ ન રહે, તે 'અસ્મૃતિ' નામનો પાચમો અતિચાર જેને સર્વથી પૌષધવ્રત હોય. તેને આ અતિચાર હોય દેશથી પૌષધ હોય. તેને આ અતિચારો ગણેલા નથી ૧૧૭ હવે અતિથિસવિભાગ વ્રતના અતિચારો કહે છે .-

**सचित्ते क्षेपणं तेन, पिधानं काललंघनम् ।**

**मत्सरोऽन्यापदेशश्च, तुर्यशिक्षाव्रते स्मृताः ॥ ११८ ॥**

દેવાયોગ્ય વસ્તુ ઉપર સચિત્તવસ્તુ મૂકવી સચિત્તથી ઢાકવી, વહોરાવવાનો કાળ ઉલ્લંઘન કરવો, મત્સર કરવો, આપવાની વસ્તુ પારકી કે પોતાની-અન્યથા વ્યપદેશ કરવો-આ ચોથા ગુણવ્રતના પાંચ અતિચારો જાણવા

અતિથિ-સંવિભાગરૂપ ચોથા ગુણવ્રતના પાંચ અતિચારો છે તેમા ૧ 'સચિત્તમા સ્થાપન'- એટલે ન દેવાની બુદ્ધિથી સાધુને વહોરવા યોગ્ય વસ્તુ પૃથ્વીકાય. પાણીના ભાજન, સળગતા ચૂલા કે ધાન્યમાં સ્થાપન કરવી તુચ્છબુદ્ધિવાળો એમ સમજે છે કે, સચિત્તને અડકેલી વસ્તુ સાધુ વહોરતા નથી, એટલે દેવા યોગ્ય વસ્તુ સચિત્તમા સ્થાપન કરી રાખે અને સાધુઓ તે ગ્રહણ કરે નહિ આ લાભ મને થયો ' આ પ્રથમ અતિચાર ૨ 'સચિત્ત-સ્થગન ' ઉપર પ્રમાણેની બુદ્ધિથી દેય વસ્તુ ઉપર કદ, પાદડા, ફૂલ, ફલ વગેરે સજીવ પદાર્થો ઢાકે આ બીજો અતિચાર સાધુઓને ભિક્ષા-ઉચિત કાળ વીતી ગયા પછી અગર તે પહેલા પૌષધવ્રતવાળો ભોજન કરે-આ 'કાળ-ઉલ્લઘન ' નામનો ત્રીજો અતિચાર તથા 'મત્સર' કોપ કરે અર્થાત્ સાધુ માગે એટલે કોપ કરે, છતી વસ્તુ માગવા છતાં ન આપે અથવા આ સામાન્યસ્થિતિવાળાએ પણ આપ્યું, તા શુ હુ તેનાથી ઓછો છુ? એમ બીજા આપનાર ઉપર મત્સર કરી આપે અહિ બીજાની ઉન્નતિના અંગે ઈર્ષ્યા થઈ અને-કાર્યસંગ્રહમા અમે કહેલુ છે કે-'બીજાની સંપત્તિ સહન ન કરી શકવાથી, તે સંપત્તિવાળા ઉપર કોપ કરવો, તે મત્સર કહેવાય ' આ ચોથો અતિચાર, તથા 'અન્ય-અપદેશ' સાધુને વહોરાવવાની ઈચ્છા ન હોય, ત્યારે 'આ બીજાનુ છે ' એમ બાનુ કાઢી ન આપે, વ્યપદેશ-બાનુ કાઢે અપદેશ-શબ્દના કારણ, બ્હાનુ બતાવવુ, અને લક્ષ્ય આપવુ એવા ત્રણ-અર્થ થાય છે, એમ અનેકાર્થસંગ્રહમાં કહેલુ છે આ પાચમો અતિચાર આ પ્રમાણે અતિથિસવિભાગ વ્રતના પાચ અતિચારો જણાવ્યા

અતિચારની ભાવના આ પ્રમાણે સમજવાની કે– જ્યારે ભૂલચૂકથી અણધાર્યાં દોષોનું સેવન થઈ જાય, તો અતિચાર અને સમજપૂર્વક સેવાય, તો વ્રતભંગ સમજવું આ પ્રમાણે સમ્યક્ત્વમૂલ બાર વ્રતો સમજાવ્યા, તેમજ તેના અતિચારો પણ કહ્યા ૧૧૮

ઉપર જણાવેલા સમ્યક્ત્વ–મૂલ બાર વ્રતોમા રહેલો શ્રાવક સાત ક્ષેત્રોમાં ભક્તિથી પોતાનુ ધન વાવતો અને અતિદીન દુ:ખીઓમા અનુકપાથી આપતો તે મહાશ્રાવક ગણાય છે—

**एव व्रतस्थितो भक्त्या, सप्तक्षेत्र्यां धनं वपन् ।**
**दयया चातिदीनेषु, महाश्रावक उच्यते ॥ ११९ ॥**

આ પ્રમાણે આગળ કહી ગયા તેવા પ્રકારવાળા સમ્યક્ત્વમૂલક અતિચારરહિત બાર વ્રતોમા નિશ્ચલ ચિત્તવાળો શ્રાવક ન્યાયથી ઉપાર્જન કરેલ પોતાનુ ધન જિન–બિબ, જિન–ભવન, જિનાગમ, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા લક્ષણ સાત ક્ષેત્રોમા ભક્તિ અને શ્રદ્ધાથી વાવતો હોય તે મહાશ્રાવક કહેવાય શ્લોકમા ‘ક્ષેત્ર અને વાવવું’ કહેલાં છે, તે એટલા માટે કે ક્ષેત્રોમાં બીજનુ વાવેતર કરવાનુ હોય છે, અને વાવવાનુ ઉત્તમ ક્ષેત્રમા હોય છે, માટે વાવવું કહેલ છે અને સાતેયને ક્ષેત્રો કહ્યાં, તે જૈનદર્શનની પ્રણાલિકાથી સમજવા

(૧) **જિનબિબ**–વિશિષ્ટ લક્ષણોથી યુક્ત, દેખતા જ આનદ ઉપજાવે તેવી, વજ્રરત્ન, ઈન્દ્રનીલરત્ન, અજનરત્ન, ચંદ્રકાન્તમણિ, સૂર્યકાન્તમણિ, રિષ્ટરત્ન, કર્કેતનરત્ન, પરવાળા, સોનુ, ચાદી, ચદનકાષ્ઠ, ઉત્તમ પાષાણ, ઉત્તમ માટી આદિ ઉત્તમ દ્રવ્યોની શ્રીજિનપ્રતિમા ભરાવવી કહ્યું છે કે– “ઉત્તમ માટી, નિર્મલ પાષાણ, રૂપું, કાષ્ઠ, સોનુ, રત્ન, મણિ, ચદન વગેરેથી પોતાની સંપત્તિ અનુસાર જેઓ શ્રીજિનેશ્વરદેવની મનોહર મૂર્તિ કરાવે છે, તે મનુષ્યપણાના અને દેવપણાના મહાન સુખોને મેળવે છે” તથા–‘આહ્લાદકારિણી, સર્વ લક્ષણોથી યુક્ત, સમગ્ર અલકારવાળી, શ્રીજિનપ્રતિમાનુ દર્શન કરતા જેમ મનને અધિક આનંદ થાય, તેમ નિર્જરા પણ અધિક સમજવી’ તે પ્રમાણે શાસ્ત્રોક્ત વિધિથી ભરાવેલી પ્રતિમાની વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરે, અષ્ટપ્રકારી પૂજા કરે, તેના મહોત્સવાદિ યાત્રા કરે, વિશિષ્ટ પ્રકારના આભૂષણોથી વિભૂષિત કરે, વિવિધ વસ્ત્રો અર્પણ કરે આ પ્રમાણે જિનબિબમા ધન વાવે, અર્થાત ખર્ચે કહેલુ છે કે– ‘જેમાથી ઘણી ગધ ઉછળતી હોય તેવા સુગધી ચૂર્ણો, પુષ્પો, અક્ષતો ધૂપ, દીવાઓ, તાજાં ઘીથી બનાવેલાં જુદા જુદા પ્રકારના અનેક નૈવેદ્યો, કુદરતી રવય પાકેલા ફળો અને જળપૂર્ણ કળશાદિ પાત્રો જિનેશ્વરદેવને ધરીને તેનાથી અષ્ટપ્રકારી પૂજા કરનારા શ્રાવકો ટૂંકા કાળમા મોક્ષના મહાસુખને પ્રાપ્ત કરે છે’ પ્રશ્ન– જિનબિબો રાગદ્વેષ વગરના હોવાથી તેની પૂજા કરવાથી કશો લાભ થતો નથી ગમે તેવી ઉત્તમ પૂજા કરીએ, તો પણ તે ખુશ થતા નથી કે તૃપ્ત થતા નથી અતૃપ્ત કે અતુષ્ટ દેવતા પાસેથી કઈ ફલ મળી શકતુ નથી’ આમ કહેનારને સમાધાન આપે છે કે– આ વાત યથાર્થ નથી અતૃપ્ત, અતુષ્ટ એવા ચિતામણિ વગેરેથી ફલ–પ્રાપ્તિ થાય છે અમે વીતરાગસ્તોત્રમા કહેલુ છે કે–‘જે પ્રસન્ન ન થાય, તેની પાસેથી ફલ કેવી રીતે મળે? આ પ્રશ્ન વ્યાજબી નથી શુ જડ છતા ચિન્તામણિરત્ન વગેરે ફળ નથી આપતા? અર્થાત્ આપે છે તેમ શ્રીજિનમૂર્તિ પણ ફળ આપે છે” તથા ‘પૂજ્યોમા ઉપકાર કરવાનો અભાવ છતાં પૂજકને ઉપકાર થાય છે જેમ મત્રો વગેરેનુ સેવન કે સ્મરણ

કરવાથી, સરોવરને સેવવાથી (મેલનાશ કે શીતળતા). અગ્નિ આદિ સેવનથી (ગરમી આદિનો) લાભ થાય છે, તેમ અહીં પણ સમજવું ' આ વિધિ જણાવ્યો, તે પોતે કરાવેલી મૂર્તિનો વિધિ કહ્યો તેવી રીતે બીજાઓએ ભરાવેલ બિંબોની, તેમજ કોઈએ નહિ કરાવેલા એવા શાશ્વતા બિંબોનુ પણ પૂજન, વંદન વિગેરે વિધિ યથાયોગ્ય કરવો.

શ્રીજિન–પ્રતિમા ત્રણ પ્રકારની હોય છે એક ભક્તિથી કરાવેલી જિનપ્રતિમા કે જે પોતે કે બીજાએ ભક્તિ કરવા માટે મંદિરમા પધરાવેલી હોય છે, અત્યારે પણ મનુષ્યો ભરાવે છે બીજું મંગલચૈત્ય કે જે ઘરના બારસાખમાં મંગલ માટે કરાવાય છે. ત્રીજુ શાશ્વતચૈત્ય કે જે કોઈએ કરાવેલુ હોતુ નથી. પરંતુ અનાદિકાળથી શાશ્વતરૂપે ઊર્ધ્વ, અધો, અને તિર્ચ્છા લોકમાં શાશ્વત જિનમંદિરોમા વિદ્યમાન છે. ત્રણે લોકમા એવુ કોઈ સ્થાન નથી, કે જે પરમાત્માની જિનપ્રતિમાથી પવિત્ર બન્યુ ન હોય. જિનપ્રતિમાઓની પૂજાવિધિ વીતરાગ સ્વરૂપનુ આરોપણ કરીને કરવી યોગ્ય છે

(૨) **જિનમંદિર**–જિનભવન–ક્ષેત્રમા પોતાનુ ધન વાવવું તે આ પ્રમાણે :—હાડકા, કોલસા આદિ અમંગલ–શલ્ય–રહિત ભૂમિમા સ્વભાવથી પ્રાપ્ત થએલા પાષાણ, કાષ્ઠ આદિ ચીજો ગ્રહણ કરીને શાસ્ત્રવિધિ પ્રમાણે સૂતાર, સલાટ, મીસ્ત્રી, કારીગરોને બળાત્કાર કે ઠગાઈ કર્યા વગર અધિક મહેનતાણું આપીને છ જીવનિકાયના જીવોનુ યતનાપૂર્વક રક્ષણ કરીને જિનભવન બંધાવવું. પોતાની પાસે ધનસંપત્તિ સારી હોય તો ભરત આદિની જેમ રત્નશિલા જડેલા સુવર્ણતલવાળું, મણિઓના સ્તંભવાળુ અને પગથીયા પણ તેવા જ હોય, રત્નમય સેંકડો તોરણ–કમાનોથી સુશોભિત, વિશાલ ઝરૂખાયુક્ત, પૂતળીઓની રચનાવાળા થાભલાવાળું, ઇત્યાદિક ઉત્તમ શોભાયુક્ત બાંધણીવાળુ, વળી જેમાં કર્પૂર, કસ્તૂરી, અગર આદિ સળગતા સુગંધી ધૂપોનો ધૂમાડો આકાશમા ઉછળતો હોય અને તેથી જાણે ' આ વાદળા છે ' એમ માની આનંદથી નૃત્ય કરતા મોર વિગેરેના મધુર કેકારવ શબ્દો સંભળાઈ રહેલા હોય, વળી જ્યા ચારેય પ્રકારના માંગલિક વાજિંત્રોના અવાજથી આકાશ ગાજી રહેલુ હોય દેવદૂષ્ય વિગેરે વિવિધ વસ્ત્રોના ચંદ્રુઆ અને તેમા ટાંકેલા મોતીઓથી યુક્ત તથા મોતીઓના લટકતા ગુચ્છાવાળું હોવાથી શોભતુ, જ્યા દેવ–સમૂહો ઉપરથી નીચે આવતાં અને દર્શન કરીને પાછાં ઉપર જતા, ગાયન ગાતા નૃત્ય કરતા. કૂદતા, સિંહનાદ કરતા હોય, અને આવો પ્રભાવ દેખી તેની અનુમોદનાથી હર્ષ પામતા જન–સમુદાયવાળું, વિવિધ દૃશ્યવાળા ચિતરાવેલા ચિત્રો દેખી આશ્ચર્ય પામતા અનેક લોકોથી યુક્ત, ચામર, છત્ર, ધ્વજા આદિ અલંકારોથી અલંકૃત, શિખર પર ફરકતા મહાધ્વજવાળું તેમજ અનેક ઘુઘરીઓવાળી નાની નાની પતાકા ફરકવાથી થએલા શબ્દોએ આકાશને મુખરિત કર્યુ હોય તેવું, કૌતુકથી આકર્ષાએલા દેવો, અસુરો અને અપ્સરાઓનો સમૂહ ' હુ પહેલો, હુ પહેલી ' એમ સ્પર્ધા કરી સંગીત કરતા હોય, ગાયકોના મધુર ગીતોના ધ્વનિએ દેવગાંધર્વ તુમ્બરુને પણ ઝંખવાણો કરી નાખેલ હોય તેવુ, વળી જ્યાં નિરંતર કુલાંગનાઓ એકઠી થઈ તાળી પાડી રાસલીલા રમતી, દાંડીયા આદિના નૃત્ય કરતી, અભિનય–હાવભાવ કરતી દેખીને ભવ્ય લોકો ચમત્કાર પામતા હોય, અભિનયવાળા નાટકો જોવાના ઉલ્લાસથી આકર્ષાએલા ક્રોડો રસિક લોકો જ્યાં ઉતરી આવે છે,

એવા જિનમંદિરોને ઉંચા પર્વતના શિખર ઉપર, અથવા જ્યા જ્યા જિનેશ્વરોનાં જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન, નિર્વાણ થયાં હોય, તેવા કલ્યાણકસ્થાનમા, સમ્પ્રતિ મહારાજની માફક દરેક નગરમા, દરેક ગામમાં, શેરીએ શેરીએ અને સ્થાને સ્થાને બધાવવા જોઈએ એ મહાશ્રીમત શ્રાવકનુ કર્તવ્ય છે પણ તેવો વૈભવ ન હોય તો છેવટે તૃણ-કુટીર જેવું પણ જિનમંદિર કરાવવું કહ્યુ છે કે-" જે જિનેશ્વરભગવંત માટે માત્ર ઘાસની કુટીર જેવું નાનુ મંદિર બનાવે, તથા ભક્તિથી માત્ર એક પુષ્પ તેમને ચડાવે તેના તેટલા પુણ્યનુ માપ પણ કેવી રીતે કરવું ? તો પછી જેઓ મજબૂત નક્કર પાષાણ-શિલા-સમૂહને ઘડાવીને મહામંદિર બધાવે, તેવા ઉદાર શુભભાવનાવાળા પુરુષો ખરેખર મહાભાગ્યશાળી છે "

વિશિષ્ટ વૈભવવાળા રાજાઆદિક જિનમંદિર બંધાવે, તેઓએ તો તેના નિર્વાહ અને ભક્તિ માટે ઘણો ભંડાર-ધન, ગામ, શહેર, તાલુકો કે ગોકુલ વિગેરેનુ દાન કરવુ જોઈએ આ પ્રમાણે જિનભવન-રૂપ ક્ષેત્રમા પોતાનુ ધન વાવવું તથા જીર્ણ એટલે જૂના થઈ ગએલા, પડી ગએલા જિનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવવો નાશ પામેલા કે બીજાના કબજામા ગએલાનો કબજો લઈ તેનુ રક્ષણ કરવુ

પ્રશ્ન—'નિરવદ્ય અર્થાત્ પાપરહિત જિનધર્મ આચરનાર ચતુર શ્રાવકને જિનભવન, જિનબિબ, જિનપૂજા આદિ કરવા ઉચિત જણાતા નથી કારણ કે, તે કરવામા છ કાય જીવોની વિરાધના થાય છે જમીન ખોદવી, પત્થર, ઈંટ, પાટડા લાવવા, ખાડા પૂરવા, ઈંટો ચણવી, પાણીમા ભીંજાવવુ, વનસ્પતિ-ત્રસકાયની વિરાધના કર્યા વગર જિનમંદિર બધાવી શકાતુ નથી '

સમાધાન—"જે શ્રાવક પોતાને માટે અને કુટુબ માટે આરભ-પરિગ્રહમા આસક્ત બની ધન ઉપાર્જન કરે છે, તેનુ કરેલુ ધન ઉપાર્જન નિષ્ફલ ન જાય, તે કારણે જિનભવન-આદિકમા ધનવ્યય થાય, તે કલ્યાણ અને પુણ્યનુ કારણ ગણેલુ છે " પરતુ ધર્મમા ખર્ચવા માટે ધન ઉપાર્જન કરવાનુ હોતુ નથી કારણ કે, 'ધર્મ માટે જેને ધન કમાવાની ઈચ્છા છે, તેના કરતા તો તેવી ઈચ્છા ન કરવી, તે જ વધારે સારી ગણાય કારણ કે, કાદવમા પગ ખરડીને ધોવો, તે કરતા કાદવનો સ્પર્શ જ ન કરવો-તે ઉત્તમ છે' વળી જિનમંદિર વગેરે બાધવા તે વાવ, કૂવા, તળાવ આદિ ખોદાવવા માફક અશુભ કર્મબધનુ કારણ નથી, કારણ કે ત્યા તો ચતુર્વિધ શ્રીસંઘનુ વારવાર આગમન, ધર્મદેશના-શ્રવણ, વ્રત સ્વીકારવા અને એવા શુભ કલ્યાણ કરનાર ધર્મકાર્યો જ થાય છે અને તે શુભ પુણ્ય અને નિર્જરાના હેતુઓ છે વળી તે સ્થળમા છ જીવનિકાયની વિરાધના થવા છતા પણ યતના જાળવનારા શ્રાવકો દયાના પરિણામવાળા હોવાથી નાનામા નાના પણ જીવોને રક્ષણ કરવાની યતના હોવાથી તેમને વિરાધનાનુ પાપકર્મ બંધાતુ નથી કહેલુ છે કે —" શુદ્ધ અધ્યવસાયવાળા તથા સૂત્રમા કહેલ વિધિરૂપ સન્માર્ગને આચરતા એવા યતનાવંત જીવને જે વિરાધના થાય, તે કર્મનિર્જરારૂપ ફળને આપનારી થાય સમસ્ત ગણિપિટક એટલે દ્વાદશાગીનો સાર જેમણે પ્રાપ્ત કર્યો છે, તેવા નિશ્ચયનયનુ અવલબન કરનાર પરમર્ષિઓનુ એ મહાન રહસ્ય છે કે-'આત્માના પરિણામથી જે થાય, તે પ્રમાણરૂપ છે' અર્થાત્ નિશ્ચય-નયથી જિનમંદિરાદિ કરનારને હિસાના પરિણામ નથી, પણ ભક્તિના પરિણામ છે " હવે શ્રાવક-પ્રતિમા અગીકાર કરનાર જે પોતાના કુટુમ્બ માટે પણ આરભ કરતો નથી, તે ભલે

જિનબિંબાદિ ન કરાવે તે માટે કહેલું છે કે-' જેઓ દેહાદિ-કારણે પણ છ કાય-વધમા પ્રવર્તે છે, તેઓ ' જિનપૂજામાં પણ છ-કાય-વધ થાય છે'-એ બુદ્ધિથી ન પ્રવર્તે એ પણ મહાઅજ્ઞાન સમજવું, વિસ્તારથી સર્યું

**( ૩ ) જિનાગમ-**ધર્મક્ષેત્રમાં પોતાનુ ધન વાવવું. તે આ પ્રમાણે '—મિથ્યાશાસ્ત્રોથી ઉત્પન્ન થએલા ખરાબ સંસ્કારરૂપ ઝેરનો નાશ કરવા માટે મંત્ર સરખું, તથા ધર્મ-અધર્મ, કરણીય-અકરણીય, ભક્ષ્ય-અભક્ષ્ય, પેય-અપેય, ગ્રહણ કરવા યોગ્ય અને છોડવા યોગ્ય, તત્ત્વ-અતત્ત્વ વગેરે જગતના ભાવોનો વિવેક કરનાર, ગાઢ અંધકારમાં દીપક સમાન. સંસાર-સમુદ્રમા ડૂબતાને બોટ સમાન, મરુભૂમિમાં કલ્પવૃક્ષ-સમાન, જિનાગમ એ સંસારમા પ્રાપ્ત થવા ઘણા દુર્લભ છે. જિનેશ્વરઆદિકને બતાવનાર હોય તો આ આગમ છે સ્તુતિમાં પણ અમે કહ્યુ છે — " જેમના સમ્યક્ત્વ-સામર્થ્યથી આપ સરખાનુ પરમ આપ્તપણુ અથવા તો પરમાત્મપણુ અમે સમજી શકીએ છીએ, તે કુવાસનાના દોષને નાશ કરનાર આપના શાસનને નમસ્કાર થાઓ " જિનાગમ પ્રત્યે આદરવાળાઓને દેવ, ગુરુ અને ધર્મ વગેરે ઉપર પણ બહુમાન હોય છે, એટલુ જ નહિં, પણ કોઈક વખત કેવલજ્ઞાન કરતા પણ જિનાગમરૂપ શ્રુતજ્ઞાન પ્રમાણપણામા આગળ વધી જાય છે. જે માટે કહ્યુ છે કે '—' સામાન્યથી શ્રુતોપયોગને અનુસારે શ્રુતજ્ઞાની કદાચ અશુદ્ધ આહારને શુદ્ધ માનીને વહોરી લાવે, તેને કેવલજ્ઞાની પણ આહારપણે ગ્રહણ કરે, નહિતર શ્રુતજ્ઞાન અપ્રમાણ ઠરે ' શ્રીજિનાગમનુ એક વચન પણ ભવ્યજીવોના ભવનો નાશ કરવા સમર્થ છે જે માટે કહેવાયું છે કે —" જિનાગમમાનુ એક પદ પણ નિર્વાહ કરનાર અર્થાત્ મોક્ષ આપવા સમર્થ થાય છે સંભળાય છે કે- એક માત્ર સામાયિક-પદથી અનંતા સિદ્ધિપદને પામ્યા છે "

જો કે રોગીને પથ્ય ખોરાક, તેમ મિથ્યાદૃષ્ટિને જિન-વચનની રુચિ થતી નથી, તો પણ સ્વર્ગ કે અપવર્ગનો માર્ગ બતાવવામા જિનવચન સિવાય બીજું કોઇ સમર્થ નથી, તેથી સમ્યગ્દૃષ્ટિઓએ આદરપૂર્વક તેની શ્રદ્ધા કરવી જોઇએ કારણ કે જેમનુ નજીકમા કલ્યાણ થવાનુ હોય, તેઓ જ ભાવપૂર્વક જિનવચનને સ્વીકારે છે બીજાઓને તો તે સાભળતા કાનમા શૂલ મારકે દુ:ખ કરનાર હોવાથી અમૃત પણ ઝેરરૂપ બની જાય છે જો જગતમા આ જિનવચન ન હોત, તો આ ધર્મ-અધર્મની વ્યવસ્થા વગરના લોકો ભવરૂપ અધારા કૂવામા પડતે, અને પડ્યા પછી ત્યાથી તેમનો ઉદ્ધાર કેવી રીતે થતે ?

જેમ આયુર્વેદમાના ' વિરેચનની ઈચ્છાવાળાએ હરડેનુ ભક્ષણ કરવુ ' એ એક વચનથી હરડે ભક્ષણ કરવાના પ્રભાવથી વિરેચન થયું અને તેના વચન પર વિશ્વાસ બેઠો, એટલે તે આખા આયુર્વેદને પ્રમાણરૂપ સ્વીકારે છે, તથા જેમ અષ્ટાગ નિમિત્તશાસ્ત્રમા કહેલા ચંદ્ર, સૂર્ય ગ્રહ-ચાર કે ધાતુવાદ-રસ,રસાયણ એ વગેરે પ્રત્યક્ષ ભાવોના વિશ્વાસથી તે શાસ્ત્ર-કથિત પરોક્ષ ભાવોને પણ જણાવનારા વચનોને પ્રામાણિક ગણવામા આવે છે, તેમ જિનવચન સમજવા માટે જેઓની મંદ બુદ્ધિ છે, તેઓએ પણ તેમાં કહેલા પ્રત્યક્ષ ભાવોની જેમ પરોક્ષ-દૃષ્ટિ કે બુદ્ધિથી પણ ન સમજાય તેવા ભાવોને પણ સત્યરૂપે નિશ્ચિત માનવા જોઈએ ' આ દુષમા કાળ-યોગે દિનપ્રતિદિન બુદ્ધિ મંદ થવાથી જિનવચનનો લગભગ ઉચ્છેદ થશે ' એમ માની શ્રીનાગાર્જુન, શ્રીસ્કંદિલા-ચાર્ય વગેરે પૂર્વના મહાપુરુષોએ આગમને પુસ્તક વિષે સ્થાપન કર્યું છે. તેથી જિનવચન તરફ

બહુમાનવાળાઓએ આ આગમાદિ શાસ્ત્રો પુસ્તકમા લખાવવા અને વસ્ત્રાદિકથી તેની પૂજા કરવી કહેલુ છે કે —"જેઓ શ્રીજિનેશ્વરદેવોના વચન-સ્વરૂપ આગમાદિ શાસ્ત્રો લખાવે છે, તે પુરુષો દુર્ગતિ પામતા નથી મૂગા-બોબડા, કે જડ સ્વભાવવાળા અગર અક્કલવગરના થતા નથી તેમ જ આંધળા કે મૂર્ખ થતા નથી" જે ભાગ્યશાળી પુરુષો જિનાગમના પુસ્તકોને લખાવે છે, તેઓ સર્વ શાસ્ત્રોનો પાર પામી મુક્તિ પામે છે, તેમા સંશય નથી. કહેલુ છે કે —"જે સ્વય જિનવચન ભણે છે, બીજાને ભણાવે છે, અને ભણનારને વસ્ત્ર, ભોજન, પુસ્તક કે ભણવાની સામગ્રી આપવા પૂર્વક દરરોજ તેના પર અનુગ્રહ કરે છે, તે મનુષ્ય અહિં સર્વજ્ઞ થાય છે" લખાવેલા પુસ્તકોને સવિગ્ન ગીતાર્થ મુનિવરોને બહુમાન-પૂર્વક વ્યાખ્યાન કરવા દાન કરવાં હમેશા પુસ્તકનુ વ્યાખ્યાન કરાતુ હોય, ત્યારે તેની પૂજા કરવા પૂર્વક તેનુ શ્રવણ કરવું આ પ્રમાણે જિનાગમ-પુસ્તકમા ધન વાવવું

(૪) **સાધુ ક્ષેત્ર**-શ્રીજિનેશ્વર ભગવંતની આજ્ઞાનુસાર સમ્યગ્ ચારિત્રનુ પાલન કરતા, આરાધના કરવા દ્વારા દુર્લભ મનુષ્ય જન્મને સફળ કરતા પોતે સંસાર-સમુદ્રથી તરવા સાથે બીજાઓને પણ તરવા માટે પ્રયત્ન કરતા, શ્રીતીર્થંકરો, ગણધરોથી માડી આજે દીક્ષિત થયા હોય તેવા સામાયિક-ચારિત્રવત દરેક સાધુ ભગવંતોની સેવા-ભક્તિમા ઉચિત રીતે પોતાનુ ધન વાવવુ તે આ પ્રમાણે -ઉપકારી એવા સાધુ ભગવતોને કલ્પે તેવા નિર્દોષ અચિત્ત આહારાદિક, રોગનાશક ઔષધાદિ, ટાઢ આદિ નિવારણ કરનાર વસ્ત્રાદિ, પૂંજવા-પ્રમાર્જના કરવા માટે રજોહરણ, દડાસણ આદિ, ભોજન કરવા માટે પાત્રાદિક, દાડાદિક ઔપગ્રહિક ઉપકરણો. તથા રહેવા માટે મકાન આદિનુ દાન કરવું જોઈએ તેવી કોઈ વસ્તુ નથી કે જે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાએ સાધુઓના ઉપકારમા ન આવે માટે સયમોપકારી તે સર્વનુ દાન કરવું સાધુધર્મ અગીકાર કરવા તૈયાર થએલા પોતાના પુત્ર-પુત્રીઓને પણ સમર્પણ કરે વધારે કેટલુ કહેવુ? જેવી જેવી રીતે મુનિઓ નિરાબાધપણે પોતાનુ મોક્ષાનુષ્ઠાન સાધી શકે, તેવી તેવી રીતે મોટા પ્રયત્નથી સર્વ વસ્તુઓ આપવી જિનાગમના વિરોધી કે સાધુધર્મની નિદા કરનારાઓને પોતાના છતા સામર્થ્યથી અટકાવવા જોઈએ જે માટે કહેલું છે કે — "તે કારણથી સામર્થ્યવાળાએ પ્રભુઆજ્ઞાથી ભ્રષ્ટ થએલાની ઉપેક્ષા ન જ કરવી, પણ અનુકૂળ કે પ્રતિકૂળ ઉપાયોથી તેને શિખામણ કે શિક્ષાથી ઠેકાણે લાવવા" તથા—

(૫) **સાધ્વી ક્ષેત્ર**-જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ ત્રણ રત્ન ધારણ કરનાર સાધ્વીરૂપ ક્ષેત્રમા સાધુ માફક યથોચિત આહારાદિકનુ દાન આપી પોતાનુ ધન વાવવું શકા કરી કે-'સત્ત્વ વગરની, તથા દુઃશીલપણાના અંગે સ્ત્રીઓને મોક્ષનો અધિકાર નથી, તો પછી તેમને આપેલું દાન સાધુ સરખુ કેવી રીતે ગણાય?' સમાધાન-" સ્ત્રીઓમા નિઃસત્ત્વપણાની વાત સાચી નથી કારણ કે, સુખી ગૃહવાસનો ત્યાગ કરી સાધુધર્મની અનુપમ આરાધના કરનાર બ્રાહ્મી વગેરે મહાસત્ત્વવાળી સાધ્વીઓમા સત્ત્વ નથી એમ કહેવું યોગ્ય નથી કહ્યુ છે કે-" શીલ અને સત્ત્વ ગુણોથી પ્રસિદ્ધિ પામેલા આર્યા બ્રાહ્મી, સુન્દરી, રાજિમતી અને પ્રવર્તિની આર્યા ચંદનબાલા આદિ દેવો તથા મનુષ્યોથી પણ પૂજાયા છે' તે સિવાય આ જગતમા ગૃહસ્થપણામા પણ સુંદર સત્ત્વ અને નિર્મળ શીલથી પ્રસિદ્ધિ પામેલી સીતા વિગેરે સ્ત્રીઓને સત્ત્વ વગરની કે શીલ-રહિત કેમ કહેવાય? રાજ્યલક્ષ્મી, પતિ, પુત્ર, ભાઈ, કુટુબ આદિ સ્નેહ-સંબધોનો ત્યાગ

કરી દીક્ષા-ભાર વહન કરનાર સત્યભામા આદિક સ્ત્રીઓમાં અસત્ત્વપણુ કેવી રીતે કહી શકાય?" આ કારણે જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના કરનાર, પ્રાણના ભોગે પણ શીલનુ રક્ષણ કરનાર, મહાઘોર તપશ્ચર્યા કરનાર હોવાથી સત્ત્વ વગરની કે દુશ્ચારિત્રવાળી કેવી રીતે ગણાય? પ્રશ્ન-'મહાપાપ અને મિથ્યાત્વની સહાયથી સ્ત્રીપણુ પ્રાપ્ત થાય છે, સમ્યક્દૃષ્ટિ કદાપિ સ્ત્રીપણુ બાધતો નથી, તો સ્ત્રી-શરીરમાં રહેલા આત્માની મુક્તિ કેવી રીતે થાય?'

સમાધાન-એમ ન બોલવું, પુરુષ માફક સ્ત્રીને પણ સમ્યક્ત્વ પ્રાપ્ત થતી વખતે સર્વ કર્મોની સ્થિતિ એક કોડાકોડી સાગરોપમથી ઓછી થઈ જાય અને તેથી મિથ્યાત્વ મોહનીય આદિનો પણ ક્ષય-ક્ષયોપશમ વગેરે થાય છે, અર્થાત્ સ્ત્રીને પણ સમ્યક્ત્વ-પ્રાપ્તિકાળે મિથ્યાત્વ આદિનો ઉદય ટળી જાય છે. એટલે સ્ત્રીને પણ સમ્યક્ત્વની અસંભાવના કહી શકાય નહિં. તેથી સ્ત્રીઓ મોક્ષની સાધના ન કરી શકે-તેમ બોલી શકાય નહિં કહ્યુ છે કે.- 'આર્યા અર્થાત્ સાધ્વીજી જિનવચન જાણે છે, શ્રદ્ધા કરે છે, સમગ્ર ચારિત્ર પાલન કરે છે, આ કારણે તેમને મોક્ષનો અસંભવ નથી, અદૃષ્ટ વિરોધ ગતિ હોઈ શકે નહિં-અર્થાત્ મોક્ષના અસંભવનુ કારણ દેખાયા વિના મોક્ષનો અસંભવ માનવો યોગ્ય ન ગણાય"

તેથી સિદ્ધ થયુ કે, મુક્તિ-સાધનારૂપ ધનવતી સાધ્વીઓ વિષે પણ સાધુ માફક સ્વધન વાવવું યોગ્ય ગણાય' સાધ્વીઓ માટે આટલી વિશેષતા કે, દુરાચારી નાસ્તિકના પરાભવથી સાધ્વીઓની રક્ષા કરવી તેમને પોતાના ઘર નજીક દરેક બાજુથી સુરક્ષિત અને ગુપ્ત દ્વારવાળી વસતિ-મકાનનું દાન કરવું, એટલે ઉતરવા-રહેવા માટે સ્થાન આપવું પોતાના ઘરની સ્ત્રીઓદ્વારા તેમની સેવા કરાવવી પોતાની પુત્રીઓને તેમની પાસે રાખવી અને પરિચય કરતા દીક્ષા લેવા ભાવના થાય તો તેમને સમર્પણ કરવી તેઓ કોઈ કાર્ય ભૂલી જાય, તો યાદ કરી આપવું ખોટી પ્રવૃત્તિ કરતા જણાય, તો તેમને રોકવાં એક વખતની ભૂલમા શિખામણ, વારંવાર ભૂલ કરે, તો આકરા વચન કહીને રોકવા અને સંયમોચિત વસ્તુથી તેમની સેવા કરવી

(૬) શ્રાવક ક્ષેત્ર-શ્રાવક ક્ષેત્રમા ધન આ પ્રમાણે વાવવું શ્રાવકને શ્રાવક એ સાધર્મિક ગણાય સમાન ધર્મવાળાઓનો સમાગમ મહાપુણ્ય માટે થાય છે તો પછી તેને અનુરૂપ સેવાની તો વાત જ શી કરવી? તેઓની ભક્તિ કરવા માટે પોતાના પુત્ર, પુત્રી આદિકના જન્મોત્સવ, વિવાહાદિ જેવા પ્રસંગે કે તેવા નિમિત્તો હોય, ત્યારે સાધર્મિકોને નિમંત્રણ કરવું વિશિષ્ટ પ્રકારના ભોજન, તામ્બૂલ, વસ્ત્ર, આભૂષણ આદિ આપવું, આપત્તિમા આવી પડેલાને પોતાનુ ધન ખરચીને પણ તેનો ઉદ્ધાર કરવો અંતરાયકર્મના ઉદયથી તેનો વૈભવ ચાલ્યો ગયો હોય, તો ફરી પહેલાની સ્થિતિ પમાડવી ધર્મમા સીદાતા હોય તો તેને તે તે પ્રકારે સ્થિરતા પમાડવા પ્રમાદ કરતા હોય તેવાને યાદ કરી આપવુ, નિવારણ કરવું, પ્રેરણા કરવી, વારંવાર ટોકવા, ધાર્મિક અભ્યાસ કરાવવો, પ્રશ્નોના જવાબો આપવા, ભણેલાનુ પરાવર્તન, ચિંતન, ધર્મકથા આદિકમા યથાયોગ્ય જોડવા વિશિષ્ટ ધર્માનુષ્ઠાનની ક્રિયાઓ-સામુદાયિક આરાધના થાય, તે માટે દરેકના ઉપયોગમા આવે તેવી પૌષધશાળા-વ્યાખ્યાનસભા કરાવે

(૭) શ્રાવિકા ક્ષેત્ર-શ્રાવિકારૂપ સાતમા ક્ષેત્રમા શ્રાવક માફક લગાર પણ ઓછુ કે વધારે નહિ તેવી રીતે પોતાનુ ધન વાવવું. તેમા જ્ઞાન, દર્શન, ચારિત્રવાળી, શીલ અને સંતોષ ગુણ ધારણ કરનારી, ચાહે સધવા કે વિધવા હોય, જિનશાસનમા અનુરાગવાળી હોય, તેને

સાધર્મિકપણે માનવી શકા કરી કે, સ્ત્રીઓમાં શીલ-પાલન કેવી રીતે ઘટી શકે? અથવા તો તેને ત્રણ રત્નવાળી કેમ ગણવી? કારણ કે લોકમાં અને લોકોત્તરમાં, તથા અનુભવથી સ્ત્રીઓ દોષ-ભાજન તરીકે પ્રસિદ્ધિ પામેલી છે "ખરેખર આ સ્ત્રીઓ ભૂમિ વગર થએલી વિષ-કંદલી, વગર વાદળામા થએલી વજ્રાશનિ-વીજળી, નામવગરની વ્યાધિ, નિષ્કારણ મૃત્યુ, ગુફા વગરની વાઘણ, પ્રત્યક્ષ રાક્ષસી, અસત્ય વચન, સાહસ, બધુસ્નેહ-વિઘાત અને સંતાપ-હેતુ, નિર્વિવેકપણાના મહાકારણભૂત હોવાથી દૂરથી જ ત્યાગ કરવા યોગ્ય છે. તો પછી તેઓનુ દાન, સન્માન. વાત્સલ્ય કરવું કેવી રીતે ઉચિત ગણાય?" તેના સમાધાનમા જણાવે છે કે-"સ્ત્રીઓમા જે દોષ-બહુલતા હોય છે, તે વાત એકપાક્ષિક ન સમજવી પુરુષોમા પણ આ વાત સમાન છે તેઓમા પણ કેટલાક ક્રૂરાશયવાળા, નાસ્તિક, કૃતઘ્ન, સ્વામીનો દ્રોહ કરનારા, દેવ-ગુરુને ઠગનારા જણાય છે એવા કેટલાક દેખાય, તેથી મહાપુરુષોની અવજ્ઞા કરવી યોગ્ય નથી એવી રીતે સ્ત્રીઓમા કોઈક તેવી હોય. તેટલા માત્રથી આખી જાતિને દૂષિત ન કરાય કોઈક બહુદોષવાળી હોય, તો પણ કેટલીક ઘણાગુણવાળી પણ હોય છે તીર્થંકર પરમાત્માની માતાઓ સ્ત્રી હોવા છતા પણ તેમના અતિશાયી ગુણોના યોગથી ઈન્દ્રો પણ તેમની પૂજા કરે છે અને મુનિવરો પણ તેમની સ્તુતિ કરે છે લોકો પણ કહે છે - "તે યુવતી સ્ત્રી તેવા કોઈ ઉત્તમ ગર્ભને ધારણ કરે છે, કે જે ત્રણ જગતના પણ ગુરુ થાય છે આ કારણે વિદ્વાન પંડિતો અતિશયોક્તિ વગર યુવતી સ્ત્રીનુ ગૌરવ કથન કરે છે" કેટલીક પ્રભાવશાળી સ્ત્રીઓ પોતાના શીલના સામર્થ્યથી અગ્નિને જળ જેવો શીતળ, સર્પને દોરડા માફક ઝેર વગરનો, નદીને સ્થલ માફક અને ઝેરને અમૃત માફક બનાવે છે ચાર વર્ણવાળા શ્રીચતુર્વિધ સઘમા ચોથું અગ ગૃહસ્થ સ્ત્રીઓ છે તીર્થંકર ભગવંતોએ પણ પ્રશંસવા લાયક ગુણોવાળી સુલસા આદિકને વખાણી છે ઈન્દ્રોએ પણ સ્વર્ગલોકમા વારંવાર તેમના ચરિત્રોનું બહુમાન કર્યું છે, અને પ્રબલમિથ્યાદૃષ્ટિ દેવોએ પણ સમ્યક્ત્વાદિકમાથી ચલાયમાન કરવા પ્રયત્ન કર્યો છતા તે ક્ષોભાયમાન બની નથી કોઈ કોઈ તો તે જ ભવમાં મોક્ષ પામનારી હોય છે, વળી બીજી કેટલીક તો બે ત્રણ ભવ પછી મુક્તિ પામનારી શાસ્ત્રમા સભળાય છે માટે તેઓનુ માતાઓની જેમ, બહેનની જેમ કે પોતાની પુત્રીની જેમ વાત્સલ્ય કરવુ જોઈએ એ અમે યુક્તિયુક્ત સમજીએ છીએ પાચમા આરાના અંતે એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા થવાના છે, તે અનુક્રમે દુષ્પ્રસહ સૂરિ, યક્ષિણી સાધ્વી, નાગિલ શ્રાવક અને છેલ્લી સત્યશ્રી શ્રાવિકા થવાની છે, તો તેને પાપવાળી વનિતાના દૃષ્ટાતો આપીને દૂષિત કેમ કરાય? માટે તેમનો બિલકુલ પરિહાર ન કરવો, પરતુ તેઓનુ વાત્સલ્ય કરવુ વધારે કહેવાથી સર્યું માત્ર એકલા સાત ક્ષેત્રોમા ધન વાવવાથી મહાશ્રાવક કહેવાતો નથી, પરંતુ ધન વગરના નિર્ધન, આધળા, બહેરા, લગડા, રોગથી પરાભવ પામેલા-એવા દીન-દુખીયા આદિકમા અનુકપા-દયાબુદ્ધિથી ધન વાવે, તે મહાશ્રાવક કહેવાય દીનાદિકમા ભક્તિથી નહીં, ભક્તિપૂર્વક દાન તો સાત ક્ષેત્રોમા યથાઉચિત આપવાનુ કહેલુ છે અતિદીન-દુખીયાને વિષે તો પાત્રાપાત્રનો વિચાર કર્યા વગર તેમ જ કલ્પે કે ન કલ્પે તેવી વિચારણા વગર માત્ર કરુણાથી જ પોતાનુ ધન વાવવુ યોગ્ય માનેલુ છે દીક્ષા-સમયે તીર્થંકર ભગવંતોએ પણ પાત્રાપાત્રની અપેક્ષા રાખ્યા વગર કે વિભાગ કર્યા વગર માત્ર એક કરુણાથી જ સાવત્સરિક દાન આપ્યુ હતુ તેથી કરીને સાત ક્ષેત્રમા ભક્તિથી અને દીન-દુખીયામા અતિકરુણાથી પોતાનુ

ધન વાવતો હોય અર્થાત્ વાપરતો હોય, તે મહાશ્રાવકની કોટિમાં ગણાય શંકા કરી કે, 'શ્રાવક' એટલું જ માત્ર કહો, 'મહાશ્રાવક' એમ કહીને 'મહા' વિશેષણ ક્યા કારણથી જણાવ્યું ? તેનું સમાધાન કરતા જણાવે છે કે—અવિરતિવાળા અગર એકાદિ અણુવ્રત ધારણ કરનાર અથવા જિનવચન સાંભળે, તે વ્યુત્પત્તિથી શ્રાવક કહેવાય છે માટે કહેલું છે કે—"સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું હોય અને જેઓ હંમેશા સાધુના મુખે ઉત્તમ શ્રાવકધર્મની સામાચારી સાભળતા હોય, તે ખરેખર શ્રાવક કહેવાય" તથા પ્રભુ–કથિત પદાર્થોનું ચિંતન કરવાથી સ્વશ્રદ્ધાને જેઓ સ્થિર કરે છે, દરરોજ સુપાત્રમા ધન વાવે છે, ઉત્તમ સાધુઓની સેવાથી પાપને વિખેરી નાખે છે, તેને આજે પણ જરૂર શ્રાવક કહી શકાય છે" આ નિરુક્ત–જોડણી વ્યાખ્યાથી સામાન્ય શ્રાવકપણું પ્રસિદ્ધ છે. જેની અહિં વિવક્ષા કરી છે. તે તો નિરતિચાર સમગ્ર વ્રત ધારણ કરનાર સાત ક્ષેત્રોમા ધન વાપરતો, જૈનદર્શનની પ્રભાવના કરતો, દીન–દુ ખીયા જીવો પ્રત્યે અત્યંત કૃપાવાળો હોય, તે 'મહાશ્રાવક' કહેવાય, તેમા હરકત નથી ૧૧૯

'સાત ક્ષેત્રોમા ધન વાવતો' એ વાત ઉલટાવીને સમર્થન કરે છે–

यः सद् बाह्यमनित्यं च, क्षेत्रेषु न धनं वपेत् ।
कथं वराकश्चारित्रं, दुश्चरं स समाचरेत् ? ॥ १२० ॥

જે પુરુષ બાહ્ય અને અનિત્ય એવું છતુ પણ ધન ક્ષેત્રમા વાવતો નથી, તે બિચારો દુષ્કર એવુ ચારિત્ર તો કેવી રીતે આચરી શકશે ?

ન હોય તેવા ધનનું દાન સંભવતું નથી, માટે છતુ ધન હોય, વળી શરીર એ અભ્યંતર વસ્તુ કહેવાય. તેની અપેક્ષાએ ધન એ બાહ્ય વસ્તુ ગણાય, બાહ્ય હોય અને સદાકાળ સ્થાયી ટકવાવાળું હોય તો ભલે ન આપે, પરંતુ આ ધન ચોર, અગ્નિ, કુટુબીઓ, રાજાઓ વગેરે દ્વારા ગમે તેવા પ્રયત્નથી સાચવી રાખેલુ હોય. રક્ષણ કરતા હોઈએ તો પણ પુણ્યનો ક્ષય થતા ચાલ્યા જવાના સ્વભાવવાળું છે, તેથી અનિત્ય માનેલુ છે તે માટે અમારા ગુરુજીએ પણ કહેલું છે કે – "ધનને ચોરો ચોરીને કે લૂટીને લઈ જાય છે, કુટુબીઓ લડીને વેડફી નખાવે છે, રાજા બળાત્કારે કે કર નાખીને લઈ જાય છે, અગ્નિ બાળી નાખે છે, જળ–પ્રવાહ તાણી જાય છે અથવા વ્યસનાસક્તનુ પાછલા દ્વારથી ચાલી જાય છે, ભૂમિમા દાટીને સારી રીતે રક્ષિત રાખવા છતા પણ વ્યંતર દેવો હરી જાય છે, અથવા તો મૃત્યુ પામતો માનવી સર્વ છોડીને પરભવમા જાય છે" ધન અનિત્ય હોવા છતા પણ થોડુક ખેતરમા વાવી શકાય છે 'તેલ બહુ છે, માટે પર્વતોને ચોપડાય નહિ' આ કારણે 'ક્ષેત્રોમા વાવવુ' એમ કહ્યુ ખેતર શબ્દ એટલા માટે વાપર્યો છે કે, જેમા વાવેલુ સો, હજાર, લાખ કે ક્રોડગણુ થાય છે આવા પ્રકારની છતી સામગ્રી હોવા છતા જે બિચારો ન વાવે, તે સત્ત્વ વગરનો મહાસત્ત્વશાળીએ સેવવા યોગ્ય દુષ્કર ચારિત્ર કેવી રીતે આચરી શકશે ? ધન જેવી તુચ્છ વસ્તુમા લુબ્ધ બનેલો સત્ત્વ–શૂન્ય સર્વ સંગના ત્યાગરૂપ ચારિત્રનુ પાલન કેવી રીતે કરશે ? ચારિત્રની આરાધના કર્યા વગર સદ્ગતિ કેવી રીતે મેળવશે ? ખરેખર સર્વવિરતિની પ્રાપ્તિરૂપ કળશારોપણ–ફલવાળો શ્રાવકધર્મ–પ્રાસાદ છે ૧૨૦

હવે મહાશ્રાવકની દિનચર્યા કહે છે —

ब्राह्मे मुहूर्त्ते उत्तिष्ठेत्, परमेष्ठिस्तुतिं पठन् ।
किंधर्मा किंकुलश्चास्मि, किंव्रतोऽस्मीति च स्मरन् ॥ १२१ ॥

બ્રાહ્મ મુહૂર્તમા પરમેષ્ઠિપદોની સ્તુતિ કરતો તથા હુ ક્યા ધર્મવાળો છુ ? મારૂં કુળ ક્યુ ? મારે ક્યા વ્રતો છે ? ઈત્યાદિક યાદ કરતો જાગે

પદર મુહૂર્તની રાત્રિ છે, તેમા ચઉદમુ મુહૂર્ત બ્રાહ્મ, તેમા નિદ્રાનો ત્યાગ કરે, અને અરિહંતાદિક પાચ પરમેષ્ઠિ–પદો તેમને નમસ્કાર કરવા રૂપ 'નમો અરિહન્તાણં' ઈત્યાદિ નવકારને અતિશય બહુમાન–પૂર્વક પરમમગલ માટે ન સંભળાય તેમ મનમા સ્મરણ કરતો, જે માટે કહેલુ છે કે, 'શય્યામા રહેલાએ પરમેષ્ઠિ નવકારમત્રનું ચિતવન મનમાં કરવુ કારણ કે, એમ મનમા ગણવાથી મત્રનો અવિનય થાય નહિ નવકારમત્ર પ્રભાવશાળી સર્વોત્તમ મંત્ર છે. પલંગ કે પથારીમા બેઠા બેઠા ઉચ્ચાર કરવાથી અવિનય થાય ' કેટલાક બીજા આચાર્યોનો મત એવો છે કે— સ્પષ્ટ ઉચ્ચાર કરવામા પણ વાધો નથી એવી કોઈ અવસ્થા નથી, જેમા પચનમસ્કારરૂપ નવકાર ગણવાનો અધિકાર ન હોય એકલો નકાર માત્ર ભણી જાય તેમ નહિં, પરંતુ હુ ક્યા ધર્મવાળો છુ ? મારુ કુળ ક્યુ ? મારે ક્યા ક્યા વ્રતો છે ? એ સર્વને ભાવથી સ્મરણ કરતો જાગ્રત થાય ઉપલક્ષણથી દ્રવ્યથી મારા ગુરુ કોણ ?. ક્ષેત્રથી હુ ક્યા ગામમા કે નગરમા વસું છુ ? કાલથી આ પ્રભાત કાલ છે, જૈન ધર્મ, ઈક્ષ્વાકુ કુલ, અણુવ્રતાદિક વ્રતોનું સ્મરણ કરે, તેથી વિરુદ્ધનો ત્યાગ કરે ૧૨૧ ત્યાર પછી—

शुचिः पुष्पा–मिष–स्तोत्रैर्देवमभ्यर्च्य वेश्मनि ।
प्रत्याख्यानं यथाशक्ति, कृत्वा देवगृहं व्रजेत् ॥ १२२ ॥

શરીર તથા મુખ–શુદ્ધિદ્વારા પવિત્ર બની પોતાના ઘર–દેહરાસરના પ્રભુને પુષ્પ, નૈવેદ્ય, સ્તોત્રોથી પૂજા કરી પોતાની શક્તિ અનુસાર નવકારશી આદિના પચ્ચક્ખાણ કરી મોટા દેહરાસરે દર્શન માટે જાય

જંગલ જવુ, દાતણ કરી મુખશુદ્ધિ કરવી, જીભ પરથી ઉલ ઉતારવી, કોગળા કરવા, સ્નાન આદિકથી શરીરની પવિત્રતા કરી, અહિ પવિત્ર બનવાની વાત એ શાસ્ત્રકાર કહેતા નથી પણ એ લોકસિદ્ધ માર્ગ હોવાથી માત્ર તેનો અનુવાદ કર્યો છે લોક–સિદ્ધ પદાર્થમા ઉપદેશની જરૂર હોતી નથી નહીં પ્રાપ્ત થયેલા પદાર્થમા શાસ્ત્રની સફળતા છે મલિન દેહવાળાએ સ્નાન કરવુ, ભૂખ્યાએ જમવુ–તેવા કાર્યમા શાસ્ત્રની જરૂર પડતી નથી આવતા ભવ માટે ધર્મમાર્ગ પ્રાપ્ત કર્યો ન હોય અને સ્વાભાવિક મોહાન્ધકારમા જેનો જ્ઞાન–પ્રકાશ ચાલ્યો ગયો છે, તેવા લોક માટે શાસ્ત્ર એ જ ચક્ષુ છે આ પ્રમાણે આગળ પણ અપ્રાપ્ત વિષયમાં ઉપદેશ સફળ છે–એમ વિચારવું પાપવાળા આરભ—કાર્યમા શાસ્ત્રોના વચનોની અનુમોદના હોઈ શકતી નથી જે માટે કહેલુ છે – " સાવદ્ય એટલે પાપવાળા અને પાપ વગરના વચનનો તફાવત જે જાણતો નથી, તેને બોલવુ પણ યોગ્ય ન ગણાય, તો પછી દેશના કરવાનો અધિકાર તો ક્યાથી હોય ? " એટલે શુચિપણાની વાત છોડીને હવે ગૃહચૈત્યરૂપ મંગલ-

ચૈત્યરૂપ અરિહંત ભગવંતની પૂજા કરીને. પૂજાના પ્રકારો જણાવતા કહે છે કે–પુષ્પો, નૈવેદ્ય અને સ્તોત્રો વડે, અહિં પુષ્પ કહેવાથી સર્વ સુગંધી પદાર્થો સમજી લેવા, જેવા કે– વિલેપન, ધૂપ, ગંધવાસ અને ઉપલક્ષણથી વસ્ત્ર, આભૂષણ લેવાં. આમિષ એટલે નૈવેદ્ય–અને પીવા યોગ્ય, જેવા કે પકવાન્ન, ફલ, અક્ષત, દીપ, જળ, ઘીથી ભરેલા પાત્રો સ્તોત્રમા શક્રસ્તવાદિ સદ્ભૂત ગુણોના કીર્તન સ્વરૂપ કાવ્યો ત્યાર પછી પચ્ચક્ખાણ ઉચ્ચરવા–જેવા કે નમસ્કાર–સહિત અથવા નવકારશી, પોરસી આદિ અદ્ધારૂપ તથા ગંઠસી આદિ સંકેતરૂપ યથાશક્તિ કરીને પછી ભક્તિચૈત્યરૂપ સંઘના દેવમંદિરમા જાય અહિં સ્નાન, વિલેપન, પીઠી ચોળવી, વિશિષ્ટ વસ્ત્રાભરણ અલંકાર ધારણ કરવા, શસ્ત્રો લેવા, વાહનમા બેસવુ આદિ સ્વત.સિદ્ધ પદાર્થોનો ઉપદેશ આપવાની જરૂર ન હોવાથી તેવા વિધાનો કર્યાં નથી, કે ઉપદેશ આપ્યો નથી, ન સમજાય તેવા જ વિષયમાં શાસ્ત્ર સફળ છે અને તે વાત અમો જણાવી ગયા છીએ જ દેહરાસરે જવાનો વિધિ તો ફેર આ પ્રમાણે — 'જો રાજા હોય તો સર્વ ઋદ્ધિપૂર્વક સર્વ દીપ્તિ, સર્વ દ્યુતિ, સર્વ સૈન્ય પરિવાર, સર્વપરાક્રમથી' એટલે માર્ગમા દાન આપતો, છત્ર–ચામરાદિ રાજઋદ્ધિ સાથે, સર્વકાંતિ એટલે વસ્ત્રો, આભરણ, અલંકારો સાથે સર્વ ચતુરંગી સેના, વાજિંત્ર, મહાજન આદિથી પરિવરેલો–એ વચનથી પ્રભાવના–નિમિત્તે મોટી ઋદ્ધિથી જાય હવે જો સામાન્ય વૈભવવાળો હોય તો ખોટો આડંબર કર્યાં વગર લોકોમા હાંસીપાત્ર ન થાય તેવી રીતે જાય ૧૨૨ ત્યાર પછી—

**प्रविश्य विधिना तत्र, त्रिः प्रदक्षिणयेज्जिनम् ।**
**पुष्पादिभिस्तमभ्यर्च्य, स्तवनैरुत्तमैः स्तुयात् ॥ १२३ ॥**

વિધિથી પ્રવેશ કરી, પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરી, પુષ્પ આદિ વડે પ્રભુની પૂજા કરી ઉત્તમ સ્તવનો વડે સ્તુતિ કરવી

પ્રભુ–મંદિરમાં વિધિપૂર્વક પ્રવેશ કરી જિનેશ્વર ભગવંતને ત્રણ પ્રદક્ષિણા કરવી પ્રવેશ–વિધિ આ પ્રમાણે— પુષ્પ, તામ્બૂલ આદિ સચિત્ત દ્રવ્યો તથા છરી, પાદુકા આદિ અચિત્ત પદાર્થોનો ત્યાગ કરી ઉત્તરાસંગ ( ખેસ ) નાખીને પ્રભુ દર્શન થતા જ અંજલિ–બંધ કરીને તેને મસ્તક પર સ્થાપન કરતો, મનની એકાગ્રતા કરતો, પાંચ અભિગમ સાચવવા સાથે નિસિહિ કહેતા પ્રવેશ કરે કહેલુ છે કે –" સચિત્ત વસ્તુઓનો ત્યાગ કરીને, અચિત્તનો ત્યાગ કર્યા વગર, એક અખંડ વસ્ત્રનુ ઉત્તરાસંગ કરીને, ચક્ષુથી દર્શન થતાં જ મસ્તકે બે હાથ જોડીને અને મનની એકાગ્રતા કરીને જે રાજા હોય તેણે ચૈત્યભવનમા પ્રવેશ કરતી વખતે તરત રાજચિહ્નોને ત્યાગ કરવાં કહેલુ છે કે– "ખડ્ગ, છત્ર, પાદરક્ષક, મુગટ અને ચામર,–એ પાંચ રાજ–ચિહ્નોનો ત્યાગ કરીને, 'પુષ્પો વડે' પુષ્પ કહેવાથી મધ્ય ગ્રહણ કર્યું તેથી આદિ અને અંતની વચ્ચેનુ ગ્રહણ કર્યું તેથી આજુબાજુના પદાર્થ પણ ગ્રહણ કરી શકાય તે ન્યાયે–હમેશા અને પર્વદિવસે વિશેષ પ્રકારે સ્નાત્ર–પૂર્વક પૂજા કરવી સ્નાત્ર–સમયે સુગંધી સુખડ વડે જિનબિંબને તિલક કરવું ત્યાર પછી કસ્તૂરી, અગરથી સારભૂત, સારભૂત સુગંધિ કપૂર–મિશ્રિત, સારી રીતે મિશ્રણ કરેલ ચંદનના વિકારવાળા ઉત્તમ ધૂપને પ્રભુ આગળ ઉખેવવો–બાળવો એ વચનથી ધૂપનો ઉત્ક્ષેપ કરવો તે પછી સર્વૌષધિ આદિ દ્રવ્યો જલપૂર્ણ કલશમા નાખવા, પછી કુસુમાંજલિ નાખવા પૂર્વક

સર્વૌષધિ, કર્પૂર, કેસર, સુખડ, અગુરુ વગેરે યુક્ત જળથી, તથા ઘી, દૂધ આદિથી ભગવંતને સ્નાત્ર કરવું ત્યાર પછી સુખડ ઘસી પ્રભુને વિલેપન કરવું, પછી સુગંધવાળા જાસુદ, ચંપક, શતપત્ર, મોગરો, ગુલાબ, કમલ આદિની પુષ્પમાલાઓથી ભગવંતની પૂજા કરવી. રત્ન, સુવર્ણ, મોતીના આભૂષણોથી અલંકૃત કરવા વસ્ત્રાદિની પહેરામણી કરવી પ્રભુની આગળ સિદ્ધાર્થ (સરસવ), શાલિ, તંદુલ ચોખા આદિથી અષ્ટમંગલનું આલેખન કરવું તથા આગળ બલિ (નૈવેદ્ય), મંગલદીવો, દહીં, ઘી આદિ ધરાવવા ભગવંતના ભાલતલમા ગોરોચનથી તિલક કરવું ત્યાર પછી આરાત્રિકા ઉતારવી જે માટે કહ્યું છે —"શ્રેષ્ઠ ગંધવાળો ધૂપ, સર્વૌષધિ મિશ્રિત જળ, વિવિધ સુગંધી વિલેપન શ્રેષ્ઠ પુષ્પોની માળા, નૈવેદ્ય, દીપક, સિદ્ધાર્થક, દહીં, અક્ષત, ગોરોચન, વિવિધ સુવર્ણ, મોતી, રત્નના હાર આદિ ઉત્તમ દ્રવ્યોથી પ્રભુ–પૂજા કરવી કારણકે શ્રેષ્ઠ સામગ્રીથી કરેલી પૂજા ઉત્તમ ભાવ પ્રગટાવનાર થાય છે. મળેલી લક્ષ્મીનો આ કરતા બીજો કયો સારો ઉપયોગ હોઈ શકે ?" આ પ્રમાણે જિનેશ્વરભગવંતની ભક્તિથી પૂજા કરીને ઐર્યાપથિકી–પ્રતિક્રમણ કહેવા પૂર્વક શક્રસ્તવ આદિ દંડકો વડે ચૈત્યવંદન કરી ઉત્તમ કવિઓએ રચેલા સ્તોત્રો વડે ભગવંતના ગુણોનુ કીર્તન કરવુ સ્તોત્રોનુ ઉત્તમપણુ આ પ્રમાણે કહેલુ છે–જેમકે—"ભગવંતના દેહ ક્રિયા ગુણો જણાવનારા, ગંભીર, વિવિધ વર્ણની ગોઠવણી કરી રચેલા, નિર્મળ આશય ઉત્પન્ન કરનારા, સંવેગ–વૈરાગ્ય જગાવે તેવા અને પવિત્ર, પોતાના પાપ–નિવેદન કરનાર, ચિત્તની એકાગ્રતા કરાવનાર, આશ્ચર્યકારી અર્થોવાળા, અસ્ખલિત આદિ ગુણયુક્ત, મહાબુદ્ધિશાળી કવિવરોએ ગુંથેલા સ્તોત્રો વડે પ્રભુની સ્તવના કરવી" પરંતુ આગળ કહીએ તેવા દોષવાળા સ્તોત્રો ન કહેવા "ધ્યાન–મગ્ન હોવાથી એક નેત્ર અર્ધ બીડાયેલુ, વળી પાર્વતીના વિશાલ નિતંબ–ફલક ઉપર શૃંગારરસના ભારથી સ્થિરતાથી કટાક્ષ કરતુ બીજું નેત્ર, દૂર સુધી ખેંચેલા ધનુષ સરખું અને કામદેવ પર કરેલા ક્રોધાગ્નિથી સળગતુ ત્રીજું નેત્ર, એમ સમાધિ–સમયે ભિન્ન રસોને અનુભવતા શંકરના ત્રણે નેત્રો તમારુ રક્ષણ કરો" તથા "પાર્વતી શંકરને પૂછે છે કે, આપના મસ્તક પર ભાગ્યશાળી કોણ રહેલી છે ? ત્યારે શંકરજીએ મૂળવસ્તુ છૂપાવતા જવાબ આપ્યો કે, શશિકલા, ફરી પાર્વતીએ પૂછ્યુ કે, તો એનું નામ શુ ? શંકરે કહ્યુ કે, નામ પણ તે જ છે પાર્વતીએ વળી કહ્યુ કે આટલો પરિચય હોવા છતા ક્યા કારણથી તેનુ નામ યાદ ન રહ્યુ ? વળી પાર્વતીએ પૂછ્યુ કે, હુ તો સ્ત્રીનુ નામ પૂછુ છુ, ચંદ્રને પૂછતી નથી જો તને આ ચંદ્ર પ્રમાણ ન હોય તો આ તારી સખી વિજયાને પૂછ કે મસ્તકમા કોણ છે ? આ પ્રમાણે કપટથી ગંગાના નામને છૂપાવવા માટે ઇચ્છતા શંકરનુ શાઠ્ય–કપટભાવ તમારા રક્ષણ માટે થાવ" તથા 'પ્રણય કરતા કોપાયમાન બનેલી પાર્વતીના ચરણાગ્રરૂપ દસ નખરૂપ દર્પણમા પ્રતિબિંબરૂપે પડેલા દસ અને એક પોતે મળી અગીઆર દેહને ધારણ કરનાર રુદ્રને નમન કરો" કાર્તિકેય પાર્વતીને પૂછે છે કે–મારા પિતાના મસ્તક ઉપર આ શુ રહેલ છે ? પ્રત્યુત્તર મળે છે કે–'ચંદ્રનો ટુકડો છે' લલાટમા વળી આ શુ છે ? 'આ ત્રીજુ નેત્ર છે' હાથમા શું છે ? 'સર્પ છે' આ પ્રમાણે દિગંબર શિવ સંબંધી પૂછાયેલા પ્રશ્નોના ક્રમસર ઉત્તર આપતા કાર્તિકેયને ડાબા હસ્તથી રોકતી પાર્વતી દેવીનું મધુર હાસ્ય તમારૂ રક્ષણ કરો "સુરતક્રીડાના અંતે શેષ-નાગના ઉપર એક હાથનો ભાર દબાવીને ઉભી થતી અને બીજા હાથ વડે વસ્ત્રને સરખું ધારણ કરીને વીખરાયેલ વેણી–કેશની લટના ભારને ખભા ઉપર વહન કરતી, તે સમયે કાંતિવડે બમણા

થએલ સંભોગ-સ્નેહવાળા શ્રીકૃષ્ણે આલિંગન આપી ફરી શય્યામાં લાવેલ આળસ વડે શોભતા બાહુવાળું લક્ષ્મીનુ શરીર તમને પવિત્ર કરો " આ વડે સંપૂર્ણ વંદનાવિધિ સમજાવ્યો " ૧ત્રણ સ્થાને નિસીહિ, ૨ ત્રણવાર પ્રદક્ષિણા, ૩ ત્રણવાર પ્રણામ, ૪ ત્રણ પ્રકારે પૂજા, ૫ જિનેશ્વરની ત્રણ અવસ્થાઓ ભાવવી, ૬ જિનેશ્વર સિવાયની ત્રણ દિશામાં જોવું નહિ, ૭ ત્રણ વખત પગ અને ભૂમિની પ્રમાર્જના કરવી, ૮ વર્ણાદિ ત્રણનુ આલંબન કરવું, ૯ ત્રણ પ્રકારની મુદ્રા કરવી, અને ૧૦ ત્રણ પ્રકારે પ્રણિધાન કરવું-એ દશ 'ત્રિક' કહેવાય. તેમા પુષ્પથી અંગ-પૂજા, નૈવેદ્યથી અગ્ર-પૂજા અને સ્તુતિથી ભાવપૂજા-એમ ત્રણ પ્રકારે જિન-પૂજા થાય અને જિનેશ્વર દેવનુ છદ્મસ્થપણુ, કેવલિપણું અને સિદ્ધપણું એમ ત્રણ અવસ્થા ચિંતવવાની છે ચૈત્યવંદનસૂત્રોના પાઠ, તેના અર્થો, અને પ્રતિમાજીના રૂપનુ આલંબન લેવું-એ વર્ણાદિ ત્રિકનું આલંબન કહેવાય મન, વચન, કાયાની એકાગ્રતા કરવી એ પ્રણિધાન કહેવાય પ્રણામ પાંચ અંગોથી થાય છે, અને સ્તવન બોલતા યોગમુદ્રા, વંદન કરતા જિનમુદ્રા, તથા પ્રણિધાનસૂત્ર (જય વીયરાય) બોલતા મુક્તાશુક્તિ મુદ્રા-એમ ત્રણ મુદ્રાઓ કરવાની કહેલી છે બે ઢીચણ, બે હાથ, અને મસ્તક એમ પાંચેય અંગો પૂર્ણ (જમીનને લાગે તેમ) નમાવવાથી પંચાંગ-પ્રણામ કહેવાય બે હાથની દસ આગળીઓ એક-બીજી વચ્ચે રાખી કોશના ડોડા જેવો હથેળીનો આકાર કરી, બે હાથની બે કોણીઓ પેટ ઉપર સ્થાપન કરવાથી યોગમુદ્રા થાય છે જિનમુદ્રામા બે પગના પાનીના તળીયા વચ્ચે આગળના ભાગમા ચાર આગળ અને પાછળ ચાર આગળથી ઓછુ અંતર રાખી, બે પગ સરખા રાખી, ઉભા રહી, બે હાથ લાંબા નીચે લટકતા રાખવામા આવે છે અને બે હાથની આંગળીઓ એક બીજાની સામસામી રાખી, વચ્ચેથી હથેળી પોલી રાખી, બે હાથ લલાટને લગાડવાથી, અથવા બીજા આચાર્યના મતે લલાટથી થોડા દૂર રાખવાથી મુક્તાશુક્તિ મુદ્રા થાય છે "

## ઈરિયાવહિ સૂત્રના અર્થ

આગળ ઐર્યાપથિકી-પ્રતિક્રમણ પૂર્વક ચૈત્યવંદન કરવુ એમ કહેલુ છે તેથી ઐર્યાપથિકી સૂત્રની વ્યાખ્યા કરી સમજાવાય છે-તે '**इच्छामि पडिक्कमिउ**' થી શરૂ કરી '**तस्स मिच्छा मि दुक्कडं**'-એમ અત સુધી આખું સૂત્ર, **इच्छामि पडिक्कमिउ इरियावहियाए विराहणाए**, અર્થાત્-'માર્ગમા ચાલવાથી થએલી વિરાધના-પાપક્રિયાથી મુક્ત થવાને-પાછો ફરવાની અભિલાષા કરું છું. કહેવાનો ભાવાર્થ એ છે કે- ઈર્યા એટલે ગમન કરવુ-ચાલવું, તેના અંગેનો જે માર્ગ, તે ઈરિયાપથ કહેવાય તેમાં થએલી જીવહિંસાદિ-વિરાધના તે ઈરિયાપથની વિરાધના, તે પાપથી પાછા ફરવાને એટલે લાગેલા પાપથી શુદ્ધ થવાને ઈચ્છા રાખું છુ, એમ વાક્યાર્થ સમજવો હવે આ પાઠનો ઉપર કહ્યા પ્રમાણે જ અર્થ કરીએ તો માત્ર જતાં-આવતા થએલી વિરાધનાને અંગે જ ઈરિયાવહી કરવાનુ બને, તે સિવાય નિદ્રામાથી જાગ્યા પછી લોચ કર્યા પછી કે અન્ય અનેક કારણે ઈરિયાવહિ કરવાનુ કહેલુ છે તે વાત ન રહે, તે માટે બીજા પ્રકારે તેની વ્યાખ્યા સમજાવે છે ઈર્યાપથ એટલે સાધુનો આચાર, આ મતિ-કલ્પનાનો અર્થ નથી શાસ્ત્રમા કહેલુ છે કે—'**ईर्यापथो ध्यान-मौनादिक भिक्षुव्रत**' અર્થાત્-'ઈર્યાપથ એટલે ધ્યાન, મૌનવ્રત વિગેરે સાધુનુ આચરણ' એ આચરણને અગે નદીપાર ઉતરવાથી, શયન કરવાથી કે એવાં બીજા કારણથી જે સાધુ-આચારમાં ત્રુટિ થઈ વિરાધના બની હોય તે ઈર્યાપથ-વિરાધના. તે પાપથી પાછા ફરવાને-શુદ્ધ થવાને ઈચ્છુ છુ એમ સંબંધ જોડવો

સાધુના આચારનું ઉલ્લંઘન એટલે પ્રાણીઓના પ્રાણનો વિયોગ કરવો, અસત્ય, ચોરી, અબ્રહ્મ, પરિગ્રહ ઈત્યાદિમાં પ્રાણાતિપાતનું પાપ સર્વથી મોટું ગણાય છે બાકીના પાપસ્થાનકો તો આની અંદર આડકતરી રીતે સમાઈ જાય છે માટે પ્રાણાતિપાત–વિરાધના સંબંધી વિસ્તારથી ઉત્તર જણાવેલો છે ક્યા કારણોથી વિરાધના થાય? '**गमणागमणे**' અર્થાત્ જવું અને પાછા આવવું, પ્રયોજન પડ્યું એટલે બહાર જવું અને તે પૂર્ણ થયું એટલે પાછા પોતાને સ્થાને આવવું ગમનાગમનમાં વિરાધના કેવી રીતે થાય?–'**पाणक्कमणे, बीअक्कमणे, हरिअक्कमणे**' પ્રાણ એટલે બેઈન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના સર્વ જીવો, બીજ એટલે સર્વસ્થાવર એકેન્દ્રિય જીવો, સર્વ પ્રકારની લીલી વનસ્પતિ એમાંના કોઈ પણ જીવને પગથી ચાંપ્યો હોય–દબાવ્યો હોય, તે રૂપ વિરાધના થઇ હોય બીય અને હરિય કહેલ હોવાથી બીજ અને સકલ વનસ્પતિમાં પણ જીવ માનેલો છે તથા '**ओसा उत्तिंग पणग दग मट्टी मक्कडा संताणा संकमणे**' ઠારનું જળ, અહિ ઠારનું જળ એટલા માટે ગ્રહણ કર્યું કે તે બહુ બારીક બિન્દુરૂપ હોય છે, આથી એમ જણાવ્યું કે, સૂક્ષ્મમાત્ર પણ અપ્કાયની વિરાધના ન કરવી. 'ઉત્તિંગા' એટલે ગર્દભાકારના જીવો, તેઓ ભૂમિમાં છિદ્રો કરીને રહેનારા હોય છે, અથવા તેનો બીજો અર્થ કીડીનગરો, 'પણગ' એટલે પાંચેય રંગની લીલફુગ–સેવાલ, 'દગમટ્ટી' એટલે જ્યાં લોકોની અવરજવર થઇ ન હોય તે સ્થાનનો કાદવ, અથવા દગ એટલે અપ્કાય અને માટી એટલે પૃથ્વીકાય, 'મક્કડા' એટલે કરોળીયા અને 'સંતાણા' એટલે તેની જાળ, ભેગો અર્થ કરોળીયાની જાળ, એ પ્રમાણે ઠારથી માંડી કરોળીયાની જાળ સુધીના જીવોને 'સંકમણે' એટલે ચાંપવાથી–દાબવાથી થએલી વિરાધના એ પ્રમાણે નામવાર કેટલા જીવોની ગણતરી કરવી? માટે કહે છે–'**जे मे जीवा विराहिया**' એટલે જે કોઇ જીવોને મેં વિરાધી દુઃખ પમાડ્યા હોય, ક્યા જીવો તે કહે છે–'**एगिंदिया, बेइंदिया, तेइंदिया, चउरिंदिया, पंचिंदिया**' અર્થાત્–એકલી માત્ર ચામડી–સ્પર્શન ઇન્દ્રિયવાળા–પૃથ્વી, અપ્, અગ્નિ, વાયુ અને વનસ્પતિ–કાયાવાળા એકેન્દ્રિય જીવો સ્પર્શ અને જીભ એમ બે ઇન્દ્રિયવાળા કરમીયા, શંખ વિગેરે સ્પર્શ. રસન અને નાસિકા એમ ત્રણ ઈન્દ્રિયવાળા કીડી આદિ જીવો, સ્પર્શન, રસન, નાસિકા અને આંખરૂપ ચાર ઈન્દ્રિયવાળા ભમરા આદિ અને ઉપર કહેલી ચાર અને પાંચમી શ્રવણેન્દ્રિય ઉમેરતા પાંચ ઇન્દ્રિયવાળા ઉંદર વગેરે જીવોને દુઃખ પમાડ્યા હોય, કેવી રીતે? તે દુઃખ આપવાના દસ પ્રકારો જણાવે છે—'**अभिहया वत्तिया लेसिया संघाइया संघट्टिया परियाविया किलामिया उद्दविया ठाणाओ ठाण संकामिया जीविआओ ववरोविया**' તેમાં 'અભિહતા' એટલે સામે આવતાને પગથી ઠોકર લાગી કે પગથી ઉચકીને ફેંકાયા હોય, 'વર્તિતા'. એટલે એકઠા કર્યા કે ઉપર ધૂળ નાખી ઢાંકી દીધા, 'શ્લેષિતા' એટલે જમીન સાથે ભીસ્યા કે પીસ્યા, કે જમીન આદિમાં ભેળવી દીધા, 'સંઘાતિતા' એક–બીજાના શરીરો માહોમાહે સંકડાઈ રહે તેમ સંકડાવ્યા 'સંઘટ્ટિતા' લગાર સ્પર્શ કર્યો, 'પરિતાપિતા' એટલે ચારે બાજુથી ખૂબ પીડા પમાડ્યા 'કૢલામિતા' એટલે મરણ સરખી અવસ્થાવાળા કર્યા 'અવદ્રવિતા' એટલે અત્યંત ત્રાસ પમાડ્યા 'સ્વસ્થાનાત્ પરસ્થાન સંક્રામિતા' એટલે પોતાના સ્થાનથી વિખૂટા કર્યા અને બીજા સ્થાને મૂક્યા 'જીવિતાત્ વ્યપરોપિતા' અર્થાત્ મારી નાખ્યા આ દસ પ્રકારે જીવોને દુઃખી કર્યા હોય અને તેના પાપથી જીવ લેપાયો હોય, તેની શુદ્ધિ માટે કહે '**तस्स मिच्छा मि दुक्कडं**' તે મારું પાપ મિથ્યા–ખોટું–નિષ્ફલ થાઓ–નાશ પામો 'આ

મિચ્છા મિ દુક્કડં ' પદની નિરુક્ત વ્યાખ્યા આવશ્યક-નિર્યુક્તિના કર્તા પૂર્વાચાર્ય આ પ્રમાણે જણાવે છે :—

નિરુક્ત અર્થ એટલે દરેક શબ્દ છૂટા પાડી તેના અથ કહેવાય તે–

" मित्ति मिऊमद्दवत्थे, छत्ति य दोसाण छायणे होइ ।
मित्ति अमेराए ठिओ, दुत्ति दुगंछामि अप्पाण ॥ १ ॥
कत्ति कडं मे पावं, डत्ति य डेवेमि तं उवसमेण ।
एसो मिच्छादुक्कड-पयक्खरत्थो समासेण ॥ २ ॥ "

"मि-च्छा-मि-दु-क्क-डं ' એ છ અક્ષરોમા પ્રથમ 'મિ' એટલે માર્દવપણુ અર્થાત્ કાયાથી નમ્ર અને ભાવથી પણ નમ્ર બનીને, બીજો 'ચ્છા' એટલે જે દોષો લાગ્યા હોય તેનુ છાદન કરવા માટે,–હવે ફરી નહિં કરવાની ઈચ્છાએ, ત્રીજો 'મિ' એટલે મર્યાદા–ચારિત્રના આચારોમા સ્થિર બની. અને ચોથો 'દુ' એટલે દુગંછા કરવી–પાપવાળા પોતાના આત્માની નિંદા કરવી પાંચમો 'ક' એટલે મેં કરેલા પાપની કબુલાત સાથે અને છઠ્ઠો 'ડ' એટલે ડયન–ઉપશમન કરું છુ આ પ્રમાણે 'મિચ્છા મિ દુક્કડં 'નો અર્થ જણાવ્યો

આ પ્રમાણે આલોચના અને પ્રતિક્રમણરૂપ બે પ્રકારનુ પ્રાયશ્ચિત્ત પ્રતિપાદન કરીને હવે કાયોત્સર્ગરૂપ પ્રાયશ્ચિત્ત કહેવાની અભિલાષાવાળા આ સૂત્રને કહે છે —'**तस्स उत्तरीकरणेणं, पायच्छित्तकरणेणं, विसोहिकरणेण, विसल्लीकरणेण, पावाण कम्माणं निग्घायणट्ठाए ठामि काउस्सग्ग**' ।

જેનું ઈરિયાવહિ સૂત્રથી આલોચન પ્રતિક્રમણ કર્યું, તેની ફરી શુદ્ધિ કરવાના કારણભૂત કાઉસ્સગ્ગ તેમા સ્થિર થાઉ છુ '**उत्तरीकरण**' ઈરિયાવહીથી પાપશુદ્ધિ કર્યા પછી વિશેષશુદ્ધિ માટે, અર્થાત્ તાત્પર્ય એ છે કે- વિરાધના માટે પહેલા આલોચના–પ્રતિક્રમણ કર્યાં, તેના જ માટે ફરી કાઉસ્સગ્ગરૂપ પછીનું કાર્ય, તે ઉત્તરકરણ કહેવાય તે કાઉસ્સગ્ગથી કર્મનો વિનાશ થાય છે. ઉત્તરકરણ પ્રાયશ્ચિત્તકરણ દ્વારા થાય છે, માટે '**पायच्छित्तकरणेण**' કહે તેનો ભાવાર્થ એ સમજવો કે પ્રાયઃ ચિત્તને કે જીવને શુદ્ધ કરે તે અથવા પાપને છેદે, તે પ્રાયશ્ચિત્ત, તે કરવાથી વિશેષ શુદ્ધ થાય છે વળી તે કાઉસ્સગ્ગ–પ્રાયશ્ચિત્ત પણ વિશુદ્ધિ વડે થતું હોવાથી જણાવે છે કે–**विसोहिकरणेण** એટલે અતિચારો દૂર કરવા વડે થએલી આત્માની નિર્મલતા વડે, તે નિર્મલતા પણ શલ્યના અભાવમા થાય છે માટે **विसल्लीकरणेणं** એટલે માયા, નિદાન–(નિયાણુ) અને મિથ્યાત્વ–એ નામના ત્રણ શલ્યથી યુકત આત્માને શલ્યરહિત બનાવવા દ્વારા, **पावाण कम्माण णिग्घायणट्ठाए** એટલે સંસારના કારણભૂત જ્ઞાનાવરણીયાદિ કર્મોરૂપી પાપોનો નાશ કરવા માટે **ठामि काउस्सग्ग**, ધાતુઓના અનેક અર્થો થાય છે–એ ન્યાયે અહિ 'ઠામિ' એટલે કરું છુ અને 'કાઉસ્સગ્ગ' એટલે કાયાના વ્યાપારનો ત્યાગ–શારીરિક પ્રવૃત્તિઓનો ત્યાગ કરું છુ શુ સર્વથા ? તો કે–ના, ન રોકી શકાય તેવી કેટલીક પ્રવૃત્તિઓની અપવાદરૂપે છૂટ રાખીને તે '**अन्नत्थ**' સૂત્રથી જણાવે છે **अन्नत्थ** એટલે આટલી મૂકીને બાકીની, કઈ કઈ મૂકીને? **ऊससिएणं** થી માડીને **पवमाइएहिं** સુધી કહેલી પ્રવૃત્તિઓ મૂકીને બાકીનો ત્યાગ કરું

છુ તે આ પ્રમાણે –**ऊससिएण** એટલે ઊંચો–અંદર શ્વાસ લેવો તે ઉચ્છ્વાસ, આ પદોમા જ્યાં ત્રીજી વિભક્તિ છે, ત્યા પચમી અર્થે છે શ્વાસ રોકવો તે અશક્ય છે, તેનો નિરોધ કરવાથી પ્રાણ–વિઘાત થવાનો પ્રસગ આવે તે માટે કહેલુ છે કે --

'અભિગ્રહ કરનાર પણ ઉચ્છ્વાસ રોકી શકતો નથી, ચેષ્ટાની તો વાત જ ક્યાં રહી? શ્વાસ રોકવામા તત્કાલ મૃત્યુ થાય, માટે જયણાથી સૂક્ષ્મ ઉચ્છ્વાસ ગ્રહણ કરે ' **नीससिएण** એટલે નીચો શ્વાસ મૂકવો અર્થાત્ શ્વાસ બહાર કાઢવો, તે નિશ્વાસ, **खासिएण** એટલે ખાંસી ખાવી, **छिएण**–છીંક, **जंभाइएण**–બગાસુ ખાવુ, **उड्डुएण**–ઓડકાર ખાવો, **वाय–निसग्गेण**–અપાનવાયુ છૂટવો, એ કહેલા શરીરમા વાયુ–કારણે થાય છે તે રોકવામા શરીરમા રોગ થાય છે. માટે રોકવા નહિ, પણ મુખે હાથ મુહપત્તિ રાખી યતના પૂર્વક કરવા, અને વાત–નિસર્ગ પણ અવાજ ન થાય તેમ કરવો વળી **भमलीए** એટલે અકસ્માત્ શરીરમા ચકરી આવવી **पित्त–मुच्छाए** એટલે પિત્ત–પ્રકોપથી સહેજ મૂર્ચ્છા આવવી **सुहुमेहिं अंगसचालेहिं** એટલે શરીરમા રોમરાજી વગેરે સૂક્ષ્મ રીતે હાલે **सुहुमेहिं खेल–संचालेहिं**–સૂક્ષ્મ રીતે શ્લેષ્મનો શરીરમા સચાર થાય **सुहुमेहिं दिट्ठिसचालेहिं** એટલે સૂક્ષ્મ રીતે આંખની પાપણ વગેરે ફરકે એ બાર કારણોને છોડીને બાકીની શરીરની ક્રિયાનો ત્યાગ કરુ છુ **एवमाइएहिं आगारेहिं अभग्गो अविराहिओ हुज्ज मे काउस्सग्गो।** એ વિગેરે અપવાદો–છૂટોથી મારો કાઉસ્સગ્ગ સર્વથા અભગ્ન–અખંડ અને લગાર પણ વિરાધનાથી રહિત–નિર્દોષ થાઓ આદિ શબ્દથી બીજા પણ જે વીજળી, અગ્નિની જ્યોતિનો સ્પર્શ થાય અને જો ઓઢવા વસ્ત્ર ગ્રહણ કરે, તો પણ કાઉસ્સગ્ગનો ભગ ન થાય શકા કરી કે, 'નમો અરિહંતાણ' કહી પારીને કામળી ગ્રહણ કરે તો ભંગ કેમ ગણાય? તેમ કરવામાં કાઉસ્સગ્ગનો ભંગ જણાતો નથી ' સમાધાન–અહિં કાઉસ્સગ્ગનુ પ્રમાણ માત્ર 'નમો અરિહંતાણ' કહે ત્યા સુધીનુ જ નથી, કે જેથી તે બોલવાથી પૂર્ણ ગણાય, કિન્તુ જ્યારે જેટલા લોગસ્સ કે નવકાર વગેરે કાઉસ્સગ્ગમા ગણવાનું નક્કી હોય, તે પૂર્ણ કરીને ઉપર 'નમો અરિહંતાણ' કહે ત્યારે અખંડ પૂર્ણ થાય એ કાઉસ્સગ્ગનુ પ્રમાણ છે માટે કાઉસ્સગ્ગ પૂર્ણ થવા છતા 'નમો અરિહતાણં' ન કહે, અગર 'નમો અરિહંતાણ' કહે પણ ગણવાનુ અપૂર્ણ રહે તો પણ કાઉસ્સગ્ગનો ભગ થયો ગણાય તથા બિલાડી કે ઉંદર પચેન્દ્રિય કોઈ વચ્ચેથી જાય તેથી બચવા માટે ખસે તો ભગ ન થાય તથા ચોર કે રાજા આદિના ભયમા કે પોતાને અગર બીજા સાધુને સર્પ–દંશ થાય, એવા કારણથી ભગ ન થાય કહેલુ છે કે–" અગ્નિનો પ્રકાશ કે સળગે, પચેન્દ્રિયની આડ, ચોર કે રાજાના ઉપદ્રવમા, સપ ડંખે તો આ વગેરે આગારોથી કાઉસ્સગ્ગનો ભંગ થતો નથી આગળના કહેલા બાર અને પછીના કહેલા ચાર મળી બાર આગારો છતા પણ મારો કાઉસ્સગ્ગ અખંડિત રહે અવિરાધિત રહે કેટલા કાળ સુધી? '**जाव अरिहंताण भगवताण नमुक्कारेणं न पारेमि**' એટલે જ્યા સુધી અરિહત ભગવંતોના નમસ્કાર વડે 'નમો અરિહતાણ' એ પદ બોલીને ન પારુ ત્યા સુધી મારો કાઉસ્સગ્ગ છે કાઉસ્સગ્ગ કેવી રીતે કરીશ? તે કહે છે–'**ताव कायं ठाणेण मोणेण झाणेणं अप्पाण वोसिरामि**' અર્થાત્ **ताव**=ત્યા સુધી, **अप्पाण**=મારી, **काया**=શરીરને. **ठाणेणं**=ઉભા રહેવુ, વગેરે કાયાને હલાવ્યા–ચલાવ્યા વગર સ્થિરપણે કાઉસ્સગ્ગ મુદ્રાએ રહેવું. **मोणेण**=મૌન કરવા પૂર્વક, **झाणेण**=ધ્યાન–મનમા શુભ ચિંતવન કરવા વડે, **वोसिरामि**=વોસરાવુ છું અર્થાત્ જ્યા સુધી અમુક કે પચ્ચીશ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કાઉસ્સગ્ગ પૂર્ણ ન થાય, ત્યા સુધી મનથી શુભ

ધ્યાન, વચનથી મૌન, અને કાયાથી સ્થિરતા સિવાય બીજી કુપ્રવૃત્તિઓનો ત્યાગ કરું છુ, કેટલાક अप्पाणं પાઠ બોલતા નથી

પચીશ શ્વાસોચ્છ્વાસ તે 'पायसमा ऊसासा' અર્થાત્ એક પદનો એક શ્વાસોચ્છ્વાસ ગણવો—એમ શાસ્ત્રની મર્યાદા હોવાથી 'લોગસ્સ ઉજ્જોઅગરે'થી ચંદેસુ નિમ્મલયરા સુધીની એક ગાથાનાં ચાર પદો ગણતાં કુલ ૨૫ પદોની સંખ્યા થાય માટે ઈરિયાવહીમા પચીશ શ્વાસોચ્છ્વાસનો કાઉસ્સગ્ગ કરવાનો હોવાથી કાઉસ્સગ્ગમાં 'ચંદેસુ નિમ્મલયરા' સુધી લોગસ્સ ગણવો કાઉસ્સગ્ગ સંપૂર્ણ થયા પછી 'નમો અરિહંતાણં' એમ નમસ્કાર-પૂર્વક પારીને આખો લોગસ્સ બોલવો જો ગુરુ સમક્ષ હોય તો તેમની સામે જ કરે ગુરુના અભાવમા મનમાં ગુરુની સ્થાપના ધારીને ઇર્યાપથ-પ્રતિક્રમણ કરીને પછી ઉત્કૃષ્ટ ચૈત્યવંદનનો આરંભ કરે જઘન્ય, મધ્યમ ચૈત્યવંદનો તો ઈર્યાવહી વગર પણ કરી શકાય છે

## ચૈત્યવંદના

અહિ નમસ્કાર કરવા પૂર્વક 'નમો અરિહંતાણં' એ પદથી તથા કવિએ રચેલા આવા પ્રકારના કાવ્યથી જઘન્યા ચૈત્યવંદના થાય છે—'હે પ્રભુ! આપનો આ દેહ જ આપની વીતરાગતાને કહી આપે છે કારણ કે જે વૃક્ષની બખોલમા અગ્નિ રહેલો હોય, તે ખીલેલુ લીલુંછમ જણાતુ નથી' બીજા આચાર્યો પ્રણામ માત્ર કરવા તેને જઘન્યા ચૈત્યવંદના કહે છે પ્રણામ પાચ પ્રકારના છે-એક મસ્તક અંગ નમાવવુ, તે એકાંગ પ્રણામ, બે હાથ જોડવા, તે દ્વયંગ પ્રણામ, બે હાથ અને મસ્તક એમ ત્રણ અંગવાળો. બે હાથ અને બે જાનુ નમાવવા તે ચાર અંગવાળો, અને મસ્તક, બે હાથ, તથા બે પગ એમ પાચે અંગો નમાવવાં તે પચાંગ પ્રણામ કહેવાય મધ્યમા ચૈત્યવંદના તો અરિહંત ભગવંતોની પ્રતિમાઓને એક સ્તવદંડક અને સ્તુતિ કરવા દ્વારા થાય છે જે માટે કહેલુ છે કે, 'નમસ્કાર કરવાથી જઘન્યા, દંડક અને સ્તુતિ એ બેથી મધ્યમા અને સંપૂર્ણ ઉત્કૃષ્ટા ચૈત્યવંદના તો વિધિથી જે કરે તે-એમ ત્રણ પ્રકારની સમજવી આ પ્રમાણે ઉત્કૃષ્ટ ચૈત્યવંદના કરવાની ઈચ્છાવાળો સર્વવિરતિ સાધુ કે શ્રાવક અથવા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ કે અપુનર્બંધક યથાભદ્રક બરાબર પ્રતિલેખિત કરેલી અને પ્રમાર્જના કરેલી ભૂમિમાં રહેલો હોય, અને ભગવંતના ઉપર નયન અને મનને સ્થિર બનાવેલ હોય, સંવેગ-વૈરાગ્યથી ઉત્પન્ન થએલા રોમાંચ-કંચુકથી યુક્ત, નેત્રમા હર્ષાશ્રુ વહી રહેલા હોય, આ ભગવંતના ચરણનુ વંદન મળવુ અતિદુર્લભ છે—એમ માનતો યોગમુદ્રાથી અસ્ખલિત આદિ સૂત્ર બોલવાના ગુણયુક્ત, સૂત્રના અર્થ-સ્મરણ સાથે પ્રણિપાત-દંડકસૂત્ર અર્થાત્ 'નમોત્થુ ણં'-સૂત્ર ભણે તેમા તેત્રીશ આલાપકો-પદો છે અને બે ત્રણ ચાર વિગેરે પદોના સમૂહરૂપ નવ વિશ્રામાઓ (સંપદાઓ) છે. કહ્યુ છે કે-'બે-ત્રણ-ચાર-પાચ—પાચ-પાંચ-બે-ચાર અને ત્રણ પદોની મળી કુલ નવ સંપદાઓ અને નવ સંપદાઓના કુલ તેત્રીસ પદો છે'

## નમોત્થુ ણંની વિસ્તૃત વ્યાખ્યા

આ સંપદાઓના નામ તથા પ્રમાણ તેના તેના અર્થપ્રસંગે યથાસ્થાને જણાવાશે શ્રી 'નમોત્થુ ણં' સૂત્રની વ્યાખ્યા આ પ્રમાણે સમજવી—'नमोऽत्थु णं अरिहंताणं भगवंताणं'

૧ હેમ વ્યાકરણના 'ह्रस्व संयोगे' સૂત્રના આધારે પ્રાકૃતમા જોડાક્ષરની પૂર્વનો સ્વર હ્રસ્વ થાય માટે 'नमोऽत्थु' ને બદલે 'नमु त्थु' પણ બને છે

તેમા 'नम अस्तु ण अर्हद्भ्य. भगवद्भ्य.' એમ પાંચ પદો છે તેનો ક્રમશ અર્થ આ પ્રમાણે તેમા 'नमस्' = પૂજા કરવી એવા અર્થમાં અવ્યય છે પૂજા દ્રવ્ય અને ભાવથી સંકોચ–નમ્રતા કરવી તેમા હાથ, મસ્તક, પગ વગેરે શરીરનાં અવયવો નમાવવા રૂપ દ્રવ્ય–સંકોચ, અને વિશુદ્ધ મનનો ચૈત્યવન્દનમા યોગ કરવો, તે ભાવ–સંકોચ 'अस्तु'=થાઓ આ પ્રાર્થના આશયની વિશુદ્ધિ કરનાર હોવાથી ધર્મવૃક્ષનું બીજ છે 'ण' = વાક્યાલંકારમા, 'अर्हद्भ्य'= અતિશયવાળી પૂજાને યોગ્ય, તે અર્હન્ત, કહેલુ છે કે– 'વંદન, નમસ્કાર વગેરેને લાયક, પૂજા તથા સત્કારને યોગ્ય, તથા સિદ્ધિગતિને પામવા યોગ્ય છે, તેથી તેઓને અર્હન્ત કહેલા છે' આ એક વ્યાખ્યા હવે બીજી વ્યાખ્યા કહે છે–હૈમ વ્યાકરણના 'सुग्-द्विषार्ह सत्रिशत्रु-स्तुत्ये' ॥ ૫ । ૨ । ૨૬ ॥ इति वर्तमानेऽतृश्, શત્રુને હણ્યા તેથી 'અર્હન્ત' તે શત્રુઓ મિથ્યાત્વમોહનીય આદિ સામ્પરાયિક કર્મબંધનાં કારણો, અનેક ભવનાં જન્મ–મરણ સુધી મહાન સંકટોને પ્રાપ્ત કરાવવામા કારણભૂત મિથ્યાત્વાદિ કર્મ–શત્રુઓને હણવાથી તેઓ 'અરિહન્ત' કહેવાય છે ત્રીજી વ્યાખ્યા – 'રજને હણવાથી અર્હન્ત' અહિં રજ એટલે ચાર ઘાતિકર્મો મેઘ–સમૂહથી ઢંકાઈ ગએલા કિરણો અને સૂર્યપ્રકાશ વાદળમા હોવા છતા પ્રગટરૂપે દેખાતા નથી, તેમ એ ચાર ઘાતી કર્મો રૂપી રજથી ઢંકાઈ ગએલા આત્માના જ્ઞાન–દર્શનાદિ ગુણરૂપ સ્વભાવ–એટલે હોવા છતાં પણ તે ગુણો અત્યારે આત્મામા પ્રગટ જણાતા નથી, આ આત્મગુણોને ઢાંકનારા ઘાતિકર્મો રૂપ ધૂળનો નાશ કરવાથી તેઓ 'અર્હન્ત' કહેવાય ચોથી વ્યાખ્યા– તેઓથી કંઈ પણ 'रहस्' એટલે છાનુ નથી, માટે 'અર્હન્ત' કહેવાય તે આ પ્રમાણે— ભગવંતના જ્ઞાન–દર્શન ગુણો, તેને આવરનારા જ્ઞાનાવરણીયાદિ કર્મોની પરાધીનતા સર્વથા નાશ પામ્યા પછી, કોઈથી હણાય નહિ તેવું–સંપૂર્ણ, અનંત, અદ્ભુત કેવલજ્ઞાન–દર્શન ઉત્પન્ન થાય છે, તે બંનેથી તેઓ સંપૂર્ણ જગતને એકીસાથે હંમેશા જાણે અને દેખે છે, તેથી તેઓને કાંઈપણ છાનુ નથી આ પ્રમાણે તેઓને કંઇપણ ગુપ્ત–રહસ્ય ન હોવાથી અર્હન્ત કહેવાય આ વ્યાખ્યાઓમા વ્યાકરણના पृषोदरादयः સૂત્રથી ત્રણ અર્હત્ શબ્દની સિદ્ધિ થાય છે–એમ સમજવુ અથવા તેઓ સર્વવેદી હોવાથી તેઓને એકાંતરૂપ એવો પર્વત–ગુફાનો કોઇ દેશ અંત કે મધ્ય ભાગ નથી કોઇ વસ્તુ તેમનાથી છાની ન હોવાથી તેઓ 'અરહોઽન્તર' કહેવાય અથવા 'अरहद्भ्य' એટલે રાગ ક્ષીણ થવાથી કોઈ પણ પદાર્થમા આસક્તિ વગરના, અથવા રાગ–દ્વેષના કારણભૂત ગમતા કે અણગમતા પદાર્થોના વિષય–સંપર્કમા આવવા છતા પોતાના વીતરાગાદિ સ્વભાવનો ત્યાગ ન કરનારા, અથવા 'अरिहत्ताण' એમ પણ પાઠ સમજવો, તેમા કર્મરૂપી શત્રુને હણનારા કહેલુ છે કે— 'આઠેય પ્રકારનુ કર્મ તે સર્વ જીવોને શત્રુરૂપ છે, તે અરિને હણનારા હોવાથી તેઓ અરિ–હન્ત કહેવાય વળી સૂત્રોમા 'अरुहताणं' એમ પણ પાઠાન્તર છે કર્મબીજ ક્ષીણ થએલુ હોવાથી 'अरोहद्भ्य' જેને સંસારરૂપ અંકુર ફેરી ઉગવાનો નથી, અર્થાત્ સંસારમાં ફેરી જન્મ પામવાના નથી, તેઓ 'અરુહંત' કહેવાય તે માટે કહેલુ છે કે –'જેમ બીજ સર્વથા બળી ગયુ હોય, તો તેમાથી અંકુર પ્રગટ થતો નથી, તેમ કર્મબીજ સર્વથા બળી જવાથી ભવરૂપી અંકુરો પ્રગટ થતા નથી, અર્થાત્ જન્મ થતો નથી'

વ્યાકરણકારો તો એક જ 'अर्हत्' શબ્દના જ પ્રાકૃતમા ત્રણ રૂપો માને છે અર્હત્, અરિહંત અને અરુહંત્, અમે પણ સિદ્ધહેમ વ્યાકરણમા उच्चार्हति ॥ ૮ । ૨ । ૧૧૧ ॥ મા સૂત્રથી

ત્રણે ય રૂપો સિદ્ધ કરેલા છે તે અર્હન્તોને નમસ્કાર થાઓ—એમ સંબંધ જાણવો. '**नमोऽस्तु**' તેમાં **नमः** શબ્દના યોગે ચતુર્થી થાય, પણ પ્રાકૃતમા ચોથીને બદલે ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ કરાય છે તે માટે સિદ્ધહેમ વ્યાકરણમા '**चतुर्थ्या षष्ठी**' ॥ ૮। ૩। ૧૩૧॥ સૂત્ર કહેલુ છે માટે મૂલ સૂત્રમાં દરેક જગો પર છઠ્ઠી વિભક્તિ છે, ત્યા ચોથી સમજવી બહુવચનનો પ્રયોગ કર્યો છે, તે જેઓ એક જ ઈશ્વર માનનારા છે, તેમના ખંડન માટે, અદ્વૈતવાદીઓનુ ખંડન કરી અરિહંતો–ઈશ્વરો ઘણા છે–એમ સિદ્ધ કરવા માટે તથા એકને બદલે અનેકને નમસ્કાર કરવાથી વધારે ફળ મળે છે–એમ જણાવવા માટે પણ બહુવચનનો પ્રયોગ કર્યો છે આ પ્રમાણે **अरिहंताणं** પદનો અર્થ પૂર્ણ કર્યો હવે પાંચમુ '**भगवद्भ्यः**' એટલે ઉપર જે અરિહંત કહ્યા, તેઓનુ '**भगवद्**' વિશેષણ સમજવું અને તે અરિહંતના નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ વગેરે અનેક ભેદો છે, તેમાંથી ભાવ–અરિહંત લેવા માટે છે. અર્થાત્ મારો નમસ્કાર ભાવ અરિહંતને થાઓ—એમ જણાવવા માટે આ વિશેષણ છે. અહીં ભગવદ્ શબ્દમાં રહેલા ભગના અર્થો ૧૪ થાય છે. 'ભગ એટલે સૂર્ય, જ્ઞાન, માહાત્મ્ય, યશ, વૈરાગ્ય, મુક્તિ, રૂપ, વીર્ય, પ્રયત્ન, ઈચ્છા, શોભા, ધર્મ, ઐશ્વર્ય અને યોનિ' એ વચનથી સૂર્ય અને યોનિ બે અર્થ છોડીને બાકીના બાર અર્થો લેવા અર્થાત્ જ્ઞાનવાળા, ઐશ્વર્યવાળા, ૧ભગવંત ગર્ભમા આવ્યા ત્યારથી દીક્ષાસુધી મતિ, શ્રુત અને અવધિજ્ઞાનવાળા અને દીક્ષા પછી તરત ઘાતિકર્મના ક્ષય સુધી મન પર્યવજ્ઞાનવાળા અને ઘાતિકર્મના ક્ષય થયા પછી અનંત વસ્તુ–વિષયક સમગ્ર ભાવ પ્રકાશિત કરનાર કેવલજ્ઞાન થયુ ૨. માહાત્મ્ય એટલે પ્રભાવ–અતિશય અર્થાત્ ભગવંતના સર્વકલ્યાણક-સમયે નારકીજીવોને પણ સુખ ઉત્પન્ન થતું હોવાથી તથા નિત્ય ગાઢ અંધકારવાળી નારકીમા પ્રકાશ થતો હોવાથી, ગર્ભમાં નિવાસ થયા પછી કુલમા ધન–સમૃદ્ધિ આદિની વૃદ્ધિ થવાથી, નહિ નમતા સામંતો નમવા લાગ્યા, તેમજ ઈતિ–મરકી આદિ ઉપદ્રવો–વૈરરહિત રાજ્ય–પાલન, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે ઉપદ્રવ–રહિત લોકો અને દેશો હોવાથી, આસન ચલાયમાન થાય ત્યારે દેવોએ અને અસુરોએ જેમના ચરણ–કમળમા પ્રણામ કરેલા છે આ રીતે તેમનો પ્રભાવાતિશય સમજવો ૩ યશ તો રાગ–દ્વેષ, પરિષહ, ઉપસર્ગને પરાક્રમથી જિતવાથી ઉત્પન્ન થએલ અને હંમેશાં જેની પ્રતિષ્ઠા ટકી રહેલી છે, જેને દેવલોકમાં દેવાંગનાઓ, પાતાલમાં નાગકન્યાઓ ગાય છે અને દેવતાઓ તથા અસુરો પ્રશંસા કરે છે દેવતા અને રાજાની ઋદ્ધિ ભોગવવા છતા તેમા લગાર રતિ નથી, જેમાં સામાન્ય જનને રતિ ઉત્પન્ન થાય, પરંતુ જ્યારે સર્વ ભોગો અને ઋદ્ધિ–સમૃદ્ધિનો ત્યાગ કરી દીક્ષા અંગીકાર કરે, ત્યારે ભોગો અને ઋદ્ધિથી સર્યું, તેમ જ જ્યારે ક્ષીણકર્મવાળા થાય, ત્યારે સુખ–દુખમાં, ભવ અને મોક્ષમા ઉદાસીનભાવ થાય, એ પ્રમાણે ત્રણે અવસ્થામા વૈરાગ્ય અતિશયવાળા હોય છે. તે વાત અમોએ વીતરાગસ્તોત્રમા પણ કહેલી છે–'હે નાથ! જ્યારે તમે દેવ અને નરેન્દ્રની લક્ષ્મી ભોગવો છો, ત્યારે તેમાં લગાર પણ તમને આનંદ થતો નથી અને ત્યારે પણ તેમાં તમોને વિરક્તતા હોય છે કામભોગોથી વિરક્ત થઈ જ્યારે તમો યોગ–ચારિત્ર પામો છો, ત્યારે આ ભોગોથી સર્યું, આ પ્રમાણે તમો વૈરાગ્ય પામેલા છો તથા સુખ–દુખમા, કે ભવ–મોક્ષમા સમાનભાવ– ઔદાસીન્ય ઈચ્છો છો, ત્યારે પણ તમો વૈરાગી છો તમે કઈ અવસ્થામાં વૈરાગી નથી?' ૪ મુક્તિ અર્થાત્ સમગ્ર કલેશ–નાશરૂપ તે તે

નજીકમા રહેલી જ છે ૫ રૂપ કેવું છે? તો કે સર્વ દેવતાઓના સારભૂત રૂપ ગ્રહણ કરી અંગુઠા–પ્રમાણ માત્ર રૂપ તૈયાર કરે અને પ્રભુના ચરણના અંગુઠા સાથે સરખામણી કરે, તો ઝળહળતા અગારા વચ્ચે જેમ કાળો કોયલો તેમ દેવોનુ રૂપ જણાય. આ દૃષ્ટાતથી રૂપ પણ સર્વ કરતા ચડિયાતું છે ૬ મેરૂપર્વતને દડ અને પૃથ્વીને છત્રરૂપ બનાવવાનુ સામર્થ્ય હોય, માટે વીર્ય પણ અતિશયવાળુ છે સાભળીએ છીએ કે, તરતના જન્મેલા હોવા છતા શ્રીમહાવીર ભગવતે ઈન્દ્રની શંકા દૂર કરવા માટે ડાબા પગના અગુઠાથી મેરુ પર્વતને કંપાવ્યો હતો. ૭. મહાવીર્યથી ઉત્પન્ન થએલો પ્રયત્ન–એકરાત્રિકી આદિ મહાપ્રતિમાઓ–અભિગ્રહોના અધ્યવસાયોમા હેતુભૂત એવા તે તે કર્મોનો એકી સાથે નાશ કરવા માટે કરેલા કેવલિસમુદ્ઘાતરૂપ પ્રયત્ન, તથા મન, વચન અને કાય યોગોનો નિરોધ અને તેના યોગે પ્રગટ કરેલી મેરૂપર્વત જેવી અડોલ અવસ્થારૂપ શૈલેશીકરણથી પ્રગટપણે ઓળખાતો ઉત્કૃષ્ટ આત્મવીર્યથી કરેલો પ્રયત્ન ૮ ઈચ્છા–જન્માતરોમા દેવભવમા અને તીર્થંકરપણાના ભવમા દુઃખરૂપ કાદવમા ખૂચેલા જગતને બહાર ખેચી કાઢવા માટેની પ્રબળ ઈચ્છા ૯ શ્રી કેવલલક્ષ્મી ઘાતી કર્મોનો નાશ કરવા સમર્થ એવા પરાક્રમથી પ્રાપ્ત કરેલા સંપૂર્ણ સુખસપત્તિથી ભરપૂર કેવલજ્ઞાનાદિ રૂપ ૧૦ ધર્મ તો અનાશ્રવસ્વરૂપ મહાયોગાત્મક સમગ્ર કર્મની નિર્જરા કરાવનાર ફળવાળો સર્વોત્તમ ૧૧ અતિભક્તિથી નમ્રભાવે ઈન્દ્રમહારાજા આદિ દેવોએ કરેલા સમવસરણ તથા પ્રાતિહાર્યાદિરૂપ ઐશ્વર્ય ૧૨ આવા પ્રકારના જ્ઞાનાદિ બાર પ્રકારના ભગવાળા હોવાથી ભગવંત, તેમને નમસ્કાર થાઓ એમ હવે પછી આવતા દરેક પદ સાથે પણ ‘ નમસ્કાર થાઓ ’ એ પદો જોડવા બુદ્ધિમતોએ આવા અરિહતોની જ સ્તુતિ કરવી યોગ્ય છે એમ આ બે પદોથી ‘ નમુત્થુ ણં ’ સૂત્રની પ્રથમ સ્તોતવ્યસપદા જણાવી –એટલે સ્તુતિ કરવા યોગ્ય કોણ? કેવા છે? તે કહ્યુ હવે તે અરિહત ભગવતો ક્યા હેતુથી સ્તુતિ કરવા યોગ્ય છે? તે જણાવનારી બીજી હેતુસપદાનુ વર્ણન કરે છે—

**आइगराण तित्थयराण सयसंबुद्धाणं** તેમા ‘ **आइगराण** ’ એટલે આદિ કરનારા એટલે સર્વપ્રકારની નીતિનો અને શ્રુતધર્મનો પ્રથમ ઉપદેશ આપનારા, તેમને જો કે શ્રુતધર્મરૂપ દ્વાદશાગી કદી ન હોય, ન હતી, કે નહિ હશે એમ હોય નહિ, હમેશા હતી, છે અને રહેશે જ–એમ શાશ્વતી જણાવેલી છે, તો પણ અર્થની અપેક્ષાએ નિત્ય કહેલી છે શબ્દની અપેક્ષાએ તો દરેક તીર્થકરના શાસનમા દ્વાદશાગીની રચના થતી હોવાથી અને તે રચવામા તેમનો તેવો અતિશય કારણ હોવાથી ‘ શ્રુતધર્મની આદિ કરનારા ’ એમ કહેવામા વિરોધ આવતો નથી

‘કેવળીપણુ થયા પછી તરત મોક્ષ થાય જ,’ એમ માનનારા કેટલાક કોઈને પણ તીર્થકર માનતા નથી તેઓ એમ માને છે કે–જ્યા સુધી સર્વ કર્મોનો ક્ષય ન થાય ત્યા સુધી કેવળજ્ઞાન થાય નહિ અને કેવળજ્ઞાન થાય, ત્યારે સપૂર્ણ કર્મોનો ક્ષય થતો હોવાથી તરત મોક્ષ થાય જ પછી તેઓને તીર્થ કરવાનુ કારણ રહેતુ નથી, એટલે તેઓ અતીર્થકર હોય તેઓના આ મતને અસત્ય જણાવવા માટે કહે છે કે–‘ **तित्थयराणं** ’ તીર્થ સ્થાપન કરનારાઓને, સસાર–સમુદ્ર જેનાથી તરાય, તે તીર્થ કહેવાય, શાસનના આધારભૂત સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘને અથવા પહેલા ગણધરને તીર્થસ્વરૂપ કહેલા છે આ તીર્થ–શાસનને ચતુર્વિધ શ્રીસંઘની અને ગણધરની સ્થાપના કરનારા તે તીર્થંકરો જે માટે કહેલુ છે —“ હે ભગવત!

તીર્થ કોને કહેવાય ?" "હે ગૌતમ ! તીર્થકરો નિયમા તીર્થ છે જ, ચતુર્વિધ શ્રીસંઘ અને પહેલા ગણધર એ તીર્થ છે" સપૂર્ણ કર્મોનો ક્ષય થયા વગર કેવલજ્ઞાન ન થાય એમ નથી કારણ કે–ઘાતિકર્મનો સંપૂર્ણ ક્ષય થયા પછી કેવલજ્ઞાન થાય છે, અઘાતિ કર્મોથી તેને કાંઈ બાધ થતો નથી. અને તેથી જ્ઞાનાવરણીયાદિ ઘાતિ કર્મોના ક્ષયથી સંપૂર્ણ જ્ઞાન પ્રગટ થયે જ્ઞાનથી કેવલી થએલા તેઓને તીર્થ કરવાનું અગર સ્થાપવાનું કાર્ય ઘટી શકે છે તેમાં કોઈ વિરોધ આવતો નથી એ પ્રમાણે તેમને તીર્થંકરપણુ વ્યાજબી છે મુક્તકેવલી એટલે આઠે ય કર્મનો ક્ષય કરી મુક્તાવસ્થા ભોગવતા કેવલપણામા તો જૈનદર્શન પણ તીર્થંકરપણું માનતું નથી અર્થાત્ સર્વ કર્મના ક્ષયરૂપ મુક્ત અવસ્થામાં તીર્થ કરવાનુ જૈનદર્શનને માન્ય નથી આ પ્રમાણે તીર્થ કરનારા તીર્થંકરોને નમસ્કાર થાઓ

આ તીર્થંકરો પણ "સદાશિવની કૃપાથી બોધ પામે છે"—એમ કેટલાકો માને છે તેઓ કહે છે કે – '**महेशानुग्रहात् बोध-नियमाविति**' અર્થાત્ મહેશની મહેરબાનીથી બોધ-જ્ઞાન અને નિયમ ( શૌચ, સંતોષ, તપ, સજ્ઝાય, ધ્યાન ) થાય છે વગેરે તેઓનું આ કથન અસત્ય છે–એમ જણાવવા માટે કહે છે કે– '**स्वयं सबुद्धेभ्य**' પારકાના ઉપદેશ વિના જ તથા-ભવ્યત્વ વગેરે કારણરૂપ સામગ્રીના પરિપાકથી જેઓએ પોતાની મેળે જ યથાર્થ સ્વરૂપમા એ તત્ત્વને જાણ્યુ છે, તે સ્વયં બોધ પામેલા અરિહંત ભગવંતોને મારો નમસ્કાર થાઓ જો કે તેમનો આત્મા આગલા બીજા ભવોમા તેવા પ્રકારના ગુરુઓની પાસે બોધ પામેલા હોય છે, છતા તીર્થંકરના જન્મમા બીજાના ઉપદેશથી નિરપેક્ષ જ હોય છે એવી રીતે છેલ્લા ભવમા તો સ્વયં બોધ પામેલા હોય છે જો કે તીર્થંકરના જન્મમા લોકાન્તિક દેવો '**भयवं ! तित्थ पवत्तेह**' 'હે ભગવંત ! તીર્થ પ્રવર્તાવો" એમ કહે છે ખરા, અને દીક્ષા પણ લે છે પરંતુ કાલજ્ઞાપક-વૈતાલિકના વચન પછી જ રાજા પ્રવૃત્તિ કરે–પ્રયાણ કરે, તેની માફક માત્ર દેવો વિનંતિ કરે એટલે તીર્થંકર ભગવંતો, સ્વયં દીક્ષા ગ્રહણ કરે લોકાન્તિક દેવોનો વિનંતિ કરવાનો માત્ર આચાર છે, નહિ કે દેવોના કહેવાથી કે ઉપદેશથી તેઓ દીક્ષા લે છે સામાન્ય સ્તોતવ્ય-સંપદા કહીને હવે તેના જ વિશિષ્ટ હેતુ-રૂપ 'સ્તોતવ્ય વિશેષહેતુ' નામની ત્રીજી સંપદા કહે છે—

**पुरिसुत्तमाण पुरिससीहाणं पुरिसवरपुण्डरीआणं पुरिसवरगंधहत्थीणं**' પુરિ એટલે શરીરમા **शयनात्**=શયન કરવાથી પુરુષ કહેવાય, અર્થાત્ વિશિષ્ટ પુણ્યકર્મના ઉદયથી ઉત્તમ આકૃતિવાળા શરીરમા વાસ કરનારા જીવો પુરુષો કહેવાય છે, અને તેમા પણ અરિહંતો ઉત્તમ હોવાથી સ્વાભાવિક પોતાના તથાભવ્યત્વ વગેરે ભાવોથી સર્વોત્તમ હોવાથી 'પુરુષોત્તમ' કહેવાય છે. તે આ પ્રમાણે – પોતાના સંસારના છેડા સુધી પરોપકાર કરવાના વ્યસની હોય છે પોતાના સંસારના સુખોનો સ્વાર્થ તેમને ગૌણ હોય છે, સર્વત્ર ઉચિત ક્રિયાવાળા હોય છે, ગમે તેવા પ્રસંગમા દીનતા કરતા નથી, સફળતા મળે તેવા જ કાર્યનો આરંભ કરનારા હોય છે દૃઢ વિચાર કરનારા, કૃતજ્ઞતાના સ્વામી, ક્લેશરહિત ચિત્તવાળા, દેવ-ગુરુમા બહુમાનવાળા અને ગંભીર આશયવાળા હોય છે. ખાણમાંથી નીકળેલ મલિન અને ઘાટ વગરનું હોવા છતા જાતિવંત રત્ન કાચ કરતાં ઉત્તમ જ હોય સરખા ઘાટવાળો બનાવેલ સ્વચ્છ હોય તો પણ કાચ, જાત્ય રત્નની તુલનામા આવી શકતો નથી તેમ અરિહંતોના આત્માઓ પહેલાના કાળથી ઉત્તમ હોય છે એમ કહેવાથી બૌદ્ધો જે માને છે કે –'**नास्ति इह कश्चिदभाजन सत्त्व.**' એટલે પ્રાણી

માત્ર સર્વગુણોનુ ભાજન છે, માટે સર્વ જીવો બુદ્ધ થઈ શકે છે તે વાતનુ ખંડન કર્યું અર્થાત્ સર્વ જીવો કદાપિ અરિહંતો થઈ શકતા નથી જેઓ તેવા પ્રકારના તથાભવ્યત્વવાળા છે, તેઓ જ અરિહંત થઈ શકે છે—એમ 'પુરિસુત્તમાણ' વિશેષણથી જણાવ્યુ

વળી બાહ્યાર્થની સત્તાને જ સત્ય માનનારા અને ઉપમાને અસત્ય માનનારા સંસ્કૃતાચાર્યના શિષ્યો એમ કહે છે કે-જેઓ સ્તુતિને યોગ્ય છે, તેઓને કોઈની ઉપમા આપી શકાય નહિ, કારણ કે—'**हीनाधिकाभ्यामुपमा मृषा**' અર્થાત્ હીન કે અધિક હોવાના કારણે કોઈની ઉપમા આપવી તે અસત્ય છે' એમ તેઓ કહે છે તેમના એ મતનુ ખંડન કરવા માટે કહે છે—'**पुरुषसिंहेभ्य**' એટલે પ્રધાનતા, શૌર્ય આદિ ગુણોથી અરિહતો પુરુષ છતા સિંહ જેવા છે માટે પુરુષોમા સિંહ સમાન છે, તેઓને નમસ્કાર થાઓ જેમ સિંહો શૌર્ય, ક્રૂરતા, વીર્ય, ધૈર્ય આદિ ગુણોવાળા હોય છે, તેમ અરિહંતો પણ કર્મરૂપ શત્રુઓ પ્રત્યે શૌર્યગુણવાળા, તે કર્મોનો ઉચ્છેદ કરવામા ક્રૂરતાવાળા, પરાભવ કરનારા ક્રોધાદિને સહન નહિ કરનારા, રાગાદિથી પરાજય નહિ પામનારા માટે પરાક્રમવાળા, વીર્યવત અને તપકર્મમા વીરપણે ખ્યાતિ પામેલા છે. વળી તેઓને પરિષહોની અવજ્ઞા હોય છે ઉપસર્ગોનો ભય તેમને હોતો નથી તેઓ ઈન્દ્રિય-વર્ગની ચિંતા કરતા નથી સયમ માર્ગમાં થાકતા નથી શુભ ધ્યાનમા નિશ્ચલ હોય છે માટે તેઓ તે ગુણોથી સિંહ સમાન છે. આ પ્રમાણે કહેવાથી ઉપમા અસત્ય પણ નથી કારણ કે 'સિંહ જેવા' ઈત્યાદિ ઉપમા દ્વારા તેઓના અસાધારણ-વિશિષ્ટ ગુણો જણાવવામાં આવ્યા છે

વળી આ ભગવતો સજાતીય ઉપમાવાળા હોવા જોઇએ, 'વિજાતીય ઉપમાથી તો ઉપમાનના સરખા ધર્મો ઉપમેયમા આવી પડવાથી ભગવંતના પુરુષપણા આદિનો અભાવ થશે. એમ માનનારા સુચારુના શિષ્યોનુ મંતવ્ય છે કે—'**विरुद्धोपमायोगे तद्धर्मापत्त्या तदवस्तुत्वम्**' અર્થાત્ વિરુદ્ધ ઉપમા-યોગે ઉપમેયમા ઉપમાના ધર્મો આવી પડવાથી ઉપમેયની વાસ્તવિકતા રહેતી નથી' તેમના આ મતનુ ખંડન કરવા કહે છે કે—'**पुरुषवरपुण्डरीकेभ्यः**' અર્થાત્ 'પુરુષ છતા શ્રેષ્ઠ પુંડરીક જેવા અરિહંતોને' નમસ્કાર થાઓ. 'સંસારરૂપ પાણીના સંગ વિનાના' ઇત્યાદિ ધર્મો દ્વારા તેઓ વરપુંડરીક=પ્રધાનકમળ જેવા છે જેમ પુંડરિક કમળો કાદવમા ઉત્પન્ન થાય છે, પાણીથી વૃદ્ધિ પામે છે, છતા બંનેને છોડીને ઉપર આવીને રહે છે તે કમળો સ્વાભાવિક રીતિએ જ સુંદર હોય છે. ત્રિભુવનની લક્ષ્મીનુ નિવાસસ્થાન છે, ચક્ષુ વિગેરેના આનંદનુ ઘર છે, તેના ઉત્તમ ગુણના યોગે વિશિષ્ટ તિર્યંચો, મનુષ્યો અને દેવો પણ તે કમળોને સેવે છે જેમ કમળો સુખના હેતુભૂત છે, તેમ અરિહત ભગવંતો પણ કર્મરૂપ કાદવમા જન્મ્યા અને દૈવીભોગો રૂપ જળથી વૃદ્ધિ પામ્યા, છતા પણ કર્મ અને ભોગો બંનેને ત્યજીને અલગ રહેનારા છે પોતાના અતિશયોથી સુંદર છે ગુણો રૂપી સંપત્તિઓનુ નિવાસ સ્થાન છે પરમાનંદના હેતુરૂપ છે કેવલજ્ઞાનાદિ ગુણોને યોગે ત્રણે ગતિના ભવ્ય પ્રાણીઓ તેઓની સેવા કરે છે અને તેથી તેઓ મોક્ષસુખના કારણ બને છે એ પ્રમાણે તેઓ પુંડરીક કમલ સરખા છે એમ ભિન્નજાતીય કમલની ઉપમા આપવા છતા અર્થમા કાંઈ વિરોધ નહિં હોવાથી સુચારુના શિષ્યો વિજાતીય ઉપમાથી જે દોષો બતાવે છે. તેનો સંભવ નથી. જો વિજાતીય ઉપમાથી ઉપમેયમા તે ઉપમાના અન્ય ધર્મો પણ આવી જાય, તો સિંહ વગેરે સજાતીય ઉપમાથી પણ તે સિંહ વગેરેના પશુત્વ વગેરે ધર્મો આવી જાય,

સજાતીય ઉપમાઓમા જેમ તેવું કાંઈ બનતું નથી, તેમ વિજાતીય ઉપમાથી પણ તે દોષ આવતો નથી

એમા પણ બૃહસ્પતિના શિષ્યો એમ માને છે કે-યથોત્તરક્રમે ગુણોનુ વર્ણન કરવું જોઇએ. એટલે કે-પહેલાં સામાન્ય ગુણ, પછી તેથી વિશિષ્ટ ગુણ, પછી તેથી કંઈક ચડીયાતો વિશિષ્ટ ગુણ એમ યથાક્રમે આગળ આગળના ગુણોનુ વર્ણન કરવું જોઈએ એટલે કે પહેલા હીન-ગુણવાળાની ઉપમા આપીને પછી અધિક ગુણીની ઉપમા આપવી જોઈએ જો વ્યાખ્યા કરવામા આ ક્રમ રાખવામાં ન આવે, તો જે પદાર્થની વ્યાખ્યા કરવી હોય, તે પદાર્થ પણ ક્રમ વિનાનો બની જાય, અને ગુણો તો ક્રમસર વૃદ્ધિ પામે છે, તેથી તે અસત્ ઠરે છે તેઓનું કથન એવું છે કે-'**अक्रमवदसत्**' અર્થાત્ 'જેઓ ક્રમપૂર્વક વિકાસ પામતા નથી, તે વસ્તુ અસત્ એટલે ખોટી છે' આથી શ્રીઅરિહંત દેવોના ગુણોનો પણ ક્રમસર વિકાસ હોઈ, તે જણાવવા માટે 'પહેલાં સામાન્ય ઉપમા અને પછી વિશિષ્ટ ઉપમા આપવી જોઈએ,' તેમના મતનું ખંડન કરવા માટે કહે છે કે-'**पुरुषवरगन्धहस्तिभ्य**' આ પદથી શ્રીઅરિહંતદેવોને 'પુરુષ છતા વરગન્ધહસ્તિના જેવા' એમ ઉપમા આપી છે તેઓને મારો નમસ્કાર થાઓ. આ ઉપમામા 'ક્ષુદ્ર હાથીઓને નસાડવા' વગેરે ધર્મો દ્વારા ગંધહસ્તિની સાથે શ્રીઅરિહંત દેવોનુ સમાનપણુ જણાવ્યુ છે. જેમ ગન્ધહસ્તિની ગંધ માત્રથી તે પ્રદેશમા ફરતા-રહેતા બીજા ક્ષુદ્ર સામાન્ય હાથીઓ ભાગી જાય છે, તેમ ધાન્યને નુકશાન કરનાર તીડ, પોપટ, મૂષક-ઉદર વગેરે, ઈતિઓ, કોલેરા, મરકી, પ્લેગ આદિ જીવલેણ રોગો રૂપ મારીઓ, પરરાજ્યના આક્રમણ અથવા લોકોનો બળવો, ઉપદ્રવો, દુષ્કાળ એ સર્વ ઉપદ્રવરૂપ તુચ્છ હાથીઓ ભગવંતના અચિન્ત્ય પુણ્યપ્રભાવથી અને તેમના વિહારના પવનની ગંધથી નાસી જાય છે આ પ્રમાણે અરિહંત ભગવંત શ્રેષ્ઠ ગંધહસ્તિ સમાન છે અહિ પ્રથમ સિંહ, પછી કમલ, પછી ગંધહસ્તિની ઉપમા આપી તેમાં ગંધહસ્તિથી પણ સિંહ બલવાન છે, જ્યારે કમલો તો સામાન્ય છે એથી અહિ પ્રથમ સિંહ, છેલ્લે ગંધહસ્તિની ઉપમા આપી તે તેમના મતે અક્રમ છે, છતાં તે દોષરૂપ નથી કારણ કે, તેઓ કહે છે તેમ 'વ્યાખ્યામા ક્રમ ન હોય, તો વ્યાખ્યેય-પદાર્થ અસત્ ઠરે છે' એ વાત ઘટતી નથી, વસ્તુત: સામાન્ય કે વિશિષ્ટ સમસ્ત ગુણો આત્મામાં પરસ્પર સાપેક્ષપણે સાથે જ રહેલા છે અને તેથી તે ગુણો કે તે ગુણવાળા ગુણી એવા ભગવતની સ્તુતિ ક્રમથી કે ઉત્ક્રમથી ગમે તે રીતિએ કરવામા કોઈ દોષ નથી આ પ્રમાણે "**पुरिसुत्तमाण**" વગેરે ચાર પદોથી શ્રીઅરિહંત ભગવંતોની સ્તુતિ કરવામાં ક્યા વિશેષ હેતુ છે? તે જણાવ્યું આથી આ ત્રીજી સંપદાનુ નામ 'સ્તોતવ્યવિશેષ-હેતુ સંપદા' છે

હવે તે જ સ્તુતિ કરવા યોગ્ય શ્રીઅરિહંત દેવો સામાન્ય રીતિએ લોકમા કેવા ઉપયોગી છે? તે જણાવનારા પાચ પદોથી 'સ્તોતવ્ય સામાન્ય ઉપયોગ' નામની ચોથી સંપદાનુ વર્ણન કરે છે —

'**लोगुत्तमाणं, लोगनाहाणं, लोगहियाणं, लोगपईवाणं, लोगपज्जोअगराणं।**' એમા '**लोकोत्तमेभ्य:**' એટલે લોકોમા જેઓ ઉત્તમ છે, તેઓને નમસ્કાર થાઓ 'જે શબ્દો સમૂહના વાચક હોય છે, તે શબ્દો તે સમૂહના અમુક અવયવો-અંશ વિભાગના પણ વાચક હોય છે' એવો વ્યાકરણશાસ્ત્રનો ન્યાય હોવાથી, જો કે ધર્માસ્તિકાયાદિ પાંચ અસ્તિકાયોના સમૂહવાળા

ક્ષેત્ર(ચૌદ રાજ) લોક કહેવાય છે કહેલું છે કે-"ધર્માસ્તિકાય વગેરે દ્રવ્યો જે ક્ષેત્ર અર્થાત્ આકાશમાં હોય, તે આકાશાસ્તિકાય ક્ષેત્ર, તે ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો સાથે 'લોક' કહેવાય છે અને તેથી વિપરીત એટલે જ્યા ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો ન વર્તતાં હોય, તે ક્ષેત્રને એકલા આકાશને 'અલોક' કહેવાય છે." તો પણ અહિ લોક શબ્દથી 'સર્વ ભવ્ય પ્રાણીઓ રૂપ લોક સમજવો એમ કહેવામા એ કારણ છે કે, ભગવતને અહિ ઉત્તમ કહ્યા તે સમાન જાતિવાળા-ઓમા ઉત્તમતા હોય ને વાસ્તવિક છે, હલકી જાતિથી ઉચ્ચ જાતિમા ઉત્તમતા હોવી-એમા ખાસ વિશેષ નથી, એમ તો અભવ્યની અપેક્ષાએ સર્વ ભવ્યો ઉત્તમ છે જ, તે અપેક્ષાએ ભગવતની ઉત્તમતા જણાવવામાં કશો જ અતિશય નથી એટલા માટે તેઓ સજાતીય એવા ભવ્ય જીવોમા ઉત્તમ છે-એમ કહ્યુ, કારણ કે, સર્વ ભવ્ય પ્રાણીઓમાં સકલ કલ્યાણના કારણભૂત તથાભવ્યત્વ નામનો ભાવ તો માત્ર ભગવતમાં જ રહેલો છે, એવા લોકોત્તમ ભગવંતોને નમસ્કાર થાઓ.

**'लोकनाथेभ्य'** એટલે લોકના નાથોને, અપ્રાપ્ત વસ્તુને પ્રાપ્ત કરાવવી, તે યોગ અને પ્રાપ્ત થએલી વસ્તુનુ રક્ષણ કરવુ, તે ક્ષેમ કહેવાય એ યોગ અને ક્ષેમને કરનારા તેઓ નાથ કહેવાય અહિ ભગવંતોને લોકના નાથ કહ્યા છે, તે સર્વ ભવ્ય પ્રાણી રૂપ લોકની અપેક્ષાએ નહિ કારણ કે ભવ્યોમાં પણ જે જાતિભવ્ય વગેરે હોય છે, તેઓને ભગવતથી યોગ-ક્ષેમ થઈ શકે નહિ, જો તેમ થાય તો સમગ્ર જીવોનો મોક્ષ થઈ જાય, માટે અહિ ભગવાન તે ભવ્ય પ્રાણીઓના યોગ-ક્ષેમરૂપે નાથ ઘટી શકે છે, કે જેઓમા ધર્મબીજની સ્થાપના વગેરે ગુણો પ્રગટ થઈ શકે તેવી વિશિષ્ટતા હોય, તેથી અહિ તેવા વિશિષ્ટ ભવ્ય-પ્રાણીઓ રૂપ 'લોક' સમજવો. તેવા ભવ્ય જીવોમા ભગવતો ધર્મબીજનું આધાન-સ્થાપન, ધર્મ-અંકુરનો પ્રાદુર્ભાવ અને તેનુ પોષણ વગેરે કરાવનાર હોવાથી યોગને કરનારા છે, તથા તેનુ રાગ-દ્વેષાદિ આન્તરિક શત્રુઓના ઉપદ્રવથી રક્ષણ કરનારા હોવાથી ક્ષેમ કરનારા છે એટલે તેવા વિશિષ્ટ ભવ્ય પ્રાણીઓ રૂપ લોકના તેઓ નાથ છે 'તે લોકનાથોને નમસ્કાર થાઓ.'

**'लोकहितेभ्य'** એટલે 'લોકના હિતકારકોને' અહિ લોકશબ્દથી 'ચૌદરાજ લોકવર્તી' એકેન્દ્રિયથી માડી પચેન્દ્રિય સુધીના સર્વ વ્યવહારરાશિના જીવો' એમ અર્થ કરવો કારણ કે, ભગવત સમ્યગ્દર્શન વગેરે મોક્ષમાર્ગનો ઉપદેશ કરીને તે સર્વ જીવોનું સ્વ કે પરથી થતા દુ ખોથી રક્ષણ કરવા રૂપ હિત કરનારા છે. માટે તેઓ 'સર્વ વ્યવહારરાશિના જીવો રૂપ લોકના હિતકારક છે, તેઓને મારા નમસ્કાર થાઓ'

**'लोकप्रदीपेभ्य.'** એટલે 'લોકને દીપકની માફક પ્રકાશ આપનારા ભગવંતોને નમસ્કાર થાઓ' અહિ લોક શબ્દથી 'વિશિષ્ટ સંજ્ઞી પચેન્દ્રિયજીવો રૂપ લોક' અર્થ કરવો કારણ કે, ભગવતો તેવા વિશિષ્ટ સંજ્ઞીજીવોને તે તે પ્રકારની દેશનારૂપી જ્ઞાનના કિરણો વડે મિથ્યાત્વ-અજ્ઞાનરૂપ અધકારનો નાશ કરીને યથાયોગ્ય જ્ઞેયભાવોનો પ્રકાશ કરે છે તેથી વિશિષ્ટ સંજ્ઞી લોકને અગે ભગવતોનુ પ્રકાશ કરવા રૂપ પ્રદીપપણુ ઘટે છે જેમ દીપક પણ અધને પ્રકાશ કરી શકતો નથી, તેમા તેનુ અધત્વ કારણ છે, તેમ અહિ ભગવતો પણ તેવા ઘનમિથ્યાત્વાદિ-રૂપ અંધપણાવાળા જીવોને પ્રતિબોધ કરી શકે નહિ, તેમા તેના મિથ્યાત્વાદિરૂપ અધત્વ કારણ

સમજવું માટે વિશિષ્ટ સંજ્ઞી પ્રાણીઓ રૂપ લોકમા પ્રદીપ સમાન હોવાથી ભગવંતો 'લોક-પ્રદીપ છે.' તેમને નમસ્કાર હો તથા—

'लोकप्रद्योतकरेभ्य.' 'લોકને સૂર્ય માફક પ્રદ્યોત કરનારા ભગવંતોને નમસ્કાર થાઓ' અહિ લોક શબ્દથી 'વિશિષ્ટ ચૌદ પૂર્વના જ્ઞાનવાળા (ગણધર) ભગવંત' લેવા કારણ કે, તેઓમા જ વાસ્તવિક પ્રદ્યોત કરવા પણુ ઘટે છે. અહિં પ્રકાશ કરવા યોગ્ય સાત કે નવ તત્ત્વો સમજવા તે તત્ત્વોને યથાર્થ પણે તેઓ જ જાણી શકે છે કે, જેઓમા વિશિષ્ટ યોગ્યતા હોય. આ તત્ત્વોનો પ્રકાશ દરેક પૂર્વધરોમાં પણ સરખો હોતો નથી, કારણ કે, પૂર્વધરો પણ માહોમાહે છ સ્થાન વૃદ્ધિ–હાનિ–તારતમ્યવાળા હોય છે. તેમા પણ નવપૂર્વથી અધિક જ્ઞાનવાળા સર્વે નક્કી સમ્યગ્દૃષ્ટિ હોય જ અહિ 'પ્રદ્યોત' એટલે 'વિશિષ્ટ પ્રકારના નય–નિક્ષેપાદિકથી સંપૂર્ણ તત્ત્વજ્ઞાનના અનુભવની યોગ્યતા વિશિષ્ટ ચૌદપૂર્વધરોને જ હોય માટે અહિં 'વિશિષ્ટ ચૌદપૂર્વધરો રૂપી લોક' સૂર્યથી જેમ સૂર્યવિકાસી કમળ ખીલે, તેમ ગણધર સરખા વિશિષ્ટ ચૌદપૂર્વીને જીવાદિ તત્ત્વોનો પ્રદ્યોત કરનારા ભગવંતોને 'લોકપ્રદ્યોતકર' જાણવા સામાન્ય કમળો કે બીજાં પુષ્પો માટે જેમ સૂર્ય પ્રદ્યોત કરનાર બનતો નથી, જેટલો સૂર્યવિકાસી કમળ માટે પ્રદ્યોતકર બને છે, તેમ ગણધર ભગવતોના અંગે તીર્થંકર ભગવંતો જેટલા પ્રમાણમા જીવાદિક તત્ત્વોને પ્રદ્યોત કરનાર થાય છે. તેટલા સામાન્ય ચૌદપૂર્વીઓ માટે પ્રદ્યોતકર બનતા નથી એમ લોકોત્તમ વગેરે પાચ પ્રકારોથી પરોપકાર કરનાર હોવાથી સ્તોતવ્ય–સંપદાની સામાન્ય ઉપયોગ' નામની પાચ પદવાળી આ ચોથી સંપદા કહી. હવે આ પાચ પદવાળી ઉપયોગ–સંપદાના જ હેતુઓ જણાવનારી 'ઉપયોગ–હેતુ સંપદા' નામની પાચમી સંપદા કહે છે—

'अभयदयाणं, चक्खुदयाण, मग्गदयाणं, सरणदयाणं, बोहिदयाणं,' તેમા 'अभयदेभ्य.' એટલે 'અભય દેનાર ભગવતોને નમસ્કાર થાઓ અહિ આલોકભય, પરલોકભય, આદાનભય, અકસ્માતભય, આજીવિકાભય મરણભય, અને અપયશભય–એમ સાત પ્રકારના ભય કહ્યા છે, તેનાથી પ્રતિપક્ષમા ભયના અભાવને અભય કહેલ છે એટલે કે સંપૂર્ણ કલ્યાણકારી એવા ધર્મની ભૂમિકામાં કારણભૂત જે વિશિષ્ટ આત્મસ્વાસ્થ્ય તે અભય કહેવાય, કેટલાક તેને ધૈર્ય પણ કહે છે આવા પ્રકારનુ અભય દેનારા તીર્થંકર ભગવતો જ છે કારણ કે તેઓ પોતાના ગુણોના પ્રકર્ષયોગે અચિન્ત્ય શક્તિવાળા હોય છે તથા પરોપકાર કરવાના સ્વભાવવાળા છે (પરોપકાર કરવાની ભાવના છતા શક્તિ ન હોય અને શક્તિ છતા ગુણો ન હોય તો પરોપકાર થઈ શકતો નથી. ભગવતો એ સર્વ અતિશયવાળા હોવાથી તેઓ સાચા પરોપકાર દ્વારા અભયને–આત્મ-સ્વાસ્થ્યને દેનારા છે) માટે તેઓ અભય આપનારા છે તેવા અભય દેનારને નમસ્કાર થાઓ

'चक्षुर्देभ्य.' એટલે 'ચક્ષુને આપનાર એવા ભગવંતોને નમસ્કાર થાઓ' અહિ તત્ત્વજ્ઞાનમાં કારણભૂત વિશિષ્ટ આત્મધર્મરૂપ ચક્ષુ સમજવા, બીજાઓ તેને શ્રદ્ધા કહે છે જેમ ચક્ષુ વિનાનો બીજાને દેખવા માટે અયોગ્ય છે, તેમ શ્રદ્ધા–રહિત આત્મા પણ વસ્તુ–તત્ત્વના દર્શન માટે અયોગ્ય છે–અર્થાત્ તત્ત્વ દર્શન પામી શકતો નથી અને તેથી કલ્યાણ–ચક્ષુ સરખી એ શ્રદ્ધા પ્રગટ થતા જીવને વાસ્તવિક વસ્તુતત્ત્વનુ જ્ઞાન–દર્શન થાય છે ધર્મરૂપ કલ્પવૃક્ષના અવન્ધ્ય બીજસ્વરૂપ આવી શ્રદ્ધા ભગવતોથી જ થાય છે આવી ચક્ષુ આપનારા હોવાથી ચક્ષુ આપનાર એવા ભગવંતોને નમસ્કાર થાઓ

'मार्गदेभ्यः' એટલે 'મોક્ષમાર્ગ દેનારને' નમસ્કાર થાઓ અહિ માર્ગ એટલે સર્પના દરની જેમ સીધો, વિશિષ્ટ ગુણસ્થાનકોને પ્રાપ્ત કરાવનાર સ્વરસવાહી અર્થાત્ આત્મસ્વરૂપનો અનુભવ કરાવનાર કર્મ–ક્ષયોપશમ સ્વરૂપ સમજવો–એટલે ચિત્તનુ અવક્રગમન–મોક્ષ–સાધનાને અનુકૂળ ચિત્તની પ્રવૃત્તિ, તેને માર્ગ કહ્યો છે' બીજાઓના મતે જે ચિત્ત–પ્રવૃત્તિની પાછળ મોક્ષ હેતુ હોય, જે ચિત્ત–પ્રવૃત્તિ સ્વરૂપે મોક્ષસાધક હોય અને જેનુ પરિણામ–ફળ પણ મોક્ષ હોય–એમ હેતુ, સ્વરૂપ અને ફળથી જે શુદ્ધ છે, એટલે કે હેતુ, સ્વરૂપ અને ફળ ત્રણેમા જ્યા મોક્ષ સિવાય ચિત્ત–પ્રવૃત્તિ ન હોય, તેને સુખ કહેવામા આવે છે અને તે મોક્ષનો માર્ગ છે આ માર્ગના અભાવમા યથાયોગ્ય ગુણસ્થાનની પ્રાપ્તિ થઈ શકે નહિ, કારણ કે માર્ગની વિષમતાથી ચિત્તની ચિત્તની સ્ખલના થાય છે અને તેનાથી ગુણોની પ્રાપ્તિમા વિઘ્ન આવે છે આવો સરલ–સત્ય માર્ગ ભગવતોથી જ પ્રાપ્ત થાય છે, તેથી તેઓ માર્ગદાતા છે તેઓને મારો નમસ્કાર થાઓ

'शरणदेभ्य' એટલે શરણ આપનારને નમસ્કાર થાઓ' અહિં 'ભયથી પીડિતની રક્ષા કરવી, તે શરણ કહેવાય આ સસારરૂપ ભયકર અટવીમા અતિક્લિષ્ટ–રાગદ્વેષાદિથી પીડાતા જીવોને દુખોની પરંપરાથી થતા ચિત્તના સંક્લેશરૂપ મુંઝવણમા આત્માને તત્ત્વચિંતનના અધ્યવસાયો જ સુંદર આશ્વાસન આપનાર હોવાથી તે શરણ–આશરારૂપ છે' બીજાઓ 'શરણ એટલે વિશેષ પ્રકારે તત્ત્વ જાણવાની ઈચ્છા' એમ કહે છે એ તત્ત્વચિંતનના અધ્યવસાયોથી જ જીવને તત્ત્વપ્રાપ્તિમાં કારણરૂપ ૧ તત્ત્વશ્રવણની ઇચ્છા, ૨ તત્ત્વનુ શ્રવણ, ૩ તત્ત્વનુ ગ્રહણ, ૪ તત્ત્વની હૃદયમાં ધારણા, ૫ તેથી વિશિષ્ટ જ્ઞાન અર્થાત્ વિજ્ઞાન, ૬ વિજ્ઞાનથી વિચારણા–તર્ક, ૭ અપોહ–તત્ત્વનો નિર્ણય, ૮. તત્ત્વનો દૃઢ રાગ–એ આઠ બુદ્ધિના ગુણો પ્રગટ થાય છે જો તત્ત્વચિતનના અધ્યવસાયો જ ન હોય તો એ ગુણો પ્રગટે નહિ–તેવા અધ્યવસાયો સિવાય તે બુદ્ધિના ગુણો પ્રગટે નહિં, પણ ગુણોનો આભાસ સભવે છે અને તેથી આત્માનો કાંઈ સ્વાર્થ સધાતો નથી વસ્તુત અનેક દુખોમા મુંઝાએલા જીવને આશ્વાસન આપનાર અને બુદ્ધિના ગુણો પ્રગટાવનાર એ તત્ત્વની ચિન્તા જ છે, માટે તે સાચુ શરણ છે એ તત્ત્વ ચિંતારૂપ શરણ ભગવંતોથી જ પ્રાપ્ત થાય છે, માટે તેઓ શરણદાતા છે, તેઓને મારા નમસ્કાર હો તથા—

'बोधिदेभ्य' એટલે બોધિ–જિનેશ્વર–કથિત ધર્મની પ્રાપ્તિ. આ બોધિ યથાપ્રવૃત્તકરણ. અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ અધ્યવસાયજન્ય સામર્થ્યને ફોરવવાના યોગે પૂર્વે નહિ ભેદાએલી રાગ–દ્વેષની ગ્રથિનો ભેદ થવાથી પ્રગટ થનારુ અને પશ્ચાનુપૂર્વિના ક્રમે પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકપા અને આસ્તિક્ય લક્ષણો જેમા પ્રગટેલા છે તે તત્ત્વાર્થની શ્રદ્ધા રૂપ સમ્યગ્દર્શન સમજવુ બીજાઓ આ બોધિને 'વિજ્ઞપ્તિ' કહે છે ઉપર જણાવ્યા તે અભય, ચક્ષુ, માર્ગ, શરણ અને બોધિ એ પાચેય અપુનર્બધકને પ્રાપ્ત થાય છે જ્યારે પુનર્બંધકને આ પાચ યથાર્થ સ્વરૂપમા પ્રગટ થતા નથી માટે ભગવતો આ પાચ ભાવોનું અપુનર્બધક દાન કરનારા છે–એમ સમજવું આ પાચે ભાવો ઉત્તરોત્તર પૂર્વ–પૂર્વના ફળરૂપ છે, તે આ પ્રમાણે – અભયનુ ફળ ચક્ષુ, ચક્ષુનુ ફળ માર્ગ, માર્ગનુ ફળ શરણ, અને શરણનુ ફળ બોધિ છે તે બોધિ ભગવંતોથી થાય છે, માટે તેઓ બોધિદાતા છે, તેઓને નમસ્કાર હો આ અભયદાન, ચક્ષુદાન, માર્ગદાન, શરણદાન અને બોધિદાનથી પૂર્વે જણાવી તે ઉપયોગ–સંપદાની સિદ્ધિ છે, તેથી

ઉપયોગ–સંપદામા હેતુરૂપ પાંચપદવાળી આ પાચમી ‘ઉપયોગ–હેતુસંપદા’ કહી હવે ‘સ્તોતવ્યસંપદાની’ જ વિશેષ ઉપયોગરૂપ સંપદા કહે છે—

**‘धम्म दयाण, धम्मदेसयाण, धम्मनायगाणं, धम्मसारहीणं. धम्मवरचाउरतचक्कवट्टीणं’** તેમાં **धर्मदेभ्य** એટલે ‘ધર્મદાતાને’ નમસ્કાર થાઓ અહિ ધર્મ ચારિત્ર–વિરતિરૂપ જાણવો તે ધર્મ, સાધુ અને શ્રાવક સંબધી એમ બે પ્રકારનો જાણવો સર્વસાવદ્યના ત્યાગરૂપ યતિધર્મ, થોડા પાપના ત્યાગરૂપ દેશવિરતિ અર્થાત્ શ્રાવક–ધર્મ આ બને વિરતિ–ધર્મ ભગવંતોએ બતાવેલ હોવાથી તેમનાથી જ પ્રાપ્ત થાય છે બીજા હેતુઓ હોવા છતા પણ વિરતિધર્મની પ્રાપ્તિમા પ્રધાન–હેતુ ભગવંતો જ છે, તેથી તેઓ ધર્મદાતા છે, તેથી તેમને નમસ્કાર હો. ધર્મનાયકપણુ ધર્મદેશના કરવા દ્વારા થાય છે, બીજા પ્રકારે નહિ, તેથી કહે છે .—

‘**धर्मदेशकेभ्य**’ એટલે ‘ધર્મની દેશના દેનારને નમસ્કાર થાઓ’ આગળ જણાવ્યા તે બે પ્રકારવાળા વિરતિધર્મની દેશના જીવોને નિષ્ફળ નહિ, પરતુ સુદર રીતિએ સફળ થાય તેવી રીતિએ તેઓની યોગ્યતા પ્રમાણે દેનારા હોવાથી ભગવંતો ધર્મદેશક છે. માટે તેમને નમસ્કાર થાઓ તથા—

‘**धर्मनायकेभ्यः**’ અર્થાત્ ‘ધર્મના નાયકોને’ નમસ્કાર થાઓ ઉપર કહ્યા તે ચારિત્રધર્મના નાયક ભગવતો છે, કારણ કે, તેઓએ ધર્મને આત્મસાત્ કર્યો છે, તેઓ તે ધર્મના પૂર્ણ ઉત્કર્ષને પામ્યા છે, તથા ઉત્તમ ફળને ભોગવે છે તેમને તે ધર્મનો વિઘાત કે વિરહ થતો નથી, તે કારણે તેઓ જ ધર્મના નાયકો છે, તેઓને અમારા નમસ્કાર થાઓ

‘**धर्मसारथिभ्यः**’ એટલે ‘ધર્મના સારથિને’ નમસ્કાર થાઓ ભગવંતો ચારિત્રધર્મની સ્વ–પરમાં સમ્યક્ પ્રવૃત્તિ કરવા–કરાવવાથી, તેનું પાલન કરવા–કરાવવાથી અને ઈન્દ્રિયોરૂપ ઘોડાઓનુ દમન કરનાર–કરાવનાર હોવાથી ધર્મ–રથના સાચા સારથિ છે, તેઓને અમારા નમસ્કાર થાઓ.

‘**धर्मवरचतुरन्तचक्रवर्तिभ्य.**’ એટલે ‘શ્રેષ્ઠ ચતુરત ધર્મચક્રવર્તીઓને’ નમસ્કાર થાઓ અહિ ધર્મ એટલે ચારિત્રધર્મ તે ધર્મ કષ, છેદ અને તાપ એ ત્રણ કોટીથી અત્યંત શુદ્ધ હોવાથી બૌદ્ધ વગેરેએ બતાવેલા ધર્મચક્રની અપેક્ષાએ શ્રેષ્ઠ છે વળી ચક્રવર્તીનુ ચક્ર માત્ર આ લોકનુ જ હિત કરે છે, જ્યારે આ વિરતિરૂપ ધર્મચક્ર તો ઉભય લોકનું હિત કરે છે તે કારણે તેનાથી શ્રેષ્ઠ છે વળી નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એમ ચાર ગતિરૂપ સંસારનો અંત કરનાર હોવાથી તે ‘ચતુરંત’ છે તેમ આ વિરતિધર્મ રૌદ્રધ્યાન, મિથ્યાત્વ આદિ ભાવશત્રુઓનો નાશ કરનાર છે. માટે ચક્રસમાન છે એ પ્રમાણે શ્રેષ્ઠ ચાતુરત ધર્મચક્રવાળા ધર્મચક્રવર્તી ભગવંતોને નમસ્કાર થાઓ અહિ ચતુરંતને બદલે ચાતુરંત શબ્દ છે, તેમાં ચ ને બદલે ચા છે, તે ‘**समृद्ध्यादित्वादात्वम्**’ સિ૦ હે૦ ૮–૧–૪૮ સૂત્રથી થાય છે એ મુજબ ‘ધર્મદાતા’ વગેરે પાચ પ્રકારે ભગવંત વિશેષ ઉપયોગી છે, માટે તેઓ સ્તુતિ કરવા લાયક છે–એમ કહી, સ્તોતવ્ય–સંપદાની જ ‘વિશેષ ઉપયોગ’ નામની આ પાચ પદવાળી છઠ્ઠી સંપદા કહી હવે જેઓ એમ માને છે કે– ‘જગતની સર્વ વસ્તુઓને કે તેના ભાવો–પર્યાયોને જાણો કે ન જાણો, ઈષ્ટ તત્ત્વને તો જાણો જ કીડીઓ આટલી સખ્યામા છે–એ ઈશ્વરના કીડીની સંખ્યાના જ્ઞાનનુ અમારે શું પ્રયોજન છે?’

એમ માનનારા બૌદ્ધો સર્વજ્ઞને ‘સર્વ પદાર્થોનુ જ્ઞાન’ નહિ માનતાં માત્ર ઇષ્ટતત્ત્વનુ જ જ્ઞાન માને છે, તેઓનુ ખડન કરતાં કહે છે કે—

‘अप्पडिहयवरनाण-दसणधराण विअट्ट-छउमाण, ‘अप्रतिहतवरज्ञान-दर्शनधरेभ्यः’ એટલે ‘અપ્રતિહત-સ્ખલના ન પામનારા જ્ઞાન-દર્શનને ધારણ કરનારાને’ નમસ્કાર થાઓ અહિ કોઈ પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવમા સ્ખલના નહિ પામનારા, માટે ‘અપ્રતિહત,’ તથા સર્વ આવરણ-કર્મોનો ક્ષય થવાથી ક્ષાયિક ભાવે પ્રગટેલા, માટે શ્રેષ્ઠ-એવા વિશેષબોધરૂપ કેવલજ્ઞાનને અને સામાન્યબોધરૂપ કેવલદર્શનને જેઓ ધારણ કરે છે, તેઓ અપ્રતિહત-જ્ઞાન-દર્શનવાળા કહેવાય ભગવતો તેવા એટલા માટે કહેવાય છે કે, તેઓના જ્ઞાન-દર્શન સર્વથા આવરણોથી મુક્ત છે, અને તેથી તે સર્વ વિષયોનુ જ્ઞાન અને દર્શન પામેલા છે તેમા પણ પહેલા જ્ઞાન અને પછી દર્શન કહેવાનુ કારણ એ છે કે-સર્વ લબ્ધિઓ જીવને જ્યારે તે સાકાર અર્થાત્ જ્ઞાનના ઉપયોગમા હોય છે, ત્યારે પ્રગટે છે માટે જ્ઞાનની વિશિષ્ટતા છે-એમ જણાવવા માટે પ્રથમ જ્ઞાન કહેલુ છે આવા જ્ઞાન-દર્શનવાળાને પણ ‘કેટલાકો ઈશ્વરને છદ્મસ્થ (સસારી) માનવાવાળા છે’ તેઓ કહે છે કે- ‘જ્ઞાની ધર્મતીર્થને કરનારા અને પરમપદ એટલે મોક્ષને પામેલા પણ ફરી પાછા તીર્થની રક્ષા કરવા માટે સંસારમા આવે છે’ વળી—

“જેઓનાં કર્મરૂપ ઈધણા બળી જવા છતાં સસારનો નાશ કરીને પુન સસારમા જન્મે છે; વળી ‘પોતે સ્થાપેલા ધર્મ-તીર્થનો કોઈ નાશ કરશે’ એવો ભય મોક્ષમા પણ રહેવાથી’ બીકણ એવા તેમનો મોક્ષ પણ અસ્થિર છે. વળી પોતે મુક્ત અને સંસારી પણ છે-છતા બીજાઓનો મોક્ષ કરવામા જેઓ શૂરવીર છે ભગવન્! તમારા શાસનથી ભ્રષ્ટ થએલાઓની ઉપર આવા વિસવાદો રૂપ મોહનુ રાજ્ય અથવા તો મૂઢતા વર્તે છે!”

—આ માન્યતાના ખડન માટે જણાવે છે કે-‘व्यावृत्तच्छद्मभ्य’ છદ્મ એટલે આત્માના જ્ઞાનાદિગુણોને છાદન કરનારા-ઢાંકનારાં જ્ઞાનાવરણીય વગેરે કર્મો, તથા તે કર્મબધને યોગ્ય જીવની સંસારી અશુદ્ધ અવસ્થા, અથવા ‘કર્મ અને સંસાર, તે છદ્મ’ આ છદ્મ જેઓને ટળી ગયાં છે, તેઓ ‘વ્યાવૃત્તછદ્મા’ કહેવાય, તેઓને અમારા નમસ્કાર હો અહિ એમ સમજવુ કે, જ્યા સુધી સસાર-છદ્મનો ક્ષય ન થાય, ત્યા સુધી મોક્ષ થતો નથી અને મોક્ષ થયા પછી જન્મ ધારણ કરવો, તે બનતુ નથી કારણ કે, ફરી જન્મ લેવાનુ કારણ તેઓને રહેતું નથી કોઈ એમ કહે કે, ‘પોતે સ્થાપન કરેલા ધર્મતીર્થનો નાશ, ઉપદ્રવ કરનારા જ્યારે જ્યારે પાકે, ત્યારે ત્યારે તેઓનો પરાભવ કરવો તે યુક્ત છે અને તે કારણથી તેઓ પોતે ફરી જન્મ લે છે’ એ બચાવ પણ અજ્ઞાનરૂપ છે, કારણ કે મોહ, મમત્વ વગર તીર્થનો રાગ, તેનો પરાભવ નહિ સહેવો કે તેની રક્ષા કરવી, વગેરે વિકલ્પો આત્માને થતા નથી તે વિકલ્પો મોહજન્ય છે અને આવો મોહ હોવા છતા તેઓનો મોક્ષ છે, અથવા મોક્ષ થવા છતા પણ આવો મોહ છે-એમ કહેવું તે પણ એક અજ્ઞાનજન્ય પ્રલાપમાત્ર છે અને અસત્ય છે એ પ્રમાણે અપ્રતિહત શ્રેષ્ઠ જ્ઞાન-દર્શનના ધારક અને કર્મ તથા સંસાર જેમનાં નષ્ટ થઈ ગયા છે, માટે તે સ્વરૂપથી તેઓ સ્તુતિ કરવા લાયક છે એમ કહીને સ્તોતવ્ય-સંપદાનુ જ કારણ સ્વરૂપ બતાવનારી આ ‘સકારણ સ્વરૂપસંપદા’ નામની બે પદોની સાતમી સંપદા કહી હવે ‘भ्रान्तिमात्रमसदविद्या’ અર્થાત્ જગત્ માત્ર ભ્રાન્તિરૂપ છે, તેથી અસત્ છે અવિદ્યારૂપ છે એમ સમજી સર્વ ભાવોને માત્ર જીવની ભ્રમણારૂપ

માનનારા 'અવિદ્યાવાદીઓ' શ્રીઅરિહંત દેવાદિને પણ પરમાર્થથી કાલ્પનિક–અસત્ સ્વરૂપ માને છે, તેઓનું ખંડન કરતા કહે છે કે :–

**जिणाण, जावयाणं, तिन्नाण, तारयाण, बुद्धाणं, बोहयाण, मुत्ताणं, मोअगाणं**, તેમાં, **जिनानाम्** એટલે રાગાદિ શત્રુઓને જિતેલા હોવાથી જિન, તેઓને નમસ્કાર થાઓ પ્રાણીમાત્રને વિષે રાગ–દ્વેષ વિગેરે અનુભવ–સિદ્ધ હોવાથી એ કાંઈ ભ્રમ–સ્વરૂપ કે કાલ્પનિક નથી અહિ કોઈ કહે કે–રાગાદિનો અનુભવ થાય છે, તે પણ ભ્રમણા છે, તો તે તદ્દન ખોટું છે, કારણ કે સ્વ અનુભવો પણ એમ કલ્પના માનવામા આવે તો જીવને સુખ–દુઃખ વગેરે અનુભવો થાય છે, તે પણ ભ્રમમાત્ર બની જશે, અને તેથી તો મૂળ સિદ્ધાંત જ ઉડી જશે માટે રાગ–દ્વેષ વગેરે સત્ છે અને તેથી તેનો વિજય કરનારા 'જિન' પણ સત્ છે,–કલ્પના–સ્વરૂપ નથી વળી '**जापकेभ्य**' એટલે એ જિન–ભગવંતો સદુપદેશ વિગેરે દ્વારા બીજા આત્માઓને એ જ રાગાદિ શત્રુઓનો વિજય કરાવનારા પણ છે, જેથી તેઓ '**जापका**' એટલે રાગાદિને જિતાડનારા પણ છે, તેઓને નમસ્કાર થાઓ વળી માત્ર કાળને જ દરેક કાર્યોમાં કારણ માનનારા અનંતના શિષ્યો ભગવંતોને પણ વસ્તુત સંસાર–સમુદ્રથી તરેલા માનતા નથી કારણ કે, તેઓ એમ માને છે કે–'**काल एव कृत्स्नं जगदावर्तयति**' અર્થાત્ 'કાળથી જ આખા જગતનું સર્વ ભાવોનું પરાવર્તન–ફેરફાર થયા કરે છે' તેનુ ખંડન કરતાં કહે છે—'**तीर्णेभ्य तारकेभ्य**' એટલે સ્વયં સંસાર–સમુદ્રથી તરેલા અને બીજાઓને તારનારા' એવા તમોને અમારો નમસ્કાર થાઓ ભગવંતો સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ વહાણ દ્વારા સંસાર–સમુદ્રનો પાર પામેલા હોવાથી 'તીર્ણ' છે સંસારથી પાર પામેલા તેઓને ફરી સંસારમા અવતરવાનુ સંભવિત જ નથી તેઓ જો ફરી પણ સંસારમા અવતરે તો મુક્તિ જ અસત્ય ઠરે, માટે મુક્ત આત્મા ફરી કદી સંસારી બનતા નથી એથી જ તેઓ સ્વરૂપે તરેલા છે જે પ્રમાણે પોતે તર્યા, તેમ બીજાને પણ તારે છે, માટે તારનારા પણ છે તેઓને નમસ્કાર થાઓ આ તરેલા અને તારનારા ભગવંતોને પણ જે અમુક મીમાંસકો જ્ઞાનને પ્રત્યક્ષ નહિ, પણ પરોક્ષ માને છે, તેઓ બોધવાળા કે બોધ કરાવનારા માનતા નથી તેઓ એમ કહે છે કે, '**अप्रत्यक्षा हि नो बुद्धि, प्रत्यक्षोऽर्थ**' એટલે 'આપણને વસ્તુ તો પ્રત્યક્ષ દેખાય છે, પણ બુદ્ધિ પ્રત્યક્ષ દેખાતી નથી, માટે બુદ્ધિ આત્માથી પરોક્ષ છે' જો તે પ્રત્યક્ષ હોય, તો પદાર્થોની જેમ તે પણ દેખાવી જોઈએ આ તેઓની માન્યતાને અસત્ જણાવતા કહે છે કે—

'**बुद्धेभ्य, बोधकेभ्य**' અર્થાત્ 'સ્વયં બોધવાળા અને બીજાને બોધ કરાવનારને' નમસ્કાર થાઓ અજ્ઞાનતારૂપી નિદ્રામા ઊંઘેલા આ જગતમાં ભગવંતોએ, જે જ્ઞાન જ્ઞાનને પોતાને જણાવે છે, તથા પદાર્થને પણ જણાવે છે' તેવા પોતાના જ સ્વસંવિદિત જ્ઞાન દ્વારા કોઈ બીજાના ઉપદેશ વિના જ જીવ, અજીવ વગેરે તત્ત્વોને જાણ્યાં છે, તેથી તેઓ બુદ્ધ છે અહિ એમ સમજવુ કે, જે જ્ઞાનથી તે જ્ઞાનનુ જ્ઞાન ન થાય, તે જ્ઞાનથી પદાર્થનુ જ્ઞાન પણ થઈ શકતુ નથી જેમકે દીવો અદૃષ્ટ રહે અને પદાર્થોને બતાવે તેમ બનતું નથી, વસ્તુત દીપક જેમ પોતે પોતાનુ અને અન્ય પદાર્થોનુ–એમ બંનેનુ જ્ઞાન કરાવે છે, તેમ જ્ઞાન પણ પોતાનો અને અન્ય પદાર્થોનો એમ સ્વ–પર પ્રકાશ કરે છે એમ પણ નહિ કહી શકાય કે–'જેમ ઇન્દ્રિયો દેખાતી નથી, છતા પદાર્થોનુ જ્ઞાન કરાવે છે, તેમ જ્ઞાન પણ પરોક્ષ છતા પદાર્થનુ જ્ઞાન કરાવી શકે છે' કારણ કે, પદાર્થ–જ્ઞાન કરાવનાર

જે ઇન્દ્રિયો છે, તે તો ભાવરૂપ છે અને તે ભાવ ઇન્દ્રિયો જ્ઞાનરૂપ હોવાથી આત્માને પ્રત્યક્ષ છે જ. કહ્યું પણ છે કે, '**अप्रत्यक्षोपलम्भस्य नार्थदृष्टिः प्रसिध्यति।**' અર્થાત્ 'જે જ્ઞાનનો પ્રત્યક્ષ ઉપલભ-પ્રાપ્તિ નથી, તેનાથી પદાર્થનુ જ્ઞાન પણ થતુ નથી.' માટે એ પ્રમાણે ભગવંતમાં બુદ્ધપણુ સિદ્ધ થાય છે, વળી એ રીતિએ બીજાઓને પણ તેઓ બોધ કરે છે માટે બોધ કરાવનારા-બોધક પણ છે, તેઓને નમસ્કાર થાઓ ' હવે જેઓ એમ માને છે કે, 'જગતનુ કર્તામા-બ્રહ્મામા મળી જવું-એ જ મુક્તિ છે' તે સતપનના શિષ્યો ભગવંતને પણ વાસ્તવિક 'મુક્ત' માનતા નથી તેઓ કહે છે કે-'**ब्रह्मवद् ब्रह्मसंगतानां स्थिति**' અર્થાત્ 'જેવી બ્રહ્મની સ્થિતિ છે, તેવી બ્રહ્મમાં મળી ગએલાની પણ સ્થિતિ થાય છે' તેઓના એ મતનું ખંડન કરતાં કહે છે કે-'**मुक्तेभ्य, मोचकेभ्य**' અર્થાત્ કર્મ-બંધનથી પોતે મુક્ત થએલા અને બીજાઓને મુક્ત કરાવનારાઓને' નમસ્કાર થાઓ જે કર્મોનુ ફળ ચારગતિસ્વરૂપ સસાર છે, તે વિચિત્ર કર્મોના બંધનથી છૂટેલા હોવાથી ભગવતો મુક્ત છે, કૃતકૃત્ય છે અને તેઓનુ કાર્ય પૂર્ણ સિદ્ધ થયેલુ છે, તેઓ માને છે તેમ જગત્કર્તા-બ્રહ્મમાં મળી જવાથી આત્માની કાર્ય-પૂર્ણતા થતી નથી કારણ કે, બ્રહ્માને તો પુન જગત્ રચવાનુ હોવાથી તેઓના મતે તેનુ કાર્ય અધુરૂ જ હોય છે. એટલુ જ નહિ પણ જગત્ રચવામા એકની હીન, એકની ઉત્તમ વગેરે અવસ્થાઓ બનાવવાથી રાગ-દ્વેષની પણ સિદ્ધિ થાય છે કારણ કે રાગ-દ્વેષ વિના જીવોની એવી સુખી, દુખી વગેરે અવસ્થાઓ કેમ કરી શકાય? વળી કોઈ કોઈનામા ભળી જાય તે પણ અસત્ય છે, કારણ કે, તેમ થવામાં કા તો બ્રહ્માનો કે બ્રહ્મામા ભળનાર આત્માનો અભાવ થાય છે, માટે જગત્કર્તામા ભળવાનુ માનવું, તે અજ્ઞાન-મૂલક છે-અસત્ય છે, તેથી આત્મા સ્વય કર્મથી મુક્ત થાય છે. એવી જ રીતિએ ભગવતો બીજાઓને પણ કર્મબંધનોથી મુક્ત કરાવે છે એ સિદ્ધ છે-માટે જ ભગવંતો પોતે મુક્ત છે અને મૂકાવનારા છે, તેમને નમસ્કાર થાઓ એમ જિતેલા-જિતાડનારા, તરેલા-તારનારા, બોધ પામેલા-બોધ પમાડનારા, મુક્ત અને મૂકાવનાર હોઈ પોતાની જેમ બીજાને પણ સમાન સુખ-ફળ આપનારા છે, એમ જણાવતી આ ચાર પદની 'પોતાના સરખા બીજાને ફળ કરનાર' નામની આઠમી સંપદા કહી હવે 'બુદ્ધિને યોગે જ્ઞાન થાય છે' એમ માનનારા કાપિલો-સાખ્યદર્શનવાળા ભગવંતોને સર્વજ્ઞ અને સર્વદર્શી માનતા નથી તેઓ એમ માને છે કે, '**बुद्ध्यवसितमर्थं पुरुषश्चेतयते**'। અર્થાત 'બુદ્ધિએ વિચારેલા અર્થને આત્મા જાણે છે' અર્થાત સ્વય આત્મા જ્ઞાન-દર્શન કરી શકતો નથી, પણ બુદ્ધિ દ્વારા થતા અધ્યવસાયોથી પદાર્થો જાણે છે-એવી તેઓની માન્યતાનુ ખંડન કરતા જણાવે છે—'**सव्वन्नूणं, सव्वदरिसीण**' અર્થાત્ 'સર્વને જાણે તે સર્વજ્ઞ અને સર્વને દેખવાનો જેમનો સ્વભાવ છે, તે સર્વદર્શી' તેઓને નમસ્કાર થાઓ આત્માનો સ્વભાવ સ્વય જાણવા-દેખવાનો છે જ, પણ કર્મરૂપ આવરણોનો પડદો આડો આવતા તે પોતાના સ્વભાવનો ઉપયોગ કરી શકતો નથી જ્યારે એ કર્માવરણો ખસી જાય, ત્યારે કોઈની સહાય વગર જ જ્ઞાન-દર્શનરૂપ સ્વ-સ્વભાવથી જ સર્વ જાણે અને દેખે છે કહેલુ છે કે, 'જીવ પોતે પ્રકૃતિથી જ નિર્મળ ચંદ્ર સરખો છે, ચદ્રનાં કિરણોની જેમ આત્માને વિજ્ઞાન છે, અને ચંદ્રની આડે આવતા વાદળોની જેમ જીવને કર્મરૂપ વાદળો છે' વળી એમ પણ એકાત નથી કે, 'બુદ્ધિરૂપી કારણ વિના આત્માને બુદ્ધિના ફળરૂપ વિજ્ઞાન ન જ થાય' વસ્તુત કારણો કાર્યની સિદ્ધિ સુધી જ ઉપયોગી હોય છે પછી તેની આવશ્યકતા રહેતી નથી

જીવને પણ કર્મ-આવરણો જ્યા સુધી તૂટ્યા ન હોય, ત્યા સુધી ભલે બુદ્ધિરૂપ કારણની આવશ્યકતા રહે, પણ સંપૂર્ણ આવરણો તૂટ્યા પછી આત્માનો જ્ઞાન-સ્વભાવ પ્રગટ થતાં બુદ્ધિ તેઓને ઉપયોગી થતી નથી. જેઓને તરવાની સહજ શક્તિ નથી, તેઓને ભલે તુબડું, નાવડી વગેરે ઉપયોગી હોય, પણ જેઓને તરવાની સહજ શક્તિ પ્રગટી છે, તેવા તારુ મનુષ્યો મત્સ્ય આદિ જળચરોની જેમ નાવડી વગર જ તરી શકે છે, તેમ ભગવંતો સહજ જ્ઞાન-દર્શન ગુણો પ્રગટ થયા પછી બુદ્ધિ વિના જ સર્વ જાણી-દેખી શકે છે માટે બુદ્ધિરૂપ કારણ વિના જ તેઓ સર્વજ્ઞ અને સર્વદર્શી છે-એ પ્રગટ સત્ય છે

અહિં બીજાઓ એમ પણ કહે છે કે—'જ્ઞાનથી સર્વ પદાર્થોમા વિશેષ ધર્મોરૂપ ફરક જણાય છે અને દર્શનથી સર્વ પદાર્થોના સામાન્ય ધર્મો અથવા સમાનતા દેખાય છે, માટે એકને બીજાનો વિષય નહિ હોવાથી 'સર્વ જાણે છે અને સર્વ દેખે છે' એમ કહેવુ અયુક્ત છે હજુ જ્ઞાન અને દર્શન બંને ભેગા મળીને સર્વ જાણી-દેખી શકે છે, તે ઘટે છે સ્વતંત્રપણે તો નહિ જ' આ કથન પણ વ્યાજબી નથી, કારણ કે, વસ્તુત સામાન્ય અને વિશેષ એ કાંઈ ભિન્ન નથી. જે પદાર્થોમાં સમાનતા ધર્મ છે, તે જ પદાર્થોમા વિષમતા ધર્મ પણ છે એટલે કે સમાનતા અને તરતમતા ધર્મો જે પદાર્થના છે, તે તે પદાર્થરૂપ આધાર (ધર્મી) તો એક જ છે, અને તેથી તેના તે જ ભાવોને જીવ જ્ઞાન-સ્વભાવથી તારતમ્યતારૂપે અને દર્શન સ્વભાવથી સમાનરૂપે જાણે-દેખે છે. એ રીતિએ જ્ઞાન-દર્શનથી સર્વ ભાવોને જાણે-દેખે છે, કારણ કે, સર્વ પદાર્થો જ્ઞાન-દર્શનના વિષય બને જ છે એ સમાધાનમા ફરી શંકા કરે છે કે, 'એમ છતા પણ જ્ઞાનથી સર્વ પદાર્થોનો વિશેષ તરતમતારૂપ ધર્મો જણાય છે, પરંતુ તેમાં રહેલો છતા સામાન્ય ધર્મ જણાતો નથી અને દર્શનથી સર્વપદાર્થોમા સમાનતા ધર્મ દેખાય છે, પણ તેમા રહેલો તરતમતા ધર્મ દેખાતો નથી એમ બેય ધર્મોને નહિ જણાવનાર બેમાથી માત્ર એક જ ધર્મને જણાવનારા જ્ઞાનને સર્વ જણાવનારું તથા એક જ ધર્મને દેખાડનારા દર્શનને સર્વ દેખાડનારૂ કહેવુ તે અયોગ્ય છે' તેના સમાધાનમાં કહે છે કે, એ કથન પણ અયોગ્ય છે કારણકે, સમાનતા અને તારતમ્યતા રૂપ ધર્મો અને તેના આધારભૂત પદાર્થો રૂપ ધર્મીઓ એકાન્ત ભિન્ન જ છે, એમ નથી, તેથી ગૌણપણે સમાનતા પણ જેમા છે, તેવા સર્વ પદાર્થો જ્ઞાનથી વિશેષ સ્વરૂપે જણાય છે અને ગૌણપણે વિશેષતા પણ જેમા છે, તેવા સર્વ પદાર્થો દર્શનથી સમાનરૂપે દેખાય છે એમ જ્ઞાન પણ સર્વ પદાર્થોનુ જ્ઞાપક છે અને દર્શન પણ સર્વ પદાર્થોનું દર્શક છે માટે તે રીતિએ ભગવતો સંપૂર્ણ જ્ઞાન-દર્શન ગુણવાળા છે તેથી સર્વજ્ઞ સર્વદર્શી છે-એમ કહેવામા ખોટું નથી તેઓને અમારો નમસ્કાર થાઓ

એમ છતા પણ આત્માને સર્વગત-વ્યાપક માનનારાઓ મુક્ત થયા પછી પણ આત્માને સર્વગત માને છે, પરંતુ અમુક સ્થાને જ રહે છે, એમ માનતા નથી તેઓ કહે છે કે-'**मुक्ता सर्वत्र त्तिष्ठन्ति, व्योमवत् तापवर्जिता**' અર્થાત્ મુક્ત આત્માઓ આકાશની જેમ સર્વ સંતાપ રહિત સર્વત્ર (વ્યાપકપણે) રહે છે તેમના એ મતનુ ખંડન કરતાં કહે છે —

'**सिवमयलमरुयमणंतमक्खयमव्वाबाहमपुणरावित्ति-सिध्धिगइनामधेय ठाण सपत्ताण**' અર્થાત્ નિરુપદ્રવ વિગેરે ગુણોવાળા મોક્ષસ્થાનને પામેલા' તેઓને મારો નમસ્કાર

થાઓ ને મોક્ષસ્થાનનું સ્વરૂપ જણાવે છે કે, 'शिवम्' એટલે સર્વપ્રકારના ઉપદ્રવો વગરનુ, 'अचलम' એટલે પોતાના સ્વભાવથી કે કોઈ પ્રયોગથી પણ જે ચલાયમાન થતું નથી, અચલ છે 'अरुज' એટલે 'વ્યાધિ અને વેદનાના કારણભૂત શરીર અને મન'નો ત્યાં અભાવ હોવાથી જ્યા કોઈ પ્રકારની વ્યાધિ કે વેદના નથી 'अनतम्' એટલે ત્યા રહેલા આત્માઓને અનંત જ્ઞાન હોય છે, માટે તે સ્થાન અનંત છે. अक्षयम् એટલે નાશ પામવાનાં કારણો ન હોવાથી કદી નાશ નહિ થનારું-શાશ્વત છે, 'अव्याबाधम्' એટલે કર્મો નહિ હોવાથી કોઈ પ્રકારની પીડા વિનાનુ, 'अपुनरावृत्ति' એટલે જે સ્થાનેથી ફરી સંસારમા આવવાનું કે અવતરવાનુ નથી, તથા 'सिद्धिगतिनामधेयम्' એટલે ત્યાં પ્રાણીઓ સમાપ્ત પ્રયોજનવાળા એટલે કે કૃતકૃત્ય હોય છે માટે તે સ્થાનને ચૌદ રાજલોકની ઉપર અંતભાગમાં છે, તે 'સિદ્ધિગતિ' એવા નામથી ઓળખાય છે-કર્મથી મુક્ત થયેલા આત્માઓનુ જ ત્યા ગમન હોવાથી તે પાંચમી કે આઠમી ગતિ કહેવાય છે એ રીતિએ સિદ્ધિગતિ એવા ઉત્તમ નામવાળું 'स्थानम्' એટલે આત્માઓ ત્યા સ્થિર રહે માટે 'સ્થાન' વ્યવહારનયથી જે 'સિદ્ધિક્ષેત્ર' કહેવાય છે. કહેલુ છે કે 'અહિ મનુષ્યલોકમાંના છેલ્લા શરીરનો ત્યાગ કરીને ત્યાં સિદ્ધિક્ષેત્રમા જઈને કાયમ માટે સ્થિરતાથી વસે છે' નિશ્ચયનયથી તો આત્મા પોતાના મૂલ સ્વરૂપમાં જ રહે છે, રમે છે અને સ્વ-સ્વરૂપનો આનદ અનુભવે છે નિશ્ચયનયથી તો 'સર્વે પદાર્થો પોતાના સ્વરૂપમા જ રહે છે કોઇ દ્રવ્ય પોતાના મૂળ સ્વરૂપને છોડતુ નથી,' એમ કહેલું છે આગળ જણાવેલા શિવ, અચલ આદિ વિશેષણો પરમાર્થથી સ્થાનને નહિં, પણ મુક્ત આત્માને ઘટે છે, તો પણ સ્થાન અને સ્થાનીનો અભેદ હોવાથી ઉપચારથી ત્યા રહેનારા સ્થાનીના લક્ષણો સ્થાનમા પણ ઘટાવી શકાય છે એવા પ્રકારના સ્થાનને પામેલા અર્થાત્ સંપૂર્ણપણે કર્મક્ષય થવા રૂપ સસારી અવસ્યા નાશ થવાથી, સ્વાભાવિક આત્મસ્વરૂપ પ્રગટ થવાથી આત્માનુ શુદ્ધસ્વરૂપ પામેલા, આવા આત્માને જો 'વિભુ'-વ્યાપક માનીએ, તો ઉપર જણાવ્યુ તેવા વ્યવહાર અને નિશ્ચયરૂપ સિદ્ધિસ્થાનની તેને પ્રાપ્તિ થઈ શકે નહિ, કારણ કે, સર્વગત-વ્યાપક માનવાથી તે હંમેશા એક સ્વરૂપે જ સર્વત્ર રહે, કોઈ સ્થાન બદલવાનું બાકી રહે નહિ અને તેથી પોતાનો ભાવ-સ્વરૂપ નાશ પામે નહિં બદલાય નહિં, તે નિત્ય કહેવાય' આવો વ્યાપક આત્મા સદાકાળ એક સ્વરૂપે રહેવાથી એકાત નિત્ય ગણાય એથી 'તેને સસારી અવસ્યાનો નાશ અને સ્વસ્વરૂપની પ્રાપ્તિ' એ ફેરબદલી તેમા ઘટે નહિં આથી એ નક્કી થયુ કે જેઓ ક્ષેત્રથી સર્વવ્યાપક નથી તેઓને જ સંસારી અવસ્થાના ત્યાગરૂપ મોક્ષ-અવસ્થા યા સિદ્ધિગતિ નામનુ સ્થાન પ્રાપ્ત થાય છે માટે જ 'कायप्रमाणमात्मा' અર્થાત્ 'આત્મા પોતાના શરીરપ્રમાણવાળો છે,' એમ જે કહ્યુ છે. તે બરાબર છે એવા ભગવંતોને નમસ્કાર થાઓ

બુદ્ધિમંત આત્માઓને એવા જ ભગવતો નમસ્કરણીય છે આ સૂત્રમા આદિમા અને અંતમા નમસ્કાર કર્યો છે. તેથી વચ્ચેના પદોમા પણ નમસ્કાર સંબંધ જોડવો. વળી ભયોને જિતનાર પણ એ અરિહંતો જ છે, બીજાઓ નહિ-એમ પ્રતિપાદન કરવા ઉપસંહાર કરતા કહે છે કે. 'नमो जिणाण जियभयाण ।' અર્થાત્ 'જિનોને, ભયો જિતનારાઓને નમસ્કાર થાઓ.' 'અહિં नमो અને जिन' એનો અર્થ પહેલા કહી ગયા, તે પ્રમાણે જાણવો. અને 'जितभयानाम्' એટલે 'સંસારરૂપ પ્રપંચથી નિવૃત્ત થએલા હોવાથી કોઈપણ ભય જેઓને નથી-સર્વ ભયોનો જેઓએ ક્ષય કરેલો છે-એવા અરિહંત ભગવંતોને નમસ્કાર થાઓ એ પ્રમાણે

'**सव्वन्नूणं** થી આરંભી **जियभयाणं**' સુધીના પાઠમાં ત્રણ વાક્યોથી જ્ઞાન-દર્શનાદિ પ્રધાન ગુણોનો કદી ક્ષય ન થાય તેવા મોક્ષરૂપ પ્રધાન ફળની પ્રાપ્તિ નામની નવમી સંપદા જણાવી અહિ એમ શંકા ન કરવી કે, એક જ પ્રકારના વિશેષણોથી વારંવાર સ્તુતિ કરવારૂપ પુનરુક્તિ દોષ કેમ ન લાગે? કારણ કે, સ્તુતિ વારંવાર કરવા છતા પણ પુનરુક્તિ દોષ લાગતો નથી કહ્યુ છે કે—"સ્વાધ્યાય, ધ્યાન, તપ, ઔષધ, ઉપદેશ, સ્તુતિ, દાન, વિદ્યમાન ગુણોનું કીર્તન આ સર્વ વારંવાર કરવા છતા પુનરુક્ત દોષ મનાતો નથી." આ શક્રસ્તવ-'નમોત્થુ ણં' કહ્યા પછી પ્રણિપાત એટલે નમસ્કાર કરાતો હોવાથી નવસંપાદાવાળા આ 'નમોત્થુ ણં' સૂત્રનુ 'પ્રણિપાત દંડક' એવું પણ નામ કહેવાય છે જિનેશ્વરો તીર્થની સ્થાપના કરે, તે પહેલા તેઓના જન્મ આદિ કલ્યાણકોના સમયે પણ પોતાના વિમાનમા રહ્યા રહ્યા શક્રમહારાજા આ 'નમોત્થુ ણં'થી તે તીર્થંકર ભગવંતોની સ્તુતિ કરે છે એ કારણથી આ સૂત્રનુ 'શક્રસ્તવ' એવુ પણ નામ છે. આ સૂત્ર ઘણેભાગે ભાવ-અરિહંતને આશ્રીને ભણાય છે, છતા સ્થાપના-અરિહંતની પ્રતિમામા ભાવ-અરિહંતનો આરોપ કરીને પ્રતિમાજી સન્મુખ બોલવામા દોષ નથી પ્રણિપાત-દંડક પછી અતીત, અનાગત અને વર્તમાન જિનેશ્વરોને વંદન કરવા માટે કેટલાકો આ ગાથા પણ ભણે છે—

**जे अ अइया सिध्धा, जे अ भविस्संति णागए काले ।**
**संपइ अ वट्टमाणा, सव्वे तिविहेण वंदामि ॥ १ ॥**

'જેઓ ભૂતકાળમાં સિદ્ધ થયા, ભવિષ્યમાં થશે અને વર્તમાનમા વર્તી રહેલા છે, તે સર્વને મન, વચન અને કાયાથી હુ વંદના કરું છુ'

## અરિહંતચેઈયાણં સૂત્રના અર્થ

ત્યાર પછી ઉભા થઈ સ્થાપના-પ્રતિમા જિનને વંદન કરવા માટે જિનમુદ્રાથી '**अरिहंत-चेइयाण**' વગેરે સૂત્ર બોલવું અહિ આગળ જેમનુ સ્વરૂપ વર્ણવ્યુ છે, તે ભાવ અરિહંતોની પ્રતિમારૂપ ચૈત્યોને અરિહંત-ચૈત્યો જાણવા ચૈત્ય એટલે પ્રતિમા-તેનો અર્થ જણાવે છે કે-અંતઃકરણ જ ચિત્ત કહેવાય, તે ચિત્તનો ભાવ કે તે ચિત્તનું કાર્ય, તે ચૈત્ય કહેવાય સિધ્ધહેમ વ્યાકરણના '**वर्णदृढादिभ्यः ट्यण्**' [ ૭, ૧, ૫૯ ] સૂત્રથી ચિત્ત શબ્દને ટ્યણ્ પ્રત્યય લાગવાથી ચૈત્ય શબ્દ તૈયાર થયો તેને બહુવચનાન્ત કરવાથી ચૈત્યો થાય શ્રીઅરિહંત દેવોની પ્રતિમાઓ ચિત્તમા ઉત્તમ સમાધિરૂપ ભાવને ઉત્પન્ન કરનારી હોવાથી સાધનમા સાધ્યનો આરોપ કરવાથી તેને પણ ચૈત્યો કહેવામાં આવે છે એ અરિહંતોના ચૈત્યોને વંદન કરવા માટે કાઉસ્સગ્ગ કરું છું- એવા **अरिहंत-चेइआण करेमि काउस्सग्ग** અર્થને જણાવતું આ પદ છે હવે કાઉસ્સગ્ગ શબ્દનો અર્થ કહે છે જ્યા સુધી કાઉસ્સગ્ગમુદ્રાવાળા શરીરથી કાઉસ્સગ્ગ કરુ, ત્યા સુધી કાયાથી જિનમુદ્રાનો આકાર, વચનથી મૌન અને મનથી ચિંતન કરાતા સૂત્રના અર્થના આલંબનરૂપ ધ્યાન, આ સિવાય બાકીની ક્રિયાઓનો હું ત્યાગ કરું છુ-એવી પ્રતિજ્ઞા કરાય છે હવે ક્યા નિમિત્તે કાઉસ્સગ્ગ કરાય છે, તે કહે છે-'**वंदणवत्तियाए वंदन-प्रत्यय** એટલે મન, વચન-અને કાયાની પ્રશસ્ત પ્રવૃત્તિરૂપ વંદન-નિમિત્તે કાઉસ્સગ્ગ કરું છું અર્થાત્ કાઉસ્સગ્ગ દ્વારા વંદન થાઓ અહિં પ્રત્યય-શબ્દનુ ''**वत्तियाए**' રૂપ આર્ષ-પ્રયોગથી સિધ્ધ થયું છે આમ વંદન કરવાની

ભાવનાથી વંદન-નિમિત્તે કાઉસ્સગ્ગ કરુ છુ, તેથી મને વંદન-લાભ મળો તથા 'पूअणवत्तियाए'= **पूजन-प्रत्ययम्** એટલે ગંધ, વાસ, પુષ્પો આદિથી અર્ચન કરવું તે પૂજન કહેવાય, તે નિમિત્તે કાઉસ્સગ્ગ કરુ છુ તેમજ 'सक्कारवत्तियाए'=सत्कार-प्रत्यम એટલે શ્રેષ્ઠ વસ્ત્ર, આભૂષણાદિકથી અર્ચન કરવુ, તે સત્કાર, તે માટે કાઉસ્સગ્ગ કરુ છુ અહિ શિષ્યે પ્રશ્ન કર્યો કે, મુનિને દ્રવ્યપૂજાનો અધિકાર ન હોવાથી આ ગંધ, માલ્ય, વસ્ત્ર, આભૂષણ દ્રવ્યપૂજા છે, તે કેવી રીતે કરી શકે? વળી શ્રાવક તો તે તે દ્રવ્યથી પૂજન સત્કાર કરનારો છે, એટલે કાઉસ્સગ્ગ દ્વારા પૂજન-સત્કારની પ્રાર્થના કરવી તે, તેઓને માટે નિષ્ફળ છે, તો શા માટે કરે? તેનુ સમાધાન કરતાં જણાવે છે કે-સાધુને સ્વયં દ્રવ્યપૂજન કરવાનો નિષેધ છે, પણ બીજાઓ દ્વારા તે કરાવવાનો કે અનુમોદનાનો નિષેધ નથી, કારણ કે દ્રવ્યસ્તવના અધિકારમા જણાવ્યા પ્રમાણે 'જેઓ સંપૂર્ણ વિરતિ પામ્યા નથી, તેવા દેશવિરતિ શ્રાવકને સંસાર ઘટાડવા માટે આ દ્રવ્યસ્તવ કરવું યોગ્ય છે ઈત્યાદિ.' વળી જિનમંદિરના અધિકારમા સાધુએ તેનો ઉપદેશ આપવો-જેમકે, 'ભક્તિથી જે તૃણકુટીર કરી જિનમંદિર બનાવે છે, તથા પુષ્પમાત્રથી પૂજા કરે છે. તેનાથી જે પુણ્ય બંધાય છે, તેનુ માપ કોણ કરી શકે?' આ પ્રમાણે દ્રવ્યસ્તવ કરાવવાનો નિષેધ નથી અને જિનેશ્વરદેવની બીજાઓએ કરેલી પૂજા કે સત્કારના દર્શન કરતાં હર્ષથી અનુમોદના થાય, તેનો પણ નિષેધ નથી મહાવ્રતધારી વજ્રર્ષિ એટલે વજ્રસ્વામીએ દ્રવ્યસ્તવ કરાવવાનુ કાર્ય પોતે સ્વયં કર્યુ છે, તથા પૂ. ઉમાસ્વાતિજી મહારાજના ગ્રંથોમા એ વિષયમા દેશના પણ છે આ પ્રમાણે સાધુને દ્રવ્યસ્તવ કરાવવાનો અને અનુમોદવાનો અધિકાર છે, માત્ર સ્વયં કરવાનો નિષેધ છે. તેમ જ શ્રાવકને સ્વય પૂજા-સત્કાર કરવાનો અધિકાર હોવાથી પૂજા-સત્કાર કરવા છતા તેના ભાવની વૃદ્ધિથી પૂજા-સત્કારનુ અધિક ફળ મેળવવા માટે કાઉસ્સગ્ગ દ્વારા પૂજા-સત્કારની પ્રાર્થના કરે, તે નિષ્ફળ નથી આમ સાધુ અને શ્રાવકને કાઉસ્સગ્ગમા દોષ નથી તથા 'सम्माणवत्तियाए= सन्मान-प्रत्यम्' એટલે સન્માન-નિમિત્તે, સ્તુતિ-સ્તવનાદિ કરવા, તે સન્માન કહેવાય બીજા આચાર્યો માનસિક પ્રીતિને સન્માન માને છે હવે આ વન્દન, પૂજન, સત્કાર, સન્માન શા માટે કરવાના છે? તે કહે છે-'बोहिलाभवत्तियाए=बोधिलाभ-प्रत्यय' એટલે શ્રીઅરિહંત ભગવંતે કહેલા ધર્મની પ્રાપ્તિરૂપ બોધિલાભ માટે, વળી બોધિલાભ પણ શા માટે? તો કે 'निरुवसग्गवत्तिग्राण=निरुपसर्ग-प्रत्यम्' એટલે જન્માદિ ઉપસર્ગના અભાવવાળો જે મોક્ષ, તે માટે બોધિલાભ શકા કરી કે, સાધુ અને શ્રાવકને બોધિલાભ તો છે જ, તો પછી તેની પ્રાર્થના શા માટે? વળી બોધિલાભનુ ફલ મોક્ષ છે અને તે હોવાથી મોક્ષ થવાનો જ, પછી પ્રાર્થના શા માટે? તેના સમાધાનમા કહે છે-કોઇ આકરા કર્મોદય-યોગે તેનો નાશ પણ સંભવે છે, માટે નાશ ન થાય અને નાશ પામેલુ ફરી પ્રાપ્ત થાય, તે માટે બોધિલાભની પ્રાર્થના કરવી નિષ્ફળ નથી અને ભવાન્તરમા બોધિલાભ થાય, તે માટે પ્રાર્થના કરવી હિતકારી છે તે માટે કાઉસ્સગ્ગ કરવા તે યોગ્ય છે

એ પ્રમાણે કાયોત્સર્ગ કરવા છતા પણ તેની સાથે શ્રદ્ધાદિ ગુણો ન હોય તો ઈષ્ટ કાર્ય સિદ્ધ થતુ નથી, માટે કહે છે કે—'सद्धाए मेहाए धिइए धारणाए अणुप्पेहाए वड्ढमाणीए ठामि काउस्सग्गं' અહિ वर्धमानया એટલે વૃદ્ધિ પામતી એવી श्रद्धया मेधया धृत्या धारणया अनुप्रेक्षया એટલે શ્રદ્ધા, બુદ્ધિ, ધીરજ, ધારણા અને અનુપ્રેક્ષા વડે કાઉસ્સગ્ગ કરુ છુ તેમા શ્રદ્ધા એટલે મિથ્યાત્વ મોહનીયકર્મના ક્ષયોપશમ આદિથી આત્મામા પ્રગટ થનારી અને જળ

નિર્મળ કરનાર જલકાન્તમણિ માફક ચિત્તને નિર્મળ કરનાર શ્રદ્ધાથી કાઉસ્સગ્ગ કરું છું, નહિ કે બળાત્કારથી કે બીજા કારણથી તે પ્રમાણે ઉત્તમ શાસ્ત્રોને સમજવામાં કુશળ, પાપશાસ્ત્રોને છોડી દેનારી અને જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી પ્રગટેલી બુદ્ધિ–સમજવાની શક્તિ તે મેધા કહેવાય, તે પૂર્વક કાઉસ્સગ્ગ કરું છુ, નહિં કે જડતાથી અથવા મર્યાદા પૂર્વક, નહિં કે જેમ તેમ. તથા મનની સમાધિરૂપ ધીરજ વડે, નહિં કે રાગ–દ્વેષથી આકુળ બનીને તેમજ અરિહંતના ગુણોને વિસ્મરણ કર્યા વગર ધારણા–પૂર્વક, નહિં કે શૂન્ય ચિત્તથી તથા અરિહંતના ગુણોનુ વારંવાર સ્મરણ કરવા પૂર્વક, નહિં કે અનુપ્રેક્ષા વગર, આ પ્રમાણે વૃદ્ધિ પામતી શ્રદ્ધા, બુદ્ધિ, ધીરજ, ધારણા અને અનુપ્રેક્ષા વડે કાઉસ્સગ્ગ કરુ છુ. આ શ્રદ્ધા વિગેરે પાચેય પહેલા પહેલાથી પછી પછીના લાભ થવાવાળા છે. શ્રદ્ધા હોય તો મેધા, મેધા હોય તો ધીરજ, ધીરજ હોય તો ધારણા અને ધારણાથી અનુપ્રેક્ષા થાય છે તેમની વૃદ્ધિ પણ એ જ ક્રમે થાય છે 'ठामि काउस्सग्ग' એટલે કાઉસ્સગ્ગ કરું છુ શિષ્યે પ્રશ્ન કર્યો કે, સૂત્રની શરૂમા करेमि काउस्सग्ग' એમ કહ્યુ, તો ફેરી કાઉસ્સગ્ગ કરું છુ–એમ કહેવાની શી જરૂર? તેના સમાધાનમા કહે છે કે, તમારી વાત સત્ય છે, પરંતુ શબ્દશાસ્ત્રના ન્યાયે જે ભવિષ્યના નજીકના કાળમા જ કરવાનુ હોય તે 'હમણા કરું છું' એમ વર્તમાનકાળમા બોલાય છે 'सत्सामीप्ये सद्वद्' ૫–૪–૧ સિદ્ધહેમ સૂત્રના અનુસારે વર્તમાનની સમીપમા હોય તે વર્તમાનરૂપ ગણાય એ ન્યાયે શરૂમા 'કાઉસ્સગ્ગ કરું છુ' એમ કહ્યુ હતુ, તે હમણાં જ કાઉસ્સગ્ગ કરીશ' એ અર્થમાં સમજવુ. અને છેલ્લે 'કાઉસ્સગ્ગ કરું છુ' એમ કહેવામાં પૂર્વે જે કાયોત્સર્ગ માટે આજ્ઞા માગી તે 'આજ્ઞારૂપ ક્રિયાનો કાળ અને ક્રિયાની સમાપ્તિનો કાળ–એ બંને કથંચિત્ એકરૂપ મનાતા હોવાથી' વર્તમાનમા તેનો પ્રારંભ જણાવવા માટે 'કાઉસ્સગ્ગ કરું છુ' એમ કહેલુ છે

શું કાઉસ્સગ્ગમા સર્વ પ્રકારે શરીરનો ત્યાગ કરે છે? ના. પૂર્વે 'अन्नत्थ' સૂત્રમાં જણાવેલા શ્વાસોચ્છ્વાસ, ખાસી, વિગેરે આકસ્મિક પ્રસંગો કે શરીરની જરૂરી હાજતો સિવાયના કાયવ્યાપારનો ત્યાગ કરું છું–એમ જણાવવા માટે 'अन्नत्थ ऊससिएणं' વિગેરે સૂત્ર બોલવુ અને તે પ્રમાણે કાઉસ્સગ્ગ કરવો

કાઉસ્સગ્ગ આઠ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ કરવો, તેમા નવકાર જ ગણવો તેવો નિયમ નથી ચૈત્યવંદના કરનાર પોતે એકલો જ હોય તો કાઉસ્સગ્ગને અંતે 'નમો અરિહંતાણ' કહી કાઉસ્સગ્ગ પારી જે ભગવાનની સામે ચૈત્યવંદન કરતો હોય, તે ભગવંતની સ્તુતિ બોલે અને ચૈત્યવંદન કરનારા ઘણા હોય તો એક જણ પારીને સ્તુતિ કહે અને બાકીનાઓ કાઉસ્સગ્ગમા રહીને સ્તુતિ પૂર્ણ થતા સુધી સાભળે. ત્યાર પછી બધા 'નમો અરિહંતાણ' કહીને પારે પછી આ અવસર્પિણીમાં ભરતક્ષેત્રમા જે ચોવીશ તીર્થંકરો થઈ ગયા, તેઓ આ એક જ ક્ષેત્રમા અને વર્તમાન અવસર્પિણી રૂપ એક જ કાળમા થએલા હોવાથી બીજા કાળ કે બીજા ક્ષેત્રોના તીર્થંકરો કરતા આસન્ન ઉપકારી હોવાથી તેઓની સ્તુતિ કરવા માટે નીચે પ્રમાણે 'લોગસ્સ–ચતુર્વિંશતિ સ્તવ' કહે

લોગસ્સ સૂત્રનો અર્થ

"लोगस्स उज्जोअगरे, धम्मतित्थयरे जिणे ।
अरिहंते कित्तइस्सं, चउवीसं पि केवली ॥ १ ॥

આ ગાથામાં અરિહંતે એ વિશેષ્યપદ છે તેની વ્યાખ્યા નમોત્થુણં પ્રમાણે સમજવી. તે અરિહંતોને '**कित्तइस्सं**' એટલે કીર્તન કરીશ. નામના ઉચ્ચાર પૂર્વક સ્તુતિ કરીશ. રાજ્યાદિ અવસ્થાઓમાં તેઓ દ્રવ્ય–તીર્થંકર કહેવાય, પણ અહિ ભાવ–અરિહંતની સ્તુતિ કરવાની હોવાથી કેવલજ્ઞાન ઉત્પન્ન થએલા એવા ભાવ–અરિહંતોની સ્તુતિ કરીશ. આમ કહીને જ્ઞાનાતિશય જણાવ્યો. તેઓની સંખ્યા જણાવવા માટે 'ચોવીશને' અને 'અપિ' શબ્દથી તે સિવાયના બાકીનાને પણ સ્તવીશ તે અરિહંતો કેવા પ્રકારના છે? તે કહે છે–'**लोगस्स उज्जोअगरे**'=**लोकस्योद्द्योतकरान्** એટલે ધર્માસ્તિકાય વિગેરે પાંચ અસ્તિકાયરૂપ લોકને કેવલજ્ઞાનથી પ્રકાશિત કરનાર હોવાથી ઉદ્દ્યોત કરનારા છે શંકા કરી કે, કેવલજ્ઞાની કહેવાથી જ લોક–પ્રકાશકપણું આવી જાય છે, તો 'લોક–ઉદ્દ્યોતકર' એમ ફરી કહેવાનું શું કારણ? સમાધાન કરતા જણાવે છે કે–તારી વાત સત્ય છે, છતા જે વિજ્ઞાનાદ્વૈતવાદીઓ એમ માને છે કે–જગત્ માત્ર જ્ઞાનરૂપ છે જ્ઞાન સિવાય અન્ય કોઈ સત્યતત્ત્વ નથી જે દેખાય છે, તે સર્વ ભ્રમણારૂપ છે તેઓને પ્રકાશક અને પ્રકાશ્ય એ બંને જુદા છે એટલે કે જગત્ પ્રકાશ્ય અને જ્ઞાન પ્રકાશક એમ પ્રકાશ કરનાર અને પ્રકાશ કરવાની વસ્તુ બે જૂદા છે–એ જણાવવા માટે 'લોકને પ્રકાશ કરનારા' એમ કહેલું છે વળી લોક–ઉદ્દ્યોતકરપણું સ્તુતિ કરનાર ભક્તોને ઉપકારક પણ થાય છે, એટલે કે લોકપ્રકાશક દ્વારા એ ઉપકારક હોવાથી સ્તુતિ કરવા યોગ્ય છે અનુપકારીની સ્તુતિ કોઈ કરતા નથી આથી તેમનુ ઉપકારિપણું જણાવવા માટે કહે છે કે–'**धम्मतित्थयरे**' એટલે 'ધર્મપ્રધાન તીર્થને કરનારા' આમા ધર્મશબ્દની વ્યાખ્યા આગળ કહી ગયા છીએ અને તીર્થ તે કહેવાય, જેના દ્વારા તરી શકાય ધર્મની પ્રધાનતાવાળું તીર્થ હોય, તે ધર્મતીર્થ અહિ ધર્મરૂપ તીર્થ કહેવાનું એ કારણ સમજવું કે નદીઓ ભેગી થતી હોય, તેવાં સ્થાનો કે શાક્ય આદિએ સ્થાપન કરેલા અધર્મપ્રધાન તીર્થોનો પરિહાર કરવા માટે 'ધર્મ'શબ્દ વાપર્યો છે એટલે ધર્મ એ જ સંસાર–સમુદ્ર તરવાનુ પવિત્ર તીર્થ છે એવા ધર્મતીર્થને સ્થાપનારા–પ્રવર્તાવનારાઓ 'ધર્મતીર્થંકર' કહેવાય, કે જેઓએ દેવો, મનુષ્યો અને અસુરોની પર્ષદા–સભામા પોતપોતાની ભાષામા સહુ કોઈ સમજી શકે એવી પાંત્રીશ ગુણવાળી વાણી દ્વારા ધર્મ સમજાવી ધર્મતીર્થની સ્થાપના કરી આ 'ધર્મતીર્થંકર' વિશેષણથી તેમના પૂજાતિશય અને વચનાતિશય જણાવ્યા હવે અપાયાપગમાતિશય માટે કહે છે કે–'**जिणे**'–**जिनान्** અર્થાત્ રાગ–દ્વેષ આદિ અભ્યંતર શત્રુઓને જિતનારાઓને, આ પ્રમાણે 'લોગસ્સ' સૂત્રની પ્રથમ ગાથાનો ભાવાર્થ એ છે કે–લોકનો ઉદ્દ્યોત કરનારા, ધર્મતીર્થને પ્રવર્તાવનારા, રાગ–દ્વેષ આદિ શત્રુઓને જિતનારા, કેવલજ્ઞાની એવા ચોવીશ અરિહંતોની હું સ્તુતિ કરીશ તે સ્તુતિ કરતા કહે છે કે—

**उसभमजिअं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।**
**पउमप्पह सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥**

**सुविहिं च पुप्फदंतं, सीअल–सिज्जंस–वासुपुज्जं च ।**
**विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥ ३ ॥**

**कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।**
**वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥**

અર્થ–જિન એવા ઋષભ અને અજિતને હુ વાંદુ છું, તથા સંભવને, અભિનંદનને અને સુમતિને, પદ્મપ્રભ, સુપાર્શ્વ અને ચંદ્રપ્રભને હું વાંદુ છુ 'પુષ્પદંત' નામવાળા સુવિધિને, શીતલને, શ્રેયાંસને, વાસુપૂજ્ય તથા વિમલ, અનંત, ધર્મ અને શાતિજિનને હુ વાંદુ છું કુંથુ, અર અને મલ્લિને, મુનિસુવ્રત અને નમિજિનને હું વાંદુ છું વળી અરિષ્ટનેમિ, પાર્શ્વ તથા વર્ધ્ધમાનને હુ વંદન કરું છું ૨–૩–૪

ત્રણ ગાથાનો સમુદાયાર્થ કહીને હવે પદાર્થ એટલે નામોનો અર્થ વિભાગથી કહે છે તે અર્થ સામાન્ય એટલે સર્વમા ઘટે તેવો અને તે તીર્થંકર વ્યક્તિમાં જ ઘટે તેવો વિશેષ અર્થ કહેવાશે તેમાં ૧ **उसभ-ऋषभ** સામાન્યથી 'પરમપદ–મોક્ષને જે પ્રાપ્ત કરે છે, તે 'ઋષભ,' તેનુ પ્રાકૃતરૂપ '**उद् ऋत्वादौ**' સૂત્રથી '**उसहो**' એવું બને છે, બીજા પ્રકારે ઋષભની જેમ 'વૃષભ' પણ કહે છે, એટલે '**वर्षति इति वृषभः**' અર્થાત્ દુ ખરૂપ અગ્નિથી બળતા જગતને દેશના-રૂપ પાણી વરસાવી શાન્ત કરે, તે વૃષભ' '**वृषभे वा वा**' સિદ્ધહેમના સૂત્રથી **वृ**ના બદલે **उ** કરવાથી '**उसहो**' અને તેનો **उसभ** આ સામાન્ય અર્થ. વિશેષ અર્થ તો ભગવંતના સાથળમા વૃષભલાછન, અને મરુદેવા માતાએ પ્રથમ સ્વપ્ન વૃષભનુ દેખવાથી ભગવંતનુ નામ 'વૃષભ' અથવા 'ઋષભ' પાડયુ

૨ **अजित**–પરિષહાદિકથી જિતાયા ન હોવાથી અજિત એ સામાન્ય અર્થ, અને ભગવંત ગર્ભમાં હતા ત્યારે માતાજી રાજા સાથે પાસા ખેલતા હતાં, તે જિતાયા નહિ, તેથી 'અજિત' નામ રાખ્યું, તે વિશેષ અર્થ.

૩ **संभव**–જેઓમા ચોત્રીશ અતિશય રૂપ ગુણો વિશેષ પ્રકારે સંભવે છે, તે સંભવ, અથવા જેમની સ્તુતિ કરવાથી સ્તુતિ કરનારને **शं** એટલે સુખ પ્રાપ્ત થાય તેમા '**शषो स** ' સૂત્રથી પ્રાકૃત નિયમ પ્રમાણે શંભવને બદલે સંભવ થાય ભગવંત ગર્ભમા આવ્યા ત્યારે દેશમા અધિક ધાન્ય પાકવાનો સંભવ થયો એટલે અધિક ધાન્ય પાકયું માટે 'સંભવ' નામ રાખ્યુ

૪ **अभिनंदन**–દેવેન્દ્રોથી જેઓ અભિનંદન પામ્યા હોય, તે અભિનંદન. તથા પ્રભુ ગર્ભમાં આવ્યા ત્યાર પછી ઈન્દ્રાદિકોએ વારંવાર માતાને અભિનંદન આપેલુ હોવાથી તેમનુ 'અભિનંદન' નામ રાખ્યું

૫ **सुमति**–સુંદર મતિ–બુદ્ધિ હોય, તે સુમતિ ભગવાન ગર્ભમા હતા ત્યારે માતાને સુંદર નિશ્ચય કરાવનારી મતિ પ્રગટી, તેથી 'સુમતિ'

૬ **पद्मप्रभ**–નિષ્પંકતા ગુણની અપેક્ષાએ પદ્મ સમાન પ્રભા–કાંતિવાળા હોવાથી પદ્મપ્રભ, અને ભગવંત ગર્ભમા હતા ત્યારે માતાને પદ્મ–કમળની શય્યામાં સુવાનો દોહલો દેવતાએ પૂર્યો માટે પદ્મ અને દેહની કાંતિ પદ્મ–કમળસમાન લાલ હોવાથી 'પદ્મપ્રભ' નામ રાખ્યું

૭ **सुपार्श्व**–સુદર છે દેહનાં પડખાં જેઓના, તે સુપાર્શ્વ, અને પ્રભુ ગર્ભમાં હતા ત્યારે માતા પણ સુદર પડખાંવાળા થયાં, માટે 'સુપાર્શ્વ' નામ રાખ્યુ

૮. **चन्द्रप्रभ**–ચંદ્રના કિરણો માફક જેની પ્રભા શાન્ત લેશ્યાવાળી હોય, તથા ગર્ભના યોગે માતાને ચંદ્રપાનનો દોહલો થયો, તેમ જ ભગવંતના શરીરની પ્રભા ચંદ્ર સરખી ઉજ્જવલ હતી, તેથી 'ચંદ્રપ્રભ' નામ રાખ્યુ

૯ **સુવિધિ**–સુ એટલે સુંદર અને વિધિ એટલે સર્વ વિષયમા કુશળતાવાળા પ્રભુ ગર્ભમા આવ્યા પછી માતાને સર્વ વિષયમા કુશળતા પ્રગટ થવાથી ભગવંતનું નામ 'સુવિધિ' રાખ્યું. તથા ભગવંતને પુષ્પની કળીઓ સરખા સુંદર દાત હોવાથી બીજું નામ 'પુષ્પદંત' પણ થયું

૧૦ **શીતલ**–સમગ્ર પ્રાણીઓના સતાપને હરણ કરનારા હોવાથી તથા શીતલતા કરનારા હોવાથી શીતળ, તથા પ્રભુ ગર્ભમા હતા ત્યારે પિતાને પહેલા થએલ પિત્તદાહ કોઈ ઉપાયથી શાન્ત યતો ન હતો પણ ગર્ભ–પ્રભાવે માતાના હસ્તસ્પર્શથી શાન્ત થયો, માટે 'શીતલ' નામ પાડ્યુ

૧૧ **શ્રેયાંસ**–સમગ્ર જગત્ કરતા પણ અતિ પ્રશંસનીય માટે શ્રેયાન, અથવા કલ્યાણકારી ખભાવાળા, 'શ્રેય+અંસ=શ્રેયાંસ', તથા પ્રભુ ગર્ભમા હતા ત્યારે કોઈએ પણ ન વાપરેલ દેવતા-ધિષ્ઠિત શય્યાનો માતાએ ઉપભોગ કરવાથી શ્રેય થયુ એટલે 'શ્રેયાંસ' નામ રાખ્યુ

૧૨ **વાસુપૂજ્ય**–ધર, ધ્રુવ, સોમ, અહ, અનિલ, પ્રત્યૂષ અને પ્રભાસ એવા આઠ વસુ જાતિના દેવોને પૂજ્ય હોવાથી વસુપૂજ્ય અને '**પ્રજ્ઞાદિભ્યોऽण्**' એવા વ્યાકરણસૂત્રથી વાસુપૂજ્ય, તથા ભગવંત ગર્ભમા હતા ત્યારે વસુ અર્થાત્ હિરણ્યવડે ઈન્દ્રે રાજકુલની પૂજા કરી, તેથી વાસુપૂજ્ય, અથવા વસુપૂજ્ય રાજાના પુત્ર હોવાથી વ્યાકરણ નિયમાનુસાર અણ્પ્રત્યય આવવાથી આદિસ્વરની વૃદ્ધિ થતા 'વાસુપૂજ્ય' કહેવાયા

૧૩. **વિમલ**–ગયો છે મલ જેનો તે વિમલ, અથવા જ્ઞાન–દર્શનાદિગુણો જેના નિર્મલ છે તે વિમલ, તથા ગર્ભ–પ્રભાવે માતાને મતિ તથા શરીર નિર્મલ થયા માટે 'વિમલ' નામ રાખ્યું

૧૪ **અનન્ત**–અનત કર્મો પર વિજય મેળવનારા અથવા અનત જ્ઞાનાદિ ગુણોથી વિજયવંતા, તે '**અનતજિત**,' ગર્ભમા હતા ત્યારે માતાએ અનતરત્નમાળા અથવા આકાશમા અંત વગરનુ મહાચક્ર દેખ્યુ હોવાથી, ત્રણભુવનમા જયવતા હોવાથી જિત્ એમ અનતજિત, ભીમસેનને બદલે ભીમ પણ કહેવાય, તેમ અનંતજિત અનત+જિત્ને બદલે 'અનંત' નામ પણ કહેવાય

૧૫. **ધર્મ**–દુર્ગતિમા પડતા જીવોને ધારણ કરે, તે ધર્મ, અને પ્રભુ ગર્ભમા આવ્યા ત્યારથી માતા દાનાદિ ધર્મોમા તત્પર બન્યા, માટે 'ધર્મ' નામ રાખ્યું

૧૬ **શાન્તિ**–શાતિનો યોગ થવાથી, પોતે શાન્તિસ્વરૂપ હોવાથી અને બીજાઓને શાતિ કરનાર હોવાથી, શાતિ અને ભગવતના ગર્ભના મહિમાથી દેશમા ઉત્પન્ન થએલા મરકીના ઉપદ્રવની શાતિ થવાથી પુત્રનુ નામ 'શાતિ' રાખ્યુ.

૧૭ **કુન્થુ**–કુ એટલે પૃથ્વી, તેમા રહેલા હોવાથી કુન્થુ એ નિરુક્ત અર્થ સમજવો ગર્ભ–પ્રભાવથી માતાએ રત્નોનો કુન્થુ એટલે ઢગલો દેખ્યો એટલે 'કુન્થુ' નામ પાડ્યુ

૧૮ **અર**–'સર્વોત્તમ મહાસાત્ત્વિક કુળમા તેની આબાદીને માટે જે ઉત્પન્ન થાય છે, તેમને વૃદ્ધ પુરુષોએ અર નામ આપેલુ છે' તથા ગર્ભ–પ્રભાવથી માતાએ સ્વપ્નમા રત્નોનો અર એટલે આરો દેખ્યો, તેથી 'અર' નામ આપ્યું

૧૯. **મલ્લિ**–પરિષહ આદિ મલ્લોને જિતનાર માટે મલ્લિ નિરુક્તથી અર્થ કહ્યો, તથા પ્રભુ ગર્ભમા આવ્યા ત્યારે માતાનો છએ ઋતુના પુષ્પોની સુગંધમય માળાઓની શય્યામા સુવાનો દોહલો દેવોએ પૂર્ણ કર્યો, તેથી 'મલ્લિ' નામ રાખ્યુ

૨૦ **મુનિસુવ્રત**–જગતની ત્રિકાલ અવસ્થાને જાણે–માને તે મુનિ અહિં **मन्** ધાતુ છતાં **'मनेरुर्देतौ चास्य वा'** એ વ્યાકરણના નિયમ અનુસાર **मन्** ધાતુને इ પ્રત્યય આવતાં ઉપાન્ત્ય अ નો उ થવાથી **मुनि** શબ્દ બને છે તથા સુંદર વ્રતવાળા હોવાથી સુવ્રત, એ પ્રમાણે મુનિ + સુવ્રત, અને ગર્ભ–પ્રભાવથી માતા મુનિના જેવાં સુંદર વ્રતવાળાં થયાં, માટે 'મુનિસુવ્રત' નામ રાખ્યુ

૨૧. **નમિ**–પરિષહો અને ઉપસર્ગોને નમાવવાથી–હરાવવાથી નમિ, **'नमेस्तु वा'** ઉણાદિ ૬૧૩, વિકલ્પે ઉપાન્ત્યમાં ઈકાર કરવાથી નમિ રૂપ તૈયાર થાય છે ગર્ભના પ્રભાવથી નગર પર ચડી આવેલા શત્રુ રાજાઓ પણ નમી પડયા, માટે 'નમિ' નામ રાખ્યું

૨૨ **નેમિ**-ચક્રની નેમિ–વર્તુલાકારની માફક ધર્મચક્રની નેમિને કરનારા, અને ગર્ભ–પ્રભાવે માતાએ રિષ્ટ રત્નોનો મહાનેમિ–રેલ જોવાથી રિષ્ટનેમિ તથા તેની પૂર્વે અપશ્ચિમ શબ્દોની જેમ નિષેધ–વાચી 'અ' લગાડવાની 'અરિષ્ટનેમિ' નામ રાખ્યુ

૨૩ **पार्श्व**–જે સર્વ ભાવોને **पश्यति** એટલે દેખે, તે પાર્શ્વ એ નિરુક્તાર્થ કહીને ગર્ભના પ્રભાવે માતાએ શયનમા હતાં, ત્યારે અંધકારમાં સર્પ દેખ્યો, આ ગર્ભનો મહિમા છે–એમ જાણી પશ્યતિ એટલે દેખે તે 'પાર્શ્વ' નામ પાડયું તથા પાર્શ્વ નામના વેયાવચ્ચ કરનાર યક્ષના નાથ હોવાથી પાર્શ્વનાથ, તેમાં ભીમસેન માફક પાર્શ્વનાથને બદલે 'પાર્શ્વ' નામ રાખ્યુ.

૨૪ **વર્દ્ધમાન**–જ્યારથી ઉત્પન્ન થાય ત્યારથી જ્ઞાનાદિ ગુણોએ વૃદ્ધિ પામે એટલે વર્દ્ધમાન ભગવંત જ્યારથી ગર્ભમા આવ્યા, ત્યારથી તેઓનુ જ્ઞાતકુલ ધન, ધાન્ય આદિ સમૃદ્ધિથી વૃદ્ધિ પામવા લાગ્યુ, માટે પુત્રનુ 'વર્દ્ધમાન' નામ રાખ્યુ

આ મુખ્ય નામોના અર્થને જણાવનારી શ્રીભદ્રબાહુસ્વામીએ રચેલી સંગ્રહણી ગાથાઓના અર્થ ઉપર જણાવેલા અર્થમા આવી જતો હોવાથી અહિ ફરી લખ્યો નથી, આ પ્રમાણે ચોવીશ તીર્થંકરોનું નામપૂર્વક કીર્તન કરીને હવે ચિત્ત–શુદ્ધિ માટે પ્રાર્થના કરે છે—

**"एवं मए अभिथुआ, विहूअ–रय–मला पहीण–जर–मरणा ।**
**चउवीसं पि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥"**

'**एवं**' એટલે એ પ્રમાણે, '**मया**' એટલે મેં, '**अभिष्टुता**' એટલે નામ ઉચ્ચારવા પૂર્વક મેં જેમની સ્તુતિ કરી, તે જિનેશ્વરો મને પ્રસન્ન થાઓ તેમને વિશેષ વર્ણવતા કહે છે કે–'**विधूतरजोमला**' એટલે રજ અને મેલ રૂપ કર્મોને જેઓએ ખંખેરી–કંપાવી દૂર કર્યા છે એવા, અહિ બંધાતુ કર્મ તે રજ અને પહેલા બાંધેલુ કર્મ તે મેલ કહેવાય, અથવા બંધમાં આવેલ કર્મ તે રજ અને નિકાચિત થએલું કર્મ તે મલ, અથવા ગમનાગમન આદિ ક્રિયાથી વીતરાગ–દશામા બંધાતું તે રજ, અને સરાગ–અવસ્થામા કષાયના ઉદયથી બંધાતું કર્મ, તે મલ જાણવું. તેવા રજ અને મલરૂપ કર્મનો જેમણે નાશ કર્યો છે અને તેથી જ '**प्रक्षीण–जर–मरणा**' એટલે કર્મરૂપ કારણોના અભાવે જેમના જરા, મરણ આદિ દુખો નાશ પામ્યા છે, એવા તે '**चतुर्विंशतिरपि**' એટલે ઋષભાદિ ચોવીશ અને અપિ શબ્દથી બીજા પણ '**जिनवरा**' એટલે જિનેશ્વરો, અહિં શ્રુતકેવલિ આદિજિનોમા કેવલી હોવાથી પ્રધાન અને '**तीर्थंकरा**' એટલે તીર્થ સ્થાપનારા, તે તીર્થંકરો '**मम**' એટલે મને '**प्रसीदन्तु**' પ્રસન્ન થાઓ જો કે તેઓ રાગ–દ્વેષ વગરના હોવાથી સ્તુતિથી પ્રસન્ન કે નિંદાથી દ્વેષ પામતા નથી તો પણ સ્તુતિર કરના

સ્તુતિનું ફલ અને નિંદા કરનાર નિંદાનું ફલ અવશ્ય પામે છે. જેમ ચિંતામણિ રત્ન, મંત્રો વગેરેમાં રાગ-દ્વેષ ન હોવા છતા તેના આરાધક-વિરાધકને લાભ-હાનિરૂપ ફળ મળે છે, તેમ વીતરાગ કેવલી અરિહંત માટે પણ સમજવું.

વીતરાગસ્તવમાં અમે કહેલુ છે કે-'જેઓ પ્રસન્ન થાય નહિં, તેઓ તરફથી ફળ કેવી રીતે મળે? એ કલ્પના અયોગ્ય છે શું જડ છતા ચિંતામણિ વિગેરે ફળ નથી આપતા?' શિષ્યે પ્રશ્ન કર્યો કે, જેઓ પ્રસન્ન થતા નથી, તેઓને 'પ્રસન્ન થાઓ' એમ ફોગટ પ્રાર્થનાના પ્રલાપો શા માટે કરવા? તેના સમાધાનમા કહે છે કે-એમ નથી, કારણ કે ભક્તિની અધિકતાથી એમ કહેવામા દોષ નથી કહેલુ છે કે ક્ષીણ ક્લેશવાળા એવા તે ભગવતો વીતરાગ હોવાથી ભલે પ્રસન્ન થતા નથી, પણ તેઓની કરેલી સ્તુતિ નિષ્ફળ જતી નથી, કારણ કે તેમની સ્તુતિ કરનારને ભાવની શુદ્ધિ થાય છે અને તેથી કર્મનો વિગમ થવા રૂપ પ્રયોજન સફળ થાય છે આખી ગાથાનો સળગ અર્થ કહે છે-'એ પ્રમાણે મેં નામ બોલવા પૂર્વક સ્તુતિ કરેલા ચોવીશ અને બીજા પણ તીર્થંકરો જેમણે રજ અને મલરૂપ સર્વ કર્મોનો નાશ કર્યો છે, તેમજ જરા-મરણથી રહિત બનેલા અને જિનોમા શ્રેષ્ઠ એવા, તથા તીર્થ સ્થાપનારા અરિહંતો મારા પર પ્રસન્ન થાઓ' તથા—

**कित्तिय वंदिअ महिया, जे ए लोगस्स उत्तमा सिद्धा ।**
**आरुग्गवोहिलाभं, समाहिवरमुत्तमं दितु ॥६॥**

'**कीर्तिता**' એટલે દરેકના પોતાના નામ બોલવા પૂર્વક કીર્તન કરાએલા, '**वंदिता**' એટલે ત્રણે યોગ પૂર્વક (મન, વચન અને કાયા વડે) સમ્યગ્ રીતે સ્તુતિ કરાએલા '**महिता**' એટલે પુષ્પાદિકથી પૂજેલા, કોઈક જગો પર **मइया** એવો પાઠાતર છે, તેમા **मयका-मया** એટલે મારાથી કીર્તન, વંદન, સ્તુતિ કરાએલા એવા કોણ? તે કહે છે-'**ये एते लोकस्य उत्तमा**' એટલે જેઓ સર્વ જીવલોકમા કર્મ-મેલ ટળી જવાથી ઉત્તમ છે વળી '**सिध्धा.**' એટલે સિધ્ધ થયા છે પ્રયોજનો જેનાં એવા કૃતકૃત્ય થએલા '**आरोग्य-वोधिलाभं**' એટલે આરોગ્યસ્વરૂપ મોક્ષને અને તેના કારણભૂત બોધિલાભને-સમ્યગ્ ધર્મ-પ્રાપ્તિને મને આપો આવો ધર્મ કોઈપણ સાસારિક-પૌદ્ગલિક સુખની અભિલાષા વગર મોક્ષ માટે જ કરવામા આવે, તો જ તે ધર્મ ગણાય તેથી અહિ મોક્ષ માટે બોધિલાભની પ્રાપ્તિની પ્રાર્થના અને તેના માટે '**समाधिवर**' એટલે ચિત્તની પરમ સ્વસ્થતા રૂપ ભાવસમાધિ અર્થાત્ આત્માનો સમભાવ તે પણ તરતમ ભાવે અનેક ભેદવાળી હોય છે માટે કહે છે કે, '**उत्तमं**'= સર્વોત્કૃષ્ટ સમાધિને '**ददतु**'=આપો આ પ્રમાણે પ્રસન્ન થતા નથી છતા પણ ભક્તિથી તેમની પ્રાર્થના કરાય છે કહ્યું છે કે-'ક્ષીણ રાગ-દ્વેષવાળા વીતરાગ સમાધિ કે બોધિને આપતા નથી, છતા પણ ભક્તિથી આ પ્રમાણે પ્રાર્થના માટે બોલવુ તે અસત્યામૃષારૂપ વ્યવહાર ભાષા છે (જગતના સર્વ વ્યવહારોમા વ્યવહારભાષા બોલાય છે, તે ભક્તિરૂપ હોવાથી સફળ છે)

આ પ્રમાણે મારા વડે કીર્તન, વંદન, સ્તુતિ કરાયેલા અને જેઓ આ લોકને વિષે સર્વોત્તમ સિદ્ધ થએલા છે એવા તીર્થંકર ભગવતો મને આરોગ્ય, બોધિલાભ અને ઉત્તમ સમાધિ આપો' ૬. તથા-

**चन्देसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।**
**सागरवरगम्भीरा, सिद्धा सिद्धिं मम दिसन्तु ॥ ७ ॥**

આહ 'चंदेसु' મા પ્રાકૃતભાષાના નિયમ પ્રમાણે પંચમી વિભક્તિના અર્થમાં સપ્તમી છે, માટે 'चंद्रेसु' ને બદલે 'चन्द्रेभ्यः' સમજવું 'निर्मलतराः' એટલે અતિનિર્મળ અર્થાત્ સકલ કર્મમલ નાશ થવાથી જેઓ અનેક ચંદ્રોની નિર્મલતાથી પણ અતિનિર્મળ છે, તેમજ 'आदित्येभ्यः-अधिकं प्रकाशकरा' એટલે અનેક સૂર્યોના પ્રકાશ કરતા અધિક પ્રકાશ કરનારા છે. સૂર્ય અમુક મર્યાદિત ક્ષેત્રોમાં જ પ્રકાશ કરનાર હોય છે અને અરિહંતો કેવલજ્ઞાનરૂપ સૂર્યના પ્રકાશથી લોકાલોકના સવ પદાર્થોને પ્રકાશિત કરનારા છે કહ્યુ છે કે-"ચંદ્ર, સૂર્ય અને ગ્રહોની પ્રભા પરિમિત ક્ષેત્રમા જ પ્રકાશ કરે છે અને કેવલજ્ઞાનની પ્રાપ્તિ તો લોક તથા અલોકને સર્વ પ્રકારે પ્રકાશ કરે છે તથા 'सागरवरगंभीरा' એટલે પરિષહ-ઉપસર્ગોથી ક્ષોભ પામતા ન હોવાથી સ્વયંભૂરમણ સમુદ્ર સરખા ગંભીર, 'सिद्धा' કર્મરહિત થવાથી કૃતકૃત્ય થએલા, 'सिद्धिं मम दिशन्तु' એટલે 'પરમપદ મોક્ષ મને આપો' અર્થાત્ 'ચદ્રો કરતાં અધિક નિર્મળ, સૂર્યો કરતા અધિક પ્રકાશ કરનાર. સ્વયંભૂરમણ કરતાં ગંભીર એવા સિદ્ધ ભગવંતો મને સિદ્ધિ આપો ૭

એ પ્રમાણે ચોવીશ જિનોની સ્તવના કહીને સર્વ લોકમા રહેલા અરિહંતનાં બિબોને વંદનાદિ કરવા માટે કાયોત્સર્ગ કરવા નિમિત્તે આ પાઠ બોલે—सव्वलोए अरिहंत-चेइआणं करेमि काउस्सग्ग થી માડી अप्पाणं वोसिरामि સુધી પાઠ બોલવો. તેમા અરિહંત-ચેઈઆણં અને અન્નત્થ સૂત્રનો અર્થ પહેલાં કહેવાઈ ગયો છે. માત્ર 'सर्व्वलोके' એટલે ઊર્ધ્વ, અધો અને તિર્છા લોક એમ ત્રણે લોકોમા ચમરેન્દ્ર વગેરેના ભવનોમાં, તિર્છાલોકમાં દ્વીપો, પર્વતો અને જ્યોતિષના વિમાનોમાં, અને ઊર્ધ્વલોકમા-સૌધર્મ દેવલોક આદિના વિમાનોમા રહેલાં શાશ્વતાં જિનબિબો છે જ. દરેક મંદિરમાં મૂળબિંબ સમાધિનુ કારણ હોવાથી પહેલી મૂળનાયકજીની સ્તુતિ કહી અને સર્વે અરિહંતો ગુણોથી એક સરખા હોવાથી સર્વ લોકના, સર્વ ચૈત્યોનાં, સર્વ-બિબો ગ્રહણ કરવા માટે બીજી સ્તુતિમા સર્વ તીર્થંકરની સાધારણ સ્તુતિ કહેવી કારણ કે કાઉસ્સગ્ગ અન્યને આશ્રીને અને સ્તુતિ અન્યને આશ્રીને કહેવાય તો અતિપ્રસંગ થાય, તે ઉચિત ન ગણાય માટે અહિં સર્વ તીર્થંકરની સાધારણ સ્તુતિ કરવાની જણાવી છે

## પુક્ખરવરદીવડ્ઢે સૂત્રની વ્યાખ્યા.

હવે જેનાથી તે અરિહંતો અને તેમણે કહેલા ભાવો સ્પષ્ટપણે જાણી શકાય, તેવા દીપક સરખા સમ્યક્ શ્રુતની સ્તવના કરવી જોઈએ તેમા પણ તે શ્રુતને કહેનારા ભગવંતની પ્રથમ સ્તુતિ કરે છે .—

'पुक्खरवरदीवड्ढे, धायइखण्डे अ जंबूदीवे अ ।
भरहेरवय-विदेहे, धम्माइगरे नमंसामि ॥ १ ॥

અહિ भरतैरवत-विदेहे' એટલે ભરતક્ષેત્ર ઐરવતક્ષેત્ર અને વિદેહ શબ્દથી ભીમ કહેવાથી ભીમસેન માફક મહાવિદેહ ક્ષેત્ર એમ સમાહાર દ્વંદ્વસમાસ કરતા 'ભરતૈરવત-વિદેહ' શબ્દ થયો તે સરખા નામવાળા અનેક ક્ષેત્રો હોવાથી પાચ ભરત, પાચ ઐરવત અને પાચ મહા-વિદેહ-ક્ષેત્રોમાં 'धर्मस्य' એટલે શ્રુતધર્મના 'आदिकरान्' એટલે સૂત્રરૂપે પ્રથમ શરૂઆત કરનારા-તીર્થંકરોને 'नमस्यामि' એટલે નમસ્કાર-સ્તુતિ કરું છું હવે તે ક્ષેત્રો ક્યાં છે? તે જણાવે છે – 'पुष्करवरद्वीपार्द्धे' તેમાં પુષ્કરો એટલે પદ્મ કમળો વડે શ્રેષ્ઠ હોવાથી પુષ્કરવર એવો, જંબૂદ્વીપથી

વિચારણા કરીને તું ખરેખર માત્ર વૈરીઓના મનોરથો પૂર્ણ કરે છે. જેટલામા જમ સરખો રાજા ક્રોધી બની સહકુટુંબ મને મારી ન નાખે તેટલામાં મારા એકનો ક્ષય કરીને આખા કુટુંબનુ તુ રક્ષણ કર. બીજું હું મારા મુખમા તાલપુટ ઝેર સ્થાપન કરી રાજાને પ્રણામ કરીશ, ત્યારે મૃત્યુ પામેલા મારા મસ્તકને છેદજે, જેથી તને પિતૃહત્યા ન લાગે" આ પ્રમાણે કોઈ પણ પ્રકારે સમજાવેલા પુત્રે તે વાતનો સ્વીકાર કર્યો, કારણ કે 'બુદ્ધિશાળીઓ ભાવીના શુભ માટે વર્તમાનની ભયંકરતાને પણ આચરે છે' પિતાની આજ્ઞા પ્રમાણે શ્રીયકે પણ રાજસભામાં રાજા સમક્ષ પિતાના મસ્તકનો છેદ કર્યો. રાજાએ શ્રીયકને પૂછ્યું, 'હે વત્સ! આવુ દુષ્કર અકાર્ય તે કેમ કર્યું? ગભરાએલા રાજાથી પૂછાએલા શ્રીયકે કહ્યુ કે, આપે જાણ્યું કે આ દ્રોહી છે, તેથી મે હણ્યા માલિકના ચિત્તના અનુસારે જ હંમેશા સેવકોએ પ્રવર્તવાનુ હોય

'દોષો સ્વયં જાણવામા આવી જાય તો તો સેવકોને વિચારણા કરવી એ યોગ્ય ગણાય, પરંતુ સ્વામીના જાણવામા આવે તો તો પ્રતિકાર જ કરવો યોગ્ય ગણાય, નહિ કે વિચારણા'

શકટાલ મહામંત્રીની મરણોત્તર ક્રિયા પછી નંદરાજાએ શ્રીયકને કહ્યુ કે, 'આ સર્વરાજ-વ્યવસ્થાના કાર્ય સંભાળનારી મુદ્રા તું ગ્રહણ કર' એટલે શ્રીયકે રાજાને પ્રણામ કરતાં કહ્યું કે. 'પિતા સરખા મારા મોટાભાઈ સ્થૂલભદ્ર નામના છે, જે પિતાની કૃપાથી આનંદપૂર્વક કોશાને ત્યા બાર વરસથી ભોગ ભોગવતા રહેલા છે' ત્યાર પછી રાજાએ સ્થૂલભદ્રને બોલાવી તે મુદ્રા સ્વીકારવા કહ્યું, ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે, 'બરાબર વિચારણા કરી પછી આજ્ઞાનો અમલ કરીશ' રાજાએ કહ્યુ કે, 'વિચારણા આજે જ કરી લો' એ પ્રમાણે કહેવાએલા સ્થૂલભદ્ર અશોકવનમા જઈ ચિત્તથી વિચારણા કરવા લાગ્યા કે-"રાજસેવકો દરિદ્રની જેમ યોગ્યકાળે શયન, ભોજન, સ્નાન કે બીજા સુખના સાધન ભોગવી શકતા નથી પૂર્ણકુંભમા જેમ પાણીનો અવકાશ હોતો નથી, તેમ પોતાના રાષ્ટ્રની અને પરરાષ્ટ્રની ચિંતામા વ્યગ્ર બનેલા રાજસેવકો ચિત્તમા પ્રાણવલ્લભ માટે પણ અવકાશ રહેતો નથી પોતાના સર્વ અંગત સ્વાર્થનો ત્યાગ કરીને એકાંત રાજાની સેવા કરવા છતાં, બાધેલા પશુઓને જેમ કાગડા તેમ ચાડીયા ખલપુરુષો રાજસેવકોને ઉપદ્રવ કરે છે. જેમ સ્વદેહ અને સ્વદ્રવ્યનો વ્યય કરીને પણ રાજા માટે પ્રયત્ન કરાય છે, તેમ બુદ્ધિશાળી પોતાના આત્માર્થે કેમ પ્રયત્ન નથી કરતો? એમ વિચારી સ્થૂલભદ્રે પાંચ મુષ્ટિથી કેશનો લોચ કર્યો, અને રત્નકંબલની દશીઓનું રજોહરણ બનાવ્યું તે વાર પછી તે મહાસત્ત્વશાળીએ રાજસભામા પહોચી રાજાને કહ્યુ કે, મેં આ વિચાર કરી લીધો અને તમોને ધર્મનો લાભ હો' ત્યાર પછી ગુફાથી જેમ કેસરીસિંહ તેમ સંસારરૂપી હાથીઓથી રોષ પામેલો મહાસત્ત્વવાળો તે રાજસભામાથી બહાર નીકળ્યો શુ આ કપટ કરીને પાછો વેશ્યાને ત્યા તો જતો નહિ હોય? એ ખાત્રી કરવા માટે રાજા ગવાક્ષમા રહીને નિરીક્ષણ કરવા લાગ્યો. દુર્ગંધી મડદાવાળા સ્થાનમા નાસિકા મરડીને જાય, તેમ જતા સ્થૂલભદ્રને દેખી રાજાએ મસ્તક ડોલાવ્યું અને તે વિચારવા લાગ્યા કે ભગવાન નક્કી વૈરાગી જ બનેલા છે, તેના વિષયમા મેં ખોટું વિચાર્યુ-એમ આત્મનિંદા સાથે તેને અભિનંદન આપ્યા સ્થૂલભદ્રે પણ શ્રીસંભૂતિવિજય આચાર્ય પાસે પહોચી સામાયિક

સૂત્ર ઉચ્ચરવા પૂર્વક દીક્ષા અંગીકાર કરી. ત્યાર પછી નંદરાજાએ શ્રીયકને હાથમાં લઈ ગૌરવપૂર્વક સમગ્ર રાજ–વ્યવસ્થાના કારભારવાળા મંત્રીમુદ્રા–અધિકારમાં નિયુક્ત કર્યો. શ્રીયક પણ હંમેશા સાક્ષાત્ શકટાલ માફક શ્રેષ્ઠન્યાય–કુશળતાથી રાજ્યચિંતામાં સાવધાની રાખતો હતો તે હંમેશા વિનયપૂર્વક કોશાને ઘરે જતો હતો ' ભાઈના સ્નેહથી તેની પ્રિયાનું પણ કુલીન પુરુષો બહુમાન કરે છે ' સ્થૂલભદ્રના વિયોગથી દુઃખી થએલી કોશા પણ શ્રીયકને દેખી ડુસકે ડુસકે રડવા લાગી, 'ઈષ્ટને દેખી દુઃખી પુરુષો દુઃખ ધારી રાખવા સમર્થ બની શકતા નથી ' ત્યાર પછી શ્રીયકે કોશાને કહ્યું કે, 'હે આર્યા ! આમાં આપણે શું કરી શકીએ ? પાપી એવા વરરુચિએ જ પિતાનો ઘાત કરાવ્યો છે અકાળે ઉત્પન્ન થએલ વજ્રાગ્નિની આગ સરખો સ્થૂલભદ્રનો અણધાર્યો વિયોગ પણ તને તેણે જ કરાવ્યો. માટે હે મનસ્વિનિ ! જ્યાં સુધી તે તારી બહેન ઉપકોશામાં રાગવાળો છે, ત્યાં સુધીમા તેનો કાંઈક પ્રતિકાર વિચાર અને ઉપકોશાને આજ્ઞા કર કે, કોઈ પ્રકારે વરરુચિને કપટ કરી તારે મદિરાપાનની રુચિવાળો કરવો પોતાના સ્નેહીના વિયોગના વેરથી, દેવરના દાક્ષિણ્યથી તેણે તે વાત સ્વીકારી અને ઉપકોશાને આજ્ઞા કરી કોશાની આજ્ઞાથી નાનીબેન ઉપકોશાએ તેને તે પ્રમાણે કર્યું અને મદિરા–પાન કરાવ્યું. 'સ્રીને આધીન બનેલા પાસે શું ન કરાવી શકાય ?' વરરુચિ બ્રાહ્મણ પાસે પોતાની ઈચ્છાથી મદિરાપાન કરાવ્યું ! એ પ્રમાણે પ્રાત કાળમા ઉપકોશાએ મોટીબહેન કોશાને જણાવ્યું હવે કોશાના મુખથી શ્રીયકે પણ સર્વ સાભળ્યું અને માન્યું કે પિતાના વૈરનો બદલો બરાબર લીધો શકટાલમહામંત્રીના મરણથી માડીને વરરુચિભટ્ટ રાજાની સેવાનો સમય સાચવવામાં બરાબર તત્પર બન્યો તે દરરોજ રાજકુલમાં ફરજ બજાવવાના સમયે હાજર થઈ જતો હતો અને રાજા તથા લોકો પણ તેને ગૌરવથી જોતા હતા કોઈક સમયે નંદરાજાએ શકટાલમંત્રીના ગુણોનુ સ્મરણ કરતા ઉદાસીન બની સભામા શ્રીયકને ગદ્ગદાક્ષરે આ પ્રમાણે કહ્યુ કે, 'ઇન્દ્રને જેમ બૃહસ્પતિ તેમ મારે હંમેશા ભક્તિવાળો શક્તિવાળો મહાબુદ્ધિશાળી મહાઅમાત્ય શકટાલ હતો દૈવયોગે આવી રીતે આ મૃત્યુ પામ્યો ! ખરેખર તેના વગર મારી આ રાજસભા મને શૂન્યકાર લાગે છે ' શ્રીયકે પ્રત્યુત્તર આપ્યો કે, દેવ ! આપની વાત યથાર્થ જ છે, પરંતુ એ વિષયમા શું કરી શકાય ? ખરેખર મદિરાપાન કરનાર પાપી વરરુચિનું જ આ કાર્ય છે ' શું એ સુરાપાન કરે છે ?' એમ રાજાએ પૂછ્યુ એટલે શ્રીયકે કહ્યુ કે, આવતી કાલે તેને હુ બતાવીશ. બીજા દિવસે રાજસભામા આવનાર સર્વ પુરુષોની હાજરીમાં પોતાના એક વિશ્વાસુ પુરુષદ્વારા આગળથી શિખવ્યા પ્રમાણે પ્રથમ વરરુચિને આપવા માટે સુંદર પદ્મકમળ આપ્યુ તત્કાલ તૈયાર કરેલ મદનફલ–મિંઢોલ–રસની ભાવનાયુક્ત તે કમળ દુરાત્મા વરરુચિને અર્પણ કર્યું આવા પ્રકારનું અદ્ભુત સુગંધવાળુ આ કમળ ક્યાનુ હશે ? એમ વર્ણવતા રાજા આદિ પોતપોતાના કમળને નાસિકા પાસે લઈ ગયા. વરરુચિભટ્ટ પણ સુંઘવા માટે નાસિકા પાસે પોતાનું કમળ લઈ ગયો એટલે તરત રાત્રે પીધેલ ચંદ્રહાસ મદિરાનુ વમન થયુ 'બ્રાહ્મણજ્ઞાતિમાં વધ કરવા યોગ્ય મદિરાપાન કરનાર આને ધિક્કાર હો '–એ પ્રમાણે સર્વેથી તિરસ્કાર પામેલો તે સભામાથી પાછો ચાલ્યો ગયો. તેણે પોતાની શુદ્ધિ માટે બ્રાહ્મણો પાસે પ્રાયશ્ચિત્ત માગ્યુ, ત્યારે તેઓએ મદિરાપાનના પાપને નાશ કરનાર તપાવેલ સીસાના રસનુ પાન પ્રાયશ્ચિત્ત તરીકે જણાવ્યુ. વરરુચિ પણ સીસું ગાળવાની કુલડીમાં રસ તપાવીને પી ગયો, તત્કાલ દાઝવાના ભયથી હોય તેમ તેના પ્રાણો પલાયન થયા.

## દુષ્કર–દુષ્કરકારક

સ્થૂલભદ્રમુનિ પણ સંભૂતિવિજય આચાર્યની પાસે દીક્ષા પાલન કરતા શ્રુતસમુદ્રના પારગામી બન્યા વર્ષાકાળમા કોઇ સમયે સંભૂતિવિજય ગુરુને પ્રણામ કરી એક મુનિએ આ પ્રમાણે અભિગ્રહ કર્યો કે.'હુ ચોમાસાના ચાર મહિનાના ઉપવાસ કરી સિંહગુફાના દ્વારમાં કાઉસ્સગ્ગ ધ્યાને ઉભો રહીશ ' બીજા મુનિએ ' ચાર મહિનાના ઉપવાસ કરીને દૃષ્ટિવિષસર્પના દર પાસે કાઉસ્સગ્ગ કરીને રહીશ' એવો અભિગ્રહ કર્યો ત્રીજા મુનિએ 'ચાર મહિનાના ઉપવાસ કરી કૂવા ઉપરના લાકડા ઉપર મંડૂકાસને કાઉસ્સગ્ગ કરવાનો અભિગ્રહ કર્યો અભિગ્રહ માગનારા ત્રણે સાધુઓને યોગ્ય માનીને તેમને તે માટે ગુરુજીએ અનુમતિ આપી એટલે સ્થૂલભદ્ર મુનિએ આગળ આવીને ગુરુને નમસ્કાર કરી આ પ્રમાણે કહ્યુ કે. ' વિચિત્ર કામશાસ્ત્રમા કહેલા કરણ ( આસનો ). શૃંગારરસોત્તેજક ચિત્રામણવાળી કોશા વેશ્યાની ચિત્રશાળામા તપકર્મ કર્યા વગર ષડ્રસનુ ભોજન કરી ચાર મહિના રહેવુ ' એવો હે પ્રભુ ! મેં અભિગ્રહ કર્યો છે ગુરુએ શ્રુતના ઉપયોગથી તે અભિગ્રહને યોગ્ય અનુમતિ આપી–એટલે સર્વે સાધુઓએ અંગીકાર કરેલા અભિગ્રહોને પૂર્ણ કરવા માટે પોતપોતાના સ્થાને ગયા સ્થૂલભદ્રમુનિ પણ કોશા વેશ્યાના મહેલે પહોચ્યા. એટલે તે આગળ આવી બે હાથ જોડી સન્માન કરવા ઉભી થઈ ' સ્વભાવથી સુકુમાર કાયાવાળા કેળસ્તંભ સરખા સાથળ વડે વ્રતભાર ઉચકવાથી કાયર બનેલા આ મુનિ અહિ પધાર્યા જણાય છે ' એમ વિચારી કહ્યું કે હે સ્વામી ! તમારું સ્વાગત કરું છુ હવે આપ મને આજ્ઞા કરો કે, 'હુ શું કરું ? આ શરીર ધન, પરિવાર સર્વે આપના જ છે ' સ્થૂલભદ્ર મુનિએ કહ્યું કે ચતુર્માસ રહેવા માટે ચિત્રશાળાની વસતી આપ. જવાબમા કોશાએ જણાવ્યુ કે, આપ ગ્રહણ કરો કોશાએ તે ચિત્રશાળા રહેવા યોગ્ય તૈયાર કરી એટલે પોતાની બલવત્તાથી ધર્મની માફક ભગવતે પણ કામસ્થાન–ચિત્રામણ શાળામા પ્રવેશ કર્યો હવે ષટ્રસ આહાર ભોજન કર્યા પછી મુનિને ક્ષોભ પમાડવા માટે શૃંગાર સજીને આવી તે તેની સમક્ષ બેઠી, ત્યારે જાણે કોઈ ઉત્કૃષ્ટ અપ્સરા હોય તેમ વારવાર ચતુરાઈથી હાવભાવ–કટાક્ષ કરવા લાગી કરણ પૂર્વે અનુભવેલ શૃંગારક્રીડા, ઉદ્દામ સુરતક્રીડાઓ વિગેરે વારંવાર યાદ કરાવ્યા તે મહામુનિને ક્ષોભ પમાડવા માટે ત્યાં તેણે જેટલા ઉપાયો કર્યા. તે સર્વે વજ્ર પર નખ વલોરવા માફક નકામા ગયા આ પ્રમાણે દરરોજ મુનિને ક્ષોભ પમાડવા પ્રયત્ન કરતી હતી, પરંતુ મહામક્કમ મનવાળા મુનિ લગાર પણ ક્ષોભ ન પામ્યા તે મહામુનિને ઉપસર્ગ કરનારી કોશાએ જેમ જેમ અનુકૂળ ઉપસર્ગો કર્યા. તેમ તેમ મેઘજળ વડે કરીને અગ્નિ–વીજળી વિશેષ ઉદ્દીપન થાય, તેમ મહામુનિનો ધ્યાનાગ્નિ વધારે દીપવા લાગ્યો હે સ્વામી ! અજ્ઞાનથી પહેલા માફક તમારી સાથે ક્રીડા કરવાની ઈચ્છાવાળી મને ધિક્કાર થાઓ ' એમ આત્માની નિંદા કરતી તે તેમના પગમા પડી મુનિના ઈન્દ્રિય, જયની પરાકાષ્ઠાથી ચમત્કાર પામેલી તે શ્રાવકપણું પામી અને આ પ્રમાણે અભિગ્રહ કર્યો કે. કદાપિ તુષ્ટ થએલ રાજા જો મને કોઈને અર્પણ કરે તો તે એક પુરુષને છોડીને બાકીનાનો હું નિયમ કરું છુ એ પ્રમાણે પોતપોતાના અભિગ્રહ પૂર્ણ કરીને ચોમાસું પૂર્ણ થયા પછી ત્રણ સાધુઓએ પણ અનુક્રમે ગુરુના ચરણ–કમળમા આવી પ્રણામ કર્યા તે સમયે સિંહગુફાવાસી સાધુ આવ્યા, ત્યારે ગુરુએ કંઈક ઉભા થઈ તેને કહ્યુ કે, હે દુષ્કરકારક ! તારુ સ્વાગત કરું છુ તેમજ તેની માફક બીજા બે સાધુઓ આવ્યા ત્યારે તેમને પણ સૂરિજીએ દુષ્કર–કારક કહીને સ્વાગત કર્યું. ' સરખા પ્રતિજ્ઞા નિર્વાહ–કરનારાઓને સ્વામીનો સત્કાર પણ સમાન જ હોય છે ' હવે તે

પ્રમાણે પૂર્ણ પ્રતિજ્ઞાવાળા સ્થૂલભદ્રસુનિ પણ પાછા આવ્યા, ત્યારે ગુરુએ ઉભા થઈને 'હે દુષ્કર–દુષ્કરકારક મહાત્મા ! તમારું સ્વાગત હો.' આ સાભળી ઈર્ષ્યાવાળા થએલા પહેલાં આવેલા સાધુઓ મનમાં વિચાર કરવા લાગ્યા કે, ગુરુજી આ આમંત્રણ મંત્રિપુત્ર હોવાના કારણે આપે છે જો છ રસના આહાર કરનારને 'દુષ્કરદુષ્કર કર્યુ' એમ કહ્યું, તો આવતા વર્ષે અમે પણ તેવી પ્રતિજ્ઞા કરીશું એ પ્રમાણે મનમાં નિર્ણય સ્થાપન કરીને ઈર્ષ્યાવાળા તે મુનિઓએ ક્રમસર આઠ મહિના તો સંયમ પાલન કરતા પસાર કર્યા લેણદાર સરખો વર્ષાકાળ પ્રાપ્ત થયો, ત્યારે હર્ષ પામતા સિંહગુફાવાસી સાધુએ ગુરુ પાસે જઇને આવા પ્રકારની પ્રતિજ્ઞા કરી કે, 'હે ભગવંત ! કોશા વેશ્યાને ઘરે હંમેશા છ–રસવાળું ભોજન કરતો હું ચોમાસી રહીશ' ગુરુ મહારાજે ઉપયોગ મૂકીને વિચાર કર્યો કે–'આ તો માત્ર સ્થૂલભદ્રની ઈર્ષ્યાથી આ અભિગ્રહ અંગીકાર કરવા તૈયાર થયો છે'–એમ જાણી કહ્યું–હે વત્સ ! અતિદુષ્કર–દુષ્કર એવો આ અભિગ્રહ કરવા તું સમર્થ નથી, માટે તું ન કરીશ. એ તો મેરુ સરખા સ્થિર સ્થૂલભદ્ર જ માત્ર કરવા સમર્થ છે. ત્યારે તે મુનિએ ગુરુને કહ્યું કે, 'મને તો તે દુષ્કર જ નથી, પછી દુષ્કર–દુષ્કરની તો વાત જ ક્યાં રહી ? માટે આ અભિગ્રહ તો અવશ્ય હુ કરીશ જ.' ગુરુએ કહ્યુ કે, આ અભિગ્રહથી તો ભાવીમા ભ્રંશ અને પૂર્વે કરેલા તપનો પણ નાશ થશે. કારણ કે શક્તિ ઉપરાત ભાર નાખવાથી અંગોપાગનો નાશ થાય છે પોતાને પરાક્રમી ગણતા તે મુનિ ગુરુના વચનની અવગણના કરીને કામદેવના વાસગૃહ સરખા કોશાના મહેલે ગયા 'સ્થૂલભદ્રની હરીફાઈ કરવા આ તપસ્વી મુનિ આવેલા જણાય છે' એમ માનુ છું પરંતુ પતન થતાનુ રક્ષણ કરવુ જોઈએ એમ વિચારી તે ઉભી થઇ નમન કરે છે તે મુનિએ તે સતી કોશા પાસે ચિત્રશાલાની યાચના કરી, કોશાએ તેને અર્પણ કરી, એટલે મુનિએ તેમા પ્રવેશ કર્યો છ–રસવાળો આહાર ભોજન કરી રહ્યા પછી મુનિની પરીક્ષા કરવા માટે મધ્યાહ્ન–સમયે લાવણ્યના ભંડાર સરખી કોશા તેની પાસે ગઈ પદ્મકમળ સરખા નયનવાળી તેવી કોશાને દેખતાં જ એકદમ મુનિ તો ક્ષોભ પામ્યા. કારણ કે, તેવા પ્રકારની રૂપવતી લાવણ્યવાળી સ્ત્રી, તેવા પ્રકારનુ સુંદર રસવાળું ભોજન મળે, પછી વિકાર થવામાં શો વાધો આવે ? કામની પીડાથી તેને પ્રાર્થના કરી, ત્યારે કોશાએ કહ્યું કે, 'ભગવંત ! અમે તો વેશ્યા કહેવાઈએ અને ધનના દાનથી વશ થનારી છીએ.' મુનિએ કહ્યુ, હે મૃગસરખા નયનવાળી ! તુ મારા પર પ્રસન્ન થા વાલુકામા તેલ માફક અમારી પાસે ધન તો ક્યાથી જ હોય ? ત્યારે કોશાએ પ્રતિબોધ કરવા માટે તેને કહ્યું કે, 'નેપાલદેશના રાજા કોઈ પ્રથમ વખત મળવા આવે, જેને કોઈ દિવસ આગળ જોયો ન હોય, તેવા સાધુને રત્નકંબલ આપે છે, માટે તે લઈ આવો'–એમ તે મુનિને વૈરાગ્ય લાવવા માટે કહ્યું. ત્યાર પછી બાળકની જેમ વિઘ્નવાળો વરસાદ–કાળ હોવા છતાં પણ પોતાના વ્રત માફક કાદવવાળી ભૂમિમા સ્ખલના પામતા તે મુનિ ચાલ્યા ત્યા પહોંચી રાજા પાસેથી રત્નકંબલ મેળવી મુનિ પાછા ફરી રહેલા હતા ત્યારે માર્ગની વચ્ચે ચોરો રહેલા હતા. ત્યારે ચોરોના પાળેલા પક્ષીએ કહ્યું કે, લક્ષમૂલ્યવાળો આવે છે, ત્યારે ચોરના રાજાએ વૃક્ષ પર બેઠેલા બીજા ચોરને પૂછ્યુ કે, 'કોણ આવે છે ?' ત્યારે તેણે કહ્યુ કે, કોઈક ભિક્ષુ આવે છે, પણ તેવો કોઈક જણાતો નથી' એમ વૃક્ષ પર બેઠેલાએ ચોર–સેનાપતિને કહ્યું ત્યા પેલા સાધુ આવ્યા, એટલે તેને પકડીને બરાબર તપાસ્યા તેની પાસે કંઈપણ ન જોયુ–એટલે ચોરોએ તેને છોડી મૂક્યા વળી પક્ષી

બોલ્યું કે, 'આ લક્ષમૂલ્ય ચાલ્યું જાય છે' એટલે ચોર–સેનાપતિએ ફરી પૂછ્યું કે, તારી પાસે જે હોય તે સત્ય હકીકત જણાવ ત્યારે મુનિએ તેને કહ્યુ કે, વેશ્યાને આપવા માટે આ પ્રમાણે રત્નકંબલ મેળવી છે અને તેને વંશ(વાસ)ના પોલાણમાં છૂપાવી છે, એટલે ચોરે પણ મુનિને છોડી દીધા તે મુનિએ કોશા પાસે પાછા આવીને રત્નકંબલ અર્પણ કરી એટલે તરત જ નિ શંકપણે ઘરની ખાળ-કુડીમાં ફેંકી ત્યારે મુનિએ કોશાને કહ્યુ કે, આ રત્નકંબલ મહામૂલ્યવાળી છે આ અશુચિ ખાળકુડીમા ફેંકવાની ન હોય, હે શંખ સરખા કંઠવાળી! આ તેં શુ કર્યું ? પછી કોશાએ પણ તેને પ્રત્યુત્તર આપ્યો કે, 'હે મૂઢ! આ રત્નકંબલની ચિતા કરે છે, પણ ગુણરત્નમય તુ નરકમા ફેકાઇ રહેલો છે, તેની ચિતા થાય છે? તે સાભળતા જ મુનિ ચોંકી ઉઠ્યા અને કહ્યુ કે, ખરેખર તે મને પ્રતિબોધ કર્યો અને મને સંસારથી બરાબર ઉગારી લીધો હવે અતિચારોથી લાગેલા પાપોનુ ઉન્મૂલન કરવા માટે ગુરુના ચરણકમળમા જઈશ. હે ભાગ્યશાળી! તને ધર્મલાભ! કોશાએ પણ તેને કહ્યું, તમોને પણ 'મિચ્છા મિ દુક્કડં' આપું છુ. કારણ કે બ્રહ્મચર્યવ્રતમાં હોવા છતા પણ મેં તમને ખેદ પમાડ્યા તમારા પ્રતિબોધ માટે જ મેં તમારી આ આશાતના કરી છે, તો તેની તમારે ક્ષમા આપવી અને હવે જલ્દી ગુરુની નિશ્રામા પહોચી જાવ–એમ જ ઈચ્છુ છું' મુનિએ ગુરુ પાસે આવીને આલોચના લઈ ફરી કઠોર તપની સેવના કરી

## રથકાર અને કોશાનુ કલા–વિજ્ઞાન

હવે કોઈક સમયે તુષ્ટ થએલા રાજાએ કોઈક રથકારને કોશા વેશ્યા આપી, પરંતુ વેશ્યા રાજાધીન હોવાથી રાગ વગર તેની સાથે સહવાસ કરતી હતી વેશ્યા પણ દરરોજ 'સ્થૂલભદ્ર વગર બીજો કોઈ મહાપુરુષ નથી' એમ રથકાર પાસે વર્ણન કરવા લાગી રથકારને મનમા થયું કે. આને કંઈક ચમત્કાર બતાવુ, તો રાગ કરશે–એમ જાણી તે ગૃહઉદ્યાનમા જઈ એક પલંગ પર બેસી તેણે તેના મનનું રંજન કરવા માટે પોતાનુ વિજ્ઞાન–ચાતુર્ય આ પ્રમાણે બતાવ્યુ આબાના ફળની એક લુબીને તેણે એક બાણથી વીધી, તે બાણને બીજા બાણથી, એમ બાણોની શ્રેણીથી પોતાના હાથ સુધી લાવ્યો હવે લુબીની ડાળખીને અસ્ત્રાકાર બાણથી છેદી હવે એક એક બાણ જે પોતાના હાથ પાસે છે તેમ તેમ ખેંચતા લુબીને ત્યા જ બેઠા બેઠા ખેચી લાવી તે કોશાને સમર્પણ કરી ત્યાર પછી વેશ્યાએ પણ કહ્યુ કે, 'હવે મારું પણ વિજ્ઞાન જો' એમ કહેતા એક સરસવ ધાન્યનો ઢગલો કર્યો અને તેના ઉપર એક સોય ગોઠવી અને આખો ઢગલો પુષ્પપાખડીઓથી ઢાકી દીધો તે સોય પર એવી રીતે નૃત્ય કર્યું કે સોયથી ન પગ વીંધાયો કે ઢગલામાથી એક પણ પુષ્પપાખડી ખસી નહિં' તુષ્ટ થએલા રથકારે કોશાને કહ્યુ કે, દુષ્કર એવા તારા આ કાર્યથી હું તારા પર પ્રસન્ન થયો છુ, માટે મારે સ્વાધીન વસ્તુની મારી પાસે માગણી કર, તો નક્કી હુ તને આપીશ ત્યારે તેણે કહ્યુ કે, 'મેં એવુ શું દુષ્કર કાર્ય કર્યું છે, જેથી તુ આટલો ચમત્કાર પામ્યો, આ કરતા પણ અધિક દુષ્કર છે અભ્યાસ કરનારને કંઈ પણ દુષ્કર હોતુ નથી વળી આ આમ્રલુમ્બી–છેદ કે આ નૃત્ય દુષ્કર નથી કારણ કે અભ્યાસયોગે આ કળા સિદ્ધ કરી શકાય છે, પરંતુ વગર અભ્યાસે સ્થૂલભદ્રે જે કર્યું, તે તો ખરેખર દુષ્કર જ છે જેણે મારી સાથે જ્યા અવિરત ભોગો

ભોગવ્યા, તે જ ચિત્રશાળામા તે અખંડિત વ્રતવાળા અડોલ રહ્યા જ્યા નોળિયાની અવરજવર હોય ત્યાં રહેલુ જેમ દૂધ તેમ સ્ત્રીવાળા સ્થાનમાં એકમાત્ર સ્થૂલભદ્ર મહામુનિને બાદ કરીને યોગીઓનાં મન પણ દૂષિત થયા વગર રહેતાં નથી સ્ત્રીની સમક્ષ માત્ર એક જ દિવસ તેવી રીતે રહેવા કોણ સમર્થ બની શકે ? જ્યારે સ્થૂલભદ્રમુનિ ચાર મહિના સુધી અખંડિત વ્રતવાળા વસ્યા. અગ્નિ સરખી સ્ત્રીઓ પાસે ધાતુ સરખા કઠણ હૃદયવાળા પણ પુરુષો પીગળી જાય છે, પરંતુ અમે તો તે સ્થૂલભદ્ર મહામુનિને તો ખરેખર વજ્રમય જ માનીએ છીએ 'દુષ્કર-દુષ્કર' કરનાર એવા મહાસત્ત્વવાળા સ્થૂલભદ્ર મુનિનુ વર્ણન કર્યા પછી ખરેખર બીજાનુ વર્ણન કરવા માટે મુખ મુદ્રિત જ કરવું અર્થાત્ મૌન રહેવું જોઇએ રથિકે પણ કોશાને પૂછ્યું કે. તું જેનું આટલું વર્ણન કરે છે, તે મહાસત્વ-શિરોમણિ આ સ્થૂલભદ્ર કોણ છે ? ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે તારા પાસે જેનું મેં વર્ણન કર્યું તે નંદરાજાના મંત્રી શકટાલના પુત્ર સ્થૂલભદ્ર છે. આ સાંભળી તે પણ આશ્ચર્ય પામી હાથ જોડી કહેવા લાગ્યો કે, તે સ્થૂલભદ્ર મહામુનિનો હું એક સેવક છું વૈરાગી બનેલા તે રથકારને જાણી તેણે ધર્મદેશના આપી મોહનિદ્રા દૂર કરી. સદ્બુદ્ધિવાળો તે પ્રતિબોધ પામ્યો પ્રતિબોધ પામેલા રથકારને જાણી પોતાનો અભિગ્રહ જણાવ્યો તે સાંભળી વિસ્મયથી વિકસ્વર લોચનવાળા તેણે કહ્યુ કે, 'હે ભદ્રા ! સ્થૂલભદ્રના ગુણોત્કીર્તન કરવા દ્વારા તેં મને પ્રતિબોધ કર્યો છે અને હવે તેં બતાવેલા તેના જ માર્ગે હું આજે જઈશ. હે ભદ્રે ! તારું કલ્યાણ થાઓ. તારા અભિગ્રહનું તું બરાબર પાલન કર' એમ કહી સદ્ગુરુ પાસે જઇ તેણે દીક્ષા અંગીકાર કરી

ભગવાન્ સ્થૂલભદ્ર પણ કઠોર વ્રતનું પાલન કરતા હતા. તે સમયે બાર વરસનો લાગલાગટ દુષ્કાળ પડ્યો તે સમયે સમગ્ર સાધુ-સંઘ સમુદ્ર-કિનારે ગયો અને કાલરાત્રિ માફક ભયંકર દુષ્કાલ-સમય પસાર કર્યો. સાધુઓને આહાર-પાણી પૂરતાં ન મળવાથી શ્રુતજ્ઞાનનું પરાવર્તન ન કરી શકાવાથી તે સમયે ભણેલુ શ્રુત પણ ભૂલાવા લાગ્યું. 'અભ્યાસ અને પરાવર્તન વગર બુદ્ધિશાળીઓનાં પણ ભણેલા શ્રુતનો નાશ થાય છે' હવે પાટલીપુત્રમાં (શ્રમણ) સંઘને એકઠો કર્યો અને જેની પાસે જેટલા અંગ, અધ્યયન, ઉદ્દેશાદિક યાદ હતા, તે ગ્રહણ કરી લીધા. અને એમ કરતા શ્રીસંઘે અગિયારે અંગો જોડીને મેળવી દીધાં હવે દૃષ્ટિવાદ માટે કંઇક વિચારણા કરતા હતા, તે સમયે સઘને યાદ આવ્યું કે ભદ્રબાહુ ગુરુ દૃષ્ટિવાદ ધારણ કરનારા છે. તેમને બોલાવવા માટે બે મુનિઓને મોકલ્યા. તે બંનેએ ત્યા જઈને તેમને વંદન કરીને બે હાથની અંજલિ કરવાપૂર્વક સંદેશો જણાવ્યો કે શ્રીસંઘ આપને ત્યાં આવવા માટે આજ્ઞા કરે છે. ત્યારે તેમણે પ્રત્યુત્તર આપ્યો કે, 'મેં મહાપ્રાણ ધ્યાન શરૂ કરેલ હોવાથી ત્યા મારું આગમન નહિં બની શકે' તેનો જવાબ લઇને તે બંને મુનિઓ શ્રમણસંઘ પાસે પાછા ગયા અને કહેલો જવાબ જણાવ્યો શ્રીશ્રમણસંઘે પણ બીજા બે મુનિઓને બોલાવીને આજ્ઞા કરી કે તમારે પહોંચીને આચાર્યને કહેવું કે, જે આચાર્ય શ્રીસંઘની આજ્ઞા ન માને, તેને શું દંડ હોય ? તે અમને કહો ત્યારે 'તેને સંઘ-બહાર કરવા જોઈએ' એમ જ્યારે કહે, ત્યારે તમારે એક સાથે મોટા શબ્દથી આચાર્યને કહેવું કે-'તો પછી તમે પણ તે દંડપાત્ર છો.' તે બંનેએ ત્યા પહોંચી આચાર્યને તે પ્રમાણે કહ્યુ, એટલે ભદ્રબાહુ આચાર્યે તેમને કહ્યુ કે, 'શ્રીસંઘ એ પ્રમાણે ન કરો. પરંતુ આમ કરો કે-મારા ઉપર કૃપા કરી બુદ્ધિશાળી શિષ્યોને અહિં મોકલે,

અહિ તેઓને હું સાત વાચના આપીશ; તે આ પ્રમાણે–તેમા ભિક્ષાચર્યાથી પાછા ફરે, ત્યારે, એક વાચના આપીશ. બીજી કાળવેલા–સમયે, બહિર્ભૂમિથી પાછો આવુ ત્યારે ત્રીજી, વિકાલવેળા–વખતે ચોથી, તથા આવશ્યક વખતે ત્રણ–એમ સાત વાચનાઓ અપાતા સંઘકાર્ય અને મારું પણ કાર્ય વગર બાધાએ સિધ્ધ થશે તે બંનેએ આવી તે પ્રમાણે કહ્યુ, એટલે ભાગ્યશાળી બનેલા શ્રીસંઘે પણ સ્થૂલભદ્ર વિગેરે પાચસો સાધુઓને ત્યાં મોકલ્યા. પાચસો મુનિઓને ભદ્રબાહુ આચાર્ય વાચના આપવા લાગ્યા, પરંતુ તે વાચના ઘણી અલ્પ લાગવાથી ઉદ્વેગ પામી તેઓ પોતાના સ્થાનમા ચાલ્યા ગયા, પણ સ્થૂલભદ્ર તો ત્યા રોકાઈ ગયા તું કેમ ઉદ્વેગ પામતો નથી ? એમ સ્થૂલભદ્રને પૂછતા કહ્યુ કે, હું ઉદ્વેગ નથી પામતો, પણ વાચના ઘણી અલ્પ મળે છે સૂરિએ કહ્યુ કે, હવે મારું ધ્યાન લગભગ પૂર્ણ થવા આવ્યું છે. તે પૂર્ણ થયા પછી તારી ઇચ્છા પ્રમાણે તને વાચના આપીશ. ધ્યાન પૂર્ણ થયા પછી સૂરિજીએ તેની ઇચ્છા પ્રમાણે વાચનાઓ આપી બે વસ્તુ ન્યૂન એવા દસ પૂર્વ સુધી સ્થૂલભદ્ર મુનિને ભણાવ્યા

**સિહનું રૂપ**

અનુક્રમે વિહાર કરતા કરતા ભદ્રબાહુ સ્વામી પાટલીપુત્રનગર આવ્યા અને બહારના ઉદ્યાનમા આશ્રય કર્યો આ સમયે ક્રમસર વિહાર કરતી સ્થૂલભદ્રની સાત બહેનો પણ આવેલી હતી, તેઓ સાધુઓને વદન કરવા માટે આવી ગુરુને વદન કરી પૂછ્યુ કે, હે પ્રભો ! સ્થૂલભદ્રમુનિ કયા છે ? ત્યારે ગુરુજીએ કહ્યુ કે અહિં ઉપલા માળ ઉપર છે–એમ તેઓને કહ્યુ ત્યાર પછી તેમને સામે આવતી દેખીને કઈક આશ્ચર્ય દેખાડવા માટે એક સિહનુ રૂપ વિકુર્વ્યું સાધ્વીઓ તો સિંહને દેખી ભય પામી પાછી આવી સૂરિને વિનતિ કરી કે, મોટા ભાઈને સિહ ખાઈ ગયો લાગે છે, હજુ સિહ પણ ત્યા જ રહેલો છે ઉપયોગ મૂકીને આચાર્યે જાણ્યુ અને આજ્ઞા કરી કે ત્યા જાવ અને મોટાભાઈ–મુનિને વદન કરો, તે ત્યા જ છે અને ત્યા સિંહ નથી એટલે સાધ્વીઓ ફરી ત્યા ગઈ હવે પોતે પોતાના મૂળસ્વરૂપમા દેખાયા એટલે સ્થૂલભદ્રને વદના કરી અને પોતાની વીતક કથા જણાવી, કે શ્રીયકની સાથે અમે પણ દીક્ષા લીધી પરંતુ હમેશા ક્ષુધાવાળો તે એક એકાસણુ પણ કરવા શક્તિવાળો ન હતો પર્યુષણામાં સવત્સરી મહાપર્વના દિવસે મે શ્રીયકમુનિને કહ્યુ કે, ભાઈ ! આજે મહાપર્વના દિવસે નવકારશીના બદલે પોરસી પચ્ચક્ખાણ કર, એટલે તેણે તે પચ્ચક્ખાણ કર્યુ તે સમય પૂર્ણ થયો. ત્યારે મેં કહ્યુ, ભાઈ ! થોડીવાર રોકાઈ જાવ અને ચૈત્ય–પરિપાટીમા દર્શન કરશો એટલે પુરિમડ્ઢ પચ્ચક્ખાણ આવી જશે, એ વાત પણ તેણે સ્વીકારી વળી ત્રણ પહોર સુધીનુ અવડ્ઢ પચ્ચક્ખાણ કરવા માટે કહ્યુ પછી કહ્યુ કે હવે ટૂકા કાળમાં પ્રતિક્રમણ કરી રાત્રે તો સૂઈ જવાનુ છે અને સુખપૂર્વક ઉંઘી જશો. એટલે રાત્રિ પૂર્ણ થશે માટે હવે ઉપવાસનું જ પ્રત્યાખ્યાન ગ્રહણ કરી લો, તેણે પણ તે પ્રમાણે ઉપવાસનુ પ્રત્યાખ્યાન મારા આગ્રહથી કર્યુ ત્યાર પછી રાત્રે ક્ષુધાથી પીડા પામેલો તે દેવ–ગુરુ–નવકારનુ સ્મરણ કરતો મૃત્યુ પામી દેવલોકે ગયો મને ઋષિઘાતનુ પાપ લાગ્યુ – મેં મુનિહત્યા કરી–એ પ્રમાણે હુ ખેદ પામતી હતી તેવી અવસ્થામા શ્રમણસઘ પાસે જઈને પ્રાયશ્ચિત્તની માગણી કરી ત્યારે સઘે સાધ્વીજીને કહ્યું કે, તમે આ શુધ્ધ ભાવનાથી કરેલુ હોવાથી આ માટે તમારે કઈ પણ પ્રાયશ્ચિત્ત કરવાનું હોતુ નથી. ત્યારે મેં કહ્યુ કે, આ વાત સાક્ષાત્ જિનેશ્વર ભગવંત કહે, તો જ મારા હૃદયને શાતિ થાય, નહિતર મારું શલ્ય નહિં જાય

આ વિષયમા સમગ્ર શ્રમણસંઘે કાયોત્સર્ગ કર્યો, એટલે શાસનદેવી હાજર થઈ કહેવા લાગી કે- 'બોલો, તમારૂં શું કાર્ય કરું ?' સંઘે કહ્યુ કે, 'આ સાધ્વીજીને પ્રભુ પાસે લઈ જાવ' દેવીએ કહ્યું, નિર્વિઘ્ન ગતિ માટે તમારે કાઉસ્સગ્ગમાં જ રહેવું સંઘે પણ તે વાત કબુલ રાખી અને મને જિનેશ્વરની પાસે લઈ ગઈ ત્યાં મેં શ્રીસીમંધર સ્વામીને વંદના કરી. પછી જિનેશ્વર સીમંધરસ્વામીએ કહ્યુ કે, 'ભરતક્ષેત્રથી આવેલી આ આર્યા નિર્દોષ છે' કૃપાથી મારા માટે તેમણે બે ચૂલિકાની રચના કરી. ત્યાર પછી નિઃસંદેહવાળી હું દેવીથી પાછી અહિ મારા સ્થાનમાં આવી અને બે ચૂલિકા મેં સંઘને અર્પણ કરી. એ પ્રમાણે કહીને સ્થૂલભદ્રથી રજા પામેલી તે પોતાના ઉપાશ્રયે ગઈ

ત્યાર પછી સ્થૂલભદ્ર પણ વાચના માટે ગુરુ પાસે ગયા 'તું વાચના માટે અયોગ્ય છે' એમ કહી ગુરુએ વાચના ન આપી એટલે તેણે દીક્ષાથી માડી આજ સુધીના અપરાધો યાદ કર્યા. વિચાર કર્યા છતાં પોતાની એક પણ ભૂલ યાદ ન આવી એટલે તેણે કહ્યું કે, મને કોઈ અપરાધ યાદ આવતો નથી. એટલે ગુરુએ કહ્યું કે, અપરાધ કરીને હવે યાદ આવતો નથી ? '**शान्तं पापम्**' એમ ગુરુએ કહ્યુ ત્યાર પછી સ્થૂલભદ્ર ગુનો યાદ કરી ગુરુના પગમા પડ્યા અને કહ્યું કે 'ફરી હવે આમ નહિં કરીશ, માટે મને માફ કરો' 'હવે તું નહિં કરીશ, પરંતુ હમણાં તો તેં અપરાધ કર્યો છે, માટે હવે તને વાચના નહિં આપીશ.' એ પ્રમાણે આચાર્યે તેને કહ્યું ત્યાર પછી સ્થૂલભદ્રની વિજ્ઞપ્તિથી સર્વ સંઘે ગુરુને વિનવણી કરી 'મોટા કોપ પામે, તેને પ્રસન્ન કરવા માટે મહાપુરુષો જ સમર્થ બને છે' સૂરિએ સંઘને કહ્યું કે, "અત્યારે આણે આમ કર્યું, હવે પછીના મન્દસત્ત્વવાળા આત્માઓ પણ આમ દુરુપયોગ કરશે, માટે બાકીનાં પૂર્વો હવે મારી પાસે જ ભલે રહેતાં આ ભૂલનો તેને આ જ દંડ હો, અને બીજાને ભણાવવા માટે પણ આ જ દંડ" પછી શ્રમણ-સંઘના આગ્રહથી અને ઉપયોગ મૂક્યો એટલે જાણ્યુ કે, બાકીનાં પૂર્વોનો વિચ્છેદ મારાથી નહિ, પણ ભાવીથી વિચ્છેદ થવાનો છે 'હવે બાકીના પૂર્વો તારે બીજાને ન આપવાં' એમ નક્કી કરાવવા પૂર્વક ભદ્રબાહુસ્વામીએ સ્થૂલભદ્રને વાચના આપી આ સ્થૂલભદ્રમહામુનિ સર્વ પૂર્વને ધારણ કરનારા થઈ ગયા, આચાર્યપદ પ્રાપ્ત કરીને તેઓએ ભાવિ કલ્યાણ પામનારા જીવોને પ્રતિબોધ પમાડ્યા. સ્ત્રી-સંબંધથી નિવૃત્તિ પામીને સમાધિભાવમા લીન બનેલા શ્રીસ્થૂલભદ્રમુનિ ક્રમે કરીને દેવલોક પામ્યા. એ પ્રમાણે ઉત્તમ સાધુ-વર્ગની સર્વ પ્રકારના સંસાર-સુખના ત્યાગરૂપ વિરતિની ભાવના બુધ્ધિશાળી ભવ્યાત્મા ભાવે ૧૩૧- એ પ્રમાણે સ્થૂલભદ્ર-કથાનક પૂર્ણ થયુ

હવે સ્ત્રીના અંગની યથાર્થતા જણાવે છે —

**यकृच्छकृन्मल–श्लेष्म–मज्जाऽस्थि–परिपूरिताः ।**

**स्नायुस्यूता बही रम्याः, स्त्रियश्चर्मप्रसेविकाः ॥१३२॥**

જેમ ચામડાની મશક ભીસ્તી-પખાળમાં કાલખંડ-માંસ-ટુકડા, વિષ્ટા, દાંત-કાન-જિભનો મલ, શ્લેષ્મ, મજ્જા, વીર્ય, રુધિર, હાડકા આદિ ભરપૂર ભરીને સીવી લીધી હોય તો બહારથી સુંદર દેખાય; તેમ સ્ત્રીઓ બહારના દેખાવથી સુંદર લાગે, તેમ સ્ત્રીઓ પણ સ્નાયુ-નસો વડે જાણે સીવાએલી હોય, તેમ બહારથી સુંદર દેખાય, પરંતુ તેના શરીરમાં તો માંસ,

વિષ્ટા, ઇન્દ્રિયોના મેલ, શ્લેષ્મ કફ, મજ્જા, ચરબી, રુધિર, હાડકા આદિ ભરપૂર ભરેલા છે ૧૩૨ તથા—

**बहिरन्तर्विपर्यासः, स्त्रीशरीरस्य चेद् भवेत् ।**
**तस्यैव कामुकः कुर्याद्, गृध्र–गोमायु–गोपनम् ॥१३३॥**

કદાચ જો સ્ત્રી–શરીરનો પલટો થઈ બહારનો ભાગ અંદર જાય અને અંદરનો ભાગ બહાર આવે, તો કામીઓએ રાત–દિવસ ગીધડા અને શિયાળથી તેનુ રક્ષણ કરવું પડે દિવસે ગીધડા માસ દેખી ખાવા આવે અને રાત્રે શિયાળો આવે, તેઓને દૂર કરવામા જ વ્યાકુળ બનવું પડે પછી ભોગની વાત તો ક્યા રહી ? રાત–દિવસ રક્ષણ કરવામા એવો વ્યાકુળ બની જાય, જેથી બીભત્સ શરીર સાથે ભોગની ચાહના ન કરે–ભોગકાળ મેળવી શકે નહિ ૧૩૩ તથા—

**स्त्रीशस्त्रेणापि चेत् कामो, जगदेतज्जिगीषति ।**
**तुच्छपिच्छमयं शस्त्रं, किं नादत्ते स मूढधीः ? ॥१३४॥**

જો કામદેવ, આ ત્રણલોકરૂપ જગતને સ્ત્રીરૂપી હથિયારથી જિતવાની ઇચ્છા રાખતો હોય, તો મૂઢબુદ્ધિવાળો તે સુલભ કાગડા આદિકના પીછાવાળા તુચ્છ શસ્ત્રને ક્યા કારણથી ગ્રહણ કરતો નથી ? કહેવાનુ તાત્પર્ય એ છે કે–જો અસાર શ્લેષ્મ કફ આદિક, રસ, લોહી, માંસ, મેદ, હાડકા, મજ્જા, શુક્ર આદિ અશુચિ પદાર્થોથી ભરેલ ઘણા પ્રયાસથી મેળવી શકાય તેવા સ્ત્રીરૂપ હથિયારથી કામદેવ જિતવાની અભિલાષા કરે છે, તો પછી વગર મહેનતે સહેલાઈથી લભ્ય અને અપવિત્રતા રહિત એવા પીછા કેમ ગ્રહણ કરતો નથી ? ખરેખર તે મૂર્ખ આ વાત ભૂલી ગએલ જણાય છે લોકો આ પ્રમાણે બોલે છે કે–'પોતાના ઘર–આંગણે મધ મળી જતુ હોય તો, ક્યો મૂર્ખ તે પર્વત ઉપર લેવા જવાનો પરિશ્રમ કરે ? ઈષ્ટ પદાર્થની સિદ્ધિ થયા પછી કોઈ પણ પંડિત પ્રયત્ન કરતો નથી' ૧૩૪

તથા નિદ્રા ઉડી ગયા પછી આ પણ ચિંતવે—

**संकल्पयोनिनाऽनेन, हहा ! विश्वं विडम्बितम् ।**
**तदुत्खनामि संकल्पं, मूलमस्येति चिन्तयेत् ॥१३५॥**

'કામની કલ્પના કે વિચાર માત્ર કરવો તે વાસ્તવિક કારણ ન ગણાય. છતા પણ સંકલ્પ એ પણ તેની યોનિ–કારણ છે, તેવા સમગ્ર જગતને અનુભવસિદ્ધ એવા આ કામદેવે સમગ્ર જગતને પરેશાન કરવામા કશી કમીના રાખી નથી માટે હુ તેના સંકલ્પરૂપ મૂળને જ ઉખેડી નાખું' એમ ભાવના ભાવે

સમગ્ર વિશ્વ એટલા માટે જણાવ્યુ છે કે, બ્રહ્મા, ઇન્દ્ર, મહાદેવ આદિ સ્ત્રીના દર્શન, આલિંગન, સ્મરણ આદિ પ્રકારોથી વિડંબના પામ્યા છે પુરાણોમા સભળાય છે કે–"મહાદેવ અને ગૌરીના વિવાહમા બ્રહ્માજી પુરોહિત બન્યા પાર્વતીના પ્રણયની પ્રાર્થનામા મહાદેવ,

ગોપીઓની ખુશામત કરવી ઇત્યાદિકથી શ્રીપતિ(વિષ્ણુ), ગૌતમ ઋષિની ભાર્યા સાથે ક્રીડા કરનાર ઇન્દ્ર, બૃહસ્પતિ(દેવગુરુ)ની ભાર્યા તારામાં ચંદ્ર. અશ્વામાં સૂર્ય પણ અનુક્રમે વિડંબના પામ્યા" તેથી કરીને આવા અસાર હેતુઓ ઉભા કરીને જે કામદેવ જગતને પરેશાન કરે છે, તે યોગ્ય ન ગણાય માટે હવે જગતને વિડંબના પમાડનાર આ વિષયના કારણભૂત સંકલ્પને જ હુ મૂળમાંથી ઉખેડી નાખું–એ પ્રમાણે સ્ત્રી–શરીરનું અશુચિપણું, અસારપણુ, સંકલ્પયોનિ(કામ)નુ સાધન છે–ઇત્યાદિક ચિંતવવું. ૧૩૫. તથા નિંદ્રા ઉડી ગયા પછી આ પણ વિચારવું—

**यो यः स्याद् बाधको दोषस्तस्य तस्य प्रतिक्रियाम् ।**
**चिन्तयेद् दोषमुक्तेषु, प्रमोदं यतिषु व्रजन् ॥१३६॥**

રાગ–દ્વેષાદિક દોષરહિત મુનિઓ તથા તેમના ગુણોમાં હર્ષ પામતો, આત્મગુણમાં હર્ષ પામતો આત્મ–ગુણબાધક જે જે દોષો હોય, તેની પ્રતિક્રિયા વિચારે

ચિત્ત–પ્રશાન્તિ વાહિકાના બાધક જે જે દોષો–જેવા કે રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, મોહ, કામ, ઇર્ષ્યા, મત્સરાદિક દોષો તેનો પ્રતિકાર વિચારવો. તે આ પ્રમાણે–રાગનો પ્રતિપક્ષ વૈરાગ્ય, દ્વેષ થાય ત્યા મૈત્રીભાવના, ક્રોધ માટે ક્ષમા, માન માટે નમ્રતા, માયા માટે સરળતા, લોભ માટે સંતોષ, મોહ માટે વિવેક, કામદેવ માટે સ્ત્રીશરીર–વિષયક અશૌચભાવના, ઇર્ષ્યા માટે ઇર્ષ્યાનો અભાવ, પારકાની સંપત્તિના ઉત્કર્ષમાં ચિત્તમાં દુઃખ ન લાવવું–આ પ્રમાણે દરેક દોષોની પ્રતિક્રિયા માનેલી છે–આ કરવું અશક્ય છે–એમ ન માનવું જગતમાં એવા અનેક મુનિવરો દેખાય છે કે જેમણે તેવા તેવા દોષોનો ત્યાગ કરીને, તેવા તેવા ગુણો પ્રાપ્ત કરીને તેવો ગુણમય આત્મા બનાવ્યો છે. માટે કહ્યુ છે કે–દોષરહિત એવા મુનિઓ પ્રત્યે પ્રમોદ પામતો ઉપર જણાવ્યા પ્રમાણે બાધક દોષોની પ્રતિક્રિયા ચિંતવે દોષમુક્ત મુનિના દૃષ્ટાંતથી આત્મામાં પ્રમોદ થાય અને આત્મામા રહેલા દોષો છોડવા સહેલા બને. ૧૩૬ તથા—

**दुःस्थां भवस्थितिं स्थेम्ना, सर्वजीवेषु चिन्तयन् ।**
**निसर्गसुखसर्गं तेष्वपवर्गं विमार्गयेत् ॥१३७॥**

નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવરૂપ ચારે ગતિના જીવો સંબંધી દુઃખના કારણ સ્વરૂપ ભવસ્થિતિ વિચારતો, તે જીવો શાશ્વત સ્વાભાવિક મોક્ષસુખ કેવી રીતે પ્રાપ્ત કરે? અથવા તો સમગ્ર સાંસારિક દુઃખથી કેવી રીતે મુક્ત થાય? તે વિચારે

ભવસ્થિતિ એટલે તિર્યંચગતિમાં વધ, બંધ, માર ખાવો, પરવશતા, ભૂખ, તરશ, અતિભાર ઉંચકવો પડે, અંગ–અવયવનુ છેદન આદિનુ દુઃખ સહેવું પડે નારકી ગતિમાં સ્વાભાવિક, એક–બીજાની ઉદીરણાથી, પરમાધામી દેવતાઓએ કરેલા, ક્ષેત્રના લીધે થએલા દુઃખોની વેદના અનુભવવી, કરવતથી કપાવું, કુંભીમાં રંધાવું, ખરાબ કાંટાળા શાલ્મલી વૃક્ષો સાથે આલિગન, વૈતરણી નદીમાં તરવું ઇત્યાદિક નરભવમાં દરિદ્રતા, વ્યાધિ–રોગ, પરવશતા,

વધ, બંધન વિગેરે દેવભવમાં ઇર્ષ્યા, વિષાદ, બીજાઓની સંપત્તિ દેખી બળવું, મરણના દુઃખનો સંતાપ—આ વિગેરે કારણોથી દુઃખકારણ એવી ભવસ્થિતિને સ્થૈર્યથી વિચારતો, તથા સંસારના સર્વ જીવો સંસારના જન્મ, મરણાદિ સર્વ દુઃખોથી મુક્ત બની મોક્ષની સાથે કેવી રીતે યોગ પામે—એ વિચારે ૧૩૭ જાગ્યા પછી આ પણ વિચારે—

**संसर्गेऽप्युपसर्गाणां, दृढव्रतपरायणाः ।**
**धन्यास्ते कामदेवाद्याः, श्लाघ्यास्तीर्थकृतामपि ॥१३८॥**

દેવતા આદિએ કરેલા ઉપસર્ગો થવા છતાં પણ પોતાના વ્રતમાં મક્કમ રહેલા, તીર્થંકર ભગવંતોએ પણ જેમની પ્રશંસા કરેલી છે—એવા કામદેવ આદિ શ્રાવકો ખરેખર ધન્ય છે સંપ્રદાય—ગમ્ય કામદેવની કથા આ પ્રમાણે જાણવી—

ગંગા નદીના કિનારા પાસે નમેલી વાંસ—પંક્તિ માફક મનોહર ચૈત્યધ્વજાઓથી શોભાયમાન ચંપા નામની મહાનગરી હતી ત્યાં સર્પના દેહ સરખા લાંબા ભુજાસ્તંભવાળો, લક્ષ્મીના કુલગૃહ—સમાન જિતશત્રુ નામનો રાજા હતો. તે નગરમાં માર્ગના મોટા વૃક્ષ માફક અનેક લોકોને આશ્રયસ્થાન એવો બુદ્ધિશાળી કામદેવ નામનો એક ગૃહસ્થ રહેતો હતો સ્થિરીભૂત લક્ષ્મી જેવી રૂપ—લાવણ્યથી શોભતી ઉત્તમ આકૃતિવાળી ભદ્રા નામની તેને ધર્મપત્ની હતી તેને છ ક્રોડ સુવર્ણધન ભૂમિમાં દાટેલું, તેટલું જ વ્યાજે ફરતું, તેટલું જ વેપારમાં અને દશહજાર ગાયનું એક ગોકુળ એવા છ ગોકુળો હતા તે સમયે પૃથ્વીના મુખની શોભા કરનાર પૂર્ણભદ્ર નામના ઉદ્યાનમાં વસુંધરામાં વિહાર કરતા કરતા શ્રીવીરપ્રભુ સમોસર્યા કામદેવ પણ ભગવન્તની પાસે ચાલીને આવ્યો અને કર્ણામૃત સરખી ધર્મદેશના સાંભળી ત્યાર પછી દેવતાઓના, મનુષ્યોના અને અસુરોના ગુરુ વીરભગવંત પાસેથી નિર્મળ બુદ્ધિવાળા કામદેવે બાર પ્રકારનો ગૃહસ્થ—ધર્મ અંગીકાર કર્યો તે કામદેવે ભદ્રા સિવાય સર્વસ્ત્રીઓનો, છ ગોકુળો સિવાયના સર્વ ગોકુળો અને નિધિ, વ્યાજ અને વેપાર એ દરેકમાં છ છ ક્રોડ સિવાય બાકીના સર્વ ધનના પચ્ચક્ખાણ કર્યાં પાંચસો હળ છોડીને બાકીના હળોને, પાંચસો ખેતર, તેટલા જ ગાડા અને તેટલા જ પરદેશથી માલ લાવનારા ગાડાને છોડી બાકીનાનો ત્યાગ કર્યો વળી પરદેશથી માલ લાવનાર—લઈ જનાર ચાર ચાર વહાણોને છોડીને બાકીના વહાણોનો ત્યાગ કર્યો એક ગંધ કાષાયી અંગ લુંછવાના વસ્ત્ર સિવાય બાકીનાનો. લીલી મધુયષ્ટિ (જેઠીમધ) સિવાય બાકીના દાતણનો, ક્ષીર અમલક સિવાય બાકીના ફળોનો ત્યાગ કર્યો, તથા તેલમર્દન કરવા માટે સહસ્રપાક અને શતપાક સિવાયના તેલોનો ત્યાગ કર્યો સુગંધી ગંધયુક્ત ચોળવાની (માટી) સિવાયના ઉદ્વર્તનનો ત્યાગ કર્યો તેમજ આઠ ઘડાથી વધારે પાણીના સ્નાનનો ત્યાગ, ચન્દન, અગરના ઘસેલા લેપ સિવાયના લેપ, જાતી—પુષ્પની માળા અને પદ્મ—કમળ સિવાયના પુષ્પોનો ત્યાગ કર્યો કર્ણાભૂષણ અને મોનોગ્રામ—નામવાળી મુદ્રા સિવાયના આભૂષણો, તથા દશાંગ અને અગરના ધૂપ સિવાય બાકીની ધૂપવિધિનો ત્યાગ કર્યો ઘેબર અને ખાજા સિવાય બાકીની સર્વ મીઠાઈઓનો ત્યાગ, પીપરામૂળ આદિ કાષ્ઠ ઉકાળીને તૈયાર કરેલી કાષ્ઠપેય (રાબ), કલમ સિવાયના ચોખા, અડદ, મગ અને વટાણા સિવાયની દાળના સૂપ સિવાય બાકીના સૂપનો ત્યાગ, શરદૃઋતુના બનેલા ગાયના ઘીનો ત્યાગ. સ્વસ્તિક (સાથિયો), મંડૂ (ડોડકી), પલ્યંક (પલ્લકની ભાજી) સિવાયના શાકનો ત્યાગ,

વરસાદના જળ સિવાય, સુગંધિ તામ્બૂલ સિવાય, બાકીના જળ અને મુખવાસનો ત્યાગ કર્યો ત્યાર પછી પ્રભુને વંદના કરી પોતાના ઘરે ગયો. તેની ધર્મપત્નીએ પણ સ્વામી પાસે આવી શ્રાવકનાં વ્રતો અંગીકાર કર્યાં કુટુમ્બનો ભાર મોટાપુત્ર ઉપર નાખી પોતે પૌષધશાળામાં વ્રતોમાં અપ્રમત્તપણે રહેતો હતો.

તે કામદેવશ્રાવક પૌષધશાળામા કાઉસ્સગ્ગ ધ્યાનમાં રહેલા હતા, ત્યારે રાત્રે તેને ક્ષોભ પમાડવા માટે કોઈ મિથ્યાદૃષ્ટિ દેવ પિશાચનુ રૂપ ધારણ કરીને આવ્યો તેના મસ્તકના કેશ બરછટ પીળી કાન્તિવાળા અને ક્યારામાં પાકેલા ડાગરની સળીએ સરખા દેખાતા હતા કપાળ ઘડાની ઠીબડી સરખું, તથા ભવા નોળિયાની પુંછડી સરખા, કાન સૂપડાના આકાર જેવા હતા જોડિયા ચૂલા જેવાં બે નસ્કોરાં હતાં, ઉંટના જેવા બે હોઠ, દાત હળ સરખા હતા જિહ્વા સર્પ સરખી અને મૂછ ઘોડાના પૂંછડા સરખી હતી તપાવેલ કુલડી સરખી પીળી બે આંખો હતી. હડપચી સિંહની હડપચી જેવી હતી. હોઠની નીચેનો ભાગ 'ચિબુક' તે હળના મુખ સરખો હતો. ડોક ઊંટના જેવી હતી છાતી નગર–દરવાજા સરખી હતી. સર્પ સરખી ભયંકર બે ભુજાએ હતી બે હાથ પત્થરની નિશા–ઓરસિયા સરખા હતા. પાતાલ સરખું ઉંડું પેટ, કૂપ સરખી નાભિ, અજગર સરખું પુરુષચિહ્ન અને ચર્મપાત્ર–કુડલા સરખા વૃષણો હતા. તાડના વૃક્ષ જેવી બે જંઘા, પર્વતની શિલા સરખા બે પગો, અકાડે–અણધાર્યા વીજળીના કડાકા સરખો તેનો કોલાહલ શબ્દ ભયંકર હતો. મસ્તક પર ઉંદરની માળા, ડોકમા સરડા–કાચંડાની બનાવેલી માળા ધારણ કરતો, કર્ણાભૂષણ–સ્થાને નોળિયા, બાજુબંધ–સ્થાને સર્પોને ધારણ કર્યા તે ક્રોધવાળો બની તર્જની આંગળી સરખો ચાબુક ભયંકર રીતે ઉગામીને તથા મ્યાનમાંથી તરવાર બહાર ખેંચતો કામદેવને એમ કહેવા લાગ્યો–'અરે ! કોઈએ ન કરેલી એવી પ્રાર્થના કરનાર ! આ તેં શું માડ્યું છે ? હે રાંકડા ! તારા સરખાને વળી સ્વર્ગ કે મોક્ષની અભિલાષા થઈ છે ? આ શરૂ કરેલ કાર્યનો ત્યાગ કર, નહિંતર ઝાડની ડાળ પરથી જેમ ફળ, તેમ આ તીક્ષ્ણ તરવારથી તારા મસ્તકને ભોંય પર રગદોળી પાડીશ આ પ્રમાણે પિશાચે તર્જના કરવા છતાં પણ કામદેવ પોતાની સમાધિથી લગાર પણ ચલાયમાન ન થયો શું અષ્ટાપદ, પાડાના શબ્દોથી કદાપિ ક્ષોભ પામે ખરો ? કામદેવ શ્રાવક પોતાના શુભધ્યાનથી બિલકુલ ચલાયમાન ન થયો, ત્યારે અધમ દેવે બે ત્રણ વખત તે પ્રમાણે કહ્યુ તેથી ક્ષોભ ન પામ્યો, એટલે વળી ક્ષોભ પમાડવા માટે તેણે હાથીનું શરીર બનાવ્યું. કારણ કે, 'ખલપુરુષો પોતાની શક્તિનો છેડો દેખ્યા સિવાય અધમકાર્યથી અટકતા નથી' સજળ મેઘ સરખું શ્યામ, અતિ ઉંચું અને જાણે ચારે બાજુથી મિથ્યાત્વ એક ઢગલામાં આવીને એકઠું થયું હોય તેવું શરીર ધારણ કર્યું તેણે લાબા ભયંકર આકારવાળા અને જાણે યમરાજના બે ભુજાદંડ હોય, તેવા દંતૂશળ–યુગલને ધારણ કર્યું તથા કાળ–પાશ સરખી સૂંઢને ઉંચી લંબાવીને કામદેવને એમ કહ્યુ કે, આ કપટ–પાખંડનો ત્યાગ કર હે માયાવી ! આ માયાનો ત્યાગ કર અને મારી આજ્ઞાથી સુખથી રહે, ક્યા પાખંડી ગુરુએ આ પ્રમાણે તને ભરમાવ્યો છે ? જો તુ આ ધર્મનો ત્યાગ નહિં કરે તો, મારા સૂંઢરૂપ દંડ વડે તને એકદમ આ સ્થાનથી ઉછાળીને આકાશ સુધી લઈ જઇશ અને વળી આકાશથી નીચે પડીશ ત્યારે આ દંતૂશળમાં એવી રીતે ઝીલીશ કે તારા શરીરમા દંતૂશળો આર–પાર ભોંકાઈને

પછી લાકડા ચીરવા માફક તને ચીરી નાખશે કુંભાર જેમ માટીને ગૂંદે, તેમ પગ વડે એવી રીતે તારા દેહનુ મર્દન કરીશ, જેથી તું નિર્દયપણે મૃત્યુ પામી તલવટીના ચૂરણ માફક કે ઘાણીમા પીલાએલ ખોળ માફક ક્ષણવારમા એક પિંડ-સ્વરૂપ બની જશે. ઉન્મત્ત એવા તેણે ભયંકરપણે ભયના વચનો કહ્યા, છતા ધ્યાનમગ્ન બનેલા કામદેવ શ્રાવકે તેને પ્રત્યુત્તર બિલકુલ ન આપ્યો દૃઢાશયવાળા કામદેવને અક્ષોભિત-અડોલ દેખીને તે દુષ્ટાશયવાળા અધમ દેવે એ જ પ્રમાણે બે ત્રણ વખત વળી સંભળાવ્યું વચનોથી પણ ક્ષોભ ન પામ્યો, ત્યારે સૂંઢ-દંડથી તેને ભીંસમા લઈ આકાશમા ઉછાળ્યો અને પૂળો ઉછાળે, પછી ઝીલી લે, તેમ ઝીલી લીધો દંતૂશળોથી વીંધી નાખ્યો, પગથી ચગદીને મર્દન કર્યું 'ધર્મકાર્યોના વિરોધી દુરાત્માઓને શું અકાર્ય હોય?' મહાસત્ત્વવાળા કામદેવે આ સહન કર્યું પર્વત માફક સ્થિર રહી લગાર પણ સ્થિરતા ન છોડી આવા કાર્યથી પણ તે ધ્યાનથી ચલાયમાન ન થયા, એટલે અહંકારી તે અધમદેવે સર્પનું રૂપ વિકુર્વ્યું આગળ માફક ફરી પણ તે દેવે તેને બીવડાવવા માટે એ પ્રમાણે કહ્યુ, પણ ધ્યાનમા એકાગ્ર બનેલો તે ધીર લગાર પણ ભય ન પામ્યો. વારંવાર તે જ વચનોથી નિર્ભય બનેલા તેને જોઈને તે સુરાધમ તબલાને જેમ વાધર તેમ સર્પે પોતાના દેહથી ભરડો દઈ તેને ભીંસમા લીધો સર્પ નિર્દય બની દાતોથી તેને ખૂબ ડંખ્યો, છતા પણ તેણે પોતાના ધ્યાનામૃતમા મસ્ત બની વેદનાને ન ગણકારી. ત્યાર પછી પોતાનુ દિવ્યરૂપ ધારણ કરી દિશાઓમા અજવાળુ ફેલાવતો તે દેવ પૌષધશાળામા પ્રવેશ કરી એમ કહેવા લાગ્યો કે, હે કામદેવ! ખરેખર તમે ધન્ય છો, ઈન્દ્ર મહારાજે દેવસભામા તમારી પ્રશંસા કરી, જે હું સહન કરી શકયો નહિ, તેથી અહિં તમને ચલાયમાન કરવા આવ્યો કારણ કે, 'કેટલીક વખત સ્વામીઓ પોતાની મોટાઈથી અછતી વસ્તુના પણ ખોટા વર્ણન કરે છે' તે કારણે વિવિધ રૂપોની વિકુર્વણા કરીને મેં તમારી પરીક્ષા કરી ઈન્દ્રે જેવા પ્રકારની તમારી પ્રશંસા કરી હતી, તેવા જ તમે ખરેખર નિઃશંક ધર્મમા ધીરતાવાળા છો પરીક્ષા કરતાં તમને મેં જે હેરાન કર્યા, તે અપરાધની ક્ષમા માગુ છુ આ પ્રમાણે દેવ કામદેવને કહીને પોતાના ભવનમા ચાલ્યો ગયો અને અખંડવ્રતવાળા તેણે પોતાની પ્રતિમા-કાઉસ્સગ્ગ પાર્યો ગુણ પ્રત્યે વત્સલતાવાળા વીર ભગવંતે પણ સમવસરણની સભામા ઉપસર્ગ સહન કરવાવાળા કામદેવની પ્રશંસા કરી બીજા દિવસે કામદેવ શ્રાવક ત્રણે જગતના સ્વામી વીરપ્રભુના ચરણ-કમળના વંદન માટે આવ્યો ભગવંતે પણ ગૌતમ આદિક મુનિવરોને આ પ્રમાણે કહ્યું કે, "ગૃહસ્થ-ધર્મમા પણ કામદેવે આવા ઉપસર્ગો સમભાવથી નિર્ભયપણે સહન કર્યા, તો પછી સર્વ સંગનો ત્યાગ કરનાર યતિધર્મમાં તત્પર તમારા સરખાએ તો તેવા ઉપસર્ગો વિશેષ પ્રકારે સહેવા જોઈએ" કામદેવ શ્રાવકે કર્મને નિર્મૂલન કરવાના ઉપાયભૂત એવી શ્રાવકની અગીઆરે પ્રતિમાઓ ક્રમસર વહન કરી અંતે સંલેખના કરીને ત્યાર પછી તેણે અનશનવ્રત અંગીકાર કર્યું ઉત્તમ પ્રકારની સમાધિ પ્રાપ્ત કરી કાલધર્મ પામી તે અરુણાભ નામના વિમાનમાં ચાર પલ્યોપમના આયુષ્યવાળો દેવ થયો ત્યાંથી ચ્યવી મહાવિદેહ ક્ષેત્રમા સિદ્ધિ પામશે જેવી રીતે કામદેવે ઉપસર્ગમા પણ પોતાના વ્રતમાં અડગ રહી સ્વાભાવિક ધૈર્ય ધારણ કર્યું, તેથી તીર્થંકર ભગવંતે પણ તેની પ્રશંસા કરી; તેવી રીતે બીજા ઉત્તમ આત્માઓએ પણ તેવા પ્રકારે અડગ વ્રત ધારણ કરનાર બનવું એ પ્રમાણે કામદેવની કથા કહી ૧૩૮

આ પણ જાગે ત્યારે વિચારવું—

जिनो देवः कृपा धर्मो, गुरवो यत्र साधवः ।
श्रावकत्वाय कस्तस्मै, न श्लाघेताविमूढधीः ? ॥ १३९ ॥

જે શ્રાવકધર્મમા રાગાદિ શત્રુઓને જિતનારા દેવ છે, દુઃખીનાં દુઃખને દૂર કરવાની અભિલાષારૂપ કૃપા ધર્મ છે, પંચમહાવ્રતમા તલ્લીન ગુરુવર્યો ધર્મોપદેશકો છે; કયો તત્ત્વ સમજનાર તેવા શ્રાવકધર્મની પ્રશંસા ન કરે ? રાગાદિવાળા દેવો પૂજનીય દેવ નથી, હિંસાદિસ્વરૂપ યજ્ઞાદિ ધર્મ નથી અને પરિગ્રહ અને આરંભવાળા ગુરુ નથી તે દેવ, ગુરુ, ધર્મ ન કહેવાય ૧૩૯. તથા નિદ્રા ઉડી ગયા પછી શ્રાવકપણામાં ભાવવા યોગ્ય ભાવનાઓ સાત શ્લોકોથી જણાવે છે :—

जिनधर्मविनिर्मुक्तो, मा भूव चक्रवर्त्यपि ।
स्यां चेटोऽपि दरिद्रोऽपि. जिनधर्माधिवासितः ॥ १४० ॥

જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ જિનધર્મથી રહિત ચક્રવર્તીપણું મને મળતું હોય, તો ન જોઈએ કારણ કે, ધર્મ વગરનું તે નરકે લઈ જાય છે પરંતુ જૈનધર્મના દૃઢ સંસ્કારવાળા કુટુંબમાં દરિદ્ર નોકર થાઉં તો તે પણ મને ઘણુ ઈષ્ટ છે કે, જ્યા ધર્મ-પ્રાપ્તિ સુલભ છે ૧૪૦ તથા-

त्यक्तसंगो जीर्णवासा, मलक्लिन्न-कलेवरः ।
भजन् माधुकरीं वृत्तिं, मुनिचर्यां कदा श्रये ? ॥ १४१ ॥

મારા માટે આવો શુભ સમય ક્યારે આવશે કે, હુ સર્વ સંગનો ત્યાગ કરનારો થાઉં, જૂનાં કપડાવાળો, મેલયુક્ત શરીરવાળો થઈ માધુકરી વૃત્તિને ભજનારો બનું ? જે માટે કહેલુ છે કે :—“ જેવી રીતે બીજા માટે ઉગાડેલા વૃક્ષના પુષ્પોમાંથી ભમરો રસ-પાન કરે છે, પરંતુ પુષ્પોને લગાર પણ પીડા કરતો નથી અને પોતાના આત્માને સંતોષ પમાડે છે, એવી રીતે ગૃહસ્થોએ પોતા માટે કરેલા આહારમાથી થોડો થોડો આહાર તેમને અંતરાય કે પીડા ન થાય તેમ દાનૈષણા અને ભક્તૈષણા કરવા પૂર્વક ગ્રહણ કરે છે, જેઓ આ લોકમાં બાહ્ય અને અભ્યંતર પરિગ્રહથી મુક્ત છે, તેઓ શ્રમણ કહેવાય છે.” એવી રીતે આપોઆપ સહજ તૈયાર થએલા પુષ્પો વિષે જેમ ભમરા તેમ સાધુઓ પણ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થએલા આહારથી શરીર અને સંયમયાત્રા સાધીશું, પરંતુ કોઇપણ પ્રકારે ભમરાની ઉપમાથી બીજા જીવોને આઘાત પહોંચાડીશુ નહિ ” આનુ નામ માધુકરી વૃત્તિ મૂલગુણ અને ઉત્તરગુણવાળી આવી મુનિઓની ચર્યાનુ સેવન હુ ક્યારે કરીશ ? ૧૪૧ તથા—

त्यजन् दुःशीलसंसर्गं, गुरुपादरजः स्पृशन् ।
कदाऽहं योगमभ्यस्यन्, प्रभवेय भवच्छिदे ? ॥ १४२ ॥

જારપુરુષ, સૈનિક, ભાંડ-ભવાયા, ગણિકા વગેરે લૌકિક દુ.શીલવાળા અને પાસત્થા, ઓસન્ના કુશીલ, સંસક્ત, યથાચ્છંદક તે લોકોત્તર દુ શીલ-તેમના સાથે સહવાસ-સંસર્ગ કરવો, તે

દુ:શીલ-સંસર્ગ, તેનો ત્યાગ કરીને ગુરુમહારાજના ચરણ-રજને સ્પર્શતો અર્થાત્ સત્પુરુષોનો સંસર્ગ કરતો, ત્રણે યોગોનો વારવાર અભ્યાસ કરીને ભવનો ઉચ્છેદ કરવા માટે હું ક્યારે શક્તિશાળી બનીશ ? તથા-

महानिशायां प्रकृते, कायोत्सर्गे पुराद् बहिः ।

स्तम्भवत् स्कन्धकषणं, वृषाः कुर्युः कदा मयि ? ।। १४३ ।।

રાત્રિએ નગર બહારના પ્રદેશમા શ્રાવકની પ્રતિમારૂપ કાયોત્સર્ગ કરતો હોઉં, ત્યારે કોઇ બળદ કે પશુ આવી મને શિલાસ્તંભ કે વૃક્ષ-થડ માની ક્યારે પોતાની ગરદનની ખણ મારા શરીર સાથે ઘસીને દૂર કરશે ? પ્રતિમા વહન કરનાર શ્રાવક નગર બહાર કાયોત્સર્ગ એકાગ્રતાથી કરે, ત્યારે શિલાસ્તંભની ભ્રાન્તિથી વૃષભો પોતાની ગરદન ઘસે છે. યતિ થવાની અભિલાષાવાળાની અપેક્ષાએ આ સમજવું જિનકલ્પી સાધુઓને તો હંમેશા કાયોત્સર્ગનો સંભવ હોય છે ૧૪૩ તથા—

वने पद्मासनासीनं, क्रोडस्थितमृगार्भकम् ।

कदाऽऽघ्रास्यन्ति वक्त्रे मां, जरन्तो मृगयूथपाः ।। १४४ ।।

હું વનમા પદ્માસન કરીને બેઠેલો હોઉં, ત્યારે મૃગ-બચ્ચાઓ વિશ્વાસ પૂર્વક મારા ખોળામા આવી ક્યારે ક્રીડા કરશે ? આ પ્રકારે મારા શરીરની પણ સંભાળ ન લેતો હોઉં-એવા શરીરની દરકાર વગરના મારા મુખને વૃદ્ધ મૃગો ક્યારે વિશ્વાસ પૂર્વક સુઘશે ? વૃદ્ધમૃગ કહેવાનું પ્રયોજન એ સમજવુ કે, સહેજે તેઓ કોઈનો એકદમ વિશ્વાસ ન કરે, પણ પરમ સમાધિની નિશ્ચલતા દેખી તેવા વૃદ્ધ મૃગલાઓ પણ એવા વિશ્વાસુ બની જાય કે નિર્ભયતાથી મુખ ચાટે કે સુઘે ૧૪૪ તથા—

शत्रौ मित्रे तृणे स्त्रैणे, स्वर्णेऽश्मनि मणौ मृदि ।

मोक्षे भवे भविष्यामि, निर्विशेषमतिः कदा ? ।। १४५ ।।

હવે હુ શત્રુ અને મિત્રમાં, તૃણ અને સ્ત્રીસમુદાય વિષે, સુવર્ણ કે પત્થર, મણિ કે માટીમા, મોક્ષ અથવા ભવમા ક્યારે સમાન બુધ્ધિવાળો બનીશ ? શત્રુ-મિત્રાદિકથી માંડી મણિ અને માટીમા તો હજુ બીજાઓ સમાન બુધ્ધિ કરનારા મળી આવે, પણ પરમવૈરાગ્ય પામેલા આત્માઓને તો મોક્ષ અને ભવમા પણ કશો ય ફરક લાગતો નથી. જે માટે કહેલુ છે કે- “ **मोक्षे भवे च सर्वत्र, निःस्पृहो मुनि-सत्तम** ”=‘મુનિઓમા જે ઉત્તમ હોય, તેઓને તો મોક્ષ કે ભવ દરેકમા નિઃસ્પૃહ ભાવ હોય છે ’ આ મનોરથો ક્રમસર આગળ આગળના ચઢિયાતા હોય છે, તે આ પ્રમાણે-પ્રથમ શ્લોકમા જિનધર્મના અનુરાગનો મનોરથ. બીજામા સાધુધર્મ ગ્રહણ કરવાનો મનોરથ, ત્રીજામા સાધુધર્મની ચર્યામા ઉત્કૃષ્ટકોટીનુ ચારિત્ર પ્રાપ્ત કરવાના મનોરથ, ચોથામા કાયોત્સર્ગાદિમા નિષ્કપભાવ મેળવવાના મનોરથ. પાચમામા પર્વત, ગુફા આદિ નિર્જન સ્થળમા રહીને મુનિચર્યા પાળવાના મનોરથ, છઠ્ઠામા પરમ સામાયિક સુધી પહોચવાના મનોરથ કહેલા છે ૧૪૫. હવે ઉપસંહાર કરતા કહે છે—

अधिरोढुं गुणश्रेणि, निःश्रेणीं मुक्तिवेश्मनः ।
परानन्दलताकन्दान्, कुर्यादिति मनोरथान् ॥ १४६ ॥

મોક્ષરૂપી મહેલમા ચડવા માટે ગુણો રૂપી નિસરણીના પગથીયા સ્વરૂપ આવા પ્રકારના મનોરથો કરવા. વળી મનોરથો કેવા છે? જેમ કંદથી લતા તૈયાર થાય છે, તેમ આ જણાવેલા મનોરથોથી પરમસામાયિક સ્વરૂપ જે પરમાનંદ તે પ્રગટ થાય છે ૧૪૦ થી ૧૪૬ સુધી સાત શ્લોકોનો અર્થ સમજાવ્યો. ઉપસંહાર કરે છે—

इत्याहोरात्रिकीं चर्याममप्रमत्तः समाचरन् ।
यथावदुक्तवृत्तस्थो, गृहस्थोऽपि विशुध्यति ॥ १४७ ॥

આ પ્રમાણે દિવસ અને રાત્રિની શ્રાવકની ચર્યા અપ્રમત્તપણે સમ્યક્ પ્રકારે આચરતો અને જિનાગમમાં કહેલી શ્રાવકની અગીઆર પ્રતિમા તે રૂપ વ્રતમાં રહેલો યથાવત્=સમ્યગ્ વિધિથી તેની આરાધના કરતો સાધુ થયો ન હોવા છતા પણ ગૃહસ્થપણામાં અલ્પપાપવાળો થઇ નિર્મળતા પ્રાપ્ત કરે છે

## અગિયાર પ્રતિમા

હવે તે પ્રતિમાઓ કઈ કે જેમા રહેલો ગૃહસ્થ પણ નિર્મળ થાય છે, તે કહે છે–

**૧ દર્શન પ્રતિમા** — શંકાદિ દોષરહિત, પ્રશમાદિ લક્ષણોથી યુકત, સ્થૈર્યાદિ ભૂષણોથી ભૂષિત, એવું, મોક્ષમાર્ગના મહેલના પાયારૂપ સમ્યગ્દર્શન, તેનું ભય, લોભ, લજ્જાદિ વિઘ્નોથી કોઇપણ અતિચારનુ સેવન કર્યા વગર નિરતિચારપણે એક મહિના સુધી લાગલાગટ પાલન કરવું

**૨ બીજી વ્રત પ્રતિમા** — પૂર્વની પ્રતિમાના અનુષ્ઠાન સાથે નિરતિચારપણે બારે વ્રતો બે મહિના સુધી લાગલાગટ અવિરાધિતપણે પાલન કરવારૂપ

**૩ ત્રીજી સામાયિક પ્રતિમા** — ત્રણ મહિના સુધી બંને કાળે અપ્રમત્તપણે આગળની પ્રતિમાઓના અનુષ્ઠાન સહિત સામાયિકના દોષો ટાળીને સામાયિક કરવું

**૪ ચોથી પૌષધ પ્રતિમા** — ચાર મહિના દરેક ચતુષ્પર્વીમાં પૂર્વ અનુષ્ઠાન સહિત આઠ પહોરના પૌષધનુ નિરતિચારપણે પાલન કરવુ.

**૫ પાંચમી કાયોત્સર્ગ પ્રતિમા** — આગળ કહેલ ચારેય પ્રતિમાઓના અનુષ્ઠાન પાલન કરવા પૂર્વક પાંચ મહિના સુધી ચારે પર્વીમા ઘરમા, ઘરના દ્વારમાં કે ચૌટા કે ચોકમાં પરિષહ–ઉપસર્ગમાં આખી રાત્રિ ચલાયમાન થયા વગર કાયાને વોસરાવવારૂપ કાયોત્સર્ગમા રહેવું. આમ આગળ આગળની દરેક પ્રતિમાઓની અંદર પહેલા પહેલાની પ્રતિમાઓનાં અનુષ્ઠાન, નિરતિચારતા, પ્રતિમા પ્રમાણે સમય–કાળમર્યાદા તેટલા મહિનાની સમજી લેવી તેમજ આગળ કહીશું, તે પ્રતિમામા પણ પહેલાંની પ્રતિમાનુ અનુષ્ઠાન સમજી લેવું.

૬ **બ્રહ્મચર્ય પ્રતિમા** — છ મહિના સુધી ત્રિકરણ યોગે નિરતિચાર બ્રહ્મચર્ય-પાલન

૭ **સચિત્તવર્જન પ્રતિમા** — સાત મહિના સુધી સચિત્તનો ત્યાગ.

૮ **આરંભ-વર્જન પ્રતિમા** — આઠ મહિના સુધી પોતે આરંભ ન કરે.

૯ **પ્રેષ્ય-વર્જન પ્રતિમા** — નવ મહિના સુધી બીજા પાસે પણ આરંભ ન કરાવે

૧૦ **ઉદ્દિષ્ટ વર્જન પ્રતિમા** — દશ મહિના સુધી પોતાને માટે રાંધેલો કે તૈયાર કરેલો આહાર પણ પોતે ન વાપરે

૧૧ **શ્રમણભૂત પ્રતિમા** — અગિયાર મહિના સુધી સ્વજનાદિકનો સંગ છોડી, રજોહરણાદિ સાધુવેષ ધારી, કેશનો લોચ કરી, ગોકુલ આદિક પોતાના સ્વાધીન સ્થાનમાં રહેલો '**प्रतिमाप्रतिपन्नाय श्रमणोपासकाय भिक्षां दत्त**' અર્થાત્ 'પ્રતિમાધારી શ્રાવકને ભિક્ષા આપો' એમ બોલતો આહાર આપનારને 'ધર્મલાભ' શબ્દનું ઉચ્ચારણ કર્યા વગર સુસાધુ માફક સુંદર આચારોનું પાલન કરવું કહેલું છે કે—

'સમ્યક્ત્વવંત આત્માની કાયા-શરીર મિથ્યાત્વનો ક્ષયોપશમ થવાથી શાસ્ત્ર-વિરુદ્ધ દુરાગ્રહ કલંકથી રહિત હોય, તે અહિં દર્શનપ્રતિમા સમજવી નિરતિચાર અણુવ્રતાદિક બાર વ્રતો પાળવા, તે બીજી વ્રતપ્રતિમા, સામાયિકનું શુદ્ધપણે પાલન કરવું, તે ત્રીજી સામાયિક પ્રતિમા આગળ કહેલા સર્વ અનુષ્ઠાનો સાથે બે અષ્ટમી, બે ચતુર્દશી, પૂર્ણિમા અને અમાવાસ્યારૂપ ચતુષ્પર્વીમા સમ્યગ્ રીતિએ પૌષધ-પાલન, તે ચોથી પૌષધ પ્રતિમા પૂર્વે કહેલા સર્વ અનુષ્ઠાનોથી યુક્ત ચાર પર્વરાત્રિમાં ઘરે, ઘરના દ્વારે કે ચૌટામા પરિષહ-ઉપસર્ગોમા નિષ્કંપપણે કાયોત્સર્ગ પ્રતિમા ધારણ કરીને અડગ રહે, તે પાંચમી પ્રતિમા (આ પ્રતિમા અંગે આટલું વિશેષ પણ જાણવું કે આમા સ્નાન ન કરવાનું, રાત્રે ચારે આહારનો ત્યાગ, ધોતીને કચ્છ વાળે નહિં, ચારપર્વી દિવસે સંપૂર્ણ બ્રહ્મચર્ય-પાલન, અને તે સિવાયના દિવસોમા રાત્રીમા સ્ત્રી અને ભોગનું પ્રમાણ નક્કી કરે કાઉસ્સગ્ગમા જિનેશ્વરોનું ધ્યાન કરે, પાંચ મહિના સુધી કામની નિંદા કરે-પંચાશક)

છઠ્ઠી પ્રતિમામા બ્રહ્મચર્ય-પાલન, સાતમીમા અચિત્ત આહારનો જ ઉપયોગ કરે, આઠમીમા સાવદ્યારંભનો ત્યાગ, નવમીમા બીજા પાસે પણ આરંભ ન કરાવે, દસમીમા પોતાના નિમિત્તે કરેલો આહાર ન ખાય, અગીયારમી પ્રતિમામા નિઃસંગ બની, સાધુવેષ ધારણ કરી, કાષ્ઠપાત્ર ધારણ કરે, મસ્તકે કેશનો લોચ કરે, સુસાધુ માફક પૂર્વે જણાવેલા ગુણમા આદરવાળો બને. ૧૪૭ હવે પાંચ શ્લોકોથી વિશેષ વિધિ કહે છે —

सोऽथावश्यकयोगानां, भङ्गे मृत्योरथागमे ।
कृत्वा संलेखनामादौ, प्रतिपद्य च संयमम् ॥ १४८ ॥

जन्म-दीक्षा-ज्ञान-मोक्षस्थानेषु श्रीमदर्हताम् ।
तदभावे गृहेऽरण्ये, स्थण्डिले जन्तुवर्जिते ॥ १४९ ॥

त्यक्त्वा चतुर्विधाहारं, नमस्कारपरायणः ।
आराधनां विधायोच्चैश्चतुःशरणमाश्रितः ॥ १५० ॥

इह लोके परलोके, जीविते मरणे तथा ।
त्यक्त्वाऽऽशंसां निदानं च, समाधिसुधयोक्षितः ॥ १५१ ॥

परीषहोपसर्गेभ्यो, निर्भीको जिनभक्तिभाक् ।
प्रतिपद्येत मरणमानन्दः श्रावको यथा ॥ १५२ ॥

તે શ્રાવક અવશ્ય કરવા યોગ્ય યોગો અર્થાત્ સંયમ-વ્યાપારો તે શરીરશક્તિ ન હોવાથી તેનો ભંગ થાય તે એક કારણ, બીજું મૃત્યુ-સમય પ્રાપ્ત થયો હોવાથી સંલેખના કરવી. અર્થાત્ શરીર અને કષાયો પાતળા કરવા તે સંલેખના, તેમા શરીર-સંલેખના તે કહેવાય, જેમાં ક્રમસર ભોજનનો ત્યાગ કરવામાં આવે. કષાય-સંલેખના તો ક્રોધાદિ કષાયોનો પરિહાર કરવો તેમા પ્રથમ શરીર-સંલેખનાનું આ કારણ શરીરની સંલેખના એટલે પાતળું કરવું-શરીરની સંલેખના કરવામાં ન આવે તો, અકસ્માત્ ધાતુઓનો ક્ષોભ થવાથી છેલ્લા સમયમાં શરીરધારી જીવોને આર્તધ્યાન થઈ જાય.

બીજી કષાય-સંલેખનાનું વળી આ કારણ સમજવું-" તેં તપશ્ચર્યા કરીને શરીર કૃશ કરી નાખ્યુ, તેની પ્રશંસા હું કરતો નથી આ તારી આગળી શા કારણે ભાગી ગઈ તે સમજ ! માટે ભાવ-સંલેખના કર, અનશન કરવાની ઉતાવળ ન કર " એ વિગેરે વિસ્તારથી કહ્યું યથા-ઔચિત્યથી સંયમ પણ અંગીકાર કરે તેમા આ સામાચારી સમજવી શ્રાવક સમગ્ર શ્રાવક-ધર્મના ઉદ્યાપન માટે જ જાણે હોય તેમ છેવટે સંયમ અંગીકાર કરે તેવા શ્રાવકને અંતે સંયમધર્મના બાકી રહેલ ધર્મસ્વરૂપ સંલેખના અંગીકાર કરવી યોગ્ય છે જે માટે કહેલુ છે કે-' **संलेहणा उ अंते, न निओआ जेण पव्वअइ कोई ।**'

ત્યાર પછી જે અંત સમયે પણ અંગીકાર કરે, તે સંયમ લીધા પછીના કાળમાં સંલેખના કરીને મરણ અંગીકાર કરે જે સંયમ અંગીકાર ન કરે, તેના માટે સમગ્ર ગ્રંથ ' જેમ આનંદ શ્રાવક ' ત્યાં સુધીનો સંબંધ લેવો. ૧૪૮

**जन्म दीक्षा०**- જ્યા શ્રીઅર્હન્ત ભટ્ટારકના જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન, મોક્ષ કલ્યાણકો થયાં હોય, તે સ્થાનકોમા, તેમાં જન્મસ્થાનકો ક્યા ? ઋષભાદિક જિનેશ્વરોની જન્મભૂમિઓ અનુક્રમે આ પ્રમાણે જાણવી :- ૧ ઈક્ષ્વાકુભૂમિ, ૨ અયોધ્યા, ૩ શ્રાવસ્તી, ૪ વિનીતા, ૫ કોશલપુર, ૬ કૌશામ્બી, ૭ વારાણસી, ૮ ચંદ્રાનના, ૯ કાકંદી, ૧૦ ભદ્દિલપુર, ૧૧ સિંહપુર, ૧૨ ચમ્પા, ૧૩ કંપિલા, ૧૪ અયોધ્યા, ૧૫ રત્નપુર, ૧૬-૧૭-૧૮ ગજપુર, ૧૯ મિથિલા, ૨૦ રાજગૃહ, ૨૧ મિથિલા, ૨૨ શૌર્ય(રિ)નગર, ૨૩ વારાણસી, અને ૨૪ કુંડપુર

તેમનાં દીક્ષાસ્થાનો .- ઋષભદેવ ભગવંતે વિનિતા નગરીમાં, અરિષ્ટનેમિ ભગવંતે દ્વારવતીમાં, બાકીના તીર્થંકરોએ પોતાની જન્મભૂમિમાં દીક્ષા લીધી ઋષભદેવે સિદ્ધાર્થવનમાં,

વાસુપૂજ્યે વિહારગૃહમા, ધર્મનાથ ભગવંતે વપ્રગામા, મુનિસુવ્રતે નીલગુફામાં, પાર્શ્વનાથ ભગવતે આશ્રમપદમાં, વીર ભગવંતે જ્ઞાતખંડમાં અને બાકીના તીર્થંકરોએ સહસ્રામ્રવન ઉદ્યાનમા દીક્ષા લીધી

કેવલજ્ઞાનકલ્યાણક-ભૂમિઓ —ઋષભદેવ ભગવંતને પુરિમતાલમા, વીર ભગવતને ઋજુવાલુકાનદીના કાંઠે, બાકીનાઓને જે ઉદ્યાનોમા દીક્ષા લીધી, તે સ્થળે જ કેવલજ્ઞાન

મોક્ષકલ્યાણક-ભૂમિઓ —ઋષભદેવ અષ્ટાપદપર્વત ઉપર, વાસુપૂજ્ય ચંપાનગરીમા, નેમિનાથ રૈવતાચલગિરિ પર અને વીરપ્રભુ પાવાપુરીમા, બાકીના વીશ પ્રભુઓ સંમેતશૈલશિખર ઉપર મોક્ષે ગયા –ત્યા મરણરૂપ અંતક્રિયાનો સ્વીકાર કરે તેવા જન્મ, દીક્ષા, જ્ઞાન, મોક્ષ કલ્યાણક–સ્થાન ન મળે તો, ઘરમા અગર સાધુની વસતિ–ઉપાશ્રયમા, અરણ્યમા કે શત્રુંજયાદિક સિદ્ધિક્ષેત્રમા. તે સ્થાનોમા ભૂમિને પુજી–પ્રમાર્જીને એટલે કે જીવ–જંતુરહિત એવી જગ્યામા. જન્મકલ્યાણકભૂમિ આદિમા પણ જીવ–જતુરહિત પૂંજી–પ્રમાર્જીને એ સમજી લેવું ૧૪૯ અશન, પાન, ખાદ્ય, સ્વાદ્યરૂપ ચતુર્વિધ આહારનો ત્યાગ કરીને નમસ્કાર પરમેષ્ઠિ–મહામત્ર સ્તવનુ સ્મરણ કરતો કરતો જ્ઞાનાદિકની આરાધનાને તેના અતિચારના પરિહાર–પૂર્વક કરતો, અરિહત, સિદ્ધિ, સાધુ અને ધર્મરૂપ ચાર શરણોને સ્વીકારતો અથવા પોતાના આત્માને તેમને સમર્પણ કરતો કહેલુ છે કે– "अरहते सरण पवज्जामि, सिद्धे सरणं पवज्जामि, साहू सरण पवज्जामि, केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि ॥" = 'હુ અરિહંત ભગવંતોનુ શરણ અગીકાર કરુ છું સિદ્ધ ભગવંતોનુ શરણ સ્વીકારું છુ, સાધુ ભગવતોને શરણે જાઉં છુ, અને કેવલિભગવંતે કહેલ ધર્મ, એ જ મને શરણ હોજો '૧૫૦ પાચ પ્રકારના અતિચારનો ત્યાગ કરવા પૂર્વક આહાર–ત્યાગનો સ્વીકાર કરવો તે જ વાત કહે છે– આ લોકના લાભરૂપ ધન, પૂજા, કીર્તિ આદિની અભિલાષા ન રાખવી સંલેખના–અનશન કરવાથી આવતા ભવમા દેવલોક આદિની ઋદ્ધિ–સમૃદ્ધિ પ્રાપ્ત થશે, વધારે સમય જીવવાની અભિલાષા એટલા માટે થાય કે પોતાની પૂજા, પ્રશસા વધારે થતી દેખાય તે માટે, ઘણા લોકોને પોતાના દર્શને આવતા જોઈને, સર્વ લોકની પ્રશસા સાભળીને એમ માને કે, 'જીવવુ એ જ શ્રેય છે.' ચારે આહારના પચ્ચક્ખાણ કર્યાં હોવા છતા પણ આવા પ્રકારની વિભૂતિ મારા નિમિત્તે જ પ્રવર્તે છે, એ રૂપ આશંસા, મરણ એટલે પ્રાણનો ત્યાગ કરવો–તેમા કોઈકે અનશન કર્યું, પરતુ તેના તરફ કોઈ આદરભાવ, પૂજા–ભાવના કરતુ નથી કે પ્રશંસા કરતા નથી, ત્યારે મનમાં એમ વિચારે કે, 'જો હુ જલ્દી મરી જાઉ તો ઠીક' તેવી આશસાનો ત્યાગ કરે નિયાણું એટલે કે પોતે 'દુષ્કરતપ કર્યું હોય, તેના બદલામા તપના ફળરૂપ જન્માતરમા હુ ચક્રવર્તી, વાસુદેવ, મંડલાધિપતિ, સૌભાગી, રૂપવાળો થાઉ' એવી પ્રાર્થનાનો ત્યાગ કરવો ફરી કેવા પ્રકારનો? તે માટે જણાવે છે કે–સમાધિ–પરમ સ્વસ્થતા, તેજ અમૃત તેનાથી સિચાએલો ૧૫૧ તથા પરિષહ, ઉપસર્ગ આવે, તો પણ નિર્ભયતાવાળો, તેમા માર્ગથી ન ખસી જવા માટે કે કર્મની નિર્જરા કરવા માટે સહન કરાય, તે પરિષહો કહેવાય તે બાવીશ છે તે આ પ્રમાણે —

## ૨૨ પરીષહો

"क्षुत्पिपासा-शीतोष्ण-दंश-मशक-नाग्न्यारति-स्त्री-चर्या-निषद्याशय्याऽऽक्रोश-वध-याञ्चाऽलाभ-रोग-तृणस्पर्श-मल-सत्कार-प्रज्ञा-ज्ञान-दर्शनलक्षणा ॥" આ પ્રમાણે બાવીશ પરીષહો કહ્યા, તેના પર જય મેળવવો તે આ પ્રમાણે.—

૧. ક્ષુધા-પરીષહ – ક્ષુધાથી પીડાએલો શક્તિવાળો વિવેકી સાધુ ગોચરીની એષણાનું ઉલ્લંઘન કર્યા વગર, દીનતા લાવ્યા સિવાય કે અકળાયા વગર માત્ર પોતાની સંયમયાત્રાના નિર્વાહ માટે ભિક્ષા માટે ફરે

૨. તૃષા-પરીષહ – તત્ત્વ સમજનાર એવો તરસ્યો થએલો મુનિ માર્ગમાં ચાલતા નદી, તળાવ, વાવડીનું જળ દેખી, તે પીવાની ઈચ્છા ન કરે, પરંતુ દીનતાનો ત્યાગ કરી અચિત્ત જળની ગવેષણા કરે

૩ શીત-પરીષહ – ઠંડીથી પીડાતો હોવા છતા, પાસે વસ્ત્ર, કંબલ ન હોય તો પણ, ન કલ્પે તેવા વસ્ત્ર ગ્રહણ કરે નહિં કે ઠંડી દૂર કરવા અગ્નિ ન સળગાવે

૪ ઉષ્ણ-પરીષહ – જમીન તપેલી હોય કે બફારો થતો હોય, તો ગરમીની નિંદા કરે નહિ તેમજ વીંજણો-પંખો, સ્નાન કે ગાત્ર ધોવાની અભિલાષા કરે નહિ

૫ ડાંસ-મચ્છર-પરીષહ – ડાંસ, મચ્છર, માકડ કે તેવી જીવાતો ડંખ મારતા હોય, કારણ કે દરેક જીવો આહારનુ પ્રિયપણું જાણે છે. માટે તેમને ત્રાસ ન પમાડવા, દ્વેષ ન કરવો, કે નિરાશ ન કરવા, પણ તેમની ઉપેક્ષા કરવી

૬. નાગ્ન્ય-પરીષહ – વસ્ત્ર ન હોય કે અશુભ વસ્ત્ર હોય અથવા આ સારૂ, આ ખરાબ છે-એમ ન ઈચ્છે, માત્ર લાભાલાભની વિચિત્રતાનો વિચાર કરે, પણ વસ્ત્રરહિતપણાથી દુઃખ ન લાવે.

૭ અરતિ-પરીષહ – ધર્મ-બગીચામા આનંદ કરતો યતિ વિહાર કરતાં, બેસતા, ઉઠતાં કે સંયમ અનુષ્ઠાન કરતા કદાપિ અરતિ-કટાળો ન કરે, હંમેશાં સ્વસ્થતાનો જ આશ્રય કરે.

૮ સ્ત્રી-પરીષહ – દુર્ધ્યાન ઉત્પન્ન કરાવનાર, સંગરૂપ કર્મકિચ્ચડમા મલિન કરનાર, મોક્ષમાર્ગમાં વિઘ્ન કરાવનાર હોવાથી અર્ગલા-સમાન એવી સ્ત્રીઓ યાદ કરવા માત્રથી ધર્મનો નાશ કરનાર થાય છે, માટે તેને યાદ જ ન કરવી

૯ ચર્યા-પરીષહ – ગામ, નગર, શહેર આદિમાં અનિયતપણે રહેનાર કોઈપણ સ્થાનની મમતા વગરનો, વિવિધ અભિગ્રહોને ધારણ કરતો, એકલો હોય તો પણ દરેક મહિને સ્થાનાન્તર કરે

૧૦ નિષદ્યા-પરીષહ – સ્મશાનાદિક જે સ્થળમા રહેવાય, તે નિષદ્યા, તે સ્ત્રી, પશુ, નપુંસક-રહિત સ્થાન હોય, તેમાં અનુકૂળ કે પ્રતિકૂળ ઉપસર્ગ સહેતો નિર્ભયતાથી રહે

૧૧. શય્યા-પરીષહ – શુભ કે અશુભ શય્યામા સુખ-દુઃખમાં રાગ-દ્વેષ કર્યા વગર 'સવારે તો છોડવાની છે' એમ માની હર્ષ-શોક ન કરવો

૧૨ આક્રોશ–પરીષહ – આક્રોશ કરનાર ઉપર પણ ક્રોધ ન કરે અને 'ક્ષમા રાખનાર–ક્ષમા આપનાર શ્રમણ છે' એમ જાણનાર આક્રોશ કરનાર ઉપર પણ ઉપકારીપણાની બુદ્ધિ કરે.

૧૩ વધ–પરીષહ – મુનિને કોઈ હણે, તો પણ જીવનો નાશ ન હોવાથી, ક્રોધની દુષ્ટતા હોવાથી અને ક્ષમા વડે ગુણોપાર્જન હોવાથી સામે હણવા જાય નહિં અને વધ–પરીષહ સહન કરે.

૧૪ યાચના–પરીષહ – બીજાઓએ આપેલ પદાર્થોથી આજીવિકા કરનાર યતિઓએ યાચા કરવામા દુઃખ ન માનવું અને ગૃહસ્થપણું ન ઈચ્છવુ ગૃહસ્થની પાસે માગતાં શરમ ન રાખવી જોઈએ.

૧૫. અલાભ–પરીષહ – બીજા પાસેથી પોતા કે બીજા માટે આહારાદિ ન પ્રાપ્ત કરે અગર પ્રાપ્ત કરે તો. પ્રાપ્ત થવાથી અભિમાન ન કરે અને ન પ્રાપ્ત થવાથી પોતાને કે બીજાને નિંદે નહિ

૧૬ રોગ–પરીષહ – રોગો થયા હોય તો તેનાથી ઉદ્વેગ ન પામે કે તેની ચિકિત્સા કરવાની અભિલાષા ન રાખે અને દીનતા રાખ્યા વગર દેહ અને આત્માનો ભેદ સમજનારો તેને સહન કરે

૧૭ તૃણસ્પર્શ–પરીષહ – થોડા અગર પાતળા વસ્ત્રમા તૃણાદિક પાથર્યા હોય અને તેની અણીના સ્પર્શના દુઃખને સહન કરે, પણ તે કોમળ ન ઈચ્છે

૧૮ મલ–પરીષહ – ગ્રીષ્મનો તાપ લાગવાથી, કે પરસેવાથી સર્વ શરીર પર મેલ ચોટી જાય, તેથી મુનિ ઉદ્વેગ ન પામે કે સ્નાનની ઈચ્છા ન કરે, કે મેલ ઘસીને દૂર ન કરે.

૧૯ સત્કાર–પરીષહ – કોઈના તરફના વિનયની, પૂજાની કે દાનની અભિલાષા સાધુએ ન રાખવી, સત્કાર ન થાય, તેમા દીનતા ન કરવી, કે થાય તો હર્ષ કે અભિમાન ન કરવુ.

૨૦ પ્રજ્ઞા–પરીષહ – બીજા અધિક બુદ્ધિવાળાની બુદ્ધિ દેખીને પોતાની અલ્પબુદ્ધિ જાણતો મનમા ખેદ ન કરે, કે વધારે બુદ્ધિ હોય તો અભિમાન ન કરે

૨૧ અજ્ઞાન–પરીષહ – 'જ્ઞાન અને ચારિત્રયુક્ત હોવા છતા પણ હુ હજુ છદ્મસ્થ છુ' એમ અજ્ઞાન સહન કરે અને મનમા વિચારે કે જ્ઞાન ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે

૨૨ સમ્યક્ત્વ–પરીષહ – સમ્યક્ત્વ પ્રાપ્ત થએલ આત્માએ એમ વિચારવુ કે, જિનોએ કહેલા જીવ, ધર્મ, અધર્મ ભવાન્તર આદિ પરોક્ષ હોવા છતા તે ખોટા નથી જ–એમ ચિંતવે

આ પ્રમાણે નિર્ભય, ઈન્દ્રિયોને વશ કરનાર, મન, વચન, કાયાને કાબુમા રાખનાર મુનિ શારીરિક કે માનસિક, કુદરતી કે બીજાએ કરેલા પરીષહોને કર્મનિર્જરા માટે સમતાભાવથી સહન કરે જ્ઞાનાવરણીય, વેદનીય, મોહનીય અને અતરાય કર્મોના ઉદયથી પરીષહો થાય છે વેદનીયકર્મથી ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, દંશાદિ, ચર્યા, શય્યા, વધ, રોગ, તૃણસ્પર્શ, મલ પરીષહો ઉત્પન્ન થાય જ્ઞાનાવરણકર્મના ઉદયથી પ્રજ્ઞા અને અજ્ઞાન, તથા અંતરાય–કર્મના ઉદયથી અલાભ આ ચૌદ પરીષહો છદ્મસ્થને થાય અને વેદનીયકર્મના ઉદયથી ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, દંશ, ચર્યા, વધ, મલ, શય્યા, રોગ, તૃણસ્પર્શ જિનોને–કેવળીઓને પણ સંભવે તથા ઉપસર્ગોમા નિર્ભય રહે. તેમા उप = સમીપમા થવાવાળા, તે ઉપસર્ગ અથવા જેમના વડે હેરાન કરાય, તે ઉપસર્ગો તે ચાર પ્રકારના આ પ્રમાણે– ૧. દિવ્ય, ૨ મનુષ્યે કરેલા, ૩ તિર્યંચે કરેલા

અને ૪ પોતાથી થએલા. વળી દરેકના ચાર પ્રકાર– ૧. હાસ્યથી, ૨ દ્વેષથી, ૩ વિમર્શ–પરીક્ષા કરવા માટે ૪. આ સર્વ એકઠા થવાથી–મિશ્રરૂપે થવાથી દેવતાઈ ઉપસર્ગો સંભવે છે મનુષ્ય સંબંધી ઉપસર્ગો હાસ્ય, દ્વેષ, વિમર્શ, કુશીલસંગથી તિર્યંચ વિષયક ઉપસર્ગો ભય. ક્રોધ, આહાર કે પરિવારના રક્ષણ માટે મારે, ઠોકે, રોકે, ચોટે, પાડે, શરીરની વેદનાઓ કરે, અથવા વાત, પિત્ત, કફ, સનેપાત થવાથી આ ઉપસર્ગો ઉત્પન્ન થાય છે આમ પરીષહ–ઉપસર્ગોને સહન કરનાર, આરાધના કરનાર, જિનેશ્વરો વિષે ભક્તિવાળો, કહ્યુ છે કે– 'સંસારસમુદ્ર પાર પામનારા જિનેશ્વરોએ પણ પર્યંત આરાધનાનુ અનુષ્ઠાન આરાધ્યુ છે'– એવા બહુમાનથી. તથા કહેલું છે કે– 'પ્રથમ તીર્થંકર ભગવંતે નિર્વાણ અંતક્રિયા છ ઉપવાસનુ અનશન, વીરભગવંતે છઠ્ઠ અને બાકીના બાવીશ તીર્થંકર ભગવંતોએ માસિક અનશનરૂપ અંતક્રિયા કરી આવા પ્રકારનો થયો થકો સમાધિ–મરણ આનંદશ્રાવક માફક સ્વીકારે તેની કથા સંપ્રદાયથી આ પ્રમાણે જાણવી—

**આનંદશ્રાવકની અંતક્રિયા**

બીજા નગરો કરતાં ચડીયાતી ઋદ્ધિ–સમૃદ્ધિવાળુ વાણિજક નામનું પ્રસિદ્ધ મહાનગર હતુ ત્યાં પ્રજાનુ વિધિપૂર્વક પાલન કરતો, પિતા સરખો જિતશત્રુ નામનો વિખ્યાત રાજા હતો તે નગરમા નયનને આનંદ આપનાર જેનું દર્શન છે, જાણે પૃથ્વીમાં ચંદ્ર આવ્યો હોય તેવો 'આનંદ' નામનો કુટુંબી રહેતો હતો ચન્દ્રને જેમ રોહિણી, તેમ તેને રૂપ, લાવણ્યથી મનોહર એવી શિવનંદા નામની ધર્મપત્ની હતી. તેને જમીનમા નિધાનરૂપે, તથા વ્યાજે ફરતી અને વેપારમાં રોકેલી એમ ચાર ચાર સુવર્ણકોટિઓ હતી અને ગાયોના મોટા ચાર ગોકુળો હતા તે નગરના વાયવ્યકોણ દિશા–વિભાગમા કોલ્લાક નામના ઉપનગરમા આનંદના ઘણા સગા–સંબંધીઓ રહેતા હતા તે સમયે પૃથ્વીમાં વિહાર કરતા કરતા સિદ્ધાર્થનંદન–વર્ધમાન સ્વામી તે નગરના દ્યુતિપલાશ નામના ઉદ્યાનમા સમવસર્યા જિતશત્રુરાજાએ પ્રભુના આગમનના સમાચાર જાણ્યા, એટલે પરિવાર સાથે ઉતાવળો ઉતાવળો વંદન કરવા માટે ગયો. આનંદ પણ પગે ચાલીને પ્રભુના ચરણ–કમળ સમીપ ગયો અને કાનને ગમે તેવી, અમૃતપાન સરખી ધર્મદેશના સાભળી ત્યા આગળ પ્રભુના ચરણમા નમસ્કાર કરી મહામનવાળા તે આનદે પ્રભુ પાસે બાર વ્રતરૂપ ગૃહિધર્મ અગીકાર કર્યો શિવનંદા સ્ત્રી સિવાય બીજી સ્ત્રીઓનો, તથા નિધાન, વ્યાજ અને વેપારમાં રોકેલ ચાર ચાર ક્રોડ સુવર્ણ સિવાયના દ્રવ્યનો ત્યાગ કર્યો ચાર ગોકુળ, સિવાય બીજા ગોકુળોનો, તથા પાચસો હળથી ખેડાય, તે સિવાયના ખેતરોનો ત્યાગ, વેપાર માટે માલ વહન કરનારા પાચસો ગાડા સિવાય બાકીના ગાડાઓનો ત્યાગ તથા દિગ્યાત્રા એટલે દરેક દિશામા વેપાર માટે માલ લાવવા લઈ જનારા ચાર વહાણ સિવાય બાકીનાનો ત્યાગ કર્યો તેમ જ ગંધ-કાષાય સિવાય બાકીના શરીર લૂછવાના ટુવાલ વસ્ત્રોનો ત્યાગ, લીલા મધુ જેઠીમધ વૃક્ષના દાતણ સિવાય બીજા દાતણનો ત્યાગ, ક્ષીર અમલક સિવાય બાકીના ફળોનો ત્યાગ, સહસ્રપાક અને શતપાક સિવાય બાકીના તેલ–માલિસનો ત્યાગ કર્યો સુગંધી ચોળવા યોગ્ય પદાર્થ સિવાય બાકીના ઉદ્વર્તન કરવાના પદાર્થોનો ત્યાગ કર્યો. સ્નાન કરવામા આઠ ઘડા સિવાય વધારાના જળનો ત્યાગ, સુતરાઉ વસ્ત્ર–જોડી સિવાય વસ્ત્રોનો ત્યાગ, સુખડ, અગરુ અને કેસરના લેપ સિવાયના વિલેપનનો ત્યાગ, માલતી–પુષ્પની માળા સિવાય અને પદ્મ સિવાયના પુષ્પોનો ત્યાગ, કર્ણ-ભૂષણ, મુદ્રિકા સિવાયના સર્વ આભૂષણોનો ત્યાગ કર્યો દશાગધૂપ, અગરનો ધૂપ, તે સિવાય

આદિ સ્થાનને પામવાવાળા, 'ઉત્તમ' કહેવાથી નોકર-હુકમ ઉઠાવનાર એવા હલકા દેવમા ઉત્પન્ન ન થાય, ત્યા ઉત્પન્ન થએલા વળી જણાવેલા કારણો પ્રાપ્ત કરીને આનંદનો અનુભવ કરે છે ઉત્તમ રત્નોના બનાવેલા વિમાનો, મહાઉદ્યાનો, સ્નાન કરવાની વાવડીઓ, વિચિત્ર રત્ન, વસ્ત્ર, આભૂષણો પ્રાપ્ત થવાથી, દેવાગનાઓ ચામર વીંજણા વીંજવાના બાનાથી, કલ્પવૃક્ષના પુષ્પોની માળા ઉપર આવના ભમરાઓને રોકવા માટે 'હુ પ્રથમ સેવાનો લાભ મેળવુ' એમ પરસ્પર સેવા મેળવવાની અભિલાષાથી હરીફાઈ કરતી હોય, તથા ક્રોડો બીજા દેવતાઓ પણ જયજયારવ કરીને આકાશમા પડઘો પાડતા હોય, જ્યા મનથી જ માત્ર અભિલાષા કરતાની સાથે જ સમગ્ર પ્રકારના વિષય-સુખની પ્રાપ્તિ થાય છે, વિવિધ પ્રકારના સિદ્ધાયતનોની યાત્રામા અત્યત હર્ષ ઉત્પન્ન થાય એવા પ્રકારનો જ્યા આનંદ ઉત્પન્ન થાય છે આ પુણ્ય પ્રાપ્ત થવામાં હેતુ જણાવે છે કે અનન્ય અસાધારણ અતિશય એવો જે પુણ્ય-પ્રકર્ષ તેને અનુભવે છે ૧૫૩ તે વૈમાનિક દેવલોકમાથી ચ્યવ્યા પછી મનુષ્યભવમા વિશિષ્ટ દેશ, જાતિ, કુલ, બલ, ઐશ્વર્ય, રૂપ આદિ પ્રાપ્ત કરીને ઔદારિક શરીરપણે જન્મ ધારણ કરી શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ લક્ષણ ભોગો ભોગવીને કઈક તેવા પ્રકારનું વૈરાગ્યનું નિમિત્ત મેળવીને સાસારિક સુખથી વિરક્તભાવ પામી, સર્વવિરતિ સ્વીકારીને તે જ જન્મમા ક્ષપકશ્રેણિના ક્રમે કેવલજ્ઞાન ઉત્પન્ન કરીને સમગ્ર કર્મ નિર્મૂલ કરીને શુદ્ધાત્મ-સ્વરૂપ બનેલો આત્મા મુક્તિ મેળવે છે કદાચ તે જન્મમા મુક્તિ ન પામે, તો પછી કેટલા જન્માન્તરમા મુક્તિ પામે? ત્યારે જણાવે છે કે આઠ ભવની અંદર જરૂર મુક્તિ પામે ૧૫૪

હવે ત્રણ પ્રકાશમા કહેલા અર્થનો ઉપસહાર કરતા કહે છે —

इति सक्षेपतः सम्यग्, रत्नत्रयमुदीरितम् ।
सर्वोऽपि यदनासाद्य, नासादयति निर्वृतिम् ॥ १५५ ॥

આ પ્રમાણે ત્રણ પ્રકાશદ્વારા જ્ઞાન, દર્શન અને ચારિત્ર ત્રણરત્નરૂપ યોગનુ સ્વરૂપ જણાવ્યુ કેવી રીતે? જિનાગમમા વિરોધ ન આવે તેવી રીતે સક્ષેપથી કેમ કહ્યુ? છદ્મસ્થે વિસ્તારથી કહેવુ અશક્ય હોવાથી ત્રણ રત્ન વગર બીજા કારણથી નિર્વાણ-પ્રાપ્તિની શકાવાળાને જણાવે છે કે સર્વે પણ, એકની વાત તો દૂર રહી, તે માટે કહે છે કે કાકતાલીય-ન્યાયે પણ ત્રણ રત્ન પ્રાપ્ત કર્યા સિવાય કોઈ મુક્તિ મેળવી શકે જ નહિ જેણે તત્ત્વો જાણ્યા નથી, જે જીવાદિક પદાર્થોની શ્રદ્ધા કરતો નથી, તે નવા કર્મ બાધે છે જુના કર્મ શુક્લધ્યાનના બલ સિવાય ખપાવી શકતો નથી અને સંસારના બધનથી છૂટી મુક્તિ મેળવી શકતો નથી માટે સર્વ કહીને જ્ઞાન, દર્શન અને ચારિત્રની સયુક્ત આરાધનાથી જ મોક્ષ મેળવી શકાય છે ૧૫૫

એ પ્રમાણે પરમાર્હત કુમારપાળ ભૂપાળને શ્રવણ કરવાની અભિલાષાથી આચાર્ય શ્રી હેમચદ્રસૂરિએ રચેલા એ 'અધ્યાત્મ ઉપનિષદ્' નામનો જેને પટ્ટબંધ થયેલો છે, તેવા પોતે રચેલા યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વિવૃતિમા ત્રીજો પ્રકાશ પૂરો થયો

આગમોદ્ધારક આચાર્ય શ્રીઆનદસાગર સૂરીશ્વરજીના શિષ્ય આ૦ હેમસાગરસૂરિએ શ્રેષ્ઠી શ્રીદેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડના મુખ્ય કાર્યવાહક સૂરતનિવાસી ચોકસી મોતીચદ મગનભાઈના ઉપરોધથી તેનો કરેલો ગૂર્જર અનુવાદ પૂર્ણ થયો [ ૩ ]

अर्हम्

# ચોથો પ્રકાશ

ધર્મ અને ધર્મીના ભેદનયને આશ્રીને આત્માનાં જ્ઞાનાદિ ત્રણ રત્નો મુક્તિના કારણપણે નિરૂપણ કર્યાં હવે અભેદનયને આશ્રીને આત્માના જ્ઞાનાદિ ત્રણ રત્નોનુ એકત્વ જણાવે છે—

आत्मैव दर्शन–ज्ञान–चारित्राण्यथवा यतेः ।
यत् तदात्मक एवैष, शरीरमधितिष्ठति ॥ १ ॥

મૂળ શ્લોકમા 'અથવા' એટલા માટે કહ્યુ કે, અભેદ એવો બીજો પ્રકાર જણાવવા માટે, આત્મા જ દર્શન, જ્ઞાન, ચારિત્ર સ્વરૂપ છે, દર્શનાદિ આત્માથી જુદા નથી યતિનો આત્મા એમ સંબંધ જોડવો. દર્શન, જ્ઞાન, ચારિત્ર સ્વરૂપ આત્મા જ યતિના શરીરમાં રહેલો છે. જ્ઞાનાદિક આત્માથી જુદા નથી, આત્મસ્વરૂપ છે, તેથી જ મુક્તિનાં કારણ બને છે. આત્માથી જુદાં હોય તો તે મુક્તિનાં કારણ બને નહિ. દેવદત્તનાં જ્ઞાનાદિ યજ્ઞદત્તને મુક્તિ આપનાર થાય નહિ, તેમ ૧.

અભેદને સમર્થન કરવા કહે છે :—

आत्मानमात्मना वेत्ति, मोहत्यागाद् य आत्मनि ।
तदेव तस्य चारित्रं, तज्ज्ञान तच्च दर्शनम् ॥ २ ॥

કર્મવાળા આત્માને આત્મા પોતે જ જાણે છે આવું જ્ઞાન મૂઢોને હોઈ શકતું નથી, માટે કહે છે કે મોહના ત્યાગથી જ્ઞાન, તે આત્મજ્ઞાન અનાશ્રવરૂપ હોવાથી ચારિત્ર, તે જ જ્ઞાન અને શ્રદ્ધારૂપ હોવાથી તે જ દર્શન ૨.

આત્મજ્ઞાનની સ્તુતિ કરે છે—

आत्माज्ञानभवं दुःखमात्मज्ञानेन हन्यते ।
तपसाऽप्यात्मविज्ञानहीनैश्छेत्तु न शक्यते ॥ ३ ॥

આ સંસારમા આત્માની સમજણ વગરનાને સર્વ પ્રકારનાં દુખો થાય છે. જેમ પ્રકાશથી અંધકારનો તેમ તેના પ્રતિપક્ષભૂત આત્મજ્ઞાન વડે કરીને દુઃખનો ક્ષય થાય છે શંકા કરી કે

ધૂપવિધિનો ત્યાગ કર્યો ઘેબર અને ખાજા સિવાયની મીઠાઈઓનો ત્યાગ, કાષ્ઠમાંથી તૈયાર કરેલા પીણા અને કલમ સિવાયના ઓદનનો ત્યાગ, અડદ, મગ, વટાણા સિવાયના કઠોળ અને સૂપ-દાળનો ત્યાગ, શરદઋતુમા તૈયાર થએલ ગાયના ઘી સિવાય બાકીના ઘીનો ત્યાગ. સ્વસ્તિક, મંડૂકી, પાલખ સિવાયના શાકોનો ત્યાગ, ઘી, તેલથી વઘારેલ ખાટી દાળ (કઢી-ઓસામણ) સિવાય તેમન, વરસાદના પાણી સિવાય બીજા જળનો ત્યાગ, પાચ સુગંધી તામ્બૂલ સિવાય મુખવાસનો ત્યાગ કર્યો

પછી આનંદે શિવનંદા પાસે આવી હર્ષપૂર્વક સમગ્ર ગૃહસ્થધર્મ કહ્યો, એટલે તે સાંભળી કલ્યાણ માટે ગૃહસ્થધર્મ અંગીકાર કરવાની અભિલાષાવાળી શિવનંદા પણ વાહનમા બેસી તરત જ ભગવાનના ચરણ-કમળ પાસે પહોંચી ત્રિભુવનગુરુના ચરણમાં નમસ્કાર કરી સાવધાનતાથી શિવનદાએ પણ શ્રાવકધર્મ અંગીકાર કર્યો ભગવતની વાણીરૂપી સુધાનુ પાન કરવાથી હર્ષ પામતી વિમાન સરખા તેજસ્વી વાહનમા બેસી તે ઘરે પહોચી. હવે ગૌતમસ્વામીએ સર્વજ્ઞ ભગવતને પૂછ્યુ કે, આ મહાત્મા આનદ શ્રાવક યતિધર્મ અંગીકાર કરશે ખરો કે નહિ? ત્રણે કાળ દેખવાના સ્વભાવવાળા ભગવતે પ્રત્યુત્તર આપ્યો કે, આનંદ ઘણા લાબા સમય સુધી શ્રાવકના વ્રતોનું પાલન કરશે, ત્યાર પછી સૌધર્મકલ્પ નામના પહેલા દેવલોકના અરુણપ્રભ નામના વિમાનમા ચાર પલ્યોપમની સ્થિતિવાળો શ્રેષ્ઠ દેવ થશે બાર વ્રત-પાલનમા સતત સાવધાની રાખનાર આનંદ શ્રાવકને ચૌદ વર્ષો વીતી ગયા નિર્મળ બુધ્ધિવાળા તેણે એક દિવસ રાત્રિના અતભાગમા વિચાર કર્યો કે, ‘હુ આ નગરમા ઘણા શ્રીમતોનો આશ્રય સ્થાન સરખો છુ તેઓની ચિતા કરતા કરતા રખે ક્યાઇક હું સ્ખલના પામું, તો સર્વજ્ઞ-કથિત અગીકાર કરેલા ધર્મમા મને અતિચારાદિ દોષો લાગી જાય’ ઈત્યાદિ મનમા શુભ ભાવના ભાવીને કાર્ય સમજનાર તે આનંદ શ્રાવક પ્રાત કાળમા ઉઠીને કોલ્લાક સન્નિવેશમા અતિવિશાલ પૌષધશાળા કરાવી અને ત્યા મિત્રો, સંબંધીઓ, બધુઓ આદિને નિમંત્રણ કરી, ભોજન કરાવી, પોતાના કુટુબનો ભાર જ્યેષ્ઠ પુત્ર ઉપર આરોપણ કર્યો ત્યાર પછી પુત્ર, મિત્રાદિક સર્વનુ સન્માન કરી તેમની અનુમતિ પૂર્વક ધર્મ-કાર્ય કરવાની અભિલાષાથી તે પૌષધશાળામા ગયા ત્યા કર્મની જેમ શરીરને કૃશ કરતા આ આનદ મહાત્મા ભગવતે કહેલા ધર્મને આત્માની માફક પાલન કરતા રહેલા હતા સ્વર્ગ અને મોક્ષમા ચડવા માટે નિસરણી સરખી શ્રાવકની અગીઆર પ્રતિમાઓની શ્રેણીએ તે ક્રમસર ચડવા લાગ્યા તીવ્ર તપશ્ચર્યા કરતા કરતા મહાસત્ત્વવાળા તેણે શરીરના લોહી, માસ સુકાવી નાખ્યા ચામડાથી વીંટાળેલ લાકડી સરખા શરીરવાળા તે દેખાવા લાગ્યા કોઈક દિવસે રાત્રિ-સમયે ધર્મ-જાગરિકાથી જાગતા અને સતત તપશ્ચર્યાના આનંદમા મહાલતા તે એમ વિચારવા લાગ્યા કે, ‘જ્યા સુધી હજુ ઉભા થવાની શક્તિવાળો છું, બીજાને બોલાવવા માટે પણ સમર્થ છું, તેમજ મારા ધર્માચાર્ય વિચરે છે, ત્યા સુધીમા બને પ્રકારની મારણાન્તિક સલેખના કરીને ચારે પ્રકારના આહારના હુ પ્રત્યાખ્યાન કરું’ એ પ્રમાણે વિચાર કરી આનદ શ્રાવકે તેનો અમલ પણ કર્યો ‘મહાત્મા પુરુષોના વિચાર અને વર્તનમાં કદાપિ જુદાઈ હોતી નથી’ મરણના વિષયમાં નિસ્પૃહતા અને સમભાવના અધ્યવસાયવાળા તેને અવધિજ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી અવધિજ્ઞાન પ્રગટ થયું વિહાર કરતા કરતા ભગવાન વીર સ્વામી ત્યા આગળ દ્યુતિપલાશ ઉદ્યાનમા સમવસર્યા અને ધર્મદેશના આપી તે સમયે ગૌતમ ગણધર ભગવંતે ભિક્ષાચર્યા માટે નગરમા પ્રવેશ કર્યો અને આનંદશ્રાવકથી ભૂષિત કોલ્લાક સન્નિવેશમા આહાર-પાણી ગ્રહણ કરવા પધાર્યા ગૌતમસ્વામીના આગમનથી

લોકોને આશ્ચર્ય થયું. ત્યાં ઘણા લોકો એકઠા થયા અને ગૌતમસ્વામીને કહ્યું કે, વીરભગવંતના પુણ્યશાળી શ્રાવક-શિષ્ય આનંદે અનશનવ્રત અંગીકાર કરેલુ છે, જેને કોઈ પણ પ્રકારની સંસાર-સુખની અભિલાષા નથી, તે અહિં રહેલા છે તે સાભળી ગૌતમસ્વામીએ વિચાર્યું કે, ‘ તે શ્રાવકને જોઉ ’ એવી બુધ્ધિથી તેની પૌષધશાળામા ગયા અકસ્માત્ અચિંતિત રત્નવૃષ્ટિ વરસે તેમ તેમના દર્શન થવાથી આનંદશ્રાવકે હર્ષિત બની વંદના કરીને આમ કહ્યું, હે ભગવંત ! આ કિલષ્ટ અનશન તપ કરવાથી ઉભા થવાની શક્તિ રહી નથી, તેથી આપ અહિં આપની ઈચ્છાથી મારી પાસે નજીકમાં પધારો. જેથી હું આપના ચરણ-કમળને સ્પર્શ કરું ’ એટલે મહામુનિ તેની પાસે આવી ઉભા રહ્યા, ત્યારે તેમના ચરણોને મસ્તકથી સ્પર્શ કરતા કરતા આનંદે ત્રિકરણ શુધ્ધિથી વંદન કર્યું અને તેમને પ્રશ્ન કર્યો કે, ‘ હે ભગવંત ! ગૃહસ્થને અવધિજ્ઞાન થાય ? ’ તેના પ્રત્યુત્તરમાં ગણધરભગવંતે જણાવ્યું કે, ‘ હા, થાય ’ ત્યારે આનંદશ્રાવકે કહ્યું, ‘ હે ભગવંત ! ગુરુ-કૃપાથી ગૃહસ્થ એવા મને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું છે. પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમ એમ ત્રણે દિશામાં એકસો યોજન સુધી, તે તે સમુદ્રોનુ જળ અને ઉત્તરદિશામા હિમવાન પર્વત સુધી હું દેખું છું હે ભગવંત ! ઉપર સૌધર્મ દેવલોક સુધી અને નીચે રત્નપ્રભા પૃથ્વીના લોલુપ વન સુધી હું અવધિજ્ઞાનથી દેખું છુ ત્યારે ગૌતમસ્વામીએ આનંદ-શ્રાવકને કહ્યું કે, ‘ ગૃહસ્થને અવધિજ્ઞાન જરૂર થાય, પણ આટલા વિષય સુધીનુ ન થાય માટે આ સ્થાનની આલોચના કરો ’ ત્યારે આનંદે પણ કહ્યું કે, ‘ મને તેટલુ અવધિજ્ઞાન છે અને શું વિદ્યમાન પદાર્થો કહેવામા પણ આલોચના હોઈ શકે ? અને આલોચના જો લેવાની હોય તો આ સ્થાનની તમો અત્યારે આલોચના લો ’ આ પ્રમાણે ગૌતમસ્વામીને જ્યારે આનંદે કહ્યું, ત્યારે તેઓ પણ કંઈક શંકાવાળા થયા અને વીરપરમાત્મા પાસે જઈ આહાર પાણી બતાવ્યાં, અને આનંદના અવધિજ્ઞાનના વિષયમા જે અશ્રધ્ધા હતી, તે વાદ વીરભગવંત પાસે ગૌતમસ્વામીએ પ્રગટ કર્યો, અને પૂછ્યું કે, ‘ અહિં આનંદે કે મારે આલોચના કરવાની છે ? ’ એમ ગૌતમે વિનંતિ કરતા પ્રભુએ આજ્ઞા કરી કે, ‘ તારે મિચ્છા મિ દુક્કડં આપવાનુ છે ’ તે પ્રમાણે પ્રભુની આજ્ઞા માન્ય કરી ક્ષમાના ભંડાર ગૌતમસ્વામીએ આનંદશ્રાવકને ખમાવ્યા. એ પ્રમાણે આનંદ શ્રાવક વીશ વરસ શ્રાવકધર્મનું પાલન કરી, અને અનશન કરવા પૂર્વક મૃત્યુ પામી અરુણવર નામના વિમાનમા દેવ થયા. ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં ઉત્પન્ન થઈ, ત્યાથી પરમપદ-મોક્ષ પ્રાપ્ત કરશે ૧૫૨ એ પ્રમાણે અનશન કરનાર આનંદશ્રાવકની કથા કહી

ઉપર જણાવ્યા પ્રમાણે તે શ્રાવકની ભાવી ગતિ બે શ્લોકોથી વર્ણવે છે—

प्राप्तः स कल्पेष्विन्द्रत्वम्, अन्यद् वा स्थानमुत्तमम् ।
मोदतेऽनुत्तरप्राज्य-पुण्यसम्भारभाक् ततः ॥ १५३ ॥
च्युत्वोत्पद्य मनुष्येषु, भुक्त्वा भोगान् सुदुर्लभान् ।
विरक्तो मुक्तिमाप्नोति, शुद्धात्माऽन्तर्भवाष्टकम् ॥ १५४ ॥

તે શ્રાવક અહિં શાસ્ત્રમા કહેલા શ્રાવકધર્મનું યથાર્થ પાલન કરવાથી સૌધર્માદિક બાર દેવલોકવાળા વૈમાનિક નિકાયમા ઉત્પન્ન થાય છે સમ્યગ્દૃષ્ટિઓ બીજા ઉતરતા દેવલોકમા ઉત્પન્ન થતા નથી ત્યા પણ ઈન્દ્રપણુ, સામાનિક, ત્રાયસ્ત્રિંશ, પર્ષદામા બેસવાવાળા, લોકપાલ

કર્મક્ષયનું મુખ્ય કારણ તો તપ કહેલું છે, જે માટે કહેલું છે કે— 'પહેલાના ખરાબ વર્તન યોગે બાંધેલા કર્મ જેનું પ્રતિક્રમણ કરેલું નથી, તેવા કર્મો ભોગવ્યા પછી જ મુક્તિ મળે છે ભોગવ્યા સિવાય મુક્તિ નથી, અથવા તો તપસ્યા કરીને કર્મ ખપાવે, તો મુક્તિ થાય' તેના સમાધાનમા જણાવે છે કે, આત્માના અજ્ઞાનથી થવાવાળું દુઃખ તપસ્યા કે બીજા અનુષ્ઠાન વડે આત્માના વિશુદ્ધ જ્ઞાન વગર છેદી શકાતું નથી કારણ કે, જ્ઞાન વગરનુ તપ અલ્પ ફળ આપનાર છે. કહેલું છે કે 'અજ્ઞાની ક્રોડો વર્ષો સુધી તપ કરીને જે કર્મ ખપાવે, તે કર્મને ત્રણ ગુપ્તિથી ગુપ્ત એવો જ્ઞાની એક શ્વાસોચ્છ્વાસ માત્રમા ખપાવે છે' આથી નક્કી થયુ કે બાહ્ય પદાર્થો, કે ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ કરીને રત્નત્રયના સર્વસ્વભૂત એવા આત્મજ્ઞાનમા પ્રયત્ન કરવો જોઈએ જે માટે બીજા મતવાળાઓ પણ કહે છે કે– 'અરે! આત્મા શ્રવણ કરવા યોગ્ય છે, માનવા–મનન કરવા લાયક છે અને ધ્યાન કરવા લાયક છે' આત્મજ્ઞાન આત્માથી લગાર પણ જુદું નથી, પરંતુ જ્ઞાનસ્વરૂપ આત્માના પોતાના અનુભવરૂપે જ જાણી શકાય છે આથી આનાથી બીજુ કોઈ આત્મજ્ઞાન નથી, એ પ્રમાણે દર્શન અને ચારિત્ર પણ આત્માથી જુદા નથી આવા પ્રકારનો ચિદ્રૂપ આત્મા જ્ઞાનાદિ નામોથી પણ બોલાવાય છે શંકા કરી કે, 'બીજા વિષયોનો ત્યાગ કરીને આત્મજ્ઞાન જ કેમ ખોળાય છે? બીજા વિષયોનુ જ્ઞાન પણ અજ્ઞાનરૂપ દુઃખનો છેદ કરનાર છે' સમાધાન કરતા જણાવે છે કે; નહિ. સર્વ વિષયોમા આત્માનુ જ પ્રધાનપણુ છે. કર્મના કારણભૂત શરીરના પરિગ્રહમા આત્મા જ દુઃખી થાય છે અને કર્મનો ક્ષય થાય તો તે જ આત્મા સિદ્ધસ્વરૂપ થવાથી સુખી થાય છે ૩

એ જ વાત જણાવે છે—

अयमात्मैव चिद्रूपः, शरीरी कर्मयोगतः ।
ध्यानाग्निदग्धकर्मा तु, सिद्धात्मा स्यान्निरञ्जनः ॥ ४ ॥

સકલ પ્રમાણોથી સિદ્ધ થએલો આ આત્મા ચેતન–જ્ઞાનસ્વભાવવાળો છે કારણ કે, જીવ ઉપયોગ–લક્ષણવાળો છે તેમ જ એનો એ જ જીવ કર્મના યોગથી શરીરવાળો થાય છે, પણ બીજા વિષયો તેમ બનતા નથી તેથી બીજા વિષયોનુ જ્ઞાન મેળવવાની જરૂર નથી. આત્મા જ શુક્લધ્યાનાગ્નિથી કર્મ–ઈધનને બાળીને શરીરરહિત થાય છે, ત્યારે મુક્તસ્વરૂપ નિરંજન નિર્મળ થાય છે ૪ તથા—

अयमात्मैव संसारः, कषायेन्द्रियनिर्जितः ।
तमेव तद्विजेतारं, मोक्षमाहुर्मनीषिणः ॥ ५ ॥

કષાયો અને ઇન્દ્રિયોને વશ બનેલો આ આત્મા જ નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવરૂપ સંસાર છે. અને તેનો તે જ આત્મા જો કષાયો અને ઇન્દ્રિયોને જિતનાર થાય, તો તે જ મોક્ષ છે 'સ્વસ્વરૂપની પ્રાપ્તિ સિવાય બીજો કોઈ મોક્ષ નથી' જે આનંદરૂપતા છે, તે પણ

આત્માનું પોતાનુ સ્વરૂપ મેળવવું તે જ છે. માટે આત્મજ્ઞાનની ઉપાસના કરવી, દર્શન અને ચારિત્ર પણ તેનાથી જ પ્રાપ્ત થાય છે. ૫ 'કષાયો અને ઈન્દ્રિયોથી જિતાએલો' એમ કહ્યુ, તેમા પહેલાં કષાયોને વિસ્તારથી સમજાવે છે—

स्युः कषायाः क्रोध–मान–माया–लोभाः शरीरिणाम् ।
चतुर्विधास्ते प्रत्येक, भेदैः सञ्ज्वलनादिभिः ॥ ६ ॥

ક્રોધ, માન. માયા અને લોભ તે 'કષાય' શબ્દથી બોલાય છે અથવા જેમાં કે જેના વડે પ્રાણીઓની હિંસા કરાય, તે કષ એટલે સંસાર અથવા કર્મ અને તેનો આય એટલે પ્રાપ્તિ તે કષાય, અથવા જેના વડે સંસારની પ્રાપ્તિ થાય, તે કષાયો શરીરધારી સંસારીઓને હોય, મુક્તાત્માઓને તે કષાયો હોતા નથી. તે દરેક ક્રોધાદિક સંજ્વલનાદિક ભેદો વડે ચાર ચાર પ્રકારવાળા હોય છે. તેમાં સંજ્વલન ક્રોધ, પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધ અને અનંતાનુબંધી ક્રોધ એવી જ રીતે માન, માયા અને લોભ પણ ચાર ચાર પ્રકારના સમજવા ૬.

સંજ્વલન આદિ કષાયોનાં લક્ષણો કહે છે—

पक्ष सञ्ज्वलनः प्रत्याख्यानो मासचतुष्टयम् ।
अप्रत्याख्यानको वर्ष, जन्मानन्तानुवन्धकः ॥ ७ ॥

સંજ્વલન ક્રોધ, માન, માયા, લોભ પંદર દિવસ સુધી રહેનારો હોય છે ઘાસના અગ્નિ માફક અલ્પ સમય બાળનાર અથવા પરીષહાદિ પ્રાપ્ત થતા બાળવાના સ્વભાવવાળો 'પ્રત્યાખ્યાન' ભીમસેનને 'ભીમ' નામથી બોલાવાય, તેમ પ્રત્યાખ્યાનાવરણ શબ્દને ટૂંકા 'પ્રત્યાખ્યાન' શબ્દથી વ્યવહાર કરાય છે આ પ્રત્યાખ્યાનાવરણ કષાય સર્વવિરતિ પ્રત્યાખ્યાનને રોકે છે તેમ ચાર મહિના સુધી રહેનાર અપ્રત્યાખ્યાનાવરણીય કષાય 'નઞ્' અલ્પ અર્થમાં હોવાથી અલ્પ પણ એટલે દેશવિરતિ પ્રત્યાખ્યાનને રોકનાર, એક વર્ષ સુધી રહેનારા ચારે કષાયો છે. અનતાનુબંધી કર્મ બંધાવનાર મિથ્યાત્વ–સહિત હોવાથી અનંતા ભવ બંધાવનાર, અનંતાનુબંધી ક્રોધાદિક કષાયો આખા જન્મ સુધી રહેનાર હોય છે પ્રસન્નચંદ્ર આદિક કેટલાકને ક્ષણમાત્ર સ્થિતિ હોવા છતા પણ તે અનુબંધી કષાય છે, નહિંતર નરકયોગ્ય કર્મ ઉપાર્જન કરવાનો વખત આવે નહિં ૭.

આ પ્રમાણે કાલનો નિયમ કરવા છતાં સંજ્વલન આદિના લક્ષણમા હજુ અપૂર્ણતા જણાવાથી બીજું લક્ષણ જણાવે છે—

वीतराग–यति–श्राद्ध–सम्यग्दृष्टित्व–घातकाः ।
ते देवत्व–मनुष्यत्व–तिर्यक्त्व–नरक–प्रदाः ॥ ८ ॥

તે સંજ્વલનાદિ ચારે કષાયો અનુક્રમે વીતરાગપણુ, સાધુપણું, શ્રાવકપણું અને સમ્યક્ત્વના ઘાત કરનાર તથા દેવપણુ, મનુષ્યપણુ, તિર્યંચપણુ અને નરકપણું આપનાર છે

'त्व' પ્રત્યય દરેક સાથે જોડવાથી વીતરાગપણાનો, યતિપણાનો, શ્રાવકપણાનો અને સમ્યગ્દૃષ્ટિપણાનો ક્રમસર ઘાત કરનાર તે આ પ્રમાણે, સંજ્વલન ક્રોધાદિક કષાયોના ઉદયમા યતિપણુ હોય છે, પણ વીતરાગપણું હોઈ શકતુ નથી. પ્રત્યાખ્યાનાવરણીય કષાયના ઉદયમા શ્રાવકપણુ હોય, પણ યતિપણુ ન હોય, અપ્રત્યાખ્યાનાવરણના ઉદયમા સમ્યગ્દૃષ્ટિપણું હોય પણ દેશવિરતિ–શ્રાવકપણાનુ પાંચમું ગુણસ્થાનક ન હોય. અનંતાનુબંધી કષાયોના ઉદયમા સમ્યગ્દૃષ્ટિપણુ ન હોય એ પ્રમાણે વીતરાગપણાનો ઘાત કરનાર સંજ્વલન, યતિપણાનો ઘાત કરનાર પ્રત્યાખ્યાનાવરણ, શ્રાવકપણાનો ઘાત કરનાર અપ્રત્યાખ્યાનાવરણ અને સમ્યક્ત્વનો ઘાત કરનાર અનતાનુબધી ચારે કષાયો આ પ્રમાણે સ્પષ્ટ લક્ષણ નક્કી થયુ. શ્લોકના ઉત્તરાર્ધથી તે કષાયોના ફળો જણાવે છે તે સંજ્વલનાદિક કષાયો દેવપણુ આદિક ફળ આપનાર થાય છે, તે આ પ્રમાણે —સંજ્વલન ક્રોધ, માન, માયા, લોભ દેવગતિને. પ્રત્યાખ્યાનાવરણ ક્રોધાદિક મનુષ્યગતિને, અપ્રત્યાખ્યાનાવરણ કષાયો તિર્યંચગતિને, અનંતાનુબંધી કષાયો નરકગતિને આપનાર થાય છે. આ સંજ્વલનાદિક ચારે કષાયોના સ્વરૂપ સ્પષ્ટ દૃષ્ટાન્ત કહેવા દ્વારા સમજાવે છે–સંજ્વલન આદિ ચારે પ્રકારના ક્રોધ અનુક્રમે જલ–રેખા. રેતી–રેખા, પૃથ્વી–રેખા અને પર્વત–રેખા સરખા હોય. તેમ જ ચારે પ્રકારના માન નેતર–લતા, કાષ્ઠ, હાડકા અને પર્વતના થાભલા સરખા હોય ચારે પ્રકારની માયા રંધાથી છોલેલી લાકડાની છોલ, ગાય–મૂત્રિકા, ઘેટાનુ શીંગડુ અને વાંસના મૂલ જેવી હોય છે તથા ચારે પ્રકારના લોભ હળદર, ગાડાની મળી, કાદવ, કીરમજી રંગ સરખા હોય છે. જે માટે કહેલુ છે કે, 'પાણી, રેતી, પૃથ્વી, અને પર્વતની શિલાની રેખા સમાન ચારે પ્રકારનો ક્રોધ, નેતરલતા, કાષ્ઠ, હાડકા અને પત્થરના થાંભલા સરખો માન, કાષ્ઠછોલ, ગોમૂત્રિકા, મેંઢાનું શિગડું, સજ્જડ મજબૂત વાસના મૂળ સરખી માયા, હળદર, મેશ, કાદવ, કૃમિરાગ સરખો લોભ ક્રમસર સમજવો ' ૮

હવે કષાયાધીન થનારને દોષ બતાવતા કહે છે કે–

तत्रोपतापकः क्रोधः, क्रोधो वैरस्य कारणम् ।
दुर्गतेर्वर्तनी क्रोधः, क्रोधः शमसुखार्गला ॥ ९ ॥

તે કષાયોમા પ્રથમ કષાય ક્રોધ એ શરીર અને મનને ઉપતાપ કરે છે, તથા તે ક્રોધ સુભૂમ અને પરશુરામ માફક એક બીજાને ઉપઘાત કરવાના કારણભૂત વૈર ઉત્પન્ન કરનાર, નરકગતિરૂપ દુર્ગતિની કેડી અર્થાત્ તે માર્ગે લઈ જનાર ક્રોધ છે, તથા આત્મામાં પ્રશમ આનદ પ્રવેશ થતો હોય, તો તેને રોકનાર અર્ગલા સમાન આ ક્રોધ છે આ શ્લોકમા વારંવાર ક્રોધ શબ્દ ગ્રહણ કરવાથી સમજવુ કે આ ક્રોધ અતિદુષ્ટ અને નુકશાન કરનાર છે. ૯ આ ક્રોધ અગ્નિદૃષ્ટાન્તથી પોતાનો અને પાસે રહેલા બીજાનો પણ નાશ કરનાર થાય છે. તેમા પોતાને કેવી રીતે બાળે છે, તેનું સમર્થન કરે છે –

उत्पद्यमानः प्रथम, दहत्येव स्वमाश्रयम् ।
क्रोधः कृशानुवत् पश्चादन्यं दहति वा न वा ॥ १० ॥

તેવા પ્રકારનું નિમિત્ત પામીને ઉત્પન્ન થએલો ક્રોધ અગ્નિ માફક પોતાનું આશ્રયસ્થાન એટલે જેમાં તે ઉત્પન્ન થાય તેને નક્કી બાળે છે, ત્યાર પછી અગ્નિની માફક બીજા બાળવા યોગ્યને બાળે કે ન પણ બાળે જો સામો આત્મા ક્ષમા રાખવાના સ્વભાવવાળો હોય, તો ઘાટિલા લીલા વૃક્ષ માફક તેને બાળી શકતો નથી.

અહિં ક્રોધવિષયને લગતા શ્લોકોનો ભાવાર્થ જણાવતા કહે છે કે— આઠ વર્ષન્યૂન પૂર્વક્રોટી વર્ષો સુધી પાળેલા ચારિત્રને અને તેટલા વર્ષો સુધી કરેલા તપને ક્રોધરૂપી અગ્નિ એક ક્ષણમાં ઘાસની ગંજી માફક બાળીને ભસ્મ કરી નાખે છે અતિપુણ્યના સમુદાયથી ભરપૂર સમતારૂપ જળ(દૂધ) એકઠું કર્યું હોય, પરંતુ ક્રોધરૂપ ઝેરના સંપર્ક માત્રથી ક્ષણવારમાં તે અભોગ્ય બની જાય છે ક્રોધાગ્નિનો ધૂમાડો ફેલાતો ફેલાતો રસોડાની માફક આશ્ચર્યકારી ગુણોને ધારણ કરનાર ચારિત્રરૂપી ચિત્રશાળાને અત્યંત શ્યામ કરી નાખે છે. વૈરાગ્યરૂપ શમીવૃક્ષના નાના નાના પાંદડાં વડે શમરસ ઉપાર્જન કર્યો હોય અર્થાત્ ઘણા લાંબા કાળે શમામૃત આત્મામા એકઠું કર્યું હોય, તેને ખાખરાના મોટા પાદડાના પડીયા સરખા ક્રોધ વડે કરીને કેમ ત્યાગ કરાય? વૃદ્ધિ પામતો આ ક્રોધ શું અકાર્ય–આચરણ ન કરે? દ્વૈપાયનઋષિના ક્રોધાગ્નિમા યાદવકુળ અને પ્રજા આદિ સહિત દ્વારકા નગરી બળીને ભસ્મ થઈ ગઇ ક્રોધ કરવાથી જે કાર્યસિદ્ધિ થાય છે, તે ક્રોધના નિમિત્તવાળી નથી, પરંતુ ખરેખર તે જન્માતરમા ઉપાર્જન કરેલ બળવાન પુણ્યકર્મનું ફળ સમજવું પોતાના બંને ભવ બગાડનાર, પોતાના અને પારકાના અર્થનો નાશ કરનાર એવા ક્રોધને જે પ્રાણીઓ પોતાના શરીરમા ધારણ કરે છે, તેને ધિક્કાર હો. ક્રોધાન્ધ બનેલા નિર્દય આત્માઓ પિતા, માતા, ગુરુ, મિત્ર, સગાભાઈ, પત્ની અને પોતાના આત્માનો વિનાશ કરે છે! તેને જુઓ ૧૦

ક્રોધનું સ્વરૂપ જણાવીને તેનો જય કરવા માટે ઉપદેશ કરે છે —

**क्रोधवह्नेस्तदह्नाय, शमनाय शुभात्मभिः ।**
**श्रयणीया क्षमैकैव, संयमारामसारणिः ॥ ११ ॥**

પુણ્યશાળી આત્માએ ક્રોધરૂપી અગ્નિને તત્કાળ શાન્ત કરવા માટે સંયમ–બગીચા માટે નીક સમાન એવી એક ક્ષમાનો જ આશ્રય કરવો જોઈએ શરૂઆતથી જ ક્રોધને રોકવામાં ન આવે તો વૃદ્ધિ પામતા દાવાનલ માફક પાછળથી નિવારણ કરવું અશક્ય થાય છે કહેલુ છે કે– "થોડું પણ દેવું, થોડો પણ વ્રણ (ઘા), થોડો પણ અગ્નિ અને થોડો પણ કષાય, તેનો તમારે લગાર પણ વિશ્વાસ ન કરવો કારણ કે તેમને થોડામાથી વિરાટ થતા વાર લાગતી નથી." તેવા સમયે ક્ષમાનો જ આશ્રય કરવો આ જગતમા ક્રોધને ઉપશાંત કરવાનો ક્ષમા સિવાય બીજો કોઈ ઉપાય નથી ક્રોધના ફળનું સંપ્રદાન–વૈર–નિમિત્તક હોવાથી ઉલટું તે ક્રોધ વધારવામા કારણ છે, નહિં કે શમાવનાર થાય છે, માટે એકલી ક્ષમા જ ક્રોધને શાન્ત કરનાર છે ક્ષમા કેવી? તે વર્ણવતા જણાવે છે કે–સયમરૂપી બગીચા માટે નીકસમાન એવી ક્ષમા નવા નવાં સંયમસ્થાનો અધ્યવસાય–સ્થાનકો, તે રૂપ વૃક્ષોને રોપવા, તેની વૃદ્ધિ કરવી. આરામની અંદર અનેક પ્રકારના વૃક્ષ–સમૂહો ઉગાડવામાં આવે છે વળી તેમા પાણીની નીક વહેવડાવવાથી વૃક્ષોને પુષ્પો, ફળો, પત્રો આદિકની વૃદ્ધિ થાય છે ક્ષમા એ પ્રશાન્તવાહિતા–સ્વરૂપ ચિત્તની પરિણતિ છે તેને

નીકનુ રૂપ આપી નવી નવી પ્રશમ-પરિણતિને ઉત્પન્ન કરનાર છે-એમ જણાવ્યુ. આ વિષયને લગતા શ્લોકોના ભાવાર્થને કહે છે—

અપકારીવર્ગ ઉપર કોપથી અટકવું શક્ય નથી, સિવાય કે પોતાની સહનશક્તિના પ્રભાવથી અથવા આવા પ્રકારની ભાવનાથી, કે જે પોતા માટે પાપનો સ્વીકાર કરી મને પીડા કરવા ઈચ્છે છે, તે બિચારો પોતાના કર્મથી તો હણાએલો છે, તેવા ઉપર કયો બાલિશ મનુષ્ય કોપ કરે? 'હુ અપકારી ઉપર કોપ કરુ' એવા પ્રકારનો જો તારો આશય થાય, તો પછી દુ.ખના કારણભૂત એવા તારા પોતાનાં કર્મ ઉપર કોપ કેમ કરતો નથી? કૂતરો ઢેકું ફેંકનાર તરફ ઉપેક્ષા કરીને ઢેફાને કરડવા જાય છે, જ્યારે સિહ બાણ તરફ નજર કર્યા વગર બાણ ફેંકનારનો પીછો પકડે છે ક્રૂર એવા જે કર્મોથી પ્રેરાએલો મારા કોપ કરે છે, તે કર્મોની ઉપેક્ષા કરીને બીજા ઉપર ક્રોધ કરતો ભસવાનો આશ્રય કેમ કરે છે? સાભળીએ છીએ કે, શ્રીમહાવીર ભગવંત સહન કરવાની બુધ્ધિથી મ્લેચ્છદેશમા ગયા અર્થાત્ તે માટે પ્રયત્ન કર્યો, તો પછી વગર પ્રયત્ને આવેલી ક્ષમા વહન કરવા કેમ ઈચ્છતો નથી? જેઓ ત્રણે લોકનો પ્રલય કે રક્ષણ કરવા સમર્થ છે. તેઓ જો ક્ષમાનો આશ્રય કરતા હોય, તો પછી કેળ સરખા અલ્પસત્ત્વવાળા તારા સરખાને ક્ષમા રાખવી-તે શુ યુક્ત નથી? તેવા પ્રકારનું પુણ્ય કેમ નથી કરતો? જેથી કરી કોઇ પીડા ન કરે, હવે તો તારા પ્રમાદને નિંદતો ક્ષમા કેમ અંગીકાર કરતો નથી? ક્રોધમા અધ બનેલા મુનિ અને કોપ કરનાર ચંડાલમા કોઈ પ્રકારનો તફાવત નથી, માટે ક્રોધનો ત્યાગ કરીને ઉજ્જવલ બુદ્ધિના સ્થાન સ્વરૂપ ક્ષમાનું સેવન કર. ક્રોધવાળા મહા તપસ્વી મહામુનિ અને ક્રોધ વગરના કૂરગડુક નવકારશીમાત્ર પચ્ચક્ખાણ કરનાર હતા. દેવતાઓએ મહાતપસ્વી મુનિને છોડીને કૂરગડુક મુનિને વંદના કરી. મર્મસ્થાન વિધાય તેવા વચન-શાસ્ત્રોથી કલેશ પામતો વિચારે કે, કહેનાર મને સત્ય કહે છે, તો કોપ શા માટે કરવો? અને ખોટું કહેતો હોય તો તેને ઉન્મત્ત-ગાડાના વચન ગણવા કોઈક વધ કરવા માટે આવ્યો, તો વિસ્મય પામેલો તેના તરફ હાસ્ય કરે કે વધ તો મારા બાધેલા કર્મથી થવાનો છે, આ મૂર્ખશેખર ફોગટ નૃત્ય કરે છે કોઈક હણવા માટે તૈયાર થાય, ત્યારે આત્માએ એમ વિચારવુ કે, મારા આયુષ્ય કર્મનો ક્ષય થયો છે, તેમ વિચારવાથી પોતે પાપથી નિર્ભય બને છે, આ બિચારો મરેલાને મારે છે સર્વ પુરુષાર્થ ચોરનાર એવા કોપ ઉપર તને જો કોપ નથી થતો, તો પછી સ્વલ્પ અપરાધવાળા બીજા ઉપર તુ આટલો કોપ કરનાર બને છે, માટે તને ધિક્કાર થાઓ સર્વ ઇન્દ્રિયોને ગ્લાનિ પમાડનાર ઉગ્રસર્પ માફક આગળ વધતા કોપને જિતવા માટે બુધ્ધિશાળી જાંગુલિવિદ્યા જેવી નિર્દોષ ક્ષમાનુ સતત સેવન કરે ૧૧ હવે માન-કષાયનુ સ્વરૂપ જણાવે છે —

विनय–श्रुत–शीलानां, त्रिवर्गस्य च घातकः ।
विवेकलोचनं लुम्पन्, मानोऽन्धंकरणो नृणाम् ॥ १२ ॥

વિનય, વિદ્યા, સુંદર સ્વભાવ તથા ધર્મ, અર્થ, કામરૂપ ત્રણ વર્ગનો નાશ કરનાર વિવેક-ચક્ષુનો લોપ કરી મનુષ્યોને અંધ બનાવનાર હોય તો માન કષાય છે

ગુરુઆદિ વડીલોના ઉપચારરૂપ વિનય, શ્રુત એટલે વિદ્યા, શીલ એટલે સારો સ્વભાવ–સુંદર વર્તન, તેઓનો ઘાત કરનાર, જાતિ આદિ નામદમાં અભિમાની બનેલો પિશાચ સરખો ગુરુ-આદિકનો વિનય કરતો નથી અવિનયવાળો ગુરુની સેવા ન કરતો હોવાથી તે વિદ્યા પ્રાપ્ત કરી શકતો નથી. તેથી કરીને સર્વ લોકોની અવજ્ઞા કરનારો પોતાનો દુઃસ્વભાવ પ્રગટ કરે છે. માન એકલા વિનયાદિકનો ઘાતક છે, એમ નહિં, પરંતુ ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણે વર્ગનો પણ ઘાતક બને છે અહંકારવાળો હોવાથી ઈન્દ્રિયોનો જય કરી શકતો નથી. તેથી તે ધર્મ પણ કેવી રીતે કરી શકે ? માની પુરુષ અક્કડ હોવાથી રાજાદિકની સેવામાં પરાયણ ન થતો હોવાથી અર્થ પણ કેવી રીતે પ્રાપ્ત કરી શકે ? કામ પ્રાપ્ત કરવામાં તો માર્દવતા હોય, તો જ તે મેળવી શકાય ઠુંઠા માફક માનમાં અક્કડ બનેલાને કામપુરુષાર્થ કેવી રીતે સિધ્ધ થાય ? વળી પહેલાં દેખતો હોય અને પાછળથી જેના વડે અંધ થાય, તે અંધાપો કરનાર માન કષાય છે. કોને ? તો કે મનુષ્યોને, કૃત્ય–અકૃત્યની વિચારણા કરવારૂપ વિવેક–લોચનને લોપ કરતો –'એક નિર્મળ ચક્ષુ તે કહેવાય કે જેમા સ્વાભાવિક વિવેક હોય' એ વચનથી વિવેક એ લોચન કહેવાય માનવાળો વૃધ્ધોની સેવા ન કરતો હોવાથી તે વિવેક–લોચનનો લોપ કરનારો અવશ્ય બને છે તે પ્રમાણે હોવાથી 'માન એ અંધ કરનાર છે' એમ સહેજે સમજી શકાય તેવી વાત છે ૧૨.

હવે માનના ભેદો બતાવી તેના ફલને જણાવે છે —

**जाति–लाभ–कुलैश्वर्य–वल–रूप–तपः–श्रुतैः ।**
**कुर्वन् मदं पुनस्तानि, हीनानि लभते जनः ॥ १३ ॥**

જાતિ, લાભ, કુલ, ઐશ્વર્ય, બલ, રૂપ, તપ અને જ્ઞાન તેઓ વડે અભિમાન કરનાર મનુષ્ય ફરી તે જન્માંતરમાં હીનપણાને પામે છે આ વિષયને લગતા આતર શ્લોકોનો ભાવાર્થ કહે છે – ઉત્તમ, મધ્યમ અને અધમ આદિ અનેક જાતિભેદો દેખીને કયો ડાહ્યો પુરુષ કદાપિ જાતિમદ કરે ? શુભકર્મના યોગે ઉત્તમજાતિ પામ્યા, પછી વળી અશુભકર્મના યોગે હીનજાતિ પ્રાપ્ત કરે છે– આવી અશાશ્વતી જાતિ પામીને તે માટે કોણ અભિમાન કરે ? અંતરાયકર્મનો ક્ષય થવાથી જ લાભ થાય છે, તે સિવાય લાભ થતો નથી. તેથી કરીને વસ્તુસ્વરૂપ સમજનારો લાભમદ વહન ન કરે પારકી કૃપા કે બીજાના પ્રયત્ન આદિથી મોટા પ્રકારનો લાભ થાય, તો પણ મહાપુરુષો કોઈ પણ પ્રકારે લાભમદ કરતા નથી. અકુલીનોને પણ પ્રજ્ઞા–લક્ષ્મી–શીલવત જોઈને મહાકુલમા જન્મ્યા હોય, તેઓ કુલમદ ન કરે. 'કુશીલવાળાને કુલથી શું ? અને સુશીલવાળાને પણ તેનાથી શું ? એમ સમજતો વિચક્ષણ પુરુષ કુલનો મદ ન કરે વજ્ર ધારણ કરનાર ઈન્દ્રની ત્રણે લોકની ઐશ્વર્ય–સંપત્તિ સાભળીને નગર, ગામડા કે ધન આદિકના ઐશ્વર્યમા મદ કઈ રીતે થાય ? કુશીલવાળી સ્ત્રી માફક નિર્મલ ગુણવાળા પાસેથી પણ ઐશ્વર્ય ચાલ્યું જાય અને દોષવાળાનો પણ આશ્રય કરે છે, માટે વિવેકીઓએ ઐશ્વર્યનો મદ ન કરવો. મહાબળવાળો પણ રોગાદિક કારણે ક્ષણમાં નિર્બલ કરાય છે આમ પુરુષમાં બલની અનિત્યતા હોવાથી બલમદ કરવો યોગ્ય નથી બળવાનો પણ વૃદ્ધાવસ્થામા, મૃત્યુ–સમયે કે બીજા કર્મફળના ઉદયકાળે નિર્બળ બનતા દેખાય છે, તેથી ખરેખર તેઓએ બલમદ કરવો નિરર્થક છે સાત ધાતુઓથી પૂર્ણ, વધવા અને ઘટવાના સ્વભાવવાળા દેહમા વૃધ્ધાવસ્થા, રોગ જેમા વ્યાપેલા છે, તેવા રૂપનો મદ કોણ વહન

કરે ? સનત્કુમારનુ રૂપ, તેમજ તેના રૂપનો ક્ષય વિચારનાર કયો ડાહ્યો પુરૂપ સ્વપ્નમા પણ રૂપનો મદ કરે ? ઋષભદેવ અને શ્રીવીરભગવંતના તપની પરાકાષ્ઠા સાભળીને પોતાના અતિઅલ્પ તપમા કોણ અભિમાન કરે ? જે તપસ્યા વડે એકદમ કર્મસમૂહ તૂટી જાય છે, પરંતુ અભિમાનથી ખરડાએલા તે તપથી જ કર્મ–સમૂહ વૃધ્ધિ પામે છે બીજાઓએ રચેલા શાસ્ત્રોનો અભ્યાસ કરીને, પોતાની બુધ્ધિથી અલ્પ પ્રયત્ન વડે ગ્રથો તૈયાર કર્યા અને તેથી પોતે સર્વજ્ઞપણાનુ અભિમાન કરે, તે પોતાના અગોનુ જ ભક્ષણ કરે છે શ્રીગણધર ભગવતોની દ્વાદશાગીની નિર્માણશક્તિ અને ધારણ–શક્તિ સાભળીને કયો બુધ્ધિશાળી પુરૂપ શ્રુતમદનો આશ્રય કરે ?

કેટલાક આચાર્યો ઐશ્વર્ય અને તપસ્યાના સ્થાને વલ્લભતા અને બુધ્ધિના મદ કહે છે અને એ પ્રમાણે ઉપદેશ આપે છે કે– દરિદ્રપુરુષ ઉપકારનિમિત્તે દુષ્ટકર્મ કરીને બીજા મનુષ્યની વલ્લભતા મેળવે છે, તેનાથી મદ કેમ કરી શકાય ? બીજાની કૃપા મેળવવા રૂપ વલ્લભતા, તેનાથી જે ગર્વ કરે છે, પરંતુ તે વલ્લભતા જ્યારે ચાલી જાય છે, ત્યારે તે શોકસમુદાયમાં ડૂબી જાય છે તથા બુધ્ધિના અગો, વિધિ, વિકલ્પો, અનત પર્યાયોમા વૃદ્ધિ પામતા અર્થાત્ છ સ્થાનપતિત ભાગાવાળા, અનતગુણ વૃધ્ધિવાળા, સૂત્રના અર્થો ગ્રહણ કરવા, ગ્રહણ કરાવવા, નવીન રચનાઓ કરવી, અર્થ–વિચારણા, અર્થની અવધારણા આદિ વિપયોમા પૂર્વના મહાપુરુપોમા સિહ સમાન એવા, તેઓનો અનંત વિજ્ઞાનાતિશય સાભળીને અત્યારના અલ્પબુધ્ધિવાળા પુરુપો પોતાની બુધ્ધિનો અહંકાર કેવી રીતે કરી શકે ? ૧૩

માનનુ સ્વરૂપ તેના ભેદો પ્રતિપાદન કરીને જણાવ્યું તે માનના પ્રતિપક્ષભૂત માર્દવ–નમ્રતા. જે માન પર જય મેળવવાના ઉપાયભૂત છે, તેનો ઉપદેશ આપે છે—

> उत्सर्पयन् दोषशाखाः, गुणमूलान्यधो नयन् ।
> उन्मूलनीयो मानद्रुस्तन्मार्दवसरित्प्लवैः ॥ १४ ॥

માનને વૃક્ષની ઉપમા આપી બંનેની સમાનતા જણાવે છે કે માનવાળા પુરુષના દોપો વૃક્ષની શાખા માફક ઉંચાણમા ફેલાય છે, તે દોષ–શાખા અને ગુણો એ મૂલ છે, તે નીચે જાય છે અર્થાત્ 'દોપોનું ધોરણ વધતું જાય છે અને ગુણોનું ધોરણ ઘટતુ જાય છે આવા પ્રકારનુ માનવૃક્ષ છે, તેનો ઉચ્છેદ કેવી રીતે કરવો ? તે જણાવે છે— માર્દવ–નમ્રતા રૂપી સતત પ્રવાહવાળી નદીના વેગથી મદવૃક્ષ જેમ જેમ વૃધ્ધિ પામે છે, તેમ તેમ ગુણમૂલો છૂપાઈ જાય છે અને દોષની ડાળીઓ વિસ્તાર પામે છે તે કુહાડા આદિથી ઉખેડવી અશક્ય છે, નમ્રતા ભાવના રૂપી નદીના જળ–પ્રવાહથી મૂલ સહિત ઉખેડી શકાય છે અહિ આતર શ્લોકોનો અર્થ જણાવે છે —

માર્દવ એટલે મૃદુતા–ઉધ્ધતાઈનો ત્યાગ. ઉધ્ધતાઈ એ માનનું સ્વાભાવિક ઉપાધિ વગરનું સ્વરૂપ છે જે જે વિષયમા જાતિ આદિ સબંધી અભિમાન પ્રગટ થતુ હોય, તેમા તેના પ્રતિકાર માટે નમ્રતાનો આશ્રય કરવો દરેક સ્થાનમા કોમળતા, નમ્રતા, વિનય કરવો અને પૂજ્ય પુરૂપોને વિપે તો વિશેષ પ્રકારે વિનય કરવો જેથી કરીને પૂજ્ય પુરુષોની પૂજા કરવાથી ધોવાઇ જતા પાપોથી મુક્ત થાય છે બાહુબલી અભિમાનથી પાપરૂપ વેલડીઓ વડે બંધાયા અને

મનમા નમ્રતા ચિંતવી, તો તરત જ મુક્ત બની કેવળજ્ઞાન પામ્યા ચક્રવર્તી સંસારસંગનો ત્યાગ કરી વૈરીઓના ઘરે પણ ભિક્ષા માટે જાય છે! ખરેખર માન છેદનારું તેમનું માર્દવ પણ કઠોર છે તત્કાલ દીક્ષા લીધેલ ચક્રવર્તી રંક સાધુને પણ વંદન કરે છે, માનનો ત્યાગ કરીને દીર્ઘકાળ સુધી તેની સેવા કરે છે એ પ્રમાણે માન સંબંધી દોષો વિચારીને અને નમ્રતા સેવન કરવાથી ઉત્પન્ન થએલા ગુણોને જાણીને માન-ત્યાગ કરીને યતિધર્મમાં વિશેષ રૂપ માર્દવમાં એકતાનવાળા થઇને તત્કાલ તેનો આશ્રય કરો. ૧૪

હવે માયા કષાયના સ્વરૂપને જણાવે છે.—

**असूनृतस्य जननी, परशुः शीलशाखिनः ।**
**जन्मभूमिरविद्यानां, माया दुर्गतिकारणम् ॥ १५ ॥**

જૂઠને ઉત્પન્ન કરનાર હોવાથી માતાની માફક તેની માતા, ઘણે ભાગે માયા વગર જૂઠનો અભાવ છે માયા એટલે બીજાને છેતરવાના પરિણામ, શીલ એટલે સુંદર સ્વભાવ, તે રૂપ વૃક્ષ તેને છેદનાર કુહાડી સરખી, અવિદ્યા એટલે મિથ્યાજ્ઞાનોનુ ઉત્પત્તિ સ્થાન, એવી માયા દુર્ગતિનું કારણ છે એમ કહી માયાના ફળનો નિર્દેશ કર્યો (૧૫)

બીજાને ઠગવા માટે કરેલી માયાથી પરમાર્થથી તે પોતાને જ ઠગે છે, તે રૂપ ફલ જણાવે છે—

**कौटिल्यपटवः पापाः, मायया वकवृत्तयः ।**
**भुवनं वञ्चयमाना, वञ्चयन्ते स्वमेव हि ॥ १६ ॥**

ત્રીજા કષાયરૂપ માયાથી જગતને છેતરનારાઓ પોતાના આત્માને જ ઠગે છે. પોતાનાં પાપકાર્યને છૂપાવવાની વૃત્તિવાળા હોવાથી બકવૃત્તિવાળા એવા તે પાપકર્મ કરનારા, જેમ બગલો મત્સ્ય આદિને ઠગવા માટે ધીમી ધીમી ચેષ્ટા કરે છે તેવી રીતે તેઓ પણ જગતને ઠગવા માટે બગલા સરખી ચેષ્ટા કરે છે શંકા કરી કે, માયાથી જગતને ઠગે છે અને તે માયાને છૂપાવે છે, આટલો ભાર વહન કરવા તે કેવી રીતે સમર્થ બને? તે માટે જણાવે છે કે, ઠગવાની ચતુરાઈ વગરનો કદાપિ બીજાને ઠગી શકતો નથી કે કદાપિ છૂપાવી શકતો નથી, કુટિલતા કરવામા નિપુણ હોય. તેમા બીજાને ઠગવાનું અને વળી તેને છૂપાવવાનુ એમ બંને હોય છે. અહિ આંતર શ્લોકોનો ભાવાર્થ કહે છે —

રાજાઓ કૂટ ષડ્-યન્ત્ર ગુણયોગ વડે કપટથી વિશ્વસ્તનો ઘાત કરવાથી, ધનના લોભથી સમગ્ર લોકોને ઠગે છે. બ્રાહ્મણો તિલકો કરવા વડે, ચહેરા અને હાથની મુદ્રાઓ કરવા વડે અને મન્ત્રોના જાપ તથા દુર્બળતાનો દેખાવ કરી અંદર હૃદયમાં શૂન્ય, બહારનો ડોળ કરીને લોકોને ઠગે છે. વણિક લોક ખોટાં તોલ માપ, ઉતાવળી તોલ-માપ કરવાની ક્રિયા કરવાના યોગથી કપટ કરીને ભોળા લોકોને છેતરે છે મસ્તકે જટા ધારણ કરવી કે મસ્તક મુંડાવી નાખવું અગર ચોટલી રાખવી, ભસ્મ લગાડવી, ભગવા વસ્ત્ર પહેરવા કે નગ્નપણે રહેવું એવા, હૃદયમાં

નાસ્તિક પાખંડીઓ ભદ્રિક શ્રદ્ધાળુ યજમાનોને છેતરે છે વેશ્યાઓ સ્નેહ વગરની, હાવ-ભાવ-વિલાસવાળી ગતિ, કટાક્ષથી અવલોકન કરવું ઈત્યાદિક વિલાસોથી કામીઓને રંજન કરતી જગતને ઠગે છે ખોટા સોગન ખાવા વડે અને ફૂટ કોડી અને પાસા બનાવવા વડે કરીને જુગાર રમનારાઓ ધનવંતોને ઠગે છે દંપતી, માતા-પિતાઓ, પુત્રો, સગાભાઈઓ, મિત્રો, સ્વજનો, શેઠિયાઓ, નોકરો તથા બીજાઓ પરસ્પર એક બીજાને ઠગનારા હોય છે. ધન-લુબ્ધ પુરુષો, લજ્જા વગરના ખુશામતીયા ચોરો હંમેશા સાવધાન હોય છે અને પ્રમાદીઓને છેતરી જાય છે કારીગરો, ચાંડાલો પોતાના બાપ-દાદાના ધંધાથી આજીવિકા કરનારા હોય છે. માયાથી ખોટા સોગન ખાઈને સારા સાધુ પુરુષોને ઠગે છે. ક્રૂર વ્યંતર આદિ કુયોનિમાં રહેલા ભૂત, પિશાચ, રાક્ષસાદિ પ્રમાદીઓને દેખીને ઘણે ભાગે માનવોને અને પશુઓને અનેક પ્રકારે હેરાન કરે છે મત્સ્યાદિક જળચરો પ્રપંચથી પોતાના જ બચ્ચાંઓનુ ભક્ષણ કરનારા હોય છે, વળી તેઓને પણ કપટથી ધીવરો જાળ વિગેરે દ્વારા સપડાવે છે ઠગવામા ચતુર એવા શિકારીઓ જુદા જુદા ઉપાયો યોજીને નિર્બુદ્ધિ સ્થળચર પ્રાણીઓને જાળમા બાંધે છે અને મારી નાખે છે આકાશમા ઉડતા એવા બિચારા લાવક, ચકલા-ચકલી, મેના-પોપટ આદિ અનેક ભેદ વાળા પક્ષીઓને માયાથી અતિક્રૂર અને અલ્પમાત્ર માસ ખાવામા આસક્તિવાળા, જાળ ધારણ કરનારા હિંસક પારધીઓ તેમને નિર્દયતાથી બાંધે છે આ પ્રમાણે સર્વ લોકમા પણ બીજાઓને છેતરવામા પરાયણ બની આત્મ-વંચકો પોતાના ધર્મને અને સદ્ગતિને નાશ કરે છે. તથા બુદ્ધિશાળી પુરુષોએ તિર્યંચ-જાતિમા ઉત્પન્ન થવાના બીજભૂત, અપવર્ગ-નગરીની અર્ગલા, વિશ્વાસ-વૃક્ષ માટે દાવાગ્નિ સમાન એવી માયાનો ત્યાગ કરવો જોઈએ પૂર્વભવમાં મલ્લિનાથ ભગવંતે એક નાની માયા કરીને એ માયાશલ્ય દૂર ન કર્યું અર્થાત્ આલોચ્યુ નહિં એટલે એ માયાના યોગે તીર્થંકર સરખા આત્માએ સ્ત્રીપણુ મેળવ્યુ ! ૧૬

હવે માયાને જિતવા તેની પ્રતિપક્ષભૂત સરળતાનો ઉપદેશ આપતા જણાવે છે —

**तदार्जवमहौषध्या, जगदानन्दहेतुना ।**
**जयेज्जगद्द्रोहकरी, मायां विषधरीमिव ॥ १७ ॥**

જગત્નો દ્રોહ કરનારી સર્પિણી સરખી માયાને જગત્ના આનંદના કારણભૂત સરળતા-રૂપી મહાઔષધિથી જિતે. માયા અને સર્પિણી બન્નેની સમાનતા સમજાવે છે કે, જંગમ લોકનો દ્રોહ એટલે અપકાર કરવાના સ્વભાવવાળી તે જગત્-દ્રોહકરી તેને શાથી જિતવી ? સરળતારૂપી મહાઔષધિ વડે, તે બંનેનુ પણ સાધર્મ્ય કહે છે જંગમલોકને કાય-આરોગ્ય કરનાર પ્રીતિ-વિશેષ જે વંચકતાના પરિહાર કરવા પૂર્વક કષાયનો જય કરવાથી મોક્ષના કારણરૂપ બને છે અહિં આતરશ્લોકોનો ભાવાર્થ કહે છે —

બીજા મતવાળાઓ પણ કહે છે કે, મુક્તિ-નગરીનો સીધો માર્ગ હોય, તો તે સરળતા છે, બાકી તો આચારનો વિસ્તાર છે ' સર્વ પ્રકારનું કપટ કરવુ, તે મૃત્યુસ્થાન અને સરળતા એ અજરામર સ્થાન સમજવુ, આટલુ જ જ્ઞાન બસ છે. બાકીનો સર્વ પ્રલાપ સમજવો ' જગતમા પણ સરળતાવાળો પ્રીતિનુ કારણ બને છે અને સર્પ જેવા કુટિલ મનુષ્યથી તો

પ્રાણીઓ ઉદ્વેગ પામે છે સરળતાવાળી ચિત્ત–વૃત્તિવાળા મહાત્મા પુરુષોને ભવવાસમા રહેવા છતાં પણ અનુભવવા યોગ્ય સ્વાભાવિક મુક્તિસુખનો અનુભવ થાય છે. કુટિલતા રૂપી શંકુ વડે ઘવાએલા ક્લિષ્ટ મનવાળા ઠગનારાઓને શિકાર કરવાના વ્યસનીઓની માફક સ્વપ્નમા પણ સુખ ક્યાંથી હોય? સમગ્ર કળામાં ચતુર, સમગ્ર વિદ્યાનો પારગામી પણ બન્યો હોય, પરંતુ ભાગ્યશાળી હોય, તેને જ બાળકો સરખું આર્જવ પ્રાપ્ત થાય છે અજ્ઞાની એવા બાળકોની સરળતા પ્રીતિનુ કારણ થાય છે, તો પછી સર્વ શાસ્ત્રોનો પાર પામેલા હોય, તેના માટે તો શુ કહેવું? સરળતા એ સ્વાભાવિક છે, કુટિલતા એ કૃત્રિમ છે, તેથી કરી સ્વાભાવિક ધર્મનો ત્યાગ કરી કૃત્રિમ અને અધર્મરૂપ માયાનો આશ્રય કોણ કરે? છલ, પ્રપંચ, ચાડી–ચુગલી, વક્રોક્તિ, વંચન આદિ કરવામા નિષ્ણાત બનેલા લોકના સંપર્કમાં આવવા છતા કેટલાક ભાગ્યશાળીઓ સુવર્ણ–પ્રતિમા માફક નિર્વિકાર રહેલા હોય છે ગૌતમ ગણધર ભગવંત શ્રુત–સમુદ્રનો પાર પામવા છતા પણ આશ્ચર્યની વાત છે કે, નવા દીક્ષિત શિષ્યની માફક સરળતાથી ભગવંતની વાણી સાભળતા હતા ગમે તેવા દુષ્કર્મો કર્યા પછી સરળતાથી સમગ્ર દુષ્કર્મોની આલોચના કરનાર સર્વ કર્મ ખપાવી નાખે છે અને લક્ષ્મણા સાધ્વીની માફક કુટિલ દંભપૂર્વકની આલોચના અલ્પમાત્ર પાપ હોય, તો પણ સંસાર વધારનાર થાય છે કાયામા, ચિત્તમા, કે વચનમા કુટિલાત્માઓને કોઈ પણ પ્રકારે મોક્ષ નથી, પરંતુ મોક્ષ હોય તો દરેક પ્રકારે સરળ આત્માઓને જ થાય છે આ પ્રમાણે કુટિલતા સેવનારાઓનુ ઉગ્રકર્મ અને સરળતા પરિણતિનુ સેવન કરનારાનુ નિર્દોષ ચરિત્ર કહ્યુ, તે બંનેનો બુદ્ધિથી વિવેક કરતો શુદ્ધબુદ્ધિવાળો મુમુક્ષુ નિરુપમ સરળભાવનો આશ્રય કરે ૧૭

હવે લોભકષાયનું સ્વરૂપ જણાવે છે –

**आकरः सर्वदोषाणां, गुणग्रसनराक्षसः ।**

**कन्दो व्यसनवल्लीनां, लोभः सर्वार्थबाधकः ॥ १८ ॥**

લોઢું આદિ ધાતુઓની ખાણ માફક પ્રાણાતિપાતાદિક સર્વ દોષોની ખાણ, જ્ઞાનાદિક ગુણોનો કોળીયો કરી જનાર રાક્ષસ, દુ ખરૂપ વેલડીના કદ સરખો લોભ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ લક્ષણ સર્વ અર્થોનો પ્રતિકૂલ, અર્થાત્ સર્વ દોષોની ખાણ, સર્વગુણનો ઘાત કરનાર, દુ:ખનો હેતુ અને સર્વ પુરુષાર્થનો ઘાત કરનાર હોય, તો આ લોભ કષાય છે ૧૮

લોભનું દુર્જેયપણુ ત્રણ શ્લોકોથી કહે છે –

**धनहीनः शतमेकं, सहस्र शतवानपि ।**

**सहस्राधिपतिर्लक्षं, कोटि लक्षेश्वरोऽपि च ॥ १९ ॥**

**कोटीश्वरो नरेन्द्रत्वं, नरेन्द्रश्चक्रवर्त्तिताम् ।**

**चक्रवर्त्ती च देवत्वं, देवोऽपीन्द्रत्वमिच्छति ॥ २० ॥**

૫૦

इन्द्रत्वेऽपि हि संप्राप्ते, यदिच्छा न निवर्त्तते ।
मूले लघीयांस्तल्लोभः, शराव इव वर्धते ॥ २१ ॥

ધન વગરનો પુરુષ અભિલાષા કરે કે સો મળી જાય તો બસ સતોષ, પણ સો મળી ગયા પછી વળી હજારની ઈચ્છા કરે, હજારવાળો લાખની, લાખ રૂપીયા મળી ગયા પછી ક્રોડ મેળવવાની, ક્રોટીશ્વર રાજાપણાની, રાજા ચક્રવર્તીપણાની, ચક્રવર્તી દેવપણાની, દેવ ઈન્દ્રપણાની અભિલાષા કરે, ઈન્દ્રપણુ મળવા છતા હજુ ઇચ્છા પૂર્ણ થતી નથી, શરૂઆતમા લોભ નાનો સરખો હોય છે, પણ માટીના ચાકડાના સરાવલા માફક લોભ આગળ આગળ વૃદ્ધિ પામતો જાય છે ૧૯–૨૦–૨૧

અહિ લોભને લગતા આતરશ્લોકોનો ભાવાર્થ કહેવાય છે —

સર્વ પાપોમા જેમ હિસા, કર્મમા મિથ્યાત્વ, રોગોમા ક્ષયરોગ, તેમ સર્વ અવગુણોમા લોભ એ મહાન છે, અહો ! આ મહીતલમા લોભનુ સામ્રાજ્ય એકછત્રવાળુ છે કે, વૃક્ષો પણ નિધાન પ્રાપ્ત કરીને તેને પોતાના મૂળીયાથી ઢાકી દે છે દ્રવ્યના લોભથી બે ત્રણ ચાર ઇન્દ્રિયવાળા જીવો પણ પોતે દાટેલા નિધાન ઉપર મૂર્ચ્છાથી સ્થાન કરીને રહે છે સર્પ, ઘરની ઘો, ઉંદર વગેરે પચેન્દ્રિય જીવો પણ ધનના લોભથી નિધાન–સ્થાનવાળી ભૂમિમા મૂર્ચ્છાથી વાસ કરે છે પિશાચ, મુદ્ગલ, પ્રેત, ભૂત, યક્ષ વગેરે પોતાના કે પારકાના ધનના લોભથી મૂર્ચ્છા કરી ત્યા વાસ કરે છે આભૂષણ, ઉદ્યાન વાવડી આદિમા મૂર્ચ્છાવશ બનેલા દેવો પણ ચ્યવીને તે પૃથ્વીકાયાદિ યોનિવાળા આભૂષણાદિકમા જ ઉત્પન્ન થાય છે ઉપશાન્તમોહ ગુણસ્થાનક પામી ક્રોધાદિકનો વિજય કરવા છતા એકમાત્ર લોભનો અતિઅલ્પ દોષ બાકી રહેવાથી સાધુઓ પણ નીચેના ગુણસ્થાને પડે છે એક માસના ટુકડા માટે જેમ શ્વાનો, તેમ અલ્પ ધન ગ્રહણ કરવાની અભિલાષાથી એક માતાની કુક્ષિએ જન્મેલા બે સગા ભાઈઓ પણ માહોમાહે લડે છે લોભાધીન થવાથી ગામડાં, પર્વત, કે જગલની સરહદ માટે સહૃદયતાનો ત્યાગ કરી ગામવાસીઓ, રાજ્યાધિકારીઓ, દેશવાસીઓ કે રાજાઓ પરસ્પર વિરોધવાળા થઈ વૈરીનુ આચરણ કરે છે આત્મામા હાસ્ય, શોક, દ્વેષ કે હર્ષ ન હોવા છતા પણ લોભવાળા મનુષ્યો સ્વામી આગળ નટ માફક પ્રગટપણે તેવાં નાટક કરી બતાવે છે લોભનો ખાડો પૂરવા માટે જેમ જેમ આરભ કરવામા આવે છે, તેમ તેમ આશ્ચર્યની વાત છે કે, એ ખાડો વધતો જાય છે હજુ કદાચ સમુદ્ર જળવડે પૂર્ણ થઈ જાય, પરંતુ ત્રણે લોકનુ રાજ્ય પ્રાપ્ત થાય તો પણ, લોભ પૂર્ણ થતો નથી ભોજનો, કપડા, વિષયો, દ્રવ્યના ઢગલા અનંતા ભોગવ્યા, તો પણ લોભનો અંશ હજુ પૂરાયો નથી જો લોભનો તમે ત્યાગ કર્યો છે. તો પછી નિષ્ફલ તપ વડે સર્યું અને જો લોભનો ત્યાગ નથી કર્યો, તો પછી નિષ્ફળ તપનુ શું પ્રયોજન છે ? સર્વશાસ્ત્રોના પરમાર્થોનુ મંથન કરી મેં એટલો નિર્ણય કર્યો કે મહામતિવાળાએ એકમાત્ર લોભના નાશ માટે પ્રયત્ન કરવો જોઈએ ૧૯–૨૦–૨૧

લોભનુ સ્વરૂપ નિરૂપણ કરી તેના જયનો ઉપાય ઉપદેશે છે—

लोभसागरमुद्वेलमतिवेल महामतिः ।
सन्तोपसेतुबन्धेन, प्रसरन्त निवारयेत् ॥ २२ ॥

મહાબુદ્ધિશાળી એવા મુનિ, લોભ–સમુદ્ર કે જેનો પાર પામી શકાતો નથી અને તેની ભરતીના ઉછળતા અને વૃદ્ધિ પામતાં–ફેલાતાં મોજાંઓનું નિવારણ કરી શકાતું નથી, તેને સંતોષરૂપ સેતુબંધ વડે આગળ વધતા લોભનુ નિવારણ કરે સંતોષ એ લોભનો પ્રતિપક્ષભૂત મનોધર્મ છે અને તે જ જળને સ્ખલના કરવા માટે જેમ પાલી–બંધ, તેમ લોભ કષાયનો જય કરવા માટે સંતોષ એ પરમોપાય છે અહિં આતર શ્લોકોનો ભાવાર્થ જણાવાય છે :—

મનુષ્યોમા જેમ ચક્રવર્તી, દેવોમા ઈન્દ્ર, તેમ સર્વ ગુણોમા સર્વથી ચડીયાતો ગુણ હોય તો સતોષ છે સંતોષગુણવાળો યતિ અને અસંતુષ્ટ ચક્રવર્તી આ બંનેના સુખ–દુ ખની તુલના કરવામા આવે તો, એકને સુખનો પ્રકર્ષ છે અને બીજાને દુ ખનો પ્રકર્ષ છે, સંતોષામૃતની અભિલાષાથી સ્વાધીન એવા છ ખંડના રાજ્યનો ત્યાગ કરીને ક્ષણવારમા ચક્રવર્તીઓ નિ.સંગપણાનો સ્વીકાર કરે છે ધનની ઈચ્છા નિવૃત્ત બની, એટલે સંપત્તિઓ નજીકમાં આવી ઉભી રહે છે આગળી વડે ઢાંકેલા કાનમા શબ્દોનું અદ્વૈતપણુ વૃદ્ધિ પામે છે જે શબ્દો કાનથી દૂર હતા, તે આપોઆપ અંદર ગુંજે છે 'સંતોષ પ્રાપ્ત થયો, એટલે દરેક વસ્તુમા વૈરાગ્ય થાય છે બે આંખ ઢાકી દીધી એટલે ખરેખર ચરાચર આખું વિશ્વ પણ ઢંકાઈ ગયું' એકલી ઈન્દ્રિયોનું દમન કરવાથી કે કાયાની પીડા સહન કરવાથી શું ? એક માત્ર જો સંતોષ ગુણ પ્રાપ્ત થયો, તો નક્કી મુક્તિ–લક્ષ્મીના મુખનુ દર્શન થાય. જેઓ સંસારમા જીવન ધારણ કરવા છતા પણ લોભ–નિર્મુક્ત બનેલા છે, તેઓ અહિં જ મુક્તિ–સુખનો અનુભવ કરે છે, શું મુક્તિના મસ્તક પર કોઈ શિગડુ વર્તે છે ? રાગ–દ્વેષના ભેળસેળવાળા કે વિષયોથી ઉત્પન્ન થએલા સુખથી સર્યું શું સંતોષથી ઉત્પન્ન થએલ સુખ શિવ–સુખ કરતા કંઈ કમ છે ? બીજાને વિશ્વાસ પમાડનાર અસાર શાસ્ત્રનાં સુભાષિતોથી કયુ સુખ થવાનુ છે ? બે આંખો બંધ કરીને સંતોષ સ્વાદથી થએલુ સુખ મનમાં વિચારો. જો તમે કારણને અનુરૂપ કાર્ય સ્વીકારતા હો, તો સંતોષ–આનંદથી થએલુ, તે મોક્ષાનન્દનુ સુખ તેની પ્રતીતિ કરો જો તમે કર્મને નિર્મૂલન કરવા માટે તીવ્રતપ કહેતા હો, તો તે સત્ય છે, પરંતુ તે પણ સંતોષ-રહિત તપ હોય, તો તે નિષ્ફળ સમજવું સુખના અર્થીઓને ખેતી, નોકરી, પશુ–પાલન કે વેપાર કરવાથી કયું સુખ થવાનુ છે ? શું સંતોષામૃતનુ પાન કરવાથી આત્મા નિર્વૃતિ–સુખ મેળવી શકતો નથી ? ઘાસના સંથારા પર શયન કરનારા સંતોષવાળાને જે સુખ હોય છે, તેવા પ્રકારનુ સુખ, પલંગ પર પોઢનારા તળાઈમાં શયન કરનારા સંતોષ વગરનાને ક્યાથી હોય ? અસંતોષવાળા ધનિકો પણ પોતાના સ્વામી પાસે તૃણ સરખા છે અને સંતોષવાળાની આગળ રહેલા સ્વામીઓ પણ તૃણ સરખા છે. ચક્રવર્તીની અને ઈન્દ્રની સપત્તિઓ પરિશ્રમથી પ્રાપ્ત થવાવાળી અને છેવટે નશ્વર છે, પરંતુ સંતોષથી થવાવાળું સુખ પરિશ્રમ વગરનું અને શાશ્વત છે. આ પ્રમાણે લોભના સમગ્ર પ્રતિપક્ષરૂપ અને પરમસુખના સામ્રાજ્ય–સ્વરૂપ સંતોષ મેં જણાવ્યો, માટે લોભાગ્નિના ફેલાતા પરિતાપને શમાવવા માટે સંતોષામૃત રસમય એવા આ આત્મગૃહમા રતિ કરો ૨૨

આ પ્રમાણે કહેલી હકીકતને એક શ્લોકમા સગ્રહ કરીને કહે છે :—

**क्षान्त्या क्रोधो मृदुत्वेन, मानो मायाऽऽर्जवेन च ।**
**लोभश्चानीहया जेयाः. कषाया इति संग्रहः ॥ २३ ॥**

ક્ષાન્તિથી ક્રોધને, નમ્રતાથી માનને, સરળતાથી માયાને, અને નિસ્પૃહતાથી લોભને, આ પ્રમાણે કહેલા ઉપાયોથી કષાયોને જિતવા—એ પ્રમાણે સંગ્રહરૂપે જણાવ્યું પૂર્વે જણાવેલા પદાર્થો અહિં સંગ્રહરૂપે કહ્યા. ૨૩

જો કે તુલ્યયોગિપણાથી કષાય-જય અને ઈન્દ્રિયોનો જય મોક્ષરૂપે જ કહેલા છે, તો પણ તે બેમાં કષાયજય મુખ્ય છે અને ઈન્દ્રિયજય તો તેના કારણભૂત છે તે જ વાત હવે જણાવે છે—

**विनेन्द्रियजयं नैव, कषायान् जेतुमीश्वरः ।**
**हन्यते हैमनं जाड्यं, न विना ज्वलितानलम् ॥ २४ ॥**

કષાયજય અને ઈન્દ્રિયજય એક કાળે થવાવાળા હોવા છતાં પણ પ્રદીપ અને પ્રકાશ માફક કાર્ય-કારણભાવવાળા બને છે, માટે જણાવ્યું કે, ઈન્દ્રિયજય વગર કષાયજય કરવા સમર્થ બની શકાતું નથી. સળગતા અગ્નિ સિવાય હેમન્તની ઠંડી જડતા હણી શકાતી નથી હેમન્તની ઠંડી જડતા સમાન કષાયો અને સળગતા અગ્નિ સરખો ઈન્દ્રિય-જય સમજવો. ૨૪

ઈન્દ્રિયોનો જય કષાયજયના કારણપણે જણાવ્યો. જેમણે ઈન્દ્રિયો જિતેલી નથી, તેઓને કષાયજય થતો નથી, ઉલટો અપાય-આપત્તિનું કારણ થાય છે, તે કહે છે—

**अदान्तैरिन्द्रियहयैश्चलैरपथगामिभिः ।**
**आकृष्य नरकारण्ये, जन्तुः सपदि नीयते ॥ २५ ॥**

ઉન્માર્ગે ગમન કરનાર ઈન્દ્રિયો રૂપી અશ્વો, અશ્વોની ઉપમા એટલે આપી કે, તેઓ સ્વભાવથી અસ્થિર સ્વભાવવાળા હોય છે અને તે અશ્વો બળાત્કારે પ્રાણીને વિવિધ ભયવાળા અરણ્યમાં તત્કાળ ખેંચી જાય છે, તેવી રીતે વશ કરેલી ન હોય તેવી ઈન્દ્રિયો ઉન્માર્ગે ખેંચી જાય અને બળાત્કારે જીવને એકદમ નરકમાં ધકેલે છે. ૨૫

ઈન્દ્રિયો ન જિતેલી હોય, તો નરકે કેમ લઈ જાય છે? તે કહે છે—

**इन्द्रियैर्विजितो जन्तुः, कषायैरभिभूयते ।**
**वीरैः कृष्टेष्टकः पूर्वं, वप्रः कैः कैर्न खण्ड्यते ? ॥ २६ ॥**

જે આત્મા ઈન્દ્રિયોનો જય કરી શકતો નથી, તે કષાયોથી પણ પરાભવ પામે છે એક તાકાતવાળા મનુષ્યે કિલ્લાની એક ઈંટ ખેંચી, પછી સામાન્ય-તાકાત વગરના માણસોને પણ પછીની ઈંટો ક્રમસર પાડતા પાડતા આખો કિલ્લો ખંડિત કરતા વાર લાગતી નથી તેમ કષાયોને જિતવા માટે ઈન્દ્રિયોનો જય કરવા ઉપદેશ અપાય છે, પરંતુ ઉલટાને તે ઈન્દ્રિયો વડે જ કષાયોને આધીન બની નરકે જાય છે. શંકા કરી કે ઈન્દ્રિયજય કરવા માટે અશક્ત હોય, તેવો જીવ ઈન્દ્રિયથી થએલી બાધા ભલે પામો, તેને કષાય-બાધા થવાનો કયો અવસર છે? તે શંકા દૂર કરવા દૃષ્ટાન્ત આપે છે—એક બહાદુર પુરુષે કિલ્લાની એક ઈંટ ખેંચી, પછી તો વગર તાકાતવાળો પણ એક એક ઈંટ ખેંચી ખેંચી આખો કિલ્લો ખંડિત કરી નાખે

છે. ભાવાર્થ એ છે કે—જેમ વીરપુરુષે કિલ્લામાં એક કાણું પાડયું, પછી નોકર સરખાને પણ કિલ્લો તોડતાં મુશીબત પડતી નથી, તેમ ઈન્દ્રિયોથી હારેલો હોય, તે સામાન્ય પુરુષ સરખા કષાયોથી બાધા પામે છે; કારણ કે કષાયો ઈન્દ્રિયોને અનુસરનારા છે. ૨૬

ઈન્દ્રિયો વશ કર્યા વગરની હોય અને કષાયોથી પરાભવ પામેલો હોય, તેનાથી જંતુને નરકે જવું પડે છે એટલું જ નહિ, પરંતુ ઈન્દ્રિયો ન જિતેલી હોય, તો તેના ગેરફાયદા નુકશાન આ લોકમાં પણ કહે છે—

**कुलघाताय पाताय, वन्धाय च वधाय च ।**
**अनिर्जितानि जायन्ते, करणानि शरीरिणाम् ॥ २७ ॥**

નહિ વશ કરેલી ઈન્દ્રિયો પ્રાણીઓને કેવા કેવા આ લોકના પણ અપાયના કારણ બને છે, તે જણાવે છે – કુલઘાત એટલે વંશનો ઉચ્છેદ થવો, રાજ્યથી ભ્રષ્ટ બનવુ, કેદખાનાના બંધનમાં જકડાવું, પ્રાણ ચાલ્યા જવા, તેમાં કુલઘાત કરનાર રાવણની જેમ, ઈન્દ્રિયો ન જિતવાથી પરસ્ત્રી સાથે રમણ કરવાની અભિલાષા કરવાથી રામ–લક્ષ્મણે તેના કુલનો ક્ષય કર્યો, જે હકીકત પહેલાં કહેવાએલી છે ઈન્દ્રિયો પતન માટે સોદાસની માફક આવી રીતે થાય છે કે, તે રાજ્ય પાલન કરતો હતો, ત્યારે માસમા આસક્ત ઈન્દ્રિયવાળો થવાથી તે જુદા જુદા પ્રકારના માસ ખાઈને આત્માને ખુશ કરતો એક વખત રસોયાએ માસ રાંધી તૈયાર કર્યું, પરંતુ બિલાડી આદિ માસ ભક્ષણ કરી ગઈ વળી તે દિવસે શ્રદ્ધાળુ શ્રાવકોએ રાજાને પ્રસન્ન કરી અમારિપડહ દેવરાવ્યો, એટલે જીવવધ ન થવાથી બીજા માસની પ્રાપ્તિ ન થવાથી કોઈકનુ બાળક સુલભતાથી મળી ગયુ અને તેનુ માસ પીરસીને રસોઈયાએ રાજાને ખુશ કર્યો. રાજાએ એકાતમા સોગન આપવા પૂર્વક પૂછ્યુ, એટલે રસોયાએ બનેલી યથાર્થ હકીકત જણાવી એટલે તે મનુષ્યના માસમા અત્યંત આસક્ત બન્યો આખા નગરમા બાળક મનુષ્યોને લેવા માટે સેવકો નિયત કર્યા નગરલોકોને આ વાતની ખબર પડી, એટલે મંત્રી, નગરલોકો વગેરે એકીમતે નક્કી કરી મદ્યપાનમા મૂર્ચ્છાવાળા તે રાજાને બાધી–જકડીને જંગલમા મૂકી આવ્યા જિહ્વા ઈન્દ્રિયને વશ થએલો તે સોદાસ રાજ્યથી, કુળથી, પરિવારથી વિખૂટો પડી જંગલમા શ્વાપદની મારફક દુખ ભોગવનાર બન્યો. ઈન્દ્રિયો ચંડપ્રદ્યોતની મારફક બંધન માટે થાય છે, ઈન્દ્રિયો રાવણની મારફક મૃત્યુ માટે થાય છે, જે પહેલા કહેવાઈ ગયુ છે અહિં આતર શ્લોકોનો ભાવાર્થ કહેવાય છે —

ઈન્દ્રિયોના વિષયોમા વિવશ બનેલા કોણ વિડંબના પામતા નથી ? અરે ! શાસ્ત્રોના પરમાર્થ જાણનારા પણ બાળક મારફક ચેષ્ટા કરે છે અરે ! આના કરતાં બીજું ચડિયાતું ઈન્દ્રિયોનુ ઘૃણાસ્થાન કયુ પ્રગટ કરવુ ? કે જે બન્ધુ બાહુબલિના ઉપર ભરતે મહાઅસ્ત્ર–ચક્ર ફેંક્યું વળી જે બાહુબલિનો જય અને ભરતનો પરાજય એમ જય અને હાર થયા, તે સર્વ ઈન્દ્રિયોનુ નાટક છે ચરમભવવાળા હોવા છતા પણ જેઓ શસ્ત્રો અને અસ્ત્રોથી યુદ્ધ કરે છે ! તે ખરેખર દુરન્ત એવી ઈન્દ્રિયોના આવા પ્રભાવથી લજ્જા પામવાનું થાય છે પશુઓ અને અજ્ઞાની લોકો ચંડચરિત્રવાળી ઈન્દ્રિયોથી દંડાય, તે સમજી શકાય તેવી હકીકત છે, પરંતુ શાન્તમોહવાળા પૂર્વના જ્ઞાનવાળા ઈન્દ્રિયોથી દડાય છે, તે વાત અદ્ભુત છે દેવો, દાનવો અને માનવો ઈન્દ્રિયોથી અતિશય પરાભવ પામ્યા છે, પરંતુ ખેદની વાત છે કે બિચારા

કેટલાક તપસ્વીઓ હોવા છતા પણ ઘૃણા કરવા યોગ્ય કાર્યો કરવામાં પાછા પડતા નથી. ઈન્દ્રિયોને વશ પડેલા મનુષ્યો ન ખાવા યોગ્યનુ ભક્ષણ, ન પીવા યોગ્યનું પાન કરે છે, ન સેવવા યોગ્યનું સેવન કરે છે ઈન્દ્રિયવશ બનેલા પામરો પોતાના કુલ અને શીલનો ત્યાગ કરીને નિર્લજ્જ બની વેશ્યાનાં નીચ કાર્યો અને તેમની ગુલામી પણ કરે છે મોહથી અંધ બનેલા મનવાળા પુરુષોની પરદ્રવ્યમાં અને પરસ્ત્રીમા જે પ્રવૃત્તિ છે, તે અસ્વાધીન ઈન્દ્રિયોનુ નાટક સમજવું પ્રાણીઓ જેનાથી હાથ, પગ, ઈન્દ્રિય અને અવયવોના છેદને તથા મરણને પ્રાપ્ત કરે છે. તેવી ઈન્દ્રિયોને [નવ ગજના] નમસ્કાર હો! જેઓ બીજાઓને વિનય ગ્રહણ કરાવે છે, અને પોતે તો ઈન્દ્રિયોથી પરાભવ પામેલા છે, તેમને વિવેકી પુરુષો હાથથી મો ઢાંકીને હસે છે આ જગતમા ઇન્દ્રથી માંડીને કીડા સુધીના જે જન્તુઓ છે, તે સર્વે એક માત્ર વીતરાગને છોડીને ઇન્દ્રિયોથી પરાભવ પામેલા છે ૨૭

આ પ્રમાણે સામાન્યથી ઇન્દ્રિયોના દોષો કહીને સ્પર્શન આદિ ઈન્દ્રિયોના દોષો પાંચ શ્લોકોથી કહે છે—

वशास्पर्शसुखास्वाद-प्रसारितकरः करी ।
आलानबन्धनक्लेशमासादयति तत्क्षणात् ॥ २८ ॥

पयस्यगाधे विचरन्, गिलन् गलगतामिषम् ।
मैनिकस्य करे दीनो, मीनः पतति निश्चितम् ॥ २९ ॥

निपतन् मत्तमातङ्ग-कपोले गन्धलोलुपः ।
कर्णतालतलाघातात्, मृत्युमाप्नोति षट्पदः ॥ ३० ॥

कनकच्छेदसंकाश-शिखालोकविमोहितः ।
रभसेन पतन् दीपे, शलभो लभते मृतिम् ॥ ३१ ॥

हरिणो हारिणी, गीतिमाकर्णयितुमुद्धुरः ।
आकर्णाकृष्टचापस्य, याति व्याधस्य वेध्यताम् ॥ ३२ ॥

હાથણીનો સ્પર્શ કરવા રૂપ સુખના આસ્વાદ માટે લાંબી કરેલી સુંઢવાળો હાથી ક્ષણવારમા હસ્તિશાળાના ખીલે બંધાવાનો કલેશ પ્રાપ્ત કરે છે પાણીના ઊંડાણમાં વિચરતો મત્સ્ય દોરડા સાથે બાંધેલાં માંસ–ટુકડા સહિત કાંટાનુ ભક્ષણ કરવા જતાં બિચારો માછીમારના હાથમાં નક્કી પકડાઈને મૃત્યુ પામે છે મદવાળા હાથીના ગંડસ્થળમાં ગંધની આસક્તિથી ભમરો ગંધ લેવા ઉડે છે, પરંતુ હાથીના કાન સાથે અથડાવાના ઘાતથી તરત જ ત્યા મૃત્યુ પામે છે સુવર્ણના છેદ સરખી દીપશિખાના તેજમા મૂર્ચ્છા પામેલો પતંગીયો દીવામા ઉતાવળથી ઝંપલાવતા મૃત્યુને આધીન થાય છે હરણીયુ મનોહર ગીત શ્રવણ કરવામા તન્મય બનેલું હોય, ત્યારે કાન સુધી ખેંચેલા બાણવાળા શિકારીનો શિકાર બને છે ૨૮ થી ૩૨

ઉપસંહાર કરતા કહે છે—

**एवं विषय एकैकः, पञ्चत्वाय निषेवितः ।**
**कथं हि युगपत् पञ्च, पञ्चत्वाय भवन्ति न ? ॥ ३३ ॥**

એક એક ઈન્દ્રિયના વિષયને સેવનાર મૃત્યુ પામનાર બને છે, તો પછી એકી સાથે પાંચે ઇન્દ્રિયોના વિષયોને સેવનાર મૃત્યુ પામનાર કેમ ન બને ? અર્થાત્ મૃત્યુ પામે જ કહેલુ છે કે- એકેકમા આસક્ત બનેલા પાંચે વિનાશ પામે છે. પરંતુ એક જ પાચે ઇન્દ્રિયોના વિષયોમાં મૂઢ બની આસક્ત બને, તો તે મૃત્યુ પામી ભસ્મીભૂત ( રાખરૂપ ) થાય છે ૩૩

ઈન્દ્રિયોના દોષો કહીને તેના જય માટે ઉપદેશ આપે છે—

**तदिन्द्रियजयं कुर्यात्, मनःशुद्धया महामतिः ।**
**यां विना यम-नियमैः, कायक्लेशो वृथा नृणाम् ॥ ३४ ॥**

માટે કરીને મહામતિવાળો મુનિ મનની શુધ્ધિથી ઈન્દ્રિયોનો જય કરે, કારણ કે, ઇન્દ્રિયના જય વગર મનુષ્યોએ કરેલા યમ-નિયમો એ ફોગટ કાયકલેશરૂપ બને છે ઇન્દ્રિયો દ્રવ્ય અને ભાવ એમ બે પ્રકારવાળી છે ચામડી, જીભ, નાસિકા, આખ અને કાન એ આકારરૂપે પરિણત થએલી પુદ્ગલ દ્રવ્યરૂપ દ્રવ્ય-ઈન્દ્રિયો અને સ્પર્શ, રસ, ગધ, દર્શન, શ્રવણરૂપ વિષયોની અભિલાષા કરવી, તે રૂપ ભાવ-ઈન્દ્રિયો તેની આસક્તિનો ત્યાગ કરવો, તે રૂપ તેનો જય કરવો.

આને લગતા આતરશ્લોકોનો ભાવાર્થ આ પ્રમાણે -

ઈન્દ્રિય-સમુદાયથી પરાભવ પામેલો પ્રાણી અનેક દુખોથી પરેશાન થાય છે, માટે સર્વ દુખોથી મુક્ત બનવા માટે ઈન્દ્રિયોને વશ કરવી તેના વિષયોમાં સર્વથા ન પ્રવર્તવું-એ ઈન્દ્રિયોનો વિજય નથી, પરંતુ રાગ-દ્વેષ રહિતપણે તેમા પ્રવૃત્તિ થાય, તો પણ તેનો જય થયો ગણાય. ઇન્દ્રિયોની સમીપમાં રહેલા વિષયોનો સયોગ ટાળવો અશક્ય છે, પરંતુ બુધ્ધિશાળી તેના વિષયમા થતા રાગ-દ્વેષોનો ત્યાગ કરે સંયમી યોગીઓની ઇન્દ્રિયો હંમેશા હણાએલી અને વગર હણાએલી હોય છે હિતકારી સંયમયોગોમાં હણાયા વગરની અને પ્રમાદાદિ અહિત પદાર્થોમાં હણાએલી હોય છે જિતેલી ઇન્દ્રિયો મોક્ષ આપનાર અને ન જિતેલી ઇન્દ્રિયો સંસારમા રખડાવનાર થાય છે. બંનેનું અતર સમજીને જે યુક્ત અને હિતકારી લાગે, તેનો અમલ કર રૂની તળાઈ આદિના કોમળ સ્પર્શમા અને પત્થરના કઠોર સ્પર્શમા થનારી રતિ અને અરતિનો ત્યાગ કરીને તુ સ્પર્શ-ઈન્દ્રિયને જિતનારો બન ભક્ષણ કરવા યોગ્ય સ્વાદિષ્ટ રસમા અને બીજા વિરસ પદાર્થમા પ્રીતિ કે અપ્રીતિ કર્યા વગર ઉત્તમ પ્રકારે તું જિહ્વા-ઈન્દ્રિય પર જય પામનારો થા. સુગંધી સ્થાનને પ્રાપ્ત કરી શુભ ગધમા કે તેથી વિપરીત દુર્ગંધી પ્રાપ્ત કરીને વસ્તુના પર્યાયો અને પરિણામો સમજી રાગ-દ્વેષ કર્યા વગર તું નાસિકા-ઈન્દ્રિય પર જય મેળવ મનોહર મન અને નયનને ગમતુ રૂપ નીહાળીને કે તેનાથી વિરુદ્ધ અણગમતુ રૂપ જોઈને હર્ષ કે ઘૃણા કર્યા વગર તું નયન-ઈન્દ્રિયનો જય કર વીણા આદિક વાજિત્રોના શ્રવણ કરવા યોગ્ય સુસ્વરમા કે ગધેડા કે ઊટના દુસ્વરમાં રતિ અને અણગમો કર્યા વગર તુ કર્ણેન્દ્રિયનો જય મેળવ આ જગતમા એવો કોઈ મનોહર કે તેથી વિપરીત વિષય નથી, કે જે ઈન્દ્રિયોએ આજ સુધીના તમામ ભવમા ન અનુભવ્યો હોય,

તો પછી તેમા મધ્યસ્થભાવ કેમ નથી સેવતા ? શુભ વિષયો પણ અશુભપણાને અને અશુભ વિષયો પણ શુભપણાને પામે છે, તો પછી ઈન્દ્રિયોએ ક્યાં રાગ અને વિરાગ કરવો ? જે હેતુથી તે જ વિષય રુચિ કરવા યોગ્ય કે દ્વેષ કરવા યોગ્ય હોય, તો ભાવોનું શુભાશુભપણુ કદાચિત્ તત્ત્વથી હોતું નથી એ પ્રમાણે વિષયોમા શુભાશુભપણું ઉપાધિથી થવાવાળુ છે તેથી વિરક્ત ચિત્તવાળો થઈ ઈન્દ્રિયોના વિષયોને આશ્રીને રાગ-દ્વેષનો ત્યાગ કર અને તું ઈન્દ્રિયોના જય માટે અભિલાષાવાળો થા

હવે આ પ્રમાણે દુર્જય એવી ઈન્દ્રિયોના જય માટે અસાધારણ ઉપાય કયો ? તે માટે કહે છે કે, મનની નિર્મલતા સાથે બીજા પણ, જેવા કે યમો, નિયમો. વૃદ્ધોની સેવા. શાસ્ત્રાભ્યાસ વગેરે ઈન્દ્રિયોનો જય કરનાર કારણો છે, પરતુ અસાધારણ નજીકનું કારણ હોય તો મનની શુદ્ધિ જ કારણ છે બીજા કારણો એકાન્તિક કે આત્યંતિક નથી મનની નિર્મળતા વગરના યમ-નિયમાદિક હોવા છતા પણ તે ઈન્દ્રિયજયના કારણો બનતા નથી એ જ વાત કહે છે કે—યમો એટલે પાચ મહાવ્રતરૂપ મૂલગુણો, નિયમો એટલે પિડવિશુદ્ધિ સમિતિ-ગુપ્તિરૂપ. ઉપલક્ષણથી વૃદ્ધાદિકની સેવા વગેરે કાય-પરિશ્રમ આ સર્વ, મનની શુદ્ધિ વગર પુરુષોને નિષ્ફળ છે. આ મનની શુદ્ધિ મરુદેવી આદિકની માફક કેટલાકને સ્વભાવથી જ થાય છે, અને કેટલાકોને યમ, નિયમ આદિ ઉપાયોના બલથી નિયત્રિત કરેલા મનથી થાય છે ૩૪

વગર કબજે કરેલુ મન જે કરે છે, તે કહે છે—

मनःक्षपाचरो भ्राम्यन्नपशङ्कं निरङ्कुशः ।
प्रपातयति संसारावर्त्तगर्त्ते जगत्त्रयीम् ॥ ३५ ॥

નિરકુશ મન-નિશાચર નિશંકપણે ત્રણે જગતને ભમાવતો સંસાર-આવર્તના ખાડામા ગબડાવી ધકેલી દે છે અહિં દ્રવ્ય અને ભાવ એમ મન બે પ્રકારનું છે. તેમા વિશિષ્ટ આકારમા પરિણમેલા પુદ્ગલો, તે દ્રવ્યમન, અને ભાવમન તો તે પુદ્ગલ-દ્રવ્યની ઉપાધિથી થએલા સકલ્પરૂપ આત્માના પરિણામ મન એ જ સંકલ્પરૂપ રાક્ષસ અવિષયમા પણ પ્રવૃત્તિ કરવાના સ્વભાવવાળુ હોવાથી, તે તે વિષયમા સ્થૈર્યનુ અવલંબન ન કરનાર હોવાથી ભટકતું મન, કેવી રીતે ભટકે છે ? નિર્ભયપણે, સ્વરૂપ-ભાવનાઓ જેમાથી ચાલી ગઈ છે, એવું નિરંકુશ મન સંસારરૂપ ચક્કરવાળા ખાડામા એવી રીતે પાડે છે, જ્યાથી બહાર નીકળવું અત્યત મુશ્કેલ પડે, ત્રણે જગતને એટલે ત્રણે જગતમા એવો કોઈ જીવ નથી, કે જે નિરંકુશ મન વડે સંસાર-આવર્તમા ન પડે ૩૫

ફરી પણ અનિયત્રિત મન-વિષયક દોષ જણાવે છે—

तप्यमानांस्तपो मुक्तौ, गन्तुकामान् शरीरिणः ।
वात्येव तरलं चेतः, क्षिपत्यन्यत्र कुत्रचित् ॥ ३६ ॥

મુક્તિ જવાની અભિલાષા માટે જ તપ તપતા એવા મનુષ્યોને આ અસ્થિર ચિત્ત એટલે ભાવમન વટોળીયા માફક ધારેલ સ્થાન કરતા બીજા કોઈપણ નરકાદિ સ્થાનમા ફેંકી દે છે ૩૬

ફરી પણ અનિયંત્રિત મનના દોષ કહે છે—

अनिरुद्धमनस्कः सन्, योगश्रद्धां दधाति यः ।
पद्भ्यां जिगमिषुर्ग्रामं, स पङ्गुरिव हस्यते ॥ ३७ ॥

લંગડો મનુષ્ય પગે ચાલીને બીજે ગામ જવાની અભિલાષા કરે, તેની માફક 'હું યોગી છું' એવું અભિમાન કરનાર જો મનને ન રોકે તો તેવો યોગી હોવા છતા વિવેકીઓને હાસ્યપાત્ર થાય છે. પગે ચાલવારૂપ મનનો રોધ અને તેના અભાવમાં લંગડો ગ્રામાન્તર જવાની અભિલાષા કરે, તેના સરખી યોગ–શ્રધ્ધા સમજવી. ૩૭. મન–નિરોધ ન કરનારને માત્ર યોગ–શ્રધ્ધા નિષ્ફળ છે, એટલુ જ નહિ, પરંતુ ઘણાં જ અશુભ પાપકર્મો ઉત્પન્ન થાય છે–એમ ઉત્તરાર્ધથી જણાવ્યું અને પૂર્વાર્ધથી મનોરોધ જણાવે છે :—

मनोरोधे निरुध्यन्ते, कर्माण्यपि समन्ततः ।
अनिरुद्धमनस्कस्य, प्रसरन्ति हि तान्यपि ॥ ३८ ॥

વિષયોથી મનનો રોધ કરવાથી, આશ્રવનો નિરોધ કરવાથી પ્રબલ જ્ઞાનાવરણીયાદિ કર્મો પણ આવતાં રોકાય છે. કારણ કે, કર્મોનો રોધ મનોરોધને આધીન છે ચાલુ વિષયનો સંબંધ જોડતાં કહે છે કે–વિષયો તરફ જતા મનને ન રોકનાર પુરુષને તે કર્મો વધારે વૃધ્ધિ પામે છે કારણ કે કર્મ બાંધવાં એ નિરંકુશ મનને આધીન છે ૩૮. માટે આ નિશ્ચય કરીને મનને કબજામાં લાવવા માટે યત્ન કરવો જોઈએ, તે વાત જણાવે છે—

मनःकपिरय विश्व–परिभ्रमणलम्पटः ।
नियन्त्रणीयो यत्नेन, मुक्तिमिच्छुभिरात्मनः ॥ ३९ ॥

ભાવમન એ જ માકડું–આ વાત દરેકને અનુભવસિધ્ધ છે, મન અને માકડાનું સરખાપણું કહે છે–માકડાઓ જેમ અટવીમાં ભ્રમણ કરે, એમને ભ્રમણ કરતાં કોઇ નિયંત્રણ હોતું નથી, તેમ મન પણ આખા વિશ્વમાં વગર રોક–ટોકે ભ્રમણ કર્યા કરે છે તેથી કહે છે કે, જુદા જુદા વિષયો પકડી અસ્થિરપણે ભ્રમણ કરવામાં લોલુપ છે, તેવા અનિયત્રિત મનને ચપલતાનો ત્યાગ કરાવી ઉચિત વિષયમા સ્થાપન કરવું કેવી રીતે ? અભ્યાસ કરવા રૂપ પ્રયત્નથી, કોણે ? આત્માની મુક્તિ ઇચ્છનારાઓએ. મનની ચપળતા રોકનાર મુક્તિ સાધી શકવા સમર્થ બની શકે છે. ૩૯.

હવે ઇન્દ્રિયજયના કારણભૂત મનશુધ્ધિની સ્તુતિ કરે છે—

दीपिका खल्वनिर्वाणा, निर्वाणपथदर्शिनी ।
एकैव मनसः शुद्धिः, समाम्नाता मनीषिभिः ॥ ४० ॥

યમ–નિયમાદિથી રહિત એકલી માત્ર મનની શુધ્ધિ અણઓલવાએલ દીવડી સરખી મોક્ષના માર્ગને દેખાડનારી છે–એમ પૂર્વાચાર્યોએ કહેલુ છે 'જ્ઞાન, ધ્યાન, દાન, માન, મૌન

આવા શુભ યોગોમા હંમેશાં ઉદ્યમવાળો હોય, પણ જો મન નિર્મલ ન હોય તો તે સમગ્ર રાખમા ઘી હોમવા સમાન સમજવુ ૪૦. અન્વય–વ્યતિરેકથી મન–શુધ્ધિના ગુણાન્તર દેખાડવા દ્વારા ઉપદેશ આપે છે—

सत्यां हि मनसः शुद्धौ, सन्त्यसन्तोऽपि यद् गुणाः ।
सन्तोऽप्यसत्यां नो सन्ति, सैव कार्या बुधैस्ततः ॥ ४१ ॥

મનની શુદ્ધિ હોય અને બીજા ગુણો ન હોય, તો પણ તેના ફલનો સદ્ભાવ હોવાથી ક્ષાન્તિ આદિ ગુણો છે બીજા ગુણો હોવા છતા મનની શુદ્ધિ ન હોય તો, છતા ગુણો પણ નથી જ, કારણ કે તેના ફલનો અભાવ છે. આમ સુલટા–ઉલટા તર્કના આધારે નિશ્ચિત ફલવાળી મનની શુદ્ધિ વિવેકીઓએ કરવી જોઈએ. ૪૧

જેઓ કહે કે– 'મન–શુદ્ધિની શી જરૂર છે? તપના બલથી અમે મુક્તિ સાધીશુ' એમ પ્રતિપાદન કરનારા પ્રત્યે કહે છે—

मनःशुद्धिमबिभ्राणा, ये तपस्यन्ति मुक्तये ।
त्यक्त्वा नाव भुजाभ्यां ते, तितीर्षन्ति महार्णवम् ॥ ४२ ॥

મનની શુદ્ધિ કર્યા વગર જેઓ મુક્તિ માટે તપનો પરિશ્રમ અનુભવે છે, તે ખરેખર ગ્રહના વળગાડવાળા કે ગાંડા માફક પાસે રહેલી નાવડીનો ત્યાગ કરીને બે ભુજાથી મહા-સમુદ્રને તરવા માટે તૈયાર થાય છે. ૪૨

વળી જેઓ 'તપ સહિત ધ્યાન એ મુક્તિ આપનાર છે—' એમ બોલનારા મન શુદ્ધિની ઉપેક્ષા કરે છે અને 'ધ્યાન જ કર્મ–ક્ષયનુ કારણ છે'—એમ પ્રતિપાદન કરે છે, તેના પ્રત્યે કહે છે—

तपस्विनो मनःशुद्धिविनाभूतस्य सर्वथा ।
ध्यान खलु मुधा चक्षुर्विकलस्येव दर्पणः ॥ ४३ ॥

આંધળાને જેમ આરસી, તેમ તપસ્વીને મન.શુધ્ધિ વગર કરેલુ ધ્યાન સર્વથા નિષ્ફળ સમજવુ. જો કે મનની શુધ્ધિ વગર તપ અને ધ્યાનના બલથી નવમા ગ્રૈવેયક સુધી ગતિ સંભળાય છે, તો પણ તે પ્રાયિક સમજવી અને ગ્રૈવેયકના ફલની ગણતરી જૈનશાસન સ્વીકારતું નથી મોક્ષ એ જ ફલ માનેલુ છે માટે મનની શુધ્ધિ વગરનુ ધ્યાન મોક્ષફલની અપેક્ષાએ ફોગટ સમજવું જો કે દર્પણ રૂપ જોવાનું સાધન છે, પણ આખ ન હોય તેને નકામું છે, તેમ ધ્યાન માટે પણ સમજવું ૪૩.

હવે ઉપસંહાર કરે છે—

तदवश्य मनःशुद्धिः, कर्तव्या सिद्धिमिच्छता ।
तपः–श्रुत–यमप्रायैः, किमन्यैः कायदण्डनैः ? ॥ ४४ ॥

માટે મોક્ષાભિલાષી આત્માઓએ મનની શુદ્ધિ અવશ્ય કરવી. અનશનરૂપ તપ, આગમ-શ્રુત, મહાવ્રતો-યમો અને બીજા નિયમો રૂપ અન્ય અનુષ્ઠાનોના કાયક્લેશ કરવાથી શો લાભ? અહિં આ પણ વાત જોડવી- આ મનની શુદ્ધિ કેવી રીતે થાય? લેશ્યાની વિશુદ્ધિથી મનની નિર્મલતા થાય.

## લેશ્યાધિકાર

વળી લેશ્યાઓ કઈ કઈ? ૧ કૃષ્ણ, ૨ નીલ, ૩ કાપોત, ૪. તૈજસ, ૫ પદ્મ અને ૬ શુક્લ-એ છ લેશ્યા તેવા પ્રકારના વર્ણવાળા દ્રવ્યના સહકારથી આત્માના તેના અનુરૂપ પરિણામ કહેલુ છે કે- 'કૃષ્ણ આદિ દ્રવ્યોની સહાયથી આત્માના સ્ફટિક માફક જે પરિણામ પરિણમવા, તેનો લેશ્યા શબ્દથી વ્યવહાર કરાય છે'

તેમા કાળા વર્ણના પુદ્ગલોના સન્નિધાનમાં આત્માના અશુદ્ધતમ પરિણામ, તે કૃષ્ણ લેશ્યા. નીલવર્ણવાળા દ્રવ્યોના સંનિધાનમાં જે આત્માના અશુદ્ધતર પરિણામ, તે નીલલેશ્યા કાપોત વર્ણવાળા દ્રવ્યોના સન્નિધાનથી તેના અનુરૂપ અશુદ્ધ આત્મ-પરિણામ, તે કાપોતલેશ્યા. તેજોવર્ણવાળા દ્રવ્યના સાંનિધ્યથી તેના અનુરૂપ શુદ્ધ આત્મ-પરિણામ, તે તેજોલેશ્યા પદ્મવર્ણવાળા દ્રવ્યોના સાંનિધ્યથી તેના અનુરૂપ વધારે શુદ્ધ આત્મ-પરિણામ, તે પદ્મલેશ્યા. શુક્લવર્ણ દ્રવ્યોના સાંનિધ્યથી એકદમ શુદ્ધ આત્મ-પરિણામ, તે શુક્લલેશ્યા. કૃષ્ણ આદિ દ્રવ્યો સમગ્ર કર્મપ્રકૃતિઓના નિસ્યંદ એટલે સારભૂત તેની ઉપાધિથી ઉત્પન્ન થનારી ભાવલેશ્યા, તે કર્મની સ્થિતિમાં કારણો છે. કહેલું છે કે—'તે કૃષ્ણ, નીલ, કાપોત, તૈજસ, પદ્મ અને શુક્લ નામની છ લેશ્યાઓ વર્ણના બંધને કરનાર શ્લેષની માફક કર્મબંધની સ્થિતિને ઉત્પન્ન કરનારી છે' આ કહેલી લેશ્યાઓ અશુદ્ધતમા, અશુદ્ધતરા, અશુદ્ધા, શુદ્ધા, શુદ્ધતરા અને શુદ્ધતમા એવા આત્મ-પરિણામવાળી જંબૂફલ ખાનારના દૃષ્ટાન્તથી તથા ગ્રામઘાતકના દૃષ્ટાતથી સમજવી આ વિષયને સમજાવનારી આગમની ગાથાઓનો અર્થ અહિં કહીએ છીએ—

## લેશ્યા સમજવા માટે બે દૃષ્ટાંત

૧. જેમ સારી રીતે પાકેલાં ફળોથી પરિપૂર્ણ, તેથી જેની શાખાઓ નમી ગએલી છે, એવા પ્રકારનુ એક જમ્બૂવૃક્ષ છ પુરુષોના દેખવામાં આવ્યુ ત્યારે તેઓ બોલવા લાગ્યા કે, આ ફળોનુ ભક્ષણ કરીએ કેવી રીતે? ત્યારે એકે કહ્યુ કે, ઉપર ચડીએ તો જીવનું જોખમ છે, માટે મૂલમાથી છેદી આખું વૃક્ષ પાડીને જાંબુફળ ખાઈએ. બીજા પુરુષે કહ્યુ કે, આટલા મોટા આખા વૃક્ષને છેદવાનું આપણને શું પ્રયોજન છે? માટે એક મોટી ડાળી છેદો ત્રીજાએ કહ્યું કે, માત્ર નાની ડાળી છેદો ચોથાએ કહ્યું કે, ફળના ગુચ્છા તોડો. પાંચમાએ માત્ર ફળો અને છઠ્ઠાએ કહ્યુ કે, ભોંય પર પડેલા ફળોને જ માત્ર ગ્રહણ કરીને ખાવ આ દૃષ્ટાન્તનો ઉપનય કહે છે કે—જેણે કહ્યું કે, વૃક્ષને મૂલમાંથી છેદો, તે કૃષ્ણલેશ્યામા વર્તે છે મોટી શાખા કહી હતી, તે નીલલેશ્યામાં, નાની શાખા કહેનાર કાપોતલેશ્યામાં, ગુચ્છા કહેનાર તૈજસ લેશ્યામાં, ફળ કહેનાર પદ્મલેશ્યામા અને ભૂમિ પર સ્વાભાવિક પડેલાં ફળો લેવાનું કહેનાર શુક્લલેશ્યાવાળો સમજવો અથવા બીજું ઉદાહરણ કહે છે—

૨. ચોરો ગામને લૂંટવા માટે વધ કરવા નીકળ્યા. તેમાં એકે કહ્યુ કે, ગામમાં જે બે કે ચાર પગવાળા દેખો, તે સર્વનો ઘાત કરો. બીજો કહે કે, એકલા મનુષ્યોને, ત્રીજો કહે, એકલા પુરુષોને, ચોથો કહે કે, હથીયારવાળા પુરુષોને, પાંચમો કહે કે, યુદ્ધ કરવા આવે, તેને હણો વળી ત્યા છઠ્ઠો આ પ્રમાણે કહે છે કે, એકલુ માત્ર ધન હરણ કરો, પણ કોઈને મારશો નહિ માત્ર ધન લઈ લો તેઓનો ઉપસંહાર આ પ્રમાણે–સર્વને મારો એમ કહેનાર કૃષ્ણલેશ્યાના પરિણામવાળો, આ પ્રમાણે ક્રમસર બાકીના પણ સમજવા છેલ્લો શુક્લલેશ્યાવાળો. આ છમા પ્રથમની ત્રણ લેશ્યા અપ્રશસ્ત અર્થાત્ ખરાબ સમજવી છેલ્લી ત્રણ પ્રશસ્ત એટલે સારી મનુષ્યોમાં આ પરિવર્તમાન–ફેરફાર થયા કરે છે. તેથી છેલ્લી ત્રણ આત્માને હોય, ત્યારે વિશુદ્ધિ વર્તે છે–એમ કહેવાય જ્યારે મરણકાળે જે લેશ્યા વર્તતી હોય, ત્યારે તેને અનુરૂપ ગતિમા આત્મા પ્રયાણ કરે છે–એમ સમજવું તેમાં કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યામાં પરિણત જીવ નરક અને તિર્યંચ ગતિમાં ઉત્પન્ન થાય છે. પીત, પદ્મ અને શુક્લલેશ્યામા પરિણત થએલો મનુષ્ય કે દેવલોકમાં ઉત્પન્ન થાય છે. ભગવંતે ફરમાવેલુ છે કે—'**जल्लेसे मरइ, तल्लेसेसु उववज्जइ।**' 'જે લેશ્યામાં મૃત્યુ પામે, તેવી લેશ્યાવાળી ગતિમાં ઉત્પન્ન થાય.' લૌકિકો પણ કહે છે કે—"**अन्ते च भरतश्रेष्ठ! या मतिः सा गतिर्नृणाम्।**" એટલે કે 'હે ભરતશ્રેષ્ઠ! અંત વખતે જેવી મતિ હોય, તેવી જીવની ગતિ થાય.' અહિં જે મતિ એટલે ચેતનામાત્ર, ત્યારે જેવી મતિ તેવી ગતિ, આ વાત કોની સાથે સંગત થાય? અશુદ્ધતમ આદિ પરિણામયુક્ત મતિની વ્યાખ્યા કરાય, ત્યારે આ પરમર્ષિનુ વચન બરાબર છે. વધારે કહેવાથી સર્યું. આ પ્રમાણે અશુદ્ધ લેશ્યાનો ત્યાગ અને વિશુદ્ધ લેશ્યાનો સ્વીકાર કરવાથી મનની શુદ્ધિ જણાવી. ૪૪.

હવે મન શુદ્ધિ નિમિત્તે બીજો નાનો ઉપાય કહે છે—

**मनःशुद्ध्यै च कर्तव्यो, रागद्वेषविनिर्जयः ।**
**कालुष्यं येन हित्वाऽऽत्मा, स्वस्वरूपेऽवतिष्ठते ॥ ४५ ॥**

આત્મસ્વરૂપ ભાવમનની શુદ્ધિ માટે પ્રીતિ–અપ્રીતિ સ્વરૂપ રાગ–દ્વેષનો નિરોધ કરવો જોઈએ ઉદયમા આવેલાને નિષ્ફળ કરવા, ઉદયમા ન આવેલાને ઉત્પન્ન ન થવા દેવા. તેમ કરવાથી શું થાય? આત્મા અશુદ્ધતાનો ત્યાગ કરી ભાવમન સ્વરૂપ આત્મા પોતાની સ્વરૂપ અવસ્થામા સ્થિર ટકી રહે છે ૪૫.

હવે રાગ–દ્વેષ દુર્જેય છે, તે ત્રણ શ્લોકોથી સમજાવે છે—

**आत्मायत्तमपि स्वान्त, कुर्वतामत्र योगिनाम् ।**
**रागादिभिः समाक्रम्य, परायत्त विधीयते ॥ ४६ ॥**

આ જગતમા યોગીઓ સરખા પણ પોતાના સ્વાધીન એવા મનને જિતવા માટે પ્રયત્ન કરવા છતાં રાગ, દ્વેષ, મોહથી દબાઈને ક્ષણમા રક્ત, દ્વેષી અને મૂઢતાવાળું પરાધીન કરી નાખે છે ૪૫ તથા—

रक्ष्यमाणमपि स्वान्तं, समादाय मनाग् मिषम् ।
पिशाचा इव रागाद्याश्छलयन्ति मुहुर्मुहुः ॥ ४७ ॥

ભાવમનને યમ-નિયમાદિ વડે રક્ષણ કરવા છતાં પણ, કંઈક પ્રમાદને આગળ કરીને વારંવાર પિશાચોની માફક રાગાદિક યોગીઓના મનને છળે છે. મંત્ર-તંત્રાદિકથી પિશાચોથી રક્ષણ કરવા છતાં પણ છલ પ્રાપ્ત કરીને સાધકને પરવશ બનાવે છે, તેવી રીતે રાગાદિ પિશાચો પણ યોગીઓનાં મનને છળે છે. ૪૭. તથા—

रागादितिमिरध्वस्त–ज्ञानेन मनसा जनः ।
अन्धेनान्ध इवाकृष्टः, पात्यते नरकावटे ॥ ४८ ॥

રાગાદિક સમ્યગ્દર્શનને વિઘાત કરનારા છે, અંધકાર આંખને ઉપદ્રવ કરનાર છે તેથી તત્ત્વ-શ્રદ્ધા અને જ્ઞાન જેમનાં નાશ પામ્યા છે, તેવા પ્રકારનો સમ્યગ્દર્શન અને જ્ઞાન વગરનો યોગી મનથી ખેંચાઈને નરકરૂપ કૂવામાં પડે છે કોની માફક? આંધળાથી જેમ આંધળો, રાગાદિક વડે અંધ કરાએલો-એ માનસિક રીતે અંધ જ છે. અહિ આંધળો જ માર્ગદર્શક હોવાથી, તેથી કરીને અંધથી અંધ ખેંચાય, તો કૂવામાં જ પટકાય, તેમ મન વડે અધ મનુષ્ય પણ નરકરૂપ કૂવામાં પડે છે.

આંતરશ્લોકોનો ભાવાર્થ કહેવાય છે—

દ્રવ્યાદિકમાં રતિ-પ્રીતિ થાય, તે રાગ કહેવાય તેમાં જ અરતિ-અપ્રીતિ થાય, તેને પંડિતપુરુષો દ્વેષ કહે છે સર્વ જીવોને આ રાગ-દ્વેષ એ બે મહાબધન અને સર્વદુ ખોરૂપી વૃક્ષોનાં મૂળ અને કંદ કહેલાં છે જો આ જગતમાં રાગ અને દ્વેષ બે ન હોત, તો સુખમાં કોણ વિસ્મય અને હર્ષ પામત? તથા દુ ખમા કોણ દીન બનત? અને મોક્ષ કોણ ન મેળવત? રાગ વગરનો એકલો દ્વેષ હોતો નથી અને દ્વેષ રાગ વગરનો હોતો નથી. બેમાથી ગમે તે એકનો ત્યાગ થાય, તો બંનેનો ત્યાગ થએલો ગણાય કામદેવ વિગેરે દોષો રાગના સેવકો છે અને મિથ્યાભિમાન આદિ તો દ્વેષનો પરિવાર છે તે રાગ અને દ્વેષના પિતા, બીજ, નાયક, પરમેશ્વર, તે બંનેથી અભિન્ન, તે બંનેથી રક્ષાએલ અને સર્વ દોષોનો દાદો હોય તો મોહ છે. આ પ્રમાણે આ ત્રણ જ દોષો છે, આ સિવાય બીજો કોઈ દોષ નથી, તેઓથી આ જગતના સર્વ જંતુઓ ભવ-સમુદ્રમાં ભ્રમણ કરી રહેલા છે સ્વભાવે તો આ જીવ સ્ફટિકરત્ન સરખો તદ્દન નિર્મલ છે, પરંતુ આ રાગાદિકની ઉપાધિઓથી તે રાગાદિક સ્વરૂપવાળો ઓળખાય છે અહો! આ રાગાદિક દેખતાં હરણ કરનારા ચોરો વડે આ વિશ્વ અરાજક થયુ છે કે જે જીવોનુ સર્વસ્વરૂપે રહેલુ સર્વ જ્ઞાન હરણ કરે છે. નિગોદોમાં જે જીવો છે, તથા જે જીવો નજીકમા મુક્તિગામી છે, તે સર્વ જીવોને વિષે આ મોહાદિકની નિષ્કરુણ સેના પડે છે. શુ તેમને મુક્તિ સાથે, કે મુક્તિની ઈચ્છાવાળા સાથે વેર છે? કે તેઓ બનેના થતા યોગને તેઓ રોકે છે? દોષો ક્ષય કરવામાં સમર્થ અરિહંતોની શું ઉપેક્ષા કે ક્ષમા છે કે જેઓએ જગતને બાળી નાખનાર એવી દોષરૂપી આગને શાન્ત ન કરી વાઘ, સર્પ, જળ અને અગ્નિથી મુનિ ભય પામતા નથી, તેમ બંને લોકમાં અપકાર કરનાર રાગાદિકથી પણ મુનિ ભય પામતા નથી.

ખરેખર જેની પડખે રાગ, દ્વેષરૂપ સિંહ અને વાઘ રહેલા છે, એવા પ્રકારનો અતિસંકટવાળો માર્ગ યોગીઓએ સ્વીકાર્યો છે ૪૮

હવે રાગ-દ્વેષનો જય કરવાના ઉપાયનો ઉપદેશ આપે છે—

**अस्ततन्द्रैरतः पुंभिर्निर्वाणपदकांक्षिभिः ।**
**विधातव्यः समत्वेन, रागद्वेषद्विषज्जयः ॥ ४९ ॥**

રાગ-દ્વેષ આવા પ્રકારના છે, માટે નિર્વાણપદના અભિલાષી એવા પરાક્રમી યોગીપુરુષોએ રાગ, દ્વેષ એ ઉપતાપ કરાવનાર હોવાથી શત્રુભૂત છે, તેનો માધ્યસ્થ્યભાવથી પરાભવ કરવો જોઈએ ૪૯

રાગ-દ્વેષનો જય કરવા સામ્ય ઉપાય જેવા પ્રકારનો છે, તે કહે છે—

**अमन्दानन्दजनने, साम्यवारिणि मज्जताम् ।**
**जायते सहसा पुसां, राग-द्वेषमलक्षयः ॥ ५० ॥**

જેમ જળમા સ્નાન કરનારનો મેલ દૂર થાય છે, તેમ અતિશય આનંદ ઉત્પન્ન કરાવનાર સામ્ય-સમતાભાવ, તે આત્માને અત્યંત શીતળ કરનાર હોવાથી જળસ્વરૂપ સમતાભાવ, તેમા સ્નાન કરવાથી પુરુષોના રાગ-દ્વેષરૂપ મલનો એકદમ ક્ષય થાય છે સામ્યભાવમા લીન થનારના રાગ-દ્વેષ બને ક્ષય પામે છે ૫૦

સામ્યભાવ માત્ર એકલા રાગ, દ્વેષને જ દૂર કરનાર છે, એમ નથી, પરતુ સર્વ કર્મોને પણ દૂર કરનાર છે, તે કહે છે—

**प्रणिहन्ति क्षणार्धेन, साम्यमालम्ब्य कर्म तत् ।**
**यन्न हन्यान्नरस्तीव्र-तपसा जन्मकोटिभिः ॥ ५१ ॥**

જ્ઞાનાવરણીયાદિ જે કર્મ, ક્રોડો જન્મ સુધી અનશનાદિ રૂપ તીવ્ર તપશ્ચર્યા કરીને સમતા વગર ખપાવી શકાતુ નથી, તેવું કર્મ સમતાનુ આલંબન કરીને અંતર્મુહૂર્તમા ખપાવી નાશ કરી શકાય છે ૫૧

સામ્ય અતર્મુહૂર્તમાં કેવી રીતે સર્વ કર્મ દૂર કરાવનાર થાય છે, તે કહે છે—

**कर्म जीव च सश्लिष्टं, परिज्ञातात्मनिश्चयः ।**
**विभिन्नीकुरुते साधुः, सामायिकशलाकया ॥ ५२ ॥**

જીવ અને કર્મ બંનેનો સંયોગ થયો છે, બંને જુદા છે, એક નથી—એવા પ્રકારનો આત્મ-નિશ્ચય જેણે જાણેલો છે, તેવા પ્રકારનો મુનિ સામાયિકરૂપી સળી વડે જીવ અને કર્મને જુદા પાડે છે સામાયિક-સમભાવ એ જ વાંસ વગેરેની સળી, તેનાથી ચોટેલા જીવ અને કર્મને છૂટા પાડે, જેમ ચીકાશવાળા દ્રવ્યો સાથે ચોટેલા પાત્રાદિક શલાકા-સળી વડે જુદાં કરાય છે, તેવી રીતે જીવ અને કર્મનો પણ તાદાત્મ્ય સંબધ સામાયિકથી જુદો પાડી શકાય છે આનુ જ નામ કર્મક્ષય કહેવાય કોઈ દિવસ પુદ્ગલોનો આત્યન્તિક-સર્વથા ક્ષય નથી, કારણ

તે દ્રવ્ય નિત્ય છે. આત્માથી કર્મ-પુદ્ગલો જુદાં પડી જાય, તેને કર્મનો ક્ષય થયો-એમ કહેવાય છે. શંકા કરે છે કે, સાધુ સામાયિક-શલાકાથી કર્મો છૂટા પાડે છે-એ તો માત્ર વાણીનો વિલાસ છે; તેના સમાધાનમાં જણાવે છે કે- આત્મજ્ઞાનનો અભ્યાસ કરતાં, તેવા પ્રકારનાં આવરણકર્મ દૂર થવાથી જેણે આત્મ-નિર્ણય સારી રીતે જાણેલો-અનુભવેલો છે, તેવા પ્રકારનો આત્મા જીવ અને કર્મને સામાયિક-શલાકાથી જુદાં પાડે છે. તથા ફરી ફરી સ્વસંવેદન-આત્માનુભવથી આત્માનો નિશ્ચય દૃઢ કરે છે કે, 'આત્મસ્વરૂપથી આત્મસ્વરૂપને આવરનારાં કર્મો ભિન્નસ્વરૂપવાળાં છે.' અને તે પરમ સામાયિકના બલથી નિર્જરે છે—વિખૂટાં પાડે છે. ૫૨

આત્મનિશ્ચય-બલથી એકલા કર્મોને જ જુદાં કરે છે, એમ નહિ, પરંતુ આત્માને પરમાત્મ-દર્શન સુધી પણ પહોંચાડે છે, તે કહે છે—

**रागादिध्वान्तविध्वसे, कृते सामायिकांशुना ।**
**स्वस्मिन् स्वरूपं पश्यन्ति, योगिनः परमात्मनः ॥ ५३ ॥**

સામાયિકરૂપી સૂર્ય વડે રાગાદિક અંધકારનો નાશ થવાથી યોગીપુરુષો પોતામાં જ પરમાત્મ-સ્વરૂપનાં દર્શન કરે છે રાગાદિક આત્મ-સ્વરૂપનો રોધ કરતા હોવાથી, રાગાદિક એ જ અંધકાર, તેનો સામાયિકરૂપ સૂર્ય નાશ કરનાર છે. એટલે દરેક આત્મામાં પરમાત્મ-સ્વરૂપ સ્વાભાવિક રહેલુ છે, તેને તેવા યોગી પુરુષો દેખે છે. તત્ત્વથી વિચારીએ તો, સર્વે આત્મા પરમાત્મા જ છે, દરેકમાં કેવલજ્ઞાનના અંશો રહેલા જ છે આગમમાં પરમ મહર્ષિઓએ કહેલું છે કે, 'સર્વ જીવોનો અક્ષરનો અનંતમો ભાગ હંમેશાં આવરણ વગરનો ખુલ્લો-ઉઘાડો હોય છે જ' માત્ર રાગાદિક દોષોથી કલુષિત થએલ હોવાથી સાક્ષાત્ પરમાત્મ-સ્વરૂપ પ્રગટ જણાતું નથી સામાયિકરૂપી સૂર્યનો પ્રકાશ થવાથી, રાગાદિક અંધકાર દૂર થવાથી આત્મામા જ પરમાત્મ-સ્વરૂપ પ્રગટ થાય છે. ૫૩.

હવે સામ્યનો પ્રભાવ વર્ણવે છે—

**स्निह्यन्ति जन्तवो नित्य, वैरिणोऽपि परस्परम् ।**
**अपि स्वार्थकृते साम्य-भाजः साधोः प्रभावतः ॥ ५४ ॥**

જો કે સ્વાર્થ-નિમિત્તે સામાયિક કરેલુ હોવા છતાં પણ સામ્યયુક્ત સાધુના પ્રભાવથી જન્મથી નિરર્થક વૈરવાળા સર્પ, નોળીયા, મૃગ કે સિંહ એવા હિંસક પ્રાણીઓ વિરોધી વૈરવાળા જીવો પણ એકબીજા જાનવરો પ્રત્યે સ્નેહ કરે છે, મૈત્રી બાંધે છે. કહેવાનું તાત્પર્ય કે સામ્યનો આવા પ્રકારનો પ્રભાવ છે કે, પોતે પોતાના નિમિત્તે સામ્ય કરેલું છે, પરંતુ નિત્ય વૈરી એવા બીજાઓમા પણ મૈત્રીભાવ પ્રગટ થાય છે. જે માટે પંડિતો સ્તુતિ કરે છે કે— 'હે દેવ! હાથી કેસરીનો પગ સૂંઢથી ખેંચીને કપોલસ્થળ સાથે ખજવાળે છે, સર્પ નોળિયાનો માર્ગ રોકીને ઉભો રહેલો છે મો ફાડીને વિશાલ મુખ-ગુફા તૈયાર કરી છે એવા વાઘને મૃગલું વારંવાર વિશ્વાસથી સુંઘે છે જ્યાં આવા ક્રૂર પશુઓ પણ શાન્તમનવાળા બની જાય છે, એવા તમારા સામ્ય-સ્થાનની-સમવસરણ ભૂમિની હું પ્રાર્થના કરું છું લૌકિકો પણ સામ્યવાળા યોગીઓની સ્તુતિ આ પ્રમાણે કરે છે કે 'તેમની-યોગીઓની સમીપમાં વૈરનો ત્યાગ થાય છે'

આંતરશ્લોકાર્થ કહેવાય છે—

ચેતન કે અચેતન પદાર્થોમાં, ઈષ્ટ કે અનિષ્ટપણે જેનું મન મુંઝાતું નથી, તે સામ્ય

કહેવાય છે કોઈક આવી ગોશીર્ષ-ચંદનનો શરીરે લેપ કરે, કે કોઈક વાંસલાથી ભુજાઓ છેદે, તો પણ ચિત્તવૃત્તિ ભેદવાળી-રાગ-દ્વેષવાળી ન થાય, તે અનુત્તર સામ્ય કહેવાય. કોઈ તમારી સ્તુતિ કરે, તો તમને પ્રીતિ ન થાય, અને શ્રાપ આપે, તો દ્વેષ ન થાય, પરંતુ બંને તરફ સમાન ચિત્ત રહે, તો તે સામ્યનુ અવગાહન કરે છે જેમાં કંઈક હવન, તપ કે દાન કરવું પડતુ નથી, ખરેખર આ નિર્વૃતિની નિર્મૂલ્ય ખરીદી સામ્યમાત્રથી જ થાય છે. ઉત્કૃષ્ટ અને આકરા પ્રયત્નવાળી રાગાદિકની ઉપાસના કરવાથી સર્યું, કારણ કે વગર પ્રયત્ને મળનારું આ મનોહર અને સુખ આપનાર સામ્ય છે, તેનો તું આશ્રય કર. પરોક્ષ પદાર્થ ન માનનાર નાસ્તિક, સ્વર્ગ અને મોક્ષને નહિ માનશે, પણ સ્વાનુભવ-જન્ય સામ્ય-સુખનો તે અપલાપ નહિં કરે. કવિઓના પ્રલાપમા રૂઢ થએલ એવા અમૃતમાં કેમ મુંઝાય છે? હે મૂઢ! આત્મ-સંવેદ્ય રસરૂપ સામ્યામૃત-રસાયનનું તું પાન કર. ખાવા લાયક, ચાટવા લાયક, પીવા લાયક, ચૂસવા લાયક રસોથી વિમુખ બનેલા હોવા છતાં પણ યતિઓ વારંવાર સ્વેચ્છાએ સામ્યામૃત-રસનુ પાન કરે છે કંઠપીઠ પર સર્પ કે કલ્પવૃક્ષનાં પુષ્પોની માળા લટકતી હોય, તો પણ જેને અપ્રીતિ કે પ્રીતિ હોતી નથી, તે સમતાનો સ્વામી છે. આ સામ્ય કોઈ ગૂઢ કે કોઈ આચાર્યની મુષ્ટિરૂપ ઉપદેશ કે બીજું કંઈ પણ નથી. બાળક હોય કે પંડિત હોય, બંને માટે એક જ ભવ-રોગ મટાડનાર આ સામ્ય ઔષધ છે. શાંત એવા પણ યોગીઓનું આ અત્યંત ક્રૂર કર્મ છે કે, તેઓ સામ્ય-શસ્ત્ર વડે રાગ વગેરેનાં કુલોને હણે છે! સમભાવના આ પરમ પ્રભાવની તમે પ્રતીતિ કરો કે, જે ક્ષણવારમા પાપીઓને પણ પરમસ્થાન પ્રાપ્ત કરાવે છે. જે સમભાવની હાજરીમાં રત્નત્રયી સફલતાને પામે છે અને તેની ગેરહાજરીમાં નિષ્ફળ નીવડે છે, તેવા મહાબળવાળા તે સમભાવને નમસ્કાર થાઓ સર્વ શાસ્ત્રોનું અને તેના અર્થોનું અવગાહન કરીને મોટા શબ્દોથી બૂમ પાડીને તમને જણાવું છું કે, આ લોક કે પરલોકમાં, પોતાનું કે બીજાનુ સામ્ય સિવાય બીજું કોઈ સુખ કરનાર નથી ઉપસર્ગોના પ્રસંગોમા, કે મૃત્યુ-સમયે, તે કાલોચિત સામ્ય સિવાય બીજો કોઈ ઉપાય નથી રાગ-દ્વેષ આદિ શત્રુઓનો નાશ કરવામા નિપુણ એવી સામ્ય-સામ્રાજ્યલક્ષ્મીનું સેવન કરીને અનેક પ્રાણીઓ શાશ્વત શુભગતિ અને પદવીને પામ્યા છે, તેથી કરી આ મનુષ્યપણું સફળ બનાવવાની ઈચ્છાવાળાએ નિઃસીમ સુખ-સમુદાયથી ભરપૂર એવા આ સામ્યમા પ્રમાદ ન કરવો. ૫૪.

શંકા કરી કે, સર્વ દોષોનુ નિવારણ કરવાનું કારણ સમત્વ એ અમે સમજ્યા અમે પ્રસન્ન થયા છીએ જો તે સામ્ય પ્રતિ કોઈ ઉપાય હોય અને તે ઉપાયના પણ બીજા ઉપાયો હોય અને તે સહજ કરી શકાય તેવા હોય, તો અમે આકાંક્ષા વગરના થઈ આનંદ પામીએ--એમ મનમાં વિચારીને બે શ્લોકો જણાવે છે—

साम्यं स्यात् निर्ममत्वेन, तत्कृते भावनाः श्रयेत् ।
१ २ ३ ४ ५
अनित्यतामशरण, भवमेकत्वमन्यताम् ॥ ५५ ॥
६ ७ ८ ९
अशौचमाश्रवविधिं, सवर कर्मनिर्जराम् ।
१० ११ १२
धर्मस्वाख्याततां लोक, द्वादशी बोधिभावनाम् ॥ ५६ ॥

જેનુ સ્વરૂપ કહેવાઈ ગયુ છે, એવું સામ્ય નિર્મમત્વ ઉપાયથી થાય છે શંકા કરી કે, સામ્ય અને નિર્મમત્વ બેમાં શો તફાવત ? સમાધાન કરે છે કે– રાગ–દ્વેષ બંનેના પ્રતિપક્ષભૂત સામ્ય અને નિર્મમત્વ તો એકલા રાગનો પ્રતિપક્ષ છે માટે બંને દોષ નિવારણ કરવા માટે સામ્ય કરવાની ઈચ્છા કરી, એટલે બલવત્તર રાગના પ્રતિપક્ષભૂત નિર્મમત્વ ઉપાય પણ અંદર સમાઈ જાય છે. જેમ બળવાન સેના હોય, તેમાં કોઈ બળવાનનો વિનાશ થયો, એટલે બીજાનો પણ વિનાશ કરતા મુશીબત પડતી નથી, તેવી રીતે રાગનો નિગ્રહહેતુ નિર્મમત્વ તે હીનબલવાળા દ્વેષાદિકના વિનાશ માટે થાય છે, માટે વધારેથી સર્યું નિર્મમત્વનો ઉપાય બતાવે છે— તે નિર્મમત્વ નિમિત્તે યોગી અનુપ્રેક્ષા–ભાવનાઓનો આશ્રય કરે એ ભાવનાઓ નામથી કહે છે—

**બાર ભાવનાઓ**

૧. અનિત્યભાવના. ૨ અશરણ, ૩ સંસાર, ૪ એકત્વ, ૫. અન્યત્વ, ૬ અશૌચ, ૭ આશ્રવ, ૮. સંવર, ૯ નિર્જરા, ૧૦ ધર્મસ્વાખ્યાતતા, ૧૧ લોક, અને ૧૨ બોધિભાવના ૫૫–૫૬

'તે આ પ્રમાણે' એમ કહીને પ્રથમ અનિત્યભાવનાનુ સ્વરૂપ બતાવે છે—

यत् प्रातस्तन्न मध्याह्ने, यन्मध्याह्ने न तन्निशि ।
निरीक्ष्यते भवेऽस्मिन् ही !, पदार्थानामनित्यता ॥ ५७ ॥

शरीरं देहिनां सर्व–पुरुषार्थनिबन्धनम् ।
प्रचण्डपवनोद्धूत–घनाघनविनश्वरम् ॥ ५८ ॥

कल्लोलचपला लक्ष्मीः, संगमाः स्वप्नसन्निभाः ।
वात्याव्यतिकरोत्क्षिप्त–तूलतुल्यं च यौवनम् ॥ ५९ ॥

જે સવારે હોય છે, તે મધ્યાહ્ને હોતું નથી મધ્યાહ્ને હોય, તે રાત્રે હોતુ નથી, આ ભવમાં જ આમ પદાર્થોની અનિત્યતા દેખાય છે દરેક દેહધારીઓને આ શરીર સર્વ પુરુષાર્થોનું કારણ છે, પરંતુ તે શરીર તો પ્રચંડ વાયરાથી વિખરાએલા મેઘની માફક નાશ પામવાના સ્વભાવવાળું છે. પાણીના મોજાં સરખી લક્ષ્મી ચપળ છે, સંગમો સ્વપ્ન જેવા અને યૌવન વંટોળીઆએ ઉડાડેલા રૂ સરખુ ચપળ છે

આને લગતા આતર શ્લોકોના અર્થો જણાવે છે—

પોતાથી કે બીજાથી સર્વ દિશાઓથી આપત્તિઓ આવ્યા જ કરે છે યમરાજાના હાતના ચોકઠામા રહેલા જંતુઓ કષ્ટથી જીવી રહેલા છે ચક્રવર્તી ઈન્દ્રાદિકના વજ્ર સરખા શરીરમા અનિત્યતા રહેલી છે, તો પછી કેળના ગર્ભ સરખા અસાર શરીરવાળાઓની કથા કરવાની જ કયા રહી ? અસાર એવા શરીરમા રહેવાની ઇચ્છા કરે છે, તે ખરેખર જીર્ણ સડી ગએલા સૂકા પાંદડાના બનાવેલા ચાડીયા પુરુષના શરીરમા રહેવા જેવી અભિલાષા કરે છે મરણરૂપ વાઘના મુખ–કોટરમા રહેલા-શરીરધારીઓને મંત્ર, તંત્ર, કે ઔષધ રક્ષણ

કરવા સમર્થ નથી વૃદ્ધિ પામતા જીવને પ્રથમ વૃદ્ધાવસ્થા અને ત્યાર પછી યમરાજા કોળીયો કરવાની ઉતાવળ કરે છે ધિક્કાર થાઓ આ જીવોના જન્મોને યમરાજાને આધીન આ જીવને બરાબર જાણી લેવાય, તો એક કોળીયો પણ ગ્રહણ કેવી રીતે કરાય ? પછી પાપકર્મ વિષયની વાત જ કયા રહી ? જેમ પાણીમાં પરપોટા ઉત્પન્ન થઈ થઈને વિનાશ પામે છે, તેમ ક્ષણવારમાં જ પ્રાણીઓના શરીરો ઉત્પન્ન થઈ વિનાશ પામે છે. ધનવાન કે દરિદ્ર, રાજા કે રંક, પંડિત કે મૂર્ખ, સજ્જન કે દુર્જનને એકસરખી રીતે હરણ કરવા માટે યમરાજા પ્રવર્તે છે. તેને ગુણોમા દાક્ષિણ્ય નથી, દોષોમા દ્વેષ નથી, જેમ દવાગ્નિ અરણ્યોને, તેમ યમરાજા લોકોનો વિનાશ કરે છે. કુશાસ્ત્રોમા મુંઝાએલો થઈ જા, તો પણ એવી શકા ન કરી શકે, કે કોઈપણ ઉપાયથી કાયા આપત્તિ વગરની થાય જેઓ મેરુપર્વતને દંડ અને પૃથ્વીને છત્રરૂપ બનાવવા સમર્થ છે, તેઓ પણ પોતાને કે બીજાને મૃત્યુથી બચાવવા સમર્થ નથી કીડાથી માડી દેવેન્દ્ર સુધી કોઈપણ ડાહ્યો માણસ કદાપિ એમ નહિ બોલે કે, 'યમરાજાના શાસનમા હું કાલને વચન કરીશ' વળી બુદ્ધિશાળીઓ યૌવનને પણ અનિત્ય જ માને કારણ કે, બલ અને રૂપનુ હરણ કરનાર વૃદ્ધાવસ્થા, તેને જર્જરિત કરી નાખે છે યૌવનવયમાં જે કામિનીઓ કામની ઇચ્છાથી તમારી અભિલાષા કરતી હતી, તે વૃધ્ધાવસ્થામા અત્યત થૂત્કાર કરતી તમારો ત્યાગ કરે છે. જે ધન ઘણા જ કલેશ-પૂર્વક ઉપાર્જન કર્યુ, ભોગવ્યા વગર તેનુ રક્ષણ કર્યું, એવુ ધનિકોનું ધન ક્ષણવારમા નાશ પામે છે આ ધનને ફીણની, પરપોટાની, કે વીજળીની શાની ઉપમા આપવી ? કે, જે દેખતા જ તરત અવશ્ય નાશ પામે છે મિત્રો, બંધુઓ કે પોતાના સંબંધીઓ સાથેના સમાગમો પણ વિયોગવાળા જ છે પોતાનો કે બીજાનો નાશ થાય, વિકૃતિ થાય કે અપકારમા વિયોગ થાય આ પ્રમાણે હમેશાં અનિત્યતાને વિચારનાર, પુત્ર મૃત્યુ પામે તો પણ શોક ન કરે નિત્યતાના ગ્રહ-વળગાડવાળા મૂઢ તો ભીંત ભાગે, તો પણ રુદન કરવા લાગે આ જગતમા જીવોને આ શરીર ધન, યૌવન, બાધવો વગેરે માત્ર અનિત્ય નથી, પરંતુ સચેતન અને અચેતન સમગ્ર વિશ્વ પણ ઉત્પત્તિ ધર્મવાળું હોઈ અનિત્ય છે-એમ સન્ત પુરુષો કહે છે ૫૭-૫૮-૫૯

અનિત્યભાવનાનો ઉપસહાર કરતા ઉપદેશ આપે છે—

**इत्यनित्यं जगद्वृत्तं, स्थिरचित्तः प्रतिक्षणम् ।**
**तृष्णाकृष्णाहिमन्त्राय, निर्ममत्वाय चिन्तयेत् ॥ ६० ॥**

આ પ્રમાણે સ્થિર ચિત્તવાળો બની નિર્મમત્વ મેળવવા માટે દરેક ક્ષણે જગતનું અનિત્ય સ્વરૂપ ચિંતવે નિર્મમત્વ કેવું ? તે કહે છે- તૃષ્ણા એટલે રાગ, તે જ કાળો સર્પ, તેના માટે મંત્ર-સમાન એવું નિર્મમત્વ અનિત્યભાવના કહી ૬૦ અશરણભાવના કહે છે-

**इन्द्रोपेन्द्रादयोऽप्येते, यन्मृत्योर्यान्ति गोचरम् ।**
**अहो ! तदन्तकातङ्के, कः शरण्यः शरीरिणाम् ? ॥ ६१ ॥**

ઈન્દ્ર, ઉપેન્દ્ર-વાસુદેવ આદિથી દેવતાઓ, મનુષ્યો વિગેરેને મૃત્યુના આધીન થવું પડે છે. આ કારણથી અંતસમયે જીવોને કોણ શરણભૂત થાય ? અર્થાત્ ઇન્દ્ર સરખાને પણ મરણ સમયે કોઈ શરણભૂત થતું નથી ૬૧. તથા-

पितुर्मातुः स्वसुर्भ्रातुस्तनयानां च पश्यताम् ।
अत्राणो नीयते जन्तुः, कर्मभिर्यमसद्मनि ॥ ६२ ॥

પિતા. માતા. બહેન, ભાઈ કે પુત્રોનો અનાદર કરીને શરણવગરનો જીવ શુભાશુભ કર્મ વડે યમરાજાને ત્યા લઈ જવાય છે. લોકોની વાત પ્રમાણે આમ બોલાય છે, વાસ્તવિક તો ચતુર્ગતિરૂપ સંસારમા પોતાના કર્મના અનુસારે તે તે ગતિમાં લઇ જવાય છે. ૬૨ તથા–

शोचन्ति स्वजनानन्त, नीयमानान् स्वकर्मभिः ।
नेष्यमाण तु शोचन्ति, नात्मान मूढबुद्धयः ॥ ६३ ॥

મૂઢ બુદ્ધિ મનુષ્યો, પોતાનાં કર્મો વડે અત (મૃત્યુ) તરફ લઈ જવાતા સ્વજનોનો શોક કરે છે, પરંતુ ભવિષ્યમા પોતાને તે તરફ લઈ જવાશે, તેનો શોક કરતા નથી ૬૩.

संसारे दुःखदावाग्नि–ज्वलज्ज्वालाकरालिते ।
वने मृगार्भकस्येव, शरण नास्ति देहिनः ॥ ६४ ॥

દુ ખરૂપી દવાગ્નિની જ્વાલાઓથી ભયંકર એવા સંસારમા વનમા મૃગબચ્ચા માફક જીવને કોઈનુ શરણુ નથી મૃગબાળક એટલા માટે કહ્યુ કે, સિંહ મૃગલાના ટોળામાથી ભોળા બાળકને ખેંચી જાય, ત્યારે કોઈ પણ તેને શરણ બની બચાવી શકતું નથી અશરણભાવના જણાવી આંતરશ્લોકોનો ભાવાર્થ કહેવાય છે :–

અષ્ટાંગભેદવાળું આયુર્વેદ, જીવન આપનાર ઔષધિઓ, મૃત્યુંજય આદિ મંત્રો વડે મૃત્યુથી કોઈ બચાવી શકતું નથી ચારે બાજુ ખુલ્લી તરવારનુ પાંજરૂં તૈયાર કર્યું હોય અને ચતુરંગ સેના વીંટળાઈને રક્ષણ કરતી હોય, એવો રક્ષાએલો રાજા પણ રંકની માફક બળાત્કારથી યમસેવકો વડે ખેંચીને લઇ જવાય છે. પાણીના મધ્યભાગમાં રહેલા, સ્તંભના ઉપલા ભાગમાં રાખેલા, પાંજરામા સુરક્ષિત રાખેલા રાજાના પ્રિયપુત્રને મૃત્યુ ખેંચી જાય, પછી બીજાની વાત ક્યા કરવી ? સગર ચક્રવર્તીના સાઠહજાર પુત્રોને શરણરહિતપણે જ્વલનપ્રભદેવે તૃણમાફક ક્ષણવારમા સામટા બાળી નાખ્યા ! યમસરખા પાલકે સ્કંદકાચાર્યને જકડીને તેમના પાચસો શિષ્યોને આચાર્યના દેખતા જ ઘાણીમા પીલીને મારી નાખ્યા ! ત્યારે તેઓને કોઈ શરણભૂત ન થયું જેમ પશુઓ મૃત્યુનો પ્રતિકાર જાણતા નથી, તેમ પંડિત થવા છતા પણ મૃત્યુનો પ્રતિકાર જાણતા નથી, તેવી મૂઢતાને ધિક્કાર હો ! કેટલાક એવા પરાક્રમી હોય છે કે, માત્ર એક તરવારથી પૃથ્વીને નિષ્કંટક બનાવે છે, પરંતુ તેવા પણ યમરાજાની ભ્રૂકુટીની ભયંકર રચનાથી ભય પામી મુખમાં આગળી કરડે છે ! ઇન્દ્રમહારાજાએ પણ જેને સ્નેહથી ભેટીને પોતાના અર્ધાસને બેસાડયા, એવા શ્રેણિકરાજા પણ શરણ વગરના થઈ ન સાંભળી શકાય તેવી ખરાબ દશાને પામ્યા અસિધારા સરખા વ્રત પાલન કરનારા મુનિઓ, કે જેઓ જીવનમાં પાપ કરતા નથી, તેવા પવિત્ર હોવા છતા પણ તેઓ મરણનો પ્રતિકાર કરવા સમર્થ નથી ખરેખર, આ જગત શરણ વગરનું અરાજક–નાયક વગરનુ છે કે તેનો કોઇ પ્રતિકાર કરી શકતુ નથી અને યમ–રાક્ષસ વડે, તેનો કોળીયો થયા કરે છે. વળી જે ધર્મ પ્રતિકાર ગણાય છે, પરંતુ તે મરણનો

પ્રતિકાર નથી, તે શુભ ગતિ આપનાર કે શુભ ગતિનો કર્તા ગણાય છે આ પ્રમાણે નિઃશંકપણે બ્રહ્માથી માંડી કીડા સુધીના તમામ જીવોવાળા આખા જગતનો કોળીયો કરતો ત્રણે લોકને ભયંકર એવો યમરાજા કોઈ પ્રકારે થાકતો નથી. આના પ્રતિકાર કાર્યમા ઈન્દ્ર પણ સમર્થ નથી, ખરેખર અશરણ એવું આખું જગત તેનાથી પરેશાન થયુ છે અશરણભાવના કહી ૬૪ હવે ત્રણ શ્લોકોથી સંસારભાવના કહે છે–

**श्रोत्रियः श्वपचः स्वामी, पत्तिर्ब्रह्मा कृमिश्च सः ।**
**संसारनाटचे नटवत्, संसारी हन्त! चेष्टते ॥ ६५ ॥**

વિવિધ યોનિમા રખડવું, તે રૂપ નાટક સંસારી જીવ વિવિધ ચેષ્ટા કરીને નટ માફક નાટક કરે છે વેદ–પારગામી બ્રાહ્મણ હોય તે, ચામડા ચુંથનાર ચંડાળ થાય છે. સ્વામી હોય, તે સેવક અને બ્રહ્મા એ કૃમિરૂપે થાય છે જેમ નાટકિયો જુદા જુદા વેષ ભજવે છે, તેમ વિચિત્ર કર્મ–ઉપાધિથી બ્રાહ્મણાદિકને કહેલી સ્થિતિ અનુભવવી પડે છે પરમાર્થથી તેનુ રૂપ તેવા પ્રકારનુ નથી ૬૫ તથા–

**न याति कतमां योनिं, कतमां वा न मुञ्चति ? ।**
**संसारी कर्मसंबन्धादवक्रयकुटीमिव ॥ ६६ ॥**

સંસારી જીવ આ સંસારમા એકેન્દ્રિયાદિક ચોરાશી લાખ યોનિમાથી કઇ યોનિમા નથી ગયો? અને તેણે કઈ યોનિનો ત્યાગ કર્યો નથી? અર્થાત્ સર્વયોનિમા ગયો છે અને તે છોડી છે તેવા પ્રકારના કર્મ–સંબંધથી ભાડાની ઝુંપડી માફક, તેવા પ્રકારના કોઈ ઉપયોગ–કારણે ગૃહસ્થ એક ઝુંપડી ભાડે રાખે, જરૂર ન હોય ત્યારે તે છોડી દે અને બીજામા પ્રવેશ કરે. એમ નિયત કર્મના ઉપભોગ માટે એક યોનિમા જીવ પ્રવેશ કરે અને તેવા કર્મ ભોગવ્યા પછી તેને છોડી દે, અને બીજી યોનિ પકડે, ફરી તેનો ત્યાગ કરે, પણ કોઇ નિયત યોનિ પકડી રાખી શકતો નથી ૬૬ તથા–

**समग्रलोकाकाशेऽपि, नानारूपैः स्वकर्मतः ।**
**वालाग्रमपि तन्नास्ति, यन्न स्पृष्टं शरीरिभिः ॥ ६७ ॥**

સમગ્ર ચૌદરાજ લોકાકાશમા વાલાગ્ર જેટલો પણ પ્રદેશ નથી. જેને જુદા જુદા પોતાના કર્મથી પ્રાપ્ત કરેલા શરીરો વડે જન્મતા અને મરતા સ્પર્શ કર્યો ન હોય

અહિં આકાશ બે પ્રકારનું–લોકાકાશ અને અલોકાકાશ, જેમા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, જીવ અને પુદ્ગલોનો સંભવ છે તે લોકાકાશ અને તે સિવાયનુ અલોકાકાશ કહેલુ છે કે– ‘ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોની વૃત્તિ જે ક્ષેત્રમા હોય, તે દ્રવ્યસહિત લોક કહેવાય અને એથી વિપરીત, તે અલોક કહેવાય’ સૂક્ષ્મ, બાદર, પ્રત્યેક, સાધારણરૂપ એકેન્દ્રિયના ભેદોથી તથા બે, ત્રણ, ચાર, પાચ ઇન્દ્રિયવાળા જુદા જુદા ભેદવાળા જીવો, પોતાના કર્મથી, નહિ કે ઈશ્વરાદિકની પ્રેરણાથી. બીજાઓ કહે છે કે–‘અજ્ઞાની જીવ પોતાના સુખ–દુઃખના વિષયમા અસમર્થ છે, તેથી ઈશ્વરની પ્રેરણાથી સ્વર્ગમાં કે નરકમા જાય છે’ તેમાં ઈશ્વરની પ્રેરણા જો કર્મ થી નિરપેક્ષ માનવામા આવે, તો વિશ્વનુ વિવિધરૂપ વિલય પામે કર્મની સાપેક્ષતા માનીએ, તો ઈશ્વરની અસ્વતંત્રતા કે નિષ્ફળતા થાય, કર્મો જ માત્ર પ્રેરક છે, વચમા ઈશ્વરની

શી જરૂર છે? વીતરાગસ્તોત્રમાં અમે કહેલું જ છે કે, 'કર્મની અપેક્ષાએ કર્તા જો ઈશ્વર માનીએ, તો તે અમારી માફક સ્વતંત્ર નથી અને જગતનું વૈચિત્ર્ય કર્મથી સ્વીકારીએ તો પછી વચ્ચે એ શિખંડી(નપુંસક)નું શું પ્રયોજન છે?

અહિં આંતર શ્લોકોનો ભાવાર્થ કહેવાય છે :—

## નારકીગતિનાં દુઃખો

ઘણા ભાગે જેમા ઘણા દુખો રહેલા છે કર્મના સંબંધથી પીડા પામતા સંસારી જીવોના નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતારૂપ ચાર ભેદો કહેલા છે. પ્રથમની ત્રણ નરકમા ઉષ્ણવેદના, બાકીની ચારમા શીતવેદના, ચોથીમા શીત અને ઉષ્ણવેદના, નારકીના જીવોને આ પ્રમાણે ક્ષેત્રથી ઉત્પન્ન થએલુ દુખ હોય છે ઉષ્ણ અને શીત વેદનાવાળી નરકમા કદાચ જો લોહનો પર્વત પડે, તો તે ભૂમિ સુધી પહોચ્યા પહેલાં જ ઓગળી કે વિખરાઈ જાય નારકીના જીવો માહોમાહે એક-બીજાને દુંખની ઉદીરણા કરે કે પરમાધાર્મિક દેવો વડે દુખ અપાતા તે જીવો ત્રણ પ્રકારના દુખની પીડા પામતા નરકપૃથ્વીમાં વાસ કરે છે. કુંભીયંત્રમા ઉત્પન્ન થએલા તે નારકી જીવોને તે અસુરો બળાત્કારથી નાના દ્વારમાથી સીસાની સળી માફક બહાર ખેંચી કાઢે છે ધોબીઓ જેમ શિલાપીઠ ઉપર કપડાને ઝીકે, તેમ પરમાધામીઓ હાથ, પગ વગેરે પકડીને વજ્રના કાંટાવાળી શિલા ઉપર અફાળે છે જેમ કરવત વડે લાકડા વિદારણ કરાય, તેમ ભયંકર કરવતથી તે નારકીઓને દેવો વિદારે છે તેમ જ જેમ તલ પીસીને ઘાણીમાથી તેલ કઢાય, તેમ યંત્રોથી તે જીવોને પીલે છે તૃષાથી પીડાતા તેમને બિચારાને વળી તપાવેલા સીસા કે તાંબાના રસ વહેતી વૈતરણી નદીમા વહેવડાવે છે તડકામા દાઝતા છાયડામા જવાની અભિલાષા કરે, તો અસિવનમા છાયડામા પહોચતા જ ઉપરથી તલવારની ધાર સરખા પાંદડાં પડવાથી તેમના શરીરના તલ સરખા સેંકડો ટુકડા થઈ જાય. પહેલાના ભવોમા પારકી સ્ત્રી સાથેના રમણ-પ્રસંગો યાદ આપીને વજ્ર કાંટાવાળી શાલ્મલી વૃક્ષની ડાળીઓ તથા તપાવેલી લોહ-પૂતળીઓ સાથે આલિંગન કરાવે છે પહેલાના માંસ ખાવાના પ્રસંગો યાદ આપીને તથા મદિરા-વ્યસનની લોલુપતા જણાવીને તેમને પોતાના અંગોમાથી માંસ કાપીને ખવડાવે છે તથા તપાવેલા સીસાના રસનુ પાન કરાવે છે અંગારામા શેકાવું, દડા માફક ઉછાળવુ, મહાશૂળીમા ભોંકાવુ, કુંભીપાકની વેદના, ઉકળતા તેલમા તળાવુ, ગરમ રેતીમા ધાણી માફક ભુંજાવું ઇત્યાદિક સતત વેદનાઓ પરાધીનતાએ પાપકર્મી આત્માઓને નરકમા રડતા રડતા અનુભવવી પડે છે બગલા, કંકપક્ષી ઈત્યાદિ હિંસક પક્ષીઓ તેમના શરીરને છિન્ન-ભિન્ન કરી નાખે છે, આંખ વિગેરે ઈન્દ્રિયો પણ ખેંચી કાઢે છે, તેમના છૂટા પડેલા શરીરના અવયવો પાછા મળી જાય છે. આ પ્રમાણે મહાદુખથી હણાએલા સુખના અંશથી વર્જિત જીવો તેત્રીશ સાગરોપમ જેટલો લાંબો કાળ નરકમા પસાર કરે છે

## તિર્યંચ-ગતિનાં દુઃખો

તિર્યંચ ગતિ પામેલા કેટલાક એકેન્દ્રિયમા પૃથ્વીકાયપણું પામે છે હળ વગેરે શસ્ત્રોથી ખોદાવુ, હાથીઓથી. ઘોડાઓથી ચગદાવુ, જળ-પ્રવાહથી ભીંજાવુ, દવાગ્નિથી બળવું, લવણ,

ખટાશ, મૂત્રાદિક જળથી વ્યથા પામવી, તથા લવણજળમા તથા ઉકળતા પાણીમા કઢાવું, કુંભાર વગેરે નીભાડામા અગ્નિથી પકાવે, ત્યારે ઘડા, ઇંટ, તાવડી વગેરે રૂપમા પકાવું, કાદવરૂપ બનતા તેને ભીંતમા ચણી લેવાય છે કેટલાક પૃથ્વીકાય, જેવા કે હીરા, રત્ન, પાના વગેરેને સરાણ પર ઘસાવુ પડે છે, માટીની કુડલીમા સુવર્ણને ગાળે ત્યારે અગ્નિમા દાઝવું પડે, તેમ જ સખત પત્થરોને ટાંકણાથી વિદારાવું પડે અને નદીના પૂરથી પર્વતોને ભેદાવું પડે અપ્કાયપણું પામીને સૂર્યના ઉષ્ણ કિરણોમા તપવું પડે, હિમમા બરફ બની થીજવું પડે, ધૂળમા શોષાવું પડે. ખારા, ખાટા, વિજાતીય જળ પરસ્પર એકઠા થવાથી તથા હાંડલીમાં રંધાઈને અને તૃષાવાળાઓ વડે પીવાથી અપ્કાય જીવો મૃત્યુ પામે છે અગ્નિપણું પામેલા જીવોને જળાદિકથી ઓલવાવું, ઘણ આદિથી કૂટાવું, ઇન્ધણાદિકથી બળવું ઈત્યાદિક અગ્નિકાયની વેદના. વાયુકાયપણાને પામેલા જીવો વીંજણા–પંખાદિકથી હણાય છે. શીત ઉષ્ણ આદિ દ્રવ્યોના યોગથી ક્ષણે ક્ષણે મૃત્યુ પામે છે. જુદી જુદી પૂર્વાદિ દિશાઓના સર્વે વાયુકાયના જીવો પરસ્પર એકઠા થવાથી વિરાધના પામે છે. મુખ, નાસિકા આદિના વાયુવડે વિરાધના થાય છે, તથા સર્પાદિકથી પાન કરાય છે કન્દ વગેરે દસ પ્રકારનુ વનસ્પતિપણું પામેલા એકેન્દ્રિય જીવો છેદાવુ, ભેદાવું, અગ્નિના યોગથી રંધાવુ, સુકાવુ, પીલાવું, અન્યોઅન્ય ઘસાવું. ક્ષારાદિકથી દઝાવું–બળવું અને ખાનારા વડે આહારરૂપ બનવું સર્વ અવસ્થામાં ખવાવું, ભુંજનારા વડે ભુંજાવું, દાવાનલથી રાખોડારૂપ બનવું, નદી–પ્રવાહથી મૂળમાથી ઉખડી જવું, સર્વ વનસ્પતિઓ સર્વ જીવોને ભોજનરૂપ બનનારી છે, તેથી સર્વ પ્રકારના શસ્ત્રો વડે હંમેશા કલેશ–પરંપરા અનુભવે છે. બેઇન્દ્રિયપણામા પણ તપવું પડે છે. પોરાઓ પાણી સાથે પીવાય છે, કૃમિઓ પગ વડે છૂંદાય છે, ચકલા, કૂકડાદિક વડે ભક્ષણ કરાય છે શંખાદિક ખોદી નંખાય છે અને જળો નીચોવાય છે. ઔષધ વિગેરેથી પેટનાં કરમીયા આદિને પાડીને મારી નંખાય છે ત્રણઇન્દ્રિયપણું પામેલા જીવો જૂ, માકણ આદિક મસળાવું, શરીરથી દબાઈ જવુ, તડકામા તપવું, ઉષ્ણજળમા દાઝવું, કીડીઓ પગથી ચંપાય, અગર સાવરણીથી સાફ કરતા કચરા સાથે વળાવું, ન દેખાય તેવા કુંથુઆ આદિને આસન આદિથી ચગદાઈ જવું પડે છે ઈત્યાદિ વેદના અને મરણ–દુઃખ અનુભવવાં ચારઇન્દ્રિયવાળા જીવો જેવા કે મધમાખો, ભમરા આદિને મધ ભક્ષણ કરનારાઓ લાકડી, ઢેફા વિગેરેથી તાડન કરી વિરાધના કરે છે તાડના પંખા આદિકથી ડાંસ, મચ્છર આદિકને તાડન કરે છે તથા ગીરોલી, ગોધા આદિ માખ. મંકોડા આદિનું ભક્ષણ કરે છે પંચેન્દ્રિય જળચર જીવો ઉત્સુકતાથી એક–બીજાને મત્સ્યગલાગલ ન્યાયે ખાઈ જાય છે તથા માછીમારો જાળમા પકડે છે અને બગલાઓ માછલીઓને ગળી જાય છે ચામડી ઉખેડીને, તેના માસની વાનગીઓ બનાવી ખાય છે અને ચરબીના અર્થીઓ તેમાથી ચરબી કાઢી લે છે સ્થલચરમા ઉત્પન્ન થએલા અબલ મૃગલા વગેરે બળવાન સિંહ આદિથી માસ ખાવાની ઇચ્છાથી મારી નંખાય છે શિકાર કરવાના વ્યસનીઓ તેમા આસક્ત બનેલા કેટલાક ક્રીડાના શોખથી, કેટલાક માંસની ઈચ્છાથી તેવા તેવા ઉપાયો કરીને અપરાધ વગરના તે પ્રાણીઓની હિંસા કરે છે આ બિચારા સ્થળચર પશુઓ ભૂખ, તરસ, ઠંડી, તાપ, અતિભાર ઉચકવો, ચાબુક અંકુશ, પરોણી આદિની વેદનાઓ અને માર સહન કરે છે આકાશમા ઉડનારા પક્ષીઓ તેતર. પોપટ. પારેવા, ચકલા વિગેરે સીંચાણા, બાજ, ગીધ આદિક માસભક્ષી પક્ષીઓથી ભક્ષણ કરાય છે માસલુબ્ધ કસાઈઓ, શિકારીઓ વિવિધ ઉપાયોથી અને પ્રપંચથી વિવિધ

વેદનાઓ કરવા વડે તેઓને પકડે છે અને હણે છે. આ બિચારા રાંકડા તિર્યંચોને જળ, અગ્નિ, શસ્ત્રાદિથી થનારા ભય સર્વ બાજુથી હોય છે, તેમના પોતપોતાના કર્મબંધના કારણભૂત કેટલાકનું વર્ણન કરવું ?

## મનુષ્યગતિનાં દુઃખો

મનુષ્યપણામા અનાર્યદેશમાં ઉત્પન્ન થએલા પ્રાણીઓ તેવા તેવાં પાપકર્મો કરે છે, જે બોલવા પણ શકય નથી આર્યદેશમા જન્મવા છતાં પણ ચાડાલ, ભંગી અને કસાઈઓ પાપકર્મો કરે છે અને દુઃખો અનુભવે છે. આર્યવંશમા ઉત્પન્ન થએલા હોવા છતા પણ અનાર્યની ચેષ્ટા કરનારા, દુખ, દારિદ્ર, દુર્ભાગ્યથી બળી–ઝળી રહેલા દુખ ભોગવે છે. પારકી સંપત્તિથી પોતાની સંપત્તિ ઓછી દેખીને પારકી ગુલામી કરવાથી મનમા દૂભાતા માનવીઓ દુખેથી જીવે છે રોગ, વૃદ્ધાવસ્થા, મરણાદિ દુખોથી ઘેરાએલા નીચકર્મ કરવાથી કદર્થના પામેલા તેવા તેવા પ્રકારની દયામણી દુખ–દશા પામે છે. વૃદ્ધાવસ્થા, રોગ, મરણ, ગુલામી તેવા દુખ કરનારા નથી, જેટલો નરકાવાસ જેવો ગર્ભાવાસ છે યોનિયંત્રમાંથી જ્યારે બહાર નીકળે છે, તે સમયે જે દુખાનુભવ થાય છે, તે ખરેખર ગર્ભાવાસના દુ.ખ કરતા પણ અનંતગણું દુખ છે બાળપણમા મૂતરમા અને વિષ્ટામા આળોટવાનુ, યૌવનમાં મૈથુનની ચેષ્ટાઓ અને વૃદ્ધાવસ્થામા શ્વાસ, દમ, ઉધરસ આદિથી આ જીવ લજ્જા પામતો નથી. પ્રથમ વયમા વિષ્ટાનો ભુંડ, પછી મદનનો ગધેડો, પછી ઘરડો બેલ–આ પુરુષ તે કદાપિ પુરુષ હોતો નથી? આ મૂર્ખ મનુષ્ય બાલ્યકાળમા માતાના મુખ તરફ નજર કરનારો, યૌવનમા યુવતીના મુખ જોનારો અને વૃદ્ધભાવમા પુત્રાદિકનાં મુખ જોનારો થાય છે, પરંતુ કદાપિ અંતર્મુખ–આત્મ–સન્મુખ થતો નથી

ધનની આશામા વ્યાકુળ બનેલો આ જીવ નોકરી, ખેતી, વેપાર, પશુપાલન આદિ કાર્યમા પોતાનો જન્મ નિષ્ફલ બનાવે છે કોઈક વખત ચોરી, કોઈ વખત જુગાર, કોઈ વખત નીચ સાથે દુર્જનતા કરવી, આ મનુષ્યોને ફરી ભવ–ભ્રમણનાં કારણો સેવવા પડે છે. સુખી થયો હોય તો કામવિલાસમા, દુખીપણામા દૈન્ય અને રુદન કરવામા, મોહાન્ધ પુરુષો પોતાનો જન્મ પસાર કરે છે, પરંતુ તેમને ધર્મ–કાર્ય સુઝતુ નથી ક્ષણમા અનંતકર્મ–સમૂહનો ક્ષય કરવા સમર્થ મનુષ્યપણું પ્રાપ્ત કરીને પાપી આત્માઓ પાપો કરે છે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નોના આધારભૂત મનુષ્યપણું પામીને ખરેખર સુવર્ણના ભાજનમાં સુરાની ઉપમાવાળા પાપકર્મને સેવે છે સંસાર–સમુદ્રમા રહેલા જીવે કોઈ પ્રકારે મહામુશીબતે ધૂંસરૂં અને ખીલીના યોગ માફક ચિતામણિરત્નથી અધિક મનુષ્યપણું મેળવ્યું, પરંતુ તે કાગડો ઉડાડવા માટે ફેંકેલા રત્નની માફક હારી જાય છે સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિના અસાધારણ કારણરૂપ મનુષ્યપણુ પામવા છતાં પણ નરકાદિકની પ્રાપ્તિના ઉપાયભૂત કાર્યો કરવા માટે મનુષ્ય તૈયાર થાય છે. અનુત્તરવિમાનવાસી દેવતાઓ પણ જે મનુષ્યગતિ માટે પ્રયત્ન–પૂર્વક આશા રાખે છે, પરંતુ પાપી મનુષ્યો તે મનુષ્યપણાનો પાપમાં જ ઉપયોગ કરે છે. નરકનાં દુઃખ પરોક્ષ છે, નરજન્મમાં તો પ્રત્યક્ષ છે, તેનો પ્રપંચ વિસ્તારથી કેવી રીતે વર્ણવવો ?

## દેવગતિનાં દુઃખો

શોક, ક્રોધ, વિષાદ, ઈર્ષ્યા, દૈન્ય આદિથી હણાએલી બુદ્ધિવાળા દેવોમા પણ દુ ખનુ સામ્રાજ્ય વર્તી રહેલુ છે બીજાની મોટી સમૃદ્ધિ દેખીને પૂર્વજન્મમા ઉપાર્જન કરેલ અલ્પ સુકૃત જાણીને દેવો લાંબા કાળ સુધી તેનો શોક કરે છે બીજા બળવાને પાછો પાડ્યો હોય, તેનો પ્રતિકાર કરવા માટે અસમર્થ થયો હોય, ત્યારે તીક્ષ્ણ ક્રોધ-શલ્યથી હણાએલો મનમા નિરંતર દુભાયા કરે છે મે આગળ કંઈ સુકૃત કર્યું નથી, તેથી અહિં હુકમ ઉઠાવનાર સેવક દેવ થયો અને બીજાઓની વધારે વધારે સમૃદ્ધિ દેખી દેવો વિષાદ પામે છે બીજા દેવોનાં વિમાનો, દેવીઓ, રત્નો અને ઉપવનોની સંપત્તિ દેખીને આખી જીંદગી સુધી સળગતી ઈર્ષ્યા-અગ્નિની જ્વાળાઓથી શેકાયા કરે છે. 'હા પ્રાણેશ ! હે દેવ ! મારા પર પ્રસન્ન થાવ' એમ ગદ્ગદાક્ષરે બીજાથી લૂંટાયા હોય અને સર્વ સમૃદ્ધિ ગુમાવી હોય, ત્યારે દીનવૃત્તિવાળા કરગરે છે. તે કાદર્પિક આદિ દેવોએ પુણ્યથી સ્વર્ગ પ્રાપ્ત કરેલુ હોવા છતા પણ કામ, ક્રોધ અને ભયથી પીડા પામતા સ્વસ્થતાને પામતા નથી તે દેવલોકમાથી ચ્યવી જવાના ચિહ્નો દેખીને વિલાપ કરે છે કે, હવે અહીંથી વિલય પામી ક્યા ગર્ભમા સ્થાન પામીશુ ? તે આ પ્રમાણે કલ્પવૃક્ષમા ઉત્પન્ન થએલી કદી નહિં કરમાતી એવી પુષ્પમાળા દેવોના વદન-કમળ સાથે જ કરમાવા માડે છે હૃદય સાથે સમગ્ર સંધિ-બંધનો ઢીલા પડે છે અને મહાબળવાળાથી પણ ન કપે તેવા કલ્પવૃક્ષો ધ્રુજવા મંડે છે. અકાલ-સમયે સ્વીકારેલી પ્રિયાની સાથે જ જાણે હોય તેવી શોભા અને લજ્જા ગુનો કરેલા દેવતા માફક છોડીને ચાલી જાય છે. વસ્ત્રોની નિર્મલ શોભા ક્ષણવારમા મલિન બની જાય છે. અકસ્માત્ ફેલાતા શ્યામ મેઘવડે જેમ આકાશ, તેમ પાપવડે નિસ્તેજ બની જાય છે જે દીનતા વગરના હતા, તે દીનતાયુક્ત, નિદ્રા વગરના પણ નિદ્રાયુક્ત, મૃત્યુકાળે કીડીઓને પાખ આવે તેમ દીનતા અને નિદ્રાનો આશ્રય કરે છે ન્યાય ધર્મનુ ઉલ્લંઘન કરીને વિષયોમા અતિરાગ કરનારા થાય છે અને યત્નપૂર્વક મરવાની ઈચ્છાવાળા અપથ્યને પણ ઈચ્છે છે. ભાવિ દુર્ગતિ થવાની છે અને તેની વેદનામા વિવશ બનેલા માફક નીરોગી હોવા છતા પણ સર્વ અંગોના અને ઉપાગોના સાધાઓ તુટે છે અકસ્માત્ પદાર્થ સમજવાની પટુબુદ્ધિ પણ ચાલી જાય છે અને બીજાની સંપત્તિનો ઉત્કર્ષ દેખવા માટે પણ અસમર્થ બની જાય છે હવે ભાવીમા ગર્ભાવાસનું દુ ખ આવવાનુ છે, તેનાં ભયથી હોય તેમ પોતાના અગોને કપાવતો બીજાને પણ બીવડાવે છે પોતાના ચ્યવનના નિશ્ચિત લક્ષણો જાણીને અંગારાને આલિંગન કર્યા માફક વિમાનમા, નંદનવનમા કે વાવડીમા ક્યાય પણ રતિ પ્રાપ્ત કરતો નથી હા પ્રિયા ! હા મારા વિમાનો ! હા વાવડીઓ ! હા કલ્પવૃક્ષો ! મારૂં દૈવ હણાયા પછી અને તમારો વિયોગ થયા પછી ફરી તમને ક્યારે દેખીશ ? અહો ! અમૃતવૃષ્ટિ સરખુ હાસ્ય, અહો ! અમૃત સરખા લાલહોઠ, અહો ! અમૃત ઝરનારી વાણી, અમૃતમય વલ્લભા ! હા ! રત્નોના ઘડેલા સ્તંભો, હા ! મણિ-જડિત કુટ્ટિમતલ હા ! રત્નમય વેદિકા, હવે તમે કોનો આશ્રય કરશો ? હા ! રત્ન-પગથીયાવાળી, કમળો અને ઉત્પલોથી શોભાયમાન એવી આ પૂર્ણ વાવડીઓ કોના ઉપભોગ માટે થશે ? હે પારિજાત ! મન્દાર ! સંતાન ! હરિચંદન ! કલ્પવૃક્ષો ! તમે સર્વ પણ મને છોડી જશો ? અરે રે ! સ્ત્રીના ગર્ભાવાસરૂપ નરકમા પરાધીનપણે મારે વાસ કરવો પડશે ! અરે રે ! ત્યા પણ વારંવાર અશુચિ રસનો આસ્વાદ કરવો પડશે ! અરે રે ! જઠરાગ્નિની સગડીમા શેકાવા રૂપ દુઃખ મારાં કરેલાં કર્મથી મારે ભોગવવુ પડશે ! રતિના નિધાન

સરખી તે તે દેવાંગનાઓ ક્યાં! અને અશુચિ ઝરતી બીભત્સ માનુષી સ્ત્રી ક્યાં! આ પ્રમાણે દેવતાઓ દેવલોકની વસ્તુઓને યાદ કરી કરીને વિલાપ કરે છે અને તેમ કરતાં ક્ષણમાં દીવા માફક ઓલવાઈ જાય છે આ પ્રમાણે ચારે ગતિમાં રહેલા સંસારી જીવોને અહિં સંસારમાં સુખનો છાંટો પણ નથી એટલું જ નહિ, પરંતુ કેવળ માનસિક અને શારીરિક અતિશય દુઃખ જ છે, એમ સમજીને મમતાને દૂર કરવા માટે સતત શુદ્ધાશયથી જો તમે ભવના ભયને ઉચ્છેદ કરવા તૈયાર થયા હો તો સંસારભાવનાનું ધ્યાન કરો સંસાર–ભાવના કહી ૬૭. હવે બે શ્લોકોથી એકત્વ–ભાવના કહે છે :–

**एक उत्पद्यते जन्तुरेक एव विपद्यते ।**
**कर्माण्यनुभवत्येकः, प्रचितानि भवान्तरे ॥ ६८ ॥**

આ સંસારમા કોઈની સહાય વગર આ જીવ એકલો જ શરીરના સંબંધનો અનુભવ કરે છે એકલો જ શરીરનો વિયોગ એટલે મૃત્યુ પામે છે. પૂર્વે પોતે બાંધેલાં જ્ઞાનાવરણીયાદિ કર્મો પોતે એકલો જ ભોગવે છે ભવાંતરમાં એમ કહ્યુ, તે ઉપલક્ષણથી સમજવું. કારણ કે આ જન્મમાં કરેલા કર્મ પણ ભોગવવાં પડે છે. ભગવતે કહેલુ છે કે, ‘પરલોકમાં કરેલાં કર્મો આ લોકમાં ભોગવાય છે, તથા આ લોકમાં કરેલા કર્મો આ લોકમા ભોગવાય છે’ ૬૮. તથા–

**अन्यैस्तेनार्जित वित्तं, भूयः सभूय भुज्यते ।**
**स त्वेको नरकक्रोडे, क्लिश्यते निजकर्मभिः ॥ ६९ ॥**

મહાઆરંભ અને પરિગ્રહાદિથી ઉપાર્જન કરેલ ધન, સંબંધી, બંધુઓ, નોકરો આદિ એકઠા થઈ તે ધનનો ભોગવટો ભાગ–વહેચણી આદિ કરે છે અને પાપ કરીને ધન ઉપાર્જન કરનાર એકલો (ધન ભોગવનાર લોક સિવાયનો) નરકમા પોતાના કરેલાં પાપકર્મથી દુઃખો ભોગવીને કલેશ અનુભવે છે આતરશ્લોકોનો ભાવાર્થ—

દુખ–દાવાનળથી ભયંકર વિશાળ ભવ–અરણ્યમા કર્માધીન આ એકલો જીવ રખડપટ્ટી કરે છે ભલે બંધુ આદિ સંબંધીઓ જીવના સહાયકો થતા નથી, પરંતુ સુખ–દુખનો અનુભવ આપનાર આ શરીર તો સહાયક છે ને? તેના સમાધાનમાં જણાવે છે કે, આ કાયા આગલા ભવમા સાથે આવતી નથી કે ભવાંતરમાં સાથે જતી નથી, તો પછી આ અણગમતી રીતે ભેટી ગએલી કાયા સહાયક કેવી રીતે થાય? ધર્મ અને અધર્મ એ બે તો નજીકના સહાયકો છે, એવી જો તમારી મતિ હોય તો આ વાત સત્ય નથી, કારણ કે મોક્ષમાં ધર્મ કે અધર્મની સહાયતા નથી તેથી શુભાશુભ કર્મ કરતો જીવ એકલો જ સંસારમા પરિભ્રમણ કરે છે, અને તે કર્મને અનુરૂપ શુભાશુભ ફળ ભોગવે છે. તથા અનુત્તર એવી મોક્ષલક્ષ્મી એકલો જ ગ્રહણ કરે છે. ત્યા કોઈ સંબંધીનો સંબંધ હોતો નથી જે ભવમાં થનારૂં દુઃખ, તેમ જ મોક્ષમા થનારૂં સુખ તે એકલો જ ભોગવે છે, તેમા કોઈ સહાયક હોતું નથી. જેમ તરનાર એકલો હોય તો મોટા સમુદ્રનો તે ક્ષણવારમા પાર પામી જાય છે, પણ હૃદય, હાથ, પગ આદિ એકઠા કરી જોડી રાખેલા હોય, અગર સાથે બીજો પરિગ્રહ રાખ્યો હોય, તો પાર પામી શકતો નથી તેવી જ રીતે ધન, દેહ આદિથી વિમુખ બનેલો સ્વસ્થ એકલો ભવ–સમુદ્રનો પાર પામી જાય છે એકલો પાપ કરવાથી નરકમા પડે છે, પુણ્ય કરનાર સ્વર્ગમા એકલો જાય છે અને પુણ્ય–

પાપના સમૂહનો ક્ષય થવાથી મોક્ષે પણ એકલો જ જાય છે. આમ સમજીને લાંબા કાળ સુધી નિર્મમત્વ મેળવવા માટે એકત્વ નામની ભાવનાનુ ધ્યાન કરો એકત્વ-ભાવના કહી ૬૯.

હવે અન્યત્વ-ભાવના કહે છે-

यत्रान्यत्व शरीरस्य, वैसादृश्याच्छरीरिणः ।
धन-वन्धु-सहायानां, तत्रान्यत्वं न दुर्वचम् ॥७०॥

જ્યાં જીવ અને શરીરનુ આધાર-આધેય, મૂર્ત-અમૂર્ત, અચેતન-ચેતન, અનિત્ય-નિત્ય, બીજા ભવમા અગમન-ગમન વડે કરીને જુદાપણુ છે, તો પછી ધન, બંધુ, માતાપિતા, મિત્રો, સેવકો, પત્ની, પુત્રો એ જુદા છે-એમ બોલવું એ ખોટું કથન નથી કહેવાનો ભાવ એ છે કે, જો સાથે રહેનાર શરીર યુક્તિથી જુદું સ્વીકાર્યુ, પછી ધનાદિક પદાર્થો જુદા સ્વીકારવામાં હરકત આવતી નથી ૭૦.

અન્યત્વ-ભાવનાથી માત્ર નિર્મમત્વ ફલ છે, એમ નથી, પરંતુ બીજું પણ ફલ છે, તે કહે છે-

यो देह-धन-वन्धुभ्यो, भिन्नमात्मानमीक्षते ।
क्व शोकशङ्कुना तस्य, हन्तातङ्कः प्रतन्यते ? ॥७१॥

જે વિવેકી આત્મા વિવેકના અજવાળાથી દેહ, ધન અને સ્વજનોથી આત્માને ભિન્ન સ્વરૂપ દેખે છે, તે આત્માને શોકની શંચર પીડા કરતી નથી. અહિ આંતર શ્લોકોનો ભાવાર્થ—

અન્યત્વ એટલે ભેદ, જેમા વિસમાનતા હોય, તે આત્મા અને દેહ, ધન, સ્વજનાદિકની સાક્ષાત્ પ્રતીતિ થાય છે શંકા કરી કે દેહાદિક પદાર્થો ઈન્દ્રિયથી જાણી શકાય છે અને તે આત્મ-અનુભવવિષયક છે, તો પછી તેનુ એકપણું કેવી રીતે ઘટી શકે ? જો આત્મા અને દેહ આદિ ભાવોનુ અન્યત્વ સ્પષ્ટ છે, તો દેહમાં પ્રહારાદિ વાગવાથી આત્મા કેમ પીડા પામે છે ? સત્ય વાત છે. જેમને શરીરાદિમાં ભેદબુદ્ધિ વર્તતી નથી, તેઓને દેહમા પ્રહાર વાગવાથી આત્મપીડા અનુભવાય છે; પરંતુ જેઓ દેહ અને આત્માનો સમ્યક્ પ્રકારે ભેદ માને છે, તેઓને દેહમા પ્રહાર વાગે, તો પણ આત્મા પીડા પામતો નથી. દૂધપાકમા લોઢાનો તવેથો ફરતો હોય, પણ તે સ્વાદ ચાખી શકતો નથી, તેમ છેલ્લા તીર્થંકર પરમાત્માને બાર વરસમા ઘણા ઉપસર્ગો, શારીરિક પીડાઓ થઇ, છતા તેઓ આત્મા અને દેહનો ભેદ જાણનાર હોવાથી તેમના આત્માને પીડા થઈ નથી નમિરાજા ધન અને આત્માનો ભેદ જાણનાર હતા. તેથી નગર બળતુ હતુ, ત્યારે ઈન્દ્રને કહ્યુ કે, 'મિથિલા નગરીનો દાહ થવા છતા મારુ કંઇ પણ બળતું નથી.' ભેદજ્ઞાનવાળો આત્મા પિતાના દુખમાં પણ દુખ પામતો નથી અને નોકરને દુ:ખ થાય અને તેમા આત્મીયતા હોય તો આત્મીય અભિમાનના યોગે મુંજાય છે પુત્ર પણ પોતાનો નથી, પારકો જ છે અને સેવકને સ્વકીય તરીકે સ્વીકારે તો તેના ઉપર પુત્રાધિક પ્રીતિ થાય છે. અહિ રાજભંડારી પારકું ધન બાંધીને ધારણ કરે છે, તેમ પારકા પદાર્થમા મારાપણાની બુદ્ધિનો આશ્રય કરનારા હે ભવ્યાત્માઓ ! તમે આ વસ્તુનો વિવેક કરો અને અવળી ભાવનાનો ત્યાગ કરી મમતા છેદનાર અન્યત્વ-ભાવનાનું સતત સેવન કરો અન્યત્વ ભાવના કહી ૭૧ હવે અશુચિ-ભાવના કહે છે—

रसासृग्मांस–मेदोऽस्थि–मज्जा–शुक्रान्त्र–वर्चसाम् ।
अशुचीनां पदं कायः, शुचित्व तस्य तत् कुतः ? ॥ ७२ ॥

ખાધેલા–પીધેલા આહાર–પાણીના પરિણમન થવાથી થએલો રસ, રસમાંથી થએલુ લોહી, લોહીમાંથી થએલું માસ, માસમાંથી તૈયાર થએલ ચરબી, મેદમાંથી થએલાં હાડકાં, મેદમાથી હાડકા થાય છે, મજ્જાથી વીર્ય, આંતરડાં, વિષ્ટા આ સર્વ અશુચિ પદાર્થોનું સ્થાન હોય તો કાયા છે. તે કાયાની પવિત્રતા કેટલી કેવી ? અર્થાત્ કાયાની બીલકુલ પવિત્રતા નથી ૭૨.

જેઓ કાયામાં પવિત્રતા માનનારા છે, તેને ઠપકો આપતા કહે છે—

नवस्रोतःस्रवद्विस्र–रसनिःस्यन्दपिच्छिले ।
देहेऽपि शौचसङ्कल्पो, महन्मोहविजृम्भितम् ॥ ७३ ॥

નેત્ર, કાન, નાસિકા, મુખ, ગુદા અને લિગ આ નવ અશુચિ ઝરનાર દ્વારો, તેમાથી નીકળતો દુર્ગંધી પદાર્થ, તેથી ખરડાએલું શરીર, તેમાં પવિત્રપણાનુ અભિમાન કરવું–એ મહામોહનુ સામ્રાજ્ય સમજવું. અહિં આને લગતા આંતરશ્લોકોનો ભાવાર્થ જણાવાય છે :—

વીર્ય અને લોહીથી ઉત્પન્ન થનાર, મલના રસથી વૃદ્ધિ પામેલુ, ગર્ભમાં જરાયુથી વીંટળાઈ ઢંકાએલું શરીર પવિત્ર કેવી રીતે હોઈ શકે ? માતાએ ખાધેલા અન્ન–જળ–પાનના રસથી ઉત્પન્ન થએલ અને નાડી દ્વારા આવેલ રસ પી પીઈને વૃદ્ધિ પામેલ શરીરમાં પવિત્રતા કોણ માને ? અશુચિ દોષો, ધાતુ, મલથી વ્યાપ્ત, અને કરમીયા, ગડોલને રહેવાના સ્થાનરૂપ, રોગરૂપી સર્પ–સમુદાયથી ખવાએલ શરીરને પવિત્ર કોણ કહી શકે ? વિલેપન કરવા માટે ચોપડેલ સુગંધી પદાર્થો કપૂર, અગર, કક્કોલ, કસ્તૂરી અને ચંદન ઘસીને તૈયાર કરેલ યક્ષકર્દમ જ્યાં એકદમ મલિન બની જાય—એવા શરીરમાં શૌચ કેવી રીતે હોય ? સુગંધી તામ્બૂલ ખાઈને રાત્રે સૂઈ ગયો અને પ્રભાતે જાગ્યા પછી મુખના ગંધની જુગુપ્સા જ્યાં કરાય, એવા શરીરને પવિત્ર કેવી રીતે ગણવું ? સ્વભાવથી સુગંધવાળા ગંધ, ધૂપ, પુષ્પમાળાઓ આદિ જેના સંગથી દુર્ગંધી થાય, તે કાયા પવિત્ર કેવી રીતે કહેવાય ? અશુચિ મદિરા–ઘટની માફક આ કાયા અભ્યંગન કરવા છતાં, કે વિલેપન કરવા છતાં, કે ક્રોડો ઘડા ભરીને ધોવા છતા પણ પવિત્રતા પામતી નથી જેઓ માટી, જળ, અગ્નિ, વાયુ, સૂર્યકિરણ વડે કાયાનું શૌચ કહેનારા છે, તે તો ગતાનુગતિક કહેનારા સમજવા, તેઓ તો માત્ર ફોતરાં ખાંડનારાના પ્રયત્ન જેવા સમજવા. મદ, અભિમાન, કામદેવના દોષને નાશ કરનાર શરીરની અશૌચ– ભાવના ભાવતો નિર્મમત્વના મહાભારને વહન કરવા સમર્થ થાય. વધારે કેટલુ કહેવું ? અશૌચ–ભાવના કહી ૭૩ હવે આસ્રવ–ભાવના કહે છે–

मनो–वाक्–कायकर्माणि, योगाः कर्म शुभाशुभम् ।
यदास्रवन्ति जन्तूनामास्रवास्तेन कीर्तिताः ॥ ७४ ॥

મન, વચન અને કાયાના વ્યાપારો, તે યોગ કહેવાય. આ યોગો શુભ અને અશુભ કર્મ જીવોમાં ઉત્પન્ન કરે છે, તેથી તેને આસ્રવ કહેવાય તેમા, શરીરધારી આત્મા સર્વ આત્મ–પ્રદેશો

વડે ગ્રહણ કરેલા મનોયોગ્ય પુદ્ગલો શુભ વગેરે મનન કરવા માટે કરણભાવનુ આલબન કરે, તેના સબધથી આત્માનો પરાક્રમવિશેષ તે મનોયોગ, તે મનવાળા પચેન્દ્રિયને હોય છે. તથા દેહધારી આત્મા વચન-યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરી છોડી દે, તે વચનપણે કરણતા પામે, તે વચન-કરણના સબધથી આત્માની બોલવાની શક્તિ, તે વચનયોગ, તે બેઈન્દ્રિયાદિક જીવોને હોય છે. કાય એટલે આત્માનુ નિવાસ-સ્થાન, તેના યોગથી જીવનો વીર્ય-પરિણામ, તે કાયયોગ. આ મન, વચન અને કાયા ત્રણેના સબધથી અગ્નિ-સબધથી ઈંટ આદિ લાલરગ પામે તેમ આત્માના વીર્ય-પરિણતિવાળા યોગો કહેવાય. કહેલુ છે કે, 'યોગ, વીર્ય, સ્થામ, ઉત્સાહ, પરાક્રમ, ચેષ્ટા, શક્તિ, સામર્થ્ય આ શબ્દો યોગના પર્યાયવાચક જાણવા ' આ યોગો દુર્બલ કે વૃદ્ધને લાકડીના ટેકા માફક જીવને ઉપકાર કરનારા છે તેમા મનોયોગ્ય પુદ્ગલો આત્મ-પ્રદેશમા પરિણમવા, તે મનોયોગ ભાષાયોગ્ય પુદ્ગલોને ભાષાપણે પરિણમાવવા, તે વચન-યોગ, કાયયોગ્ય પુદ્ગલોને ગમનાદિ યોગ-ક્રિયાના હેતુરૂપપણે પરિણમાવવા, તે કાયયોગ આ યોગો શુભ અને અશુભ, શાતાવેદનીય અને અશાતાવેદનીય કર્મને ઉત્પન્ન કરે છે, તે કારણે આસ્રવ કહેવાય. જેના વડે કર્મ આત્મામા આવ્યા કરે, તે આસ્રવ કહેવાય ૭૪ 'શુભાશુભ કર્મનો આસ્રવ કરાવે, તે યોગ' એમ કહ્યુ, કારણને અનુરૂપ કાર્ય હોય છે, તેથી શુભ અને અશુભ કર્મના હેતુઓ વિવેકથી બતાવે છે-

मैत्र्यादिवासितं चेतः, कर्म सूते शुभात्मकम् ।
कषाय-विपयाक्रान्त, वितनोत्यशुभं पुनः ॥ ७५ ॥

મૈત્રી, પ્રમોદ, કરુણા અને ઉપેક્ષા લક્ષણ ચાર ભાવનાઓથી ભાવિત ચિત્ત પુણ્યસ્વરૂપ કર્મ બાધે છે, તે કર્મ ક્યા ક્યા, તે જણાવે છે- શાતવેદનીય, સમ્યક્ત્વ, હાસ્ય, રતિ, પુરુષવેદ, શુભાયુ, શુભનામ, શુભગોત્ર તે જ મન ક્રોધાદિક કષાયમા જોડાએલુ હોય, સ્પર્શાદિક ઈન્દ્રિયોના વિષયોની અભિલાષા કરતુ હોય, કષાયો અને વિષયોમા પરાધીન બન્યુ હોય, તો અશાતા-વેદનીયાદિ અશુભ કર્મ ઉપાર્જન કરે છે ૭૫ તથા-

शुभार्जनाय निर्मिथ्य, श्रुतज्ञानाश्रित वचः ।
विपरीत पुनर्ज्ञेयम्, अशुभार्जनहेतवे ॥ ७६ ॥

દ્વાદશાગી-ગણિપિટકરૂપ શ્રુતજ્ઞાનને અનુસરતુ યથાર્થ વચન, તે રૂપ વચનયોગ, તે શુભકર્મ ઉપાર્જન કરાવનાર થાય અને તેથી વિપરીત-શ્રુતજ્ઞાનવિરોધી વચન, તે અશુભકર્મ બધાવનાર થાય ૭૬. તથા-

शरीरेण सुगुप्तेन, शरीरी चिनुते शुभम् ।
सततारम्भिणा जन्तु-घातकेनाशुभं पुनः ॥ ७७ ॥

સારી રીતે ગોપવેલ, ખોટી ચેષ્ટાથી રહિત, કાયોત્સર્ગ આદિ શુભ અવસ્થામાં નિશ્ચેષ્ટપણે કાયા પ્રવર્તાવે, તો તે કાયયોગથી જીવ શાતાવેદનીયાદિ શુભ પુણ્યકર્મ ઉપાર્જન કરે, અને મહાઆરભ, સતત આરભ કરવા વડે અને તેનાથી જીવોની વિરાધના કરવાથી અશાતાવેદનીય પાપકર્મ એકઠુ

કરે છે. આ પ્રમાણે શુભાશુભ યોગના મૂલપણે શુભાશુભ કર્મનું ઉત્પન્ન થવું-એમ પ્રતિપાદન કરવાથી કાર્ય-કારણ-ભાવને વિરોધ થતો નથી. ૭૭ શુભયોગો શુભફલના હેતુઓ થાય છે-એ પ્રસંગથી જણાવ્યું. ભાવના-પ્રકરણમા તો અશુભ યોગોનુ અશુભ-ફલહેતુપણુ વૈરાગ્ય ઉત્પન્ન કરવા માટે પ્રતિપાદન કરવું જોઈએ, તેથી કહ્યા સિવાયના પણ અશુભ હેતુઓનો સંગ્રહ કરી કહે છે-

कषाया विषया योगाः, प्रमादाविरती तथा ।
मिथ्यात्वमार्त्तरौद्रे चेत्यशुभं प्रति हेतवः ॥ ७८ ॥

ક્રોધાદિક કષાયો, પાચે ઈન્દ્રિયોના વિષયો, અશુભ યોગો, પ્રમાદ, અવિરતિ, તથા મિથ્યાત્વ, આર્ત-રૌદ્રધ્યાન, આ અશુભકર્મ-બંધના હેતુઓ જાણવા

ક્રોધ, માન, માયા અને લોભ-લક્ષણ ચાર કષાયો, કષાયોની સાથે રહેનારા હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, પુરુષ, સ્ત્રી અને નપુંસક એ ત્રણ વેદ મળી નવ નોકષાયો, સ્પર્શાદિક ઈચ્છા કરવા યોગ્ય વિષયો, મન, વચન અને કાયાના કર્મ-લક્ષણ ત્રણ યોગો, અજ્ઞાન, સંશય, વિપર્યય, રાગ, દ્વેષ, સ્મૃતિભ્રંશ, ધર્મનો અનાદર, યોગોમા બરાબર વર્તન ન કરવું-તે રૂપ આઠ પ્રકારનો પ્રમાદ પાપના પચ્ચક્ખાણ ન કરવા રૂપ અવિરતિ, મિથ્યાદર્શન, આર્ત અને રૌદ્ર ધ્યાન, જે પહેલાં કહેવાઈ ગયા છે. આ સર્વે અશુભ કર્મ આવવાનાં કારણો છે.

પ્રશ્ન કર્યો કે, આ સર્વે બન્ધને અનુલક્ષીને હેતુઓ કહ્યા, વાચક-મુખ્ય ઉમાસ્વાતિજીએ કહેલુ છે કે 'मिथ्यादर्शनाविरति-प्रमाद-कषाय-योगा बन्धहेतवः' એટલે મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગો કર્મબંધના હેતુઓ છે, તો આસ્રવ ભાવનામાં આ બંધના હેતુઓ કેમ કહ્યા? સમાધાન કરતાં જણાવે છે કે-તમારો પ્રશ્ન સત્ય છે, પરંતુ આસ્રવ ભાવના જ કહેલી છે બધભાવના મહાપુરુષોએ ભાવનારૂપે કહેલી નથી, આસ્રવભાવનામાં જ તે સમજાઈ જાય છે. આસ્રવવડે ગ્રહણ કરેલાં કર્મ-પુદ્ગલો આત્માની સાથે સબધ પામતાં 'બધ' એમ કહેવાય છે જે માટે કહેલુ છે કે-'सकषायत्वाज्जीवः कर्मणो योग्यान् पुद्गलानादत्ते, स बन्धः' કષાયસહિત જીવ કર્મ-યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે છે. તે કર્મનો બંધ કહેવાય તેથી બંધ અને આસ્રવના ભેદની વિવક્ષા કરી નથી વળી શંકા કરી કે, ક્ષીર-નીરન્યાયે આત્માની સાથે કર્મ-પુદ્ગલોનુ એકમેક બનવું, તે બંધ કહેવાય, તો પછી આસ્રવ એ બંધ કેમ ન કહેવાય? સમાધાન કરતા કહે છે કે તમારી વાત સાચી અને યુક્તિવાળી છે, તો પણ આસ્રવવડે નહિ ગ્રહણ કરાએલાં કર્મ-પુદ્ગલોનો બંધ કેવી રીતે થાય? આ કારણે પણ કર્મ-પુદ્ગલો ગ્રહણ કરવાના હેતુરૂપ આસ્રવમાં બંધ-હેતુઓનું કથન અદુષ્ટ સમજવું શંકા કરી કે, તો પણ બંધ-હેતુનો પાઠ નકામો છે જવાબ આપે છે કે-નહિં, બધ અને આસ્રવ એકસ્વરૂપે કહેલા છે, આસ્રવ-હેતુઓનો આ પાઠ છે માટે સર્વ યથાર્થ સમજવું અહિ આતર શ્લોકોનો ભાવાર્થ—

કર્મ-પુદ્ગલો ગ્રહણ કરવાનાં કારણો, તે આસ્રવ કહેવાય જ્ઞાનાવરણીય આદિ કર્મો આઠ પ્રકારનાં જાણવા જ્ઞાન અને દર્શન ગુણ અને તે ગુણવાળા અને તેના હેતુઓનો જે અંતરાય કરવો, ઓળવવા, ચાડી ખાવી, આશાતના કરવી, ઘાત કરવો, અદેખાઈ કરવી, તે જ્ઞાનાચાર. દર્શનાચારના કર્મના હેતુલક્ષણ આસ્રવ સમજવા. દેવની પૂજા, ગુરુઓની વેયાવચ્ચ, સુપાત્રમા

દાન, દયા, ક્ષમા, સરાગસંયમ, દેશવિરતિ, અકામનિર્જરા, કર્મથી મલિન ન બનવારૂપ શૌચ, બાલ-તપશ્ચર્યા-આ શાતાવેદનીય પુણ્યકર્મના આસ્રવો સમજવા પોતાને, બીજાને કે ઉભયને દુઃખ કરવું, શોક કરવો-કરાવવો, વધ, ઉપતાપ, આક્રન્દન, પરતાવો કરવો-કરાવવો, તે અશાતાવેદનીય પાપકર્મના આસ્રવો છે વીતરાગ, શ્રુતજ્ઞાન, સંઘ, ધર્મ, સર્વ દેવતાઓનો અવર્ણવાદ-નિંદા કરવી, તીવ્ર મિથ્યાત્વના પરિણામ થવા, સર્વજ્ઞ, સિદ્ધ, દેવ માટે અપલાપ કરવો કે ઓળવવા, ધાર્મિક પુરુષનાં દૂષણ બોલવા, ખોટા માર્ગની દેશના આપવી, ખોટો આગ્રહ પકડી રાખવો, અસંયતની પૂજા, વગર વિચાર્યે કાર્ય કરવુ, ગુર્વાદિકનુ અપમાન ઈત્યાદિક દર્શનમોહનીયકર્મના આસ્રવો કહેલા છે આવા કાર્ય કરનારને સમ્યગ્દર્શન મેળવતાં ઘણી મુશ્કેલી પડે છે તીવ્ર કષાયના ઉદયથી આત્માના તીવ્ર પરિણામ થાય, તે ચારિત્રમોહનીયકર્મનો આસ્રવ જણાવેલો છે જીવને ચારિત્ર-રત્ન પ્રાપ્ત થવામા મુશ્કેલી ઉભી થાય હાસ્યને ઉત્તેજન, કામદેવ સંબંધી ઉપહાસ કરવો, હસવાની ટેવ, બહુ બોલબોલ કરવું, દીનતાવાળા વચન બોલવા ઈત્યાદિક હાસ્યમોહનીય નોકષાયના આસ્રવો સમજવા નવા નવા દેશ, ગામ, નગરાદિક જોવાની ઉત્કંઠા, ચિત્રામણો જોવા, રમતો રમવી, ક્રીડાઓ કરવી, પારકાના ચિત્તનુ આકર્ષણ કરવું, આ સર્વ રતિ-નોકષાયના આસ્રવો છે. ઈર્ષ્યા, પાપકાર્યો કરવાનો સ્વભાવ રાખવો, પારકી રતિનો નાશ કરવો, અકુશલ કાર્યોમાં પ્રોત્સાહન આપવું, આ સર્વે અરતિ થવાના આસ્રવો સમજવા પોતે ભય પરિણામ-વાળા થવું, બીજાને બીવડાવવા, ત્રાસ આપવો, નિર્દય બનવું-તે ભય માટેના આસ્રવો બીજાને શોક ઉત્પન્ન કરવો, પોતે શોક કરવો, શોક ઉત્પન્ન થયો, તેમા ચિંતા કરવી, રુદન કરવું, તેમાં મગ્ન બનવું આ સર્વે શોકના આસ્રવો છે. ચાર પ્રકારના વર્ણવાળા શ્રીસંઘના અવર્ણવાદ, નિંદા, જુગુપ્સા, સદાચારની જુગુપ્સા, તે જુગુપ્સા-નોકષાયના આસ્રવો. ઈર્ષ્યા, વિષયની ગૃદ્ધિ, જૂઠ બોલવું, અતિવક્રતા રાખવી, માયા કરવી, પરદાર-સેવનમા આસક્તિ કરવી, આ સ્ત્રીવેદ બંધાવનાર આસ્રવના કારણો સમજવાં. પોતાની સ્ત્રીમા જ સંતોષી, ઈર્ષ્યા-રહિતપણુ, મંદકષાયતા, સુંદર આચારનુ સેવન એ પુરુષવેદ બાધવાના આસ્રવો. સ્ત્રી-પુરુષ સાથે અનંગ-સેવા, ઉગ્ર કષાયો, તીવ્ર કામાભિલાષ, પાખંડ(વ્રતધારી) સ્ત્રીના વ્રતનો ભંગ-આ નપુંસકવેદના આસ્રવો તથા સાધુઓની નિંદા, ધર્મ સન્મુખ બનેલાઓને ધર્મ કરવામા વિઘ્ન કરવા, મદ્ય-માંસની વિરતિ કરનાર પાસે અવિરતિનાં વખાણ કરવાં, શ્રાવકધર્મમા અંતરાય કરવો, અચારિત્રના ગુણ વર્ણવવા, તથા ચારિત્રના દોષ બોલવા, કષાય, નોકષાય કે બીજાની ઉદીરણા કરવી-આ સર્વે સામાન્યથી ચારિત્રમોહનીય કર્મના આસ્રવો સમજવા

### આયુષ્યકર્મના આસ્રવો

પંચેન્દ્રિય જીવોનો વધ, બહુ આરંભ-પરિગ્રહ, અનુપકાર, માસ-ભોજન, કાયમ વૈર ટકાવી રાખવુ, રૌદ્રધ્યાન, મિથ્યાત્વાનુબંધી કષાયતા, કૃષ્ણ-નીલ-કાપોત લેશ્યા, જૂઠ બોલવું, પારકા દ્રવ્યનુ અપહરણ, વારંવાર મૈથુન-સેવન, ઈન્દ્રિયોની નિરંકુશતા-આ નરકાયુષ્યના આસ્રવો જાણવા ઉન્માર્ગની દેશના, માર્ગનો નાશ, મૂઢચિત્તતા, આર્તધ્યાન, શલ્ય-સહિતપણુ, માયા, આરંભ અને પરિગ્રહ, અતિચારવાળું શીલવ્રત, નીલ-કાપોત લેશ્યા, અપ્રત્યાખ્યાનાવરણીય કષાયો એ તિર્યંચ-આયુષ્યના આસ્રવો જાણવા. અલ્પ પરિગ્રહ અને આરંભ, સ્વાભાવિક નમ્રતા અને સરળતા, કાપોત અને નીલ લેશ્યા, ધર્મધ્યાનમા અનુરાગિતા, પ્રત્યાખ્યાન-કષાયો, મધ્યમ પરિણામ, પરોણાગત કરનાર, દેવ-ગુરુનો પૂજક, આવનારને પ્રથમ બોલાવનાર, પ્રિય આલાપે

બોલનાર, સુખપૂર્વક સમજાવી શકાય તેવો, લોકયાત્રામાં મધ્યસ્થભાવ રાખનાર મનુષ્ય-આયુષ્યનો આસ્રવ કરે છે. સરાગ સંયમ, દેશસંયમ, અકામનિર્જરા, કલ્યાણમિત્રોનો સંપર્ક રાખનાર, ધર્મ શ્રવણ કરવાના સ્વભાવવાળો, પાત્રે દાન આપનાર, તપ, શ્રદ્ધા રત્નત્રયીની અવિરાધના કરનારો, મૃત્યુકાળે પદ્મ-પીતલેશ્યાના પરિણામવાળો, બાલતપવાળો, અગ્નિ, જળ આદિ સાધનથી પ્રાણત્યાગ કરનાર, અવ્યક્ત સામાયિક-આ દેવના આયુષ્યના આસ્રવો છે

## અશુભ નામકર્મના આસ્રવો

મન, વચન અને કાયાની વક્રતા, બીજાને છેતરવા, માયા-પ્રયોગ કરવો, મિથ્યાત્વ, ચાડી, ચલચિત્તતા, સુવર્ણ આદિની નકલો બનાવવી, ખોટી સાક્ષી, વર્ણ, ગંધ, રસ, સ્પર્શાદિ સંબંધી ફેરફાર કથન કરવું, કોઈનાં અંગોનો કે ઉપાંગોનો વિનાશ કરવો, યંત્રકર્મ કે પક્ષીઓને પાંજરામા પૂરવાં, ખોટા તોલ-માપ રાખવાં, બીજાની નિંદા, પોતાની પ્રશંસા, હિંસા, જૂઠ, ચોરી, અબ્રહ્મ, મહાઆરંભ-પરિગ્રહ, કઠોર કે અસભ્ય વચન બોલવાં, સારો પવિત્ર વેષ ધારણ કર્યાનો અહંકાર, જેમ આવે તેમ બોલ બોલ કરવું, આક્રોશ કરવો, સૌભાગ્યનો ઉપઘાત, કામણ-ટૂંબણ કરવા, બીજાનું કુતૂહલ, બીજાને ઉત્પાત કરાવવો, મશ્કરી, હેરાનગતિ કરવી, વેશ્યાદિકને આભૂષણોનું દાન, દાવાગ્નિ સળગાવવો, દેવાદિકના બાને ગંધાદિકની ચોરી, તીવ્ર કષાયતા, દેહરાસર, પ્રતિમા, ઉપાશ્રય, બગીચાઓનો વિનાશ કરવો. અંગારા પાડવાનો ધંધો અને તેવી ક્રિયાઓ કરવી-તે અશુભનામકર્મના આસ્રવો જાણવા.

## શુભ નામકર્મના આસ્રવો

ઉપર કહ્યા, તેથી વિપરીત તથા સંસારભીરુતા, પ્રમાદ-ત્યાગ, સદ્ભાવ-પૂર્ણ અર્પણ થવું, ક્ષમાદિક ગુણ ધારણ કરવા, ધાર્મિક પુરુષોના દર્શનમાં આદર અને સ્વાગત ક્રિયા કરવી ઇત્યાદિક શુભ નામકર્મના આસ્રવો સમજવા

## તીર્થંકર-નામકર્મના આસ્રવો

અરિહંતો, સિદ્ધો, ગુરુઓ, સ્થવિરો, બહુશ્રુત, ગચ્છ, શ્રુતજ્ઞાન, તપસ્વીઓ વિષે ભક્તિ, આવશ્યક વ્રતો, શીલમા અપ્રમાદ, વિનીતપણુ, જ્ઞાનાભ્યાસ, તપ, ત્યાગ, વારંવાર ધ્યાન, તીર્થ-પ્રભાવના, સંઘમા સમાધિ ઉત્પન્ન કરવી, સાધુની વેયાવચ્ચ, અપૂર્વ નવીનજ્ઞાન-ગ્રહણ, અને દર્શનની વિશુદ્ધિ-આ વીશ સ્થાનકો તીર્થંકરનામકર્મના આસ્રવો પ્રથમ શ્રીઋષભદેવ ભગવંત અને છેલ્લા શ્રીવીર પરમાત્માએ આ વીશ સ્થાનકોની આરાધના કરી હતી અને બાકીના જિનેશ્વરોએ એક, બે કે ત્રણ અગર સર્વની સાધના કરી હતી.

## ગોત્રકર્મના આસ્રવો

પારકાની નિંદા, મશ્કરી, અવજ્ઞા, અનાદર, સદ્ગુણોનો લોપ કરવો, છતા કે અછતા દોષોનુ કથન કરવું, આત્મ-પ્રશંસા, તથા પોતાના છતા કે અછતા ગુણો કથન કરવા, પોતાના છતા દોષો ઢાંકવા, જાતિ આદિનાં અભિમાન કરવાં-આ સર્વ નીચગોત્રના આસ્રવો નીચગોત્ર

આસ્રવોનુ વિપરીતપણુ, ગર્વ-રહિતપણું, વચન, કાયા અને મનથી વિનય કરવો, તે ઉચ્ચગોત્રના આસ્રવો

**અંતરાયકર્મના આસ્રવો**

દાન, લાભ, પરાક્રમ, ભોગ-ઉપભોગમા નિમિત્તે કે વગર નિમિત્તે વિઘ્ન કરવું, તે અંતરાયકર્મના આસ્રવો સમજવા પ્રસંગે આ શુભ આસ્રવ જણાવ્યો. બાકી આ જીવોને વૈરાગ્યનુ કારણ નથી આ પ્રમાણે અશુભ આસ્રવ જાણીને ભવ્ય જીવોએ નિર્મમતા-નિમિત્તે આસ્રવ-ભાવના વિચારવી આ પ્રમાણે આસ્રવ-ભાવના જાણવી. ૭૮. હવે સંવર-ભાવના કહે છે-

सर्वेषामास्रवाणां तु, निरोधः संवरः स्मृतः ।
स पुनर्भिद्यते द्वेधा, द्रव्य-भावविभेदतः ॥ ७९ ॥

પૂર્વે જણાવેલા સર્વ આસ્રવોના દ્વારો બંધ કરવા, તે સંવર કહેવાય તે તો અયોગિ કેવલિઓને જ હોય. આ સર્વસંવરની વાત છે એક, બે, ત્રણ આદિ આસ્રવોને રોકવા રૂપ સામર્થ્યથી દેશસવર કહેવાય સર્વસંવર અયોગિકેવલિનામના ચૌદમા ગુણસ્થાનકે હોય સર્વસવર અને દેશસંવર બને દ્રવ્ય અને ભાવ એવા બબ્બે પ્રકારવાળા છે. ૭૯ બે પ્રકાર કહે છે—

यः कर्मपुद्गलादान-च्छेदः स द्रव्यसंवरः ।
भवहेतुक्रियात्यागः, स पुनर्भावसंवरः ॥ ८० ॥

આસ્રવદ્વાર વડે કર્મપુદ્ગલોનુ ગ્રહણ કરવુ કે આત્મામા પ્રવેશ થવો, તે જેના વડે છેદાય, તે દ્રવ્યનો સંવર હોવાથી દ્રવ્યસંવર ભાવસંવર તે કહેવાય કે, જે સંસારના કારણભૂત આત્મવ્યાપારરૂપ ક્રિયાઓનો ત્યાગ. ૮૦

હવે કષાયો, વિષયો, યોગો ઈત્યાદિ વડે કહેલા અશુભકર્મ-હેતુઓના પ્રતિપક્ષભૂત અર્થાત્ વિરોધી ઉપાયોની સ્તુતિ કરે છે :—

येन येन ह्युपायेन, रुध्यते यो य आस्रवः ।
तस्य तस्य निरोधाय, स स योज्यो मनीषिभिः ॥ ८१ ॥

જે જે ઉપાયથી જે જે આસ્રવ રોકી શકાય, તેને તેને રોકવા માટે ડાહ્યા પુરુષોએ તે તે ઉપાય યોજવો જોઈએ ૮૧

ઉપાયો જણાવે છે —

क्षमया मृदुभावेन, ऋजुत्वेनाप्यनीहया ।
क्रोध मान तथा मायां, लोभं रुन्ध्याद् यथाक्रमम् ॥ ८२ ॥

સંયમ માટે પ્રયત્ન કરતા યોગીએ ક્ષમા વડે ક્રોધને, નમ્રતાથી માનને, સરળતાથી માયાને અને સંતોષથી લોભને રોકવો. ૮૨

કષાયોનો પ્રતિપક્ષથી ક્ષય જણાવી વિષયોનો સંવર કહે છે :—

असंयमकृतोत्सेकान्, विषयान् विषसन्निभान् ।
निराकुर्यादखण्डेन, संयमेन महामतिः ॥ ८३ ॥

ભોગવતી વખતે મધુર લાગતા, પરિણામે ભયંકર વિષ સરખા સ્પર્શાદિ ઈન્દ્રિયોના વિષયોના ઉન્માદને-ઉન્માર્ગે જતા ઈન્દ્રિયના સામર્થ્યને ઈન્દ્રિયોનો જય કરીને મહાબુદ્ધિશાળી મુનિ અખંડ સંયમી બને. ૮૩

હવે યોગ, પ્રમાદ, અવિરતિના પ્રતિપક્ષને કહે છે :—

तिसृभिर्गुप्तिभिर्योगान्, प्रमादं चाप्रमादतः ।
सावद्ययोगहानेनाविरतिं चापि साधयेत् ॥ ८४ ॥

મન, વચન અને કાયાના વ્યાપાર-લક્ષણ ત્રણ યોગોને મન, વચન અને કાયાના રક્ષણરૂપ ગુપ્તિઓ વડે, મદ્યપાન, વિષય-સેવન, કષાય, નિદ્રા, વિકથા-લક્ષણ પાંચ પ્રકારનો કે અજ્ઞાન, સંશય. વિપર્યય, રાગ, દ્વેષ, સ્મૃતિભ્રંશ, ધર્મમા અનાદર, યોગોને ખરાબ રીતે પ્રવર્તાવવા-એમ આઠ પ્રકારના પ્રમાદને તેના પ્રતિપક્ષ-વિરોધી અપ્રમાદ વડે સાધવા. પાપવ્યાપારવાળા યોગોનો ત્યાગ કરી અવિરતિને વિરતિ વડે સાધે ૮૪

હવે મિથ્યાત્વ. આર્ત-રૌદ્ર-ધ્યાનના પ્રતિપક્ષ કહે છે —

सद्दर्शनेन मिथ्यात्वं, शुभस्थैर्येण चेतसः ।
विजयेतार्त्तरौद्रे च, संवरार्थं कृतोद्यमः ॥ ८५ ॥

સમ્યગ્દર્શનથી મિથ્યાત્વનો વિજય કરે, ધર્મધ્યાન, શુક્લધ્યાનરૂપ ચિત્તની સ્થિરતાથી આર્ત-રૌદ્રધ્યાનનો વિજય કરે કોણ? સવર માટે ઉદ્યમ કરનાર યોગી અહિ આને લગતા આતરશ્લોકોનો ભાવાર્થ જણાવાય છે —

જેમ ચારે બાજુ રાજમાર્ગ હોય અને ઘણા દ્વારોવાળું ઘર હોય, બારણા બધ કર્યાં ન હોય અને ખુલ્લા હોય, તો નક્કી તેમા ધૂળનો પ્રવેશ થાય છે અને જો અંદર ભીંતમા કે બારી-બારણા તેલવાળા કે ચીકાશવાળા હોય તો ધૂળ તે સાથે બરાબર ચોટીને તન્મય બની જાય છે, પરંતુ જો દ્વારો બધ કર્યાં હોય તો ધૂળ અદર પ્રવેશ ન કરે, તેલ સાથે એકરૂપ બની ચોંટી ન જાય. અથવા જેમ તળાવમા પાણી આવવાના સર્વ માર્ગો ખુલ્લા હોય અને તેમાથી પાણી પ્રવેશ કરે, પણ દ્વારો બંધ કર્યા હોય તો લગાર પણ પાણીનો પ્રવેશ ન થાય જેમ નાવડીમાં છિદ્ર પડેલુ હોય, તો તેમાથી પાણી નાવડીમા પ્રવેશ કરે, પરંતુ છિદ્ર પૂરી દીધું હોય કે ઢાકી દીધું હોય તો લગાર પણ પાણીનો પ્રવેશ ન થાય.-એ પ્રમાણે આસ્રવદ્વારરૂપ યોગોને સર્વ બાજુથી રોકવામાં આવે, તો સંવર-સ્વરૂપ આત્મામાં કર્મ-દ્રવ્યનો પ્રવેશ ન થાય સંવર કરવાથી આસ્રવદ્વારનો નિરોધ થાય વળી સંવર ક્ષાન્તિ આદિ ભેદોથી ઘણા પ્રકારવાળો તે જ

પ્રમાણે પ્રતિપાદન કરેલો છે ગુણસ્થાનકો વિષે જે જે સંવર થાય, તે તે સંવર કહેવાય અને મિથ્યાત્વનો અનુદય થાય, તે આગળ આગળના ગુણસ્થાનકમા મિથ્યાત્વ-સંવર કહેવાય. તથા દેશવિરતિ આદિમાં અવિરતિનો સયમ અને અપ્રમત્તસંયતાદિમા પ્રમાદસંવર માનેલો છે પ્રશાન્ત અને ક્ષીણમોહાદિકમા કષાયસંવર, અયોગિકેવલિમા સપૂર્ણ યોગનો સંવર છે એ પ્રમાણે આસ્રવનિરોધના કારણરૂપ સંવર વિસ્તારથી વર્ણવ્યો ભાવના-ગણમા શિરોમણિ એવી સંવરભાવના ભવ્યજીવોએ અહિં ભાવવી જોઈએ સંવર-ભાવના જણાવી ૮૫

હવે નિર્જરાભાવના કહે છે —

**संसारबीजभूतानां, कर्मणां जरणादिह ।**
**निर्जरा सा स्मृता द्वेधा, सकामा कामवर्जिता ॥ ८६ ॥**

ચારે ગતિમા ભ્રમણ કરવા સ્વરૂપ સંસારના બીજભૂત કર્મોનું આત્મ-પ્રદેશોથી રસ અનુભવવા પૂર્વક કર્મ-પુદ્ગલનુ ખરી પડવું-છૂટા પડવુ, તે આ પ્રવચનમા નિર્જરા કહેવાય છે તે નિર્જરા બે પ્રકારની "મારા કર્મની નિર્જરા થાવ' એવી ઈચ્છાપૂર્વક તે સકામ-નિર્જરા આ લોક કે પરલોકના ફલાદિની ઈચ્છાવાળી નિર્જરા નહિં, કારણ કે તેવી ઈચ્છા કરવાનો તો પ્રતિષેધ કરેલો છે કહેલુ છે કે- "આ લોકના સુખની અભિલાષાથી તપ-અનુષ્ઠાન ન કરવુ, પરલોકમા ઈષ્ટ સુખો મેળવવા માટે તપ ન કરવુ, કીર્તિ, પ્રશંસા, વર્ણ, શબ્દ, વખાણ માટે તપ ન કરવું. નિર્જરાના લાભ સિવાય બીજા માટે તપ ન કરવુ." આ એક સકામ નામની નિર્જરા, બીજી પૂર્વે જણાવેલી અભિલાષા વગરની અકામનિર્જરા, જેમા 'મારા પાપકર્મોનો નાશ થાય' તેવી અભિલાષા-વગરની નિર્જરા અહીં મૂળ-શ્લોકમા ચકાર ન કહેવા છતાં પણ સમુચ્ચય અર્થવાળો ચકાર અધ્યાહારથી સમજી લેવો. તેથી સકામા અને અકામા વચ્ચે ચકાર કહેલ નથી ૮૬

બંને નિર્જરાની વ્યાખ્યા કરે છે :—

**ज्ञेया सकामा यमिनाम्, अकामा त्वन्यदेहिनाम् ।**
**कर्मणां फलवत् पाको, यदुपायात् स्वतोऽपि हि ॥ ८७ ॥**

'મને નિર્જરા થાવ' એવી અભિલાષાપૂર્વક જે યતિઓ કર્મક્ષય કરવા માટે જ તપનુ સેવન કરે છે, એમને બીજા કોઈ પણ આ લોક, કે પરલોકના સંસારના સુખની અભિલાષા હોતી નથી, તે સકામ નિર્જરા યતિ સિવાયના બીજા એકેન્દ્રિયાદિક પ્રાણીઓને કર્મક્ષય-ફલથી નિરપેક્ષ નિર્જરા, તે અકામ-નિર્જરા તે આ પ્રમાણે-પૃથ્વીકાયથી માડી વનસ્પતિ સુધીના એકેન્દ્રિય જીવો ઠંડી, ગરમી, વરસાદ, જળ, અગ્નિ, શસ્ત્ર આદિના ઘા, છેદ-ભેદ વગેરેથી આશાતાવેદનીય કર્મનો અનુભવ કરી નિરસ કર્મ પોતાના આત્મપ્રદેશથી છૂટું પાડે છે વિકલેન્દ્રિય જીવો ક્ષુધા, તૃષ્ણા, ઠંડી, ગરમી આદિ વડે, પંચેન્દ્રિય તિર્યંચો છેદ-ભેદ થવો, દાઝવુ, શસ્ત્રાદિકથી નારકીઓ ત્રણ પ્રકારની વેદના અનુભવીને મનુષ્યો ભૂખ-તરશ, વ્યાધિ, દરિદ્રતા આદિના દુ:ખો અશાતા ભોગવીને દેવતાઓ બીજાના હુકમો કિલ્બિષત્વાદિના અશાતા-વેદનીય કર્મ અનુભવી, પોતાના આત્મપ્રદેશથી વિખૂટા કરી નાખે છે. આ પ્રમાણે

વગર ઈચ્છાએ આવી પડેલાં દુઃખો પરાધીનપણે ભોગવી લે અને આત્મ-પ્રદેશથી કર્મ છૂટાં પડી જાય, તે અકામનિર્જરા કહેવાય.

પ્રશ્ન કર્યો કે, સકામ અને અકામ નિર્જરાનું બે પ્રકારનું સ્વરૂપ ક્યાંય દેખ્યું છે? આ પ્રમાણેના પ્રશ્નનો સ્પષ્ટ દાખલો (દૃષ્ટાંત) કહે છે :—

અશાતાવેદનીય કર્મો ફળોની માફક પોતાની મેળે કે ઉપાયથી પકવાય છે. જેમ વાયરા વગરના સ્થાનમાં-બાફમાં પલાલ-ઘાસ ઢાંકીને કેરી આદિ ફળ પકવવામા આવે છે, અગર કાળ થાય ત્યારે આપોઆપ સાખ કેરી ઝાડ પર પાકી જાય છે. જેમ ફળોનું પાકવું આપોઆપ અને ઉપાયથી બે પ્રકારે થાય છે. તેમ કર્મમા પણ તપશ્ચર્યાદિક ઉપાયોથી વહેલા પણ નિર્જરા કરી શકાય છે તેથી નિર્જરાના સકામ અને અકામ એવા બે પ્રકાર કહ્યા. શંકા કરી કે, ફળ બે પ્રકારે પાકે છે, તેમા કર્મોના પાકનો શો સંબંધ? અહિ પાકવું, તે નિર્જરારૂપ છે તેથી જેમ ફળપાક બે પ્રકારે થાય છે, તેમ કર્મ-નિર્જરા પણ બે પ્રકારે સમજવી ૮૭.

હવે સકામનિર્જરાનો હેતુ સ્પષ્ટ દૃષ્ટાંતથી જણાવે છે—

सदोषमपि दीप्तेन, सुवर्णं वह्निना यथा ।
तपोऽग्निना तप्यमानस्तथा जीवो विशुध्यति ॥ ८८ ॥

મેલ કે હલકી ધાતુથી યુક્ત સુવર્ણ અગ્નિવડે તપાવવામાં આવે, તો મેલ કે હલકી ધાતુ બળી જવાથી સુવર્ણ ચોખ્ખું અને વિશુદ્ધ થાય છે, તેવી રીતે અસદ્વેદ્યાદિ-અશુભ-કર્મોના દોષવાળો જીવ તપરૂપ અગ્નિ વડે તપાવવામા આવે, તો નિર્મળ બને છે. જેના વડે રસાદિ ધાતુઓ અને કર્મો તપે, તે તપ કહેવાય કહેલુ છે કે-'રસ, રુધિર, માસ, મેદ-ચરબી, હાડકા, મજ્જા, શુક્ર વગેરે અને અશુભ કર્મો તપીને ભસ્મ થાય, તે નિરુક્તથી તપ કહેવાય' તે જ નિર્જરાહેતુ છે કહેલુ છે કે-'જે પુષ્ટ થવા છતાં પણ યત્નપૂર્વક શોષણ કરવાથી દોષો નાશ પામે, તેની માફક એકઠાં કરેલા કર્મો તપસ્યા વડે સંવૃત થએલો આત્મા બાળી નાખે છે' ૮૮

તે તપ બાહ્ય અને આભ્યંતર એમ બે પ્રકારવાળું છે, તેમા બાહ્ય તપના ભેદો જણાવે છે—

**તપના બાર ભેદો**

अनशनमौनोदर्यं, वृत्तेः संक्षेपणं तथा ।
रसत्यागस्तनुक्लेशो, लीनतेति बहिस्तपः ॥ ८९ ॥

આહારત્યાગ રૂપ અનશન, ઉણોદરી, વૃત્તિનો સંક્ષેપ, વિગય-ત્યાગ, કાય-ક્લેશ અને સંલીનતા-એમ બાહ્ય તપના છ પ્રકારો જાણવા.

૧ અનશન—બે પ્રકારનું એક થોડા કાળ માટેનું અને બીજુ જીંદગી સુધીનું ઈત્વર નમસ્કાર-સહિત વગેરે શ્રીમહાવીર પ્રભુના તીર્થમાં છ માસ સુધીનુ ઋષભદેવના તીર્થમાં એક

વરસ સુધીનું, મધ્યમ તીર્થંકરોના તીર્થોમા આઠ મહિના સુધીનું જીંદગી સુધીનું અનશન તો ત્રણ પ્રકારવાળું તે આ પ્રમાણે—પાદપોપગમન, ઈંગિની અને ભક્ત–પ્રત્યાખ્યાન તેમાં પાદપોપગમનના બે ભેદ–વ્યાઘાતવાળું અને વ્યાઘાત વગરનું તેમા આયુષ્ય હોવા છતાં પણ વ્યાધિ ઉત્પન્ન થવાથી હેરાનગતિ ભોગવતો હોય કે મહાવેદના અનુભવતો હોય, તો પ્રાણોનો ત્યાગ કરવામા આવે, તે વ્યાઘાતવાળું, અને નિર્વ્યાઘાત તો આ પ્રમાણે —શિષ્યો ગ્રહણ, આસેવન શિક્ષા આપી તૈયાર કર્યા, 'મહાભાગ્યશાળી ગચ્છનું સારી રીતે પાલન કર્યું', ઉગ્ર વિહાર કર્યો, હવે મરણ માટે તૈયાર થયો છું' આ પ્રમાણે વય પાકી થાય, ત્યારે ત્રસ, સ્થાવર જીવ–રહિત ભૂમિમા વૃક્ષમાફક ચેષ્ટા વગરનો એવા સસ્થાનથી રહે, જેથી કરીને ચિત્ત પ્રશસ્ત ધ્યાનમાં પરોવાએલુ ટકી રહે અને પ્રાણ છૂટતા સુધી તેવી સ્થિતિ ટકી રહે તેથી પાદપોપગમન અનશન બે પ્રકારનુ ઈંગિનીમરણ– શ્રુતમાં કહેલ ક્રિયાવિશેષથી યુક્ત અનશન, તે ઈંગિની આ મરણનો સ્વીકારનાર તે જ ક્રમથી આયુષ્યની પરિહાણિ જાણીને તથાપ્રકારની સ્થંડિલ–ભૂમિમા એકલો ચારે આહારનો ત્યાગ કરીને છાયામાથી તડકામા અને તડકામાથી છાયામા જતો આવતો–સ્થાનની ફેરબદલી કરતો, ચેષ્ટાવાળો સારા ધ્યાનમાં પરાયણ બનેલો પ્રાણોનો ત્યાગ કરે, તે આ ઈંગિનીરૂપ અનશન જે ગચ્છ–સમુદાય વચ્ચે રહીને, કોમળ સથારાનો આશ્રય કરીને શરીર અને ઉપકરણોની મમતાનો ત્યાગ કરી, ચારે આહારનાં પચ્ચક્ખાણ કરે અને પોતે જાતે નમસ્કાર બોલે, અગર નજીક રહેલા સાધુઓ નવકાર સંભળાવે પડખું ફેરવતો હોય અને સમાધિથી કાલ પામે, તે ભક્ત–પ્રત્યાખ્યાન અનશન કહેવાય

૨. ઉનોદરી—ઉણુ ઉદર જે રાખે તે ઉનોદર, તેનો ભાવ તે ઔનોદર્ય–તેના ચાર પ્રકાર–અલ્પાહાર ઉનોદરી, અર્ધાથી ઓછી ઉનોદરી, અર્ધ ઉનોદરી અને પ્રમાણ–પ્રાપ્ત આહારથી કંઈક ઓછી ઉનોદરી તેમા પુરુષનો આહાર બત્રીશ કોળીયા–પ્રમાણ આહાર ગણાય છે. અહિ ઉત્કૃષ્ટ અને જઘન્ય છોડીને મધ્યમ કોળીયા ગ્રહણ કરવા જેમાં મુખ વિકૃતિવાળું ન દેખાય તેવા મુખના વિવર–પ્રમાણે કોળીયો લેવો તેમા આઠ કોળીયાનુ ભોજન કરવું, તે અલ્પાહાર ઉણોદરી અર્ધની સમીપમા હોય તે ઉપાર્ધ, તેમા બાર કોળીયા, કારણ કે તેમા ચાર કોળીયા ઉમેરવાથી સપૂર્ણ અર્ધ કહેવાય, તેથી બાર કોળીયા તે અર્ધથી ઓછી ઉનોદરી સોળ કોળીયા, તે અર્ધ ઉનોદરી પ્રમાણ–પ્રાપ્ત આહાર બત્રીશ કોળીયા–પ્રમાણ ગણાય તેમા એક આદિ કોળીયો ઓછો કરતા કરતા ચોવીશ કોળીયા સુધી પ્રમાણ–પ્રાપ્ત તેનાથી કઈક ન્યૂન ઉણોદરી ચારે પ્રકારમા પણ એક એક કોળીયો ઓછો કરવાથી ઘણા સ્થાનવાળી ઉણોદરી થાય આ સર્વે ઉનોદરી–વિશેષો છે સ્ત્રીઓને અઠ્ઠાવીશ કવલ–પ્રમાણ આહાર હોય કહેલુ છે કે 'પુરુષને બત્રીશ કોળીયા આહાર કુક્ષિ–પૂરક કહેલો છે અને સ્ત્રીને અઠ્ઠાવીશ કોળીયા સમજવા' પુરુષને અનુસારે સ્ત્રીનુ ન્યૂન આહારાદિક સમજી લેવું.

૩ વૃત્તિ–સક્ષેપ—વૃત્તિ એટલે ભૈક્ષ્ય, તેનો સક્ષેપ કરવો, તે દત્તિપરિમાણરૂપ, એક, બે, ત્રણ આદિ ઘરોનો નિયમ, તથા શેરી, ગામ, અર્ધગામનો નિયમ, આમા જ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવરૂપ અભિગ્રહો સમાઇ જાય છે.

૪. રસત્યાગ—વિશિષ્ટ રસવાળી, વિકારના કારણભૂત એવી 'વિકૃતિ' શબ્દથી જેનો વ્યવહાર કરાય છે, તે મદ્ય, માંસ, મધ, માખણ તથા દૂધ, દહિ, ઘી, તેલ, ગળપણ, તળેલુ એ વિગઇ-ઓનો ત્યાગ કરવો તથા—

૫. કાયકલેશ—શાસ્ત્રથી અબાધિત રીતે કાયાનુ કષ્ટ સહન કરવું શંકા કરી કે, 'શરીર તો અચેતન હોવાથી તેને કેવી રીતે કલેશ સંભવે?' સમાધાન કરે છે કે-શરીર અને શરીરવાળો જીવ તેનો ક્ષીર-નીરન્યાયે અભેદ સંબંધ હોવાથી આત્માના કલેશને તનુકલેશ કહી શકાય છે, માટે તનુ એટલે કાયકલેશ તે વિશિષ્ટ આસન કરવાથી, શરીરની ટાપટીપ-સંસ્કાર ન કરવા રૂપ, કેશ-લોચ કરવો ઈત્યાદિરૂપ શંકા કરી કે, 'પરીષહમાં અને આમાં કયો વિશેષ સમજવો?' સમાધાન કરે છે કે, પોતે જાતે કલેશ સ્વેચ્છાએ સ્વીકારવો, તે તનુકલેશ, અને અનિચ્છાએ બીજાએ કરેલા કલેશ-દુઃખ અનુભવવાં, તે પરીષહ-આ પ્રમાણે બેનો ફેરક સમજવો

૬. સંલીનતા—વિવિક્ત આસન-શય્યતા તે તો એકાત બાધા વગરના સ્ત્રી, પશુ, નપુંસકથી રહિત શૂન્યઘર, દેવકુલ, સભા, પર્વત, ગુફા આદિમાથી કોઈપણ સ્થાનમાં રહેવું, તે સાથે મન, વચન, કાયા, કષાય, ઇન્દ્રિયો ગોપવવી, તે સંલીનતા. આ છ પ્રકારનો બાહ્ય તપ બાહ્ય દ્રવ્યની અપેક્ષા રાખનાર હોવાથી, બીજાને પ્રત્યક્ષ થવાથી, કુતીર્થિકોને અને ગૃહસ્થોને પણ કરવા યોગ્ય હોવાથી તેનુ બાહ્યપણું છે. આ છએ પ્રકારના બાહ્યતપથી સંગત્યાગ, શરીરનુ હલકાપણું, ઇન્દ્રિયોનો વિજય, સંયમ-રક્ષણ અને કર્મ-નિર્જરા થાય છે ૮૯

હવે અભ્યંતર તપ કહે છે—

**प्रायश्चित्तं वैयावृत्त्यं. स्वाध्यायो विनयोऽपि च ।**
**व्युत्सर्गोऽथ शुभं ध्यान, पोढेत्याभ्यन्तरं तपः ॥ ९० ॥**

પ્રાયશ્ચિત્ત, વૈયાવૃત્ત્ય, સ્વાધ્યાય, વિનય, વ્યુત્સર્ગ અને શુભધ્યાન એ અભ્યંતર તપના છ ભેદ જાણવા

**પ્રાયશ્ચિત્ત**—મૂલ અને ઉત્તરગુણમા અતિઅલ્પ પણ અતિચાર ગુણોને મલિન કરે છે, તે માટે તેની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત, અથવા મોટા પ્રમાણમા જેમાથી આચારધર્મ ચાલ્યો જાય, તે ઘણે ભાગે મુનિલોક હોય, તેઓ વડે વિશુદ્ધિ માટે જે વિચારાય, સ્મરણ કરાય, તે પ્રાયશ્ચિત્ત અનુષ્ઠાન-વિશેષ અથવા પ્રાયે એટલે ઘણે ભાગે મનમા વ્રતાતિચાર જાણે છે અને ચિત્ત ફેરી તે અતિચારોને આચરતું નથી, માટે તે પ્રાયશ્ચિત્ત અથવા પ્રાય એટલે અપરાધ, તે જેનાથી વિશુદ્ધ થાય તે પ્રાયશ્ચિત્ત 'ચિતી' ધાતુ સંજ્ઞા અને વિશુદ્ધિ અર્થમા છે પ્રાયશ્ચિત્ત દસ પ્રકારના છે— ૧ આલોચન, ૨. પ્રતિક્રમણ, ૩ મિશ્ર, ૪ વિવેક, ૫ વ્યુત્સર્ગ, ૬ તપ, ૭ છેદ, ૮. મૂલ, ૯ અનવસ્થાપ્ય અને ૧૦ પારાચિક તેમા—

૧ **આલોચન**—એટલે ગુરુ સન્મુખ પોતાના અપરાધ પ્રગટ કરવા તે જે પ્રમાણે સેવન કર્યા હોય, તે ક્રમે અને જેમાં પ્રાયશ્ચિત્ત વધારે આવે, તે પહેલાં આલોવવું તેમ ક્રમે છેક નાના પ્રાયશ્ચિત્ત સુધી પહોચાય તે પ્રાયશ્ચિત્તના ક્રમે આલોવવું આસેવન-આનુલોમ્ય એટલે જે ક્રમે અતિચાર સેવ્યો હોય, તે જ ક્રમે ગુરુ આગળ દોષ પ્રગટ કરવો, અને પ્રાયશ્ચિત્ત આનુલોમ્ય એ ગીતાર્થ શિષ્યને હોય. તે પંચક, દશક, પંચદશ ક્રમવડે ગુરુ, લઘુ અપરાધને અનુરૂપ જાણીને જે મોટો અપરાધ હોય, તે પ્રથમ પ્રગટ કરે, પછી નાનો, પછી વધારે નાનો એ ક્રમે આલોચના કરવી.

૨ પ્રતિક્રમણ—અતિચારના પરિહાર-પૂર્વક પાછા ફરવું, તે પ્રતિક્રમણ. તે પણ મિથ્યા દુષ્કૃત-યુક્ત હૃદયના સાચા પાપના પશ્ચાત્તાપ સાથે કે 'ફરી આવું પાપ હવે હું નહિ કરીશ'

૩. મિશ્ર—આલોચન અને પ્રતિક્રમણ બંને સાથે. પહેલાં ગુરુ પાસે આલોવવું, પછી ગુરુની આજ્ઞા પ્રમાણે પ્રતિક્રમણ કરવું.

૪. વિવેક—જીવાદિકથી યુક્ત અન્ન, પાન, ઉપકરણ, શય્યાદિ પદાર્થોનો ત્યાગ.

૫. વ્યુત્સર્ગ—કાયોત્સર્ગ અનેષણીય-દોષિત વસ્તુઓનો ત્યાગ કરવામાં, જતાં-આવતાં, પાપવાળાં સ્વપ્ન-દર્શન, નાવડીમાં બેસી સામે પાર જતાં, ઠંડિલ માત્રું કરતા, વિશિષ્ટ પ્રણિધાન-પૂર્વક કાયા, વચન, મનના વ્યાપારોનો ત્યાગ કરવારૂપ એટલે કે તે દોષો ટાળવા માટે કાઉસ્સગ્ગ કરવારૂપ પ્રાયશ્ચિત્ત

૬ તપ- છેદગ્રથ કે જીતકલ્પસૂત્રના અનુસારે જે કોઈ તપથી વિશુદ્ધિ થાય, તે દેવું અને સેવન કરવું

૭. છેદ- તપસ્યાથી જેને કાબુમા ન લઈ શકાય તેવા ઉલ્લંઠ શિષ્યને પાંચ રાત્રિ-દિવસના ક્રમથી સાધુપણાના પર્યાયનો છેદ કરવો

૮. મૂલ- મહાવ્રતો મૂલથી ફરી વખત આપવાં

૯ અનવસ્થાપ્ય-અતિદુષ્ટ પરિણામવાળો તપવિશેષ કરતો નથી, તેવાને વ્રતો આપવાં તેને એવું તપ કરાવવું કે પોતે ઉઠવા-બેસવા માટે પણ અશક્ત બની જાય, ત્યા સુધી તપ કરાવવું જ્યારે તે ઉઠવા-બેસવા માટે અશકત બન્યો હોય, ત્યારે બીજાને પ્રાર્થના કરે કે, 'હે આર્યો! મારે ઉભા થવું છે' ત્યારે તે સાધુઓ તેની સાથે કાંઈ પણ વાતચીત કર્યા વગર તેના કાર્યો કરી આપે કહેલુ છે કે-'મને ઉભો કરો, બેસાડો, ભિક્ષા જાવ, પાત્ર પલેવો' એમ કહે ત્યારે કોપાયમાન પ્રિય બાંધવ માફક મૌનપણે બીજો સાધુ કાર્ય કરી આપે આટલુ તપ કરે ત્યારે ફરી વડી દીક્ષા અપાય

૧૦ પારાંચિક-પ્રાયશ્ચિત્તોનો પાર અથવા છેડો એટલે કે તેનાથી ચડીયાતા પ્રાયશ્ચિત્તનો અભાવ, અથવા અપરાધોનો છેડો પામવો, તે જ પારાચિક, તે મોટો અપરાધ થાય, ત્યારે વેષથી, કુલથી, ગણથી કે સઘથી તેનો બહિષ્કાર કરવો

આ છેદ સુધીના પ્રાયશ્ચિત્તો ગુમડાની ચિકિત્સા સરખા પૂર્વાચાર્યોએ કહેલા છે તેમા બહુ જ નાનુ શલ્ય-નાની ફાસ કે શરીરમા જે લોહી સુધી પહોચી નથી, માત્ર ચામડી સાથે લાગેલી હોય એવા પ્રકારની ફાસ-શલ્ય કે ડાભની અણી ચામડીમા લાગેલી હોય, તે શરીરમાથી બહાર કાઢી શકાય છે ત્યા જે છિદ્ર પડેલુ હોય, તેનુ મર્દન કરવાની જરૂર નથી કારણ કે શલ્ય અલ્પ હોવાથી છિદ્ર પણ નાનુ છે બીજું શલ્ય એટલે ફાસ બહાર કાઢી તો છિદ્રનું મર્દન કરવું પડે, પણ કાનના મેલથી છિદ્ર પૂરવાની જરૂર રહેતી નથી ત્રીજા પ્રકારમા શલ્ય વધારે ઊંડું ગયું હોય, તેને બહાર કાઢ્યા પછી શલ્ય-સ્થાનનુ છિદ્ર-મર્દન કરવું પડે અને કાનનો મેલ છિદ્રમા પૂરવો પડે ચોથામા શલ્ય ખેચી કાઢવું, મર્દન કરવું, અને વેદના દૂર કરવા માટે લોહી પણ દાબીને બહાર કાઢી નાખવું પાંચમામાં તો અતિ ઉડાણમા ગએલુ શલ્ય, તેનો

ઉદ્ધાર કરવાનો હોય, તેથી તેમાં ગમન કરવું, જવા-આવવાનું, ચાલવાનું વગેરે ક્રિયાઓ બંધ કરવી છઠ્ઠામાં શલ્યનો ઉદ્ધાર કર્યા પછી માત્ર હિત, મિત, પથ્ય ભોજન અગર અભોજનવાળા રહેવું. સાતમા પ્રકારમાં તો શલ્યનો ઉદ્ધાર કર્યા પછી જ્યાં સુધી શલ્યવડે માસ, લોહી આદિ દૂષિત થયા હોય ત્યાં સુધી તેનો છેદ કરવો-ખોદી નાખવું સર્પ, ઘો પ્રાણી કરડી ગયું હોય, કે દરાજ-ખૂજલી આદિ દરદ થયુ હોય તે, પૂર્વે જણાવેલી ક્રિયાથી પણ મટતાં ન હોય અને વૃદ્ધિ પામતાં હોય, તો બાકીના અવયવોનું રક્ષણ કરવા માટે હાડકા-સહિત અંગનો છેદ કરવો પડે આ દ્રવ્યવ્રણના દૃષ્ટાન્તથી મૂલગુણ અને ઉત્તરગુણરૂપ ચારિત્ર-પુરુષના અપરાધરૂપ વ્રણ-છિદ્ર-ફોલ્લો તેની ચિકિત્સા-શુદ્ધિ આલોચનાથી માંડી છેદ સુધીના પ્રાયશ્ચિત્ત-વિધિથી કરવી પૂજ્ય ભગવાન ભદ્રબાહુસ્વામીએ કહેલુ છે કે—

"નાનો બારીક અણી વગરનો, વગર લોહીનો માત્ર ચામડી સાથે જ લાગેલો કાટો ખેંચી કાઢી ફેંકી દેવાય છે અને વ્રણ-મર્દન કરાતું નથી બીજામા શલ્ય ખેંચીને મર્દન કરાય છે અને શલ્ય તેથી વધારે ઉંડુ ગયું હોય, તેવા ત્રીજામાં શલ્યને બહાર કાઢવાનું, મર્દન અને મલ-પૂરણ કરવાનું ચોથા પ્રકારમા ખેચ્યા પછી વેદના ન થાય, તે માટે તદુપરાત લોહી પણ દાબીને કાઢી નાખવું પાંચમા પ્રકારમાં નાની ચેષ્ટાઓ પણ રોકવી છઠ્ઠામાં વ્રણની રૂઝ લાવવા માટે હિત, મિત, પથ્ય ભોજન કરનારો કે ભોજન નહિ કરનારો હોય. સાતમા પ્રકારમા તેટલુ માત્ર સડી કે બગડી ગએલુ માંસ કાપી નાખવું, તો પણ દરદ આગળ વધતું ન અટકે અને સર્પભક્ષણ દરાજ કે ખરજવું કે તેવા સડવા જેવા રોગ થયા હોય તો બાકીના અગની રક્ષા માટે હાડકા-સહિત તે અંગનો છેદ કરવો મૂલ અને ઉત્તર ગુણો રૂપ પરમચરણ-પુરુષનું રક્ષણ કરનાર, અપરાધરૂપ શલ્યથી થવાવાળું ભાવવ્રણ સમજવું ભિક્ષાચર્યાદિનો કોઈ અતિચાર આલોચના-ગુરુ પાસે માત્ર અતિચાર પ્રગટ કરવા માત્રથી જ શુદ્ધ થાય બીજામાં હું સમિતિ વગરનો કે અકસ્માત્ ગુપ્તિવગરનો, ત્રીજામાં શબ્દાદિક વિષયોમાં લગાર રાગ-દ્વેષવાળો થયો અને ચોથામાં અનેષણીય આહારાદિ જાણીને તેનો વિવેક કરવો "કોઇક અતિચાર કાયોત્સર્ગથી અને કોઇક તપથી શુધ્ધ થાય છે તેથી પણ શુધ્ધ ન થાય, તો છેદ વિશેષ પ્રાયશ્ચિત્તથી શુધ્ધ થાય છે" પ્રમાદ દોષનો ત્યાગ, ભાવની પ્રસન્નતાવડે, શલ્ય, અનવસ્થા દૂર કરવા, મર્યાદાનો ત્યાગ ન કરવો, સંયમની દૃઢતાપૂર્વક આરાધના-એ વગેરે પ્રાયશ્ચિત્તનુ ફલ છે

૨ વૈયાવૃત્ત્ય—પ્રવચનમા કહેલી ક્રિયાના અનુષ્ઠાનમા પ્રવૃત્તિ કરતો. તેનો ભાવ તે વૈયાવૃત્ત્ય વ્યાધિ, પરીષહ, મિથ્યાત્વ આદિના ઉપદ્રવમા તેનો પ્રતિકાર તથા બાહ્યદ્રવ્યના અભાવમા પોતાની કાયાથી તેને અનુકૂલ જે અનુષ્ઠાન, તે આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, તપસ્વી, નવદીક્ષિત, બિમાર સાધુ, સમાનધર્મી, કુલ, ગણ અને સંઘ એમ દસનું વેયાવચ્ચ વિષય-ભેદથી જણાવેલુ છે

તેમા, પોતે પાચે પ્રકારના આચારો પાળે અને બીજાને પળાવે, અથવા જેની સેવા કરાય, તે આચાર્ય તેના પાચ પ્રકાર આ પ્રમાણે—૧ પ્રવ્રાજક આચાર્ય અર્થાત્ દીક્ષા આપનાર, ૨. દિગાચાર્ય, ૩ યોગાદિક ક્રિયા કરાવનાર ઉદ્દેશકાચાર્ય, ૪ સૂત્રના સમુદ્દેશ-અનુજ્ઞા કરાવનાર આચાર્ય ૫ પરંપરાથી સૂત્ર આવેલાં હોય, તેને આપનાર વાચનાચાર્ય. તેમાં સામાયિક-વ્રતાદિ આરોપણ કરનાર પ્રવ્રાજકાચાર્ય સચિત્ત, અચિત્ત, મિશ્ર વસ્તુની અનુજ્ઞા આપનાર દિગાચાર્ય.

પ્રથમ શ્રુતજ્ઞાનનો ઉદ્દેશો કરનાર ઉદ્દેશાચાર્ય ઉદ્દેશ કરનાર ગુરુના અભાવમાં તે જ શ્રુતના સમુદ્દેશ અને અનુજ્ઞાની વિધિ કરાવનાર સમુદ્દેશાનુજ્ઞાચાર્ય, ઉત્સર્ગ, અપવાદ–લક્ષણ પરંપરાથી આવેલા અર્થની જે વ્યાખ્યાઓ આપે, પ્રવચનના અર્થ કહેવા દ્વારા ઉપકાર કરનારા અક્ષ, નિષદ્યા આદિની અનુજ્ઞા આપનાર, આમ્નાયના અર્થો જણાવનાર, આચાર–વિષયક કે સ્વાધ્યાય કથન કરનાર એવા પાચ પ્રકારના આચાર્યો. આચાર્યે આપેલી અનુજ્ઞાથી સાધુઓ જેની પાસે વિનયથી અભ્યાસ કરે, તે ઉપાધ્યાય સ્થવિર એટલે વૃદ્ધ સાધુ, તેના ત્રણ ભેદ આ પ્રમાણે–શ્રુત, પર્યાય અને વયથી સ્થવિર સમવાયસૂત્ર સુધીના અભ્યાસી સાધુ શ્રુતસ્થવિર દીક્ષા લીધાને વીશ વર્ષ થયા હોય, તે પર્યાય–સ્થવિર, સીત્તેર વર્ષ કે તેથી અધિક વયવાળા વય–સ્થવિર કહેવાય ચાર ઉપવાસથી માંડી કંઈક ન્યૂન છમાસ સુધીનુ તપ કરનારા તપસ્વી કહેવાય. તાજી દીક્ષા લેનાર શિક્ષાયોગ્ય તેવા નવદીક્ષિત રોગાદિકથી નિર્બળ તાકાતવાળા, તે ગ્લાન સમાન ધર્મવાળા–બાર પ્રકારના સંભોગવાળા–લેવડ–દેવડ–વ્યવહારવાળા એવા સાધર્મિકો એક જાતિ–સામાચારી–આચરણાવાળા ઘણા ગચ્છોનો સમુદાય, તે ચંદ્રાદિ નામવાળાં કુલ કહેવાય એક આચાર્યની નિશ્રામા રહેનાર સાધુ–સમુદાય તે ગચ્છ કુલનો સમુદાય, તે કોટિક આદિ ગણ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓનો સમુદાય, તે સઘ આ આચાર્યાદિકોને અન્ન, પાન, વસ્ત્ર, પાત્ર, ઉપાશ્રય, પાટ, પાટલા, સસ્તારક આદિ ધર્મ–સાધનો પ્રતિલાભવા તેમની ભેષજ, ઔષધ આદિથી શુશ્રૂષા–સેવા–ભક્તિ–વૈયાવૃત્ય કરવી, જગલ વટાવવામા મહાયતા. રોગ, ઉપસર્ગાદિકમા સાર–સંભાળ રાખવી ઈત્યાદિ વૈયાવૃત્ય

૩ સ્વાધ્યાય– મર્યાદાથી કાલવેલા ત્યાગ કરીને પૌરુષી આદિ અપેક્ષાએ સૂત્રાદિનુ અધ્યયન કરવું તેના પાચ પ્રકાર છે —વાચના, પ્રચ્છના, અનુપ્રેક્ષા, પરાવર્તન અને ધર્મોપદેશ કરવો તેમા શિષ્યોને સૂત્રાદિક ભણાવવા, તે વાચના ગ્રંથના અને અર્થના સંદેહ છેદવા માટે કે નિશ્ચિત અર્થ–બલ સ્થાપન કરવા માટે બીજા પાસે વ્યાખ્યા કરાવવી કે પૂછવી, તે પ્રચ્છના ગ્રંથ અને અર્થનુ મનથી ચિતન કરવું, તે અનુપ્રેક્ષા વિશુદ્ધ ઉચ્ચારથી પરાવર્તન–ગુણન કરવું, તે આમ્નાય ધર્મોપદેશ, અર્થોપદેશ, વ્યાખ્યાન આપવું, અનુયોગ વર્ણન કરવું, તે સર્વ ધર્મોપદેશમા આવી જાય

૪ વિનય– આઠ પ્રકારના કર્મો જેનાથી દૂર કરાય તે વિનય તે ચાર પ્રકારનો છે જ્ઞાન–વિનય દર્શન–વિનય, ચારિત્ર–વિનય અને ઉપચાર–વિનય તેમા બહુમાન–સહિત જ્ઞાન ગ્રહણ કરવુ, અભ્યાસ કરવો, યાદ રાખવું, તે જ્ઞાન–વિનય, સામાયિકસૂત્રથી માંડી લોકબિન્દુસાર સુધીના શ્રુતજ્ઞાનમા ભગવંતે કહેલા પદાર્થોમા લગાર પણ ફેરફાર નથી જ, એવા પ્રકારની નિ શકિત શ્રદ્ધાવાળા થવુ, તે દર્શન–વિનય ચારિત્રવાળામા અને ચારિત્રમા આદરવાળા–સદ્ભાવવાળા થવુ, સામા જવુ, અજલિ જોડવી ઇત્યાદિક ઉપચાર–વિનય પરોક્ષમા પણ તેઓ માટે કાયા. વચન, મનથી અજલિ–ક્રિયા, ગુણ–સકીર્તન અને સ્મરણ આદિ કરવા, તે ઉપચાર–વિનય

૫. વ્યુત્સર્ગ– વોસરાવવા યોગ્યનો ત્યાગ, તે વ્યુત્સર્ગ તે બાહ્ય અને અભ્યંતર એમ બે પ્રકારનો છે. તેમા બાહ્ય બારપ્રકાર આદિની કે વધારાની ઉપધિનો ત્યાગ અથવા અનેષણીય કે જીવ–જતુથી સચિત્ત પદાર્થથી યુક્ત અન્ન–પાનાદિકનો ત્યાગ કષાયોનો ત્યાગ તે, તથા મૃત્યુકાલે શરીરનો ત્યાગ તે અભ્યંતર વ્યુત્સર્ગ શંકા કરી કે, 'વ્યુત્સર્ગ પ્રાયશ્ચિત્તની

અંદર કહેલો જ છે, વળી અહિં બીજી વખત શા માટે કહ્યું ?' 'બરાબર, ત્યાં અતિચારની વિશુદ્ધિ માટે કહેલ છે, અહિં તો સામાન્ય નિર્જરા માટે કહેલ હોવાથી પુનરુક્ત નથી '

૬. શુભ ધ્યાન– આર્ત, રૌદ્ર છોડીને, ધર્મ અને શુક્લ એવાં બે શુભધ્યાન ધ્યાવાં. આર્ત અને રૌદ્ર ધ્યાનની વ્યાખ્યા પહેલાં કહેવાઈ ગઈ છે અને ધર્મ તથા શુક્લ ધ્યાનની વ્યાખ્યા આગળ કહેવાશે. આ પ્રમાણે છ પ્રકારનુ અભ્યંતર તપ. આ તપ અભ્યંતરના કર્મોને તપાવનાર–બાળનાર હોવાથી અથવા આત્મા અંતર્મુખ બન્યો હોય, તેવા કે કેવલજ્ઞાની ભગવંતોથી જાણી શકાય તેવું હોવાથી અભ્યંતર તપ સર્વથી છેલ્લો સર્વ તપના ઉપર ધ્યાનનો પાઠ રાખ્યો, તે એટલા માટે કે મોક્ષ–સાધનોમાં આ ધ્યાનનું મુખ્યપણું છે કહેલું છે કે–" જો કે સંવર, નિર્જરા મોક્ષના માર્ગો છે, પણ તે બે કરતાં પણ તપ અને તપમાં પણ ધ્યાન એ મોક્ષનુ પ્રધાન અંગ સમજવું." ૯૦. હવે તપને નિર્જરાનુ કારણ પ્રગટ કરતાં કહે છે :–

दीप्यमाने तपोवह्नौ, बाह्ये चाभ्यन्तरेऽपि च ।
यमी जरति कर्माणि, दुर्जराण्यपि तत्क्षणात् ॥ ९१ ॥

તપરૂપ અગ્નિ પાપરૂપ વનને બાળી નાખનાર હોવાથી તપ–અગ્નિ તે જ્યારે પ્રબળ બને છે, ત્યારે સંયમવાળો આત્મા દુઃખે ક્ષય કરી શકાય તેવા જ્ઞાનાવરણીયાદિ કર્મોને તપસ્યાથી બાળીને ભસ્મ કરી નાખે છે. તપ નિર્જરા–હેતુ છે, તે ઉપલક્ષણ છે, બાકી તો તે સંવરનો પણ હેતુ છે. વાચકમુખ્ય ઉમાસ્વાતિજીએ કહેલું છે કે– "તપથી સંવર અને નિર્જરા થાય છે. તપ એ સંવર કરનાર હોવાથી આવતા નવીન કર્મસમૂહને અટકાવનાર અને જૂનાં કર્મોની નિર્જરા કરાવનાર છે, તથા નિર્વાણ પમાડનાર છે." અહિં આતરશ્લોકોનો ભાવાર્થ કહે છે–

જેમ સરોવરનાં દ્વારો ચારે બાજુથી ઉપાયો પૂર્વક બંધ કર્યાં હોય, તો નવા જળપ્રવાહથી સરોવર પૂરાતું નથી. તે જ પ્રમાણે આશ્રવ–નિરોધ કરવાથી સંવરથી સમાવૃત થએલો આત્મા નવાં નવાં કર્મદ્રવ્યો વડે પૂરાતો નથી જેવી રીતે પહેલાનુ એકઠું થએલ સરોવરનું જળ સૂર્યના પ્રચંડ તાપથી સંતાપ પામી વારંવાર સોસાયા કરે છે, તેવી રીતે જીવે પહેલાં બાંધેલાં સર્વ કર્મો તપવડે શોષાવવામા આવે, તો ક્ષણવારમાં સૂકાઈને ક્ષય પામે છે. બાહ્યતપ કરતાં અભ્યંતરતપ નિર્જરાનું શ્રેષ્ઠ કારણ છે, તેમાં પણ ધ્યાન તપને એક છત્રરૂપ મુનિઓએ કહેલુ છે લાંબા કાળના ઉપાર્જન કરેલા ઘણાં અને પ્રબલ કર્મોને ધ્યાનશાલી યોગીઓ તત્કાલ ક્ષય કરે છે જેમ પુષ્ટ થએલ દોષ લંઘન કરવાથી શોષાઈ જાય છે, તેવી જ રીતે પૂર્વે એકઠાં કરેલ કર્મ તપથી ક્ષય પામે છે જેમ પ્રચંડ પવનથી અથડાએલા વાદળાના સમૂહો આમ તેમ વીખરાઈ જાય, તેમ તપસ્યાથી કર્મો પણ આમ–તેમ વિખરાઈ જાય છે. જો કે સંવર–નિર્જરા, દરેક ક્ષણે થવાના ચાલુ હોવા છતાં પણ જ્યારે પ્રકર્ષ પામે, ત્યારે જ તે સંવર– નિર્જરા ધ્રુવપણે મોક્ષને ઉત્પન્ન કરે છે બંને પ્રકારના તપો વડે કરી નિર્જરા કરતો નિર્મળ બુદ્ધિવાળો આત્મા સર્વ કર્મના ક્ષયસ્વરૂપ મુક્તિને પામે છે. આ પ્રકારે નિર્ભય તપ વડે પુષ્ટ કરેલી, સમગ્ર કર્મનો વિઘાત કરનારી, ભવ–સમુદ્ર તરવા માટે સેતુ–સમાન, મમતાનો ઘાત કરવામાં કારણભૂત એવી નિર્જરાનું ધ્યાન કરો. એમ નિર્જરા–ભાવના કહી. ૯૧

હવે ધર્મ-સ્વાખ્યાત-ભાવના કહે છે-

**स्वाख्यातः खलु धर्मोऽयं, भगवद्भिर्जिनोत्तमैः ।**
**यं समालम्बमानो हि, न मज्जेद् भवसागरे ॥ ९२ ॥**

ધર્મ સુ-આ-ખ્યાત- કુતીર્થિક ધર્મની અપેક્ષાએ પ્રધાનતાવાળો, અવિધિના પ્રતિષેધવાળો તથા મર્યાદાથી નિશ્ચયવાળો કહેલો એવો ધર્મ, વિદ્વાનોના ચિત્તમાં વર્તતો એવો આ ધર્મ, કોણે કહેલો ? અવધિજિન આદિકથી પણ ચડિયાતા કેવલિ-ભગવંતોએ કહેલો, જેનું આલંબન લેનાર જીવ ભવસમુદ્રમાં ડૂબતો નથી. ૯૨.

સારી રીતે કહેલા ધર્મના દસ પ્રકારો કહે છે :-

**संयमः सूनृतं शौचं, ब्रह्माकिञ्चनता तपः ।**
**क्षान्तिर्मार्दवमृजुता, मुक्तिश्च दशधा स तु ॥ ९३ ॥**

સત્તર પ્રકારનો સંયમ-ધર્મ, સત્ય, શૌચ, બ્રહ્મચર્ય, અકિંચનતા, તપ, ક્ષાંતિ, માર્દવ, સરળતા, નિર્લોભિતા આ દસ પ્રકારનો ધર્મ છે તેમાં—

૧. **સંયમ-** એટલે પ્રાણિ-દયા, તે સત્તર પ્રકારનો છે પૃથ્વી, અપ્, અગ્નિ, વાયુ અને વનસ્પતિ, તથા બે, ત્રણ, ચાર, પાંચ ઇન્દ્રિયોવાળા જીવોનું મન, વચન અને કાયા દ્વારા કરણ, કરાવણ અને અનુમોદન વડે સંરંભ, સમારંભ અને આરંભનો ત્યાગ કરવો-એમ નવપ્રકાર. અજીવરૂપ પુસ્તકાદિનો પણ સંયમ, દુષમાકાલના દોષથી, બુદ્ધિબલ ઘટતું જવાથી, શિષ્યોના ઉપકાર માટે યતના-પૂર્વક પ્રતિલેખના, પ્રમાર્જના-સહિત પુસ્તકાદિ ધારણ કરે તો અજીવ-સંયમ તથા પ્રેક્ષા-સંયમ- આંખથી બીજ, જંતુ, લીલોતરી આદિથી રહિત સ્થંડિલભૂમિ દેખીને, ત્યાં શયન, આસન આદિ કરવા સાવદ્ય વ્યાપાર કરનારા ગૃહસ્થોને ન પ્રેરતા તેની ઉપેક્ષા કરવા રૂપ ઉપેક્ષા-સંયમ નજર કરી દૃષ્ટિ-પડિલેહણ કરેલી ભૂમિમાં રજોહરણાદિકથી શયન, આસનાદિની પ્રમાર્જના કરતો, તથા એક સ્થળેથી બીજે સ્થળે ચાલતા, સચિત્ત, અચિત્ત કે મિશ્ર પૃથ્વીમાં ચાલતા રજ કે ધૂળવાળા ચરણો થયા હોય, તેને પ્રમાર્જન કરી આગળ જાય તો પ્રમાર્જના-સંયમ દોષિત અનેષણીય ભોજન-પાણી, અનુપકારક વસ્ત્ર-પાત્રો કે જીવોથી સંસક્ત હોય તેવા અન્ન-પાણી, વસ્ત્રાદિકને નિર્જીવ સ્થાનમાં પરઠવતો પરિષ્ઠાપના-સંયમ કરે કોઈનું નુકશાન, અભિમાન, ઈર્ષ્યાદિકથી નિવૃત્તિ કરી, મનને ધર્મધ્યાનાદિકમાં પ્રવર્તાવવું, તે મન-સંયમ. હિંસક, કઠોર, કડવા વગેરે પ્રકારના વચનોથી નિવૃત્તિ કરી, શુભભાષામાં વચનની પ્રવૃત્તિ કરવી, તે વચન-સંયમ દોડવું, કૂદવું, વળગવું, આદિ કાયાને પાપ-પ્રવૃત્તિ બંધ કરી શુભક્રિયામાં પ્રવર્તાવવી, તે કાય-સંયમ એ પ્રમાણે પ્રાણાતિપાત-નિવૃત્તિરૂપ સત્તર પ્રકારનો સંયમ. કહેલું છે કે— ' પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, બે, ત્રણ, ચાર, પાંચ ઈન્દ્રિયવાળા જીવો, અજીવ, પ્રેક્ષા, ઉપેક્ષા, પ્રમાર્જના, પરિષ્ઠાપનિકા, મન, વચન અને કાયાનો એમ સત્તર પ્રકારનો સંયમ

૨ **સૂનૃત**- પ્રિય-સત્ય વચન, તે તો કઠોર, ચાડી, અસભ્ય, ચપળતા, ચાવીને બોલવું, છૂટું, ગભરામણ, ઉતાવળ, સંદેહ, ગ્રામ્ય, રાગ-દ્વેષ-યુક્ત કપટ-પાપયુક્ત નિંદાદિક દોષ વગરનું

તથા માધુર્ય, ઔદાર્ય, સ્પષ્ટ ઉત્તમ પદાર્થ પ્રગટ કરનાર, અરિહંત પરમાત્માના વચનને અનુસરનાર, અર્થી લોકો ભાવ ગ્રહણ કરી શકે, દેશ, કાળને અનુરૂપ, સંયમવાળું, મિતાક્ષર, હિતકારી ગુણોથી યુક્ત, વાચના, પ્રચ્છના, પૂછેલાના ઉત્તરો આપવા રૂપ, મૃષાવાદ-રહિત, તે સત્ય વચન.

૩. **શૌચ**– સંયમને પાપકર્મનો લેપ ન લાગવારૂપ, તે અદત્તાદાન ત્યાગ કરવારૂપ. લોભ–વશ બનેલો પારકા ધનને લેવા ઈચ્છા કરતો સયમને મલિન કરે છે. લૌકિકો પણ કહે છે કે– " સર્વ શૌચોમા અર્થ–શૌચ મહાન કહેલ છે, જે અર્થમાં શુચિ થયો, તે શુચિ છે, માટી કે જળ વડે જે શુચિ થયો, તે શુચિ નથી." અશુચિવાળો આ લોક કે પરલોકમાં ભાવ–મલરૂપ કર્મો એકઠા કરે છે, ઉપદેશ આપવામા આવે તો પણ કલ્યાણ સ્વીકારતો નથી–એટલા માટે અદત્તાદાન–પરિહારરૂપ શૌચ ધર્મ જણાવ્યો

૪ **બ્રહ્મચર્ય**– નવ પ્રકારની બ્રહ્મગુપ્તિથી યુક્ત ઉપસ્થ–સંયમ, ગુપ્તેન્દ્રિય વિષયક સંયમ, ભીમસેનને 'ભીમ' એ ટૂંકા નામથી બોલાય, તે ન્યાયાનુસારે 'બ્રહ્મ' પણ બોલાય, બ્રહ્મચર્ય મહાન હોવાથી બ્રહ્મચર્ય એટલે આત્મારામતા, તેના માટે ગુરુકુલવાસ–સેવન પણ બ્રહ્મચર્ય, અબ્રહ્મની નિવૃત્તિરૂપ પણ બ્રહ્મચર્ય.

૫ **અકિંચનતા**– જેની પાસે કંઈ પણ દ્રવ્ય નથી, તે અકિંચન, તેનો ભાવ, તે અકિંચનતા ઉપલક્ષણથી શરીર, ધર્મોપકરણાદિમા નિર્મમત્વ હોય શરીર ધારણ કરનારા મુનિઓ મમતા વગરના હોવાથી તેઓ પરિગ્રહ વગરના અને ભોજનાદિક પણ સંયમ–યાત્રાના નિર્વાહ પૂરતા જ ગાડાના પૈડાને દીવેલના લેપ માફક મૂર્છા વગર ગ્રહણ કરે છે રજોહરણ અને ઉપકરણો પણ સંયમના રક્ષણ માટે, વસ્ત્ર, પાત્રાદિક સંયમ–શરીરના રક્ષણ માટે ધારણ કરે છે, પણ લોભ કે મમતાથી નહિ, માટે નિષ્પરિગ્રહી જ છે એ પ્રમાણે પરિગ્રહ–પરિહારરૂપ અકિંચનતા

૬. **તપ**– સંવર અને નિર્જરાના હેતુરૂપ હોવાથી જો કે પહેલાં કહેવાઈ ગયો છે, તે બાર પ્રકારનો છે, પણ પ્રકીર્ણકરૂપે અનેક પ્રકારનો પણ છે. તે આ પ્રમાણે– યવમધ્ય, વજ્રમધ્ય, ચાન્દ્રાયણ, કનકાવલિ, રત્નાવલિ, મુક્તાવલિ, સિંહવિક્રીડિત બે પ્રકારના, સાત સપ્તમિકાદિ, ચાર પ્રતિમાઓ, સર્વતોભદ્ર, ભદ્રોત્તર, વર્ધમાન આયંબિલતપ વગેરે, બાર ભિક્ષુ–પ્રતિમાઓ–એક મહિનાથી માડી સાતમહિનાની સાત, સાત રાત્રિસંબંધી ત્રણ, એક દિવસ–રાત્રિની, એક રાત્રિની.

૭ **ક્ષાન્તિ–ક્ષમા**– શક્ત કે અશક્ત હોય તેના સહન કરી લેવાના પરિણામ કરવા, તે ક્ષમા તે ક્રોધ–નિમિત્તનો આત્મામા ભાવ કે અભાવ વિચારવાથી, ક્રોધ કરવાના દોષો વિચારવાથી, બાલ–સ્વભાવ વિચારવાથી, પોતે કરેલા કર્મનાં ફળો ઉદયમા આવ્યાનુ ચિંતવવાથી, ક્ષમાગુણ રાખવાનો લાભ વિચારવાથી ક્ષમા ઉત્પન્ન થાય છે તેમાં જે દોષના કારણે મારા પર બીજો આક્રોશ કરે છે, તે મારામાં હોય તો સદ્ભૂત પદાર્થ જણાવે, એમા કયો દોષ? હવે જો પોતાનામાં તે દોષ નથી, તો તે અસત્ય બોલે છે, માટે મારે તેને ક્ષમા આપવી કહેલું છે કે– 'કોઈ આક્રોશ કરે, તો બુદ્ધિશાળી સમજુએ યથાર્થ તત્ત્વની વિચારણા કરવી, જો સત્ય હોય તો કોપ કેમ થાય? અને અસત્ય હોય તો અજ્ઞાની સાથે કોપ કરવાથી શો

ફાયદો ?' ક્રોધ કરવાનું નુકશાન ચિંતવવાથી પણ ખમી ખાવું જોઈએ. ક્રોધ કરનારને તો નક્કી પાપકર્મનો બંધ થાય જ છે, તેથી બીજાને મારવાનુ થાય, તેથી અહિંસાવ્રતનો લોપ ક્રોધમાં આડું અવળું બોલવાથી બીજા વ્રતનો પણ લોપ થાય, ક્રોધમાં દીક્ષા લીધાની વાત ભૂલી જાય, તો વગર આપેલું લેવાથી અદત્ત પણ ગ્રહણ કરે–એટલે ત્રીજા વ્રતનો લોપ થાય દ્વેષથી પરપાખંડિની (સ્ત્રી) સાથે અબ્રહ્મ–સેવનથી ચોથાવ્રતનો લોપ. અત્યંત ક્રોધી બનવા યોગે અવિરતિ ગૃહસ્થોની સહાયબુદ્ધિથી તેમના ઉપર મમતાભાવ મૂર્છા પણ થાય, એટલે પાંચમા વ્રતનો લોપ ઉત્તરગુણોના ભગની વાત તો રહી જ ક્યાં ? ક્રોધી આત્મા ગુરુની પણ આશાતના કરે અને અપમાન કે તિરસ્કાર પણ કરે એ પ્રમાણે ક્રોધના દોષો વિચારે. બાલ–સ્વભાવ ચિંતવવાથી પણ ક્ષમા રાખવી બાલ એટલે અણસમજુ, તેનો સ્વભાવ આ પ્રમાણે વિચારે કે, બાલજીવ કોઈ વખત પરોક્ષમા અને કોઈ વખત પ્રત્યક્ષ આક્રોશ કરે, કોઈ વખત આક્રોશ કરતાં તાડન કરે, કોઈ મારે, કોઈ ધર્મથી ભ્રષ્ટ કરવાની ઇચ્છા કરે, ત્યારે પોતે પોતાનુ સદ્ભાગ્ય માને કે મારી પાછળ આક્રોશ કરે છે, સન્મુખ કે પ્રત્યક્ષ તો કંઇ કહેતો નથી ને ! એટલો ભલો છે. કદાચ પ્રત્યક્ષ આક્રોશ કરતો હોય, તો કહે કે, ભલો માણસ મુખથી આક્રોશના શબ્દો બોલે છે, પણ મારતો તો નથી ને ? મારતો હોય તો, પ્રાણ તો લેતો નથી ને ? પ્રાણ પણ લેતો હોય તો, મને ધર્મથી ભ્રષ્ટ કરતો નથી ને એમ આગળ આગળના અભાવમા પોતાને લાભ માને છે. કહેલું છે કે–“ આક્રોશ કરે, હણે, પ્રાણ લે, ધર્મભ્રષ્ટ કરે–આ વગેરે અજ્ઞાની આત્માઓને સુલભ છે, ધીર સમજુ આત્મા આગલા આગલાના અભાવમાં પોતે લાભ માને છે ” એ પ્રમાણે બાલ–સ્વભાવ વિચારવો ‘પોતે કરેલાં કર્મનુ ફળ ઉદયમાં આવ્યુ છે’ એમ ચિંતવવાથી પણ ક્ષમા થાય છે પૂર્વે કરેલાં કર્મના ફળનુ આવવું આ પ્રમાણે થાય છે કર્મનુ ફળ ભોગવ્યા વગર કે તપ કર્યા વગર નિકાચિત કર્મનો ક્ષય થતો નથી, અવશ્ય ભોગવવા લાયક ફલ–વિષયમાં બીજો તો નિમિત્ત માત્ર જ છે કહેલું છે કે– “ સર્વ કોઇ પૂર્વે કરેલાં કર્મોનો ફલ–વિપાક પામે છે, અપરાધ થવામા કે ઉપકાર ગુણ થવામા બીજો તો માત્ર નિમિત્તભૂત છે ” આ પ્રમાણે પોતે કરેલા કર્મ–ફલનો ઉદયકાળ વિચારવો, ક્ષમાગુણની ધર્મ–વિચારણા કરવાથી ક્ષમા પ્રગટ થાય છે વગર પ્રયાસે ક્રોધ–નિમિત્તના પ્રાયશ્ચિત્તનો અભાવ, શુભધ્યાનનો અધ્યવસાય, પરમસમાધિની ઉત્પત્તિ, સ્થિર પ્રસન્નતાવાળો અતરાત્મા, કોઈને મારવા માટે હથીયાર શોધવાના પ્રયત્નનો અભાવ, આવેશ ન કરવાપણું, મુખની પ્રસન્નતા, ક્રોધ કરવાથી આંખ લાલ થાય અને ન કરવાથી ઉજ્જવલ રહે, પરસેવો ન થવો; કંપારી ન થવી, બીજાને પ્રહાર કરવાની વેદનાનો અભાવ–એ પ્રમાણે ક્ષમા રાખવાના ગુણો જાણવા આમ ક્રોધનો પ્રતિપક્ષ, તે ક્ષમા ધર્મ

૮ માર્દવ - નમ્રતા–નમ્રતાવાળા અભિમાન વગરના થવુ બંને અહંકારનો નિગ્રહ કરવાથી થાય છે તે મદ જાતિમદ આદિ આઠ પ્રકારના પહેલા કહેવાઈ ગયા છે. તેથી જાતિ, કુલ, રૂપ, બલ, લાભ, બુદ્ધિ, વલ્લભતા અને શ્રુતમદમાં અંધ બનેલા પુરુષાર્થ–હીન પુરુષો આ લોક અને પરલોકમાં હિતકારી પદાર્થ પણ દેખતા નથી. એ વગેરે મદના દોષ–પરિહારના કારણભૂત, માનનો પ્રતિપક્ષ માર્દવ ધર્મ.

૯. સરળતા–મન, વચન, અને કાયાના કાર્યોની એકરૂપતા, તે રૂપ સરળતા અર્થાત્ માયા–રહિતપણુ માયાવી પોતાની પ્રતિજ્ઞા કે બોલવા પ્રમાણે વર્તતો ન હોવાથી દરેકને શંકાનું સ્થાન–અવિશ્વાસવાળો થાય છે કહેલુ છે કે– “ માયાવી પુરુષ જો કે અપરાધ ન કરે

તો પણ પોતાના દોષ વડે સર્પ માફક દરેકને અવિશ્વાસુ થાય છે." આ પ્રમાણે માયાની પ્રતિપક્ષભૂત સરળતા ધર્મ.

૧૦. મુક્તિ- નિર્લોભતા એટલે બાહ્ય કે અભ્યંતર પદાર્થ-વિષયક તૃષ્ણાનો વિચ્છેદ થવો અર્થાત્ લોભ અને આશાનો અભાવ લોભાધીન થએલો આત્મા ક્રોધ, માન, માયા, હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ, પરિગ્રહ રૂપ દોષ-સમુદાયથી પુષ્ટ થાય છે. કહેલું છે કે- "સર્વ વિનાશનુ આશ્રયસ્થાન, સર્વ દુઃખોનો એક રાજમાર્ગ એવા લોભના મુખમાં ગએલો લોભી પુરુષ ક્ષણે ક્ષણે નવાં નવાં દુખો પ્રાપ્ત કર્યા કરે છે." એ પ્રમાણે લોભના ત્યાગરૂપ નિર્ભયતા, સ્વ-પર-હિત આત્મપ્રવૃત્તિ, મમત્વનો અભાવ, નિઃસંગતા, બીજાનો દ્રોહ ન કરવાપણુ, રજોહરણ આદિ સંયમનાં ઉપકરણોમા પણ રાગરહિતપણું એ વિગેરે રૂપ મુક્તિ-ધર્મ-આ પ્રમાણે દશપ્રકારનો ધર્મ કહ્યો.

પ્રશ્ન કર્યો કે, સયમ, સત્ય, શૌચ, બ્રહ્મ, અકિંચનતા મહાવ્રતોમા, ક્ષમા, માર્દવ, આર્જવ, મુક્તિ સંવર-પ્રકરણમા, તપ સંવર અને નિર્જરાના કારણરૂપ કહેલો હોવાથી ધર્મ-પ્રતિપાદન પ્રકરણમા ફરી કહેવાથી પુનરુક્તતા થઈ. તેના સમાધાનમા જણાવે છે કે, અહિં સંયમાદિનુ ફરી કથન કરવું એમ અધિકાર નથી, પરંતુ સંયમ આદિ દશપ્રકારના ધર્મ-પ્રતિપાદનના પ્રકાર વડે અરિહંત ભગવંતોએ સારી રીતે કહેલો ધર્મ, તેની વિચારણા જ છે ધર્મોના ગુણપણાને અંગે તેની વ્યાખ્યા કરનારા ભગવંતોની અનુપ્રેક્ષા-નિમિત્તે સ્તુતિ થાય છે, માટે કહેલું સર્વ વાસ્તવિક સમજવું. ૯૩.

આ ધર્મનો પ્રભાવ કહે છે-

धर्मप्रभावतः कल्पद्रुमाद्या ददतीप्सितम् ।
गोचरेऽपि न ते यत स्युरधर्माधिष्ठितात्मनाम् ॥ ९४ ॥

ધર્મના પ્રભાવથી કલ્પવૃક્ષો, આદિથી ચિંતામણિરત્ન વિગેરે સુષમાદિક કાલમા થનારા જે વનસ્પતિરૂપ અને પાષાણરૂપ હોવા છતા ધર્મવાળા જીવોને ઈષ્ટ ફલ આપનારા થાય છે, તે જ કલ્પવૃક્ષો, દુઃષમાદિ કાલમાં થનારા ધર્મહીનોને દૃષ્ટિના વિષયમા પણ આવતા નથી, તો પછી તેનાથી અભીષ્ટની પ્રાપ્તિ તો ક્યા જ રહી? અહિં અર્થ-પ્રાપ્તિ ફલ કહ્યુ ૯૪ તથા—

अपारे व्यसनाम्भोधौ, पतन्त पाति देहिनम् ।
सदा सविधवर्त्येक-बन्धुर्धर्मोऽतिवत्सलः ॥ ९५ ॥

ધર્મ પાર વગરના દુખ-સમુદ્રમાં પડતા એવા પ્રાણીનુ રક્ષણ કરે છે, તથા નજીક રહેલા અતિવત્સલતાવાળા હમેશના બંધુસમાન છે. અહિં અનર્થ-પરિહાર ફળ જણાવ્યું ૯૫ તથા—

आप्लावयति नाम्भोधिराश्वासयति चाम्बुदः ।
यन्महीं स प्रभावोऽय, ध्रुवं धर्मस्य केवलः ॥ ९६ ॥

આ પૃથ્વીને સમુદ્ર ડૂબાડી દેતો નથી, તથા મેઘ આ જગત ઉપર ઉપકાર કરે છે, તે માત્ર

જો પ્રભાવ હોય તો એકલા ધર્મનો જ છે અહિં અનર્થ-પરિહાર અને અર્થ-પ્રાપ્તિ બંને ફળો જણાવ્યા ૯૬. હવે સાધારણ ધર્મનુ સાધારણ ફલ કહે છે—

न ज्वलत्यनलस्तिर्यग्, यदूर्ध्वं वाति नानिलः ।
अचिन्त्यमहिमा तत्र, धर्म एव निबन्धनम् ॥ ९७ ॥

જગતમા અગ્નિ તિર્છો સળગતો નથી અને વાયુ ઉપર આકાશમા વાતો નથી, તે અચિન્ત્ય પ્રભાવ હોય તો અને તેમા ખરૂ કારણ હોય તો આ એક ધર્મનુ જ સમજવું મિથ્યાદૃષ્ટિઓ પણ કહે છે કે, 'અગ્નિનુ ઊર્ધ્વમા સળગવુ', પવન તિર્છો વાય છે. તેમા કોઈ અદૃષ્ટ જ કારણ સમજવું ૯૭. તથા—

निरालम्बा निराधारा, विश्वाधारा वसुन्धरा ।
यच्चावतिष्ठते तत्र, धर्मादन्यन्न कारणम् ॥ ९८ ॥

દોરડા આદિ આલંબન વગરની, શેષનાગ, કૂર્મ, વરાહ, દિગ્ગજો-દિશાહાથી આદિના આધાર વગરની, તેઓ હોવામાં કઈ પણ પ્રમાણ મળતુ ન હોવાથી, આ ચરાચર જગત્-વિશ્વના આધારરૂપ પૃથ્વી અધ્ધર ટકી રહેલી છે, નીચે પડતી નથી, તેમા ધર્મ સિવાય બીજું કારણ નથી અન્વય-વ્યતિરેકથી વિચારતાં ધર્મ સિવાય કોઈ પણ ટકાવનાર હેતુ નથી ૯૮ તથા—

सूर्याचन्द्रमसावेतौ, विश्वोपकृतिहेतवे ।
उदयेते जगत्यस्मिन्, नूनं धर्मस्य शासनात् ॥ ९९ ॥

આ સૂર્ય અને ચંદ્ર બંને જગતના પરોપકાર માટે આ લોકમા ઉદય પામે છે નક્કી તેમા કોઈ પ્રભાવ હોય તો આ ધર્મના શાસનનો તે પ્રભાવ છે. ૯૯ તથા—

अबन्धूनामसौ बन्धुरसखीनामसौ सखा ।
अनाथानामसौ नाथो, धर्मो विश्वैकवत्सलः ॥ १०० ॥

આ ધર્મ બધુ વગરનાઓ માટે બંધુ છે કારણ કે વિપત્તિમા સહાય કરનાર, તેમાથી પાર ઉતારનાર હોય તે બંધુ છે તેનુ કાર્ય કરનાર પ્રીતિ ઉત્પન્ન કરનાર હોવાથી મિત્ર વગરનાઓ માટે આ મિત્ર છે, યોગ અને ક્ષેમ બંને કરનાર હોવાથી નાથ વગરનાઓ માટે એ નાથ છે કહેલુ છે કે, 'યોગ-ક્ષેમ કરનાર હોય, તે નાથ કહેવાય.' અહિ હેતુ કહે છે-જગતમાં અદ્વિતીય વત્સલ કોઈ હોય, તો તે ધર્મ છે ગાય વાછરડાને સ્નેહથી ગ્રહણ કરે છે, તેથી વત્સલ ગણાય છે, તેની માફક સમગ્ર જગતને પ્રીતિનુ કારણ હોવાથી ધર્મ પણ વત્સલ છે ૧૦૦

હવે અનર્થફલની નિવૃત્તિ થતી હોવાથી અભણ સામાન્યજનો પણ ધર્મ કરવાની અભિલાષા રાખે છે, તેથી ધર્મનુ ફળ કહે છે-

रक्षो-यक्षोरग-व्याघ्र-व्यालानल-गरादयः ।
नापकर्तुमलं तेषां, यैर्धर्मः शरणं श्रितः ॥ १०१ ॥

જેઓએ આ ધર્મનું શરણ સ્વીકાર્યું છે, તેઓને રાક્ષસ, યક્ષ, સર્પ, વાઘ, સિંહ, અગ્નિ, ઝેર વિગેરે કશો પણ ઉપદ્રવ કરવા સમર્થ થઈ શકતા નથી. ૧૦૧. હવે પ્રધાનભૂત અનર્થ ટાળવાપણું અને ઉત્તમ પદાર્થની પ્રાપ્તિ રૂપ ધર્મનુ ફલ કહે છે–

धर्मो नरकपाताल–पातादवति देहिनः ।
धर्मो निरुपमं यच्छत्यपि सर्वज्ञवैभवम् ॥ १०२ ॥

કહેલો ધર્મ, નરકમાં પડવાથી રક્ષણ કરનાર, તે રૂપ નુકશાનથી અટકાવનાર, તેમ જ સર્વજ્ઞના વૈભવને પણ પ્રાપ્ત કરાવનાર પ્રધાનફળની પ્રાપ્તિરૂપ ધર્મ છે, બાકીનુ તો આનુષંગિક ફલ સમજવું અહિ આંતર શ્લોકોનો ભાવાર્થ જણાવાય છે––

આ દશ પ્રકારના યતિધર્મને મિથ્યાદૃષ્ટિઓએ દેખ્યો નથી અને જે કોઈકે ક્યાક કહેલ છે, તે પણ માત્ર વાણીથી વર્ણન કરવા પૂરતું સમજવું. તત્ત્વોના અર્થો વાણીમા દરેકને હોય, કેટલાકને મનમા પણ હોય, પરંતુ ક્રિયાથી પણ હંમેશાં અમલ કરતા હોય તો જિનમત માનનારા જ સમજવા. વેદશાસ્ત્રોમા પરાધીન બુધ્ધિવાળા અને તેના સૂત્રો કંઠે મુખપાઠ રાખનારા તત્ત્વથી લેશ પણ ધર્મરત્નને જાણતા નથી. ગોમેધ, નરમેધ, અશ્વમેધ વિગેરે યજ્ઞ કરાવનારા–પ્રાણિઓનો ઘાત કરનારા અને કરાવનારા યાજ્ઞિકોને ધર્મ કેવી રીતે હોય? ન શ્રદ્ધા કરવા યોગ્ય, અસત્ય અને પરસ્પર વિરોધિ વસ્તુનો પ્રલાપ કરનારા પુરાણ કરનારા પૌરાણિકોને ધર્મ કયો? કેવો? ખોટી વ્યવસ્થાઓ વડે બીજાનુ દ્રવ્ય પડાવનારા, માટી, જળ આદિથી શૌચધર્મ જણાવનારા સ્માર્તો વગેરેને ધર્મ કેવી રીતે સંભવે? ઋતુકાલ વીત્યા પછી ગર્ભહત્યા કે બાળહત્યા કરનાર, બ્રહ્મચર્યનો અપલાપ કરનાર બ્રાહ્મણોને બ્રહ્મ એટલે ધર્મ કેવી રીતે સંભવે? ન દેવાની ઈચ્છાવાળા યજમાન પાસેથી પણ સર્વ ઝૂટવી લેવાની ઈચ્છાવાળા, ધન માટે પ્રાણ–ત્યાગ કરનારા બ્રાહ્મણોને અકિંચનપણું કેવી રીતે હોય? રાત્રે અને દિવસે મુખને પૂછીને ભક્ષણ કરનારા, ભક્ષ્યાભક્ષ્યના વિવેક વગરના સૌગતોને–બૌધ્ધધર્મવાળાને તપધર્મ જ ક્યા છે? "કોમળ શય્યા, સવારે મીઠારસનુ પાન, બપોરના ભોજન, સાંજે ઠંડુ પીણુ, મધ્યરાત્રે દ્રાક્ષા અને સાકર, ઈચ્છા પ્રમાણે ખાવા–પીવામા શાકયે સુંદર ધર્મ જણાવેલો છે!" નજીવા એવા અપરાધમાં ક્ષણવારમાં શાપ આપતા લૌકિક ઋષિઓમા ક્ષમાધર્મનો અંશ પણ સંભવતો નથી. 'પોતાની બ્રાહ્મણ જાતિ સર્વોત્તમ છે.' એવા જાતિ આદિના મદવાળા, દુર્વર્તન વાળા અને તેવા જ ચિત્તવાળા ચાર આશ્રમમાં વર્તતા બ્રાહ્મણોને માર્દવધર્મ ક્યાંથી હોય? હૃદયમા દંભના પરિણામ વહેતા હોય, બહારથી બકવૃત્તિ ધારણ કરનારા, પાખંડ–વ્રત ધારણ કરનારાઓને સરળતાનો લેશ પણ ક્યાંથી હોય? પત્ની, ઘર, પુત્રાદિ પરિવાર અને સદા પરિગ્રહવાળા લોભના એકમાત્ર કુલગૃહ એવા બ્રાહ્મણોને મુક્તિધર્મ કેવી રીતે હોય? તેથી કરીને રાગ–દ્વેષ–મોહ વગરના, કેવળજ્ઞાનવાળા અરિહંત ભગવંતોની આ ધર્મસ્વાખ્યાતતા ભાવના વિચારવી રાગથી, દ્વેષથી કે મોહ–અજ્ઞાનથી ફેરફાર–વિતથ બોલવાનુ થાય, તેના અભાવમા અરિહંતોની વિતથવાદિતા કેવી રીતે હોય? જેઓ રાગાદિક દોષો વડે કલુષિત ચિત્તવાળા હોય, તેઓના મુખમાથી સત્ય વાણી કદાપિ નીકળતી નથી. તે આ પ્રમાણે–યજ્ઞ કરાવવો, હવન કરવું, ઈત્યાદિ તથા અનેક વાવડી, કૂવા, તળાવ, સરોવર આદિ, ઈષ્ટાપૂર્ત કાર્યો કરતા, પશુઓનો ઘાત કરવાથી સ્વર્ગલોકના સુખની પ્રાપ્તિ બતાવતા, બ્રાહ્મણોને ભોજન આપવાથી, પિતૃઓને તૃપ્તિ કરાવવાની અભિલાષાવાળા, ઘીની યોનિ આદિ કરાવવી તે રૂપ પ્રાયશ્ચિત્ત કરાવનારા, પાંચ આપત્તિના કારણે સ્ત્રીઓનાં ફરી

લગ્ન કરાવનારા, પુત્ર ન થતા હોય, તેવી સ્ત્રીઓ વિષે ક્ષેત્રજ અપત્ય (બીજા પુરુષદ્વારા ઉત્પન્ન)નુ કથન કરનારા, દોષિત સ્ત્રીઓની રજોથી શુદ્ધિ કહેનારા, કલ્યાણબુદ્ધિથી યજ્ઞમાં હણેલા બોકડા આદિના લિંગથી આજીવિકા ચલાવનારા, સૌત્રામણિયજ્ઞમાં સાત પેઢી સુધી મદિરા–પાન કરનારા, વિષ્ટા ભક્ષણ કરનાર ગાયને સ્પર્શ કરવાથી પવિત્રતા માનનારા, જળાદિકના સ્નાનમાત્રથી પાપશુદ્ધિ કહેનારા, વડલા, પીપળા, કોઠા, આમળા, આંબલી આદિ વૃક્ષોની પૂજા કરાવનારા અને કરનારા, અગ્નિમા ઘી આદિના હવન કરવા વડે દેવ–દેવીઓને ખુશ કરવાનુ માનનારા, ભૂમિ પર ગાયને દોહન કરવાથી અમંગળની શાતિ માનનારા, સ્ત્રીઓને વિડંબના આપવા સરખા વ્રત અને ધર્મને ઉપદેશ કરનારા, તથા જટા ધારણ કરવી, કાનમાં પટલ, શરીરે ભસ્મ લગાડવી, લંગોટી પહેરવી, આકડા, ધત્તૂરા, બીલીપત્ર, તુલસી આદિથી દેવપૂજા કરનારા, કુલા (નિતંબ) વગાડતા, ગીત–નૃત્યાદિ વારંવાર કરતા અને વદનના શબ્દથી વાજિત્રના શબ્દો કરતા, અસત્યભાષા બોલવા પૂર્વક મુનિઓ, દેવો અને લોકોને હણતા, વ્રતભંગ કરી દાસપણુ અને દાસીપણુ ઈચ્છતા, વારંવાર પાશુપત–વ્રત ગ્રહણ કરતા અને વળી છોડતા, ઔષધાદિના પ્રયોગ કરવાવડે જૂ–લીખોને મારી નાખતા, મનુષ્યના હાડકાનાં આભૂષણો ધારણ કરતા, શૂલ અને ખાટલાના પાયાને વહન કરતા, ખપ્પર (ખોપરી)મા ભોજન કરતા, ઘંટા, નૂપુર ધારણ કરતા, મદિરા, માસ અને સ્ત્રીના ભોગમા આસક્ત બનેલા, નિરંતર નિતંબ(કુલા) ઉપર ઘંટ બાધી વારંવાર ગાયન નૃત્ય કરનારા, તેઓને ધર્મ કેવી રીતે સંભવે? તથા અનંતકાય–કન્દાદિ ફલ, મૂલ અને પત્રોનુ ભોજન કરનારા, વળી સ્ત્રી–પુત્ર–યુક્ત વનવાસ સ્વીકાર કરનારાને તથા ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, કે આચરવા યોગ્ય કે ન આચરવા યોગ્ય સર્વમાં સમાન ભાવવાળા યોગી નામથી પ્રસિદ્ધિ પામેલા કૌલાચાર્યના અન્તેવાસી શિષ્યો, તથા બીજાઓ કે જેઓએ જૈનેન્દ્ર–શાસનનો મર્મ જાણ્યો નથી, તેવાઓને ધર્મ શુ? તેનુ ફલ શુ? અને તેની સુદર મર્યાદાવાળી કથન–રીતિ કેવી? તે તો ક્યાથી જાણી હોય? જિનેશ્વર ભગવંતના ધર્મનુ આ લોક અને પરલોકમા જે ફળ છે, તે તો ગૌણ ફલ છે, મુખ્ય ફલ તો મોક્ષ કહેલો છે ખેડૂત ખેતી કરતા, ધાન્ય વાવતા ધાન્ય મેળવવાની ઈચ્છા રાખે છે વચમાં ઘાસ–પલાલ આદિક તો આનુષંગિક ફલ છે તેમ ધર્મનુ યથાર્થ ફલ તો અપવર્ગ–મોક્ષ છે, અને સાસારિક ફલ તો આનુષંગિક સમજવું જિનેશ્વર ભગવતોએ કહેલા ધર્મને આશ્રિત સ્વાખ્યાતતા ભાવનાને વારંવાર ભાવતા થકા મમત્વરૂપ વિષ–વેગના વિકાર–દોષોથી મુક્ત બની પરમ પ્રકર્ષવાળી સામ્યપદવીને પામે છે. એ પ્રમાણે ધર્મ–સ્વાખ્યાતતા ભાવના કહી ૧૦૨ હવે લોક–ભાવના કહે છે–

## લોકભાવના સાથે ચૌદ રાજલોકનું સ્વરૂપ

कटिस्थकरवैशाख–स्थानकस्थनराकृतिम् ।
द्रव्यैः पूर्णं स्मरेल्लोकं, स्थित्युत्पत्ति-व्ययात्मकैः ॥ १०३ ॥

કેડ ઉપર બે હાથ ટેકવીને રાખેલા હોય અને વૈશાખ–સંસ્થાનથી બે પગ પહોળા કરેલા હોય, એવા પ્રકારના આકારે ઉભેલો એક પુરુષ, તેવી ચૌદ રાજલોકના આકાશ–ક્ષેત્રની આકૃતિનુ સ્મરણ કરવું લોકાકાશ ક્ષેત્ર કેવુ? ત્યારે જણાવે છે કે સ્થિતિ, ઉત્પાદ અને વ્યય સ્વરૂપ દ્રવ્યોથી પૂર્ણ ક્ષેત્ર. સ્થિતિ એટલે ધ્રુવતા, ઉત્પત્તિ એટલે ઉત્પન્ન થવું, વ્યય એટલે વિનાશ જગતની

તમામ વસ્તુઓ સ્થિતિ, ઉત્પાદ અને વ્યય-સ્વરૂપ છે. તત્ત્વાર્થ-સૂત્રમાં કહેલું છે કે-'उत्पाद-व्यय-ध्रौव्ययुक्तं सत्' આકાશાદિક પણ નિત્યાનિત્યપણાથી પ્રસિધ્ધ છે અને દરેક ક્ષણે તે તે પર્યાયથી ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે પ્રદીપ વગેરે પણ ઉત્પાદ અને વિનાશના યોગવાળા બનીને રહે છે, પણ એકાંતસ્થિતિયોગવાળું કે ઉત્પાદ-વિનાશયોગિ કંઈ પણ નથી. [અન્યયોગવ્યવચ્છેદ-દ્વાત્રિંશિકામાં] અમે કહ્યું છે કે:

"દીવાથી લઈને આકાશ સુધી સર્વ વસ્તુ સરખા સ્વભાવવાળી છે, સ્યાદ્વાદની મુદ્રાને ઉલ્લંઘન ન કરે તેવી છે. તેમાંથી એક વસ્તુ નિત્ય જ છે અને બીજી વસ્તુ અનિત્ય જ છે-એવા પ્રલાપો તમારી આજ્ઞાના દ્વેષીઓના છે." ૧૦૩.

લોકસ્વરૂપ જ કહે છે—

लोको जगत्त्रयाकीर्णो, भुवः सप्तात्र वेष्टिताः ।
घनाम्भोधि-महावात-तनुवातैर्महाबलैः ॥ १०४ ॥

કહેલી આકૃતિ અને સ્વરૂપવાળો લોક અધઃ, તિર્યગ્ અને ઊર્ધ્વ એમ ત્રણ લોકથી વ્યાપ્ત છે. તે લોકમાં રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા, મહાતમઃપ્રભા યથાર્થનામવાળી પૃથ્વીઓ છે. તથા અનાદિકાળથી પ્રસિદ્ધ નિરન્વર્થકનામવાળી છે-તે આ પ્રમાણે-ઘર્મા, વંશા, શૈલા, અંજના, અરિષ્ટા, માઘવ્યા અને માઘવી. દરેક રત્નપ્રભાથી નીચે નીચે વધારે વધારે પહોળી છે. તેમાં અનુક્રમે ૩૦ લાખ, ૨૫ લાખ, ૧૫ લાખ, દશ લાખ, ત્રણ લાખ, પાંચન્યૂન એક લાખ, અને પાંચ જ એવા નારકાવાસો છે તે નીચે અને પડખેથી ચારે બાજુ ગોળાકાર વીંટળાએલા છે. કોનાથી? પ્રવાહી નહિં, પણ કઠણ સમુદ્ર, મહાબલવાન એવા ઘનવાત અને તનુવાતથી 'મહાબલ' કહેવાથી પૃથ્વી ધારણ કરવા સમર્થ. તેમાં દરેક પૃથ્વીની નીચે ઘનોદધિ મધ્યભાગમાં વીશ હજાર યોજન જાડો છે અને મહાવાયુની જાડાઈ ઘનોદધિ કરતાં મધ્યભાગમાં અસંખ્યાતા યોજનની અને તનુવાત મહાવાયુ કરતાં અસંખ્યાત યોજનની જાડાઈવાળો છે. ત્યાર પછી અસંખ્યાતા યોજનસહસ્ર આકાશ છે. આ વચ્ચેની જાડાઈનું માપ સમજવું. ત્યાર પછી ક્રમે ક્રમે બંને બાજુ ઘટતું ઘટતું છેવટે વલયના સરખા માપવાળું થાય છે. રત્નપ્રભાના ઘનોદધિવલયનું પહોળાઈનું માન છ યોજનનું, ઘનવાત વલયનુ પહોળાઈનું માન સાડાચાર યોજન અને તનુવાત વલયનું પહોળાઈનું માન દોઢ યોજન સમજવું. રત્નપ્રભાના વલયમાનની ઉપર ઘનોદધિમાં યોજનનો ત્રીજો ભાગ, ઘનવાતમાં એક ગાઉ, તનુવાતમાં ગાઉનો ત્રીજો ભાગ હોય છે એ પ્રમાણે શર્કરાપ્રભામાં વલયમાન જાણવું. એવી રીતે શર્કરાપ્રભાના વલયમાનથી ઉપર આ પ્રમાણે પ્રક્ષેપ અર્થાત્ ઉમેરો કરવો. એમ પહેલા પહેલાના વલયમાનથી ઉપર આ પ્રમાણે સાતમી પૃથ્વી સુધી ઉમેરતાં ઉમેરતાં આગળ જવું. કહેલુ છે કે- 'ઘમાના પ્રથમ વલયની લંબાઈ પલ્યોપમનો ત્રીજો ભાગ, બીજા વલયની લંબાઈ એક ગાઉ, છેલ્લા વલયની લંબાઈ ગાઉનો ત્રીજો ભાગ, આદિ ધ્રુવમાં ઉમેરતા જવો. એવી રીતે સાતમી પૃથ્વી સુધી ઉમેરવું. પ્રક્ષેપ કર્યા પછી વલયની પહોળાઈનું માપ આ પ્રમાણે જાણવું-બીજી વંશા નામની પૃથ્વીમાં પહેલા વલયનો વિષ્કંભ-પહોળાઈ છ યોજન અને એક યોજનનો ત્રીજો ભાગ અર્થાત્ ૬⅓ યોજન. બીજા વલયમાં પોણાપાચ યોજન

અને ત્રીજા વલયમાં ૧$\frac{૭}{૧૨}$ યોજન, એમ સર્વ સરવાળો એકઠો કરવાથી શર્કરાપ્રભા - વંશા બીજી નારક પૃથ્વીના છેડાથી બાર પૂર્ણાંક બે તૃતીયાંશ યોજનના છેડે અલોક છે. વાલુકાપ્રભા – શેલા નામની ત્રીજી નારકીના પહેલા વલયનો વિષ્કંભ છ યોજન, બીજા વલયનો ૫$\frac{૩}{૪}$ યોજન અને ત્રીજા વલયનો ૧$\frac{૩}{૪}$ યોજન એમ સરવાળો કરતા ૧૩$\frac{૧}{૩}$ યોજને વાલુકાપ્રભાનો સીમાડો પૂર્ણ થાય ત્યાથી આગળ ફરતો અલોક છે. ચોથી પંકપ્રભા–અંજના નામની નારકીના વલયોમાં પ્રથમનો વિષ્કંભ સાત યોજન, બીજા વલયનો સવાપાંચ યોજન અને ત્રીજાનો પોણા બે યોજન મળી ચૌદ યોજન પછી અલોક આવે છે. હવે આ ધૂમપ્રભા – રિષ્ટા નામની પાંચમી નરકમાં ત્રણ વલયોનુ અનુક્રમે ૭$\frac{૧}{૩}$, ૫$\frac{૧}{૨}$, ૧$\frac{૫}{૬}$ યોજન વિષ્કંભ જાણવું, અર્થાત્ ૧૪$\frac{૨}{૩}$ યોજન પછી અલોક ફરતો હોય હવે મઘા – તમ.પ્રભા નામની છઠ્ઠી નરક પૃથ્વીને ફરતા ત્રણ વલયો છે. તેમાં પ્રથમ ઘનોદધિ–વલયનો વિસ્તાર–લંબાઈ ૭$\frac{૨}{૩}$, બીજાનો ૫$\frac{૩}{૪}$ પોણા છ યોજન અને ત્રીજાનો ૧$\frac{૧૧}{૧૨}$ યોજન પહોળાઈ છે હવે તમ તમંપ્રભા – માઘવતી નામની સાતમી નારકીના પ્રથમ વલયનુ માન આઠ યોજન, બીજા વલયનુ છ યોજન અને ત્રીજા વલયનું બે યોજન લંબાઈ – પ્રમાણ સમજવું–એટલે સોળ યોજન પછી ફરતો અલોક સમજવો પૃથ્વીના આધારભૂત ઘનોદધિ, ઘનવાત, તનુવાતથી આ વલયો પૃથ્વીની ચારે બાજુ વલયાકારથી છેડા ભાગ સુધી એટલી પહોળાઈથી પૃથ્વીની ઉંચાઈ જેટલા તેના પણ માપ સમજવા ૧૦૪. ફરી લોકનુ સ્વરૂપ કહે છે–

वेत्रासनसमोऽधस्तात्, मध्यतो झल्लरीनिभः ।
अग्रे मुरजसङ्काशो, लोकः स्यादेवमाकृतिः ॥ १०५ ॥

વેત્રાસન જેવો નીચેનો ભાગ. છેક નીચેનો ભાગ વધારે પહોળો હોય. ઉપર ઉપરનો ભાગ સાકડો થતો જાય, તેના જેવો નીચેનો આકાર, મધ્યનો ભાગ ઝાલર–વાજિંત્ર–વિશેષ તેના જેવો આકાર, મધ્યલોકની ઉપરનો ભાગ મૃદંગ જેવો એટલે કે ઉપર–નીચે સાકડો, વચમાં પહોળો ભાગ–એમ ત્રણ આકારવાળો લોક સમજવો. કહેલુ છે કે– "તેમા ઉંધુ સરાવલુ હોય, તેવો અધોલોક, થાળ જેવો તિર્યગ્લોક, અને બે સરાવલાનો સંપુટ બનાવે, તેવા આકારવાળો ઊર્ધ્વલોક હોય" અહિં અધ , તિર્યગ્, ઉર્ધ્વલોક એ રુચક–પ્રદેશોની અપેક્ષાએ, મેરુપર્વતના બરાબર મધ્યભાગમા ગાયના સ્તનાકારે ચાર આકાશપ્રદેશો, નીચેના ભાગમાં તેના જ ઉપલા ભાગમા તે જ પ્રમાણે ચાર બીજા રુચક–પ્રદેશો એમ આઠ નીચે ઉપરના આકાશ--પ્રદેશો કહેલુ છે કે— "તિર્છાલોકના બરાબર મધ્યભાગમાં આઠ રુચક–પ્રદેશો છે, તેનાથી જ દિશાઓ અને વિદિશાઓની ઉત્પત્તિ છે"

તેમા રુચક–પ્રદેશથી નીચે અને ઉપર નવસો નવસો યોજન તિર્છાલોક છે, જેની જાડાઈ અઢારસો યોજન–પ્રમાણ છે તિર્છાલોકની નીચે નવસો યોજન છોડ્યા પછી લોકના અંત સુધીનો ભાગ, તે સાતરાજ–પ્રમાણ અધોલોક છે. તેમા કહેલા સ્વરૂપવાળી સાત પૃથ્વીઓ છે તેમા પ્રથમ રત્નપ્રભા નામની પૃથ્વીમાં એક લાખ એંશી હજાર યોજન ઉંચાઈ કહો કે જાડાઈ કહો, તેના ઉપર અને નીચેના એક એક હજાર યોજન છોડીને વચ્ચે ૧ લાખ, ૭૮ હજાર યોજનની અંદર ભવનપતિ–દેવોના ભવનો છે. તેઓ અસુર, નાગ, વિદ્યુત્ , સુપર્ણ, અગ્નિ, વાયુ, સ્તનિત, ઉદધિ, દ્વીપ અને દિક્–કુમારો નામના ભવનપતિ–દેવો છે તેઓ ચૂડામણિ, સર્પ,

વજ, ગરુડ, ઘટ, અશ્વ, વર્ધમાન, મગર, સિંહ અને હાથીના ચિહ્નવાળા હોય છે. તેમાં ભવનપતિ-દેવો દક્ષિણ અને ઉત્તર દિશામાં વ્યવસ્થિત થએલા બે બે ઈન્દ્રો હોય છે તેમા અસુરકુમાર દેવોને ચમરેન્દ્ર અને બલીન્દ્ર નામના બે ઈન્દ્રો છે. ધરણેન્દ્ર અને ભૂતાનંદ ઈન્દ્ર નાગકુમાર-દેવોના બે ઈન્દ્રો છે હરિ અને હરિસહ નામના બે ઈન્દ્રો વિદ્યુત્કુમાર-દેવોના છે. વેણુદેવ અને વેણુદાલિ નામના બે ઈન્દ્રો સુપર્ણકુમાર દેવોના, અગ્નિશિખ અને અગ્નિમાણવ નામના બે ઈન્દ્રો અગ્નિકુમાર દેવોના, વેલંબ અને પ્રભંજન વાતકુમાર દેવોના ઈન્દ્રો, સુઘોષ અને મહાઘોષ સ્તનિતકુમાર દેવોના ઈન્દ્રો, જલકાન્ત અને જલપ્રભ ઈન્દ્રો ઉદધિકુમાર દેવોના, પૂર્ણ અને વશિષ્ટ નામના બે ઈન્દ્રો દ્વીપકુમાર દેવોના, અમિત અને અમિતવાહન નામના બે ઈન્દ્રો દિક્‌કુમાર દેવોના જાણવા. આ જ રત્નપ્રભા પૃથ્વીના ઉપરના એકહજાર યોજનના ઉપર અને નીચેના સો સો યોજન છોડીને વચલા આઠસો યોજનમાં આઠ પ્રકારના પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિમ્પુરુષ, મહોરગ અને ગન્ધર્વ અનુક્રમે કદંબવૃક્ષ, સુલસવૃક્ષ, વડલાનુ વૃક્ષ, ખટ્વાંગ (તાપસ ઉપકરણ), અશોકવૃક્ષ, ચમ્પકવૃક્ષ, નાગવૃક્ષ, તુમ્બરુવૃક્ષના ચિહ્નવાળા તિર્ચ્છાલોકમાં વાસ કરનારા વ્યંતરદેવોના નગરો છે. તેમાં પણ દક્ષિણ અને ઉત્તર દિશામાં બબ્બે ઈન્દ્રોની વ્યવસ્થા છે. તેમા પિશાચોના કાલ અને મહાકાલ, ભૂતોના સુરૂપ અને પ્રતિરૂપ, યક્ષોના પૂર્ણભદ્ર અને માણિભદ્ર, રાક્ષસોના ભીમ અને મહાભીમ, કિન્નરોના કિંનર અને કિંપુરુષ, કિંપુરુષોના સત્પુરુષ અને મહાપુરુષ, મહોરગોના અતિકાય અને મહાકાય, ગંધર્વોના ગીતરતિ અને ગીતયશા નામના ઈન્દ્રો છે. તેમ જ રત્નપ્રભામાં પહેલા સો યોજનના નીચેના અને ઉપરના દશ દશ યોજન છોડીને વચલા એંશી યોજનોમાં અણપન્ની, પણપન્ની વગેરે તેટલા જ દક્ષિણ અને ઉત્તર દિશામાં વ્યવસ્થિત બનેલા આઠ વ્યંતરનિકાયના દેવો અને બબ્બે ઈન્દ્રો છે.

તથા રત્નપ્રભા પૃથ્વીના સમતલપ્રદેશથી ઉપર સાતસો નેવું યોજન અને જ્યોતિષ્કોની નીચેનો પ્રદેશ તેની ઉપર દશ યોજનમા સૂર્ય, તેની ઉપર એંશી યોજને ચંદ્ર, તેની ઉપર વીશ યોજને તારા અને ગ્રહો એ પ્રમાણે જ્યોતિર્લોક એકસો ને દશ યોજન જાડાઈવાળો છે અગીઆરસો ને એકવીશ યોજન જંબૂદ્વીપના મેરુને અડકયા વગર અને લોકના છેડાથી અગીઆરસો અગીઆર યોજન સ્પર્શ કર્યા વગર સર્વદિશામાં મંડલાકારે વ્યવસ્થિત રીતે ધ્રુવને છોડીને જ્યોતિષચક્ર ભ્રમણ કરે છે કહેલું છે કે- "અગીઆરસો એકવીશ અને અગીઆરસો અગીઆર એમ મેરુ અને અલોક એ બંનેના બહારના ભાગમાં જ્યોતિષચક્ર ફરતું રહે છે."

અહિ સર્વના ઉપર સ્વાતિનક્ષત્ર, સર્વની નીચે ભરણિ નક્ષત્ર, સર્વની દક્ષિણમાં મૂલ, સર્વની ઉત્તરમા અભીચિનક્ષત્ર, તેમાં જંબૂદ્વીપમાં બે ચંદ્ર અને બે સૂર્ય, લવણસમુદ્રમાં ચાર ચંદ્રો અને ચાર સૂર્યો, ધાતકીખંડમાં બાર ચંદ્રો અને બાર સૂર્યો, કાલોદધિસમુદ્રમાં બેંતાલીશ ચંદ્રો અને સૂર્યો, પુષ્કરવરાર્ધમાં બોંતેર ચંદ્રો અને સૂર્યો-એ પ્રમાણે મનુષ્યલોકમાં એકસો બત્રીશ ચંદ્રો અને એકસો બત્રીશ સૂર્યો થયા. અઠ્યાસી ગ્રહો, અઠ્ઠાવીશ નક્ષત્રો, છાસઠ હજાર, નવસો, પચોતેર અધિક તારાઓની કોટિ કોટિ-પ્રમાણ એક એક ચંદ્રનો પરિવાર, $\frac{56}{61}$ યોજન લંબાઈ-પહોળાઈ પ્રમાણવાળું ચંદ્રનુ વિમાન, $\frac{48}{61}$ યોજન લંબાઈ-પહોળાઈ પ્રમાણયુક્ત સૂર્યનું વિમાન, અર્ધયોજન-પ્રમાણ ગ્રહોનુ વિમાન, નક્ષત્રોનું એક ગાઉ-પ્રમાણ વિમાન, સર્વોત્કૃષ્ટ આયુષ્યવાળા તારાનું અર્ધક્રોશ, સર્વજઘન્ય આયુષ્યવાળાને પાંચસો ધનુષ-પ્રમાણ વિમાન હોય.

સર્વ વિમાનોનું બાહલ્ય-જાડાઈ, પહોળાઈથી અર્ધ-પ્રમાણ, આ વિમાનો પીસ્તાલીશ લાખ યોજન પ્રમાણવાળા મનુષ્યક્ષેત્રમાં હોય ચંદ્રાદિક વિમાન વાહનોની આગળ સિંહો, દક્ષિણે હાથીઓ, પશ્ચિમમાં વૃષભો અને ઉત્તર તરફ અશ્વો હોય છે. સૂર્ય અને ચંદ્રને સોળ હજાર હુકમ ઉઠાવનારા આભિયોગિક દેવો હોય છે. ગ્રહોને આઠ હજાર, નક્ષત્રોને ચાર હજાર, તારકોને બે હજાર આભિયોગિક પરિવાર હોય છે. પોતાની દેવગતિ અને દેવપુણ્ય હોવા છતાં ચંદ્રાદિકોને તેઓ આભિયોગ્યકર્મ-વશથી ત્યાં તે રૂપે ઉપસ્થિત થાય છે. માનુષોત્તર પર્વત પછી પંચાસ હજાર યોજન ક્ષેત્ર-પરિધિની વૃધ્ધિ વડે સંખ્યાથી વૃદ્ધિ પામતા શુભલેશ્યાવાળા ગ્રહો નક્ષત્ર, તારાના પરિવારવાળા ઘંટાના આકાર સરખા અસંખ્યાતા, સ્વયંભૂરમણ સમુદ્રથી લાખ યોજન આતરાવાળી શ્રેણિઓમા રહેલા હોય છે

મધ્યલોકમાં તો જમ્બૂદ્વીપ અને લવણાદિક સમુદ્રો સારા સારા નામવાળા, આગલા આગલાની પરિધિથી બમણી બમણી પરિધિ-વ્યાસ-ગોળાઈવાળા, અસંખ્યાતા વલયાકારવાળા દ્વીપો અને સમુદ્રો છે, છેલ્લો સ્વયંભૂરમણ સમુદ્ર છે

જંબૂદ્વીપના મધ્યભાગમા મેરુપર્વત સુવર્ણથાળ સરખો ગોળ એક હજાર યોજન નીચે પૃથ્વીમાં છૂપાઈ રહેલો, નવાણુ હજાર યોજન ઊંચો, મૂળમાં દસહજાર નેવું યોજન અધિક ૧૦૦૯૦૧૦/૧૧ વિસ્તારવાળો, ધરણિતલમાં દસહજાર યોજન વિસ્તારવાળો, ઉપર હજાર યોજન પહોળો, ત્રણ કાંડ-વિભાગવાળો, અધોલોકમાં ૧૦૦ યોજન, તિર્છાલોકમાં ૧૮૦૦ યોજન અને ઊર્ધ્વલોકમાં ૯૮૧૦૦ યોજન એ પ્રમાણે ત્રણે લોકના વિભાગ કરનાર, ભદ્રશાલ, નંદન, સૌમનસ અને પાંડુક એ નામનાં ચાર વનોથી પરિવરેલો છે. તેમા શુદ્ધ પૃથ્વી પાષાણ, વજ્ર (હીરા), કાંકરાઓની બહુલતાવાળો એકહજાર યોજન પ્રમાણવાળો પ્રથમ કાડ છે, રૂપું, સોનું, અંક અને સ્ફટિકરત્નની બહુલતાવાળો ત્રેસઠ હજાર યોજન-પ્રમાણવાળો બીજો કાડ, સુવર્ણની બહુલતાવાળો છત્રીશ હજાર યોજન-પ્રમાણવાળો ત્રીજો કાંડ છે. વૈડૂર્યરત્નની બહુલતાવાળી, ચાળીશ યોજન ઊંચી તેની ચૂલિકા છે જે મૂલમા બાર યોજન લાંબી, મધ્યે આઠ યોજન અને ઉપર ચાર યોજન લાંબી છે મેરુની તળેટીમા વલયાકારે ભદ્રશાલવન છે. ભદ્રશાલવનથી પાચસો યોજન ઉપર ગયા પછી પાચસો યોજન વિસ્તારવાળું પ્રથમ મેખલામાં વલયાકૃતિવાળું નંદનવન છે ત્યારપછી સાડી બાસઠ હજાર યોજન ઉચે ગયા પછી બીજી મેખલામા પાચસો યોજન વિસ્તારવાળું વલયાકૃતિવાળું સૌમનસ વન છે. ત્યાર પછી છત્રીશ હજાર યોજન ઉપર ગયા પછી ત્રીજી મેખલામા ચારસો ચોરાણું યોજન વિસ્તારવાળું વલયા-કૃતિયુક્ત મેરુના શિખર ઉપર પાંડુકવન છે.

આ જંબૂદ્વીપમાં સાત ક્ષેત્રો છે. તેમાં દક્ષિણ બાજુ ભરતક્ષેત્ર, તેની ઉત્તરે હૈમવતક્ષેત્ર, ત્યાર પછી હરિવર્ષ ક્ષેત્ર, ત્યાર પછી મહાવિદેહો, તે પછી રમ્યક ક્ષેત્ર, ત્યાર પછી હૈરણ્યવત ક્ષેત્ર, ત્યારપછી ઐરાવત ક્ષેત્ર દરેક ક્ષેત્રોનો વિભાગ કરનાર હિમવાન, મહાહિમવાન, નિષધ, નીલ, રુકમી અને શિખરી એ નામના પર્વતો છે. અનુક્રમે તેઓ હેમ, અર્જુન, તપનીય(સુવર્ણ), વૈડૂર્ય, ચાંદી અને તપનીયમય વિચિત્ર મણિરત્નોથી શોભાયમાન પડખાવાળા, મૂલ અને ઉપલા ભાગમા સમાનવિસ્તારવાળા તેમાં હિમવાન્ પર્વત પચીસ

યોજન જમીનમાં અને સો યોજન ઉચો, મહાહિમવાન્ તેનાથી બમણો એટલે બસો યોજન ઉંચો, નિષધપર્વત ચારસો યોજન ઉચો; નીલ પર્વત પણ તેટલો એટલે ચારસો યોજન ઉંચો, રુક્મી મહાહિમવાન જેટલો, શિખરી હિમવાન્ જેટલો, તે પર્વતો ઉપર પદ્મ, મહાપદ્મ, તિગિચ્છિ, કેશરિ, મહાપુંડરીક અને પુંડરીક નામના અનુક્રમે સરોવરો છે. પ્રથમ એક હજાર યોજન લાંબુ અને પાંચસો યોજન પહોળું, બીજું તેથી બમણી લંબાઈ–પહોળાઈવાળું, ત્રીજું તેથી બમણી લંબાઈ–પહોળાઈવાળું, ઉત્તરમાં પુંડરીક આદિ દક્ષિણની માફક સરખા દરેક સરોવરોમાં દશ યોજનની અવગાહનાવાળાં પદ્મકમળો છે અને તેના ઉપર નિવાસ કરનારી અનુક્રમે શ્રીદેવી, હ્રીદેવી, ધૃતિદેવી, કીર્તિદેવી, બુદ્ધિદેવી અને લક્ષ્મીદેવીઓ છે તેમનું આયુષ્ય એકપલ્યોપમનુ, તેમ જ તેઓ સામાનિક દેવો, પર્ષદા દેવો, તથા આત્મરક્ષક દેવોથી પરિવરેલી હોય છે.

ત્યાં ભરતમાં ગંગા અને સિન્ધુ નામની બે મોટી નદીઓ છે. હૈમવતમાં રોહિતાંશા અને રોહિતા, હરિવર્ષમાં હરિકાન્તા અને હરિતા, મહાવિદેહમાં શીતા અને શીતોદા, રમ્યકમાં નારીકાન્તા અને નરકાન્તા, હૈરણ્યવતમા સુવર્ણકૂલા અને રૂપ્યકૂલા, ઐરવતમા રકતા અને રકતોદા નામની નદીઓ છે. તેઓમાં પહેલી કહી, તે નદી પૂર્વ તરફ વહન થનારી અને બીજી પશ્ચિમમાં વહેનારી જાણવી. તેમાં ગંગા અને સિન્ધુ બંને નદીઓ ચૌદ હજાર નદીઓના પરિવારવાળી, રોહિતાશા અને રોહિતા બંને અઠ્ઠાવીશ હજાર નદીઓના પરિવારવાળી, હરિકાન્તા અને હરિતા બંને છપ્પન્ન હજાર નદીઓના પરિવારવાળી, શીતા અને શીતોદા બંને નદીઓ પાંચ લાખ, બત્રીશ હજાર નદીઓના પરિવારવાળી છે. ઉત્તરની નદીઓનો પરિવાર દક્ષિણની માફક તેના સરખો સમજવો.

તેમાં ભરતક્ષેત્રની લંબાઈ પાંચસો છવ્વીશ યોજન અને એક યોજનના ઓગણીશ ભાગ કરીએ, તેના છ ભાગ અર્થાત ૬/૧૯ યોજન, ત્યાર પછી અનુક્રમે બમણા બમણા લાંબા પર્વતો અને ક્ષેત્રો મહાવિદેહ સુધીના અને ઉત્તરના દરેક ક્ષેત્રો અને પર્વતો દક્ષિણ સરખા સમજવા.

મહાવિદેહમાં નિષધ પર્વતની ઉત્તરે અને મેરુની દક્ષિણે પશ્ચિમ અને પૂર્વમાં વિદ્યુત્પ્રભ અને સૌમનસ નામના નિષધની અંદર રહેલા ગજદંત આકૃતિવાળા પર્વતોથી વીંટળાએલા શીતોદા નદી વડે વિભાગ પામેલા પાચ પાંચ કુંડો બંને પડખે રહેલા અને દશ કાંચનપર્વતો વડે શોભાયમાન શીતોદા નદીના પૂર્વ–પશ્ચિમ બંને કાંઠે રહેલા એક હજાર યોજન ઉંચા, તેટલા જ નીચે વિસ્તારવાળા અને તેથી અર્ધપ્રમાણ ઉપર વિસ્તારવાળા વિચિત્રકૂટ અને ચિત્રકૂટથી શોભાયમાન દેવકુરુઓ ૧૧૮૪૨ ૨/૧૯ યોજન–પ્રમાણ છે મેરુની ઉત્તરે અને નીલપર્વતની દક્ષિણે ગન્ધમાદન અને માલ્ય પર્વત, જેની આકૃતિ હાથીના દાત સરખી છે મેરુ અને નીલપર્વતની વચ્ચે રહેલા શીતા નદી વડે વિભાગ પામેલા પાંચ કુંડના બંને પડખે રહેલા છે સો કંચનપર્વતયુક્ત, શીતા નદીના બંને કિનારે રહેલા વિચિત્રકૂટ અને ચિત્રકૂટવાળા સુવર્ણના યમક પર્વતોથી શોભાયમાન ઉત્તરકુરુઓ છે

દેવકુરુ અને ઉત્તરકુરુથી પૂર્વ તરફ પૂર્વ મહાવિદેહો અને પશ્ચિમ તરફ પશ્ચિમ મહાવિદેહો, પૂર્વ વિદેહોમા ચક્રવર્તીઓને જિતવા યોગ્ય નદી અને પર્વતોથી વિભાજિત થએલી પરસ્પર એક

બીજામાં જઈ ન શકાય તેવા સોળ વિજયો છે, એવી જ રીતે પશ્ચિમ વિદેહમાં પણ સોળ વિજયો છે

ભરતક્ષેત્રના મધ્યભાગમા પૂર્વ અને પશ્ચિમ બંને તરફ સમુદ્રને અડકીને રહેલો દક્ષિણ અને ઉત્તર એવા ભરતના અર્ધ વિભાગ કરનાર, તમિસ્રા અને ખંડપ્રપાતા એ નામની બે ગુફાઓથી શોભાયમાન, સવાછ યોજન જમીનમાં રહેલો, પચાસ યોજન વિસ્તારવાળો, પચીશ યોજન ઉંચો વૈતાઢ્ય પર્વત છે. આ પર્વતના દક્ષિણ અને ઉત્તરના પડખાઓમાં ભૂમિથી દશ યોજન ઊંચે, દશયોજન વિસ્તારવાળી વિદ્યાધર–શ્રેણીઓ છે તેમાં દક્ષિણ દિશામાં દેશો સહિત પચાસ નગરો છે, ઉત્તર દિશામાં તો સાઠ નગરો છે વિદ્યાધર–શ્રેણિઓથી ઉંચે બંને બાજુ દશયોજન પછી તિર્યગ્જૃંભક વ્યંતરદેવોની શ્રેણીઓ છે તેમાં વ્યંતરદેવોના આવાસો છે. વ્યંતર શ્રેણીઓની ઉપર પાંચ યોજનમાં નવ કૂટો છે વૈતાઢ્યની વક્તવ્યતા ઐરાવત ક્ષેત્રમાં પણ સરખી સમજવી

જંબૂદ્વીપને ચારે બાજુએ કોટ સરખી વજ્રમય આઠ યોજન ઉંચી જગતી છે મૂલમા બાર યોજન વિષ્કંભ એટલે લંબાઈ છે, વચ્ચે આઠ યોજન અને ઉપર ચાર યોજન, તેના ઉપર બે ગાઉ ઉંચે જાલકટક નામનું વિદ્યાધરોને રમવાનુ ક્રીડાસ્થળ છે તેના ઉપરના ભાગમા પદ્મવરવેદિકા નામની દેવોની ભોગભૂમિ છે આ જગતીને પૂર્વાદિક દરેક દિશામાં વિજય, વૈજયંત, જયન્ત અને અપરાજિત નામનાં ચાર દ્વારો છે. હિમવાન્ અને મહાહિમવાન્ એ બંને પર્વતોની વચ્ચે શબ્દાપાતી નામનો વૃત્ત વૈતાઢ્ય પર્વત છે રુકમી અને શિખરી વચ્ચે વિકટાપાતી મહાહિમવાન્ અને નિષધના આતરામાં ગન્ધાપાતી, નીલ અને રુકિમના આંતરામાં માલ્યવાન્, એ સર્વે એકહજાર યોજન ઊંચા અને પાલાની આકૃતિવાળા છે.

તથા જંબૂદ્વીપને ચારે બાજુ વીંટળાઈને રહેલો તેના કરતાં બમણો એટલે બે લાખ યોજનના વિસ્તારવાળો મધ્યમા (દશહજાર યોજન વિસ્તારમાં) એક હજાર યોજન ઊંડો અને તેમા પંચાણું હજાર યોજન બંને બાજુ અને તેના મધ્યમાં ઉંચે વૃધ્ધિ પામતા જળનો વિસ્તાર સોળહજાર યોજનપ્રમાણ ઉંચો હોય છે તેના ઉપર રાત અને દિવસના સમયે બે ગાઉ સુધી ઘટતો અને વૃદ્ધિ પામતો લવણસમુદ્ર છે તેના મધ્યભાગમા ચારે દિશામાં લક્ષયોજન–પ્રમાણવાળા પૂર્વમાં વડવામુખ, દક્ષિણમા કેયૂપ, પશ્ચિમમાં યૂપ અને ઉત્તરમા ઈશ્વર એ નામના હજાર યોજન ઠીકરીની જાડાઈવાળા તથા દસહજાર યોજનના મુખ તથા તળિયાવાળા, કાલ, મહાકાલ, વેલમ્બ અને પ્રભંજન દેવોના આવાસવાળા મહા ઉંડાણવાળા ખાડા સરખા, વાયુથી ધારણ કરેલા ત્રીજોભાગ જળવાળા પાતાલકળશો છે. બીજા નાના કળશો હજાર યોજનના નીચે અને મુખમાં સો યોજન, દશ યોજનની જાડી ઠીકરીવાળા, ૩૩૩⅓ યોજન ઉપરના ભાગમાં જળ, મધ્યમા વાયુ અને જળ, અને નીચે વાયુ હોય છે. જબૂદ્વીપમાં પ્રવેશ કરતી વેળાને રોકનાર ૭૮૮૪ દેવો તથા અંતર્વેલાને રોકનાર ૪૨૦૦૦ નાગકુમાર દેવો અને બાહ્ય વેળા રોકનાર ૭૨૦૦૦ દેવો અને શિખાવેલા રોકનાર ૬૦૦૦૦ દેવો હોય છે. ગોસ્તૂપ, ઉદકાભાસ, શખ અને દકસીમ એ નામના ચાર આવાસ–પર્વતો વેલંધરદેવના છે સુવર્ણ, અંકરત્ન, ચાદી અને સ્ફટિકમય ગોસ્તૂપ, શિવક, શંખ, મન શિલ નામના અધિપતિ દેવોના આવાસો છે તેની ઊંચાઈ ૧૭૨૧ યોજન નીચે ૧૦૨૨ યોજન વિસ્તારવાળા, ઉપર ૪૨૪

યોજન-પ્રમાણુ વિસ્તાર છે. તેના ઉપર પ્રાસાદ છે કર્કોટક, કર્દમ, કૈલાસ અને અરૂણપ્રભ એ નામના જેના અધિપતિઓ છે એવા કર્કોટક, વિદ્યુતજિહ્વા, કૈલાસ અને અરૂણપ્રભ નામના આવાસોવાળા નાની વેલા રોકનાર સર્વરત્નમય પર્વતો છે. તથા વિદિશાઓમાં બાર હજાર યોજનમાં તેટલા જ લાંબા-પહોળા ચંદ્ર દ્વીપો અને તેટલા જ સૂર્યના દ્વીપો છે તથા ગૌતમ દ્વીપ અને સુસ્થિત આવાસ પણ તેટલા જ પ્રમાણુવાળો છે તથા અંતર અને બાહ્ય લવણસમુદ્રના ચંદ્ર અને સૂર્ય સંબંધી (?) (દ્વીપો) અને સર્વક્ષેત્રોમાં પ્રાસાદો છે અને લવણસમુદ્રમાં લવણરસ છે.

લવણસમુદ્રની ચારે બાજુ ફરતો અને તેનાથી બમણા પ્રમાણુવાળો ધાતકીખંડ છે. જે મેરુ અને બીજા વર્ષધર પર્વતો તથા ક્ષેત્રો જંબૂદ્વીપમા કહ્યા, તેના કરતાં બમણા ધાતકીખંડમાં સમજવા. દક્ષિણ અને ઉત્તરમા લાંબા એવા બે ઈષુકાર પર્વતોથી જુદા પડેલા બે ધાતકીખંડો, જંબૂદ્વીપના જ પર્વતાદિના નામ અને સંખ્યાવાળા પૂર્વાર્દ્ધ અને પશ્ચિમાર્ધ ચક્રના આરા પ્રમાણે રહેલા જંબૂદ્વીપના નિષધાદિની ઊંચાઈવાળા કાલોદધિ અને લવણના જળનો સ્પર્શ કરનારા ઇષુના આકારવાળા પર્વતો સહિત ક્ષેત્રો આરાના વચલા ભાગમાં રહેલા છે

ધાતકીખંડની ચારે બાજુ વીંટળાઈને રહેલો, આઠ લાખ યોજન લંબાઈ-પહોળાઇવાળો કાલોદધિ સમુદ્ર છે.

કાલોદધિ સમુદ્રની ચારે બાજુ વીંટળાઈને રહેલો, તેના કરતા બમણા વિસ્તારવાળો પુષ્કરવર દ્વીપ છે. તેનાથી અર્ધ-પ્રમાણ સુધી મનુષ્યક્ષેત્ર છે. ધાતકીખંડમાં મેરુ વગેરે, તથા ઇષુકાર પર્વતો આદિની સંખ્યા છે, તે જ સંખ્યા-પ્રમાણુવાળા પુષ્કરવરાર્ધમા ક્ષેત્ર, પર્વતાદિ જાણવા, ધાતકીખંડના ક્ષેત્રાદિ વિભાગથી બમણા ક્ષેત્રાદિ વિભાગ જાણવા ધાતકીખંડ અને પુષ્કરાર્ધના ચાર નાના મેરુઓ, મહામેરુ કરતા પદરહજાર યોજનહીન ઉંચાઈવાળા અર્થાત્ ૮૫૦૦૦ હજાર યોજનની તથા પૃથ્વીતલમા છસો યોજન હીન વિષ્કંભવાળું, તેઓનો પ્રથમકાડ, મોટામેરુ સરખો, બીજો કાડ, સાત હજાર યોજન ઓછો એટલે છપ્પન્ન હજાર યોજનનો ત્રીજો આઠ હજાર યોજન ઓછો એટલે અઠ્ઠાવીશ હજાર, ભદ્રશાલ, નંદનવન. મહામેરુ માફક સાડાપંચાવનહજાર યોજન ઉપર પાચસો યોજન વિસ્તારવાળું સૌમનસ વન છે. ત્યાર પછી અઠ્ઠાવીશ હજાર યોજન ઉપર ૪૯૪ યોજન વિસ્તારવાળું પાડકવન છે ઉપર નીચેનો વિષ્કંભ અને અવગાહ મહામેરુ માફક અને ચૂલિકા પણ તે જ પ્રમાણે.

આ પ્રમાણે અઢી દ્વીપ અને બે સમુદ્રો એ મનુષ્યક્ષેત્ર કહેવાય તેમાં પાંચ મેરુઓ, પાંત્રીશ ક્ષેત્રો, ત્રીશ વર્ષધર પર્વતો, પાંચ દેવકુરુઓ, પાંચ ઉત્તરકુરુઓ અને એકસો સાઠ વિજયો.

મહાનગરને ઘેરાતો કિલ્લો હોય, તેમ પુષ્કરદ્વીપાર્ધને ફરતો, મનુષ્યલોકને વીંટળાઈ ને રહેલો સુવર્ણમય માનુષોત્તર પર્વત છે તે પર્વત ૧૭૨૧ યોજન ઊંચો, ૪૩૦ યોજન અને એક ક્રોશ નીચે જમીનમા, ૧૦૨૨ યોજન મૂળમાં વિસ્તારવાળો. ૭૨૩ યોજન મધ્યમાં, ૪૨૪ યોજન ઉપરના ભાગમાં વિસ્તારવાળો છે આ પર્વત પછી કદાપિ મનુષ્યો જન્મે કે મરે નહિં. જે ચારણ કે વિદ્યાધર લબ્ધિવાળા હોય, તેવા મનુષ્યો તે

પર્વતનું ઉલ્લંઘન કરી આગળ ગયા હોય, તો પણ ત્યા તેઓ મૃત્યુ પામતા નથી. આ કારણે જ તે 'માનુષોત્તર' પર્વત કહેવાય છે. તે પર્વતથી આગળ બાદર અગ્નિકાય, મેઘ, વીજળી, નદી, કાલ, પરિવેષાદિક નથી મનુષ્યક્ષેત્રની અંદર પાંત્રીશ ક્ષેત્રોમાં તથા અંતર-દ્વીપોમા જન્મથી મનુષ્યો હોય છે. સંહરણવિદ્યા અને ઋદ્ધિયોગથી સર્વ મનુષ્યો અઢી દ્વીપોમા મેરુઓના શિખર ઉપર અને બે સમુદ્રોમા જાય આ ભરતક્ષેત્રના, આ હૈમવત ક્ષેત્રના, આ જંબૂદ્વીપના, આ લવણસમુદ્રના અંતરદ્વીપના મનુષ્યો છે. આ પ્રમાણે દ્વીપો અને સમુદ્રોના વિભાગોથી મનુષ્યો ઓળખાય છે તે આર્ય અને મ્લેચ્છ એમ બે પ્રકારના છે. તેમાં આર્યો સાડીપચ્ચીશ દેશોમા ઉત્પન્ન થએલા વિશિષ્ટ નગરોથી ઓળખાતા તે દેશો આ પ્રમાણે :—

૧. મગધદેશ રાજગૃહનગરથી, ૨. અંગદેશ ચંપાનગરીથી, ૩ બંગદેશ તામલિપ્તિથી, ૪ કલિંગ કાચનપુરથી, ૫ કાશિદેશ વાણારસીથી, ૬. કોશલ સાકેતનગરથી, ૭. કુરુદેશ ગજપુરથી, ૮ કુશાર્તદેશ શૌર્યપુરથી, ૯ પંચાલ કંપિલ્યનગરથી, ૧૦. જંગલ અહિચ્છત્રાથી, ૧૧ સૌરાષ્ટ્ર દ્વારવતીનગરીથી, ૧૨ વિદેહ મિથિલાથી, ૧૩ વત્સદેશ કૌશાબીથી, ૧૪. શાંડિલ્ય નન્દીપુરથી, ૧૫. મલય ભદ્દિલપુરથી, ૧૬ મત્સ્યદેશ વિરાટ નગરીથી, ૧૭ અચ્છદેશ વરુણા નગરીથી, ૧૮ દશાર્ણ મૃત્તિકાવતી નગરીથી, ૧૯ ચેદી શુક્તિમતી નગરીથી, ૨૦. સિંધુસૌવીર વીતભયથી, ૨૧. શૂરસેન મથુરાથી, ૨૨. ભગા પાપાથી, ૨૩ વર્તા માષપુરીથી, ૨૪. કુણાલ શ્રાવસ્તીથી, ૨૫. લાટ કોટિવર્ષથી, ૨૬. કૈકેયનો અર્ધદેશ શ્વેતામ્બિકા નગરીથી ઓળખાય છે. —આ સાડાપચ્ચીશ દેશો આર્યદેશ કહેવાય, કે જ્યા જિનેશ્વરો, ચક્રવર્તીઓ, બળદેવો અને વાસુદેવોના જન્મ થતા હોય.

શક, યવન આદિ દેશો અનાર્યદેશો કહેવાય તે આ પ્રમાણે.—શક, યવન, શબર, કાયમુરુંડ, ઉડ્ડ, ગોણ, પકવણ, આખ્યાનક, હૂણ, રોમશ, પારસ, ખસ, કૌશિક, દુમ્બલિ, લકુશ, બુક્કસ, ભિલ્લ, આન્ધ્ર, પુલિન્દ્ર, કૌંચ, ભ્રમર રુચિ, કાપોત, ચીન, ચંચુક, માલવ, દ્રવિઠ, કુલત્થ, કૈકેય, કિરાત, હયમુખ, સ્વરમુખ, ગજમુખ, તુરગમુખ, મેંઢમુખ, હયકર્ણ, ગજકર્ણ—એ સિવાયના પણ અનેક અનાર્ય મનુષ્યો છે. તેઓ પાપકર્મ કરનારા પ્રચંડ સ્વભાવવાળા, નિર્દય, પશ્ચાત્તાપ વગરના અને ધર્મ એવો શબ્દ પણ જેમને સ્વપ્નમા પણ જાણવામા આવ્યો ન હોય. આ સિવાય અંતરદ્વીપમા થએલા યુગલિક મનુષ્યો પણ અનાર્ય સમજવા.

છપ્પન્ન અંતરદ્વીપો આ પ્રમાણે સમજવા – હિમવાન પર્વતના આગલા અને પાછલા ભાગમા ઈશાન આદિ ચારે વિદિશાઓમા લવણસમુદ્રની અંદર ઈશાન ખૂણામા ત્રણસો યોજન અવગાહન કરીને, ત્રણસો યોજન લાબો–પહોળો એક ઉરૂક નામનો પ્રથમ અતરદ્વીપ રહેલો છે. ત્યાં એકોરૂક પુરુષોનો વાસ છે દ્વીપોના નામ પ્રમાણે પુરુષોના નામો છે પુરુષો તો સર્વ અંગ–ઉપાગે સુંદર છે પણ એક ઉરૂકવાળા નથી એ જ પ્રમાણે બીજા માટે પણ સમજવું અગ્નિ ખૂણામા ત્રણસો યોજન લવણસમુદ્રમા અંદર ગયા પછી ત્રણસો યોજન લંબાઈ–પહોળાઈવાળો અને આભાષિક પુરુષોને રહેવાના સ્થાનરૂપ પ્રથમ આભાષિક નામનો અંતરદ્વીપ છે તથા નૈઋર્ત્ય ખૂણામાં તે જ પ્રમાણે લવણસમુદ્રમા અવગાહન કરીને ત્રણસો યોજન લંબાઈ–પહોળાઈવાળા લાગૂલિક મનુષ્યોને રહેવા લાયક લાગૂલિક નામનો પ્રથમ અંતરદ્વીપ છે. તથા વાયવ્ય ખૂણામા ત્રણસો યોજન લવણસમુદ્રમા ગયા પછી ત્રણસો યોજન લાબો–પહોળો વૈષાણિક મનુષ્યોને રહેવા

યોગ્ય વૈષાણિક નામનો પહેલો અંતરદ્વીપ છે. ત્યાર પછી ચારસો યોજન આગળ જઈને, ચારસો યોજન લંબાઈ–પહોળાઈ–વાળો એ જ પ્રમાણે હયકર્ણ, ગજકર્ણ, ગોકર્ણ, શષ્કુલીકર્ણ એ નામના બીજા ચાર અંતરદ્વીપો છે ત્યાર પછી પાંચસો યોજન અવગાહી, પાંચસો યોજન લાંબા–પહોળા આદર્શમુખ, મેષમુખ, હયમુખ, ગજમુખ નામના ત્રીજા અંતરદ્વીપો છે ત્યાર પછી છસો યોજન અવગાહીને, તેટલી જ લંબાઈ–પહોળાઈ પ્રમાણવાળા અશ્વમુખ, હસ્તિમુખ, સિંહમુખ, વ્યાઘ્રમુખ નામના ચોથા ચાર અંતરદ્વીપો છે. ત્યાર પછી સાતસો યોજન લવણસમુદ્રમાં આગળ જઈને, તેટલી લંબાઇ–પહોળાઈ–પ્રમાણ અશ્વકર્ણ, સિંહકર્ણ, હસ્તિકર્ણ, કર્ણપ્રાવરણ નામના પાંચમા ચાર અંતરદ્વીપો છે પછી આઠસો યોજન એ જ પ્રમાણે અવગાહન કરીને, તેટલા જ લંબાઈ–પહોળાઈવાળા ઉલ્કામુખ, વિદ્યુત્‌જિહ્વ, મેષમુખ, વિદ્યુદ્દંત નામના છઠ્ઠા ચાર અંતરદ્વીપો છે ત્યાર પછી નવસો યોજન લવણસમુદ્રમાં અવગાહન કરીને, તેટલા લંબાઈ–પહોળાઈવાળા ઘનદંત, ગૂઢદંત, શ્રેષ્ઠદંત, શુદ્ધદંત નામના સાતમા ચાર અંતરદ્વીપો છે. આ અંતરદ્વીપોમાં જન્મ પામનારા, જોડીયા–યુગલીયા મનુષ્યો પલ્યોપમના અસંખ્યાતમા ભાગના આયુષ્યવાળા આઠસો ધનુષ્યની ઉંચી કાયાવાળા હોય છે તેવી જ રીતે ઐરાવત ક્ષેત્રનો વિભાગ કરનાર શિખરી પર્વત પણ ઈશાનાદિ વિદિશાઓમાં આ જ ક્રમથી નામોના સમુદાયથી અઠ્ઠાવીશ અતરદ્વીપો છે એ સર્વ એકઠા કરવાથી છપ્પન્ન અંતર–દ્વીપો થાય છે

માનુષોત્તર પર્વત પછીનો પુષ્કરવરદ્વીપનો અર્ધો બીજો ભાગ પુષ્કરવરદ્વીપથી ચારે બાજુ ફરતો, તે દ્વીપ કરતાં બમણા વિસ્તારવાળો પુષ્કરોદ સમુદ્ર, ત્યાર પછી વારુણીવર દ્વીપ અને સમુદ્ર, તે પછી ક્ષીરવર દ્વીપ અને સમુદ્ર, ઘૃતવર દ્વીપ અને સમુદ્ર, ઈક્ષુવર દ્વીપ અને સમુદ્ર, આઠમો નદીશ્વર દ્વીપ છે તે ૧૬૩૮૪૦૦૦૦૦ યોજન–પ્રમાણવાળો વિવિધ પ્રકારની સુંદર ગોઠવણીવાળા બગીચાવાળા દેવલોકની સ્પર્ધા કરનાર, જિનેન્દ્રદેવોની પ્રતિમાની પૂજામા એકતાન બનેલા દેવોના આગમનથી મનોહર, તેમ જ ઈચ્છા પ્રમાણે વિવિધ ક્રીડા કરતા દેવોના એકઠા થવાથી રમણીય છે ત્યા તેના મધ્યભાગમા ચારે દિશામા અંજન સરખા વર્ણવાળા નાનામેરુ સરખી એટલે ૮૪૦૦૦ યોજન ઊંચાઈવાળા, નીચે દશ હજાર યોજનથી અધિક વિસ્તાર અને ઉપર એક હજાર યોજન જાડાઈવાળા ચાર અંજનગિરિઓ છે. તેના અનુક્રમે દેવરમણ, નિત્યોદ્દ્યોત, સ્વયંપ્રભ અને રમણીય નામો છે તેમા સો યોજન લાબા, પચાસ યોજન પહોળા અને બહોતેર યોજન ઉચા જિનાલયો છે ત્યા સોળ યોજન ઊંચા, આઠ યોજન વિસ્તારવાળા, આઠ યોજન પ્રવેશ કરવા યોગ્ય દેવ, અસુર, નાગ અને સુપર્ણ દેવતાઓના, તેમના જ નામવાળા આવાસો અને ચાર દ્વારો છે. તેની મધ્યમાં સોળ યોજન લાંબી–પહોળી, આઠ યોજન ઊચી પીઠિકા છે, તેના ઉપર કંઈક અધિક લાબા પહોળા દેવચ્છંદકો છે. તે દરેકમા ઋષભ, વર્દ્ધમાન, વારિષેણ અને ચંદ્રાનન એ નામની ચાર પર્યંકાસને બિરાજમાન, તેમ જ એકસો આઠનો દરેકનો પરિવાર હોય તેવી શાશ્વત જિનપ્રતિમાઓ હોય છે દરેક પ્રતિમાને બે નાગદેવની પ્રતિમા, બે યક્ષપ્રતિમા, બે ભૂતપ્રતિમા, બે કુંડ(કળશ), ધર પ્રતિમા, બે ચામર ધારણ કરનાર દેવોની પ્રતિમા હોય છે અને પાછળ એક છત્રધરની પ્રતિમા હોય છે તે પ્રતિમાઓ પુષ્પમાળા, ઘટા, કુંભ, ધૂપઘટિકા, અષ્ટમંગલ, તોરણ, ધ્વજા,

પુષ્પ-ચંગેરિકા, દર્પણ, પટલ, છત્ર અને આસનથી યુક્ત હોય છે. પ્રાસાદભૂમિ પર સુવર્ણની મનોહર ઝીણી રેતી પાથરેલી હોય છે તથા સોળ પૂર્ણકળશોથી શોભાયમાન, જિનમંદિરના માપવાળા આગળના મંડપો, પ્રેક્ષામંડપ, અક્ષવાટક-ગવાક્ષ, મણિપીઠિકા, સ્તૂપ, ચૈત્યવૃક્ષ, ઈન્દ્રધ્વજ, વાવડી આદિકની ક્રમસર રચનાઓ હોય છે

અંજનગિરિ પર્વતની પૂર્વાદિ દરેક ચાર દિશાઓમા ચાર ચાર વાવડીઓ છે. તેના નામો અનુક્રમે નંદિષેણા, અમોઘા, ગોસ્તૂપા, સુદર્શના; નંદોત્તરા. નંદા, સુનંદા, નંદિવર્ધના; ભદ્રા, વિશાલા, કુમુદા, પુંડરીકિણી, વિજયા, વૈજયંતી, જયંતી, અપરાજિતા. તે દરેક વાવડીની આગળ પાચસો યોજન પછી લાખ યોજન લાંબા, પાચસો યોજન પહોળા અશોક, સપ્તચ્છદ. ચંપક, આંબા આદિના નામવાળાં ઉદ્યાનો છે વાવડીઓના મધ્યભાગમા સ્ફટિકરત્નમય દધિમુખ પર્વતો, સુંદર વેદિકા, ઉદ્યાન આદિથી યુક્ત ચોસઠહજાર યોજન ઊંચા, એક હજાર યોજન ઉંડા, દશ હજાર યોજન નીચેના વિસ્તારવાળા, તેટલા જ ઉપર વિસ્તારવાળા અને પલ્ય આકારવાળા પર્વતો છે કેટલાકો તો એમ કહે છે કે- વાવડીઓની વચ્ચે વચ્ચે બબ્બે પર્વતો છે, તે બત્રીશ છે દધિમુખ અને રતિકર પર્વત ઉપર અંજનગિરિ માફક ચૈત્ય જાણવા દ્વીપની વિદિશામા ચાર રતિકર પર્વતો, દશહજાર યોજન લાંબા-પહોળા, હજાર યોજન ઊંચા, સર્વરત્નમય, ઝાલરઘટની આકૃતિવાળા પર્વતો છે, ત્યા દક્ષિણમાં શક્રઈન્દ્રની અને ઉત્તરના બે પર્વતોમા ઈશાન ઈન્દ્રની આઠ અગ્ર મહાદેવીઓની, ચારે દિશામા લાખયોજન પ્રમાણવાળી, દરેક જિનાયતનોથી વિભૂષિત એવી આઠ આઠ રાજધાનીઓ છે તેના નામો અનુક્રમે આ પ્રમાણે જાણવા – સુજાતા, સૌમનસા, અર્ચિ, માલી, પ્રભાકરા, પદ્મા, શિવા, શુચિ, અંજના. ભૂતા, ભૂતાવતંસા, ગોસ્તૂપા, સુદર્શના, અમલા, અપ્સરા, રોહિણી, નવમી, તથા રત્ના, રત્નોચ્ચયા, સર્વરત્ના, રત્નસંચયા, વસુ, વસુમિત્રા, વસુંધરા. નંદોત્તરા, નંદા, ઉત્તરકુરુ, દેવકુરુ, કૃષ્ણા, કૃષ્ણારાજિ, રામા, રામરક્ષિતા, અગ્નિખૂણાના ક્રમથી જાણવી ત્યા સર્વસંપત્તિવંત દેવો પોતપોતાના પરિવાર સાથે પુણ્ય-પર્વ દિવસોમા આવીને દેવો, અસુરો અને વિદ્યાધરાદિકોને પૂજનીય એવા જિનમંદિરોમાં હર્ષિત મનવાળા થઈ અષ્ટાહ્નિકા-મહોત્સવો કરે છે અહિં અંજનગિરિમા ચાર અને દધિમુખ પર્વતોમા સોળ મળી વીશ જિનાયતનો તથા રતિકર પર્વતો પર બત્રીશ—એ પ્રમાણે ગિરિશિખરોમા બાવન અને રાજધાનીઓમા બત્રીશ જિનાયતનો છે. કેટલાક તો સોળ માને છે આ અર્થને પુષ્ટ કરનારી પૂર્વાચાર્યોની ગાથાઓના અર્થ કહેવાય છે —

જ્યા હંમેશા દેવ-સમુદાયો વિલાસ અને પ્રભુભક્તિમાં આનંદ માની રહેલ છે, એવો નંદીશ્વર નામનો આઠમો દ્વીપ ૧૬૩૮૪૦૦૦૦૦ એકસો ત્રેસઠ ક્રોડ ચોરાસી લાખ યોજન લંબાઈ-પ્રમાણ છે ત્યાં પૂર્વાદિ ચારે દિશામા પાડાના શિંગડા સરખા શ્યામવર્ણવાળા ૮૪૦૦૦ યોજન ઊંચા, એક હજાર યોજન મૂળમાં, ભૂમિતલમા દસહજાર અને તેની ઉપરના ભાગમા ચોરાણું સો અને છેક ઉપર એક હજાર યોજન પહોળા, ક્ષયવૃદ્ધિ-અધિકતાવાળા પૂર્વ દિશામાં દેવરમણ, દક્ષિણમા નિત્યોદ્દ્યોત, પશ્ચિમમા સ્વયંપ્રભ, ઉત્તરદિશામાં રમણીય એવા ચાર પર્વતો છે અંજનપર્વતોથી એક લાખ યોજન દૂર, ચારે દિશામા હજાર યોજન ઊંડાઈવાળી, મત્સ્ય વગરના નિર્મળ જળવાળી વાવડીઓ છે પૂર્વાદિ પ્રત્યેક દિશાઓમા ચાર ચાર વાવડીઓના નામો અનુક્રમે આ પ્રમાણે જાણવા ૧ નંદિષેણા, ૨ અમોઘા, ૩ ગોસ્તૂપા,

૪ સુદર્શના, ૫ નંદોત્તરા, ૬ નદા, ૭ સુનંદા, ૮ નંદિવર્ધના, ૯ ભદ્રા, ૧૦ વિશાલા, ૧૧ કુમુદા, ૧૨ પુંડરીકિણી, ૧૩ વિજયા, ૧૪ વૈજયંતી, ૧૫ જયંતી, ૧૬ અપરાજિતા ત્યાથી આગળ પાંચસો યોજન ગયા પછી, લાખ યોજન લાંબા અને પાચસો યોજન પહોળા વનખંડો છે પૂર્વમાં અશોકવન, દક્ષિણમા સપ્તપર્ણવન, પશ્ચિમમા ચંપકવન અને ઉત્તરમા આમ્રવન, નામનાં વનો છે વાવડીઓના મધ્યભાગમાં પાલા આકાર સરખા, સ્ફટિક રત્નમય, દશ હજાર યોજન પહોળા, એક હજાર યોજન જમીનના મૂળમા, ચોસઠ હજાર યોજન ઊંચા સોળ દધિમુખ પર્વતો છે અંજન અને દધિમુખ પર્વતો ઉપર સો યોજન પહોળાં, બહોતેર યોજન ઊંચા, વિવિધ પ્રકારની શોભાવાળાં, સુંદર ગોઠવણીવાળા, નૃત્ય, ગીત, સંગીત આદિ સેંકડો પ્રકારની ભક્તિથી યુક્ત, તોરણ, ધ્વજા મંગલાદિ સહિત જિનભવનો છે એ ભવનોમાં દેવો, અસુરો, નાગકુમારો, સુપર્ણકુમારો, એવા દેવતાના નામવાળા કોટના દરવાજા છે, જેની ઉંચાઈ સોળ યોજન અને પહોળાઈ આઠ યોજન છે. દરેક દ્વારો, કળશો વિગેરે, આગલો મંડપ, પ્રેક્ષામંડપ, ગવાક્ષો, મણિપીઠ, સ્તૂપો, પ્રતિમાઓ, ચૈત્યવૃક્ષો, ધ્વજાઓ અને વાવડીઓથી શોભાયમાન છે તેના ઉપર જિનમંદિરના ગર્ભગૃહમા ૮ યોજન ઊંચી, ૧૬ યોજન લાબી, આઠ યોજન પહોળી મણિપીઠિકા છે અને અધિક પ્રમાણવાળા રત્નમય દેવચ્છદો છે તેમા (૧) ઋષભ, (૨) વર્ધમાન, (૩) ચંદ્રાનન અને (૪) વારિષેણ નામના જિનેશ્વરોની પલ્યંકાસનવાળી ૧૦૮ શાશ્વતી પ્રતિમાઓ છે. દરેક પ્રતિમા આગળ બબ્બે નાગકુમારો, યક્ષો, ભૂતો, કુડધરોની પ્રતિમાઓ, બે બાજુ બે ચામર ધરનારા અને પાછળ એક છત્ર ધરનારની પ્રતિમા છે તથા ઘંટા, ચંદન–ઘટ, ભૃંગાર, દર્પણ આદિ ભદ્રાસન મંગળો, પુષ્પ–ચંગેરી, પટલક, છત્ર, આસન પણ સાથે હોય છે. અહિં સૂત્રમા કહેલા આદેશથી બબ્બે વાવડીઓના આંતરે આંતરે બબ્બે બબ્બે રતિકર નામના પર્વતો છે, તે બત્રીશ પર્વતો ઉપર આગળ કહ્યા પ્રમાણે જિનભવનો છે મહાપર્વના પવિત્ર દિવસે વંદન, નમસ્કાર કરતા, સ્તુતિ કરતા, પૂજા કરતા. જતા–આવતા, એવા વિદ્યાધરો તથા દેવતાઓ જેનો મહોત્સવ કરે છે–એવી જિનપ્રતિમાઓ તેમા વિરાજમાન છે. તથા હજાર યોજન ઊંચા, દશહજાર જોજન લાબા–પહોળા, ઝલ્લરી સરખા, રત્નમય રતિકર નામના પર્વતો દ્વીપની વિદિશામાં શોભી રહેલા છે તે પર્વતોની ચારે દિશાઓમા જબૂદ્વીપ સરખા લાખ યોજનમાં શક્ર અને ઈશાન ઈન્દ્રની અગ્રદેવીઓની આઠ આઠ રાજધાનીઓ છે તે રાજધાનીઓને નિર્મળ મણિરત્નોથી શોભાયમાન, ફરતા કોટના વલયો છે અને તેમા અનુપમ અત્યંત રમણીય એવી રત્નમય પ્રતિમાઓથી પ્રતિષ્ઠિત જિનમંદિરો છે આ પ્રમાણે વીશ અને બાવન શિખરો ઉપર રહેલા જિનાયતનોની અમે સ્તુતિ કરીએ છીએ, અથવા ઈન્દ્રાણીઓની રાજધાનીમા રહેલા બત્રીશ કે સોળ જિનઆયતનોને હુ નમસ્કાર કરું છુ.

નંદીશ્વરદ્વીપની ચારે બાજુ વલયાકાર ફરતો નંદીશ્વર સમુદ્ર છે. ત્યાર પછી અરુણદ્વીપ, અરુણસમુદ્ર, ત્યાર પછી અરુણવર દ્વીપ, અરુણવર સમુદ્ર; પછી અરુણાભાસ દ્વીપ, અરુણાભાસ સમુદ્ર, પછી કુંડલ દ્વીપ, કુડલ સમુદ્ર, પછી રુચક દ્વીપ, રુચક સમુદ્ર; એ પ્રમાણે પ્રશસ્ત નામવાળા બમણા બમણા માપવાળા દ્વીપો અને સમુદ્રો જાણવા છેલ્લો સ્વયંભૂરમણ સમુદ્ર છે આ દ્વીપ–સમુદ્રોની અંદર અઢી દ્વીપમા દેવકુરુ અને ઉત્તરકુરુ સિવાય ભરત, ઐરાવત અને મહાવિદેહો એ કર્મભૂમિઓ છે

કાલોદધિ, પુષ્કર સમુદ્ર અને સ્વયંભૂરમણ સમુદ્રના જળનો સ્વાદ જળ જેવો છે લવણસમુદ્રના જળનો સ્વાદ લવણરસ સરખો છે વારુણોદધિ વિવિધ પ્રકારના મદિરાપાન સરખા સ્વાદવાળો છે, ક્ષીરસમુદ્રનું જળ, ખાંડ અને ઘી આદિ સાથે ચોથા ભાગનું ગાયનુ દૂધ હોય, તેના સરખા સ્વાદવાળુ, ઘૃત સમુદ્રનુ જળ સારી રીતે પકાવેલા તાજા ઘીના સરખા સ્વાદવાળું હોય છે બાકીના સમુદ્રોનુ જળ તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસરથી મિશ્રિત તત્કાલ છેદેલી શેરડીનો રસ ત્રીજા ભાગે જેમા હોય તેવા સ્વાદવાળું હોય છે લવણ, કાલોદ અને સ્વયંભૂરમણ સમુદ્ર ઘણા મત્સ્યો અને કાચબા આદિવાળા હોય છે, પરંતુ બીજામા હોતા નથી.

તથા જંબૂદ્વીપમા જઘન્યથી ચાર તીર્થંકરો, ચક્રવર્તીઓ, બલદેવો અને વાસુદેવો હંમેશા હોય છે ઉત્કૃષ્ટથી ચોત્રીશ તીર્થંકરો અને ત્રીશ ચક્રવર્તીઓ ધાતકીખંડમા અને પુષ્કરાર્ધ ખંડમા તેનાથી બમણા સમજવા.

તિર્ચ્છાલોકથી ઉપર નવસો યોજન સાત રાજ–પ્રમાણ ઊર્ધ્વલોક છે તેમા સૌધર્મ, ઇશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, લાન્તક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ અને અચ્યુત નામના બાર દેવલોકો છે. તેના ઉપર નવ ગ્રૈવેયક તેના ઉપર વિજય, વૈજયન્ત, જયન્ત અને અપરાજિત પૂર્વાદિદિશાના ક્રમે અને વચ્ચે સર્વાર્થસિદ્ધ તેના ઉપર બાર યોજન પીસ્તાલીશ લાખ લાંબી–પહોળી ઈષત્પ્રાગ્ભારા નામની પૃથ્વી અને તે જ સિદ્ધશિલા તેના પણ ઉપરના ભાગમા ત્રણ ગાઉથી આગળ, ચોથા ગાઉના છઠ્ઠા ભાગમા લોકના છેડા સુધી સિદ્ધો રહેલા છે

તેમા સમભૂતલ ધરણિતલથી સૌધર્મ અને ઈશાન એ બે દેવલોક સુધી દોઢ રાજ, સનત્કુમાર અને માહેન્દ્ર સુધી અઢી રાજ, સહસ્રાર દેવલોક સુધી પાચ રાજ, અચ્યુત સુધી છ રાજ, લોકાન્ત સુધી સાત રાજ સમજવા.

સૌધર્મ અને ઈશાન દેવલોકના વિમાનના આકાર ચંદ્રમંડલ સરખા ગોળ છે તેમાં દક્ષિણાર્ધના ઈન્દ્ર શક્ર અને ઉતરાર્ધના ઈન્દ્ર ઈશાન છે સનત્કુમાર અને મહેન્દ્ર પણ એ જ પ્રમાણે, તેમા દક્ષિણાર્ધના સનત્કુમાર અને ઉત્તરાર્ધના ઈન્દ્ર માહેન્દ્ર ત્યાર પછી ઊર્ધ્વલોકના મધ્યભાગમા લોકપુરુષના કોણીના સરખા સ્થાનમા રહેલ બ્રહ્મલોક તેના ઈન્દ્ર બ્રહ્મેન્દ્ર, તેના એક દેશમા વાસ કરનાર એવા સારસ્વત, આદિત્ય, વહ્નિ, અરુણ, ગર્દતોય, તુષિત, અવ્યાબાધ, મરુત અને અરિષ્ટ નામના લોકાન્તિક દેવો છે તેના ઉપર લાન્તક અને તે નામના જ લાન્તકેન્દ્ર છે, તેના ઉપર મહાશુક્ર, તે નામના જ ઈન્દ્ર, તેના ઉપર સહસ્રાર, તે નામે જ ઇન્દ્ર, તેના પણ ઉપર સૌધર્મ અને ઈશાન માફક ચંદ્રાકારવાળા આનત, પ્રાણત કલ્પો તેમા પ્રાણતવાસી તે નામના બે કલ્પના એક જ ઈન્દ્ર, તેના ઉપર આગળ પ્રમાણે ચંદ્રાકાર સરખા ગોળ આરણ અને અચ્યુત કલ્પ, ત્યા અચ્યુતકલ્પવાસી તે જ નામના બે કલ્પના એક ઇન્દ્ર, ત્યાર પછીના દેવલોકના દેવો સર્વે અહમિન્દ્રો છે. તેમા પહેલા બે કલ્પો ઘનોદધિના આધારે રહેલા છે તેના ઉપર ત્રણ કલ્પો વાયુના આધારે રહેલા છે ત્યાર પછી ત્રણ ઘનોદધિ અને ઘનવાતના આધારે રહેલા છે તેના ઉપરના આકાશના આધારે રહેલા છે તેમા ઇન્દ્ર, સામાનિક, ત્રાયસ્ત્રિંશ, પારિષદ્ય, આત્મ–રક્ષક, લોકપાલ, સૈનિક, પ્રકીર્ણક, આભિયોગિક, કિલ્બિષિક એવા દેવોના દશ વિભાગો છે તેમા ઈન્દ્ર, સામાનિક આદિ નવેના સ્વામી છે સામાનિક દેવો પ્રધાન,

પિતા, ગુરુ, ઉપાધ્યાય, વડીલો માફક હોય, માત્ર ઈન્દ્રપણાથી રહિત હોય ત્રાયસ્ત્રિંશ મંત્રી અને પુરોહિતના સ્થાન સરખા, પારિષદ્યો મિત્ર સરખા આત્મરક્ષક દેવો અંગરક્ષકો સરખા, લોકપાલો કોટવાલ અને દૂતકાર્ય કરનારા, અનિક દેવો સૈનિક-કાર્ય કરનારા, તેના અધિપતિઓ સેનાધિપતિનું કાર્ય કરનારા, તે પણ અનિકમા જ લેવા, પ્રકીર્ણક દેવો એટલે નગરજનો અને દેશવાસીઓ સરખા, આભિયોગિક દેવો દાસ-સેવક સરખા આજ્ઞા ઉઠાવનારા, કિલ્બિષિક એ અન્ત્યજ સરખા અસ્પૃશ્ય વ્યંતર અને જ્યોતિષ્ક દેવલોકમા ત્રાયસ્ત્રિંશ અને લોકપાલો હોતા નથી. તે સિવાયના વિભાગો ત્યા હોય છે.

સૌધર્મ દેવલોકમાં બત્રીશ લાખ વિમાનો, ઇશાનમાં અઠ્ઠાવીશ લાખ, સનત્કુમારમા બાર લાખ, માહેન્દ્રમા આઠ, બ્રહ્મલોકમા ચાર, લાન્તકમા પચાસહજાર, શુક્રમાં ચાલીશહજાર, સહસ્રારમા છ હજાર, આનત અને પ્રાણતના ચારસો, આરણ-અચ્યુતના ત્રણસો વિમાનો છે પહેલા ત્રણ ગ્રૈવેયકમા એકસો દશ, વચલા ત્રણ ગ્રૈવેયકમા એકસો સાત, ઉપરના ત્રિકમા એકસો વિમાનો છે. અનુત્તરનાં પાંચ જ વિમાનો છે એ પ્રમાણે ૮૪૯૭૦૨૩ સર્વ વિમાનો છે વિજયાદિક ચાર અનુત્તર-વિમાનવાસી દેવોને છેલ્લા બે ભવો બાકી છે અને સર્વાર્થસિદ્ધના દેવોને તો હવે એક છેલ્લો ભવ છે આ સૌધર્મ દેવલોકથી આરભીને સર્વાર્થસિદ્ધ સુધીના દેવો આયુષ્યસ્થિતિ, પ્રભાવ, સુખ, કાન્તિ, લેશ્યા, વિશુદ્ધિ, ઈન્દ્રિયના વિષયો, અવધિજ્ઞાનથી આગળ આગળથી ઉત્તરોત્તર અધિક અધિક એટલે ચડિયાતા ચડિયાતા હોય છે ગતિ, શરીર, પરિગ્રહ અને અભિમાનથી હીન અને હીનતર હોય છે. શ્વાસોચ્છ્વાસ તો સર્વ જઘન્ય સ્થિતિવાળા ભવનપતિ આદિક દેવોને સાત સ્તોક પછી અને આહાર એક ઉપવાસ જેટલા સમય પછી હોય પલ્યોપમ-સ્થિતિવાળા દેવોનો ઉચ્છ્વાસ એક દિવસની અદરનો અને બેથી નવ દિવસનો આહારગ્રહણનો સમય હોય છે જે દેવનુ જેટલા સાગરોપમનુ આયુષ્ય હોય, તેને તેટલા પખવાડિયે ઉચ્છ્વાસ લેવાનો હોય અને તેટલા હજાર વર્ષે આહાર લેવાનો હોય દેવતાઓ ઘણે ભાગે શાતાવેદનીયવાળા હોય અને કદાચ અશાતા થાય, તો માત્ર અંતર્મુહૂર્ત કાળ જેટલી જ હોય, વધારે ન હોય

દેવીઓની ઉત્પત્તિ બીજા ઈશાન દેવલોક સુધી જ હોય અને દેવીઓનુ જવું તો બારમા અચ્યુત દેવલોક સુધી હોય અન્યમતવાળા તાપસો જ્યોતિષ દેવલોક સુધી, ચરક અને પરિવ્રાજકો પાંચમા બ્રહ્મલોક સુધી, ૫ ચેન્દ્રિય તિર્યંચો આઠમા સહસ્રાર કલ્પ સુધી, મનુષ્ય શ્રાવકો બારમા અચ્યુત દેવલોક સુધી, જિનેશ્વર ભગવંતનુ ચારિત્ર-લિંગ અંગીકાર કરનાર મિથ્યાદૃષ્ટિ યથાર્થ સામાચારી પાલન કરનાર નવમા ગ્રૈવેયક સુધી, ચૌદપૂર્વધરો બ્રહ્મલોક ઉપરથી સર્વાર્થસિદ્ધ સુધી, અવિરાધિત વ્રતવાળા સાધુઓ અને શ્રાવકો જઘન્યથી સૌધર્મ દેવલોક સુધી જાય

ભવનવાસી આદિથી બીજા ઈશાન દેવલોક સુધીના દેવો શરીરથી સંભોગ-સુખ ભોગવનારા હોય તે દેવો સંક્લિષ્ટ-કર્મવાળા મનુષ્યોની માફક મૈથુનસુખમા ગાઢ પ્રસક્ત બની તીવ્રપણે તેમા તલ્લીન બને છે અને કાયાના પરિશ્રમથી સર્વ અંગોનુ સ્પર્શસુખ મેળવી પ્રીતિ પામે છે બાકીના પછીના ત્રીજા-ચોથા કલ્પવાસી દેવો સ્પર્શસુખ, પાચમા છઠ્ઠાના દેવો દેવીઓના રૂપ જોવાથી, સાતમા આઠમાના દેવો, દેવીઓના શબ્દ સાભળવાથી, નવમાથી બારમા સુધીના ચાર દેવલોકના દેવો દેવીનુ મનથી ચિંતન કરે, એટલે તૃપ્તિ થઈ જાય. ત્યાર પછીના દેવો કોઈપણ

પ્રકારે મૈથુન સેવનારા ન હોય, પણ પ્રવીચાર કરનાર દેવો કરતા પ્રવીચાર ન કરનારા દેવો અનંતગણુ સુખ ભોગવનારા હોય આ પ્રમાણે અધોલોક, તિર્યગ્લોક અને ઊર્ધ્વલોક એમ ત્રણભેદવાળો લોક સમજાવ્યો આ લોકના મધ્ય ભાગમાં એક રાજ-પ્રમાણ લાંબી-પહોળી, ઉપર-નીચે મળી ચૌદ રાજલોક-પ્રમાણ ત્રસનાડી છે જેમા ત્રસ અને સ્થાવર જીવો છે. ત્રસનાડીની બહાર એકલા સ્થાવરજીવો જ હોય છે ૧૦૫ લોકનું વિશેષ સ્વરૂપ સમજાવે છે —

निष्पादितो न केनापि, न धृतः केनचिच्च सः ।
स्वयंसिद्धो निराधारो, गगने किंत्ववस्थितः ॥ १०६ ॥

આ લોકને કોઈએ પણ બનાવ્યો નથી, કોઈએ ધારણ કરી રાખ્યો નથી, સ્વયંસિદ્ધ, આધાર વગરનો આકાશમા રહેલો છે

પ્રકૃતિ, ઈશ્વર, વિષ્ણુ, બ્રહ્મા, પુરુષ આદિમાથી કોઈએ પણ આ લોક બનાવ્યો નથી પ્રકૃતિ અચેતન હોવાથી તેમા કર્તાપણુ સભવે નહિ ઈશ્વરાદિકને પ્રયોજન ન હોવાથી તેમનુ પણ કર્તાપણું નથી 'ક્રીડા માટે લોક બનાવ્યો' એમ જો કહેતા હો તો, તેમ પણ નથી, કારણ કે ક્રીડા તો રાગી કુમાર સરખાને જ હોય, ક્રીડા-સાધ્ય પ્રીતિ તો તેમને શાશ્વતી છે ક્રીડા-નિમિત્તે થવાવાળી પ્રીતિ તેમને જો માનતા હો, તો તેઓને પહેલા અતૃપ્તિ હતી તેમ માનવું પડે. જો કૃપાથી તેમણે લોક ઉત્પન્ન કર્યો, તેમ માનો તો આખું જગત સુખી જ હોય, દુ ખી ન હોય સુખ-દુ ખ કર્મની અપેક્ષાવાળું છે, એમ કહેતા હો, તો પછી કર્મ એ જ કારણ છે અને તેમ માનવામા તેમની સ્વતંત્રતાનો નાશ થાય છે જગતમા કોઈ સુખી, કોઈ દુ ખી, કોઈ રાજા, રંક, નિરોગી, રોગી, સયોગી, વિયોગી, ધનવાન, દરિદ્ર, આવી ભાવોની વિચિત્રતામા અને તે પણ કર્મથી બનતા હોવાથી ઈશ્વરાદિકની જરૂર રહેતી નથી હવે કદાચ કહેશો કે, વગર પ્રયોજને તેઓએ જગત નિર્માણ કર્યું છે, તો તે પણ અયુક્ત છે પ્રયોજન વગર બાળક પણ કોઈ પ્રવૃત્તિ કરતો નથી તેથી નક્કી થયું કે, આ લોક કોઈએ ઉત્પન્ન કર્યો નથી તેમ જ કોઈથી પણ આ લોક ધારણ કરાતો નથી કેટલાકો એમ માને છે કે 'શેષનાગ, કૂર્મ, વરાહ આદિ આ લોકને ધારણ કરે છે' તેમને પૂછવું કે, તો પછી 'શેષનાગ આદિકને કોણ ધારણ કરે છે?' જવાબ મળે કે, આકાશ તો પછી આકાશને કોણ ધારણ કરે છે? 'પોતે જ સ્વયં પ્રતિષ્ઠિત છે' એમ કહે, ત્યારે તેને કહેવુ કે, 'લોક પણ તે જ પ્રમાણે છે' આમ હોવાથી કોઈએ પણ ઉત્પન્ન કરેલ ન હોવાથી સ્વયંસિદ્ધ છે, કોઈએ ધારણ ન કરેલો હોવાથી નિરાધાર છે શંકા કરી કે, 'આધાર વગરનાને તેને રહેવાનુ કયા?' જવાબ મળ્યો કે, ગગનમા, પરંતુ અવસ્થિત આકાશરૂપને વિષે જ આ લોક આકાશમા પ્રતિષ્ઠિત થએલો છે આ વિષયને લગતા શ્લોકોના અર્થ કહેવાય છે.—

શકા કરી કે, 'લોક-વિચારણાને ભાવના કેવી રીતે કહેવાય?' જવાબ આપે છે કે, 'તેથી પણ નિર્મમત્વ પરિણામ થાય છે' તે સાભળો—સુખના કારણભૂત એવા કોઈક ભાવમાં વારવાર મન મૂર્છા પામતુ હોય તો આ લોક-ભાવનાથી અત્યત વેરવિખેર કરી શકાય છે. 'પૃથ્વી, દ્વીપો, સમુદ્રો વિગેરે ધર્મધ્યાનના વિષયભૂત છે'—એમ ધ્યાનશતકમાં કહેલું છે, તેના વગર લોક-ભાવના ભાવી શકાય નહિં જિનેશ્વરોએ કહેલ લોકરૂપ પદાર્થનો અશક્તિ નિશ્ચય

થયા પછી અતીન્દ્રિય મોક્ષમાર્ગને વિષે જીવોએ શ્રદ્ધા રાખવી જોઈએ એ પ્રમાણે લોક-ભાવના જણાવી ૧૦૬. હવે ત્રણ શ્લોકોથી બોધિ-દુર્લભ ભાવના જણાવે છે :—

**अकामनिर्जरारूपात्, पुण्याज्जन्तोः प्रजायते ।**
**स्थावरत्वात् त्रसत्व वा, तिर्यक्त्वं वा कथञ्चन ॥ १०७ ॥**

અકામનિર્જરા રૂપ પુણ્યથી જીવને સ્થાવરપણામાંથી ત્રસપણું અથવા તિર્યંચપણું કોઈ રીતે પ્રાપ્ત થાય છે.

પર્વતની નદીમાં વાંકો-ચૂકો પત્થર ગબડતાં ગબડતાં, ઘસાતાં ઘસાતાં, આપોઆપ વગર પ્રયત્ને ગોળ અને સરખો બની જાય છે, તેવી રીતે વગર ઇચ્છાએ આવી પડેલા દુઃખો વગર ઇચ્છાએ સહન કરી ભોગવીને ખપાવ્યાં, તે રૂપ અકામનિર્જરા અર્થાત્ આત્માની સાથે ચોટેલાં કર્મો ખરી પડવારૂપ, આ પુણ્ય-પ્રકૃતિ સ્વરૂપ નથી, પણ કર્મની લઘુતારૂપ પુણ્ય એટલે કે, અકામનિર્જરાથી જીવને એકેન્દ્રિય જાતિ સાથે કાયમ રહેનાર સ્થાવરપણું, તે રૂપ પર્યાય છોડીને બેઈન્દ્રિયપણાની સાથે રહેનાર ત્રસપણાને, કે પંચેન્દ્રિય તિર્યંચપણાને પામે છે ૧૦૭. તથા—

**मानुष्यमार्यदेशश्च, जातिः सर्वाक्षपाटवम् ।**
**आयुश्च प्राप्यते तत्र, कथंचित्कर्मलाघवात् ॥ १०८ ॥**

વળી વિશેષ પ્રકારે વધારે અકામનિર્જરા થવાથી કોઈપણ પ્રકારે સ્વયંભૂરમણ સમુદ્રમાં ધૂંસરીના છિદ્રમા ખીલી પરોવાઈ જાય તે ન્યાયે મનુષ્યપણું તથા શક, યવન આદિ અનાર્યદેશ સિવાયના મગધાદિ આર્યદેશમાં જન્મ થાય આર્યદેશ પ્રાપ્ત થવા છતાં અન્ત્યજ આદિ હલકી જાતિથી રહિત ઉત્તમ જાતિ-કુળમા જન્મ થવો, ઉત્તમ જાતિ-કુલ મળવા છતા સર્વ ઈન્દ્રિયોની સંપૂર્ણતા, તેમાં સર્વઇન્દ્રિયોની સપૂર્ણતા-પટુતા સાથે લાબુ આયુષ્ય ત્યારે જ હોય, જો અશુભ કર્મ ઓછા થાય તો ઉપલક્ષણથી પુણ્યની વૃદ્ધિ થાય, તો જ તે સર્વેની પ્રાપ્તિ થાય છે. ટૂંકા આયુષ્યવાળો આ લોક કે પરલોકનું કાર્ય કરવા સમર્થ બની શકતો નથી વીતરાગ ભગવંતે પણ 'હે આયુષ્માન્ ગૌતમ !' એમ બોલતા બીજા ગુણોમા લાબા આયુષ્યની અધિકતા જણાવી છે ૧૦૮, તથા—

**प्राप्तेषु पुण्यतः श्रद्धा-कथक-श्रवणेष्वपि ।**
**तत्त्वनिश्चयरूपं तद्, बोधिरत्न सुदुर्लभम् ॥ १०९ ॥**

કર્મની લઘુતા અને પુણ્ય એટલે શુભકર્મના ઉદયથી ધર્માભિલાષ રૂપ શ્રદ્ધા, ધર્મોપદેશ કરનાર ગુરુ, તેના વચનનુ શ્રવણ કરવાપણુ પ્રાપ્ત કરવા છતા પણ તત્ત્વના નિશ્ચયસ્વરૂપ અથવા તત્ત્વરૂપ દેવ, ગુરુ અને ધર્મનો દૃઢ અનુરાગ, તે રૂપ બોધિ-સમ્યક્ત્વરત્ન પ્રાપ્ત થવું અતિદુર્લભ છે. સ્થાવરપણાથી ત્રસપણુ આદિ દુર્લભ, તેથી બોધિરત્ન દુર્લભ છે 'સુ' શબ્દ એટલા માટે કહેલો છે કે-મિથ્યાદષ્ટિઓ પણ ત્રસપણુ આદિથી શ્રવણ-ભૂમિકા સુધી અનંતી વખત પહોચે છે, પણ બોધિરત્ન પ્રાપ્ત કરી શકતા નથી મોક્ષવૃક્ષના બીજભૂત હોય, તો આ સમ્યક્ત્વ છે. આંતર શ્લોકોના અર્થ કહેવાય છે —

આ જૈન પ્રવચનમાં રાજ્ય મળવુ, ચક્રવર્તી થવું કે ઇન્દ્રપણુ મેળવવું દુર્લભ કહ્યું નથી, પણ બોધિરત્ન પ્રાપ્ત થવુ અત્યત દુર્લભ કહેલુ છે સર્વ જીવોએ જગતના સર્વ ભાવો પહેલાં અનત વખત પ્રાપ્ત કરેલા છે, પણ કદાચિત્ હજુ બોધિરત્ન મેળવ્યુ નથી. કારણ કે ભવભ્રમણ ચાલુ છે અને અનંતાનંત પુદ્ગલ-પરાવર્તોનો કાળ ગયા પછી અહિં અર્ધપુદ્ગલ-પરાવર્ત બાકી રહે, ત્યારે સર્વ સસારના શરીરધારી જીવોને સર્વ કર્મોની અતઃકોટાકોટી સ્થિતિ બાકી રહે, ત્યારે કોઈક જીવ ગ્રથિનો ભેદ કરીને ઉત્તમ બોધિરત્ન પ્રાપ્ત કરે છે કેટલાક જીવો યથાપ્રવૃત્ત કરણ કરવા વડે ગ્રથિની નજીકના પ્રદેશમા આવે છે, પરંતુ બોધિ પ્રાપ્ત કર્યા વગર પાછા ફરી જાય છે કેટલાક બોધિ પ્રાપ્ત કરે છે, પણ પાછા સીદાય છે અને ફરી ભવચક્રમા ભ્રમણ કરે છે કુશાસ્ત્રોનુ શ્રવણ, મિથ્યાદૃષ્ટિઓ સાથેનો સંગ, ખરાબ વાસના, પ્રમાદ સેવવો-એ વગેરે બોધિના વિઘ્નો સમજવા જો કે ચારિત્ર-પ્રાપ્તિ દુર્લભ કહેલી છે, પણ તે બોધિ-પ્રાપ્તિમા સફળ છે, નહિંતર નિષ્ફળ સમજવી અભવ્ય જીવો પણ ચારિત્ર પ્રાપ્ત કરીને ગ્રૈવેયક દેવલોક સુધી જાય છે, પરતુ બોધિ વગર નિર્વૃતિ-સુખ તેઓ પામી શકતા નથી બોધિરત્ન ન પ્રાપ્ત કરનાર ચક્રવર્તી પણ રંક જેવો છે અને બોધિરત્ન પ્રાપ્ત કરનાર રંક પણ ચક્રવર્તીથી પણ અધિક છે સમ્યક્ત્વ પ્રાપ્ત કરેલ જીવો ભવમા ક્યાય પણ અનુરાગ કરતા નથી તેઓ મમતા વગરના હોવાથી અર્ગલા વગરની મુક્તિની આરાધના કરે છે. જે કોઈએ પહેલાં આ મુક્તિપદની પ્રાપ્તિ કરેલી છે, વળી જેઓ આગળ પ્રાપ્ત કરશે અને વર્તમાનમાં પણ જેઓ પ્રાપ્ત કરે છે, તે સર્વે પણ અનુપમ પ્રભાવ અને વૈભવ સ્વરૂપ બોધિને પામીને માટે આવા પ્રકારની બોધિની ઉપાસના કરો, સ્તુતિ કરો, શ્રવણ કરો, બીજાનુ શું પ્રયોજન છે? એમ બારમી બોધિ-ભાવના જણાવી. ૧૦૯ નિર્મમત્વના કારણભૂત ભાવનાનો ઉપસહાર કરતા સમતાના ચાલુ અધિકાર સાથે તેને જોડે છે —

**भावनाभिरविश्रान्तमिति भावितमानसः ।**
**निर्ममः सर्वभावेषु, समत्वमवलम्बते ॥ ११० ॥**

નિરંતર ભાવનાઓ વડે ભાવિત કરેલા મનવાળો સર્વ ભાવો વિષે મમતા વગરનો બની સમભાવનુ અવલંબન કરે છે ૧૧૦ સામ્યના ફલને બતાવે છે —

**विषयेभ्यो विरक्तानां, साम्यवासितचेतसाम् ।**
**उपशाम्येत् कषायाग्निर्बोधिदीपः समुन्मिषेत् ॥ १११ ॥**

વિષયોથી વિરક્ત બનેલા સમતાધારી ચિત્તવાળા યોગી પુરુષોનો કષાય-અગ્નિ ઓલવાઈ જાય છે અને સમ્યક્ત્વ-દીપક પ્રગટે છે ૧૧૧

એ પ્રમાણે ઇન્દ્રિયોના જયથી કષાય-જય, મનની શુદ્ધિથી ઇન્દ્રિયોનો જય, રાગ-દ્વેષના જય વડે મન શુદ્ધિ, સમતા વડે રાગ-દ્વેષનો જય અને ભાવના-હેતુસ્વરૂપ નિર્મમત્વથી સમતાને પ્રતિપાદન કરી હવે આગળનુ પ્રકરણ પ્રતિપાદન કરે છે—

**समत्वमवलम्ब्याथ, ध्यानं योगी समाश्रयेत् ।**
**विना समत्वमारब्धे, ध्याने स्वात्मा विडम्ब्यते ॥ ११२ ॥**

ત્યાર પછી યોગી-મુનિ પોતાના ચિત્તમા દૃઢપણે સમતાનુ અવલંબન કરી આગળ કહીશું, તેવા ધ્યાનનું અવલંબન કરે જો કે ધ્યાન અને સમતા બને એક જ છે, તો પણ વિશેષ-પ્રકારની સમતા, તે ધ્યાન કહેવાય છે વારંવાર અભ્યાસ કરવા યોગ્ય સામ્ય તે ધ્યાન-સ્વરૂપ છે. એ જ વાત વ્યતિરેક એટલે ઉલટાવીને જણાવે છે અનુપ્રેક્ષા આદિ બલથી પ્રાપ્ત કરવા યોગ્ય સમતા વગર ધ્યાન શરૂ કરવાસાં આવે, તો આત્મા વિડંબના પામે છે, તે આ પ્રમાણે:- જેણે ઇન્દ્રિયોને ગોપવી નથી, તેમ જ મનની શુદ્ધિ કરી નથી, રાગ-દ્વેષને જિત્યા નથી, જેણે નિર્મમત્વ હજુ પ્રગટાવ્યું નથી, જેણે સમતાનો અભ્યાસ કર્યો નથી, ગતાનુગતિકપણાથી જે મૂઢ પુરુષો ધ્યાન શરૂ કરે છે, તેઓ બંને લોકના માર્ગથી ચૂકી જાય છે યથાવિધિ ધ્યાન કરવામાં આવે, તો આત્માની વિડંબના થતી નથી, ઉલટા આત્મહિતકારી થાય છે ૧૧૨ તે જ વાત કહે છે-

मोक्षः कर्मक्षयादेव, स चात्मज्ञानतो भवेत् ।
ध्यानसाध्य मत तच्च, तद् ध्यानं हितमात्मनः ॥ ११३ ॥

આત્માનું પોતાનુ નિર્મલ સ્વરૂપ પ્રાપ્ત કરવા સ્વરૂપ મોક્ષ, એ આત્મસ્વરૂપ રોકનાર કર્મના ક્ષયથી પ્રાપ્ત થાય છે. તે સિવાય નહિ, એ વિવાદ વગરની વાત છે. તે કર્મક્ષય આત્મજ્ઞાનથી જ થાય છે, આ વાતમાં પણ વિવાદ નથી. તે આત્મજ્ઞાન ધ્યાનથી જ સિદ્ધ થાય છે. પર પદાર્થના યોગનો ત્યાગ અને આત્મસ્વરૂપ યોગની વ્યવસ્થા, તે બે વડે ધ્યાન સાધી શકાય છે માટે ધ્યાન એ આત્માનુ હિત કરનાર છે ૧૧૩.

શંકા કરી, કે, 'પહેલા અર્થની પ્રાપ્તિ માટે અને અનર્થના પરિહાર માટે સામ્ય જણાવ્યુ, હવે ધ્યાન એ આત્મહિત કરનાર કહો છો—તો આમા પ્રધાનતા કોની?' સમાધાન કરે છે કે બંનેની પ્રધાનતા છે, તેમાં તફાવત નથી. તે જ વાત કહે છે-

न साम्येन विना ध्यानं, न ध्यानेन विना च तत् ।
निष्कम्प जायते तस्माद्, द्वयमन्योऽन्यकारणम् ॥ ११४ ॥

સામ્ય વગર ધ્યાન નથી અને ધ્યાન વગર સામ્ય નથી. એ પ્રમાણે તો એકનો આશ્રય બીજો અને બીજાનો આશ્રય પહેલો થશે? 'ના' એમ નથી, સામ્ય વગર ધ્યાન ન જ થઈ શકે, ધ્યાન તો સામ્ય વગર થવા છતા પણ સ્થિરતાવાળું ન થાય આ કારણે ઈતરેતર આશ્રય-દોષનો અભાવ છે એમ હોવાથી આ બંને એક બીજાના કારણપણે રહેલા છે ૧૧૪ સામ્યની વ્યાખ્યા પહેલા સમજાવી ગયા છીએ, હવે ધ્યાનના સ્વરૂપની વ્યાખ્યા કરે છે—

मुहूर्त्तान्तर्मनःस्थैर्यं, ध्यानं छद्मस्थयोगिनाम् ।
धर्म्यं शुक्लं च तद् द्वेधा, योगरोधस्त्वयोगिनाम् ॥ ११५ ॥

છદ્મસ્થ યોગીઓને અંતર્મુહૂર્ત કાળ સુધી જે મનની સ્થિરતા રહેવી, તે ધ્યાન કહેવાય. તે ધ્યાનના બે પ્રકાર છે-એક ધર્મધ્યાન અને બીજું શુક્લધ્યાન અને અયોગીઓને તો યોગનો નિરોધ હોય છે.

દીન, દુઃખી, ભય પામેલા, જીવિતની યાચના કરનારાઓ ઉપર તેમનાં દુઃખ દૂર કરવાની બુદ્ધિ તે કારુણ્ય-ભાવના કહેવાય

મતિ, શ્રુત, અજ્ઞાન-વિભગજ્ઞાનના બલથી ખોટાં હિંસક શાસ્ત્રોની રચના કરી પોતે તો સંસારમા ડૂબે છે અને બીજા અનેક અનુયાયીઓને પણ ડૂબાડનારા તે બિચારા દયાનું સ્થાન હોવાથી દીન, તથા નવા નવા વિષયો ઉપાર્જન કરનારા પૂર્વે ઉપાર્જન કરેલા વિષયોને ભોગવવાની તૃષ્ણા, તે રૂપ અગ્નિમા બળી-જળી રહેલા દુઃખીઓ, હિત-પ્રાપ્તિ અને અહિતનો ત્યાગ કરવાને બદલે વિપરીત વર્તન કરનારા, ધન ઉપાર્જન કરવું, રક્ષણ કરવું, ભોગમાં ખરચવું કે નાશ થઈ જાય તેની પીડાવાળા દુખીઓ વિષે, તથા વિવિધ દુખથી પીડાતા અનાથ, રંક, બાલક, વૃદ્ધ, સેવકો, તથા સર્વથી ભય પામતા તેમના વિષે, વૈરિઓથી પરાભવ પામેલા, રોગોથી સબડતા હોય, મૃત્યુના મુખમા સૂતેલા સરખા જીવિતની યાચના અને પ્રાર્થના કરતા હોય, તેના પ્રાણોનુ રક્ષણ માગતા હોય આવા પ્રકારના દીનાદિક, જેઓ કુશાસ્ત્રો રચનારાઓ હોય, તે બિચારા ખોટા ધર્મની સ્થાપના કરી કેવી રીતે દુખથી છૂટશે? ભગવાન્ મહાવીર સરખા પણ મરીચિના ભવમાં ઉન્માર્ગની દેશનાથી કોટાકોટી સાગરોપમ કાળ સુધી ભવમાં ભટક્યા, તો પછી પોતાનાં પાપની પ્રતિકારશક્તિ વગરના બીજાઓની કઈ વલે થશે? વિષયો પેદા કરવા, ભોગવવા અને તેમા જ તલ્લીન હૃદયવાળા અનંતા ભવોમા અનુભવેલા વિષયોમાં હજુ પણ અતૃપ્ત મનવાળા ભવાભિનંદી આત્માઓને પ્રશમ-અમૃતથી તૃપ્ત બનાવી વીતરાગદશા કેવી રીતે પમાડવી? બાલ, વૃદ્ધાદિકો પણ વિવિધ ભયના કારણથી ભયભીત માનસવાળા બનેલાને એકાંતિક આત્યંતિક ભય-વિયોગના અધિકારી કેવી રીતે બનાવવા? તથા મૃત્યુ-મુખમા સૂતેલા પોતાના ધન, સ્ત્રી, પુત્રાદિના વિયોગને સન્મુખ દેખતા, મારણાન્તિક વેદના અનુભવતા પ્રાણીઓને સકલ ભયથી રહિત જિનેશ્વરના વચનામૃતનો છંટકાવ કરી કેવી રીતે જન્મ, જરા મૃત્યુ વગરના નિર્ભય સ્થાનને પમાડું? આ પ્રકારે દુખના પ્રતિકાર કરનારી બુદ્ધિ કરવી, સાક્ષાત્ દુઃખનો પ્રતિકાર કરવો એમ નહિ, કારણ કે, તે પ્રતિકાર કરવાની શક્તિ તો દરેકમા અશક્ય છે આવા પ્રકારની બુદ્ધિને કારુણ્ય-ભાવના કહેલી છે

જે અશક્ય પ્રતિકાર વિષયવાળી બુદ્ધની કરુણા-'સર્વ જંતુઓને સંસારથી મુક્ત કરી પછી હું મોક્ષે જઈશ' તે વાસ્તવિક કરુણા નથી, પણ માત્ર વાણીનો વિલાસ છે. સંસારીઓએ એ પ્રમાણે કરવુ શકય નથી, તેમ મુક્તિમા મારે પહોચાડવા, તે કાર્ય પણ પોતાને માટે અશક્ય જ છે એક તો સસાર ઉચ્છેદ થવાનો પ્રસંગ આવે અને સર્વ સંસારીઓને મુક્તિનો અભાવ છે, માટે આ તો માત્ર ભદ્રિક જીવોને છેતરનારું સૌગતોનુ-બુદ્ધનું કારુણ્ય સમજવું ઉપર પ્રમાણે જણાવેલી કરુણા કરતો હિતોપદેશ આપે, દેશ અને કાલની અપેક્ષાએ અન્ન, પાન, આશ્રય, વસ્ત્ર, દવા આપી તેવાઓના ઉપર ઉપકાર કરે. ૧૨૦ હવે માધ્યસ્થ્ય-ભાવનાનું સ્વરૂપ કહે છે —

क्रूरकर्मसु निःशङ्कं, देवता-गुरु-निन्दिषु ।
आत्मशंसिषु योपेक्षा, तन्माध्यस्थ्यमुदीरितम् ॥ १२१ ॥

નિશકપણે ક્રૂર કાર્યો કરનારા, દેવ અને ગુરુઓની નિન્દા કરનારા, આત્મપ્રશંસા કરનારા એવા જીવો તરફ જે ઉપેક્ષા કરવી, તેને માધ્યસ્થ્ય-ભાવના કહેલી છે

અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરનારા, મદિરાદિનુ પાન કરનારા, પરસ્રી-સેવન આદિ ન સેવવા યોગ્યનું સેવન કરનારા, ઋષિહત્યા, બાલહત્યા, સ્રીહત્યા, ગર્ભહત્યા આદિ ક્રૂરકાર્ય કરનારા અને વળી પાપનો ભય ન રાખનારા હોય, તેવા પણ કેટલીક વખત પાપ કર્યા બદ્દલ પશ્ચાત્તાપ પામી સંવેગ પામનારા હોય છે, તો તેઓ ઉપેક્ષા કરવા લાયક નથી. માટે કહે છે કે-ચોત્રીશ અતિશયવાળા વીતરાગ દેવો, તેમણે કહેલા અનુષ્ઠાનોનુ પાલન કરનારા અને ઉપદેશ કરનારા તેવા ગુરુ મહારાજની રાગ, દ્વેષ, અજ્ઞાન અને પહેલાના ભરમાવેલાપણાથી નિંદા કરનારાઓને વિષે, તેવા પ્રકારના હોવા છતા કોઈ પ્રકારે વૈરાગ્યદશા પામેલા હોય, આત્મદોષ દેખનારા હોય, તે ઉપેક્ષા કરવા લાયક નથી; માટે કહે છે કે, સદોષવાળા, પોતાના આત્માની પ્રશંસા કરનારા-પોતાના આત્માને સારો માનનારા હોય તેવાઓને વિષે, મગશેલિયો પત્થર પુષ્કરાવર્ત મેઘથી પલાળી શકાતો નથી, તેમ ક્રૂર કર્મ કરનારા, દેવતા અને ગુરુઓની નિંદા કરનારા આત્મ-પ્રશંસકોને ઉપદેશ આપી માર્ગે લાવવા અશક્ય છે, તેથી તેવાઓ પ્રત્યે ઉપેક્ષા-માધ્યસ્થ્ય-ભાવના રાખવી ૧૨૧

જે કહેલું હતું કે ધર્મધ્યાનને ટેકો આપવા માટે-તેનુ વિવેચન કરે છે-

**आत्मानं भावयन्नाभिर्भावनाभिर्महामतिः ।**
**त्रुटितामपि संधत्ते, विशुद्धध्यानसततिम् ॥ १२२ ॥**

મૈત્રી આદિ આ ભાવનાઓ વડે આત્માને વિચારતો મહામતિવાળો ઉત્તમ આત્મા તૂટેલી વિશુદ્ધ ધ્યાન-શ્રેણીને જોડી દે છે. ૧૨૨

ધ્યાન સાધવા માટે કેવા પ્રકારના સ્થાનની જરૂર તે કહે છે—

**तीर्थं वा स्वस्थताहेतु, यत् तद् वा ध्यानसिद्धये ।**
**कृतासनजयो योगी, विविक्तं स्थानमाश्रयेत् ॥ १२३ ॥**

તીર્થંકર ભગવતોના જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન, નિર્વાણરૂપ કલ્યાણકભૂમિઓ, તેવા સ્થાનના અભાવમાં મનની શાંતિ રહે તેવા પર્વતની ગુફા વિગેરે સ્રી, પશુ, નપુંસકાદિથી રહિત સ્થાન ધ્યાન કરવા માટે પસંદ કરે કહેલું છે કે- "યતિઓ માટે હમેશાં યુવતિ, પશુ, નપુંસક, કુશીલ આદિથી રહિત એકાત સ્થાનનો આશ્રય કરવાનુ કહેલુ છે અને વિશેષથી તો ધ્યાનકાલમાં તેવા સ્થાનનો આશ્રય કરવો જેઓએ પોતાના યોગો સ્થિર કરેલા હોય અને જેમનુ ધ્યાનમા મન નિશ્ચલ હોય, તેવા મુનિઓને વસતિવાળા ગામમા કે શૂન્ય અરણ્યમા કશો તફાવત નથી તેથી ધ્યાન કરનારે જ્યા સમાધિ રહે અને મન, વચન તથા કાયાના યોગોની એકાગ્રતા રહે તેવા, ભૂત અને પ્રાણીઓના ઉપદ્રવથી રહિત સ્થાનમા ધ્યાન કરવુ " સ્થાન કહેવાથી કાલ પણ ઉપલક્ષણથી સમજવો કહેલુ છે કે- "જે કાળમા ઉત્તમ યોગ-સમાધિ પ્રાપ્ત થાય, તે કાળ ધ્યાન માટે કહેલો છે ધ્યાન કરનાર માટે દિવસ કે રાત્રિનો કોઈ નિયમિત કાળ ગણેલો નથી ધ્યાનની સિદ્ધિ માટે યોગી યોગ્ય એકાત સ્થાનનો આશ્રય કરે. કેવા પ્રકારનો યોગી? આગળ જેનાં લક્ષણો કહીશું, તેવા કાયાના વિશિષ્ટ આસનો કરવાના અભ્યાસવાળો યોગી વિવિક્ત( એકાંત ) સ્થાનનો આશ્રય કરે, તે સંબંધ સમજી લેવો. ૧૨૩.

હવે આસનોને કહે છે—

અહિં ધ્યાન કરનારા બે પ્રકારના હોય છે. એક યોગવાળા અને બીજા યોગ વગરના અયોગીઓ. યોગવાળા પણ બે પ્રકારના, છદ્મસ્થો અને કેવલીઓ તેમાં છદ્મસ્થ યોગીઓના ધ્યાનનુ આ લક્ષણ છે. અંતર્મુહૂર્તકાળ સુધી એક આલંબનમાં ચિત્તની સ્થિતિ–એકાગ્રતા–પૂર્વક ચિત્તનો નિરોધ અંતર્મુહૂર્તકાળ સુધી કરવો તેનુ નામ ધ્યાન તે ધ્યાન છદ્મસ્થ યોગીઓને બે પ્રકારનુ હોય ધર્મ્ય–ધ્યાન અને શુક્લ ધ્યાન તેમા દશ પ્રકારના ધર્મથી યુક્ત, અથવા ધર્મ વડે પ્રાપ્ત કરવા યોગ્ય, તે ધર્મ્ય ધ્યાન સમગ્ર કર્મ–મલના ક્ષયનું કારણ હોવાથી શુક્લ– ઉજ્જવલ પવિત્ર નિર્મળ, તે શુક્લધ્યાન અથવા શુક્લનો બીજા પ્રકારે અર્થ સમજાવે છે **शुग् – दु:ख**, તેના કારણભૂત આઠ પ્રકારના કર્મ તેવા શુચ્ ને क्लमयति એટલે નાશ કરે, તે શુક્લ. સયોગી કેવલીઓને તો મન, વચન અને કાયાના યોગોનો નિરોધ કરવો–નિગ્રહ કરવો અર્થાત્ યોગો રોકવા રૂપ ધ્યાન સમજવું સયોગી કેવલીઓને તો યોગ–નિરોધ-સમયે જ ધ્યાનનો સંભવ છે, તેથી જુદુ ન જણાવ્યું તેઓ તો કંઈક ન્યૂન પૂર્વકોટી સુધી મન, વચન અને કાયાના યોગ–વ્યાપારયુક્ત જ વિચરે છે નિર્વાણ–સમયે યોગ–નિરોધ કરે છે ૧૧૫. શંકા કરી કે, 'છદ્મસ્થ યોગીઓને જો અંતર્મુહૂર્ત કાલ ધ્યાનની એકાગ્રતા રહે, તો ત્યાર પછી શું થાય?' તે કહે છે—

मुहूर्त्तात् परतश्चिन्ता, यद्वा ध्यानान्तरं भवेत् ।
बह्वर्थसंक्रमे तु स्याद्, दीर्घाऽपि ध्यानसन्ततिः ॥ ११६ ॥

એક પદાર્થમા મુહૂર્તકાલ ધ્યાન ટકી રહ્યા પછી ચિંતા થાય, અગર બીજા પદાર્થનુ આલંબન કરે, પરંતુ એક પદાર્થમા મુહૂર્તકાલથી વધારે ધ્યાન ન હોય, કારણ કે તેનો તેવા પ્રકારનો સ્વભાવ છે એવી રીતે એક અર્થથી બીજા અર્થનુ આલંબન કરે, વળી ત્રીજા પદાર્થનુ આલંબન લઈ ધ્યાન કરે, એમ ચોથાનું, એવી રીતે લાંબા કાળ સુધી ધ્યાનની શ્રેણિ ચાલુ રહે મુહૂર્તકાળ પછી પ્રથમ ધ્યાન સમાપ્ત થયા પછી બીજા અર્થનું આલંબન કરે–એવી રીતે ધ્યાનની વૃદ્ધિ કરવા માટે ભાવના ભાવવી ૧૧૬. તે જ વાત કહે છે —

**મૈત્રી આદિ ચાર ભાવનાઓ**

मैत्री–प्रमोद–कारुण्य–माध्यस्थ्यानि नियोजयेत् ।
धर्मध्यानमुपस्कर्तुं, तद्धि तस्य रसायनम् ॥ ११७ ॥

ધર્મ્ય ધ્યાન તૂટી જતુ હોય તો, તેને સાંધવા માટે મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્યભાવના વચમા જોડી દેવી, કારણ કે, જરાથી જર્જરિત શરીરવાળાને રસાયન ઉપકાર કરનાર થાય, તેમ મૈત્રી આદિ ભાવનાઓ ધ્યાન માટે રસાયણરૂપ છે

'जिमिदाच स्नेहने' मे( मि )द्यति–स्निह्यति इति मित्रम्, એટલે સ્નેહ કરે, તે મિત્ર, તેનો ભાવ તે મૈત્રી જગતના તમામ જીવ સંબંધી સ્નેહ–પરિણામ કરવા, તે મૈત્રી (૧) પોતાના કરતા અધિક ગુણવાળાઓ ઉપર પ્રસન્નતા ગણવી, મુખનો ચહેરો

પ્રફુલ્લ રાખવો, તેમના પ્રત્યે હૃદયમાં ભક્તિ, અનુરાગ પ્રગટાવવો, તે પ્રમોદ (૨), દીન, દુ:ખી, અનાથ, અપંગ, અશરણ જીવો પ્રત્યે કરુણા કરવી, તે કારુણ્ય અથવા અનુકંપા (૩), રાગ-દ્વેષના મધ્યભાગમા રહેલો તે મધ્યસ્થ અર્થાત્ રાગ-દ્વેષ વગરની વૃત્તિવાળો, તેનો ભાવ તે માધ્યસ્થ્ય કે ઉપેક્ષા (૪) તે ચારે ભાવનાઓને આત્મા વિષે જોડે શા માટે? ધર્મ્ય ધ્યાન તૂટી જતું હોય તો બીજા ધ્યાનમા જોડવા માટે, જેમ વૃદ્ધાવસ્થાથી ખખડી ગયેલા નિર્બળ શરીરને રસાયન-ઔષધ તાકાત આપે છે, તેમ મૈત્રી આદિ ચાર ભાવનાઓ તૂટતા ધર્મ્ય ધ્યાનને ટેકો આપી ઉપકાર કરે છે. ૧૧૭ તે ચાર ભાવના પૈકી પ્રથમ મૈત્રીનુ સ્વરૂપ કહે છે:—

मा कार्षीत् कोऽपि पापानि, मा च भूत् कोऽपि दुःखितः ।
मुच्यतां जगदप्येषा, मतिर्मैत्री निगद्यते ॥ ११८ ॥

'જગતના કોઈ પણ પ્રાણી પાપો ન કરો, તેમ જ કોઈ પણ દુ:ખી ન થાઓ, જગતના તમામ જીવો સંસારમાથી છૂટી મુક્તિ-સુખ પામો' આવા પ્રકારની મતિ-ભાવના, તે મૈત્રી કહેવાય.

ઉપકારી કે અપકારી કોઈ પણ દુ:ખનાં કારણભૂત પાપો ન કરો. પાપ કરવાનો નિષેધ કરવાથી કોઈ પણ દુ:ખી ન થાઓ દેવ, મનુષ્ય, તિર્યંચ, નારક એમ ચારે ગતિના પર્યાયોને પામનારા જગતના એકેએક પ્રાણી સંસાર-દુ:ખથી કાયમના મુક્ત બની મોક્ષ-સુખ પ્રાપ્ત કરો. કહેલા સ્વરૂપવાળી મતિ, તે મૈત્રી કહેવાય છે કોઈ એકનો મિત્ર હોય તે મિત્ર નથી. એમ તો હિંસક વાઘ, સિંહાદિકને પણ પોતાનાં બચ્ચાં ઉપર મૈત્રી હોય છે, માટે સમગ્ર પ્રાણી-વિષયક મૈત્રી જાણવી. એવી રીતે અપકારી પ્રાણીઓ પ્રત્યે પણ મિત્રતા રાખી, મન, વચન અને કાયા વડે જેમના ઉપર મેં અપકાર કર્યો હોય, તેમને સર્વેને હું ખમાવું છુ. આ મૈત્રી ભાવના ૧૧૮ હવે પ્રમોદ-ભાવનાનુ સ્વરૂપ કહે છે—

अपास्ताशेषदोषाणां, वस्तुतत्त्वावलोकिनाम् ।
गुणेषु पक्षपातो यः, स प्रमोदः प्रकीर्तितः ॥ ११९ ॥

પ્રાણિ-વધાદિક સર્વ દોષો દૂર કર્યા હોય, પદાર્થના યથાર્થ સ્વરૂપને જાણવાના સ્વભાવ-વાળા, આમ બે વસ્તુ કહીને જ્ઞાન અને ક્રિયા બંને સંયુક્ત હોય, તેને મોક્ષહેતુ કહેલો છે. ભાષ્યકાર ભગવંતે '**नाण-क्रियाहि मोक्खो**' = જ્ઞાન અને ક્રિયા બંનેથી મોક્ષ થાય છે આવા પ્રકારના ગુણવંત મુનિઓના ક્ષાયોપશમિકાદિ આત્મિક ગુણો તથા શમ, ઈન્દ્રિયોનું દમન, ઔચિત્ય, ગાભીર્ય, ધૈર્યાદિ ગુણોમા જે પક્ષપાત કરવો, તેઓ પ્રત્યે વિનય, વંદન, સ્તુતિ, ગુણાનુવાદ વેયાવચ્ચ આદિ કરવા વડે અને બીજાએ અને પોતે કે બંનેએ કરેલી પૂજાથી ઉત્પન્ન થએલો, સર્વ ઈન્દ્રિયોથી પ્રગટ થતો મનનો ઉલ્લાસ, તે પ્રમોદ કહેલો છે ૧૧૯. પ્રમોદભાવના કહીને કારુણ્યભાવનાનું સ્વરૂપ કહે છે—

दीनेष्वार्त्तेषु भीतेषु, याचमानेषु जीवितम् ।
प्रतीकारपरा बुद्धिः, कारुण्यमभिधीयते ॥ १२० ॥

पर्यंक–वीर–वज्राब्ज–भद्र–दण्डासनानि च ।
उत्कटिका गोदोहिका, कायोत्सर्गस्तथाऽऽसनम् ॥ १२४ ॥

૧ પર્યંકાસન, ૨ વીરાસન, ૩ વજ્રાસન, ૪ કમલાસન, ૫ ભદ્રાસન, ૬ દંડાસન, ૭ ઉત્કટિકાસન, ૮ ગોદોહિકાસન, ૯ કાયોત્સર્ગાસન આ નામનાં આસનો કહેલાં છે. ૧૨૪.

ક્રમપૂર્વક દરેક આસનોની વ્યાખ્યા સમજાવે છે—

स्याज्जङ्घयोरधोभागे, पादोपरि कृते सति ।
पर्यङ्को नाभिगोत्तान–दक्षिणोत्तरपाणिकः ॥ १२५ ॥

જંઘાના નીચેના ભાગમાં એટલે ઢીંચણ પાસે બે પગની ગોઠવણી કર્યા પછી નાભિ પાસે ડાબો હાથ જમણા ઉપર રાખવો, તે પર્યંકાસન કહેવાય શાશ્વત પ્રતિમાઓને અને શ્રીમહાવીર ભગવંતના નિર્વાણ સમયે જે પ્રમાણે પર્યંકાસન હતું, તે પ્રમાણે આ પણ સમજવું પાતંજલો જાનુ અને હાથને લાંબા કરી સૂવું તેને પર્યંક કહે છે ૧૨૫ હવે વીરાસન કહે છે—

वामोऽङ्घ्रिर्दक्षिणोरूर्ध्वं, वामोरूपरि दक्षिणः ।
क्रियते यत्र तद् वीरोचितं वीरासनं स्मृतम् ॥ १२६ ॥

ડાબો પગ જમણા સાથળ ઉપર અને ડાબા સાથળ ઉપર જમણો પગ જેમાં કરાય, તે તીર્થંકર આદિ વીર પુરુષોને ઉચિત હોવાથી વીરાસન કાયરોને આ આસન ન હોય. બે હાથ આગળ સ્થાપન કરવાના છે, તે પર્યંકાસન માફક સ્થાપન કરવા કેટલાકો આને પદ્માસન પણ કહે છે એક સાથળ ઉપર એક પગ આરોપણ કરવામા અર્ધપદ્માસન કહેવાય વજ્રાસન કહે છે–

पृष्ठे वज्राकृतीभूते, दोर्भ्यां वीरासने सति ।
गृह्णीयात् पादयोर्यत्राङ्गुष्ठौ वज्रासनं तु तत् ॥ १२७ ॥

પૂર્વે બતાવેલી રીત પ્રમાણે વીરાસન કર્યા પછી વજ્રની આકૃતિ માફક પાછળ બંને હાથ રાખી તે વડે બંને પગના અંગુઠા પકડવા અર્થાત્ પીઠ પાછળ હાથ કરી વીરાસન પર રહેલા ડાબા પગના અંગુઠાને ડાબા હાથથી અને જમણા પગના અંગુઠાને જમણા હાથથી પકડવા, તેને વજ્રાસન કહે છે કેટલાક તેને વેતાલાસન કહે છે, મતાતરે વીરાસન કહે છે ૧૨૭

सिंहासनाधिरूढस्यासनापनयने सति ।
तथैवावस्थितिर्या तामेके वीरासनं विदुः ॥ १२८ ॥

સિંહાસન કે ખુરશી ઉપર બેઠેલા હોય, પગ નીચે ભૂમિને સ્પર્શતા હોય, ત્યાર પછી કોઈક સિંહાસન કે ખુરશી ખેંચી લે અને જે સ્થિતિ સિંહાસનના ટેકા વગરની હોય, તે પ્રમાણે રહેવું, તે વીરાસન સિદ્ધાંતકારો કાયક્લેશના તપ–પ્રકરણમા આ આસન જણાવે છે. પાતંજલો વીરાસનની વ્યાખ્યામા એક પગ ઉપર ઉભા રહીને બીજો પગ વાંકો વાળી અદ્ધર રાખવો કહે છે ૧૨૮ પદ્માસન કહે છે—

जङ्घाया मध्यभागे तु, संश्लेषो यत्र जङ्घया ।
पद्मासनमिति प्रोक्तं, तदासनविचक्षणैः ॥ १२९ ॥

એક જંઘાના મધ્ય ભાગમા, બીજી જંઘા વડે જે સંશ્લેષ કરવો, તેને આસનના જાણકારો પદ્માસન કહે છે. ૧૨૯. ભદ્રાસન કહે છે—

संपुटीकृत्य मुष्काग्रे, तलपादौ तथोपरि ।
पाणिकच्छपिकां कुर्याद्, यत्र भद्रासन तु तत् ॥ १३० ॥

પગના બંને તળીયા સામ–સામાં એકઠા કરી અંડકોશ આગળ રાખી પગના તળીયા ઉપર બને હાથના આંગળા એક–બીજામા ભીડાવી ગોઠવવા, તે ભદ્રાસન કહેવાય. પાતંજલ ભદ્રાસનનુ લક્ષણ આ પ્રમાણે કહે છે--પગનાં તળીયાને વૃષણની સમીપમા સંપુટરૂપ બનાવીને તેના ઉપર બે હાથ આંગળીઓ માહોમાંહે રાખી ગોઠવીને રાખવા. ૧૩૦ દંડાસન કહે છે--

श्लिष्टाङ्गुली श्लिष्टगुल्फौ, भूश्लिष्टोरू प्रसारयेत् ।
यत्रोपविश्य पादौ तद्, दण्डासनमुदीरितम् ॥ १३१ ॥

પગની અંગુલીઓ એકઠી રાખી ઘુંટીઓ એકઠી રાખી ભૂમિને સ્પર્શ કરે, તેમ સાથે બેસીને પગ લાંબા કરે, તે દંડાસન કહેવાય. પાતંજલ આ પ્રમાણે કહે છે કે—બેસીને આંગળીઓ જોડાએલી રહે, ઘુંટીઓ પણ જોડેલી હોય, સાથળ ભૂમિને સ્પર્શ કરતા હોય અને પગ લાંબા કરે, તેવા દંડાસનનો અભ્યાસ કરવો. ૧૩૧

હવે ઉત્કટિકાસન અને ગોદોહિકાસન કહે છે—

पुत–पार्ष्णिसमायोगे, प्राहुरुत्कटिकासनम् ।
पार्ष्णिभ्यां तु भुवस्त्यागे, तत् स्याद् गोदोहिकाऽऽसनम् ॥ १३२ ॥

કેડની નીચેના કુલાઓને પગની પાની સાથે નીચે ભૂમિ ઉપર અડકાવીને રાખવા, તે ઉત્કટિકાસન કહેવાય, જે આસનમાં પ્રભુ મહાવીરને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું હતું કહેલુ છે કે— "જૃંભિકા બહાર ઋજુવાલિકા નદીના કિનારે વૈશાખ શુદિ દશમીના દિવસે, ત્રીજા પહોરે છઠ્ઠતપમા શાલવૃક્ષ નીચે ઉત્કટિકાસને રહેલા હતા, ત્યારે કેવલજ્ઞાન થયું" એ જ આસનમા બે પાનીઓ ભૂમિનો ત્યાગ કરે અને ગાય દોહનાર જે આસને બેસે, તે પ્રમાણેનું આસન ગોદોહિકાસન કહેવાય છે પ્રતિમાકલ્પી મુનિઓએ આ આસન કરવાનું હોય છે ૧૩૨. હવે કાયોત્સર્ગ કહે છે—

प्रलम्बितभुजद्वन्द्वमूर्ध्वस्थस्यासितस्य वा ।
स्थान कायानपेक्ष यत्, कायोत्सर्गः स कीर्तितः ॥ १३३ ॥

ઉભા, બેઠાં કે સૂતા બે હાથ લાબા લટકતા રાખીને, કાયાની દરકાર વગરના રહેવું, તે કાયોત્સર્ગાસન. જિનકલ્પીઓ તથા છદ્મસ્થ તીર્થંકરોને આ આસન હોય છે તેઓ ઉભા

ઉભા જ કાયોત્સર્ગ કરે છે, સ્થવિરકલ્પીઓ તો ઉભા, બેઠા અને ઉપલક્ષણથી સૂતા સૂતા જેમ સમાધિ ટકે તેમ યથાશક્તિ કાયોત્સર્ગ કરે એ પ્રમાણે સ્થાન, ધ્યાન, મૌનક્રિયા સાથે કાયાનો ત્યાગ, તે કાયોત્સર્ગ અહિં જે આસનો બતાવ્યા, તે તો દિશા માત્ર સમજવાં આ સિવાય બીજાં પણ અનેક આસનો છે તે આ પ્રમાણે—આમ્રના આકારપણે રહેવું તે આમ્રકુબ્જાસન જેમ ભગવાન્ મહાવીર એકરાત્રિવાળી પ્રતિમા ધારણ કરીને રહેલા હતા, ત્યારે અધમ અસુર સંગમે વીશ ઉપસર્ગો કર્યા, તેને પ્રભુએ સમતા—પૂર્વક સહન કર્યા. તથા એક પડખે સૂઈ રહેવું, તે ઊર્ધ્વમુખવાળાને, નીચા મુખવાળાને કે તિર્ચ્છા મુખવાળાને હોય છે. તથા દંડ માફક લાંબા સૂઈ જવુ, શરીર સીધું કરેલુ હોય અને બને જઘા તથા સાથળો લાંબા કરીને કે પહોળા કરીને સ્થિર રહેનારને હોય છે તથા લગંડશાયીપણુ તે કહેવાય કે, જેમાં મસ્તક અને બે પાનીઓ ભૂમિને સ્પર્શ કરે અને શરીર ભૂમિને અડકે નહિં તથા સમસંસ્થાન, જે પાનીનો આગળનો ભાગ અને પગ વડે બનેને વાળવા પૂર્વક પરસ્પર દબાવવું તે

તથા દુર્યોધાસન તે કહેવાય, જેમાં ભૂમિ પર મસ્તક સ્થાપન કરીને પગ ઉંચે રાખીને રહેવુ, તે કપાલીકરણ એમ પણ કહેવાય છે તે પ્રમાણે રહીને જો બે જંઘાનું પદ્માસન કરે, તો દંડપદ્માસન કહેવાય. તથા સ્વસ્તિકાસન તે કહેવાય, જેમા ડાબો વાળેલો પગ જમણી જઘાની વચ્ચે સ્થાપન કરે અને જમણો વાળેલો પગ ડાબી જંઘામા વચ્ચે સ્થાપન કરે. યોગપટ્ટકના યોગથી જે થાય, તે સોપાશ્રયાસન તથા ક્રૌચ—નિષદન, હંસ—નિષદન, ગરુડ—નિષદન આદિ આસનો, તે તે પક્ષીઓની બેઠક માફક બેસવું, તેવા આકારવાળા આસનો સમજવા આ પ્રમાણે આસનનો વિધિ વ્યવસ્થિત નથી ૧૩૩

जायते येन येनेह, विहितेन स्थिरं मनः ।
तत्तदेव विधातव्यम्, आसनं ध्यानसाधनम् ॥ १३४ ॥

માસ ભરેલા કે ચરબીવાળા કે બળવાળા પુરુષોને જે જે આસન કરવાથી મનની સ્થિરતા થાય, તેવા તેવા આસનો કરવા જે માટે કહેલું છે કે— "શાન્ત કરેલ છે પાપો જેમણે એવા કર્મ—રહિત મુનિઓએ સર્વ પ્રકારના દેશમાં, કાળમાં અને ચેષ્ટામા વર્તતા હતા, ત્યારે ઉત્તમ કેવલજ્ઞાન પ્રાપ્ત કરેલુ છે તેથી શાસ્ત્રમા દેશ, કાલ અને ચેષ્ટા એટલે આસનનો નિયમ નથી જે પ્રમાણે યોગોમા સમાધિ ટકે, તે પ્રમાણે પ્રયત્ન કરવો આમ કહેવાથી આસનોનુ કથન કરવુ નિરર્થક નથી પ્રતિમાકલ્પીઓને આસનો નિયમથી કરવાનું વિધાન છે તથા બાર ભિક્ષુ—પ્રતિમાની અદર આઠમી પ્રતિમામા પણ આસનનો નિયમ કહેલો છે, તે આ પ્રમાણે —

ઊર્ધ્વમુખ એટલે ચત્તો અથવા પાસું વાળીને સુવે, અથવા સરખો બેસે કે સુવે—એ પ્રમાણે સૂતો, બેઠો કે ઉભો રહીને દેવોના, મનુષ્યોના કે તિર્યંચોના ઘોર ઉપસર્ગોને મન અને શરીરથી ચલાયમાન થયા સિવાય નિશ્ચલપણે સહન કરે. નવમી પ્રતિમામાં આ પ્રમાણે—સાત અહોરાત્રપ્રમાણ કાળવાળી બીજી એટલે નવમી પ્રતિમા (જેમા ચોથભક્તભ તપને પારણે આયંબિલ અને ગામ વિગેરેની બહાર રહેવું ઈત્યાદિ) આઠમી માફક કરે વિશેષ એટલો છે

કે, આ પ્રતિમામાં ઉત્કટ એટલે મસ્તક અને પાનીઓના આધારે માત્ર વચ્ચે સાથળ-વાંસાથી અદ્ધર રહીને અથવા 'લગંડ' એટલે વાંકા લાકડાની જેમ કેવળ પીઠ-વાંસાના આધારે (મસ્તક, પગ જમીનને ન સ્પર્શે તેમ) અથવા દંડની જેમ પગ લાંબા કરીને સુઈ રહીને ઉપસર્ગાદિ સહન કરે દશમીમાં આ પ્રમાણે-ત્રીજી એટલે દશમી પ્રતિમા પણ એ બેના જેવી જ છે માત્ર તેમાં બેસવાની રીતિ ગાયને દોહવાની જેમ પગના આંગળાના આધારે ઉભડક બેસવાનું છે, અથવા વીરાસનથી એટલે સિંહાસન ઉપર પગ નીચે લટકતા રાખીને ખુરશી પર બેઠા પછી ખુરશી કે સિંહાસન ખેંચી લેવામા આવે, છતા એ જ પ્રમાણે બેસી રહે તેમ, અથવા આમ્ર-કેરીની જેમ વક્ર શરીરે બેસવાનું છે એમાથી કોઈ પણ આસને આ પ્રતિમા વહન કરી શકાય ૧૩૪ હવે આસનો ધ્યાનનાં સાધન જે પ્રમાણે બને છે, તે બે શ્લોકોથી કહે છે—

सुखासनसमासीनः, सुश्लिष्टाधरपल्लवः ।
नासाग्रन्यस्तदृग्द्वन्द्वो, दन्तैर्दन्तानसंस्पृशन् ॥ १३५ ॥

प्रसन्नवदनः पूर्वाभिमुखो वाऽप्युदङ्मुखः ।
अप्रमत्तः सुसंस्थानो, ध्याता ध्यानोद्यतो भवेत् ॥ १३६ ॥

લાંબા સમય સુધી સમાધિથી બેસી રહેવાય, તેવા આસને બેસી સારી રીતે ઓષ્ઠ-પલ્લવ જોડેલા રાખી, નાસિકાના અગ્રભાગ પર બંને દૃષ્ટિ સ્થાપન કરી, ઉપરના દાંતોને નીચેના દાંતોનો સ્પર્શ ન થાય, તેવી રીતે દાંતોને રાખી, (પરસ્પર દંતોનો સ્પર્શ થવાથી મન અસ્થિર થાય છે) રજોગુણ અને તમોગુણથી રહિત ભૃકુટિના વિક્ષેપો વગરનુ પ્રસન્ન મુખ રાખીને પૂર્વ કે ઉત્તર દિશા સન્મુખ બેસી અગર પ્રભુ-પ્રતિમા સન્મુખ બેસી 'પ્રમાદ-રહિત' એમ કહેવાથી તેવો ધ્યાનનો મુખ્ય અધિકારી જણાવે છે કહેલુ છે કે-અપ્રમત્ત સંયતને ધર્મ્યધ્યાન હોય છે. સરળ અથવા મેરુદંડ માફક શરીર નિશ્ચલ રાખી ધ્યાન કરવાનો ઉદ્યમ કરે.

આ પ્રમાણે યતિ અને શ્રાવક વિષયક ધ્યાનસિદ્ધિના સાધનભૂત જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ રત્નત્રયનુ કથન કર્યું, બીજું સમગ્ર ધ્યાનના ભેદો વિગેરે આગળના આઠ પ્રકાશો દ્વારા પ્રકટ કરેલ છે ૧૩૫-૧૩૬.

એ પ્રમાણે પરમાર્હત શ્રીકુમારપાલ મહારાજાને સાંભળવાની ઈચ્છા થવાથી આચાર્ય શ્રીહેમચંદ્રાચાર્યે રચેલ, જેને 'અધ્યાત્મ ઉપનિષદ્' નામનો પટ્ટબંધ થયો છે, પોતે રચેલા સ્વોપજ્ઞ વિવૃતિવાળા તે યોગશાસ્ત્રના ચોથા પ્રકાશનો આગમોદ્ધારક આચાર્ય શ્રીઆનંદસાગર સૂરીશ્વરજીના શિષ્ય આચાર્ય શ્રીહેમસાગરસૂરિએ કરેલો અનુવાદ પૂર્ણ થયો [ ૪ ].



श्री हेमचन्द्राचार्यरचित

स्वोपज्ञ विवरण सहित योगशास्त्र

# પાંચમો પ્રકાશ

## પ્રાણાયામ

ઓઁ સર્વજ્ઞ પરમાત્મા શ્રીજિનેન્દ્ર ભગવંતને નમસ્કાર થાઓ

અહિં પાતંજલ આદિ અન્યમતોના યોગાચાર્યોએ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એમ યોગનાં આઠ અંગો મોક્ષનાં અંગ તરીકે સ્વીકારેલાં છે, પરંતુ જૈનદર્શનકારો વાસ્તવિક રીતે પ્રાણાયામને મુક્તિના સાધનરૂપ ધ્યાનમાં સ્વીકારતા નથી કારણ કે, તે અભ્યાસ વગર અસમાધિ કરાવનાર થાય છે કહેલુ છે કે- અભિગ્રહ કરનાર પણ શ્વાસોચ્છ્વાસ રોકી શકતો નથી, તો પછી બીજી ચેષ્ટા કરનાર શ્વાસોચ્છ્વાસ કેવી રીતે રોકે ? (હઠયોગના અભ્યાસ સિવાય તે રોકી શકાય નહિં ) તેમ કરવાથી તત્કાલ મરણ થવાનો સંભવ છે. સૂક્ષ્મ ઉચ્છ્વાસ પણ શાસ્ત્રવિધિ પ્રમાણે જયણા-પૂર્વક લેવો જોઈએ. આમ હોવા છતા પણ દેહ-આરોગ્ય, તેમ જ કાલજ્ઞાનાદિકમા પ્રાણાયામ ઉપયોગી હોવાથી અમે પણ અહિં તે વિષય કહીએ છીએ—

प्राणायामस्ततः कैश्चिद्, आश्रितो ध्यानसिद्धये ।
शक्यो नेतरथा कर्तुं, मनः-पवननिर्जयः ॥ १ ॥

આસન-જય કર્યા પછી ધ્યાનની સિદ્ધિ માટે પ્રાણાયામનો પતંજલિ આદિ યોગાચાર્યોએ આશ્રય કરેલો છે પ્રાણાયામ તે કહેવાય, જેમા મુખ અને નાસિકાની અંદર ફરતા વાયુને સર્વ પ્રકારે રોકવો-તેની ગતિનો છેદ કરવો એ પ્રમાણે કરવામા ન આવે તો, મન અને પવનનો જય કરી શકાતો નથી ૧ પ્રશ્ન કર્યો કે પ્રાણાયામથી પવનનો વિજય કરી શકાય, તે વાત સ્વીકારી લઈએ, પણ મનનો વિજય કેવી રીતે બને ? તેના સમાધાનમાં જણાવે છે કે—

मनो यत्र मरुत् तत्र, मरुद् यत्र मनस्ततः ।
अतस्तुल्यक्रियावेतौ, सवीतौ क्षीरनीरवत् ॥ २ ॥

મન જ્યા છે, ત્યા પવન છે અને જ્યા પવન છે, ત્યા મન છે. આ કારણે સમાન-ક્રિયાવાળા તે બંને દૂધ-પાણી ન્યાયે એક સાથે મળીને જ રહેનારા છે ૨ સમાન ક્રિયા સમજાવે છે—

एकस्य नाशेऽन्यस्य स्यात्, नाशो वृत्तौ च वर्तनम् ।
ध्वस्तयोरिन्द्रियमति-ध्वसात् मोक्षश्च जायते ॥ ३ ॥

મન અગર પવન બેમાથી ગમે તે એકના નાશમા બીજાનો નાશ થાય છે. એકની પ્રવૃત્તિ થાય, તો બીજાની પણ થવાની જ, મન અને પવનના વિનાશમા ઈન્દ્રિય અને મતિનો નાશ થાય છે અને ઈન્દ્રિય અને મતિના નાશમા મોક્ષ થાય છે ૩ પ્રાણાયામનુ લક્ષણ, તથા તેના ભેદો કહે છે—

प्राणायामो गतिच्छेदः, श्वास–प्रश्वासयोर्मतः ।
रेचकः पूरकश्चैव, कुम्भकश्चेति स त्रिधा ॥ ४ ॥

બહારના વાયુને ગ્રહણ કરવો, તે શ્વાસ, ઉદરના કોઠામાં રહેલા વાયુને બહાર કાઢવો, તે નિશ્વાસ અગર પ્રશ્વાસ કહેવાય, તે બંનેની ગતિનો છેદ કરવો અર્થાત્ રોકવા, તે પ્રાણાયામ. તેના રેચક, પૂરક અને કુંભક એવા ત્રણ પ્રકાર છે ૪ બીજા આચાર્યોના મતે તેના સાત પ્રકારો જણાવે છે—

प्रत्याहारस्तथा शान्तः, उत्तरश्चाधरस्तथा ।
एभिर्भेदैश्चतुर्भिस्तु, सप्तधा कीर्त्यते परैः ॥ ५ ॥

ઉપર કહેલા ત્રણ પ્રકાર સાથે પ્રત્યાહાર, શાન્ત, ઉત્તર અને અધર આ ચાર મેળવતા પ્રાણાયામના સાત પ્રકારો પણ કેટલાક કહે છે ૫ હવે ક્રમસર દરેકનાં લક્ષણ કહે છે—

यत् कोष्ठादतियत्नेन, नासा–ब्रह्म–पुराननैः ।
बहिः प्रक्षेपणं वायोः, स रेचक इति स्मृतः ॥ ६ ॥

નાસિકા અને તાળવા પરના બ્રહ્મરંધ્રવડે અતિપ્રયત્નપૂર્વક કોઠામાથી વાયુને બહાર ફેંકવો, તે રેચક પ્રાણાયામ કહેવાય ૬. તથા—

समाकृष्य यदापानात्, पूरणं स तु पूरकः ।
नाभिपद्मे स्थिरीकृत्य, रोधन स तु कुम्भकः ॥ ७ ॥

બહારના વાયુને ખેંચીને કોઠામાં ગુદા સુધી પૂરવો. તે પૂરક અને તેને નાભિ–કમળમાં કુંભ માફક સ્થિર કરવો, તે કુંભક કહેવાય ૭ તથા—

स्थानात् स्थानान्तरोत्कर्षः, प्रत्याहारः प्रकीर्तितः ।
तालु–नासाऽऽननद्वारैः, निरोधः शान्त उच्यते ॥ ८ ॥

નાભિ આદિ સ્થાનથી હૃદયાદિક બીજા સ્થાનમા વાયુને ખેંચી જવો, તે પ્રત્યાહાર અને તાળવું, નાસિકા અને મુખના દ્વારો વડે વાયુને રોકવો, તે શાંત અને કુંભકમાં એટલો તફાવત સમજવો કે, કુંભકમાં નાભિકમળમાં પવનને રોકવો પડે છે, જ્યારે શાંતમા તેવો નિયમ નથી, પણ નીકળવાના દ્વારોથી પવનને રોકવો ૮. તથા—

आपीयोर्ध्वं यदुत्कृष्य, हृदयादिषु धारणम् ।
उत्तरः स समाख्यातो, विपरीतस्ततोऽधरः ॥ ९ ॥

બહારના વાયુનું પાન કરીને ઊંચે ખેંચીને હૃદયાદિકમાં ધારણ કરવો, તે ઉત્તર કહેવાય અને ઊર્ધ્વદેશથી નીચે લઈ જવો, તે અધર કહેવાય શંકા કરી કે, રેચક આદિકમાં પ્રાણાયામ કેવી રીતે સંભવે ? કારણ કે પ્રાણાયામ તો શ્વાસ–પ્રશ્વાસની ગતિને રોકવા રૂપ છે, તેના

सर्वत्वग्वृत्तिको व्यानः, शक्रकार्मुकसन्निभः ।
जेतव्यः कुम्भकाभ्यासात्, संकोच–प्रसृतिक्रमात् ॥ २० ॥

વ્યાન વાયુનો વર્ણ વિવિધ રંગવાળા ઇન્દ્રધનુષ્ય સરખો છે. ચામડીના સર્વ સ્થાનોમાં તે રહેલો છે. સંકોચ અને ફેલાવું (પૂરક અને રેચક)ના ક્રમે કુંભકના અભ્યાસથી તે વશ કરવા યોગ્ય છે ૨૦ પાંચે વાયુના ધ્યાન કરવા યોગ્ય બીજો બતાવે છે—

प्राणापान–समानोदान–व्यानेष्वेषु वायुषु ।
यैँ पैँ वैँ रौँ लौँ वीजानि, ध्यातव्यानि यथाक्रमम् ॥ २१ ॥

પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એ પાંચે વાયુના તે તે સ્થાને જય કરવા માટે પૂરક કુંભક અને રેચક કરતી વખતે પ્રાણાદિ વાયુના 'યૈँ' આદિ બીજોનું ધ્યાન કરવું એટલે કે પ્રાણ વાયુનો જય કરતી વખતે 'યૈँ' બીજ, અપાન વાયુનો જય કરતી વખતે 'પૈँ', સમાનનું બીજ 'વૈँ', ઉદાનનું બીજ 'રૌँ', વ્યાનનું બીજ 'લૌँ'નું ધ્યાન કરવું એટલે 'યૈँ' આદિ અક્ષરોની આકૃતિની કલ્પના કરી તેનો જાપ પૂરક, કુંભક અને રેચક કરતી વખતે કરવો. ૨૧. હવે ત્રણ શ્લોકો વડે પ્રાણાદિ જયના લાભો કહે છે—

प्रावल्य जाठरस्याग्नेः, दीर्घश्वास–मरुज्जयौ ।
लाघवं च शरीरस्य, प्राणस्य विजये भवेत् ॥ २२ ॥

પ્રાણવાયુને જિતવાથી એટલે સ્વાધીન કરવાથી જઠરાગ્નિની પ્રબળતા, લાંબો શ્વાસ ચાલે, દમ ન ચડે, વાયુ જય એટલે–સર્વ વાયુઓ પ્રાણાધીન હોવાથી તેના જયમાં સર્વ પ્રકારના વાયુનો જય થાય છે. વળી શરીર હલકું અને સ્ફૂર્તિવાળું બને છે ૨૨ તથા—

रोहणं क्षतभङ्गादेः, उदराग्नेः प्रदीपनम् ।
वर्चोऽल्पत्व व्याधिघातः, समानापानयोर्जये ॥ २३ ॥

સમાન અને અપાન વાયુ વશ કરવાથી ઘા, ગુમડાં આદિનાં છિદ્રો રૂઝાઈ જાય છે, હાડકાની તડો પૂરાઈ જાય છે, આદિ શબ્દથી તેવા પ્રકારના બીજાં શારીરિક દુ:ખો મટી જાય છે, ઉદરનો અગ્નિ વૃદ્ધિ પામે છે, મલ–મૂત્રાદિ અલ્પ થાય અને વ્યાધિનો વિનાશ થાય છે ૨૩ તથા—

उत्क्रान्तिर्वारिपङ्काद्यैश्चावाधोदाननिर्जये ।
जये व्यानस्य शीतोष्णासङ्गः कान्तिररोगिता ॥ २४ ॥

ઉદાનવાયુ વશ કરવાથી ઉત્ક્રાન્તિ એટલે મરણ–સમયે દશમા દ્વારથી પ્રાણત્યાગ કરી શકાય છે. જળ અને કાદવમાં ચાલે, તો પણ તેનાથી સ્પર્શાય નહિં, તથા કાંટા કે અગ્નિમાં ઉપદ્રવ પામ્યા વગર સીધા માર્ગ મારફત ચાલી શકે તથા વ્યાન વાયુ વશ કરવાથી ઠંડી–ગરમીની અસર ન થાય, શરીરની કાંતિ વૃદ્ધિ પામે અને નિરોગતા પ્રાપ્ત કરે ૨૪

દરેક પ્રાણ જિતવાનાં જુદાં ફલ બતાવીને હવે સર્વ વાયુ જિતવાનું સામટું ફલ બતાવે છે—

यत्र यत्र भवेत् स्थाने, जन्तो रोगः प्रपीडकः ।
तच्छान्त्यै धारयेत् तत्र, प्राणादिमरुतः सदा ॥ २५ ॥

જીવને શરીરના જે જે ભાગમાં પીડા કરનાર રોગ થયો હોય, તે તે રોગની શાંતિ માટે તે તે ઠેકાણે પ્રાણાદિ વાયુઓને હંમેશા રોકી રાખવા. ૨૫. આગળ જણાવેલનો ઉપસંહાર કરીને હવે આગળ સાથે સંબંધ જોડતાં કહે છે—

एव प्राणादिविजये. कृताभ्यासः प्रतिक्षणम् ।
धारणादिकमभ्यस्येत्, मनःस्थैर्यकृते सदा ॥ २६ ॥

આ પ્રમાણે પ્રાણાદિ વાયુનો વિજય કરવા માટે વારંવાર અભ્યાસ કરીને મનની સ્થિરતા કરવા માટે ધારણા આદિકનો અભ્યાસ કરવો ૨૬ હવે ધારણા આદિની વિધિ પાંચ શ્લોકોથી સમજાવે છે—

उक्तासनसमासीनो, रेचयित्वाऽनिलं शनैः ।
आपादाङ्गुष्ठपर्यन्त, वाममार्गेण पूरयेत् ॥ २७ ॥
पादाङ्गुष्ठे मनः पूर्वं, रुद्ध्वा पादतले ततः ।
पार्ष्णौ गुल्फे च जघायां, जानुन्यूरौ गुदे ततः ॥ २८ ॥
लिङ्गे नाभौ च तुन्दे च, हृत्कण्ठ–रसनेऽपि च ।
तालु–नासाग्र–नेत्रेषु(च), भ्रुवोर्भाले शिरस्यथ ॥ २९ ॥
एवं रश्मिक्रमेणैव, धारयन्मरुता सह ।
स्थानात् स्थानान्तर नीत्वा, यावद् ब्रह्मपुरं नयेत् ॥ ३० ॥
ततः क्रमेण तेनैव, पादाङ्गुष्ठान्तमानयेत् ।
नाभिपद्मान्तरं नीत्वा, ततो वायुं विरेचयेत् ॥ ३१ ॥

ચોથા પ્રકાશના અંતે બતાવેલ આસને બેસી ધીમે ધીમે પવન રેચન એટલે બહાર કાઢી, ડાબી નાસિકાથી પવન અંદર ખેંચીને પગના અંગુઠા ઉપર મનને રોકવું. ('મન ત્યાં પવન'—એ ન્યાયે પવન પણ તે સ્થળે રોકાય ) પછી ક્રમસર પગના તળીયા ઉપર, પાનીમાં, પગની એડીમાં, જંઘામાં, ઘૂંટણમાં, સાથળમાં, ગુદામાં, ત્યાર પછી લિંગમાં, નાભિમાં, ઉદરમાં, હૃદયમાં, કંઠમાં, જીભ ઉપર, તાલવામાં, નાસિકાના ટેરવા ઉપર, નેત્રમાં, ભૃકુટિમાં, કપાલમાં, અને મસ્તકમાં એમ એક પછી એક સ્થાનમાં આગળ વધતાં, વાયુની સાથે મનને છેવટે બ્રહ્મરંધ્ર પર્યંત લઈ જવું ત્યાર પછી તે જ ક્રમથી પાછા ફરીને પગના અંગુઠામાં

સમાધાનમાં કહે છે કે, રેચકમાં કોઠાના વાયુને વિરેચન કરી બહાર નાસિકાના દ્વાર આગળ જ રોકવો, અંદર આકર્ષવો નહીં. તે જ શ્વાસ-પ્રશ્વાસના ગતિ-વિચ્છેદ રૂપ પ્રાણાયામ કહેવાય. તથા પૂરકમાં બહારના વાયુને ધીમે ધીમે ગ્રહણ કરીને કોઠામાં ધારણ કરવો, તેમાં પણ શ્વાસ-પ્રશ્વાસ રેચવો કે પૂરવો નહીં એટલે ગતિવિચ્છેદ રૂપ પ્રાણાયામ થયો તેવી જ રીતે કુંભકાદિકમાં પણ સમજવું ૯. રેચક આદિના ફળો કહે છે-

रेचनादु दरव्याधेः, कफस्य च परिक्षयः ।
पुष्टिः पूरकयोगेन, व्याधिघातश्च जायते ॥ १० ॥
विकसत्याशु हृत्पद्म, ग्रन्थिरन्तर्विभिद्यते ।
वल-स्थैर्यविवृद्धिश्च, कुम्भकाद् भवति स्फुटम् ॥ ११ ॥
प्रत्याहाराद् वल कान्तिः, दोषशान्तिश्च शान्ततः ।
उत्तराधरसेवातः, स्थिरता कुम्भकस्य तु ॥ १२ ॥

રેચક પ્રાણાયામથી ઉદરના વ્યાધિનો, તથા કફ રોગનો નાશ થાય છે. પૂરકના યોગથી શરીર પુષ્ટ થાય છે, તેમ જ સર્વ વ્યાધિઓનો નાશ થાય છે કુંભક પ્રાણાયામથી હૃદય-કમળ તત્કાલ વિકસ્વર થાય છે અને અંદરની ગાંઠ ભેદાય છે શારીરિક બલની વૃદ્ધિ થાય છે, વાયુ સ્થિર રહી શકે છે પ્રત્યાહાર પ્રાણાયામથી શરીરમા બળ, કાંતિ ઉત્પન્ન થાય છે શાંત નામના પ્રાણાયામથી વાત, પિત્ત અને કફ અથવા ત્રિદોષ-સન્નિપાત તાવની શાંતિ થાય છે. ઉત્તર અને અધર પ્રાણાયામના સેવનથી કુંભકની સ્થિરતા યાય છે ૧૦-૧૨ આ પ્રાણાયામથી એકલા પ્રાણનો જય થાય છે, એમ નહીં, પરંતુ પાંચે પ્રકારના વાયુઓના જયના કારણભૂત છે, તે વાત કહે છે .-

प्राणमपान-समानावुदान व्यानमेव च ।
प्राणायामैर्जयेत् स्थान-वर्ण-क्रियाऽर्थवीजवित् ॥ १३ ॥

શ્વાસ, નિશ્વાસ આદિ ઘણો વ્યાપાર કરે, તે પ્રાણવાયુ; મૂત્ર, વિષ્ટા, ગર્ભાદિકને બહાર લાવે, તે અપાન વાયુ, ખાધેલા આહાર અને પીધેલા જળાદિક પદાર્થોને પરિપકવ કરી, તેમાથી ઉત્પન્ન થએલા રસને યથાયોગ્ય સ્થાને પહોચાડે, તે સમાન વાયુ, રસાદિકને ઊંચે લઈ જનાર ઉદાનવાયુઃ આખા શરીરમા વ્યાપીને રહેનાર વ્યાન વાયુ; આ પાંચ વાયુના સ્થાનો, વર્ણ, ક્રિયા, અર્થ અને બીજને જાણનાર યોગી એ રેચકાદિ પ્રાણાયામોથી જય મેળવે ૧૩ તેમાં પ્રાણના સ્થાનાદિ જણાવે છે—

प्राणो नासाग्रहृन्नाभि-पादाङ्गुष्ठा-न्तगो हरित् ।
गमागमप्रयोगेण, तज्जयो धारणेन वा ॥ १४ ॥

પ્રાણવાયુ નાસિકાના અગ્રભાગ પર, હૃદયમા, નાભિમા અને પગના અંગૂઠા સુધી પ્રસરીને રહેલો છે તેમા જાય છે, તે સ્થાન. નવા ઉગેલા તૃણ સરખા લીલાવર્ણવાળો છે રેચક અને

પૂરક પ્રયોગ વડે અને ધારી રાખવાથી તેના પર જય મેળવી શકાય છે. અર્થ અને બીજ હવે કહીશું. ૧૪ હવે ગમાગમ પ્રયોગ, તથા ધારણ કહે છે:—

नासादिस्थानयोगेन, पूरणाद् रेचनान्मुहुः ।
गमागमप्रयोगः स्याद्, धारणं कुम्भनात् पुनः ॥ १५ ॥

નાસિકાદિ સ્થાનમાં વારંવાર વાયુ પૂરવાથી અને રેચન કરવાથી ગમાગમ પ્રયોગ થાય છે, અને તે વાયુને તે તે ઠેકાણે રોકવાથી કુંભક કરવાથી ધારણ નામનો પ્રયોગ થાય છે. ૧૫ અપાનવાયુનાં વર્ણ-સ્થાનાદિ બતાવે છે—

अपानः कृष्णरुग्मन्या–पृष्ठ–पृष्ठान्तपार्ष्णिगः ।
जेयः स्वस्थानयोगेन, रेचनात् पूरणान्मुहुः ॥ १६ ॥

અપાન વાયુનો વર્ણ કાળો છે ડોકની પાછલી નાડીમાં પીઠ, ગુદા અને પગનો પાછલો ભાગ જે પાની તેમાં જે જાય, તે અપાનવાયુ. તેને પોતપોતાના સ્થાનમાં વારંવાર રેચન અને પૂરણ વડે જિતવા. ૧૬ સમાન વાયુના વર્ણાદિ કહે છે-

शुक्लः समानो हृन्नाभि–सर्वसन्धिष्ववस्थितः ।
जेयः स्वस्थानयोगेनासकृद् रेचन–पूरणात् ॥ १७ ॥

સમાનવાયુનો વર્ણ ઉજ્જવલ છે, નાભિ અને સર્વ સાંધાઓને વિષે તેને રહેવાનુ સ્થાન છે પોતપોતાના સ્થાનમાં વારંવાર રેચક અને પૂરક-કુંભક કરી તેનો જય કરવો ૧૭ હવે ઉદાનવાયુના વર્ણ, સ્થાનાદિ કહે છે-

रक्तो हृत्कण्ठ–तालु–भ्रूमध्य–मूर्धनि संस्थितः ।
उदानो वश्यतां नेयो, गत्यागतिनियोगतः ॥ १८ ॥

ઉદાનવાયુ લાલવર્ણવાળો છે, તે હૃદય, કંઠ, તાળવું અને ભ્રૂકુટિના મધ્યભાગમા, તથા મસ્તકમાં રહે છે. ગતિ-આગતિના પ્રયોગથી તેને વશ કરવો. ૧૮. ગતિ-આગતિનો પ્રયોગ જણાવે છે-

नासाकर्षणयोगेन, स्थापयेत् तं हृदादिषु ।
बलादुत्कृष्यमाणं च, रुद्ध्वा रुद्ध्वा वशं नयेत् ॥ १९ ॥

નાસિકા વડે બહારના પવનને ખેંચીને તે ઉદાન વાયુને હૃદયાદિક સ્થાનોમાં સ્થાપન કરવો વાયુ બીજા સ્થાનમા ચાલ્યો જાય, તો જોરથી તે તે સ્થાને વારંવાર રોકીને અર્થાત્ કુંભક કરીને કેટલોક વખત રાખી વળી રેચક કરી દેવો એટલે નાસિકાના એક દ્વારથી ધીમે ધીમે બહાર કાઢી નાખવો, વળી તે જ દ્વારથી અંદર ખેચી કુભક કરવો આ પ્રકારે તે તે વાયુને વશ કરી જય મેળવવો ૧૯ હવે વ્યાનના સ્થાનાદિ કહે છે—

મન સાથે પવનને લાવીને ત્યાથી નાભિ-કમલમા લઈ જઈ વાયુનો રેચક કરવો ૨૭-૨૮-૨૯-૩૦-૩૧ હવે ચાર શ્લોકોથી ધારણાનુ ફલ કહે છે—

पादाङ्गुष्ठादौ जंघायां, जानूरु-गुद-मेहने ।
धारितः क्रमशो वायुः, शीघ्रगत्यै बलाय च ॥ ३२ ॥

नाभौ ज्वरादिघाताय, जठरे कायशुद्धये ।
ज्ञानाय हृदये कूर्म-नाड्यां रोग-जराच्छिदे ॥ ३३ ॥

कण्ठे क्षुत्तर्पनाशाय, जिह्वाग्रे रससंविदे ।
गन्धज्ञानाय नासाग्रे, रूपज्ञानाय चक्षुषोः ॥ ३४ ॥

भाले तद्रोगनाशाय, क्रोधस्योपशमाय च ।
ब्रह्मरन्ध्रे च सिद्धानां, साक्षाद् दर्शनहेतवे ॥ ३५ ॥

પગના અંગુઠામા, જંઘામા, ઘુંટણમા, સાથળમા, ગુદામાં, લિંગમા અનુક્રમે વાયુને ધારી રાખવાથી શીઘ્રગતિ અને બળ-પ્રાપ્તિ થાય છે. નાભિમા વાયુ ધારણ કરવાથી તાવ વિગેરેનો ઘાત કરે છે, જઠરમા ધારણ કરવાથી મળ સાફ થઈ શરીર શુદ્ધ રહે છે. હૃદયમા ધારી રાખવાથી જ્ઞાન-વૃદ્ધિ થાય છે. કૂર્મનાડીમા પવન ધારી રાખવાથી રોગ અને જરાનો નાશ થાય-વૃદ્ધાવસ્થામા શરીર યુવાન માફક કામ આપે, કંઠમા ધારણ કરવાથી ભૂખ-તરસ લાગે નહી, લાગી હોય તો શાત થાય, જીભના ટેરવા ઉપર વાયુ ધારી રાખવાથી સર્વ પ્રકારના રસનું જ્ઞાન થાય નાસિકાના અગ્રભાગ પર ધારણ કરવાથી ગંધનું જ્ઞાન થાય ચક્ષુમા ધારી રાખવાથી રૂપનુ જ્ઞાન, કપાળમા ધારી રાખવાથી કપાળના રોગનો નાશ, તથા ક્રોધની શાતિ થાય અને બ્રહ્મરધ્રમા વાયુને રોકવાથી સાક્ષાત્ સિદ્ધના દર્શન થાય ૩૨-૩૩-૩૪-૩૫ ધારણાનો ઉપસહાર કરી પવનનુ ચેષ્ટિત કહે છે—

अभ्यस्य धारणामेवं, सिद्धीनां कारणं परम् ।
चेष्टितं पवमानस्य, जानीयाद् गतसंशयः ॥ ३६ ॥

સિદ્ધિઓના પરમ કારણરૂપ ધારણાનો આ પ્રમાણે અભ્યાસ કરીને સશય-રહિત પવનનુ સ્વરૂપ જાણવુ ૩૬ તે આ પ્રમાણે—

नाभेर्निष्क्रामतश्चार, हृन्मध्ये नयतो गतिम् ।
तिष्ठतो द्वादशान्ते तु, विद्यात् स्थान नभस्वतः ॥ ३७ ॥

નાભિથી પવનનું નીકળવું, તે ચાર, હૃદય મધ્યમા જવુ, તે ગતિ, દ્વાદશાન્ત એટલે બ્રહ્મરંધ્ર. બ્રહ્મરધ્રમા રહેવુ, તે પવનનુ સ્થાન સમજવું ૩૭

તે ચાર વિગેરેના જ્ઞાનનું ફળ કહે છે—

तच्चारगमन–स्थान–ज्ञानादभ्यासयोगतः ।
जानीयात् कालमायुश्च, शुभाशुभफलोदयम् ॥ ३८ ॥

તે વાયુના ચાર, ગમન અને સ્થાનના જ્ઞાનના અભ્યાસ–યોગે શુભ કે અશુભ ફળના ઉદયવાળો કાળ અને આયુષ્ય જાણી શકાય છે. આ યથાસ્થાને આગળ જણાવીશું ૩૮

ત્યાર પછી કરવા યોગ્ય જણાવે છે—

ततः शनैः समाकृष्य, पवनेन समं मनः ।
योगी हृदयपद्मान्तर्विनिवेश्य नियन्त्रयेत् ॥ ३९ ॥

ત્યાર પછી ધીમે ધીમે પવન સાથે મનને ખેંચીને યોગીએ તેને હૃદય–કમળમાં પ્રવેશ કરાવીને ધારણ કરી રોકી રાખવું. ૩૯

પવન અને મન જ્યારે હૃદયમાં રહેલાં હોય, તેનું ફળ કહે છે—

ततोऽविद्या विलीयन्ते, विपयेच्छा विनश्यति ।
विकल्पा विनिवर्तन्ते, ज्ञानमन्तर्विजृम्भते ॥ ४० ॥

હૃદય–કમળમાં મનને ધારી રાખવાથી અજ્ઞાન–મિથ્યાત્વનો નાશ, પાંચ ઈન્દ્રિયોના વિષયોની અભિલાષાની નિવૃત્તિ, સંકલ્પ–વિકલ્પો ચાલ્યા જાય છે અને આત્મામાં જ્ઞાનનો વધારો થાય છે ૪૦.

મન અને પવન હૃદયમાં સ્થિર કરવાથી સ્વરૂપ–જ્ઞાન પ્રગટે છે

क्व मण्डले गतिर्वायोः, सक्रमः क्व क्व विश्रमः ? ।
का च नाडीति जानीयात्, तत्र चित्ते स्थिरीकृते ॥ ४१ ॥

વાયુની ગતિ ક્યા મંડળમાં છે ? ક્યા તત્ત્વમાં સંક્રમ–પ્રવેશ અને ક્યાં જઈ વિશ્રામ પામે છે ? અત્યારે કઈ નાડી ચાલે છે ? આ સર્વ હૃદયમાં પવન અને મનને સ્થિર કરવાથી જાણી શકાય છે ૪૧.

તેમા મંડલો કહે છે—

मण्डलानि च चत्वारि, नासिकाविवरे विदुः ।
भौम–वारुण–वायव्याग्नेयाख्यानि यथोत्तरम् ॥ ४२ ॥

પાર્થિવ, વારુણ, વાયવ્ય અને આગ્નેય આ ચાર મંડલો અનુક્રમે નાસિકાના વિવરમા રહેલાં જાણવાં. ૪૨

પાર્થિવ-મંડલનું સ્વરૂપ કહે છે—

पृथिवीबीजसंपूर्ण, वज्रलाञ्छनसंयुतम् ।
चतुरस्रं द्रुतस्वर्ण-प्रभं स्याद् भौममण्डलम् ॥ ४३ ॥

ક્ષિતિલક્ષણ પૃથિવી-બીજ, તે વડે જેનો મધ્યભાગ વ્યાપ્ત છે, ચાર ખૂણાવાળું, ખૂણામાં વજ્રના લાછનથી યુક્ત, તપાવેલા પ્રવાહી સુવર્ણના વર્ણ સરખું પાર્થિવ-મંડલ છે ૪૨.

પાર્થિવ-બીજ 'અ' અક્ષર છે, કેટલાક 'લ' અને 'ક્ષ' પણ કહે છે

હવે વારુણ-મંડલનું સ્વરૂપ કહે છે—

स्यादर्धचन्द्रसंस्थान, वारुणाक्षरलाञ्छितम् ।
चन्द्राभममृतस्यन्द-सान्द्र वारुणमण्डलम् ॥ ४४ ॥

અષ્ટમીના અર્ધચંદ્રાકાર સરખું વારુણના 'વ' કાર ચિહ્નથી યુક્ત, ચંદ્ર સરખું ઉજ્જવલ અને અમૃત ઝરવા વડે કરીને તેની બહુલતાવાળુ વારુણ-મંડલ સમજવું. ૪૪. હવે વાયવ્ય-મંડલનુ સ્વરૂપ કહે છે—

स्निग्धाञ्जनघनच्छायं, सुवृत्त विन्दुसंकुलम् ।
दुर्लक्ष्य पवनाक्रान्त, चञ्चलं वायुमण्डलम् ॥ ४५ ॥

તેલ-મિશ્રિત અજન સરખું ગાઢ શ્યામ-કાંતિવાળું, ગોળાકાર, બિન્દુઓનાં ચિહ્નોથી વ્યાપ્ત, દુ ખે કરી દેખી શકાય તેવુ, ચારે બાજુ પવન-બીજ 'ય' કારથી ઢબાએલુ, ચંચળ, વાયુમંડલ છે ૪૫
હવે આગ્નેય-મંડલનુ સ્વરૂપ કહે છે—

ऊर्ध्वज्वालांचित भीमं, त्रिकोण स्वस्तिकाङ्कितम् ।
स्फुलिंगपिङ्गं तद्बीज, ज्ञेयमाग्नेयमण्डलम् ॥ ४६ ॥

ઊંચે પ્રસરતી જ્વાલાથી યુક્ત, ભયાનક, ત્રણ ખૂણાવાળું, ખૂણામા સાથીયાના ચિહ્નથી યુક્ત, અગ્નિના કણીયા સરખા પીળા વર્ણવાળું અને અગ્નિના બીજ 'રેફ'થી યુક્ત આગ્નેય-મંડલ જાણવું. ૪૬. અશ્રદ્ધાવાળાના બોધ માટે કહે છે—

अभ्यासेन स्वसंवेद्यं, स्यान्मण्डलचतुष्टयम् ।
क्रमेण संचरन्नत्र, वायुर्ज्ञेयश्चतुर्विधः ॥ ४७ ॥

આ વિષયનો અભ્યાસ કરવાથી અનુભવ દ્વારા ચારે મડળો જાણી શકાય છે અહિં ચારે મંડળમા સંચાર થતો વાયુ મંડલના ભેદોથી ચાર પ્રકારનો થાય છે, તે ક્રમસર કહે છે ૪૭

नासिकारन्ध्रमापूर्य, पीतवर्णः शनैर्वहन् ।
कवोष्णोऽष्टाङ्गुलः स्वच्छो, भवेद् वायुः पुरन्दरः ॥ ४८ ॥

પૃથિવી-તત્ત્વનો પુરંદર નામનો વાયુ પીળા વર્ણવાળો, કંઈક ઉષ્ણ અને કંઈક શીત-સ્પર્શવાળો, સ્વચ્છ, ધીમે ધીમે વહન થતો, નાસિકાના વિવરને પૂરીને આઠ આંગળ બહાર વહન થાય છે ૪૮ તથા—

धवलः शीतलोऽधस्तात्, त्वरितत्वरित वहन् ।
द्वादशाङ्गुलमानश्च, वायुर्वरुण उच्यते ॥ ४९ ॥

ઉજ્જ્વલ વર્ણવાળા, ઠંડા સ્પર્શવાળા, નીચે ઉતાવળા ઉતાવળા બાર અગુલ-પ્રમાણ વહન થતા વાયુને જળતત્ત્વનો વરુણવાયુ કહે છે. ૪૯. તથા—

उष्णः शीतश्च कृष्णश्च, वहंस्तिर्यगनारतम् ।
षडङ्गुलप्रमाणश्च, वायुः पवनसंज्ञितः ॥ ५० ॥

પવન નામનો વાયુ કંઈક ઉષ્ણ અને કઈક ઠંડો, કાળા વર્ણવાળો હમેશાં છ અંગુલ-પ્રમાણ તિર્છો વહન થાય છે ૫૦. તથા—

बालादित्यसमज्योतिरत्युष्णश्चतुरङ्गुलः ।
आवर्तवान् वहन्नूर्ध्वं, पवनो दहनः स्मृतः ॥ ५१ ॥

અગ્નિતત્ત્વ-સ્વરૂપ દહન નામનો વાયુ ઉગતા સૂર્ય-સમાન લાલ વર્ણવાળો, અતિ ઉષ્ણ સ્પર્શવાળો, વંટોળીયા માફક ઉંચે ચાર અંગુલ વહન થતો કહેલો છે. ૫૧. કયા વાયુમાં કયુ કાર્ય કરવુ ? તે કહે છે—

इन्द्रं स्तम्भादिकार्येषु, वरुणं शस्तकर्मसु ।
वायु मलिनलोलेषु, वश्यादौ वह्निमादिशेत् ॥ ५२ ॥

પુરંદર વાયુ વહે, ત્યારે સ્તંભનાદિક કાર્યો, વરુણ વાયુમાં સારા કાર્યો કરવા, મલિન અને ચપળ કાર્યો પવન-વાયુમા, વશીકરણ આદિ કાર્યો અગ્નિ નામનો વાયુ ચાલતો હોય ત્યારે કરવાં ૫૨.

હવે પ્રારંભ કરેલા કાર્યમાં કાર્યપ્રશ્ન-સમયે જે વાયુ વહન થતો હોય, તેનું ફલ ચાર શ્લોકોથી કહે છે—

छत्र-चामर-हस्त्यश्वाराम-राज्यादिसंपदम् ।
मनीषितं फल वायुः, समाचष्टे पुरन्दरः ॥ ५३ ॥

रामा-राज्यादिसंपूर्णैः, पुत्रस्वजनबन्धुभिः ।
सारेण वस्तुना चापि, योजयेद् वरुणः क्षणात् ॥ ५४ ॥

कृषि-सेवादिकं सर्वमपि सिद्ध विनश्यति ।
मृत्युभीः कलहो वैरं, त्रासश्च पवने भवेत् ॥ ५५ ॥

भयं शोकं रुज दुःख, विघ्नव्यूहपरम्पराम् ।
ससूचयेद् विनाशं च, दहनो दहनात्मकः ॥ ५६ ॥

પુરંદર નામનો વાયુ વહન થતો હોય તે વખતે કોઈ પ્રશ્ન કરે તો, અગર પોતે કાર્યારંભ કરે તો, છત્ર, ચામર, હાથી, ઘોડા, આરામ, રામા, રાજ્યાદિ સંપત્તિની અને મનોવાંછિત ફળની પ્રાપ્તિ થાય છે ૫૩

જળતત્ત્વ અગર વરુણવાયુ વહેતો હોય, ત્યારે પ્રશ્ન કરે કે કાર્યારંભ કરે તો તરત વલ્લભ સ્ત્રી, સંપૂર્ણ રાજ્યાદિ, પુત્ર, સ્વજન, બંધુઓ અને સારભૂત ઉત્તમ વસ્તુઓની સાથે યોગ કરાવે પ્રશ્ન કે કાર્યારંભ-સમયે પવનનામનો વાયુ વહેતો હોય, તો તૈયાર થએલી ખેતી, સેવા આદિ સર્વ કાર્ય ફળ દેવાની તૈયારીમા હોય તો, તે નિષ્ફળ થાય છે અને મહેનત છૂટી પડે છે, તથા મૃત્યુ-ભય, કજિયો, વૈર અને ત્રાસ થાય છે દહન-સ્વભાવવાળો અગ્નિનામનો વાયુ વહેતો હોય, ત્યારે પ્રશ્ન કે કાર્યારંભ કરે તો ભય, શોક, રોગ, દુ:ખ વિઘ્ન-સમૂહની પરંપરા અને ધન-ધાન્યાદિનો વિનાશ સૂચવે છે. ૫૩-૫૪-૫૫-૫૬

આ ચારે વાયુનું અતિસૂક્ષ્મ ફળ બતાવે છે—

शशाङ्क-रविमार्गेण, वायवो मण्डलेष्वमी ।
विशन्तः शुभदाः सर्वे, निष्क्रामन्तोऽन्यथा स्मृताः ॥ ५७ ॥

ચંદ્ર અને સૂર્ય એટલે ડાબી અને જમણી નાડીમા આ ચારે મંડળમા પ્રવેશ કરતા પુરંદરાદિક સર્વ વાયુઓ શુભ ફળ અને બહાર નીકળતા અશુભ ફળ આપનાર થાય છે. ૫૭

પ્રવેશ અને નિર્ગમમા શુભ તથા અશુભપણાનુ કારણ કહે છે—

प्रवेशसमये वायुर्जीवो मृत्युस्तु निर्गमे ।
उच्यते ज्ञानिभिस्तादृक्, फलमप्यनयोस्ततः ॥ ५८ ॥

વાયુ જ્યારે મંડળમા પ્રવેશ કરે છે, ત્યારે તે જીવ કહેવાય છે અને બહાર નીકળે ત્યારે, તે મૃત્યુ કહેવાય, આ કારણે બંનેનું ફળ જ્ઞાનીઓએ તેવા પ્રકારનું કહેલુ છે. અર્થાત્ વાયુ પૂરક-રૂપે મંડળમા પ્રવેશ કરે-નાસિકાની અંદર ગ્રહણ કરાતો હોય, ત્યારે જો કોઈ પ્રશ્ન કરે કે કાર્યારંભ કરે તો તે કાર્ય સિદ્ધ થાય, અને રેચકરૂપે મડળ બહાર નીકળે, ત્યારે પ્રશ્ન કરે કે કાર્ય-પ્રારભ કરે, તો તે કાર્ય સિદ્ધ ન થાય ૫૮

હવે નાડીના ભેદથી પવનનુ શુભ, અશુભ અને મધ્યમપણુ બે શ્લોકોથી કહે છે—

पथेन्दोरिन्द्र-वरुणौ, विशन्तौ सर्वसिद्धिदौ ।
रविमार्गेण निर्यान्तौ, प्रविशन्तौ च मध्यमौ ॥ ५९ ॥

दक्षिणेन विनिर्यान्तौ, विनाशायानिलानलौ ।
निःसरन्तौ विशन्तौ च, मध्यमावितरेण तु ॥ ६० ॥

ચંદ્ર-ડાબી નાડીના માર્ગે પ્રવેશ કરતા પુરંદર અને વરુણ વાયુ સર્વ સિદ્ધિઓ આપનાર થાય છે અને સૂર્ય-જમણી નાડીના માર્ગે અર્થાત્ જમણી નાસિકાના વિવરમાથી નીકળતા અને પ્રવેશ કરતા તે બંને વાયુઓ મધ્યમ ફળ આપનાર થાય છે. જમણી નાસિકામાથી નીકળતા પવન અને દહન વાયુ દરેક કાર્યના વિનાશક અને ડાબી નાસિકામાંથી નીકળતા કે પ્રવેશ કરતા તે બંને વાયુ મધ્યમ ફળ આપનાર થાય છે ૫૯-૬૦ નાડીઓ કહે છે—

इडा च पिंगला चैव, सुषुम्णा चेति नाडिकाः ।
शशि-सूर्य-शिवस्थानं, वाम-दक्षिण-मध्यगाः ॥ ६१ ॥

ડાબી બાજુએ રહેલી નાડીને ઈડાનાડી કહે છે અને તેમા ચંદ્રનું સ્થાન છે જમણી નાડીને પિંગલા અને તેમાં સૂર્યનું સ્થાન છે. બંનેની વચમા રહેલી સુષુમ્ણા નાડી છે, તેમા મોક્ષનું સ્થાન માનેલુ છે. ૬૧ આ ત્રણેમા વાયુ-સંચારના ફળ બે શ્લોકોથી જણાવે છે --

पीयूषमिव वर्षन्ती, सर्वगात्रेषु सर्वदा ।
वामाऽमृतमयी नाडी, संमताऽभीष्टसूचिका ॥ ६२ ॥

वहन्त्यनिष्टशंसित्री, संहर्त्री दक्षिणा पुनः ।
सुषुम्णा तु भवेत् सिद्धि-निर्वाणफलकारणम् ॥ ६३ ॥

શરીરના સર્વ ગાત્રોમા નિરંતર અમૃતવૃષ્ટિ કરતી હોય, તેમ મનોવાંછિત કાર્યને સૂચવનારી ડાબી નાડીને અમૃતમય માનેલી છે તથા વહન થતી જમણી નાડી અનિષ્ટ ફળ સૂચવનારી છે, તથા કાર્ય-નાશ કરનારી છે તથા સુષુમ્ણા નાડી અણિમાદિ આઠ મહાસિદ્ધિઓ તથા મોક્ષના કારણરૂપ છે. આનો પરમાર્થ એ સમજવો કે સુષુમ્ણા નાડીમા ધ્યાન કરવાથી ટૂંકા કાળમાં એકાગ્રતા થવા પૂર્વક લાંબા સમય સુધી તે ધ્યાન-સંતતિ ટકી રહે છે અને તેથી થોડા કાળમા ઘણાં કર્મોનો નાશ થાય છે અને નિર્જરા મેળવી શકાય છે આ કારણથી તેમા મોક્ષનુ સ્થાન માનેલુ છે વળી સુષુમ્ણા નાડીમાં પવનની ગતિ ઘણી મંદ હોય છે, તેથી મન પણ સહેલાઈથી સ્થિર થાય છે મન અને પવન સ્થિર થવાથી સંયમ સહેલાઈથી સાધી શકાય છે ધારણા, ધ્યાન અને સમાધિ એક જ સ્થળે કરવામાં આવે, તેને સયમ કહે છે. આ સંયમ સિદ્ધિઓનુ કારણ છે, માટે જ આ નાડીને મોક્ષનું કારણ ગણેલુ છે ૬૨-૬૩ ડાબી અને જમણી નાડી વહન થતી હોય, ત્યારે કયા કયા કાર્યો કરવા, તે જણાવે છે—

वामैवाभ्युदयादीष्ट-शस्तकार्येषु समता ।
दक्षिणा तु रताहार-युद्धादौ दीप्तकर्मणि ॥ ६४ ॥

યાત્રા, દાન, વિવાહ, નવીન વસ્ત્રાભરણ પહેરવા, ગામ-નગર-ગૃહ-પ્રવેશ, સ્વજન-મેળાપ,

શાંતિક, પૌષ્ટિક, યોગાભ્યાસ, રાજદર્શન, નવીન મૈત્રી કરવી, બીજ–વપન, વગેરે અભ્યુદય અને ઈષ્ટ કાર્યોના પ્રારંભકાળે ડાબી નાડી અને ભોજન, યુદ્ધ, મંત્ર–સાધના, દીક્ષા, સેવાકર્મ, વેપાર, ઔષધ, ભૂત–પ્રેતાદિ સાધન બીજાં પણ તેવાં રૌદ્રકાર્યોમાં સૂર્યનાડી સારી જાણવી ૬૪. ફરી પણ ડાબી જમણી નાડીના વિષય–વિભાગ કહે છે—

वामा शस्तोदये पक्षे, सिते कृष्णे तु दक्षिणा ।
त्रीणि त्रीणि दिनानीन्दु–सूर्ययोरुदयः शुभः ॥ ६५ ॥

શુક્લપક્ષમા સૂર્યોદય–સમયે ડાબી નાડીનો ઉદય શ્રેષ્ઠ છે. અને કૃષ્ણપક્ષમાં સૂર્યોદય સમયે જમણી નાડીનો ઉદય શ્રેષ્ઠ છે આ બંને નાડીનો ઉદય ત્રણ દિવસ સુધી શુભ માનેલો છે વધારે સ્પષ્ટતા આગળ કરવામાં આવશે. ૬૫

ઉદયનો નિયમ કહીને અસ્તનો નિયમ કહે છે—

शशाङ्केनोदये वायोः, सूर्येणास्तं शुभावहम् ।
उदये रविणा त्वस्य, शशिनाऽस्तं शिवं मतम् ॥ ६६ ॥

જે દિવસે ચંદ્રસ્વરમા વાયુનો ઉદય શરૂ થાય અને સૂર્યસ્વરમાં તેનો અસ્ત થાય, તે શુભ ગણાય, તથા જે દિવસે સૂર્યનાડીમા પવનનો ઉદય ચાલુ થાય અને ચંદ્રનાડીમાં અસ્ત થાય, તે પણ કલ્યાણકારી માનેલ છે ૬૬ એ જ હકીકત વિસ્તારથી ત્રણ શ્લોકો વડે સમજાવે છે—

सिते पक्षे दिनारम्भे, यत्नेन प्रतिपद्दिने ।
वायोर्वीक्षेत सचारं, प्रशस्तमितरं तथा ॥ ६७ ॥

उदेति पवनः पूर्वं, शशिन्येष त्र्यहं ततः ।
सक्रामति त्र्यहं सूर्ये, शशिन्येव पुनस्त्र्यहम् ॥ ६८ ॥

वहेद् यावद् बृहत्पर्व, क्रमेणानेन मारुतः ।
कृष्णपक्षे पुनः सूर्योदयपूर्वमयं क्रमः ॥ ६९ ॥

અજવાળિયા પક્ષના પડવાના દિવસે સૂર્યોદયના પ્રારંભ–સમયે યત્નપૂર્વક પ્રશસ્ત કે અપ્રશસ્ત વાયુના સચારને જોવો પ્રથમ ચંદ્રનાડીમાં પવન વહેવો શરૂ થાય છે તે ૧–૨–૩ ત્રણ દિવસ સુધી સૂર્યોદય–વખતે વહન થશે પછીના ૪–૫–૬ એમ ત્રણ દિવસ સૂર્યોદય–વખતે સૂર્યનાડીમા વહન થશે. ફરી ત્યાર પછીના ૭–૮–૯ એમ ત્રણ દિવસ ચંદ્રનાડીમા પવન વહન થશે. એવી રીતે પૂર્ણિમા સુધી આ જ ક્રમથી પવન વહેવો ચાલુ રહેશે, એટલે ૧૦–૧૧–૧૨ સૂર્યનાડીમા, ૧૩–૧૪–૧૫ ચંદ્રનાડીમા પવન સૂર્યોદય–સમયે વહન થશે અંધારિયા પક્ષમાં પ્રથમ ૧–૨–૩ સૂર્યનાડીમા પવન ચાલુ વહે છે પછીના ૪–૫–૬ ત્રણ દિવસ ચંદ્રનાડીમા તેવી રીતે અમાવાસ્યા–પર્યંત ક્રમસર ચાલુ વહે છે.

આ વાયુનું વહન આખા દિવસનું ન સમજવું, પરંતુ સૂર્યોદય-સમય માટે છે પછી તો અઢી અઢી ઘડીએ ચંદ્રનાડીમાં અને સૂર્યનાડીમાં પલટાયા કરે. કહેલા નિયમમાં ફેરફાર થાય તો તેનું ફલ અશુભ કે દુઃખદાયક સમજવું. ૬૭-૬૮-૬૯. આ ક્રમમાં ફેરફાર કે પલટો થાય, તો તેના ફળ માટે બે શ્લોકો કહે છે—

त्रीन् पक्षानन्यथा त्वेऽस्य, मासषट्केन पंचता ।
पक्षद्वय विपर्यासेऽभीष्टबन्धुविपद् भवेत् ॥ ७० ॥

भवेत् तु दारुणो व्याधिरेकपक्ष विपर्यये ।
द्वित्र्याद्यहर्विपर्यासे, कलहादिकमुद्दिशेत् ॥ ७१ ॥

પૂર્વે કહેલ ચંદ્ર-સૂર્યનાડીનો ફેરફાર ત્રણ પખવાડિયા સુધી ચાલુ રહે, તો તે છ મહિનામાં મૃત્યુ પામે. બે પખવાડિયા વિપરીત ચાલે તો, સ્નેહી-બંધુને આપત્તિ આવે. એક પખવાડિયુ તેમ ચાલે તો, ભયંકર વ્યાધિ ઉત્પન્ન થાય, અને જો બે ત્રણ દિવસ વિપરીત ચાલે તો, કલહ-કલેશાદિ પેદા થાય. ૭૦-૭૧. તથા—

एक द्वे त्रीण्यहोरात्राण्यर्क एव मरुद् वहन् ।
वर्षैस्त्रिभिर्द्वाभ्यामेकेनान्तायेन्दौ रुजे पुनः ॥ ७२ ॥

આખો દિવસ અને રાત્રિ સૂર્યનાડીમા જ પવન ચાલુ રહે તો ત્રણ વરસમા મરણ થાય તે પ્રમાણે બે રાત્રિ-દિવસ પવન સતત પવન રહે તો, બે વર્ષે મરણ થાય, અને આખા ત્રણ રાત્રિ-દિવસ ચાલુ રહે તો, એક વર્ષે મરણ થાય. અને જો ચંદ્રનાડીમાં તેટલો વખત પવન ચાલુ રહે તો, રોગ ઉત્પન્ન થાય ૭૨. તથા—

मासमेकं रवावेव, वहन् वायुर्विनिर्दिशेत् ।
अहोरात्रावधि मृत्युं, शशाङ्के तु धनक्षयम् ॥ ७३ ॥

એક મહિના સુધી સૂર્યનાડીમા જ પવન ચાલ્યા કરે તો, એક દિવસ-રાત્રિમા તેનું મૃત્યુ થાય, તેટલો જ વખત ચંદ્રનાડીમા પવન વહેવાનો ચાલુ રહે તો ધન-નાશ થાય ૭૩ તથા—

वायुस्त्रिमार्गगः शसेत्, मध्याह्नात् परतो मृतिम् ।
दशाहं तु द्विमार्गस्थः, सक्रान्तौ मरण दिशेत् ॥ ७४ ॥

ઈડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણે નાડીમા જો પવન સાથે ચાલે તો બે પહોર પછી મૃત્યુ થાય ઈડા અને પિંગલા બંને નાડીમા સાથે ચાલે તો, દશ દિવસમા મરણ થાય ૭૪ તથા—

दशाहं तु वहन्निन्दावेवोद्वेग-रुजे मरुत् ।
इतश्चेतश्च यामार्धं, वहन् लाभार्चनादिकृत् ॥ ७५ ॥

જો દશ દિવસ સુધી નિરંતર ચંદ્રનાડીમાં જ પવન ચાલે તો, ઉદ્વેગ અને રોગ માટે થાય અને સૂર્ય અને ચદ્ર એક એક નાડીમા વારા ફરતી અર્ધ અર્ધ પહોર–ચાર ચાર ઘડી સુધી પવન વહન થાય તો, લાભ અને પૂજાદિકની પ્રાપ્તિ થાય ૭૫ તથા—

विषुवत्समयप्राप्तौ, स्पन्देते यस्य चक्षुषी ।
अहोरात्रेण जानीयात्, तस्य नाशमसंशयम् ॥ ७६ ॥

સરખા રાત્રિ–દિવસ હોય અર્થાત્ બરાબર બાર કલાકનો દિવસ અને રાત્રિ પણ બરાબર બાર કલાકની હોય, એક પણ ઓછુ વત્તું ન હોય, તે વિષુવત્ દિવસ કહેવાય. વરસમા એવા બે જ દિવસ આવે છે તેવા સમયે જેની આંખો ફરકે, તે એક રાત્રિ–દિવસમા મૃત્યુ પામે. તેમા સશય ન રાખવો ફરકવું એ પણ વાયુનો વિકાર છે, તેથી ચાલુ અધિકારનો ભંગ થતો નથી ૭૬ તથા—

पचातिक्रम्य सक्रान्तीर्मुखे वायुर्वहन् दिशेत् ।
मित्रार्थहानीनिस्तेजोऽनर्थान् सर्वान्मृति विना ॥ ७७ ॥

પવન એક નાડીમાથી બીજી નાડીમા જાય, તેને અહિં સંક્રાન્તિ કહે છે તેવી ઉપરા ઉપર પાચ સંક્રાન્તિ ગયા પછી છઠ્ઠી સક્રાન્તિ વખતે પવન મુખેથી વહન થાય તો, મિત્ર અને ધનની હાનિ, નિસ્તેજ થવાપણુ, ઉદ્વેગ, રોગ, દેશાન્તર–ગમન આદિ મૃત્યુ સિવાયના સર્વ અનર્થનુ સૂચન સમજવુ ૭૭ તથા—

सक्रान्तीः समतिक्रम्य, त्रयोदश समीरणः ।
प्रवहन् वामनासायां, रोगोद्वेगादि सूचयेत् ॥ ७८ ॥

પૂર્વે કહેલા લક્ષણવાળી તેર સક્રાન્તિ ઉલ્લંઘન થયા પછી પવન જો ડાબી નાસિકામાંથી ચાલે તો, તે રોગ તથા ઉદ્વેગ આદિ થશે—તેમ સૂચવે છે ૭૮ તથા—

मार्गशीर्षस्य सक्रान्ति–कालादारभ्य मारुतः ।
वहन् पंचाहमाचष्टे, वत्सरेऽष्टादशे मृतिम् ॥ ७९ ॥

માગશર મહિનાના પ્રથમ દિવસે આરભી સંક્રાન્તિ–કાળથી એક જ નાડીમા પાચ દિવસ સુધી પવન વહ્યા કરે, તો તે દિવસથી અઢારમે વર્ષે મરણ થશે–એમ જાણવું. ૭૯. તથા—

शरत्सक्रान्तिकालाच्च, पचाहं मारुतो वहन् ।
ततः पंचदशाब्दानाम्, अन्ते मरणमादिशेत् ॥ ८० ॥

આસો મહિનાના પ્રથમ દિવસથી આરભીને એક જ નાડીમા પાચ દિવસ સુધી પવન ચાલુ રહે તો પંદર વર્ષને અંતે મરણ થાય. એમ કહેવું ૮૦ તથા—

श्रावणादेः समारभ्य, पंचाहमनिलो वहन् ।
अन्ते द्वादशवर्षाणां, मरणं परिसूचयेत् ॥ ८१ ॥

वहन् ज्येष्ठादिदिवसाद्, दशाहानि समीरणः ।
दिशेन्नवमवर्षस्य, पर्यन्ते मरणं ध्रुवम् ॥ ८२ ॥

आरभ्य चैत्राद्यदिनात्, पंचाह पवनो वहन् ।
पर्यन्ते वर्षषट्कस्य, मृत्यु नियतमादिशेत् ॥ ८३ ॥

आरभ्य माघमासादेः, पंचाहानि मरुद् वहन् ।
संवत्सरत्रयस्यान्ते, संसूचयति पचताम् ॥ ८४ ॥

શ્રાવણ મહિનાના પ્રથમ દિવસથી પાંચ દિવસ એક નાડીમાં પવન ચાલે તો, તે બાર વરસ પછી મરણ સૂચવે છે જેઠ મહિનાના પ્રથમ દિવસથી દસ દિવસ એક જ નાડીમાં વાયુ ચાલે, તો નવમે વર્ષે નક્કી તેનુ મૃત્યુ થાય. ચૈત્ર મહિનાના પ્રથમ દિવસથી પાંચ દિવસ એક જ નાડીમાં પવન વહન થયા કરે, તો છ વર્ષને અંતે નક્કી મરણ થાય. મહા મહિનાના પ્રથમ દિવસથી પાંચ દિવસ એક જ નાડીમાં પવન ચાલે, તો ત્રણ વર્ષને અંતે તેનું મરણ થશે–એમ સૂચવે છે ૮૧–૮૨–૮૩–૮૪ તથા—

सर्वत्र द्वित्रिचतुरो, वायुश्चेद् दिवसान् वहेत् ।
अब्दभागैस्तु ते शोध्याः, यथावदनुपूर्वशः ॥ ८५ ॥

જે જે મહિનામાં પાંચ દિવસ પવન ચાલે છે, તેમ કહ્યું તેમાં એક જ નાડીમાં બે ત્રણ કે ચાર દિવસ જો વાયુ ચાલે, તો આગળ જણાવેલા વર્ષના પાંચ ભાગો કરી તેમાંથી ચાર દિવસ પવન ચાલે તો એક ભાગ ઓછો કરવો, ત્રણ દિવસ પવન ચાલે, તો તે વર્ષોમાથી બે ભાગ ઘટાડવા–એમ યથાયોગ્ય ક્રમસર સમજી લેવું જેમ પાંચ દિવસ લાગલાગટ વાયુ ચાલે તેમા અઢાર વર્ષ કહેલાં છે તેથી ચાર દિવસ પવન ચાલે, તો એક દિવસના ભાગમા ત્રણ વર્ષ, સાત મહિના, છ દિવસ ઘટાડવાથી ચૌદ વર્ષ, ચાર મહિના, ચોવીશ દિવસે મૃત્યુ થાય. એ પ્રમાણે બે ત્રણ દિવસ પવન–વહનનું ગણિત યથાક્રમ ગણી સમજી લેવું શરદ આદિના મહિનાઓમાં પણ આ પ્રમાણે ગણતરી સમજી લેવી. ૮૫.

હવે બીજા પ્રકારથી વાયુ–નિમિત્તે થતું કાલજ્ઞાન જણાવે છે—

अथेदानी प्रवक्ष्यामि, कंचित् कालस्य निर्णयम् ।
सूर्यमार्गं समाश्रित्य, स च पौष्णेऽवगम्यते ॥ ८६ ॥

હવે હું હમણા કંઈક કાલ–જ્ઞાનનો નિર્ણય કહીશ. તે કાલ–જ્ઞાન સૂર્યમાર્ગને આશ્રયિને પૌષ્ણ કાળમા જાણી શકાય છે ૮૬ પૌષ્ણ કાળનુ સ્વરૂપ કહે છે—

जन्मऋक्षगते चन्द्रे, समसप्तगते रवौ ।
पौष्णनामा भवेत् कालो, मृत्युनिर्णयकारणम् ॥ ८७ ॥

જન્મનક્ષત્રે ચંદ્રમા હોય અને પોતાની રાશિથી સાતમી રાશિએ સૂર્ય હોય, તથા ચંદ્રમાએ જેટલી જન્મરાશિ ભોગવી, તેટલી જ સૂર્યે સાતમી રાશિ ભોગવી હોય, ત્યારે પૌષ્ણ નામનો કાળ કહેવાય, તે પૌષ્ણકાળ મૃત્યુનો નિર્ણય કરવામા કારણભૂત છે. એટલે તે કાળમા મૃત્યુનો નિર્ણય કરી શકાય છે ૮૭

તેવા કાળમા સૂર્યનાડીમા પવન ચાલે, તે દ્વારા કાલ–જ્ઞાન કહે છે—

दिनार्धं दिनमेकं च, यदा सूर्ये मरुद् वहन् ।
चतुर्दशे द्वादशेऽब्दे, मृत्यवे भवति क्रमात् ॥ ८८ ॥

તે પૌષ્ણ કાળમા જો અર્ધો દિવસ સૂર્યનાડીમા પવન ચાલુ રહે, તો ચૌદમે વર્ષે અને આખો દિવસ ચાલે, તો બારમે વર્ષે મૃત્યુ થાય. ૮૮. તથા—

तथैव च वहन् वायुः, अहोरात्रं द्व्यहं त्र्यहम् ।
दशमाष्टम–षष्ठाब्देष्वन्ताय भवति क्रमात् ॥ ८९ ॥

તેવી જ રીતે તે પૌષ્ણકાળમા એક રાત્રિ–દિવસ, બે કે ત્રણ દિવસ સૂર્યનાડીમા પવન ચાલે, તો અનુક્રમે દશમે, આઠમે, કે છઠ્ઠે વર્ષે મૃત્યુ થાય ૮૯ તથા—

वहन् दिनानि चत्वारि, तुर्येऽब्दे मृत्यवे मरुत् ।
साशीत्यहःसहस्रे तु, पञ्चाहानि वहन् पुनः ॥ ९० ॥

તે જ પ્રમાણે ચાર દિવસ સુધી સૂર્યનાડીમા પવન ચાલુ રહે, તો ચોથે વર્ષે અને પાચ દિવસ ચાલુ રહે, તો એક હજાર, એંશી દિવસે એટલે ત્રણ વર્ષે મૃત્યુ થાય ૯૦ તથા—

एकद्वित्रिचतुःपंच–चतुर्विंशत्यहःक्षयात् ।
षडादीन् दिवसान् पंच, शोधयेदिह तद् यथा ॥ ९१ ॥

એક સૂર્યનાડીમા છ, સાત, આઠ, નવ, દશ દિવસ સુધી પવન વહેવાનો ચાલુ રહે, તો ૧૦૮૦ દિવસોમાંથી એક ચોવીશી, બે ચોવીશી, ત્રણ ચોવીશી, ચાર ચોવીશી અને પાચ ચોવીશી અનુક્રમે ઘટાડે, તે આ પ્રમાણે–ચાર શ્લોકો વડે વિસ્તારથી સમજાવે છે ૯૧

षट्कं दिनानामध्यर्कं, वहमाने समीरणे ।
जीवत्यह्नां सहस्रं षट्पंचाशद्दिवसाधिकम् ॥ ९२ ॥

સૂર્યનાડીમાં છ દિવસ પવન ચાલુ રહે, તો એક ચોવીશી ઓછી કરવાથી ૧૦૫૬ દિવસ જીવે. ૯૨ તથા—

सहस्रं साष्टकं जीवेद्, वायौ सप्ताहवाहिनि ।
सषट्त्रिशन्नवशतीं, जीवेदष्टाहवाहिनि ॥ ९३ ॥

સાત દિવસ લાગલાગટ પવન ચાલ્યા જ કરે, તો એક હજાર ને આઠ દિવસ તથા આઠ દિવસ ચાલે, તો નવસો છત્રીશ દિવસ તે જીવે. ૯૩. તથા—

एकत्रैव नवाहानि, तथा वहति मारुते ।
अह्नामष्टशतं जीवेच्चत्वारिंशद्दिनाधिकम् ॥ ९४ ॥

નવ દિવસ સુધી સતત પવન સૂર્યનાડીમા વહ્યા કરે, તો આઠસો ચાલીશ દિવસ જીવે નવસો છત્રીશમાંથી ચાર ચોવીશી=૯૬ બાદ કરતાં આ સંખ્યા આવે છે. ૯૪. તથા—

तथैव वायौ प्रवहत्येकत्र दश वासरान् ।
विंशत्यभ्यधिकामह्नां, जीवेत् सप्तशतीं ध्रुवम् ॥ ९५ ॥

તેવી જ રીતે પૌષ્ણ કાળમાં એક નાડીમા દશ દિવસ વાયુ વહન થાય, તો સાતસેં વીશ દિવસ જીવે. આઠસો ચાલીશમાંથી પાચ ચોવીશી =૧૨૦ બાદ કરતાં આ જ સંખ્યા આવે. ૯૫ તથા—

एकद्वित्रिचतुःपच–चतुर्विंशत्यहःक्षयात् ।
एकादशादिपञ्चाहान्यत्र शोध्यानि तद् यथा ॥ ९६ ॥

૧૧–૧૨–૧૩–૧૪–૧૫ દિવસ સુધી એક નાડીમા પવન સતત ચાલુ રહે, તો અનુક્રમે સાતસો વીશમાથી અનુક્રમે ૧–૨–૩–૪–૫ ચોવીશીના દિવસો બાદ કરવા. ૯૬. એ જ વાતને સ્પષ્ટ સમજાવે છે—

एकादश दिनान्यर्क–नाड्यां वहति मारुते ।
षण्णवत्यधिकान्यह्नां, षट् शतान्येव जीवति ॥ ९७ ॥

પૌષ્ણ કાળમા સૂર્યનાડીમા અગીઆર દિવસ વાયુ સતત ચાલ્યા કરે, તો તે છસો છન્નુ દિવસ જીવે સાતસો વીશમાથી એક ચોવીશી બાદ કરવાથી એટલી સખ્યા આવે. ૯૭. તથા—

तथैव द्वादशाहानि, वायौ वहति जीवति ।
दिनानां षट्शतीमष्टचत्वारिंशत्समन्विताम् ॥ ९८ ॥

તે જ પ્રમાણે બાર દિવસ વાયુ વહન ચાલુ રહે, તો છસો અડતાલીશ દિવસ જીવે. ઉપલી સખ્યામાથી બે ચોવીશી =૪૮ બાદ કરતા આ સંખ્યા આવે. ૯૮ તથા—

त्रयोदश दिनान्यर्क–नाडीचारिणि मारुते ।
जीवेत् पचशतीमह्नां, षट्सप्ततिदिनाधिकाम् ॥ ९९ ॥

તે જ પ્રમાણે તેર દિવસ સુધી સૂર્યનાડીમા સતત પવન ચાલુ રહે, તો પાચસો છોત્તેર દિવસ જીવે, છસો અડતાલીશમાથી ત્રણ ચોવીશી =૭૨ ઘટાડવાથી આટલી સંખ્યા બાકી રહે. ૯૯. તથા—

चतुर्दश दिनान्येव, प्रवाहिणि समीरणे ।
अशीत्यभ्यधिकं जीवेद्, अह्नां शतचतुष्टयम् ॥ १०० ॥

તે જ પ્રમાણે ચૌદ દિવસ પવન ચાલુ રહે, તો ચારસો એંશી દિવસ જીવે છસો અડતાળીશમાંથી ચાર ચોવીશી = ૯૬ બાદ કરવાથી આટલી સંખ્યા બાકી રહે ૧૦૦. તથા—

तथा पचदशाहानि, यावद् वहति मारुते ।
जीवेत् षष्टिदिनोपेत, दिवसानां शतत्रयम् ॥ १०१ ॥

તે પ્રમાણે પદર દિવસ સુધી પવન ચાલુ રહે, તો ત્રણસો સાઠ દિવસ તે જીવે ચારસો એંશીમાથી પાચમી ચોવીશી ઓછી કરતા એટલે એકસો વીશ દિવસ બાદ કરતા તેટલી સંખ્યા આવે ૧૦૧. તથા—

एकद्वित्रिचतुःपंच–द्वादशाहक्रमक्षयात ।
षोडशाद्यानि पंचाहान्यत्र शोध्यानि तद् यथा ॥ १०२ ॥

સોળથી માડી પાચ દિવસ પર્યંત સૂર્યનાડીમા પવન ચાલે, તો અર્થાત્ સોળ, સત્તર, અઢાર, ઓગણીશ અને વીશ દિવસ સુધી એક સૂર્યનાડીમા પવન સતત ચાલ્યા કરે, તો ત્રણસેં સાઠ દિવસોમાંથી એક દિવસે એક બાર, બીજે દિવસે બે બાર, ત્રીજા દિવસે ત્રણ બાર, ચોથા દિવસે ચાર વખત બાર અર્થાત્ ૧૨×૪=૪૮ અને પાંચમા દિવસે પાચ વખત બાર ( ૫×૧૨=૬૦ ) એમ ક્રમસર બાદ કરતા બાકી રહેલા દિવસો સુધી તે જીવે તે હવે સમજાવે છે ૧૦૨.

प्रवहत्येकनासायां, षोडशाहानि मारुते ।
जीवेत् सहाष्टचत्वारिंशत दिनशतत्रयीम् ॥ १०३ ॥

લાગલાગટ સોળ દિવસ સુધી પિંગલા કે ગમે તે એક નાસિકામા પવન વહ્યા કરે, તો તે ત્રણસો અડતાલીશ દિવસ જીવે ૩૬૦માથી એક બાર–૧૨ બાદ કરતા તેટલી સંખ્યા આવે ૧૦૩. તથા—

वहमाने तथा सप्तदशाहानि समीरणे ।
अह्नां शतत्रये मृत्युश्चतुर्विंशतिसंयुते ॥ १०४ ॥

તે જ પ્રમાણે સત્તર દિવસ એક નાડીમા પવન વહેતો રહે, તો ત્રણસેં ચોવીશ દિવસ તે જીવતો રહે ૩૪૮માથી બે બાર=૨૪ બાદ કરતા તેટલા જ રહે ૧૦૪ તથા—

पवने विचरत्यष्टादशाहानि तथैव च ।
नाशोऽष्टाशीतिसंयुक्ते, गते दिनशतद्वये ॥ १०५ ॥

અઢાર દિવસ પવન ચાલુ રહે, તો બસો અઠયાસી દિવસે મૃત્યુ થાય. ૩૨૪માથી ત્રણ બાર=૩૬ બાદ કરતા તેટલી સંખ્યા બાકી રહે. ૧૦૫. તથા—

विचरत्यनिले तद्वद्, दिनान्येकोनविंशतिम् ।
चत्वारिंशद्युते याते, मृत्युर्दिनशतद्वये ॥ १०६ ॥

પૂર્વની જેમ ઓગણીશ દિવસ વાયુ ચાલે, તો બસો ચાલીશ દિવસ જીવે બસો અઠ્યાશીમાથી ચાર ગુણા બાર=૪૮ બાદ કરવાથી તેટલા દિવસની સંખ્યા આવે. ૧૦૬ તથા—

विंशतिं दिवसानेकनासाचारिणि मारुते ।
साशीतौ वासरशते, गते मृत्युर्न संशयः ॥ १०७ ॥

એક જ નાડીમા વીશ દિવસ સુધી પવન ચાલ્યા કરે, તો એકસો એંશીમા દિવસે નક્કી મૃત્યુ થાય. બસો ચાલીશમાથી પાચ બાર=૬૦ બાદ કરતા એટલા જ દિવસ બાકી રહે. ૧૦૭ તથા—

एकद्वित्रिचतुःपञ्च–दिनषट्कक्रमक्षयात् ।
एकविंशादिपञ्चाहान्यत्र शोध्यानि तद् यथा ॥ १०८ ॥

એકવીશથી માંડી પચ્ચીશ દિવસ સુધી સૂર્યનાડીમા પવન ચાલુ રહે, તો ક્રમસર એક, બે, ત્રણ, ચાર અને પાંચ છક્કા બાદ કરવા. ૧૦૮ તે ક્રમ સમજાવે છે—

एकविंशत्यहं त्वर्क–नाडीवाहिनि मारुते ।
चतुःसप्ततिसंयुक्ते, मृत्युर्दिनशते भवेत् ॥ १०९ ॥

આગળ કહેલ પૌષ્ણકાળમા એકવીશ દિવસ સુધી સૂર્યનાડીમા પવન ચાલતો હોય, તો એકસો ચુંમોતેર દિવસે તેનુ મૃત્યુ થાય. એકસો એંશીમાથી એક છક્કો બાદ કરતાં તેટલા જ બાકી રહે. ૧૦૯ તથા—

द्वाविंशतिदिनान्येवं, स द्विषष्टावहःशते ।
षड्दिनोनैः पंचमासैस्त्रयोविंशत्यहानुगे ॥ ११० ॥

તે પ્રમાણે બાવીશ દિવસ પવન ચાલે, તો એકસો બાસઠ દિવસ જીવે, ત્રેવીશ દિવસ પવન એક નાડીમાં ચાલે, તો છ દિવસ ન્યૂન પાચ મહિના જીવે બે અને ત્રણ છક્કા અનુક્રમે બાદ કરવાથી તેટલી સંખ્યા બાકી રહે. ૧૧૦. તથા—

तथैव वायौ वहति, चतुर्विंशतिवासरीम् ।
विंशत्यभ्यधिके मृत्युर्भवेद् दिनशते गते ॥ १११ ॥

ચોવીશ દિવસ સુધી તે પ્રમાણે વાયુ એક નાડીમા વહન ચાલુ રહે, તો એકસો વીશ દિવસે મૃત્યુ થાય એકસો ચુમ્માલીશમાથી ચાર છક્કા=૨૪ બાદ કરવાથી તેટલી સંખ્યા આવે ૧૧૧ તથા—

पचविंशत्यह चैवं, वायो मासत्रये मृतिः ।
मासद्वये पुनर्मृत्युः, षड्विंशतिदिनानुगे ॥ ११२ ॥

પચ્ચીશ દિવસ વાયુ ચાલુ રહે, તો ત્રણ મહિને મૃત્યુ થાય. એકસો વીશમાથી પાચ છક્કા=૩૦ ઓછા કરવાથી તેટલા જ બાકી રહે તથા છવ્વીશ દિવસ વાયુ વહન થાય તો બે મહિને મૃત્યુ થાય. ૧૧૨ તથા—

सप्तविंशत्यहं वहेत्, नाशो मासेन जायते ।
मासार्धेन पुनर्मृत्युरष्टाविंशत्यहानुगे ॥ ११३ ॥

સત્તાવીશ દિવસ પવન ચાલુ રહે, તો એક મહિને મૃત્યુ થાય અઠ્ઠાવીશ દિવસ તેમ પવન ચાલે તો ૫ન્દર દિવસે મૃત્યુ થાય. ૧૧૩ તથા—

एकोनत्रिंशदहगे, मृतिः स्याद् दशमेऽहनि ।
त्रिंशद्दिनीचरे तु स्यात्, पंचत्व पचमेऽदिने ॥ ११४ ॥

ઓગણત્રીશ દિવસ વાયુ ચાલે તો દશમે દિવસે મરણ અને ત્રીશ દિવસ સુધી વાયુ ચાલુ રહે, તો પાચમે દિવસે મૃત્યુ થાય ૧૧૪ તથા—

एकत्रिंशदहचरे, वायौ मृत्युर्दिनत्रये ।
द्वितीयदिवसे नाशो, द्वात्रिंशदहवाहिनि ॥ ११५ ॥

એકત્રીશ દિવસ પવન વહે, તો ત્રણ દિવસે અને બત્રીશ દિવસ પવન વહે, તો બે દિવસે મૃત્યુ સમજવું ૧૧૫.

હવે સૂર્યનાડીના ચારનો ઉપસંહાર કરી ચંદ્રનાડીના ચારને કહે છે—

त्रयस्त्रिंशदहचरे, त्वेकाहेनापि पचता ।
एवं यदीन्दुनाड्या स्यात्, तदा व्याध्यादिकं दिशेत् ॥ ११६ ॥

એ પ્રમાણે સૂર્યનાડીમા તેત્રીશ દિવસ સુધી પવન ચાલુ રહે, તો એક જ દિવસમા મૃત્યુ થાય ચદ્રનાડી એટલે ડાબી નાસિકામા એ પ્રમાણે પવન ચાલુ રહે, તો મૃત્યુ ન થાય, પરંતુ પૂર્વોક્ત વિધિ પ્રમાણે વ્યાધિ, મિત્રનાશ, મહાભય, સ્વદેશ–વિરહ, ધન–પુત્રાદિકનો નાશ, રાજ–વિનાશ, દુકાળ આદિ થાય. ૧૧૬

ઉપસંહાર કરતા કહે છે—

अध्यात्मं वायुमाश्रित्य, प्रत्येक सूर्य–सोमयोः ।
एवमभ्यासयोगेन, जानीयात्, कालनिर्णयम् ॥ ११७ ॥

શરીરની અંદર રહેલા વાયુને આશ્રીને સૂર્ય-ચંદ્રના વાયુનો અભ્યાસ કરી કાલનો નિર્ણય જાણવો. ૧૧૭

બાહ્ય કાલ–લક્ષણ જણાવે છે—

आध्यात्मिकविपर्यासः, संभवेद् व्याधितोऽपि हि ।
तन्निश्चयाय वक्ष्यामि, बाह्यं कालस्य लक्षणम् ॥ ११८ ॥

કદાચ વ્યાધિ કે રોગ ઉત્પન્ન થવાથી પણ શરીર સંબંધી વાયુનો ફેરફાર થઈ જાય છે, માટે કાલ–જ્ઞાનનો નિશ્ચય કરવા કાલનુ બાહ્ય લક્ષણ બાધું છુ ૧૧૮

नेत्र–श्रोत्र–शिरोभेदात्, स च त्रिविधलक्षणः ।
निरीक्ष्यः सूर्यमाश्रित्य, यथेष्टमपरः पुनः ॥ ११९ ॥

નેત્ર, કાન અને મસ્તકના ભેદથી ત્રણ પ્રકારના લક્ષણને જણાવનારા આ બાહ્ય કાળને સૂર્યને અવલંબીને જોવો અને તે સિવાય અન્ય કાળના ભેદને પોતાની ઈચ્છા પ્રમાણે જોવો. ૧૧૯ તેમાં નેત્રલક્ષણ કહે છે—

वामे तत्रेक्षणे पद्म, षोडशच्छदमैन्दवम् ।
जानीयाद् भानवीयं तु, दक्षिणे द्वादशच्छदम् ॥ १२० ॥

ડાબા નેત્રમા સોળ પાંખડીવાળુ ચંદ્રવિકાસી કમળ વિચારવું જમણા નેત્રમા બાર પાખડીવાળું સૂર્ય–વિકાસી કમળ ભાવવુ ૧૨૦

खद्योतद्युतिवर्णानि, चत्वारि च्छदनानि तु ।
प्रत्येकं तत्र दृश्यानि, स्वाङ्गुलीविनिपीडनात् ॥ १२१ ॥

ગુરુના ઉપદેશાનુસાર પોતાની અંગુલીઓથી આખ દબાવીને દરેક કમળની ચાર પાખડીઓ ઝળહળતી દેખવી ૧૨૧. તેમા—

सोमाधो भ्रूलताऽपाङ्ग–घ्राणान्तिकदलेषु तु ।
दले नष्टे क्रमान्मृत्युः, षट्–त्रि–युग्मैकमासतः ॥ १२२ ॥

ચંદ્રસબધી કમળમા હેઠળની ચાર પાખડીઓ ન દેખાય, તો છ મહિને, ભ્રૂકુટી પાસેની પાખડી ન દેખાય. તો ત્રણ મહિને, આખના ખૂણા તરફની પાખડીઓ ન દેખાય, તો બે મહિને અને કાન તરફની પાંખડીઓ ન દેખાય, તો એક મહિને મૃત્યુ થાય ૧૨૨ તથા—

अयमेव क्रमः पद्मे, भानवीये यदा भवेत् ।
दश-पंच-त्रि-द्विदिनैः, क्रमान्मृत्युस्तदा भवेत् ॥ १२३ ॥

એ જ ક્રમ પ્રમાણે સૂર્યસંબંધી કમળની પાખડીઓ ન દેખાય, તો અનુક્રમે દશ, પાંચ, ત્રણ અને બે દિવસે મૃત્યુ થાય ૧૨૩ તથા—

एतान्यपीड्यमानानि, द्वयोरपि हि पद्मयोः ।
दलानि यदि वीक्षेत, मृत्युर्दिनशतात् तदा ॥ १२४ ॥

આગળીઓથી દબાવ્યા વગર જ જો બંને કમળોની પાંખડીઓ દેખાય, તો સો દિવસે મૃત્યુ સમજવું. ૧૨૪ હવે બે શ્લોકોથી કાનથી થતા આયુષ્ય-જ્ઞાનને જણાવે છે—

ध्यात्वा हृद्यष्टपत्राब्जं, श्रोत्रे हस्ताग्रपीडिते ।
न श्रूयेताग्निनिर्घोषो, यदि स्वः पंच वासरान् ॥ १२५ ॥

दश वा पचदश वा, विंशति पंचविंशतिम् ।
तदा पंच-चतुस्त्रिद्व्येकवर्षे मरणं क्रमात् ॥ १२६ ॥

હૃદયમા આઠ પાખડીવાળુ કમળ ચિંતવીને તર્જની આગળીથી બંને કાન દબાવીને જો પોતાનો અગ્નિ શબ્દ પાચ દિવસ ન સાભળે, તો પાચ વર્ષે, જો દશ દિવસ ન સંભળાય, તો ચાર વર્ષે, જો પંદર દિવસ ન સાભળે, તો ત્રણ વર્ષે, જો વીશ દિવસ ન સભળાય, તો બે વરસે અને પચ્ચીશ દિવસ ન સભળાય, તો એક વર્ષે મૃત્યુ થાય ૧૨૫-૧૨૬. તથા—

एक-द्वि-त्रि-चतुः-पच-चतुर्विंशत्यहःक्षयात् ।
षडादि-षोडशदिनान्यान्तराण्यपि शोधयेत् ॥ १२७ ॥

છ દિવસથી માડી, સોળ દિવસ સુધી કાનમા અગ્નિશબ્દ ન સભળાય, તો એક, બે, ત્રણ, ચાર અને પાચ ચોવીશી પ્રમાણ દિવસો ઘટાડવાથી કાળ-જ્ઞાન જાણી શકાય. તે આ પ્રમાણે-પાચ દિવસ કાનમા શબ્દ ન સાંભળે, તો પાચ વર્ષે મૃત્યુ થાય-એ વાત પહેલા કહી ગયા છીએ ત્યાર પછી છઠ્ઠા દિવસે અગ્નિ-શબ્દ ન સાભળે, તો પાચ વર્ષના દિવસોમાથી એક ચોવીશી બાદ કરવાથી સત્તરસો છોતેરમા દિવસે મૃત્યુ પામે સાતમા દિવસે ન સાભળે, તો આગળની કહેલી સંખ્યામાંથી બે ચોવીશી એટલે અડતાલીશ ઓછા કરતા સત્તરસો અઠ્ઠાવીશ દિવસે મૃત્યુ થાય આઠમા દિવસે પણ ન સંભળાય તો બાકી રહેલી સંખ્યાવાળા દિવસોમાથી ત્રણ ચોવીશી=૭૨ દિવસો ઘટાડવાથી સોળસો છપ્પન દિવસે મૃત્યુ થાય નવમા દિવસે પણ ન સાભળે, તો આગળના વધેલા દિવસોમાથી ચાર ચોવીશી-૯૬ દિવસો ઓછા કરવાથી પંદર સો સાઠ દિવસે મૃત્યુ થાય. દશમા દિવસે પણ ન સભળાય તો બાકી રહેલા તે દિવસોમાથી પાંચ ચોવીશી=૧૨૦ બાદ કરતા ૧૪૪૦ દિવસ એટલે ચાર વર્ષે મૃત્યુ થાય આ પ્રમાણે અગીઆર આદિ સોળ દિવસો એકવીશ દિવસો સુધી અગ્નિશબ્દ ન સંભળાય, તો તે પ્રમાણે ચોવીશીઓ ઘટાડવી, અને કાલ-જ્ઞાન જાણવુ ૧૨૭

ब्रह्मद्वारे प्रसर्पन्तीं, पंचाहं धूममालिकाम् ।
न चेत् पश्येत् तदा ज्ञेयो, मृत्युः सवत्सरैस्त्रिभिः ॥ १२८ ॥

બ્રહ્મરન્ધ્રમાં ફેલાતી ગુરુના ઉપદેશથી જોવા લાયક એવી ધૂમરેખાને જો પાંચ દિવસો સુધી ન જુએ, તો ત્રણ વર્ષોમા મૃત્યુ થાય ૧૨૮.

અન્ય પ્રકારે કાલજ્ઞાન ૯ શ્લોકો દ્વારા કહે છે—

प्रतिपद्दिवसे काल–चक्रज्ञानाय शौचवान् ।
आत्मनो दक्षिणं पाणि, शुक्लपक्षं प्रकल्पयेत् ॥ १२९ ॥

પડવાને દિવસે પવિત્ર થઈ, કાલચક્ર જાણવા માટે, પોતાના જમણા હાથને શુક્લપક્ષ તરીકે કલ્પે ૧૨૯ તથા—

अधो–मध्योर्ध्वपर्वाणि, कनिष्ठाङ्गुलिगानि तु ।
क्रमेण प्रतिपत्पष्ठ्येकादशीः कल्पयेत तिथीः ॥ १३० ॥

अवशेषाङ्गुलीपर्वाण्यवशेषतिथीस्तथा ।
पचमी–दशमी–राकाः, पर्वाण्यङ्गुष्ठगानि तु ॥ १३१ ॥

કનિષ્ઠ આગળીના નીચેના પર્વને પડવો, મધ્ય પર્વને ષષ્ઠી તિથિ, ઉપરના પર્વને એકાદશી કલ્પવી. અંગુઠા સિવાય, બાકીની આંગળીઓનાં પર્વોને બાકીની તિથિઓ કલ્પવી. અંગુઠાના પર્વોને પંચમી, દશમી, પૂર્ણિમા તિથિઓ કલ્પવી ૧૩૦–૧૩૧

वामपाणिं कृष्णपक्षं, तिथीस्तद्वच्च कल्पयेत् ।
ततश्च निर्जने देशे, वद्धपद्मासनः सुधीः ॥ १३२ ॥

प्रसन्नः सितसंव्यानः, कोशीकृत्य करद्वयम् ।
ततस्तदन्तः शून्यं तु, कृष्णं वर्णं विचिन्तयेत् ॥ १३३ ॥

તથા ડાબા હાથને અંધારીયા પક્ષની અને જમણા હાથની માફક આગળીઓમાં તિથિઓની કલ્પના કરવી ત્યારપછી બુદ્ધિશાળી નિર્જન સ્થળમા જઈને પદ્માસને બેસે અને પ્રસન્નતાપૂર્વક સફેદ ખેસ પહેરી બે હાથને કમળના ડોડાકારે રાખી, તે હાથની અંદર કાળા વર્ણનુ એક બિન્દુ ચિંતવવું. ૧૩૨–૧૩૩ તથા—

उद्घाटितकराम्भोजस्ततो यत्राङ्गुलीतिथौ ।
वीक्ष्यते कालविन्दुः स, काल इत्यत्र कीर्त्यते ॥ १३४ ॥

ત્યારપછી હસ્તકમળ ખુલ્લુ કરતા જે આગળીમા કલ્પેલી તિથિમા કાળુ બિન્દુ દેખાય, તે અહીં કાલ–જ્ઞાનના વિષયમા કાલ–તિથિ સમજવી ૧૩૪ કાલ–જ્ઞાન વિષયક બીજા ઉપાયો કહે છે—

क्षुत–विण्मेद्–मूत्राणि, भवन्ति युगपद् यदि ।
मासे तत्र तिथौ तत्र, वर्षान्ते मरणं तदा ॥ १३५ ॥

જે મનુષ્યને એકી સાથે છીંક, વિષ્ટા, વીર્યસ્રાવ અને મૂત્ર થઈ જાય, તો તેનુ તે વર્ષના અંતે, તે જ મહિને અને તે જ દિવસે મૃત્યુ થાય ૧૩૫ તથા—

रोहिणीं शशभृल्लक्ष्म, महापथमरुन्धतीम् ।
ध्रुवं च न यदा पश्येद्, वर्षेण स्यात् तदा मृतिः ॥ १३६ ॥
[ " अरुन्धतीं ध्रुवं चैव, विष्णोस्त्रीणि पदानि च ।
क्षीणायुषो न पश्यन्ति, चतुर्थं मातृमण्डलम् ॥
अरुन्धती भवेत् जिह्वा, ध्रुवो नासाग्रमुच्यते ।
तारा विष्णुपद प्रोक्तं, भ्रुवौ स्यान्मातृमण्डलम् ॥ ]

રોહિણી નક્ષત્ર, ચંદ્રલાછન, છાયાપથ–આકાશમાર્ગ, અરુંધતી (વશિષ્ઠ–ભાર્યા). ધ્રુવ, બે આંખનો મધ્ય ભાગ (નાસાગ્ર), આ સર્વેને કે એકલાને સારી નજરવાળો ન દેખે તો એક વર્ષમા મૃત્યુ થાય. લૌકિકો પણ કહે છે કે—"ક્ષીણ થએલા આયુષ્યવાળા અરુંધતી એટલે જિહ્વા, ધ્રુવ એટલે નાસાગ્ર ભાગ, વિષ્ણુના ત્રણ પગલા ( આકાશ ) અને ચોથું બે આંખનો મધ્યભાગ ન દેખી શકે અરુન્ધતી એટલે જીભ, ધ્રુવ એટલે નાસિકાનો અગ્ર ભાગ, તારા એટલે આકાશ અને ભ્રૂ એટલે બે આખનો મધ્યભાગ સમજવો ૧૩૬

स्वप्ने स्वं भक्ष्यमाणं श्व–गृध्र–काक–निशाचरैः ।
उह्यमान खरोष्ट्राद्यैर्यदा पश्येत् तदा मृतिः ॥ १३७ ॥

શ્વાન, ગીધ, કાગડા, રાત્રે રખડનાર નિશાચર આદિ વડે પોતાને ભક્ષણ કરાતો કે ગધેડા, ઉંટ, કૂતરા, વરાહ આદિ વડે ઉચકાતો કે ખેચાતો સ્વપ્નમા દેખે તો એક વર્ષે મૃત્યુ થાય વર્ષની અનુવૃત્તિ આગલા શ્લોકથી ચાલી આવે છે ૧૩૭ તથા—

रश्मिनिर्मुक्तमादित्यं, रश्मियुक्तं हविर्भुजम् ।
यदा पश्येद् विपद्येत, तदैकादशमासतः ॥ १३८ ॥

બીજાઓ કિરણ–સહિત સૂર્યને દેખતા હોય, ત્યારે પોતે સૂર્યને કિરણ વગરનો જુએ અને અગ્નિને કિરણ–સહિત દેખે, તો અગીઆર મહિને મૃત્યુ થાય ૧૩૮ તથા—

वृक्षाग्रे कुत्रचित् पश्येद्, गन्धर्वनगरं यदि ।
पश्येत् प्रेतान् पिशाचान् वा, दशमे मासि तन्मृतिः ॥ १३९ ॥

કોઈક સ્થાને કે વૃક્ષની ટોચે ખરેખરા નગર સરખુ ગંધર્વ–નગર કે પ્રેતો, પિશાચોને સાક્ષાત્ દેખે, તો દસમે મહિને મૃત્યુ થાય ૧૩૯ તથા—

छर्दिर्मूत्रं पुरीषं वा, सुवर्ण–रजतानि वा ।
स्वप्ने पश्येद् यदि तदा, मासान् नवैव जीवति ॥ १४० ॥

સ્વપ્નમાં જો ઉલટી. મૂત્ર, વિષ્ટા, અથવા સોનુ, રૂપુ જુએ, તો નવ મહિનાથી અધિક ન જીવે ૧૪૦. તથા—

स्थूलोऽकस्मात् कृशोऽकस्मादकस्मादतिकोपनः ।
अकस्मादतिभीरुर्वा, मासानष्टैव जीवति ॥ १४१ ॥

જે વગર કારણે અકસ્માત જાડો થઈ જાય કે દુર્બળ પાતળો થઈ જાય, અકસ્માત્ બીકણ કે ક્રોધી સ્વભાવવાળો થઈ જાય, તો તે આઠ જ મહિના જીવે. ૧૪૧. તથા—

समग्रमपि विन्यस्त, पांशौ वा कर्दमेऽपि वा ।
स्याच्चेत्खण्ड पदं सप्तमास्यन्ते म्रियते तदा ॥ १४२ ॥

પૃથ્વી પર ધૂળ કે કાદવમા આખું પગલું સ્થાપન કરવા છતાં તે પગલું અખંડ ન પડતા ખંડિત પડ્યું હોય, તો તે સાત મહિને મૃત્યુ પામે ૧૪૨. તથા—

तारां श्यामां यदा पश्येत्, शुष्येदधरतालु च ।
न स्वाङ्गुलित्रयं मायाद्, राजदन्तद्वयान्तरे ॥ १४३ ॥

गृध्रः काकः कपोतो वा, क्रव्यादोऽन्योऽपि वा खगः ।
निलीयेत यदा मूर्ध्नि, षण्मास्यन्ते मृतिस्तदा ॥ १४४ ॥

જો આખની કીકી તદ્દન અંજનવર્ણ સરખી શ્યામ દેખાય, તથા હોઠ અને તાલવું સુકાય, મુખ પહોળુ કરેલુ હોય ત્યારે નીચેના અને ઉપરના દાંત વચ્ચે પોતાની ત્રણ આગળી ન સમાય. ગીધ, કાગડો, કબૂતર કે માંસ ખાનાર કોઈ પક્ષી માથા પર બેસી જાય, તો છ મહિનાના અંતે મૃત્યુ થાય ૧૪૩–૧૪૪.

प्रत्यहं पश्यताऽनभ्रेऽह्न्यापूर्य जलैर्मुखम् ।
विहिते पूत्कृते शक्र–धनुस्तु तत्र दृश्यते ॥ १४५ ॥

यदा न दृश्यते तत्तु, मासैः षड्भिर्मृतिस्तदा ।

परनेत्रे स्वदेह चेत्, न पश्येन्मरणं तदा ॥ १४६ ॥

હંમેશા વાદળ વગરના દિવસે મુખમાં પાણી ભરીને આકાશ સામે પીચકારી માફક કોગળો કરી ઉછાળે, એમ કેટલાક દિવસ જોતા કે પાણીમા ઈન્દ્રધનુષ્ય જેવો આકાર દેખાય છે જ્યારે તે આકાર ન દેખાય, તો છ મહિને મૃત્યુ થશે–એમ જાણવું તથા બીજાની આખમા પોતાનુ શરીર દેખાય નહિં, તો પણ છ મહિને મૃત્યુ સમજવું ૧૪૫–૧૪૬ તથા—

રાત્રે ઈન્દ્રધનુષ્ય દેખે, દિવસે ઉલ્કા પડતી દેખે, દર્પણમા કે પાણીમાં પોતાનું પ્રતિબિંબ ન દેખે, વાદળા વગરની વિજળી દેખે, અકસ્માત્ મસ્તક બળે

હંસ, કાગડા અને મોરના સમૂહને ક્યાય પણ દેખે, વાયુના ઠંડા, ગરમ, કઠોર કે કોમળ સ્પર્શને જાણી શકે નહિં, આ સર્વ કહેલાં લક્ષણોમાથી એક પણ દેખાય. તો નિ:સંદેહપણે તે એક મહિને મૃત્યુ પામે ૧૫૮ થી ૧૬૨ તથા—

शीते हकारे फूत्कारे, चोष्णे स्मृति–गतिक्षये ।
अङ्गपचकशैत्ये च, स्याद् दशाहेन पचता ॥ १६३ ॥

પહોળા કરેલા મુખના વાયુ સાથે 'હકાર' અક્ષર બોલતાં જે વાયુ નીકળે, તે ઠંડો હોય. હોઠ પહોળા કરી વાયુ બહાર કાઢી ફૂત્કાર કરે તે વાયુ ગરમ હોય, સ્મરણનો અને ગતિનો ભ્રંશ થાય, શરીરનાં પાંચ અંગો ઠંડાં થઈ જાય, તો દશ દિવસમાં મૃત્યુ થાય. ૧૬૩ તથા—

अर्धोष्णमर्धशीतं च, शरीरं जायते यदा ।
ज्वालाऽकस्माज्ज्वलेद् वाऽङ्गे, सप्ताहेन तदा मृतिः ॥ १६४ ॥

જો અર્ધું શરીર ઠંડું અને અર્ધું ઉનુ હોય તથા અકસ્માત્ વગર કારણે શરીરમાં જ્વાલા બળ્યા કરે, તો સાત દિવસમાં મૃત્યુ થાય ૧૬૪ તથા—

स्नातमात्रस्य हृत्पाद, तत्क्षणाद् यदि शुष्यति ।
दिवसे जायते षष्ठे, तदा मृत्युरसंशयम् ॥ १६५ ॥

સ્નાન કર્યા પછી તરત જ જો હૃદય તથા પગ સુકાઈ જાય, તો નક્કી તેનુ છઠ્ઠા દિવસે મૃત્યુ થાય ૧૬૫ તથા—

जायते दन्तघर्षश्चेत्, शवगन्धश्च दुःसहः ।
विकृता भवति च्छाया, त्र्यहेन म्रियते तदा ॥ १६६ ॥

દાંતને કડકડ કકડાવતો હોય; મડદા સરખી શરીરમાથી દુર્ગંધ નીકળતી હોય અને જો વારંવાર શરીરના રંગો બદલાયા કરતા હોય, તો ત્રીજા દિવસે મરણ થાય. ૧૬૬. તથા—

न स्वनासां स्वजिह्वां न, न ग्रहान् नामला दिशः ।
नापि सप्त ऋषीन् यर्हि, पश्यति म्रियते तदा ॥ १६७ ॥

જે માણસ પોતાની નાસિકાને, પોતાની જીભને, આકાશમા ગ્રહોને, નક્ષત્રોને, તારાઓને નિર્મલ દિશાઓને, સપ્તર્ષિ તારાઓની શ્રેણિને ન દેખી શકે, તે બે દિવસમાં મૃત્યુ પામે ૧૬૭ તથા—

प्रभाते यदि वा सायं, ज्योत्स्नावत्यामथो निशि ।
प्रवितत्य निजौ बाहू, निजच्छायां विलोक्य च ॥ १६८ ॥

शनैरुत्क्षिप्य नेत्रे स्वच्छायां पश्येत् ततोऽम्बरे ।
न शिरो दृश्यते तस्यां, यदा स्यान्मरण तदा ॥ १६९ ॥

नेक्ष्यते वामबाहुश्चेत्, पुत्र–दारक्षयस्तदा ।
यदि दक्षिणबाहुर्नेक्ष्यते भ्रातृक्षयस्तदा ॥ १७० ॥

अदृष्टे हृदये मृत्युः, उदरे च धनक्षयः ।
गुह्ये पितृविनाशस्तु, व्याधिरूरुयुगे भवेत् ॥ १७१ ॥

अदर्शने पादयोश्च, विदेशगमनं भवेत् ।
अदृश्यमाने सर्वाङ्गे, सद्यो मरणमादिशेत् ॥ १७२ ॥

પ્રભાતે કે સંધ્યા સમયે અગર અજવાળી રાત્રિમાં પ્રકાશમાં ઉભા રહી, પોતાના બે હાથ કાઉસ્સગ્ગ મારૂક લાંબા રાખી, પોતાનો પડછાયો ખુલ્લી આંખ રાખી જોયા કરવો. ત્યાર પછી ધીમે ધીમે નેત્રોને છાયા ઉપરથી ઉપાડી ખુલ્લા નેત્રથી ઊંચે આકાશ તરફ નજર કરવી અને પોતાનો પડછાયો ઉપરના આકાશમા જોવો તેમા જો મસ્તક ન દેખાય, તો પોતાનુ મરણ સમજવું જો તે ઉપરની આકૃતિમાં ડાબો હાથ ન દેખાય, તો પુત્રનો કે સ્ત્રીનો નાશ થાય, જો જમણો હાથ ન દેખાય, તો ભાઈનું મરણ, હૃદય ન દેખાય, તો પોતાનું મરણ, પેટનો ભાગ ન જણાય, તો ધનનો નાશ, ગુહ્યસ્થાન ન દેખાય, તો પોતાના પૂજ્ય–વર્ગ પિતા–આદિકનો નાશ. બે સાથળ ન દેખાય, તો વ્યાધિ થાય પગ ન દેખાય, તો પરદેશગમન થાય આખું શરીર ન દેખાય, તો તત્કાળ મરણ થાય ૧૬૮ થી ૧૭૨ બીજા પ્રકારે કાલજ્ઞાન કહે છે—

विद्यया दर्पणाङ्गुष्ठ–कुड्यासि(दि)ष्ववतारिता ।
विधिना देवता पृष्टा, ब्रूते कालस्य निर्णयम् ॥ १७३ ॥

सूर्येन्दुग्रहणे विद्यौं, नरवीरे ! ठ ठेत्यसौ ।
साध्या दशसहस्याऽष्टोत्तरया जपकर्मतः ॥ १७४ ॥

अष्टोत्तरसहस्रस्य, जापात् कार्यक्षणे पुनः ।
देवता लीयतेऽस्यादौ, ततः कन्याऽऽह निर्णयम् ॥ १७५ ॥

सत्साधकगुणाकृष्टा, स्वयमेवाथ देवता ।
त्रिकालविषय ब्रूते, निर्णयं गतसशयम् ॥ १७६ ॥

कूर्परौ न्यस्य जान्वोर्मूर्ध्न्येकीकृत्य करौ सदा ।
रम्भाकोशनिभां छायां, लक्षयेदन्तरोद्भवाम् ॥ १४७ ॥

विकासि च दलं तत्र, यदैकं परिलक्ष्यते ।
तस्यामेव तिथौ मृत्युः, षण्मास्यन्ते भवेत् तदा ॥ १४८ ॥

બને જાનુઓ ઉપર બને હાથની કોણીઓ સ્થાપન કરી હાથના બંને પંજાઓ મસ્તક ઉપર એકઠા કરી બને હાથના આતરામા કેળના ડોડાના આકાર સરખી ઉત્પન્ન થતી છાયાને હમેશા જોયા કરતા જે દિવસે ડોડાનુ એક પત્ર ખીલેલુ દેખાય, તો તે દિવસે તે તિથિએ છ મહિના પછી તેનુ મરણ થાય ૧૪૭–૧૪૮

इन्द्रनीलसमच्छायाः, वक्रीभूताः सहस्रशः ।
मुक्ताफलालङ्करणाः, पन्नगाः सूक्ष्ममूर्तयः ॥ १४९ ॥

दिवा संमुखमायान्तो, दृश्यन्ते व्योम्नि सन्निधौ ।
न दृश्यन्ते यदा ते तु, षण्मास्यन्ते मृतिस्तदा ॥ १५० ॥

વાદળા વગરના ઉઘાડા તડકાવાળા સ્વચ્છ દિવસે ઇન્દ્રનીલરત્ન સરખી કાંતિવાળા, વાંકા-ચૂકા, હજારો મોતીના અલંકારવાળા, સૂક્ષ્મ આકૃતિવાળા સર્પો આકાશમાં સન્મુખ આવતા દેખાય છે જ્યારે તેવા સર્પો ન દેખાય, ત્યારે સમજવુ કે છ મહિનાના અંતે મરણ થશે ૧૪૯–૧૫૦ તથા—

स्वप्ने मुण्डितमभ्यक्तं, रक्तगन्धस्रगम्बरम् ।
पश्येद् याम्यां खरे यान्त, स्वं योऽब्दार्धं स जीवति ॥ १५१ ॥

જે મનુષ્ય સ્વપ્નમા પોતાનુ મસ્તક મુડાવેલુ, તેલથી મર્દન કરાવેલુ, રાતા પદાર્થથી શરીર પર લેપ કરેલ, રાતી માળા પહેરેલ, લાલ વસ્ત્ર ધારણ કરેલ, ગધેડા પર બેસી દક્ષિણ દિશા તરફ જતો પોતાને દેખે, તે અર્ધું વર્ષ જીવે ૧૫૧

घण्टानादो रतान्ते चेद्, अकस्मादनुभूयते ।
पचता पंचमास्यन्ते, तदा भवति निश्चितम् ॥ १५२ ॥

તથા જેને વિષય-સેવન કર્યા પછી અકસ્માત્ ઘંટાના નાદ સરખો નાદ સભળાય, તો નક્કી પાચ મહિને પચત્વ પામે ૧૫૨ તથા—

शिरो वेगात् समारुह्य, कृकलासो व्रजन् यदि ।
दध्याद् वर्णत्रय पंच–मास्यन्ते मरणं तदा ॥ १५३ ॥

કાચં (કી)ડો ઝડપથી જેના પર ચડીને જો ચાલ્યો જાય અને જતા જતાં ત્રણ વર્ણ ધારણ કરે–વિવિધ પ્રકારની ચેષ્ટાઓ કરે, તો પાંચ મહિને તેનુ મૃત્યુ થાય ૧૫૩

वक्रीभवति नासा चेद्, वर्तुलीभवतो दृशौ ।
स्वस्थानाद् भ्रश्यतः कर्णौ, चतुर्मास्या तदा मृतिः ॥ १५४ ॥

જો નાસિકા વાંકી થઈ જાય, બે આંખો ગોળ બની જાય, બે કાન પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય, તો ચાર મહિને મૃત્યુ થાય. ૧૫૪. તથા—

कृष्णं कृष्णपरीवार, लोहदण्डधरं नरम् ।
यदा स्वप्ने निरीक्षेत, मृत्युर्मासैस्त्रिभिस्तदा ॥ १५५ ॥

જો સ્વપ્નમાં કાળા અને કાળા પરિવારવાળા લોહદંડ ધારણ કરનાર માણસને દેખે, તો ત્રણ મહિને મૃત્યુ થાય ૧૫૫. તથા—

इन्दुमुष्णं रविं शीतं, छिद्रं भूमौ रवावपि ।
जिह्वां श्यामां मुखं कोकनदाभं च यदेक्षते ॥ १५६ ॥

तालुकम्पो मनःशोको, वर्णोऽङ्गेऽनेकधा यदा ।
नाभेश्चाकस्मिकी हिक्का, मृत्युर्मासद्वयात् तदा ॥ १५७ ॥

જો ચંદ્રમાને ઉષ્ણ, સૂર્યને શીતળ, પૃથ્વી અને સૂર્યમંડળમાં છિદ્રો જુએ, જીભને કાળી, મુખને લાલકમળ સરખુ દેખે, તાળવું કંપે, મનમાં અતિશોક થાય, શરીરના વર્ણો અનેક જાતના થયા કરે, અને અકસ્માત્ નાભિથી હેડકી ઉત્પન્ન થાય આવા લક્ષણવાળાનુ બે મહિનામા મૃત્યુ થાય ૧૫૬–૧૫૭. તથા—

जिह्वा नास्वादमादत्ते, मुहुः स्खलति भाषणे ।
श्रोत्रे न शृणुतः शब्द, गन्धं वेत्ति न नासिका ॥ १५८ ॥

स्पन्देते नयने नित्यं, दृष्टवस्तुन्यपि भ्रमः ।
नक्तमिन्द्रधनुः पश्येत्, तथोल्कापतनं दिवा ॥ १५९ ॥

न च्छायामात्मनः पश्येद्, दर्पणे सलिलेऽपि वा ।
अनब्दां विद्युतं पश्येत्, शिरोऽकस्मादपि ज्वलेत् ॥ १६० ॥

हंस–काक–मयूराणां, पश्येच्च क्वापि संहतिम् ।
शीतोष्ण–खर–मृद्वादेरपि, स्पर्शं न वेत्ति च ॥ १६१ ॥

अमीषां लक्ष्मणां मध्याद्, यदैकमपि दृश्यते ।
जन्तोर्भवति मासेन, तदा मृत्युर्न संशयः ॥ १६२ ॥

જો જીભ સ્વાદ જાણી શકે નહિં, બોલતાં બોલતા વારંવાર સ્ખલના થાય, કાન શબ્દ ન સાભળે, નાસિકા ગંધ ન પારખે, નિરંતર નેત્રો ફરકયા કરે, દેખેલી વસ્તુમા પણ ભ્રમ થાય,

ગુરુએ કહેલી વિધિ પ્રમાણે વિદ્યા વડે દર્પણ, અંગુઠા, ભીંત, તરવારમાં અવતારેલ દેવતા પૂછવાથી આયુષ્યનો નિર્ણય કહે છે—સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણ હોય, ત્યારે 'ॐ नरवीरे ! ठः ठ स्वाहा' એ વિદ્યા દસહજાર અને આઠ વખત જાપ કરીને સાધવી પછી કાર્યપ્રસંગે એક હજાર અને આઠ વાર તે વિદ્યાનો જાપ કરીને દર્પણાદિકમા દેવતાનો અવતાર કરવો ત્યાર પછી દર્પણાદિકમાં એક કુંવારી નિર્દોષ કન્યા પાસે જોવરાવી, કન્યા–દ્વારા દેવતાને પૂછી કાલનો નિર્ણય કરવો. અથવા ઉત્તમ પ્રકારના સાધકના ગુણથી આકર્ષાએલ તે દેવતા પોતાની મેળે જ નિ:સદેહ ત્રિકાળ વિષયક આયુષ્ય–નિર્ણય જણાવે ૧૭૩ થી ૧૭૬

હવે પાચ શ્લોકોથી શકુન–દ્વારા કાલ–જ્ઞાન જણાવે છે—

अथवा शकुनाद् विद्यात्, सज्जो वा यदि वाऽऽतुरः ।
स्वतो वा परतो वाऽपि, गृहे वा यदि वा बहिः ॥ १७७ ॥

अहि–वृश्चिक–कृम्याखु–गृहगोधा–पिपीलिकाः ।
यूका–मत्कुण–लूताश्च, वल्मीकोऽथोपदेहिकाः ॥ १७८ ॥

कीटिका घृतवर्णाश्च, भ्रमर्यश्च यदाऽधिकाः ।
उद्वेग–कलह–व्याधि–मरणानि तदा दिशेत् ॥ १७९ ॥

અથવા નિરોગી હોય કે રોગી હોય, પોતાથી કે પરથી, ઘરમા કે બહાર, શકુનથી શુભાશુભનો નિર્ણય જાણવો સર્પ, વીંછી, કરમીયા, ઉંદર, ગિરોલી, કીડીઓ, જૂઓ, માકડ, કરોળીયા, રાફડા, ઉધઈ ઘીમેલ, ભમરીઓ જ્યારે એકદમ વધારે પ્રમાણમા નીકળી પડે તો ઉદ્વેગ, કલેશ, વ્યાધિ, મરણને સૂચવનારાં સમજવા ૧૭૭ થી ૧૭૯

બીજા પ્રકારે શકુન વર્ણવે છે—

उपानद्–वाहन–च्छत्र–शस्त्रच्छायाङ्ग–कुन्तलान् ।
चंच्वा चुम्बेद् यदा काकस्तदाऽऽसन्नैव पचता ॥ १८० ॥

अश्रुपूर्णदृशो गावो, गाढ पादैर्वसुन्धराम् ।
खनन्ति चेत् तदानी स्याद्, रोगो मृत्युश्च तत्प्रभोः ॥ १८१ ॥

પગરખા, હાથી, ઘોડા વગેરે વાહન, છત્ર, હથીયાર, પડછાયો, શરીર, કેશને કાગડો ચાંચથી ચુંબન કરે તો તે વખતે તેના સ્વામીનુ નજીકમા મૃત્યુ થાય અશ્રુપૂર્ણ નેત્રવાળી ગાયો પગથી ગાઢપણે પૃથ્વીને ખોદે, તો તે સમયે તેના સ્વામીને રોગ કે મૃત્યુ થાય ૧૮૦ થી ૧૮૧

અન્ય પ્રકારે કહે છે—

अनातुरकृते ह्येतत्. शकुन परिकीर्तितम् ।
अधुनाऽऽतुरमुद्दिश्य, शकुन परिकीर्त्यते ॥ १८२ ॥

રોગ વગરના હોય તેને માટે આ શકુન જણાવ્યા હવે રોગીને ઉદ્દેશીને શકુન કહેવાય છે ૧૮૨. રોગીના શકુનોમા શ્વાન સંબંધી શકુનો ત્રણ શ્લોકોથી કહે છે—

दक्षिणस्यां वलित्वा चेत्, श्वा गुदं लेढ्युरोऽथवा ।
लांगूलं वा तदा मृत्युः, एक–द्वि–त्रिदिनैः क्रमात् ॥ १८३ ॥
शेते निमित्तकाले चेत्, श्वा सकोच्याखिल वपुः ।
धूत्वा कर्णौ वलित्वाऽङ्गं, धुनोत्यथ ततो मृतिः ॥ १८४ ॥
यदि व्यात्तमुखो लालां, मुञ्चन् सकोचितेक्षणः ।
अङ्गं सकोच्य शेते श्वा, तदा मृत्युर्न संशयः ॥ १८५ ॥

રોગી જ્યારે પોતાના આયુષ્ય સંબંધી શકુનો જોતો હોય ત્યારે, જો શ્વાન દક્ષિણ દિશા તરફથી વળી ગુદા ચાટે અથવા છાતી ચાટે કે પૂંછડી ચાટે તો ક્રમસર એક, બે, ત્રણ દિવસે મૃત્યુ થાય. રોગી નિમિત્ત-કાલે જો કૂતરાને આખું શરીર સંકોચી સૂતેલો દેખે, અથવા કાનને ટટાર કરી શરીર વાળી ધુણાવે, તો મૃત્યુ પામે, અથવા મુખ પહોળું કરી લાળ મૂકતો આંખો મીંચી, શરીર સંકોચી શ્વાન સૂઇ જાય, તો રોગીનુ નક્કી મૃત્યુ થાય. ૧૮૩–૧૮૪–૧૮૫

હવે બે શ્લોકોથી કાગડાનાં શકુનો જણાવે છે—

यद्यातुरगृहस्योर्ध्वं, काकपक्षिगणो मिलन् ।
त्रिसन्ध्य दृश्यते नूनं, तदा मृत्युरुपस्थितः ॥ १८६ ॥
महानसेऽथवा शय्यागारे काकाः क्षिपन्ति चेत् ।
चर्मास्थि रज्जुं केशान् वा, तदाऽऽसन्नैव पचता ॥ १८७ ॥

જો રોગીના મકાન ઉપર સવાર, બપોર અને સાંજ એમ ત્રણે કાળ કાગડાઓનો સમુદાય એકઠો થતો દેખાય, તો નક્કી મૃત્યુ આવી પહોંચ્યું છે–એમ સમજવું તથા રોગીના રસોડામાં તથા સુવાના ઘરમા કાગડાઓ ચામડું, હાડકા, દોરડી કે કેશ લાવી ફેંકે, તો નજીકમાં પંચત્વ જાણવું. ૧૮૬–૧૮૭.

હવે નવ શ્લોકોથી ઉપશ્રુતિને આશ્રી કાલજ્ઞાન કહે છે—

अथवोपश्रुतेर्विद्याद्, विद्वान् कालस्य निर्णयम् ।
प्रशस्ते दिवसे स्वप्न–काले शस्तां दिशं श्रितः ॥ १८८ ॥
पूत्वा पचनमस्कृत्याऽऽचार्यमंत्रेण वा श्रुती ।
गेहाच्छन्नश्रुतिर्गच्छेत्, शिल्पि–चत्वरभूमिषु ॥ १८९ ॥
चन्दनेनार्चयित्वा क्ष्मां, क्षिप्त्वा गन्धाक्षतादि च ।
सावधानस्ततस्तत्रोपश्रुतेः शृणुयाद् ध्वनिम् ॥ १९० ॥
अर्थान्तरापदेश्यश्च, सरूपश्चेति स द्विधा ।
विमर्शगम्यस्तत्राद्यः, स्फुटोक्तार्थोऽपरः पुनः ॥ १९१ ॥

यथेप भवनस्तम्भः, पंच-षड्भिरयं दिनैः ।
पक्षमासैरथो वर्षैर्भङ्क्ष्यते यदि वा न वा ॥ १९२ ॥

मनोहरतरश्चासीत, किं त्वयं लघु भङ्क्ष्यते ।
अर्थान्तरापदेश्या स्याद्, एवमादिरुपश्रुतिः ॥ १९३ ॥

एषाः स्त्रीः पुरुषो वाऽसौ, स्थानादस्मान्न यास्यति ।
दास्यामो न वयं गन्तु, गन्तुकामो न चाप्ययम् ॥ १९४ ॥

विद्यते गन्तुकामोऽयम्, अहं च प्रेषणोत्सुकः ।
तेन यास्यत्यसौ शीघ्रं, स्यात् सम्पेत्युपश्रुतिः ॥ १९५ ॥

कर्णोद्घाटनसञ्जातोपश्रुत्यन्तरमात्मनः ।
कुशलाः कालमासन्नम्, अनासन्नं च जानते ॥ १९६ ॥

અથવા વિદ્વાન પુરુષોએ ઉપશ્રુતિથી આયુષ્ય-કાળનો નિર્ણય કરવો. તે જ કહે છે-ભદ્રા આદિ અપયોગ ન હોય. તેવા શુભ દિવસે એક પહોર રાત્રિ ગયા પછી શયનકાળે ઉત્તર. પૂર્વ કે પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કરવું પંચનમસ્કાર કે સૂરિમંત્રથી કાનને પવિત્ર બનાવી ઘરમાંથી નીકળતા રસ્તામા કોઈનો શબ્દ કાનમા ન પડે તેમ કાનને આગળીથી ઢાંકી રાખવો અને શિલ્પ-કારીગરોના ઘર તરફ કે ચૌટા બજાર બજાર તરફ પૂર્વે કહેલી દિશાવાળી ભૂમિમાં જવું ત્યાં ભૂમિનુ ચદનથી અર્ચન કરીને સુગધી ચૂર્ણ, અક્ષતોથી વધાવી સાવધાન થઈ કોઈ મનુષ્યોનો શબ્દ થતો હોય તો કાન માડીને સાભળવો તે શબ્દો બે પ્રકારના હોય છે. એક અર્થાન્તરાપદેશ્ય અને બીજો સ્વરૂપ-ઉપશ્રુતિ પહેલા પ્રકારનો શબ્દ સંભળાય. તો તેનો બીજો અર્થ કલ્પવો અને બીજો સ્વરૂપ-ઉપશ્રુતિ એટલે જેવો શબ્દ સાભળ્યો હોય, તેવો જ અર્થ ગ્રહણ કરવો અર્થાન્તરાપદેશ્ય ઉપશ્રુતિ વિચાર તર્ક કરવાથી જાણી શકાય છે, જેમકે આ મકાનનો થાંભલો પાચ કે છ દિવસે કે તેટલા પખવાડીયા કે મહિના કે વર્ષો પછી ભાગશે કે નહિ ભાગે આ ઘણો મનોહર હતો, પણ આ નાનો છે. તેથી ભાગી જશે આ પ્રમાણે બીજા પદાર્થના નિમિત્તથી પ્રથમ ઉપશ્રુતિ થાય છે આ સાંભળી પોતાના આયુષ્યનો તેટલા દિવસે, પક્ષે, માસે, કે વર્ષે મૃત્યુનો નિર્ણય કરી લેવો હવે બીજી સ્વરૂપ-ઉપશ્રુતિ કહે છે-'આ પુરુષ કે સ્ત્રી આ સ્થાનેથી નહિ જાય, અથવા અમે જવા દઈશુ નહિં તે જવા માટે ઇચ્છા પણ કરતો નથી' 'તે જવાની ઇચ્છાવાળો છે અને હુ મોકલવા પણ ઇચ્છા રાખું છું, તેથી તે એકદમ જશે' આ સ્વરૂપ ઉપશ્રુતિ કહેવાય આથી સમજવાનું કે જવાનું સાભળે, તો મરણ નજીક છે અને રહેવાનું સાભળે તો મરણ નજીકમા નથી આ પ્રમાણે કાન ખુલ્લા કરી સાંભળેલી ઉપશ્રુતિ પ્રમાણે ચતુર મનુષ્યો પોતાનુ મરણ નજીક કે દૂર છે, તે જાણી લે ૧૮૮ થી ૧૯૬

હવે શનૈશ્ચર-પુરુષથી કાલ-જ્ઞાન ચાર શ્લોકો વડે કહે છે—

शनिः स्याद् यत्र नक्षत्रे, तद् दातव्यं मुखे ततः ।
चत्वारि दक्षिणे पाणौ, त्रीणी त्रीणि च पादयोः ॥ १९७ ॥
चत्वारि वामहस्ते तु, क्रमशः पच वक्षसि ।
त्रीणि शीर्षे दृशोर्द्वे द्वे, गुह्य एकं शनौ नरे ॥ १९८ ॥
निमित्तसमये तत्र, पतित स्थापना-क्रमात् ।
जन्मर्क्षं नामऋक्षं वा, गुह्यदेशे भवेद् यदि ॥ १९९ ॥
दृष्ट श्लिष्टं ग्रहैर्दुष्टैः, सौम्यैरप्रेक्षितायुतम् ।
सज्जस्यापि तदा मृत्युः, का कथा रोगिणः पुनः ? ॥ २०० ॥

શનૈશ્ચર પુરુષની આકૃતિ બનાવી, નિમિત્ત જાણવાના સમયે જે નક્ષત્રમાં શનિ હોય, તે નક્ષત્ર મુખમાં મૂકવું. ત્યારપછી ક્રમસર આવતાં ચાર નક્ષત્રો જમણા હાથમાં સ્થાપન કરવાં, ત્રણ ત્રણ નક્ષત્રો બે પગમાં, ચાર ડાબા હાથમાં, પાંચ છાતીમા, ત્રણ મસ્તકમાં, બબ્બે બંને નેત્રમાં, એક નક્ષત્ર ગુહ્યભાગમાં સ્થાપન કરવા. નિમિત્ત જોવાના સમયે સ્થાપનાના અનુક્રમથી જન્મ-નક્ષત્ર કે નામનક્ષત્ર જો ગુહ્યસ્થાનમા આવ્યું હોય અને દુષ્ટ ગ્રહોની તેના ઉપર દૃષ્ટિ પડતી હોય, અથવા તેની સાથે મેળાપ થતો હોય અને સૌમ્ય ગ્રહોની દૃષ્ટિ કે મેળાપ ન થતો હોય તો તે માણસ સાજો-સારો હોય તો પણ તે તરત મૃત્યુ પામે, તો પછી રોગી પુરુષની તો વાત જ શી કરવી ? ૧૯૭ થી ૨૦૦

પૃચ્છા-લગ્નના અનુસારે કાલ-જ્ઞાન કહે છે—

पृच्छायामथ लग्नास्ते, चतुर्थदशमस्थिताः ।
ग्रहाः क्रूराः शशी षष्ठाष्टमश्चेत् स्यात् तदा मृतिः ॥ २०१ ॥

આયુષ્યના પ્રશ્ન-સમયે ક્રૂરગ્રહો લગ્નમા ચોથે, સાતમે કે દશમા સ્થાને રહેલા હોય તથા ચંદ્ર છઠ્ઠે કે આઠમે સ્થાને રહેલો હોય, તો મૃત્યુ થાય. ૨૦૧ તથા—

पृच्छायाः समये लग्नाधिपतिर्भवति ग्रहः ।
यदि चास्तमितो मृत्युः, सज्जस्यापि तदा भवेत् ॥ २०२ ॥

આયુષ્યના પ્રશ્ન-સમયે જો લગ્નાધિપતિ મેષાદિ રાશિમાં મંગલ, શુક્રાદિ હોય અથવા ચાલતા લગ્નના અધિપતિ ગ્રહનો અસ્ત થયેલો હોય, તો તે સાજો હોય તો પણ તેનું ત્યારે મૃત્યુ થાય. ૨૦૨

लग्नस्थश्चेच्छशी सौरिः, द्वादशो नवमः कुजः ।
अष्टमोऽर्कस्तदा मृत्युः, स्यात् चेत न वलवान् गुरुः ॥ २०३ ॥

આયુષ્યના પ્રશ્ન-સમયે ચંદ્રમા લગ્નમાં રહેલો હોય, બારમે શનિ રહેલો હોય, નવમે મંગલ, આઠમે સૂર્ય રહેલો હોય અને ગુરુ બલવાન ન હોય, તો મરણ થાય. ૨૦૩. તથા-

रविः षष्ठस्तृतीयो वा, शशी च दशमस्थितः ।
यदा भवति मृत्युः स्यात, तृतीये दिवसे तदा ॥ २०४ ॥

पापग्रहाश्चेदुदयात्, तुर्ये वा द्वादशेऽथवा ।
दिशन्ति तद्विदो मृत्युं, तृतीये दिवसे तदा ॥ २०५ ॥

તે પ્રમાણે સૂર્ય ત્રીજો કે છઠ્ઠો અને ચદ્ર દશમે રહેલો હોય, તો ત્રીજા દિવસે મૃત્યુ સમજવું. જો પાપગ્રહો લગ્નથી ચોથે કે બારમે હોય, તો તેના જાણકાર પુરુષો તેનુ ત્રીજા દિવસે મૃત્યુ જણાવે છે ૨૦૪–૨૦૫. તથા—

उदये पंचमे वाऽपि, यदि पापग्रहो भवेत् ।
अष्टभिर्दशभिर्वा स्याद्, दिवसैः पंचता तदा ॥ २०६ ॥

धनुर्मिथुनयोः सप्तमयोर्यद्यशुभा ग्रहाः ।
तदा व्याधिर्मृतिर्वा स्यात्, ज्योतिषामिति निर्णयः ॥ २०७ ॥

પ્રશ્ન–સમયે ચાલતા લગ્ન અથવા પાપગ્રહ પાચમે હોય, તો આઠ કે દશ દિવસે મૃત્યુ થાય તથા સાતમા સ્થાનમાં રહેલા ધનુ રાશિ અને મિથુન રાશિમા જો અશુભ ગ્રહો આવ્યા હોય, તો વ્યાધિ કે મૃત્યુ થાય આવા પ્રકારનો નિર્ણય જ્યોતિષ જાણકારોનો છે ૨૦૬–૨૦૭.

હવે યંત્રદ્વારથી કાલ–જ્ઞાન આઠ શ્લોકો વડે કહે છે—

अन्तस्थाधिकृतप्राणि–नामप्रणवगर्भितम् ।
कोणस्थरेफमाग्नेय–पुर ज्वालाशताकुलम् ॥ २०८ ॥
सानुस्वारैरकाराद्यैः, षट्स्वरैः पार्श्वतो वृतम् ।
स्वस्तिकाङ्कबहिःकोण, स्वाऽक्षरान्तःप्रतिष्ठितम् ॥ २०९ ॥
चतुःपार्श्वस्थगुरुयं, यन्त्रं वायुपुरावृतम् ।
कल्पयित्वा परिन्यस्येत्, पाद–हृच्छीर्ष–सन्धिषु ॥ २१० ॥
सूर्योदयक्षणे सूर्यं, पृष्ठे कृत्वा ततः सुधीः ।
स्व–परायुर्विनिश्चेतुं, निजच्छायां विलोकयेत् ॥ २११ ॥
पूर्णां छायां यदीक्षेत, तदा वर्षं न पचता ।
कर्णाभावे तु पंचत्वं, वर्षैर्द्वादशभिर्भवेत् ॥ २१२ ॥
हस्ताङ्गुलि–स्कन्ध–केश–पार्श्व–नासाक्षये क्रमात् ।
दशाष्ट–सप्त–पंच–त्र्येकवर्षैर्मरण दिशेत् ॥ २१३ ॥
षण्मास्या म्रियते नाशे, शिरसश्चिबुकस्य वा ।
ग्रीवानाशे तु मासेनैकादशाहेन दृक्क्षये ॥ २१४ ॥
सच्छिद्रे हृदये मृत्युः, दिवसैः सप्तभिर्भवेत् ।
यदि च्छायाद्वयं पश्येद्, यमपार्श्वं तदा व्रजेत् ॥ २१५ ॥

જેના આયુષ્યનો નિર્ણય કરવો હોય તેનું નામ ૐકાર-સહિત છ ખૂણાવાળા યંત્રની વચ્ચે લખવુ. તે યંત્રોના ખૂણામાં સેંકડો અગ્નિજ્વાળાથી યુક્ત ર કાર સ્થાપન કરવો. અનુસ્વાર-સહિત અકારાદિ છ સ્વરો પડખે ફરતા સ્થાપવા, બહારના ખૂણામાં સાથિયાની આકૃતિ 'સ્વ' અક્ષર-સહિત કરવી ચારે બાજુ વિસર્ગ-સહિત 'ય'કાર સ્થાપન કરવો તે 'ય.'કાર ઉપર ચારે બાજુ વાયુપુરથી આવૃત્ત સંલગ્ન ચાર રેખા કરવી. આવા પ્રકારના યંત્રની કલ્પના કરીને, પગ, હૃદય, મસ્તક અને સંધિ-સ્થાનમા સ્થાપન કરવા. ત્યાર પછી સૂર્યોદય-સમયે સૂર્યને પાછળ રાખી, પશ્ચિમદિશા સન્મુખ રાખી, પોતાના કે બીજાના આયુષ્યનો નિર્ણય કરવા માટે પોતાની છાયાનુ અવલોકન કરવું. છાયા પૂર્ણ દેખાય, તો એક વર્ષ સુધી મરણ નથી. જો કાન ન દેખાય તો બારમે વર્ષે મરણ સમજવુ હાથ, અંગુલિ, બંધ, કેશ, પડખા, નાસિકા જોવામા ન આવે, તો અનુક્રમે દશ, આઠ, સાત, પાચ, ત્રણ અને એક વર્ષે મરણ થાય-તેમ સમજવું મસ્તક કે હડપચી ન દેખાય, તો છ મહિને, ડોક ન દેખાય, તો એક મહિને, આખો ન દેખાય, તો અગીઆર દિવસે મરણ થાય. હૃદય છિદ્રયુક્ત દેખાય, તો સાત દિવસે અને બે છાયા દેખાય, તો તે જ સમયે યમરાજાનો પરોણો બને ૨૦૮ થી ૨૧૫.

इति यन्त्रप्रयोगेण, जानीयात् कालनिर्णयम् ।
यदि वा विद्यया विद्याद् , वक्ष्यमाणप्रकारया ॥ २१६ ॥

યંત્ર-પ્રયોગનો ઉપસંહાર કરતા વિદ્યાથી કાલ-જ્ઞાન જણાવે છે-આ પ્રમાણે યંત્ર-પ્રયોગથી કાલ-નિર્ણય જાણવો અથવા તો આગળ કહીએ તે વિદ્યાથી કાલ-નિર્ણય કરવો ૨૧૬.

સાત શ્લોકોથી તે વિદ્યા કહે છે—

प्रथमं न्यस्य चूडायां, 'स्वा' शब्दम् , 'ओं' च मस्तके ।
'क्षि' नेत्रे हृदये 'पं' च, नाभ्यब्जे हाऽक्षर ततः ॥ २१७ ॥

પ્રથમ ચોટલીમા સ્વા શબ્દ, મસ્તક પર ૐ, નેત્ર પર ક્ષિ, હૃદયમા પ, નાભિકમળમા હા, સ્થાપન કરવા. ૨૧૭

"ॐ जुं सः ॐ मृत्युंजयाय ॐ वज्रपाणिने शूलपाणिने
हर हर दह दह स्वरूप दर्शय दर्शय हुं फट् फट्"
अनया विद्ययाऽष्टाग्र-शतवार विलोचने ।
स्वच्छायां चाभिमन्त्र्यार्कं, पृष्ठे कृत्वाऽरुणोदये ॥ २१८ ॥
परच्छायां परकृते, स्वच्छायां स्वकृते पुनः ।
सम्यक्कृतत्कृतपूजः सन्नुपयुक्तो विलोकयेत् ॥ २१९ ॥
सपूर्णा यदि पश्येत् तामावर्षं न मृतिस्तदा ।
क्रम-जङ्घा-जान्वभावे, त्रि-द्व्येकाब्दैर्मृतिः पुनः ॥ २२० ॥

ऊरोरभावे दशभिः, मासैर्नश्येत् कटेः पुनः ।
अष्टभिर्नवभिर्वाऽपि, तुन्दाभावे तु पंचपैः ॥ २२१ ॥

ग्रीवाऽभावे चतुस्त्रिद्व्येकमासैर्म्रियते पुनः ।
कक्षाभावे तु पक्षेण, दशाहेन भुजक्षये ॥ २२२ ॥

दिनैः स्कन्धक्षयेऽष्टाभिः, चतुर्याम्या तु हृत्क्षये ।
शीर्षाभावे तु यामाभ्यां, सर्वाभावे तु तत्क्षणात् ॥ २२३ ॥

આ વિદ્યા વડે એકસો આઠ વખત પોતાના બે નેત્રોને અને છાયાને મંત્રી સૂર્યોદય-સમયે સૂર્યને પાછળ રાખી, એટલે પશ્ચિમ-સન્મુખ પોતાનુ મુખ રાખી, બીજા માટે બીજાની અને પોતાને માટે પોતાની છાયા સારી રીતે તેની પૂજા કરી ઉપયોગ-પૂર્વક અવલોકન કરે જો છાયા સંપૂર્ણ જોવામા આવે, તો આ ચાલુ વર્ષમાં મરણ ન થાય પગ, જઘા, ઘુંટણ ન દેખાય. તો અનુક્રમે ત્રણ વર્ષે, બે વર્ષે અને એક વર્ષે મૃત્યુ થાય સાથળ ન દેખાય, તો દશ મહિને, કમ્મર ન દેખાય, તો આઠ કે નવ મહિને અને ઉદર ન દેખાય, તો પાચ-છમહિને મરણ થાય ડોક ન દેખાય, તો ચાર, ત્રણ, બે, કે એક મહિને મરણ થાય, બગલ ન દેખાય, તો પંદર દિવસે અને ભુજા ન દેખાય, તો દશ દિવસે મરણ થાય તે છાયામા ખભા ન દેખાય, તો આઠ દિવસે, હૃદય ન દેખાય, તો ચાર પહોર પછી, મસ્તક ન દેખાય, તો બે પહોરે, અને સર્વથા શરીર ન દેખાય, તો તરત જ મરણ થાય ૨૧૮ થી ૨૨૩

કાલજ્ઞાનના ઉપાયોનો ઉપસંહાર કરે છે—

एवमाध्यात्मिक काल, विनिश्चेतुं प्रसङ्गतः ।
बाह्यस्यापि हि कालस्य, निर्णयः परिभाषितः ॥ २२४ ॥

આ પ્રમાણે પવનાભ્યાસરૂપ આધ્યાત્મિક કાલ-જ્ઞાનનો નિર્ણય કરતા પ્રસંગોપાત્ત બાહ્ય કાલ-જ્ઞાનનો પણ નિર્ણય જણાવ્યો. ૨૨૪

હવે જય-પરાજયના જ્ઞાનનો ઉપાય કહે છે—

को जेष्यति द्वयोर्युध्ये?, इति पृच्छत्यवस्थितः ।
जयः पूर्वस्य पूर्णे स्याद्, रिक्ते स्यादितरस्य तु ॥ २२५ ॥

આ બેના યુદ્ધમા કોનો જય થશે? એમ પ્રશ્ન કર્યો, ત્યારે સ્વાભાવિક પવન પૂરક થતો હોય તો એટલે શ્વાસ અંદર લેવાતો હોય, તો જેનુ પ્રથમ નામ બોલાયુ હોય, તેનો જય, અને જો નાડીમાંથી પવન બહાર નીકળતો હોય, તો બીજાનો જય થાય ૨૨૫

રિક્ત અને પૂર્ણ નાડીનુ લક્ષણ કહે છે—

यत् त्यजेत् सचरन् वायुस्तद्, रिक्तमभिधीयते ।
सक्रमेद् यत्र तु स्थाने, तत् पूर्णं कथितं बुधैः ॥ २२६ ॥

ચાલતા પવનને બહાર કાઢવો, તે રિકત કહેવાય અને નાસિકામાં પવન પ્રવેશ કરે, તેને પંડિતોએ પૂર્ણ કહેલ છે ૨૨૬,

બીજા પ્રકારે કાલ-જ્ઞાન કહે છે—

प्रष्टाऽऽदौ नाम चेज्ज्ञातुः, गृह्णात्यन्वातुरस्य तु ।
स्यादिष्टस्य तदा सिद्धिः, विपर्यासे विपर्ययः ॥ २२७ ॥

પ્રશ્ન કરતી વખતે જાણકારનુ નામ પ્રથમ બોલાય અને રોગીનું નામ ત્યાર પછી બોલાય તો ઈષ્ટ સિદ્ધિ થાય, રોગીનું નામ પ્રથમ બોલાય અને જાણકારનુ નામ પછી બોલે, તો વિપરીત ફળ સમજવું જેમકે, 'હે વૈદ્ય ! આ દરદી સાજો થશે કે?' તો રોગીની તબીયત સુધરી જાય, અને 'રોગી માણસ સારો થશે કે નહિ? વૈદ્ય!' તો વિપર્યાસ બોલવામાં વિપરીત ફલ સમજવું અર્થાત્ મૃત્યુ થાય ૨૨૭ તથા—

वामबाहुस्थिते दूते, समनामाक्षरो जयेत् ।
दक्षिणबाहुगे त्वाजौ, विषमाक्षरनामकः ॥ २२८ ॥

યુદ્ધમા કોનો જય થશે? એ પ્રશ્ન કરનાર ડાબી બાજુ ઉભો હોય, તો જે યુદ્ધ કરનારનું નામ બેકી અક્ષરવાળું હોય, તેનો જય થાય અને જમણી બાજુ ઉભો રહી પ્રશ્ન કરે, તો એકી અક્ષરના નામવાળાનો જય સમજવો ૨૨૮ તથા—

भूतादिभिर्गृहीतानां, दष्टानां वा भुजगमैः ।
विधिः पूर्वोक्त एवासौ, विज्ञेयः खलु मान्त्रिकैः ॥ २२९ ॥

ભૂત આદિના વળગાડવાળા અને સર્પાદિકથી ડંખ પામેલા માટે પણ પૂર્વે કહેલ વિધિ જ માંત્રિકોએ જાણવો. ૨૨૯. તથા—

पूर्णा सजायते वामा, विशता वरुणेन चेत् ।
कार्याण्यारभ्यमाणानि, तदा सिध्यन्त्यसंशयम् ॥ २३० ॥

પહેલાં ૪૪મા શ્લોકમાં કહેલા વારુણ-મંડળ વડે ડાબી નાડી પૂર્ણ વહન થતી હોય, તો એ સમયે આરંભેલ કાર્ય અવશ્ય પાર પડે ૨૩૦. તથા—

जय-जीवित-लाभादि-कार्याणि निखिलान्यपि ।
निष्फलान्येव जायन्ते, पवने दक्षिणास्थिते ॥ २३१ ॥

જો વારુણમંડળના ઉદયમા પવન જમણી નાસિકામા વહેતો હોય, તો વિજય, જીવિત, લાભ આદિ સમગ્ર કાર્યો નિષ્ફળતામા જ પરિણમે છે ૨૩૧ તથા—

ज्ञानी बुध्वाऽनिल सम्यक्, पुष्पं हस्तात् प्रपातयेत् ।
मृत-जीवित-विज्ञाने, ततः कुर्वीत निश्चयम् ॥ २३२ ॥

જીવિત અને મરણનો ચોક્કસ નિર્ણય કરવા માટે જ્ઞાની પુરુષે પવનને બરાબર જાણીને હાથથી પુષ્પ નીચે પાડીને તેનો નિર્ણય કરવો. ૨૩૨. નિર્ણયને જ જણાવે છે—

त्वरितो वरुणे लाभः, चिरेण तु पुरन्दरे ।
जायते पवने स्वल्पः, सिद्धोऽप्यग्नौ विनश्यति ॥ २३३ ॥

(પ્રશ્નનો ઉત્તર આપનારને) વરુણ-મંડળનો ઉદય ચાલતો હોય, તરત લાભ થાય, પુરંદર-પૃથ્વી મંડળ ચાલતું હોય, તો લાંબા કાળે, પવન-મંડળ ચાલતું હોય, તો અલ્પ લાભ થાય અને અગ્નિ-મંડળ ચાલતું હોય, તો સિદ્ધ થએલ કાર્યનો પણ વિનાશ થાય. ૨૩૩ તથા—

आयाति वरुणे यातः, तत्रैवास्ते सुखं क्षितौ ।
प्रयाति पवनेऽन्यत्र, मृत इत्यनले वदेत् ॥ २३४ ॥

ગ્રામાન્તર ગએલા માટે વરુણ-મંડળ ચાલુ હોય ત્યારે પ્રશ્ન કરે, તો તે શીઘ્ર પાછો આવશે પુરંદર-મંડલમા તે જ્યાં ગયો છે, ત્યાં સુખી છે, પવન-મંડળમા ત્યાથી બીજે ગયો છે અને અગ્નિમંડળમા મૃત્યુ પામ્યાનો જવાબ આપવો ૨૩૪ તથા—

दहने युद्धपृच्छायां, युद्ध भङ्गश्च दारुणः ।
मृत्युः सैन्यविनाशो वा, पवने जायते पुनः ॥ २३५ ॥

અગ્નિમંડળમા યુદ્ધ-વિષયક પ્રશ્નના પ્રત્યુત્તરમા ભયંકર યુદ્ધ, હાર મળે, પવનમંડળમા પ્રશ્ન કરે, તો જેના માટે પ્રશ્ન કર્યો હોય, તેનુ મરણ અગર સૈન્ય-વિનાશ થાય ૨૩૫ તથા—

महेन्द्रे विजयो युद्धे, वरुणे वांच्छिताधिकः ।
रिपुभङ्गेन सन्धिर्वा, स्वसिद्धिपरिसूचकः ॥ २३६ ॥

મહેન્દ્ર-મંડળ એટલે પૃથ્વીતત્ત્વમા પ્રશ્ન કરે, તો યુદ્ધમા વિજય, વારુણ-મંડળમા મનોવાછિત કરતા અધિક લાભ, તથા શત્રુભંગ કે સુલેહ વડે પોતાની સિદ્ધિ સૂચવે છે ૨૩૬ તથા—

भौमे वर्षति पर्जन्यो, वरुणे तु मनोमतम् ।
पवने दुर्दिनाम्भोदौ, वह्नौ वृष्टिः कियत्यपि ॥ २३७ ॥

વરસાદ-વિષયક પ્રશ્ન પાર્થિવ-મંડળમા કરે, તો વરસાદ થશે, વરુણ-મંડળમા પ્રશ્ન કરે, તો મનોવાછિતથી અધિક વરસાદ વરસે, પવન-મંડળમા વાદળાઓથી અંધકાર ઘેરાય, પણ વરસે નહી, અને અગ્નિમંડળમા થોડો વરસાદ થાય ૨૩૭ તથા—

वरुणे सस्यनिष्पत्तिः, अतिश्लाघ्या पुरन्दरे ।
मध्यस्था पवने च स्या-, न स्वल्पाऽपि हुताशने ॥ २३८ ॥

ધાન્ય નિષ્પત્તિ-વિષયક વરુણ-મંડળમા પ્રશ્ન કરે, તો ધાન્ય-નિષ્પત્તિ થાય પુરંદર-મંડળમા ઘણી જ સારી ઉત્પત્તિ થાય, પવન-મંડળમા મધ્યમ પ્રકારની, કોઈક સ્થળે થાય, કોઈક સ્થળે ન થાય અને અગ્નિ-મંડળમા થોડું પણ ધાન્ય ન પાકે. ૨૩૮ તથા—

महेन्द्र–वरुणौ शस्तौ, गर्भप्रश्ने सुतप्रदौ ।
समीर–दहनौ स्त्रीदौ, शून्यं गर्भस्य नाशकम् ॥ २३९ ॥

ગર્ભ–વિષયક પ્રશ્નમા મહેન્દ્ર અને વરુણ–મંડલ શ્રેષ્ઠ છે. તેમા પ્રશ્ન કરે, તો પુત્ર–પ્રાપ્તિ થાય, વાયુ અને અગ્નિ–મંડળમાં પુત્રી આપનાર, તથા સુષુમ્ણા નાડીમાં પ્રશ્ન કરે, તો ગર્ભનો નાશ થાય. ૨૩૯. તથા—

गृहे राजकुलादौ च, प्रवेशे निर्गमेऽथवा ।
पूर्णांगपादं पुरतः, कुर्वतः स्यादभीप्सितम् ॥ २४० ॥

ઘરમાં, કે રાજકુળાદિકમા પ્રવેશ કે નિર્ગમન કરતાં જે તરફની નાસિકાના છિદ્રમાંથી પવન વહેતો હોય, તે પગ પ્રથમ ઉપાડવાથી ઈચ્છિત કાર્યની સિદ્ધિ થાય. ૨૪૦. તથા—

गुरु–बन्धु–नृपामात्याः, अन्येऽपीप्सितदायिनः ।
पूर्णांगे खलु कर्तव्याः, कार्यसिद्धिमभीप्सता ॥ २४१ ॥

કાર્યસિદ્ધિની અભિલાષાવાળાએ ગુરુ, વડીલો, બંધુ, રાજા, પ્રધાન કે બીજાઓ ઈચ્છિત આપનાર મનુષ્યોને પૂર્ણાંગ તરફ રાખવા. અર્થાત્ જે નાસિકાના છિદ્રમાંથી પવન વહેતો હોય, તે તરફ તેઓને રાખી પોતે બેસવું. ૨૪૧. તથા—

आसने शयने वाऽपि, पूर्णांगे विनिवेशिताः ।
वशीभवन्ति कामिन्यो, न कार्मणमतः परम् ॥ २४२ ॥

આસન અને શયન વખતે પણ જે તરફથી નાસિકાનો પવન જમણી કે ડાબી બાજુ વહેતો હોય, તે તરફ બેસાડેલી સ્ત્રીઓ સ્વાધીન થાય છે, આ સિવાય બીજું કોઈ કાર્મણ નથી. ૨૪૨. તથા—

अरि–चौराधमर्णाद्याः, अन्येऽप्युत्पातविग्रहाः ।
कर्तव्याः खलु रिक्ताङ्गे, जय–लाभ–सुखार्थिभिः ॥ २४३ ॥

જય, લાભ અને સુખના અર્થીઓએ શત્રુ, ચોર અને દેણદાર વગેરેને, તથા બીજા પણ ઉત્પાત, ટંટો વગેરેથી દુઃખ આપનારાઓને ખાલી અંગ તરફ અર્થાત્ જે બાજુ નાસિકામાં પવન ન ચાલતો હોય, તે તરફ રાખવા. આથી તેઓ દુઃખ આપી શકતા નથી. ૨૪૩. તથા—

प्रतिपक्षप्रहारेभ्यः, पूर्णाङ्गे योऽभिरक्षति ।
न तस्य रिपुभिः शक्तिः, बलिष्ठैरपि हन्यते ॥ २४४ ॥

શત્રુઓના પ્રહારોથી જે પોતાનાં પૂર્ણાંગનુ રક્ષણ કરે છે, તેની શક્તિનો નાશ કરવા બળવાન શત્રુ પણ સમર્થ થઈ શકતો નથી. ૨૪૪. તથા—

वहन्तीं नासिकां वामां, दक्षिणां वाऽभिसंस्थितः ।
पृच्छेद् यदि तदा पुत्रो, रिक्तायां तु सुता भवेत् ॥ २४५ ॥

सुषुम्णावाहभागे द्वौ, शिशू रिक्ते नपुंसकम् ।
संक्रान्तौ गर्भहानिः स्यात्, समे क्षेममसंशयम् ॥ २४६ ॥

ડાબી અથવા જમણી નાસિકા વહેતી હોય, તે સન્મુખ ઉભો રહી ગર્ભ-વિષયક પ્રશ્ન પૂછે, તો પુત્રજન્મ જણાવવો અને ખાલી નાસિકા તરફ ઊભો રહી પ્રશ્ન કરે, તો ગર્ભવતી પુત્રીને જન્મ આપશે-એમ કહેવુ જો સુષુમ્ણા નાડીમા પવન વહેતો હોય, ત્યારે પ્રશ્ન કરે, તો બે બાળકોનો જન્મ, શૂન્ય આકાશમંડળમાં પવન જવા પછી પ્રશ્ન કરે, તો નપુંસક જન્મે, શૂન્ય મંડળમાંથી બીજી નાડીમા સંક્રમણ કરતા તત્ત્વના વહનમા પ્રશ્ન કરે, તો ગર્ભની હાનિ, અને સંપૂર્ણ તત્ત્વના ઉદય પછી સામો રહી પ્રશ્ન કરે તો નિઃસંદેહપણે ક્ષેમ-કુશળ થાય ૨૪૫-૨૪૬

મતાતર કહે છે—

चन्द्रे स्त्रीः पुरुषः सूर्ये, मध्यभागे नपुंसकम् ।
प्रश्नकाले तु विज्ञेयमिति कैश्चित् निगद्यते ॥ २४७ ॥

કોઈક આચાર્ય ચંદ્રસ્વર ચાલતાં સન્મુખ રહી પ્રશ્ન કરે, તો પુત્રી, સૂર્યસ્વરમાં પુત્ર, સુષુમ્ણા નાડીમા નપુંસકનો જન્મ કહે છે ૨૪૭

પવન-નિશ્ચયનો ઉપાય કહે છે—

यदा न ज्ञायते सम्यक्, पवनः संचरन्नपि ।
पीत-श्वेतारुण-श्यामैर्निश्चेतव्यः स विन्दुभिः ॥ २४८ ॥

એક મંડળમાથી બીજા મંડળમા જતા પુરંદરાદિ પવનને સારી રીતે ન જાણી શકાય, તો પીળા, શ્વેત, લાલ અને શ્યામ બિન્દુઓ વડે તેનો નિશ્ચય કરવો ૨૪૮ બિન્દુ જોવાનો ઉપાય બે શ્લોકોથી કહે છે—

अङ्गुष्ठाभ्यां श्रुती मध्याङ्गुलीभ्यां नासिकापुटे ।
अन्त्योपान्त्याङ्गुलीभिश्च, पिधाय वदनाम्बुजम् ॥ २४९ ॥

कोणावक्ष्णोर्निपीड्याद्याङ्गुलीभ्या श्वासरोधतः ।
यथावर्णं निरीक्षेत, विन्दुमव्यग्रमानसः ॥ २५० ॥

બે અગુઠા વડે બે કાન, બે વચલી આગળી વડે બે નાસિકા-છિદ્રો, ટચલી અને અનામિકા આગળીઓથી વદન-કમળ ઢાંકીને, તર્જનીથી આંખના ખૂણાઓ દબાવીને શ્વાસોચ્છ્વાસને રોકી રાખી શાંત ચિત્તથી ભ્રૂકુટિમાં જે વર્ણના બિન્દુઓ દેખાય, તે જોવાં ૨૪૯-૨૫૦.

બિન્દુજ્ઞાનથી પવનનો નિશ્ચય કહે છે—

पीतेन विन्दुना भौमं, सितेन वरुणं पुनः ।
कृष्णेन पवन विद्याद्, अरुणेन हुताशनम् ॥ २५१ ॥

જો પીળું બિન્દુ દેખાય, તો પુરંદર વાયુ, ધોળા બિન્દુથી વરુણ વાયુ, કૃષ્ણ (નીલું) બિન્દુ દેખાય, તો પવન વાયુ, લાલ બિન્દુ દેખાય તો અગ્નિ-વાયુ છે-એમ જાણવું. ૨૫૧ અણગમતી ચાલતી નાડી રોકી, બીજી ઈષ્ટ નાડી ચલાવવાનો ઉપાય કહે છે—

निरुरुत्सेद् वहन्तीं यां, वामां वा दक्षिणामथ ।
तदङ्गं पीडयेत् सद्यो, यथा नाडीतरा वहेत् ॥ २५२ ॥

વહેતી ડાબી કે જમણી નાડી રોકવાની અભિલાષાવાળાએ બેઠા કે સૂતાં તે તરફના અંગને પડખું ફેરવી દબાવવાથી તત્કાલ દબાવે, તો બીજી નાડી શરૂ થાય, આગલી બંધ થાય. ૨૫૨.

अग्रे वामविभागे हि, शशिक्षेत्रं प्रचक्षते ।
पृष्ठे दक्षिणभागे तु, रविक्षेत्रं मनीषिणः ॥ २५३ ॥

लाभालाभौ सुख दुःख, जीवित मरणं तथा ।
विदन्ति विरलाः सम्यग्, वायुसचारवेदिनः ॥ २५४ ॥

વિદ્વાનો શરીરના ડાબા વિભાગમા ચંદ્રક્ષેત્ર, જમણા વિભાગમાં પાછળ સૂર્યનું ક્ષેત્ર જણાવે છે. સારી રીતે વાયુ-સચારના જાણકારો કોઈક જ હોય છે અને તેઓ જ લાભ, અલાભ, સુખ, દુ ખ, જીવિત અને મરણને જાણી શકે છે. ૨૫૩-૨૫૪ નાડીની શુદ્ધિ પવનના સંચારથી જાણી શકાય છે, તે કહે છે—

अखिलं वायुजन्मेदं, सामर्थ्यं तस्य जायते ।
कर्तुं नाडीविशुद्धिं यः, सम्यग् जानात्यमूढधीः ॥ २५५ ॥

જે તીક્ષ્ણ બુદ્ધિવાળો સારી રીતે નાડીનુ વિશુદ્ધિકરણ જાણે છે, તેને વાયુથી ઉત્પન્ન થતું સર્વ સામર્થ્ય પ્રાપ્ત થાય છે. ૨૫૫ હવે નાડી-શુદ્ધિ કરવાનુ ચાર શ્લોકોથી જણાવે છે—

नाभ्यब्जकर्णिकारूढं, कला-विन्दु-पवित्रितम् ।
रेफाक्रान्त स्फुरद्भासं, हकार परिचिन्तयेत् ॥ २५६ ॥

तं ततश्च तडिद्वेगं, स्फुलिगार्चिःशताञ्चितम् ।
रेचयेत् सूर्यमार्गेण, प्रापयेच्च नभस्तलम् ॥ २५७ ॥

अमृतैः प्लावयन्तं तम्, अवतार्य शनैस्ततः ।
चन्द्राभं चन्द्रमार्गेण, नाभिपद्मे निवेशयेत् ॥ २५८ ॥

निष्क्रमं च प्रवेशं च, यथामार्गमनारतम् ।
कुर्वन्नेवं महाभ्यासो, नाडीशुद्धिमवाप्नुयात् ॥ २५९ ॥

નાભિકમળમાં આરૂઢ થએલો ˇ કળા અને ˙ બિન્દુથી પવિત્ર, ʿ રેફથી દબાએલ, પ્રકાશમાન હ કારને ચિંતવવો = ર્હૂં. ત્યાર પછી વીજળી સરખા વેગવાળા સેંકડો અગ્નિના કણીયાઓ–જ્વાળાઓથી યુક્ત ર્હૂં ને સૂર્યનાડીના માર્ગે રેચક–બહાર કાઢી, આકાશમાં ઉંચે પ્રાપ્ત કરવો. એવી રીતે આકાશમા તેને અમૃતથી ભીંજાવી, ધીમે ધીમે નીચે ઉતારી, ચંદ્ર સરખા ઉજ્જ્વળ ર્હૂં ને ચંદ્રનાડીના માર્ગે પ્રવેશ કરાવી, નાભિ-કમળમાં સ્થાપન કરવો. આ પ્રમાણે કહેલ માર્ગે નિરંતર મહાઅભ્યાસી પુરુષ નિષ્ક્રમણ અને પ્રવેશ કરતાં નાડીશુદ્ધિ પામે છે ૨૫૬ થી ૨૫૯.

નાડીસંચાર–જ્ઞાનનુ ફળ કહે છે—

नाडीशुद्धाविति प्राज्ञः, संपन्नाभ्यासकौशलः ।
स्वेच्छया घटयेद् वायुं, पुटयोस्तत्क्षणादपि ॥ २६० ॥

વિચક્ષણ પુરુષો નાડીશુદ્ધિના અભ્યાસમાં કુશળતા મેળવી પોતાની ઈચ્છા પ્રમાણે તત્કાળ એક બીજા નાસિકાના છિદ્રમા, નાડીમાં, કે તત્ત્વમાં અદલાબદલી કરી શકે છે. ૨૬૦. ડાબી જમણી નાડીમાં રહેતા પવનનું કાલમાન કહે છે—

द्वे एव घटिके सार्धे, एकस्यामवतिष्ठते ।
तामुत्सृज्यापरां नाडीम्, अधितिष्ठति मारुतः ॥ २६१ ॥

षट्शताभ्यधिकान्याहुः, सहस्राण्येकविंशतिम् ।
अहोरात्रे नरि स्वस्थे, प्राणवायोर्गमागमम् ॥ २६२ ॥

એક નાડીમાં અઢી ઘડી એટલે ૬૦ મિનિટ સુધી વાયુ–વહન ચાલુ રહે છે. ત્યાર પછી તે નાડીનો ત્યાગ કરીને બીજી નાડીમાં પવન ચાલુ થાય છે. એ પ્રમાણે વારાફરતી બદલાયા કરે છે સ્વસ્થ નિરોગી પુરુષમા એક રાત્રિ–દિવસ મળી એકવીશ હજાર, છસો–૨૧૬૦૦ પ્રાણવાયુનુ શ્વાસોચ્છ્વાસનુ જવું–આવવું થાય છે. ૨૬૧–૨૬૨

વાયુ–સંચાર ન જાણનારને તત્ત્વનો નિર્ણય કરવાનો અધિકાર નથી, તે કહે છે—

मुग्धधीर्यः समीरस्य, सङ्क्रान्तिमपि वेत्ति न ।
तत्त्वनिर्णयवार्तां स, कथं कर्तुं प्रवर्तते ? ॥ २६३ ॥

મુગ્ધ કે અલ્પબુદ્ધિવાળો જે પુરુષ પવન–સંચારને પણ જાણતો નથી, તે તત્ત્વ–નિર્ણયની વાર્તા કરવા માટે કેવી રીતે પ્રવર્તી શકે ? ૨૬૩

હવે આઠ શ્લોકોથી વેધવિધિ કહે છે—

पूरितं पूरकेणाधो-मुखं हृत्पद्ममुन्मिषेत् ।
ऊर्ध्वस्रोतो भवेत् तच्च, कुम्भकेन प्रबोधितम् ॥ २६४ ॥

आक्षिप्य रेचकेनाथ, कर्षेद् वायु हृदम्बुजात् ।
ऊर्ध्वस्रोतःपथग्रन्थि, भित्त्वा ब्रह्मपुर नयेत् ॥ २६५ ॥

ब्रह्मरन्ध्रात् निष्क्रमय्य, योगी कृतकुतूहलः ।
समाधितोऽर्कतूलेषु, वेधं कुर्याच्छनैः शनैः ॥ २६६ ॥

मुहुस्तत्र कृताभ्यासो, मालतीमुकुलादिषु ।
स्थिरलक्ष्यतया वेधं, सदा कुर्यादतन्द्रितः ॥ २६७ ॥

दृढाभ्यासस्ततः कुर्याद्, वेधं वरुणवायुना ।
कर्पूरागुरु-कुष्ठादि-गन्धद्रव्येषु सर्वतः ॥ २६८ ॥

एतेषु लब्धलक्ष्योऽथ, वायुसंयोजने पटुः ।
पक्षिकायेषु सूक्ष्मेषु, विदध्याद् वेधमुद्यतः ॥ २६९ ॥

पतङ्गभृङ्गकायेषु, जाताभ्यासो मृगेष्वपि ।
अनन्यमानसो धीरः, संचरेद् विजितेन्द्रियः ॥ २७० ॥

नराश्व-करिकायेषु, प्रविशन् निःसरन्निति ।
कुर्वीत सक्रम पुस्तोपलरूपेष्वपि क्रमात् ॥ २७१ ॥

પૂરક ક્રિયાવડે વાયુને અંદર પૂરતા હૃદય-કમળનું મુખ નીચું થઈ સંકોચાય છે. તે જ હૃદય-કમળ કુંભક કરવાથી વિકસ્વર થઈ ઊંચા મુખવાળું થાય છે. ત્યાર પછી હૃદય-કમળથી વાયુને રેચક કરવા દ્વારા ખેંચવો. તે વાયુને ઊંચે ચડાવી વચ્ચેના માર્ગની ગ્રંથિને ભેદીને બ્રહ્મરંધ્રમાં લઈ જવો. ત્યાં સમાધિ થઈ શકે છે કુતૂહલ કરવાની કે જોવાની ઈચ્છાથી યોગીઓએ તે પવનને બ્રહ્મરંધ્રમાથી બહાર કાઢી સમતાથી આકડાના રૂ ઉપર ધીમે ધીમે વેધ કરવો એટલે કે પવનને તે આકડાનાં રૂ ઉપર સ્થાપન કરવો વારંવાર તેના ઉપર તેવો લેવા-મૂકવાનો અભ્યાસ કરી અર્થાત્ બ્રહ્મરંધ્રમાં લઈ જવો, પાછો બહાર કાઢવો. પછી માલતી, જાઈ, જુઈ, ચંબેલી આદિનાં પુષ્પો ઉપર લક્ષ્ય સ્થિર રાખી ઉપયોગની સાવધાનતાથી વેધ કરવો. એ પ્રમાણે હંમેશાં દૃઢ અભ્યાસ કરતા કરતા જ્યારે વરુણ-મંડળમા વાયુ ચાલતો હોય, ત્યારે કર્પૂર, અગુરુ, સુગંધી ચૂર્ણ, કુષ્ઠાદિ દ્રવ્યોમા વેધ કરવો. એ પ્રમાણે સર્વ પર જય મેળવી ઉપર જણાવેલા સર્વમા વગર પરિશ્રમે વાયુને જોડવામા પ્રવીણ બની નાના નાના પક્ષીઓની

કાયામાં વેધ કરવાનો પ્રયત્ન કરવો. પતંગીયા, ભમરા આદિની કાયામા અભ્યાસ કર્યા પછી, મૃગલા આદિકને વિષે પણ અભ્યાસવાળા બનવું પછી એકાગ્ર ચિત્તવાળો ધૈર્ય-યુક્ત અને ઈન્દ્રિયોને જિતનારો પુરુષ મનુષ્ય, ઘોડા, હાથી વગેરેની કાયામાં પ્રવેશ-નિર્ગમન કરતો અનુક્રમે પાષાણમૂર્તિ, પૂતલી, દેવમૂર્તિમા પણ પ્રવેશ કરે. ૨૬૪ થી ૨૭૧.

કહેલી વાતનો ઉપસંહાર કરતાં બાકીનુ કહેવા યોગ્ય જણાવે છે—

एवं परासुदेहेषु, प्रविशेद् वामनासया ।
जीवद्देहे प्रवेशस्तु, नोच्यते पापशङ्कया ॥ २७२ ॥

એ પ્રમાણે મૃત્યુ પામેલાઓના નિર્જીવ દેહમા ડાબી નાસિકાથી પ્રવેશ કરવો બીજાના પ્રાણનો નાશ થવાના ભયથી, પાપની શંકાથી જીવતાના શરીરમાં પ્રવેશ કરવાનું કહેતા નથી કારણ કે, શસ્ત્ર-ઘાતાદિ માફક તે પાપ-સ્વરૂપ હોવાથી, તે કહેવા લાયક નથી. બીજાનો ઉપઘાત કર્યા વગર જીવતા પુરુષના શરીરમાં પ્રવેશ કરવો અસંભવિત છે તે આ પ્રમાણે સમજવું. બીજાના નિર્જીવ દેહમાં પ્રવેશ કરવાની વિધિ—

"બ્રહ્મરંધ્રથી બહાર નીકળી બીજાની કાયાના અપાન-ગુદાના માર્ગે પ્રવેશ કરવો. ત્યા પહોંચી નાભિ-કમળનો આશ્રય લઈ સુષુમ્ણા નાડી દ્વારા હૃદયકમળમા જવુ ત્યા જઈ પોતાના વાયુએ તેના પ્રાણના સંચારને રોકવો, તે વાયુ ત્યા સુધી રોકવો, કે તે દેહી ચેષ્ટા વગરનો થઈ નીચે પડી જાય. અંતર્મુહૂર્તમા તે દેહમાથી મુક્ત થતા પોતાની ઈન્દ્રિયોની ક્રિયા પ્રગટ થવા યોગે યોગ-વિષયનો જાણકાર પોતાના દેહ માફક સર્વ ક્રિયાઓમા પ્રવૃત્તિ કરે. બુદ્ધિશાળી તે અર્ધો કે આખો દિવસ બીજાના શરીરમા ક્રીડા કરે અને પછી આ જ વિધિએ ફરી પોતાના શરીરમા પ્રવેશ કરે" ૨૭૨

બીજાના શરીરમા પ્રવેશ કરવાનુ ફલ કહે છે—

क्रमेणैव परपुर-प्रवेशाभ्यासशक्तितः ।
विमुक्त इव निर्लेपः, स्वेच्छया सचरेत् सुधीः ॥ २७३ ॥

બુદ્ધિશાળી પુરુષ આ પ્રમાણે બીજાના શરીરમાં પ્રવેશ કરવાની અભ્યાસ-શક્તિ ઉત્પન્ન થવાથી મુક્ત થએલા માફક નિર્લેપ રહી ઈચ્છાનુસાર વિચરી શકે. ૨૭૩

—એ પ્રમાણે પરમાર્હત કુમારપાળ રાજાને સાંભળવાની ઈચ્છા થવાથી આચાર્યશ્રી હેમચંદ્રસૂરિએ રચેલ, જેને 'અધ્યાત્મ ઉપનિષદ્' નામનો પટ્ટબંધ થયો છે, તેવા પોતાના રચેલા શ્રીયોગશાસ્ત્રના પોતે બનાવેલ વિવરણના આ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજીના પટ્ટધર આ શ્રીહેમસાગરસૂરિએ કરેલા અનુવાદમા પાંચમો પ્રકાશ પૂર્ણ થયો [ ૫ ]

卐

# છઠ્ઠો પ્રકાશ

ओं अर्हं

પરકાય-પ્રવેશ પારમાર્થિક નથી.

इह चाय परपुर-प्रवेशश्चित्रमात्रकृत् ।
सिध्येन्न वा प्रयासेन, कालेन महताऽपि हि ॥ १ ॥

जित्वाऽपि पवनं नाना-करणैः क्लेशकारणैः ।
नाडीप्रचारमायत्त, विधायापि वपुर्गतम् ॥ २ ॥

अश्रद्धेयं परपुरे. साधयित्वाऽपि सङ्क्रमम् ।
विज्ञानैकप्रसक्तस्य, मोक्षमार्गो न सिध्यति ॥ ३ ॥

અહીં આ પરકાય-પ્રવેશની હકીકત કહી છે, તે માત્ર આશ્ચર્ય કરનાર છે તેમાં પરમાર્થ કશો નથી અને લાંબા કાળ સુધી પ્રયાસ કરવાથી સિદ્ધ થાય કે ન પણ થાય, માટે મુક્તિની અભિલાષાવાળાએ તેવા પ્રયાસો કરવા યુક્ત નથી ક્લેશોના કારણભૂત અનેક કારણો વડે તથા આસનાદિક વડે શરીરમા રહેલા પવનનો જય કરીને, નાડી-સંચારને સ્વાધીન કરીને બીજાઓને માનવામાં ન આવે તેવા બીજાના શરીરમા પ્રવેશ કરવાનુ કાર્ય સિદ્ધ કરીને તેવા પાપવિજ્ઞાનમાં આસક્ત થએલાને મોક્ષમાર્ગ સિદ્ધ થતો નથી. ૧-૨-૩

'કેટલાક પ્રાણાયામથી ધ્યાન-સિદ્ધિ માને છે' એમ પહેલા કહેલું છે, તે વાતનુ બે શ્લોકોથી ખંડન કરે છે—

तन्नाप्नोति मनःस्वास्थ्यं, प्राणायामैः कदर्थितम् ।
प्राणस्यायमने पीडा, तस्यां स्यात् चित्तविप्लवः ॥ ४ ॥

पूरणे कुम्भने चैव, रेचने च परिश्रमः ।
चित्तसंक्लेशकरणात, मुक्तेः प्रत्यूहकारणम् ॥ ५ ॥

પ્રાણાયામથી કદર્થના પામેલુ મન સ્વસ્થતા પામતું નથી, કારણ કે પ્રાણનો નિગ્રહ કરવામા શરીરની પીડા અને તેથી મનની અસ્થિરતા થાય છે પૂરક, કુંભક અને રેચન-ક્રિયા કરતા પરિશ્રમ કરવો પડે છે તેમ કરવાથી મનનો સંક્લેશ થાય, અને મન-સંક્લેશ એ મુક્તિનુ વિઘ્ન છે. ૪-૫

હવે અહિં શંકા કરી કે, 'પ્રાણાયામથી મનની ચંચળતા થાય તો બીજો એવો કયો માર્ગ છે, જેથી મનની ચંચળતા ન થાય.' પ્રત્યુત્તર આપતાં જણાવે છે કે, પ્રાણાયામ પછી કેટલાક પ્રત્યાહાર જણાવે છે, તે દુષ્ટ નથી તેમ જણાવતાં કહે છે—

इन्द्रियैः सममाकृष्य, विषयेभ्यः प्रशान्तधीः ।

धर्मध्यानकृते तस्मात्, मनः कुर्वीत निश्चलम् ॥ ६ ॥

શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શ રૂપ પાચે વિષયોમાંથી ઈન્દ્રિયો સાથે મનને બરાબર ખેચીને અતિશય શાન્ત બુદ્ધિવાળો જિતેન્દ્રિય આત્મા ધર્મધ્યાન કરવા માટે પોતાનુ મન નિશ્ચલ કરે. બાહ્ય વિષયોથી ઈન્દ્રિયો સાથે મનને ખેંચી લેવું, તે પ્રત્યાહાર કહેવાય. અભિધાન-ચિંતામણિ કોશમા અમે કહેલુ છે કે-'વિષયોથી ઈન્દ્રિયોને ખેંચી લેવી, તે પ્રત્યાહાર કહેવાય.' મનને નિશ્ચલ બનાવવું-એટલે પ્રત્યાહાર પછી ધારણા જણાવવા માટે ઉપક્રમ કર્યો. ૬. ધારણાનાં સ્થાનો કહે છે—

नाभि–हृदय–नासाग्र- भाल–भ्रू–तालु–दृष्टयः ।

मुखं कर्णौ शिरश्चेति, ध्यानस्थानान्यकीर्तयन् ॥ ७ ॥

નાભિ, હૃદય, નાસિકાનો અગ્રભાગ, ભાલ, ભૃકુટી, તાલવું, નેત્ર, મુખ, કાન અને મસ્તક એ ધ્યાન કરવા માટે ધારણા કરવાનાં સ્થાનો કહેલા છે ધ્યાનના નિમિત્તભૂત ધારણાનાં સ્થાનો સમજવાં. ૭. ધારણાનુ ફલ કહે છે—

एषामेकत्र कुत्रापि, स्थाने स्थापयतो मनः ।

उत्पद्यन्ते स्वसंवित्तेः, बहवः प्रत्ययाः किल ॥ ८ ॥

ઉપર કહેલા સ્થળોમાથી કોઈ પણ એક સ્થળે મન વધારે સમય સ્થાપન કરવાથી નક્કી પોતાને અનુભવવાળું જ્ઞાન તેમ અનેક પ્રતીતિ ઉત્પન્ન થાય. પ્રત્યયો આગળ કહીશું. ૮

એ પ્રમાણે પરમાર્હત કુમારપાળ ભૂપાલને સાભળવાની ઈચ્છાથી આચાર્ય શ્રીહેમચંદ્ર-સૂરિએ રચના કરેલા 'અધ્યાત્મ ઉપનિષદ્' નામના પટ્ટબંધવાળા યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વિવૃતિમાં આ હેમસાગરસૂરિએ કરેલો છઠ્ઠા પ્રકાશનો અનુવાદ પૂર્ણ થયો [ ૬ ]



# સાતમો પ્રકાશ

ओँ अर्हँ ।

ધ્યાન-વિધિ કરવાની ઇચ્છાવાળાનો ક્રમ કહે છે—

ध्यानं विधित्सता ज्ञेयं, ध्याता ध्येयं तथा फलम् ।
सिध्यन्ति न हि सामग्रीं, विना कार्याणि कर्हिचित् ॥ १ ॥

ધ્યાન કરવાની ઇચ્છાવાળાએ ધ્યાતા, ધ્યેય તથા ફળ જાણવા જોઈએ. કારણ કે કદાપિ સામગ્રી વગર કાર્યો સિદ્ધ થતાં નથી ૧

છ શ્લોકોથી ધ્યાન કરનારનું લક્ષણ બતાવે છે—

अमुञ्चन् प्राणनाशेऽपि, संयमैकधुरीणताम् ।
परमप्यात्मवत् पश्यन्, स्वस्वरूपापरिच्युतः ॥ २ ॥

उपतापमसंप्राप्तः, शीतवातातपादिभिः ।
पिपासुरमरीकारि, योगामृतरसायनम् ॥ ३ ॥

रागादिभिरनाक्रान्तं, क्रोधादिभिरदूषितम् ।
आत्मारामं मनः कुर्वन्, निर्लेपः सर्वकर्मसु ॥ ४ ॥

विरतः कामभोगेभ्यः, स्वशरीरेऽपि निःस्पृहः ।
संवेगह्रदनिर्मग्नः, सर्वत्र समतां श्रयन् ॥ ५ ॥

नरेन्द्रे वा दरिद्रे वा, तुल्यकल्याणकामनः ।
अमात्रकरुणापात्रं, भवसौख्यपराङ्मुखः ॥ ६ ॥

सुमेरुरिव निष्कम्पः, शशीवानन्ददायकः ।
समीर इव निःसङ्गः, सुधीर्ध्याता प्रशस्यते ॥ ७ ॥

પ્રાણના નાશમા પણ સંયમ-ધુરાને ન છોડનાર, બીજા જીવોને પોતાની માફક જોનાર, પોતાના આત્મસ્વરૂપથી ન ખસનાર, ઠંડી, વાયરો કે તાપથી ઉપતાપ ન પામનાર, અજરામર કરનાર યોગામૃત-રસાયનનું પાન કરવાની અભિલાષાવાળો, રાગ-દ્વેષ-મોહાદિકથી નહીં

દબાએલ, ક્રોધાદિક કષાયોથી અદૂષિત, આત્મામા રમણતા કરનાર, સર્વ કાર્યોમાં મનને નિર્લેપ રાખનાર, કામભોગોથી વિરકત બનેલો, પોતાના દેહના વિષયમા પણ મમતા વગરનો, સંવેગરૂપ દ્રહમા સ્નાન કરતો, શત્રુ અને મિત્ર, સુવર્ણ અને પત્થર, તૃણ અને મણિ આદિમાં સમભાવનો આશ્રય કરતો, નિંદા અને સ્તુતિમા સમાનભાવ ધારણ કરનાર, રાજા અને રંક બંનેના સરખા કલ્યાણનો ઈચ્છક. સર્વ જીવો પ્રત્યે કરુણા રાખનાર, સંસારના સુખ પ્રત્યે વિરકત બનેલો, મેરુ પર્વત માફક અડોલ, ચંદ્ર માફક આનંદ આપનાર, પવન માફક સંગ વગરનો, આવા ગુણ-વાળો બુદ્ધિમાન ધ્યાતા ધ્યાન કરવાની યોગ્યતાવાળો ગણાય. ૨-૭.

ભેદ કહેવા દ્વારા ધ્યેયનુ સ્વરૂપ કહે છે—

पिण्डस्थं च पदस्थं च, रूपस्थं रूपवर्जितम् ।
चतुर्धा ध्येयमाम्नातं, ध्यानस्यालम्बन बुधैः ॥ ८ ॥

પંડિત પુરુષોએ ધ્યાનના આલંબનરૂપ પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત એવાં ચાર પ્રકારના ધ્યેયો માનેલા છે અહિ પિંડ એટલે શરીર, તેમા રહે, તે પિંડસ્થ ધ્યાન ૮

પિંડસ્થ ધ્યેયને ધારણાના ભેદોથી કહે છે—

पार्थिवी स्यादथाग्नेयी, मारुती वारुणी तथा ।
तत्रभूः पञ्चमी चेति, पिण्डस्थे पच धारणाः ॥ ९ ॥

પિંડસ્થ ધ્યેયમા પાર્થિવી, આગ્નેયી, મારુતી, વારુણી અને તત્ત્વભૂ આ પાંચ ધારણાઓ કરવાની છે. ૯.

તેમાં પાર્થિવી ધારણાને ત્રણ શ્લોકોથી સમજાવે છે—

तिर्यग्लोकसम ध्यायेत्, क्षीराब्धि तत्र चाम्बुजम् ।
सहस्रपत्र स्वर्णाभं, जम्बूद्वीपसमं स्मरेत् ॥ १० ॥

तत्केसरततेरन्तः, स्फुरत्पिङ्गप्रभाञ्चिताम् ।
स्वर्णाचलप्रमाणां च, कर्णिकां परिचिन्तयेत् ॥ ११ ॥

श्वेतसिंहासनासीन, कर्मनिर्मूलनोद्यतम् ।
आत्मान चिन्तयेत तत्र, पार्थिवी धारणेत्यसौ ॥ १२ ॥

એકરાજ-પ્રમાણ તિર્છાલોક જેવડો ક્ષીરસમુદ્ર મનમા ચિતવવો, તેમાં લાખયોજન-પ્રમાણ જંબૂદ્વીપ-સમાન સુવર્ણકાંતિવાળું અને હજાર પાખડીવાળું કમળ ચિતવવુ. તેવા કમળના મધ્યભાગમા કેસરાઓ છે, તેની અંદર દેદીપ્યમાન પીળી કાન્તિવાળી સ્વર્ણાચલ-પ્રમાણવાળી

એટલે કે લાખયોજન ઊંચી કર્ણિકા–પીઠિકા ચિંતવવી. તે કર્ણિકા ઉપર ઉજ્જવળ સિંહાસન છે, તેના ઉપર બેસી કર્મોને મૂળમાંથી ઉખેડી નાખવાનો પ્રયત્ન કરતા પોતાના શાન્ત આત્માને ચિતવવો. આ પાર્થિવી ધારણા કહેવાય. ૧૦–૧૧–૧૨.

હવે ૭ શ્લોકોથી આગ્નેયી ધારણા કહે છે—

विचिन्तयेत् तथा नाभौ, कमलं षोडशच्छदम् ।
कर्णिकायां महामन्त्र, प्रतिपत्रं स्वरावलीम् ॥ १३ ॥

रेफ–बिन्दु–कलाक्रान्त, महामन्त्रे यदक्षरम् ।
तस्य रेफाद् विनिर्यान्तीं, शनैर्धूमशिखां स्मरेत् ॥ १४ ॥

स्फुलिंगसन्तति ध्यायेत्, ज्वालामालामनन्तरम् ।
ततो ज्वालाकलापेन, दहेत् पद्मं हृदि स्थितम् ॥ १५ ॥

तदष्टकर्मनिर्माणमष्टपत्रमधोमुखम् ।
दहत्येव महामन्त्र–ध्यानोत्थः प्रबलानलः ॥ १६ ॥

ततो देहाद् बहिर्ध्यायेत्, त्र्यस्रं वह्निपुरं ज्वलत् ।
लाञ्छित स्वस्तिकेनान्ते, वह्निबीजसमन्वितम् ॥ १७ ॥

देह पद्म च मन्त्रार्चिरन्तर्वह्निपुर बहिः ।
कृत्वाऽऽशु भस्मसाच्छाम्येत्, स्यादाग्नेयीति धारणा ॥ १८ ॥

તેમજ નાભિમા સોળ પાંખડીવાળું કમળ ચિંતવવું, તેની કર્ણિકામા 'अर्हं' મહામત્ર સ્થાપન કરવો અને દરેક પાંખડીમાં અનુક્રમે अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ॡ, ए, ऐ, ओ, औ, अं, अः અનુક્રમે સ્થાપન કરવા મહામત્ર 'हँ'મા રેફ, બિન્દુ અને કળાથી દબાએલ જે હકાર અક્ષર છે, તેના રેફમાંથી ધીમે ધીમે નીકળતી ધૂમશિખાનું સ્મરણ કરવું. પછી તેમાથી નીકળતા અગ્નિના કણીયા ચિતવવા, પછી નીકળતી અનેક અગ્નિજવાલા ચિંતવવી. ત્યાર પછી અગ્નિજવાલા–સમૂહથી હૃદયમાં રહેલ આઠ પાખડીવાળું આઠ કર્મ સ્થાપેલ કમળ બળતું ચિંતવવું. તે કમળની આઠ પાખડીઓમા ૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુષ્ય, ૬ નામ, ૭ ગોત્ર, અને ૮ અંતરાય–એ આઠ કર્મો અનુક્રમે સ્થાપન કરવાં તે આઠે પાખડીઓના મુખ નીચા રાખેલા હોય તેમ ચિતવવા 'अर्हं' મહામંત્રના ધ્યાનથી ઉત્પન્ન થએલ મહાપ્રબળ અગ્નિ આઠ કર્મ–રૂપ અધોમુખવાળા કમળને બાળી નાખે છે–એમ ચિંતવવું પછી શરીરની બહાર સળગતો ત્રણ ખૂણાવાળો અગ્નિકુંડ અને સાથીયાના ચિહ્નથી યુક્ત અગ્નિબીજ र કાર સહિત ચિંતવવો પછી શરીરની અંદર મહામત્રના ધ્યાનથી ઉત્પન્ન થએલ અગ્નિજવાલા અને બહારના અગ્નિકુંડની જવાલા એ બંને વડે કરી દેહ અને

# આઠમો પ્રકાશ

ओँ अर्हँ ।

હવે પદસ્થ ધ્યેયનુ લક્ષણુ કહે છે—

यत्पदानि पवित्राणि, समालम्ब्य विधीयते ।
तत्पदस्थं समाख्यात, ध्यान सिद्धान्तपारगैः ॥ १ ॥

પવિત્ર મંત્રાક્ષરાદિ–પદોનુ અવલંબન લઈને જે ધ્યાન કરાય, તેને સિદ્ધાંતકારો પદસ્થ ધ્યાન કહે છે ૧ ત્રણુ શ્લોકોથી વિશેષ જણાવે છે—

तत्र षोडशपत्राढ्ये, नाभिकन्दगतेऽम्बुजे ।
स्वरमालां यथापत्रं, भ्रमन्ती परिचिन्तयेत ॥ २ ॥
चतुर्विंशतिपत्र च, हृदि पद्मं सकर्णिकम् ।
वर्णान् यथाक्रम तत्र, चिन्तयेत पचविशतिम् ॥ ३ ॥
वक्त्राब्जेऽष्टदले वर्णाष्टकमन्यत् ततः स्मरेत ।
संस्मरन् मातृकामेव, स्यात् श्रुतज्ञानपारगः ॥ ४ ॥

તે ધ્યાનમા નાભિ–કદ પર રહેલા સોળ પાખડીવાળા એક કમળમાં દરેક પાખડી પર અનુક્રમે ભ્રમણુ કરતી 'अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ अं अः' આ સોળ સ્વરની માળા ચિંતવવી. હૃદયને વિષે કર્ણિકા સહિત ચોવીશ પાખડીવાળા કમળમા ક્રમસર સ્થાપેલા क ख ग घ ङ, च छ ज झ ञ, ट ठ ड ढ ण, त थ द ध न, प फ ब भ म એ પચીશ વ્યંજનોને ચિંતવવા પ્રથમના ચોવીશને પાખડીઓમા અને म કારને કર્ણિકામા ચિતવવો તથા આઠ પાખડીવાળા મુખકમળમાં 'य र ल व श ष स ह' એ બાકી રહેલા આઠ વર્ણોને આઠ પાખડીઓમા સ્મરણુ કરવા આ પ્રમાણે માતૃકાક્ષરોને ચિંતવતો–ધ્યાન કરતો યોગી શ્રુતજ્ઞાનનો પારગામી થાય છે ૨–૩–૪ તેનું ફલ કહે છે—

ध्यायतोऽनादिसंसिद्धान्, वर्णानेतान् यथाविधि ।
नष्टादिविषये ज्ञान, ध्यातुरुत्पद्यते क्षणात् ॥ ५ ॥

અનાદિ સિદ્ધ એવા એ વર્ણોનું વિધિપૂર્વક ધ્યાન કરનારને ગુમાવેલુ, નાશ પામેલું, ખોવાએલુ, ભૂત, વર્તમાન અને ભાવી–કાળનું જ્ઞાન ક્ષણુ વારમા ઉત્પન્ન થાય છે. કહેલુ છે કે, "જાપ કરવાથી ક્ષયરોગ, ખોરાકની અરુચિ, અગ્નિની મદતા, કુષ્ઠરોગ, ઉદરરોગ, ખાસી, દમ વિગેરે પર જય મેળવે છે અને અદ્ભુત વાણી બોલનાર થાય છે તેમજ મોટાઓ તરફથી પૂજા અને પરલોકમા ઉત્તમ ગતિ અને ઉત્તમ નેતાપદ પ્રાપ્ત કરે છે" ૫

પ્રકારાંતરથી બાર શ્લોકો વડે પદમયી-મંત્રમયી દેવતાનું સ્વરૂપ ધ્યેયપણે જણાવે છે-

अथवा नाभिकन्दाधः, पद्ममष्टदल स्मरेत् ।
स्वरालीकेसरं रम्यं, वर्गाष्टकयुतैर्दलैः ॥ ६ ॥

दलसन्धिषु सर्वेषु, सिद्धस्तुतिविराजितम् ।
दलाग्रेषु समग्रेषु, माया-प्रणव-पावितम् ॥ ७ ॥

तस्यान्तरन्तिमं वर्णम्, आद्यवर्णपुरस्कृतम् ।
रेफाक्रान्त कला-बिन्दु-रम्यं प्रालेयनिर्मलम् ॥ ८ ॥

अर्हमित्यक्षरं प्राण-प्रान्तसंस्पर्शिपावनम् ।
ह्रस्व दीर्घं प्लुतं सूक्ष्मम्, अतिसूक्ष्म ततः परम् ॥ ९ ॥

ग्रन्थीन् विदारयन् नाभि-कण्ठ-हृद-घण्टिकादिकान् ।
सुसूक्ष्मध्वनिना मध्य-मार्गयायि स्मरेत् ततः ॥ १० ॥

अथ तस्यान्तरात्मानं, प्लाव्यमान विचिन्तयेत् ।
बिन्दुतप्तकलानिर्यत्-क्षीरगौरामृतोर्मिभिः ॥ ११ ॥

ततः सुधासरःसूत-षोडशाब्जदलोदरे ।
आत्मानं न्यस्य पत्रेषु, विद्यादेवीश्च षोडश ॥ १२ ॥

स्फुरत्स्फटिकभृङ्गार-क्षरत्क्षीरसितामृतैः ।
आभिराप्लाव्यमान स्व, चिर चित्ते विचिन्तयेत् ॥ १३ ॥

अथास्य मन्त्रराजस्याभिधेयं परमेष्ठिनम् ।
अर्हन्तं मूर्धनि ध्यायेत, शुद्धस्फटिकनिर्मलम् ॥ १४ ॥

तद्ध्यानावेशतः 'सोऽहं,' 'सोऽहम्' इत्यालपन् मुहुः ।
निःशङ्कमेकतां विद्याद्, आत्मनः परमात्मना ॥ १५ ॥

ततो नीरागमद्वेषम्, अमोहं सर्वदर्शिनम् ।
सुरार्च्यं समवसृतौ, कुर्वाणं धर्मदेशनाम् ॥ १६ ॥

ध्यायन्नात्मानमेवेत्थम्, अभिन्न परमात्मना ।
लभते परमात्मत्व, ध्यानी निर्धूतकल्मषः ॥ १७ ॥

આઠ કર્મનું ચિંતવેલ કમળ બાળીને એકદમ ભસ્મસાત્ બનાવી આપોઆપ શાત થવું-તે આગ્નેયી ધારણા સમજવી મહામત્ર સિધ્ધચક્રમાં રહેલ બીજરૂપ 'अर्हं' સમજવો ૧૩ થી ૧૮. હવે બે શ્લોકોથી વાયવી ધારણા કહે છે—

तत्स्त्रिभुवनाभोगं, पूरयन्तं समीरणम् ।
चालयन्तं गिरीनब्धीन्, क्षोभयन्तं विचिन्तयेत् ॥ १९ ॥

तच्च भस्मरजस्तेन, शीघ्रमुध्धूय वायुना ।
दृढाभ्यासः प्रशान्तिं तम्, आनयेदिति मारुती ॥ २० ॥

ત્યાર પછી ત્રણ ભુવનના અવકાશ-વિસ્તારને પૂરી દેતા, પર્વતોને કંપાયમાન કરતા, સમુદ્રોને ક્ષોભ પમાડતા-ખળભળાવતા વાયુને ચિંતવવો અને પહેલાં શરીરને તથા કમળને બાળી રાખ કરી નાખેલ તે રજને તેવા વાયુ વડે જલ્દી ઉડાડી નાખીને દૃઢ અભ્યાસ વડે પાછો વાયુને શાંત કરવો-એ મારુતી નામની ત્રીજી ધારણા જાણવી. ૧૯-૨૦

હવે બે શ્લોકોથી વારુણી ધારણા કહે છે—

स्मरेद् वर्षत्सुधासारैः, घनमालाकुलं नभः ।
ततोऽर्धेन्दुसमाक्रान्तं, मण्डल वरुणाङ्कितम् ॥ २१ ।

नभस्तलं सुधाम्भोभिः, प्लावयेत् तत्पुरं ततः ।
तद्रजः कायसम्भूतं, क्षालयेदिति वारुणी ॥ २२ ॥

અમૃત સરખી વૃષ્ટિ વરસાવનાર મેઘ-પંક્તિઓથી વ્યાપ્ત આકાશ ચિંતવવું, પછી અર્ધચંદ્રાકાર કલા અને બિન્દુયુક્ત વરુણ-બીજ वँ યાદ કરવું તે વરુણ બીજથી ઉત્પન્ન થએલ અમૃત સરખા જળથી આકાશને પૂર્ણ કરી પૂર્વે શરીરથી ઉત્પન્ન થએલ રજ જે આકાશમા ઉડાડી હતી, તેને પાણીથી ધોઈ નાખવી અને પછી વરુણ-મંડલને શાન્તિ કરવું, તે વારુણી ધારણા સમજવી ૨૧-૨૨ હવે તત્ત્વભૂ ધારણા ઉપસહાર સાથે ત્રણ શ્લોકોથી કહે છે—

सप्तधातुविनाभूतं, पूर्णेन्दुविशदद्युतिम् ।
सर्वज्ञकल्पमात्मानं, शुद्धबुद्धिः स्मरेत् ततः ॥ २३ ॥

ततः सिंहासनारूढं सर्वातिशयभासुरम् ।
विध्वस्ताशेषकर्माणं, कल्याणमहिमान्वितम् ॥ २४ ॥

स्वाङ्गगर्भे निराकार, सस्मरेदिति तत्रभूः ।
साभ्यास इति पिण्डस्थे, योगी शिवसुख भजेत् ॥ २५ ॥

ચાર ધારણા ચિંતવ્યા પછી બારીક બુદ્ધિવાળા યોગીપુરુષે સાતધાતુ-રહિત પૂર્ણચંદ્ર સરખા નિર્મળ કાંતિવાળા સર્વજ્ઞ સરખા પોતાના આત્માને ચિંતવવો ત્યાર પછી સિંહાસન પર આરૂઢ થએલા સર્વ અતિશયોથી સુશોભિત, સર્વ કર્મોને નાશ કરનારા, કલ્યાણકારી પ્રભાવવાળા પોતાના દેહમાં રહેલ નિરાકાર આત્માને સ્મરણ કરવો-એ તત્ત્વભૂ નામની ધારણા જાણવી. આ પિંડસ્થ ધ્યાન વિષે અભ્યાસ કરનાર યોગી મોક્ષસુખનો અધિકારી બને છે ૨૩-૨૪-૨૫ હવે ત્રણ શ્લોકોથી પિંડસ્થ ધ્યેયનો મહિમા કહે છે—

अश्रान्तमिति पिण्डस्थे, कृताभ्यासस्य योगिनः ।
प्रभवन्ति न दुर्विद्या-मन्त्रमण्डलशक्तयः ॥ २६ ॥

शाकिन्यः क्षुद्रयोगिन्यः, पिशाचाः पिशिताशनाः ।
त्रस्यन्ति तत्क्षणादेव, तस्य तेजोऽसहिष्णवः ॥ २७ ॥

दुष्टाः करटिनः सिंहाः, शरभाः पन्नगा अपि ।
जिघांसवोऽपि तिष्ठन्ति, स्तम्भिता इव दूरतः ॥ २८ ॥

આ પ્રમાણે નિરંતર પિંડસ્થ-વિષયક અભ્યાસ કરનાર યોગી પુરુષને ઉચ્ચાટન, મારણ, સ્તંભન, વિદ્વેષણ આદિ દુષ્ટવિદ્યાઓ, મંત્ર, મંડલ, શક્તિઓ પરાભવ કરી શકતી નથી શાકિનીઓ, નીચ યોગિનીઓ, (જોગણીઓ) પિશાચો, માંસાહારીઓ તેના તેજને સહન નહીં કરતા તરત જ ત્રાસ પામે છે, તથા દુષ્ટ હાથીઓ, સિંહો, શરભો, સર્પો અને મારવાની ઈચ્છાવાળાઓ પણ સ્તંભિત થએલા હોય-તેમ દૂર ઉભા રહે છે ૨૬-૨૭-૨૮.

એ પ્રમાણે પરમાર્હત કુમારપાળ મહારાજાને શ્રવણ કરવાની અભિલાષાથી આચાર્ય શ્રીહેમચંદ્રસૂરીશ્વરજીએ રચેલા, જેને 'અધ્યાત્મ ઉપનિષદ્' નામનો પટ્ટબંધ થયો છે. તેવા યોગશાસ્ત્રના સ્વોપજ્ઞ વિવરણના આ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજીના પટ્ટધર આચાર્ય શ્રીહેમસાગરસૂરિએ કરેલા ગૂર્જરાનુવાદમાં સાતમો પ્રકાશ પૂર્ણ કર્યો [ ૭ ]

---

અથવા નાભિકંદની નીચે આઠ પાંખડીવાળું એક કમળ ચિંતવવું. તે કમળની આઠ પાંખડીઓમા મનોહર કેસરાઓ રૂપ સોળ સ્વર-શ્રેણિ પ્રથમ પાખડીમાં ચિંતવવી. બાકીની સાત પાખડીઓમા ક્રમસર આ વર્ણોના વર્ગો સ્થાપન કરી ચિતવવા. ૧ क ख ग घ ङ, ૨ च छ ज झ ञ, ૩ ट ठ ड ढ ण, ૪ त थ द ध न, ૫ प फ ब भ म, ૬ य र ल व, ૭ श ष स ह એક પાખડીમા સર્વ સ્વરો અને કહેલા વર્ગો ૭ પાખડીમા ચિંતવવા. તે પાખડીઓના આતરામાં ह्रीँ—કાર રૂપ સિદ્ધની સ્તુતિ ચિતવવી અને સમગ્ર પાખડીઓના ઉપરના ભાગમા ओँ ह्रीँ સ્થાપન કરવા. તે કમલના મધ્યભાગમા પહેલો વર્ણ अ છેલ્લો ह રેફ ઁ કલા ઁ અને બિન્દુ સહિત હિમ સરખો ઉજ્જવલ अर्हँ સ્થાપન કરવો આ 'अर्हँ' મનથી સ્મરણ કરતા જ પવિત્ર કરનાર છે તેને પ્રથમ હ્રસ્વ ઉચ્ચાર-નાદ મનમા કરવો, પછી દીર્ઘ, પ્લુત, સૂક્ષ્મ, અતિસૂક્ષ્મ નાદ કરવો, પછી તે નાદ નાભિ, કંઠ અને હૃદયની ઘટિકાદિકને વિદારણ કરતો સૂક્ષ્મ ધ્વનિવાળો થઈ તે સર્વના મધ્યમા થઈ આગળ જનારો થાય છે—એમ ચિંતવવું પછી તે નાદના બિન્દુથી તપેલી કળામાથી નીકળતા દૂધ સરખા ઉજ્જવલ અમૃતના કલ્લોલ વડે અંતરાત્માને સિંચાતો-ભીજાતો ચિંતવવો. પછી એક અમૃત-સરોવરની કલ્પના કરવી અને તેમાં ઉત્પન્ન થએલ, સોળ પાખડીવાળુ કમળ ચિંતવવું, તેમા વચ્ચે પોતાને સ્થાપન કરી પાખડીઓમા સ્થાપન કરેલી સોળ વિદ્યાદેવીઓને ચિંતવવી. પછી દેદીપ્યમાન સ્ફટિકરત્નના ભૃગાર-કળશમાથી ઝરતા દૂધ સરખા ઉજ્જવલ અમૃત વડે પોતાને લાબા કાળ સુધી સિંચાતો મનમા ચિંતવે ત્યાર પછી હવે શુદ્ધ સ્ફટિક સરખા નિર્મલ મત્રરાજના નામવાળા अर्हत પરમેષ્ઠિને મસ્તક વિષે ધ્યાનમા ચિતવે ધ્યાનના વેગથી 'સોઽહ સોઽહ' એટલે કે 'તે વીતરાગ તે જ હુ, તે જ હુ' એ પ્રમાણે વારવાર બોલતા એમ નિ:શકપણે આત્માની અને પરમાત્માની એકતા ચિંતવે પછી રાગ-દ્વેષ-મોહ-રહિત, સર્વદર્શી, દેવોથી પૂજનીય, સમવસરણમા ધર્મ-દેશના કરતા પરમાત્માની સાથે અભેદ-સ્વરૂપે ધ્યાન કરતા ધ્યાની પુરુષો પાપકર્મોનો નાશ કરી પરમાત્મપણાને પામે છે ૬ થી ૧૭

ફરી પણ બીજા પ્રકારે પદમયી દેવતાને પાચ શ્લોકો વડે કહે છે—

यद्वा मन्त्राधिप धीमान्, ऊर्ध्वाधो-रेफ-संयुतम् ।
कला-विन्दु-समाक्रान्तम्, अनाहतयुत तथा ॥ १८ ॥

कनकाम्भोजगर्भस्थ, सान्द्रचन्द्रांशुनिर्मलम् ।
गगने सचरन्तं च, व्याप्नुवन्तं दिशः स्मरेत् ॥ १९ ॥

ततो विशन्त वक्त्राब्जे, भ्रमन्तं भ्रूलतान्तरे ।
स्फुरन्तं नेत्रपत्रेषु, तिष्ठन्त भालमण्डले ॥ २० ॥

निर्यान्त तालुरन्ध्रेण, स्रवन्तं च सुधारसम् ।
स्पर्धमानं शशाङ्केन, स्फुरन्तं ज्योतिरन्तरे ॥ २१ ॥

संचरन्तं नभोभागे, योजयन्तं शिवश्रिया ।
सर्वावयवसपूर्णं, कुम्भकेन विचिन्तयेत् ॥ २२ ॥

અથવા ઉપર અને નીચે રેફયુક્ત તેમ જ કલા અને બિન્દુથી દબાએલ અનાહત સહિત મંત્રાધિપ 'अर्हं'ને સુવર્ણ–કમળમાં રહેલ, ગાઢ ચંદ્ર–કિરણો સરખા નિર્મલ, આકાશમાં સંચાર કરતો, દિશાઓમાં વ્યાપેલો સ્મરણ કરવો ત્યાર પછી મુખ–કમળમા પ્રવેશ કરતા, ભૃકુટિમાં ભ્રમણ કરતા, નેત્રપત્રમાં સ્ફુરાયમાન થતા, ભાલ–મંડલમાં રહેતા, તાળવાના છિદ્રમાંથી બહાર નીકળતા, અમૃતરસ ઝરતા, ઉજ્જવલતામા ચંદ્ર સાથે સ્પર્ધા કરતા, જ્યોતિષમંડલમાં વિશેષ પ્રકાશ પામતા, આકાશ–પ્રદેશમા સંચરતા, મોક્ષલક્ષ્મી સાથે જોડતા, સર્વ અવયવોથી સંપૂર્ણ એવા 'अर्हं' મંત્રાધિરાજને બુદ્ધિમાન યોગીઓએ કુંભક કરીને ચિતવવો. કહેલુ છે કે–

[ अकारादि–हकारान्तं, रेफमध्य सविन्दुकम् ।
तदेव परम तत्त्वं, यो जानाति स तत्त्ववित् ॥ ]

अ કાર જેની આદિમા છે, ह કાર જેના અંતમાં છે અને બિન્દુ સહિત રેફ જેના મધ્યમા છે, તે જ अर्हं પરમતત્ત્વ છે અને તે જાણનાર તત્ત્વનો જાણકાર ગણાય છે ૧૮ થી ૨૨

મંત્રરાજના ધ્યાન સંબંધી ફળ કહે છે—

महातत्त्वमिदं योगी, यदैव ध्यायति स्थिरः ।
तदैवानन्दसंपद्भूः, मुक्तिश्रीरुपतिष्ठते ॥ २३ ॥

જે યોગી સ્થિરચિત્તે આ મહાતત્ત્વસ્વરૂપ अर्हंનું જ્યારે ધ્યાન કરે છે, તે જ વખતે તેને આનંદ–સંપત્તિના કારણ–સ્વરૂપ મોક્ષલક્ષ્મી સમીપમાં આવી હાજર થાય છે ૨૩.

ત્યાર પછીની વિધિ કહે છે—

रेफ–विन्दु–कलाहीनं, शुभ्रं ध्यायेत् ततोऽक्षरम् ।
ततोऽनक्षरतां प्राप्तम्, अनुच्चार्यं विचिन्तयेत् ॥ २४ ॥

ત્યાર પછી રેફ, બિન્દુ, કલાથી હીન ઉજ્જવલ ह વર્ણનુ ધ્યાન કરવુ અને ત્યાર પછી તેને અક્ષર ન હોય, તે સ્વરૂપે તેમ જ મુખે ઉચ્ચારી ન શકાય તેવી રીતે ચિંતવવો. ૨૪. પછી—

निशाकरकलाकारं, सूक्ष्मं भास्करभास्वरम् ।
अनाहताभिध देवं, विस्फुरन्तं विचिन्तयेत् ॥ २५ ॥

(બીજના) ચંદ્રની કળા આકાર સરખા, સૂર્યની પ્રભા માફક તેજસ્વી, અનાહત નામના દેવને (અનુચ્ચાર્ય અને અનક્ષરતાની આકૃતિ પામેલા) ह કાર વર્ણને સ્ફુરાયમાન થતો ચિંતવવો. ૨૫.

तदेव च क्रमात् सूक्ष्म ध्यायेद् वालाग्रसन्निभम् ।
क्षणमव्यक्तमीक्षेत, जगज्ज्योतिर्मय ततः ॥ २६ ॥

ત્યાર પછી તે જ અનાહતને અનુક્રમે વાળાગ્ર સરખો સૂક્ષ્મ ચિંતવવો, પછી ક્ષણવાર આખુ જગત્ નિરાકાર જ્યોતિર્મય છે—એમ જોવું. ૨૬. એ પ્રમાણે—

प्रच्याव्यमानसलक्ष्याद्, अलक्ष्ये दधतः स्थिरम् ।
ज्योतिरक्षयमत्यक्षम्, अन्तरुन्मीलति क्रमात् ॥ २७ ॥

પછી તે લક્ષ્યથી મનને (ધીમે ધીમે) દૂર કરીને અલક્ષ્યમા સ્થિર કરતા ક્ષય ન થાય તેવી અને ઈન્દ્રિયોથી ન જાણી શકાય તેવી જ્યોતિ ક્રમસર અદર ઉત્પન્ન થાય છે ૨૭

ચાલુ વિષયનો ઉપસંહાર કરે છે—

इति लक्ष्यं समालम्ब्य, लक्ष्यभावः प्रकाशितः ।
निषण्णमनसस्तत्र, सिध्यत्यभिमतं मुनेः ॥ २८ ॥

આ પ્રમાણે લક્ષ્યનુ આલબન લઈ નિરાલંબ-સ્વરૂપ લક્ષ્યાભાવને પ્રકાશિત કર્યો તેવા અલક્ષ્ય-નિરાલબમાં મનને સ્થાપન કરનાર મુનિનુ મન-ઈચ્છિત કાર્ય ફલીભૂત થાય છે. ૨૮

આ પ્રમાણે અનાહત-અવ્યક્ત મત્રરાજ કહ્યો પૂર્વે જણાવેલ લક્ષ્ય-આલબન ગ્રહણ કરી તેમા આગળ વધતા ક્રમે ક્રમે તેવા આલબનનો ત્યાગ કરી નિરાલંબન સ્થિતિમા નિશ્ચલ બનતા આત્મ-સ્વરૂપ પ્રગટ થાય છે તેથી પ્રથમ સાલબન ધ્યાન, પછી નિરાલંબન ધ્યાન ગ્રહણ કરવુ

હવે બીજા પ્રકારે પરમેષ્ઠિ-વાચક પદમયી-મત્રમયી-દેવતાને બે શ્લોકોથી કહે છે—

तथा हृत्पद्ममध्यस्थं, शब्दब्रह्मैककारणम् ।
स्वर-व्यञ्जनसंवीत, वाचकं परमेष्ठिनः ॥ २९ ॥

मूर्धसंस्थितशीतांशु-कलामृतरसप्लुतम् ।
कुम्भकेन महामन्त्र, प्रणव परिचिन्तयेत् ॥ ३० ॥

તથા હૃદય-કમળમાં રહેલા વચન-વિલાસ સ્વરૂપ શબ્દ-બ્રહ્મની ઉત્પત્તિનું અપૂર્વ કારણ સ્વરો, વ્યંજનો મળેલા હોય તેવા પરમેષ્ઠિપદના વાચક, મસ્તકમાં રહેલા, ચંદ્રકલામાંથી નીકળતા, અમૃતરસથી ભીંજાતા મહામત્ર 'ओँ'કાર પ્રણવને કુંભક એટલે શ્વાસોચ્છ્વાસને રોકી ચિતવવો ૨૯-૩૦ તેના ધ્યેયપણામા બીજા પ્રકારો જણાવે છે—

पीतं स्तम्भेऽरुण वश्ये, क्षोभणे विद्रुमप्रभम् ।
कृष्णं विद्वेषणे ध्यायेत्, कर्मघाते शशिप्रभम् ॥ ३१ ॥

સ્તંભન કરવામા પીળા ओँ કારનું, વશીકરણ કરવામા લાલ, ક્ષોભ પમાડવામાં પરવાળાની કાતિ સરખા, વિદ્વેષણમાં કાળા, કર્મોનો નાશ કરવામા ચદ્ર-કાતિ સમાન ઉજ્જવલ

ओॅ કારનું ધ્યાન કરવું જો કે કર્મનો નાશ કરવાની ઈચ્છાવાળાએ ચંદ્રકાન્તિ સરખા ઉજ્જવલ ओॅ–પ્રણવનું ધ્યાન કરવું યોગ્ય છે, તો પણ તેવા તેવા દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ સામગ્રીના કારણે પીત આદિ ધ્યાનો પણ કોઈક વખત ઉપકારક થાય છે, માટે અહિં તે કહેલુ છે. ओॅ ૩૧ બીજા પ્રકારે પદમય પંચપરમેષ્ઠિ દેવતાની સ્તવના કરે છે—

तथा पुण्यतम मन्त्रं, जगत् त्रितयपावनम् ।
योगी पञ्चपरमेष्ठि–नमस्कारं विचिन्तयेत् ॥ ३२ ॥

તથા ત્રણ જગતને પવિત્ર કરનાર, મહાપવિત્ર, પંચ પરમેષ્ઠિ નમસ્કાર–મંત્રને યોગીએ વિશેષ પ્રકારે ચિંતવવો. ૩૨. ત્યાર પછી—

अष्टपत्रे सिताम्भोजे, कर्णिकायां कृतस्थितिम् ।
आद्य सप्ताक्षरं मंत्रं, पवित्रं चिन्तयेत् ततः ॥ ३३ ॥

આઠ પાખડીવાળું સફેદ કમળ તેની કર્ણિકામા સ્થાપન કરેલો સાત અક્ષરવાળો પવિત્ર મંત્ર नमो अरिहंताणं ચિંતવવો. ૩૩.

सिद्धादिकचतुष्क च, दिक्पत्रेषु यथाक्रमम् ।
चूलापादचतुष्कं च, विदिक्पत्रेषु चिन्तयेत् ॥ ३४ ॥

પછી સિદ્ધાદિક ચાર મંત્રપદો અનુક્રમે ચારે દિશાઓની પાખડીઓમા અને ચૂલાના ચાર પદો વિદિશાની પાંખડીઓમા ચિંતવવા नमो सिद्धाणं પૂર્વદિશામાં, नमो आयरियाण પદ દક્ષિણદિશામા, नमो उवज्झायाण પદ પશ્ચિમદિશામા नमो लोए सव्वसाहूणं પદ ઉત્તરદિશામાં તથા વિદિશાની ચાર પાખડીઓમા અગ્નિખૂણામાં एसो पंच नमुक्कारो, નૈર્ઋત્યમા सव्वपावप्पणासणो, વાયવ્યમા मगलाण च सव्वेसि, ઈશાનમા पढम हवइ मगल; આ પ્રમાણે પંચપરમેષ્ઠિ–નમસ્કારનુ ધ્યાન કરવુ ૩૪ તેનુ ફલ કહે છે—

त्रिशुध्या चिन्तयंस्तस्य, शतमष्टोत्तरं मुनिः ।
भुञ्जानोऽपि लभेतैव, चतुर्थतपसः फलम् ॥ ३५ ॥

મન, વચન અને કાયાની શુદ્ધિથી એકાગ્રતા પૂર્વક તેનો એકસો આઠ વખત જાપ કરનાર મુનિ ભોજન કરવા છતા પણ એક ઉપવાસનું ફળ પ્રાપ્ત કરે જ. ૩૫ તથા—

एनमेव महामन्त्रं, समाराध्येह योगिनः ।
त्रिलोक्यऽपि महीयन्तेऽधिगताः परमां श्रियम् ॥ ३६ ॥

कृत्वा पापसहस्राणि, हत्वा जन्तुशतानि च ।
अमुं मन्त्रं समाराध्य, तिर्यंचोऽपि दिव गताः ॥ ३७ ॥

આ પ્રમાણે આ મહામંત્રને સારી રીતે આરાધીને યોગીપુરુષો શ્રેષ્ઠ લક્ષ્મીના અધિકારી બન્યા છતા ત્રણે લોકવડે પૂજાય છે હજારો પાપો કરીને, સેકડો જંતુઓને હણીને, તિર્યંચ

સરખા પ્રાણીઓ પણ આ મંત્રનુ સુંદર આરાધન કરી સ્વર્ગે ગયા છે. બળદના જીવ–કમ્બલ, શમ્બલ, ક્રોધ કરનાર સિંહ, ચંડકોશીયો સર્પ ઈત્યાદિક દેવલોક ગયા છે. ૩૬–૩૭.

બીજા પ્રકારે પંચપરમેષ્ઠિ–વિદ્યા કહે છેઃ—

गुरुपचकनामोत्था, विद्या स्यात् षोडशाक्षरा ।
जपन् शतद्वयं तस्याः, चतुर्थस्याप्नुयात् फलम् ॥ ३८ ॥

ગુરુ પરમેષ્ઠિ એટલે પંચપરમેષ્ઠિના નામથી ઉત્પન્ન થએલ 'નમ' પદ અને વિભક્તિ વગરનાં તેમના નામો "अरिहंत सिद्ध आयरिय उवज्झाय साहु" આ પ્રમાણે સોળ અક્ષરવાળી વિદ્યાનો જાપ બસો વખત કરે, તો એક ઉપવાસનુ ફળ મેળવે. ૩૮ તથા—

शतानि त्रीणि षड्वर्णं, चत्वारि चतुरक्षरम् ।
पंचावर्णं जपन् योगी, चतुर्थफलमश्नुते ॥ ३९ ॥

'अरिहंत सिध्ध' એ છ અક્ષરી વિદ્યા ત્રણસો વખત, 'अरिहंत' એ ચાર અક્ષરી વિદ્યા ચારસો વખત, अ सि आ उ सा એ પંચાક્ષરી વિદ્યા અથવા अ કાર મંત્રનો જાપ કરનાર યોગી એક ઉપવાસનું ફળ મેળવે છે. અહિં ઉપવાસ માત્ર ફલ જણાવ્યું, તે સામાન્ય ભદ્રિક આત્માઓને માટે થોડું જ કહેલુ છે, મુખ્ય ફળ તો સ્વર્ગ અને અપવર્ગ–મોક્ષ છે. ૩૯ એ જ કહે છે—

प्रवृत्तिहेतुरेवैतद्, अमीषां कथित फलम् ।
फल स्वर्गापवर्गौ तु, वदन्ति परमार्थतः ॥ ४० ॥

આ સર્વ મંત્રોના જાપનુ ફળ ઉપવાસ જણાવ્યુ, તે તો બાળ જીવોને જાપમાં જોડવા માટે સમજવું પરમાર્થથી તો સ્વર્ગ અને અપવર્ગ ફળ કહેલા છે ૪૦.

બીજા પ્રકારે પદ્મયી–દેવતાનું ધ્યાન કહે છે—

पचवर्णमयी पंच–तत्त्वविद्योद्धृता श्रुतात् ।
अभ्यस्यमाना सतत, भवक्लेश निरस्यति ॥ ४१ ॥

વિદ્યાપ્રવાદ નામના પૂર્વથી ઉદ્ધરેલી પાચ વર્ણવાળી, પાચ તત્ત્વ સ્વરૂપ "ह्राँ ह्रीँ ह्रूँ ह्रौँ ह्रः अ सि आ उ सा नम" વિદ્યાનો નિરંતર જાપ ક્યાં કરે, તો સંસારના ક્લેશને દૂર કરે છે ૪૧ તથા—

मङ्गलोत्तमशरण–पदान्यव्यग्रमानसः ।
चतुःसमाश्रयाण्येव, स्मरन् मोक्षं प्रपद्यते ॥ ४२ ॥

મંગલ, ઉત્તમ અને શરણ આ ત્રણ પદો અરિહંત, સિદ્ધ, સાધુ અને ધર્મ એ ચાર પદોની સાથે એકઠા કરીને એકાગ્ર મનથી સ્મરણ કરે, તો મોક્ષ પામે છે તે આ પ્રમાણે—

चत्तारि मंगल, अरिहंता मगलं, सिद्धा मगलं, साहू मंगल, केवलिपन्नत्तो धम्मो मंगल। चत्तारि लोगुत्तमा, अरिहता लोगुत्तमा, सिद्धा लोगुत्तमा, साहू लोगुत्तमा, केवलि-पन्नत्तो धम्मो लोगुत्तमो। चत्तारि सरणं पवज्जामि, अरिहंते सरणं पवज्जामि. सिद्धे सरण पवज्जामि, साहू सरणं पवज्जामि, केवलि-पन्नत्तं धम्म सरण पवज्जामि। ચારનો સમાયોગ કરવો એટલે અરિહંતાદિક ચારનો સમજવો. ૪૨ હવે અર્ધા શ્લોકથી વિદ્યા અને બાકીના અર્ધા શ્લોકથી મંત્ર કહે છે—

मुक्तिसौख्यप्रदां ध्यायेद्, विद्यां पंचदशाक्षराम्।
सर्वज्ञाभं स्मरेन्मन्त्रं, सर्वज्ञानप्रकाशकम्॥ ४३॥

મુક્તિ-સુખ આપનાર પંદર અક્ષરવાળી આ "ओँ अरिहंत-सिद्ध-सयोगिकेवली स्वाहा' વિદ્યાનું ધ્યાન કરવું. તથા સર્વજ્ઞાન પ્રકાશક સર્વજ્ઞતુલ્ય "ओँ श्रीँ ह्रीँ अर्हं नमः" નામના મંત્રનું સ્મરણ કરવું. ૪૩. સર્વજ્ઞ-તુલ્ય કહ્યુ, તે વિચારે છે—

वक्तुं न कश्चिदप्यस्य, प्रभावं सर्वतः क्षमः।
समं भगवता साम्यं, सर्वज्ञेन विभर्ति यः॥ ४४॥

જે સર્વજ્ઞ ભગવત સાથે સામ્ય ધારણ કરે છે, એવા કોઈ પણ આ વિદ્યા અને મંત્રના પ્રભાવને સર્વ પ્રકારે વર્ણવવા સમર્થ નથી. ૪૪.

यदीच्छेद् भवदावाग्नेः, समुच्छेदं क्षणादपि।
स्मरेत् तदाऽऽदिमन्त्रस्य, वर्णसप्तकमादिमम्॥ ४५॥

જો ભવ-દવાગ્નિને ક્ષણવારમા ઉચ્છેદવા ઈચ્છતા હો, તો પ્રથમ મત્રના પહેલા સાત અક્ષરો 'नमो अरिहंताणं' તેનું સ્મરણ કરો ૪૫ હવે એક શ્લોકથી બે મંત્રો કહે છે—

पचवर्णं स्मरेन्मंत्र, कर्मनिर्घातक तथा।
वर्णमालांचित मन्त्र, ध्यायेत् सर्वाभयप्रदम्॥ ४६॥

કર્મ નિર્ધાતન કરનાર પાચવર્ણવાળા 'नमो सिध्धाण' મત્ર તથા સર્વ પ્રકારના અભયને આપનાર વર્ણોની શ્રેણિવાળા "ओँ नमो अर्हते केवलिने परमयोगिने विस्फुरदुरुशुक्ल-ध्यानाग्निनिर्दग्धकर्मबीजाय प्राप्तानतचतुष्टयाय सौम्याय शान्ताय मङ्गल-वरदाय अष्टाद-शदोषरहिताय स्वाहा।" આ મંત્રનું ધ્યાન કરવુ. ૪૬

ફલ સહિત બીજા ह्रीँ કાર મત્રને દશ શ્લોકોથી કહે છે—

ध्यायेत् सिताब्जं वक्त्रान्तरष्टवर्गी दलाष्टके।
ओँ नमो अरिहंताणं इति वर्णानपि क्रमात्॥ ४७॥

केसराली स्वरमयी, सुधाबिन्दुविभूषिताम् ।
कर्णिकां कर्णिकायां च, चन्द्रबिम्बात् समापतत् ॥ ४८ ॥

संचरमाण वक्त्रेण, प्रभामण्डलमध्यगम् ।
सुधादीधितिसकाश, मायाबीजं विचिन्तयेत् ॥ ४९ ॥

ततो भ्रमन्त पत्रेषु, संचरन्त नभस्तले ।
ध्वंसयन्तं मनोध्वान्तं, स्रवन्त च सुधारसम् ॥ ५० ॥

तालुरन्ध्रेण गच्छन्त, लसन्तं भ्रूलतान्तरे ।
त्रैलोक्याचिन्त्यमाहात्म्य, ज्योतिर्मयमिवाद्भुतम् ॥ ५१ ॥

इत्यमुं ध्यायतो मन्त्र, पुण्यमेकाग्रचेतसः ।
वागमनोमलमुक्तस्य, श्रुतज्ञान प्रकाशते ॥ ५२ ॥

मासैः षड्भिः कृताभ्यासः, स्थिरीभूतमनास्ततः ।
निःसरन्ती मुखाम्भोजात्, शिखां धूमस्य पश्यति ॥ ५३ ॥
संवत्सर कृताभ्यासः, ततो ज्वालां विलोकते ।
ततः संजातसंवेगः, सर्वज्ञमुखपङ्कजम् ॥ ५४ ॥

स्फुरत्कल्याणमाहात्म्यं, संपन्नातिशयं ततः ।
भामण्डलगतं साक्षादिव सर्वज्ञमीक्षते ॥ ५५ ॥

ततः स्थिरीकृतस्वान्तः, तत्र सजातनिश्चयः ।
मुक्त्वा संसारकान्तारम्, अध्यास्ते सिद्धिमन्दिरम् ॥ ५६ ॥

મુખની અદર આઠ પાખડીવાળુ શ્વેતકમળ ચિંતવવુ આઠ પાખડીઓમા આઠ વર્ગો— १ अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ अं अः, २ क ख ग घ ङ, ३ च छ ज झ ञ, ४ ट ठ ड ढ ण, ५ त थ द ध न, ६ प फ ब भ म, ७ य र ल व, ८ श ष स ह અનુક્રમે સ્થાપવા તથા ओँ नमो अरिहंताण ' આ આઠ અક્ષરોમાથી એક એક અક્ષર એક એક પાખડીમા ક્રમસર સ્થાપવો કમળના કેસરામા ચારે બાજુ ફરતા अ आ વિગેરે સોળ સ્વરો સ્થાપન કરવા અને વચલી કર્ણિકાને ચદ્રબિંબથી પડતા અમૃત–બિન્દુઓથી વિભૂષિત કરવી પછી કર્ણિકામા મુખે કરી સચરતા–કાંતિ–મડલના મધ્યભાગમા રહેલા ચંદ્ર સરખા ઉજ્જવલ ह्रीँ માયાબીજને ચિંતવવુ પછી દરેક પાખડીઓમા ભ્રમણ કરતા, આકાશતલમાં સંચરતા, મનની મલિનતાનો નાશ કરતા, અમૃતરસ ઝરતા તાલુરંધ્રના માર્ગે જતા, ભ્રુકુટીની અદર શોભતા, ત્રણ લોકમા અચિન્ત્ય મહિમાવાળા, જ્યોતિ માફક અદ્ભુત રૂપવાળા આ પવિત્ર મત્રનુ એકાગ્રચિત્તથી ધ્યાન કરતા મન અને વચનની મલિનતા દૂર થઈ શ્રુતજ્ઞાન પ્રગટ થાય

છે. ત્યાર પછી સ્થિર મનવાળો બની છ મહિના સુધી તેની સાધના કરનાર પોતાના મુખ-કમળમાંથી નીકળતી ધૂમ-શિખાને દેખે છે, એક વરસ સુધી ધ્યાન કરનાર સાધક જ્વાલા દેખે છે અને પછી વિશેષ સંવેગ પામેલો સર્વજ્ઞનું મુખ-કમલ દેખે છે. ત્યાર પછી આગળ વધતા વધતા અભ્યાસથી કલ્યાણ કરનાર મહિમાવાળા અતિશયોથી યુક્ત પ્રભામંડળમા રહેલા જાણે સાક્ષાત્ સર્વજ્ઞ જ હોય, તેમ સર્વજ્ઞનાં દર્શન કરે છે. પછી તે સર્વજ્ઞના સ્વરૂપ વિષે સ્થિર મન કરીને તેવો આત્મા સંસાર-અટવીનો ત્યાગ કરીને સિદ્ધિ-મંદિરમા આરૂઢ થાય છે. ૪૭ થી ૫૬ માયાબીજ હ્રીં જણાવ્યું, હવે ક્ષ્વીં વિદ્યા કહે છે—

शशिविम्बादिवोद्भूतां, स्रवन्तीममृत सदा ।
विद्यां 'क्ष्वी' इति भालस्थां, ध्यायेत् कल्याणकारणम् ॥ ५७ ॥

ચંદ્રબિંબથી જ ઉત્પન્ન થએલી હોય તેવી ઉજ્જવલ, નિરંતર અમૃત ઝરતી, 'ક્ષ્વીં' નામની વિદ્યાને પોતાના લલાટ-સ્થાનમા સ્થાપન કરી સાધકે કલ્યાણ માટે તેનું ધ્યાન કરવું. ૫૭. તથા—

क्षीराम्भोधेर्विनिर्यान्ती, प्लावयन्तीं सुधाम्बुभिः ।
भाले शशिकलां ध्यायेत्, सिद्धिसोपानपद्धतिम् ॥ ५८ ॥

ક્ષીરસમુદ્રથી નીકળતી, અમૃતજળથી ભીંજવતી, મોક્ષરૂપ મહેલના પગથીયાની શ્રેણી સરખી ચંદ્રકળાનુ સાધકે લલાટના વિષે ધ્યાન કરવું. ૫૮ આના ધ્યાનનું ફલ કહે છે—

अस्याः स्मरणमात्रेण, त्रुट्यद्भवनिवन्धनः ।
प्रयाति परमानन्द-कारणं पदमव्ययम् ॥ ५९ ॥

સાધક ચંદ્રકળાના સ્મરણ માત્રથી સંસારના કારણરૂપ કર્મોને તોડતો પરમાનંદના કારણરૂપ શાશ્વતપદને પ્રાપ્ત કરે છે ૫૯ તથા—

नासाग्रे प्रणवः शून्यम्, अनाहतमिति त्रयम् ।
ध्यायन् गुणाष्टक लब्ध्वा, ज्ञानमाप्नोति निर्मलम् ॥ ६० ॥

નાસિકાના અગ્રભાગ પર પ્રણવ ओँ, શૂન્ય ° અને અનાહત ह ओँ हं આ ત્રણનું ધ્યાન કરનાર અણિમાદિ આઠ સિદ્ધિઓ મેળવીને નિર્મળ જ્ઞાન પ્રાપ્ત કરે છે ૬૦

शङ्ख-कुन्द-शशाङ्काभान्, त्रीनमून् ध्यायतः सदा ।
समग्रविषयज्ञान-प्रागल्भ्य जायते नृणाम् ॥ ६१ ॥

શંખ, મોગરાના ફૂલ અને ચંદ્રમા સરખુ ઉજ્જવલ પ્રણવ, શૂન્ય અને અનાહત આ ત્રણેનું નિરંતર ધ્યાન કરનારા મનુષ્યને દરેક વિષયના જ્ઞાનમા નિષ્ણાતપણુ ઉત્પન્ન થાય છે ૬૧ તથા—

द्विपार्श्वप्रणवद्वन्द्वं, प्रान्तयोर्मायया वृतम् ।
'सोऽहं' मध्ये विमूर्धानं, 'अर्हम्लीकार' विचिन्तयेत् ॥ ६२ ॥

બે પડખે બબ્બે ओँ પ્રણવ, છેડાના બંને ભાગમાં ह्रीँકારથી વીંટેલા, વચમાં सोऽह અને તેના મધ્ય ભાગમા अर्हम्लीँ કારનું ધ્યાન કરવુ ह्रीँ ओँ आँ सो अर्हम्लीँ ह ओँ आँ ह्रीँ' આ પ્રમાણે ચિંતવવુ. ૬૨ તથા—

कामधेनुमिवाचिन्त्य–फलसम्पादनक्षमाम् ।
अनवद्यां जपेद् विद्यां, गणभृद्वदनोद्गताम् ॥ ६३ ॥

કામધેનુ માફક અચિન્ત્ય ફલ આપવામા સમર્થ, ગણધર ભગવંતના મુખમાંથી ઉત્પન્ન થએલી નિર્દોષ વિદ્યાનો જાપ કરવો તે આ પ્રમાણે ओँ जोग्गे मग्गे तच्चे भूए भव्वे भविस्से अन्ते पक्खे जिणपासे स्वाहा।" ૬૩ તથા—

षट्कोणेऽप्रतिचक्रे फट्'इति प्रत्येकमक्षरम् ।
सव्ये न्यस्येद् 'विचक्राय, स्वाहा' बाह्येऽपसव्यतः ॥ ६४ ॥

भूतान्तं विन्दुसंयुक्तं, तन्मध्ये न्यस्य चिन्तयेत् ।
'नमो जिणाण' इत्याद्यैः, 'ओँ' पूर्वैर्वेष्टयेद् बहिः ॥ ६५ ॥

છ ખૂણાવાળા એક યંત્રમા 'अप्रतिचक्रे फट्, એ છ અક્ષરમાથી એક એક અક્ષર દરેક ખૂણામા મૂકવા, બહાર 'अप्रतिचक्रे। स्वाहा' અવળી રીતે ડાબેથી એક એક અક્ષર દરેક ખૂણા પાસે સ્થાપવો પછી "ओँ नमो जिणाण, ओँ नमो आहिजिणाण, ओँ नमो परमोहिजिणाणं, ओँ नमो सव्वोसहि–जिणाणं, ओँ नमो अणंतोहिजिणाणं, ओँ नमो कुट्ठबुद्धीणं, ओँ नमो बीयबुध्धीणं, ओँ नमो पयाणुसारीणं, ओँ नमो संभिन्नसोआणं, ओँ नमो उज्जुमईणं, ओँ नमो विउलमईणं, ओँ नमो दसपुव्वीणं, ओँ नमो चउद्दसपुव्वीणं, ओँ नमो अट्ठंगमहानिमित्त–कुसलाणं, ओँ नमो विउव्वणइड्ढिपत्ताणं, ओँ नमो विज्जाहराणं, ओँ नमो चारणाणं, ओँ नमो पण्णासमणाणं, ओँ नमो आगासगामीण, ओँ ज्सौं ज्सौं श्रीँ ह्रीँ धृति कीर्ति बुद्धि लक्ष्मी स्वाहा ॥ આ પદોથી પાછલુ વલય પૂરવુ પછી પરમેષ્ઠિ મહામંત્રના પાંચ પદોને પાચ આંગળીમા સ્થાપન કરવાવડે સકલીકરણ કરાય છે ओँ नमो अरिहंताणं ह्राँ स्वाहा અંગૂઠે ओँ नमो सिद्धाणं ह्रीँ स्वाहा તર્જની આગળી વિષે, ओँ नमो आयरियाणं ह्रूँ स्वाहा મધ્યમા આગળી વિષે, ओँ नमो उवज्झायाणं ह्रैँ स्वाहा અનામિકા આગળી વિષે અને ओँ नमो लोए सव्वसाहूणं ह्रौँ स्वाहा કનિષ્ઠા આગળીને વિષે સ્થાપન કરીને યંત્રના મધ્યમા બિન્દુ–સહિત ओँકારને સ્થાપન કરવો એમ ત્રણ વખત આગળીઓમાં સ્થાપન કરી પછી તે યંત્રને મસ્તક ઉપર પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તરદિશાના ભાગમા સ્થાપન કરી જાપ કરે–ચિંતવવો. ૬૪–૬૫ તથા—

अष्टपत्रेऽम्बुजे ध्यायेद्, आत्मान दीप्ततेजसम् ।
प्रणवाद्यस्य मन्त्रस्य, वर्णान् पत्रेषु च क्रमात् ॥ ६६ ॥
पूर्वाशाभिमुखः पूर्वम्, अधिकृत्याऽऽदिमण्डलम् ।
एकादश शतान्यष्टाक्षरं, मन्त्रं जपेत् ततः ॥ ६७ ॥
पूर्वाशाऽनुक्रमादेवम्, उद्दिश्यान्यदलान्यपि ।
अष्टरात्र जपेद् योगी, सर्वप्रत्यूहशान्तये ॥ ६८ ॥
अष्टरात्रे व्यतिक्रान्ते, कमलस्यास्य वर्तिनः ।
निरूपयति पत्रेषु. वर्णानेताननुक्रमम् ॥ ६९ ॥
भीषणाः सिंह–मातङ्ग–रक्षःप्रभृतयः क्षणात् ।
शाम्यन्ति व्यन्तराश्चान्ये, ध्यानप्रत्यूहहेतवः ॥ ७० ॥
मन्त्रः प्रणवपूर्वोऽय, फलमैहिकमिच्छुभिः ।
ध्येयः प्रणवहीनस्तु, निर्वाणपदकाङ्क्षिभिः ॥ ७१ ॥

આઠ પાખડીવાળા કમળને વિષે ઝળહળતા તેજવાળા આત્માને ચિતવવો. અને ओंकार પૂર્વક પ્રથમ મંત્રના ओं नमो अरिहंताणं આઠ વર્ણોને ક્રમપૂર્વક દરેક પાંખડીઓ પર એક એક સ્થાપન કરવા. પ્રથમ પાખડી પૂર્વદિશા તરફની ગણવી, તેમાં ओं મૂકવો પછી અનુક્રમે બાકીના અક્ષરો મૂકી કમળમાં રહેલા તે આઠ અક્ષરવાળા મંત્રનો અગીઆરસો વખત જાપ કરવો. જેમ પૂર્વદિશામા પ્રથમ પાંખડીએ ओं તે જ ક્રમે બીજી બીજી પાખડીઓને બીજી દિશા અને વિદિશાઓમા સ્થાપન કરી સર્વ પ્રકારના ઉપદ્રવની શાતિ માટે યોગીએ આઠ દિવસ સુધી આ અષ્ટાક્ષરી વિદ્યાનો જાપ કરવો જાપ કરતા કરતાં આઠ રાત્રિ પસાર થયા પછી કમળની અંદર રહેલી પાખડીઓને વિષે તે અષ્ટાક્ષરી વિદ્યાના વર્ણો ક્રમસર દર્શન આપશે. આ અક્ષરોના દર્શન થવા યોગે તે દેખનારમાં એવા પ્રકારનું સામર્થ્ય પ્રગટ થાય છે કે, ધ્યાનમા ઉપદ્રવ કરનાર ભયંકર સિંહ, હાથી, રાક્ષસ, બીજા પણ ભૂત, વ્યંતર, પ્રેત, સર્પાદિ સર્વે તેના પ્રભાવથી શાત થઈ જાય આ नमो अरिहंताणं મંત્રનુ આ લોક સંબંધી ફળની ઈચ્છાવાળાએ ओंकार–સહિત ધ્યાન કરવુ, પરંતુ મોક્ષના અર્થીઓએ તો પ્રણવ–રહિત પદનુ ધ્યાન કરવું. 'ओं नमो अरिहंताणं' પ્રણવવાળો મત્ર છે ૬૬ થી ૭૧

હવે એક શ્લોકથી મંત્ર અને વિદ્યા કહે છે—

चिन्तयेदन्यमप्येनं, मन्त्र कर्मौघशान्तये ।
स्मरेत् सत्त्वोपकाराय, विद्यां तां पापभक्षिणीम् ॥ ७२ ॥

'श्रीमद्रृषभादि-वर्धमानान्तेभ्यो नम ' આવા પ્રકારના આ મંત્રને પણ કર્મ-સમુદાયની શાંતિ માટે ચિંતવવો, અને સર્વ જીવોના ઉપકાર માટે તે પાપભક્ષિણી વિદ્યાનું સ્મરણ કરવું પાપભક્ષિણી વિદ્યા આ પ્રમાણે જાણવી—

"ओॅ अर्हन्मुखकमलवासिनि ! पापात्मक्षयकरि ! श्रुतज्ञानज्वालासहस्रज्वलिते ! सरस्वति ! मत्पापं हन हन दह दह क्षाँ क्षीँ क्षूँ क्षौँ क्षः क्षीरधवले ! अमृतसम्भवे ! वं व हूँ हूँ स्वाहा ॥" ७२. આનુ ફલ કહે છે—

प्रसीदति मनः सद्यः, पापकालुष्यमुज्झति ।
प्रभावातिशयादस्याः, ज्ञानदीपः प्रकाशते ॥ ७३ ॥

આ વિદ્યાના પ્રભાવથી મન તત્કાલ પ્રસન્ન થાય છે, પાપની મલિનતા છૂટી જાય છે અને જ્ઞાન-દીપક પ્રગટે છે ૭૩ તથા—

ज्ञानवद्भिः समाम्नातं, वज्रस्वाम्यादिभिः स्फुटम् ।
विद्यावादात् समुद्धृत्य, वीजभूत शिवश्रियः ॥ ७४ ॥

जन्मदावहुताशस्य, प्रशान्तिनववारिदम् ।
गुरूपदेशाद् विज्ञाय, सिद्धचक्रं विचिन्तयेत् ॥ ७५ ॥

વજ્રસ્વામી આદિ પૂર્વના જ્ઞાની પુરુષોએ વિદ્યાપ્રવાદ નામના પૂર્વમાંથી ઉદ્ધાર કરી પ્રગટ મોક્ષલક્ષ્મીના બીજભૂત માનેલુ, જન્મ, મરણના દાવાનળને ઓલવવા માટે નવીન મેઘ-સમાન સિદ્ધચક્રને ગુરુના ઉપદેશથી જાણીને ( કર્મક્ષય માટે ) ચિંતવવું. ૭૪-૭૫. તથા—

नाभिपद्मे स्थित ध्यायेद्, 'अ'कारं विश्वतो मुखम् ।
'सि'वर्णं मस्तकाम्भोजे, 'आ'कारं वदनाम्बुजे ॥ ७६ ॥

'उ'कार हृदयाम्भोजे, 'सा'कारं कण्ठपङ्कजे ।
सर्वकल्याणकारीणि, वीजान्यन्यान्यपि स्मरेत् ॥ ७७ ॥

નાભિ-કમળમા રહેલ સર્વવ્યાપી अ કારનુ, મસ્તક-કમળ પર રહેલા सि વર્ણને, વદન-કમળમા आ કારને, હૃદય-કમળમા उ કારને અને કંઠ-કમળમા सा કારને ચિંતવવા, તથા સર્વ-પ્રકારના કલ્યાણ કરનાર અન્ય બીજાક્ષરોનુ પણ સ્મરણ કરવું ' अ सि आ उ सा ' અન્ય બીજો ' नमः सर्वसिध्धेभ्य ' ૭૬-૭૭

श्रुतसिन्धुसमुद्भूतम्, अन्यदप्यक्षर पदम् ।
अशेप ध्यायमानं स्यात्, निर्वाणपदसिद्धये ॥ ७८ ॥

ઉપસહાર કરતા કહે છે કે-શ્રુત-સમુદ્રમાથી ઉત્પન્ન થએલા બીજા પણ અક્ષરોનુ, તથા પદોનુ એ પ્રમાણે કરેલું ધ્યાન નિર્વાણપદને મેળવી આપનાર થાય છે. ૭૮ કહેલુ છે કે—

वीतरागो भवेद् योगी, यत् किञ्चिदपि चिन्तयेत् ।
तदेव ध्यानमाम्नातम्, अतोऽन्ये ग्रन्थविस्तराः ॥ ७९ ॥

एवं च मन्त्रविद्यानां, वर्णेषु च पदेषु च ।
विश्लेषं क्रमशः कुर्यात्, लक्ष्मी (क्ष्यी) भावोपपत्तये ॥ ८० ॥

જે કોઈપણ અક્ષર, પદ, વાક્ય, શબ્દ, મંત્ર, વિદ્યાનુ ચિંતન કરતા યોગી પુરુષ રાગ-દ્વેષાદિકથી રહિત બને, તેને જ ધ્યાન માનેલું છે. આ સિવાય ગ્રંથ-વિસ્તારના ભયથી અમો તેવા બીજા પદાદિ અહિં કહેતા નથી. જિજ્ઞાસુઓએ બીજા ગ્રંથોથી જાણી લેવા લક્ષ્યી-ભાવ મોક્ષલક્ષ્મીની પ્રાપ્તિ માટે આ પ્રમાણે મંત્ર અને વિદ્યાઓના વર્ણો અને પદોને વિષે ક્રમશઃ વિભાગ વિચારવા ૭૯-૮૦. આશીર્વાદ—

इति गणधरधुर्याविष्कृतादुद्धृतानि, प्रवचनजलराशेस्तत्त्वरत्नान्यमूनि ।
हृदयमुकुरमध्ये धीमतामुल्लसन्तु, प्रचितभवशतोत्थक्लेशनिर्नाशहेतोः ॥ ८१ ॥

એ પ્રમાણે મુખ્ય ગણધર ભગવંતે પ્રગટ કરેલા પ્રવચનરૂપ સમુદ્રમાંથી ઉદ્ધરેલાં તત્ત્વરૂપ આ રત્નો અનેક ભવોમા ઉત્પન્ન થએલા ક્લેશોના નાશ કરવા માટે બુદ્ધિશાળી પુરુષોના હૃદયરૂપ દર્પણમાં ઉલ્લાસ પામો ૮૧

એ પ્રમાણે પરમાર્હત શ્રીકુમારપાળ ભૂપાલે સાંભળવા ઈચ્છેલ, આચાર્ય શ્રીહેમચન્દ્રે રચેલ, 'અધ્યાત્મોપનિષદ્' નામના પટ્ટ બંધવાળા, સ્વોપજ્ઞ વિવરણવાળા યોગશાસ્ત્રના આઠમા પ્રકાશનો આ. શ્રીઆનંદસાગરસૂરિજીના શિષ્ય આ શ્રીહેમસાગરસૂરિજીએ કરેલ ગૂર્જરાનુવાદ પૂર્ણ થયો [ ૮ ]



# નવમો પ્રકાશ

ओँ अर्हं ।

હવે સાત શ્લોકો વડે રૂપસ્થ ધ્યાન કહે છે—

मोक्षश्रीसन्मुखीनस्य, विध्वस्ताखिलकर्मणः ।
चतुर्मुखस्य निःशेष–भुवनाभयदायिनः ॥ १ ॥

इन्दुमण्डलसंकाश–च्छत्रत्रितयशालिनः ।
लसद्भामण्डलाभोग–विडम्बितविवस्वतः ॥ २ ॥

दिव्यदुन्दुभिनिर्घोष–गीतसाम्राज्यसम्पदः ।
रणद्द्विरेफझंकार–मुखराशोकशोभिनः ॥ ३ ॥

सिंहासननिषण्णस्य, वीज्यमानस्य चामरैः ।
सुरासुरशिरोरत्न–दीप्रपादनखद्युतेः ॥ ४ ॥

दिव्यपुष्पोत्कराकीर्णासंकीर्णपरिषद्भुवः ।
उत्कन्धरैर्मृगकुलैः, पीयमानकलध्वनेः ॥ ५ ॥

शान्तवैरेभसिंहादि–समुपासितसन्निधेः ।
प्रभोः समवसरण–स्थितस्य परमेष्ठिनः ॥ ६ ॥

सर्वातिशययुक्तस्य, केवलज्ञानभास्वतः ।
अर्हतो रूपमालम्ब्य, ध्यान रूपस्थमुच्यते ॥ ७ ॥

મોક્ષલક્ષ્મી પામવાની સન્મુખ બનેલા, જેમણે સમગ્ર કર્મનો વિનાશ કર્યો છે, દેશના-સમયે ચાર મુખવાળા, ત્રણ ભુવનના સમગ્ર જીવોને અભયદાન આપનારા અને દેશના દ્વારા અપાવનારા, ચંદ્રમંડળ સરખા ઉજ્જવલ ત્રણ છત્રોથી શોભાયમાન, સૂર્યમંડલ સરખી પ્રભાનું અનુકરણ કરતા ભામંડળવાળા, દિવ્ય દુંદુભિના શબ્દોવાળું ગીત તે સ્વરૂપ સામ્રાજ્ય-સંપત્તિ-વાળા, ગુંજારવ કરતા ભમરાના ઝંકારથી મુખર અશોકવૃક્ષથી શોભાયમાન, સિંહાસન ઉપર બિરાજમાન, ચામરો વડે વીંજાતા, દેવોના અને અસુરોના મુગુટોના રત્નોની કાન્તિ વડે જેમના પગના નખની કાંતિ વિશેષ ઝળકી રહેલી છે, દિવ્ય પુષ્પોના ઢગલાથી પર્ષદાની ભૂમિ પથરાઈ ગઈ છે, ઊંચી ડોક કરીને મૃગ-ટોળાઓ જેમના મધુર ઉપદેશનું પાન કરી રહેલા છે, સિંહ અને હાથી, સર્પ અને નોળીયા, વાઘ અને હરણ આદિ જન્મ-વૈરવાળા પ્રાણીઓ પોતાનું વૈર ભૂલીને જેમની નજીક બેસી ગયા છે, એવા સમવસરણમા બેઠેલા, સર્વાતિશયોથી યુક્ત કેવળજ્ઞાનથી શોભતા, એવા પરમેષ્ઠી અરિહંત પ્રભુનું આલંબન લઇ જે ધ્યાન કરવું, તે રૂપસ્થ ધ્યાન કહેવાય. ૧ થી ૭.

બીજા પ્રકારે ત્રણ શ્લોકથી રૂપસ્થ ધ્યાનનું સ્વરૂપ જણાવે છે—

राग–द्वेष–महामोह–विकारैरकलङ्कितम् ।
शान्त कान्त मनोहारि, सर्वलक्षणलक्षितम् ॥ ८ ॥
तीर्थिकैरपरिज्ञात–योगमुद्रामनोरमम् ।
अक्ष्णोरमन्दमानन्द–निःस्यन्दं दददद्भुतम् ॥ ९ ॥
जिनेन्द्रप्रतिमारूपम्, अपि निर्मलमानसः ।
निर्निमेषदृशा ध्यायन्, रूपस्थध्यानवान् भवेत् ॥ १० ॥

રાગ, દ્વેષ અને મહામોહ–અજ્ઞાનાદિના વિકારથી રહિત, શાન્તિ, મનોહર, આહ્લાદક, સર્વ લક્ષણોથી યુક્ત, અન્ય દર્શનકારોએ નહીં જાણેલ, યોગ–ધ્યાનમુદ્રાથી મનોરમ–મનને આનંદ પમાડનારા, નેત્રને અખૂટ આનંદરસ અને અદ્ભુત સ્થિરતા આપનાર જિનેશ્વર પરમાત્માની પ્રતિમાનુ રૂપનું નિર્મળ ચિત્તથી, આખ મીચ્યા વગર એકી નજરથી ધ્યાન કરનાર રૂપસ્થ–ધ્યાનવાળો કહેવાય છે. ૮–૯–૧૦. પછી—

योगी चाभ्यासयोगेन, तन्मयत्वमुपागतः ।
सर्वज्ञीभूतमात्मानम्, अवलोकयति स्फुटम् ॥ ११ ॥
सर्वज्ञो भगवान् योऽयम्, अहमेवास्मि स ध्रुवम् ।
एव तन्मयतां यातः, सर्ववेदीति मन्यते ॥ १२ ॥

રૂપસ્થધ્યાનના અભ્યાસ કરવાના યોગે તન્મયપણુ પામી યોગી પોતાને પ્રગટપણે સર્વજ્ઞ સરખો થએલો દેખે છે 'સર્વજ્ઞ ભગવંત જે છે, તે નક્કી હું, પોતે જ છુ' આ પ્રમાણે સર્વજ્ઞ ભગવંતમા તન્મયતા, પામેલો યોગી સર્વજ્ઞ મનાય છે. ૧૧–૧૨. કેવી રીતે ? તે કહે છે—

वीतरागो विमुच्येत, वीतरागं विचिन्तयन् ।
रागिणं तु समालम्ब्य, रागी स्यात् क्षोभणादिकृत् ॥ १३ ॥

વીતરાગદેવનું ધ્યાન કરનાર પોતે વીતરાગ થઈ કર્મોથી મુક્ત બને છે અને રાગી દેવોનું આલંબન લેનાર કે તેમનુ ચિંતન કરનાર કામ, ક્રોધ, હર્ષ, શોક, રાગ–દ્વેષાદિ દોષો પામી સરાગદશાવાળો બને છે ૧૩ કહેલું છે કે—

येन येन हि भावेन, युज्यते यन्त्रवाहकः ।
तेन तन्मयतां याति, विश्वरूपो मणिर्यथा ॥ १४ ॥

સ્ફટિકરત્ન પાસે જેવા જેવા વર્ણવાળી વસ્તુ રાખવામા આવે, તેવા વર્ણવાળું તે દેખાય છે, સ્ફટિક સરખા આપણા નિર્મળ આત્માને જેવા જેવા ભાવનુ આલંબન ગ્રહણ કરાવીએ તેવા તેવા ભાવની તન્મયતાવાળો આત્મા થાય છે. ૧૪.

આ પ્રમાણે સદ્ધ્યાન કહીને હવે અસદ્ધ્યાન છોડવાનું કહે છે—

नासद्ध्यानानि सेव्यानि, कौतुकेनापि किन्त्विह ।
स्वनाशायैव जायन्ते, सेव्यमानानि तानि यत् ॥ १५ ॥

આપણી પોતાની ઈચ્છા ન હોય, તો પણ કૌતુકથી પણ ખરાબ ધ્યાનોનું અવલંબન લેવું નહિં, કારણ કે, તે સેવન કરવાથી નક્કી પોતાના વિનાશ માટે જ થાય છે. ૧૫.
કેવી રીતે?

सिध्यन्ति सिद्धयः सर्वाः, स्वय मोक्षावलम्बिनाम् ।
संदिग्धा सिद्धिरन्येषां, स्वार्थभ्रशस्तु निश्चितः ॥ १६ ॥

મોક્ષનું આલંબન ગ્રહણ કરનાર યોગી પુરુષોને અષ્ટ મહાસિદ્ધિ આદિ અને પરંપરાએ મોક્ષફળની પણ સિદ્ધિ આપોઆપ આવી મળે છે અને સંસાર–સુખના અભિલાષીઓને ફળ મેળવવામા સંદેહ છે કે, ઈષ્ટ લાભ થાય કે ન પણ થાય, પણ સ્વાર્થભ્રંશ તો નક્કી થાય જ. ૧૬.

એ પ્રમાણે પરમાર્હત કુમારપાળ ભૂપાલને સાભળવાની ઈચ્છા થવાથી આ શ્રીહેમચંદ્રસૂરિજીએ રચેલા, જેને 'અધ્યાત્મોપનિષદ્' નામનો પટ્ટબંધ થયો છે, તે યોગશાસ્ત્રના પોતે કરેલા વિવરણના નવમા પ્રકાશનો આગમોદ્ધારક આ. શ્રીઆનંદસાગરસૂરીશ્વરજીના પટ્ટધર આ. શ્રીહેમસાગરસૂરિએ કરેલો ગૂર્જરાનુવાદ પૂર્ણ થયો. [ ૯ ]



# દશમો પ્રકાશ

ओं अर्हं ।

હવે રૂપાતીત ધ્યાનનુ સ્વરૂપ કહે છે—

अमूर्त्तस्य चिदानन्द–रूपस्य परमात्मनः ।
निरञ्जनस्य, सिद्धस्य, ध्यानं स्याद् रूपवर्जितम् ॥ १ ॥

દેહરહિત હોવાથી આકૃતિ વગરના, જ્ઞાનાનંદ–સ્વરૂપ નિરંજન નિરાકાર સ્વરૂપ સિદ્ધ પરમાત્માનુ ધ્યાન, તે રૂપાતીત ધ્યાન કહેવાય. ૧.

इत्यजस्रं स्मरन् योगी, तत्स्वरूपावलम्बनः ।
तन्मयत्वमवाप्नोति, ग्राह्य–ग्राहक–वर्जितम् ॥ २ ॥

એવા નિરંજન નિરાકાર સિદ્ધ પરમાત્માના સ્વરૂપનું આલંબન લઈને નિરંતર તેનુ ધ્યાન કરનાર યોગી ગ્રાહ્ય–ગ્રાહક (અર્થાત્ લેવું કે લેનાર તેવા)–ભાવ વગરનુ તન્મયપણુ પામે છે. ૨.

अनन्यशरणीभूय, स तस्मिन् लीयते तथा ।
ध्यातृ–ध्यानोभयाभावे, ध्येयेनैक्यं यथा व्रजेत् ॥ ३ ॥

તે સિદ્ધ પરમાત્માના ધ્યાનમાં તન્મય બનેલો યોગી જ્યારે ગ્રાહ્ય–ગ્રાહકભાવ વિનાનુ તન્મયપણું પામે છે, ત્યારે તેને કોઈ પણ આલંબન રહેલુ ન હોવાથી તે યોગી સિદ્ધ પરમાત્માના આત્મામાં તન્મય બની જાય છે અને ધ્યાન કરનાર અને ધ્યાન એ બંનેના અભાવમા ધ્યેય–સ્વરૂપ સિદ્ધ પરમાત્માની સાથે એકરૂપ બની જાય છે ૩ તાત્પર્ય કહે છે—

सोऽय समरसीभावः, तदेकीकरण मतम् ।
आत्मा यदपृथक्त्वेन, लीयते परमात्मनि ॥ ४ ॥

રૂપાતીત ધ્યાન કરનાર યોગી પુરુષના મનનુ સિદ્ધ પરમાત્માના નિરંજન નિરાકાર આત્મા સાથે એકીકરણ–તન્મયતા તે સમરસીભાવ કહેવાય, તે જ વાસ્તવિક એકીકરણ માનેલુ છે, કે જેથી આત્મા અભેદરૂપે પરમાત્મામાં લીન બને છે. ૪ સાર કહે છે—

अलक्ष्य लक्ष्यसम्बन्धात्, स्थूलात् सूक्ष्म विचिन्तयेत् ।
सालम्बाच्च निरालम्ब, तत्त्ववित्, तत्त्वमञ्जसा ॥ ५ ॥

પ્રથમ પિંડસ્થ વગેરે લક્ષ્યવાળાં ધ્યાન દ્વારા નિરાલંબનરૂપ અલક્ષ્ય ધ્યાનમાં પ્રવેશ કરવો, સ્થૂલ ધ્યેયો ગ્રહણ કરી અનુક્રમે અનાહત કલા આદિ સૂક્ષ્મ ધ્યેયોનુ ચિંતન કરવુ અને રૂપસ્થ આદિ સાલંબન ધ્યેયોથી સિદ્ધ પરમાત્મા–સ્વરૂપ નિરાલંબન ધ્યેયમાં જવું આ ક્રમથી ધ્યાનનો અભ્યાસ કરવામા આવે, તો તત્ત્વનો જાણકાર યોગી પુરુષ અલ્પકાળમાં તત્ત્વની પ્રાપ્તિ કરે છે ૫

પિંડસ્થ આદિ ચારે પ્રકારના ધ્યાનનો ઉપસંહાર કરે છે—

एवं चतुर्विधध्यानामृतमग्न मुनेर्मनः ।
साक्षात्कृतजगत्तत्त्व, विधत्ते शुद्धिमात्मनः ॥ ६ ॥

આ પ્રમાણે પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત આ ચાર પ્રકારના ધ્યાનામૃતમા તરબોળ બનેલા યોગી-મુનિનુ મન જગત્‌ના તત્ત્વોનો સાક્ષાત્કાર કરીને અનુભવજ્ઞાન મેળવીને આત્માની વિશુદ્ધિ પ્રાપ્ત કરે છે ૬ પિંડસ્થ આદિ ક્રમ વડે ચાર ધ્યાન કહીને, તે જ ધર્મધ્યાનના બીજા પ્રકારે ભેદો કહે છે—

आज्ञाऽपाय–विपाकानां, संस्थानस्य च चिन्तनात् ।
इत्थं वा ध्येयभेदेन, धर्म्यं ध्यान चतुर्विधम् ॥ ७ ॥

૧ આજ્ઞાવિચય, ૨ અપાયવિચય, ૩ વિપાકવિચય, અને ૪ સંસ્થાનવિચય એ વગેરેનુ ચિંતન કરવાથી ધ્યેયના ભેદથી ધર્મધ્યાન ચાર પ્રકારનું પણ કહેલું છે ૭. તેમા પ્રથમ આજ્ઞા-વિચય ધ્યાન કહે છે—

आज्ञां यत्र पुरस्कृत्य (समाश्रित्य), सर्वज्ञानामबाधिताम् ।
तत्त्वतश्चिन्तयेदर्थान्, तदाज्ञाध्यानमुच्यते ॥ ८ ॥

અહિં આજ્ઞા એટલે પ્રામાણિક-આપ્ત પુરુષનુ વચન અર્થાત્ સર્વજ્ઞનુ દ્વાદશાગીરૂપ પ્રવચન બીજા પ્રમાણોથી બાધા ન પામે, એક બીજા વચનોમા પરસ્પર વિરોધ ન આવે, કોઈ પણ અન્ય દર્શનથી ખંડિત ન થઇ શકે, તેવી આજ્ઞાને આગળ કરી જે ધ્યાન કરવું-જીવાદિક પદાર્થોને ચિંતવવા, તે આજ્ઞાધ્યાન કહેવાય. ૮ આજ્ઞાનુ અબાધિતપણુ કેવી રીતે ? તે વિચારે છે—

सर्वज्ञवचन सूक्ष्मं, हन्यते यन्न हेतुभिः ।
तदाज्ञारूपमादेय, न मृषाभाषिणो जिनाः ॥ ९ ॥

સર્વજ્ઞ ભગવતે કહેલુ સૂક્ષ્મ વચન છે, જે હેતુ કે યુક્તિઓ વડે ખંડિત કરી શકાતુ નથી કે ખડિત થતુ નથી તેમણે જે કહેલુ છે, તેમા ફેરફાર હોય જ નહિ કારણ કે; વીતરાગ સર્વજ્ઞ ભગવતો કદાપિ ફેરફારવાળુ બોલે જ નહિ આ રૂપે તેમની આજ્ઞાનો સ્વીકાર, તે આજ્ઞારૂપ ધ્યાન કહેવાય. અહીં આ વિષયને લગતા આંતરશ્લોકોના અર્થ કહેવાય છે —

આપ્ત એટલે પક્ષપાત રાખ્યા વગર, પ્રામાણિકપણે યથાર્થ કહેનારા પુરુષોના વચન, તે આપ્તવચન બે પ્રકારનુ છે પ્રથમ આગમ-વચન, બીજુ હેતુ-યુક્તિવાદ વચન શબ્દોથી જ પદ અને તેના અર્થોની સ્વીકૃતિ કરાવનાર આગમો, અને બીજા પ્રમાણો, હેતુઓ, યુક્તિઓની સરખામણી કે મદદથી પદાર્થોની સત્યતા સ્વીકારવી, તે હેતુવાદ કહેવાય નિર્દોષ એવા આ બંને એક સરખા નિઃશંકપણે પ્રમાણભૂત ગણાય છે. કારણ કે, નિર્દોષ કારણના આરંભવાળું પ્રમાણ-લક્ષણ કહેલુ છે રાગ, દ્વેષ અને મોહ એ દોષો કહેવાય અને અરિહત ભગવંતોમા તે દોષો હોતા જ નથી નિર્દોષ હેતુથી ઉત્પન્ન થએલુ વચન હોવાથી અરિહંતોનુ વચન પ્રમાણભૂત ગણાય નયો અને પ્રમાણોથી સિદ્ધ થએલું અને આગળ-પાછળ કોઈપણ સ્થાને

જેનો કોઈપણ આગમના વચનનો વિરોધ આવે નહિ, કોઈપણ અન્ય મત કે બળવાન શાસનો વડે જેનો પ્રતિકાર કરી શકાય નહિ, તેવા અંગ, ઉપાગ, પ્રકીર્ણક, મૂળ, છેદ આદિ ઘણા ભેદરૂપ, નદીઓના સમાગમ–સ્થાનરૂપ સમુદ્ર–સ્વરૂપ, અનેક અતિશય મહાસામ્રાજ્ય–લક્ષ્મીથી શોભાયમાન, દુર્ભવ્યોને પ્રાપ્ત થવું દુર્લભ, ભવ્યાત્માઓને અત્યંત સુલભ, મનુષ્યો અને દેવો વડે 'ગણિપિટક'પણે હમેશાં સ્તુતિ કરાતુ, દ્રવ્યથી નિત્ય, પર્યાયથી અનિત્ય, સ્વસ્વરૂપે સત્, પરસ્વરૂપે અસત્ પદાર્થોની પ્રતીતિ કરાવનાર આગમ તેના આધારે સ્યાદ્વાદ–ન્યાયયોગથી આજ્ઞાનુ આલંબન લઈને પદાર્થ–ચિંતન કરવું, તે 'આજ્ઞાવિચય' નામનુ ધર્મધ્યાન કહેવાય. ૯.

હવે અપાયવિચય કહે છે—

राग–द्वेष–कषायाद्यैः, जायमानान् विचिन्तयेत् ।
यत्रापायांस्तदपाय–विचयध्यानमिष्यते ॥ १० ॥

જે ધ્યાનની અંદર રાગ, દ્વેષ અને ક્રોધાદિ કષાયો, વિષયો, પાપસ્થાનકોથી ઉત્પન્ન થતા દુઃખો, કષ્ટો, હેરાનગતિ આદિ વિચારાય, તે 'અપાયવિચય' ધર્મધ્યાન કહેવાય ૧૦. તેનુ ફલ કહે છે—

ऐहिकामुष्मिकापाय–परिहारपरायणः ।
ततः प्रतिनिवर्तेत, समन्तात् पापकर्मणः ॥ ११ ॥

રાગ, દ્વેષ, કષાયાદિથી ઉત્પન્ન થતાં ચારે ગતિ સંબંધી દુઃખોનો વિચાર કરવાથી આ લોક અને પરલોકનાં દુઃખદાયક કષ્ટોનો પરિહાર કરવા તત્પર બની શકાય છે અને તેથી સર્વ પ્રકારના પાપકર્મોથી પાછા હઠાય છે. આંતર શ્લોકોનો ભાવાર્થ કહેવાય છે—

વીતરાગ જિનેશ્વરનું શાસન નહીં પામેલા, પરમાત્માના સ્વરૂપથી અજાણ, નિર્વૃતિ-માર્ગના પરમકારણ સ્વરૂપ યતિમાર્ગનું સેવન જે આત્માઓએ કરેલું નથી, તેવા આત્માઓને સંસારમાં હજારો પ્રકારની આપત્તિઓ ઉત્પન્ન થાય છે સંસારની માયામા અને મોહાન્ધકારમા જેઓનું મન પરાધીન બનેલુ છે, તેઓએ કયું પાપ નથી કર્યું? અને કયુ કષ્ટ સહન નથી કર્યું? એટલે સર્વ પાપો કર્યાં છે અને સર્વ પ્રકારના ચારે ગતિનાં દુઃખો ભોગવ્યાં છે. નારકી, તિર્યંચ, મનુષ્ય ગતિમાં જે જે દુઃખ ભોગવ્યુ–એમાં મારો પોતાનો જ પ્રમાદ અને મારું જ દુષ્ટચિત્ત કારણ છે. "હે પ્રભુ! આપનું શ્રેષ્ઠ સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા છતા પણ મન, વચન અને કાયાની દુષ્ટ ચેષ્ટાઓ કરવા વડે મેં મારા મસ્તક ઉપર અગ્નિ સળગાવ્યો છે" મુક્તિમાર્ગ સ્વાધીન હોવા છતા પણ હે આત્મા! તેં પોતે જ ખોટા માર્ગો શોધવા દ્વારા તારા આત્માને દુઃખોની ગર્તામાં ધકેલ્યો છે. જેમ રાજ્ય મળવા છતાં પણ મૂર્ખ–શિરોમણિ માણસ ભિક્ષા મેળવવા શેરીએ શેરીએ ભ્રમણ કરે, તેમ મોક્ષનું સુખ સ્વાધીન છતાં સંસારના કલેશ માટે હજુ તું ભ્રમણ કરે છે!

—આ પ્રમાણે પોતાને અને બીજાને માટે ચાર ગતિના દુખની પરંપરા–વિષયક 'અપાય–વિચય' નામનું ધર્મધ્યાન યોગીએ વિચારવુ. ૧૧.

હવે વિપાક–વિચય નામનુ ધર્મધ્યાન કહે છે—

प्रतिक्षणसमुद्भूतो, यत्र कर्मफलोदयः ।
चिन्त्यते चित्ररूपः स, विपाकविचयोमतः ॥ १२ ॥

या सम्पदाऽर्हतो या च, विपदा नारकात्मनः ।
एकातपत्रता तत्र, पुण्यापुण्यस्य कर्मणः ॥ १३ ॥

ક્ષણે ક્ષણે ઉત્પન્ન થતા કર્મફળનો ઉદય વિવિધ પ્રકારે ચિંતવવો, તે 'વિપાક-વિચય' ધર્મધ્યાન કહેવાય તે જ વાત વિચારતા જણાવે છે કે, અરિહંત ભગવંત સુધીની જે સંપત્તિઓ, તેમ જ નરકના આત્મા સુધીની જે વિપત્તિઓ તે બે બંને સ્થળે અનુક્રમે પુણ્ય અને પાપનુ જ માત્ર એકછત્ર સામ્રાજ્ય સમજવું આંતર શ્લોકોનો ભાવાર્થ કહેવાય છે-દ્રવ્ય, ક્ષેત્રાદિની સામગ્રીથી વિચિત્ર પ્રકારના કર્મના શુભાશુભ ફળ અનુભાવાય છે, તે જ કર્મનુ ફળ માનેલુ છે તેમા સ્ત્રી-આલિંગન, પુષ્પમાળાનો ભોગ, મનગમતા ખાદ્ય પદાર્થો આદિના ભોગ અનુભવવા રૂપ શુભ પુણ્યકર્મનો ઉદય અને સર્પ, હથીયાર, અગ્નિ, ઝેર આદિ પ્રતિકૂળતાવાળા પદાર્થોથી જે દુઃખાનુભવ થાય, તે અશુભ પાપકર્મનુ ફળ સમજવુ આ દ્રવ્ય-સામગ્રી કહી દેવવિમાન, હવેલી, બંગલા, મહેલ, (એરકંડીશન ફ્લેટ,) બાગ, બગીચામા રહેવાથી શુભ પુણ્યનો ઉદય અને સ્મશાન, જંગલ, રણ વિગેરેમા અશુભ પાપનો ઉદય, કાળની વિચારણામા બહુ ઠંડી નહીં, બહુ ગરમી ન હોય તેવા વસંત અને શરદ ઋતુના આનંદદાયક કાળમા શુભ પુણ્યોદય, અને ઉનાળા કે બહુ ઠડીના ગ્રીષ્મ ઋતુ કે હેમંત ઋતુમા ભ્રમણ કરવુ પડે, તે અશુભ પાપોદય ભાવ સંબંધી વિચારતા મનની પ્રસન્નતા થાય, સંતોષ, સરળતા, નમ્રતા આદિ શુભ પુણ્યોદય, અને ક્રોધ, અભિમાન, કપટ, લોભ, રૌદ્રપણું વિગેરે ભાવો અશુભ પાપોદય સમજવો ઉત્તમ જાતિના દેવ થવું, યુગલીયાની ભોગભૂમિમા મનુષ્યપણે થવુ, ભવ-વિષયક શુભ પુણ્યોદય, વળી કર્મોના ઉદય, ક્ષય, ક્ષયોપશમ, ઉપશમ આદિ ભાવો દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવને પામીને પણ થાય છે આ પ્રમાણે દ્રવ્યાદિ સામગ્રીના યોગથી જીવોના કર્મો પોતપોતાને યોગ્ય ફળ આપે છે અને તે કર્મો આઠ જ પ્રકારના આ પ્રમાણે છે-જેમ આંખવાળા મનુષ્યને આંખે પાટો બાધ્યો હોય, તેમ સર્વજ્ઞ-સ્વરૂપ એવા જીવનુ હંમેશા જ્ઞાન ઢંકાઈ જાય, તે જ્ઞાનાવરણીય કર્મનુ ફલ સમજવુ મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવલજ્ઞાન એ પાચે જ્ઞાન જેનાથી અવરાઈ જાય, તે જ્ઞાનાવરણ કર્મનુ ફળ સમજવુ પાંચ પ્રકારની નિદ્રા, ચક્ષુ, અચક્ષુ, અવધિ અને કેવળ એમ ચાર દર્શનને રોકનાર કર્મ, તે દર્શનાવરણીય કર્મનો ઉદય છે જેમ સ્વામીના દર્શન કરવાની ઇચ્છાવાળાને અહિં પહેરેગીર રોકતો હોવાથી દર્શન પામી શકતો નથી, તેમ દર્શનાવરણીય કર્મના ઉદયથી પોતે પોતાને પણ દેખી શકતો નથી વેદનીયકર્મ મધ ચોપડેલી તલવારની ધાર ચાટવા સરખુ, સુખ-દુઃખના અનુભવ કરવાના સ્વભાવ સરખું કહેલુ છે મધનો સ્વાદ મધુર લાગે છે, પણ ચાટતા ધારથી જીભ કપાય છે, ત્યારે દુઃખાનુભવ સહેવો પડે છે. મદિરાપાન કરવા સરખુ મોહનીયકર્મ વિચક્ષણ પુરુષો જણાવે છે કે જેનાથી મૂઢ બનેલા આત્માઓને કાર્યાકાર્યના વિવેકનો ખ્યાલ રહેતો નથી તે કર્મ પણ દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય અનુક્રમે મિથ્યાદષ્ટિપણાનુ ફળ અને વ્રત-પચ્ચક્ખાણને રોકવા રૂપ ફળ આપનાર છે કેદખાના માફક દરેક જીવને પોતાના સ્થાનમા ધારી રાખનાર મનુષ્ય, તિર્યંચ, નારક અને દેવતા એમ આયુષ્યકર્મ ચાર પ્રકારનુ છે વિવિધ

પ્રકારના ચિત્રામણ કરનાર સરખું જીવોના શરીરમાં ગતિ, જાતિ, શરીર, સંસ્થાન, સંઘયણ આદિ અનેક વિચિત્રતા કરનાર હોય તો નામકર્મનો ઉદય સમજવો. દૂધ ભરવા અને મદિરા ભરવા માટે ભાજન ઘડનાર કુંભાર સરખુ ઉચ્ચ અને નીચ કુળમાં જન્મ આપનાર ગોત્રકર્મ જાણવું. દાન, લાભ, ભોગ, ઉપભોગ, વીર્ય આદિ લબ્ધિઓ જે કારણે ફળીભૂત થતી નથી, તે ભંડારી સરખું અંતરાયકર્મ જાણવુ આ પ્રમાણે કર્મની આઠ મૂળ પ્રકૃતિઓના વિપાકોના વિચાર કરતો 'વિપાક–વિચય' નામનું ધર્મધ્યાન કરે છે. ૧૨–૧૩

હવે સંસ્થાન-વિચય ધર્મધ્યાનનુ સ્વરૂપ કહે છે–

अनाद्यन्तस्य लोकस्य, स्थित्युत्पत्ति–व्ययात्मनः ।
आकृतिं चिन्तयेद् यत्र, संस्थानविचयः स तु ॥ १४ ॥

આદિ, અંત વગરના, ઉત્પત્તિ, સ્થિતિ, નાશ સ્વરૂપ, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવસ્વરૂપ લોક તે સંબંધી ક્ષેત્રભૂમિઓ, સમુદ્રો, દ્વીપો ઈત્યાદિકની આકૃતિઓ વિચારવી, તે 'સંસ્થાન–વિચય' ધર્મધ્યાન કહેવાય ૧૪. લોકધ્યાન કરવાનું ફળ કહે છે—

नानाद्रव्यगतानन्त–पर्यायपरिवर्तनात् ।
सदासक्तं मनो नैव, रागाद्याकुलतां व्रजेत् ॥ १५ ॥

વિવિધ પ્રકારના દ્રવ્યમા રહેલા અનંતા પર્યાયો પરિવર્તન પામતા હોવાથી તેવા દ્રવ્ય સંબંધી વારવાર વિચારણા કરવાથી તેમા મન આકુળતા પામતું નથી, રાગ–દ્વેષાદિવાળુ થતું નથી. આ વિષયને લગતા આંતર શ્લોકોનો ભાવાર્થ કહેવાય છે—

જો કે પહેલા અનિત્યાદિ ભાવનાના પ્રસંગે લોકભાવનામા સસ્થાન–વિચય ઘણા વિસ્તારથી કહેલુ છે, તેથી પુનરુક્તિદોષના ભયથી અહિ વિશેષ વર્ણન કરવાની જરૂર નથી પ્રશ્ન કર્યો કે, લોકભાવના અને સંસ્થાન–વિચય એમા ફરક કયો છે? જેથી બંને જુદા જણાવ્યા? લોકભાવના એ તો વિચાર કરવા માત્ર છે અને લોકાદિ મતિ તે સ્થિરસ્વરૂપ છે અને તેથી તે 'સસ્થાન–વિચય' ધર્મધ્યાન કહેવાય છે. ૧૫ ધર્મધ્યાનનુ સ્વરૂપ અને વિશેષતા કહે છે—

धर्मध्याने भवेद् भावः, क्षायोपशमिकादिकः ।
लेश्याः क्रमविशुद्धाः स्युः, पीत–पद्म–सिताः पुनः ॥ १६ ॥

જ્યારે ધર્મધ્યાન પ્રવર્તતુ હોય, ત્યારે આત્મસ્વરૂપ એવા ક્ષાયોપશમિક, આદિ કહેવાથી ઔપશમિક અને ક્ષાયિક ભાવ આત્મામાં હોય છે, પણ પૌદ્ગલિક–સ્વરૂપ ઔદયિક ભાવનો ઉદય હોતો નથી કહેલુ છે કે, "અપ્રમત્ત સંયતને, તથા ઉપશાંતકષાયવાળાને તથા ક્ષીણ કષાયવાળાને ધર્મધ્યાન હોય છે" ધર્મધ્યાન–સમયે ક્રમપૂર્વક વિશુદ્ધ ત્રણ લેશ્યાઓ હોય છે તે આ પ્રમાણે –પીતલેશ્યા, તેનાથી વધારે નિર્મળ પદ્મલેશ્યા, તેનાથી પણ અત્યંત વિશુદ્ધ શુક્લલેશ્યા ૧૬ ચારે પ્રકારના ધર્મધ્યાનનુ ફળ કહે છે—

अस्मिन् नितान्तवैराग्य–व्यतिषगतरंगिते ।
जायते देहिनां सौख्यं, स्वसंवेद्यमतीन्द्रियम् ॥ १७ ॥

અત્યત વૈરાગ્યરસ–પૂર્ણ આ ધર્મધ્યાનમા જ્યારે એકાગ્ર બની ગયો હોય, ત્યારે ઈન્દ્રિયોના વિષય વગરનુ આત્મિક સુખ જીવ અનુભવે છે. કહેલુ છે કે–" વિષયોમાં અનાસક્તિ, આરોગ્ય, અનિષ્ઠુરતા–કોમળતા–કરુણતા, શુભગંધ, મૂત્ર અને પુરીષ અલ્પ હોય, શરીરની

કાંતિ, વદનની પ્રસન્નતા, સ્વરમાં સૌમ્યતા, આ વગેરે યોગની પ્રવૃત્તિનાં શરૂઆતનાં ચિહ્નો સમજવા. ૧૭ ચાર શ્લોકોથી પરલોકનું ફળ કહે છે—

त्यक्तसङ्गास्तनु त्यक्त्वा, धर्मध्यानेन योगिनः ।
ग्रैवेयकादिस्वर्गेषु, भवन्ति त्रिदशोत्तमाः ॥ १८ ॥
महामहिमसौभाग्यं, शरच्चन्द्रसमप्रभम् ।
प्राप्नुवन्ति वपुस्तत्र, स्रग्भूषाऽम्बरभूषितम् ॥ १९ ॥
विशिष्टवीर्यबोधाढ्यं, कामार्त्तिज्वरवर्जितम् ।
निरन्तराय सेवन्ते, सुख चानुपमं चिरम् ॥ २० ॥
इच्छासम्पन्नसर्वार्थ—मनोहारि सुखामृतम् ।
निर्विघ्नमुपभुञ्जानाः, गतं जन्म न जानते ॥ २१ ॥

સર્વ સંગનો ત્યાગ કરનાર તે યોગી પુરુષો ધર્મધ્યાન વડે શરીરનો ત્યાગ કરી ગ્રૈવેયક આદિ વૈમાનિક દેવલોકમા ઉત્તમ દેવપણે ઉત્પન્ન થાય છે ત્યાં આગળ મહાન મહિમા, મહાન સૌભાગ્ય, શરદ્દચંદ્ર સરખી આહ્લાદક કાંતિ, અને પુષ્પમાળા, આભૂષણો અને વસ્ત્રોથી શોભાયમાન વૈક્રિય શરીર પ્રાપ્ત કરે છે

વિશિષ્ટ પ્રકારની શરીર–શક્તિ, નિર્મળ ત્રણ જ્ઞાનવાળા, કામજ્વરની પીડાથી રહિત, અતરાય વગરનુ અનુપમ સુખ લાબા કાળ સુધી ભોગવે છે ઈચ્છા થતાંની સાથે જ સર્વ પ્રકારના મનોહર પદાર્થોની પ્રાપ્તિવાળું, વિઘ્ન વગરનુ સુખામૃત ભોગવતા તે દેવો ગયેલા જન્મને જાણતા નથી ૧૮ થી ૨૧ ત્યાર પછી—

दिव्यभोगावसाने च, च्युत्वा त्रिदिवतस्ततः ।
उत्तमेन शरीरेणावतरन्ति महीतले ॥ २२ ॥
दिव्यवंशे समुत्पन्नाः, नित्योत्सवमनोरमान् ।
भुञ्जते विविधान् भोगान्, अखण्डितमनोरथाः ॥ २३ ॥
ततो विवेकमाश्रित्य, विरज्याशेषभोगतः ।
ध्यानेन ध्वस्तकर्माणः, प्रयान्ति पदमव्ययम् ॥ २४ ॥

દિવ્ય ભોગો પૂર્ણ થયા પછી અને દેવલોકથી ચ્યવ્યા પછી તે ભાગ્યશાળી ઉત્તમ શરીર ધારણ કરવા પૂર્વક મનુષ્યલોકમા અવતાર પામે છે હમેશા જ્યાં મનોહર ઉત્સવો ઉજવાતા હોય તેવા ઉત્તમ દિવ્ય વંશવાળા કુળમા જન્મેલા અખંડિત મનોરથવાળા વિવિધ પ્રકારના પુણ્યાનુબંધી પુણ્યથી પ્રાપ્ત કરેલા ભોગો અનાસક્તિથી ભોગવે છે. ત્યાર પછી વિવેકનો આશ્રય કરી સંસારના સમગ્ર ભોગથી વિરક્ત બની ઉત્તમ ધ્યાન વડે સમગ્ર કર્મનો વિનાશ કરી શાશ્વત સ્થાનમા પ્રયાણ કરે છે. ૨૨ થી ૨૪

—એ પ્રમાણે પરમાર્હત કુમારપાળ ભૂપાલને સાભળવાની અભિલાષાથી આ. શ્રીહેમચંદ્ર-સૂરિએ રચેલ, જેને 'અધ્યાત્મ ઉપનિષદ્', નામનો પટ્ટબંધ થયો છે, તે યોગશાસ્ત્રના પોતે રચેલ વિવરણમા દશમા પ્રકાશનો આ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજીના પટ્ટધર આ શ્રીહેમસાગર-સૂરિએ કરેલ ગૂર્જરાનુવાદ પૂર્ણ થયો [૧૦]

# અગીઆરમો પ્રકાશ

ओ॑ अर्ह॑ ।

હવે અગીઆરમા પ્રકાશમાં ધર્મધ્યાનનો ઉપસંહાર કરતા શુક્લધ્યાન કહે છે–

**स्वर्गापवर्गहेतुः, धर्मध्यानमिति कीर्तितं तावत् ।**
**अपवर्गैकनिदानं, शुक्लमतः कीर्त्यते ध्यानम् ॥ १ ॥**

સ્વર્ગના કારણભૂત અને પરંપરાએ મોક્ષના કારણભૂત ધર્મધ્યાનનુ સ્વરૂપ વર્ણવ્યા પછી, હવે મોક્ષના અદ્વિતીય કારણભૂત શુક્લધ્યાનનું સ્વરૂપ કહેવાશે શુક્લધ્યાનના ચાર ભેદો પૈકી છેલ્લા બે ભેદોની અપેક્ષાએ મોક્ષનુ અસાધારણ કારણ સમજવું શુક્લધ્યાનના શરૂઆતના બે ભેદો તો અનુત્તર વિમાનમાં ગમન કરવાના કારણભૂત છે. કહેલુ છે કે–" શુભ આસ્રવ, સંવર, નિર્જરા, વિપુલ દેવસુખો એ ઉત્તમ ધર્મધ્યાનનાં શુભાનુબંધી ફળો સમજવાં. શુક્લધ્યાનના ચાર ભેદો પૈકી પ્રથમના બે ભેદોનુ ફલ અપૂર્વ તેજ–વિશેષ, અપૂર્વ સુખાનુભવ, અનુત્તર દેવતાનું સુખ ભોગવે છે અને છેલ્લા બે ભેદોનું ફળ પરિનિર્વાણ–મોક્ષ થાય છે." ૧

શુક્લધ્યાનના અધિકારીનું નિરૂપણ કરે છે—

**इदमादिमसंहनना एवालं पूर्ववेदिनः कर्तुम् ।**
**स्थिरतां न याति चित्तं, कथमपि यत् स्वल्पसत्त्वानाम् ॥ २ ॥**

વજ્રઋષભ નારાચ નામના પ્રથમ સંઘયણવાળા અને પૂર્વના જ્ઞાનને ધારણ કરનારા જ શુક્લધ્યાન કરવા માટે સમર્થ હોય છે તે વગરના અલ્પસત્ત્વવાળા કોઈપણ પ્રકારે ચિત્તની સ્થિરતા કરવા સમર્થ બની શકતા નથી. સમગ્ર શ્રુતથી પૂર્વ એટલે પ્રથમ રચના થએલી હોવાથી પૂર્વ અને તેને ધારણ કરનારા, કે પૂર્વને જાણનાર તે પૂર્વવેદી કહેવાય. આ પ્રાયિક વચન સમજવું, કારણ કે માસતુસ, મરુદેવી આદિ પૂર્વધર ન હોવા છતા પણ તેમને શુક્લધ્યાનનો સંભવ માનેલો છે આદિ સંઘયણ વડે સ્થિરતા ટકાવી શકાય છે–એ હેતુ જણાવ્યો. ૨

એ જ વાત વિચારતા કહે છે કે—

**धत्ते न खलु स्वास्थ्य, व्याकुलित तनुमतां मनो विषयैः ।**
**शुक्लध्याने तस्माद्, नास्त्यधिकारोऽल्पसाराणाम् ॥ ३ ॥**

વિષયોથી આકુળ–વ્યાકુળ થએલા મનુષ્યોનાં મન સ્વાસ્થ્ય ધારણ કરતા ન હોવાથી અલ્પસત્ત્વવાળાઓને શુક્લધ્યાન ધ્યાવાનો અધિકાર નથી કહેલુ છે કે– 'પોતાને કોઈ હથીયારથી છેદે, ભેદે, હણે, બાળે, તો પણ દૂર ઉભેલા પ્રેક્ષકની માફક જે જોયા કરે અને વર્ષા, વાયરો, ઠંડી, ગરમી આદિ દુઃખોથી જે કંપતો નથી શુક્લધ્યાનમા આત્મા લીન બનેલો હોય, ત્યારે આંખથી કંઈ દેખે નહીં, કાનથી કાંઈ પણ સાંભળે નહીં, તેમ જ પાષાણની મૂર્તિ માફક ઈન્દ્રિયો સંબંધી કંઈપણ જ્ઞાન ન થાય, અને જે પોતાના ધ્યાનમા સ્થિરતા રાખે ૩ શંકા કરી કે, પ્રથમ સંઘયણવાળાને જ શુક્લધ્યાનમાં અધિકાર કહો છો, તો અત્યારે તો છેલ્લા સેવાર્ત–સંઘયણવાળા પુરુષો છે, તેમને શુક્લધ્યાનનો ઉપદેશ આપવાનો કયો અવસર છે? તેના સમાધાનમાં કહે છે—

अनवच्छित्त्यास्नायः समागतोऽस्येति कीर्त्यतेऽस्माभिः ।

दुष्करमप्याधुनिकैः, शुक्लध्यानं यथाशास्त्रम् ॥ ४ ॥

જો કે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અત્યારના જીવો માટે શુક્લધ્યાન ધ્યાવુ, તે અત્યંત દુષ્કર છે, તો પણ શુક્લધ્યાનના સંબંધમાં પરંપરાથી જે આમ્નાય ચાલતો આવ્યો છે, તે પરંપરા તૂટી ન જાય, તે માટે હું તેનું સ્વરૂપ કહું છું. ૪. શુક્લધ્યાનના ભેદો કહે છે—

ज्ञेयं नानात्वश्रुतविचारमैक्यं श्रुताविचारं च ।

सूक्ष्मक्रियमुत्सन्नक्रियमिति भेदैश्चतुर्धा तत् ॥ ५ ॥

૧ પૃથક્ત્વવિતર્ક સવિચાર શુક્લધ્યાન, ૨ એકત્વવિતર્ક અવિચાર શુક્લધ્યાન, ૩ સૂક્ષ્મક્રિય અપ્રતિપાતિ શુક્લધ્યાન, ૪ વ્યુપરતક્રિય અનિવર્તિ શુક્લધ્યાન અહિં નાનાત્વ એટલે વિવિધ–જુદી જુદી બાબતોની વિચારણા. શાની ? વિતર્ક એટલે શ્રુત–દ્વાદશાંગી–ચૌદપૂર્વ, વિચાર એટલે મનનો વિચાર એવો અર્થ ન કરતા વિશેષે કરી ચાર એટલે ચાલવું–એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં ચાલવું–જવુ, તે વિચાર એટલે કે પરમાણુ. દ્વયણુક આદિ પદાર્થ, વ્યંજન એટલે શબ્દ, યોગ એટલે મન, વચન, કાયાની પ્રવૃત્તિ, તેઓમાં સંક્રાન્તિ એટલે તેઓમાં આવી પ્રવેશવું અને નીકળવું. ૫ શુક્લધ્યાનના પ્રથમભેદની વિશેષ વ્યાખ્યા કહે છે—

एकत्र पर्ययाणां, विविधनयानुसरणं श्रुताद् द्रव्ये ।

अर्थ–व्यञ्जन–योगान्तरेषु संक्रमणयुक्तमाद्यं तत् ॥ ६ ॥

એક પરમાણુ આદિ દ્રવ્યમા ઉત્પાદ, સ્થિતિ, વિલય, મૂર્તત્વ, અમૂર્તત્વાદિ પર્યાયો, દ્રવ્યાર્થિક, પર્યાયાર્થિક નયોએ કરી પૂર્વગત શ્રુતાનુસારે ચિંતન કરવું, તે ચિંતન દ્રવ્ય, વ્યંજન એટલે શબ્દ મન, વચન, કાયાના યોગોના કોઈ પણ એક યોગમાં સંક્રમણ થવું, જેમકે એક દ્રવ્યના ચિંતનથી તેના શબ્દના ચિંતન ઉપર આવવું, શબ્દ–ચિંતનથી દ્રવ્ય ઉપર આવવું, મનોયોગથી કાયયોગમાં કે વચનયોગમાં આવવું, એવી રીતે કાયના યોગથી મનોયોગ કે વચનયોગમાં સંક્રમણ કરવું, તે શુક્લધ્યાનનો પ્રથમભેદ. કહેલું છે કે– " પૂર્વગત શ્રુતાનુસાર એક દ્રવ્યમાં ઉત્પાદ, સ્થિતિ, ભંગ આદિ પર્યાયોની વિવિધ નયાનુસારે વિચારણા કરવી, અને સવિચાર એટલે પદાર્થ, શબ્દ કે ત્રણ યોગો પૈકી એક યોગથી ગમે તે બીજા યોગમાં પ્રવેશ કરવો, નીકળવું તે વિચાર, આ પ્રમાણે રાગ–રહિત મુનિને પૃથક્ત્વ વિતર્ક સવિચાર શુક્લધ્યાન હોય છે " પ્રશ્ન કર્યો કે–પદાર્થ, શબ્દ કે ત્રણે યોગોમાં સંક્રમ થવાથી મનનું સ્થૈર્ય કેવી રીતે ગણાય ? અને મનની સ્થિરતા વગર ધ્યાન કેવી રીતે ગણાય ? સમાધાન કરે છે કે, એક દ્રવ્ય વિષયક મનની સ્થિરતા ઉત્પન્ન થએલી હોવાથી ધ્યાનપણું સ્વીકારવામાં વાંધો નથી ૬.

શુક્લધ્યાનનો બીજો ભેદ કહે છે—

एवं श्रुतानुसाराद्, एकत्ववितर्कमेकपर्यायें ।

अर्थ–व्यञ्जन–योगान्तरेष्वसंक्रमणमन्यत् तु ॥ ७ ॥

આ એકત્વવિતર્ક અવિચાર નામના શુકલધ્યાનના બીજા ભેદમાં પૂર્વધર ઉત્તમ મુનિવરોના શ્રુતાનુસાર કોઈપણ એક જ ધ્યેય રાખવાનુ હોય છે પરમાણુ, જીવ, જ્ઞાનાદિગુણ, ઉત્પાદ આદિ કોઈ પણ એક પર્યાય, શબ્દ કે અર્થ, ત્રણમાંથી કોઈપણ એક યોગ ધ્યેય તરીકે હોય છે; પણ જુદા જુદા હોતા નથી એક જ ધ્યેય રાખવાનુ હોવાથી વિચરણ હોતું નથી પદાર્થ, શબ્દ, ત્રણે યોગોમાં સંક્રમણ ન થાય, તેવા સ્વરૂપવાળું. કહેલુ છે કે– "પવન વગરના સ્થળમાં રહેલ સુરક્ષિત સ્થિર દીપક–સમાન નિષ્કંપ આ ધ્યાન હોય છે. આ ધ્યાનમાં એક ધ્યેય ઉપરથી પોતાની જાતિના, કે બીજા કોઈ પણ ધ્યેય ઉપર જવાનુ–વિચરણ હોતુ નથી, પણ ઉત્પાદ, સ્થિતિ, ભંગ આદિ કોઇ પણ એક પર્યાયમાં ધ્યાન હોય, પણ ધ્યાનાંતરમાં જવાનુ ન હોય પૂર્વગત શ્રુતના આલંબનથી એક ગમે તે ધ્યાન હોય, પણ વિચરણ ન હોય, એટલે આ ધ્યાન નિર્વિકલ્પક હોય છે. આ ધ્યાન બારમા ગુણસ્થાનકના અંત સુધી હોય છે. તેમા યથાખ્યાત ચારિત્ર હોય છે આ બંને ભેદોમા શુકલલેશ્યા હોય. ૭. ત્રીજો ભેદ કહે છે—

निर्वाणगमनसमये, केवलिनो दरनिरुद्धयोगस्य ।
सूक्ष्मक्रियाप्रतिपाति, तृतीयं कीर्तितं शुक्लम् ॥ ८ ॥

મોક્ષે જવાના અત્યંત નજીકના કાળમાં સર્વજ્ઞ કેવલી ભગવંત મન, વચન અને કાયાની બાદરયોગની પ્રવૃત્તિઓ રોકે છે, માત્ર શ્વાસોચ્છ્વાસની સૂક્ષ્મક્રિયા રહે છે. તેથી પાછા ફરવાનું હોતું નથી એ સૂક્ષ્મક્રિયા મટીને હવે કદાપિ સ્થૂલક્રિયા થવાની નથી માટે તેનું નામ સૂક્ષ્મક્રિય–અપ્રતિપાતિ છે આત્મા લેશ્યા અને યોગ–રહિત બનતો જાય છે. શરીર–પ્રવૃત્તિથી આત્મા છૂટતો જાય છે. સર્વે કર્મો, તૈજસ–કાર્મણ શરીર, આયુષ્ય, વચન, કાયાથી નિર્મલ આત્મા છુટો પડતો જાય છે ૮

વ્યુપરતક્રિય અનિવર્તિ નામનો ચોથો ભેદ કહે છે—

केवलिनः शैलेशी–गतस्य शैलवदकम्पनीयस्य ।
उत्सन्नक्रियमप्रतिपाति, तुरीयं परमशुक्लम् ॥ ९ ॥

મેરુપર્વત માફક અડોલ શૈલેશીકરણમા રહેલા કેવલીને ઉત્સન્નક્રિય અપ્રતિપાતિ નામનો શુકલધ્યાનનો ચોથો ભેદ હોય છે. તેનું બીજું નામ વ્યુપરતક્રિય–અનિવર્તિ રાખેલુ છે. ૯.

ચારે પ્રકારમા યોગ–સંખ્યાનું નિરૂપણ કરે છે—

एक–त्रियोगभाजामाद्यं स्यादपरमेकयोगानाम् ।
तनुयोगिनां तृतीय, निर्योगाणां चतुर्थं तु ॥ १० ॥

પહેલો પૃથક્ત્વવિતર્ક સવિચાર નામનો ભેદ ભંગિક શ્રુત ભણેલાને હોય છે અને તે મન વગેરે એક યોગવાળા કે ત્રણે યોગવાળાને હોય છે. બીજું એકત્વવિતર્ક અવિચાર ધ્યાન મન વગેરે યોગોમાથી કોઈ પણ એક યોગવાળાને બીજા યોગમા સંક્રમ થવાનો અભાવ હોવાથી ત્રીજુ સૂક્ષ્મક્રિય અનિવર્તિ સૂક્ષ્મ કાયયોગમા હોય, પણ બાકીના વચન અને મનોયોગમા હોય નહીં. ચોથુ વ્યુત્સન્નક્રિય અપ્રતિપાતિ યોગરહિત અયોગી કેવલિઓને શૈલેશી–કરણમા રહેલાને હોય. મન, વચન, કાયાના ભેદથી યોગ ત્રણ પ્રકારનો હોય. તેમા ઔદારિક, વૈક્રિય, આહારક,

તૈજસ અને કાર્મણ શરીરવાળા જીવને વીર્યપરિણતિ-વિશેષ કાયયોગ છે ઔદારિક, વૈક્રિય, આહારક શરીરની વ્યાપારક્રિયાથી ગ્રહણ કરેલાં ભાષાવર્ગણાનાં પુદ્ગલદ્રવ્યોના ટેકાથી જીવનો વ્યાપાર તે વચનયોગ, તે જ ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરની વ્યાપારક્રિયાથી ગ્રહણ કરેલા મનોવર્ગણાના દ્રવ્યોની મદદથી જીવનો વ્યાપાર, તે મનોયોગ. ૧૦

શંકા કરી કે, 'શુક્લધ્યાનના છેલ્લા બે ભેદમા મન છે જ નહીં. કારણ કે કેવલી ભગવંતો મન વગરના હોય છે. ધ્યાન તો મનની સ્થિરતાને ગણેલુ છે, તો આ ધ્યાન કેવી રીતે બને?' તેના સમાધાનમા કહે છે—

छद्मस्थितस्य यद्वत्, मनः स्थिर ध्यानमुच्यते तज्ज्ञैः ।
निश्चलमङ्गं तद्वत्, केवलिनां कीर्तितं ध्यानम् ॥ ११ ॥

જેમ જ્ઞાનીઓ છદ્મસ્થોના મનની સ્થિરતાને ધ્યાન કહે છે, તેમ કેવલિઓના અંગની નિશ્ચલતા, તે તેમનું ધ્યાન કહેલું છે શંકા કરી કે, 'ચોથા પ્રકારના શુક્લધ્યાનમાં કાય-યોગનો નિરોધ કરેલો હોવાથી તે હોતો નથી. યોગપણાનો અર્થ ધ્યાન-શબ્દથી પણ થાય છે ૧૧

શંકા કરી કે ચોથા શુક્લધ્યાનમાં કાયયોગનો નિરોધ કરેલો હોવાથી કાયયોગ પણ હોતો નથી. ધ્યાન શબ્દની વાચ્યતા કેવી રીતે હોય ? તે કહે છે—

पूर्वाभ्यासात्, जीवोपयोगतः कर्मजरणहेतोर्वा ।
शब्दार्थवहुत्वाद् वा जिनवचनाद् वाऽप्ययोगिनो ध्यानम् ॥ १२ ॥

જેમ કુંભારનું ચક્ર પહેલા ભમાવવા માટે દંડાદિકથી ભમાવી વેગ ઉત્પન્ન કરાય છે અને પછી દંડાદિકના અભાવમા પૂર્વે આપેલા વેગથી વગર દંડે પણ ભ્રમણ ચાલુ રહે છે, તેવી રીતે મન વગેરે સર્વ યોગો બંધ થવા છતા પણ અયોગીઓને પૂર્વના અભ્યાસથી ધ્યાન હોય છે તથા જો કે દ્રવ્યથી યોગો હોતા નથી, તો પણ જીવના ઉપયોગરૂપ ભાવમનનો સદ્ભાવ હોવાથી યોગીઓને ધ્યાન હોય છે અથવા ધ્યાનકાર્યનુ ફળ કર્મ-નિર્જરા અને તેનો હેતુ ધ્યાન, જેમ કે, અપુત્ર હોય તો પણ પુત્રનુ કાર્ય કરનાર પુત્ર કહેવાય છે. ભવ સુધી રહેનારા ભવોપગ્રાહી કર્મની નિર્જરા આ ધ્યાનથી થાય છે. અથવા એક શબ્દના ઘણા અર્થો થાય છે જેમ કે, 'હરિ' શબ્દના અનેક અર્થો થાય છે. હરિ એટલે સૂર્ય, મર્કટ, ઘોડો, સિંહ, ઈન્દ્ર, કૃષ્ણ એવા એક શબ્દના અનેક અર્થો થાય છે, એ પ્રમાણે ધ્યાનશબ્દના પણ ઘણા અર્થો થાય છે તે આ પ્રમાણે 'ध्यै चिन्तायाम्' 'ध्यै काययोग-निरोधे' 'ध्यै अयोगित्त्वेऽपि' એટલે 'ધ્યૈ' ધાતુ ચિન્તા, વિચાર-ધ્યાન કરવું-કાયયોગના-નિરોધ અર્થમા અને અયોગિપણામાં પણ કહેલો છે વ્યાકરણકારો અને કોશકારો દ્વારા નિપાતો તથા ઉપસર્ગો, તેમ જ ધાતુઓ તે ત્રણના અનેક અર્થો થાય છે પાઠ એ જ એનું દૃષ્ટાંત છે અથવા જિનાગમથી અયોગીને પણ ધ્યાન કહેલુ છે કહેલુ છે કે—"આગમ, યુક્તિ, સપૂર્ણ શ્રદ્ધા એ અતીન્દ્રિય પદાર્થોની સત્તા સ્વીકારવા માટે પ્રમાણભૂત છે ૧૨ આટલી હકીકત જણાવ્યા છતા શુક્લ-ધ્યાનના ચારે પ્રકારની વિશેષ સમજ આપે છે—

आद्ये श्रुतावलम्बन-पूर्वे पूर्वश्रुतार्थसम्बन्धात् ।
पूर्वधराणां छद्मस्थ-योगिनां प्रायशो ध्याने ॥ १३ ॥

શુકલધ્યાનના ચાર પ્રકાર પૈકી પ્રથમના બે પ્રકારો પૂર્વધર છદ્મસ્થ યોગીને શ્રુતજ્ઞાનના અવલંબનથી, પૂર્વશ્રુતના અર્થના સંબંધથી ઘણે ભાગે હોય છે, ઘણે ભાગે પૂર્વધરોને હોય છે–તેમ કહેવાથી અપૂર્વધર એવા 'માષતુષ' મુનિ અને મરુદેવી માતાને પણ શુકલધ્યાનનો સદ્ભાવ ગણાવેલો છે ૧૩. તથા—

सकलालम्बनविरह-प्रथिते द्वे त्वन्तिमे समुद्दिष्टे ।
निर्मलकेवलदृष्टि-ज्ञानानां क्षीणदोषाणाम् ॥ १४ ॥

શુકલધ્યાનના છેલ્લા બે પ્રકારો જેમના સર્વ દોષો ક્ષય પામેલા હોય, તેવા નિર્મળ કેવલજ્ઞાન–દર્શનવાળાને કહેલા છે. ૧૪. તથા—

तत्र श्रुताद् गृहीत्वैकम्, अर्थमर्थाद् व्रजेच्छब्दम् ।
शब्दात् पुनरप्यर्थं, योगाद् योगान्तरं च सुधीः ॥ १५ ॥

संक्रामत्यविलम्बितम्, अर्थप्रभृतिषु यथा किल ध्यानी ।
व्यावर्तते स्वयमसौ, पुनरपि तेन प्रकारेण ॥ १६ ॥

इति नानात्वे निशिताभ्यासः संजायते यदा योगी ।
आविर्भूतात्मगुणः, तदैकताया भवेद् योग्यः ॥ १७ ॥

उत्पाद-स्थिति-भङ्गादि-पर्ययाणां यदेकयोगः सन् ।
ध्यायति पर्ययमेकं, तत् स्यादेकत्वमविचारम् ॥ १८ ॥

त्रिजगद्विषय ध्यानादणुसस्थं धारयेत क्रमेण मनः ।
विषमिव सर्वाङ्गगतं, मन्त्रबलान्मान्त्रिको दंशे ॥ १९ ॥

अपसारितेन्धनभरः, शेषःस्तोकेन्धनोऽनलो ज्वलितः ।
तस्मादपनीतो वा, निर्वाति यथा मनस्तद्वत् ॥ २० ॥

તે શુકલધ્યાનના પ્રથમ પ્રકારમાં શ્રુતજ્ઞાનમાંથી કોઈ એક પદાર્થ ગ્રહણ કરીને તેના વિચારમાથી શબ્દના વિચારમાં જવું થાય, વળી શબ્દથી પદાર્થના વિચારમાં આવવું થાય, તેમ જ ગમે તે એક યોગમાંથી બીજા યોગમા જવુ–આવવું થાય જે પ્રમાણે ધ્યાની પુરુષ વગર–વિલંબે અર્થ વગેરેમા સંક્રમણ કરે છે, તે જ પ્રમાણે ફરી પણ પોતે ત્યાથી પાછા ફરે છે. આ પ્રમાણે જ્યારે યોગી અનેક પ્રકાર વિષયક સૂક્ષ્મ અભ્યાસવાળો થાય છે, ત્યારે આત્મગુણ પ્રગટ કરી શુકલધ્યાનથી એકતાને યોગ્ય થાય છે એક યોગવાળો બની પદાર્થોની ઉત્પત્તિ,

સ્થિતિ, નાશ આદિ પર્યાયો તેમાંથી એક પર્યાયનુ જ ધ્યાન કરે, તે એકત્વ-અવિચાર શુક્લ-ધ્યાન કહેવાય મંત્ર જાણનાર મંત્રના બલથી આખા શરીરમાં વ્યાપેલા ઝેરને એક ડખના સ્થાનમા લાવી મૂકે છે, તેમ ત્રણ જગતના વિષયવાળા મનને ધ્યાનના બળે એક પરમાણુ વિષયક ક્રમપૂર્વક ધ્યાન કરે સળગતા અગ્નિમા નવા લાકડાં ન ઉમેરવાથી અગર બળતાં લાકડા ખેંચી લેવાથી બાકીનો અગ્નિ ઘટતો ઘટતો આપોઆપ ઓલવાઈ જાય, તેમ મનને પણ વિષયરૂપ ઈન્ધન ન મળવાથી આપોઆપ શાન્ત થઈ જાય છે ૧૫ થી ૨૦. હવે બીજા ધ્યાનનુ ફલ કહે છે—

ज्वलति ततश्च ध्यान–ज्वलने भृशमुज्ज्वले यतीन्द्रस्य ।
निखिलानि विलीयन्ते, क्षणमात्राद् घातिकर्माणि ॥ २१ ॥

ત્યાર પછી ધ્યાનાગ્નિ અત્યત ઉત્કટપણે પ્રજ્વલિત થવાના યોગે ઉત્તમ મુનિવરના સમગ્ર ઘાતિકર્મો ક્ષણવારમા બળી ભસ્મ થઈ જાય છે ૨૧ ઘાતિકર્મોના નામો કહે છે—

ज्ञानावरणीय दृष्ट्यावरणीय च मोहनीय च ।
विलय प्रयान्ति सहसा, सहान्तरायेण कर्माणि ॥ २२ ॥

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય એ ત્રણે સાથે અતરાય કર્મો એકદમ વિલય-નાશ પામે છે ૨૨ ઘાતિકર્મનો ક્ષય થવાથી ફળ જણાવે છે—

सम्प्राप्य केवलज्ञान–दर्शने दुर्लभे ततो योगी ।
जानाति पश्यति तथा, लोकालोक यथावस्थम् ॥ २३ ॥

તેવા પ્રકારના ધ્યાનાતરમાં વર્તતા યોગીને ત્યાર પછી દુર્લભ કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રાપ્ત થાય છે. તેના પ્રભાવે જેવી અવસ્થામા લોક અને અલોક છે, તે પ્રમાણે યથાર્થ લોકાલોકને જાણે અને દેખે છે. ૨૩.

ઉત્પન્ન થએલા કેવલજ્ઞાનવાળા તીર્થંકર ભગવતના અતિશયોને ચોવીશ આર્યાઓથી કહે છે—

देवस्तदा स भगवान्, सर्वज्ञः सर्वदर्श्यनन्तगुणः ।
विहरत्यवनीवलय, सुरासुरनरोरगैः प्रणतः ॥ २४ ॥

वाग्ज्योत्स्नयाऽखिलान्यपि, विबोधयति भव्यजन्तुकुमुदानि ।
उन्मूलयति क्षणतो, मिथ्यात्व द्रव्य–भावगतम् ॥ २५ ॥

तन्नामग्रहमात्राद्, अनादिससारसभवं दुःखम् ।
भव्यात्मनामशेषं, परिक्षयं याति सहसैव ॥ २६ ॥

अपि कोटीशतसंख्याः, समुपासितुमागताः सुर–नराद्याः ।
क्षेत्रे योजनमात्रे, मान्ति तदाऽस्य प्रभावेण ॥ २७ ॥

त्रिदिवौकसो मनुष्याः, तिर्यञ्चोऽन्येऽप्यमुष्य बुध्यन्ते ।
निजनिजभाषानुगत, वचनं धर्मावबोधकरम् ॥ २८ ॥

आयोजनशतमुग्राः, रोगाः शाम्यन्ति तत्प्रभावेण ।
उदयिनि शीतमरीचाविव तापरुजः क्षितेः परितः ॥ २९ ॥

मारीति–दुर्भिक्षातिवृष्ट्यनावृष्टि–डमर–वैराणि ।
न भवन्त्यस्मिन् विहरति, सहस्ररश्मौ तमांसीव ॥ ३० ॥

કેવલજ્ઞાન પામ્યા પછી સર્વજ્ઞ સર્વદર્શી અરિહંત ભગવંત અનંતગુણ-નિધાન તે દેવાધિદેવ અનેક સુરો, અસુરો અને નાગકુમાર દેવો વડે પ્રણામ કરાતા પૃથ્વીમંડળમા વિચરે છે. વળી પોતાની વાણીરૂપ ચંદ્ર-કિરણની જ્યોત્સ્ના વડે ભવ્ય જીવો રૂપી ચંદ્ર-વિકાસી કમળોને પ્રતિબોધ કરે છે અને તેમનામા રહેલા દ્રવ્ય, ભાવ મિથ્યાત્વરૂપ અંધકારને ક્ષણવારમાં મૂળથી ઉખાડી મૂકે છે. તેમના નામ ગ્રહણ કરવા માત્રથી અનાદિ સંસારમા ઉત્પન્ન થએલ ભવ્ય જીવોનાં સમગ્ર દુઃખો એકદમ નાશ પામે છે વળી તે ભગવંતની ઉપાસના કરવા માટે આવેલા દેવો, મનુષ્યો અને તિર્યંચો સેંકડો ક્રોડોની સંખ્યામા આવેલા હોય, તે સર્વે તેમના પ્રભાવથી એક યોજનમાત્ર ક્ષેત્રમા નિરાબાધપણે સમાઈ જાય છે. ધર્મનો અવબોધ કરનારાં તેમનાં વચનને દેવો, મનુષ્યો, તિર્યંચો કે બીજા કોઈ પોતપોતાની ભાષામા સમજી શકે છે તેઓ જે જે ક્ષેત્રમાં વિચરતા હોય, તેની ચારે બાજુના સો સો યોજન ફરતા, ચંદ્રનો ઉદય થવાથી જેમ તાપ શાન્ત થાય, તેમ તેમના પ્રભાવથી ઉગ્રરોગો શાન્ત થાય છે. સૂર્યના ઉદયમા જેમ અંધકાર ન હોય, તેમ આ ભગવંત જ્યા જ્યાં વિચરતા હોય, ત્યા ત્યાં મરકી, દુકાળ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, યુદ્ધ, વૈર આદિ ઉપદ્રવો ન હોય. ૨૪ થી ૩૦.

मार्तण्डमण्डलश्री–विडम्बि भामण्डलं विभोः परितः ।
आविर्भवत्यनुवपुः प्रकाशयत् सर्वतोऽपि दिशः ॥ ३१ ॥

संचारयन्ति विकचान्यनुपादन्यासमाशु कमलानि ।
भगवति विहरति तस्मिन्, कल्याणीभक्तयो देवाः ॥ ३२ ॥

अनुकूलो वाति मरुत्, प्रदक्षिणं यान्त्यमुष्य शकुनाश्च ।
तरवोऽपि नमन्ति भवन्त्यधोमुखाः कण्टकाश्च तदा ॥ ३३ ॥

आरक्तपल्लवोऽशोक–पादपः स्मेरकुसुमगन्धाढ्यः ।
प्रकृतस्तुतिरिव मधुकर–विरुतैर्विलसत्युपरि तस्य ॥ ३४ ॥

षडपि समकालमृतवो, भगवन्तं त तदोपतिष्ठन्ते ।
स्मरसाहाय्यककरणे, प्रायश्चित्तं ग्रहीतुमिव ॥ ३५ ॥

अस्य पुरस्तात् निनदन्, विजृम्भते दुन्दुभिर्नभसि तारम् ।
कुर्वाणो निर्वाण-प्रयाणकल्याणमिव सद्यः ॥ ३६ ॥

पचापि चेन्द्रियार्थाः, क्षणान्मनोज्ञा भवन्ति तदुपान्ते ।
को वा न गुणोत्कर्षं, सविधे महतामवाप्नोति ? ॥ ३७ ॥

अस्य नखा रोमाणि च, वर्धिष्णून्यपि न हि प्रवर्धन्ते ।
भवशतसचितकर्मच्छेदं दृष्ट्वेव भीतानि ॥ ३८ ॥
समयन्ति तदभ्यर्णे, रजांसि गन्धजलवृष्टिभिर्देवाः ।
उन्निद्रकुसुमवृष्टिभिरशेषतः सुरभयन्ति भुवम् ॥ ३९ ॥

छत्रत्रयी पवित्रा, विभोरुपरि भक्तितस्त्रिदशराजैः ।
गङ्गास्रोतस्त्रितयीव, धार्यते मण्डलीकृत्य ॥ ४० ॥

સૂર્યમડલની શોભાને અનુસરતુ, સર્વ દિશાઓને પ્રકાશિત કરતું, ભગવતના શરીરની પાછળ ભામડળ પ્રગટ થાય છે ભગવંત જ્યારે પૃથ્વીતલ ઉપર વિચરતા હોય ત્યારે, કલ્યાણ કરનારી ભક્તિવાળા દેવો પગલે પગલે તેમને પગ સ્થાપન કરવા માટે તરત સુવર્ણકમલોનો સચાર કરાવે છે તથા પવન અનુકૂલ વાય છે, પક્ષીઓ ભગવતની જમણી બાજુથી પ્રદક્ષિણા આપે છે, વૃક્ષો નીચા થઈ નમન કરે છે, તે વખતે કાટા ઉધા થાય છે. લાલકુંપળયુક્ત, વિકસિત પુષ્પોની ગધવાળો, મધુકર–ભમરોના શબ્દોવડે સ્વાભાવિક સ્તુતિ કરતો હોય તેવો અશોકવૃક્ષ, ભગવંતની ઉપર શોભી રહેલો હોય છે. તે સમયે, કામદેવને સહાય કરવાના પાપનુ પ્રાયશ્ચિત્ત લેવા જાણે આવી હોય, તેવી રીતે છએ ઋતુઓ એક સામટી પ્રભુની આગળ પ્રગટ થાય છે. જાણે મોક્ષ–કલ્યાણક ઉજવવા માટે હોય, તેમ આ ભગવંતની આગળ મધુર શબ્દ કરતો દેવદુંદુભિ આકાશમાં પ્રગટ થાય છે. તે ભગવતની પાસે પાંચે ઈન્દ્રિયોના પ્રતિકૂળ પદાર્થો પણ ક્ષણવારમા મનોહર બની અનુકૂળ થાય છે ‘મહાપુરુષોના સાનિધ્યમા ગુણોત્કર્ષ કોણ ન પામે ?’ અર્થાત્ સર્વ પામે. સેંકડો ભવોના સંચિત કરેલાં કર્મોનો ઉચ્છેદ થએલો જોઈને ભય પામ્યા હોય, તેમ વધવાના સ્વભાવવાળા, પ્રભુના નખ અને રોમ અહિં વૃદ્ધિ પામતા નથી તે ભગવંતની પાસે દેવો સુગંધી જળની વૃષ્ટિ કરવા વડે કરીને ઉડવાના સ્વભાવવાળી ધૂળને શાન્ત કરે છે અને ખીલેલા પુષ્પોની વૃષ્ટિથી સમગ્ર ભૂમિને સુગધીવાળી કરે છે ઈન્દ્ર મહારાજાએ ભક્તિથી ગગાનદીના ત્રણ પ્રવાહોને જાણે વર્તુલાકાર બનાવ્યા હોય, તેમ ત્રણ પવિત્ર છત્રોને ભગવંતે મસ્તક ઉપર ધારણ કર્યાં હોય છે ૩૧ થી ૪૦

अयमेक एव नः प्रभुरित्याख्यातुं विडौजसोन्नमितः ।
अङ्गुलिदण्ड इवोच्चैश्चकास्ति रत्नध्वजस्तस्य ॥ ४१ ॥

अस्य शरदिन्दुदीधिति–चारूणि च चामराणि धूयन्ते ।
वदनारविन्दसपाति–राजहंसभ्रमं दधति ॥ ४२ ॥

प्राकारास्त्रय उच्चैः, विभान्ति समवसरणस्थितस्यास्य ।
कृतविग्रहाणि सम्यक्–चारित्र–ज्ञान–दर्शनानीव ॥ ४३ ॥

चतुराशावर्तिजनान्, युगपदिवानुग्रहीतुकामस्य ।
चत्वारि भवन्ति मुखान्यङ्गानि च धर्ममुपदिशतः ॥ ४४ ॥

अभिवन्द्यमानपादः, सुरासुरनरोरगैस्तदा भगवान् ।
सिंहासनमधितिष्ठति, भास्वानिव पूर्वगिरिशृङ्गम् ॥ ४५ ॥

तेजःपुञ्जप्रसर–प्रकाशिताशेषदिक्क्रमस्य तदा ।
त्रैलोक्यचक्रवर्तित्व–चिह्नमग्रे भवति चक्रम् ॥ ४६ ॥

भवनपति–विमानपति–ज्योतिःपति–वानमन्तराः सविधे ।
तिष्ठन्ति समवसरणे, जघन्यतः कोटिपरिमाणाः ॥ ४७ ॥

'આ અમારા એક જ સ્વામી છે' એ કહેવા માટે જાણે ઇન્દ્ર મહારાજાએ અંગુલિરૂપ દંડ ઊંચો કર્યો હોય, તેમ રત્નજડિત ધ્વજ પ્રભુની પાસે શોભી રહેલો છે આ પ્રભુને શરદ ઋતુના ચંદ્ર સરખા મનોહર ચામરો વિંજાય છે, તે ભગવંતના મુખકમળ પાસે આવતા રાજ-હંસોના વિભ્રમને ધારણ કરે છે. આ સમવસરણમા રહેલા ત્રણ ઉચા ગઢો જાણે જ્ઞાન, દર્શન અને ચારિત્રે ત્રણ શરીર ધારણ કર્યાં હોય તેમ સારી રીતે શોભે છે. ચારે દિશામાં રહેલા લોકોને એકી વખતે ઉપકાર કરવા માટેની ઇચ્છાથી હોય તેમ ધર્મોપદેશ કરતા ભગવતને ચાર શરીરો અને ચાર મુખો થાય છે. તે સમયે દેવો, અસુરો, મનુષ્યો અને ભવનપતિ દેવો વડે અભિવંદન કરાતા ચરણવાળા ભગવંત ઉદયાચળના શિખર પર જેમ સૂર્ય શોભે તેમ સિંહાસન પર બિરાજમાન થાય છે તે અવસરે તેજ–સમૂહનો ફેલાવો કરી સમગ્ર દિશા–સમૂહને પ્રકાશિત કરતું અને ત્રણ લોકના ધર્મચક્રવર્તીના ચિહ્નરૂપ ધર્મચક્ર પ્રભુ આગળ રહેલું હોય છે. ભવનપતિ, વૈમાનિક, જ્યોતિષ્ક અને વાનવ્યંતર એમ ચારે નિકાયના દેવો સમવસરણની અંદર ભગવાનની પાસે જઘન્યથી કોટી સંખ્યા–પ્રમાણ રહે છે. ૪૧ થી ૪૭.

કેવલજ્ઞાની તીર્થંકર ભગવતના અતિશયોનુ સ્વરૂપ કહીને હવે સામાન્ય કેવળીઓનુ સ્વરૂપ કહે છે—

तीर्थकरनामसंज्ञं, न यस्य कर्मास्ति सोऽपि योगबलात् ।
उत्पन्नकेवलः सन्, सत्यायुषि बोधयत्युर्वीम् ॥ ४८ ॥

જેઓને તીર્થંકરનામકર્મ નથી, તેઓ પણ યોગના બલથી કેવલજ્ઞાન ઉત્પન્ન કર્યા પછી જો આયુષ્યકર્મ બાકી રહેલું હોય, તો જગતના જીવોને ધર્મનો પ્રતિબોધ કરે છે. ૪૮. ત્યાર પછી કરવા યોગ્ય કહે છે—

संपन्नकेवलज्ञान–दर्शनोऽन्तर्मुहूर्त्तशेषायुः ।
अर्हति योगी ध्यानं, तृतीयमपि कर्तुमचिरेण ॥ ४९ ॥

કેવલજ્ઞાન, કેવલદર્શન પ્રાપ્ત કરેલ યોગીનુ આયુષ્ય અંતર્મુહૂર્ત બાકી રહે, ત્યારે તે તત્કાલ ત્રીજું શુક્લધ્યાન કરવા યોગ્ય થાય છે. અંતર્મુહૂર્ત એટલે મુહૂર્તની અંદરનો સમય સમજવો. ૪૯.

શુ સર્વ યોગીઓ સરખી રીતે ત્રીજું ધ્યાન શરૂ કરે ? કે તેમા કંઇ વિશેષ હોય ? તે કહે છે—

आयु:कर्मसकाशाद्, अधिकानि स्युर्यदाऽन्यकर्माणि ।
तत्साम्याय तदोपक्रमते योगी समुद्घातम् ॥ ५० ॥

જો બાકી રહેલાં ભવોપગ્રાહી કર્મની સ્થિતિ આયુષ્યકર્મ કરતાં અધિક હોય, ત્યારે તે કર્મો સાથે ભોગવાય, તે માટે તે યોગી કેવલિસમુદ્ઘાત નામનો પ્રયત્ન-વિશેષ કરે.

આયુષ્યકર્મ જેટલી જ જો બાકીનાં કર્મની સ્થિતિ બાકી હોય તો, ત્રીજા ધ્યાનની શરૂઆત કરે, પણ આયુષ્યકર્મ કરતાં બીજા કર્મોની સ્થિતિ લાંબી હોય, ત્યારે સ્થિતિ-ઘાત, રસ-ઘાત આદિ માટે સમુદ્ઘાત નામનો પ્રયત્ન-વિશેષ કરે છે. કહેલુ છે કે—'જે કેવલિ ભગવંતને જો આયુષ્યકર્મ કરતા અધિક સ્થિતિવાળું કર્મ હોય, તે ભગવત તેને સરખા કરવાની અભિલાષાથી કેવલિ-સમુદ્ઘાત નામનો પ્રયત્ન કરે છે.' સમુદ્ઘાત એટલે સમ્યક્ પ્રકારે જેનો પ્રાદુર્ભાવ બીજી વખત ન થાય તેવી રીતે પ્રબળપણે ઘાત કરવો—જીવપ્રદેશોને શરીરની બહાર કાઢવા. ૫૦

તે સમુદ્ઘાતની વિધિ બતાવે છે—

दण्ड-कपाटे मन्थानकं च, समयत्रयेण निर्माय ।
तुर्ये समये लोकं, निःशेषं पूरयेद् योगी ॥ ५१ ॥

ધ્યાનસ્થ કેવલી ભગવત ધ્યાનના બળથી પોતાના આત્મપ્રદેશોને શરીરની બહાર કાઢે છે એટલે કે પ્રથમ સમયે આત્મપ્રદેશો શરીરની બહાર કાઢતા જ લોક-પ્રમાણ ઊંચો અને નીચો તથા સ્વદેહ-પ્રમાણ પહોળો આત્મપ્રદેશોનો દંડ કરે છે, તથા બીજે જ સમયે તે દંડમાથી કમાડની જેમ પહોળાં કમાડ થઈ જાય છે. એટલે આત્મપ્રદેશો આગળ-પાછળ લોકમાં એવી રીતે ફેલાય છે, જેથી પૂર્વ-પશ્ચિમ અગર ઉત્તર-દક્ષિણ કમાડની આકૃતિ માફક ગોઠવાઈ જાય છે. ત્રીજા સમયે તેમાથી જ આત્મ-પ્રદેશો એવી રીતે ફેલાવે છે કે જેથી મંથાન-રવૈયાના આકારની માફક ગોઠવાઈ જાય છે એવી રીતે ઘણો લોક પૂરાઈ જાય છે. ચોથે સમયે તે યોગી આતરાં પૂરી નાખીને આખા લોકને પોતાના આત્મ-પ્રદેશોથી વ્યાપ્ત કરી નાખે છે એમ ઘણો લોક પૂરતા અનુશ્રેણી સુધી ગમન થવાથી લોકના ખૂણાઓ પણ આત્મ-પ્રદેશોથી પૂરી નાખે છે એટલે ચાર સમયમા સમગ્ર લોકાકાશને જીવ-પ્રદેશોથી પૂર્ણ કરવામાં આવે છે જેટલા આત્મપ્રદેશો છે, તેટલા જ લોકાકાશના પ્રદેશો છે એટલે દરેક આકાશ-પ્રદેશે એક એક આત્મ-પ્રદેશ ગોઠવાઈ જાય છે 'લોક પૂરણ કર્યો' એમ શ્રવણ કરવાથી બીજાઓ આત્માને વિભુપણે એટલે સર્વવ્યાપી માનનારાઓ ઉત્પન્ન થયા તેઓનો અર્થવાદ આ પ્રમાણે છે કે 'સર્વબાજુ ચક્ષુવાળો, સર્વત્ર મુખવાળો, સર્વબાજુ બાહુવાળો, સર્વત્ર પાદવાળો' વગેરે ૫૧

હવે પાંચ વગેરે સમયમા શું શું કરે છે, તે કહે છે—

समयैस्ततश्चतुर्भिः, निवर्तते लोकपूरणादस्मात् ।
विहितायुःसमकर्मा, ध्यानी प्रतिलोममार्गेण ॥ ५२ ॥

ચાર સમયે સમગ્ર લોક પૂરવાનુ કામ સમાપ્ત કરી આયુ-સ્થિતિ જેટલા બાકીના કર્મોને સરખા ગોઠવી ધ્યાની મુનિ અવળા ક્રમથી લોક પૂરવાના કાર્યથી પાછા ફરે અર્થાત્ પાચમે સમયે લોકમાં ફેલાવેલા કર્મવાળા આત્મ-પ્રદેશોને સંહરણ કરી સંકોચી લે છઠ્ઠા સમયે મંથાન આકાર સમેટી લે, ગાઢ સંકોચ કરવાથી સાતમે સમયે કમાડ–આકાર સંકોચી લે, આઠમે સમયે દંડ સંકોચી શરીરમાં જ રહે. સમુદ્ઘાત–સમયે મન અને વચનના યોગો વ્યાપાર વગરના જ હોય છે ત્યા તે બને યોગોનુ તેવું કોઈ પ્રયોજન નથી, માત્ર એકલા કાયયોગનો જ વ્યાપાર હોય છે. તેમા પણ પહેલા અને આઠમા સમયમા ઔદારિક કાયાની પ્રધાનતા હોવાથી ઔદારિક કાયયોગ જ હોય છે બીજા, છઠ્ઠા અને સાતમા સમયમા વળી ઔદારિક શરીરથી બહાર આત્માનું ગમન થવાથી કાર્મણવીર્યનો પરિસ્પંદ થવાથી ઔદારિક–કાર્મણ મિશ્ર યોગ હોય છે. ત્રીજા, ચોથા અને પાચમા સમયમા ઘણા આત્મપ્રદેશો ઔદારિક શરીરના વ્યાપાર વગરના અને તે શરીરથી બહાર હોવાથી તેના શરીરની સહાય વગરનો એકલો કાર્મણ કાયયોગ હોય છે. કહેલુ છે કે–" પહેલા અને આઠમા સમયે ઔદારિક શરીરનો વ્યાપાર હોવાથી ઔદારિક કાયયોગ માનેલો છે. તથા બીજા, છઠ્ઠા તથા સાતમા સમયે ઔદારિકમિશ્ર કાયયોગ, માનેલો છે. ત્રીજા, ચોથા, પાચમા સમયમા કાર્મણ કાયયોગ અને ત્રણે સમયમા પણ આત્મા નક્કી અનાહારી હોય છે." સમુદ્ઘાતનો ત્યાગ કરી જરૂર પડે તો ત્રણે યોગનો વ્યાપાર કરે છે જેમ કે–અનુત્તર–દેવે કોઈક તેવો મનથી પ્રશ્ન પૂછ્યો હોય, તો સત્ય કે અસત્યામૃષા મનોયોગની પ્રવૃત્તિ કરે, એ પ્રમાણે કોઈકને આમંત્રણ કરવા આદિમાં તેવા જ વચનયોગનો વ્યાપાર કરે, બીજા બે ભેદોનો વ્યાપાર ન કરે, બંને પણ ઔદારિક કાયયોગો ફલક પાછુ અર્પણ કરવા આદિકમા વ્યાપાર કરે. ત્યાર પછી અંતર્મુહૂર્ત માત્ર કાળમાં યોગ–નિરોધ શરૂ કરે છે અહીં ત્રણે પ્રકારના યોગો બે પ્રકારવાળા છે. સૂક્ષ્મ અને બાદર. તેમા કેવલજ્ઞાન ઉત્પન્ન થયા પછીનો ઉત્તરકાળ જઘન્યથી અંતર્મુહૂર્તનો અને ઉત્કૃષ્ટથી કંઈક ન્યૂન દેશોન પૂર્વકોટિ. તેટલા કાળ સુધી સયોગીકેવલી ભગવંત વિચરી અનેક ભવ્યોને પ્રતિબોધ કરે છે અને જ્યારે તેમનુ આયુષ્ય માત્ર અંતર્મુહૂર્ત બાકી રહે છે, ત્યારે તેઓ પ્રથમ બાદર કાયયોગથી બાદર વચન અને મનોયોગ રોકે છે, ત્યાર પછી સૂક્ષ્મ કાયયોગથી બાદર કાયયોગને રોકે છે બાદર કાયયોગ હોય, ત્યારે સૂક્ષ્મ યોગ રોકવા અશકય છે દોડતો માણસ ધ્રૂજારીને રોકી શકતો નથી. તેથી સર્વ બાદર–યોગોનો નિરોધ કર્યા પછી સૂક્ષ્મ કાયયોગથી સૂક્ષ્મ વચન, અને મન યોગોનો નિરોધ કરે છે. ત્યાર પછી સૂક્ષ્મક્રિય અનિવર્તિ શુક્લધ્યાન કરતો પોતાના આત્માથી જ સૂક્ષ્મ કાયયોગનો નિરોધ કરે છે ૫૨. એ જ હકીકત ત્રણ આર્યાથી કહે છે–

श्रीमानचिन्त्यवीर्यः, शरीरयोगेऽथ वादरे स्थित्वा ।
अचिरादेव हि निरुणद्धि, वादरौ वाङ्मनसयोगौ ॥ ५३ ॥

सूक्ष्मेण काययोगेन, काययोगं स वादर रुन्ध्यात् ।
तस्मिन् अनिरुद्धे सति, शक्यो रोद्धुं न सूक्ष्मतनुयोगः ॥ ५४ ॥

वचन-मनोयोगयुग, सूक्ष्मं निरुणद्धि सूक्ष्मात् तनुयोगात् ।
विदधाति ततो ध्यानं, सूक्ष्मक्रियमसूक्ष्मतनुयोगम् ॥ ५५ ॥

કેવલજ્ઞાનાદિક લક્ષ્મીવાળા અને અચિન્ત્ય શક્તિવાળા તે યોગી બાદર કાયયોગમાં રહેલા બાદર વચન અને મનયોગો ઘણા અલ્પકાળમાં રોકે છે. પછી સૂક્ષ્મ કાયયોગથી બાદર કાયયોગને રોકે, બાદર તનુયોગ રોકાયા સિવાય સૂક્ષ્મતનુયોગ રોકી શકાતો નથી, પછી સૂક્ષ્મ તનુયોગથી સૂક્ષ્મ વચન અને મનોયોગો રોકે છે. ત્યાર પછી સૂક્ષ્મતનુયોગ વગરનુ સૂક્ષ્મક્રિય અનિવર્તિ નામનુ ધ્યાન કરે છે. સમુચ્છિન્ન-ક્રિય એવું તેનું બીજું નામ પણ કહેલુ છે. ૫૩-૫૪-૫૫.

तदनन्तरं समुत्सन्न-क्रियमाविर्भवेदयोगस्य ।
अस्यान्ते क्षीयन्ते, त्वघातिकर्माणि चत्वारि ॥ ५६ ॥
लघुवर्णपंचकोद्गिरण-तुल्यकालमवाप्य शैलेशीम् ।
क्षपयति युगपत् परितो, वेद्यायुर्नाम-गोत्राणि ॥ ५७ ॥

ત્યાર પછી અયોગીને સમુત્સન્નક્રિય પ્રગટ થાય છે-એટલે સર્વ ક્રિયા બંધ થાય છે આના અંતમા ચાર અઘાતિ કર્મોનો ક્ષય થાય છે. ૫૬ ત્યાર પછી 'अ इ उ ऋ ऌ' એ પાંચ હ્રસ્વાક્ષર બોલાય, તેટલો કાળ તે ટકે છે મેરુપર્વત સરખી સ્થિર અવસ્થા પામીને એકી સામટા વેદનીય, આયુ, નામ અને ગોત્ર એ ચારે કર્મો ખપાવી નાખે છે. ૫૬-૫૭. ત્યાર પછી—

औदारिक-तैजस-कार्मणानि संसारमूलकरणानि ।
हित्वेहऋजुश्रेण्या, समयेनैकेन याति लोकान्तम् ॥ ५८ ॥

સસારનાં મૂળ કારણભૂત ઔદારિક, તૈજસ અને કાર્મણ લક્ષણ શરીરોનો ત્યાગ કરીને વિગ્રહ વગરની એક ઋજુશ્રેણિથી બીજા આકાશ-પ્રદેશનો સ્પર્શ કર્યા સિવાય એક જ સમયમા એટલે કે બીજા સમયનો પણ સ્પર્શ કર્યા સિવાય લોકના છેડે રહેલા સિદ્ધિક્ષેત્રમા સાકાર ઉપયોગ-સહિત જાય છે. કહેલુ છે કે " આ પૃથ્વીતલ પર છેલ્લા શરીરનો ત્યાગ કરીને ત્યાં જઈને સિદ્ધિ પામે છે' ૫૮. શંકા કરી કે, જીવ ઉપર જતાં લોકાન્તની ઉપર આગળ કેમ જતો નથી ? અગર દેહ ત્યાગની ભૂમિની નીચે કે તિર્છો કેમ જતો નથી, તે કહે છે—

नोर्ध्वमुपग्रहविरहाद्, अधोऽपि वा नैव गौरवाभावात् ।
योगप्रयोगविगमात्, न तिर्यगपि तस्य गतिरस्ति ॥ ५९ ॥

જેમ મત્સ્યને ગતિમા સહાયક જલ, તેમ જીવને ગતિમા સહાયક ધર્માસ્તિકાય પદાર્થ આગળ ન હોવાથી, લોકના છેડા પછી તે ન હોવાથી જીવ ઊર્ધ્વમા જઈ શકતો નથી, તેમ જ અધોગમનના કારણભૂત તેમા વજન ન હોવાથી નીચે જતો નથી. કાયાદિ યોગો અને તેની પ્રેરણા તે બંનેનો અભાવ થવાથી તિર્છો પણ જતો નથી. ૫૯.

અહીં કર્મથી મુક્ત થએલાને ઉપર જવાનો પ્રદેશ મર્યાદિત હોવાથી ગતિ ન થવી જોઈએ, તેમ કહેનાર પ્રત્યે કહે છે—

लाघवयोगाद् धूमवदलाबुफलवच्च सङ्गविरहेण ।
बन्धनविरहादेरण्डवच्च सिद्धस्य गतिरूर्ध्वम् ॥ ६० ॥

ભારેપણાના પ્રતિપક્ષભૂત હલકાપણું તેવા પરિણામના યોગથી ધૂમાડા માફક સિદ્ધની ઊર્ધ્વ ગતિ હોય છે. તથા સંગરહિત થવાથી તથાવિધ પરિણામથી તુંબડા ઉપર માટીના કાદવના ઉપરા ઉપર આઠ લેપો કર્યા હોય, તેવું વજનદાર ભારી માટીના સંગવાળુ તુંબડું પાણીમાં તળીયે ડુબી જાય, પણ પાણીમાં ભીંજાવાથી ક્રમસર આઠે માટીના લેપ દૂર થાય, ત્યારે હલકું તુંબડું આપોઆપ પાણીની સપાટી ઉપર સ્વાભાવિક આવી જાય, તેની માફક સિદ્ધનો જીવ આઠે કર્મોના લેપના ભારથી મુકત થવાથી તેવી પરિણતિથી આપોઆપ લોકાન્ત સુધી પહોંચી જાય છે એરડી સીંગના બંધનમાથી છૂટેલ એરડફલની માફક કર્મબંધથી છૂટેલ સિદ્ધની ઊર્ધ્વગતિ હોય છે. ૬૦ અને ત્યાર પછી—

सादिकमनन्तमनुपमम्, अव्याबाधं स्वभावजं सौख्यम् ।
प्राप्तः सकेवलज्ञान–दर्शनो मोदते मुक्तः ॥ ६१ ॥

આદિસહિત હોય તે સાદિક, સંસારમાં કદાચિત્ પણ આવા સુખનો અનુભવ કર્યો નથી, માટે સાદિક સુખ, આ સિદ્ધિસુખનો હવે કદાપિ અંત આવવાનો ન હોવાથી અનંત સુખ, સાદિનુ અનંતપણું કેવી રીતે? એમ કહેતા હો તો ઘટાદિકના નાશમાં તેમ દેખાતું હોવાથી, ઘટાદિકનો નાશ સાદિ છે, ઘણ આદિના વ્યાપારથી તેનો નાશ ઉત્પન્ન થયો હોવાથી. ક્ષયનો અભાવ હોવાથી અનંત, પરંતુ ક્ષય થવા છતાં ફરી તેમાંથી ઘટ ઉત્પન્ન થવાનો પ્રસંગ હોવાથી, અનંત ન કહેવાય. અનુપમ એટલે કોઈ પણ ઉપમાનના અભાવવાળું સુખ, દરેક જીવોનાં અતીત કાળનાં, વર્તમાનકાળનાં અને ભવિષ્યકાળનાં સાંસારિક સુખો એકઠાં કરીએ તો એક સિધ્ધના સુખનો અનંતમો ભાગ છે તેમના સુખમાં કોઈપણ પ્રકારની વચ્ચે બાધા હોતી નથી, શરીર અને મનની બાધાના કારણોનો અભાવ હોવાથી અવ્યાબાધ. સ્વભાવથી થવાવાળું સુખ, આત્મ-સ્વરૂપ માત્રથી જ થનારૂં સિધ્ધોનું સુખ છે. આવા પ્રકારનું સાદિ અનંત, અનુપમ, અવ્યાબાધ, સ્વાભાવિક સુખ પામેલ કેવલજ્ઞાન–દર્શનવાળો મુક્ત આત્મા પરમાનદ ભોગવનાર થાય છે આમ કહેવાથી કેટલાક કહે છે કે, ‘સુખ આદિ ગુણોથી રહિત અને જ્ઞાન–દર્શનરહિત મુક્તાત્મા હોય છે’ તેમના મતને પરાસ્ત કર્યો વૈશેષિક દર્શનવાળા કહે છે કે–‘બુદ્ધિ આદિ નવ ગુણો– આત્માના વિશેષગુણોનો અત્યંત ઉચ્છેદ, તે મોક્ષ’, અથવા તો પ્રદીપનું નિર્વાણ થવું, તેના સરખા અભાવમાત્ર સ્વરૂપ મોક્ષ કહેનારાઓને દૂર કર્યા. બુધ્ધિ આદિ ગુણોના ઉચ્છેદરૂપ કે આત્માના ઉચ્છેદરૂપ મોક્ષ ઈચ્છવા યોગ્ય હોતો નથી. કયો વિવેકી બુધ્ધિશાળી પુરુષ પોતાના ગુણોના ઉચ્છેદવાળા આત્માના ઉચ્છેદવાળા મોક્ષને ઈચ્છે? માટે અનંત–જ્ઞાન–દર્શન–સુખ–વીર્યમય સ્વરૂપવાળો સર્વ પ્રમાણથી સિધ્ધ એવો જ મોક્ષ યુક્ત છે ૬૧.

એ પ્રમાણે પરમાર્હત શ્રીકુમારપાળ ભૂપાલને સાંભળવાની ઈચ્છા થવાથી આ શ્રી હેમચન્દ્રસૂરિએ રચેલ, જેને ‘અધ્યાત્મોપનિષદ્’ નામનો પટ્ટબંધ થયો છે, તે યોગશાસ્ત્રને વિષે પોતે જ રચેલ વિવરણના અગીઆરમા પ્રકાશનો આગમોદ્ધારક આચાર્ય શ્રીઆનંદસાગરસૂરીશ્વરના પટ્ટધર આ. શ્રીહેમસાગરસૂરિએ કરેલ ગૂર્જરાનુવાદ સંવત્ ૨૦૨૨, પ્રથમ શ્રાવણ શુદિ છઠ અને શનિવાર, તા. ૨૩–૭–૬૬ના દિવસે મુંબઈ પાયધુની નમિનાથજીના ઉપાશ્રય મધ્યે પૂર્ણ કર્યો



---

# બારમો પ્રકાશ

ओ॑ अर्ह ।

શાસ્ત્રની શરૂઆતમા જે કહેલુ હતું કે–'પોતાના અનુભવથી પણ' તેનો વિસ્તાર કરવા માટે પ્રસ્તાવના કરે છે–

श्रुतसिन्धोर्गुरुमुखतो, यदधिगत तदिह दर्शित सम्यक् ।
अनुभवसिद्धमिदानी, प्रकाश्यते तत्त्वमिदममलम् ॥ १ ॥

આગમાદિ શ્રુતજ્ઞાનરૂપી સમુદ્રથી તથા ગુરુ મહારાજના મુખકમળથી મે જે કાંઈ જાણ્યું કે સાભળ્યુ, તે અહીં અગીઆર પ્રકાશમા વિસ્તારથી સારી રીતે બતાવ્યુ હવે મને પોતાને અનુભવથી સિદ્ધ થએલુ યોગ વિષયક નિર્મલ તત્ત્વ તેને પ્રકાશિત કરૂં છું ૧ હવે ઉત્તમ પદવી પર આરૂઢ થવા માટે ચાર પ્રકારવાળું ચિત્ત જણાવે છે—

इह विक्षिप्तं यातायातं, श्लिष्ट तथा सुलीन च ।
चेतश्चतुःप्रकारं, तज्ज्ञचमत्कारकारि भवेत् ॥ २ ॥

અહીં વિક્ષિપ્ત, યાતાયાત, શ્લિષ્ટ અને સુલીન એમ ચાર પ્રકારવાળું ચિત્ત, તે વિષયના જાણકારને ચમત્કાર કરનારૂ થાય છે. યોગાભ્યાસના અધિકારમા ચિત્ત ચાર પ્રકારનુ છે. તેની ક્રમસર વ્યાખ્યા કહે છે—

विक्षिप्तं चलमिष्ट, यातायात च किमपि सानन्दम् ।
प्रथमाभ्यासे द्वयमपि, विकल्पविषयग्रह तत् स्यात् ॥ ३ ॥

વિક્ષિપ્ત ચિત્ત એટલે આમતેમ ભટકતું મન ઘડીક બહાર જાય, ઘડીક અદર સ્થિર થાય તે યાતાયાત મન, તે કંઈક આનદદાયક આત્મામા થોડી સ્થિરતા થએલી હોવાથી, શરૂઆતના અભ્યાસીઓને આ બંને પ્રકારનાં મન હોય છે, અને તેમનો વિષય વિકલ્પ ગ્રહણ કરવાનો હોય છે વિકલ્પ એટલે બાહ્યપદાર્થ– ગ્રહણ બંનેમા હોય છે. ૩ તથા—

श्लिष्ट स्थिरसानन्दं, सुलीनमतिनिश्चल परानन्दम् ।
तन्मात्रकविषयग्रहम्, उभयमपि बुधैस्तदाम्नातम् ॥ ४ ॥

શ્લિષ્ટ નામનો મનનો ત્રીજો પ્રકાર સ્થિરતાયુક્ત અને આનદવાળો છે, તથા સુલીન નામનો ચોથો પ્રકાર નિશ્ચલ અને પરમાનંદયુક્ત છે આ બંને મન પોતપોતાને લાયક વિષય જ ગ્રહણ કરે છે, પણ બાહ્ય પદાર્થને નહીં, તેથી પંડિતોએ નામ પ્રમાણે જ તેના ગુણો માનેલા છે ૪ ત્યારપછી—

एवं क्रमशोऽभ्यासावेशाद् ध्यान भजेत् निरालम्बम् ।
समरसभावं यातः, परमानन्दं ततोऽनुभवेत् ॥ ५ ॥

આ પ્રમાણે વિક્ષિપ્ત ચિત્તથી યાતાયાત ચિત્તનો અભ્યાસ કરવો, તેનાથી આગળ વિશ્લિષ્ટ ચિત્તનો, ત્યારપછી સુલીનનો એ પ્રમાણે વારંવાર અભ્યાસ કરવાથી નિરાલંબન ધ્યાન સુધી પહોચવું તેનાથી સમરસભાવની પ્રાપ્તિ, ત્યારપછી પરમાનંદનો અનુભવ થાય છે ૫. સમરસભાવની પ્રાપ્તિ જેવી રીતે થાય છે, તે જણાવે છે—

बाह्यात्मानमपास्य, प्रसत्तिभाजाऽन्तरात्मना योगी ।
सततं परमात्मानं, विचिन्तयेत् तन्मयत्वाय ॥ ६ ॥

આત્મ–સુખાભિલાષી યોગીએ અંતરાત્મા વડે બાહ્ય પદાર્થની ઇચ્છાવાળા બહિરાત્મ-ભાવનો ત્યાગ કરીને પરમાત્મ–સ્વરૂપ મેળવવા માટે સતત–લગાતાર પરમાત્માનું ચિંતન કરવું ૬. બે આર્યાથી આત્માના બહિરાદિ સ્વરૂપને કહે છે—

आत्मधिया समुपात्तः, कायादिः कीर्त्यतेऽत्र बहिरात्मा ।
कायादेः समधिष्ठायको, भवत्यन्तरात्मा तु ॥ ७ ॥

चिद्रूपानन्दमयो, निःशेषोपाधिवर्जितः शुद्धः ।
अत्यक्षोऽनन्तगुणः, परमात्मा कीर्तितस्तज्ज्ञैः ॥ ८ ॥

શરીર, ધન, કુટુંબ, સ્ત્રી, પુત્રાદિકને મારાપણાની–મમતાબુદ્ધિથી ગ્રહણ કરે, તેને અહીં બહિરાત્મા કહેલો છે અને શરીર તો મારે રહેવાનું ઘર છે, હું રહેનાર માલિક છું શરીર તો રહેવા પૂરતું ભાડુતી ઘર છે, પુદ્ગલ–સ્વરૂપ સુખ–દુઃખના સંયોગ–વિયોગમાં હર્ષ–શોક ન કરનાર અંતરાત્મા ગણાય. સત્તાથી કેવળ જ્ઞાન–સ્વરૂપ, આનંદમય, સમગ્ર બાહ્ય ઉપાધિથી રહિત, સ્ફટિક સરખો નિર્મળ, ઇન્દ્રિયોથી ન જાણી શકાય તેવો, અનંતા ગુણવાળો, આવા પ્રકારનો પરમાત્મ–સ્વરૂપ આત્મા તેના જાણકારોએ કહેલો છે. ૭–૮ બહિરાત્મા અને અંતરાત્માના ભેદજ્ઞાનથી જે લાભ થાય, તે કહે છે—

पृथगात्मानं कायात्, पृथक् च विद्यात् सदात्मनः कायम् ।
उभयोर्भेदज्ञाताऽऽत्मनिश्चये न स्खलेद् योगी ॥ ९ ॥

[ तन्मध्यारोप्यात्मनि, साक्षीण्यास्ते सुखेन जडबुद्धिः ।
व्यक्ताक्षेपः सम्यक्, प्राप्नोति पुनः पदं परमम् ॥ ]

આત્માને શરીરથી જુદો અને શરીરને આત્માથી જુદું યથાર્થપણે હંમેશા જાણી માનવું, બંનેનો ભેદ સમજનાર યોગી આત્મ–સ્વરૂપ પ્રગટ કરવામાં સ્ખલના પામતો નથી ૯ તે આ પ્રમાણે—

अन्तःपिहितज्योतिः, संतुष्यत्यात्मनोऽन्यतो मूढः ।
तुष्यत्यात्मन्येव हि, बहिर्निवृत्तभ्रमो ज्ञानी ॥ १० ॥

જેની આત્મજયોતિ કર્મોની અંદર ઢંકાઈ ગઈ છે તેવા અજ્ઞાની જીવો આત્માના

પ્રતિપક્ષભૂત પુદ્ગલ પદાર્થોમાં આનંદ માને છે, ત્યારે બાહ્ય પદાર્થોમા સુખની ભ્રાન્તિથી નિવૃત્ત થએલા યોગીઓ પોતાના આત્મસ્વરૂપમા જ આનંદ પામે છે. ૧૦ તે જ કહે છે—

पुंसामयत्नलभ्य, ज्ञानवतामव्यय पदं नूनम् ।
यद्यात्मन्यात्मज्ञानमात्रमेते समीहन्ते ॥ ११ ॥

જો આત્માને વિષે આત્મજ્ઞાન માત્રને જ તેઓ ઈચ્છતા હોય, તો તેવા આત્મજ્ઞાનવાળા પુરુષોને પરમાત્મ-સ્વરૂપ અવ્યયપદ વગર પ્રયત્ને પ્રાપ્ત થાય છે ૧૧ તે જ સ્પષ્ટ કરતા કહે છે—

श्रयते सुवर्णभावं, सिद्धरसस्पर्शतो यथा लोहम् ।
आत्मध्यानादात्मा, परमात्मत्वं तथाऽऽप्नोति ॥ १२ ॥

જેમ સિદ્ધરસના સ્પર્શથી લોહ સુવર્ણપણાને પામે છે, તેમ આત્મધ્યાનથી આત્મા પરમાત્મપણાને પામે છે ૧૨.

આ જ સુજ્ઞાન છે, તે કહે છે—

जन्मान्तरसंस्कारात्, स्वयमेव किल प्रकाशते तत्त्वम् ।
सुप्तोत्थितस्य पूर्व-प्रत्ययवत् निरुपदेशमपि ॥ १३ ॥

अथवा गुरुप्रसादाद्, इहैव तत्त्वं समुन्मिषति नूनम् ।
गुरुचरणोपास्तिकृतः, प्रशमजुषः शुद्धचित्तस्य ॥ १४ ॥

નિદ્રામાથી જાગેલાને સૂતા પહેલા અનુભવેલા કાર્યો કહ્યા સિવાય સ્વય પોતાને યાદ આવે છે, તે જ પ્રમાણે યોગીઓને જન્મ-જન્માન્તરના સંસ્કારથી ઉપદેશ વગર આપમેળે તત્ત્વ પ્રગટ થાય છે એટલે જે યોગીએ જન્માન્તરમા આત્મજ્ઞાનનો અભ્યાસ કર્યો હોય, તેને નિદ્રાથી જાગેલાની માફક આત્મ-જ્ઞાન થાય છે તે સિવાયનાને તો અથવા જન્માન્તરના સસ્કાર સિવાય ગુરુના ચરણની સેવા કરનારા, શાત રસવાળા, નિર્મળ ચિત્તવાળા યોગીને ગુરુકૃપાથી અહીં જ નક્કી આત્મજ્ઞાન-સ્વરૂપ તત્ત્વ પ્રાપ્ત થાય છે ૧૩-૧૪

બને જન્મમા ગુરુ-મુખ-દર્શનની અનિવાર્યતા કહે છે—

तत्र प्रथमे तत्त्व-ज्ञाने संवादको गुरुर्भवति ।
दर्शयिता त्वपरस्मिन्, गुरुमेव सदा भजेत् तस्मात् ॥ १५ ॥

આગલા જન્મમા પ્રથમ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરાવનાર ગુરુ હોય છે, અને બીજા ભવમા પણ તત્ત્વજ્ઞાન બતાવનાર ગુરુ જ હોય છે, તે કારણે તેમની હંમેશા સેવા કરવી ૧૫ ગુરુની સ્તુતિ કરે છે—

यद्वत् सहस्रकिरणः, प्रकाशको निचिततिमिरमग्नस्य ।
तद्वद् गुरुरत्र भवेद्, अज्ञानध्वान्तपतितस्य ॥ १६ ॥

જેમ ગાઢ અંધકારમાં રહેલા પદાર્થને સૂર્ય પ્રકાશિત કરે છે, તેમ અજ્ઞાનરૂપ અંધકારમાં પડેલા આત્માને આ ભવની અંદર તત્ત્વોપદેશ સમજાવનાર-પ્રકાશિત કરનાર ગુરુ છે. ૧૬. તેથી—

प्राणायामप्रभृति–क्लेशपरित्यागतस्ततो योगी ।
उपदेशं प्राप्य गुरोः, आत्माभ्यासे रतिं कुर्यात् ॥ १७ ॥

પ્રાણાયામ વગેરે ક્લેશનો ત્યાગ કરીને યોગી ગુરુનો ઉપદેશ પામી આત્મસ્વરૂપ સમજવાના અભ્યાસમા ઉલ્લાસવાળો થાય ૧૭. પછી—

वचन–मनः–कायानां, क्षोभ यत्नेन वर्जयेत् शान्तः ।
रसभाण्डमिवात्मानं, सुनिश्चल धारयेत् नित्यम् ॥ १८ ॥

औदासीन्यपरायण–वृत्तिः किञ्चिदपि चिन्तयेन्नैव ।
यत् संकल्पाकुलित चित्त नासादयेत् स्थैर्यम् ॥ १९ ॥

મન, વચન અને કાયાનો ક્ષોભ (ચંચળતા) પ્રયત્નપૂર્વક છોડીને, પ્રવાહી રસભરેલા ભાજન માફક, આત્માને સ્થિર અને શાંત બનાવી હમેશાં અતિનિશ્ચલપણે ધારી રાખવો બાહ્ય પદાર્થો પ્રત્યે ઉદાસીનભાવ–પરાયણ યોગીએ એવા પ્રકારની કોઈ વિચારણા ન કરવી કે જેનાથી સંકલ્પ-વિકલ્પથી આકુળવ્યાકુળ બનેલું ચિત્ત સ્થૈર્ય ન પામે ૧૮–૧૯. વ્યતિરેક એટલે ઉલટાવીને કહે છે—

यावत् प्रयत्नलेशो, यावत् संकल्पकल्पना काऽपि ।
तावन्न लयस्यापि, प्राप्तिस्तत्त्वस्य तु का कथा? ॥ २० ॥

જ્યાં સુધી યોગવિષયક કોઈપણ પ્રયત્ન છે અને જ્યાં સુધી કોઇ સંકલ્પવાળી કલ્પના ચાલુ છે, ત્યા સુધી લયની પ્રાપ્તિ થતી નથી, તો પછી તત્ત્વની કથા તો ક્યાથી હોય? ૨૦.

ઔદાસીન્યનુ ફલ કહે છે—

यदिदं तदिति न वक्तुं, साक्षाद् गुरुणाऽपि हन्त! शक्येत ।
औदासीन्यपरस्य, प्रकाशते तत् स्वयं तत्त्वम् ॥ २१ ॥

'આ પરમાત્મ તત્ત્વ છે' એમ સાક્ષાત્ ગુરુ પણ કહેવા સમર્થ નથી, તે પરમતત્ત્વ-પરમાત્મતત્ત્વ ઔદાસીન્યમા તલ્લીન બનેલા યોગીને આપ મેળે પ્રગટ થાય છે. ૨૧. ઉદાસીનતામા રહેવાથી પરમતત્ત્વમા લીન થવાય અને ઉન્મનીભાવ પ્રાપ્ત થાય, તે ચાર શ્લોકોના કલાપકથી કહે છે—

एकान्तेऽतिपवित्रे, रम्ये देशे सदा सुखासीनः ।
आ चरणाग्रशिखाग्रात्, शिथिलीभूताखिलावयवः ॥ २२ ॥

रूपं कान्त पश्यन्नपि, शृण्वन्नपि गिरं कलमनोज्ञाम् ।
जिघ्रन्नपि च सुगन्धीन्यपि, भुञ्जानो रसान् स्वादून् ॥ २३ ॥

भावान् स्पृशन्नपि, मृदूनवारयन्नपि च चेतसो वृत्तिम् ।
परिकलितौदासीन्यः, प्रणष्टविषयभ्रमो नित्यम् ॥ २४ ॥

बहिरन्तश्च समन्तात्, चिन्ताचेष्टापरिच्युतो योगी ।
तन्मयभावं प्राप्तः, कलयति भृशमुन्मनीभावम् ॥ २५ ॥

એકાંત અતિપવિત્ર રમણીય સ્થાનમાં હંમેશા લાંબો વખત બેસી શકાય તેવા ધ્યાનને અનુરૂપ કોઈ સુખાસને બેઠેલો, પગના અંગુઠાથી મસ્તકના અગ્રભાગ સુધી ઢીલા રાખેલા અવયવવાળો, મનોહર રૂપ જોતો હોવા છતા, મધુર મનોહર વાણી સાભળતો હોવા છતાં સુગંધી પદાર્થોની સુગંધ સુંઘતો હોવા છતા પણ, સ્વાદિષ્ટ રસવાળાં ભોજન ખાતો હોવા છતાં કોમળ સ્પર્શને પ્રાપ્ત કરવા છતા આ ઇન્દ્રિયોના વિષયોથી વૃત્તિ ન વારવા છતા પણ ઉદાસીનતામા–નિર્મમત્વ ભાવમા ઉપયુક્ત, નિરંતર વિષયાસક્તિથી રહિત, બાહ્ય અને અંતરથી સર્વથા ચિંતાથી અને ચેષ્ટાથી રહિત થએલા યોગી તન્મયભાવને પ્રાપ્ત કરી અત્યંત ઉન્મનીભાવને મેળવે છે. ૨૨થી ૨૫ ઇન્દ્રિયોના વેગને ન રોકવાનું પ્રયોજન કહે છે—

गृह्णन्ति ग्राह्याणि, स्वानि स्वानीन्द्रियाणि नो रुन्ध्यात् ।
न खलु प्रवर्तयेद् वा, प्रकाशते तत्त्वमचिरेण ॥ २६ ॥

પોતપોતાના વિષયો ગ્રહણ કરતી ઈન્દ્રિયોને રોકવી નહીં, તેમ જ વિષયોમા પ્રવર્તાવવી નહીં. એમ કરતા અલ્પકાળમા જ તત્ત્વ પ્રગટ થશે. વીતરાગસ્તોત્રમા અમે કહેલુ જ છે કે—"આપે ઈન્દ્રિયોને નિવારી નથી કે છૂટી મૂકી નથી. આમ ઉદાસીનપણે ઈન્દ્રિયોનો જય કર્યો છે." ૨૬

મનનો જય પણ સહેલાઈથી કેવી રીતે પ્રાપ્ત કરી શકાય, તે બે આર્યાથી જણાવે છે—

चेतोऽपि यत्र यत्र, प्रवर्तते नो ततस्ततो वार्यम् ।
अधिकीभवति हि वारितम्, अवारितं शान्तिमुपयाति ॥ २७ ॥

मत्तो हस्ती यत्नात्, निवार्यमाणोऽधिकीभवति यद्वत् ।
अनिवारितस्तु कामान्, लब्ध्वा शाम्यति मनस्तद्वत् ॥ २८ ॥

ચિત્ત પણ જ્યા જ્યા પ્રવર્તતુ હોય, ત્યા ત્યાં તેનું નિવારણ ન કરવું, નિવારણ કરવાથી વધારે દોડે છે અને અનિવારિત મન તરત શાન્ત થઈ જાય છે. મદોન્મત્ત હાથી પ્રયત્નપૂર્વક રોકવાથી વધારે તોફાન કરે છે અને અનિવારણ કરેલો તે વિષયો પ્રાપ્ત કરીને શાન્ત થઈ જાય છે, તેની માફક મન પણ તે પ્રમાણે વિષય–પ્રાપ્તિથી શાન્ત થઈ જાય છે. ૨૭–૨૮

જે પ્રમાણે મન સ્થિર થાય છે, તે બે આર્યાથી જણાવે છે—

यर्हि यथा यत्र यतः, स्थिरीभवति योगिनश्चल चेतः ।
तर्हि तथा तत्र ततः, कथंचिदपि चालयेन्नैव ॥ २९ ॥

अनया युक्त्याऽभ्यासं विदधानस्यातिलोलमपि चेतः ।
अङ्गुल्यग्रस्थापितदण्ड इव स्थैर्यमाश्रयति ॥ ३० ॥

જ્યારે, જેવી રીતે, જે સ્થાને અને જેનાથી યોગીનુ ચંચળ ચિત્ત નિશ્ચલ થાય, ત્યારે, તે રીતે, ત્યાં જ તેનાથી લગાર પણ ચલાવવું નહિ. આ યુક્તિથી અભ્યાસ કરનારનુ મન અતિ ચપળ હોય, તો પણ આંગળીના ટેરવા પર સ્થાપિત કરેલ દંડ માફક સ્થૈર્યનો આશ્રય કરે છે. ૨૯–૩૦.

બે આર્યાથી ઈન્દ્રિય–જય–વિધિ કહે છે—

निःसृत्यादौ दृष्टिः, सलीना यत्र कुत्रचित् स्थाने ।
तत्रासाद्य स्थैर्यं, शनैः शनैर्विलयमाप्नोति ॥ ३१ ॥

सर्वत्रापि प्रसृता, प्रत्यग्भूता शनैः शनैर्दृष्टिः ।
परतत्त्वामलमुकुरे, निरीक्षते ह्यात्मनाऽऽत्मानम् ॥ ३२ ॥

શરૂઆતમા દૃષ્ટિ નીકળીને ગમે તે સ્થાનમાં લીન થાય, પછી સ્થિરતા પામીને ત્યાં ધીમે ધીમે વિલય પામે છે અર્થાત્ પાછી હઠે છે, એમ સર્વ જગ્યા પર ફેલાએલી અને ધીમે ધીમે પાછી ફરેલી દૃષ્ટિ પરમતત્ત્વ સ્વરૂપ સ્વચ્છ દર્પણમા આત્મા વડે આત્માને દેખે છે. ૩૧–૩૨.

ત્રણ આર્યાથી મનોવિજયની વિધિ કહે છે—

औदासीन्यनिमग्नः, प्रयत्नपरिवर्जितः सततमात्मा ।
भावितपरमानन्दः, क्वचिदपि न मनो नियोजयति ॥ ३३ ॥

करणानि नाधितिष्ठन्त्युपेक्षितं चित्तमात्मना जातु ।
ग्राह्ये ततो निजनिजे, करणान्यपि न प्रवर्तन्ते ॥ ३४ ॥

नात्मा प्रेरयति मनो, न मनः प्रेरयति यर्हि करणानि ।
उभयभ्रष्टं तर्हि, स्वयमेव विनाशमाप्नोति ॥ ३५ ॥

નિરંતર ઉદાસીનભાવમા તલ્લીન બનેલા, પ્રયત્નરહિત પરમાનંદ–દશાથી ભાવિત બનેલા યોગી કોઈ પણ સ્થાનમા મન ન જોડે આમ આત્મા વડે ઉપેક્ષા કરાએલું મન કદાપિ ઈન્દ્રિયોનો આશ્રય કરતુ નથી. ઈન્દ્રિયોને મન પ્રેરતુ નથી અને મનના ટેકા વગર પોતપોતાના વિષયો ગ્રહણ કરનાર ઈન્દ્રિયો પણ પ્રવર્તિ શકતી નથી. જ્યારે આત્મા મનને પ્રેરણા કરતો નથી અને મન જ્યારે ઈન્દ્રિયોને પ્રેરણા કરતુ નથી, ત્યારે બંને બાજુથી ભ્રષ્ટ થએલુ મન પોતાની મેળે જ આપોઆપ વિનાશ પામે છે ૩૩–૩૪–૩૫.

મનોવિજયનું ફળ કહે છે—

नष्टे मनसि समन्तात्, सकले विलयं च सर्वतो याते ।
निष्कलमुदेति तत्त्वं, निर्वातस्थायिदीप इव ॥ ३६ ॥

મનવિષયક કાર્યકારણભાવ કે પ્રેરક-પ્રેર્યભાવ બંને બાજુથી નષ્ટ થયા પછી, એટલે ભસ્મથી ઢંકાએલ અગ્નિની માફક ચારે બાજુથી તિરોહિત બનેલુ તથા ચિંતા, સ્મૃતિ આદિ સાથે વર્તતું હોય તે સકલ મન, જલપ્રવાહમાં તણાતા અગ્નિ-કણીયા માફક ક્ષય પામે છે, ત્યારે વાયરા વગરના સ્થાનમાં રહેલા દીપકની માફક આત્મામાં કર્મની કળા વિનાનુ નિષ્કલંક તત્ત્વજ્ઞાન ઉદય પામે છે ૩૬

તત્ત્વજ્ઞાન થયાની નિશાની કહે છે—

अङ्गमृदुत्वनिदान, स्वेदन–मर्दन–विवर्जनेनापि ।
स्निग्धीकरणमतैलं, प्रकाशमानं हि तत्त्वमिदम् ॥ ३७ ॥

જ્યારે કહેલા પ્રકારનુ તત્ત્વજ્ઞાન પ્રગટ થાય છે, ત્યારે વગર પરસેવાથી અને મર્દન કર્યા વગર વિના કારણે શરીર કોમળ થાય છે, તેલ મર્દન કર્યા વગર ચીકાશદાર થાય છે આ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની નિશાની સમજવી ૩૭.

બીજી પણ નિશાનીઓ કહે છે—

अमनस्कतया संजायमानया नाशिते मनःशल्ये ।
शिथिलीभवति शरीर, छत्रमिव स्तब्धतां त्यक्त्वा ॥ ३८ ॥

મનનું શલ્ય નાશ પામવાથી, મનરહિત થવાથી ઉન્મનીભાવ ઉત્પન્ન કરવા વડે કરીને શરીર છત્રની માફક સ્તબ્ધપણાનો ત્યાગ કરીને બીડેલી છત્રી માફક શિથિલ બની જાય છે ૩૮

शल्यीभूतस्यान्तःकरणस्य क्लेशदायिनः सततम् ।
अमनस्कतां विनाऽन्यद् विशल्यकरणौषधं नास्ति ॥ ३९ ॥

શલ્યરૂપ, નિરંતર ક્લેશ આપનાર અંતઃકરણને માટે અમનસ્કભાવ-ઉન્મનીભાવ સિવાય બીજું કોઈ વિશલ્ય કરનાર ઔષધ નથી ૩૯ અમનસ્ક-ઉન્મનીભાવનું ફલ કહે છે—

कदलीवच्चाविद्या, लोलेन्द्रिय–पत्रला मनःकन्दा ।
अमनस्कफले दृष्टे, नश्यति सर्वप्रकारेण ॥ ४० ॥

ચપળ ઈન્દ્રિયોરૂપી પાંદડાવાળી, મનરૂપ કંદવાળી, અવિદ્યારૂપ કેળ અમનસ્કફળ દેખવાથી સર્વ પ્રકારે નાશ પામે છે કેળને એક વખત ફળ આવ્યા પછી તેનો નાશ થાય છે તેને બીજી વખત ફલ લાગતાં નથી, તેમ અમનસ્ક ફળ દેખ્યા પછી બીજાં કર્મ લાગતા નથી. ૪૦

મનના જયમા અમનસ્કતા એ જ મોટું કારણ છે, તે કહે છે—

अतिचञ्चलमतिसूक्ष्मं, दुर्लक्ष्यं वेगवत्तया चेतः ।
अश्रान्तमप्रमादाद्, अमनस्कशलाकया भिन्द्यात् ॥ ४१ ॥

ચિત્ત અતિચંચળ, અતિબારીક અને વેગવાળું હોવાથી દુઃખે કરીને રોકી શકાય તેવું છે તેવા મનને વીસામો લીધા વગર અપ્રમત્તપણે અમનસ્કરૂપ શલાકા વડે વીંધી નાખવુ.

અમનસ્ક એ જ શલાકા-હથીયાર-વિશેષ ૪૧. ફરી અમનસ્કના ઉદયમાં યોગીઓને ફલ જણાવે છે—

विश्लिष्टमिव प्लुष्टमिवोड्डीनमिव प्रलीनमिव कायम् ।
अमनस्कोदयसमये, योगी जानात्यसत्कल्पम् ॥ ४२ ॥

અમનસ્કના ઉદયકાળે યોગી પોતાનુ શરીર પારાની માફક વિખરાઈ ગયું હોય-છૂટું પડી ગયું હોય, બળીને ભસ્મ થઈ ગયું હોય, ઉડી ગયું હોય, ઓગળી ગયું હોય તેમ અવિદ્યમાન સરખુ એટલે કે પોતાની પાસે શરીર નથી-તેમ જાણે છે. ૪૨ તથા—

समदैरिन्द्रियभुजगै रहिते विमनस्कनवसुधाकुण्डे ।
मग्नोऽनुभवति योगी, परामृतास्वादमसमानम् ॥ ४३ ॥
रेचक-पूरक-कुम्भक-करणाभ्यासक्रमं विनाऽपि खलु ।
स्वयमेव नश्यति मरुद्, विमनस्के सत्ययत्नेन ॥ ४४ ॥

મદોન્મત્ત ઈન્દ્રિયરૂપી સર્પ વગરના, ઉન્મનીભાવરૂપ નવીન અમૃતકુંડમા મગ્ન બનેલો યોગી અનુપમ. ઉત્કૃષ્ટ તત્ત્વામૃતના સ્વાદનો અનુભવ કરે છે તથા અમનસ્કની પ્રાપ્તિ થવાથી રેચક, પૂરક, કુંભક અને આસનના અભ્યાસક્રમ સિવાય પણ આપ મેળે-પ્રયત્ન વગર પવન નાશ પામે છે. ૪૩-૪૪. તથા—

चिरमाहितप्रयत्नैरपि, धर्तुं यो हि शक्यते नैव ।
सत्यमनस्के तिष्ठति, स समीरस्तत्क्षणादेव ॥ ४५ ॥

જે વાયુ ઘણા દીર્ઘકાળના પ્રયત્ન વડે કરીને પણ ધારણ કરી શકાતો નથી, તે અમનસ્ક-ભાવની પ્રાપ્તિ થવાના યોગે ક્ષણવારમાં એક સ્થાને થોભાવી શકાય છે ૪૫. તથા –

जातेऽभ्यासे स्थिरताम्, उदयति विमले च निष्कले तत्त्वे ।
मुक्त इव भाति योगी, समूलमुन्मूलितश्वासः ॥ ४६ ॥

આ ઉન્મનીભાવના અભ્યાસમાં સ્થિરતા પ્રાપ્ત થવાના યોગે તથા નિર્મલ અર્થાત્ કર્મ-જાલ વગરનુ તત્ત્વ ઉદય પામવાના યોગે મૂલમાંથી શ્વાસોચ્છ્વાસનુ ઉન્મૂલન કરી યોગી મુક્ત જેવો શોભે છે ૪૬ તથા—

यो जाग्रदवस्थायां, स्वस्थः सुप्त इव तिष्ठति लयस्थः ।
श्वासोच्छ्वासविहीनः, स हीयते न खलु मुक्तिजुषः ॥ ४७ ॥

જાગૃત અવસ્થામા આત્મસ્વરૂપમા રમણ કરતો યોગી લય નામની ધ્યાનની અવસ્થામાં રહેલો હોય, ત્યારે સૂતેલા જેવો રહે છે. શ્વાસોચ્છ્વાસ વગરની લયાવસ્થામાં તે સિદ્ધના જીવો કરતાં લગાર પણ ઉતરતો નથી. ૪૭. તથા—

जागरणस्वप्नजुषो, जगतीतलवर्तिनः सदा लोकाः ।
तत्त्वविदो लयमग्ना:, नो जाग्रति शेरते नापि ॥ ४८ ॥

भवति खलु शून्यभावः, स्वप्ने विषयग्रहश्च जागरणे ।
एतद् द्वितयमतीत्यानन्दमयमवस्थितं तत्त्वम् ॥ ४९ ॥

આ પૃથ્વીતલ વિષે નિરંતર જાગૃતિ અને સ્વપ્નદશા અનુભવ કરતા લોકો રહેલા છે, પણ લયમા મગ્ન થએલા તત્ત્વજ્ઞાનીઓ જાગતા પણ નથી કે સૂતા પણ નથી તથા સ્વપ્નદશામા ખરેખર શૂન્યભાવ હોય છે અને જાગૃત અવસ્થામા ઈન્દ્રિયના વિષયોનુ ગ્રહણ અને જ્ઞાન થાય છે આ બંને અવસ્થાનુ ઉલ્લંઘન થયા પછી આનંદમય તત્ત્વ રહેલુ છે ૪૮–૪૯ હવે ઓલંભો આપતા સર્વ ઉપદેશનો સાર જણાવતા કહે છે કે—

कर्माण्यपि दुःखकृते, निष्कर्मत्वं सुखाय विदितं तु ।
न ततः प्रयतेत कथं, निष्कर्मत्वे सुलभमोक्षे ? ॥ ५० ॥

કર્મો દુઃખ માટે થાય છે, એટલે દુઃખનુ કારણ આપણે પોતે કરેલાં પાપકર્મ છે, અને કર્મરહિત થવુ તે સુખને માટે છે–એ વિદિત છે, તો પછી નિષ્કર્મરૂપ સુલભ મોક્ષમાર્ગ વિષયક પ્રયત્ન કેમ કરવામાં ન આવે ? ૫૦ અથવા તો—

मोक्षोऽस्तु माऽस्तु यदि वा, परमानन्दस्तु वेद्यते स खलु ।
यस्मिन् निखिलसुखानि, प्रतिभासन्ते न किञ्चिदिव ॥ ५१ ॥

મોક્ષ થાઓ, અગર ભલે ન થાઓ અથવા મોક્ષ વહેલો થાવ કે લાંબા કાળે થાવ, પરંતુ ધ્યાનથી થતો પરમાનંદ તો અહીં અનુભવાય છે, કે જેની આગળ આ જગતના તમામ સુખો તણખલા-તુલ્ય ભાસે છે ૫૧

એ જ હકીકતનુ સ્પષ્ટીકરણ કરતા જણાવે છે કે—

मधु न मधुरं नैताः, शीतास्त्विषस्तुहिनद्युतेः, अमृतममृतं नामैवास्याः फले तु सुधा मुधा ।
तदलममुना संरम्भेण, प्रसीद सखे मनः ! फलमविकलं त्वय्येवैतत् प्रसादमुपेयुषि ॥ ५२ ॥

આ ઉન્મનીભાવના ફળ આગળ મધુ એ મધુર નથી, ચંદ્રની કાંતિ શીતળ નથી, અમૃત તે તો નામ કહેવા પૂરતું છે અને સુધા પણ ફલમા નિષ્ફળ છે, માટે હે મન મિત્ર ! આવા (પરિણામે દુઃખ આપનાર) પ્રયાસથી સર્યું, હવે તુ મારા પર પ્રસન્ન થા, કેમકે પરમાનંદ ફલની પ્રાપ્તિ તારા પ્રસન્ન થવાથી જ થાય છે ૫૧–૫૨ પોતાના જાતિ અનુભવવાળા ઉન્મનીભાવ સંબંધી ઉપદેશ આપનાર ગુરુઓની વ્યતિરેક પ્રકારે સ્તુતિ કરે છે—

सत्येतस्मिन्नरतिरतिदं गृह्यते वस्तु दूरादप्यासन्नेऽप्यसति तु मनस्याप्यते नैव किंचित् ।
पुंसामित्यप्यवगतवतामुन्मनीभावहेताविच्छा बाढं न भवति कथं सद्गुरूपासनायाम् ? ॥ ५३ ॥

જ્યાં સુધી મનની હાજરી છે, ત્યાં સુધી અરતિના કારણરૂપ વ્યાઘ્રાદિ અને રતિના કારણરૂપ સ્ત્રી આદિ વસ્તુ નજીક ન હોય અને દૂર હોય તો પણ (સુખ-દુઃખના કારણરૂપ જ્ઞેયસ્વરૂપે) ગ્રહણ કરાય છે અને મનની ગેરહાજરીમા અરતિ કે રતિ આપનારી વસ્તુ કઈ પણ ગ્રહણ કરી શકાતી નથી સુખ-દુ:ખો મન સંબંધી વૃત્તિ ઉપર આધાર રાખનારાં છે, પણ વિષયોની પ્રાપ્તિ કે વિષય-ભોગથી ઉત્પન્ન થનારા નથી. આ રીતે જ્ઞાન પામેલા પુરુષોને ઉન્મની-ભાવના કારણભૂત સદ્ગુરુઓની ઉપાસના કરવાની અત્યન્ત અભિલાષા કેમ નહિ થતી હોય? ૫૩

હવે અમનસ્કપણાના ઉપાયભૂત આત્મ-પ્રસન્નતા એક શ્લોકથી કહે છે—

तांस्तानापरमेश्वरादपि परान् भावैः प्रसादं नयन्,
स्तैस्तैस्तत्तदुपायमूढ ! भगवन्नात्मन् ! किमायारयसि ? ।
हन्तात्मानमपि प्रसादय मनाग्, येनासतां सम्पदः ।
साम्राज्यं परमेऽपि तेजसि तव प्राज्यं समुज्जृम्भते ॥ ५४ ॥

યથાર્થ પરમાનંદ પ્રાપ્ત કરવાનો ઉપાય ન જાણનાર હે મૂઢાત્મન્! તુ આ પરમાત્મા પાસેથી પ્રાપ્ત કરીને, અપરમેશ્વર-સ્વરૂપ ગમે તે દેવ પાસે જઈ ઈષ્ટ પદાર્થોની ભેટ ધરવી, માનતા માનવી, તેમની સેવા, પૂજા, ભક્તિ આદિ ઉપાયથી ધન, યશ, વિદ્યા, રાજ્ય, સ્વર્ગ આદિની પ્રાર્થના કરીને રોગ, દરિદ્રતા, તુચ્છ ઉપદ્રવ આદિ અનર્થ-પરિહારરૂપ કારણે તારા આત્માને શા માટે પરેશાન કરે છે? હે આત્મ ભગવન્! (ભાવિમા પૂજ્ય બનનાર હોવાથી) અત્યાર સુધી અજ્ઞાનથી, 'કયા ઉપાયથી આ કે બીજા પરમેશ્વરને પ્રસન્ન કરવા?' તેમા તુ ઠગાયો છે, માટે રજોગુણ અને તમોગુણ દૂર કરવા પૂર્વક અર્થાત્ આ લોક કે પરલોકની સાસારિક સુખાભિલાષા દૂર કરીને શાશ્વત સુખના સ્વામી તારા આત્માને જ ક્ષણ માત્ર પ્રસન્ન કર, જેથી કરીને બીજી લૌકિક સપત્તિ કે અનર્થ-પરિહારરૂપ સમૃદ્ધિઓની વાત તો દૂર રાખીએ અર્થાત્ તે આનુષગિક ફળ તો મળવાનુ છે જ, પરંતુ પરમજ્યોતિ જ્ઞાનસ્વરૂપ કેવલ-જ્ઞાન-સમૃદ્ધિનુ સ્વામીપણું તને પ્રગટ થાય ભાવાર્થ એ સમજવો કે, આખા જગતને પ્રસન્નતા કરવાના પ્રયત્ન વગર એક માત્ર પોતાના આત્માની પ્રસન્નતા વડે સહેલાઈથી પરમેશ્વરપણાની સપત્તિઓ અને ઐશ્વર્ય પ્રાપ્ત થાય છે તે સિવાયનો સર્વ પ્રયત્ન નિષ્ફલ સમજવો આવા પ્રકારની સામ્રાજ્ય-સપત્તિમા ઉન્મનીભાવ કે અમનસ્કભાવ સુલભ બને છે ૫૪.

હવે પહેલાં પ્રતિજ્ઞા કરી હતી કે, 'શ્રુત-સમુદ્ર અને ગુરુના મુખથી અને પોતાના અનુભવથી જે જાણ્યુ' ઈત્યાદિ, તેનો નિર્વાહ અર્થાત્ યોગશાસ્ત્ર ગ્રથની રચના પૂર્ણ થતા તેનો ઉપસંહાર કરે છે—

या शास्त्रात् सुगुरोर्मुखादनुभवाच्चाज्ञायि किंचित् क्वचित्,
योगस्योपनिषद् विवेकिपरिषच्चेतश्चमत्कारिणी ।
श्रीचौलुक्यकुमारपालनृपतेरत्यर्थमभ्यर्थनाद्,
आचार्येण निवेशिता पथि गिरां श्रीहेमचन्द्रेण सा ॥ ५५ ॥

તથા વિવરણના અંતમા—

श्रीचौलुक्यक्षितिपतिकृतप्रार्थनाप्रेरितोऽहं,
तत्त्वज्ञानामृतजलनिधेर्योगशास्त्रस्य वृत्तिम् ।
स्वोपज्ञस्य व्यरचयमिमां तावदेषा च नन्द्याद्,
यावज्जैनप्रवचनवती भूर्भुवःस्वस्त्रयीयम् ॥ १ ॥

सम्प्रापि योगशास्त्रात्, तद्विवृतेश्चापि यन्मया सुकृतम् ।
तेन जिनबोधिलाभ-प्रणयी भव्यो जनो भवतात् ॥ २ ॥

इति परमार्हतश्रीकुमारपालभूपालशुश्रूषिते आचार्यश्रीहेमचन्द्रविरचितेऽध्यात्मोपनिषन्नाम्नि संजातपट्टबन्धे श्रीयोगशास्त्रे द्वादशः प्रकाशः ॥ १२ ॥

બાર અંગરૂપ આગમાદિ શાસ્ત્રો, આગમ અને બીજા શાસ્ત્રોની યથાર્થ સુંદર વ્યાખ્યા કરનારા ગીતાર્થ ગુરુઓના મુખારવિંદના ઉપદેશથી, તથા મારા પોતાના અનુભવથી યોગનુ જે અલ્પ રહસ્ય જાણવામાં આવ્યુ, તે યોગરુચિવાળી પંડિતોની પર્ષદાના ચિત્તને ચમત્કાર કરનાર હોવાથી શ્રીચૌલુક્યવંશમા થએલા **કુમારપાલ મહારાજાની** અતિશય પ્રાર્થનાથી **આચાર્ય શ્રીહેમચંદ્રે યોગશાસ્ત્ર** નામના ગ્રંથસ્વરૂપે વાણીના માર્ગમાં સ્થાપન કર્યું ૫૫

કુમારપાળ મહારાજાને યોગની ઉપાસના પ્રિય હોવાથી, તેઓએ બીજા પણ યોગશાસ્ત્રો જાણ્યા હતાં, તેથી પહેલા રચાએલા યોગશાસ્ત્ર કરતા નવીન ભાત પાડે તેવું વિલક્ષણ યોગશાસ્ત્ર સાંભળવાની તેમની ઈચ્છાથી અને પ્રાર્થનાથી વચનનો અવિષય હોવા છતાં પણ યોગના સારભૂત 'અધ્યાત્મ ઉપનિષદ્' નામનો ગ્રંથ રચી આચાર્ય શ્રીહેમચંદ્રે વાણીના માર્ગમા સ્થાપન કર્યો

સ્વોપજ્ઞ વિવરણનો ઉપસંહાર કરતા જણાવે છે કે, શ્રીચૌલુક્યવંશમા જન્મેલા કુમારપાળ મહારાજાએ કરેલી પ્રાર્થનાથી પ્રેરાએલા મેં તત્ત્વજ્ઞાનના અમૃતસમુદ્ર સરખા પોતે રચેલા યોગશાસ્ત્રની વિવરણરૂપ આ રચના કરી છે, તે સ્વર્ગ, મર્ત્ય અને પાતાલરૂપ ત્રણે લોક જ્યા સુધી જૈનપ્રવચનમય રહે, ત્યા સુધી જયવંતી વર્તો

'આ યોગશાસ્ત્ર અને તેની વિવૃતિની રચના કરી મેં જે કંઈ પણ સુકૃત-પુણ્યોપાર્જન કર્યું હોય, તેનાથી ભવ્યજન જિનબોધિ-લાભના પ્રણયી અધિકારી બનો.'

—એ પ્રમાણે પરમાર્હત કુમારપાળ ભૂપાળને સાભળવાની ઈચ્છા થવાથી આચાર્ય શ્રીહેમચંદ્રસૂરિએ રચેલ, જેને 'અધ્યાત્મોપનિષદ્' નામનો પટ્ટબંધ થયો હતો, તે યોગશાસ્ત્રની સ્વોપજ્ઞ વિવૃતિના બારમા પ્રકાશનો આગમોદ્ધારક આચાર્ય શ્રીઆનંદસાગરસૂરીશ્વરજી મહારાજના પટ્ટધર આ શ્રીહેમસાગરસૂરિએ કરેલ ગૂર્જરાનુવાદ પૂરો થયો [૧૨]

**સવિવરણ શ્રીયોગશાસ્ત્રનો ગૂર્જરાનુવાદ સમાપ્ત થયો.**

# અનુવાદક–પ્રશસ્તિ

卐

સુંદર સૌરાષ્ટ્ર દેશે શોભાયમાન સિદ્ધગિરિ–સાંનિધ્યે શત્રુંજયી નદીતીરે જીરાગામ (જીરારોડ)નિવાસી દોશી દેવચંદ પુરુષોત્તમ અને સદ્ધર્મ–શીલશાલિની ઝમકબેન દેવચંદના અનુક્રમે હીરાચંદ, ધનજીભાઈ તથા અમરચંદ નામના ત્રણ સુપુત્રો અને વિજકોર, સમરત, હીરાબેન અને પ્રભાવતી નામની ચાર પુત્રીઓ હતી પોતાનાં બાળકોને શહેરમાં વ્યાવહારિક સાથે ધાર્મિક શિક્ષણ મળે અને દેવ–ગુરુનો સમાગમ શહેરમાં સહેલાઈથી મળી શકે–તેમ ધારી પિતાજીએ સંવત્ ૧૯૬૯ના વૈશાખ મહિને સર્વ કુટુંબને સુરતમાં બોલાવ્યુ અને બાળકોને વ્યાવહારિક અને ધાર્મિક શિક્ષણ આપવા સાથે ધાર્મિક સંસ્કાર આપ્યા. પ. પૂ. આગમોદ્ધારક આનંદસાગરસૂરીશ્વરજી મહારાજના સમાગમથી આખું કુટુંબ વિશેષ ધર્માનુરાગી બની ગયું. દરમ્યાન દેવચંદભાઈ અને ઝમકબેન ઉપધાન તપ, નવપદ ઓળી, નિરંતર ગુરુભક્તિ, સુપાત્રદાન, વ્યાખ્યાન–શ્રવણ, પૌષધ, પ્રતિક્રમણાદિ શ્રાવકોચિત સર્વ ધર્મકરણીમા તત્પર રહેતા હતા. દરમ્યાન સં ૧૯૮૦ની સાલમાં દેવચદભાઈને દીક્ષાના મનોરથ થવાથી પ. પૂ. આગમોદ્ધારક સૂરીશ્વરજી પાસે સકુટુંબ અજીમગંજ, મુર્શીદાબાદ જઇ તેમના શુભ હસ્તે ઘણા જ આડંબર અને ત્યાના ધનપતિ, ધર્મિષ્ઠો, સાધર્મિક ભક્તિ–પરાયણ, ધર્માનુરાગી બાબુ–શ્રાવકોના પૂર્ણ ઉત્સાહ સાથે દીક્ષા અંગીકાર કરી અને મુનિ શ્રીદેવસાગરજી મહારાજ એવું નામ સ્થાપન કર્યું તે સમયે માતાજીએ અને મેં કેટલાક વ્રત–નિયમો અંગીકાર કર્યા અને સંમેતશિખરજી તીર્થ અને નગરીઓની યાત્રાઓ કરી. થોડા વર્ષ પછી સદ્‌ગુરુસમાગમ યોગે કાયમી બ્રહ્મચર્યવ્રત અગીકાર કર્યું મુંબઈમા રહી મોતીનો વ્યવસાય કરવા સાથે નિરંતર સામાયિક, ધાર્મિક–વાંચન, પૂજા, પ્રતિક્રમણ, વર્ધ્ધમાનતપની આરાધના ઈત્યાદિકમાં સમય પસાર થતો હતો કુટુબની જવાબદારી મારી હોવાથી કુટુંબનો ભાર ઉઠાવનાર નાનો ભાઇ તૈયાર ન થાય ત્યાં સુધી માતાજી દીક્ષાની રજા ન આપતાં હોવાથી થોડો સમય રોકાવું પડયું. પરંતુ આયુષ્યની ચંચળતા લાગવાથી કોઈ પ્રકારે માતાજીને અને સ્વજનોને સમજાવી સંવત્ ૧૯૮૪ના વૈશાખ શુક્લ એકાદશી–શાસન સ્થાપનાના શુભદિવસે અમદાવાદમાં હઠીભાઈ શેઠની વાડીના દેરાસરજીના ચોકમા ચતુર્વિધ શ્રીસંઘ, સ્વજન–કુટુંબીવર્ગની પૂર્ણ હાજરીમાં પ પૂ આગમોધ્ધારક આનદસાગરસૂરીશ્વરજી મહારાજના શુભ હસ્તે મેં (હીરાચંદે) અને લઘુબધુ અમરચંદે દીક્ષા અંગીકાર કરી અને મુનિ શ્રીહેમસાગરજી મ. અને મુનિ શ્રીઅમરેન્દ્રસાગરજી મ નામ સ્થાપન કર્યા કેટલાક સમય પછી વિજકોરબેને અને હીરાબેને પણ દીક્ષા અંગીકાર કરી, જેમના સાધ્વી શ્રીદિનેન્દ્રશ્રીજી અને હર્ષલતાશ્રીજી નામ સ્થાપન કરવામા આવ્યાં. સતત ગુરુકુલવાસમા રહી અનુક્રમે ગ્રહણ–આસેવન–શિક્ષા, વ્યાકરણ, કાવ્ય, સાહિત્ય, ન્યાય, આગમાદિ શાસ્ત્રનું યથાશક્તિ અધ્યયન કર્યું. સં ૧૯૯૯ કપડવંજના ચતુર્માસમા પ પૂ આગમોધ્ધારકશ્રીના શુભહસ્તે તેમના દબાણથી શ્રીભગવતીસૂત્રના યોગોદ્વહન કર્યા આસો વદિ ૨–૩ ના દિવસે આગમોધ્ધારકશ્રીજીના શુભહસ્તે ગણી અને પન્યાસ–પદવીઓ થઈ સં. ૨૦૦૭ની સાલમા સૂરત નગરે પ પૂ. ગચ્છાધિપતિ આચાર્ય મહારાજ શ્રીમાણિક્યસાગર-સૂરિજીના વરદ હસ્તે અનિચ્છાએ શ્રીસંઘના આગ્રહને વશ બની આચાર્યપદ સ્વીકારવું પડયુ અને સૂરિમંત્રની પાચે પીઠનુ વિધિપૂર્વક આરાધન કર્યું

પ પૂ આગમોદ્ધારકશ્રીના આગમવિષયગર્ભિત પ્રવચનો શ્રવણ કરવાના વ્યસનને અંગે મોક્ષમાર્ગ તરફ પ્રીતિ પ્રગટી. પરમકૃપાળુ ગુરુજી મહારાજ સમયે સમયે બોલાવી વિશેષાવશ્યક ભાષ્ય, દશવૈકાલિક સૂત્ર, તત્ત્વાર્થસૂત્ર, લલિતવિસ્તરા, પચાશક, આચારાગસૂત્ર, સ્થાનાંગસૂત્ર આદિની વાચનાઓ પણ આપતા હતા વ્યાખ્યાન–શ્રવણ સમયે લખવાની ત્વરાના કારણે અનેક વ્યાખ્યાનોના અવતરણો ઉતારી લીધા હતા તેની પ્રેસકોપીઓ કરાવી સુધારી, અનેક વ્યાખ્યાનપુસ્તકો છપાયા, તેમજ ‘સિદ્ધચક્ર’ પાક્ષિકમા પણ જે વ્યાખ્યાનો છપાયા છે, તેમાંનો મોટો ભાગ મારા અવતરણોનો છે હાલ પણ ‘આગમોદ્ધારક–પ્રવચન–શ્રેણી’ નામનું પુસ્તક છપાઈ રહેલ છે ત્યાર પછી ગુરુમહારાજના કથનાનુસાર **ઉપદેશમાલાની દોઘટ્ટી** ટીકાની તાડપત્રીય પોથી પરથી પ્રેસકોપી કરાવી, કેટલીક બીજી પ્રતો સાથે મેળવી, યથાશક્ય પ્રયત્નપૂર્વક સશોધન કરી સપાદન કરી વળી દાક્ષિણ્યચિહ્ન ઉદ્દ્યોતનસૂરિ રચિત મહાચંપૂકાવ્ય (પ્રાકૃત) **કુવલયમાલા**–મહાકથાના, તથા ૧૪૪૪ ગ્રથકાર આ શ્રીહરિભદ્રસૂરિ–રચિત **સમરાદિત્ય ચરિત્ર** (પ્રાકૃત) કથાના પણ સંપૂર્ણ ગૂજરાતી અનુવાદ કરી સંપાદન કર્યા, જે ગત વર્ષોમા પ્રસિદ્ધ થયા છે તદુપરાત શિલાકાચાર્ય વિરચિત બાર હજાર શ્લોક પ્રમાણ પ્રાકૃત ચઉપન્ન મહાપુરુષ–ચરિય નો ગૂર્જરાનુવાદ કર્યો છે જે હાલ છપાઈ રહેલ છે અને ટૂક સમયમા પ્રસિદ્ધ થશે.

દે લા પુસ્તકોદ્ધાર ફડના અગ્રગણ્ય કાર્યવાહક ધર્મપ્રેમી સુ શ્રા મોતીચંદ મગનભાઈ ચોકસીના દીર્ઘ સમયની અભ્યર્થનાથી કલિકાલસર્વજ્ઞ આ શ્રીહેમચદ્રાચાર્ય–વિરચિત સવિવરણ **યોગશાસ્ત્રનો** (બારે પ્રકાશનો) અક્ષરશ અનુવાદ કર્યો, તે વાચકવૃન્દના કરકમલમા સમર્પણ કરી કૃતકૃત્યતા અનુભવવા આજે હુ ધન્ય બન્યો છુ સવિવરણ યોગશાસ્ત્રનો અનુવાદ કરી જે કંઈ કુશલ કર્મોપાર્જન થયુ હોય, તેનાથી ‘સર્વ જીવો મૈત્રીઆદિ ભાવનાઓ સહિત પ્રભુશાસનના અનુરાગી બનો’— એ જ અતિમ અભિલાષા

ઝમકબેન દેવચદ દોશી જીરાવાલા
—નૂતન વ્યાખ્યાન હોલ
દે મૂ જૈન દેરાસર,
આનદરોડ, મલાડ, મુંબઈ–૬૪
સ ૨૦૨૪, શ્રાવણ વદિ ૧ શુક્ર તા ૯–૮–૬૮

આ. શ્રીહેમસાગરસૂરિ

# શુદ્ધિ–પત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | -દ્વારે | -દ્વારે |
| ૪ | ૨૮ | કરીકે | તરીકે |
| ૧૬ | ૨૬ | શ્રતાવરણ | શ્રુતાવરણ |
| ૨૨ | ૨૧ | રુપવાવાળી | રૂપવાળી |
| ૨૪ | ૩૧ | વિચારવા | વિચરવા |
| ૩૨ | ૩૦ | સાધ ના કરી | સાધના કરી |
| ૩૩ | ૨ | અને | અમે |
| ,, | ૪ | જતો | જતા |
| ૩૬ | ૩૬ | જ્રિતી | જિતી |
| ૩૭ | ૧ | સામયિક | સામાયિક |
| ,, | ૧૦ | સ્તવા | સ્તવવા |
| ૩૯ | ૩૦ | षातका | पातका |
| ૪૦ | ૩૨ | દોહ્યો | દોહ્યો |
| ૪૩ | ૨૯ | પોતાતુ | પોતાનુ |
| ૫૨ | ૧૮ | અદત્તાદાન | અદત્તાનાદાન |
| ૫૪ | ૩૦ | यानच्चम् | याच्चनम् |
| ૫૬ | ૧ | सङ्गस्कार | सस्कार |
| ,, | ૨૦ | વગેરે | વગેરે અગો |
| ,, | ૩૬ | પાચમા | પાચમા |
| ૫૮ | ૩૪ | બોલાવી | બોલવી |
| ૬૦ | ૧૪ | આજીનન | આજીવ |
| ,, | ૧૫ | પશ્યાત્ | પશ્ચાત્ |
| ૬૧ | ૧ | ,, | ,, |
| ૬૩ | ૭ | प्तातु | सातु' |
| ૭૧ | ૧૯ | ધર્મ, અને | ધર્મની જ |
| ૭૩ | ૯ | જાઈએ | જોઈએ |
| ,, | ૨૩ | દરેકને | પોતાને |
| ૭૪ | ૧૫ | આસક્તિનો | આસક્તિના |
| ૭૬ | ૨૫ | સમ્યક્તત્વનુ | સમ્યક્ત્વનુ |
| ,, | ૩૪ | અનભિગ્રહિત | અનાભિગ્રહિક |
| ૭૭ | ૧ | અભિગ્રહિક | અનાભિગ્રહિક |
| ,, | ૭ | હોય | હોય, તેમને |
| ૭૮ | ૭ | -દોષો | -દોષ. |
| ,, | ૧૨ | તિર્યંચનો | તિર્યંચો |
| ,, | ૨૧ | પૂજ્ય, | પૂજ્ય અર્થવાળા |
| ,, | ૨૩ | સ્વીકારવાને | સ્વીકારવા, |
| ,, | ,, | તેમનું શરણે | તેમને શરણે |
| ,, | ૨૮ | ભગવતને | ભગવતના |
| ,, | ૨૯ | યોગી | યોગ |
| ૭૯ | ૭ | -નવાળા | -નાવાળા |
| ,, | ૧૮ | તો | તે |
| ,, | ૨૭, ૩૦ | નાટક | નાટક, નૃત્ય |
| ,, | ,, | કાર્યમા | કાર્યથી |
| ,, | ૩૦ | સસારિક | સાસારિક |
| ૮૦ | ૧૭ | કાર્તિક | કાર્તિકેય |
| ,, | ૨૩ | કોણે તેમનો | કોનો તેમણે |
| ૮૬ | ૧૪ | સિદ્ધિ | સિદ્ધ |
| ૯૭ | ૧૩ | કુતૂહલવાળો | કુતૂહલવાળા |
| ,, | ૩૧ | થવાથી | થવાની |
| ૧૦૩ | ૧૫ | ઈન્દ્રયો | ઇન્દ્રિયો |
| ૧૦૫ | ૫ | યાગી | યોગી |
| ૧૦૮ | ૧૯ | અર્ધ | અર્ધ |
| ૧૧૦ | ૨૮ | મસ્તક | મસ્તક ઉપર |
| ૧૧૫ | ૨૬ | ભારતનો | ભરતનો |
| ૧૧૬ | ૨૭ | કાલદિષ્ટિ | કાલદિષ્ટ |
| ૧૨૦ | ૧૨ | હતા | હતો |
| ૧૨૧ | ૧૪ | બાલ | બલિ |
| ૧૨૨ | ૧૩ | નરકમાગી | નરકમાથી |
| ૧૨૩ | ૩૬ | તેના | તેને |
| ૧૨૪ | ૨૮ | विरवस्तो | विश्वस्तो |
| ૧૨૫ | ૩ | નિદેશ | નિર્દેશ |
| ,, | ૨૭ | સ્વર્ગ અને મોક્ષ | ઉત્તમ |
| ૧૩૧ | ૨૮ | વર્તાવનારી | -નારી |
| ૧૩૬ | ૮ | પવત | પર્વત |
| ૧૪૩ | ૨૯ | પુરૂવર | પુરુરવા |
| ૧૪૪ | ૩૧ | દેવત્તાએ | દેવદત્તાએ |
| ૧૫૮ | ૫ | નો સળિયો | -ના સળિયાથી |
| ૧૫૯ | ૨૭ | -कार्यऽपि | -कार्येऽपि |
| ૧૬૦ | ૩ | જરાસધને | જરાસધને |
| ૧૮૪ | ૩ | મદ્દિર | મદ્દિર |
| ૧૮૯ | ૨૫ | કુચિકણે | કુચિકર્ણે |
| ૧૯૫ | ૨૫ | મોકલાવ્યો કે, લખીને | લખીને મોકલાવ્યો કે, |
| ૧૯૬ | ૧૦ | ઉપાયોવી | ઉપાયોથી |
| ૨૦૦ | ૧૨ | -पुष्ट्ये | -पुष्ट्यै |
| ,, | ૨૩ | -स्वास्या | -स्वास्य |
| ૨૧૫ | ૧ | દ્વિતીય | તૃતીય |
| ૨૧૬ | ૮ | नाद्या दूदि- | नाद्याद् दि |
| ૨૩૮ | ૧૨ | તેવી | તેથી |
| ૨૪૦ | ૨૪ | પોનાના | પોતાના |
| ૨૫૯ | ૧ | આનાભોગ | અનાભોગ |
| ૨૬૭ | ૩૧ | સાવધ | સાવદ્ય |
| ,, | ,, | સભ્નમ | સભ્રમ |
| ૨૬૮ | ૧ | સામયિક | સામાયિક |
| ૨૬૯ | ૩૪ | વતની | વ્રતની |
| ૨૭૦ | ૧૬ | બ્નત | વ્રત |
| ,, | ૧૭ | બ્નતના | વ્રતના |
| ,, | ૨૮ | કુરાલ | કુશ |
| ૨૭૧ | ૧૫ | -બ્નત | -વ્રત |
| ૨૭૨ | ૧૫ | ચદ્રાકાન્ત- | ચદ્રકાન્ત |
| ૨૮૦ | ૧૮ | पुष्पा-मिष- | पुष्पामिष |
| ૨૮૨ | ૮ | મિશ્વત | મિશ્રિત |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૮૮ | ૧૦ | સામ્યરાયિક | સામ્પરાયિક |
| ,, | ૩૬ | उच्चार्हति मा | उच्चार्हंति अः |
| ૨૯૨ | ૨૪ | પુડરિક | પુંડરીક |
| ૨૯૬ | ૯ | ચિત્તની ચિત્તની | ચિત્તની |
| ૨૯૯ | ૩ | जिनानाम् | जिनेभ्य. |
| ૩૦૨ | ૩ | अरूज | अरुज |
| ,, | ૩૫ | -भयानाम् | -भयेभ्य |
| ૩૦૩ | ૩૨ | -प्रत्यय | -प्रत्ययम् |
| ૩૦૪ | ૩,૨૧ | -प्रत्यम् | -प्रत्ययम् |
| ,, | ૨૫ | निरुवसग्ग-वत्तियाण | निरुवसग्ग-वत्तियाए |
| ,, | ,, | प्रत्यम् | प्रत्ययम् |
| ,, | ૩૧ | કરવા | કરવો |
| ૩૦૭ | ૨૮ | ભગત્રત | ભગવત |
| ૩૦૮ | ૨૦ | અનતજિત | અનન્તજિત્ |
| ,, | ૨૨ | અન તજિત | અન તજિત્ |
| ૩૦૯ | ૧૧ | લગાડવાની | લગાડવાથી |
| ,, | ૩૫ | ૨ કરના | કરનાર |
| ૩૧૦ | ૧૬ | -लाम | -लाभ |
| ,, | ,, | दितु | दितु |
| ૩૧૨ | ૨૯ | તેની | તેના |
| ૩૧૩ | ૪ | ભાવાથ | ભાવાર્થ |
| ,, | ૮ | जाइ- | जाई- |
| ૩૧૫ | ૩૨ | અને | |
| ૩૨૨ | ૨૩ | -ञ्जालि- | -ञ्जलि- |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૨૫ | ૧૪ | -પરિગિત | પ-રિગિત |
| ૩૨૮ | ૨૬ | मिताऽव | मिताव |
| ૩૩૬ | ૧૧ | पद्धा- | पद्धा- |
| ,, | ૨૧,૨૪ | दुश्चितिय | दुच्चिंतिय |
| ,, | ૨૧,૨૬ | दुश्चिट्ठिय | दुच्चिट्ठिय |
| ,, | ૨૯ | भगवान् | भगव |
| ૩૪૮ | ૨૧ | अन्मु- | अब्भु- |
| ,, | ,, | -नार्हस्या | -नार्हस्या- |
| ૩૫૦ | ૨૪ | -लेवकृतात् | लेपकृतात् |
| ,, | ૩૧ | અગારથી | આગારથી |
| ૩૫૨ | ૩૦ | ભ્રક્ષ્ય | ભક્ષ્ય |
| ૩૫૭ | ૩૬ | અવી | એવી |
| ૩૬૬ | ૧૮ | પોતાના ઘર-આંગણે | આકડા પર |
| ૩૬૮ | ૨૯ | અગરના ઘસેલા | અગર અને કેસરના |
| ,, | ૨૯,૩૦ | લેપ | વિલેપન |
| ,, | ૩૪ | ગાયના ઘીનો | ગાયના ઘી સિવાયના ઘીનો |
| ૩૮૦ | ૩૬ | ભિૂપત | ભૂષિત |
| ૩૮૮ | ૨૦ | -શાસ્ત્રોથી | શસ્ત્રોથી |
| ૪૦૨ | ૩૦ | श्रुत- | -श्रुत- |
| ૪૪૭ | ૨ | -જિહવા | -જિહ્વ |
| ,, | ૧૧ | જમ્બૂદ્રીય | જમ્બૂદ્રીપ |
| ,, | ૩૩ | વિદ્યાધર | વિદ્ય ધર |
| ૪૪૮ | ૧૧ | શૌર્યપુરથી | શૌરિપુરથી |
| ,, | ૨૧ | દ્રવિઠ | દ્રવિડ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૬૮ | ૬ | રેચનાદુ દર | રેચનાદુદર |
| ૪૭૯ | ૫ | -न्यया त्वे | -न्ययात्वे |
| ,, | ૧૪ | वर्पखिमि- | वर्पत्रिमि- |
| ,, | ૨૪ | वायुखि- | वायुत्रि- |
| ૪૮૭ | ૨૮ | કાન | નાસિકા |
| ૫૧૧ | ૧ | ओ | ओँ |
| ૫૧૩ | ૪ | तया | तथा |
| ૫૧૪ | ૨૨ | चिन्तयेत | चिन्तयेत् |
| ૫૧૬ | ૨૦ | શાન્તિ | શાન્ત |
| ૫૧૯ | ૧૦ | हृद | हृद् |
| ,, | ૨૨ | द्वेपम् | द्वेषम् |
| ૫૩૦ | ૧ | -નુરાવાદ | -ગનુવાદ |
| ,, | ૨૫ | -सिद्धेभ्य | -सिद्धेभ्य |
| ૫૩૨ | ૨ | अर्ह | अर्हँ |
| ૫૩૩ | ૮ | શાન્તિ | શાન્ત કાન્ત |
| ૫૩૭ | ૨૫ | પાપ્ન | પ્રાપ્ત |
| ૫૩૮ | ૨ | -विचयोमत | -विचयो मत |
| ,, | ૯ | અનુભાવાય | અનુભવાય |
| ૫૪૦ | ૭ | -वीर्य- | -वीर्य- |

**સૂચના :** મશીન-યન્ત્ર પર છપાતા કેટલેક સ્થળે અનુસ્વાર, કાનો, માત્રા, રેફ, વિસર્ગ ઊડી ગયેલ જણાય છે, તથા ક્વચિત્ ઇ ( િ ) ખંડિત થયેલ જણાય છે, તે વિચારી સુધારી વાચવા સુજ્ઞ વાચકોને વિજ્ઞપ્તિ છે



ગણતાં ત્રીજો જે દ્વીપ, તેનો માનુષોત્તર પર્વતની અંદરનો અર્ધો ભાગ, તે 'પુષ્કરવર દ્વીપાર્ધ' તેમાં બે ભરત, બે ઐરવત અને બે મહાવિદેહ ક્ષેત્રો છે, એમ તેનાં છ ક્ષેત્રોમાં, તથા ધાતકી નામના વૃક્ષોના ખંડો એટલે વનોને લીધે જેનુ 'ધાતકીખંડ' નામ છે, તેમાં બે ભરત, બે ઐરવત, બે મહાવિદેહ એમ છ ક્ષેત્રો, અને જમ્બૂ નામના વૃક્ષથી ઓળખાતો અથવા તે વૃક્ષોની પ્રધાનતાવાળો, તે 'જમ્બૂદ્વીપ' આમાં એક ભરત, એક ઐરવત, એક મહાવિદેહ, આ સર્વ મળી પંદર કર્મભૂમિઓ છે અને બાકીની તો અકર્મભૂમિઓ છે જે માટે કહ્યુ છે કે, **'भरतैरवतविदेहा कर्मभूमयोऽन्यत्र देवकुरूत्तरकुरुभ्य '** (तत्त्वार्थ सूत्र ३-१६), એટલે દેવકુરુ અને ઉત્તરકુરુ સિવાય ભરત, ઐરવત અને મહાવિદેહ ક્ષેત્રો કર્મભૂમિ કહેવાય અહીં પહેલા પુષ્કરવરદ્વીપ પછી ધાતકી પછી જમ્બૂદ્વીપ એમ અવળા ક્રમથી કહ્યુ, તે ક્ષેત્રોની વિશાળતાનુ પ્રાધાન્ય જણાવવા માટે સમજવું વળી ધર્મની આદિ કરનારા કહેવાથી જેઓ વચનને અપૌરુષેય-અનાદિ માને છે, તેના ખંડન માટે આગળ નિર્ણય કરેલો છે, તે પ્રમાણે સમજવુ શિષ્યે પ્રશ્ન કર્યો કે, ભગવંતો ધર્મની આદિ કરનારા છે' એમ કેવી રીતે કહેવાય? કારણ કે **'तप्पुव्विआ अरहया'** 'તે શ્રુત-જ્ઞાનના વચન દ્વારા એ અરિહંતો થાય છે' એમ કહેલુ હોવાથી શ્રુતજ્ઞાન પણ અરિહંતોની પહેલાં અનાદિનુ છે તેનુ સમાધાન કરતાં જણાવે છે કે એમ નથી, પરંતુ શ્રુત અને તીર્થંકરોનો સંબંધ બીજ અને અંકુરાની જેમ કારણ-કાર્ય સંબંધવાળો છે જેમ બીજથી અંકુરો અને અંકુરાથી બીજ તેમ ભગવંતોને પણ આગલા ત્રીજા ભવમાં શ્રુતના અભ્યાસથી તીર્થંકરપણું અને તીર્થંકરો શ્રુતધર્મને આદિ કરનારા છે-એમ કહેવામા વાંધો નથી શ્રુતધર્મપૂર્વક જ અર્હન્તો થાય છે એવો નિયમ નથી કારણકે મરુદેવી આદિ શ્રુતધર્મપૂર્વકના અભાવમા પણ કેવલી થયા સંભળાય છે. કેવલજ્ઞાન શબ્દ શ્રવણ કરવાથી અને શ્રુતના અર્થમા પહોંચેલા હોવાથી તેમને સર્વજ્ઞપણુ પ્રાપ્ત થાય છે. વધારે કહેવાથી સર્યું પુષ્કરવર દ્વીપનો અંદરનો અર્ધદ્વીપ, ધાતકીખંડમા અને જંબૂદ્વીપમા રહેલા ભરત, ઐરવત અને મહાવિદેહ રૂપ કર્મભૂમિમા શ્રુતધર્મની આદિ કરનાર તીર્થંકર ભગવંતોને નમસ્કાર કરવા દ્વારા સ્તુતિ કરું છુ ૧

હવે શ્રુત ધર્મની સ્તુતિ કરતા કહે છે કે —

**'तमतिमिरपडलविद्धंसणस्स सुरगण नरिंदमहिअस्स ।**
**सीमाधरस्स वंदे, पप्फोडिअ-मोहजालस्स ॥२॥**

અહિં **'तम-तिमिर-पटल-विध्वंसनस्य'** એ પ્રથમ ચરણમા તમ એટલે અજ્ઞાન એ જ તિમિર એટલે અંધકાર, અર્થાત્ અજ્ઞાનરૂપી અંધકાર, આ એક અર્થ બદ્ધ, સ્પૃષ્ટ અને નિધત્ત એવું જ્ઞાનાવરણીય કર્મ, તે તમસ અને નિકાચિત જ્ઞાનાવરણીય કર્મ તે તિમિર, તે રૂપ જ્ઞાનાવરણીય કર્મના જે **'पटल'** એટલે સમૂહ તેની **'विध्वंसनस्य'** = નાશ કરનારા શ્રુતજ્ઞાનને હુ વાદું છુ. એમ વાક્યનો સબંધ જાણવો જ્ઞાન એ અજ્ઞાનનો અને બદ્ધ કર્મોનો નાશ કરનાર છે વળી **'सुरगणनरेन्द्रमहितस्य'** આમા સુરગણ એટલે ભવનપતિ આદિ ચારેય નિકાયોના દેવોનો સમૂહ અને નરેન્દ્ર એટલે ચક્રવર્તિ રાજાઓ વગેરેથી પૂજાએલા શ્રુતજ્ઞાનને વાદું છું વળી **'सीमाधरस्स'** = મર્યાદાને ધારણ કરનારા એવા શ્રુતજ્ઞાનને વાદું છુ મર્યાદા એટલે કાર્ય-અકાર્ય, ભક્ષ્ય-અભક્ષ્ય, હેય-ઉપાદેય, ધર્મ-અધર્મ આદિ સર્વ વ્યવસ્થા શ્રુતજ્ઞાનમાં રહેલી છે અહિં કર્મ અર્થ ( કારક )મા દ્વિતીયાને બદલે ષષ્ઠી વિભક્તિ હોવાથી શ્રુતને વાદું છુ

અગ્ર તેના મહિમાને વંદન કરું છુ 'प्रस्फोटितमोहजालस्य' એટલે સર્વથા તોડી નાખી છે, મિથ્યાત્વાદિ રૂપ મોહજાળ જેણે, એવા શ્રુતજ્ઞાનને વાદું છુ સમ્યગ્ શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ થતા વિવેકીઓમા ખોટા રાગ–દ્વેષ, કષાયાદિક મૂઢતા નક્કી વિનાશ પામે છે આ બીજી ગાથાનો સળગ ભાવાથ એ થયો કે—'અજ્ઞાનાદિ તમતિમિરના સમૂહનો નાશ કરનાર, દેવોના સમૂહ અને ચક્રવર્તી આદિથી પૂજાએલ, ધર્મ–અધર્માદિ સર્વ મર્યાદાઓને ધારણ કરનાર અને મોહની જાળનો સર્વથા નાશ કરનાર એવા શ્રુતજ્ઞાનને હું વંદન કરું છું' આ પ્રમાણે શ્રુતની સ્તુતિ કરીને તેના જ ગુણો બતાવવા દ્વારા અપ્રમાદ વિષયક પ્રેરણાનુ પ્રતિપાદન કરતા કહે છે .—

**जाइ–जरा–मरण–सोग–पणासणस्स, कल्लाणपुक्खल–विसाल–सुहावहस्स ।**
**को देव–दाणव–नरिंद–गणच्चिअस्स, धम्मस्स सारमुवलब्भ करे पमाय ॥ ३ ॥**

તેમા क=કયો બુદ્ધિમાન્, 'धर्मस्य'=શ્રુતધર્મના, 'सार'=સામર્થ્યને. 'उपलभ्य'= પામીને–જાણીને, તે શ્રુતજ્ઞાનમા જણાવેલા ધર્માચરણોમા 'प्रमाद कुर्यात्'=કોણ પ્રમાદ કરે? અર્થાત્ કોઈ સમજુ પ્રમાદ ન કરે આ શ્રુતધર્મનું સામર્થ્ય કેવું છે? તે કહે છે—'जाति–जरा–मरण–शोक'=જન્મ, વૃદ્ધાવસ્થા, મરણ અને મનનો શોક ઈત્યાદિ દુ:ખોનો 'प्रणाशनस्य'= મૂળમાંથી સર્વથા નાશ કરવાનુ જેનામા સામર્થ્ય છે શ્રુતધર્મમા કહેલા અનુષ્ઠાનોથી જન્માદિક નક્કી નાશ પામે જ છે. આ વિશેષણથી જ્ઞાનમા સર્વ અનર્થો નાશ કરવાની તાકાત છે–એમ જણાવ્યું. "कल्याण–पुष्कल–विशाल–सुखावहस्य' તેમા કલ્ય એટલે આરોગ્યને અણતિ=લાવે, તે કલ્યાણ–મોક્ષ, વળી पुष्कल=સંપૂર્ણ–લગાર પણ ઓછુ નહિ, પરંતુ વિસ્તારવાળું सुखावहस्य=એવું સુખ પ્રાપ્ત કરાવવાનુ જેમાં સામર્થ્ય છે શ્રુતધર્મમા કહેલા અનુષ્ઠાન ધર્મથી કહેલાં લક્ષણવાળા અપવર્ગ–મોક્ષના સુખ પ્રાપ્ત થાય જ, આ વિશેષણથી આ શ્રુતજ્ઞાન વિશિષ્ટ અર્થ પમાડનાર છે. તે કહે છે વળી 'सुरगण–नरेन्द्र–महितस्य' દેવોએ, દાનવોએ અને ચક્રવર્તીઓએ જેનું અર્ચન કરેલુ છે એવુ શ્રુતજ્ઞાન હવે સળંગ અર્થ કહે છે –'જન્મ, વૃધ્ધાવસ્થા, મરણ અને શોકને સર્વથા નાશ કરનાર કલ્યાણ એટલે મોક્ષરૂપ સંપૂર્ણ સુખને પ્રાપ્ત કરાવનાર, અનેક દેવો, દાનવો અને ચક્રવર્તી આદિના સમુદાયથી પૂજાએલ, એવા શ્રુતજ્ઞાનના પ્રભાવને જાણીને કયો બુધ્ધિમાન્ તેમા બતાવેલાં અનુષ્ઠાનોમા પ્રમાદ કરે? અર્થાત્ બુધ્ધિશાળી કોઈ પ્રમાદ ન કરે' ઉપર જણાવ્યા પ્રમાણે જ્ઞાનનુ અચિન્ત્ય સામર્થ્ય છે, માટે કહે છે કે –

**सिद्धे भो ! पयओ णमो जिणमए, नंदी सया संजमे ।**
**देवं नाग–सुवण्ण, किन्नरगण–स्सब्भूअ–भावच्चिए ॥**
**लोगो जत्थ पइट्ठिओ जगमिणं, तेलुक्कमच्चासुरं ।**
**धम्मो वड्ढउ सासओ विजयओ, धम्मुत्तरं वड्ढउ ॥ ४ ॥**

અહિ 'सिद्धे' એટલે આ જિનમત નક્કી નિ:સદેહપણે ફળ આપનાર છે. અથવા સિદ્ધ એટલે સર્વનયોમાં જિનમત વ્યાપક હોવાથી એટલે સર્વનયો જિનમતમાં સમાએલા

છે તથા કષ, છેદ અને તાપ રૂપ ત્રિકોટીથી ( પરીક્ષાથી ) શુદ્ધરૂપે નિવડેલ હોવાથી પણ સિદ્ધ છે આ 'સિદ્ધ' વિશેષણ શ્રુત-આગમનું છે 'भो!' = पश्यन्तु भवन्त' આદરપૂર્વક આમંત્રણ કરતા કહે છે-અરે તમે જુઓ! કે આટલા કાળ સુધી તો મેં સારી રીતે યથાશક્તિ જિનમતની આરાધનામાં પ્રયત્ન કર્યો. 'नमो जिनमते' = 'તે જિનમતને મારા નમસ્કાર થાઓ' એ પ્રમાણે પ્રયત્નવાળો બીજાની સાક્ષીએ પ્રયત્નવાળો થઈ ફરી જિનમતને નમસ્કાર કરે છે કે- 'णमो जिणमए' પ્રાકૃત હોવાથી ચતુર્થી વિભક્તિના અર્થમા સાતમી વિભકિત કહેલી છે એમ જણાવી વળી કહે છે કે- આ શ્રુતજ્ઞાનયોગે 'नन्दि सदा संयमे' એટલે હંમેશા સયમ- ચારિત્રમા આનંદ અને સયમ-વૃદ્ધિ થાય છે કહેલુ કે-'पढम नाण, तओ दया' એટલે શ્રીદશવૈકાલિક સૂત્રમા 'પ્રથમ જ્ઞાન અને પછી જ્ઞાનથી દયા એટલે સયમ પ્રાપ્ત થાય છે' એ સંયમ-ધર્મ કેવો છે? તે જણાવતાં કહે છે કે - देवनागसुपर्णकिन्नरगणै सद्भूतभावेनार्चिते' એટલે કે 'વૈમાનિક દેવો, ધરણેન્દ્ર આદિ નાગદેવો, સુપર્ણકુમાર આદિ ગરુડ દેવો, કિન્નર એટલે વ્યંતર દેવોએ, ઉપલક્ષણથી જ્યોતિષ્કઆદિ સર્વ દેવોએ જે સંયમને સાચા અત કરણના ભાવ પૂર્વક પૂજ્યુ છે' દેવના ઉપર અનુસ્વાર છે, તે છંદ શાસ્ત્રના નિયમ પ્રમાણે માત્રામેળ માટે સમજવો તથા સયમીઓ દેવતાદિકોથી હમેશા પૂજાય છે વળી જિનમતનુ વર્ણન કરે છે કે-'यत्र लोक प्रतिष्ठित जगदिदम्'= જે જૈનાગમમાં 'લોક' = 'જેનાથી જોવાય, તે લોક એટલે જ્ઞાન' પ્રતિષ્ઠિત છે, તે જ્ઞાન જૈનાગમને આધીન છે, અને આ જગત્ જ્ઞેયપણે જેમા રહેલુ છે કહેવાનું તત્ત્વ એ છે કે- જિનમતરૂપ આગમની સેવા-આરાધનાથી જ જ્ઞાન પ્રગટે છે, અને જ્ઞાન જૈનાગમમા છે, અને સમસ્ત જગત પણ આગમ દ્વારા દેખાય કે સમજાય છે, તેથી આ જગત્ પણ જૈનાગમમા જ રહેલું છે કેટલાકો મનુષ્યલોકને જ જગત્ માને છે તે ખોટું છે, માટે જગતનુ વિશેષણ આપે છે કે-'त्रैलोक्यमर्त्यासुरम्'= મનુષ્યો, દેવો ઉપલક્ષણથી બાકીના સર્વ જીવો જેમા રહે છે, તે ઊર્ધ્વ, અધો અને તિર્ચ્છા લોકરૂપ આધાર જગત્ અને તેમા રહેલા સર્વ જીવ, અજીવાદિ ભાવો રૂપ આધેય જગત્ એમ આધાર-આધેયરૂપ સર્વ જગત્ જૈનમતમા પ્રતિષ્ઠિત છે. એવા જૈનમતરૂપ આ 'धर्म' એટલે શ્રુતધર્મ 'शाश्वत' = કદી નાશ ન પામે તેમ શાશ્વત રીતે 'वर्धताम्'= વૃધ્ધિ પામો કેવી રીતે? 'विजयतां धर्मोत्तर' એટલે અન્ય મિથ્યાવાદીઓનો પરાજય કરવા પૂર્વક તેમજ શ્રુતધર્મથી ચારિત્રધર્મની અધિકતા જે રીતે થાય, અર્થાત્ શ્રુતના આરાધકોમા ચારિત્રગુણની વૃધ્ધિ થાય, તે રીતે 'वर्ध्धताम्' વૃધ્ધિ પામો ફરી વૃધ્ધિ પામો એમ એટલા માટે જણાવ્યું કે, 'મોક્ષના અર્થીએ હમેશા જ્ઞાનવૃધ્ધિ કરવી જોઈએ' તે જણાવવા માટે, તીર્થંકર-નામકર્મના હેતુઓમા કહેલુ છે કે- 'अपुव्वनाणगहणे' એટલે અપૂર્વ – અભિનવ-નવુ- જ્ઞાન ગ્રહણ કરવાથી તીર્થંકર - નામકર્મ બધાય છે હવે સળંગ અર્થ કહે છે —"જે જિનમતમા જ્ઞાનગુણ રહેલો છે, જેમા આધાર-આધેય રૂપે દેવો, મનુષ્યો, ત્રણલોક રૂપ જગત્ રહેલુ છે, અને વૈમાનિકો, નાગકુમાર, સુપર્ણકુમાર, વ્યંતરો વિગેરે સર્વ દેવોના સમૂહથી પૂજિત એવા સયમધર્મની જેનાથી હમેશા વૃદ્ધિ થાય છે, તે સિદ્ધ-યથાર્થ જિનમતને પ્રયત્નપૂર્વક સેવતો હુ. હે ભવ્યો! પુન નમસ્કાર કરુ છુ એ જિનમતરૂપ શ્રુતધર્મ અન્ય મિથ્યાવાદીઓના વિજય કરવા પૂર્વક ચારિત્રધર્મની જેવી રીતે વૃદ્ધિ થાય, તેમ તે જિનમત કદીય નાશ ન પામે-તે રીતે વૃદ્ધિ પામો"

આ પ્રાર્થના મોક્ષના બીજ સરખી હોવાથી વાસ્તવિક રીતે આશંસા-રહિત જ પ્રણિધાન-

પ્રાર્થના કરીને શ્રુતને જ વંદન કરવા માટે કાયોત્સર્ગ-નિમિત્તે આ પ્રમાણેનો પાઠ બોલે-'**सुअस्स भगवओ करेमि काउस्सग्ग वंदण०**' વગેરે '**अप्पाणं वोसिरामि**' સુધીનો પાઠ કહેવો, જેનો અર્થ પહેલા કહેવાઈ ગયો છે માત્ર '**श्रुतस्य भगवत**' એટલે કે પ્રથમ સામાયિકસૂત્ર એટલે 'કરેમિ ભંતે' સૂત્રથી માંડીને બિન્દુસાર નામના દૃષ્ટિવાદના છેલ્લા અધ્યયન સુધી એટલે દ્વાદશાંગીરૂપ સમગ્ર 'શ્રુત' યશ, પ્રભાવ આદિ ભગયુક્ત હોવાથી 'ભગવત્' આવા શ્રુત-ભગવંતની આરાધના માટે કાઉસ્સગ્ગ કરું છું ત્યાર પછી પહેલાની માફક પારીને શ્રુતની સ્તુતિ બોલે.

શ્રુતની ત્રીજી સ્તુતિ કહ્યા પછી શ્રુતમા કહેલાં અનુષ્ઠાનોની પરંપરાના ફલરૂપ સિદ્ધ ભગવંતોને નમસ્કાર કરવા માટે આ પાઠ બોલે :—

**'सिद्धाणं बुद्धाणं, पारगयाणं परम्परगयाणं ।**
**लोअग्गमुवगयाणं, नमो सया सव्वसिद्धाणं ॥ १ ॥'**

અહિં સિદ્ધ કહેતાં સિદ્ધ થએલા-'જેને ફરી રંધાવાનુ નથી એવા રાંધેલા ભાતની જેમ' જેઓ પોતાના તે તે ગુણોથી સિદ્ધ થએલા-પૂર્ણ થયા, તે તે વિષયમા હવે તેમને કંઈ પણ કરવાનું બાકી નથી, તેઓ સિદ્ધ, તેઓને નમસ્કાર થાઓ, એમ વાકયનો સંબંધ જોડવો. એમા પણ સામાન્યથી કર્મ-સિદ્ધ વગેરે અનેક પ્રકારે પણ કહેલા છે કહ્યુ છે કે- 'કર્મ, શિલ્પ, વિદ્યા, મંત્ર, યોગ, આગમ, અર્થ, યાત્રા, અભિપ્રાય, તપ અને કર્મક્ષય-સિદ્ધ એમ અગીઆર પ્રકારના સિદ્ધો કહેલા છે' તેમાં કોઈ શિખવનાર આચાર્યના ઉપદેશ વગર જ ચાલુ થયા હોય-જેવાં કે ભાર ઉપાડવો. ખેતી કરવી, વેપાર વગેરે કાર્યો કર્મ, તેમા 'સહ્યગિરિ-સિદ્ધ'ની માફક પારંગત-નિષ્ણાત હોય, તે (૧) કર્મસિદ્ધ કહેવાય. કોઈ આચાર્યના ઉપદેશથી લોકોમા ચાલુ થયું હોય, તે સુતાર, લુહાર, ચિત્રકાર, મૂર્તિ ઘડનાર આદિની કળાઓ શિલ્પ કહેવાય; તેમાં કોકાસ સુતાર માફક જે નિષ્ણાત હોય, તે (૨) શિલ્પસિદ્ધ કહેવાય જાપ, હોમ આદિથી ફળ આપનાર વિદ્યા, જાપ આદિથી રહિત માત્ર પાઠ બોલવાથી સિદ્ધ થાય, તે મંત્ર, સ્ત્રી અધિષ્ઠાયક દેવતાવાળી વિદ્યા અને પુરુષ અધિષ્ઠાયક દેવતાવાળો મંત્ર તેમા આર્ય ખપુટાચાર્ય માફક વિદ્યાસિદ્ધ થયા હોય, તે (૩) વિદ્યાસિદ્ધ. સ્તંભાકર્ષકની જેમ (૪) મંત્રસિદ્ધ અનેક ઔષધિઓ ભેગી કરી લેપ, અંજન આદિ તૈયાર કરે તે યોગ, તેમા આર્ય સમિતાચાર્ય માફક સિદ્ધ થયા હોય, તે (૫) યોગસિદ્ધ કહેવાય આગમ એટલે બાર અંગો-પ્રવચન તેમાં અસાધારણ અર્થ જાણનાર સિદ્ધ હોવાથી ગૌતમસ્વામી માફક (૬) આગમસિદ્ધ અર્થ એટલે ધન તે બીજાની અપેક્ષાએ મમ્મણ માફક પુષ્કળ પ્રાપ્ત થયું હોય, તે (૭) અર્થસિદ્ધ જળમાર્ગે કે સ્થળમાર્ગે જેને નિર્વિઘ્ને તુંડિક માફક મુસાફરી પૂર્ણ થતી હોય, તે (૮) યાત્રાસિદ્ધ જે કાર્ય જે રીતે કરવાનો અભિપ્રાય કર્યો હોય, તે રીતે અભયકુમાર માફક સિદ્ધ કરે, તે (૯) અભિપ્રાયસિદ્ધ દૃઢપ્રહારી માફક સર્વોત્કૃષ્ટ તપ કરવાનુ સામર્થ્ય પ્રગટ થયું હોય, તે (૧૦) તપસિદ્ધ અને અને મરુદેવા માતાની જેમ જ્ઞાનાવરણીયાદિ આઠે કર્મ મૂળથી ઉખેડી નાશ કરવા રૂપ કર્મક્ષયથી જે સિદ્ધ થયા હોય, તે (૧૧) કર્મસિદ્ધ કહેવાય ઉપર જણાવેલા પ્રથમના દશ

પ્રકારો છોડીને અગીઆરમા કર્મસિદ્ધને નમસ્કાર કરવાનો હોવાથી કહે છે—'बुद्धेभ्य' એટલે અજ્ઞાનરૂપ નિદ્રામા ઉઘતા જગતમાં બીજાના ઉપદેશ વગર જીવાદિ સ્વરૂપ જાણીને બોધ પામેલા, અર્થાત્ બોધ પામ્યા પછી કર્મોનો સર્વથા ક્ષય કરી જેઓ સિદ્ધ થયા, તેમને મારો નમસ્કાર થાઓ અહિ કેટલાક એમ માનનારા છે કે આ સિદ્ધો સિદ્ધપણામા સંસાર અને નિર્વાણનો ત્યાગ કરીને રહેલા હોય છે તેઓ કહે છે કે—'જે ભુવનના કલ્યાણ માટે સસાર કે નિર્વાણમા સ્થિર થયા નથી અને લોકો જેનુ સ્વરૂપ જાણી શકતા નથી, ચિંતામણિરત્નથી અધિક એવા તે મહાન છે' તેમના એ મતનુ ખડન કરવા માટે કહે છે કે—'पारगतेभ्य' સસારના પાર અર્થાત્ અતને પામેલા, અથવા સસારના પ્રયોજનોના અતને પામેલા, તેઓને નમસ્કાર થાઓ તે પાર પામેલા માટે પણ કેટલાક યદૃચ્છાવાદીઓ કહે છે—'જેમ કોઈ દરિદ્રને એકાએક રાજ્ય મળી જાય, તેમ જીવ પણ આકસ્મિક સિદ્ધ થાય તેમા ક્રમ જેવી કોઈ વસ્તુ હોતી નથી' તેમનુ ખડન કરતા કહે છે કે 'परपरगतेभ्य' એટલે પરંપરાએ સિદ્ધ થયેલાઓને નમસ્કાર થાઓ અહિ પરંપરા એટલે ચૌદ ગુણસ્થાનકોના ક્રમે જેનો આત્મા વિકાસ પામ્યો છે, અથવા કોઈ પ્રકારે કર્મના ક્ષયોપશમ આદિની સામગ્રીના યોગે પ્રથમ સમ્યગ્દર્શન, પછી સમ્યગ્જ્ઞાન, તેથી સમ્યક્ચારિત્ર એવા ક્રમથી જેણે ગુણ-પ્રાપ્તિ કરી છે, તે પરપરાથી સિદ્ધ થયેલાઓને આ સિદ્ધોને કેટલાક મોક્ષરૂપ નિયત સ્થાનને બદલે અનિયત સ્થાને રહેલા માને છે તેઓ એમ કહે છે કે—'જ્યા આત્માના સંસાર કે અજ્ઞાનરૂપ ક્લેશોનો નાશ થાય છે, ત્યા તેનુ વિજ્ઞાન સ્થિર રહે છે અને ક્લેશોનો સર્વથા અભાવ થવાથી અહિ સસારમા તેને કદાપિ લેશ પણ બાધા કે દુખ હોતા નથી' તેમની આ માન્યતાનો નિરાસ કરવા માટે કહે છે કે—'लोकाग्रमुपगतेभ्य' અહિ લોકાગ્ર એટલે ચૌદરાજરૂપ લોકની ઉપર અંત ભાગમા રહેલી 'ઈષત્પ્રાગ્ભારા' નામની સિદ્ધશિલા પૃથ્વી, તેની 'ઉપ' એટલે સમીપે, અર્થાત્ તે સિવાય બીજા કોઈ સ્થળે નહિ, પણ સર્વ કર્મોનો ક્ષય કરવા પૂર્વક ત્યા જ પહોચેલા, ત્યા જઈને રહેલા એવા સિદ્ધોને કહેલુ છે કે—'જ્યા સિદ્ધનો એક આત્મા છે, ત્યા સસારનો ક્ષય થવાથી મુક્ત થયેલા અનતા બીજા સિદ્ધો એકબીજાને અગવડ કર્યા વગર અનતા સુખને પામેલા સુખેથી રહેલા છે' તેમને નમસ્કાર હો પ્રશ્ન કર્યો કે, સર્વ કર્મો ક્ષીણ થયા પછી તે જીવની લોકાગ્ર સુધી ગતિ કેવી રીતે થાય? સમાધાન કરતા કહે છે કે—"પૂર્વ-પ્રયોગ આદિ કારણોના યોગે તેઓ સિદ્ધિગતિ પામે છે કહેલુ છે કે—'પૂર્વ પ્રયોગની સિદ્ધિથી એટલે જેમ ધનુષ્યમાથી છૂટેલુ બાણ પૂર્વપ્રયોગથી સ્વય આગળ જાય છે, તેમ જીવ કર્મથી મુક્ત થતા જ ઊર્ધ્વગતિ કરે છે વળી જેમ એરડાની ફળીમાથી છૂટતા જ એરંડાનો દાણો આપોઆપ ઉછળે છે. તેમ જીવ કર્મરૂપ બધનમાથી છૂટતા જ ઊર્ધ્વ-ગમન કરે છે જેમ માટીના લેપથી ખરડાયેલ તુબડુ જળમા ડૂબાડી દેવામા આવે, ત્યાર પછી માટી ધોવાઈ જતા તે તરત જ સ્વય ઉપર આવી જાય, તેમ જીવનો કર્મલેપ ધોવાતા જ અસંગ બનતા જ જીવ ઊર્ધ્વગમન જ કરે છે જીવનો ઊર્ધ્વગમન કરવાનો સહજ કુદરતી સ્વભાવ હોવાથી સિદ્ધો ઊર્ધ્વગતિ પામે છે"

ફરી પ્રશ્ન કર્યો કે-'જીવ સિદ્ધિક્ષેત્રથી આગળ ઉચે, નીચે કે તિર્છો કેમ જતો નથી?' તેનો પણ ઉત્તર કહે છે કે-'ગૌરવ એટલે કર્મનો ભાર છૂટી જવાથી અને નીચે જવાના કારણરૂપ બીજા કશાનો સંગ ન હોવાથી મુક્ત થએલો જીવ નીચે જતો નથી જેમ પાણીની સહાયતાના અભાવે પાણીની સપાટીથી આગળ ઉચાણમા નાવડી જઈ શકતી નથી, તેમ જીવ પણ જવા

માટે ગતિ-સહાયક ધર્માસ્તિકાય દ્રવ્યનો ઉપર અલોકમા અભાવ હોવાથી, ધર્માસ્તિકાય છે ત્યા સુધી-એટલે લોકને છેડે જઈ અટકી જાય છે, તેથી ઉપર જતો નથી, અને તિરછી ગતિના કારણભૂત યોગો કે તેના વ્યાપારો ન હોવાથી તિરછુ ગમન પણ કરતો નથી, માટે સિધ્ધોની લોકના અગ્રભાગ સુધી જ ઊર્ધ્વગતિ છે' એ પ્રમાણે લોકના અગ્રભાગ પર રહેલા સિધ્ધોને નમસ્કાર થાઓ વળી —

**'नम सदा सर्वसिद्धेभ्य.'** એટલે જેમનાં સર્વ સાધ્યો સિધ્ધ થયા છે અથવા તીર્થસિદ્ધ આદિ ભિન્ન ભિન્ન પ્રકારે જેઓ સિધ્ધ થયા છે, તે સર્વસિધ્ધોને હમેશા નમસ્કાર થાઓ કહ્યુ છે કે- (૧) તીર્થસિધ્ધ, (૨) અતીર્થસિધ્ધ, (૩) તીર્થંકર સિધ્ધ, (૪) અતીર્થંકર સિધ્ધ, (૫) સ્વયંબુધ્ધ સિધ્ધ (૬) પ્રત્યેકબુધ્ધ સિધ્ધ, (૭) બુધ્ધબોધિત સિધ્ધ, (૮) સ્ત્રીલિંગ સિધ્ધ, (૯) પુરુષલિગ સિધ્ધ, (૧૦) નપુસકલિગ સિધ્ધ, (૧૧) સ્વલિગ સિધ્ધ, (૧૨) અન્યલિગ સિધ્ધ, (૧૩) ગૃહસ્થલિંગ સિધ્ધ, (૧૪) એક સિધ્ધ, (૧૫) અનેક સિધ્ધ-એમ પંદર ભેદો જાણવા તેમા ૧ તીર્થ એટલે ચતુર્વિધ શ્રમણસંઘરૂપ તીર્થ ઉત્પન્ન થયા પછી જે સિધ્ધિ પામ્યા, તે તીર્થ-સિધ્ધો. ૨ તીર્થનો વિચ્છેદ થયો હોય અથવા તીર્થના વચ્ચેના આતરા કાળમાં જ્યારે સાધુ-ઓનો વિચ્છેદ હોય, ત્યારે જાતિસ્મરણાદિ જ્ઞાનના યોગે મોક્ષમાર્ગ પામીને સિધ્ધ થએલા અથવા મરુદેવા-માતા માફક તીર્થ સ્થપાયા પહેલા જ સિધ્ધ થયા હોય, તે અતીર્થસિધ્ધ કહેવાય ૩. તીર્થંકરપણું ભોગવીને સિધ્ધ થએલા તીર્થંકરો, તે તીર્થંકર સિધ્ધ. ૪. બાકીના સામાન્ય કેવલી થઈ સિધ્ધ થએલા, તે સર્વે અતીર્થંકર સિધ્ધ. ૫ પોતાની મેળે બોધ પામી સિધ્ધ થયા, તે સ્વયંબુધ્ધ સિધ્ધો ૬ પ્રત્યેકબુધ્ધ થઈને સિદ્ધ થયા, તે પ્રત્યેકબુધ્ધ સિધ્ધો એ સ્વયંબુધ્ધ અને પ્રત્યેકબુધ્ધમા બોધપ્રાપ્તિના પ્રકારમા, ઉપધિમાં, શ્રુતજ્ઞાનમાં અને વેષમાં પરસ્પર ફરક હોય છે સ્વયંબુધ્ધ કોઈ બાહ્ય નિમિત્ત કે ઉપદેશ વિના જ બોધ પામે છે અને પ્રત્યેકબુધ્ધ 'જેમ કરકંડુ બળદની વૃધ્ધાવસ્થા દેખી બોધ પામ્યા, તેમ વૈરાગ્યના કોઈ બાહ્ય નિમિત્તથી બોધ પામે છે. ઉપધિમા સ્વયંબુધ્ધોને પાત્ર વિગેરે બાર પ્રકારની ઉપધિ હોય છે અને પ્રત્યેકબુધ્ધોને ત્રણ કપડા સિવાય નવ પ્રકારની ઉપધિ હોય છે સ્વયબુધ્ધોને પૂર્વભવમા પૂર્વોનું ભણેલું જ્ઞાન વર્તમાનમા હોય તેવો નિયમ નથી જ્યારે પ્રત્યેકબુધ્ધોને તે જ્ઞાન નિયમથી હોય છે. સ્વયં-બુધ્ધો સાધુવેષ પ્રાય ગુરુની સાનિધ્યમા પણ ગ્રહણ કરે છે, જ્યારે પ્રત્યેકબુધ્ધને નિયમથી દેવતા સાધુવેષ આપે છે. આ પ્રમાણે તે બેમા અંતર છે.

તે સિવાયના 'બુધ્ધ' એટલે જ્ઞાની આચાર્ય આદિના ઉપદેશથી બોધ પામીને સિધ્ધ થયા તે ૭-બુધ્ધબોધિત કહેવાય. એ દરેક પ્રકારોમા કેટલાક સ્ત્રીલિગે સિધ્ધ થયા તે, ૮-સ્ત્રીલિગસિધ્ધ પુરુષલિગે મોક્ષે ગયા તે, ૯-પુરુષલિંગસિદ્ધ નપુસકલિગે મોક્ષે ગયા, તે ૧૦-નપુસકલિગસિદ્ધ વચમા શિષ્યે શંકા કરી કે-શુ તીર્થકરો પણ સ્ત્રીલિગે સિદ્ધ હોય છે? ઉત્તર-હા, હોય જ. જે માટે સિદ્ધપ્રાભૃતમાં કહેલુ છે કે-' સર્વથી થોડા તીર્થકરસિધ્ધો છે, સ્ત્રીતીર્થકરીઓના તીર્થમાં શાસનમા અતીર્થંકર સિધ્ધો અસંખ્યાત ગુણા હોય છે, તેથી તીર્થકરીઓના તીર્થમા અતીર્થકરી સિધ્ધો અસંખ્યાતગુણા છે અને તેનાથી તીર્થકરોના તીર્થમા અતીર્થકરસિધ્ધો સંખ્યાતગુણા છે' અર્થાત્ તીર્થકરીપણે પણ સ્ત્રીઓ સિધ્ધો થાય છે અને તેઓના તીર્થમા સામાન્ય કેવલિપણે અતીર્થંકર અને અતીર્થકરીઓ પણ સિધ્ધ થાય છે, પરંતુ તે બનેમા અતીર્થંકરીસિધ્ધોનુ

પ્રમાણ વધારે એટલે અસંખ્યાતગુણું છે તીર્થંકરસિદ્ધો નપુંસકલિંગે સિદ્ધો થતા જ નથી, તથા પ્રત્યેકબુદ્ધસિદ્ધો પુરુષલિંગે જ સિદ્ધો થાય ૮-૯-૧૦ રજોહરણ આદિ દ્રવ્યલિંગરૂપ સ્વલિંગે સિદ્ધ થયા તે, સ્વલિંગસિદ્ધો ૧૧, પરિવ્રાજક આદિના બીજાના લિંગે સિદ્ધ થયા તે, અન્યલિંગસિદ્ધો ૧૨, મરુદેવી આદિ ગૃહસ્થલિંગે સિદ્ધ ૧૩, એક સમયે એક જ સિદ્ધ તે, એક સિદ્ધ ૧૪, એક સમયે ૧૦૮ સિદ્ધો થયા તે, અનેકસિદ્ધ ૧૫-એમ પંદરભેદે સિદ્ધો કહ્યા જે માટે કહેલુ છે કે-

'એકથી માડી બત્રીશપર્યંત સાથે સિદ્ધ થનારા ઉત્કૃષ્ટથી આઠ સમય સુધી તેત્રીશથી અડતાલીશ પર્યંત સાથે સિદ્ધ થનારા ઉત્કૃષ્ટથી સાત સમય સુધી, ઓગણપચાસથી સાઠ સુધી સાથે સિદ્ધ થનારા ઉત્કૃષ્ટથી છ સમય સુધી, એકસઠથી બહોતેર પર્યંત સાથે સિદ્ધ થનારા ઉત્કૃષ્ટથી પાચ સમય સુધી, તહોતેરથી ચોરાશી પર્યંત સાથે સિદ્ધ થનારા ઉત્કૃષ્ટથી ચાર સમય સુધી, પંચાશીથી છન્નુ પર્યંત સાથે સિદ્ધ થનારા ઉત્કૃષ્ટથી ત્રણ સમય સુધી, સત્તાણુથી એકસો બે પર્યંત સાથે સિદ્ધ થનારા ઉત્કૃષ્ટથી બે સમય સુધી, એકસો ત્રણથી એકસો આઠ પર્યંત સાથે સિદ્ધ થનારા ઉત્કૃષ્ટથી એક સમય સુધી જ મોક્ષમાં જાય છે ત્યારબાદ નક્કી વચ્ચે અંતર અર્થાત્ ગાળો પડે

અહિ શિષ્યે પ્રશ્ન કર્યો કે – 'આ સિદ્ધના પંદર ભેદોમા પ્રથમ તીર્થસિદ્ધ અને બીજા અતીર્થસિદ્ધ આ બે પ્રકારોમા જ બાકીના ભેદો સમાઈ જાય છે કારણ કે-તીર્થંકરસિદ્ધ વિગેરે, કાં તો તીર્થસિદ્ધ હોય કે અતીર્થસિદ્ધ હોય, તો બાકીના ભેદોનું શું પ્રયોજન છે?' ઉત્તર –'તમારી વાત સત્ય છે, છતા બે જ ભેદ કહેવામા બાકીના ભેદોનું જ્ઞાન થઈ શકે નહિ, માટે નવીન વસ્તુનુ જ્ઞાન કરાવવા માટે ઉત્તરભેદો જણાવ્યા તે યોગ્ય છે' આ પ્રમાણે આ ગાથાનો સળગ અર્થ એ થયો કે- 'સિદ્ધ થએલા, બુદ્ધ થયેલા, સંસારના પારને પામેલા, પરંપરાએ સિદ્ધ થએલા, લોકાગ્ર પર રહેલા, એવા સર્વ સિદ્ધોને સદા નમસ્કાર થાઓ.'

આ પ્રમાણે સામાન્યથી સર્વસિદ્ધોની સ્તુતિ કરીને નજીકના ઉપકારી વર્તમાન શાસનાધિપતિ શ્રીમહાવીર વર્ધમાનસ્વામીની સ્તુતિ કરે છે —

**जो देवाण वि देवो, जं देवा पंजली नमंसंति ।**
**तं देवदेव-महिअं, सिरसा वंदे महावीरं ॥ २ ॥**

તેમા '**य**' = જે ભગવાન મહાવીર '**देवानामपि**' એટલે ભવનપતિ વિગેરે સર્વ દેવોને પૂજ્ય હોવાથી તેઓના પણ '**देव.**' દેવ છે અને એથી જ '**यं देवाः प्राञ्जलयो नमस्यन्ति**' = 'જેઓને દેવો પણ વિનયપૂર્વક બે હાથની અંજલિ કરીને નમસ્કાર કરે છે' '**त देवदेव**'-**महित** એટલે તે દેવોના પણ દેવ ઈન્દ્રાદિક તેનાથી પૂજાએલા '**महावीरं**' = ભગવંત શ્રીમહાવીરને '**शिरसा वन्दे**' = મસ્તક વડે વંદન કરું છુ મસ્તક વડે કથન અત્યત આદર બતાવવા માટે સમજવું હવે મહાવીર કેવા? તે કહે છે-વિશેષપણે એટલે સર્વથા કર્મોને ઈરણ કરે એટલે નાશ કરે, અથવા જેઓ વિશેષપણે પરાક્રમ કરવા પૂર્વક મોક્ષમા જાય, તે વીર અને વીરોમાં પણ મહાન એટલે ભગવંત હોવાથી 'મહાવીર' એવું નામ દેવોએ આપેલું છે, તેઓને

મસ્તકથી વંદન કરું છું સળંગ અર્થ એમ થયો કે- 'જે દેવોના પણ દેવ છે, અને તેથી સર્વે દેવો જેમને બે હાથની અંજલિ જોડીને નમસ્કાર કરે છે, તે ઈન્દ્રો વિગેરેથી પૂજાએલા શ્રીમહાવીરને હુ મસ્તક વડે વાદું છું.' આ પ્રમાણે સ્તુતિ કરીને ફરી તેઓની સ્તુતિનો મહિમા વર્ણવવા દ્વારા બીજાઓના ઉપકાર માટે અને પોતાના ભાવની વૃદ્ધિ કરવા માટે સ્તુતિનુ ફળ બતાવનારી ગાથા કહે છે.—

इक्को वि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स ।
संसार–सागराओ, तारेइ नरं व नारिं वा ॥ ३ ॥

'एकोऽपि नमस्कारः' એટલે બહુ વખત નમસ્કારની વાત તો દૂર રાખીએ, માત્ર એક જ વખત નમસ્કાર–જે દ્રવ્યથી મસ્તકાદિ નમાવવા રૂપ શરીર–સંકોચ અને ભાવથી મનની એકાગ્રતારૂપ સંકોચ લક્ષણ, 'जिनवरवृषभाय' = અહિં જિન કહેતા શ્રુતજિન, અવધિજિન વગેરે જિનો કરતા કેવલિજિન તેમાં પણ 'વર' એટલે શ્રેષ્ઠ હોવાથી જિનવર, સામાન્ય કેવલિઓમાં પણ તીર્થંકરનામકર્મના ઉદયવાળા ભગવંત હોવાથી ઉત્તમ, માટે જિનવરમાં વૃષભ સરખા, ઋષભ આદિ સર્વ તીર્થંકરો વૃષભ સરખા ઉત્તમ છે, તેથી અહિં વિશેષનામ કહે છે કે– 'वर्धमानाय' = 'વર્ધમાનસ્વામીને આદર પૂર્વક કરેલો એક પણ નમસ્કાર' એમ વાક્યાર્થ જોડવો એવો કરેલો નમસ્કાર શું કાર્ય કરે છે? તે જણાવે છે કે– 'संसारसागरात् तारयति' = તિર્યંચ, નરક, મનુષ્ય અને દેવરૂપે જીવોનુ પરિભ્રમણ–સંસરણ તે સંસાર, આ સંસાર ભવસ્થિતિ, કાયસ્થિતિ વડે અનેક પ્રકારની અવસ્થાવાળો હોવાથી સમુદ્ર માફક તેનો પાર પામવો મુશ્કેલ હોવાથી સાગર જેવો, માટે સંસાર એ જ સાગર, એવા સંસાર–સાગરથી જે તારે છે – પાર પમાડે છે, કોને? 'नरं व नारिं वा' = પુરુષ કે સ્ત્રીને આહ ધર્મમા પુરુષની પ્રધાનતા જણાવવા માટે પ્રથમ 'પુરુષને' એમ કહ્યુ છે, અને સ્ત્રીઓને પણ તે જ ભવમાં તારે છે અથવા સંસારનો ક્ષય કરી મોક્ષ પમાડે છે. તે જણાવવા માટે नारिं वा ગ્રહણ કર્યું છે દિગંબરોનો યાપનીયતંત્ર નામનો એક પક્ષ છે કે જે સ્ત્રીને મોક્ષ માને છે, તેમાં કહ્યુ છે કે—'સ્ત્રી પોતે અજીવ નથી, તેમ જ અભવ્ય પણ નથી, તેને સમ્યગ્દર્શન ન થાય, તેમ પણ નથી, મનુષ્ય નથી એમ પણ નથી, અનાર્યપણે ઉત્પન્ન થયેલ છે તેમ પણ નથી, અસંખ્યાત વર્ષના આયુષ્યવાળી યુગલિની પણ નથી અતિક્રૂર બુદ્ધિવાળી છે—એમ પણ નથી, સ્ત્રીને મોહનો ઉપશમ થતો નથી–એમ પણ નથી, અશુદ્ધ આચારવાળી છે–એમ પણ નથી, અશુદ્ધ શરીરવાળી કે વજ્ર ઋષભનારાચ સંઘયણ નથી હોતુ–તેમ પણ નથી, (ધર્મ) વ્યાપાર–રહિત નથી, અપૂર્વકરણ ગુણસ્થાનકની વિરોધિની નથી અર્થાત્ તેને અપૂર્વકરણ ન જ હોય–તેમ પણ નથી સર્વ વિરતિરૂપ છઠ્ઠા ગુણસ્થાનકથી ચૌદમા સુધીના નવ ગુણસ્થાનકો અથવા નવ એટલે નવા નવા ગુણસ્થાનકોથી રહિત જ હોય–એમ પણ નથી, જ્ઞાનાદિ લબ્ધિ ગુણ પ્રાપ્ત કરવામા સ્ત્રીઓ અયોગ્ય જ છે–એમ પણ નથી, તેમ જ અકલ્યાણનુ ભાજન છે અર્થાત્ મોક્ષ માટે અયોગ્ય જ છે–એમ પણ નથી; તો તે સ્ત્રીઓ ઉત્તમધર્મને એટલે કે મોક્ષને ન જ સાધે–એમ શી રીતે કહેવાય? અર્થાત્ સ્ત્રીઓમા પણ મોક્ષ–સાધનાને અંગે જરૂરી ભાવો હોઈ શકે છે અને તેથી સ્ત્રીઓ પણ તે જ ભવમા મોક્ષે જઈ શકે છે.

અહિં કહેવાનું તાત્પર્ય એ છે કે—'સમ્યગ્દર્શન પામ્યા પછી ઉત્તમ ભાવનાપૂર્વક કરેલો એક જ નમસ્કાર તેવા ઉત્તમ અધ્યવસાયને પ્રગટ કરે છે કે, જે અધ્યવસાયથી 'ક્ષપકશ્રેણિને' પામીને સંસાર-સમુદ્રનો પાર પામે છે' એ પ્રમાણે મોક્ષ પ્રાપ્ત કરાવનાર અધ્યવસાયમાં નમસ્કાર કારણરૂપ છે, તો પણ ઉપચારથી કારણને કાર્યરૂપે માનીને નમસ્કારને જ સંસારથી પાર ઉતારનાર કહ્યો. અહિં એમ પ્રશ્ન થાય કે, નમસ્કારથી મોક્ષ થાય માટે ચારિત્રનું કંઈ ફલ નથી. તો એ વાત યોગ્ય નથી કારણ કે-નમસ્કારથી પ્રાપ્ત થતા મોક્ષપ્રાપક અધ્યવસાયો એ જ (નિશ્ચય) ચારિત્ર છે. આ ગાથાનો સળંગ અર્થ એમ થયો કે—'જિનવરોમાં વૃષભ સરખા શ્રીવર્ધમાન સ્વામીને કરેલો એક નમસ્કાર પણ પુરુષને અથવા સ્ત્રીને સંસાર-સમુદ્રથી તારે છે' 'સિદ્ધાણં બુદ્ધાણં' સૂત્રની આ ત્રણ ગાથાઓ ગણધરકૃત હોવાથી નિયમથી બોલાય છે, કેટલાક તે ઉપરાંત આ બીજી બે ગાથા પણ તેની પછી બોલે છે તે આ પ્રમાણે —

उज्जितसेलसिहरे, दिक्खा नाणं निसीहिया जस्स ।
तं धम्मचक्कवट्टिं, अरिट्ठनेमि नमंसामि ॥ ४ ॥

चत्तारि अट्ठ दस दोअ, वंदिआ जिणवरा चउव्वीसं ।
परमट्ठनिट्ठिअट्ठा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ५ ॥

ઉજ્જયંત શૈલ એટલે ગિરનાર પર્વતના શિખર પર જેમનાં દીક્ષા, કેવલ-જ્ઞાન અને મોક્ષ કલ્યાણકો થયા છે, તે ધર્મચક્રવર્તી અરિષ્ટનેમિ-નેમિનાથ ભગવંતને હું નમસ્કાર કરું છું ૪ અષ્ટાપદપર્વત ઉપર ભરત ચક્રવર્તીએ ભરાવેલા અને અનુક્રમે પૂર્વાદિ દિશા સન્મુખ સ્થાપન કરેલા ચાર, આઠ, દસ અને બે=એમ ચોવીશ જિનવરો, કે જેઓના સર્વ કાર્યો યથાર્થ પૂર્ણ થયા છે અને તેથી જેઓ સિદ્ધ થયા છે, તેઓને હું વંદન કરું છું તેઓ મને સિદ્ધિ આપો

આ પ્રમાણે કહ્યા પછી એકઠા કરેલા પુણ્યસમૂહવાળો ઉચિત કાર્યોમાં ઉચિત પ્રવૃત્તિવાળો છે-એમ જણાવવા માટે આ પાઠ બોલે- '**वेयावच्चगराण सन्तिगराण सम्मद्दिट्ठिसमाहिगराण करेमि काउस्सग्ग**' એટલે શ્રીજૈનશાસનની સેવા-રક્ષારૂપ વેયાવચ્ચ કરવામાં તત્પર એવા ગોમુખ યક્ષ, અપ્રતિચક્રા-ચક્રેશ્વરી દેવી, યક્ષ-યક્ષિણીઓ, સર્વલોકમાં શાંતિ કરનારા, સમ્યગ્-દૃષ્ટિ જીવોને સમાધિમાં સહાય કરનારા એવા સમ્યગ્દૃષ્ટિ શાસનદેવોને ઉદ્દેશીને કાઉસ્સગ્ગ કરું છું અહિં સાતમી વિભક્તિના અર્થમાં છઠ્ઠીવિભક્તિ કહેલી છે માટે અહિં '**वदणवत्तिआए**' બોલવું નહિ પણ લાગલું જ '**अन्नत्थ**' સૂત્ર બોલવું કારણકે દેવો અવિરતિ હોવાથી તેઓને વન્દન-પૂજન આદિ ઘટતા નથી એ પ્રમાણે કરવાથી જ તેઓને ભાવની વૃદ્ધિ થતી હોવાથી સ્મરણ કરનારને ઉપકારદર્શક થાય છે '**अन्नत्थ**'ની વ્યાખ્યા પહેલાં કહી છે, તેમ સમજી લેવી માત્ર વેયાવચ્ચ કરનારા દેવોની સ્તુતિ કહેવી ફરી તે જ વિધિથી નીચે બેસીને પહેલાની માફક પ્રણિપાતદંડક-નમુત્થુણં' કહે અને પછી મુક્તાશુક્તિ મુદ્રા-પૂર્વક પ્રણિધાન કરે અર્થાત્ પ્રાર્થનાસૂત્ર બોલે તે આ પ્રમાણે —

जय वीयराय! जगगुरु! होउ ममं तुह पभावओ भयवं!।
भवनिव्वेओ, मग्गाणुसारिआ इट्ठफलसिद्धी ॥ १ ॥

लोगविरुद्धच्चाओ, गुरुजणपूआ परत्थकरण च।
सुहगुरुजोगो तव्वयणसेवणा आभवमखण्डा ॥ २ ॥

'जय वीतराग! जगद्गुरो!' એટલે હે વીતરાગ! હે જગદ્ગુરુ! આપ જયવંતા વર્તો આ પ્રમાણે ભગવાન ત્રિલોકનાથને બુદ્ધિમા સ્થાપન કરવા માટે આમંત્રણ કરેલું છે 'भवतु मम'=પ્રાર્થના કરૂં, તે મને મળો, 'तव प्रभावात्'=તમારા પ્રભાવથી भगवन्'= હે ભગવંત! બીજી વખત આ સંબોધન કરી તે પોતાની ભક્તિનો અતિશય બતાવે છે શું મળો? તે માટે કહે છે- 'भवनिर्वेद'=જન્મ-મરણાદિક દુઃખવાળા સંસારનો કંટાળો થવારૂપ ભવ-નિર્વેદ ભવનો કંટાળો આવ્યા વગર કોઈ મોક્ષ માટે પ્રયત્ન કરતા નથી ભવના નિર્વેદ વગર સંસારનો રાગ હોવાથી મોક્ષ માટે પ્રયત્ન કરે, તો પણ તે વાસ્તવિક પ્રયત્ન ગણાતો નથી કારણ કે, તે જડ-ક્રિયા સરખો છે તથા 'मार्गानुसारिता'=દુરાગ્રહનો ત્યાગ કરવા પૂર્વક તત્ત્વ-ભૂત સાચા માર્ગને અનુસરવાપણુ તથા 'इष्टफलसिद्धि'=આ ભવના ઈષ્ટ પ્રયોજનની પ્રાપ્તિ તે થવાથી ચિત્તની સ્વસ્થતા થાય અને આત્મકલ્યાણના કાર્યોમા પ્રવૃત્તિ કરી શકે આ આશયથી આ લોકના ઈષ્ટફળની સિદ્ધિની પ્રાર્થના અનુચિત ન ગણાય તથા 'लोकविरुद्ध त्याग' સર્વ લોકની નિંદા આદિ જે લોકવિરુદ્ધ કાર્યો મનાયા હોય, તેવી પ્રવૃત્તિનો ત્યાગ કહ્યુ છે કે-

"કોઈની પણ નિંદા ન કરવી, તેમા ગુણવાનોની તો ખાસ ન જ કરવી કારણ કે તે લોકવિરુદ્ધ છે. તેમ જ સરળ માણસની ધર્મકરણીમા થતી ભૂલની હાસી કરવી, લોકોમા માનનીય પૂજનીય હોય, તેની અવહેલના-અપમાન કરવુ, જેના ઘણા વિરોધી હોય, તેની સોબત કરવી, દેશ-કાલ-કુલ વગેરેના આચારોનુ ઉલ્લંઘન કરવુ, એટલે કે વ્યવહારથી વિરુદ્ધ ચાલવું, અનાર્ય હલકા લોકને છાજે તેવો ઉદ્ભટ વેષ પહેરવો, તથા પોતે કરેલા દાન, તપ, યાત્રાદિકના પ્રસંગો જાતે પ્રગટ કરવા, કે બડાઈ ગાવી, તેને પણ કેટલાક આચાર્યો લોક-વિરુદ્ધ કહે છે તથા સાધુપુરુષો ઉપર સંકટ આવે તો ખુશ થવું, અને સામર્થ્ય છતાં સંકટમાથી બચાવવાનો ઉદ્યમ ન કરવો-આ જણાવેલા કાર્યો લોકવિરુદ્ધ ગણાય-આવા કામનો મારે ત્યાગ કરવો" (બીજું પંચાશક ગાથા ૮-૯-૧૦) તથા 'गुरुजनपुजा' એટલે ગુરુવર્ગની ઉચિત સેવારૂપ પૂજા જો કે ગુરુ તો ધર્માચાર્ય જ કહેવાય છે, તો પણ અહિં માતા-પિતા, કલાચાર્ય વગેરે પણ ગ્રહણ કરવા કહ્યુ છે કે-'માતા-પિતા, કલાચાર્ય-વિદ્યાગુરુ, તેમના સંબંધીઓ તથા વૃદ્ધો અને ધર્મોપદેશકો એ સર્વને સત્પુરુષો ગુરુ તરીકે માને છે' (યોગબિંદુ ગા ૧૧૦) તથા 'परार्थकरणम्' એટલે જીવલોકમા સારભૂત બીજા જીવોના કાર્યો કરી આપવા, તે ધર્મપુરુષાર્થનું ચિહ્ન છે પૂર્વે જણાવ્યા તે ગુણોની પ્રાપ્તિરૂપ લૌકિક સુંદરતાને પામેલ હોય, તે જ લોકોત્તર ધર્મનો અધિકાર બને છે તે માટે કહે છે કે-'शुभगुरुयोगः' પવિત્ર વિશિષ્ટ ચારિત્રવાળા આચાર્યનો સંબંધ-નિશ્રા, તથા 'तद्वचनसेवना'=તે સદ્ગુરુના વચન પ્રમાણે વર્તન કરવું,

આ ગુરુ ભગવંતો કદાપિ અહિતકર ઉપદેશ આપે નહિં, માટે તેમના વચનની સેવા '**आभवमखण्डा**'=જ્યા સુધી મોક્ષે ન જાઉ, ત્યાં સુધી અખંડ-સંપૂર્ણપણે હોજો હવે સળંગ અર્થ કહે છે—"હે વીતરાગ! હે જગદ્ગુરુ! આપનો જય થાઓ, હે ભગવંત! આપના પ્રભાવથી મને સંસારનો કંટાળો, સત્યમાર્ગનો સ્વીકાર, લોકમા ઈષ્ટ પ્રયોજનની સિદ્ધિ લોક-વિરુદ્ધ પ્રવૃત્તિનો ત્યાગ, માતા-પિતાદિક ગુરુઓની સેવા, પરોપકાર કરવાપણું, નિર્મળ ચારિત્રવંત ઉત્તમ ગુરુનો યોગ અને જ્યાં સુધી મોક્ષે ન જાઉં ત્યા સુધી સંપૂર્ણપણે ગુરુના વચનની સેવા અર્થાત્ આજ્ઞાપાલન આટલુ પ્રાપ્ત થાઓ." આ પ્રાર્થના પ્રાય ત્યાગની અભિલાષારૂપ હોવાથી નિયાણારૂપ ગણાતી નથી અને તે પણ 'અપ્રમત્ત સંયત' નામના સાતમા ગુણસ્થાનકની પહેલા જ કરવાની હોય છે, કારણ કે સાતમા ગુણસ્થાનકથી જીવને 'સંસાર કે મોક્ષ' એકેયની અભિલાષા રહેતી નથી તેઓ શુભાશુભ સર્વ ભાવોમા સમાન ભાવવાળા હોય છે આ પ્રમાણે શુભ ફળની પ્રાર્થનારૂપ 'જય વીયરાય'ની બે ગાથા સુધી ઉત્કૃષ્ટ ચૈત્યવંદનાનો વિધિ જાણવો ૧૨૩ હવે ત્યાર પછીના કર્તવ્યો જણાવે છે —

ततो गुरूणामभ्यर्णे. प्रतिपत्तिपुरस्सरम् ।
विदधीत विशुद्धात्मा, प्रत्याख्यानप्रकाशनम् ॥ १२४ ॥

દેવવંદન કર્યા પછી, દેવવંદન કરવા આવેલા કે સ્નાત્રાદિ મહોત્સવના દર્શન કે ધર્મોપદેશ આપવા પધારેલા અથવા તો વિહાર કરીને આવીને રહેલા હોય, તેવા ધર્માચાર્ય-ગુરુ ભગવંતોની પાસે સાડાત્રણ હસ્ત-પ્રમાણ ક્ષેત્રની બહાર રહેલો વંદન કરે કે વ્યાખ્યાન-શ્રવણ કરે દંભ વગરનો-નિર્મલ ચિત્તવાળો દેવ સમક્ષ કરેલા પચ્ચક્ખાણને ગુરુ પાસે પ્રગટ કરે, કારણ કે પ્રત્યાખ્યાન-વિધિ ત્રણ પ્રકારનો છે ૧ આત્મ-સાક્ષિવાળું, ૨ દેવ-સાક્ષિવાળું, ૩ ગુરુ-સાક્ષિવાળું. ૧૨૪

પ્રતિપત્તિ-પૂર્વક એમ જણાવ્યુ, તે ગુરુ-પ્રતિપત્તિ-વિનય બે શ્લોકથી કહે છે—

अभ्युत्थानं तदालोकेऽभियानं च तदागमे ।
शिरस्यञ्जालिसंश्लेपः, स्वयमासनढौकनम् ॥ १२५ ॥

आसनाभिग्रहो भक्त्या, वन्दना पर्युपासनम् ।
तद्यानेऽनुगमश्चेति, प्रतिपत्तिरियं गुरोः ॥ १२६ ॥

અભ્યુત્થાન એટલે આદર પૂર્વક આસનનો ત્યાગ કરવો, ગુરુને જોતા જ ઊભા થઈ તેમના સન્મુખ જવુ, આવી ગયા હોય, ત્યારે મસ્તકે બે હાથ જોડી અંજલિ કરવી અને '**नमो खमासमणाणं**' એવો પાઠ બોલવો આ સર્વ પોતે કરવુ પણ બીજાને ન મોકલવો અને જાતે આસન આપવુ તેઓ (ગુરુજી) આસન પર બિરાજમાન થયા પછી પોતે આસન પર બેસવું બેઠા પછી ભક્તિપૂર્વક પચ્ચીશ આવશ્યક વિશુદ્ધ વંદના કરવી જવાનુ હોય કે તેવા કાર્યમા

રોકાએલા ન હોય તો પર્યુપાસના-સેવા કરવી તેઓ જાય ત્યારે કેટલાંક ડગલાં સુધી પાછા વળાવવા જવું આ ધર્માચાર્ય ગુરુ મહારાજનો ઉપચાર-વિનય સમજવો. ૧૨૫-૧૨૬.

ત્યાર પછી ગુરુ પાસે ધર્મદેશના સાભળીને—

**ततः प्रतिनिवृत्तः सन्, स्थानं गत्वा यथोचितम् ।**
**सुधीर्धर्माविरोधेन, विदधीतार्थचिन्तनम् ॥ १२७ ॥**

દેહરાસરથી પાછા આવીને પોતપોતાને ઉચિત એવા સ્થાને અર્થાત્ રાજા હોય તો રાજસભામાં, પ્રધાનાદિક રાજસેવા કરતા હોય તો રાજકચેરીમાં, વેપારી હોય તો દુકાને જઈને-જિનધર્મને બાધા ન પહોંચે તે પ્રમાણે બુદ્ધિશાળી શ્રાવક ધનોપાર્જનની ચિંતા કરે. અહિ અર્થ-ઉપાર્જનની ચિંતા કહી છે, તે અનુવાદ સમજવો. કારણ કે, તે તો દરેકને વગર પ્રેરણાએ સ્વયં સિદ્ધ છે અહિં વિધાન એ સમજવાનુ કે 'ધર્મના અવિરોધપણે' ધર્મનો અવિરોધ આ પ્રમાણે .—રાજા હોય તેણે દરિદ્ર કે શ્રીમંત હોય, માનીતો કે અણમાનીતો હોય, ઉત્તમ હોય કે નીચ હોય, તે ભેદ રાખ્યા વગર ન્યાય આપવો રાજસેવા કરનારાએ રાજ્યની અને પ્રજાની યથાર્થ સેવા નિષ્ઠા પૂર્વક કરવી વેપારીઓએ ખોટા તોલ-માપનો ત્યાગ કરી પંદર કર્માદાનનો વેપાર બંધ કરી અર્થની ચિંતા કરવી ૧૨૭

**ततो माध्याह्निकीं पूजां, कुर्यात् कृत्वा च भोजनम् ।**
**तद्विद्भिः सह शास्त्रार्थ-रहस्यानि विचारयेत् ॥ १२८ ॥**

ત્યાર પછી દિવસના મધ્યકાળવાળી પ્રભુપૂજા કરે અને પછી ભોજન કરે-તે અનુવાદ સમજવો. મધ્યાહ્ન અને ભોજનનો કોઈ કાલ-નિયમ નથી. ભોજનકાલ તેને ગણેલો છે કે જ્યારે સખત ભૂખ લાગે એટલે વ્યવહારથી મધ્યાહ્નકાળ પહેલાં પણ પચ્ચક્ખાણ પારીને દેવપૂજા કરવા પૂર્વક ભોજન કરે તો દોષ નથી આહ આ પ્રમાણે વિધિ છે—'જિનપૂજા, ઉચિતદાન, કુટુંબ-પરિવારની સંભાળ લેવી, અને તેને યોગ્ય ઉચિત કર્તવ્ય-પાલન કરવું, ભૂલચૂક હોય તો શિખામણ કે ઉપદેશ આપવો, તથા પોતાને કયું પચ્ચક્ખાણ છે, તેનુ સ્મરણ કરવું.' તથા ભોજન કર્યા પછી પોતાની શક્તિ અનુસાર 'ગંઠસી, વેઢસી, મુઠ્ઠસી' સાથેનુ કોઈ પચ્ચક્ખાણ કરવુ. 'પ્રમાદત્યાગની અભિલાષાવાળા આત્માઓએ ક્ષણવાર પણ પચ્ચક્ખાણ વગર ન રહેવું જોઈએ' શાસ્ત્રોના અર્થોના રહસ્યો ઐદંપર્યો-તાત્પર્યો-નીચોટની ચર્ચા-વિચારણા તેવા જાણકારોનો સમાગમ કરી કરવી ગુરુમુખે તેવા શાસ્ત્ર-રહસ્યો સાંભળવા છતાં પણ તેનુ વારંવાર પરિશીલન-ચિંતન આદિ કરવામાં ન આવે તો તે પદાર્થો મનમાં સારી રીતે દૃઢ સ્થાપન કરી શકાતા નથી ૧૨૮

**ततश्च सन्ध्यासमये, कृत्वा देवार्चनं पुनः ।**
**कृतावश्यककर्मा च, कुर्यात् स्वाध्यायमुत्तमम् ॥ १२९ ॥**

ત્યાર પછી જે બે વખત ભોજન કરતો હોય તે વિકાલ એટલે સાંઝ સમયે બે ઘડી પહેલા ભોજન કરીને સંધ્યા-સમયે વળી ત્રીજી વખત અગ્રપૂજારૂપ દેવાર્ચન કરી સાધુ પાસે જઈને સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વંદનક, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ, પ્રત્યાખ્યાન લક્ષણ છ આવશ્યક કરે તેમા સામાયિક એટલે આર્ત-રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરવા પૂર્વક ધર્મધ્યાનનુ આલંબન લઈ શત્રુ મિત્ર, તૃણ, સુવર્ણાદિકમા સમાન-મધ્યસ્થભાવ રાખવા સ્વરૂપ, જેનુ લક્ષણ પૂર્વે કહેલુ છે ચોવીશે તીર્થકરોના નામોચ્ચાર-પૂર્વક ગુણોનુ કીર્તન કરવુ કાયોત્સર્ગમાં મનથી ધ્યાન કરવું અને બાકીના કાળમા સ્પષ્ટ અક્ષરોમા બોલવું આ પણ પહેલા કહેવાયુ છે વંદન એટલે વંદન કરવા યોગ્ય ધર્માચાર્યોને પચીશ આવશ્યક-વિશુદ્ધ, બત્રીશ દોષ-રહિત નમસ્કાર કરવા રૂપ વંદન કરવું, તેમા પચીશ આવશ્યકો આ પ્રમાણે સમજવા —'વંદનમા બે અવનમન, એક યથાજાત, બાર આવર્તો, ચાર મસ્તક, ત્રણ ગુપ્તિ, બે પ્રવેશ, એક નિષ્ક્રમણ-એમ પચીશ અવશ્ય કરવા યોગ્ય આવશ્યકો છે' તેમા બે અવનમન=પોતાની વંદન કરવાની ઈચ્છા પ્રગટ રૂપે ગુરુને જણાવવા માટે '**इच्छामि खमासमणो ! वंदिउ जावणिज्जाए निसीहिआए**= હે ક્ષમાશ્રમણ ! હું મારી શક્તિપૂર્વક નિષ્પાપપણે આપને વંદન કરવા ઇચ્છુ છુ' એમ કહેતી વખતે 'મસ્તક અને કેડ ઉપરનો શરીરનો ભાગ કંઈક નમાવવો' તે અવનત કે અવનમન કહેવાય ૧ જ્યારે ફેરી આવર્ત કરીને પાછો આવે ત્યારે પણ '**इच्छामि०** એ વિગેરે કહીને ફેરી ઈચ્છા જણાવે, ત્યારે બીજુ ૨. '**यथाजात**' એટલે 'જન્મની જેમ' તેનો ભાવાર્થ એ છે કે-જન્મ બે પ્રકારના ગણાય છે એક જન્મ થવો અને બીજો દીક્ષા ગ્રહણ કરવા રૂપ તેમાં પ્રસવકાળ સમયે બે હાથ જોડીને મસ્તકે રાખેલા હોય તેવી જ રીતે દીક્ષાકાળે પણ રજોહરણ-મુખવસ્ત્રિકાવાળા બે હાથ જોડીને, જેવી સ્થિતિમા જન્મ્યો હતો તેવી જ સ્થિતિમા ગુરુવંદન વખતે પણ રહેવુ, તે વંદન પણ યથાજાત કહેવાય ૩ તથા બાર આવર્તો=ગુરુવંદન કરતા ગુરુ-ચરણોમા તથા પોતાના મસ્તકે હાથથી સ્પર્શ કરવા રૂપ, તેમા પ્રથમ પ્રવેશ કરે, ત્યારે **अहोकाय** એ વગેરે સૂત્ર ઉચ્ચારણ કરવા પૂર્વક છ આવર્તો કરી પાછો ફરે વળી બીજી વખત પ્રવેશ કરે, ત્યારે પણ બીજા વંદનમા છ આવર્તો કરે-એમ બંનેના મળી બાર આવર્તો, ૧૫ '**चउस्सिर**' જેમા ચાર વાર મસ્તકો નમે છે અર્થાત્ પ્રથમ વંદનમા '**खामेमि खमासमणो**' બોલતી વખતે પ્રથમ શિષ્ય મસ્તક નમાવે, તે પછી ગુરુ પણ '**अहमवि खामेमि**' એમ ઉત્તર વાળતા કંઈક મસ્તક નમાવે, એમ ગુરુ અને શિષ્યના બે મસ્તકના નમન, બે વખતના વંદન મળી કુલ ચાર મસ્તક-નમન સમજવા ૧૯ '**त्रिगुप्त**'=મન, વચન અને કાયાના યોગોની વંદનામા એકાગ્રતા કરવી અસ્ખલિત શુદ્ધોચ્ચારણ કરવુ અને કાયાથી અવનત યથાજાત આવર્તાદિક સંપૂર્ણ આચરવા, એમ મન, વચન, કાયાને વંદન સિવાય બીજામા જતાં રોકવા. તે ત્રણગુપ્ત કહેવાય ૨૨ '**दुपवेस**' ગુરુ મહારાજના આસનથી દરેક દિશામાં સાડાત્રણ હાથ સુધીની જગ્યા ગુરુનો અવગ્રહ કહેવાય તેટલે દૂર રહીને ગુરુનો વિનય કરવાનો હોય શારીરિક સેવા, વંદન આદિ માટે તેમની રજા માગીને અવગ્રહમા પ્રવેશ કરવાનો હોય એ નિયમ પ્રમાણે વંદનમા પ્રથમ રજા માગીને પ્રવેશ કરે, પછી પાછો નીકળીને બીજી વખત પ્રવેશ કરે '**एकनिष्क्रमण**' અવગ્રહમાથી બહાર નીકળવું તે નિષ્ક્રમણ, પહેલા વંદનમાથી '**आवस्सिआए**' કહીને બહાર નિષ્ક્રમણ કરવાનુ હોય બીજા વંદનમા બહાર નીકળવાનુ ન હોવાથી નિષ્ક્રમણ નથી ૨૫ આમ કુલ પચીશ આવશ્યક વંદનના જાણવા

**બત્રીશ દોષો :**

૧ અનાદૃત દોષ : આદર વગર અદ્ધર ચિત્તે વંદન કરવુ

૨ સ્તબ્ધ દોષ : આઠ પ્રકારના મદને આધીન બની વંદન કરવું.

૩ અપવિદ્ધ દોષ વંદન અપૂર્ણ રાખી ભાગી જવું.

૪. પરિપિંડિત : એકસામટું દરેકને સાથે એક વંદન કરવું, અથવા બે હાથ, પેટ ઉપર તથા બે પગ ભેગા રાખી વંદન કરવું કે સૂત્રના ઉચ્ચારમાં અક્ષરોના, સંપદાઓના યથાસ્થાને અટક્યા વગર અસ્પષ્ટ ભેગો ઉચ્ચાર કરવો.

૫ ટોલગતિ · તીડ માફક આગળ–પાછળ કૂદતાં–કૂદતા અસ્થિરતાથી વંદન કરવુ

૬ **અંકુશ** ગુરુ ઉભા હોય, સૂતેલા હોય, અન્ય કાર્યોમા રોકાએલા હોય, ત્યારે તેમનો ઓઘો, ચોલપટ્ટો, વસ્ત્ર કે હાથ પકડી અવજ્ઞાથી આસન પર બેસાડી અંકુશથી જેમ હાથીને, તેમ ઉભા રહેલા ગુરુને આસન પર બેસાડવા પૂજ્ય પુરુષો કદાપિ ખેંચવા યોગ્ય નથી, કારણ કે તેમ કરવાથી અવિનય થાય છે અથવા અંકુશથી પીડાએલા હાથીની જેમ વંદન કરતાં મસ્તક ઉચુંનીચું કરવું

૭ **કચ્છ–પરિંગિત** ઉભા ઉભા **तित्तीसन्नयराए**' ઇત્યાદિ પાઠ બોલતાં કે બેઠા બેઠા '**अहोकाय काय**' ઇત્યાદિ સૂત્ર બોલતા વિના કારણ વંદન કરતા કાચબાની જેમ આગળ–પાછળ ખસ્યા કરવું.

૮. **મત્સ્યોદ્વર્તન** જેમ માછલું જળમા એકદમ નીચે જાય, ઉપર આવે અને પાસુ ફેરવીને એકદમ રેચકાવર્ત કરી બાજુમા ફરી જાય, તેમ વંદન કરતાં ઉછળીને ઉભો થાય, પડવા માફક બેસી જાય, એકને વંદન કરી બાજુમા બીજાને ખસ્યા વગર માછલા માફક પડખું ફેરવી વંદન કરે

૯ મનઃપ્રદુષ્ટ · ગુરુએ શિષ્ય કે તેના સબંધીને ઠપકો કે આકરા શબ્દો કહ્યા હોય, તેથી તેઓ પ્રત્યે મનમા દ્વેષ રાખી વંદન કરવુ અથવા પોતાથી તે હીનગુણવાળો હોય, તેને હુ વંદન કેમ કરું ? અથવા આવા ગુણહીનને પણ વદન દેવરાવે છે–એમ વિચારતા વદન કરે

૧૦ વેદિકાબદ્ધ વંદનમા આવર્ત દેતા બે હાથ, બે ઢીંચણ વચ્ચે રાખવા જોઈએ તેને બદલે બે હાથ, બે ઢીચણ ઉપર રાખે, ઢીંચણ નીચે હાથ રાખે, હાથ ખોળામા રાખે, બે ઢીચણ બહાર–પડખે બે હાથ રાખે, અગર બે હાથ વચ્ચે એક ઢીંચણ રાખે તે રીતે વદન કરે–એમ તેના પાચ પ્રકારો છે

૧૧ ભય · વંદન નહિ કરીશ તો સઘ, સમુદાય કે ગચ્છમાથી, ક્ષેત્રમાથી દૂર કરશે, બહાર કરશે–એ ભયથી વંદન કરવુ

૧૨. ભજત હુ વંદનાદિ સેવા કરુ છુ, તેથી ગુરુ પણ મારી સેવા કરશે, મારી સેવાથી દબાએલા આગળ મારી સેવા કરશે–એમ સમજી થાપણ મૂકવા માફક વંદન કરવુ

૧૩ મૈત્રી : આ આચાર્યાદિક સાથે મારે મૈત્રી છે માટે, અગર વંદન કરું તો મૈત્રી થાય, તેમ સમજી વંદન કરવું

૧૪. ગૌરવ ગુરુ–વંદન આદિક વિધિઓમાં હુ કુશળ છું–એમ આવર્તાદિક સાચવીને બીજાને જણાવવા માટે અભિમાન રાખી વંદન કરે

૧૫ કારણ જ્ઞાનાદિ કારણ સિવાય વસ્ત્ર, પાત્ર આદિ ગુરુ પાસેથી મેળવવા લોભથી વંદન કરવું અગર જ્ઞાનાદિ ગુણોથી લોકોમાં પૂજા પામું તેવા આશયથી જ્ઞાનાદિ મેળવવા વંદન કરવુ, અગર વંદનરૂપ મૂલ્યથી વશ થએલા ગુરુ મારી પ્રાર્થનાનો ભંગ ન કરે–તેવા દુષ્ટ કારણોથી વંદન કરે

૧૬ સ્તેન હું બીજાને વદન કરૂ એ મારી નાનપ ગણાય, તેથી ચોર માફક છૂપાતો વદન કરે, ભાવાર્થ એમ સમજવો કે આ ચોર માફક જલદી જલદી કોઈ દેખે, કોઈ ન દેખે તેમ વંદન કરી પલાયન થાય

૧૭ પ્રત્યનીક · ગુરુ આહારાદિ કાર્યમા વ્યગ્ર હોય ત્યારે વંદન કરવું કહેલુ છે કે— ‘ ગુરુ વ્યગ્રચિત્તવાળા હોય, અવળા બેઠેલા હોય, પ્રમાદ કે નિદ્રા કરતા હોય, આહાર–નિહાર કરતા હોય કે કરવાની ઈચ્છાવાળા હોય, ત્યારે કદાપિ વદન ન કરવુ ’

૧૮ રુષ્ટ : ગુરુ ક્રોધાયમાન થએલા હોય અગર પોતે ક્રોધ કરતો હોય, ત્યારે વંદન કરવું

૧૯ તર્જના : વંદન ન કરવાથી ગુસ્સો કરતા નથી અને કરવાથી પ્રસન્ન થતા નથી એટલે વદન કરનાર અને ન કરનારના ભેદ તમે જાણી શકતા નથી—એમ બોલી તર્જના કરવી અગર ઘણા લોકોની વચમા મને વદન કરાવીને હલકો પાડો છો, પણ તમે એકલા હશો ત્યારે ખબર પાડીશ—એમ તર્જની અંગુલિ કે મસ્તકથી અપમાન કરી વંદન કરવુ

૨૦ શઠ : કપટથી ગુરુને કે લોકોને આ વિનયવાળો ભક્ત છે—એવી છાપ ઉભી કરવા અગર માદગી આદિનુ બાનુ કાઢી જેમ તેમ વંદન કરવુ

૨૧ હીલિત · હે ગુરુ ! હે વાચકજી ! તમને વંદન કરવાથી શો લાભ થવાનો છે ? એમ અવહેલના કરતા વદન કરવુ

૨૨ વિપરિકુચિત : અર્ધ વદન કરી, વચમા દેશકથાદિ બીજી વાતો કરવી

૨૩ દૃષ્ટાદૃષ્ટ : ઘણાની આડમા ન દેખાય કે અધારૂ હોય, ત્યારે વંદન ન કરે—બેસી રહે અને ગુરુ દેખે એટલે વદન કરવા જાય

૨૪ શૃગ : ‘अहो काय’ ઈત્યાદિ આવર્તો બોલીને કરતો કપાળના મધ્યભાગમા સ્પર્શ ન કરતો મસ્તકના ડાબા–જમણા શૃંગભાગમા સ્પર્શ કરતો વંદન કરે

૨૫ કર : રાજાને આપવાના કરની માફક અરિહત ભગવાનને પણ આ વંદનરૂપ કર ચૂકવવો જોઈએ—એમ માની વદન કરે

૨૬ મુક્ત : દીક્ષા લેવાથી રાજા આદિકના લૌકિક કરથી તો છૂટ્યા, પણ આ વંદન-કરમાંથી છૂટાય તેમ નથી—એમ માની વંદન કરવું.

૨૭. આશ્લિષ્ટાનાશ્લિષ્ટ : 'अहोकायं' ઇત્યાદિ બોલીને બાર આવર્ત કરવાના કહેલા છે રજોહરણ, લલાટ, બે હાથની હથેલીઓનો સ્પર્શ કરે. રજોહરણ સ્પર્શ કરે, લલાટ સ્પર્શ ન કરે, લલાટે સ્પર્શે, રજોહરણને સ્પર્શ ન કરે, બંનેને સ્પર્શે, એ ચારમાં પ્રથમ ભાગો નિર્દોષ છે, બાકીના ત્રણ ભાંગાથી આ દોષ લાગે છે.

૨૮ ન્યૂન : સૂત્રના અક્ષરો સંપૂર્ણ ન ઉચ્ચારવા કે પચીશ આવશ્યકો પૂર્ણ ન કરવા રૂપ વંદન કરે

૨૯ ઉત્તર ચૂડા : વંદન કર્યા પછી મોટા શબ્દથી 'मत्थएण वंदामि' એમ શિખા ચડાવવા માફક બોલવું

૩૦. મૂક મુંગા માફક ન સમજાય તેમ સૂત્રના અક્ષરો આલાવા મનમા જ બોલવા—પ્રગટ ન બોલવા અગર ન સમજાય તેમ બોલવા.

૩૧ ઢડ્ઢર : મોટા શબ્દથી બોલી વંદન કરવું

૩૨ ચૂડલિ દોષ : ચૂડલિ એટલે સળગતું ઉબાડીયુ બાળક તેને છેડેથી પકડી ભમાવે, તેમ ઓઘાને છેડેથી પકડી ભમાવતાં સર્વ સાધુઓને વંદન કરું છું, અથવા હાથ લાંબા કરી હુ વંદન કરૂં છુ—એમ બોલતા વંદન કરવું આ પ્રમાણે ગુરુવંદન કરતા કહેલા બત્રીશ દોષોને ટાળીને વિધિપૂર્વક શુદ્ધ વંદન કરવું દરેક નામને 'દોષ' જોડી દેવો.

વંદનમાં શિષ્યે ગુરુને છ પ્રશ્નો પૂછવા રૂપ-છ અભિલાપો કહે છે-તે આ પ્રમાણે-૧ ઈચ્છા, ૨ અનુજ્ઞા, ૩ અવ્યાબાધ, ૪ સંયમયાત્રા, ૫ સમાધિ, ૬ અપરાધ-ક્ષમાયાચના કહેલુ છે કે—'ઈચ્છા, અનુજ્ઞા, અવ્યાબાધ, સંયમયાત્રા, સમાધિ અને અપરાધની ક્ષમા-યાચના-એ છને અંગે તે તે પાઠથી શિષ્ય પ્રશ્ન કરે, તે શિષ્યના છ સ્થાનો રૂપ ગુરુવંદનનુ દ્વાર સમજવું' એ છએના ગુરુ ઉત્તરો આપે છે, તે છ ગુરુ-વચનો આ પ્રમાણે—૧ જેવી તારી ઈચ્છા, ૨ અનુજ્ઞા આપું છુ, ૩. તેમ જ છે, ૪. તને પણ વર્તે છે ?, ૫ એ જ પ્રમાણે છે અને ૬ હુ પણ તમોને ખમાવુ છુ કહેલુ છે કે, "તારી ઈચ્છા પ્રમાણે, રજા આપું છુ, તેમ જ છે, તને પણ વર્તે છે ? એ જ પ્રમાણે છે અને હુ પણ તમોને ખમાવુ છુ—આ પ્રકારે ગુરુ છ ઉત્તરો આપે" આ બંને યથાસ્થાને સૂત્રવ્યાખ્યા કરીશુ, ત્યારે બતાવીશુ સૂત્ર કહે છે—

"इच्छामि खमासमणो ! वंदिउं जावणिज्जाए निसीहिआए. अणुजाणह मे मिउग्गहं, निसीहि । अहोकाय काय-संफास, खमणिज्जो मे ! किलामो, अप्पकिलंताण बहुसुभेण मे ! दिवसो वइक्कंतो ? जत्ता मे ! जवणिज्जं च मे ! खामेमि खमासमणो ! देवसिअं वइक्कम, आवस्सियाए पडिक्कमामि खमासमणाण देवसिआए आसायणाए तित्तीसन्नयराए ज किंचि मिच्छाए मणदुक्कडाए. वयदुक्कडाए, कायदुक्कडाए, कोहाए. माणाए, मायाए, लोभाए, सव्वकालिआए सव्वमिच्छोवयाराए सव्वधम्माइक्कमणाए आसायणाए जो मे अइआरो कओ. तस्स खमासमणो ! पडिक्कमामि. निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि ॥"

સૂત્રવ્યાખ્યા અહિ દ્વાદશાવર્ત વંદન કરવાની ઈચ્છાવાળો શિષ્ય ખમાસમણરૂપ લઘુવંદન-પૂર્વક સંડાસા પ્રમાર્જીને બેઠા બેઠા જ પૂર્વે જણાવ્યા પ્રમાણે પચીશ બોલથી મુહપત્તિ અને પચીશ બોલથી શરીર પડિલેહે તે પછી પરમવિનય પૂર્વક પોતે મન, વચન અને કાયાથી શુદ્ધ થઈને ગુરુના આસનથી પોતાના દેહપ્રમાણ ભૂમિરૂપ સાડાત્રણ હાથ અવગ્રહની બહાર ઉભો રહીને દોરીએ ચડાવેલ ધનુષ્ય જેમ વાંકું હોય, તેમ કેડ ઉપરનું અર્ધું શરીર મસ્તક સાથે નમાવીને અર્થાત્ કાંઈક નીચો નમીને હાથમા ઓઘો-મુહપત્તિ લઈને વંદન કરવા માટે આ પ્રમાણે બોલે —'**इच्छामि**'=હુ ઈચ્છુ છુ, આ શબ્દથી 'કોઈના બળાત્કારથી વંદન કરતો નથી'—એમ જણાવ્યુ હવે '**खमासमणो!**'—ક્ષમાશ્રમણમાં ક્ષમ્ ધાતુને સ્ત્રીલિંગનો आ પ્રત્યય લગાડી **क्षमा** શબ્દ તૈયાર કર્યો જેનો અર્થ 'સહન કરવુ' એવો થાય તથા શ્રમ્ ધાતુને કર્તા અર્થમા अन પ્રત્યય લાગતા શ્રમણરૂપ તૈયાર થયુ તેનો અર્થ સંસારના વિષયમાં ખેદવાળો થઈ તપ કરે, તે શ્રમણ એ બને શબ્દો એકઠા કર્યા એટલે ક્ષમાપૂર્વક જેઓ તપ કરે, તે ક્ષમાશ્રમણ તેનુ સંબોધન પ્રાકૃતમા **खमास्समणो**! ક્ષમા ગ્રહણ કરવાથી માર્દવ, આર્જવ આદિ ગુણો પણ સાથે ગ્રહણ કરવા તાત્પર્ય કે-ક્ષમા આદિ ગુણોથી પ્રધાન શ્રમણ એટલે યતિ-સાધુ, તે ક્ષમાશ્રમણ આ વિશેષણથી તેઓ પોતાના આવા ગુણોને યોગે સાચા વન્દનીય છે-એમ સૂચવ્યુ હવે શુ કરવા ઈચ્છુ છુ, તો કે '**वन्दितुं**'='આપને વંદન કરવાને' કેવી રીતે? **यापनीयया नैर्षेधिक्या** એમા **नैषेधिक्या** એ વિશેષ્ય છે અને **यापनीयया** એ વિશેષણ છે **नैषेधिक्या**=પ્રાણાતિપાતાદિ પાપો જેમા નથી એવી કાયા વડે, અને **यापनीया**=સશક્ત કાયા વડે, સમગ્ર વાક્યનો અર્થ એ છે કે—'ક્ષમાદિ ગુણયુક્ત હે તપસ્વિન્! વંદન કરવામા હિંસાદિ ન થાય, તે રીતિએ મારી સશક્ત કાયા વડે હું તમોને વંદન કરવા ઈચ્છુ છુ' અહિ વિશ્રામ કરવો આ વંદન-સમયે જો ગુરુ બીજા કાર્યમા રોકાએલા હોય, અગર બીજી બાધાવાળા હોય તો, તે કહે કે થોડીવાર પછી, હાલ રાહ જો કારણ કહેવા યોગ્ય હોય તે જણાવે, નહીંતર ન જણાવે-એવો ચૂર્ણિકારનો મત છે ટીકાકારનો મત મન, વચન અને કાયા એમ ત્રિવિધ વંદન કરવાનો નિષેધ કરે છે ત્યારે શિષ્ય સંક્ષેપ-વંદન કરે બીજા કાર્યમા રોકાએલા ન હોય તો તેને વંદન કરવાની રજા આપવા માટે ગુરુ '**छन्देन=अभिप्रायेण**'=તુ મને વંદન કરે તો, મને હરકત નથી માટે ખુશીથી તારી ઈચ્છા પ્રમાણે કર ત્યાર પછી વંદન કરનાર સાડાત્રણ હાથ દૂર ઉભો રહી કહે કે-'**अनुजानीत मे मिताऽवग्रहम्**'=મને આપના અવગ્રહમા પ્રવેશ કરવાની રજા આપો અહિ આચાર્ય મહારાજથી ચારેય દિશામા પોતાના શરીર પ્રમાણ-સાડાત્રણ હાથ જમીન, તે અવગ્રહ કહેવાય તેમા તેઓની અનુમતિ વગર પ્રવેશ કરાય નહિ કહેલુ છે કે—'ચારેય દિશામા સ્વશરીર પ્રમાણ માપવાળી ભૂમિ, તે ગુરુ-અવગ્રહ કહેવાય અનુમતિ-રજા મેળવ્યા વગર કદાપિ ત્યાં પ્રવેશ કરવો કલ્પે નહિ" ત્યાર પછી ગુરુ કહે કે-'**अणुजाणामि**'='હું પ્રવેશ કરવાની અનુમતિ આપુ છુ' ત્યાર પછી શિષ્ય ભૂમિ પ્રમાર્જન કરીને '**निसीहि**' કહીને અવગ્રહમા પ્રવેશ કરે-ગુરુ નજીક જાય અહિ નિસીહિનો અર્થ 'સર્વ અશુભ વ્યાપારનો ત્યાગ કરવા પૂર્વક' એમ જાણવો પછી સંડાસાની પ્રમાર્જના પૂર્વક નીચે બેસે અને ગુરુ મહારાજના ચરણો પાસે જમીન ઉપર ઓઘો મૂકીને, તે ઓઘામા દશીઓના મધ્યભાગમા ગુરુના ચરણ-યુગલની કલ્પનાથી સ્થાપના કરી, ડાબા હાથે પકડેલી મુહપત્તિ વડે ડાબા કાનથી જમણા કાન સુધી લલાટને તથા ડાબા ઢીંચણને ત્રણ વખત

પ્રમાર્જીને મુહપત્તિ ડાબા ઢીંચણ ઉપર સ્થાપવી તે પછી अकार ઉચ્ચારણ વખતે જ રજોહરણને બે હાથથી સ્પર્શ કરીને, હોકાર ઉચ્ચારણ વખતે જ લલાટને સ્પર્શ કરે તે પછી का અક્ષરનો ઉચ્ચાર કરતા પુનઃ તે જ પ્રમાણે બે હાથની દશ અંગુલિઓથી ઓઘાની દશીઓનો સ્પર્શ કરવો, य બોલતાં બીજી વખત લલાટે મધ્યમાં સ્પર્શ કરવો, તે પછી संफासं બોલતાં બે હાથ અને મસ્તકથી રજોહરણને સ્પર્શ કરે પછી ગુરુમુખ સામે દૃષ્ટિ રાખી ત્યારપછી મસ્તક વિષે બે હાથની અંજલિ કરી 'खमणिज्जो मे किलामो'થી આરંભી 'दिवसो वइक्कतो' સુધીનો પાઠ બોલે એ પદોનો અર્થ આ પ્રમાણે છે—अधःकायं = ગુરુના અધઃકાય = ચરણોને कायेन = બે હાથ અને મસ્તકરૂપ મારી કાયા વડે, संस्पर्शं = સ્પર્શ 'કરું છું' એ અધ્યાહારથી લેવું અર્થાત્ આપના ચરણોને હું બે હાથ અને મસ્તક વડે પ્રણામ કરું—એની મને અનુમતિ આપો આગળ માગેલી રજા સાથે આનો સંબધ પણ સમજવો. કારણ કે, અનુમતિ વગર ગુરુને સ્પર્શ કરવાનો પણ અધિકાર નથી તે પછી 'क्षमणीयः' = ક્ષમા કરવા યોગ્ય છે, 'भवद्भिः' = 'હે ભગવંત! આપે क्लम = મારા સ્પર્શથી આપના શરીરે થતી બાધાની આપે મને ક્ષમા આપવી યોગ્ય છે' તથા अल्पक्लान्तानाम् = અલ્પમાત્ર પીડાવાળા આપને 'बहुशुभेन' = બહુ સુખપૂર્વક मे = આપનો 'दिवसो व्यतिक्रान्तः' દિવસ પૂર્ણ થયો સળંગ અર્થ કહે છે—"હે ભગવંત! અલ્પમાત્ર બાધાવાળા આપને સુખપૂર્વક દિવસ પૂર્ણ થયો? અહિં દિવસ ગ્રહણ કરવાથી રાત્રિ, પક્ષ, ચોમાસી, સંવત્સરી પણ પ્રસંગાનુરૂપ સમજી લેવું. એ પ્રમાણે બે હાથ જોડીને ગુરુનો પ્રત્યુત્તર સાંભળવાની ઈચ્છાવાળા શિષ્યને ગુરુ કહે કે–'तह' त्ति એટલે તેમ જ, અર્થાત્ મારો દિવસ સુખપૂર્વક પસાર થયો છે આ પ્રમાણે આચાર્યના શરીરના કુશળ–સમાચાર પૂછ્યા હવે તપ સંબંધી કુશળતા પૂછે છે–'जत्ता मे'માં 'ज' એ અનુદાત્ત સ્વરથી ઉચ્ચાર કરતી વખતે બે હથેલીઓની દશેય આંગળીઓથી ઓઘાને સ્પર્શ કરવો, પછી હથેલીઓ સવળી કરી લલાટ તરફ લઈ જતા મધ્યમાં 'त्ता'નો સ્વરિત સ્વર વડે ઉચ્ચાર કરવો, અને પોતાની દૃષ્ટિ ગુરુમુખ સામે રાખી તે હથેલીઓથી લલાટને સ્પર્શ કરતાં 'ઉદાત્ત' સ્વરથી 'मे' અક્ષર બોલવો. અહિ 'जत्ता'–यात्रा=યાત્રા भवतां=આપ ભગવંતને, તાત્પર્ય કે–હે ભગવત! આપની ક્ષાયિક, ક્ષાયોપશમિક અને ઔપશમિક ભાવવાળી સંયમ–યાત્રા તપ અને નિયમરૂપ યાત્રા વૃદ્ધિવાળી છે? આ અવસરે ગુરુ પણ જવાબ આપે કે–'तुब्भं पि वट्टइ' મને તો તપ–સંયમની યાત્રાઓ વૃદ્ધિ પામે છે, પણ તને તે યાત્રાઓ આગળ વૃદ્ધિ પામતી હશે.

હવે નિગ્રહ કરવા લાયક પદાર્થ સંબંધી કુશળતા પૂછવા માટે ફરી પણ શિષ્ય કહે કે–'जवणिज्ज च मे!' એ પાઠમાં અનુદાત્ત સ્વરથી 'ज'કારનો ઉચ્ચાર કરતાં, પહેલા માફક બે હથેલીઓથી ઓઘાને સ્પર્શ કરે, પછી બંને હથેલીઓ સવળી કરી લલાટ તરફ લઈ જતા વચ્ચે અટકીને સ્વરિત સ્વરે 'व' કારનો ઉચ્ચાર કરે અને લલાટે ઉદાત્ત સ્વરથી 'णि' બોલે એ ત્રણ અક્ષરો બોલવા છતાં પ્રશ્ન અધૂરો હોવાથી જવાબની રાહ જોયા વિના જ પુનઃ અનુદાત્ત સ્વરથી 'ज्ज' બોલતાં બે હસ્ત વડે રજોહરણનો સ્પર્શ કરતો, ત્યાંથી વળી લલાટ તરફ લઈ જતા મધ્યમા અટકાવીને સ્વરિત સ્વરે 'च' કારનો ઉચ્ચાર કરે અને બે હાથ લલાટે લગાડતા

ઉદાત્ત સ્વરે 'મે' અક્ષર બોલે, તે પછી ગુરુના જવાબની રાહ જોતો તે જ રીતિએ બેસી રહે. અહિં '**जवणिज्जं च**'-**यापनीयं**=કાબુમાં રાખવા લાયક આપની ઈન્દ્રિયો અને મન ઉપશમ વગેરે પ્રકારોના સેવનથી અબાધિત છે ? તથા **च=વળી मे=ભવતાં=આપનું**, તાત્પર્ય કે--આપના શરીર, ઇન્દ્રિયો તથા મન પીડા વગરના છે ને ? આ પ્રમાણે ભક્તિપૂર્વક પૂછતા શિષ્યે ગુરુનો વિનય કર્યો ગણાય. અહિં ગુરુ જવાબ આપે છે કે—'**एवं**'=હા એમ જ છે, અર્થાત્ ઇન્દ્રિયાદિકથી હુ અબાધિત છુ.

તે પછી શિષ્ય ઓઘા ઉપર બે હાથ અને મસ્તક લગાડીને પોતાના અપરાધોને ખમાવવા માટે આ પ્રમાણે કહે-'**खामेमि खमासमणो ! देवसिअं वइक्कम**'-**क्षमयामि क्षमाश्रमण ! दैवसिक व्यतिक्रम** = હે ક્ષમાશ્રમણ ! હુ દિવસમાં થએલા અપરાધોને ,ખમાવુ છુ—અર્થાત્ હે ક્ષમાદિગુણયુક્ત શ્રમણ ! આજે આખા દિવસમા અવશ્ય કરવા યોગ્ય અનુષ્ઠાનોમા થએલ વિરાધનારૂપ મારા અપરાધોને ખમાવુ છુ—આપની પાસે તેની ક્ષમા માગુ છુ અહિં ગુરુ જવાબમાં કહે છે કે-'**अहमवि खामेमि**'-**अहमपि क्षमयामि** = હુ પણ તમને ખમાવુ છુ. અર્થાત પ્રમાદથી આખા દિવસમા તમારા પ્રત્યે હિતશિક્ષા આદિમા પણ અવિધિ આદિ કરવારૂપ જે કોઈ અપરાધ થયો હોય, તેને હું ખમાવુ છુ

એ પ્રમાણે પ્રણામ કરવા પૂર્વક ખમાવીને પગ પાછળની ભૂમિ પ્રમાર્જન કરવા પૂર્વક અવગ્રહમાથી બહાર નીકળતા '**आवस्सिआए**' બોલે, તથા પછી '**पडिक्कमामि**'થી આરંભી '**जो मे अइआरो कओ**' સુધીનો પાઠ બોલે આ પાઠ પોતાના અપરાધો—અતિચારોને નિવેદન કરવા રૂપ હોવાથી 'આલોચના' નામના પ્રાયશ્ચિત્તને સૂચવનાર સૂત્ર છે તે પછીનો '**तस्स खमासमणो ! पडिक्कमामि**' વગેરે પાઠ પ્રતિક્રમણ-યોગ્ય પ્રાયશ્ચિત્ત કહેનાર છે તે 'ફરી હું એવો અપરાધ નહિ કરુ અને આત્માની શુદ્ધિ કરીશ' એવી બુદ્ધિથી અવગ્રહમાથી બહાર નીકળી બોલે-'**आवस्सिआए**'-**आवश्यिक्या** = અવશ્ય અર્થાત્ ચરણસિત્તરી કરણસિત્તરી રૂપ અવશ્ય કરવા યોગ્ય કાર્યોને અંગે જે અયોગ્ય વર્તન થયુ હોય, તેનુ '**पडिक्कमामि**'-**प्रतिक्रमामि** = પ્રતિક્રમણ કરુ છુ અર્થાત્ તેનાથી પાછો ફરું છુ આમ સામાન્યરૂપે કહીને હવે વિશેષથી સ્પષ્ટ સ્વરૂપે કહે છે-'**खमासमणाण देवसिआए आसायणाए**'-**क्षमाश्रमणानां दैवसिक्या आशातनया** = ક્ષમાશ્રમણ એટલે ગુરુ પ્રત્યે આખા દિવસમા કરેલી, જ્ઞાનાદિ લાભોને નાશ કરનારી શાતના-ખંડના-આશાતના થવા વડે થએલા અપરાધોનુ હુ પ્રતિક્રમણ કરું છુ—એમ આગળના સર્વ વાક્યોમા સબંધ જોડવો હવે કઈ કઈ કેટલી આશાતનાઓ વડે ? તે જણાવે છે—'**तित्तीसन्नयराए**'-**त्रयस्त्रिंशदन्यतरया** = એટલે ગુરુની તેત્રીશ આશાતનાઓ કહેલી છે, તેમાથી કોઈ પણ એક, બે, ત્રણ કે તેથી અધિક જેટલી આશાતનાઓ થએલી હોય, તે દરેક આશાતનારૂપ અપરાધોને, અહિં આખા દિવસમા અનેક આશાતનાઓ થવાનો સભવ હોવાથી 'એક, બે, અગર સઘળી આશાતનાઓ એમ કહ્યુ છે' તે આશાતનાઓ આગળ કહેવાશે, તે સંબંધી કાંઈક વિશેષ કહે છે-'**जं किंचि मिच्छाए**'-**यत् किंचित् मिथ्यया** = જે કાંઈ ખગળ ગમે તેવુ નિમિત્ત પકડીને ખોટા ભાવથી કરી હોય, તેવી આશાતનાથી, વળી '**मणदुक्कडाए वयदुक्कडाए, कायदुक्कडाए**'-**मनोदुष्कृतया, वाग्दुष्कृतया, कायदुष्कृतया** = દુષ્ટ મન કે પ્રદ્વેષના કારણે, દુષ્ટ અસભ્ય કઠોર વચન બોલીને, કાયાની દુષ્ટતા એટલે નજીક

બેસવું, પાસે ચાલવું એવી શરીરની ખોટી પ્રવૃત્તિ દ્વારા થએલી આશાતનાઓથી, તેમાં પણ **'कोहाए, माणाए, मायाए, लोभाए'** -**क्रोधया, मानया, मायया, लोभया** = ક્રોધસહિત, માનસહિત, માયાસહિત, લોભસહિત અર્થાત્ ક્રોધાદિકથી કરેલી આશાતનાઓથી વિનયભ્રંશ થવા રૂપ આશાતનાથી, આ પ્રમાણે દિવસે થએલી આશાતના જણાવી, તે પ્રમાણે પક્ખી, ચોમાસી, સંવત્સરી સંબંધીના કાળમાં થએલી તથા આ ભવ, ગતભવો, તથા ભૂતકાળ, ભવિષ્યકાળ વિષયક થએલી જે આશાતના, તેના સંગ્રહ માટે **'सव्वकालियाए'** = **सर्वकालिक्या** સર્વ કાળ સંબંધી આશાતના, અનાગત–ભવિષ્યકાલની આશાતના કેવી રીતે થાય ? તેનુ સમાધાન કરતા કહે છે કે– 'આવતી કાલે આ ગુરુનું અમુક અનિષ્ટ નુકશાન કરવાનો છું' એમ વિચાર કરવાથી, એવી રીતે ભવાંતરમા પણ તેનો વધ આદિ નુકશાન કરવાનુ નિયાણું કરવું સંભવે છે જ એમ ત્રણે ય કાળ સંબંધી આશાતનાઓથી, **'सव्वमिच्छोवयाराए'** – **सर्वमिथ्योपचारया** = સર્વ દંભ–કપટ–માયાપૂર્ણ ખોટી પ્રવૃત્તિરૂપ અસત્ક્રિયા કરવા રૂપ આશાતનાથી, તથા **'सव्वधम्माइक्कमणाए'** – **सर्वधर्मातिक्रमणया** = આઠ પ્રવચનમાતાનુ પાલન, સામાન્યથી સંયમમાં કરવા યોગ્ય સર્વ કાર્યો તે રૂપ સર્વ ધર્મમા જે અતિક્રમણ–ઉલ્લંઘન–વિરાધના તે સર્વ ધર્મમા થએલી આશાતનાથી, **'आसायणाए जो मे अइआरो कओ'**–**आशातनया यो मयाऽतिचारः कृतः** = એ પ્રમાણે ગુરુની આશાતના દ્વારા મેં જે કોઈ અતિચાર અપરાધ કર્યો હોય, **'तस्स खमासमणो ! पडिक्कमामि'**– **तस्य क्षमाश्रमण ! प्रतिक्रमामि** = હે ક્ષમાશ્રમણ ! હું તે અતિચારોનું–અપરાધોનુ તમારી સાક્ષીએ પ્રતિક્રમણ કરું છુ. અર્થાત્ ફરીથી નહિ કરવાની ભાવનાપૂર્વક તે અપરાધોથી મારા આત્માને પાછો હઠાવું છું. તથા **'निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि–निन्दामि, गर्हे, आत्मानं व्युत्सृजामि**= તે અપરાધો કરનાર મારા ભૂતકાળના પાપવાળા આત્માને સંસારથી વિરક્ત બનેલો હું પ્રશાન્ત ચિત્તથી વર્તમાનકાલના શુદ્ધ અધ્યવસાયો વડે નિંદા કરું છું આપની સાક્ષીએ દુષ્ટ કાર્ય કરનાર મારા આત્માને ગર્હું છું અને દુષ્ટ કાર્ય કરનાર એવા મારા તે આત્માને તેની અનુમોદના–ત્યાગ કરવા વડે કરીને વોસિરાવું છું એ પ્રમાણે ગુરુવંદનસૂત્ર બોલવા પૂર્વક પ્રથમ વખત વંદન કરીને પુનઃ ત્યાં જ અવગ્રહ બહાર ઉભા રહીને, અર્ધું શરીર નમાવી બીજી વખત વંદન કરવા માટે **'इच्छामि खमासमणो'**થી શરૂ કરીને **'वोसिरामि'** સુધી બીજી વખત સંપૂર્ણ પાઠ બોલે, પણ એટલું વિશેષ સમજવું કે, બીજી વખતના વંદનમાં અવગ્રહથી બહાર નીકળ્યા વિના જ **आवस्सियाए** પાઠ છોડીને બાકીનો સર્વ સૂત્રપાઠ બોલે. વંદનકસૂત્રના આ વિધિને જણાવનારી ગાથાઓ આગમમાં આ પ્રમાણે છે — (પત્ર ૨૪૦) તેના અર્થ લખીએ છીએ —

"આચારનું મૂલ વિનય છે, તે ગુણવંતોની પ્રતિપત્તિ–સેવાથી થાય, તે વિધિથી ગુરુને વંદન કરવાથી થાય અને તે દ્વાદશાવર્ત વંદનનો વિધિ આ પ્રમાણે જાણવો ૧ વંદન કરવાની ઈચ્છાવાળો યથાજાત અર્થાત્ જન્મસમયની અવસ્થાવાળો બની અવગ્રહ બહાર સંડાસાને પ્રમાર્જીને ઉત્કટિકાસને બેઠેલો મુહપત્તિ પડિલેહી ઉપરનુ અર્ધ અંગ પ્રમાર્જીને ૨ પછી ઉભો થઈ, કેડ ઉપર કોણીઓથી ચોલપટ્ટાને પકડી (આગળ કંદોરો વપરાતો ન હતો), શરીર નમાવીને યુક્તિપૂર્વક પાછળનો ભાગ ધર્મની નિંદા ન થાય તેમ ઢાંકીને ૩ ડાબા હાથની આંગળીઓમા મુહપત્તિ તથા બે હથેલીઓમા રજોહરણ પકડીને અને વંદનને અંગે કહેલા બત્રીશ દોષો ટાળીને ગુરુની સામે આ પ્રમાણે ઉચ્ચાર પૂર્વક બોલે–૪ 'ઈચ્છામિ ખમાસમણો–થી નિસીહિઆએ'

સુધી બોલીને પછી ગુરુનો ' छंदेणं ' એ ઉત્તર સાભળીને અવગ્રહની યાચના કરવા માટે, ૫ ' अणुजाणह मे मि उग्गह ' બોલે અને ગુરુ ' अणुजाणामि ' કહે, ત્યારે અવગ્રહભૂમિમાં પ્રવેશ કરી, સંડાસા પ્રમાર્જીને નીચે બેસે ૬ તે પછી રજોહરણને દશીઓ સહિત પ્રમાર્જીને ' મસ્તકનો સ્પર્શ કરવા માટે ઉપયોગી થશે ' એમ ધારી જમીન પર સ્થાપન કરે તે પછી પ્રથમ ૭ ડાબા હાથે એક બાજુથી પકડેલી મુહપત્તી વડે ડાબા કાનથી આરંભીને જમણા કાન સુધી લલાટ પ્રમાર્જે, ૮ અને સકોચેલા ડાબા ઢીંચણના ઉપર ભાગને પ્રમાર્જીને તેની ઉપર મુહપત્તી મૂકે તથા ઓઘાના મધ્યભાગમા ગુરુના ચરણ–યુગલની સ્થાપના–કલ્પના કરે, ૯. તે પછી બે હાથ લાબા કરીને બે સાથળોના મધ્યભાગનો સ્પર્શ ન થાય તેમ ભેગી કરેલી બે હથેલીઓથી अ કારનુ ઉચ્ચારણ કરતો ઓઘાની દશીનો સ્પર્શ કરે, ૧૦ તે પછી બે હથેલીને અંદર મુખ તરફ ફેરવીને અને લલાટે સ્પર્શ કરવા માટે ઊંચે લઈ જઈને हो કાર ઉચ્ચારતા જ બે હથેલીઓથી લલાટને સ્પર્શ કરે, ૧૧ ફરી બન્ને હાથ અધોમુખવાળા કરી का કાર બોલતા રજોહરણને સ્પર્શ કરે અને य અક્ષરના ઉચ્ચાર સાથે ફરી પહેલા માફક લલાટને સ્પર્શ કરે ૧૨ વળી का અક્ષરના ઉચ્ચાર વખતે ત્રીજીવાર ઓઘાનો સ્પર્શ કરીને य કાર બોલતા ફરી તે જ રીતિએ લલાટે સ્પર્શ કરે. ૧૩ પછી सफास ' પદ બોલતા રજોહરણને બે હાથ અને મસ્તકથી પ્રણામ કરીને, મસ્તક ઉચુ કરી, બે હાથ જોડી, અવ્યાબાધ–સુખશાતા પૂછવા માટે, ૧૪ ' खमणिज्जो मे किलामो ' अप्पकिलंताण वहुसुभेण मे दिवसो ' દિવસ, પક્ષ કે વર્ષ ' वइकंतो ' એમ બોલે અને પછી મૌન કરે, ૧૫ જ્યારે ગુરુ ' तहत्ति ' જવાબ આપે, ત્યારે પુન સંયમયાત્રા અને યાપનિકા એટલે ઇન્દ્રિયો અને મનની નિરાબાધતા પૃછે, તે વખતે પણ પૂર્વની જેમ બીજી વખતના ત્રણ આવર્તો કરવા, તથા તેમા સ્વરોનો યોગ કરવો, ૧૬ ત્યા અમે પ્રશ્ન પૂછીએ છીએ કે મંદબુદ્ધિવાળા શિષ્યોનો અનુગ્રહ–ઉપકાર કરવા માટે તે સ્વરયોગ કેવી રીતે કરવો ? તે કહીએ છીએ કે

જઘન્ય, ઉત્કૃષ્ટ અને મધ્યમ સ્વર–અવાજથી બોલીને યુક્તિઓ સ્થાપવી ૧૭ તેમા જઘન્ય એટલે અનુદાત્ત સ્વર ' રજોહરણ ઉપર ', ' ઉત્કૃષ્ટ=ઉદાત્ત સ્વર લલાટે ' અને મધ્યમ=સ્વરિત સ્વર તે બેની વચ્ચે કરવો, ૧૮ અનુદાત્ત સ્વરથી ज કાર, સ્વરિત અવાજથી त्ता અને ઉદાત્ત સ્વરથી मे અક્ષર બોલવા, વળી ज-च-णि એ ત્રણ અક્ષરો પણ એજ પ્રમાણે અનુદાત્ત વિગેરે ઉચ્ચારથી બોલવા, ૧૯ ત્રીજીવાર ज्ज અનુદાત્ત સ્વરથી च સ્વરિત, मे ઉદાત્ત સ્વરથી બોલવા એ પ્રમાણે રજોહરણ ઉપર મધ્યમા અને લલાટે બોલવાના એ સ્વરો જાણવા, ૨૦ પ્રથમના ત્રણ આવર્તો અનુક્રમે બબ્બે અક્ષરોના અને બીજા ત્રણ આવર્તો ત્રણ ત્રણ અક્ષરોના બનેલા છે, ૨૧ એમ આવર્તોનુ સ્વરૂપ જણાવીને હવે બીજી વખતના ત્રણ આવર્તોનો વિધિ કહે છે કે–બે હાથથી રજોહરણ ઉપર ज કાર, મધ્યમા त्ता કાર અને લલાટે मेકાર કહીને પછી ગુરુનુ વચન સાભળવુ, ૨૨ ગુરુ જ્યારે ' तुब्भ पि वट्टए ' એમ બોલે ત્યારે બાકીના બે આવર્તો સાથે

કરીને જ્યા સુધી ગુરુ एव ન બોલે ત્યા સુધી મૌન રહે, ૨૩ ગુરુએ एव કહ્યા પછી શિષ્ય રજોહરણ ઉપર બે હાથની અંજલિ અને મસ્તક લગાડીને વિનયપૂર્વક ' खामेमि खमासमणो ! देवसिय वइक्कम ' વગેરે બોલે, ૨૪ પછી જ્યારે ગુરુ ' अहमवि खामेमि तुम ' એમ કહી ખામણાની સંમતિ જણાવે. ત્યારે શિષ્ય ' आवस्सिआए ' કહીને અવગ્રહમાંથી નીકળે, ૨૫ પછી નમાવેલા શરીર પૂર્વક સર્વ અપરાધોના ખામણા કરીને સર્વ દોષની નિંદા, ગર્હા અને પરિહાર કરે, વોસિરાવે એટલે કે એ રીતિએ પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્ત કરે ૨૬ એમ વિનયપૂર્વક

ત્રણ ગુપ્તિએ ગુપ્ત થઈ પહેલી વખત ખમાવીને, તે જ પ્રમાણે બીજી વખત વંદન કરે, તેમા પણ અવગ્રહની યાચના-પ્રવેશ વિગેરે સર્વ પૂર્વની માફક કરે, આ બે વંદનમા થઈને બે અવનત અને બે પ્રવેશ થાય છે. ૨૭ વંદનના પ્રથમ પ્રવેશમાં છ આવર્તો અને બીજા પ્રવેશમાં છ આવર્તો થાય છે, તે अ-हो વિગેરે અક્ષરોને જુદા જુદા બોલીને કરવાના બાર આવર્તો જાણવા. ૨૮ પ્રથમ પ્રવેશમાં બે શિરનમન અને બીજામા પણ એ જ પ્રમાણે બે શિરનમન થાય છે, તેથી ચાર શિર કહ્યાં અને એક નિષ્ક્રમણ કહ્યુ છે ૨૯ તથા એક યથાજાત અને ત્રણ ગુપ્ત એ ચારને બાકીનામા નાખવાથી બે વંદનમાં કુલ પચીશ આવશ્યકો થાય છે ૩૦"

## ગુરુની તેત્રીશ આશાતનાઓ—

'तित्तीसन्नयराए'-એમ આગળ કહી ગયા, તે ગુરુ સંબંધી તેત્રીશ આશાતનાઓ તે વિસ્તારથી સમજાવે છે-૧ 'ગુરુની આગળ નિષ્કારણ ચાલવાથી શિષ્યને વિનયભંગ થવા રૂપ આશાતના લાગે છે માર્ગ બતાવવા કે કોઈ વૃદ્ધ, અંધ વિગેરેને સહાય કરવા માટે આગળ ચાલવામાં દોષ નથી ૨ 'ગુરુની સાથે જ બાજુએ જમણા કે ડાબા પડખે ચાલવાથી' અને ૩. 'ગુરુની પાછળ ચાલવાથી,' પાછળ પણ લગોલગ ચાલવાથી નિશ્વાસ, છીંક, શ્લેષ્મ વિગેરે લાગવાનો સંભવ હોવાથી આશાતના થાય એ ચાલવા માફક નિષ્કારણ ગુરુની આગળ બરાબર બાજુમા, અને પાછળ પણ બહુ લગોલગમા એમ ત્રણ રીતિએ 'ઉભા રહેવાથી' ૪-૫-૬ એમ ત્રણ આશાતના થાય વળી એ જ પ્રમાણે બરાબર જોડે જ બહુ નજીક પાછળ એમ ત્રણ સ્થાને બેસવાથી પણ ૭-૮-૯-એમ ત્રણ આશાતના લાગે. ૧૦ ગુરુ કે આચાર્યની સાથે સ્થંડિલભૂમિ ગયા હોય અને પ્રથમ પોતે જાય અને પહેલાં દેહશુદ્ધિ કરે, 'આચમન' નામની ૧૧ ગુરુ સાથે કોઈકને વાતચીત કરવાની હોય, તેના બદલે શિષ્ય જ પ્રથમ વાતચીત કરે, તે 'પૂર્વાલાપન' નામની. ૧૨. આચાર્યની સાથે બહાર ગયો હોય પાછો આવીને આચાર્યની પહેલા જ ગમનાગમન આલોચે, તે 'ગમનાગમન આલોચના' નામની. ૧૩. ભિક્ષા લાવીને ગુરુ પહેલાં કોઈક નાના સાધુ પાસે આલોવીને પછી ગુરુ પાસે આલોવે. ૧૪. એ જ પ્રમાણે ભિક્ષા લાવી ગુરુ પહેલા નાના સાધુને દેખાડી પછી ગુરુને દેખાડવી ૧૫ ગોચરી લાવીને ગુરુને પૂછ્યા વગર નાના સાધુઓને તેઓની ઇચ્છા પ્રમાણે ઘણો આહાર આપી દેવો ૧૬ ભિક્ષા લાવીને પહેલાં કોઈ નાના સાધુને નિમત્રણ કરી પછી ગુરુને નિમંત્રણ કરે. ૧૭ પોતે ભિક્ષા લાવીને ગુરુને કંઈક માત્ર આપીને ઉત્તમ વર્ણ, રસ, ગંધ, સ્પર્શવાળા ઘણી વિગઈવાળા-મનને ગમે તેવા સ્વાદિષ્ટ આહાર, શાક આદિ પોતે જ વાપરવા ૧૮ રાત્રે ગુરુ બોલાવે કે હે આર્યો! કોણ જાગે છે?, કોણ ઉંઘે છે? એ સાંભળવા છતા અને જાગવા છતાં જવાબ ન આપવો ૧૯ એ પ્રમાણે દિવસે કે બીજા સમયે ગુરુએ બોલાવવા છતા જવાબ ન આપવાથી ૨૦ ગુરુ બોલાવે છતાં જ્યાં બેઠા કે સુતા હોય, ત્યાંથી જ ઉત્તર આપવાથી, અર્થાત્ ગુરુ બોલાવે ત્યારે આસન કે શયન ઉપરથી ઉઠીને પાસે જઈ 'मत्थएण वंदामि' એમ કહીને તેઓ કહે તે સાભળવુ જોઇએ, એમ ન કરે તો આશાતના ૨૧ ગુરુ બોલાવે ત્યારે 'मत्थएण वंदामि' એમ કહેવાને બદલે 'શુ છે?' એમ વચન બોલવું ૨૨ ગુરુને શિષ્ય તુંકાર વડે અપમાનથી બોલે ૨૩ ગુરુ ગ્લાનાદિકની વેયાવચ્ચ માટે 'તું આ કાર્ય કર' એમ આજ્ઞા કરે, ત્યારે 'તમે જાતે કેમ નથી કરતા?' ગુરુ કહે-તુ

આળસુ છે' ત્યારે સામો જવાબ આપે કે, 'તમો આળસુ છો' એમ સરખા જ સામા જવાબ આપે, તે 'તજ્જાતવચન' નામની આશાતના, ૨૪ ગુરુ પાસે કઠોર વચનો મોટા અવાજથી બોલવા, ૨૫ ગુરુ ધર્મોપદેશ કરતા હોય, ત્યારે વચમાં વગર પૂછ્યે 'આ આમ છે' એમ બોલવું, ૨૬ ગુરુ ધર્મકથા કરતા હોય ત્યારે, 'આ અર્થ તમને યાદ નથી, આ અર્થ સંભવતો નથી' એમ શિષ્ય વચમા બોલે, ૨૭ ગુરુ ધર્મકથા સંભળાવતા હોય ત્યારે, તેમના પ્રત્યે મનમા પૂજ્યભાવ ન હોવાથી શિષ્ય ચિત્તમા પ્રસન્ન થાય નહિ, ગુરુના વચનની અનુમોદના કરે નહિ–આપે સુદર સમજાવ્યુ એમ પ્રશંસા કરે નહિં, તે 'ઉપહતમનસ્ત્વ' નામની આશાતના, ૨૮ જ્યારે ગુરુ ધર્મકથા કરતા હોય ત્યારે, અત્યારે તો ભિક્ષાનો સમય થયો છે, સૂત્ર ભણવાનો કે ભોજનનો વખત થયો છે' વિગેરે કહીને સભા ભેદવાની આશાતના. ૨૯ ગુરુ ધર્મકથા કરતા હોય ત્યારે, 'હું કથા કરીશ' એમ કહી ગુરુની સભા અને કથા તોડી નાખવી, તે કથાછેદન આશાતના. ૩૦ આચાર્ય ધર્મોપદેશ કરતા હોય અને સભા ઉઠયા પહેલા જ સભામા પોતાની ચતુરાઈ બતાવવા શિષ્યે વિશેષ વ્યાખ્યા કરવી, તે આશાતના ૩૧ ગુરુ આગળ ઉચા કે સરખા આસને શિષ્ય બેસે ૩૨ ગુરુની શય્યા કે સંથારાને પગ લગાડવો કે તેની રજા વગર હાથ લગાડવાથી અને એ પ્રકારે કરવા છતા ક્ષમા નહિ માગવાથી આશાતના, કહ્યુ છે કે–'ગુરુ કે તેમનાં કપડા આદિ વસ્તુઓને શરીરથી સ્પર્શ થઇ જાય કે રજા સિવાય અડકે, તો 'મારા અપરાધને ક્ષમા કરો' એમ કહી શિષ્ય ક્ષમા માગે, અને ફરી આવી ભૂલ નહિં કરૂં એમ કહે ૩૩ ગુરુની શય્યા, સંથારા, આસન વિગેરે ઉપર ઉભા રહેવાથી, બેસવાથી કે, શયન કરવાથી ઉપલક્ષણથી તેઓનાં વસ્ત્ર, પાત્રાદિ કોઇ વસ્તુ પોતે વાપરવાથી આશાતના થાય છે, આ તેત્રીશ આશાતનાઓને જણાવનારી '**पुरओ पक्खा०**' ઈત્યાદિ છ ગાથાઓ શાસ્ત્રમાં આ પ્રમાણે કહેલી છે જેનો અર્થ ઉપરના વિવેચનમા આવી ગયેલો હોવાથી ફરી લખતા નથી

જો કે આ આશાતનાઓ સાધુને આશ્રીને જણાવી છે, છતાં શ્રાવકને પણ થવા સંભવ છે, કારણ કે, ઘણે ભાગે યતિક્રિયાના અનુસારે જ શ્રાવકની ક્રિયાની પ્રવૃત્તિ પ્રવર્તે છે શાસ્ત્રમા સભળાય છે કે, કૃષ્ણવાસુદેવે દ્વાદશાવર્ત વંદનથી અઢાર હજાર સાધુઓને વંદના કરી છે તેથી આશાતનાઓ પણ યતિને અનુસારે યથાસંભવ શ્રાવકને પણ જાણવી

એ પ્રમાણે વદન કરીને અવગ્રહમાં જ રહેલો, અતિચારોની આલોચના કરવાની ઈચ્છાવાળો શિષ્ય, શરીરને કાંઈક નમાવવા પૂર્વક ગુરુને આ પ્રમાણે કહે– '**इच्छाकारेण संदिसह, देवसियं आलोएमि**' = આપની ઈચ્છાથી આજ્ઞા કરો, દિવસમા થએલા અતિચારોને આપની પાસે પ્રગટ કરુ અહિ દિવસ તથા ઉપલક્ષણથી રાત્રિક, પાક્ષિક, ચાતુર્માસિક કે સંવત્સર સંબધી અતિચારો પણ તે સમય માટે સમજી લેવા '**आलोचयामि**' એમાં **आ** = મર્યાદા–વિધિપૂર્વક, અથવા સર્વપ્રકારે અને **लोएमि** = આપની પાસે પ્રગટ કરી સભળાવું છું અહિ દિવસ વગેરેની આલોચનામા કાળ–મર્યાદા આ પ્રમાણે છે–દિવસના મધ્યભાગથી આરંભીને રાત્રિના મધ્યભાગ સુધી દૈવસિક, અને રાત્રિના મધ્યભાગથી આરંભીને દિવસના મધ્યભાગ સુધી રાત્રિક અતિચારોની આલોચના થઈ શકે છે અર્થાત્ દેવસિ કે રાઈ પડિક્કમણ તે પ્રમાણે થઈ શકે છે અને પાક્ષિક, ચાતુર્માસિક તથા સાંવત્સરિક આલોચના–પ્રતિક્રમણ તો તે પખવાડિયું, ચતુર્માસ કે વર્ષ પૂર્ણ થાય ત્યારે થઈ શકે છે

હવે અહિં ' **आलोएह** '=આલોચના કરો એમ ગુરુ-વચન સાંભળી, તેને સ્વીકારતો શિષ્ય '**इच्छं आलोएमि**' એમ શિષ્ય કહે, તેમાં **इच्छं**=આપની આજ્ઞા સ્વીકારું છું અને આલોચવાની સ્વીકૃતિનો ક્રિયા દ્વારા પ્રકાશ કરું છું–આ પ્રમાણે પ્રાથમિક કથન રજૂ કરીને શિષ્ય સાક્ષાત્ આલોચના કરવા માટે આ પાઠ બોલે :—

'**जो मे देवसिओ अइआरो कओ, काइओ, वाइओ, माणसिओ, उस्सुत्तो, उम्मग्गो, अकप्पो, अकरणिज्जो, दुज्झाओ, दुव्विचिंतिओ अणायारो अणिच्छिअव्वो असावग-पाउग्गो, नाणे, दंसणे, चरित्ताचरित्ते, सुए, सामाइए, तिण्ह गुत्तीण, चउण्हं कसायाणं, पञ्चण्हमणुव्वयाणं, तिण्हं गुणव्वयाणं, चउण्हं सिक्खावयाणं, बारसविहस्स सावगधम्मस्स जं खंडिअं, जं विराहियं, तस्स मिच्छा मि दुक्कडं**' ॥

આ સૂત્રપાઠની વ્યાખ્યા આ પ્રમાણે **जो मे-यो मया**=મેં જે કોઈ **दैवसिकोऽतिचारोऽतिक्रम**=દિવસ સંબંધી વિધિનું ઉલ્લંઘન કરવા રૂપ અતિચાર **कओ**=કર્યો હોય, તે અતિચાર પણ સાધન-ભેદે અનેક પ્રકારે થાય છે, માટે કહે છે–'**काइओ, वाइओ, माणसिओ**= શરીર, વચન કે મન દ્વારા ખોટી પ્રવૃત્તિ કરવા રૂપ અતિચાર થયો હોય, **उस्सुत्तो**=સૂત્ર વિરુધ્ધ વચન બોલવાથી થયેલો અતિચાર, **उम्मग्गो**=તેમાં ક્ષાયોપશમિક ભાવ તે માર્ગ, તેનુ ઉલ્લંઘન કરવું, તે ઉન્માર્ગ, અથવા આત્મસ્વરૂપ ક્ષાયોપશમિક ભાવનો ત્યાગ કરી મોહનીયઆદિ ઔદયિક ભાવમાં પરિણામ પલટાય, તે રૂપ ઉન્માર્ગથી થએલ અતિચાર તથા '**अकप्पो**= **अकल्प्य**–અહિં કલ્પ=ન્યાય વિધિ-આચાર, અર્થાત્ ચરણ-કરણનો વ્યાપાર, અને તેથી વિપરીત તે અકલ્પ્ય. તાત્પર્ય કે સંયમનાં કાર્યોને યથાર્થ સ્વરૂપે ન કરવાથી થએલો અતિચાર અને '**अकरणिज्जो**'=સામાન્યથી નહિ કરવા યોગ્ય કાર્યો કરવાથી થએલો અતિચાર ઉપર જણાવેલા ઉત્સૂત્ર વિગેરે પ્રકારો કાર્ય-કારણરૂપે પરસ્પર સંબંધવાળા છે જેમકે–ઉત્સૂત્ર હોય માટે જ ઉન્માર્ગ થાય, ઉન્માર્ગ હોય માટે જ અકલ્પ્ય થાય અને અકલ્પ્ય હોય માટે અકરણીય થાય આ પ્રમાણે કાયિક અને વાચિક અતિચારોનુ વિશેષ સ્વરૂપ જણાવવા માટે આ 'ઉત્સૂત્રથી, ઉન્માર્ગથી' વગેરે કહ્યું, હવે માનસિક અતિચારો અંગે વિશેષ કહે છે '**दुज्झाओ**'='એકાગ્રચિત્તે દુષ્ટ ધ્યાન કરવાથી થએલો આર્તધ્યાન, રૌદ્રધ્યાનરૂપ અતિચાર તથા '**दुव्विचिंतिओ**'=ચંચળ ચિત્તથી દુષ્ટ ચિંતન કરવા રૂપ અતિચાર, કહ્યુ છે કે– '**जं थिरमज्झवसाणं, तं झाणं, जं चलं तय चित्तं**'= મનનો જે સ્થિર અધ્યવસાય. તે 'ધ્યાન' અને જે ચંચળ અધ્યવસાય તે 'ચિત્ત' કહેવાય અહિં તે સ્થિર અને ચંચળ ભેદ સમજવા જ્યારે આવા પ્રકારના છે, તેની અનાચરણીયતાઆદિ કહે છે– '**अणायारो**'=શ્રાવકને આચરવા લાયક નહિ માટે અનાચરણીય જાણવા, વળી અનાચરણીય છે. માટે જ ' '= '**अणिच्छिअव्वो**'=કરવા યોગ્ય તો નથી જ પણ મનથી પણ અલ્પ માત્ર ઈચ્છવા યોગ્ય નથી, ઈચ્છવા યોગ્ય નથી, માટે જ **असावग-पाउग्गो**' એટલે સમ્યક્ત્વ અંગીકાર કર્યું હોય, અણુવ્રતાદિક અંગીકાર કર્યાં હોય, હરરોજ સાધુ પાસે સાધુઓની અને શ્રાવકોની સામાચારી-કર્તવ્યો સાંભળતો હોય, તે શ્રાવક તેને માટે અઘટિત છે એ કહીને હવે અતિચાર જણાવવા માટે કહે છે– '**णाणे, दंसणे, चरित्ताचरित्ते**' એટલે જ્ઞાન, તથા દર્શનના વિષયમા, દેશવિરતિરૂપ ચારિત્રાચારિત્રના વિષયમાં લાગેલા અતિચારો હવે તે જ્ઞાનાદિ વિષયના

અતિચારોને ભેદથી જુદા જુદા પ્રકારે જણાવે છે – ‘ **सुए** ’–**श्रुत विषये** = શ્રુત જ્ઞાન વિષયમા, ઉપલક્ષણથી બાકીના ચાર જ્ઞાનોને અંગે પણ ઉત્સૂત્ર–પ્રરૂપણા કે કાળે સ્વાધ્યાય કરવો વગેરે જ્ઞાનાચારના આઠ આચારોને નહિં પાળવાથી લાગેલા અતિચાર, તથા ‘ **सामाइए** ’ = સામાયિકના વિષયમા, અહિં સામાયિક વિષયથી સમ્યક્ત્વ અને દેશવિરતિ એમ બે સામાયિક જાણવાં સમ્યક્ત્વમા શંકા, કાંક્ષા આદિ અતિચારો અને દેશવિરતિ–સામાયિકના અતિચારો કહે છે કે– ‘ **तिण्हं गुत्तीण** ’ = ત્રણ ગુપ્તિમા જે ખંડના કરી હોય, તે રૂપ અતિચાર, અહિ મન, વચન અને કાયાના યોગોને ગોપવવા રૂપ ત્રણ ગુપ્તિને અંગે શ્રદ્ધા નહિં કરવાથી, તથા વિપરીત પ્રરૂપણા કરવાથી–એ બે પ્રકારે ખંડના–વિરાધના કરવાથી, તથા **चतुर्णां क्रोध-मान-माया-लोभ लक्षणानां कषायाणां** એટલે ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોમાં જે અપ્રશસ્ત કષાયો કરવાનો નિષેધ છે, તે કરવાથી તથા કષાયોના સ્વરૂપની શ્રદ્ધા ન કરવાથી કે તેની વિપરીત પ્રરૂપણા કરવાથી લાગેલા અતિચારો, ‘ **पञ्चानामणुव्रतानां, त्रयाणां गुणव्रतानां, चतुर्णां शिक्षाव्रतानां** ’ એટલે શ્રાવકના પાચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો, જેનુ સ્વરૂપ પહેલા કહેવાઈ ગયુ છે એ અણુવ્રતાદિ ભેગા કરતા બાર પ્રકારનો શ્રાવકધર્મ, તેનુ દેશથી ખંડન કર્યું હોય, ઘણું ખંડન કર્યું હોય, મૂળથી ભંગ ન થવા છતા વધારે વ્રત–વિરાધના થઈ હોય, તે વિરાધના કરી હોય, ‘ **तस्स मिच्छा मि दुक्कड** ’ = તેવા દિવસ સંબંધી જ્ઞાનાદિક વિષયના તથા ત્રણ ગુપ્તિ, ચાર કષાયો બાર પ્રકારના શ્રાવકધર્મમાં જે ખંડના–વિરાધના રૂપ અતિચારો લાગ્યા હોય, તે મારું પાપ મિથ્યા થાઓ, આ પ્રમાણે પાપનુ પ્રતિક્રમણ કરું છું મારે તે કરવા લાયક નથી, કારણ કે દુષ્કર્તવ્ય છે

અહિ શિષ્ય અર્ધું અંગ નમાવીને ઉત્તરોત્તર વધતા વૈરાગ્યવાળો માયા, અભિમાન આદિથી રહિત બની પોતાના સર્વ અતિચારની સવિશેષ વિશુદ્ધિ માટે આ પ્રમાણે સૂત્ર પાઠ બોલે :—

‘ **सव्वस्स वि देवसिय दुच्चिंतिय, दुब्भासिय, दुच्चिट्ठिय इच्छाकारेण संदिसह !** ’ આ સર્વ પદોમા છઠ્ઠી વિભક્તિનો લોપ થયો છે. તેનો અર્થ આ પ્રમાણે–આખા દિવસ સંબંધી અણુવ્રત વિગેરેમા ન કરવા યોગ્ય કરવાથી અને કરવા યોગ્ય ન કરવાથી જે જે અતિચારો લાગ્યા હોય, તેનુ, કેવા પ્રકારના ? તે કહે છે– ‘ **दुच्चिंतिय** ’ = આર્ત – રૌદ્ર ધ્યાનરૂપ દુષ્ટ ચિંતવન કરવાથી, આથી માનસિક અતિચાર કહ્યા. તથા ‘ **दुब्भासिय** ’ = પાપ દુર્ભાષણ કરવા રૂપ અતિચાર, એ વચન–વિષયક અતિચારો કહ્યા. તથા ‘ **दुच्चिट्ठिअ** ’ = નિષેધ કરેલા દોડવા, કૂદવા વિગેરે રૂપ કાયાની ક્રિયા–ચેષ્ટા તે કાયિક અતિચારો કહ્યા આ પ્રમાણે દિવસમા થએલા અણુવ્રતાદિની વિરાધનારૂપ માનસિક, વાચિક અને કાયિક અતિચારોનુ પ્રતિક્રમણ કરવા માટે કહે છે– ‘ **इच्छाकारेण संदिसह ( भगवान् ! )** એટલે ‘ હે ભગવંત ! મારા બળાત્કારથી નહિં પણ આપની ઈચ્છાથી મને પ્રતિક્રમણ માટે–દોષથી પાછા હટવા માટે અનુમતિ આપો, ’ એમ કહીને શિષ્ય મૌનપણે ગુરુની સન્મુખ જોતો ઉભો રહે, ત્યારે ગુરુ ‘ **पडिक्कमह** ’ = પ્રતિક્રમણ કરો–એમ કહે, ત્યારે પોતે ગુરુવચનનો સ્વીકાર કરવા માટે ‘ **इच्छ** ’ = ‘ મારે આપની આજ્ઞા પ્રમાણ છે ’ એમ કહી ‘ **तस्स मिच्छा मि दुक्कड** ’ એટલે ઉપર જણાવેલા સર્વે અતિચારો રૂપી મારુ પાપ મિથ્યા થાઓ–અર્થાત્ એ અતિચારોની હુ જુગુપ્સા કરુ છુ (આ પછી **वंदित्तु सूत्र** કહેવાય છે, તે પણ અતિચારોનુ વિસ્તારથી પ્રતિક્રમણ પ્રાયશ્ચિત્ત છે. એ કહ્યા પછી ગુરુ અંગે દિવસમા થએલા

અપરાધોને ખમાવવા માટે બે વખત વાંદણા આપવાનાં છે) તેમાં બીજું વંદન કર્યા પછી અવગ્રહમાં રહ્યાં રહ્યા ઉપરનું અર્ધું અંગ નમાવવા પૂર્વક શિષ્ય પોતાના અપરાધોને ખમાવવા માટે ગુરુને આ પ્રમાણે કહે- '**इच्छाकारेण संदिसह**' = હે ભગવંત! બળાત્કારથી નહિં, પણ આપની ઈચ્છા પ્રમાણે મને રજા આપો.' શાની? તે કહે છે- '**अब्भुट्ठिओऽहं अब्भिंतर-देवसिअं खामेमि**' એટલે આપને મારાથી થએલા અપરાધોને ખમાવવાની તૈયારીવાળો છું એટલે અન્ય ઈચ્છાઓ છોડીને ખામણાંનું કાર્ય કરવા તત્પર બન્યો છું. શાનાં ખામણાં? તે કહે છે-'**अब्भिंतरदेवसिअं**=દિવસમા જે અતિચાર થવાનો સંભવ હોય તેનાં, '**खामेमि**'-**क्षमयामि**' =હું ક્ષમા માગું છું, 'અતિચાર' અધ્યાહારથી સમજવું અન્ય આચાર્યો આ સ્થળે બીજો પાઠ કહે છે-'**इच्छामि खमासमणो! अब्भुट्ठिओ मि अब्भिंतर-देवसिअं खामेउं**' અહિં **इच्छामि**=ખમાવવા ઈચ્છુ છુ, એટલું જ નહિં પણ ખમાવવા માટે તૈયાર થયો છું, એમ કહીને મૌનપણે ગુરુના આદેશની રાહ જુએ અને ગુરુ જ્યારે કહે કે- '**खामेह**' = ખમાવો, ત્યારે ગુરુના વચનને બહુમાન કરતો કહે કે- '**इच्छं खामेमि**' = આપની આજ્ઞાનો સ્વીકાર કરી મારા અપરાધોને ખમાવું છું. આથી ખમાવવાની ક્રિયાનો પ્રારંભ જણાવ્યો-એમ સમજવુ ત્યાર પછી વિધિપૂર્વક બે હાથ, બે ઢીંચણ અને એક મસ્તક જમીન પર લગાડીને તથા મુહપત્તિને મુખ પાસે રાખીને આ પ્રમાણે પાઠ બોલે—

"**जं किंचि अपत्तिय, परपत्तिअं, भत्ते, पाणे, विणए, वेयावच्चे, आलावे, संलावे, उच्चासणे, समासणे, अतरभासाए, उवरिभासाए, जं किंचि मज्झ विणय-परिहीण, सुहुमं वा बायर वा, तुब्मे जाणह, अहं न या( जा )णामि, तस्स मिच्छा मि दुक्कडं।**"

વ્યાખ્યાર્થ- એમાં '**जं किंचि**'-**यत् किंचित्** = જે કાંઈ સામાન્ય - સહેજ કે સર્વ, '**अपत्तिअं**' = પ્રાકૃત આર્ષપ્રયોગ પ્રમાણે અલ્પ અપ્રીતિરૂપ અને '**परपत्तिअं**' = વિશેષ અપ્રીતિરૂપ અથવા કોઈ બીજાના નિમિત્તે, તથા ઉપલક્ષણથી મારે પોતાને નિમિત્તે પણ આપના પ્રત્યે મારાથી કે મારા પ્રત્યે આપનાથી એમ જે કોઈ અપરાધ થયો હોય, તે મિથ્યા થાઓ, -એમ છેલ્લા પદ સાથે અર્થનો સંબંધ જોડવો તથા '**भत्ते, पाणे**' = ભોજન-પાણી સંબંધી, '**विणए, वेयावच्चे**' - ઉભા થવુ વિગેરે વિનયમા તથા ઔષધ પથ્ય અનુકૂળ આહારાદિકથી સહાય કરવારૂપ વેયાવચ્ચમા, '**आलावे, सलावे**' એકવાર બોલવારૂપ આલાપ અને પરસ્પર વધારે વારંવાર વાત કરવા રૂપ સંલાપમાં જે અપરાધ થયો હોય તે, તથા '**उच्चासणे, समासणे**' = આપના આસનથી ઊંચા કે સમાન આસનનો ઉપયોગ કરવારૂપ અપરાધ થયો હોય, વળી '**अंतरभासाए, उवरिभासाए**' = ગુરુ વાત કરતા હોય તેમા વચ્ચે બોલવું અને ગુરુએ વાત કહી હોય તેમા વધારો કરી કહેવારૂપ ઉપરિભાષાથી, એમ '**ज किंचि**' જે કંઈ સહેજરૂપ અથવા સર્વ પ્રકારે '**मज्झ विणय-परिहीण**' = મારાથી વિનય-રહિતપણે જે થયું હોય, '**सुहुम वा बायर वा**' અલ્પ પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થાય તેવું સૂક્ષ્મ કે વિશેષ પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થાય તેવું બાદર, બે '**वा**' કહેવાથી બનેના વિષયમા મિથ્યા દુષ્કૃત દેવાનું છે '**तुब्मे जाणह, अहं न जाणामि**' = સમગ્ર ભાવ આપના જાણવામા હોય તેથી મારા અપરાધો આપ જાણતા હો, હું મૂઢ હોવાથી હું મારા અપરાધ ન પણ જાણુ, તથા મેં ગુપ્તપણે અપરાધ કર્યા

હોય તે આપ ન જાણતા હો અને હું તો મારો અપરાધ જાણતો હોઉં. વળી આપ પણ બીજાએ કરેલા હોય વગેરે કારણોથી જાણતા ન હો, અને હુ પણ વિસ્મૃતિ આદિના યોગે ન જાણતો હોઉં તથા આપની પ્રત્યક્ષ કરેલા હોવાથી આપ અને હું બંને જાણતા હોઈએ–એમ ચારેય ભાગે અપરાધ કરેલા હોય તે સર્વ અહિં ગણવા '**तस्स**' = અહિં છઠ્ઠી – સાતમી વિભક્તિનો અભેદ હોવાથી, તેમાં એટલે અપ્રીતિવિષયક અને અવિનયવિષયક થએલા અપરાધોમાં '**मिच्छा मि दुक्कड**' મારું પાપ મિથ્યા થાઓ પોતાનાં ખોટાં આચરણોનો પશ્ચાત્તાપ કે કબુલાત કરવા રૂપ પ્રતિક્રમણ અર્થ કહેનારું જૈન પારિભાષિક વાક્ય છે '**प्रयच्छामि** ' = દઉં છું–એ અધ્યાહાર્ય સમજવું અથવા '**तस्स मिच्छा मे दुक्कड**' એ પાઠથી બીજો અર્થ એ પ્રમાણે છે કે– **तस्स** એટલે વિભક્તિના ફેરફારથી અપ્રીતિવિષયક અને વિનયરહિતપણાના મારા અપરાધો **मे** = મને **मिथ्या** = મોક્ષમાર્ગની સાધનામા વિરોધ કરનારા છે અને **दुक्कड** = તે પાપરૂપ છે, એ પ્રમાણે પોતાના દોષોની કબુલાતરૂપે પ્રતિક્રમણ એટલે અપરાધની ક્ષમાપના જાણવી

પહેલા વદનમા આલોચના અને ક્ષમાપના માટે વંદન કરવાનું વિધાન કરેલુ હોવાથી, વંદન પછી ' દેવસિયં આલોઉ ' અને ' અબ્ભુટ્ઠિઓ ' સૂત્રની વ્યાખ્યા સમજાવી નહિ તો તેનો અવસર પ્રતિક્રમણ આવશ્યકમા આવે આમ દ્વાદશાવર્ત વંદનનો વિધિ કહ્યો

વંદન કરનારને કર્મનિર્જરારૂપ ફલની પ્રાપ્તિ થાય છે કહ્યુ છે કે– " શ્રીગૌતમસ્વામીજી મહાવીર ભગવંતને પૂછે છે કે–' હે ભગવંત ! ગુરુવંદન કરવાથી જીવ શું મેળવે ?' ભગવાન ઉત્તર આપે છે કે–" હે ગૌતમ ! જ્ઞાનાવરણીય આદિ આઠેય કર્મો ગાઢ બંધનથી બાધ્યાં હોય, તે ઢીલાં બંધનવાળા કરે છે, લાબાકાળની સ્થિતિ બાધી હોય, તે અલ્પકાળવાળી કરે છે, તીવ્રરસવાળાં બાધેલા અશુભ કર્મોને મંદરસવાળા કરે છે અને ઘણા પ્રદેશવાળા બાંધ્યા હોય, તેને થોડા પ્રદેશવાળા કરે છે, અને તેથી અનાદિ અનંત સંસારરૂપી અટવીમાં તે લાબો કાળ ભ્રમણ કરતો નથી "

તથા બીજા પ્રશ્નમા પણ કહ્યુ કે– ' હે ભગવંત ! ગુરુવંદન કરવાથી જીવ શુ ફળ પ્રાપ્ત કરે ! ' ઉત્તર–" હે ગૌતમ ! ગુરુવંદનથી જીવ નીચગોત્રનુ કર્મ ખપાવે છે, ઉચ્ચગોત્ર કર્મનો બધ કરે છે, અને અપ્રતિહત આજ્ઞા ફલવાળું એટલે કે કોઈ આજ્ઞા ખંડિત ન કરે, તેવું સૌભાગ્યફલ સ્વરૂપવાળું નામકર્મ ઉપાર્જન કરે છે "

વિનયોપચાર કરવા યોગ્ય ગુરુવર્ગની સેવા અને પૂજા, તીર્થંકરોની આજ્ઞા, શ્રુતધર્મની આરાધના અને ક્રિયા ઈત્યાદિ સ્વરૂપ જણાવ્યું

**अथ प्रतिक्रमण**–હવે પ્રતિક્રમણ કહેવાય છે–તેમાં **प्रति** ઉપસર્ગ છે, અને તેનો અર્થ વિપરીત અથવા પ્રતિકૂળ એવો થાય છે, તેમ જ **क्रम्** એવો ધાતુ છે, તેનો પાદવિક્ષેપ–પગસ્થાપન એવો અર્થ થાય છે પ્રતિ ઉપસર્ગ પૂર્વક ક્રમ ધાતુનો ભાવ અર્થમા '**अनट्**' પ્રત્યય આવવાથી **प्रतिक्रमण** શબ્દ થયો તેનો અર્થ એવો થયો કે–' શુભ યોગમાથી અશુભ યોગોમા ગએલા આત્માનુ ફરી શુભ યોગોમા પાછું ફરવુ, તે **प्रतिक्रमण** કહેવાય કહ્યુ છે કે—" પ્રમાદવશ બનેલો આત્મા પોતાના સ્થાનમાંથી પરસ્થાનમાં અર્થાત્ સ્વભાવમાંથી વિભાવમા ગયો હોય, તે ફરી સ્વસ્થાનમાં આવી જાય, તે પ્રતિક્રમણ કહેવાય પ્રતિનો વિપરીત અર્થ કરીને આ વ્યાખ્યા કરી કહેલુ છે કે–' ક્ષાયોપશમિક

ભાવમાંથી ઔદયિક ભાવને વશ થએલા આત્માનું ફરી પ્રતિકૂળ ગમન થવું એટલે કે ક્ષયોપશમિક ભાવમાં પાછા આવવું, તે પ્રતિક્રમણ કહેવાય' આ તો ઉપર પ્રમાણે જ અર્થ થયો, માટે કહે છે કે-અથવા તો **प्रति प्रति क्रमणं = प्रतिक्रमणं** = મોક્ષફલદાયક શુભ-યોગોની પાસે જવું, તે પ્રતિક્રમણ કહેવાય. કહ્યુ છે કે- 'માયાશલ્ય આદિ સર્વ શલ્યોથી રહિત સાધુનુ જે મોક્ષફલ આપનારા શુભ યોગોની તરફ વર્તન થવું, તે પ્રતિક્રમણ કહેવાય' આ પ્રમાણે પ્રતિક્રમણ શબ્દની વ્યાખ્યા કહી.

આ પ્રતિક્રમણ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એમ ત્રણેય કાળનાં પાપકર્મ-વિષયક હોય છે. શંકા કરી કે પ્રતિક્રમણ ભૂતકાલ વિષયક હોય છે, કારણ કે કહેલું છે કે-'ભૂતકાલમાં કરેલા પાપોનુ પ્રતિક્રમણ કરું છું વર્તમાનકાળનાં પાપોને રોકું છું અને ભવિષ્યકાળનાં પાપોનુ પચ્ચક્ખાણ કરું છું.' એમાં પ્રતિક્રમણ તો ભૂતકાળને અંગે જ કહેલુ છે, તો ત્રણે કાળ વિષયક પ્રતિક્રમણ કેવી રીતે કહેવાય? સમાધાન કરતાં જણાવે છે કે- અહિં પ્રતિક્રમણ શબ્દનો અર્થ 'અશુભ યોગોથી નિવૃત્તિ કરવી-અટકવું' એટલો જ માત્ર સમજવો કહ્યું છે કે-'જેમ મિથ્યાત્વનું પ્રતિક્રમણ, તેમ અસંયમનું પ્રતિક્રમણ, કષાયોનુ પ્રતિક્રમણ અને અપ્રશસ્ત-ખરાબ યોગોનુ પ્રતિક્રમણ-અર્થાત્ તે દરેકથી અટકવું, તે પ્રતિક્રમણ કહેવાય' (આ૦ નિ૦)

તેથી નિંદા દ્વારા અશુભ યોગોથી નિવૃત્ત થવા રૂપ ભૂતકાલ સંબંધી પ્રતિક્રમણ, સંવરદ્વારા વર્તમાન અશુભ યોગોથી નિવૃત્ત થવા રૂપ વર્તમાનકાળનુ પ્રતિક્રમણ અને પચ્ચક્ખાણ દ્વારા ભવિષ્યકાળ સંબંધી અશુભ યોગોથી નિવૃત્ત થવા રૂપ પ્રતિક્રમણ એમ ત્રણેય કાળ સંબંધી અશુભ યોગોથી નિવૃત્ત થવા રૂપ ત્રિકાળ-પ્રતિક્રમણ થવામા કોઈ બાધ નથી

આ પ્રતિક્રમણ દૈવસિક આદિ પાંચ ભેદોવાળું છે, દિવસના અંતે-સાંઝે થનારૂં દૈવસિક, રાત્રિના અંતે થનારું રાત્રિક, પખવાડિયાના અંતે થનારું પાક્ષિક, ચાર મહિનાના અંતે થનારું ચાતુર્માસિક અને સંવત્સર-વર્ષને અંતે થવાવાળું સાંવત્સરિક પ્રતિક્રમણ કહેવાય ફરી તે પ્રતિક્રમણ બે પ્રકારનુ, ધ્રુવ અને અધ્રુવ પ્રકારનું છે-ભરત અને ઐરવત ક્ષેત્રોમાં પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થમાં ધ્રુવ, અપરાધ થાવ કે ન થાવ તો પણ સવાર-સાંઝ ઉભયકાલ પ્રતિક્રમણ કરવું જોઈએ તે ધ્રુવ, અને મધ્યમ તીર્થંકરના તીર્થમાં, તથા મહાવિદેહ ક્ષેત્રોમાં કારણ હોય એટલે કે તેવા દોષ લાગે, ત્યારે પ્રતિક્રમણ કરવાનુ તે અધ્રુવ જે માટે કહેલુ છે કે-'પહેલા અને છેલ્લા જિનનો ધર્મ પ્રતિક્રમણ સાથેનો છે અર્થાત્ તેમના શાસનમાં અવશ્ય બે કાળ પ્રતિક્રમણ કરવાનું છે અને મધ્યમ તીર્થંકરના તીર્થમાં કારણ પડે તો પ્રતિક્રમણ કરવાનુ છે' પ્રતિક્રમણ-વિધિ તો પૂર્વાચાર્યોએ કહેલી આ ગાથાઓને અનુસારે સમજવી, જેના અર્થો અહિ જણાવીએ છીએ—

"અહિં પંચવિધ આચારની વિશુદ્ધિ માટે સાધુ અને શ્રાવક પણ ગુરુની સાથે પ્રતિક્રમણ કરે અને ગુરુના વિરહમા શ્રાવક એકલો પણ કરે ૧ તેમાં પહેલાં દેવવંદન કરીને પ્રારંભમાં ચાર ખમાસમણાં દઈ ને (ભગવાન્ હં ! વિગેરે કહીને) ભૂમિતલ પર મસ્તક અડકાડીને (**सव्वस्स वि०** બોલીને) સમગ્ર અતિચારોનું મિચ્છા મિ દુક્કડં આપે ૨ પછી સામાયિકસૂત્ર પૂર્વક 'ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં૦' વિગેરે સૂત્ર બોલીને બે હાથ નીચે લંબાવી કોણીથી ચોલપટ્ટાને

કેડ ઉપર પકડી દબાવી રાખે ૩. અને ઘોટક આદિ કાઉસ્સગ્ગના કહેલા ૧૯ દોષોથી રહિત કાઉસ્સગ્ગ કરે, તેમા ચોળપટ્ટો નાભિથી ચાર આગળ નીચે અને જાનુથી ચાર આંગળ ઉપર રાખે (શ્રાવક તે પ્રમાણે ધોતીયુ રાખે) ૪. તે કાઉસ્સગ્ગમાં દિવસે કરેલા અતિચારોને યથાક્રમ હૃદયમાં ધારે-વિચારે અને નવકારથી કાઉસ્સગ્ગ પારીને પ્રગટ-સપૂર્ણ લોગસ્સ કહે ૫. પછી સડાસા પ્રમાર્જીને નીચે બેસીને બે ભુજાઓનો સ્પર્શ ન થાય તેમ તેને લાબી રાખી પચીશ બોલ વડે મુહપત્તિ અને શરીર પડિલેહે ૬. તે પછી ઉભા થઇને વિધિપૂર્વક વિનય-સહિત બત્રીશ દોષ-રહિત અને પચીશ આવશ્યક-વિશુદ્ધ વાદણા દે ૭ તે પછી કેડ ઉપરનુ અંગ સારી રીતે નમાવીને બે હાથમા મુહપત્તિ અને રજોહરણ પકડીને કાઉસ્સગ્ગમાં વિચારેલા અતિચારોને જ્ઞાનાદિકના ક્રમ પ્રમાણે ગુરુની આગળ પ્રગટ રીતે જણાવે ૮ તે પછી જયણા અને વિધિપૂર્વક બેસીને પ્રયત્નથી અપ્રમત્ત બનીને 'કરેમિ ભંતે' ઈત્યાદિ કહેવાપૂર્વક 'વદિત્તુ' સૂત્ર કહે, તેમાં '**अब्भुट्ठिओ आराहणाए०**' વિગેરે બાકીનુ સૂત્ર બોલતા વિધિપૂર્વક દ્રવ્ય અને ભાવ એમ બે પ્રકારે ઉભો થાય ૯. તે પછી બે વંદન દઇ માડલિમા પાચ કે તેથી વધારે સાધુ હોય તો ત્રણને 'અબ્ભુટ્ઠિઓ' બોલી ખમાવે, અને બે વાદણા આપી '**आयरिय उवज्झाए०**' વિગેરે ત્રણ ગાથા કહે ૧૦ તે પછી 'કરેમિ ભંતે૦' 'ઈચ્છામિ ઠામિ૦' ઇત્યાદિ કાઉસ્સગ્ગ સૂત્રો કહીને કાઉસ્સગ્ગમુદ્રામા રહીને ચારિત્રના અતિચારોની શુદ્ધિ માટે બે 'લોગસ્સ' ચિંતવે ૧૧ તે પછી વિધિપૂર્વક કાઉસ્સગ્ગ પારીને સમ્યક્ત્વની શુદ્ધિ માટે પ્રગટ 'લોગસ્સ' બોલે તથા તેની જ શુદ્ધિ માટે '**सव्वलोए अरिहंतचेइयाण**' કહીને તે ચૈત્યોની આરાધના માટે કાઉસ્સગ્ગ કરે ૧૨ તેમા એક 'લોગસ્સ' ચિંતવી દર્શનશુદ્ધિવાળો તે કાઉસ્સગ્ગ પારે અને શ્રુતજ્ઞાનની શુદ્ધિ માટે '**पुक्खरवरदीवड्ढे०**' સૂત્ર બોલે ૧૩ ફરી 'ચદેસુ નિમ્મલયરા' સુધી પચીશ શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરે અને વિધિપૂર્વક પારે તે પછી સમગ્ર કુશળ-શુભ અનુષ્ઠાનોના ફલસ્વરૂપ 'સિદ્ધાણં બુદ્ધાણ' સિદ્ધસ્તવ કહે ૧૪ ત્યાર પછી શ્રુતસમૃદ્ધિના કારણભૂત શ્રુતદેવતાનો કાઉસ્સગ્ગ કરે અને તેમા નવકાર ચિંતવે, પારી શ્રુતદેવતાની સ્તુતિ કહે, અગર સાંભળે ૧૫. એ પ્રમાણે ક્ષેત્રદેવતાનો પણ કાઉસ્સગ્ગ કરી તેની પણ સ્તુતિ કહે કે સાંભળે, તે પછી ઉપર પ્રગટ નવકારમંત્ર બોલવો પછી સડાસા પ્રમાર્જીને નીચે બેસે ૧૬ ત્યાર પછી આગળ કહેલી વિધિથી મુહપત્તિ પડિલેહી બે વાદણા આપીને '**इच्छामो अणुसट्ठि**' એમ કહીને ઢીચણના ટેકે નીચે બેસે, ૧૭ પછી ગુરુ મહારાજ '**नमोऽस्तु०**'ની એક સ્તુતિ કહે, તે પછી વધતા અક્ષરો અને વધતા સ્વરથી ત્રણે સ્તુતિઓ પૂર્ણ કહે, તે પછી શક્રસ્તવ અને સ્તવન બોલીને દૈવસિક પ્રાયશ્ચિત્તનો કાઉસ્સગ્ગ કરે ૧૮ આ પ્રમાણે દૈવસિક પ્રતિક્રમણનો ક્રમ જાણવો

રાઈય પ્રતિક્રમણ પણ એ પ્રમાણે છે માત્ર તેમા પ્રથમ '**सव्वस्स वि०**' કહીને '**मिच्छा मि दुक्कड**'થી થાપ્યા પછી શક્રસ્તવ ભણે ૧૯ પછી ઉભા થઈ વિધિપૂર્વક ચારિત્રાચારની શુદ્ધિ માટે કાઉસ્સગ્ગમા એક લોગસ્સ ચિતવે તથા તે પછી બીજો કાઉસ્સગ્ગ દર્શનશુદ્ધિ માટે કરે, તેમા પણ એક લોગસ્સ ચિતવે ૨૦ ત્રીજા કાઉસ્સગ્ગમાં ક્રમશ રાત્રિના અતિચારો ચિતવીને પારે અને '**सिध्धाणं बुध्धाण०**' બોલી સડાસા પ્રમાર્જીને ઉભડક પગે નીચે બેસે ૨૧. પહેલા કહ્યું છે, તેમ મુહપત્તિ પડિલેહે, બે વાદણા દે, રાઈ અતિચારની આલોચના કરીને 'વદિત્તુ'

સૂત્ર કહે, તે પછી બે વાંદણા દે, અબ્ભુટ્ઠિઓથી ખામણાં કરે, ફરી બે વાંદણાં દે અને '**आयरिअ उवज्झाए०**' ત્રણ ગાથાઓ વિગેરે કહીને તપચિંતવનનો કાઉસ્સગ્ગ કરે. ૨૨. તે કાઉસ્સગ્ગમાં મારા સંયમ-યોગોમાં હાનિ ન પહોંચે, તે રીતિએ હું છ મહિનાનો તપ કરું-એમ નિર્ણય આ પ્રમાણે કરે-ઉત્કૃષ્ટ છ મહિનાનો તપ કરવા પોતે શક્તિમાન નથી. ૨૩ તો એક, બે, ત્રણ એમ એક એક દિવસ ઓછો કરતાં છ મહિનામા ઓગણત્રીસ દિવસ ઓછો તપ કરવાનું ચિંતવે, તેટલો તપ કરવા શક્તિમાન ન હોય તો પાંચ મહિનાનો તપ, તે સામર્થ્ય ન હોય તો તેમાં પણ એક એક દિવસ ન્યૂન કરતાં યાવત્ ચાર મહિના, ત્રણ મહિના અને બે મહિના સુધી ઘટતો આવે, તપ કરવાનું તેટલુ સામર્થ્ય ન હોય તો એ જ ક્રમે ઘટાડતા એક મહિના સુધીનું તપ ચિંતવે ૨૪ તેટલું પણ સામર્થ્ય ન હોય તો, તેમા પણ યાવત્ તેર દિવસ ઘટાડતો 'ચોત્રીશ ભક્ત=સોળ ઉપવાસ રૂપ તપ ચિંતવે, તેની શક્તિના અભાવમાં બબ્બે ભક્ત ઓછાં કરતો યાવત્ ચતુર્થભક્ત=એક ઉપવાસ સુધી તપ ચિંતવે, તે સામર્થ્યના અભાવમાં આયંબિલ આદિ યાવત્ પોરસી, નમુક્કારસી સુધી તપ ચિંતવે. ૨૫. એ પ્રમાણે ચિંતવતા જે તપ કરી શકાય તેમ હોય, તે કરવાનો હૃદયમાં નિર્ણય કરી કાઉસ્સગ્ગ પારે પછી પ્રગટ લોગસ્સ કહી મુહપત્તિ પડિલેહી, બે વંદન આપી નિષ્કપટપણે મનમાં ધારેલ તપનુ ગુરુ પાસે પચ્ચક્ખાણ ગ્રહણ કરે ૨૬ તે પછી '**इच्छामो अणुसट्ठिं०**' એમ બોલી નીચે બેસી '**विशाललोचनदलं०**' ઈત્યાદિ ત્રણ સ્તુતિઓ હળવા સ્વરથી કહે, તે પછી શક્રસ્તવ આદિથી દેવવંદન કરે ૨૭

હવે પક્ખી-પાક્ષિક પ્રતિક્રમણ ચતુર્દશીના દિવસે કરવું. તેમાં પ્રથમ આગળ જેમ 'વંદિત્તુ' સૂત્ર કહેવા સુધી દૈવસિક પ્રતિક્રમણ કરીને, તે પછી સમ્યગ્ રીતિએ પક્ખી પ્રતિક્રમણ આ ક્રમથી કરે. ૨૮ પહેલા પક્ખી મુહપત્તિ પડિલેહીને, બે વાંદણા આપી 'સંબુદ્ધા' ખામણાં કરે, પછી (પાક્ષિક અતિચારોથી) આલોચના કરે પછી વાંદણાં 'પત્તેઅ'-પ્રત્યેક ક્ષામણા કરી ખમાવે ફરી વાંદણા દે અને પછી પાક્ષિક-પક્ખી સૂત્ર કહે ૨૯ તે પછી 'વંદિત્તુ' સૂત્ર, તેમા '**अब्भुट्ठिओ आराहणाए०**' પદ બોલતા ઉભા થઈને 'વંદિત્તુ' પૂર્ણ કર્યા પછી કાઉસગ્ગ કરે, પછી મુહપત્તિ પડિલેહણ કરી વાંદણા આપી 'સમત્ત'-સમાસ ખામણા અને ચાર થોભવંદના કરે ૩૦ તે પછી પૂર્વે જણાવેલ વિધિ પ્રમાણે બાકી રહેલ દૈવસિક પ્રતિક્રમણ પૂર્ણ કરે, પણ શ્રુતદેવતાને બદલે ભુવનદેવતાનો કાઉસ્સગ્ગ કરે અને સ્તવનના સ્થાને 'અજિતશાંતિ-સ્તવ' કહે-એટલો ભેદ જાણવો. ૩૧. એ પ્રમાણે પાક્ષિકના વિધિ પ્રમાણે ક્રમશ ચાતુર્માસિક અને સાંવત્સરિક પ્રતિક્રમણનો વિધિ પણ જાણવો, માત્ર તે પાક્ષિક, ચાતુર્માસિક અને વાર્ષિક પ્રતિક્રમણોમા નામો જે જે પ્રતિક્રમણ હોય, તે કહેવા. ૩૨. તથા કાઉસ્સગ્ગમા અનુક્રમે બાર, વીશ અને નવકાર સહિત ચાલીશ લોગસ્સના કરવા અને 'સંબુદ્ધા' ખામણામા ત્રણ, પાચ, સાત સાધુઓને યથાક્રમે 'અબ્ભુટ્ઠિઓ'ના ખામણા કરવાં ૩૩" પ્રતિક્રમણ-'વંદિત્તુ' સૂત્ર-નુ વિવરણ ગ્રંથ-વિસ્તારના ભયથી અમે અહિં કહેલુ નથી.

**अथ कायोत्सर्ग** — કાયા એટલે શરીરનો ઉત્સર્ગ એટલે ત્યાગ કરવો, તે કાયોત્સર્ગ તે કેવી રીતે કરવો? તે માટે જણાવે છે કે, શરીરથી સ્થાન કરી જિનમુદ્રાથી ઉભા રહેવું, અપવાદે સ્થિર બેસવું વિગેરે, વચનથી મૌન અને મનથી શુભ ધ્યાન કરવું તદુપરાંત 'અન્નત્થ' સૂત્રમાં કહેલી શ્વાસોચ્છ્વાસાદિ અનિવાર્ય શારીરિક ચેષ્ટાઓ સિવાયની મન, વચન અને કાયાની

સમગ્ર પ્રવૃત્તિઓનો ત્યાગ કરવો, તે કાયોત્સર્ગ કહેવાય. તે કાયોત્સર્ગ કેટલા સમયનો અથવા ક્યા સુધી કરવો ? તે માટે કહ્યુ છે કે જે કાઉસ્સગ્ગમા જેટલા શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ નવકાર, લોગસ્સ આદિ જણાવેલા હોય તે પૂર્ણ થાય અને પછી 'नमो अरिहंताण' એમ ઉચ્ચાર કરે ત્યાં સુધી ઉપર કહ્યા પ્રમાણે કાયાનો ત્યાગ કરવો, તે 'કાયોત્સર્ગ' કહેવાય. તે કાયોત્સર્ગ બે પ્રકારનો-એક ચેષ્ટા પ્રવૃત્તિ વિષયક, બીજો ઉપસર્ગ-પરાભવ થાય તેવા પ્રસંગે તેમા જવું-આવવું વિગેરે પ્રવૃત્તિને અંગે 'ઈરિયાવહિ૦' આદિ પડિક્કમતા જે કાઉસ્સગ્ગ કરવામા આવે છે, તે ચેષ્ટા પ્રવૃત્તિને અંગે સમજવો અને જે આકસ્મિક ઉપસર્ગોને જિતવા માટે કરવામાં આવે છે. તે પરાભવને અગે સમજવો કહ્યું છે કે-'તે કાયોત્સર્ગ ચેષ્ટા અને પરાભવમા એમ બે પ્રકારે જાણવો. તેમા ભિક્ષા માટે ફરવું ઈત્યાદિક પ્રવૃત્તિઓ માટે જે કરાય, તે પહેલો અને ઉપસર્ગ-પ્રસંગે જે કરાય, તે બીજો જાણવો. તેમા ચેષ્ટા-કાયોત્સર્ગ તો જઘન્ય આઠથી માડીને પચીશ, સત્તાવીશ, ત્રણસો. પાચસો અને એકહજાર ને આઠ શ્વાસોચ્છ્વાસ પ્રમાણ સુધીનો પણ હોય છે, અને ઉપસર્ગાદિ પરાભવોને અંગે જે કાયોત્સર્ગ કહ્યો, તે એક મુહૂર્તથી માડીને બાહુબલિજીની માફક એક વર્ષનો પણ હોય છે તે કાયોત્સર્ગ વળી ત્રણ પ્રકારનો-ઉભા ઉભા કરવાનો, બેઠાં બેઠા અને સુતા સુતા પણ કરી શકાય ફરી એક એકના ચાર પ્રકાર. તેમા પહેલો 'ઉચ્છ્રિતોચ્છ્રિત' એટલે દ્રવ્યથી અને ભાવથી બને પ્રકારે ઉભા થઈને તાત્પર્ય કે દ્રવ્ય-શરીરથી ઉભા રહીને અને ભાવથી ધર્મ કે શુક્લધ્યાનમા રહીને બીજો 'ઉચ્છ્રિતાનુચ્છ્રિત' એટલે દ્રવ્યથી ઉભા રહીને માટે ઉચ્છ્રિત અને ભાવથી કૃષ્ણાદિ અશુભ લેશ્યાના પરિણામ પૂર્વક માટે અનુચ્છ્રિત, ત્રીજો અનુ-ચ્છ્રિતોચ્છ્રિત એટલે દ્રવ્યથી નીચે બેસીને અને ભાવથી ધર્મધ્યાન કે શુક્લધ્યાનમાં રહીને, તથા ચોથો 'અનુચ્છ્રિતાનુચ્છ્રિત' દ્રવ્યથી-શરીરથી નીચે બેસીને અને ભાવથી પણ કૃષ્ણાદિ લેશ્યાના અશુભ પરિણામવાળો, એ ચારે ભેદો ઉચ્છ્રિતના જણાવ્યા. એ પ્રમાણે બેઠેલાના અને સુતેલાના એ બંનેના પણ ચાર ચાર ભેદો સ્વયં વિચારવા.

કાયોત્સર્ગના એકવીશ દોષો-

દોષરહિત કાયોત્સર્ગ કરવો જોઈએ. તેના એકવીશ દોષો કહે છે -

૧ ઘોડાની જેમ એક પગ ખોડો રાખી કાઉસ્સગ્ગ કરે, તે ઘોટક દોષ

૨ સખત પવનથી કંપતી વેલડી માફક શરીર કંપાવે, તે લતાદોષ

૩-૪ ભીંત કે થાભલે ટેકો લેતો કાઉસ્સગ્ગ કરે. તે સ્તભ-કુડ્ય દોષ

૫ ઉચે છત કે માળીયાને મસ્તક અડકાડીને કાઉસ્સગ્ગ કરે, તે માલદોષ

૬ ભીલડી માફક બે હાથ ગુહ્યપ્રદેશ ઢાકવા માફક કાઉસ્સગ્ગમા રાખે, તે શબરી દોષ.

૭ કુલવધૂ નવપરણેતર માફક માથું નીચું રાખી કાઉસ્સગ્ગ કરે, તે વધૂ દોષ

૮ બેડીમા જકડાએલા માફક બે પગ પહોળા કે ભેગા કરી ઉભો રહે, તે નિગડદોષ

૯ નાભિ ઉપર-ઢીંચણ સુધી ચોલપટ્ટો બાધીને કાઉસ્સગ્ગ કરે, તે લબોત્તર દોષ

૧૦. સ્ત્રી વસ્ત્રાદિકથી જેમ સ્તનને ઢાંકે, તેમ ડાંસ-મચ્છરના નિવારણ માટે કે અજ્ઞાનથી કાઉસ્સગ્ગમાં સ્તન કે હૃદયને ઢાંકે તે સ્તનદોષ, અથવા ધાવમાતા બાળક માટે સ્તનો જેમ નમાવે તેમ સ્તન કે છાતી નમાવી કાઉસ્સગ્ગ કરે એમ કેટલાક આ દોષને કહે છે.

૧૧. ગાડાની ઉધની માફક પાછળની બંને પાનીઓ કે આગલા અંગુઠા ભેગા કરે અગર બંને છૂટા રાખે તે અવિધિથી કાઉસ્સગ્ગ કરે, તે શકટોધ્ધિકા નામનો દોષ.

૧૨ સાધ્વી માફક મસ્તક વગર આખા શરીરે કપડું ઢાકે, તે સંયતીદોષ

૧૩. ઘોડાની લગામની જેમ ચરવળા કે ઓઘાનો ગુચ્છો પકડી ઉભો રહે, તે ખલીનદોષ. બીજા આચાર્યો કહે છે કે લગામથી પીડા પામેલો ઘોડો જેમ મસ્તક કંપાવે તેમ, નીચે કે ઉચે કાઉસ્સગ્ગમાં મસ્તક કંપાવે, તે ખલીનદોષ.

૧૪ કાગડાની માફક આંખનો ડોળો આમ તેમ ભમાવવો કે દિશા જોવી, તે વાયસદોષ

૧૫. જુઓ થવાના ભયથી કોઠાફળની માફક ચોલપટ્ટાનો ગોટો કરી મુઠીમા પકડી કાઉસ્સગ્ગ કરે, તે કપિત્થદોષ. એવી રીતે મુઠી બંધ રાખી ઉભો રહી કાઉસ્સગ્ગ કરે, તેને પણ એ દોષ બીજા કહે છે.

૧૬. ભૂતના વળગાડ માફક મસ્તક કંપાવતો કાઉસ્સગ્ગ કરે, તે શીર્ષોત્કંપિત દોષ.

૧૭. મૂંગા માફક ન સમજાય તેમ અવ્યક્ત શબ્દ કરતો કાઉસ્સગ્ગ કરે, તે મૂકદોષ.

૧૮ કાઉસ્સગ્ગની લોગસ્સની સંખ્યા ગણવા માટે આંગળીના વેઢા ચલાવતા કાઉસ્સગ્ગ કરે, તે અંગુલિદોષ.

૧૯ બીજા તરફ નજર કરવા માટે આંખની ભ્રમરને નચાવે-ભમાવે એવી રીતે કાઉસ્સગ્સ કરે, તે ભ્રૂદોષ

૨૦. મદિરા ઉકાળતાં જેમ બુડ બુડ શબ્દ સંભળાય તેમ શબ્દ કરતો કાઉસ્સગ્ગ કરે, તે વારુણીદોષ મદિરાપાન કરી મત્ત બનેલાની જેમ ઘૂમતો ઘૂમતો કાઉસ્સગ્ગ કરે, તેને બીજા કેટલાક વારુણીદોષ ગણાવે છે

૨૧ સ્વાધ્યાય કરનારના બે હોઠ ચાલતા હોય તેમ હોઠ ચલાવતો ચલાવતો કાઉસ્સગ્ગ કરે, તે અનુપ્રેક્ષા દોષ તે માટે કહેલુ છે કે—'ઘોટક, લતા, સ્તંભ, કુડ્ય, માલ, શબરી, વધૂ, નિગડ, લંબોત્તર, સ્તન, ઉર્ધ્વી, સંયતી, ખલીન, વાયસ, કપિત્થ, શીર્ષોત્કંપિત, મૂક, અંગુલિ, ભ્રૂ, વારુણી, પ્રેક્ષા'

કોઈક આચાર્ય આ સિવાયના બીજા પણ દોષો જણાવે છે-જેમકે થૂંકવું, શરીરને સ્પર્શ કરવો-ખણવું, કપટ-ગર્ભિત ડોળવાળી સ્થિતિ રાખવી સૂત્રમા કહેલી વિધિની ન્યૂનતા સેવવી, વયની અપેક્ષાનો ત્યાગ કરવો, કાલની અપેક્ષાનુ ઉલ્લંઘન કરવું, વ્યાક્ષેપ આસક્તિવાળું ચિત્ત રાખવું, લોભાકુલિત ચિત્ત કરવુ, પાપકાર્યોમા ઉદ્યમ કરનાર થવું. કાર્યાકાર્યમાં અત્યંત અજાનતાવાળો પાટ-પાટલા ઉપર કાઉસ્સગ્ગ કરવો ઇત્યાદિ

કાયોત્સર્ગનુ ફળ પણ નિર્જરા જ છે. જે માટે કહેલુ છે કે—'કાયોત્સર્ગમાં વિધિપૂર્વક ઉભા રહેલાના શરીરના અંગોપાંગો જેમ જેમ ભાંગે–તૂટે છે, તેમ તેમ વિધિપૂર્વક કાઉસ્સગ્ગ કરનારા સુવિહિત આત્માઓ આઠ પ્રકારના કર્મસમૂહને ભેદી નાશ કરે છે' (૧૬૪૮ આ૦ નિ૦) કાયોત્સર્ગના સૂત્રનો અર્થ પહેલા વ્યાખ્યા કરી સમજાવેલ છે જ

## પચ્ચક્ખાણ–પ્રકરણ

**अथ प्रत्याख्यानम् – प्रति + आ + ख्यान** એ ત્રણ શબ્દોથી પ્રત્યાખ્યાન શબ્દ તૈયાર થયો છે **प्रति** = પ્રતિકૂળપણે **आ** = અમુક મર્યાદાપૂર્વક અને **ख्यान** = કથન કરવું. અર્થાત્ ભાવાર્થ એ સમજવો કે અનાદિથી વિભાવદશામા વર્તતા આત્માની ચાલુ ટેવોથી પ્રતિકૂળપણે ચોક્કસ મર્યાદા–પૂર્વક પ્રવૃત્તિની કબૂલાત કરવી, તે પચ્ચક્ખાણ કહેવાય તે પચ્ચક્ખાણ બે પ્રકારનુ છે. એક મૂલગુણરૂપ અને બીજુ ઉત્તરગુણરૂપ તેમા સાધુઓને પાંચ મહાવ્રતો, તે મૂલગુણ શ્રાવકોને પાચ અણુવ્રતો તે મૂલગુણ સાધુઓને પિંડવિશુદ્ધિ આદિ ઉત્તર–ગુણ અને શ્રાવકોને ગુણવ્રતો, શિક્ષાવ્રતો ઉત્તરગુણ કહેવાય તેમા મૂલગુણોમાં સર્વ અને દેશ પ્રત્યાખ્યાનો હિસાદિ પાચ પાપોના ત્યાગરૂપ અને સાધુઓને પિંડવિશુદ્ધિ આદિ, તથા શ્રાવકોને દિશિવ્રતાદિક ઉત્તરગુણોના પ્રત્યાખ્યાનો 'પ્રતિપક્ષ ભાવોના ત્યાગ કરવા રૂપ' છે. તેમા જેણે પહેલા ઉચિતકાળે પોતાની મેળે પચ્ચક્ખાણ કર્યું હોય, તેવો પચ્ચક્ખાણના સ્વરૂપનો જાણકાર પોતે પચ્ચક્ખાણના અર્થને જાણનાર એવા ગુરુ પાસે વિનયપૂર્વક ઉપયોગની એકાગ્રતા કરીને તેઓ જે પચ્ચક્ખાણનો પાઠ બોલે તે પ્રમાણે પોતે પણ ધીમેથી તેમની સાથે અનુવાદ કરતો પચ્ચક્ખાણ કરે, ત્યારે પોતે અને પચ્ચક્ખાણ કરાવનાર ગુરુ બંને જાણકાર તરીકેનો પ્રથમ ભાગો થયો ૧. ગુરુ જાણકાર, લેનાર અજાણ હોય–એ બીજો ભાંગો, તેમા તે સમયે શિષ્યને સંક્ષેપથી સમજાવીને જો ગુરુ પચ્ચક્ખાણ કરાવે તો આ ભાગો પણ શુદ્ધ જ છે ૨ ગુરુ અજ્ઞ હોય અને શિષ્ય જાણકાર હોય તો ત્રીજો ભાગો, આ ભાગો પણ તથાપ્રકારના ગુરુનો યોગ પ્રાપ્ત ન થવાથી ગુરુ પ્રત્યે બહુમાન હોવાથી ગુરુસ્થાને સાક્ષી તરીકે પિતા, કાકા, મામા, મોટા ભાઈ આદિને રાખી પચ્ચક્ખાણ કરનાર ત્રીજા ભાગામા પણ શુદ્ધ ગણાય ૩ આ સિવાયમા અશુદ્ધ બને અજાણ હોય, તેવો ચોથો ભાગો અશુદ્ધ જ છે ૪

દરરોજ ઉપયોગી એવા ઉત્તરગુણ–પ્રત્યાખ્યાન બે પ્રકારના છે. એક સંકેત–પ્રત્યાખ્યાન બીજું અદ્ધા–પ્રત્યાખ્યાન તેમા સંકેત–પચ્ચક્ખાણ–શ્રાવક પોરસી આદિ પ્રત્યાખ્યાન કરીને બહાર ખેતર આદિમા ગયો હોય કે ઘરે રહેલો હોય ત્યારે ભોજન મળવા પહેલા 'પચ્ચક્ખાણ વગરનો ન રહુ' એ કારણે અગુઠો આદિના સંકેતવાળા પચ્ચક્ખાણ કરે એટલે જ્યાં સુધી અંગુઠો, મુઠ્ઠી કે ગાઠ ન છોડું, અથવા ઘરમા પ્રવેશ ન કરુ, જ્યા સુધી પરસેવાના બિન્દુઓ સુકાઈ ન જાય, આટલા શ્વાસોચ્છ્વાસ ન થાય, પાણીથી ભીંજાએલી માચી જ્યા સુધી સુકાએલા બિન્દુવાળી ન થાય, જ્યા સુધી દીવો નિર્વાણ ન પામે ત્યા સુધી મારે ભોજન ન કરવુ કહેલુ છે કે–'અંગુઠો, મુઠ્ઠી, ગાઠ, ઘર, પરસેવો, શ્વાસોચ્છ્વાસ, બિન્દુઓ, દીવો આ વિગેરે ચિહ્નોથી અનંતજ્ઞાની ધીરપુરુષોએ સંકેત–પચ્ચક્ખાણ કહ્યુ છે' (આ૦ નિ૦ ૧૫૭૮)

હવે અદ્ધા–પચ્ચક્ખાણ તે કહેવાય, જેમા કાળની મર્યાદા હોય. તે દસ પ્રકારનુ

આ પ્રમાણે જાણવું–૧ નવકાર–સહિત–નવકારસી, ૨. પૌરુષી, ૩ પૂર્વાર્દ્ધ, ૪ એકાસણું, ૫ એકલઠાણું, ૬. આયંબિલ, ૭ ઉપવાસ, ૮ દિવસચરિમ કે ભવચરિમ, ૯ અભિગ્રહ, ૧૦ વિગઈ સંબંધી.–એમ દશ પ્રકારે કાળ–પચ્ચક્ખાણો છે.

પ્રશ્ન—એકાશણાદિ પચ્ચક્ખાણોમાં જો કાળનુ નિયમન નથી તો તેને કાળ પચ્ચક્ખાણ કેમ કહેવાય? ઉત્તર—જરૂર કાળ નિયમન નથી તે વાત સત્ય છે, પરંતુ તે પચ્ચક્ખાણો પ્રાયઃ અદ્ધા 'પ્રત્યાખ્યાન' સાથે કરાતાં હોવાથી, તે પણ અદ્ધા–પ્રત્યાખ્યાનો કહેવાય છે. પચ્ચક્ખાણો આગાર–સહિત કરવાં, નહિંતર ભંગ થાય ભંગ થાય એટલે દોષ–પાપ લાગે કહેલુ છે કે– "વ્રતભંગ થવાથી મોટો દોષ લાગે, થોડા–નાના પચ્ચક્ખાણનું પાલન કરવાથી ગુણ થાય છે, તેથી ધર્મ કરવામાં લાભ કે હાનિનો વિવેક કરવો જરૂરી છે, તેથી આગારો કહેલા છે પચ્ચક્ખાણનો ભંગ ન થાય તે માટે રાખવામા આવેલી મર્યાદાવાળી છૂટછાટ, તેને આગાર કહેવામા આવે છે. અને નવકારશી આદિમાં જેટલી છૂટછાટ–આગાર રાખવામા આવે છે, તે અહિ જણાવીએ છીએ તેમાં મુહૂર્ત–પ્રમાણ કાળ નવકારશી નમસ્કાર ઉચ્ચારણ કરીને પારવા લાયક પચ્ચક્ખાણમાં બે આગાર હોય છે 'પચ્ચક્ખાણ–ભંગ ન થવા માટે કરવામાં આવતી મર્યાદા તે આકાર–આગાર–અપવાદ–છૂટછાટ કહેવાય છે તેવા આગારો કેટલા કયા પચ્ચક્ખાણમાં છે, તે આગળ જણાવીશું. શંકા કરી કે કાલ ન જણાવેલો હોવાથી આ સંકેત–પચ્ચક્ખાણ છે?, સમાધાન આપતાં કહે છે કે–ના, કારણ કે અહિ નમુક્કાર–શબ્દની સાથે 'સહિત' શબ્દ છે, તે મુહૂર્તકાળ–પ્રમાણનું વિશેષણ છે વિશેષણથી વિશેષ્યનો બોધ થતો હોવાથી 'સહિત' શબ્દથી મુહૂર્તકાળ–પ્રમાણનો અર્થ નીકળે છે. અહિં એવી શંકા થાય કે, 'મુહૂર્ત' શબ્દ તો છે નાહ, તો તે વિશેષ્ય શી રીતે? જવાબમાં જણાવે છે કે–શાસ્ત્રમાં તેને કાળ–પચ્ચક્ખાણ ગણેલુ છે અને પ્રહર વિગેરેકાળ–પ્રમાણવાળા પોરિસી આદિ પ્રત્યાખ્યાનો તો આગળ જુદાં કહેવાનાં છે, માટે તેની પહેલાનુ આ પ્રત્યાખ્યાન મુહૂર્ત–પ્રમાણનુ જ બાકી રહ્યુ ગણાય. તેથી નમુક્કાર–સહિત પચ્ચક્ખાણમા મુહૂર્ત–પ્રમાણકાળ છે એમ સમજવું. ફરી શંકા કરી કે બે મુહૂર્ત–કાળ કેમ ન ગ્રહણ કરવો? સમાધાન કરે છે કે– તેમા માત્ર બે જ આગાર–છૂટછાટ–રાખેલા હોવાથી જ્યારે પોરસીમાં તો છ આગારો રાખેલા છે. નમુક્કાર–સહિતમાં તો માત્ર બે જ આગારો રાખેલા હોવાથી તેનો કાળ પણ અલ્પ જ હોવો જોઈએ, અને તે અલ્પકાળ ઓછામાં ઓછો 'એક મુહૂર્ત' પ્રમાણ જ ઘટી શકે છે, માટે આ નોકારશી–નમુક્કાર–સહિતનું પ્રત્યાખ્યાન એક મુહૂર્ત–પ્રમાણ કાળનુ જ સમજવું તે અલ્પકાળ પણ નમસ્કાર–મંત્રની સાથે છે એટલે કે સૂર્યોદય થયા પછી એક મુહૂર્ત પૂર્ણ થવા છતા, જ્યા સુધી નમસ્કારમંત્રનો ઉચ્ચાર ન કરે, ત્યા સુધી તે પ્રત્યાખ્યાન પૂર્ણ ન થાય, અને બે ઘડી થયા પહેલાં જ જો નમસ્કારમંત્ર ગણે તો પણ તેનો કાળ અપૂર્ણ હોવાથી પચ્ચક્ખાણનો ભંગ થાય તેથી સિદ્ધ થયું કે–સૂર્યોદયથી મુહૂર્ત–પ્રમાણ કાળ અને નમસ્કારમંત્રના ઉચ્ચાર સહિત 'નમુક્કારસી' પ્રત્યાખ્યાન છે પ્રથમનુ મુહૂર્ત કેવી રીતે લેવું? સૂત્ર–પ્રમાણથી પોરસી માફક તે સૂત્ર આ પ્રમાણે —

**उग्गए सूरे नमोकार–सहिअं पच्चक्खाइ, चउव्विहं पि आहारं, असणं, पाणं, खाइमं, साइमं, अण्णत्थणाभोगेणं सहसागारेणं वोसिरइ ॥**

વ્યાખ્યાર્થ - '**उद्गते सूर्ये**' = સૂર્યોદયથી માંડીને '**नमस्कारसहितं**' = પંચપરમેષ્ઠિ નમસ્કાર મહામત્ર સહિત અને 'સર્વ ધાતુઓ 'કરવું' એ અર્થમાં વ્યાપક હોવાથી' તે ન્યાય પ્રમાણે '**प्रत्याख्याति**' = કરુ છુ એમાં પ્રત્યાખ્યાતિ' પ્રત્યાખ્યાન આપનાર ગુરુએ અનુવાદરૂપે બોલવાનુ વચન છે-એમ સમજવું તેનો સ્વીકાર કરનાર શિષ્ય તો '**पच्चक्खामि**'-**प्रत्याख्यामि** = હુ પ્રતિજ્ઞા કરુ છું એમ બોલે એ જ પ્રમાણે '**व्युत्सृजति**' મા પણ ગુરુ અનુવાદરૂપે '**वोसिरइ**' = 'ત્યાગ કરુ છુ'-એમ બોલે, ત્યારે તેનો સ્વીકાર કરવા માટે શિષ્યે '**वोसिरामि**' = 'હું ત્યાગ કરુ છુ'-એમ બોલવું શાનો ત્યાગ? ત્યારે જણાવે છે કે-ચારે પ્રકારના આહારનો ત્યાગ છે-એવો સપ્રદાય અર્થ છે તે જણાવતા કહે છે કે-તે રાત્રિએ કરેલા ચઉવ્વિહ આહાર -ત્યાગ અથવા રાત્રિભોજનવ્રતના કાઠે પહોંચીને તરી જવા સમાન છે, તેમ જ તે સૂર્યોદય પછી એક મુહૂર્ત-બે ઘડી કે અડતાલીશ મિનિટ-પ્રમાણ કાળ પૂર્ણ થયા પછી જ નવકાર-મત્રના ઉચ્ચારપૂર્વક પારવાથી પૂર્ણ થાય છે-એટલે તે પ્રમાણે પારી શકાય **अशनं** ઈત્યાદિથી ચારે પ્રકારના આહાર જેની વ્યાખ્યા આગળ કહેલી છે અહિં નિયમ-ભગના કારણે બે આગારો જણાવે છે '**अण्णत्थणाभोगेण, सहसागारेण**' અહિ પંચમીવિભક્તિના અર્થમા ત્રીજી વિભક્તિ જણાવેલી છે તેમા અનાભોગ અને સહસાકાર એ બે કારણો સિવાય પચ્ચક્ખાણ ભાંગે અથવા એ બે કારણોમા પચ્ચક્ખાણ અખંડિત રહે. તેમા અનાભોગ = અત્યંત વિસ્મરણ-પચ્ચક્ખાણ કે ત્યાગ કરેલી વસ્તુ ભુલાઈ જવી, સહસાકાર એટલે ઉતાવળે આગળ વધી ગએલી કાયાને પાછી હઠાવી શકાય નહિ ઈત્યાદિ આકસ્મિક એવુ થઈ જાય, જેને રોકી શકવાનો સમય નથી, જેમકે સ્નાન કરતા મુખમા છાટો ઉડે, તો પચ્ચક્ખાણ ન ભાગે **व्युत्सृजति-परिहरति** = અર્થ આગળ કહેલો છે.

**अथ पौरुषीप्रत्याख्यानम्** - "**पोरिसि पच्चक्खाइ - उग्गए सूरे चउव्विहं पि आहार, असण, पाणं, खाइम, साइमं अण्णत्थणाभोगेण सहसागारेणं पच्छन्न-कालेण, दिसामोहेण, साहुवयणेण, सव्वसमाहिवत्तिआगारेण वोसिरइ ॥**"

પૌરુષી એટલે પુરુષના શરીર-પ્રમાણવાળી છાયા, તથા તે સમય પણ 'પૌરુષી' કહેવાય છે અથવા તે પહોર પણ બોલાય છે તેટલા પ્રમાણવાળા કાળ માટે પચ્ચક્ખાણ કરે, તે 'પૌરુષી' (પોરસી) પચ્ચક્ખાણ કહેવાય તેમા શુ કરે? ત્યારે જણાવે છે કે-અશન, પાન, ખાદ્ય અને સ્વાદ્ય લક્ષણ ચાર પ્રકારના આહારનો ત્યાગ કરુ છું-એમ છેવટનો સંબધ જોડવો અહિ છ આગારો છે, તેમાં પહેલા બે નવકારશી માફક જાણવા અને બાકીના **प्रच्छन्नकाल. दिग्मोह. साधुवचन**, તથા **सर्वसमाधि-प्रत्ययाकार** એ આગારો રાખીને પચ્ચક્ખાણ કરું છુ કાલની પ્રચ્છન્નતા કેવી રીતે? તે કહે છે-વાદળા, રજ કે પર્વતની આડ આવી જવાથી સૂર્ય દેખી શકાય નહિ-તેવા સમયે પડછાયાના અભાવમા પચ્ચક્ખાણનો સમય થઈ ગયો-એમ અનુમાનથી માની જો આહાર વાપરે-એમ ભૂલથી અધૂરા સમયે પચ્ચક્ખાણ પારે છતા આગાર હોવાથી ભંગ ન થાય પરતુ પછી કોઈ સમય જણાવે અગર પોતાને સાચા સમયનો ખ્યાલ આવે તો અર્ધ જમ્યા છતા અટકી બેસી રહેવુ, પૂર્ણ સમય થાય ત્યારે બાકીનુ ભોજન કરવું અપૂર્ણ સમય જાણ્યા છતા વાપરે તો પચ્ચક્ખાણ-ભંગ ગણાય '**दिग्मोहात्**' = 'દિશાનો ભ્રમ થવાથી' ભ્રમ થવાથી પૂર્વને પશ્ચિમદિશા સમજે, ત્યારે અપૂર્ણ સમયે પણ ભોજન કરવાનો

વખત આવે, એવા પ્રસંગે આગાર હોવાથી ભંગ ન થાય. ભ્રમ ટળી જાય-અધુરા સમયનો ખ્યાલ આવી જાય, તો પહેલાની માફક અર્ધ ભોજન કરી અટકી જવું નિરપેક્ષપણે ભોજન કરે તો પ્રત્યાખ્યાનનો ભંગ થાય. 'साधुवचनात्-उद्घाटा पौरुषी' એ સાધુના વચનના આધારે એટલે કે સાધુઓ પૌરુષી-પચ્ચક્ખાણ સમય પહેલા મુહપત્તી પલેવવા-ભણાવવા માટે 'બહુ-પડિપુન્ના પોરિસી' એમ મોટા શબ્દોથી આદેશ માગે, તે સાંભળી શ્રાવક વિચારે કે પોરસી પ્રત્યાખ્યાન પારવાનો સમય થઈ ગયો છે-તેમ વિભ્રમથી પારી ભોજન કરે, તો ભંગ નથી ખબર પડે પછી અટકી જાય વગેરે આગળના આગાર માફક સમજી લેવું. તથા પૌરુષી-પ્રત્યાખ્યાન કર્યા બાદ તીવ્ર શૂલાદિક પીડા ઉત્પન્ન થાય, ત્યાં સુધી ધૈર્ય ટકાવી શકે નહિ, આર્ત-રૌદ્રધ્યાન થાય. અસમાધિનો પ્રસંગ ઊભો થાય, તો આગારથી સમય પહેલાં પણ ઔષધ, પથ્યાદિ ગ્રહણ કરવા છતા પણ ભંગ ન થાય. વૈદ્ય આદિ બિમારની સમાધિ માટે અપૂર્ણ સમયમા ભોજન કરાવે તો ભંગ નથી અર્ધું જમ્યા બાદ બિમારી ઘટી ગયે સમાધિ થતાં કારણ ઉત્પન્ન થવાનુ જાણ્યા પછી તેવી જ રીતે ભોજનનો ત્યાગ કરવો. હવે 'सार्ध्दपौरुषी' પ્રત્યાખ્યાનનો અર્થ કહે છે આ પ્રત્યાખ્યાનના આગારો પાઠ વિગેરે 'પોરિસી' પ્રત્યાખ્યાન બરાબર ન હોવાથી તેના અર્થ પોરિસી માફક જાણવા. માત્ર 'पोरिसि' ને બદલે 'साड्ढपोरिसि' બોલે.

**अथ पूर्वार्ध-प्रत्याख्यानम्**-હવે 'પુરિમડ્ઢ' પ્રત્યાખ્યાન કહે છે :—

" **सूरे उग्गए पुरिमड्ढं पच्चक्खाइ चउव्विहं पि आहार असणं, पाणं, खाइम, साइम, अण्णत्थणाभोगेणं, सहसागारेणं, पच्छन्नकालेणं, दिसामोहेणं, साहुवयणेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं वोसिरइ ।** "

**पूर्वं च तदर्धं च पूर्वार्धम्** = દિવસનો પ્રથમ અર્ધ ભાગ બે પ્રહર તે પુરિમડ્ઢ કે પૂર્વાર્ધ કહેવાય તેટલા સમય માટેનું પ્રત્યાખ્યાન, તે પ્રાકૃતમા 'પુરિમડ્ઢ'-એમ કહેવાય ત્યાં સુધીનુ હુ પચ્ચક્ખાણ કરું છું છ આગારોના અર્થો પહેલા કહેવાઈ ગયા છે '**महत्तरागारेण**'= અંગીકાર કરેલા પચ્ચક્ખાણના પાલન કરતા વધારે કર્મનિર્જરારૂપ લાભનુ કોઈ કારણ આવે તો પચ્ચક્ખાણના સમય પહેલા પણ આહારાદિ વાપરે તો ભંગ ન થાય જેમ કે, કોઇ સાધુની માદગી, સંકટ, ચૈત્ય, મંદિર, સંઘ આદિના પ્રયોજન કે અકસ્માત્ સમયે તે બીજાથી બની શકે તેમ ન હોય તો, તેવા કારણે આ 'મહત્તરાગાર'થી પ્રત્યાખ્યાન વહેલું પારી શકાય. આ આગાર નવકારશી, પોરશી (પૌરુષી) આદિમા નથી કહ્યો, તેનું કારણ એ છે કે, તે પચ્ચક્ખાણનો સમય ટૂંકો છે અને આનો સમય લાંબો છે

**अथ एकाशनप्रत्याख्यानम्** - હવે એકાશ(સ)નના વર્ણનમા તે પચ્ચક્ખાણના આઠ આગારો કહેલા છે, તેનો પાઠ આ પ્રમાણે —

" **० एगासणं पच्चक्खाइ, चउव्विहं पि तिविहं पि वा आहारं, असण, पाण, खाइम, साइम, अण्णत्थणाभोगेण, सहसागारेण. सागारिआगारेणं, आउटणपसारणेणं, गुरुअब्भुट्ठाणेणं, पारिट्ठावणियागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तिआगारेणं वोसिरइ ॥** "

એક વખત ભોજન કરવુ, અથવા તો એક આસને બેસવાથી અર્થાત્ ગુદાનો ભાગ આસન

પરથી ચલાયમાન થાય નહિં–એ રીતે એક આસને બેસી ભોજન કરવુ તે બંને પ્રકારે એગાસણ જાણવુ તે એકાસણાનુ પચ્ચક્ખાણ કરું છુ–એવો વાક્ય–સંબંધ જોડવો તેના આઠ આગારોમા પહેલા બે અને છેલ્લા બે આગારોનુ વર્ણન કહેવાઈ ગયું છે વચ્ચેના ચાર આગારોનું સ્વરૂપ આ પ્રમાણે સમજવું – '**सागारिआगारेणं**'–**सागारिक + अगारेण** અગાર = ઘર તે ઘરવાળા આગારિક એટલે ઘરવાળો–ગૃહસ્થ તે ગૃહસ્થ સંબંધી છૂટ જે આગારથી રહે, તે 'સાગારિકાગાર' કહેવાય હકીકત એવી છે કે–ગૃહસ્થના દેખતાં સાધુએ ભોજન કરવું, તે સાધુનો આચાર નથી કારણ કે, તેમ કરવાથી શાસન અને ધર્મની અપભ્રાજના થવા સંભવ છે માટે જ કહેલુ છે કે– "છક્કાય જીવોની દયા પાળવા છતાં પણ સાધુ આહાર કે નિહાર–ઝાડો–પેશાબ ગૃહસ્થના દેખતા કરે તો, તેથી શાસનની અપભ્રાજના થવાના કારણે, તથા આહાર–પાણી આદિ દુગુછિત કુલોમાથી ગ્રહણ કરે, તો તેને સમ્યક્ત્વ–પ્રાપ્તિ દુર્લભ થાય છે" આ કારણથી સાધુનો એવો આચાર છે કે–પોતે જ્યા ભોજન કરતા હોય ત્યાં જો ગૃહસ્થ આવે અને જો તે તરત પાછો જવાનો હોય તેટલો સમય રાહ જુએ, પણ વધારે સમય રોકાવાનો હોય તો તેટલો સમય બેસી રહેવાથી સ્વાધ્યાય આદિમા ખલેલ પડે, માટે ત્યાથી ઉઠીને બીજે સ્થાને બેસે અને ભોજન કરે તે પ્રસંગે આગારના કારણે સાધુના એકાસણાના પ્રત્યાખ્યાનનો ભંગ થતો નથી. સાધુને આશ્રી આ હકીકત કહી હવે ગૃહસ્થના એકાસણાને આશ્રી કહે છે કે– જે કોઈના દેખવાથી કે નજર લાગવાથી ભોજન પચે નહિ, તે આગારિક એટલે કે એવા કારણે ગૃહસ્થ પણ સ્થાન બદલી ભોજન કરે તો, એકાસણાનો ભંગ ન થાય તથા '**आउटण-पसारणेणं**'–તેમા **आउंटण–आकुंचन** = જંઘાદિકને સંકોચવા અને **पसारणं** = ટૂંકા કરેલા પગને લંબાવવા–પહોળા કરવા અર્થાત્ કોઈ સહન ન કરી શકે તેવો ભોજન કરે ત્યા સુધી પલાઠી વાળી સ્થિરાસને ન બેસી શકે અને પગ લાંબા–ટૂંકા–પહોળા કરે અને અલ્પમાત્ર આસનથી ચલાયમાન થાય, તો પણ આ આગારથી પ્રત્યાખ્યાનનો ભગ થતો નથી તથા '**गुरु-अब्भुट्ठाणेणं**'–**गुरोरभ्युत्थानार्हस्याचार्यस्य०** = એકાસણામા ભોજન કરતી વખતે ઉભા થવા રૂપ વિનય કરવા યોગ્ય આચાર્યભગવંત કે વિહાર કરીને આવેલા પરોણા સાધુ ભગવતો આવ્યા હોય. તેમના વિનય માટે આસન પરથી ઉભા થવા છતા આ આગારથી પચ્ચક્ખાણનો ભગ થતો નથી ઉભા થવા રૂપ વિનય અવશ્ય કરવા યોગ્ય હોવાથી ભોજન કરતા હોવા છતા પણ તે કર્તવ્ય જ છે, તેથી ભંગ ન થાય **पारिट्ठावणिआगारेणं–पारिष्टापन–सर्वथा त्यजनम्** અર્થાત્ પરઠવવુ–સર્વથા ત્યાગ કરવુ, તે પારિષ્ઠાપન' કહેવાય આ આગાર સાધુને આશ્રીને સમજવો. તેને પ્રયોજન અર્થમા '**इकण्**' પ્રત્યય લાગતા '**पारिष्ठापनिक**' શબ્દ બન્યો અર્થાત્ સાધુને આહાર વધી પડે કે બીજા કારણે તેનો ત્યાગ કરવાનુ પ્રયોજન પડે કે પ્રસગ આવે ત્યારે તે આહાર જેણે પચ્ચક્ખાણથી ત્યાગ કરેલો હોય તેને, તે વાપરવા છતા પચ્ચક્ખાણ ભાગે નહિ આહાર પરઠવવામાં વધારે દોષ છે, જ્યારે સિદ્ધાતની વિધિ પ્રમાણે વાપરવામા ગુણ છે, માટે વધેલો આહાર ગુરુની આજ્ઞાથી પ્રત્યાખ્યાનવાળો વાપરે તો, ભગ થતો નથી '**वोसिरइ**'–**व्युत्सृजति** અર્થાત્ એ આગારો પૂર્વક એક જ આસન અને એક જ વાર આહાર કરવા સિવાય બાકીના આસન અને આહારનો ત્યાગ કરું છું એ પ્રમાણે એકાસણ–પચ્ચક્ખાણનુ સ્વરૂપ જણાવ્યું

**अथ एकस्थानकम्**– હવે એકસ્થાનક–દેશીભાષામાં 'એકલઠાણું' તેમા સાત આગાર છે અને તેનો પાઠ એકાસણા પ્રમાણે જ છે, માત્ર '**एगासण**' ને બદલે '**एगट्ठाणं**' બોલવું

અને 'आउंटण-पसारणेण' એ આગાર સિવાય બાકીના આગારો બોલવા. આમાં 'એક સ્થાન' એટલે શરીરનાં અંગો જે રીતિએ રાખ્યા હોય, તે એક જ રીતે રાખીને જમવુ ભોજન પૂરુ થતાં સુધી એક સ્થિતિમા અંગોપાગ રાખવાં, માત્ર એક હાથ અને મુખને હલાવ્યા સિવાય ભોજન અશક્ય છે, તેથી તે બંનેને હલાવવાનો નિષેધ કર્યો નથી અહિં 'आउंटण-पसारणेणं' એ આગાર છોડવાનું જે વિધાન કર્યું છે, તે એકલઠાણુ અને એકાસણુ-એ બેનો ભેદ સમજાવવા માટે છે, નહિંતર બંને સરખાં થઈ જાય.

अथ आचामाम्लम्-હવે આયંબિલનુ સ્વરૂપ કહે છે – તેના આગારો આઠ છે અહિ સૂત્ર કહે છે —

० "आयंबिलं पच्चक्खाइ, अण्णत्थणाभोगेणं, सहसागारेणं, लेवालेवेणं, गिहत्थ-ससट्ठेणं, उक्खित्त-विवेगेणं, पारिट्ठावणियागारेणं, महत्तरागारेण, सव्वसमाहिवत्तिआगारेणं वोसिरइ।"

'आचाम' – अवस्रावणम् = અવસ્રાવણુ-ઓસામણુ અને 'अम्ल' = પાચ રસો પૈકી ચોથો 'ખાટો રસ', તાત્પર્ય કે એવી નિરસ અને વિરસ વસ્તુઓ પ્રાય. સાધન તરીકે જે ભોજનમાં હોય તેવા ભાત. અડદ, સાથવો વિગેરેથી ભોજન કરી નિર્વાહ કરવો, તેને જૈનશાસનની પરિભાષામાં 'આયંબિલ' કહે છે એટલે જેમાં સ્વાદવાળી – રસવાળી વિકારક પૌષ્ટિક વસ્તુઓ સિવાયનુ લુખ્ખુ નિરસ ભોજન કરવાનુ હોય, તે આયંબિલ, તેનું પચ્ચક્ખાણ કરું છું – એમ વાક્યનો સંબંધ જોડવો. આમા પ્રથમના બે અને છેલ્લા ત્રણ આગારોની વ્યાખ્યા પહેલા કહેવાઈ ગઈ છે વચલા ત્રણ આગારોની વ્યાખ્યામા 'लेवालेवेण' – लेपालेपेन = 'લેપ અને અલેપથી' એવો અર્થ થાય છે એટલે કે આયંબિલ પ્રત્યાખ્યાન કરનારને ન કલ્પે તેવી વસ્તુઓ ઘી, તેલ, ગોળ, લીલા શાક વિગેરેથી ખરડાએલ વાસણ હોય, તે લેપ અને તેલ, ઘી, ગોળ આદિથી પહેલા લેપ થયો હોય, પણ હાથ કે કપડાથી લૂછી સાફ કરેલા ભાજનમાથી ગ્રહણ કરાય તો તે અલેપ, આવા વિગઈઆદિથી ખરડાએલ કે હાથ કે વસ્ત્રથી લૂછેલા ભાજનમાથી વાપરવામા આવે તો, તેથી ભગ ન થાય તથા 'गिहत्थससट्ठेणं-गृहस्थ-ससृष्टात् = એટલે આહાર આપનાર ગૃહસ્થનું કડછી આદિ ભાજન વિગઈ આદિ પચ્ચક્ખાણમા ન ખપે તેવી અકલ્પનીય વસ્તુથી ખરડાએલુ હોય અને તેનાથી આયબિલમા વાપરવાની વસ્તુ વહોરાવે તો ન કલ્પે તેવી વસ્તુના અંશથી ભળેલો આહાર ખાવા છતા તેમાં તેનો સ્વાદ સ્પષ્ટ સમજવામા ન આવે તો આ આગારથી આયંબિલ પ્રત્યાખ્યાનનો ભંગ ન થાય તથા 'उक्खित्तविवेगेण'-'उत्क्षिप्तविवेकेन= એટલે કે આયંબિલમા વાપરી શકાય તેવા સુકા રોટલા-રોટલી, ભાત આદિ વસ્તુઓ ઉપર આયંબિલમા ન વાપરવા યોગ્ય તેવા અપ્રવાહી-કઠણુ વિગઈ, ગોળ, પકવાન્ન આદિ જે ઉપાડતાં પૂરેપૂરી ઉચકી શકાય અને તેનો અંશ કે લેપ રોટલા-ભાતને લાગે તેમ ન હોય તેવી વસ્તુ આગળ મૂકેલી હોય, તેનો 'વિવેક'- ઉપાડી લીધા પછી તે રોટલા-ભાત આદિ વાપરે, તો પણુ આયંબિલ પ્રત્યાખ્યાનનો ભંગ થતો નથી અર્થાત્ કલ્પ્યમાં અકલ્પ્યનો સ્પર્શ આવી જાય, તો પણુ ભગ ન થાય. શીરા જેવી વસ્તુ સંપૂર્ણ ઉપાડી શકાતી ન હોવાથી અને તેવી વિગઇ રહી જાય તેવા રોટલા-રોટલી, ભાત ખાવાથી ભંગ સમજવો. આ પ્રમાણે આગારો-છૂટો રાખીને બાકી આયબિલમા ન વપરાય

તેવા ચારે પ્રકારના આહારનો ત્યાગ કરું છુ બાકીના પદોનો અર્થ પહેલા કહેવાઇ ગયો છે, તે પ્રમાણે જાણવો

**अथ अभक्तार्थ–प्रत्याख्यानम्**–ઉપવાસ તેમા પાચ આગારો છે અહિ સૂત્ર કહે છે–" **सूरे उग्गए अब्भत्तट्ठ पच्चक्खाइ चउव्विहं पि आहार असणं, पाणं, खाइम , साइम अण्णत्थणाभोगेणं सहसागारेणं, पारिट्ठावणियागारेण, सव्वसमाहिवत्तियागारेणं वोसिरइ ॥**"

'**सूरे उद्गते**' **सूर्योद्गमादारभ्य**–સૂર્યોદયથી આરંભીને આવો અર્થ હોવાથી નક્કી થયુ કે 'અમુક ભોજન કર્યા પછી દિવસના બાકીના સમયનો' ઉપવાસ કરી શકાય નહિ તથા '**अभक्तार्थ**' = એટલે ભોજન કરવાનું જેમા પ્રયોજન નથી, તે અભકતાર્થ અથવા તો ભોજન કરવાનુ પ્રયોજન જેમા નથી, તેવુ પ્રત્યાખ્યાન–તે અભકતાર્થ= ઉપવાસ એમ ભાષામા કહેવાય છે આગારો પહેલા કહેવાઈ ગયા છે, તે પ્રમાણે અહિં પણ અર્થ સમજી લેવો '**पारिट्ठावणिया**' આગારમા અહિં એટલુ વિશેષ સમજવાનુ કે–જો તિવિહાર ઉપવાસ કર્યો હોય તો, તેમા તેને પાણી પીવાની છુટ હોવાથી વધેલો આહાર ગુરુની આજ્ઞાથી વાપરીને ઉપર પાણી વાપરી શકે, પણ જેણે ઉપવાસ ચઉવ્વિહાર કર્યો હોય, તે તો પાણી અને આહાર બંને વધ્યા હોય, તો જ વાપરી શકે, પાણી વધ્યું ન હોય તો એકલો આહાર તેનાથી વાપરી શકાય નહિં. **वोसिरइ**=ભોજનના પ્રયોજનને અંગે જરૂરી અશનાદિ આહારને તજું છું

**अथ पानकम्**–હવે પાણીનું પચ્ચક્ખાણ કહે છે તેમા પોરિસી, પુરિમડ્ઢ, એકાસણ, એકલ-ઠાણ, આયંબિલ તથા ઉપવાસના પચ્ચક્ખાણોમા ઉત્સર્ગમાર્ગે ચોવિહાર પચ્ચક્ખાણ કરવું, તે વ્યાજબી છે છતા જો તિવિહાર પચ્ચક્ખાણ કરવામા આવે–( પાણીની છૂટ રાખે ), તો પાણીને અંગે છ આગારો રાખવાના કહેલા છે તે આ પ્રમાણે —

" **पाणस्स लेवाडेण वा, अलेवाडेण वा, अच्छेण वा, बहुलेण , ससित्थेण वा, असित्थेण वा वोसिरइ ।**"

પોરિસી વિગેરે આગારોમા **अण्णत्थ** પાઠ આ આગારોની સાથે પણ જોડવો અને જે ત્રીજી વિભક્તિ છે, તે પાંચમીના અર્થમા છે–એમ જાણવું, તેથી '**लेवाडेण वा**'–**लेवकृतात् वा** =ઓસામણ કે ખજૂર આદિના ડોળા પાણી કે જેનાથી ભાજન વિગેરે ખરડાય, તેવા 'લેપકૃત' પાણી સિવાયના ત્રિવિધ આહારનો હુ ત્યાગ કરું છુ એટલે કે તેવા લેપકૃત પાણી ઉપવાસ કે ભોજન સિવાયના સમયે એકાસણા વિગેરેમા વાપરવા છતા પણ પચ્ચક્ખાણ ન ભાગે – એમ અર્થ જાણવો આ દરેક સાથે **वा** અવ્યય છે, તે લેપકૃત – અલેપકૃત વિગેરે સર્વ પ્રકારના પાણી **पाणस्स** =પાણીના પચ્ચક્ખાણમાં અવર્જનીયપણે વિશેષ પ્રકારે જણાવવા માટે સમજવું એ જ પ્રમાણે **अलेपकृतात् वा**= જેનાથી ભાજન વિગેરે ન ખરડાય તેવા નીતરેલા પાણી વિગેરે સિવાય. એટલે કે આ અગારથી આવા અલેપકૃત પાણી વાપરવાથી પચ્ચક્ખાણ ન ભાગે તથા '**अच्छेण वा**'–**अच्छात् वा** =ઉકાળેલા શુધ્ધ નિર્મળ પાણી સિવાય, '**बहुलात् वा**'=તલ, કાચા ચોખાનું ધોવણ, તે 'બહુલજળ' કે 'ગડુલજળ' કહેવાય, '**ससिक्थात् वा** = ધાન્યનો

ફાણો પાણીમા પડ્યો હોય કે કાંતરાવાળું ધાન્ય કે ઓસામણવાળું પાણી હોય, કે તેથી રહિત હોય તે સર્વે કપડાથી ગાળી પાણી પીવાથી પ્રત્યાખ્યાનનો ભંગ થતો નથી લોટની કણકનું નીતરેલુ પાણી પણ આમા આવી જાય. આ પ્રમાણે પાણીના છ આગારો જણાવ્યા.

'**अथ चरमम्**' અહિં ચરમ એટલે અંતિમ પચ્ચક્ખાણ સમજાવતાં તેના બે ભેદ કહે છે– એક દિવસનો છેલ્લો ભાગ અને બીજો ભવનો છેલ્લો ભાગ તે બંને પચ્ચક્ખાણ દિવસ–ચરિમ અને ભવ–ચરિમ અનુક્રમે કહેવાય. તેમા ભવ–ચરિમ યાવજ્જીવ–પ્રાણ રહે ત્યા સુધીનુ પચ્ચક્ખાણ સમજવું બંને ભેદોના ચાર ચાર આગારો છે, તેનો પાઠ કહે છે—

"**दिवस–चरिमं, भव–चरिम वा पच्चक्खाइ–चउव्विहं पि आहार असण, पाणं, खाइम, साइमं अणणत्थणाभोगेणं, सहसागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तिआगारेणं वोसिरइ।**"

શંકા – એકાસણુ વિગેરે પ્રત્યાખ્યાનો એવી રીતે થાય છે કે–જેમા '**दिवसचरिम**' ની જરૂર રહેતી નથી, માટે દિવસ–ચરિમ પ્રત્યાખ્યાન નિષ્ફલ છે

સમાધાન – એમ નથી, પણ એકાસણુ વિગેરેમાં આઠ વિગેરે આગારો રાખેલા છે અને દિવસ–ચરિમમા તો ચાર જ આગારો છે, જેથી વધારે અપવાદ–છૂટોનો સંક્ષેપ થવાથી ઓછા આગારવાળું આ પચ્ચક્ખાણ નિષ્ફલ નથી, પણ સફલ છે. વળી સાધુએ રાત્રિભોજનનો ત્રિવિધ ત્રિવિધ યાવજ્જીવ માટે ત્યાગ કરેલ હોવાથી તેઓને માટે એકાસણુ વિગેરે પચ્ચક્ખાણો દિવસ પૂરતાં જ અને ગૃહસ્થને ઉદ્દેશીને તે એકાસણુ વિગેરે પચ્ચક્ખાણો બીજા દિવસના સૂર્યોદય સુધીનાં હોય છે, કારણ કે–દિવસ શબ્દનો અર્થ જેમ દિવસ થાય છે, તેમ અહોરાત્ર–રાત્રિ સહિત દિવસ એવા પર્યાયવાળો પણ જોવામા આવે છે, તેમા જેમને રાત્રિભોજનનો ત્યાગ હોય તેવા સાધુ કે શ્રાવકને રાત્રિભોજન–ત્યાગ હોય, તેઓને પણ આ પચ્ચક્ખાણથી પુન: તે રાત્રિ–ભોજન–ત્યાગનુ સ્મરણ થતું હોવાથી સફલ જ છે '**भवचरम**' પચ્ચક્ખાણમાં એટલુ વિશેષ છે કે–જ્યારે એમ જાણવામા આવે કે–'મહત્તર અને સર્વસમાધિ–પ્રત્યય' આગારોની જરૂર નથી, ત્યારે માત્ર 'અનાભોગ અને સહસાકાર' એ બે આગારોથી પણ ભવચરમ પ્રત્યાખ્યાન થઈ શકે છે. ઉપયોગ–શૂન્યપણે કે સહસા આગળી વિગેરે મુખમા નાખવાનો સંભવ હોવાથી આ બે આગારો તો જરૂરી છે જ આથી જ જો મહત્તર અને સર્વસમાધિ–પ્રત્યય આગારો ન રાખે, તો પૂર્વે જણાવેલા આ પ્રત્યાખ્યાનને અનાગાર પચ્ચક્ખાણ પણ કહેવાય. આ બે આગારોનો પરિહાર કરી શકાતો ન હોવાથી

**अथ अभिग्रहप्रत्याख्यानम्।** હવે અભિગ્રહ–પ્રત્યાખ્યાન કહે છે– તે 'દાંડા પૂંજી–પ્રમાર્જીને લેવા–મૂકવા અને આપવા' ઈત્યાદિ અભિગ્રહરૂપ એવા વિવિધ અભિગ્રહો અનેક રીતિએ કરી શકાય છે તેવા કોઇ પણ અભિગ્રહવાળુ પચ્ચક્ખાણ તે, 'અભિગ્રહ–પચ્ચક્ખાણ' કહેવાય તેમા ચાર આગારો કહેલા છે, તેનો પાઠ આ પ્રમાણે .—

"**अभिग्गह पच्चक्खाइ**" "**अणणत्थणाभोगेणं, सहसागारेण, महत्तरागारेण, सव्वसमाहिवत्तिआगारेणं वोसिरइ।**" આ અભિગ્રહ–પ્રત્યાખ્યાનમાં વસ્ત્રના ત્યાગરૂપ અભિગ્રહ કરે, ત્યારે '**चोलपट्टागारेण**' એ પાચમો આગાર કહેલો છે, એટલે કારણ પડે તો ચોલપટ્ટો પહેરવાથી અભિગ્રહ–પ્રત્યાખ્યાનનો ભગ ન થાય

अथ विकृति-प्रत्याख्यानम्-આ વિગઇ-પચ્ચક્ખાણમા આઠ કે નવ આગારો કહેલા છે, તેનો પાઠ આ પ્રમાણે —

"विगईओ पच्चक्खाइ, अण्णत्थणाभोगेण, सहसागारेणं, लेवालेवेण, गिहत्थसंसट्ठेण, उक्खित्त-विवेगेण, पडुच्चमक्खिएण, पारिट्ठावणियागारेणं, महत्तरागारेण, सव्वसमाहि-वत्तिआगारेण वोसिरइ।"

'विकृति' = મનને વિકારમાં કારણભૂત હોવાથી વિકૃતિ-વિગઇ કહેવાય તેના દસ પ્રકાર છે, કહેલુ છે કે —૧. દૂધ, ૨. દહીં, ૩ માખણ, ૪. ઘી, ૫ તેલ, ૬ ગોળ, ૭. મદ્ય, ૮ મધ, ૯ માંસ, ૧૦ તળેલુ ( પંચવસ્તુ ૩૭૧ )

૧ દૂધ—ગાય, ભેંસ, ઊટડી, બકરી અને ઘેટી-એ પાચના દૂધ તે વિગઈના પાચ પ્રકાર ઊટડીના દૂધનુ દહિ થતું ન હોવાથી તે સિવાય દહિં, માખણ અને ઘી ચાર પ્રકારના તેલ-તલ, અળશી, લટ્ટા તથા સરસવ એ ચારના તેલ એમ તેલના ચાર પ્રકાર છે. બાકીના તેલોને વિગઇમા ગણ્યા નથી, પણ લેપકૃત જણાય છે ૬ ગોળ-શેરડીનો રસ ઉકાળવાથી બને, તે દ્રવ અને કઠિન ગોળ એમ બે પ્રકારે. ૭ મદ્ય-સુરા-દારૂ વિગઇના બે પ્રકાર-એક મહુડા, તાડી વિગેરેના રસમાથી બનાવાય છે, તે કાષ્ઠજન્ય અને બીજો લોટ કહોવડાવીને બનાવાય, તે પિષ્ટજન્ય ૮ મધ-ત્રણ પ્રકારનુ-એક માખીનુ, બીજું કુંતા નામના ઊડતા જીવોએ બનાવેલું અને ત્રીજું ભમરીઓએ બનાવેલું ૯ માંસ ત્રણ પ્રકારનુ- જળચર, સ્થળચર અને ખેચર આદિ જીવોનુ અથવા બીજા પ્રકારે ચામડું, લોહી અને માસ એવા પણ ત્રણ પ્રકારો છે ૧૦ તળેલુ- ઘી કે તેલમા ડૂબાડૂબ તળેલા જેવા કે પૂડલા, દહીંથરા, જલેબી આદિ પકવાન્ન અવગાહ શબ્દને ભાવ-અર્થમા 'इम' પ્રત્યય આવવાથી અવગાહિમ = ( તળેલું ) શબ્દ સિદ્ધ થાય છે એનું સ્વરૂપ એવું છે કે-ઉંડા તવા કે કડાયામાં તેલ કે ઘી ભરીને જ્યારે ઉકળે ત્યારે અંદર તળવા નાખેલી ચીજો ઉપર-નીચે ચલાચલ થયા કરે અને તળાઈ જાય, એમ ઘી ઉમેર્યા વગર ત્રણ ઘાણ સુધી પકવાન્ન વિગઇ કહેવાય અને તે પછી ચોથા ઘાણથી માડીને બનેલી વસ્તુ પકવાન્ન વિગઈનું નિવિયાતું ગણાય એવુ નિવિયાતું યોગવાહી સાધુઓને નિર્વિકૃતિક (નીવી) પ્રત્યાખ્યાનમા પણ લેવુ કલ્પે છે. એટલે કે તળેલી વિગઈના ત્યાગમા પણ યોગની નીવીમા ત્રણ ઘાણ પછીનુ તળેલુ કે પકવાન્ન-વિગઈ લેવી કલ્પે છે જો વચ્ચે ઘી કે તેલ ઉમેર્યું ન હોય તો. આ વિષયમા એવી એક વૃદ્ધ સામાચારી છે કે – જો તવી કે કડાયો જેમા તળવાનુ હોય તેમા જો એક જ પૂડલો એવો મોટો તળવામા આવે કે જેથી કડાયામા ચારે બાજુનુ ઘી કે તેલ ઢકાઈ જાય તો બીજી વખતનું પકવાન્ન નિર્વિકૃતિક પ્રત્યાખ્યાનમા યોગવાહીને કલ્પે છે, પણ લેપકૃત દ્રવ્ય તો ગણાય આ દશ વિગઈમા મદિરા, માસ, મધ અને માખણ-એ ચાર વિગઈઓ અભક્ષ્ય છે, બાકીની છ ભક્ષ્ય છે તેમાં ભક્ષ્ય વિગઈઓમા એક વિગઈથી માડી છ વિગઈના પ્રત્યાખ્યાન અને નિવિયાતી વિગઈઓના પચ્ચક્ખાણ સાથે પણ લઈ શકાય છે. આગારો પહેલાની માફક સમજી લેવા વિશેષમા 'गिहत्थ-संसट्ठेण' गृहस्थ-संसृष्टात् ગૃહસ્થે પોતાના માટે દૂધ સાથે ભાત ભેળવ્યો હોય, તે દૂધમા ભાત ડૂબાડીને ઉપર ચાર અંગુલ સુધી દૂધ ચડે, તે 'દૂધ વિગઈ' કહેવાય નહિ, પણ 'સંસૃષ્ટ દ્રવ્ય' કહેવાય છે અને ચાર આંગળથી

વધારે ઉપર તરતું હોય તે દૂધ-વિગઈમા ગણાય છે. તે પ્રમાણે બીજી વિગઈઓના પણ સંસૃષ્ટ દ્રવ્યો આગમશાસ્ત્રથી જાણવા તે સંસૃષ્ટ દ્રવ્યો વાપરવા છતા પણ પચ્ચક્‌ખાણ ન ભાગે એવી આ આગારથી છૂટ રહે છે. 'उक्खित्त-विवेगेण'-उत्क्षिप्त-विवेकः આયંબિલના આગારમા કહ્યા પ્રમાણે કઠણદ્રવ્ય હોય અને આખું દ્રવ્ય હોય તેનો ત્યાગ હોય, એનો કણ કદાચ રહી ગયો હોય તો પણ તે વાપરવાથી પચ્ચક્‌ખાણનો ભંગ થતો નથી એ આગાર કઠિન વિગઈ આશ્રી સમજવો રેલો થાય કે પ્રવાહી વિગઈ માટે આ છૂટ નથી 'पडुच्च-मक्खिएण प्रतीत्य-म्रक्षितात्' સર્વથા લુખ્ખા રોટલા-રોટલી આદિને ઉદ્દેશીને કંઈક કોમળ રાખવા માટે 'म्रक्षित' અલ્પમાત્ર ચોપડેલુ અર્થાત્ ચોપડવા છતાં પણ ખાતા સ્વાદ લગાર પણ ન જણાય, તે 'प्रतीत्य म्रक्षित' કહેવાય લુવા પર આંગળીથી અલ્પમાત્ર ચોપડે એવી રોટલી આદિ વાપરવામા આવી જાય, તો પચ્ચક્‌ખાણનો ભંગ ન થાય પણ ધાર કરીને નાખે તો તે વિગઈના પચ્ચક્‌ખાણવાળાને ન કલ્પે એ પ્રમાણે વિગઈ અને ઉપલક્ષણથી નિર્વિગઈના પચ્ચક્‌ખાણના આગારો કહ્યા તે પ્રમાણે છૂટ રાખીને 'वोसिरइ' ત્યાગ કરુ છુ આમાં ગોળના ગાગડા હોય તેવા કઠિન જે મૂક્યા પછી આખા ઉપાડી શકાય, તેના નવ અને દૂધ આદિ પ્રવાહી વિગઈઓના આઠ આગારો જાણવા.

કહેલી વાતને પુષ્ટ કરનારી આગમ-ગાથાઓના અર્થ અહિં જણાવે છે - "નમુક્કારસહિ-પચ્ચક્‌ખાણના બે, પોરિસીમાં છ, પુરિમડ્ઢ-પૂર્વાર્ધમા સાત, એકાસણાના આઠ, એકલઠાણાના સાત, આયંબિલમા આઠ, ઉપવાસમા પાચ, પાણસ્સના છ, દિવસ અને ભવ-ચરિમ પચ્ચક્‌ખાણમા ચાર, અભિગ્રહમાં પાચ કે ચાર, નિર્વિકૃતિકમા આઠ કે નવ આગારો છે, તેમા અપ્રાવરણ અભિગ્રહમાં પાંચ અને બાકીના અભિગ્રહ પચ્ચક્‌ખાણમા ચાર આગારો હોય છે"

(આવ૦ નિ૦ ગા ૧૫૯૯થી ૧૬૦૧)

પ્રશ્ન - નિર્વિકૃતિક માટે કહેલા આ આગારો વિગઈ-ત્યાગરૂપ પ્રત્યાખ્યાનમાં કહ્યા, તો અમુક વિગઈનો ત્યાગ કરી બાકીની છૂટ રાખી હોય, તેવા વિગઈના પચ્ચક્‌ખાણમા આગારો શા ઉપરથી સમજવા?

ઉત્તર - નિર્વિગઈના પ્રત્યાખ્યાન સાથે ઉપલક્ષણથી પરિમિત વિગઈના પચ્ચક્‌ખાણનો પણ સંગ્રહ થઈ જતો હોવાથી તે જ આગારો લેવા એટલે કે નિર્વિકૃતિકના આગારો કહ્યા, તે જ વિગઈ-પચ્ચક્‌ખાણમાં પણ છે

વળી એકાસણું, પોરિસી, પુરિમડ્ઢનાં જ પચ્ચક્‌ખાણો કહ્યા છે, તો પણ તે એકાસણાની સાથે બેઆસણાનુ પોરિસી સાથે સાડ્ઢપોરિસીનુ અને પુરિમડ્ઢ સાથે અવડ્ઢનું-એમ અપ્રમત્તપણાની વૃદ્ધિ માટે હોવાથી તે તે સાથે ગણવામાં ખોટું નથી એગાસનાદિ સંબંધી આગારો પણ સમાન હોવાથી બેઆસણામા, પોરિસીના સાઢપોરિસીમા, પુરિમડ્ઢના અવડ્ઢમા સમજી લેવા કારણ કે જેમ ચઉવિહારમા જે આગારો છે, તે જ દુવિહાર, તિવિહાર પચ્ચક્‌ખાણના આગારો છે, તેમ બેઆસણા આદિમાં પણ એકાસણા આદિના આગારો આસણશબ્દની સમાનતાથી વ્યાજબી છે

પ્રશ્ન- બેઆસણા આદિક પ્રત્યાખ્યાનો અભિગ્રહરૂપ છે, તો તેના ચાર જ આગારો હોવા જોઈએ, વધારે શા માટે? સમાધાન- નહિ, એકાસણા આદિકની માફક જ ગ્રહણ-પાલન-રક્ષણ કરવાનુ હોવાથી તેની સાથે જ તેની સમાનતા છે, માટે બેઆસણાના પણ તેટલા જ આગારો સમજવા બીજા કેટલાક આચાર્યોનુ માનવુ છે કે- બેઆસણા આદિકને પચ્ચક્ખાણોમાં ગણતાં તેની મૂલ સખ્યા કાયમ રહેતી નથી માટે એકાસણાદિક દશ જ પચ્ચક્ખાણ ગણવાં-તે બરાબર છે એકાસણુ વિગેરે કરવા અશક્ત હોય તે ભાવના-શક્તિ પ્રમાણે પોરિસીઆદિ પ્રત્યાખ્યાન લે, અને તેમા પણ વધારે લાભ મેળવવાની ઈચ્છાવાળો તે સાથે ગઠિસહિત, મુટ્ઠિસહિત આદિ પ્રત્યાખ્યાન કરે, તે યોગ્ય ગણાય કારણ કે, ગઠિસહિત આદિ પ્રત્યાખ્યાનો અપ્રમત્તદશા વધારનાર હોવાથી ફળદાયી છે

આ પચ્ચક્ખાણો સ્પર્શનાદિક ગુણોવાળા હોય, તો સુપ્રત્યાખ્યાન કહેવાય. જે માટે કહેલુ છે કે – "૧ ફાસિઅ, સ્પર્શિત, ૨ પાલિત, ૩ શોભિત, ૪ તીરિત, ૫ કીર્તિત અને ૬ આરાધિત- એમ છ પ્રકારે પચ્ચક્ખાણની શુદ્ધિ છે" તેમા ૧ સ્પર્શિત તે કહેવાય કે, પચ્ચક્ખાણના કાળે વિધિપૂર્વક પ્રાપ્ત થવુ, ૨ પાલિત તે કહેવાય કે, લીધેલા પચ્ચક્ખાણનો વારંવાર ઉપયોગ રાખીને-સ્મરણ કરીને રક્ષણ કરવા પૂર્વક પાલન કરવુ ૩ શોભિત તે કહેવાય કે, ગુરુ, તપસ્વી, બાળ, ગ્લાન, થાકેલા, લોચવાળા આદિકને આપીને બાકી રહે, તેનાથી નિર્વાહ કરવો, ૪ તીરિત તે કહેવાય કે, પચ્ચક્ખાણનો સમય પૂર્ણ થયા પછી થોડો સમય રોકાઈને પછી પારવુ ૫ કીર્તિત તે કહેવાય કે, મેં અમુક પચ્ચક્ખાણ કર્યું છે, તે ફરી યાદ કરી વાપરવુ, ૬ એ સર્વ પ્રકારની શુદ્ધિપૂર્વક પાલન કરવુ, તે આરાધિત કહેવાય

હવે પચ્ચક્ખાણના અનતર અને પરપર એમ બે પ્રકારના ફળ જણાવે છે-"પચ્ચક્ખાણ કરવાથી કર્મ આવવાનાં દ્વારો-નિમિત્તો બધ થાય છે, અને તેથી તૃષ્ણાનો ઉચ્છેદ થાય છે તૃષ્ણાઓ બધ થવાથી અનુપમ ઉપશમ-ભાવ પ્રગટ થાય છે, અને તેથી કરેલુ પ્રત્યાખ્યાન શુદ્ધ થાય છે શુદ્ધ પચ્ચક્ખાણથી ચારિત્રધર્મ યથાર્થપણે પ્રાપ્ત થાય છે, તેથી જૂના કર્મોની નિર્જરા. તેથી ઉત્તરોત્તર ગુણસ્થાનકોની પ્રાપ્તિ, તેથી કેવળજ્ઞાન, અને કેવળજ્ઞાન થવાથી શાશ્વતસુખના સ્થાનરૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે એ પ્રમાણે પરપરાએ મોક્ષ-ફળની પ્રાપ્તિ થાય છે -આ પ્રમાણે પચ્ચક્ખાણ આવશ્યક સાથે છ આવશ્યકનુ સ્વરૂપ સમજાવ્યું.

કદાપિ એમ ન બોલવુ કે-'શ્રાવકને ચૈત્યવદન આદિ જ અવશ્ય કરવા યોગ્ય છે, આ છ આવશ્યક નહિ' કહ્યુ છે કે- 'શ્રમણે કે શ્રાવકે રાત્રે કે દિવસે અવશ્ય કરવા યોગ્ય હોવાથી તેને 'આવશ્યક'-પ્રતિક્રમણ કહે છે' આ પ્રમાણે આગમમા પણ શ્રાવક પ્રત્યે પણ આવશ્યક કરવાનુ કહેલુ છે અહિ ચૈત્યવંદન આદિ માફક આવશ્યક કહેવુ ઉચિત નથી, તેથી '**अंतो अहो-निसिस्स**' = દિવસ અને રાત્રિના અતે એમ કહીને બે કાળ પણ કહેલા છે અને ચૈત્યવદના તો ત્રિકાલ કરવાની છે. અનુયોગદ્વાર આગમસૂત્રમા પણ આ વિષયમાં લોકોત્તર આવશ્યકના લક્ષણમા જણાવ્યુ છે કે, 'જે સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકા તે આવશ્યકસૂત્ર અને તેના અર્થમા એકાગ્રચિત્તવાળો, તન્મય બનેલો, તેની જ લેશ્યાવાળો, તેના અર્થમાં જ ઉપયોગવાળો, તેમાં જ ત્રણે કરણો અર્પણ કરનારો, તેની જ માત્ર ભાવનાવાળો બંને કાળે આવશ્યક-પ્રતિક્રમણ કરે,

તે લોકોત્તર ભાવ–આવશ્યક સમજવું, એ વચનથી શ્રાવકને પણ આવશ્યક–પ્રતિક્રમણ કરવાનુ વિધાન કરેલું જ છે ત્યાર પછી છ આવશ્યક કરનારો શ્રાવક સ્વાધ્યાય, અણુવ્રતવિધિ આદિ કે નવકારવાલી ગણવાની ક્રિયા કરે, અથવા પાંચ પ્રકારના વાચના, પ્રશ્ન પૂછવા, ભણેલું પરાવર્તન કરવુ, સૂક્ષ્મ પદાર્થોમા માહોમાહે ચર્ચા કરી નિ સંદેહ બનવું, કે ધર્મકથા કરવી, સાભળવી ઈત્યાદિ કરવામા સમયની સફળતા કરવી હવે જે સાધુવાળા ઉપાશ્રયે જઈ શકવા સમર્થ ન હોય, અથવા રાજા કે મહર્દ્ધિક હોય, કે બહાર નીકળવામા મુશ્કેલી હોય, તે પોતાના ઘરે જ આવશ્યક સ્વાધ્યાય કરે. ' उत्तमम् '–उत्तमनिर्जराहेतुम् = ઉત્તમ નિર્જરાના કારણભૂત કહેલુ છે કે– ' કેવલિ ભગવંતોએ ઉપદેશેલ બાહ્ય અને અભ્યંતર રૂપ બાર પ્રકારના તપમા સ્વાધ્યાય જેવો તપ છે નહિં, થશે નહિં અને થયો નથી ' તથા સ્વાધ્યાયથી પ્રશસ્ત ધ્યાન થાય, તથા સર્વ પરમાર્થ પણ સ્વાધ્યાયથી જાણી શકાય, સ્વાધ્યાયમા વર્તતો આત્મા ક્ષણે ક્ષણે વૈરાગ્યને પ્રાપ્ત કરે છે, ઈત્યાદિ ૧૨૯

**न्याय्ये काले ततो देव–गुरु–स्मृति–पवित्रितः ।**
**निद्रामल्पामुपासीत, प्रायेणाब्रह्मवर्जकः ॥१३०॥**

રાત્રિનો પ્રથમ પ્રહર કે અર્ધરાત્રિ, અગર શરીરની સ્વસ્થતા પ્રમાણે સ્વાધ્યાય કર્યા પછી અલ્પનિદ્રા–ક્રિયાની ઉપાસના કરવી કેવી રીતે ? તો કે ભટ્ટારક અરિહંતાદિ દેવો, ધર્માચાર્ય ગુરુઓ, તેમનુ સ્મરણ મનમાં કરી પવિત્ર કરેલા આત્માવાળો, ઉપલક્ષણથી ચાર શરણ અંગીકાર, દુષ્કૃત–ગર્હા, સુકૃતાનુમોદના, પંચપરમેષ્ઠિ–સ્મરણ ઈત્યાદિ, આ સર્વ સ્મરણ વગર આત્મા પવિત્ર બની શકતો નથી તેમા દેવની સ્મૃતિ–' **नमो वीयरागाणं सव्वण्णूणं' तिलोक्कपूइआण जहट्ठिअवत्थुवाईण** ' इत्यादि 'વીતરાગ સર્વજ્ઞ ત્રણેલોકથી પૂજિત યથાર્થ વસ્તુને કહેનારા તીર્થંકર પરમાત્માને નમસ્કાર થાઓ ' ગુરુસ્મૃતિ આ પ્રમાણે– " **धन्यास्ते ग्राम–नगर–जनपदादयो, येषु मदीया धर्माचार्या विहरन्ति ।** " ' તે ગામ, નગર, દેશ આદિકને ધન્ય છે, જ્યાં મારા ધર્માચાર્ય ગુરુ મહારાજ વિચરી રહેલા છે ' ' અલ્પનિદ્રા ' તેમા નિદ્રા એ વિશેષ્ય, અલ્પ વિશેષણ, અહિં અલ્પ એ વિધાન જણાવ્યું ' વિશેષણ–સહિત વિધિ અને નિષેધ હોય ત્યારે તે વિશેષણમા લાગુ પડે છે ' એ ન્યાયથી નિદ્રા કરવી એમ વિધાન થતું નથી, પણ દર્શનાવરણકર્મના ઉદયવડે નિદ્રા આપોઆપ આવે જ છે ' ન જાણેલા પદાર્થોમા શાસ્ત્ર સફળ ગણાય ' એ વાત તો કહેલી જ છે. તેથી નિદ્રામા અલ્પનુ વિધાન કર્યુ વળી બીજુ શું ? તો કે ગૃહસ્થ છે, તો ઘણે ભાગે અબ્રહ્મનો ત્યાગ કરે ૧૩૦ વળી—

**निद्राच्छेदे योषिदङ्ग–सतत्त्वं परिचिन्तयेत् ।**
**स्थूलभद्रादिसाधूनां, तन्निवृत्तिं परामृशन् ॥१३१॥**

કદાચ રાત્રે નિદ્રા ઉડી જાય તો સ્થૂલભદ્ર આદિ સાધુઓએ સ્ત્રીઓના અંગની મલિનતા, દુગુંછનીયતા, અસારતા વિચારી તેની કરેલી નિવૃત્તિનુ સ્મરણ કરતો તેના દેહનું યથાર્થ સ્વરૂપ વિચારે સ્થૂલભદ્રમુનિનુ સંપ્રદાય–ગમ્ય ચરિત્ર આ પ્રમાણે જાણવું —

## સ્થૂલભદ્રકથા

શકટાલ નામનો સર્વ શ્રેષ્ઠ અમાત્ય હતો તેને તીક્ષ્ણબુદ્ધિવાળો, વિનયાદિ ગુણોનો સ્થાન સુંદર આકૃતિ હોવાથી ચંદ્ર સમાન આહ્લાદક સ્થૂલભદ્ર નામનો મોટો પુત્ર હતો તેમ જ નન્દરાજાના હૃદયને અત્યંત આનંદ આપવા માટે ગોશીર્ષચંદન સમાન ભક્તિવાળો શ્રીયક નામનો નાનો પુત્ર હતો તે નગરમા રૂપ કાન્તિવડે ઉર્વશી સમાન એવી કોશા નામની વેશ્યા હતી સ્થૂલભદ્ર રાત્રિ–દિવસ વિવિધ પ્રકારના ભોગો ભોગવતો તેમા એવો તન્મય બની ગયો કે તેને ત્યા રહેતા બાર વરસો વીતી ગયા નંદરાજાના બીજા હૃદય સરખો અત્યંત વિશ્વાસપાત્ર શ્રીયક તે રાજાનો અંગરક્ષક બન્યો તે જ નગરમા કવિઓ, વાદીઓ અને વૈયાકરણીઓમા મસ્તકના મણિસમાન વરરુચિ નામનો એક બ્રાહ્મણ આગેવાન હતો બુદ્ધિશાળી તે દરરોજ નવનવા એકસો આઠ કાવ્યો બનાવી બનાવીને રાજાની સ્તુતિ કરતો હતો તે કવિ મિથ્યાદૃષ્ટિ હોવાથી શકટાલ મંત્રી ક્દાપિ તેની પ્રશંસા કરતો ન હતો અને તે કારણે રાજા તુષ્ટ થવા છતા પણ તુષ્ટિ–દાન આપતા ન હતા પોતાને દાન ન મળવાનુ કારણ જાણીને વરરુચિએ મંત્રીની પત્નીની આરાધના શરુ કરી વરરુચિની સેવાથી ખુશ થએલી મંત્રિપત્નીએ કોઈક દિવસે કાર્ય પૂછ્યુ ત્યારે તેણે કહ્યુ કે, ‘તમારા પતિ રાજા પાસે મારા કાવ્યની પ્રશંસા કરે’ તેણીના આગ્રહથી પતિએ તેને કહ્યુ કે તે મિથ્યાદૃષ્ટિની પ્રશંસા હુ કેવી રીતે કરી શકુ ? છતા પણ અત્યંત આગ્રહને વશ બનેલા મંત્રીએ તે વાત સ્વીકારી, કારણ કે અંધ, સ્ત્રી, બાળક અને મૂર્ખાઓની હઠ બળવાન હોય છે કોઈક વખતે વરરુચિ રાજા પાસે કાવ્ય ભણતો હતો, ત્યારે મહાઅમાત્યે ‘અહો ! સુંદર સુભાષિત’ એમ બોલી પ્રશંસા કરી એટલે રાજાએ તેને એકસો આઠ સુવર્ણ નાણુ આપ્યું ખરેખર રાજમાન્ય પુરુષનું અનુકૂલ વચન પણ જીવિત આપનાર બને છે આ પ્રમાણે દરરોજ એકસો આઠ સુવર્ણ દીનાર અપાતા હતા, ત્યારે મંત્રીએ રાજાને વિનંતિ કરતા પૂછ્યુ કે, આને શા કારણે આપો છો ? ત્યારે રાજાએ મંત્રીને કહ્યુ કે, તમે પ્રશંસા કરી એટલે આપુ છુ જો મારે આપવા જ હોત તો પહેલા કેમ ન આપ્યા ? ત્યારે મંત્રીએ કહ્યુ, હે દેવ ! મે તેની પ્રશંસા કરી નથી મે તો તે સમયે માત્ર બીજાના કાવ્યોની પ્રશંસા કરી હતી આપની આગળ તે બીજાના બનાવેલા કાવ્યો ‘મેં બનાવ્યા છે’ એમ કહી બોલી જાય છે ‘શુ આ વાત સત્ય છે ?’ એમ રાજાએ પૂછ્યુ ‘એણે બોલેલા કાવ્યો તો મારી બાલિકાઓ પણ બોલી જાય છે અને તે હુ આપને સવારે સાક્ષાત્કાર કરાવીશ’ એમ મંત્રીએ કહ્યુ શકટાલ-મંત્રીને યક્ષા, યક્ષદત્તા, ભૂતા, ભૂતદત્તા, સેણા, વેણા અને રેણા નામની બુદ્ધિશાળી સાત પુત્રીઓ હતી એમા યક્ષા એક વખત સાભળતા જ બીજી બે વખત, ત્રીજી ત્રણ વખત એમ ક્રમસર સાતમી સાત વખત સાભળે તો ગ્રહણ કરી યાદ રાખી શકે તેવી ચતુર બુદ્ધિશાળી હતી બીજા દિવસે મંત્રીએ તે સાતેને રાજાની સામે એક પડદામા કોઈ ન દેખે તેમ બેસાડી વરરુચિ દરરોજ ૧૦૮ નવા નવા શ્લોકો બનાવીને રાજાને સંભળાવતો હતો ત્યાર પછી રોષાયમાન થએલા રાજાએ દાન નિવારણ કર્યું ‘મંત્રીઓ પાસે ઉપકાર કે અપકાર કરવાના ઉપાયો હોય જ છે’ ત્યાર પછી વરરુચિએ ગંગાનદીએ પહોચીને ગંગાજળમા એક એવુ યંત્ર ગોઠવ્યું, વસ્ત્રમા બાધેલા ૧૦૮ દીનાર એમા રાખેલા હતા, ત્યાર પછી વરરુચિએ સવારે ગંગાની સ્તુતિ કરી પગથી યંત્ર દબાવ્યું એટલે તે સર્વ દીનારો ઉછળીને તેના હાથમા પડ્યા આ પ્રમાણે તે દરરોજ કરી રહ્યો હતો, આથી નગરલોકો વિસ્મય પામ્યા રાજાને કાને પણ વાત પહોચી

એટલે મંત્રી પાસે પ્રશંસા કરી. મંત્રીએ કહ્યુ કે. 'જો વાત સત્ય હોય તો સવારે આપણે જાતે જોવા જઈએ' એ પ્રમાણે કહેવાએલા રાજાએ મંત્રીની વાત સ્વીકારી સાંજે મત્રીએ એક ગુપ્ત મનુષ્યને શિખામણ આપી નદીએ મોકલ્યો અને તેણે પણ પક્ષી માફક ઝાડીમાં છૂપાઈને વરરુચિ શું કરે છે, તેની ભાળ કરી તે વખતે વરરુચિ ગંગાનદીના જળમાં ગુપ્તપણે ૧૦૮ દીનારની પોટલી સ્થાપન કરી ઘરે ગયો તેના જીવિતની માફક દીનારની પોટલી લઈને ગુપ્ત પુરુષ શકટાલમંત્રી પાસે ગયો અને ગુપ્તપણે તેને અર્પણ કરી હવે રાત્રિ પૂર્ણ થયા પછી છૂપી રીતે દીનાર–પોટલી લઈને મંત્રી રાજા સાથે ગંગા નદીએ ગયો, ત્યારે વરરુચિએ જાણ્યું કે રાજા જાતે જોવા પધાર્યા છે, એટલે તેમને દેખી અભિમાની બનેલો મૂઢ વરરુચિ વિસ્તારથી ગંગાની સ્તુતિ કરવા લાગ્યો સ્તુતિના અંતે વરરુચિએ પગથી યંત્ર ચલાયમાન કર્યું, પણ દીનારની પોટલી ઉછળીને તેના હાથના ખોબામા ન પડી. ત્યાર પછી જળમાં હાથથી દ્રવ્યની શોધ કરવા લાગ્યો, પરંતુ ધન ન દેખવાથી ધૂર્ત ધીઠો મૌન સેવન કરવા લાગ્યો ત્યાર પછી મહા-મંત્રીએ તેને કહ્યુ કે, થાપણ કરેલુ દ્રવ્ય ગંગા શું નથી આપતી? કે જેથી વારંવાર તેને ખોળે છે? માટે 'આ તારું દ્રવ્ય ઓળખીને ગ્રહણ કર' એમ બોલતા મંત્રીએ વરરુચિના હાથમા દીનાર–પોટલી આપી તેણે હૃદયના ધ્રાસ્કા સરખી તે દીનારની પોટલી વડે મરણથી પણ અધિક દુઃસહ દશા પ્રાપ્ત કરી પ્રધાને રાજાને કહ્યુ કે, લોકોને ઠગવા માટે સંધ્યાએ દ્રવ્ય અંદર નાખે છે અને સવારે વળી ગ્રહણ કરે છે. 'તમે આ પ્રપંચની વાત ઠીક મને જણાવી' એમ મંત્રીને જણાવીને વિસ્મયથી પ્રફુલ્લનયનવાળો રાજા પોતાના મહેલે ગયો શકટાલમંત્રી પર ક્રોધે ભરાએલા, આનો બદલો લેવા માટે વિચારી રહેલા વરરુચિએ મંત્રીના ઘરની કોઈ દાસીને તેના ઘરની હકીકત પૂછી ત્યારે મંત્રીની દાસીએ તેને કહ્યુ કે, શ્રીયકપુત્રના વિવાહમા રાજાને ભોજન માટે બોલાવશે, તે વખતે નંદરાજાને પહેરામણી આદિ આપવા માટે મંત્રી હથીયારો સજાવે છે કારણ કે 'શસ્ત્રપ્રિય રાજાઓને શસ્ત્રોની જ ભેટ અપાય' મંત્રીના છિદ્રને જાણી વરરુચિએ બાળકોને એકઠા કરી ચણા આપીને ભણાવ્યા કે, 'રાજાને ખબર નથી કે આ શકટાલ મત્રી નંદરાજાને મારીને તેના રાજ્ય પર શ્રીયકને સ્થાપન કરશે' દરરોજ સ્થાન સ્થાન પર બાળકોને આમ બોલતા સાંભળીને અને લોકવાયકાથી રાજાએ પણ આ સાંભળ્યું અને વિચાર્યું– "બાળકો જે બોલે તથા સ્ત્રીઓ જે બોલે તથા ઔત્પાતિકી જે ભાષા બોલાય, તે કદાપિ નિષ્ફળ ન હોય" તેની ખાત્રી કરવા માટે પોતાના વિશ્વાસુ મનુષ્યને રાજાએ મંત્રીના ઘરે મોકલ્યો, તપાસ કરીને પાછા આવી તેણે જેવુ દેખ્યું હતું તેવુ જણાવ્યું. ત્યાર પછી સેવા–સમયે આવેલા મત્રીએ રાજાને પ્રણામ કર્યા ત્યારે રાજા અવળું મુખ કરીને બેઠો તેના ભાવને સમજી ગએલા શકટાલે ઘરે આવીને શ્રીયકને કહ્યુ કે, કોઈક દ્વેષીએ રાજાના કાન આપણા માટે ભભેર્યા જણાય છે અને રાજા કોપાયમાન થયો છે નક્કી તે એકદમ આપણા કુલનો ક્ષય કરશે, માટે હે વત્સ! જો મારી આજ્ઞા સ્વીકારીશ, તો કુલનુ રક્ષણ થશે હું જ્યારે રાજાને નમસ્કાર કરવા મારું મસ્તક નમાવુ, ત્યારે તરવારથી મારા મસ્તકનો છેદ કરતાં એમ કહેવું કે 'ભલે પિતા હોય પણ સ્વામીનો ભક્ત ન હોય તે વધ કરવા યોગ્ય છે' જો કે હવે 'હુ વૃદ્ધાવસ્થા પામેલો છુ અને આમ મૃત્યુ પામું તો પણ મારા કુલગૃહના સ્તંભ સરખો તુ લાંબા કાળ સુધી આનંદ કરીશ' શ્રીયક પણ ગદ્ગદ સ્વરે રુદન કરતો એમ બોલવા લાગ્યો કે, 'આવું ઘોર નીચ પાપકર્મ તો ચંડાલ પણ ન કરે.' અમાત્યે કહ્યુ કે, "આવી

વિચારણા કરીને તું ખરેખર માત્ર વૈરીઓના મનોરથો પૂર્ણ કરે છે જેટલામા જમ સરખો રાજા ક્રોધી બની સહકુટુંબ મને મારી ન નાખે તેટલામા મારા એકનો ક્ષય કરીને આખા કુટુંબનુ તુ રક્ષણ કર બીજું હુ મારા મુખમા તાલપુટ ઝેર સ્થાપન કરી રાજાને પ્રણામ કરીશ. ત્યારે મૃત્યુ પામેલા મારા મસ્તકને છેદજે, જેથી તને પિતૃહત્યા ન લાગે" આ પ્રમાણે કોઈ પણ પ્રકારે સમજાવેલા પુત્રે તે વાતનો સ્વીકાર કર્યો, કારણ કે 'બુદ્ધિશાળીઓ ભાવીના શુભ માટે વર્તમાનની ભયંકરતાને પણ આચરે છે' પિતાની આજ્ઞા પ્રમાણે શ્રીયકે પણ રાજસભામા રાજા સમક્ષ પિતાના મસ્તકનો છેદ કર્યો. રાજાએ શ્રીયકને પૂછ્યું, 'હે વત્સ! આવું દુષ્કર અકાર્ય તે કેમ કર્યું? ગભરાએલા રાજાથી પૂછાએલા શ્રીયકે કહ્યુ કે, આપે જાણ્યુ કે આ દ્રોહી છે, તેથી મેં હણ્યા માલિકના ચિત્તના અનુસારે જ હમેશા સેવકોએ પ્રવર્તવાનુ હોય

'દોષો સ્વયં જાણવામા આવી જાય તો તો સેવકોને વિચારણા કરવી એ યોગ્ય ગણાય, પરંતુ સ્વામીના જાણવામા આવે તો તો પ્રતિકાર જ કરવો યોગ્ય ગણાય, નહિ કે વિચારણા'

શકટાલ મહામંત્રીની મરણોત્તર ક્રિયા પછી નંદરાજાએ શ્રીયકને કહ્યુ કે, 'આ સર્વરાજ-વ્યવસ્થાના કાર્ય સંભાળનારી મુદ્રા તું ગ્રહણ કર' એટલે શ્રીયકે રાજાને પ્રણામ કરતાં કહ્યુ કે 'પિતા સરખા મારા મોટાભાઈ સ્થૂલભદ્ર નામના છે, જે પિતાની કૃપાથી આનંદપૂર્વક કોશાને ત્યા બાર વરસથી ભોગ ભોગવતા રહેલા છે' ત્યાર પછી રાજાએ સ્થૂલભદ્રને બોલાવી તે મુદ્રા સ્વીકારવા કહ્યુ, ત્યારે તેણે પ્રત્યુત્તર આપ્યો કે, 'બરાબર વિચારણા કરી પછી આજ્ઞાનો અમલ કરીશ' રાજાએ કહ્યુ કે, 'વિચારણા આજે જ કરી લો' એ પ્રમાણે કહેવાએલા સ્થૂલભદ્ર અશોકવનમાં જઈ ચિત્તથી વિચારણા કરવા લાગ્યા કે-"રાજસેવકો દરિદ્રની જેમ યોગ્યકાળે શયન, ભોજન, સ્નાન કે બીજાં સુખના સાધન ભોગવી શકતા નથી પૂર્ણકુંભમાં જેમ પાણીનો અવકાશ હોતો નથી, તેમ પોતાના રાષ્ટ્રની અને પરરાષ્ટ્રની ચિંતામા વ્યગ્ર બનેલા રાજસેવકો ચિત્તમાં પ્રાણવલ્લભ માટે પણ અવકાશ રહેતો નથી પોતાના સર્વ અંગત સ્વાર્થનો ત્યાગ કરીને એકાંત રાજાની સેવા કરવા છતા, બાંધેલા પશુઓને જેમ કાગડા તેમ ચાડીયા ખલપુરુષો રાજસેવકોને ઉપદ્રવ કરે છે. જેમ સ્વદેહ અને સ્વદ્રવ્યનો વ્યય કરીને પણ રાજા માટે પ્રયત્ન કરાય છે, તેમ બુદ્ધિશાળી પોતાના આત્માર્થે કેમ પ્રયત્ન નથી કરતો? એમ વિચારી સ્થૂલભદ્રે પાંચ મુટ્ઠીથી કેશનો લોચ કર્યો, અને રત્નકંબલની દશીઓનું રજોહરણ બનાવ્યુ તે વાર પછી તે મહાસત્ત્વશાળીએ રાજસભામા પહોચી રાજાને કહ્યુ કે, મેં આ વિચાર કરી લીધો અને તમોને ધર્મનો લાભ હો' ત્યાર પછી ગુફાથી જેમ કેસરીસિંહ તેમ સંસારરૂપી હાથીઓથી રોષ પામેલો મહાસત્ત્વવાળો તે રાજસભામાથી બહાર નીકળ્યો શું આ કપટ કરીને પાછો વેશ્યાને ત્યા તો જતો નહિ હોય? એ ખાત્રી કરવા માટે રાજા ગવાક્ષમા રહીને નિરીક્ષણ કરવા લાગ્યો દુર્ગંધી મડદાવાળા સ્થાનમા નાસિકા મરડીને જાય, તેમ જતા સ્થૂલભદ્રને દેખી રાજાએ મસ્તક ડોલાવ્યુ અને તે વિચારવા લાગ્યા કે ભગવાન નક્કી વૈરાગી જ બનેલા છે, તેના વિષયમા મેં ખોટું વિચાર્યુ-એમ આત્મનિંદા સાથે તેને અભિનંદન આપ્યા સ્થૂલભદ્રે પણ શ્રીસંભૂતિવિજય આચાર્ય પાસે પહોચી સામાયિક